# સુન્દરી સુબોધ.

સચિત્ર માસિક પત્ર

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

જાન્યુઆરી-
૧૯૧૭:

પુસ્તક ૧૮
અંક ૧.



બ્રાહ્મ સમાજના પરલોકવાસી લોકમાન્ય આચાર્ય
સાધુચરિત શ્રી કેશવચન્દ્ર સેન

---

[illegible]
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી
રામમોહનરાય જસવંતરાય

# ગ્રાહકોને વિનંતિ.



ગયા વર્ષનો સ્ત્રીલિખનો (નવેમ્બર-ડિસેમ્બરનો) અંક તૈયાર થતાં થયેલા વિલંબને લીધે ચાલુ વર્ષના અંક પણ બ્હાર પડતાં ઢીલ થઇ છે. હજી પણ સ્ત્રીલેખનો અંક પ્રકટ થતાં કેટલોક વખત થાય એમ છે. તેથી આ (ચાલુ વર્ષનો પ્હેલો-) અંક પ્રથમજ પ્રકટ કરી દેવાનું યોગ્ય ધાર્યું છે.

આ અંક બ્હાર પડયા પછી, થોડે થોડે અંતરે-ગયા વર્ષનો બાકી રહેલો સ્ત્રી લેખનો અંક તથા ચાલુ વર્ષનો ફેબ્રુઆરી-માર્ચનો અંક પ્રકટ થશે.

ચિત્રો તથા પૂંઠા માટે વપરાતા આર્ટ પેપરની અસાધારણ મોંઘવારી અને તંગીને લીધે હજુ થોડા સમય સુધી નિયમિત રીતે ચિત્રો આપી શકાશે નહિં. પરન્તુ હાલમાં તે માટે એક નવી ગોઠવણ વિશે વિચાર ચાલુ છે, તે નક્કિ થયેથી ચિત્રો વગેરેમાં પણ વધારે સારી વ્યવસ્થા કરી શકાશે એમ આશા છે.

વ્યવસ્થાપક-સુન્દરી સુબોધ.



# સુન્દરી સુબોધ.

પુસ્તક ૧૪ મું. ]     જાન્યુઆરી, ૧૯૧૭.     [ અંક ૧.

## અનુક્રમણિકા.

# ઇનામ રૂ. ૧૦૦

## તાકીદે સાબેતી જોઇયે છે.




આજકાલ બજારમાં વેચાતા ઘણું-ખરા હેર ઓઇલો કેરોસીન તેલમાંથી બનતા વ્હાઇટ ઓઇલને રંગ અને ખુશબો આપી બનાવેલા હોય છે. જે બાલને બેરવી નાખી જુવાનીમાંજ સફેદ કરી નાખે છે. પણ ઘણા વખતથી આ પેપરમાં છપાતું આલબીનીયા હેર ઓઇલ બદામના તેલમાંથી બનાવેલું ખુશબોદાર તેલ છે એમ લોકો ખાત્રીથી કહે છે. બદામ બાલ અને મગજને ઘણી ગુણકારક હોવાથી બાનુઓ અને ગૃહસ્થો બાલને લાંબા સુંવાળા અને રેશમ જેવા નરમ બનાવવા માટે આ તેલનો છુટથી ઉપયોગ કરે છે. જેથી પબલીકના લાભ અર્થે તપાસ કરી આ તેલમાં વ્હાઇટ ઓઇલ છે એમ જો કોઇ સાબીત કરી આપશે તેને ઉપલું ઇનામ આપવામાં આવશે.

આલબીનીયા હેર ઓઇલ રૂ. ૧ ની કીંમતે તેઓના સોલ એજંટસઃ—

**મોહીની એજન્સી,**—જુમા મસીદ પાસે મુંબઇ-આથી મઝન

# वार्तालहरी.

## મનની દૃઢતા.

લેખક: બ્હેન સૌ. ઉમંગલક્ષ્મી.

૧.

જે દિવસ મિસ્ટર મોહનલાલ એન્જિનિયરની પરીક્ષા પાસ કરીને અને સાથે એક ગોરી મડમને પોતાની ધર્મપત્ની બનાવીને, પોતાને દેશ પાછા ફર્યા તે દિવસે એમના મિત્રમંડળમાં બહુ ખળભળાટ થઇ રહ્યો. ઘણાએ તો એને મૂર્ખ ઠરાવ્યો, અને એનું ભવિષ્યનું જીવન બહુ દુઃખી થશે એમ જાણી ખરા હૃદયથી દિલગીરી પ્રકટ કરી. એક મોહનલાલજ એવો હતો કે જે એને બહુ ભાગ્યશાળી સમજતો હતો. એમ સમજવાનું એને કારણ હતું. મોહનલાલના મનમાં ઘણા દિવસની એક શુભ આકાંક્ષા હતી કે હું એક મડમને મ્હારી સહધર્મિણી બનાવું. બિચારો મોહનલાલ આવા વિચારમાં હતો એટલામાં તો એની માતાએ એક બાલિકાની સાથે એનો વિવાહ કરી નાંખ્યો. ભગ્નમનોરથ મોહનલાલ પોતાના અદૃષ્ટને અનુકૂળ થઇ રહેવાનો પ્રયત્ન કરતો હતો. તેવામાં મિત્રવધુ મિસિસ રોઝે આવી એની સાથે હાથ મેળવ્યો. મોહનના આખા શરીરમાં જાણે વિજળી પ્રસરી રહી એના બધા પ્રયાસ વ્યર્થ થઇ ગયા.

વસન્ત ઋતુના આવવાથી જેમ પત્રહીન વૃક્ષોને નવીન અંકુરો ફૂટે છે તેમ મોહનની મુખશ્રી ચાચાલતા ફરીને લીલી થઈ. બાલવધૂ લલિતા ઉપરથી હવે એનું ચિત્ત ઉઠવા લાગ્યું. રોઝની સાથે વાતચીત કરવાથી હવે લલિતા એને બિલકુલ ગમાર જેવી લાગવા માંડી. હિન્દુ કુલાંગનાના સંકોચપૂર્ણ સલજ્જ ભાવ ઉપર મોહનને તિરસ્કાર થવા લાગ્યો. હમેશાં મોહનલાલને બંગલે આવજાવ કરવાથી જેમ જેમ રોઝની સાથે એનો સંબન્ધ ગાઢ થતો ગયો તેમ તેમ તેણે લલિતાની સંગતિ છોડવા માંડી. છેવટે, ઘરની અન્દરના પોતાના ઓરડામાં સુવાનું છોડી તેણે બ્હાર સુવા માંડયું. લલિતા બિચારી હવે પોતાના પતિદેવના દર્શનથી પણ વંચિત થઇ. પણ એ બિચારી એનું કંઇ કારણ સમજી શકી નહિ. પણ મોહનની દૂરદર્શિ માતા તો સમજી ગઇ કે પુત્રના ચરિત્રમાં અવશ્ય કંઇ દોષ ઉત્પન્ન થયો છે. મોહનની મા ઘણી બુદ્ધિવાળી ને સ્પષ્ટ બોલવાવાળી હતી. એણે એક દિવસ મોહનને બોલાવીને કહ્યું. "કેમ મોહન, તને શું થયું છે ? રાત દિવસ તું બ્હાર ને બ્હાર ફરે છે એ તે શું છે ? તું શું એમ સમજે છે કે હું કંઇ જાણતી સમજતી નથી ?" મોહને ઢીઠાઇનો જવાબ દીધો. આજ પહેલીજ વાર માતા સાથે ઢીઠાઇથી મોહન બોલતો હતો. એણે કહ્યું, "જાણતું છે, એમ કે ? મ્હને અહીંની વાતો પસંદ નથી મ્હને ગમે ત્યાં હું રહું તેનું તમારે શું ?" પુત્રનું આવું ગુસ્સાનું બોલવું માતાને અસહ્ય લાગ્યું, "મ્હારી સામે આવું બોલતાં ત્હને જરા શરમે નથી આવતી ? ત્હારા જેના કપૂતનું મ્હો પણ ન જોવું જોઇએ." એમ કહી ... પોતાના ઓરડામાં જઇને સુઇ ગઈ. ... વધુ લલિતા વ્યાકુળ થઇને સાસુના પગ ... થી ગઇ ને સાસુના પગ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં પૂછવા લાગી, "બા, આજે ... રે કેમ સુઇ રહ્યાં છો ? શું કંઇ

શરીરે સારું નથી!" વહુના આ મમતા ભરેલા વચનોથી સાસુની આંખોમાં આંસુની ધારા વહી. લલિતા એના આ રોવાનું કારણ કંઇ સમજી નહિ તોપણ એને શાન્ત કરવા લાગી.

૨.

ભારતદેશમાં આવી તે પહેલાં રોઝના મનની એવી માન્યતા હતી કે ભારતવાસી બધાએ કાળા ને કુરૂપ હોય છે. એનું કારણ કદાચ એ પણ હોય કે મોહન નામમાત્ર મોહન હતો. એના રૂપરંગને ને નામને કંઇ પણ સંબન્ધ નહોતો. પણ અહીં આવીને મોહનને દીઠા પછી રોઝની એ માન્યતા બીલકુલ જતી રહી. મોહનની ખામી વગરની અનુપમ સુન્દરતા જોઇને રોઝ એના ઉપર મુગ્ધ તો થઇ ગઇ હતી, અને હવે વળી એના સૌજન્યપૂર્ણ વ્યવહારથી એની તરફ એકદમ આકર્ષાઇ ગઇ અને મોહન પણ એના ઉપર એવો મોહિત થઇ ગયો હતો કે જેમ કોઇ ભક્ત પોતાના આરાધ્ય દેવતાનું સ્વરૂપ જોઇને થઇ જાય. નિત્ય એ ગોરી દેવીનું દર્શન કરવું અને એના ચરણકમળોમાં પોતાની પ્રેમાંજલિ અર્પણ કરવી એ મોહનનું મુખ્ય કર્તવ્ય કર્મ હતું. મોહન રોજ રોઝની સાથે સાંજના બંગલાની ફુલવાડીમાં ફરતો હતો. એ વખતે એ બન્નેની પરસ્પર અત્યન્ત મધુર સ્વરથી સંપૂર્ણ અનુરાગ ભરી વાતો થયા કરતી હતી. કોઇ કોઇ દિવસ મોહન પણ એ બન્નેની સાથે જતો પણ તન મન વગર. મોહનની સાથેનો રોઝનો આટલો ગાઢ સંબન્ધ એને જરાએ પસન્દ નહોતો પણ એ બધી રીતે લાચાર હતો. ગોરી સ્ત્રીની સ્વાધીનતા ઉપર હસ્તાક્ષેપ કરવો એ એના સામર્થ્યની બહાર હતું, તોપણ પતિના બનાજ સ્ત્રીનું આ પ્રકારનું દુરાચરણ એને એકદમ અસહ્ય લાગ્યું. એક દિવસ એણે રોઝને સ્હેજે સાફ કહી દીધું કે "તું મોહનની સાથે કોઇ જાતનો સંબન્ધ રાખે એવું હું ઇચ્છતો નથી. હું એને પણ આપણા બંગલે આવવાની ના કહી દઇશ ને તું એને હવે નહિ મળી શકે."

રોઝ આ માને? એ યુરોપિયન અંગનાએ તીવ્રભાવથી પતિની વાતનો પ્રતિવાદ કરતાં કહ્યું, "વિવાહની વખતે તમારી સાથે કંઇ એવો કરાર કે વચન નહોતું કર્યું કે હું કોઇની સાથે વાત નહિ કરી શકું. વળી તમારા દેશની સ્ત્રીઓની પેઠે હું કંઇ દાસી નથી કે જે આજ્ઞા કરો તે માની લઉં. હું તમને હવેથી જણાવું છું કે ફરી કદી પણ મારી સ્વતન્ત્રતા ઉપર હાથ ન નાખશો."

ગોરી બીબી ને મોટા સાહેબની વચ્ચે આ વાત થતી હતી ત્યાં મોહને આવી હસ્તે મુખે બન્નેને નમન કર્યું. પતિને અપમાન કરવાની ઇચ્છાથી રોઝ તરતજ મોહનનો હાથ ઝાલીને બાગમાં ફરવા ગઇ.

૩.

રોઝના આ અનુચિત વ્યવહારથી મોહન ક્રોધને લીધે ગાંડા જેવો થઇ ગયો. એની પાસે એક ખૂણે પિસ્તોલ હતી, મોહન એને જોવા લાગ્યો, એને એમ થયું કે આજ સાંજે રોઝ ને મોહનની હત્યા કરીને આ અપમાનનો બદલો લઉં. પણ કંઇક વિચારીને એણે એને પાછી મૂકી દીધી. જ્યારે રાત પડી ત્યારે પિસ્તોલ લઇને મોહન બગીચા તરફ ગયો.

રોઝ અને મોહન બન્ને બગીચામાં ફરતા હતા. મનમાં ચિન્તા હોવાથી આજ રોઝ અન્યમનસ્ક જણાતી હતી. આ જોઇને મોહને પ્રેમપૂર્વક પુછ્યું "રોઝ, આજ તને શું

થયું છે કે તું આ પ્રમાણે મનસ્વગર વાતો કરે છે. તબિયત તો ઠીક છેને ?" "નહિ, આજ મ્હારૂં ચિત્ત ઠેકાણે નથી." એમ કહીને રોઝે બધી વાત સોહનને કહી. "એને મ્હોએજ એમ સ્પષ્ટ કહી દેવું એ ઠીક નહિ, અફસોસ, ત્હમારી સાથે હું બે ચાર વાત કરી શકતો તે પણ હવે કદાચ બંધ થઇ જશે." એમ કહીને સોહને કાતર દૃષ્ટિથી રોઝની સામે જોવા માંડ્યું. "નહિ, આનો હવે કંઈ નિકાલ આણીનેજ છોડીશ. એનો એવો શો અધિકાર જે મ્હને ત્હમારી સાથે ન મળવા દે." એમ કહેતાં રોઝે આદરથી સોહનનો હાથ પકડી લીધો. બરોબર એજ વખતે બન્નેની ઉપર મોહને પિસ્તોલ તાકી, પણ એને ચલાવતી વખતે એનો હાથ કંપવા લાગ્યો. એથી કંઇ વિચારીને મોહન ત્યાંથી જતો રહ્યો. જતાં જતા તેણે મનમાં કહ્યું, "નહિ, એમને જીવથી નહિ મારૂં એ પ્રમાણે મારી નાખવાથી બરોબર બદલો નહિ લેવાય."

આમ બન્યાને થોડા દિવસ પછી રોઝ ને મોહન વિવાહબન્ધન તોડી છુટા પડ્યાં. આ વાત ઉપર ઝાઝી બુમાબુમ કે તકરાર કરવી મોહનને ઠીક ન લાગી. એ કારણથી એણે કંઈ પણ તકરાર કર્યા વગર—માબાપ ને મોટાભાઇની મરજી વિરૂદ્ધ ગોરી સ્ત્રી પરણવાનું જે પાપ કર્યું હતું તેનું—જાણે પ્રાયશ્ચિત કરી નાખ્યું. રોઝને માટે એણે માબાપ ભાઇ બ્હેનો સૌને છોડી દીધાં હતા. હવે કેટલેક વર્ષે મોહન પોતાને ઘેર ગયો અને વડીલોને પગે પડી ત્હેમની ક્ષમા માગી.

સોહનની બહુ દિવસની કામના આજે પુરી થઇ. જે દિવસે રોઝ ને સોહનનાં લગ્ન થયાં તેજ દિવસે મોહને એક બાળાનું પાણી ગ્રહણ કર્યું.

મોહને જો ધાર્યું હોત તો રોઝ ને સોહનનાં લગ્નમાં વિઘ્ન આણી શકત. કારણ આની પહેલાં મોહનનાં લગ્ન થઇ ચુક્યાં હતાં, એ વાત મોહન જાણતો હતો. જો રોઝે આ વાત જાણી હોત તો લગ્ન કરવાં કંઇ રહ્યાં પણ સોહન સાથે વાત પણ ન કરત. પણ કોણ જાણે શા વિચારથી મોહને આ વાત રોઝનાથી છાની રાખી. લગ્ન થયા પછી બે મહિના સુધી સોહને રોઝની સાથે બહુ સુખમાં દિવસ ગાળ્યા. સોહને સ્વપ્ને પણ નહોતું વિચાર્યું કે આનન્દમાં કોઇ દિવસ કંઇ વિઘ્ન આવી પડશે. મોહનનું પરિણામ જોઇને પણ એને કોઇ દિવસ સંશય ન આવ્યો કે રોઝ બીજા કોઇની ઉપર અનુરાગ કરી પોતાની સાથે દગા છેક કરી શકે. એના મનમાં દૃઢ વિશ્વાસ હતો કે રોઝ દમયંતી જેવી પ્રીતિ સદાએ પોતાની ઉપર રાખશે. પણ હાય, એક દિવસ એની એ પ્રેમમયી રોઝ એને માટે સહસા ચામુંડા જેવી થઇ ગઇ. બન્ને આંખો લાલલાલ કરી એ એને કહેવા લાગી, "તેં મ્હને બહુ દગો દીધો છે, મ્હને કદી એવો ખ્યાલ નહોતો આવ્યો કે તું આવો દગાબાજ નીકળીશ. અરે, જો મ્હને પહેલાંથી એ વાતની ખબર પડી હોત તો ત્હને એક કુતરાની માફક દૂર કરત." આ સાંભળીને સોહન થોડીવાર તો મુંગા જેવો થઇ ગયો. પછી દબાયલે અવાજે પૂછ્યું "મ્હેં ત્હમારી સાથે શી દગાબાજી કરી ?" "બસ બસ, હવે ચુપ રહે, એટલું બરોબર સમજી રાખજે કે જેમ અમે પ્રેમ કરતાં જાણીએ છીએ તેમ અપમાનનો બદલો લેતાં પણ જાણીએ છીએ. છટ્ છટ્ તું કેવો બેશરમ છે, એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી કરતાં ત્હને શરમ ન આવી ?" હવે બધી વાતની સોહનને સમજ પડી. એનું શરીર કંપ્યું. એ બહુ ગભરાઇને બોલ્યો. "જુદી વાત છે, પહેલાં કોઇ વાર

પણ મ્હારાં લગ્ન નથી થયાં, ત્હમારી સાથેજ મ્હારાં પહેલાં થયાં છે." આ જવાબ સાંભળતાં રોઝ કઠોર હાસ્ય કરીને બોલી, "એ વાતની શોધ કોર્ટમાં થશે. હું ત્હને સહજમાં છોડીશ નહિ." રોઝ તિરસ્કારથી સોહનની તરફ જોતી જોતી ચાલી ગઇ.

હવે તો સોહનલાલ કરમ કુટીને બેસી રહ્યો. એણે નિરપરાધી લલિતા તથા મિત્ર મોહનલાલને જે માનસિક કષ્ટ ભોગવાવ્યું હતું તેનું ફળ એને મળ્યું.

૪.

સોહનની માને ને લલિતાને આ વાતની ખબર મળી. માના હૃદયમાં પુત્રસ્નેહની નદી ફરી વહેવા લાગી. સોહનનું પરિણામ વિચારી એ બહુ ગભરાઇ. એની પાસે ધનની કમી નહોતી, સોહનના બચાવ માટે એણે ત્રણ પ્રસિદ્ધ બેરિસ્ટરોને રોક્યા, પણ એના મનમાં સોહનના છૂટવાની આશા તલભર પણ નહોતી. બેરિસ્ટરો પણ કહેતા હતા કે અમે એને છોડાવવાને બહુ પેરવી કરીશું પણ છૂટવાની આશા બહુ થોડી છે. બિચારી લલિતાની દશા વધારે શોચનીય હતી. એણે સાસુને પૂછ્યું,—"બા, જો હું હવે મરી જાઉં તો એ નિર્દોષ ઠરે કે નહિ?" "ના, બેટા, એવી વાત ન કરીશ. તું મ્હારા ઘરની લક્ષ્મી છુ, કદાચ ત્હારી પર દયા કરીને ભગવાન મ્હારા છોકરાની રક્ષા કરે." આમ કહીને સોહનની માએ પુત્રવધુને પોતાની સોડમાં લીધી. લલિતાએ ફરી પૂછ્યું, ત્યારે એણે કહ્યું, "અરે તું તો બીલકુલ ગાંડી જેવી છુ, ત્હને કેટલું સમજાવુ? એક સ્ત્રી હોવા છતાં જે વખતે સોહને એની સાથે લગ્ન કર્યા તે વખતનો જ એ તો દોષી ઠરી ચૂક્યો." લલિતા રોતી રોતી બોલી, "હાય જો હું એ પહેલાંજ મરી ગઇ હોત તો કેવું સારૂં!" હવે તો સાસુ વહુ બન્નેની આંખોમાંથી ગંગા યમુનાની ધારા વહેવા લાગી.

એ ત્રણ દિવસ પછી આંખો લ્હોતે લ્હોતે લલિતાએ આવીને સાસુને કહ્યું, "બા, મ્હારા નામનો સમન આવ્યો છે, મ્હારે સાક્ષી આપવાને કોર્ટમાં જવું પડશે. ત્હમે એમને આશીર્વાદ આપો, ત્હમારા પુણ્યબળથી કદાચ એ છૂટી જશે." વહુની આવી વાતથી બહુ દુઃખી હોવા છતાં પણ સાસુને હસવું આવ્યું ને મનમાં બોલી, "આને આટલી પણ સમજ નથી કે એની સાક્ષી તો સોહનને માટે વળી વધારે વિપત્તિકારી થશે."

૫.

આજ કચેરીમાં ઘણી ભીડ છે. આવી ભીડ ક્વચિત્ જ થઇ હશે બન્ને બાજુથી મ્હોટા મ્હોટા વકીલ બેરિસ્ટરો નીમાયા છે. સોહનલાલ હસ્તે મ્હોંયે રોઝના બેરિસ્ટર સાથે વાતો કરતો હતો.

જજ સાહેબે સોહનલાલને સવાલ કર્યો. "આ તહોમતની સામે ત્હમારે શું કહેવુ છે?" સોહને જવાબ દીધો, "હું નિર્દોષ છું. આની પહેલાં મ્હારૂં લગ્ન થયું નથી. રોઝ એક ઇંગ્રેજ યુવક પર મોહિત થવાથી મ્હારી ઉપર ખોટો આરોપ મૂકે છે." આ જવાબ સાંભળીને રોઝના બેરિસ્ટરે હસીને કહ્યું, "આ મારેનો મ્હારો મુખ્ય સાક્ષી હાજર છે. હું એને અહીં હાજર કરવાની રજા માગુ છું. એની સાક્ષીથી સાચા જૂઠાની ખબર પડી જશે.' આ પછી ન્યાયાધીશની આજ્ઞાથી, ઘુંપટ કાઢેલી એક સ્ત્રીને કોર્ટમાં લાવ્યા. એણે આવીને ઘુંઘટ થોડો આઘો કરીને ચારે તરફ જોયું. થોડે દૂર કાઠેરાના પાંજરામાં પોતાના આરાધ્ય દેવ સોહનલાલને એણે જોયો. ચારે આંખ મળતાંજ સોહનનો ચ્હેરો પીળો

બાહ્મની પત્નીઓને પ્રભુ પ્રાર્થના અને બ્રહ્મોપાસનાનું ઉચ્ચ શિક્ષણ આપવાના પોતાની કારકિર્દિની શરૂઆતથીજ ઘણા પ્રયત્નો કર્યા હતા અને તેના તે પ્રયત્નોથી ખાસ કરી બંગાળની સ્ત્રી જાતિને ઘણોજ આધ્યાત્મિક લાભ થયો છે.

આ ન્હાના પુસ્તકમા રહેલા ઉપદેશ તેની પોતાની પત્નીને સહધર્મિણી કરવાના પ્રયાસોમાનો એક પ્રયાસ છે, અને તેમા સ્ત્રી જાતિની પોતા પ્રત્યે, પોતાના પરિવાર પ્રત્યે, પોતાના પાડોશીઓ અને જનસમાજ પ્રત્યે અને ઈશ્વર પ્રત્યેની મુખ્ય ફરજોનુ બહુજ ટુંકામા પણ ઘણીજ સુંદર રીતે આલેખન કરવામા આવ્યુ છે. તેમજ પ્રભુ પ્રાર્થના અને ઇશ્વરોપાસનાના સહજ ધર્મ-સાધન બતાવેલા છે. ગુજરાતમા નવા યુગની નવીન સ્ત્રીની આધ્યાત્મિક ઉન્નતિને સહાય કરે એવુ આ જાતનું સાહિત્ય બહુજ થોડું જોવામા આવે છે અને આથી આપણી ગુજરાતી ભગિનીઓને ઘણોજ લાભ થશે એમ હું આશા રાખુ છુ.

## સ્ત્રી પ્રત્યે ઉપદેશ.

જે દિવસે તમારી સાથે વિવાહના બંધનથી હુ બંધાયો તે દિવસથી મ્હારા હાથ પર એક મહાન ભાર મુકવામા આવેલો છે પરમેશ્વરે તમને મ્હારા હૃદય સાથે ગુંથી તમારા મંગળનુ સાધન કરવા મને પસંદ કર્યો છે તમારા શરીર, મન, આત્માને સત્યના અને કલ્યાણના માર્ગે લઇ જવા પડશે જેમ હુ મ્હારી પોતાની ઉન્નતિને માટે પ્રયત્ન કરતો આવ્યો છુ તેજ પ્રમાણે તમારી ઉન્નતિનુ સાધન મ્હારે કરવુ પડશે એ મોટા અને કઠિણ કાર્યમા ધર્મરાજ ઇશ્વરે મને જોડેલો છે જેથી એ કાર્ય તેની કૃપાથી સારી રીતે કરી શકુ એ ત્હેની પાસે પ્રાર્થના છે તમે સત્ય સ્વરૂપની તરફ દૃષ્ટિ રાખી તમારા પોતાના હિતને માટે આ ઉપદેશ ગ્રહણ કરશો અને જીવન રહે ત્યા સુધી તે ઉપદેશ પાલન કરવાને કાયમનો વાસ્ત પ્રયત્ન કરશો ઇશ્વર સર્વદા તમારૂ મંગળ કરે અને તમારા હૃદયમા ધર્મબુદ્ધિ અને ધર્મભાવ પ્રેરણા કરે।

શાંતિ શાંતિ શાંતિ

### પ્રથમ ઉપદેશ.

તમને મ્હારો પ્રથમ ઉપદેશ એ છે કે તમે સર્વદા એવો વિશ્વાસ હૃદયમા જાગ્રત રાખજો કે, આપણો સબંધ સાસારિક સબંધ નથી અને ઐહિક અનિત્ય ઇંદ્રિય સુખના લાભ કરતા તેનુ લક્ષ્ય વધારે ઉચુ અને મ્હોટુ છે આ સબંધ ઇશ્વરે પોતે સ્થાપ્યો છે અને તેનો ઉદ્દેશ એ છે કે આપણે વિશુદ્ધ પ્રણયથી બંધાઈ ચિરજીવન પરસ્પ૨ના ઉન્નતિ અને મંગળનુ સાધન કરવુ અને બન્નેએ મળી પરબ્રહ્મની ઉપાસના કરી ત્હેના આદેશ પ્રમાણે સમારની યાત્રા કરવી. ધન, માન વગેરે સર્વ નીચ લક્ષ્યનો પરિત્યાગ કરી કેવળ તે પરમ પવિત્ર પિતાના કાર્યના સાધનમા આપણે સર્વદા યત્ન કરતાં રહીએ. જેણે આપણને દૂરથી પાસે આણી પ્રીતિના બંધનથી બાધ્યા છે તેની ઉપાસના એકત્ર થઇ આનંદિત મનથી કરીએ, એકત્ર ત્હેનો પ્રેમરસ ચાખીએ, એકત્ર ત્હેની સ્તુતિસેવા કરીએ, એકત્ર ત્હેની આજ્ઞા પાળી જીવનનું સાર્થક કરીએ, એજ આપણો હમેશનો ઉદ્દેશ થાઓ. આથી વધારે આનંદનો વિષય બીજો શો છે? આપણો સસાર ધર્મનો સસાર થાઓ અને એ મધુ-સ્વરૂપ બ્રહ્મ-

ધર્મના મધૂ ભાવથી પરિપૂરિત થાઓ ! આપણો સસાર વિષયકોલાહલ અને વિષયનામળ વિનાનો થઇ ઇશ્વરના મગળ નિયમથી સુશોભિત થાઓ, ત્હેની સત્ય જ્યોતિથી ઉજ્વળ થાઓ અને ત્હેના આનદરસે પ્લાવિત થાઓ !

સ્ત્રીનું નામ સહધર્મિણી છે. ધર્મ એજ આપણુ લક્ષ્ય છે, ધર્મ એજ આપણ ચિર જીવનનું કાર્ય છે ધર્મના માર્ગે તમે મ્હારી સહાય અને સહચારી થાઓ !

## ઉપદેશ બીજો.

તમે તે માત્ર એક સર્વસૃષ્ટા ઇશ્વર કે જેને બ્રહ્મગણુ બ્રહ્મ કહી ઉપાસે છે ત્હેમા વિશ્વાસ સ્થાપન કરો. તે સત્યસ્વરૂપ છે, તે સાર પદાર્થ છે, તે પ્રાણ સ્વરૂપ છે, ત્હેનું અવલબન કરી સર્વ જીવ પ્રાણ ધારણ કરે છે અને સર્વ સ્થિતિ કરે છે તે મગળ સ્વરૂપ છે. તેમા કણુ જેટલું પણુ અમગળ નથી તે સર્વદા આપણુ મગળ વિધાન કરે છે સહદ્ વિપદમા સુખ દૂખમાં, રોગ સ્વસ્થતામા તે આપણા મગળમય પિતા છે તે અનત છે, તેને અત નથી. તે સર્વ શક્તિમાન છે એટલે ત્હેની શક્તિનો અત નથી તે જે મનમા ધારે છે તે કરી શકે છે, તે સર્વજ્ઞ છે, એટને તેના જ્ઞાનનો અત નથી, તે સર્વ જાણે છે અતર બાહેર કાંઇપણુ ત્હેનાથી અજાણ્યુ નથી, ભૂત ભવિષ્ય વર્તમાન એ સર્વને તે જુએ છે, તે સર્વ વ્યાપી છે એટલે તે દેશમા અનત છે, તે સર્વ સ્થાનના વ્યાપી રહ્યા છે અને એક એવુ સ્થાન નથી કે જ્યા તે નથી તે નિત્ય છે એટને તે કાળમા અનંત છે, તે પૂર્વે પણુ હતા, અત્યારે પણુ વર્તમાન છે અને પછી પણુ રહેશે તે અનતકાળ સ્થિતિ કરે છે તે પરમાત્માને અવયવ નથી તે ઇન્દ્રિયોથી ગ્રાહ્ય નથી તે જ્ઞાનસ્વરૂપ છે અને તેને માત્ર જ્ઞાનદ્વારા જાણી શકાય છે ત્હેણે આ સર્વ જગત સૃષ્ટિ બના વ્યા છે અને ત્હેના નિયમથી આ સર્વ ચાલે છે તે સૃષ્ટિકર્તા અને નિયતા છે, તે સત્ય સ્વરૂપ, પ્રાણસ્વરૂપ, મગળ સ્વરૂપ, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્, સર્વવ્યાપી, નિત્ય, નિરવયવ, જ્ઞાનસ્વરૂપ, સર્વસૃષ્ટા, જગન્નિયતા પરમાત્મામાં અચળ વિશ્વાસ સ્થાપન કરો ! વિશ્વાસ એજ ધર્મનું પ્રથમ પગલું છે જીવન જાય તોપણુ એ વિશ્વાસનો કદિ ત્યાગ કરશો નહિ

## ઉપદેશ ત્રીજો

વિશ્વાસ પછી પ્રીતિ છે જ્ઞાનથી ઇશ્વરને જાણ્યા વિશ્વાસથી ત્હેની સાથે યોગમા જોડાયા, હવે ત્હેને હૃદયની સર્વ પ્રીતિ અર્પણ કરો જો તમે એવુ સમજતા હશો કે પ રમેશ્વર મગળ સ્વરૂપ છે, સર્વ સમયે સર્વ અવસ્થામા તમારી પાસે રહી તમારૂં મગળ વિધાન કરે છે, તે તમારા પ્રાણદાતા રક્ષક અને ચિરસહૃદ છે, તો તમારી પ્રીતિ ત્હેના પ્રત્યે આપો આપ જેસથી ઉભરાશે. ત્હેના જેવા મિત્ર બીજે ક્યા પામશો ? તે પરમ પિતા છે, તે પરમ માતા છે ત્હેના પ્રેમથી બધાઇ તમારૂ સર્વસ્વ અર્પણ કરો યાવત્ જીવન ત્હેની સાથે પ્રીતિના બધનથી બધાઇ રહો જેટલી ત્હેના પર પ્રીતિ કરશો તેટલો ત્હેને આનદ પામશો. સસારના ક્ષુદ્ર અનિત્ય વિષયમા હવે પ્રીતિ સ્થાપન કરશો નહિ સર્વ પ્રીતિ તે અનતકાળના જીવન-સખાને અર્પણ કરો ત્હેને માત્ર જાણી શાત થશો નહિ પણુ પ્રતિ દિવસે ત્હેના પ્રત્યે તમારા પ્રીતિ અને અનુરાગ વધારે પ્રગટ કરતાં રહેજો પ્રીતિવિનાનું જ્ઞાન નિરસ છે અને કાંઇ પણ ગમતુ નથી. પ્રીતિરસનું સિંચન કર્યાવીજ

પ્રાર્થનાનાં વાક્ય તો પ્રાર્થના નથી. શબ્દના ઉચ્ચારને તો પ્રાર્થના કહેતા નથી. પ્રાર્થના અંતરમાં છે, તે આત્માની ક્રિયા છે. તે આંખે દેખાતી નથી કે કાને સંભળાતી નથી. પ્રાર્થના શું છે? પાપથી પીડાઇને મુક્તિના લાભ માટે વિનીત ભાવથી ઈશ્વરને શરણે જવું તે છે. ધાર્મિક થવા માટે મુક્તિદાતાને અંતરમાં બોલાવવા તે છે. આ જાતની અંતરની પીડા અને અંતરનો આગ્રહ એજ પ્રાર્થના છે. એ મનુષ્યને સાંભળવાનો વિષય નથી, તે અંતર્યામી પરમેશ્વર ગ્રહણ કરે છે અને તે પ્રમાણે ફળનું દાન કરે છે. આ જાતની પ્રાર્થના કદિ પણ નિષ્ફળ જતી નથી. કરૂણામય પિતા, સ્નેહમયી પરમ માતા પ્રાર્થના કરતા સંતાનને કેડે લઇ તેઓના સર્વ અભાવ દૂર કરે છે અને તેઓના આત્માને જ્ઞાન અને ધર્મથી પૂર્ણ કરે છે. દુર્બળ આત્મા ત્હેની સહાયતાથી સબળ હોય છે. મોહથી ઘેરાયેલો આત્મા ધર્મનું તેજ પામે છે. ઇશ્વરની પાસે લઇ જાય છે. જેટલા સરલ ભાવથી તમે પ્રાર્થના કરશો તેટલું તમારૂં કોમળ મન ઈશ્વરમાં પ્રીતિવાળું થશે; અને ત્હેના બળથી તમે બળવાળા થશો; તેટલે અંશે તે તમને ત્હેના અજસ્ર પ્રસાદનું દાન કરશે. પ્રાર્થના અતુલ્ય ધન છે. પ્રાર્થના ધર્મ—સંગ્રામનું બખ્તર છે, પાપ વિકારનું ઔષધ છે, સ્વર્ગનું સોપાન છે. તાપિત હૃદયનું શાંતિજળ છે અને નિરાશ્રિત આત્માનો ચિર બંધુ છે. પ્રાર્થના આપણું સર્વસ્વ છે, તમારૂં સર્વ જાય તોપણ આ મુખ્ય રત્નનો પરિત્યાગ કરશો નહિ. સુખમાં કે દુઃખમાં સંપદમાં કે વિપદમા અતિ યત્નથી તેની હૃદયમાં રક્ષા કરશો અને આ વાત સર્વદા મનમાં રાખશો કે પ્રાર્થનાથી છુટા પડતાં ધર્મથી છુટા પડાય છે. તમને વારંવાર કહું છુ કે સાવધાન, પ્રાર્થનાથી કદિ પણ છુટાં પડશો નહિ.

## ઉપદેશ સાતમો.

શરીરને નિરોગી રાખશો. બુદ્ધિને કેળવી જ્ઞાન પામશો અને આત્માના સર્વ સાધુભાવને ખીલાવી સાધ્વી થશો:—તમારા પોતાના પ્રત્યે તમારાં આ ત્રણ કર્તવ્ય છે. એ સાધન કર્યે ગઇ સંગત સમજવું. જો કે શરીર અસ્થાયી અને ક્ષણભંગૂર છે તોપણ તેના તરફ અજતન કે બેદરકારી રાખશો નહિ, કારણ કે તેની અંદર આત્મા રહ્યો છે અને તેની સાથે આત્માનો નિગૂઢ સંબંધ છે. શરીર નીરોગી અને સબળ હોવાથી મનની સ્ફૂર્તિ અને પ્રફૂલ્લતા વૃદ્ધિ પામે છે અને આપણે ધર્મના સવ આદેશ બરાબર મહેનત, ઉત્સાહ અને બળથી પાળી શકીએ છીએ. શરીર રોગથી પીડાતું હોવાથી અથવા દુર્બળ હોવાથી જીવન કેવું ભારરૂપ થઇ પડે છે! માત્ર સંતોષ અને ઉલ્લાસ ઓછાં થાય છે એટલુંજ નથી. ધર્મસાધનમાં પણ આપણે બહુ પછાત પડી જઇએ છીએ. માટે મરણ પર્યન્ત યત્નથી શરીરની રક્ષા કરશો અને તેની સેવા કરશો. જેથી એ દુર્બળ અને રોગી થાય તે જાતનું કાર્ય કરશો નહિ અને તેને નકામું કષ્ટ દેશો નહિ. મેલાં કપડાં પહેરવાં, દુર્ગંધવાળી હવા લેવી, અપરિમિત આહાર, આલસ્ય કે રાત્રિના ઉજાગરા વગેરે સર્વ રોગ અને દુર્બળતાના કારણથી દૂર રહેશો. આહાર, મહેનત અને આરામ એ ત્રણ વિષયમાં માપસર રહેશો. પહેરવાનાં વસ્ત્ર અને સુવાની પથારી સર્વદા ચોખ્ખાં રાખશો. કોઇ પણ જાતની દુર્ગંધવાળી વસ્તુ ઘરમાં રાખશો નહિ. હમેશાં શુદ્ધ અને સ્વચ્છ રહી ઘરનું સર્વ કામકાજ બરાબર કરશો, અને માફકસર મહેનત અને આરામથી શરીરને બળવાળું કરશો. શરીર નીરોગી અને સબળ હોવાથી ધર્મના માર્ગે તમને સહાય કરશે.

## ઉપદેશ આઠમો

શરીરની આરોગ્યતા પામવામા જેમ યત્નની જરૂર છે તેમજ માનસિક વૃતિઓને પણ યત્નથી કેળવવી એ કર્તવ્ય અજ્ઞાનાધકાર અને કુસસ્કારથી મનને મુકત કરી ઉંચી બુદ્ધિથી જુદી જુદી જાતના હિતકારક તત્વનો સચય કરશો સ્ત્રી છો એમ ધારી એ વિષયમા બેદર કાર રહેશો નહિ. વિદ્યાના વિષયમા નર અને નારી બન્નેને અધિકાર છે પરમેશ્વરે જેને બુદ્ધિ આપી છે તેને જ્ઞાન મેળવવાનો આદેશ કર્યો છે બુદ્ધિવાળા મનુષ્યે અજ્ઞ રહેવું એ કદિ પણ તેહેને ગમતું નથી મુર્ખ રહેવાથી જનસમાજમા તિરસ્કાર થાય છે અને પોતાનુ પણ બહુ અનિષ્ટ થાય છે ઉચા સુખથી દુર રહેવાથી અને હિતકારક કાર્યમા પછાત રહેવાથી મન સર્વદા આલસ્યમાં કે મોજમજામા વખત ગાળે છે જ્ઞાનથી ભરેલા પુસ્તકો પૂર્ણપણે મન દઇને વાચવા સાહિત્ય, વ્યાકરણ, ભુગોળ, ઇતિહાસ અને ગણિત વગેરે વિષયોના ગ્રથો વાચી જ્ઞાન પામશો અને ધર્મ સબધી લેખો વાચી આત્માનુ કલ્યાણ સાધશો ઉત્તમ ઉત્તમ પુસ્તકો મનુષ્યને માટે બહુજ હિતકર છે એકાંતે રહી તેઓની મદદથી મનના ઘણા ઉપકાર સાધી શકાય છે માટે કાળ નકામો ન ગાળતા વખત મળ્યે વિદ્યાભ્યાસ કરી નવુ નવુ જ્ઞાન પામી બુદ્ધિને ખીલાવશો પુરૂષો જે સર્વ કરેર અને કઠિણ જ્ઞાન પામવાને પ્રવૃત્ત થાય છે તે સર્વ વિષયમા તમને જોડાવાનુ કહેતો નથી તમે તમારા પોતાના સ્વભાવ અને અવસ્થાનો વિચાર કરી તેને ઉપયોગી જ્ઞાનથી તમારા પોતાના કલ્યાણના સાધનમા યત્નવતી થશો પુરૂષોનુ અનુકરણ કરવુજ જોઇએ એમ મનમા સમજશો નહિ. વખતે વખતે સીવણ ગુથણ વગેરેનો અભ્યાસ રાખો તો સારૂ, કેમકે તે સ્ત્રીજાતિને વધારે ઉપયોગી છે પણ એક તરફ જેમ આલસ્ય ત્યજી વિદ્યાભ્યાસ કરવાનુ કર્તવ્ય છે તેમ વળી દિન રાત્રિ પુસ્તકમા બધાઈ રહેવુ એ કર્તવ્ય નથી ગૃહકાર્ય પ્રત્યે બેદરકાર રહેશો નહિ પણ તેમા વિશેષ ચાતુર્ય મેળવવાને પ્રયત્ન કરશો, ગૃહની રાણી થઈ સર્વની યોગ્ય સભાળ લેવી એ તમારૂ ખાસ કાર્ય છે ગૃહકાર્ય જેથી સુદર રીતે થાય, જેથી કાઇ પણ અવ્યવસ્થા ન રહે, પૈસાનો ખોટો ખર્ચ ન થાય, સતાનોનુ યોગ્ય રીતે લાલનપાલન થાય એ સર્વ વિષયમા યત્નથી શિખામણ લેશો અને તે પ્રમાણે કાર્ય કરશો પગને પગને તમારે તે જ્ઞાનની જરૂર છે જો એ જ્ઞાન નહિ હોય તો સસાર અવ્યવસ્થિત થઇ મહા અકલ્યાણનું કારણ થઇ પડશે. તેથી વિશુદ્ધ પ્રણાલી પ્રમાણે સસારના કાર્ય કરી દિનદિન પરિવારના કલ્યાણ અને સુખમા વધારો કરશો ગૃહકાર્યમા ચતુર થવુ એ સ્ત્રીજાતિનું એક મુખ્ય કર્તવ્ય છે

## ઉપદેશ નવમો

જ્ઞાન પામવાની સાથે સાથે ચરિત્ર વિશુદ્ધ કરવાનો પ્રયત્ન કરશો જેનું ચરિત્ર સારૂં નથી તેને અતિ સૂક્ષ્મ અને ઉંચી બુદ્ધિ પણ કાઇ કામની નથી, ધર્મની સાથે રહેવાથીજ વિદ્યામા શોભા અને સૌંદર્ય છે ધર્મના દાસ થવામાજ જ્ઞાનનું ગૌરવ છે મનની સર્વ કુપ્રવૃત્તિઓ સયમમાં રાખી પાપ વિચાર, પાપ વચન અને પાપ કર્મોથી દૂર રહેવુ જુદી જુદી જાતના સદુપાય ગ્રહણ કરી સાધૂ-ગુણ-સંપન્ન અને સદાચારી થવુ. મન વચન અને કર્મ એ સર્વને વિશુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો સમાહિત અને શાંત ચિત્ત થવુ તેમજ સયતેન્દ્રિય થવુ. સસારના દૂખ કે વિપદમાં મનને ચલાયમાન કે દિલગીર થવા દેવુ નહિ ધિરજ અને શાંતિથી સર્વ કષ્ટ અને કલેશ સહન કરવા અને વારવાર દુખના ઘા વાગે તોપણ આધરા

થવું નહિ. કર્તવ્યબુદ્ધિને જાગૃત રાખી સર્વદા ઇંદ્રિયોનું દમન કરવું અને કદિ પણ ઇંદ્રિય સુખમાં આસક્ત થવું નહિ. આવી રીતે મનને સંયમમાં રાખી દુઃખ અને પાપથી તમારે પોતાનું યત્નપૂર્વક સર્વદા રક્ષણ કરશો. સત્ય વાત કહેવી તેમજ મૃદુભાષિણી થવું. બહુ ધન પ્રાપ્ત કરવાની આશા હોય તો પણ જુઠું બોલવું નહિં. સર્વ ધન સંપત્તિનો નાશ થવાનો હોય તોપણ અસત્ય કહેવું નહિ. સર્વને પ્રિય વાત કહેવી, અપ્રિય કઠોર વાક્ય મુખે આણવું નહિ. કડવી વાત, પરનિન્દા વગેરેથી તમારી કોમળ જીભને કલંક લગાડશો નહિ. પ્રિય વચનથી શત્રુની પણ પ્રીતિ ખેંચી શકાય છે. ક્રોધ અને હિંસા એ ભયાનક રિપૂ છે એને સર્વદા દૂર રાખશો. ક્રોધથી અંધ થયેલ મનુષ્ય પોતાનું કે પારકું હિત દેખી શકતો નથી. પોતાના હૃદયને જૂદી જૂદી જાતની કુટિલ ઇચ્છાદ્વારા છિન્નભિન્ન કરે છે અને શાંતિ, સદ્ભાવ અને પ્રેમથી દૂર થઇ અધર્મમાં પડે છે. બીજાનો દોષ જોતાં તે શાંત ભાવથી અને ઉદાર હૃદયથી ક્ષમા કરશો. ક્ષમા એ આત્માનું પરમ ભૂષણ છે. પરહિંસા એ અતિ નીચ-પ્રકૃતિનું લક્ષણ છે. એ કુટિલ ભાવથી તમારા હૃદયને દૂષિત થવા દેશો નહિ. બીજાનાં ઉત્તમ વસ્ત્રો કે સુંદર અલંકાર જોઇ કદિ પણ દ્વેષ કરશો નહિ. પોતાનું જે હોય તેમાંજ સંતોષ રાખવો. પરમેશ્વરે અનેક સ્ત્રીઓને જેમ તમારા કરતાં વધારે સુખી અને સૌભાગ્યશાળી કરી છે તેમ વળી હજાર હજાર સ્ત્રીઓને તમારા કરતા ઘણું અસહ્ય દુઃખ સહન કરવું પડે છે. સુંદર વસ્ત્રો કે સુવર્ણનાં ઘરેણાંથી સુશોભિત થઇ સર્વ કરતાં શ્રેષ્ઠ થવું એમાં શી મોટાઇ છે? જ્ઞાન ધર્મમાં શ્રેષ્ઠ થવું એમાંજ ખરૂં ગૌરવ છે અને એજ વખાણ કરવા લાયક છે. મનના સૌંદર્યની સાથે શું બાહેરના રૂપની તુલના કદી પણ થાય ? કેવી રીતે સર્વ કરતાં અધિક પુન્યવતી અને જ્ઞાનવતી થવાય એજ તમારૂં લક્ષ્ય થાઓ! દ્વેષ, હિંસા વિગેરે સર્વ નિચ લક્ષ્યનો ત્યાગ કરો. પરસુખે સુખી અને પરદુઃખે દુઃખી થઇ સર્વ પ્રત્યે સદ્ભાવ પ્રકાશ કરો. ધનનો સારી રીતે ખર્ચ કરશે. ખોટો ખર્ચ કરશો નહિ તેમ લોભની પણ ટેવ પાડશો નહિ. પોતાના પરિવારના અને જનસમાજના મંગળને માટે પૈસાનો ખર્ચ કરવો. સુશીલા અને લજ્જાવતી થવું. પરમેશ્વરે સ્ત્રીજાતિને કોમળ સ્વભાવવાળી બનાવી છે તેથી તેવા તમારા સ્વભાવને કદિ પણ બગાડશો નહિ. તેમાંજ તમારૂં સૌંદર્ય છે વિનય અને સુશીલતા એજ નારીનું ભૂષણ છે. મનની ચંચળતા, ક્રોધ, કઠોર, રીતભાત, નિષ્ઠુરતા, અપ્રિય વચન એ સર્વનો ત્યાગ કરશો; અને સર્વ સમયે સર્વ અવસ્થામાં સુશિલ અને શાંત સ્વભાવવાળાં રહેવું. જ્ઞાન ધર્મમાં તમારી જે કાંઇ ઉન્નતિ થાય તેની સાથે સાથે તેજ પ્રમાણમાં વિનય અને શરમ રહેવાં જોઇએ; અને તેમ થયેજ તમારી ઉન્નતિ સ્વાભાવિક અને તમારી પ્રકૃતિને અનુસાર થઇ તમારા અને તમારા પરિવારના મંગળનું કારણ થશે.

## ઉપદેશ દશમો.

પિતા માતા, આચાર્ય અને ગુરૂજનના પ્રત્યે શ્રદ્ધા અને ભક્તિ, પતિના પ્રત્યે સદ્ભાવ અને પ્રીતિ, અને પુત્ર, કન્યાના પ્રત્યે સ્નેહ—એ સર્વ દર્શાવવાં એ વિશેષ વિશેષ સંબંધજનિત કર્ત્તવ્ય છે. એ શિવાય સાધારણ મનુષ્ય જાતિ પ્રત્યે બે મુખ્ય કર્તવ્ય છે— ન્યાય અને દયા. કોઈ રીતે બીજાનું અનિષ્ટ ન કરવું તેને ન્યાય વ્યવહાર કહેવામાં આવે છે, પરદ્રવ્ય હરણ ન કરવું, બીજાને શરીર કે મનમાં કષ્ટ આપવું નહિ. બીજાની નિંદા કરવી નહિ. કોઇ ઉન્નતિના માર્ગમાં હરકત કરવી નહિ. કોઇને પાપમાં પ્રવૃત્ત કરવા નહિ. એ સર્વ

કાર્ય ન્યાયથી વિરૂદ્ધ છે, તેથી સાવધાનતા રાખી તે સર્વથી દૂર રહેશો. દયા શું છે? નાનં નાતના ઉપાયથી બીજાના હિતનું સાધન કરવું તે છે. પરમેશ્વરે મનુષ્યને સમાજમા આપ્યા છે તે એટલા માટે છે કે સહુ એક બીજાની સહાયતા કરી એક બીજાને સુખી કરે. ધનદ્વારા, ઉપદેશદ્વારા, કાઇક પરિશ્રમદ્વારા, અને જરૂરની વસ્તુઓદ્વારા, પરોપકાર થઇ શકે છે. રોગીને ઔષધ, ભૂખ્યાને અન્ન, તરસ્યાને જળનું દાન કરી તેઓનું શારીરિક દુઃખ દૂર કરશો. સદૂપદેશદ્વારા ભ્રમમા પડેલા ભ્રાતા ભગિનીઓને વિશુદ્ધ જ્ઞાન આપશો. તમાના શરીરને મહેનતથી જો કોઇનું કષ્ટ શાન્ત થતું હોય તો તેમા સંકોચાશો નહિં. જુદા જુદા ઉપાય લઇ તમામ બળ, બુદ્ધિ, અને ધન પરોપકારમા જોડી આ જીવનનુ સાર્થક કરશો સર્વદા શ્રદ્ધાથી દાન કરશો પણુ અશ્રદ્ધાથી કે યશના લોભને માટે કરશો નહિં કારણ કે એ જાતનું દાન કેવળ સ્વાર્થ પુરતુજ છે.

## ઉપદેશ અગીઆરમો.

સ્ત્રી જાતિનો સ્વભાવ કોમળ અને શાંત છે. તેથી જન સમાજમા તમારે અતિ સાવધાન થઇ રહેવાનુ તમારૂં કર્તવ્ય છે. સસારના અસંખ્ય પ્રલોભનોમા આત્મરક્ષા પ્રત્યે વિશેષ દૃષ્ટિ રાખવી આવશ્યક છે. આ સર્વ પ્રલોભનો પ્રતિપળે પાપ પ્રત્યે આપણને ખેંચે છે અને તેથી શત શત અસાવધાન સ્ત્રી પુરૂષ પાપના ખાડામા પડે છે તેથી યત્ન પૂર્વક સ્વાધીનતા રૂપી રત્નની રક્ષા કરશો. ખરી સ્વાધીનતા શી છે? ઇશ્વરને આધીન થવુ એ ઇચ્છાપૂર્વક સર્વ શરીર મન તેના નિયમને આધીન કરવા, સપૂર્ણ રૂપે તેના દાસ થવું એ છે. સ્વેચ્છાચારને સ્વાધીનતા કહેવાય નહિ; તેજ ખરી આધીનતા છે. જે મનુષ્ય ધર્મશાસનનું અતિક્રમ કરી કેવળ ઇંદ્રિય સુખ અને લોકોની પાસે માન અને મોટાઇ પામવાને માટે સર્વદા પ્રયત્ન કરે છે તે મનુષ્ય ઇંદ્રિયોનો અને દુનિયાનો દાસ છે. તેની સ્વાધીનતા ક્યા રહી? પણ જે પોતાની ઇચ્છાથી ઇશ્વરના માર્ગે, સત્યના માર્ગે, મગળના માર્ગે પોતાનું સર્વસ્વ જોડે છે અને પોતાનું મગળ સાધવા માટે પોતાની કર્તવ શક્તિ, સર્વ બધનો અને વિપત્તિઓને દૂર કરે છે તેજ ખરી રીતે સ્વાધીનતા છે. જે મન્દ પ્રવૃત્તિને વશ રાખે છે, ઇંદ્રિયોના દાસ ન થતાં ઇંદ્રિયોને પોતાની દાસી બનાવે છે, જે લોકોની વિનંતિથી કે લોકોના ભયથી ધર્મને ત્યજતા નથી અને જે બીજાની વાતથી પોતાના આત્માનું પ્રભુત્વ ખોતા નથી તેજ સ્વાધીન છે. આ સ્વાધીનતાજ મનુષ્ય જીવનનુ ગૌરવ છે. સ્ત્રી પુરૂષ બન્નેને તેમા સમાન અધિકાર છે. સ્વાધીનતા ન હોય મનુષ્યત્વપણ રહેતું નથી એમ કહી શકાય. કારણ કે ઇંદ્રિયોના કે ઘટનાઓના દાસ થવુ એજ પશુભાવ છે. પોતાના ઉપર જેટલું આપણું કર્તૃત્વ તેટલોજ ધર્મ અને તેટલાજ પ્રમાણમાં મનુષ્યત્વ છે. તેટલા માટે સર્વ પ્રકારના દાસત્વમાંથી મુક્ત થઇ ધર્મની સ્વાધીનતા પ્રાપ્ત કરશો. જે અધર્મ છે તેમા પ્રવૃત્ત થવા સહસ્ત્ર લોક વિનંતિ કરે તોપણુ થશો નહિ, જે સત્કર્મ છે તે કરવામાં સર્વની નિંદા સાભળવી પડે તોપણુ તે કરશો. દેશના આચાર વ્યવહારને પણુ મનમાં રાખી કાર્ય કરશો નહિ; તેમજ લોકોના આદર કે અનાદરપર પણ દૃષ્ટ રાખશો નહિ. તેમ વળી સ્વેચ્છાચારીની માફક ઇચ્છામાં આવે તેમ વર્તશો નહિ. ઇશ્વર એકનેજ પ્રભુ જાણુશો, તમે તેનીજ દાસી છો. તેનીજ આજ્ઞાનું પાલન કરશો. તેનાંજ કાર્ય કરશો.

## ઉપદેશ બારમો.

યત્નપૂર્વક સંતાનગણનું લાલનપાલન કરજો અને તેઓના શરીર અને આત્મા બન્ને પ્રત્યે દૃષ્ટિ રાખશો. બાલ્યકાળે જેમ સ્તનદ્વારા તેઓનું પોષણ કરો છો તેજ પ્રમાણે તેઓનું વય મોટું થતાં તેઓના આત્મા તમારા કોમળ ઉપદેશથી જ્ઞાન ધર્મમાં ઉન્નત થાય તેવા પ્રયત્ન કરશો. માતા પરમ ગુરૂ છે. માતાના ઉપદેશ જેમ શિશુ સંતાનના કોમળ હૃદયમાં જડ ઘાલી ચીરકાળને માટે મંગળ ફળ ઉત્પન્ન કરે છે તેમ બીજું કશું પણ કરતું નથી. જેમ રોગ, કષ્ટ કે પિડાથી તેઓના શરીરનું રક્ષણ કરવાનું છે તેમજ તેઓના આત્માને પણ સંસારના પ્રલોભનો અને ભયથી દુર રાખશો. સંતાન જેથી સબળ શરીરવાળા અને નીરોગી થાય તેમજ સાધુ અને જ્ઞાનવાન થાય એવા પ્રયત્ન કરશો. તમારા સ્નેહ અને મમતા તેઓની ઉન્નતિમા આડે આવે નહિ તેમ કરશો. પુત્ર જ્ઞાનવાન અને સચ્ચરિત્ર થયે પિતા માતાનું મુખ ઉજ્જવળ કરે છે અને કુટુંબની પણ શોભા વધારે છે. મોટું વય થતાં વિદ્યાલયે બાળક જ્ઞાન તો પામશેજ અને પિતાના શાસનથી મત પંથે જવાની શીખામણ પણ પામશેજ; પણ બાલ્યકાળે તેઓનાં કોમળ હૃદયમાં સર્વ જાતિની સુનીતિનું સેચન કરવું એ તમારૂં મુખ્ય કર્તવ્ય છે. નહિ તો ઉન્નતિના માર્ગમાં અનેક હરકત આડી આવશે. માતાની વાતોથી કે માતાનાં દૃષ્ટાંતથી બાળક જે સર્વ કુસંસ્કાર અને દોષમાં પડે છે તેને દૂર કરવા બહુ મુશ્કેલ છે. સહુ કોઇ જાણે છે કે માતાઓ પોતાના સંતાન પ્રત્યે અન્યાયવાળો પ્રેમ કરે અને સહજ દોષ દેખતાં છતાં પણ જો નારાજ ન થાય તો તેથી તે બાળક શિથિલ હૃદયવાળું થઇ આખરે જાત જાતના દોષમાં પડે છે તેમ વળી અનેક અનેક મનુષ્યો માત્ર માતાના ઉપદેશથી જ્ઞાન ધર્મમાં વિશેષ ઉન્નતિ પ્રાપ્ત કરી મહત્વ પામી ગયા છે, તેથી અતિ સંભાળથી સંતાનની કુપથ અને કુસંસ્કારમાંથી રક્ષા કરશો અને બાલ્યકાળે તેઓના કોમળ મનમાં જ્ઞાન અને ધર્મના અંકુર ઉગાડશો. તેઓને કોઇની સાથે કલેશ કરતા દેખી તેમને તેમાંથી દૂર કરશો. અપશબ્દ કે કડવાં વચન તેઓને કહેતા સાભળો તો તેઓને તેમ કરતાં બંધ પાડશો. કુસંગથી દૂર રાખશો. તેઓને ઘરેણાં કે વસ્ત્ર પ્રત્યે બહુ શોખીન થવા દેશો નહિ વખતો વખત તેઓની ઉન્નતિની ખબર લેશો, સ્નુષ્ઠ વાર્તાઓદ્વારા સદ્ઉપદેશ આપશો, તેઓમાં કોઈ પણ દોષ જોતાં સ્નેહથી હિતની શીખામણ આપશો અને તેઓના હૃદયમાં સર્વદા ઇશ્વરના પ્રત્યે ભક્તિ અને સત્યના પ્રત્યે પ્રેમ ઉદ્દીપન કરશો. આમ થતાં તેઓ, તમને માતા તરીકે પ્રીતિ કરતાં કરતાં ઇશ્વરને પરમ માતા તરીકે સહજ રીતે પ્રીતિ કરતાં શીખશે અને તમારા સ્નેહમાં ઇશ્વરનો અતુલ સ્નેહ ઓળખાશે.

એ કુટુંબ કેવું સુંદર છે કે જેમાં પુત્ર અને કન્યાઓ માતાના વિશુદ્ધ સ્નેહથી વશીભૂત થઇ અને તેનાં દૃષ્ટાંતથી સુશિક્ષિત થઈ પરમ માતાની સેવામાં સર્વદા જોડાય છે !

ૐ શાન્તિઃ ! શાન્તિઃ !! શાન્તિઃ !!!

# आनन्दाश्रम.

## વૈરાગ્ય.

લેખક:—શ્રીયુત્ "K. G. M."

ભલોરે ત્યાગ ભરથરી તણો, તજી સોળસે નારજી,
મંદીર ઝરૂખા મેલી કરી, કીધેલા આસન બા'રજી—

—જનુની જીવોરે૦

મ્હારા મિત્ર જગન્મુખરામ મ્હારી સાથે હમેશા તકરાર કરે છે કે ત્હમે હમેશા 'આનન્દાશ્રમ' ના વિભાગમાજ આવે એવા ક્ષુદ્ર વિષયો પર ત્હમારા લેખો કેમ લખો છો? ત્હમારે તો હવે દેશની સઘળી બાજુ ઉચકવી જોઇએ. દેશના ગહન વિષયો માટે ત્હમારી કલમ રમવી જોઇએ. ત્હમારી શૈલી વાચનારને બે ઘડી હસાવી, ક્ષણિક આનંદ ઉત્પન્ન કરાવવા માટે ખર્ચતા ત્હમારે શરમાવુ જોઇએ. સર્વ દિશા તરફથી થતી દેશની અધોગતિને જુઓ, તે પર ત્હમારા અશ્રુ ઢાળો, અને બીજાઓ પણ ઢાળે, એવુ લખો. અથવા કાંઈ એવુ એવુ લખો કે દેશમા વીરરસ ઉભરાઈ જાય. બાળક જન્મતાની સાથે રડવાનું ભૂલી જઈ લડવાજ માંડે, સ્ત્રીઓ આસુઓને બદલ અંગારા પાડવા માંડે અને હિંદમા અગિયાર ક્રોડ ગણાય છે, તેને બદલે દરેક પુરૂષ રૂઢાનતાર ગણાય. અને તે પણ ત્હમારાથી ન થઇ શકે એમ નહોય તો વેદાન્તસાગરમા ડુબો. બ્રહ્મ બનો. અદ્વૈત થાઓ. વૈરાગ્ય પામો. અને પછી ત્હમારી કલમ જગતમા શાંત ભક્તિમય, અનન્ત વૈરાગ્યરસ, અને આનન્દમય બ્રહ્મરસ ચખાડવા માટેજ શાહીમા બોળો. ક્ષુદ્ર હાસ્યરસ માટે લખવુ, તે ત્હમને શુદ્ધલે શોભતુ નથી

મિત્ર કહે તે પ્રમાણે કરવુ, એ મ્હારો ધર્મ સમજી હુ વૈરાગ્યના ગહન, ગંભિર, અને હાસ્યરસનો જેમા સભવ નહી, એવા—અતિ કઠિન વૈરાગ્યના વિષય પર લખવાની ખુરશીથી ટેબલ પર ગોઠવાયો. મ્હારા મિત્ર મ્હને ઉત્સાહ આપવાને મ્હારી પાસેજ બેઠા।

ઘણા મહાન્ લેખકોની માફક મ્હને પણ લેખ લખતા પહેલા કોઈ બીજા લેખકથી પ્રેરણા મેળવવાની ટેવ છે, અને તેથી કોઈ પણ લેખ લખ્યા પહેલા એજ વિષય ઉપર બીજા લેખકો શુ કહે છે, તે હુ સારી રીતે જોઉ છુ. તે મુજબ મ્હે લખવા માંડયા પહેલા વૈરાગ્ય—મૂર્ત્તિ એવા સ્વામી શ્રી નિષ્કુળાનંદ મુનિનુ "જનુની જીવોરે, ગોપીચંદની," એ પદ ગાવા માંડયુ. અતિશય ગભીર મુદ્રા ધારણ કરી, જેમ બને તેમ ઘેરો અને ગાઢો સ્વર કાઢી મ્હે ગાવાનું શરૂ કીધુ કે—

"ભલોરે ત્યાગ ભરથરી તણો, તજી સોળસે નારજી,
"મંદીર ઝરૂખા મેલી કરી, કીધેલાં આસન બા'રજી—જનુની૦

પણ હજી આ પહેલી કડી તો પૂરીથી મ્હે ગાઇ ન્હોતી, ત્યા મ્હારા મિત્ર વચ્ચે બોલી ઉઠ્યા:

"એમાં શું નવાઇ કરી ? મ્હને તો લાગે છે કે સ્વામિજીએ ભર્તૃહરિ રાજાને ત્યાગ લેવા માટે ધન્યવાદ આપ્યો, ત્હેમાં ભૂલ કરી છે. હું તો ઉલટો એમ કહું કે ધન્ય છે રાજા ભર્તૃહરિને કે સોળસેં નારી કરવા સુધી પોતાનું ધૈર્ય રાખ્યું, સહનશીલતા વાપરી, અને ત્યાગી ન થયા.—સોળસેં સ્ત્રીઓ ? રામ ! રામ ! હું તો મ્હારૂં ચાલે તો મ્હારી એક પત્ની અને પાંચ છોકરાં છોડીને ત્યાગી થઇ જાઉં !—પણ ધૈર્ય રાખીને જેમ તેમ રહ્યો છું. હું મ્હારા પોતાના અનુભવ પરથી કહું છું, ભાઇ, કે વૈરાગ્ય પમાડવાને માટે એક કુટુંબ તદન પૂરતું છે; અને કુટુંબવાળો જે ત્યાગી નથી થતો, તો ત્હેમાં ત્હેની પોતાની મોટપ છે, આત્મત્યાગ છે, ધૈર્ય છે, પ્રશંસા છે; જે કહો છો તે છે. તે મનુષ્યને વૈરાગ્ય છે, પણ તે જાણીને સંસાર છોડતો નથી. આ તો એક કુટુંબવાળાની વાત; તો જેણે સોળસેં કુટુંબ કરવાની હિંમત કીધી, તેની તો વાતજ શી કરવી ? સોળસેં સ્ત્રીઓ થઇ ત્યાં સુધી વૈરાગ્યને કાબુમાં રાખ્યો, એ તો ભર્તૃહરિ ! ત્હમે હદજ વાળી. આપના જેવા મહાન પુરૂષોજ એ કરી શકે. હમે પામર પ્રાણીઓ તો એક કુટુંબથી પણ ત્રાસીએ છીએ."

ભાઇ જગન્મુખરામ ઘણા ગંભીર પુરૂષ છે અને એકાએક ઉપલા શબ્દો ગંભીરતાથી બોલ્યા. ત્હેમના વચ્ચે બોલવાથી મ્હારો વૈરાગ્યરસ તો ક્યાંયે ઉડી ગયો, અને મ્હને ખડખડ હસવુ આવી ગયું. "જબરો વૈરાગ્યરસ ત્હમે જમાવો છો, ભાઈ !" મેં કહ્યું.

"ત્હમને હસવું આવે છે, જાણી મ્હને અજાયબી લાગે છે. ત્હમને મ્હારૂં કહ્યું સમજાતું નથી, એમ હું ધારૂં છુ. જુઓ, ત્હમને મ્હારા પોતાના દાખલા પરથી જ સમજાવું.

હું એકલો હતો, ત્યારે મ્હને એમ લાગતું કે દુનિયાથી વૈરાગ્ય પમાયજ કેવી રીતે ?—એવું કાંઈ પણ નથી, કે જેથી દુનિયાથી ઉદાસ થઇ જવાય. પણ હવે મ્હને એમ લાગે છે કે વૈરાગ્ય પામ્યા શિવાય રહેવાયજ કેમ ?

એક પત્ની અને પાંચ છોકરાં વૈરાગ્ય પમાડવા કાંઇ ઓછાં છે ? ત્હમે એકલા છો, એટલે ન સમજો; પણ મ્હારે ઘેર રહો તો ખબર પડે.

એમ ધારો કે ત્હમે બે માળવાળા ઘરમાં રહો છો, પણ ભોંય તળીએથી ઉપર સુધી એક એવો ઓરડો નથી, કે જ્યાં ત્હમને કોઇનો અવાજ આવતો ન હોય; જ્યાં બેસો ત્યાં આઇપણ જગ્યાએથી ત્હમારી પત્ની કાંઇને કાંઇ બબડતાં ફફડતાં પ્રવેશ કરતાં હોય, છોકરાંઓ આપસ આપસમાં લડતાં, અને ધાંટા પાડતાં, આજુબાજુમાં રમતાં હોય કે પછી વઢતાં હોય, કે નહીં તો માતાની ભેટ મેળવી બેંકડા તાણતાં હોય !—ત્હમને હવે કાંઇ કરવાનું નથી, એમ ધારી ત્હમે વાંચવા કે લખવા બેસો, અથવા બેસવા વિચાર કરો કે તુર્ત ઘરઘર અવાજ સંભળાય કે "આ છોકરાંને તો જરા રાખો ?"–નહિં તો "તેલ બિલકુલ નથી, માટે હમણાંને હમણાં લઇ આવો." અથવા "આ છોકરો મ્હને દુઃખ દે છે, માટે એને ધમકાવો કે બોલાવી લો." અથવા છેવટે ધર્મપત્ની રડતી આંખે, મારપીટ કરતે હાથે, ગબડતે મુખે, ધમ ધમ કરતે પગે, આવીને ત્હમારી સામે બેસી, અને "ત્હમારાં ઘરમાં વૈતરૂં કરી કરીને મરી ગયાં !" અથવા "અમારી કોને પડી છે ?" કે એવાજ મધુરા શબ્દ પ્રહાર સાથે ત્હમારા ઉલ્લાસ તોડતાં હોય !—કહો, એવા કુટુંબ–જીવનમાં વૈરાગ્ય નહીં ઉદય થવાનું

કાંઇ કારણ છે ? વૈરાગ્ય પામવાને આટલાં આટલાં કારણો છતાં, જો અમે સંસાર નથી છોડતા તો તેમાંજ અમારી મોટાઇ છે.

આવી રીતે જોતા જો સોળસો નારીઓ હોય, તો તેમાંથી ઓછામાં ઓછી ૧૫૦૦ સ્ત્રીઓ તો મે કહી તેવી હોવીજ જોઇએ, અને આટલી સ્ત્રીઓમાં રહેવું કહી તે ક્યાં ઉપરાંત વિશેષમાં રંગી ઐક્ય-સંબન્ધમાંના તંતુનો તો પારજ શું ? તે છતાં જો ભર્તૃહરિએ કેટલાએ વર્ષ સુધી વૈરાગ્ય-ત્યાગ કીધો, તો તેનેજ માટે એમને ધન્યવાદ ઘટે છે. માટે હવેથી ઉપલી કડી નીચે પ્રમાણે ત્હમે સુધારો.

"ભલો રે ત્યાગ ભરથરી તણો,
નિભાવી સોળસે નાર રે
"મહીં ઝરૂખા મેડીની,
કીધલાં આસન માણરે—જનુની."

અધિપતિ સાહેબ, ભાઇ જગન્મુખનમને દાન્યન્સ પસંદ નથી, અને તેથી હું વૈરાગ્યપર લખવા બેઠો, પણ છતાએ મ્હને બીક લાગે છે કે આ લેખ પણ તમે 'આનંદાશ્રમ' માટે નાખત કરશો ત્યાં દોષ કોને દેવો,—મ્હને, ત્હમને કે મ્હારા મિત્રને ?

## અધિપતિની દિલગીરી.

ચીનના એક પત્રના અધિપતિને, પોતાને મળેલું એક લખાણ પ્રકટ કરવા યોગ્ય નહિ હોવાથી તે લેખક તરફ પાછું મોકલવાની, અત્યંત દુઃખકારક ફરજ પડી છે તે લખે છે કે—

"સૂર્ય અને ચન્દ્રના વડાસ્રી ભાઇ ! જે ત્હારા તાબેદાર ગુલામ ત્હારા કુમળા પગ આગળ
' સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી રહ્યો છે અનેકવાર નમન કરીને હું ત્હને પ્રાર્થના કરૂં છું કે હું કૃપાળુ
" થઇને મ્હારી ઉપર દયા કર કે હું છઉં અને મ્હારી નમ્ર વિનંતિ ગ્રહ્ય કર. ત્હારો માનવંત લેખ મ્હને
" મળવાથી ત્હેના ઉજ્વળ પ્રતાપે હું પ્રકાશિત થયો છું. ઉછળતા ઉલ્લાસની ઉર્મિથી મ્હેં તે વાંચ્યો. હું
' મ્હારા આપદાદાના હાડકાના કસમ ખાઇને હું કહું છું કે આવી અદ્ભુત બુદ્ધિ, અસાધારણ રસજ્ઞાન
" તથા આવા ઉન્નત વિચાર મ્હેં કદિએ જોયા નથી. ત્રાસથી અને ધ્રુજારા સાથે તે લેખ હું ત્હને પાછો
' મોકલવાની રજા લઉં છું. જે અમૂલ્ય વિચારરત્ન ઉદારત્હે મોકલ્યો છે, તે જો હું પ્રકટ કરૂં તો નામદાર
" શહેનશાહ ત્હેની સાથેજ સઘળા લખાણોની સરખામણી કરે અને ત્હેના જેવા સિવાય બીજાં લખાણો
" પ્રકટ કરવાની સખ્ત મના કરે પણ આપણા ભારા સાહિત્યનું મ્હને જે જ્ઞાન છે તે ઉપરથી હું ખાત્રી
" પૂર્વક કહી શકું છું કે દસ હજાર વર્ષમાં પણ ત્હારા લખાણની સરખામણી કરનાર કોઇ લેખ પેદા
' થવો અશક્ય છે તેથી હું આ લખાણ ત્હને પાછું મોકલું છું અને દસ હજાર વાર ત્હારી પાસે માફી
" માગું છું. જો ! મ્હારૂં નમનવાળું ભર્યું માથું ત્હારા પવિત્ર પગ આગળ પડ્યું છે. ત્હારી મરજી મુજબ હુકમ કર આ દીન સેવક ત્હારે આધીન છે "

'હિ ત્હારો દાસાનુદાસ,

* * * *

"—પત્રનો અધિપતિ"

*** આ ઉપરથી ખાત્રી થયા વિના રહેશે નહિ લેખક તરીકે જન્મવું તો બસ ચીનમાંજ ! (—તે દેશમાં કેટલો વિવેક અને કેટલું સન્માન લેખકોને મળે છે ! ) અને જો પત્રના અધિપતિ થવું તો બેશક હિંદુસ્થાનમાં ! (—કારણ કે લેખકોના કોઇપણ મળેલા લખાણોની પ્હોંચ સ્વીકારવાની પણ જરૂર કશી નહિ અને સાથે આવેલી ટપાલની ટિકિટોમાંથીય સારી આવક ચાલી રહે !) "B"

# विद्याकला–वैदक.

## ક્ષય રોગ.

૨

લેખકઃ—રા. રા. ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

સુંદરી સુબોધના જુલાઇ-ઑગસ્ટના અંકમાં આ વિષયપર કાંઇક મ્હેં લખ્યું હતું. તે પર કાંઇક વિશેષ લખવા આ તક લઉં છું.

પ્રસ્તુત અંકમાં જણાવ્યા પ્રમાણે ક્ષય રોગ એ હાલના સમયમાં મનુષ્યજાતિનો ભયંકર શત્રુ છે, અને તેના તરફ હાલમાં આપણા આગેવાન લોકોનું લક્ષ ખેંચાયું છે તે આનંદની વાત છે. યોગ્ય સંજોગોમાં શરૂઆતની અંદર તે રોગની સારવાર ઘેર પણ થઇ શકે છે, જો કે સેનેટેરીયમ (આરોગ્યભુવન) માં દરદીએ શું કરવું અને શું ન કરવું વિગેરે બાબતો પર દેખરેખ રહેતી હોવાથી તેને આ કામ માટે વધારે યોગ્ય સ્થળ ગણી શકાય. આ રોગની સારવારમાં જે સૌથી મોટી ઉપયોગી બાબતો ખાસ લક્ષમાં લેવા યોગ્ય એ છે જે એ રોગનો હુમલો થતાંજ તેને તરત પારખી કાઢવો જોઇએ, અને તેનો ઉપાય સત્વર શરૂ કરવા બાદ બીલકુલ ધીરજ નહિ ખોતાં ઘણીજ લાંબી મુદત સુધી તે ચાલુ રાખવો. આમ કરવાનું ખાસ કારણ એ છે જે શરૂઆતમાં આ રોગ ઘણા અનુભવી ચિકિત્સકોને હાથે પણ પરખાવો એટલો તો મુશ્કેલ છે કે ઘણી વખતે તેના સંબંધમાં ભૂલ થઇ જાય છે. રોગ બહુ આગળ વધ્યા પછી પરખાવો મુશ્કેલ પડતો નથી, પણ તે વખતે તેને મટાડવાના સંજોગો બહુ થોડા રહે છે. સારવાર લાંબી ચલાવવાનું કારણ એ કે તે એવો દગાબાજ અને વિચિત્ર રોગ છે કે જ્યાં સુધી તે પૂરેપૂરો મટે નહિ ત્યાં સુધી એ ઓચિંતો કયો માર્ગ લેશે તે કહી શકાય નહિ; અને પૂરેપૂરો મટયા બાદ પણ જે અસલ વસ્તુ સ્થિતિમાં તે રોગનો હુમલો થયો હોય તે વસ્તુ સ્થિતિમાં ફરીથી મેલતાં તેનું 'પુનર્દર્શન' થવા માટે અનુકુળ થાય છે, અને દરદીને ફરીથી તેની શરૂઆત થાય છે. તોપણ તે રોગની હાજરી, શરીરમાં હાડનો તાવ, વજનનું ધીમે ધીમે કમી થવું, કામ કરવા તરફ અણગમો, કામ કરતાં શ્રમની લાગણી, આટલા ચિન્હોથી નક્કી થઇ શકે છે. ઉધરસ, તીક્ષ્ણ જ્વર, ઉધરસ સાથે લોહીનું પડવું, વિગેરે જબરા ચિન્હો આ રોગની હાજરી દરદીને જોતાં સાથેજ સિદ્ધ કરતા કેટલાક દરદીઓમાં માલમ પડે છે, પણ તે ચિન્હોની ગેરહાજરી હોય છતાં ઉપર કહેલાં નરમ ચિન્હો લાંબી મુદત સુધી ઉપાય કરવા છતાં પણ દૂર નહિ થાય તો તે રોગનું અસ્તિત્વ વ્યાજબી રીતે ધારી શકાય. આના સ્વરૂપ તથા સારવારના સંબંધમાં વિશેષ અજવાળું પડી શકે તેને માટે ધરમપુર સેનેટોરીયમના ઉત્પાદકોમાંના એક શ્રીયુત અવિનાશ ચંદ્ર મજમુદારે પ્રસિદ્ધ કરેલા એક ઇંગ્રેજી ચોપાનીયાનું ભાષાન્તર કરી પ્રસિદ્ધિ માટે આની સાથે મોકલું છું. આશા છે કે આપના વાચકો આ વિષયની ગંભીરતા, તથા ઉપયોગિતા તરફ લક્ષ આપી તેનો ધ્યાન પૂર્વક અભ્યાસ કરી યથાશક્તિ તેને અમલમાં મેલવા કાળજી લેશે.

## *" ચેતવણીના બે શબ્દ. "

આખી સુધરેલી આલમમાં ક્ષયરોગ વધતો જાય છે. ડૉ. કેલૉગ કહે છે કે " બધા રોગોથી જે મનુષ્ય મરે છે તેમાંના પાંચમા ભાગથી વધારેનું મરણનું સીધું કારણ હોઇ, આ રોગ મનુષ્યના કુટુંબને જે જે રોગથી ભોગવવું પડે છે, તે બધામાં સૌથી વધારે ભયકર છે. " હિંદુસ્થાનમાં પણ તે વધતો જાય છે. કદાચ આપણું ધ્યાન તેના તરફ હમણાંજ ખેંચાયું હશે. મદ્રાસની સરકારે આ જીવલેણ રોગનો પ્રસાર અને તેની સામે લડવાના ઉપાયો વિષે તપાસ કરવા જે કમીટી નીમી હતી તે જણાવે છે કે—

ઇંગ્લાંડ કરતા હિંદુસ્થાનમાં ક્ષયરોગને લીધેનું મરણ પ્રમાણ ઘણું મોટું છે; અને તે રોગને કાબુમાં લાવવાને બે દિશામાં કાર્ય કરવું જોઇએ. (૧) પુરતાં સાધનોવાળી સંસ્થાઓમાં ક્ષયરોગની સારવાર, અને (૨) તેવા લોકોનાં રહેઠાણ અને ધંધા પર દેખરેખ. પહેલી બાબત વિષે કમીટી એવી ભલામણ કરે છે કે, (૧) પ્રથમ તો ક્ષયના આગળ વધેલા કેસો માટે ઇસ્પીતાલો ઉઘાડવી, અને (૨) દરેક જીલ્લાના મથકની ઇસ્પીતાલોમાં ક્ષયરોગની સારવાર માટેનાં નાનાં ગૃહો ઉઘાડવાં; અને (૩) જુદી જુદી જગાઓમાં શરૂઆતના કેસો માટે આરોગ્યગૃહ સારવાર માટે ખોલવાં. ૧૯૦૮ ના વર્ષમાં પંજાબની ઇસ્પીતાલોમા જે કેસો દાખલ કરવામાં આવ્યા હતા તેની સંખ્યા ૯૮૮૭ ની ગણવામા આવી હતી. તે પરથી તેનાથી ચાર ગણા માણસોને, એટલે ચાળીસ હજાર માણસોને પ્રતિવર્ષ તે પ્રાંતમા આ દરદ થાય છે એમ કહેવું તેમાં કાંઇ પણ અતિશયોક્તિ નથી.

શહેરોમાં ઘંઘાટ, અતિશય ગિરદી, હવા ઉજાસ વિનાનાં રહેઠાણો, અનિયમ, ઘરમાં ગોંધાયા રહીને કરવાનો રોજગાર, યુનિવર્સિટીની પરીક્ષાઓ, મોડી રાત્રિ સુધી જાગીને અભ્યાસ, બાળલગ્ન, ભરણપોષણ માટે ચિંતા, કસરતનો અભાવ, નાની ઉમ્મરે સંતાન પ્રસૂતિ, પડદે રહેવુ, સુવાવડ પછી ચાલુ રહેતી નબળાઇ, દુધ અને પૌષ્ટિક ખોરાકનો અભાવ, આરામની ખામી, નાની વયના યુવાનોમાં મલિન કુટેવો, પોળોમાં બે દરકારીથી થૂંકવું, સહવાસથી લાગેલો ચેપ, અમિતાહારપણું, તમાકુ પીવાની ટેવ—ખાસ કરીને બીડી અને સીગરેટની,—આ બધાં ભયંકર રોગને જન્મ આપનારાં છે. કેટલાક કેળવાએલા લોકો ગમે એટલા સંભાળ રાખનારા હોય તોપણ સામાન્ય જનસમૂહનું અજ્ઞાન સંખ્યાની સુસ્તી ભરેલી કામ કરવા તરફ અરૂચિ, અને નસીબપર પ્રમાણયુક્ત આધાર—આ બાબતો આ દેશમાં અતિશય ભયકારક હદ સુધી આ રોગને વધારી દેશે એમ મને બીક રહે છે. યુવાન પુરૂષો અને સ્ત્રીઓની બહુ મોટી સંખ્યાને તે હતા નહતા કરી નાંખશે. દુઃખની વાત એ છે જે, જે કુટુંબમાં તે પેસે છે તેમાં તે સૌથી હુશીઆર માણસપર સામાન્ય રીતે હુમલો કરે છે, અને આપણને વખતસર ચેતવણી આપ્યા શિવાય તે વહાલામાં વહાલા મનુષ્યને ઉપાડી લે છે. ક્ષય એ એક છુપો રોગ છે, અને તેને પારખવામાં અતિશય સંભાળ ભરેલી દેખરેખ રાખવાની જરૂર રહે છે, ઘણા ચિકિત્સકોની નજર તે ચુકવે છે. કેટલીક વખત એમ જણાય

*શ્રીયુત અવિનાશ ચંદ્ર મજમુદારે ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ કરેલ—તેનું ભાષાન્તર કરનાર ચંદ્રમણિશંકર મોહનલાલ પંડિત.

છે કે દરદી સુધરતો જાય છે અને રોગ અટક્યો છે, પણ એટલામાં ઓચિંતો બમણા જોસથી તે દેખા દે છે. રોગની વધવાની ત્વરા, દરદીનો સ્વભાવ, એની વંશ પરંપરાની મેળવેલી ટેવો, આ આસપાસના ખાસ સંજોગો જેમાં તે મેલાએલો હોય તેનાપર ઘણે ભાગે આધાર રાખે છે. પુરૂષ તેમજ સ્ત્રીજાત બન્નેને સરખી રીતે લાગુ પડે છે. આ રોગને માટે મોંથી વધારે અનુકૂળ વય તેવીસ અને ત્રીસ વર્ષની વચમાં છે. ક્ષયરોગ અસાધ્ય છે એવો ખોટો ખ્યાલ આ દેશમાં ફેલાએલો છે. શરૂઆતમાંજ તેને પારખી તરત ઉપાય કરવામાં આવ્યો હોય તો તેને આગળ વધતો અટકાવીને મટાડી શકાય છે. જ્યારે રોગ બહુ વધી જાય છે ત્યાર પછી કાંઇ પણ થઇ શકતું નથી. આવી સ્થિતિમાં ખુલી હવામાં સારવાર કર્યાથી દરદીને કાંઈક આરામ આપી શકાય છે, અને સંભાળ ભરેલી માવજતથી કેટલાકની જીંદગી લંબાવી પણ શકાય છે. જ્યારે આ જીવલેણ રોગના ફાંસામાં દરદી પકડાયો હોય છે ત્યારે તેની યોગ્ય સારવાર માટે સુવ્યવસ્થિત આરોગ્યભુવનો એ ઉત્તમ સ્થળો છે. આખા દેશમાં સ્થળે સ્થળે આરોગ્ય ભુવનો સ્થાપના પહેલાં ઘણાં વર્ષો વહી જશે. આપણા ગરીબ દેશમાં આરોગ્ય ભુવનનાં ખર્ચ મુખ્ય બાધક થઇ પડશે. દરેકમાં સો દરદીની સગવડ થઇ શકે તેવાં દસ આરોગ્યભુવનો એકદમ સ્થપાય, તોપણ થોડા વર્ષ બાદ આ રોગની જે મહાન્ પ્રગતિ થશે તે બાજુએ મેલતાં આખા દેશમાં જૂદા જૂદા દરજ્જાના ક્ષયવાળા દરદીઓના નાનામાં નાના ભાગને પણ તે સમાવી શકશે નહિ. તેટલા માટે આ રોગની સામે થવાને દરેક ગામમાં પ્રીવેન્ટોરીઅમ (અટકાવ કરનારાં ગૃહો) સ્થાપવામાં જરૂરનાં થઇ પડશે. શહેરથી પાંચ માઇલ દૂર તે રાખવાં. જે માણસો સેનેટોરીઅમમાં જઇ શકે નહિ, અને જેઓ સેનેટોરીઅમમાંથી પાછાં આવતા હોય તેમને ત્યાં મૂકવામાં આવી શકે.

---

ડૉ. એચ. વૉરન, ક્રૂ, એમ. ડી. (ઓક્સમન) ના ક્ષયરોગના દરદીઓ માટે પાળવાના નિયમોમાંથી કાઢેલો નીચેનો સાર કામનો થઇ પડશે.

## ક્ષયરોગ–તેની ઘેર સારવાર.

એ તો ચોક્સ છે કે ઘણા ક્ષયરોગના દરદીઓને સાજા કરી શકાય છે, અને જેમની તેમના રોગની પ્રથમની શરૂઆતમાં સારવાર કરવામાં આવી હોય તેઓ આરોગ્ય મેળવી શકે છે. હમણાના સમયમાં આરોગ્યભુવનોમાં ઘણા સાજા થએલા માલમ પડ્યા છે, અને આ ભયંકર રોગના છેલ્લા દરજ્જામાં જે દરદી હોય તેજ આરોગ્ય પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડે છે. કેટલાક કેસોમાં સેનેટોરીયમમાંથી આવેલા દરદીઓના રોગ ઉથલો ખાધો છે, અને આનું કારણ ઘણું કરીને એવું હોય છે કે તેમનો વ્યાધિ અટકેલો હોવા છતાં મટેલો હોતો નથી અને જીંદગીની અને કામની પ્રથમની સ્થિતિમાં દરદી મેલાવાથી રોગ પાછો સતેજ થાય છે, કારણ કે, ક્ષયરોગને આગળ વધતો અટકાવવો જોઇએ એટલુંજ નહિ પણ શરીરમાંથી તેનાં બધાં ચિન્હોને નિર્મૂળ કરવાં જોઇએ, અને તેને આગળ વધતો અટકાવવામાંજ ઘણા મહિના નીકળી જાય છે તે પછી સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્તિને માટે તો સારવાર ઘણીજ લંબાવવી જોઇએ. અનુભવે એમ સિદ્ધ કર્યું છે કે જેમ લાંબી મુદત સુધી સારવાર કરવામાં આવે છે તેમ તેના પરિણામે આસ થએલું.

આરોગ્ય વધારે ચોક્કસ અને કાયમ રહી શકે છે, અને જેમ સારવારનો વખત ટુંકો તેમ ઉથલો ખાવાનો સંભવ વધારે રહે છે.

તેના વિચારો ટુકામા નીચે પ્રમાણે છે—

૧. ક્ષયરોગ મટાડી શકાય છે.

૨. અનુકુળ સંજોગોમા ઉત્તમમા ઉત્તમ આરોગ્યગૃહોમા જે સારવાર થઇ શકે છે તે ઘેર પણ થઇ શકે.

૩. સારવાર બહુ લાબી મુદત સુધી લેવી જોઇએ.

૪. બધી સારવારનો હેતુ ફેફસામાથી જંતુઓને નિર્મૂળ કરવામા સમાએલો હોવો જોઇએ સીધી રીતે આ બાબત બહુ બની શકતી નથી પણ તન્દુરસ્ત લોહી મારફત તે બની શકે છે. તેટલા માટે દરદીના લોહીનું બળ વધારવા તરફ દરેક પ્રયત્ન હોવો જોઇએ.

અટકાવ કરવાનાં ગૃહો વિષે બીજા ભાગમાનીઆમા લખવાનું હું ધારૂં છુ. આની અંદર મ્હારા દેશ ભાઇઓને આ ફેલાતા રોગના સબંધમા વખતસર ચેતવણી આપવા હું ઇચ્છુ છુ. કેટલાક એવા ચિન્હો છે કે જેનાથી વહેમ ઉત્પન્ન થવો જોઇએ અને તેમાના એક અથવા વધારે ચિન્હ માલમ પડે તો ડાક્ટરની તરત સલાહ લેવી.

આરોગ્યના પુસ્તકમા ડૉ. કેનોગ નીચેના ચિન્હો જણાવે છે—"રૂચિનો અભાવ, શરીરની ક્ષીણતા, નમળાઇ, બેચેની, શ્વાસ ચઢી આવવો, લગાર મહેનતે શ્વાસોશ્વાસ ટુંકો થવો, છાતી અને ખભામા દુખાવો, તળુઆ માસ્તી ગરમી અને હાંસડી નીચે દુખાવો, ઉધરસ, સાદ બેશી જવો, ફીણવાળો ગળફો પડવો, મેલો ગળફો અથવા પીળા પરુવાળો ગળફો, તાવ બપોર પછી સૌથી વધારે, સ્વારે અથવા બપોર પહેલા ચડી લાગવી, રાત્રે પરસેવો થવો, કૃશતાને લીધે અણીઆળુ નાક, દરેક ઉચ્છવાસ વખતે નસકોરાનુ હાલવુ, વળી ગએલા નખ, સાકડી છાતી—હાસડી નીચે બેશી ગએલી, છાતી ઠોકેથી નક્કર અવાજ થવા, અનિયમિત અથવા અચકાતો શ્વાસોશ્વાસ, કાને ભુંગળીથી સાભળવાથી કફના અવાજ સંભળાવા, અને ગળફામાં લોહીનું પડવુ."

"ક્ષયરોગ, તેનો અટકાવ અને ઘેર તેની સારવાર" નામના ડો. એચ. હાર્ડવીક રૉબ્સન, એમ. ડી, લીવરપુલ સૈનેટોરીયમના મેડીકલ સુપ્રીન્ટેન્ડન્ટના બનાવેલા કિંમતી પુસ્તકમાથી નીચેનું લેવામા આવ્યું છે.

૧. સવારમાં વહેલા ઉધરસ આવવી, ગળફા સાથે અગર ગળફા વિના.

૨, છાતીમાં વારંવારનો અથવા તીક્ષ્ણ દુખાવો.

૩. સહેજ મહેનત કરવાથી શ્વાસ ચડવો.

૪. ફેફસાના પડનો થોડા વખતપર થએલો સોજો અને તેના પરિણામે બરગલનો દુખાવો.

| | |
|---|---|
| ૫. કફમાં લોહીનુ પડવુ. | ૬. વજન કમી થવું. |
| ૭. શ્રમની લાગણી અને અશક્તિ. | ૮. રાતે પરસેવો થવો |

૯ પાંડુ રોગ અને અજીર્ણના ચિન્હો, ખાસ કરીને જુવાનોમાં.

૧૦ ૯૯ ડીગ્રીથી વધારે શરીરની ગરમી.

હું મ્હારી દેખરેખ નીચે આવેલા કેસોના અનુભવથી યુવાન પુરૂષોમાં વીર્યસ્રાવ અને યુવાન સ્ત્રીઓમા પ્રદર એ ચિન્હાનો ઉપરના ચિન્હોમા ઉમેરો કરૂં છુ.

એ જ દરદીમા ઉપર કહેલા ચિન્હો બધા કોઇ જણાતા નથી, કારણકે પ્રત્યેક કેસ એક બીજાથી જૂદા પડે છે, પણ તે બધા ચિન્હો આ રોગના છે અને તે રોગ થતા કોઇ પણ કેસમા તેમાના કોઇ હોઇ શકે

આ ભયંકર રોગ પારખવામા વજનનો ઘટાડો એ બહુ ઉપયોગી વસ્તુ છે તેટલા માટે તમારાં બધા યુવાન મનુષ્યો—પછી તે પુરુષ હોય કે સ્ત્રી હોય—તેમના વજન નોંધવા જોઇએ

મ્હારા મત પ્રમાણે દરેક સ્કુલ અને કોલેજે* નિયમિત રીતે પ્રત્યેક મહિને તેમના નિશાળીઆઓના વજનો નોંધવા જોઇએ, અને જે કેસોમા વજનનો નિયમિત ઘટાડો જણાય અને તેને માટે પૂરતું કારણ માલમ ન પડે તો તે નિશાળીઆઓને દાક્તરની દેખરેખ નીચે મેલવા અને તેમના વજન પ્રત્યેક અઠવાડીએ લેવા શકમંદ કેસોને પારખવામા કોઇ પણ જાતની હરકત નથી, કેટલાક એમ ભય બતાવે છે કે વહેમથી ચિંતા વધે અને તેથી રોગ આગળ વધે છે, હુ નથી ધારતો કે આ દલીલ વ્યાજબી છે જો રોગનુ બીજ વવાઇ ગયુ હોય તો તે વહેલું યા મોડું વિકાસ પામી દેખાવ દેશે. દુશ્મનને છુપી રીતે હુમલો કરવાની તક આપવી તેના કરતા મરદાઇથી તેની સામે થવું વધારે સારૂં છે. અહી સંભાળ રાખવી જરૂરની છે, અને આવા કેસ માબાપો તથા વાલીઓને ખાનગી રીતે જાહેર કરવા વખતસરની ચેતવણી ઘણી જીંદગીઓ બચાવી શકશે જુવાન સ્ત્રીઓના વજનો લેવા સંબંધી કયો માર્ગ યોગ્ય છે તે હુ કહી શકતો નથી કેમીસ્ટોની દુકાનો અને ઇસ્પિતાલોમા એવા× પોતાની મેળે વજન લેવાના યંત્રો રાખ્યા હોય કે જેમા ફકત એક સીક્કો નાખતા વજન મપાય તો તે ઠીક પડશે તે યંત્ર ગોઠવવાના ખર્ચને માટે એટલા પૈસા પૂરતા ન પડશે કન્યાશાળાઓ સ્ત્રીઓના વજન લેવાને કામને મદદગાર થઇ શકશે.

અમુક વખતે અને અમુક પ્રકારના કપડા પહેરીને હમેશ વજન લેવુ જોઇએ +

---

* અત્રેની સેનેટરી એસોસીએશને આના સબંધમા શરૂઆત કરી છે એમ મ્હારા જાણવામા આવ્યુ છે અને તે આનંદની બાબત છે —ભાષાન્તર કર્તા

× આવું વજન માપવાને ઘડીઆળના જેવા કાંટા વાળું યંત્ર સિમલામા બજારની એક દુકાને મેલવામા આવેલુ છે જેના ઉપર ચડી ફકત નાખતા કાંટો ફરીને જેટલું વજન હોય ત્યાં આંક ઉપર આવીને વજન બતાવે છે —ભાષાન્તર કર્તા

+ સવારનો, બપોરનો અગર સાંજનો જે કોઇ વખત વજન લેવામા પસંદ કર્યો હોય તે વખતેજ હમેશા વજન કરાવવુ અને કપડાં પણ એક જાતના બનતા સુધી રાખવા જેથી વજનમાં કપડાંને લીધે વધઘટ જણાય નહિ.

આપણે એક મહાન વ્યાધિ સામે લડવાનું છે. આ ભય તરફ મ્હારા દેશવાસીઓ દેશભાઇઓનું લક્ષ ખેંચવા શક્તિમાન થઇશ તો હું પોતાને કૃત્ય કૃત્ય થયો માનીશ. મ્હારો પૂરેપૂરો વિશ્વાસ ઇશ્વરમાં છે. આ ગેગવાળાં યુવાન અને યુવતીઓના સંસર્ગમાં હું આવતો જાઉં છું. તેમ તેમ મ્હને ઘણું લાગી આવે છે. જે દુઃખમય પરિણામ તરફ આપણે પ્રયાણ કરીએ છીએ તેનાથી હું ભયભીત થાઉં છું. ક્ષયરોગની સામે બહાદુરી ભરેલી લડાઇનું આ ઉમદું કાર્ય, જે શ્રીયુત મલબારી અને દયારામ ગીડુમલે શરૂ કર્યું છે તેને મદદ આપવા કામ કરવાની જરૂર છે. ઇશ્વર આપણને ઉમદા આશયના અને સ્વાર્થ ત્યાગી કામ કરનારની યોજીની મદદ બક્ષે એવી મ્હારી સતત પ્રાર્થના છે.

---

# સોનાની પરીક્ષા.

લેખકઃ—રા. રા. છો. છ. મહાજન.

"ભાભીજી! ભાભીજી! તમે તો કહેતાં હતાં કે સોની આપણો ઘણો પ્રમાણિક છે પણ મને તો શક છે કે તેણે મારી આ રાયણમાળામાં જરૂર કંઇક ભેળસેળ કર્યું છે." આવી રીતે બોલતી બોલતી એક ૨૦ વર્ષની સુન્દર યુવતી બંગલામાં ધસી આવી અને એક સોનાનો દાગીનો પોતાની ભાભીજી જેનું નામ **લીલાવતી** છે; તેના હાથમાં આપ્યો. તથા તેની તરફ તીક્ષ્ણ નજરે જોઇ રહી.

**લીલાવતી**—"રાજરાણી! તમે બીચારા સોનીના ઉપર નકામું કલંક મુકો છો. તમારી રાયણમાળા કેટલી લાલ છે—તેથી વધારે ઉંચું સોનું ક્યાં મળે છે?

**રાજરાણી**—ભાભીજી! જરૂર, આમાં તાંબુ વધારે મેળવ્યું છે, મારૂં આપેલું સોનું તો આટલું લાલ હતુંજ નહીં.

**લીલાવતી**—કાળરાથી વધારે લાલ દેખાઇ આવે છે. તમે શા ઉપરથી કહી શકો છો કે આપણા ઘણા વર્ષના જુના સોનીએ તાંબુ મેળવ્યું છે!

મુંબાઇ જેવા શહેરમાં એવું અંધારૂં ચાલે તેમ નથી. તમો તે ગરીબ સોનીને નાહક દોષ લગાડો છો અને પાપી બનો છો. હજારો વખત અજમાશ જોયા પછીજ તે હરહમેશ આપણા ઘરનું કામ કરે છે અને કામ કરતાં એને વર્ષો થઇ ગયાં.

**રાજરાણી**—મને તો ઇંદિરાએ બતલાવ્યું છે કે જો સોનામાં થોડું તાંબુ મેળવ્યું હોય તો તેનો રંગ નીખર થઇ જાય.

---

ઙ અમદાવાદમાં સાર્વજનિક પ્રયત્નોથી શેઠ મનસુખભાઇ ભગુભાઇના સ્મારક તરીકે નરોડા ગામમાં એક આરોગ્યગૃહ બંધાય છે તથા ખાનગી પ્રયત્નોથી મુંબઇના વહેપારી શા. ગોકળજી મોરારજી તરફથી શાહીબાગના રસ્તે આ રોગના ખાસ અનુભવી ડૉ. ભલાનના રામચંદ્ર તળાટકર-ની દેખરેખ નીચે એક આરોગ્યગૃહ બંધાય છે, તે જણાવતાં આનંદ થાય છે. ધર્મશાળા વિગેરે બાંધવામાં જેમ આપણા લોકો પુણ્ય માનતા હતા તેમ આવા કાર્યમાં પણ તે પ્રમાણે લોકો સમજતા થાય છે એ ઘણું ખુશી થવા જેવું છે.

લીલાવતી—તમને તો તેમણે ચડાવ્યાં છે ! આજકાલનો પુરૂષવર્ગ એવી ઉટપટાંગ વાત કર્યા કરે છે જેમાં ધડ કે માથાનું ઠેકાણું હોતું નથી.

રાજરાણી—એમણે મને એક એવી પરીક્ષાની રીત બતાવવાની કહી છે કે આપણે મ્હેલમાં સોનાના દાગીના અસલી સોનાના છે યા અંદર કંઈ ભેળમેળવાળા છે તે સમજી શકીએ.

લીલાવતી—ઠીક. આવવા દો એને. આજેજ કોલેજ બંધ થાય છે. હવે આવવાને વાર પણ શુ છે—જોઉં છું કે તે શું ઉપાય દેખાડે છે ?

સમય જતાં વખત લાગ્યો નહીં. ઇન્દ્રલાલ પાંચ વાગે મેલગાડીમાં પુણાથી વીક્ટોરીયા ટરમીનસ ( મુંબઈ ) ઉતર્યો. પુણાની ફરગ્યુસન કોલેજમાં તે વિજ્ઞાનની ઉંચી કેળવણી લેતો હતો.

બંગલામાં ઇંદ્રલાલે પગ મુકતાંજ બ્હેને વાતને છેડની કરી.

ઇંદ્રલાલ—એમાંથી જે પ્રથમ મીઠું મ્હોં કરાવે તે જીતશે.

લીલાવતી—તમને તો મશ્કરી સુઝી છે. આ છોકરીના માથામાં તમે વળી આવી ધુન ક્યાં ઘુસાડી જે ઝૂઠાં કલંક લગાડી એક ભલા આદમીની ઇજ્જત ડુબાડવા ચહાય છે?

ઇંદ્રલાલ—ભાભીજી ! બ્હેનનું કહેવું ઠીક છે, હું તમને આજે એવું દેખાડું કે તમને જરૂર ઘણીજ સરળતાથી સમજી શકાય કે સોનીએ તમારાં ઘરેણાંમાં તાંબુ યા બીજી જસુસ મેળવી છે કે, કેમ ?—તેટલું સ્પષ્ટ સમજાય તો પછી કાંઈ છે ?

રાજરાણી—ઇંદ્રલાલ ! ભાભીજી મારી વાતનો વિશ્વાસ કરતા નથી, અને માથે માથે તમારી અને મારી બન્નેની ઠેકડી કરી ઉડાવે છે—તમે તેમને જલદીથી બતલાવો. હું તમારો ઘણો ઉપકાર માનીશ.

ઇંદ્રલાલ—તમે લોકોએ કુવામાંથી પાણી ખેંચાતું જોયુ છે ?

લીલાવતી—અરે, મેં તો નાનપણમાં ઘણુ પાણી ખેંચ્યું પણ છે.

ઇંદ્રલાલ—ત્યારે તમને ખબર તો હશે કે પાણીનો ડોલ જ્યાં સુધી પાણીની અંદર હોય છે ત્યાં સુધી તો ઉપર આવતાં ઘણો હલકો દેખાય છે. પાણીની બહાર આવ્યા પછી ખેંચતાં જોર પડે છે.

લીલાવતી—તેમાં નવાઈ શું ? એતો થાય છેજ.

રાજરાણી—ભાઇ, તમારી કહેવાની મતલબ તો એવીજ છેને કે પાણીમાં હરેક વસ્તુ હલકી દેખાય છે.

ઇંદ્રલાલ—શાબાશ તું બરાબર સમજી. મારી કહેવાની મતલબ એજ છે.

રાજરાણી—એતો હું સારી પેઠે સમજું છું. જ્યારે જ્યારે હું અને ભાભીજી દરીયે ન્હાવા જઇએ છીએ ત્યારે બોલતાં એમ જણાય છે.

ઈંદ્રલાલ—ત્યારે સમજી લ્યો કે પાણીમાં હરેક ચીજનું વજન ઓછું થઇ જાય છે. આ વાત ઉપર ખુબ ધ્યાન આપજો—હવે કહો કે હમારા, તમારા, અને અહીં બધી વસ્તુ મુકેલી છે, આ બધાની ચારે તરફ શું છે?

રાજરાણી—વાહ વાહ, તમે ઠીક સવાલ ગોધી કાઢયો. આતો બધા જાણે છે કે હમારી બધાની ચારે બાજુ હવા છે.

ઈંદ્રલાલ—હવે કોઇ ચીજ પાણીમાં ડુબે તો તેની ચારે બાજુ શું હોય?

રાજરાણી—"પાણી."

ઈંદ્રલાલ—હવે જુઓ. આપણે કોઇ વસ્તુ જોખવી હોય તો કાંટામાં મુકી તોલ કરીએ છીએ. તેની ચારે તરફ હવા હોય છે. તેને હવામાં તોલવાનું કહેવાય છે. જ્યારે તેની ચારે તરફ પાણી હોય તો એને પાણીમાં તોલવાનું કહે છે.

રાજરાણી—પણ પાણીમાં કેવી રીતે તોળાય?

ઈન્દ્રલાલ—એ શું વાત છે? જે ચીજને તોળવી હોય તે ચીજને એક પલ્લાની સાથે બાંધી દો પછી તે વસ્તુને પાણીમાં લટકતી મુકો અને ચારે બાજુ બરાબર પાણી રહે તેટલું પાણી રાખો. જ્યારે વસ્તુ બરાબર પાણીમાં મધ્યભાગે બરાબર રહે ત્યારે બીજા પલ્લામાં વજન મુકો જેથી તુરત વજન નીકળશે. આતો તમે ઘણી સહેલાઇથી કરી શકો તેવું છે.

રાજરાણી—તમે તો આમતેમની ફેકટની વાતો કરી રહ્યા છો સોનાની તો પરીક્ષા બતાવતાજ નથી. જે હમારે કામનું છે તે બતાવ્યા શીવાય આમતેમની ફેકટ વાતો જાણી હમારે શું કરવું છે?

ઈન્દ્રલાલ—બ્હેન! તમે તો જરાવારમાં ગભરાઇ ગયા, જરા સબુરી પકડો. હમણાંજ તમને સોનાની પરીક્ષા દેખાઈ આવશે. જે દાગીનાની પરીક્ષા કરવી હોય તેને પ્રથમ હવામાં તોળી લ્યો. પછી તેજ વસ્તુને પાણીમાં તોળો. એક તોલમાથી બીજા તોલમાં ઘટાડો ફરકથી માલુમ પડે. જેટલું કમતી થાય, તે વજનથી હવાવાળા વજનને ભાગો. ભાગ ૧૧ ૧૯—૭ હોય તો જાણવું કે સોનું બરાબર છે. નહીં તો જાણવું કે બરાબર નથી.

રાજરાણી—ઠીક. હું કાંટો તથા વજન લાવું છું. આ મારી રાયણમાળાની પરીક્ષા એ રીતે કરો જોઇએ.

ઈન્દ્રલાલ—જુઓ, તેનું વજન હવામાં ૪ તોલા ૧૬ વાલ અને પાણીમાં તેનું વજન ૪ તોલા ૮ વાલ છે. બ્હેન, એમાં કેટલું કમી થયું?

રાજરાણી—આઠ વાલ અને આઠ વાલથી ૪ તોલા ૧૬ વાલને ભાગ આપો. ભાગ આપવાથી ભાગફળ ૧૮ આવ્યું જેથી ચોખું જણાય છે કે રાયણમાળામાં જરૂર કંઇ ભેળવ્યું છે.

લીલાવતી—આ તમે કેમ કહી શકો છો? મને લાગે છે કે પ્રથમથીજ સોનું આવુંજ હશે.

ઇન્દ્રલાલ—એવું બની શકે છે. એવા વખતે જ્યારે બીજી રીતે તપાસી જુવે તો પત્તો લાગે. જ્યારે સોનું બજારમાંથી લાવીએ ત્યારે તેનો ઉપર પ્રમાણે પ્રયોગ કરી ભાગફલ કાઢી લખી લેઇ સોનીને આપવું. અને પછી દાગીનો તૈયાર થઇ આવે ત્યારે વજન કરી ભાગફલ કરી જુઓ. બન્ને વખતે ભાગફળ બરાબર હોય તો સોનીએ કાંઇ મેળવ્યુ નથી. પણ ભાગફળ બરાબર ન આવે તો જરૂર સોનીભાઇના હાથની સફાઇ જરૂર જાણો.

લીલાવતી—અગર વધારે આવે તો.

ઇન્દ્રલાલ—વધારે આવી શકેજ નહી, કારણ સોનાથી ફક્ત એકજ ચીજ ભારે છે. અને તે સોનાથી વધારે મોંઘી છે. કોઇ સોની એવો મુર્ખ ના હોય કે વધતુ ઘાલી આપે.

રાજગણી—કેમ ભાઇ! કોઇ એવી વીધી છે કે સોનીએ કઇ વસ્તુ અંદર મેળવી છે તેનો પત્તો લાગે કે સોનીએ શું મેળવ્યુ છે?

ઇન્દ્રલાલ—હા છે. ફક્ત સોની લોક ચાંદી અગર ત્રાંબુ બેજ વસ્તુ સોનામા મેળવે છે. એ બે વસ્તુ જાણવાને માટે સહેલો ઉપાય છે. ગાંધીને ત્યાંથી બે પૈસાનો સોરાનો તેજાબ, અને એક બે પૈસાનો ગંધકનો તેજાબ લાવો. પછી ચીનીના વાસણમાં તેને ભરો અને દાગીનામાંથી થોડો ભાગ કાપી સોનાનો ભાગ સોરાના તેજાબમાં નાંખો. ડરશો નહી સોનું ગળશે નહી પણ તેમાં ચાંદી અગર ત્રાંબુ હશે તેજ ઓગળી જશે. અગર તેમાં ત્રાંબુ મેળવ્યુ હશે તો થોડી વારમાંજ તેજાબનો રંગ લીલો થઇ જશે. અને તાંબુ મેળવ્યુ છે તે રસાયણ પ્રયોગથી સ્પષ્ટ દેખાશે. તેમાં ત્રાંબુ નહી હોય અને ચાંદી હશે તો રંગ જેવાને તેવો રહેશે. સોનાના ટુકડાને કાઢી ધોઇ નાંખો અને સોરાના તેજાબને જેમાં તમે સોનાનો ટુકડો મુકયો હતો. તેને નીમકના તેજાબમાં મેળવી દ્યો. મેળવવાથી તુરત જેવું દુધ ફાટેલું હોય છે તેવું થઇ જશે. તેવું થઇ જાય તો જાણો કે ચાંદી મેળવી છે.

લીલાવતી—મને તો ખાત્રી હતી કે તમને આમનેમ વાતોજ કરતાં આવડે છે. પણ આજ તો તમે ઘણાજ કામની વાત બતાવી છે.,

ઇન્દ્રલાલ—જ્યારે હું તમને ભણવાનું કહું છું ત્યારે તો તમે કહો છો કે હમારે કયાં મોટા વહાણ ચલાવવા છે અને થોડી મોટી પેઢી કરવી છે? વાત કાઢી નાંખો છો. પણ તમે થોડું રસાયણ શાસ્ત્ર ભણો તો ઇશ્વરની લીલાનો કાંઇ પત્તો તમને પણ લાગે. હમે લોક પણ જાણીએ છીએ કે હમે કેટલા અજાણ્યા છીએ!

રાજગણી—ભાઇ, તમે રોજ મને ભણાવ્યા કરો અને હું જીવ રાખીને ભણ્યા કરીશ અને યાદ રાખીશ.

લીલાવતી—થોડા દિવસ પછી સાસરે જશો ત્યારે ત્યાં કોણ ભણાવવા આવશે?

ઇન્દ્રલાલ—ઠીક, બ્હેન, તું ગભરા નહીં. દૃઢ પ્રતિજ્ઞાથી કામ કરવું. જ્યાંસુધી આપણે સાથે છીએ ત્યાં સુધી તો રોજ બે કલાક ભણાવ્યા કરીશ. પછી સાસરે જઇશ ત્યારે ભણવાને માટે બીજો બંદોબસ્ત કરી આપશું.

# अनुभाविकाः

## जिदंगीनी 'आप'वीती अने 'पर'वीती कथाओ.

( આ માસિકમા અને આ વિભાગમા પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઇ અમુક સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા હોતા નથી. પરન્તુ માત્ર આવા અનુભવો સામાન્ય રીતે જોવામા આવે છે, એટલીજ કલ્પના છે. તંત્રી, સુ. સુ. )

## " મ્હારી કેળવણી."

લેખક.—"સ્નેહી."

જ્યારે હું પ્રથમવાર શ્વસુરગૃહે આવી ત્યારે મ્હારી વય આશરે પંદર વર્ષની હતી મારા માતા પિતા સાધારણ સ્થિતિના હોઇ ગામડાના રહીશ છે. અને તેથીજ મારી આટલી ઉમ્મર સુધીમા હું શહેરના પ્રમાણમા કંઇજ શીખી ન્હોતી, વાંચતા લખવાનું તો નામજ ન્હોતી જાણતી, ગામડામા સાધન નહિ તેમજ શીખવા શીખવવાની પરવા પણ કન્યાઓને માટે હોતી નથી. સાધારણ ગાયતા તો શીખી હતી વળી ફાટયા કપડા પણ સાંધી જાણતી હતી. બધાનમા શરીર તંદુરસ્ત અને ગૌરવર્ણી હોવાથી માત્ર ભાગ્ય યોગે શહેરમા મારા વિવાહ થયા હતા.

હું પરણી ત્યારે મારા પતિ બી. એ. ( એ વખતે તો આટલુ બોલતા પણ ન્હોતુ આવડતું ! )ની પરીક્ષા પાસ કરી ગયા હતા અને ઉચ્ચ કેળવણીને માટે વિલાયત જવાની તૈયારીમા હતા.

શ્વસુરગૃહના પ્રથમ નિવાસે જે અનુભવ મને મળ્યો તે ભાગ્યેજ બીજી કોઇ પણ સ્ત્રીને અત્યાર સુધી મળ્યો હશે. હું પહેલાથીજ ડરતી તો હતીજ કે આવા શહેરના નિવાસી અને કેળવાયેલા પતિને હું ભાગ્યેજ રીઝવી શકીશ અને થયુ પણ તેમજ હું તેમના આચાર—વિચાર કે હૃદયને જરાએ સમજી શકી નહિ અઠવાડીયા પછી તેઓ લાંબી મુસાફરીએ જવાના હતા અને ચાર વર્ષ પહેલા પાછા આવી શકશે નહિ એવુ તેમણેજ મને કહ્યું, હું તો નિરાશ થતી હતી પણ એટલામા તેમણેજ મને એક કામ સોપ્યુ જે કામ મારે તેમની ગેરહાજરીમા પરીપૂર્ણ રીતે પાર ઉતારવાનું હતું અને તેમણે કહ્યુ કે જો આ કામ બરાબર પાર ઉતરશે તો હું તેમના મનોરાજની રાણી થઇશ તે કામ મારે માટે મહાભાગ્ય હતું.

" તેમની ગેરહાજરીમા મારે લખતા વાચતા શીખીને ઘણી સારી સારી ચોપડીઓ વાચવાની હતી વળી મારે શહેરમાં જરૂરી એવી દરેક તરેહની રસોઇ તૈયાર કરતા શીખવાનું હતું, તેમજ છોકરા અને સ્ત્રીઓના દરેક કપડા શીવતા—રૂમાલ—ટોપી—મોજા વિગેરે

ગુંથતાં–ટોપી–બુટ–કીનાર વીગેરે રેશમ તેમજ ઊનથી ભરતાં શીખવાનું હતું. પણ સૌથી મહાભારત કામ તો મારે મારી સાસુજી, જેઠાણી અને નાની નણંદને હળીમળીને ચાલતા શીખવવાનું હતું."

લખતાં વાંચતાં ન્હાની બ્હેન પાસેથી શીખવાનું હતું. મ્હોટાભાઇ પણ સારી કેળવણી પામેલા હોવાથી અને મ્હારાં લક્ષ્મીસમાં(!) જેઠાણીનો દાખલો તાદશ હોવાથી મને કેળવવાની તરફેણમાં હતાં અને પુસ્તકો તેમની પસંદગીના તેમની મારફત આવવાના હતાં. શીવતાં–ગુંથતાં–ભરતાં મારા પ્રાણનાથના મિત્રની પત્ની જે મારી પાડોશમાં રહેતા હતાં તેમની પાસેથી શીખવાનું હતું. પણ સાસુજી–જેઠાણી અને ન્હાની બ્હેનને હળીમળીને ચાલતાં શીખવું તે તો મારૂં પોતાનુંજ કામ હતું. મ્હોટાભાઇને સારો પગાર આવતો હોવાથી સૌ સૌને ગમે તેમ ખર્ચો કરતાં હતાં. મારાં સાસુજી મ્હોટાભાઇનાં સાવકાં માતાજી હતાં છતાં પણ "કમાઉ પુત્ર કોને વ્હાલો ન હોય?" અને તેથી ઇચ્છાએ કે અનિચ્છાએ તેઓ મ્હોટાભાઇ ઉપર ઘણું હેત રાખતાં હતાં. પણ સાસુ વહુને બારમો ચંદ્રમા હતો. વહુના મનમાં કે મારા પતિ કમાઇને બધાને પુરે છે માટે હું ઘરની ગણી અને તેથી સાસુને મ્હેણાં મારવામાં બાકી ન રાખતાં. સાસુ વહુને પૂર્વ દિશામાં જવાનું કહે તો વહુ જરૂર પશ્ચિમમાં જાય, કામ કરવામાંએ વાંધા. સાસુ વહુની લડાઇમાં ઘરનું ઘણું કામ એમજ પડી રહેતું. નુકશાન કોને થાય છે તે વિચારવાની એકેની શક્તિ ન્હોતી. ન્હાની નણંદ પણ વીજળીનો ચમત્કાર કરી બતાવનાં. મોહું તો નાનું હતું પણ બોલતાં બહુ મારૂં આવડતું હતું; મા દીકરી થઇને વહુને ભાંડવામાં બાકી ન રાખતાં પણ જેઠાણી બન્નેને પોચે તેવી હતી. મ્હોટાભાઇ તો બિચારા આ કંકાસથી કંટાળીજ ગયા હતા. સાંજે ઘેર આવતાંજ બે ચાર ફરીયાદો ન ગઈ હોય તેવું બનેજ નહિ. માતાજી ઓશીયાળાં થઈ પોતાનાજ દોષ કાઢે અને બ્હેન તો રડવાજ લાગે. ત્યારે મ્હારાં જેઠાણી તો કંઇ ફરિયાદજ ન કરે પણ તેમને રીસાતાં બહુ સારૂં આવડતું હતું. બ્હેનને એક ઓઢણી આણી આપવામા આવે તો જેઠાણીને બે સાલ્લા જરૂર જોઇએ અને આમ થવાથી સારી પેદાશ છતાં એ ભાઇ કંઈ બચાવી શકતા ન્હોતા.

આવી સ્થિતિમાં હું આવવાથી ઘરમાં વસ્તીમાં વધારો થયો. હું ઘણા રંક સ્વભાવની અને સાચાળુ તો મૂળથીજ હતી અને તેથીજ મ્હોટાભાઇએ કંઇક આશા રાખી કે હું ગૃહરાજ્યને સુધારીને સુમાર્ગે દોરી શકું.

અઠવાડીયું પુરૂ થયું અને પિયુ પરદેશ સીધાવ્યા ત્યારે મને સોંપેલા કાર્યમાં તેઓ પાછા ફરે ત્યાર પહેલાં ફતેહમંદ નીવડીને તેઓ આવે ત્યારે તેમની શાબાશી મેળવી તેમના હૃદયની ખરી ભાગીદાર થવાનું હતું અને આ ઉત્સાહીન કાર્યમાં હું મદદ થઇ દિવસ નિર્ગમન કરવા લાગી.

જતાં પહેલાં પ્રાણનાથ મને એક મહામંત્ર આપી ગયા હતા તેઓ કહેતા કે વે વશિકરણ વિદ્યાનો મુખ્ય શ્લોક છે તે—

नम्रता च विनयश्च सर्वकार्यफलीभूतकारणम्

એવી કંઇક મતલબનો હતો.

પ્હેલે દિવસે જ્યારે મેં ન્હાની બ્હેનને લખતાં વાંચતાં શીખવવાનું કર્યું ત્યારે તો મારી મશ્કરી અને મ્હેણાં ટોણાં મારવામાં નણંદે કંઈ બાકી ન રાખ્યું. "શું હવે ભણવું છે. ભણીને શું કરશો ? મોટાને કાગળ લખવા હશે ! હા સમજી જોતો ખરા હજુ કાલે તો પરણીને આવ્યા છે ને આજે કાગળ લખવા છે ? શરમ છે કંઈ ? ભણવું-તુંને બાપાને ઘેર ! ત્યાં પંદર વર્ષ સુધી શું કર્યું ? આટલુંએ શીખ્યાં નહિ. મારે ઘેર કંઈ ભણવા નથી આવ્યા ! મારે તો ભણાવવાં નથી. ભણશો તો બે કજીઆ વધારે કરશો. કામ કરો ઘરનું છાનાં માનાં. ભણવું છે ! હેં અહાહા ! ફરીથી નામ લીધું તો તમે તમારી વાત જાણજો. છાના માનાં બતાવ્યું કામ કર્યે જાઓ" વિગેરે કંઈ કંઈ દીકરી બોલી ગયાં. મને તો ગાળો બોલી તે બોલી પણ મારાં નિર્દોષ માબાપને પણ છોડયાં નહિ. હું તો મારો મંત્ર શીખી હતી. નીચું જોઈને બધું સાંભળી ગઈ. બોલીને થાક્યાં ત્યારે મ્હારી વારી આવી, મેં ઘણી દીનતાથી તેમની માફી માગી. આ નણંદજી અજબગજબ થઈ ગયાં. જેઠાણી સાથે હમ્મેશ લડતાં હતાં. ને જેઠાણી તો તેમને તેવાજ જવાબ આપતાં અને આજે મારી તરફથી પણ તેવાજ કંઈક જવાબની આશા રાખી હશે પણ મને આવી નમ્રતાથી માફી માગતી જોઈ એ તો અજાયબજ થઈ ગયાં. હું તો મારે કામે લાગી. બતાવ્યું કામ તો કરતી પણ વગર બતાવ્યું એ કામ વગર બોલ્યે કરે જતી અને ગામડાના લોક કામ કરવામાં થાકે તો ન હોઈએ પણ કામ કરતાં કદી થાકીએ નહિ. ગામડાના કામના પ્રમાણમાં શહેરનું કામ તો મને હિસાબમાંજ ન્હોતું, ગામડામાં સવારમાં વ્હેલા ઉઠી દળવાનું હોય પછી વાસી વાસણ ધોવા વીછળવાનું હોય, ત્યારપછી ઘેર ઢોર હોય તો છાણ કરવાનું હોય પાણી કુવેથી આણવાનું હોય, ઢોર દોહવાનું હોય, પછી રાંધવાનું થાય, કચરો કાઢવાનું કામ પણ ભાગે હોય છે, સાંજે પણ તેવુંજ કામ બધું હોય છે, ત્યારે શહેરમાં તો સવાર સાંજ ગણી ખતરાથી ખાઇ રહ્યા કે નવરાં ધુપ જેવાં. આખી ઘરનું કામ હું કરવા લાગી. સાસુ નણંદને કામ માટે લડવાનું અટકી પડ્યું અને બન્નેને હું ધીમે ધીમે વ્હાલી લાગતી ગઈ.

પણ આમ થવાથી હું તો ટોળામાંથી ચુલામાં પડી. તેમને વધારે ફુરસદ મળવા લાગી તેમ તેમ આડોશીપાડોશી વધારે એકઠાં થવા લાગ્યાં અને પરનિન્દા થવા લાગી. પારકા ઘરની જ વાતો કુથલીઓ થવા માંડી. અને ધીમે ધીમે બહારના કજીઆ ઘેર આવવા મંડયા. મારા ઉપર બન્ને જણ બહુ હેત રાખતાં હતાં પણ તેઓ તો બીજાઓની માફક કુ-ટીજ રહેતાં હતાં.

ભાઈના કહેવાથી કે મારી દયાથી કે બીજી કોઈ વાતથી પણ નાન્હાં નણંદ હવે મને શીખવવા મંડયાં હતાં. ઘરનું બધું કામ કરીને પછી નવરાશની વેળાએ ભણતી હોવાથી સાસુને વઢવાડ બબડાટ કરવાનું કારણ ન મળ્યું છતાં પણ મને ભણતી દેખીને ચીડાતા તો હતાંજ. લગભગ ત્રણ માસમાં હું વાંચતાં લખતાં શીખી અને પછી મ્હોટા ભાઈની આણેલી ચોપડીઓ વાંચવા માંડી. ધીમે ધીમે મ્હારી વાંચનકળા ઘણી સુધરી અને હું કોઈ પણ પુસ્તક લઈને બેસું તો વાંચવામાં અને સમજવામાં થોડીજ મુશ્કેલીઓ નડવા લાગી.

હવે મેં બીજો ઉપાય યોજ્યો. એક દિવસ સાસુજી જેઠાણી અને અન્ય સ્ત્રીઓ બપોરના વખતે ગામગપ્પાં મારતાં હતાં તેવામાં વાંચતાં વાંચતાં મેં તેમનું મારી તરફ ધ્યાન ખેંચ્યું અને એક સારૂં ગીત જે તેમાં હતું તે ગાઇ સંભળાવ્યું. અને ધીમે રહીને કોઇને માઠું ન લાગે તેમ પણ તેમના વર્તન ઉપર ટીકા કરીને તે સમજાવ્યું ખરૂં. બધાને ઠીક રસ પડ્યો. બીજે દિવસે તો મને બોલાવીને કંઇક વાંચવા કહ્યું, અને પછી તો જાણે હું કથા વાંચનાર જ થઇ પડી.

હવે બધું ઠીક ચાલવા માંડ્યું. હું બને ત્યાં સુધી દરરોજ એવુંજ વાંચતી કે જેમાં કુથલી કરવી, લડવું, અદેખાઇ કરવી વિગેરે અવગુણોનુંજ ધ્યાન હોય અને પછી શું કરવું કેવી રીતે વર્તવું તે ધીમે મારી મત્યાનું સાર તેમને સમજાવતી. ન્હાની બ્હેનને પણ હવે ભણવામાં મઝા પડવા લાગી. હું મારા પતિના મિત્રની સ્ત્રી પાસેથી થોડું ઘણુ ભરતાં સીવતા ગુંથતાં વીગેરે હુન્નર શીખી હતી. તે બાઇ મને ઘણા હેતથી શીખવતી અને કેટલીક મારીને ઉપયોગી વસ્તુઓ ભરી ગુંથીને સાસુજી તથા જેઠાણીને આપી તેથી તેઓ પણ ખુશ થયા અને મને શીખવવાને ઉત્તેજન આપવા લાગ્યાં. ન્હાની બ્હેનને હવે શીખવવા લાગી ને તો મારી પાસેથી હવે ખસતીજ ન્હોતી. તેમનો સ્વભાવ પણ બદલાયો, અદેખાઇ જતી રહી અને માયાળુ સ્વભાવ થયો. કામકાજ પણ સારી પેઠે શીખતાં હતા અને મને મદદ પણ કરવા લાગ્યા. ભાઇને પણ અમુક બાબતોમાં મારો મત દર્શાવી એવી સગવડ કરાવી આપી કે સાસુજી તથા જેઠાણીને કોઇ રીતે અદેખાઇ કરવા વખત આવે નહિ. અને ઘરનું તો કરવું પડતુ હતુંજ નહિ એટલે તેમની વચ્ચે પણ કંકાસ ઓછો થયો દરેકનો સ્વભાવ સુધર્યો અને હવે મને પણ હિમ્મત આવી મને હું ખુલ્લી હિમ્મતથી પણ નમ્રતાથી તેમને ભૂલો બતાવીને સુધારવાનો ઉપાય કરતી હતી. હવે ઘરમા કદી કંકાસ થતો ન હતો. સાસુજી ધર્મ ધ્યાનમા વખત રોકવા લાગ્યાં અને જેઠાણીજીને થોડોક લોભ વળગાડ્યો અને ઘર તમારૂં જ છે એવી એવી બાબતો સમજાવી તેથી કામ પણ કરાવવા માંડ્યા અને દરેક બાબતની સંભાળ લેવા લાગ્યા. પ્હેલાં કરતાં ખરચ પણ ઓછું થયુ અને સૌ સંપ સંપીને ચાલવા માંડ્યા. આજે શનીવાર થયો. ગઈ કાલે શુક્રવારે વીલાયતનો મેલ આવી ગયો હતો. પતિરાજ તેમની પરીક્ષામાં ફર્સ્ટક્લાસ પાસ થયા ઉતરી ગયા હશે. આજે અંજની ગાડીમાં અત્રે આવી પ્હોંચશે. બ્હેનો! કોઇ કહેશો આજે હું કેવા ઉત્સાહમાં હોઇશ. આજે ચાર વર્ષ પર પ્રાણનાથે સોંપેલા કાર્યમાં ફતેહ મેળવી વિજયથી સજ્જ થઇ મ્હારા વ્હાલાની શાબાશી મેળવી વ્હાલથી તેમના ભુજહૃદયમાં સંતાઇ જવા હું કેટલી અધીરાઇથી તે પળની રાહ જોતી હઇશ! અનુભવીજ જાણે, બીન અનુભવીને શું ખબર કે લાંબા સમયના વિરહ પછી વ્હાલાંને મળવામાં શું સુખ સમાયેલુ છે.

---

સુન્દરી સુબોધ ✻ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશવ્રત છે

સુન્દરી સુબોધ: પુસ્તક ૧૪—અંક ૧ લો. જાન્યુઆરી ૧૯૧૭.

# सरस्वती-

## आत्मसंयमः

आपणा करतां पण वधारे नबळी अने दीन स्थितिनी शरुवातमांथी अंते महान विजयनी स्थिति प्राप्त थएली छे हेवा जगतना मानसिक, नैतिक, शारीरिक, सांपत्तिक अथवा धार्मिक विजयोनां हजारो दृष्टांतो तरफ आपणे आंख्य मींचीए छीए.

जो इच्छा होय तो कोइपण माणस आत्मसंयम मेळवी शके; परंतु पोतानी स्थितिनो हर हमेश वधता जता प्रमाणमां थोडो थोडो व्यय करवा रुपी कींमत लांवा समय सूधी आप्या शिवाय कोइपण माणसे ते संयम मेळववानी आशा राखवी नहीं. कुदरत निश्चयपूर्वक माने छे के मनुष्य—व्यक्ति साथेना पोताना संबंधमां हप्तायी, अमुक क्रमथी, कार्य करवानी योजना उत्तम छे. कोइपण माणस एवो गरीब होतो नथी के पोताने जे कांइ जोइए तेने माटे कींमत तरीके कांइपण आपवानी शरुआत करी शके नहीं; अने व्यक्ति परत्वे जे कांइ पोतपोतानुं न्हानुं सरखुं भरणुं आ प्रमाणे जे कोइ मनुष्य करे छे, ते ते मनुष्यना जरुरना प्रसंगे काम लागे एटला माटे संघरेला अनेज तरीके कुदरत जाते भरी मूकीने संभाळथी एकठुं करी राखे छे.

पोताना नित्यना जीवनमां आवी पडतां न्हानां न्हानां संकटो सहन करवामां जे सहनशक्ति मनुष्य वापरे छे ते सर्व ते मनुष्यनी जींदगीना कोइ अणीना प्रसंगे तेना उपयोग माटे एक आश्चर्यकारक भंडोळ तरीके कुदरत संग्रह करी राखे छे, जे जे मानसिक, शारीरिक तथा नैतिक शक्ति सत्यकर्तव्यमां हमेशां मनुष्य वापरे छे ते बधी तेने पोतानेज माटे कुदरत भरी राखे छे, अने तेने एक बळ तरीके बदली नांखे छे. कुदरत तो कोइपण कार्य माटे पूरेपूरी रोकड कींमत

स्वीकारतीज नथी, कारण के तेम करवाथी गरीब तथा अशक्त मनुष्योने अन्याय थाय छे.

कुदरत तो क्रमे क्रमे वधता जता हृासर भरणानी योजनाज स्वीकारे छे. कोइपण माणस कोइपण पळे अमुक टेव पाडवानी के छोडवानी शरुवात करी शके छे. जे मनुष्य पोतानी शक्तिओनी हदनी नजीकमां पहोंचाय एवी रीते जीवनमां वर्तवाने अंतःकरणपूर्वक इच्छा राखे छे अने निश्चय करे छे, ते मनुष्यने चारित्र्यनी अभिवृद्धि तथा उन्नतिनुं आ दृष्टिबिंदु एक सबळ उत्तेजन आपनारुं छे.

जेम कोई नबळो अवयव अगर मांसनी पींढीओ आपणे नित्य थोडी थोडी कसरतथी धीमे धीमे केळवीने मजबुत करीए छीए, तेवीज रीत्ये आत्मसंयम वधारी तथा दृढ करी शकाय छे; जे करवाथी आपणने जरूरने प्रसंगे-अणीने समये-तात्कालीक कार्य करवामां मदद मळे.तेवां थोडांक कार्यो आपणने अणगमतां होय तोपण नैतिक कसरतनी नियमनी मात्र कृतिओ तरिकेज आपणे नित्य करवां जोइए. आवी कृतिओ घणी सादी अने सरळ होय छे; जेमके, मन घणुं उश्केरइ आवे एवा कोइ वातोना पाना आगळज ते अत्यंत रसीलुं पुस्तक थोडा वखत माटे मूकी देवुं; उंघमांथी उठवानी पहेलीज पळे पथारीमांथी उठी जवुं; आपणे संपूर्ण रीत्ये शक्तिमान होइए तो पण ज्यारे गाडीमां बेसवाने ललचाया होइए तेवे वखतेज हींडता घेर जवुं; कोइ अणगमता माणस साथे वात करवी अने वळी ते वातमां रस लइ मनगमती करवानो प्रयत्न करवो. माणसना समस्त नैतिक स्वभाव उपर हावी नैतिक नियमनी नित्य क्रियाओनी आश्चर्यजनक चत्कोत्पादक असर थाय छे.

न्हानी न्हानी बावतोना संबंधमां आत्मसंयम राख्याथी ज म्होटी बाबतमां माणस आत्मसंयम मेळवी शके छे. पोताना वर्त्तनमां कीयुं स्थान नबळुं छे, पोतामां हेवुं कीयुं तत्व छे के जे तेने संपूर्ण विजय मेळववामां आडे आवे छे, ते शोधी काढवा माटे तेणे पोतानी जात्यनोज-पोतानी व्यक्तिनो ज अभ्यास करवो जोइए. आत्मसंयमनी कसरतनो आरंभ करवा माटे आतो एक खास विषय छे ते तेणे समजवुं जोइए. स्वार्थ, अहंकार, घायलापणुं, क्रोध, खराब स्वभाव, आळस, निरर्थक उचाट, मननी अस्थिरता, अनिश्चय-वगेरे जीवनना प्रदर्शनमां जे जे मानुषी नबळाइनां रूप होय छे तेमांथी कीयुं तेना पोताना संबंधमां छे ते प्रत्येक मनुष्ये शोधी काढवुं जोइए; पछी तेणे प्रत्येक दिवसे हेवी रीत्ये रहेवुं जोइए के जाणे तेनुं समस्त जीवन-तेनुं सघळुं अस्तित्व-तेनी समस्त ते एकज दिवसमां, जेम

दूरबीनमां देखाय छे तेम समजने आवी रह्युं होय. भूतकाळ माटे नकामो शोच कर्या वगर, भविष्य माटे निरर्थक उचाट कर्या वगर, तेणे ने दिवस एवी रीते गाळवो जोइए के, जाणे तेने ते एकज दिवस जीववानुं होय—पोतामां जे कांइ उत्तम होय ते वधु बताववा माटे जाणे तेने ते एकज दिवस रह्यो होय;—तेनामां जे कांइ खराबमां खराब होय तेने जीतवा माटे, जे कांइ दुर्विकार होय तेने जीतवा माटे ते एकज दिवस जाणे हवे बाकी रह्यो होय. पोतानामां जे कांइ नबळुं तत्व होय तेनुं ज्यारे ज्यारे सहज पण दर्शन थाय, त्यारे प्रतिक्षणे तेना उपर तेणे काबु मेळववो जोइए; अने पछी प्रत्येक पळे कोनो ते तत्वनो के मनुष्यनो विजय थाय छे. तेणे राजा थवुं छे के तेणे गुलाम बनवुं छे ?. तेनो जवाब देवो ते माणसना पोताना हाथमां छे.

—रा. रा. सत्येंद्र दीवेटीआ कृत 'आत्मसंयमनुं राज्य.

---

# काव्यकुंज.

---

## રણયોગિનીનું રાસગીત.

લેખકઃ—શ્રીયુત "લલિત"

૧

પુરુષોને યુદ્ધ, દિવ્ય દેવી રણયોગિની!
એક લોહીના બન્ધ સાહિયેઃ
પ્રભુપુત્રી! માનવબન્ધુને મનાવિયેઃ
જીવન પ્રભુતાનાં પાન ભરિયે!

૨

દીધું દયામૃત પ્રભુવર દયામયે.
આવો, એનાં રસપાન કરિયે!
પ્રાણમાં ભર્યાં પરિમળ હો પ્રભુજીએઃ
આવો, એના તે દાન દઇયે!

૩

સૂર્યને ચન્દ્ર બે નયણાં પ્રભુજીનાંઃ
એનાં જન્મ્યાં તે એમ લહિયે!
પુરુષો! પ્રચંડ રહો સત્વૃદ્ધિ પુરુષાર્થમાંઃ
સ્ત્રી જન! જયશાંત રહો સમૃદ્ધિએ!

# રાજમાતા "નંદકુંવરબા" ને—

લેખકઃ—અનાથ સેવક શ્રી નન્દકુંવર.

નંદકુંવરબા! નંદકુંવરનાં હૃદય નમન ટ્યો સ્વીકારી,
હૃદયકુસુમની કાવ્યમાળ આ અર્પણ હો તુજને માડી!
ભાવનગરના વિશાળ ઉરમાં ભાવ ધરી સઘળે ફરીઓ,
ફટી મેખળે વિશ્વપ્રેમનો ગાજતો દીઠો દરિઓ.

એ દરિઆના દિવ્ય ગાનમાં મધુર બસી લલકે કેવી?
દિન દુઃખીયાંના દગ્ધ હૃદયમાં રસ અમૃત રેડે એવી.
વિશાળ ભાલે ભવ્ય ચન્દ્રમા દયાભાવ કેરો ઝળકે,
શીતળ ચન્દ્રની મધુર કાન્તિથી ગરીબ દેશ આ સુજ મલકે.

વદનકમળથી ઝરણું મીઠડાં અમીરસ કેરાં રંત ઝમા!
વ્હેતા વ્હેતાં રસાળ કરતાં અનાથરૂપી ખેતરડાં
એ ખેતરડાં ફુળી ફાળીને સનાથને સુખીયાં થાશે,
જગસેવાને પંથ વિચરતાં મા! તુજ ગુણકિર્તન ગાશે.

વિશાળ રાજ્ય નિજ તાત તણું, પણ તેમા છે બહુ નામાયા,
તે માડીના રંકરેંટીએ સઘળા આજ સમાઇ તર્યા.

નંદતણું નાણું ના મ્હોચ્યું નંદકુવરબા તમ નાણું,
ખરચાશે ત્યમ વધતું જાશે, એક થશે વધી એકાણું!

પરમારથ નથી સ્વાર્થ ખરો છે, માર્ગ ખરો પ્રભુ સેવાનો,
આ ભવમાંહી જમા કરાવી બીજા ભવમા લેવાનો.

નાકની તુજ નાજુક નથનીમા અનાથઝૂહ ઝળકે હીરા,
એ હીરાના દિવ્ય તેજમા પોષાશે કંઈ કર્મવિરા.

મ્હાલાતો મોટેરી બાંધી અનાથ બાળક માટે મા!
રાજવી માતા ઝુંપડીમાં કયમ જોઇ શકે નીજ બાળુડા?
પરનાને પોતાનાં કીધાં, કીધાં પણ ઉર સાથે દીધાં,
રંક બાળને વ્હાલથી હાળી, છાતી સરસાં મા લીધા.

લાખેરાં લાડો પીતાનાં, મા વીણ લુખેરાં લાગે,
સુકો રોટલો, માડી! ત્હારો મોંઘેરો મીઠો લાગે.

ક્ષાત્ર બાહુમાં દાનવીરનું રગરગ રક્ત કુદે માડી ?
કર્મવિરને કવીજનકેરા દળદર આ દેતી ટાળી.

પુનિતપાદથી પવિત્ર ગંગા પુણ્યદાનની વહેતી મા !
પૂર્વ જન્મનાં અનાથ બાળક પલમા પાવન કરતી મા.

દેવી ! ત્હારા ચરણકમળમાં કવીભૃંગો ગુંજાર કરે,
કાવ્યમાળ રચી કર્મવિર આ હૃદય થકી ઉપહાર ધરે.

## નૂતન વર્ષના વાંછના.

લેખક—સૌ. કનુબ્હેન દવે.

( દ્રુતવિલંબિત છંદ )

હૃદય સ્નેહ થકીજ સખા ! ભરો
પુનિત પ્રેમતણી પ્રતિભા ઝગો
હૃદયમા પ્રભુતા જ વસો સદા
નૂતન વર્ષની એ પ્રભુ ! વાંછના

હૃદય મોદ થકી જ ભર્યું રહો
શરીર સ્વસ્થ નિરોગી સદા રહો
ઉર મીઠી ચિર શાન્તિ અનુભવો
નૂતન વર્ષની એ પ્રભુ ! વાંછના

જીવન નિત્ય વહો જનહિતમા
નવ વસો ઉરમા કુળ—આશ હા
બની રહો નિજ આત્મસખા સદા
નૂતન વર્ષની એ પ્રભુ ! વાંછના

હૃદય—ઐક્ય સદાય બની રહો
હૃદય—પાવ્ય સદી સદ ઉઠી રહો
પ્રીતિ—દયા વસજો અમ સાથ ત્યા
નૂતન વર્ષની એ પ્રભુ ! વાંછના

# તું મ્હારી !

લેખક:—રા. રા. નટવરલાલ જગન્નાથ ગૌતમી.

(ખંડ શાર્દૂલ.)

તું મ્હારી ! પણ ભાવિના પ્રતિકુળે,
મ્હારી નથી તું હવે !

હું ત્હારો ? પણ દૈવ દુર્બળ બળે,
ત્હારો નથી હું હવે !

આંસુ બંધ થતા નથી નયનથી !
હૈયું રડે છે હવે !

સાહિત્યે, રસ સાગરે, પ્રતિક્ષણે !
મ્હારી બને તું પ્રિયે !

હું ત્હારો મકરન્દ શુદ્ધ પ્રણયિ !
તું પુષ્પ મ્હારૂં હતું ?—

ત્યારે દિવ્ય પ્રદીપ્ત કાવ્ય—સરિતે !
કલ્લોલ કેવું થતું !

ત્હારૂં ના પ્રતિકૂળ દૈવ બનતું,
મ્હારી થતી તું પ્રિયે ?

તું મ્હારી પણ ભાવિના પ્રતિકુળે,
મ્હારી નથી તું હવે !

પ્રિયે ! તું મુજ જીન્દગી પ્રતિપળે,
સૌગંધિથી મ્હેકતે !

હું તું પ્રેમ—પ્રકાશના કિરણથી—
દામ્પત્ય કેવું થતે ?

જ્યોત્સ્નાની સરિતા તટે રસભીના,
ઉમંગ ઉછાળતે !

પ્રીતિ નિધિ તું થઈ ઇન્દુ વદના,—
કેવી તરન્ગિત તે !

મુગ્ધે ! ભાગ્ય બળિષ્ટ હોત હમણાં,
કેવી પ્રશાન્તી થતે ?

ત્હારા કોમલ સ્પર્શથી મમ ઉરે,
કેવું પ્રતિબિમ્બ તે ?

———

## એક હકક.

લેખકઃ—બ્હેન અ. સૌ. "કુ"—

જે નાથ દોલત છે અમતણી, તે ના અન્યને કોદી આપશો;
આશ્રય દઈ આશ્રમનણુ ના પિયુ ! એ શિર કાપશો.
કઈક આવી અહીં અરે ! ભોળવે છે હું સમ ભોળાને;
સંયમ હક અમ દષ્ટિ આગળ, એથી બીજો સંતાપ ગો !
જે જેને નિર્મીત થયુ, ધરે તેની પર તેની સત્તા,
વિશ્વાસનો થાય ભંગ તો, કહો ! એથી મ્હોટો અપરાધ ગો ?
હીરા મોતી ને રાચ રચીલુ, દેજો ભલે જ્યાં મન ગમે,
પણજે મતા છે હૃદયે ભરી, તે મમના કદી ના ક્રિયાપશો.

---

## વ્હાલ સોહામણું.

લેખકઃ—શ્રીયુત્ "વસન્ત વિનોદી".

વ્હાલી ! આંખલડી સંભાળો,
નવ નવરંગ પરે પડ ઢાળો.
શાને છલક છાની મારો ?
મ્હારે હૈયે કૈં કૈં થાય !

વ્હાલી ! આંખલડીને ઓલે,
મ્હારૂં અન્તર ડગમગ ડોલે;
વ્હાલી ! સમજો છો સૌ તોયે,
કયમ તમ આંખલડી પલકાય ?

× × × ×

તમ હૈયાના અજવાળા
ગેબી જાદુથી હો ! વ્હાલા !
મ્હારે અન્તર શાને ઢાળ્યા ?
કહો કયમ નયનાં નવ પલકાય ?

ભોળું પોચું હૈયુ મ્હારૂં,
શાને વિણુ વાંકે સતાવ્યું !
વ્હાલા ! વાંક ત્હમારો જાણું,
કહો કયમ નયના નન પલકાય ?

---

# સમાજ–સાહિત્ય–વિજ્ઞાન.

## આર્ય બાળાઓને યોગ્ય કેળવણી.

અથવા

### " આદર્શ આર્ય કન્યા."

લેખકઃ—રા. રા ગૌરીશંકર આશારામ ધોળકાવાળા.

રોગવિહીન, સુંદર, મનહર તન, બળવંતી, સુખી શરીર સુહાય,
કુટુંબ પોષક, સદ્‍ગુણ શોધક, શક્તિ, મતિ, ઉત્સાહિની થાય;
દેશોદ્ધારક, નિજ પ્રિય બાળક ધર્મ–પથ ઉછેરતી થાય,
યુવક વૃદ્ધ કલ્યાણ વાસના તૃપ્ત કરે જગમાંહિ મદાય.

પતિને જ પરમેશ ગણી નિજ જીવન ઉચ્ચ શીલવતી કરે,
સેવા ભગિની બની દીનના કષ્ટ કલેશ સઘળાંય હરે;
હૃદય ઉદારે સૃષ્ટિ તારે માતૃ ફરજ કદિ નવ ચૂકે,
ધર્મોદ્ધારક શિશુ જન સહાયક, બેન જગતમા જનનિરૂપે.

ઉદય સૂર્ય તેજસ્વી કિરણો જન્મભૂમિમાં ઝળકાવે,
આર્ય સુંદરિ જીવનમફળતા એજ એજ એ એકજ છે;
નારી વિના ગૃહ કુંજ શૂન્ય છે, ગૃહ વિણ બાળક નથી નથી,
અબળા ઉન્નતિ વિના કદી પણ દેશ ઉન્નતિ થવી નથી.

પાઠક વર્ગ ! આ ઉપરથી સમજી શકયા હશો કે દેશોન્નતિનો મૂળ પાયો છે સ્ત્રી ઉન્નતિ અને સ્ત્રી ઉન્નતિનો આધર છે કન્યા કેળવણી.

કન્યા કેળવણી એ સાંપ્રત સમયનો નવો નિયમ નથી. પરન્તુ પુરાતન સમયનો અનાદિ નિયમ છે.

સર્વ સ્થળે, સર્વ ધર્મમાં અને સર્વ દેશની ઉન્નતિનો આધાર સ્ત્રી કેળવણી ઉપરજ દર્શાવ્યો છે. દેશોન્નતિ કરનારા વીરપુરૂષો બાળકોમાંથીજ નીવડે છે. ને તે બાળકો સારાં નરસા નીવડવાનો આધાર તેઓની માતા ઉપર છે

બાળકો માતાના ગર્ભમા હોય છે ત્યારથી તેમને માતાના આચારવિચાર, રહેણી, કરણી અને ખાનપાનની અસર થાય છે.

પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોએ સ્થળે સ્થળે લખેલું છે કે—"ગર્ભ ઉપર માતાની માનસિક તથા શારીરિક સ્થિતિની ઘણીજ અસર થાય છે. માતાની ગર્ભ સમયે જેવી વૃત્તિ હોય છે, તેવીજ વૃત્તિનું બાળક નિવડે છે. ગર્ભ સમયે માતાની વૃત્તિ ચિત્રો જોવા તરફ યા ચિત્રો બનાવવા તરફ હોય છે તો બાળક ઉત્તમ ચિત્રકાર ( પેઇન્ટર ) નીવડે છે. ગર્ભ સમયે

માતાની વૃત્તિ ગાયન વાદ્ય તરફ હોય, તો બાળક ઉત્તમ ગવૈયો નીવડે છે, તેમજ તત્વજ્ઞાન તરફ હોય તો તત્વજ્ઞાની, શુરાતન તરફ હોય તો શૂરવીર અને સ્વદેશાભિમાન યાને રાજભક્તિ તરફ વૃત્તિ હોય છે, તો બાળક ઉચ્ચ સ્વદેશાભિમાની, અને વફાદાર રાજભક્ત નીવડે છે.

સુભદ્રાના ઉદરમા અભિમન્યુ હતો ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માએ જે કોઈ યુદ્ધની વિદ્યા સુભદ્રાને કહી હતી, અને તેથી જે વિરત્વના અંકુરો તેણીનામા ઉત્પન્ન થયા હતા, તેની પ્રગટ અસર ગર્ભમાં રહેલા અભિમન્યુને થઇ હતી. ને તેનાજ પ્રભાવથી પોતાની કિશોર વયમા, ચક્રવ્યુહ યુદ્ધમા કૌરવોના અસખ્ય સુભટોને તેણે નાસીપાસ કરી નાખ્યા હતા.

પતિથી ત્યજાયલી તાણી સુરતિદેવીના તપસ્વિની સ્વરૂપમા અવતરેલા પ્રેમે બાળપણમાજ બાળયોગી સ્વરૂપે વનમા નીકળી જઇ, પ્રચડ તપસ્વી બની પરમાત્માને પ્રાપ્ત કર્યા હતા. અને તેવીજ તપસ્વિનિ . થી ઉત્પન્ન થયેલા ઉપમન્યુએ માતાના ઉપદેશથી માત્ર દૂધ મેળવવાને વાસ્તે ભગવાનને ઉગ્ર તપ કરી રીઝાવ્યા અને ઉપમન્યુને દૂધ આપનાર પરમાત્માએ પ્રસન્ન થઈ દૂધની વરસાદ વરસાવ્યા.

નેપોલ્યન બોનાપાર્ટ જ્યારે ગર્ભમા હતો ત્યારે તેની માતા રણભૂમિના પરાક્રમોનુ, યુદ્ધોનુ, અને અતુલ્ય સાહસોના પુસ્તકોનુ અધ્યયન કરતી. તેથી તેનો પુત્ર મહાન્ યોદ્ધો, અને સાહસિક નીવડ્યો. તથા આખા યુરોપખંડને પોતાના ત્રાસથી ધ્રુજાવી સ્વતત્ર ફ્રાન્સના રાજા તરીકે પૃથ્વીમા પકાઇ ગયો.

પ્રસિદ્ધ ગણિત શાસ્ત્રિ કેલવારન્ટની માતાને ગર્ભ સમયે ગણિતના મુશ્કેલ દાખલાઓ ગણવા પડતા. રાત્રિના વખતે પણ તેને વિશ્રામ મળતો નહિ. તેથી તેનો પુત્ર પ્રખ્યાત ગણિત શાસ્ત્રી નીવડ્યો.

આપણા આર્યાવર્તના મહાન્ કવિ કાળિદાસનો મમોવડિયો યુરોપિય રત્ન શેકસપિયર જ્યારે માતાના ગર્ભમા હતો. ત્યારે તેની માતાને સગીતપર અને ઉત્તમ નૉવેલો પર અથાગ પ્રિતિ હતી અહોનિશ તેણી ગાનમા મશગુલ રહેતી. તેથી તેનો પુત્ર શેક્સપિયર, મહાન્ કવિશીરોમણિ ને કુશળ નાટકકાર નીવડ્યો. તથા અનેક અમરકારક નાટકો ને નૉવેલો રચી, આખી દુનિયાના સાહિત્યને અનુમોદન આપી ગયો.

પ્રખ્યાત સ્કૉટની માતાને સાહિત્યનો બહુ શોખ હતો. જ્યારે સ્કૉટ માતાના ગર્ભમા હતો ત્યારે તેની માતા વાર્તાઓ, અને નવલકથાઓ વાચવામાં મશગુલ રહેતી. જેથી તેનો પુત્ર સ્કૉટ સેંકડો નવલકથાઓ બહાર પાડી સાહિત્યક્ષેત્રને દિપાવી, દુનિયામા અમર નામ કરી ગયો.

પ્રખ્યાત મોગલ શહેનશાહ અકબરની માતા હમીદા બેગમ સાધ્વી, નમ્ર, વિનયી, ઉદાર અને આસ્તિક હતી જેથી તેના પુત્ર અકબરમા પણ એ મહાન ગુણો ઉતર્યા—જેના પ્રતાપથી આ વીર પુરૂષે સમગ્ર હિંદુસ્તાનની શહેનશાહત મેળવી, ચક્રવર્તિ રાજા થયો, અને હિંદુ મુસલમાન સર્વ પ્રજાનો પ્રિય રાજા થઈ અમર કીર્તિ મૂકતો ગયો.

મરેઠી રાજ્યસ્થાપક દક્ષિણના વીર નર શિવાજીની માતા જીજીબાઈ પરમ ધાર્મિક,

શૂરવીર, અને સ્વદેશવાત્સલ્યતાવાળાં હતા જેથી તેમનો પુત્ર શિવાજી મહાન, ઝનુની દેશભક્ત અને ધર્માભિમાની નીવડયો. અને એક મહાન્ ગજ્યનો પાયો નાખી, હિંદુ ધર્મનું રક્ષણ કરી, બળવાન્ પણ ધર્માંધ બાદશાહ આલમગીરની મોગલ સલ્તનતનું જડામૂળ કાઢી શકયો.

પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસો પર નજર નાખતાં, આવા કરોડો દૃષ્ટાંતો નજરે પડે છે જે ઉપરથી સાબિત થાય છે કે જે જે મહાન પુરૂષો થઇ ગયા છે અને હાલમા થતા જાય છે તેઓનામાં જે જે મહાન્ ગુણો જોવામા આવે છે, તે તે તેમને પોતાની માતાઓથીજ પ્રાપ્ત થાય છે. આવી રીતે માતાઓની ગર્ભ સમયની સાત્વિક વાસનાઓ જેમ ગર્ભમા ઉતરે છે, તેમ પિશાચી દુર્વાસનાઓ પણ ગર્ભમા ઉતરે છે. અને તેના દૃષ્ટાંતો રસ્તે ચાલતા પગે પગે હાલની નિર્માલ્ય પ્રજામાથી પણ સહેજ મળી આવે છે.

સમગ્ર પેશ્વાઇને હમજે કરવા ઇચ્છનાર રાઘોબાની પાપી પત્નિ આનંદીબાઈની રાજ્ય લેવાને ખરાબ વાસના તેના ઉદરમા રહેલા બાજીરાવ પેશ્વાને જન્મથીજ ઉત્પન્ન થઇ હતી. કે જેથી મરાઠી રાજ્યનું અને આખી પેશ્વાઇનું સત્યાનાશ વળ્યુ

અવશ્ય યાદ રાખવું જોઇએ કે સ્ત્રીઓનું સાત્વિકપણુ તેજ ભવિષ્યની પ્રજાનું ઉન્નતિ સ્થાન છે. બાળકની અધમતા કે ઉત્તમતાનો આધાર માતા ઉપરજ છે માતા જે જે કરે છે, જુએ છે, સમજે છે, સાંભળે છે તેની તમામ અસર બાળકમા ઉતરે છે. માટે પ્રજાની માતા થવામા અને દેશના ઉદયમાં પોતાનું કર્તવ્ય સમજવામા આવે માતાઓ કુશળ હોવી જોઇએ–માતાઓનું સ્ત્રીપણું તેજ સ્ત્રી બાળકોનું બધારણ છે માટે તેમની કેળવણી શુદ્ધ સંગીન, અને અર્વાચીન પદ્ધતિ તથા ચાલુ જમાનાને અનુસરતી હોવી જોઇએ. હવે માતાઓ કન્યાઓમા ઉદ્ભવે છે. જેથી આપણે સ્ત્રી કેળવણીને કન્યા કેળવણી કહીશુ તો પણ ચાલશે. કારણ કે કન્યા કેળવણી કન્યાવયથીજ આપવાની છે. કન્યાકાળ વિત્યા પછી સ્ત્રીત્વ આવે છે અને સ્ત્રીની પુખ્ત વય થતા પહેલાની જે કિશોરવય, તેજ કન્યાકાળ કહેવાય છે. માટે કન્યાઓનેજ આદર્શમાતા થવાની કેળવણી આપવાની આવશ્યકતા છે.

## ૧. કેળવણી.

'કેળવણી' શબ્દનો અર્થ બાળકોને કેળવવાં (ઉછેરવાં) એવો થાય છે તેનો જો વિસ્તારથી ભાવાર્થ સમજાવીએ તો કેળવણી એટલે બાળકોની શારીરિક, આત્મિક, માનસિક નૈતિક, અને ધાર્મિક શક્તિઓને સારી રીતે કેળવવી (ખીલવવી) એવો અર્થ થાય છે અને કેળવણીનો મુખ્ય હેતુ પણ તેજ છે

આધુનિક સમયમાં જે જ્ઞાનથી ઉપજીવિકા મેળવવી સહેલી થાય, અને તેથી પોતાનું તથા કુટુંબનુ પાલનપોષણ કરી શકાય, તે જ્ઞાનનેજ ચાલુ જમાનો કેળવણીનો મુખ્ય હેતુ સમજે છે.

ઘણા ખરા માબાપો તો એમજ સમજે છે કે બાળિકાને શાળામા દાખલ કરી, એટલે તેની કેળવણીની શરૂઆત થઇ ચુકી. અને તેણે શાળાનો અભ્યાસ પૂર્ણ કર્યો એટલે તેની કેળવણી પુરી થઇ ચુકી. એમ સમજી તેને પરણાવી દેઈ, ગૃહકાર્યમાં જોડી દે છે

કેટલાક સુધરેલા માબાપો તો વળી બાલિકાને, ગૃહકાર્યથી અજાણી રાખીને ફક્ત આખો દીવસને ઉપરાઉપરી ચોપડીઓ પાસ કરાવી કોલેજ તરફ વાળે છે અને ઇંગ્રેજી શિક્ષણ આપી વધારે કેળવણી આપવા પ્રયત્ન કરે છે. આથી કરીને કન્યાગૃહ કાર્યથી બીલકુલ અજાણી હોવાને લીધે તેનું જીવન નીરસ બની જાય છે.

એવા માબાપોએ સારી રીતે સમજવું જોઇએ કે કણેક સારી રીતે કેળવવાથી રોટલી ઉત્તમ બને છે. ખેતર તન દેઇને ખેડવાથી અનાજ પુષ્કળ પાકે છે. અને પુંપલત્તાઓનું સારી રીતે રક્ષણ કરતાં, અને નિયમિત સંભાળ લેતાં તેમાથી ઉત્તમ પુંપો મળી આવે છે. તેમ કન્યાઓને ઉપયોગની યોગ્ય કેળવણી આપવામા આવે તો તે સસારવ્યવહારના કામમા પ્રવીણ બની, આશા, ધીરજ, સત્ય, દયા, શૌય, સ્વતંત્રતા, અને વિનય આદિક ગુણોથી અલકૃત થઈ સમસ્ત જગતનું કલ્યાણ કરનારી નીવડે છે.

પુષ્પ વૃક્ષને માત્ર એકલું પાણી પાવાથી, મારાં ફુલો પ્રાપ્ત થશે નહિ. કણેકને માત્ર પાણીમા પલાળીને લોદા બનાવી મુકવાથી સારી રોટલી બનશે નહિ. ખેતરને માત્ર ખેડી મુકીને પડયુ રહેવા દેવાથી તેમા અનાજના પુંજો ઉભરાશે નહિ, તેમજ બાલિકાઓને માત્ર શાળાઓ અને કોલેજોનું ભણતર ભણાવવાથીજ તે આદર્શ માતાઓ નીવડી શકશે નહિ પણ તેમને યોગ્ય બધા પ્રકારની કેળવણી તેમને આપવી જોઇએ

" શરીરની સંભાળ કેમ રાખવી ? મનને કેમ કેળવવું ? ગૃહકાર્યો કેવી રીતે ચલાવવા ? કુટુબનુ પાલનપોષણ કેમ કરવુ ? નાગરિક તરીકેની ફરજો કેવી રીતે અદા કરવી ? પતિ, પ્રજા, અને વડિલો પ્રત્યેના કર્તવ્યો શા છે ? સૃષ્ટિમા સુખ પ્રાપ્ત કરવાનાં જે જે સાધનો છે તેનો ઉપયોગ કેવી રીતે કરવાનો છે ? અને આપણી શક્તિનો કેવી રીતે ઉપયોગ કરવો કે જેથી તે આપણને તથા બીજાઓને કલ્યાણકારક થઇ પડે ? " આવી બાબતો સંબંધી કન્યાઓને જે જ્ઞાન આપવાનુ છે. અને કન્યાઓએ જે જાણવાનુ છે તેજ **કન્યા કેળવણી ! !**

સભ્ય વર્તણુંક, પવિત્ર વિનય, સારી સમજ, વૃત્તિઓ પવિત્ર, અંતઃકરણ કેળવાયલ, સ્વભાવ મળતાવડો, વિચારશક્તિ તિવ્ર, સાત્વિક ને સબળ, મન માયાળુ, અને નરમાશ તથા દીનોની દયાથી ભરેલું, જગત પ્રત્યેની—પ્રભુ પ્રત્યેની—દેશ પ્રત્યેની—વડિલો, પતિ, અને બાળક પ્રત્યેની ફરજોની સમજણ, ગૃહ તંત્ર ચલાવવાની કુશળતા, ઉપજ ખર્ચ સંભાળી પતિને સહાયકારિણી થવાની ખંત—એટલાં વાના જેનાથી કન્યાઓને પ્રાપ્ત કરાવી શકાય તેજ **કન્યા કેળવણી.**

કન્યાઓને સ્ત્રીરૂપમા આવવાનું છે—ગૃહ રાજ્યની રાણી થવાનું છે, બાળકોની માતા થવાનુ છે ઉચ્ચ પ્રકારની ગૃહનીતિ બાળવવાની છે. માટે તેમની નાસ્તિકતા જડામુળથી જાય—ધર્મ ઉપર અચળ શ્રદ્ધા ઉત્પન્ન થાય—એશઆરામ અને મોજ શોખથી તે દૂર રહે, શરીર શક્તિ સતેજ રહે, સાંસારિક સુખોપભોગમાની અયોગ્ય રીતિનો ત્યાગ કરે, ખર્ચાળ ન નીવડે—દ્રવ્યનો દુરૂપયોગ ન કરે—પતિની આવક જાવકની સંભાળ રાખે—વાચક ગૃહિણી બને—કરકસર અને ત્રેવડના ફાયદા સમજે, પતિ અને વડિલો તરફ પૂજ્ય વૃત્તિ—તેઓનો પ્રત્યે આદર વૃત્તિ—બાળકો પ્રત્યે માયાળુ વૃત્તિ—અને નિરાશ્રિતો પ્રત્યે દયાળુ વૃત્તિ—નશા

અનેક પતિતોનો ઉદ્ધાર કરવા લાયક બને એટલે ટુંકામા તેઓ પોતાની સંસાર યાત્રા નિષ્કલંકપણે સહેલાઈથી સફળ કરે એવી કેળવણીની જ આર્ય બાળાઓને અતિ આવશ્યકતા છે. એવી કેળવણીના ચાર વિભાગ પાડી શકાય છે.

(૧) વ્યવહારોપયોગી બુદ્ધિની કેલવણી. (૨) નીતિની કેળવણી. (૩) શારીરિક કેળવણી. (૪) ધાર્મિક કેળવણી આ ચાર પ્રકારની કેળવણી કન્યાઓને મળવાની જરૂર છે. જેમાની પહેલા પ્રકારની કેળવણીમાંથી કેટલોક ભાગ હાલની શાળાઓમા અને કેટલોક ભાગ ગુણ માતાઓના ગૃહ શિક્ષણથી કન્યાઓને મળે છે બીજા પ્રકારની કેળવણી કન્યાશાળાઓમા અને કોલેજોમા ફરજીયાત છે પણ તે ઘણીજ ઓછી અસર કરે છે. ત્રીજા અને ચોથા પ્રકારની કેળવણીનો કન્યાઓમા તદ્દન અભાવ છે.

### શાળાઓ અને કોલેજોના અભ્યાસમાં વૃદ્ધિ કરવાની આવશ્યકતા

દયાળુ બ્રિટન સરકારે પોતાના રૂડા અમલમા આર્ય પ્રજાને વાસ્તે કન્યાશાળાઓ કાઢી, ધીરે ધીરે આર્ય અબળાઓનો ઉદ્ધાર કરવા માડયો છે. જેમ જેમ જમાનો બદલાતો જાય છે તેમ તેમ કન્યા કેળવણી તરફ લોકોની અભિરૂચિ વધતી જાય છે. જેથી શાળાઓના ધોરણોમાં કેટલોક ફેરફાર કરવાની નામદાર સરકાર પણ વિચાર ચલાવે છે અને તેથી નીચે પ્રમાણે સુધારો કરવામા આવે તો ઘણુજ પ્રશંસનિય છે.

શાળામાં શબ્દ-નામ-ભૂગોળ-ગણિત વિગેરે ભણાવવામાં આવે છે તેની સાથે વિચાર શકિત ખિલે એવુ શિક્ષણ પણ મળે છે.

શાળામાં ગૃહવ્યવસ્થા, અને આરોગ્યવિદ્યાના વિષયો જો કે ફરજીયાત છે અને દરેક કન્યાને તે સંબંધી શિક્ષણ આપવામાં આવે છે પરંતુ શાળા છોડયા પછી તે શાળાનેજ સોંપી જાય છે જેથી આ શિક્ષણમા કંઇક મોટો ફેરફાર થવાની જરૂર રહે છે.

શાળાઓમા માતા તરીકેની જવાબદારી બજાવી શકાય તેવું માનસિક શિક્ષણ શરૂ કરવાની જરૂર છે.

શાળાઓમા બાળકના ખીલતા મગજને કેમ જાળવવુ, કેમ પોષવું અને કેવી સભાળ રાખવી ? તે સબધી શિક્ષણની જરૂર છે.

આપણી કન્યાઓને ભૂગોળના ગામો, અને ડ્રોઇંગનાં ચિત્રો શીખવવા સાથે પતિસેવા, અને પાકશાસ્ત્રના રહસ્યો સમજાવવાની વધારે જરૂર છે.

આપણી કન્યાઓને ધાતો, અને ક્રીઆઓની પાઠમાળા પઢાવવા સાથે પતિ, વડિલ, પ્રત્યેની ફરજો અને આદી ધુંટીઓ સમજાવવાની પણું વધારે જરૂર છે.

આપણી કન્યાઓને પોપટીઆ ગોખણપટ્ટીના પદાર્થપાઠો પઢાવવા સાથે મીષ્ટ, નમ્ર વચન, વિવેક, વિનય, અને કૌટુંબિક શાંતિ, તથા આદરસત્કારના પાઠો પઢાવવાની વધારે જરૂર છે.

આપણી કન્યાઓને અઢીઆ, ઉઠાંના આક ગોખાવવા સાથે દેશભકિત-રાજભકિત અને પ્રભુભકિતના સૂત્રો ગોખાવવાની પણ વધારે જરૂર છે.

આપણી કન્યાઓને હુન્નરકળા, અને સંગીતકળા શીખવવાની સાથે સંતોષ, શાંતિ, સબુરિ, અને મન મજબુત કરવાની કળાઓ શીખવવાની પણ વધારે જરૂર છે.

શાળા છોડ્યા પછી અને સ્ત્રી અવસ્થામાં આવતા પહેલાં તો કન્યાનાં વર્ષો ગાયન ભરત કામ, સખીઓ સાથેની રમતોમાં મોજ શોખની વાર્તાઓ અને નવલકથાઓ વાંચવામાં તથા માબાપોના લાડકોડમા વહી જાય છે. જેથી માતૃ અવસ્થામા તેની શી ફરજ છે, અને શાશા નિયમો તેણીને જાણવાના તથા પાળવાના છે તે બાબતથી અજ્ઞાન રહી જાય છે.

શાળામાં કન્યાઓનાં સરેરાશ પાંચથી પંદર વર્ષ જાય છે તેટલામાં તે પોતાની માતૃભાષા અને બીજા સામાન્ય વિષયો ઉપરાંત કંઇક ઇંગ્રેજી શીખી શકે છે. પરંતુ તેમને કૉલેજ યા પાઠશાળામા જવાનો પ્રસંગ ભાગ્યેજ આવે છે. કારણકે હિંદુઓની રુઢી પ્રમાણે તો તે પંદર વર્ષની વય થતાંમાંજ ગૃહિણી બની જાય છે.

જેથી તેમના અભ્યાસની મુદતમાં તેઓને યોગ્ય કેળવણી મળી શકે તેના યોગ્ય થવાની જરૂર છે. વધારે ઇતિહાસ અને ભૂગોળ, ઉચ્ચશિષ્ટ લેખકોનાં લખાણો, સાહિત્યો, અર્થશાસ્ત્રનાં મૂળતત્વો, સ્વચ્છતા અને સાર્વજનિક નિયમો, આરોગ્યતા અને ગૃહવ્યવસ્થાના સૂત્રો એ બધું કૉલેજોમાં ચાલે છે. પરંતુ ઉપરના કારણથી કન્યાઓ કૉલેજ સુધી ભાગ્યેજ જઇ શકે છે. અને જો જાય છે તો તે શ્રીમંતોની કન્યાઓજ !

તદુપરાંત, ભરત, ગુંથણ, શીવણ, અને પાકશાસ્ત્રનાં કામ મજબૂત તથા સંગીન થવાં જોઇએ. કારણ કે દરેક વર્ગમાં તેની પ્રથમ આવશ્યકતા છે. કન્યા પરણીને પતિ કાબેલ, સુશિક્ષિત તથા ધનવાન મેળવી શકશે કે નિર્ધન અને અશિક્ષિત ? શ્રીમંત ગૃહિણી થશે કે કંગાલ ગૃહિણી થશે ! તે કાંઇ પ્રથમથી જાણી શકાતું નથી. માટે ભવિષ્ય યોગે કદાચ નિર્ધન ગૃહિણી થાય તે વખતે ઉપરના વિષયો શીખેલી હોય તો પોતાનું ગૃહ એક સ્વર્ગસદન સમાન બનાવી મુકશે.

## (૧) વ્યવહારિક બુદ્ધિની કેળવણી.

એમાં કન્યાઓને સંસારમાં ખરા ઉપયોગી થઇ પડે એવા હેતુથી શાળાઓમાં વાંચન, લેખન, જોડણી, વ્યાકરણ, ગણિત ને શીવણ વિગેરે શીખવવામાં આવે છે, તે અને માતા તરફથી ઘર આગળ જે કાંઈ રસોઇસાજ ઘરગતું શિખામણ દેવામાં આવે છે તેજ છે.

આ સિવાય બીજી કાંઇ પણ કેળવણી આપવામાં આવતી નથી અને વ્યવહારોપયોગી બુદ્ધિની કેળવણીનો કાંઈ એટલામાંજ સમાવેશ થઇ જતો નથી.

શાળાઓના વિષયો ઉપરાંત કુશળ શિક્ષિકાઓએ શાળામાં, અને ઘર આગળ માતાઓએ શીવણ, ગુંથણ, ભરત વિગેરે એવી રીતે શીખવવા જોઇએ કે તેના પ્રતાપથી કન્યાઓ પોતાની મોટી ઉમ્મરમાં પ્રસંગોપાત પોતાનું જીવન ગુજારી શકે.

ગૃહ કેળવણી, એટલે ગૃહશિક્ષણ આપવાનો સમાવેશ પણ આ પ્રથમ પ્રકારમાંજ મળેલો છે, બાલિકાઓના મગજમાં ગૃહસંસાર સુધારવાના વિચારો માબાપ બીલકુલ ઠં-

મળી આવશે. વૈરાટ રાજાની કુમારી ઉત્તરાને બૃહન્નટાના વેશમાં રહેલા અર્જુને ગીત-વાદ્ય-આદિક લલિત કળા શીખવી હતી.-મહાભારતમાં એક ઠેકાણે દ્રૌપદિએ સત્યભામાને કહેલું છે કે 'હું આવક જાવક પર નજર રાખું છું.'

આ ઉપરથી માત્ર કહેવાનું એટલુંજ છે કે માતાનો ખોળો એજ બાળકનું અધ્યન મંદિર-અને માતાનો ખોળો એજ બાળકનું શિક્ષિત જીવન.

જે માતાના ગર્ભવાસમાં બાળા છે જન્મેલી,
જે માતાના હૃદય વાસમા બાળા નિત્ય રમેલી,
જે માતાના પ્રેમ પાસમાં બાળા છે ઉછરેલી,
તે માતાથી દિવ્ય જ્ઞાન પામી શકશે રસવંતી.

આ સ્થળે એમ કહેવાનો ઉદ્દેશ નથી કે 'પાઠશાળા અને કૉલેજો બાળાઓને માટે નકામી છે.' કહેવાનો આશય એ છે કે બચપણથી બાળાઓને લાગેલા કુસંસ્કારો શાળાઓ કે કૉલેજો કદી પણ સુધારી શકતી નથી. માટે માતાના ખોળામાં બાલિકાઓ રમતી હોય ત્યારથીજ તેમને સંસ્કારો લાગુ પાડવા. બચપણથીજ તેમને નીતિની વાર્તાનો બોધ, અને ધાર્મિક અસરકારક ટુંકી ટુંકી વાર્તાઓ યુક્તિસર સમજાવવામાં આવે તો કેળવણીની શરૂઆતથીજ તેમની કુમળી બુદ્ધિ સંગીન, નીતિમય બની, સારું અને સરળ નીતિ જ્ઞાન ધીરે ધીરે મેળવતા ભવિષ્યમાં પોતે પોતાની જાતેજ પ્રવીણ નીતિમાન બની શકશે, અને પાઠશાળાઓ તથા કૉલેજો મારફતે તેમાં અદ્ભુત વૃદ્ધિ થવાથી બાળાઓનું જ્ઞાન દૃઢ બનશે, અને તેઓ આદર્શ ગૃહિણી તરીકે ઓળખાશે.

નીતિના શિક્ષણને માટે આપણી શાળાઓએ અને ઘર આગળ માતાઓએ જાપાનનું અનુકરણ કરવા યોગ્ય છે.-જાપાનની શાળાઓમાં નીતિના શિક્ષણ પાછળ અઠવાડિઆના ૨૧ કલાક એટલે હમેશના સરેરાશ ૩ કલાક રોકેલા છે. આપણી શાળાઓમાં તેનો ½ વખત પણ હમેશાં જોવામાં આવતો નથી. અને માતૃગૃહશાળામાં હમેશાં માત્ર ૦॥ કલાક પણ તેને માટે રોકેલો હોય એવું કોઇ પણ કુટુંબમાં જોવામાં આવતું નથી. આટલું બધું નીતિના શિક્ષણ ઉપર અંધારું છે.

જાપાનના નીતિ શિક્ષણમાં-માતાપિતાની ભક્તિ-ગૃહસ્થાશ્રમની રીતિનીતિ-પ્રીતિ-રાષ્ટ્ર સંબંધી કર્તવ્ય, ઉદ્યોગોનું મહત્વ-કલહ અને જૂઠ ત્યાગવા બાબત પોતાના દોષો ન છુપાવવા-અને બીજાને ત્રાસ ન આપવા બાબત-વિગેરે 'સુનીતિ' શબ્દનો જેમાં સમાવેશ થતો હોય તે તમામ બાબતોપર અનેક ઉપદેશો અને દૃષ્ટાંતો આપી તેમની પાસે નીતિના નિયમો સપ્તાહથી પળાવે છે.

આ ઉપરાંત પારમાર્થિક,-મહાનુભૂતિ,-સત્ય-સ્વચ્છતા-સુઘડતા-ઔદાર્ય-ભૂત દયા-નિયમિતપણું-દયાળુ ને માર્યાળુપણુ વિગેરે બાબતોમાં અનેક નામાંકિત સ્ત્રી પુરૂષોનાં જીવનચરિત્રોનાં ઉદાહરણ આપીને સમજાવવામાં આવે છે.

પ્રાથમિક શાળાઓ છોડયા પછી પાઠશાળામાં (કૉલેજમાં) ભણનાર કન્યાઓને માટે પણ ગણિત, ચિકિત્સા શાસ્ત્ર, શારીર શાસ્ત્ર, રસાયનશાસ્ત્ર-પાકશાસ્ત્ર-ભાષા જ્ઞાન-

અને પોતાના દેશનું ઐતિહાસિક જ્ઞાન-સીવણ કામ-ગૃહિણી તરીકેનું જ્ઞાન, સંગીત જ્ઞાન, અને શિષ્ટાચાર તથા બાળકો ઉછેરવાનું મહત્ કામ પણ શીખવવામાં આવે છે.

આ ઉપરથી સમજવું જોઇએ કે નીતિનું શિક્ષણ એ માનવ જીંદગીનું એક જરૂરીયાત અંગ છે. અને નીતિમાન માતાઓથીજ શાણી પ્રજા સંપાદન કરવાની આશા રાખી શકાય છે. જેથી આપણી બાળાઓને શાળાઓમાં તથા માતાઓના ખોળામાં નીતિનુ શિક્ષણ જરૂરીયાત ગણીને આપવામાં આવે તો આધુનિક કેળવણી જે ધર્મ નીતિ રહિત ગણાય છે. તે અપવાદ દૂર થાય પરંતુ આ બાબતની પ્રથમની જવાબદારી માતાને માથે છે. કારણ કે—

" જે બાળાનું મૃદુલ મનડું સુનીતિ પોષવાનુ,
જે બાળાનું ચતુર ચિત્તડુ ધર્મથી જોડવાનું;
તે બાળાનું મગજ કુમળું માતથી ખીલવાનું,
તે બાળાનું જીવન ઉજળું શ્રેષ્ઠ માથી થવાનું. "

માતા જો કે બાળાનું ભાગ્ય ઘડી શકતી નથી, પણ તેનું ચારિત્ર્ય તો ઘડી શકે છે. પુષ્કળ ધન સંપત્તિ અને મોજ વૈભવો એ તો ભાગ્યને આધિન છે—તે કાંઈ માતાથી આપી શકાય તેમ નથી. પરંતુ પુત્રીનું સદ્વર્તનમય ચારિત્ર્ય એ કાંઇ ભાગ્યને આધિન નથી—એ તો માતાનાજ હાથમાં છે.

## (૩) શારીરિક કેળવણી.

શાળાઓમાં ભણતી, ઘર આગળ રમતી, સ્થળે સ્થળે જોવામાં આવતી આપણી કન્યાઓ ફિક્કા ચહેરાની, નિર્માલ્ય-તેજહીન-નિર્બળ, અને રોગિષ્ટ ઘણા પ્રમાણમાં હોય છે. શારીરિક બળથી પંકાતી કન્યાઓ સેંકડે એક પણ હોતી નથી. અને આ કન્યાઓ ભવિષ્યની પ્રજાની માતાઓ થવાની, જેથી તેનાથી જે પ્રજા ઉત્પન્ન થાય તે ઉપર આપણી ઉન્નતિની આશા રાખવી એ ધુમાડામાં બાચકા ભરવા જેવું છે.

ખરેખર કન્યાઓની સ્થિતિ શોકજનક છે. કન્યાઓને સ્ત્રી રૂપમા આવવાનું છે. સ્ત્રીઓએ પુરૂષોને પ્રેમ અને ઉત્સાહ બળ આપવાનુ છે. પૂર્વ સમયની શારીરિક બળવાળી શુરી ક્ષત્રાણિઓના શબ્દોથી ક્ષત્રિઓએ મહાભારત પરાક્રમો કરેલા જોવામાં આવે છે. અનેક રાજપૂત રમણીઓએ બળવાન યોદ્ધાઓના વીર્ય શોષીને હરાવેલાં છે, અનેક ક્ષત્રિયાણીઓએ પોતાના દેશના રક્ષણ વાસ્તે ભયંકર યુદ્ધોમાં પ્રાણની આહુતિઓ આપેલી છે. તે બધી રમણીઓ શું શારીરિક બળ પ્રાપ્ત થયા વિનાની હશે? વળી અનેક વીરાંગનાઓએ યુદ્ધ ક્ષેત્રમાંથી નાસી આવેલા પોતાના પતિઓને-પુત્રોને-ભાઇઓને-તથા સુભટોને વીરોચિત શબ્દોથી ઉશ્કેરીને ફરીથી રણભૂમિમાં મોકલ્યાનાં હજારો દષ્ટાંતો મળી આવે છે. શારીરિક બળવાળી દાહિર રાજાની રાણીએ પતિના મૃત્યુ બાદ આમ તેમ ભરાઇ બેઠેલા સૈન્યને ઉશ્કેર્યું હતું. તેના વકતૃત્વનો પ્રભાવ, અને સમરાંગણમાં જવાને ખુલ્લા શસ્ત્રોથી તૈયાર થએલી તે મહારાણીનો વીર ભાવ જોઇ, તમામ નાગરિકો બારબાર છોડી દઇને સૈનિકો સાથે યુદ્ધ કરવા નીકળી પડ્યા હતા. ત્યારે શું ' રાણી શારીરિક બળ વિનાની હશે એવી કલ્પના પણ કરી શકાય ? ' આવા અનેક દષ્ટાંતો ઇતિહાસમાંથી જડે છે.

સ્ત્રીઓના હૃદયમાંથી નીકળતા ઉત્સાહવર્ધક શબ્દો પુરૂષોની રગેરગમાં નૌતમ જીવન બળને વધારનારા છે. સ્ત્રીના ઉત્સાહ વર્ધક શબ્દો પુરૂષોના હૃદયમાં ઉત્સાહરૂપી અમૃત સિંચનારા છે. એ ઉત્સાહિત શબ્દો શારીરિક સંપત્તિ બળવાન ન હોય ત્યાં સુધી કદી પણ સ્ત્રીઓમાંથી ઉત્પન્ન થતા નથી. સ્ત્રીએ પુરૂષની આપત્તિ સમયની સહાયકારિણી, સીધે માર્ગે દોરનાર-ગૃહ જીવનનો અલંકાર-તે હું શારીરિક બળથી વિહિન હોય તે ધિક્કારવા યોગ્ય નથી? આ કેળવણી આપણી શાળાઓમાં કોલેજોમા, અને પાઠશાળામાં તેમજ માતાઓ તરફથી ગૃહ સંસારમાં પણ બીલકુલ આપવામાં આવતી નથી.

શારીરિક કેળવણીને માટે આપણે સ્પાર્ટાની શારીરિક કેળવણીનું અનુકરણ કરવાની જરૂર છે.

ગ્રીસ દેશના સ્પાર્ટામાં ત્યાના એક મહાન પુરૂષે પ્રજા મજબુત અને બળવાન નીવડે તે માટે બાળકની માતાઓ પણ મજબુત, નિરોગી, અને સબળ થવી જોઇએ-એવા ઇરાદાથી કન્યાઓને માટે શારીરિક કેળવણીની એક પદ્ધતિ ઠરાવેલી હતી. તેમાં છોકરીઓની ૮-૧૦ વરસની ઉમ્મરથી લગ્ન થતાં સુધી તેમને શારીરિક કેળવણી લેવાની ફરજ પાડવામાં આવતી હતી. આ કેળવણી છોકરાઓના જેવીજ હતી. છોકરાઓની માફક છોકરીઓના પણ વર્ગ હતા. તેમાં દોડવું, કુદવું, કુદકા મારવા, કુસ્તી કરવી વિગેરે અનેક પ્રકારની શારીરિક કેળવણી આપવામાં આવતી. જેથી સ્પાર્ટન રમણીઓ મજબુત, બળવાન, કસાયલા શરીરની અને સૌન્દર્યવાન નીવડતી તથા જન્મથીજ પહેલવાન ને મજબુત બાંધાની બળીષ્ટ પ્રજા ઉત્પન્ન કરતી. સ્પાર્ટામાં બાળલગ્નની પ્રથા બીલકુલ ન હોવાને લીધે બાળાઓને તમામ કેળવણી ફરજીયાત હતી. સોળ વર્ષની ઉમ્મર પછી સ્ત્રીનાં અને વીશ વર્ષની ઉમ્મર પછી પુરૂષનાં લગ્ન થતાં જેથી કન્યાઓ સારી રીતે કેળવણી મેળવી શકતી. અને સશક્ત, આરોગ્ય, બળવાન, બહાદુર, વફાદાર ગૃહિણીને નમુનેદાર માતા નીવડી શકતી. તે ઉપરાંત પણ પ્રસંગોપાત-આપણા દેશની આર્ય વિરાંગનાઓની માફક સ્પાર્ટન રમણીઓ પણ વીરાંગનાઓ બની, દેશ તથા રાજ્યના કલ્યાણને . માટે દારૂણ રણભૂમિમાં પોતાના પ્રાણ બલી ઝંપલાવી અદ્દભુત નામના કરતી. જો બાળલગ્નની પ્રથા બંધ થાય અને શારીરિક કેળવણી કન્યાઓને અપાય તો હજી પણ ભારત વર્ષ પહેલાંનો ભારત વર્ષ બનવાની આશા રાખી શકાય.

## (૪) ધાર્મિક કેળવણી.

ધર્મ એજ છે પરમ ઉન્નતિ, ધર્મ થકી દેશોન્નતિ થાય,
અર્વાચીન ઇતિહાસ ભાખતાં સ્પષ્ટ વાત એવી સમજાય;
આર્ય દેશની ધર્મ ઉન્નતિ તણા સમયનો ખ્યાલ કરો,
અતિ બળિયો વૈભવે ઉભરાતો હતો હિંદ જગનો હીરો
આ સંસાર અસાર સુખમાં મનુજ ધર્મ ભુલતો મનથી,
ક્ષણ ભંગુર સંસાર સુખમાં અવર કાંઇ સુઝવું જ નથી;
આત્મ તણા કલ્યાણ માર્ગની ગમ જરીએ પડતીજ નથી,
આત્મ ઉન્નતિ, દેશ ઉન્નતિ ધર્મ વિહિન તો મળી નથી.

ધાર્મિક કેળવણીમાં આપણી બાળાઓ ઘણીજ અજ્ઞાત અવસ્થામાં રહે છે. નીતિની અને ધર્મની કેળવણી આપવાથી બાલિકાઓ પાતિવ્રત્ય (શીયળ) ધર્મના પ્રતાપ જાણીને શીયળ પંથમાં પળે છે. શીયળપણું આ કેળવણીથીજ પ્રાપ્ત થાય છે અને શીયળ એજ નારી જન્મનું ભૂષણ છે. શીયળના પ્રભાવથી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ ઘણા વીર યોદ્ધાઓને હંફાવ્યા હતા. શીયળના પ્રભાવથી જિંદાનગરની રાણી ઝિન્દાદેવીએ મોગલ ભૂપતિ અને હિંદના મહાન શહેનશાહ અકબરને રોજ ભય કરાવ્યો હતો. શીયળના પ્રભાવથી મેવાડના રાજા સમરસીંહની રાણીએ દીલ્હીના બાદશાહ કુતુબુદ્દિનને લડાઇમાં હરાવી નસાડ્યો હતો. અને એજ શીયળના પ્રભાવથી ચિતોડની પદ્મિનીએ અલાઉદ્દીન બાદશાહને નાગીપાસ કરી નાંખ્યો હતો. આ શીયળ (પાતિવ્રત્ય) નૈતિક અને ધાર્મિક કેળવણી વિનાં બાલિકાઓમાં કદી પણ પ્રાપ્ત થઈ શકતું નથી.

ધર્મનાં સત્ય, દયા, તપ અને શૌચ, એ ચાર ચરણ છે. તેમાંનો એક પણ ગુણ આધુનિક સમયની બાલિકાઓમાં જોવામાં આવે તો તે ભાગ્યેજ.

બાળક બોલતાં અને ચાલતાં શીખ્યું ત્યારથીજ માતાઓએ તેને સાચું બોલવાની ટેવ પાડી દેવાની જરૂર છે. જે માતા સત્યને ચ્હાતી હોય તેનું બાળક સત્યવાદિજ નીવડે છે. જુબાલિ ઋષિનો પુત્ર સત્યકામ ગૌતમ ઋષિ પાસે ઉપનયન લેવા ગયો ત્યારે ગૌતમે તેના ગોત્રનું નામ પૂછ્યું. ગોત્રથી અજ્ઞાન તે બાળક પોતાની માતા પાસે આવી તે સંબંધમાં પૂછવા લાગ્યો. માતાએ જવાબ આપ્યો કે તારા પિતાની સેવા રૂપ પ્રવૃત્તિને લીધે હું ગોત્રનું નામ જાણતી નથી. આ સાંભળી સત્યકામે ગૌતમને આવી કહ્યું કે મારી માતા ગોત્ર જાણતી નથી. અને હું પણ જુબાલીનો પુત્ર છું એ સીવાય બીજું કશું જાણતો નથી. આ હિંમત ભરેલાં સાચાં વચનોથી મુનિએ પ્રસન્ન થઇ તે શૂદ્ર નથી એમ કલ્પી ઉપનયન આપ્યું. એતો ખુલ્લુંજ છે કે માતા સારી અને ધર્મપરાયણ તથા સત્યાનુયાયી હોય તોજ તે બાળકને સુહૃદયી અને સત્યવાદી તથા ધર્મપરાયણ બનાવી શકે.

આધુનિક સમયમાં ખરી ધાર્મિક કેળવણીના અભાવે અજ્ઞાન સ્ત્રીઓ ઢોંગી શાસ્ત્રને ખરૂં માની દેવ દેવી અને મહારાજના દર્શનો, નદી અને સાગર સ્નાનો, તીર્થ યાત્રા અને વ્રત ઉપવાસો વિગેરે કરીનેજ પોતાની જીંદગીની સફળતા માને છે. અને તેજ ધર્મનું મહત્વ છે, એમ સમજે છે.

સાસુ, સસરો, પતિ, અને પિતા માતા જે પૂજનિય છે તેને ત્યાગીને ઢોંગી સાધુઓ, વ્યસની વેશધારી બાવાઓ અને પુરાણોનાં ગપ્પાં હાંકી ગુજરાન ચલાવનાર પેટભરા બ્રાહ્મણોની પૂજા અર્ચના કરે છે, તેમને મિષ્ટાન્ન જમાડી, તેમનીજ આદર અભ્યર્થના કરી તેમાંજ ધર્મનું અસ્તિત્વ માને છે.

તેમાં વળી વિધવાઓ તો વિશેષ કરીને બહુજ અંધ શ્રદ્ધાળુ બની જાય છે. હદ ઉપરાંત આસ્તિકતા ધરાવનારી અજ્ઞાન પરંતુ ધર્મ ઘેલી સ્ત્રીઓ સાધુના વેષમાં સંતાયલા સેતાનો અને તેમનાં દુષ્ટ અંતઃકરણમાં સંતાયલી પાપ વાસના કળી કેરી કરીને પિછાણી શકતી નથી. એવા અધર્મી, ચંડાળો અને પાખંડી વેરાગીઓનાં અલખ નિરંજન નિરાકાર

શબ્દોના ખાલી ગપ્પોડાંમાં ધાર્મિક કેળવણીના અભાવે આપણી અજ્ઞાન આર્ય અબળાઓ ફસાઇ જાય છે. તેમની શિષ્યાઓ બને છે. અને કોઈ કોઇતો તેઓની ધિક્કારવા યોગ્ય સેવા કરે છે અને એવાં ગુરૂ શિષ્યાઓ આર્ય સંસારમાં ક્રમક્રમાદિ ભરેલાં ભયંકર પાપો કરી સ્ત્રીઓના ગૃહ સંસારમાં સળગતી હોળી ધિકાવી મૂકે છે. અને તે પરિણામ આપણી કન્યાઓને ધાર્મિક કેળવણી નહિં આપવાનુંજ છે.

કેટલીક સ્ત્રીઓ વળી વ્રત, ઉપવાસ અને દેવ દર્શનમાજ ઘેલી બની આય સંસારનું સત્યાનાશ વાળે છે. આર્ય સ્ત્રીઓએ પતિની હયાતિમાં વ્રત, ઉપવાસ ઇત્યાદિક કાંઇ પણ કરવાની જરૂર નથી. ફક્ત પતિ એજ પ્રભુ માની, પ્રભુ પ્રત્યે બજાવવાની ફરજ તે પતિ પ્રત્યેજ બજાવવાની છે. એવું અનેક સંત, સદ્ગુરૂઓ અને શાસ્ત્રો પોકાર પાડીને સમજાવે છે પરંતુ તે ઉપર બીલકુલ લક્ષ ન આપતાં આર્ય સ્ત્રીઓ ગાડરીયા પ્રવાહમાંજ ખેંચાતી જાય છે.

શ્રીમદ્ ભાગવત ૭મા સ્કંધના ૧૮ મા અધ્યાયના ૩૩ મા શ્લોકમાં લખ્યું છે કે— "પતિ એજ સ્ત્રીઓનો મહાન્ દેવતા છે." તો આ પોતાના ઘરનાજ મહાન્ દેવતાને ત્યાગી અભાગી મ્હાગજો સાધુઓનાં દર્શનો અને દેવમંદારની પ્રતિમાઓનાં દર્શનો માટે દોડધામ કરવાની શી જરૂર છે?

સ્કંધ પુરાણના ૧૩૦ મા શ્લોકમાં લખેલું છે કે—"સ્ત્રી પોતાના પતિની હયાતિ છતા વ્રત ઉપવાસ કરે તો તે પતિનું આયુષ્ય કમી કરીને નર્ક નિવાસિની થાય છે." તેમજ સુમિત્ર સ્ત્રીધર્મ શિક્ષા પૃષ્ટ ૩૧ ના ૧૦૨ મા શ્લોકમાં જણાવ્યું છે કે—"સ્ત્રીઓએ પતિની સેવા સિવાય કાઇપણ વ્રત ન રાખવું. છતાં જે વ્રત ઉપવાસ કરે છે તે વિધવા બનીને નરકાવાસી થાય છે.'

આવી રીતે શાસ્ત્રોમા અનેક સ્થળે દર્શાવ્યુ છે. પણ ધાર્મિક કેળવણીના અભાવે આપણી કન્યાઓથી તે અજાણ્યુ રહી જાય છે. અને પ્રેમ ઘેલી અજ્ઞાન માતાઓની દેખા-દેખીથી બાળાઓ પણ માતાનાજ પંથનુ અનુકરણ કરી, ધર્મનું નિકંદન વાળે છે.

કેટલીક વખતે ગર્ભના નીયમો પાળવાની બેદરકારી, માતાઓની અમંગલ મનોવૃત્તિ અને ધાર્મિક શિક્ષણની ખોટને લીને એકજ માબાપથી અવતરેલી ને ઉછરેલી તથા એકજ શિક્ષક યા શિક્ષીકાના હાથ નીચે સરખી રીતે કેળવાયલી બે બાળાઓમાંથી એક માયાળુ અને સ્નેહની પ્રતિમા,—તો બીજી ઇર્ષાળુ અને કલેશની મૂર્તિ, એક મહાન પંડિતા તો બીજી તદન મૂરખ, એક પરમ ભગવતી—તો બીજી મહા સેતાન—આવું વિરૂદ્ધપણું ઘણે ઠેકાણે જોવામાં આવે છે અને તે ઉપરથી ઘણા પ્રસંગ ભાગીઓ એમ સમજે છે કે એના ભાગ્યની વાત! પાઠક! વિચાર કરો! ભાગ્ય અને કુદરતિ બનાવથી તે કાંઇ એવું થતું હશે? કુદરત અને વિધાત્રીદેવીએ કાંઇ આંધળી નથી કે એકને પવિત્ર, અને બીજીને પાપી બનાવે! તેનું ખરૂં કારણ તો એજ છે કે જે બાલીકા બચપણથીજ ધર્મ માર્ગે ઉછેરાય છે અને જેને સુસંગતિથી ધાર્મિક સંસ્કારો લાગે છે તે ઉચ્ચ, પવિત્ર અને આદર્શ રમણી નીવડે છે. તથા જેને કુસંગ અંજન લાગી જાય છે તે દુષ્ટ નીવડે છે.

# ફુલવાડી.

## તમારાં કુટુમ્બ શી રીતે સુખી કરવાં?

( ભજેલું. )

આ જીન્દગીમાં પતિએજ પોતાની પત્નીના તારક થવું જોઇએ. અને પત્નીએ પોતાના પતિના તારક થવું જોઇએ. પણ તેને બદલે હમણાં જે સ્થિતિ છે તે પ્રમાણે તો ઉલટી દરેક પત્ની પોતાનાં પતિની ક્યુડાસ ઇમ્પ્રેરિયોટ છે અને દરેક પતિ પોતાની પત્નીનો ક્યુડાસ ઇમ્પ્રેરિયોટ છે આનો ઉપાય શું? ઉપાય એ છે કે પ્રત્યેક પત્ની અને પતિએ ત્યાગ ગ્રહણ કરવો પડશે × × × જો પ્રત્યેક પત્ની ત્યાગની મૂર્તિ થાય તોજ તે પોતાના પતિને ઉધારી શકે. ત્યાગ શબ્દ દરેકને કડવો લાગે છે, દરેકના મનને મુંઝાવે છે, કંપાવે છે, પણ એ ત્યાગ શિવાય તમારા કુટુમ્બમાં લગારે સ્વર્ગીયતા આવવાનો લેશ પણ સંભવ નથી. ત્યાગ શબ્દ સમજવામાં મોટી ગેરસમજ થાય છે +. × × ત્યાગ તમને હિમાલયનાં અરણ્યમાં નિવાસ કરવાની ફરજ પાડતો નથી. ત્યાગ તમને તમારાં સર્વ સ્નેહીઓથી વિયોગ કરાવતો નથી. ત્યાગ તમને ઉઘાડે પગે અને ઉઘાડે માથે ફરવાની ફરજ પાડતો નથી. જો ત્યાગનો એજ અર્થ હોય તો લગ્ન કરેલું યુગલ ત્યાગીજ શી રીતે થઇ શકે? તેઓ પતિ પત્ની તરીકે રહે છે, તેઓને ઘરબાર હોય છે, તેઓને સમ્પત્તિ હોય છે, તેઓ ત્યાગી શી રીતે થઇ શકે! હિન્દુ શાસ્ત્રમાં પોતાની આસપાસ પોતાનાં કુટુમ્બ સાથે બેઠેલા પ્રભુ શીવ, અને દેવી પાર્વતીને ત્યાગની મૂર્તિ ગણેલા છે. પતિ પત્ની પોતાનાં કુટુમ્બ સાથે પોતાનાં કર્તવ્યો બજાવતાં સાથેજ રહે છે, છતાં પણ હિન્દુ ધર્મ શાસ્ત્રોમાં તેમને ત્યાગની મૂર્તિજ ગણેલા છે. લોકો એમ સમજે છે કે હિન્દુઓ ત્યાગ શબ્દથી અરણ્યમાં નિવાસ કરવાનું, સમાજનો ત્યાગ કરવાનું, દરેક વસ્તુ તજી દેવાનું અને સર્વ વસ્તુઓને ધિક્કારવાનું માને છે. હિન્દુઓની માન્યતા પ્રમાણે ત્યાગ શબ્દનો આ અર્થ નથી. હિન્દુઓને તેમનાં સંસારી જીવનમાં પણ ત્યાગનું પાલન કરવુંજ પડે છે. × × × હિન્દુઓનો ઉપદેશ લો. આ પ્રકારનો ત્યાગ એજ વિજયની ગુપ્ત કુંચી છે. કોઇ પણ વીર પુરૂષ જો ત્યાગી ન હોય તો પ્રખ્યાત થઇ શકે નહીં, કોઈ પણ કવિ જો તે ત્યાગી ન હોય તો તમને એક પણ કાવ્ય આપી શકે નહિ. વોશિંગ્ટન ત્યાગી પુરૂષ હતો. જો તે ત્યાગી ન હોત તો લડાઇમાં તે વિજયી થાત નહિ. હવે આ બહુ વિચિત્ર છે. તમે જોતા નથી કે—પ્રત્યેક વીર પુરૂષ નેપોલિયન બોનાપાર્ટ, વૉશિંગ્ટન, વેલીંગટન, એલેક્ઝાન્ડર ( સીકન્દર ) સીઝર, અગર હરેકોઇ યોદ્ધાને વિજયી થવાને—પ્રજાઓના સ્વામી થવાને અને સર્વ લશ્કરોને નિયમમાં રાખવાને માટે પોતાની જાતે દુનિયાથી અને સર્વ મોહથી પરજ રહેવું પડે છે! તેનું મન અવિકળ શાન્ત અને સ્વસ્થ રહેવુંજ જોઇએ અને એક કેન્દ્રમાં તેની સર્વ શક્તિઓનું એકીકરણ થવુંજ જોઇએ. બીજા સંયોગોથી તેને ક્ષોભ થવો જોઇએ નહિજ. અને એનો અર્થ શો? એનો અર્થ બીજા સર્વ પદાર્થોનો ત્યાગ એજ છે. મનુષ્યમાં જેટલી ત્યાગ વૃત્તિ વધારે હોય તેટલોજ તે ઉત્તમ છે. નેપોલિયન સમરાંગણમાં આવે છે અને હાલ્ટ (થોભો) એટલા એક શબ્દથી તેને જીતવા

આવેલા હજારો માણુસોને અટકાવે છે, આ શી રીતે થાય છે? આ બધી શક્તિ ક્યાંથી આવે છે? આ શક્તિ નેપોલિયનને તેના પોતાનામા રહેના ગત્ય દિવ્ય આત્મામા નિમગ્ન થવાથીજ પ્રાપ્ત થાય છે આ શક્તિ ક્યાંથી આવે છે તેની તેને પોતાને ખબર હોય અથવા ન હોય, પરન્તુ તે શક્તિનું સ્થળ શરીર મન અને સર્વ વસ્તુઓથી પર હોય છે, અને એ સ્થળમા જગત જગતરૂપે રહી શકતું નથી × × × જે શરીર મન અને પદાર્થથી પર થાય છે તે ઘરમા બેઠો હોય છે તોપણ ઘર તેના મનથી ઘર નથી મિત્રો તેના મનથી મિત્રો નથી વિરક્તની આ કેવી સ્થિતિ? લોકો કહે છે કે તે કશુ કરતો નથી પણ જ્યારે તમે કહો છો કે કશુ ક તો નથી ત્યારેજ તે તેના ખરા સર્વોત્તમ સ્વરૂપમા હોય છે + + + આ ત્યાગને હિન્દુઓએ જ્ઞાન તરીકે વર્ણવ્યો છે એટલે કે ત્યાગ અને જ્ઞાન એ એકજ વસ્તુ છે પણ આ પ્રતિપાદિત જ્ઞાન સ્થુળ પદાર્થોનુ જ્ઞાન નથી હા, એ જ્ઞા । પણ તમને મદદ કરવા ઘણુ કરે છે પણ એ કાંઈ ખરૂં જ્ઞાન નથી એ જ્ઞાન તમને કદાપિ શાન્તિ આપી શકે નહિ જે જ્ઞાન ત્યાગનો પર્યાય શબ્દ છે તે જ્ઞાન તો સત્યનુ જ્ઞાન છે, સત્ય આત્માનું જ્ઞાન છે–તમે જે વસ્તુરૂપે છો તે વસ્તુનુ જ્ઞાન છે. હવે તમે જે છો તેનુ જ્ઞાન તમને બુદ્ધિથી આપી શકાય એ પૂરતું થશે? કેટલેક અંશે થશે ખરૂ પણ સમ્પૂર્ણ અંશે તો નહિજ. તમારે જ્ઞાની થવા માટે–ઉદ્ધાર થવા માટે, તમે આ જીન્દગીમા છો ત્યારે પણ આ વિશાળ જગત તમારે માટે સ્વર્ગરૂપ થાય તેટલા માટે તમારે આ જ્ઞાન "તમે પોતે પ્રભુ છો, તમે પોતે દૈવીતત્વ, અવ્યક્ત શ્રેષ્ટ સત્તા અથવા બળ, કે જે નામ આપવુ તમને પસન્દ પડે તે, તમે પોતેજ છો" આ શ્રેષ્ટ સત્યનો તમારે સાક્ષાત્કાર કરવો પડશે અને આ સાક્ષાત્કાર એટલે કાંઇ માત્ર બુદ્ધિદ્વારા સમ્પાદન કરેલું જ્ઞાન નહિ પણ આ જ્ઞાન તમારા આચારમા પ્રકાશતું હોવુ જોઇએ તમારા લોહીમા–તમારી નસોમાં હેતું હોવુ જોઇએ, તમારી નાડીઓમા ધડકતુ હોવુ જોઇએ અને તમારા અણુએ અણુમા આ વિર્ભૂત થયેલુ અને રમી રહેલુ હોવુ જોઇએ આવુ જ્ઞાન જીવનમુક્ત કરે છે આ જ્ઞાનનુ નામજ ત્યાગ છે આ જ્ઞાન પ્રાપ્ત કરો એટલે તમો ત્યાગી થશો

અરણ્યનિવાસ એ તો માત્ર લક્ષ્યને સિદ્ધ કરવાનું સાધનજ છે એ તો માત્ર વિશ્વ વિદ્યાલયમાં શીખવાને જવા જેવુજ છે વિશ્વવિદ્યાલયમા આપણે જ્ઞાન સમ્પાદન કરીએ છીએ એ ઉપરથી એમ કદાપિ માનવામા આવતું નથી કે આપણે હમ્મેશને માટે ત્યાંજ રહેવુ જોઇએ અને તેજ પ્રમાણે આ જ્ઞાન સમ્પાદન કરવા માટે પણ થોડા સમય માટે તમે સુખેથી અરણ્યવાસ કરો પણ વેદાન્ત તત્વજ્ઞાન એમ તો કદાપિ શીખવતું નથી કે મતનો અરણ્યવાસ એજ ત્યાગ છે ખરેખરા ત્યાગને તમારા સ્થળ સ્થિતિ અથવા શરી રના કામ સાથે કશોજ સમ્બન્ધ નથી આ ખરો ત્યાગ તો તમને ઉંચા શ્રેષ્ટ સ્થિતિમા મૂકે છે તમને શ્રેષ્ટ પદમા સ્થિત કરે છે + + + તમને નિર્ભય અને સુખી અવસ્થામા રાખે છે અને તમને ઇશ્વર સ્વરૂપ બનાવે છે + + +

જો પતિ પત્ની એક બીજાને સુખી કરવા સમ્મત થાય તો એ વાતનો આજેજ નિર્ણય થઇ જાય જ્યા સુધી પતિ પત્ની એક બીજાના તાબે થાય નહિ ત્યા સુધી બધા ધર્મશાસ્ત્રો બહુજ થોડા દિન સાધી શકે તેમ છે લક્ષ આપો જ્યારે લોકો ધાર્મિક વ્યાખ્યાનો સાંભળવા આવે છે ત્યારે તમને સર્વનો ત્યાગ કરવાનું, તેમની સમ્મતિ વગર શરીર

પ્રભુનાં ગણવાનું અને તેઓ પોતે આ શરીર નહિ પણ દિવ્ય તત્ત્વરૂપે છે એમ સ્વિકારવાનું કહેવામાં આવે છે. + + +

આ પ્રમાણે અહીં તેઓ થોડું જ્ઞાન મેળવે છે; પણ તેઓ ઘેર જાય છે ત્યારે શું બને છે ! તેની પત્ની આવે છે અને કહે છે કે ××× "મારે એક ભારે સાડી જોઇએ છીએ." અને પેલો કહે છે કે "મારી પાસે નાણાં નથી" ××× તેનો બાળક આવે છે અને કહે છે કે "બાપા ! ઓ વ્હાલા બાપા ! અંદર આવો" અને તેના ઉત્તરમાં મ્હારા પુત્ર, મ્હારી પત્ની, મ્હારી પુત્રી, એ પ્રમાણે આ માણસ તેમને સંબોધે છે.

આના આજ પુત્રી, ભગિની, સમ્પતિ, ગૃહ અને કુટુમ્બ કે જે સર્વને દેવળની અંદર (મંદિરમાં કે કથાવાર્તામા) પ્રભુને સમર્પણ કરેલા હતા, તે જ્યાં ઘેર પહોંચ્યા કે તત્કાળ પ્રભુ પાસેથી અકબ્બધ પાછા લેવાય છે! હવે તે સર્વને "મારૂં" "મારા" બનાવી દેવાય છે ! હવે તે પ્રભુના નથી ! "હે પ્રભુ હું તારો છું, સર્વસ્વ તારૂં છે, હું તને સમર્પણ કરૂં છું." આવી ક્ષણિક લાગણીથી દેવળમાં જે મન વ્યાપ્ત થયું હતું તે લાગણીઓ ઘેર આવીને પત્ની અને બાળકોના મુખ જોતાંની વારજ ક્ષણવારમા વિલુપ્ત થઇ જાય છે. આ ઉપરથી તમે જોઇ શકો છો કે આધ્યાત્મિક ઉન્નતિ અને કૌટુમ્બીક જીવન એક બીજાથી વિરૂદ્ધ છે. તેઓ એક બીજાથી પ્રતિકૂળ છે. જે કાર્ય દેવળમાં કરવામાં આવે છે તેને ઘરમાં આવીને રદ કરવામાં આવે છે. કદાચ રદ કરવાથી પણ વધારે ખોટું થાય છે કેમકે સમય વૃથા જાય છે. "પેનીલોપીસ" નાં જેવું થાય છે. (તે આખો દિવસ ફરકી ઉપર સુતર વીંટયા કરતી હતી, પરન્તુ રાત્રી પડતી એટલે પાછું વીંટેલું હોય તેટલું તે ઉકેલી નાખતી. તમે બધા પણ તેવુંજ કરો છો. દેવળમાં જઇને તમારી આધ્યાત્મિક ઉન્નતિને પ્રાર્થનાઓ અને સ્તોત્રોમા વીંટાળો છો, પણ ઘેર આવીને પાછું બધુંજ ઉકેલી નાંખો છો. રદ કરો છો; અને એમ બેઉ પ્રકારે વૃથા સમય ખુઓ છો. જો વસ્તુ સ્થિતિ આજ પ્રમાણે ચાલ્યા કરશે તો તમારે માટે બિલકુલ આશા નથી. **જો તમારે પરમેશ્વરની મશ્કરી કરવી ન હોય અને તમારે તમારી પ્રાર્થનાઓ હાસ્યાસ્પદ ન કરવી હોય તો આ વિષયનો તમારે વાસ્તવિક રીતે અભ્યાસ કરવો પડશે.** તમારી આધ્યાત્મિક ઉન્નતિની આડે જે કારણ આવે છે તે તમારે દૂર કરવું પડશે. પ્રત્યેક પત્નીયે તેના પતિના તારક થવું પડશે. અને પ્રત્યેક **પતિને પોતાની પત્નીના તારક થવું પડશે.** સ્રી પુરૂષ પરસ્પર કહે છે કે "અરે હું તમને ચાહું છું." આ કેવો ઢોંગ ! જો તમે તમારી પત્ની અથવા પતિને ખરી રીતે ચાહતા હો તો તમારે તેને માટે કાંઇ પણ ભોગ આપવોજ જોઇએ. જો તમે ખરી રીતે તેને ચાહતા હો તો તમારે તેને માટે કાંઇ પણ ત્યાગ વેઠવોજ જોઇએ. પણ તમે તેમ કરો છો ? ના, ના. સ્રી પોતાના પતિને વશ રાખવા ઇચ્છે છે અને પતિ પોતાની સ્રીને જાણે તે એક તેની માલિકીનો જડ પદાર્થ હોય એમ સમજે છે, એક બીજાને પોતાના આશ્રિત કરવા ઇચ્છે છે. જો તમે ખરી રીતે પરસ્પર ચ્હાતા હો તો પ્રત્યેકના હિતની ઉન્નતિ કરવા તમારે પ્રયત્ન કરવોજ જોઇએ. શું ખરી રીતે તમે એ પ્રમાણે કરો છો ? તમે એમ માનતા હશો કે તમે તેમ કરો છો, પણ તમારી એ પ્રકારની માન્યતામાં તમે ભુલ ખાઓ છો. બન્ધુ ! પત્ની અથવા પતિની કામવાસના પૂર્ણ કરવી એ કાંઇ તેને ખરા સુખનો અનુભવ કરાવવા

જેવુ નથી, બીલકુલ નહિ. જો સુખ પ્રાપ્ત કરવાનો એજ માર્ગ હોય તો સર્વ કુટુમ્બો સુખીજ બની ચૂક્યાં હોત પણ શું એમ બન્યુ છે ? કુટુમ્બો સુખી છે ? હજારોમાં એક પણ નહિ, તેઓ શા માટે સુખી થતા નથી ? કારણ કે એક બીજાના સુખની શી રીતે વૃદ્ધિ કરવી અને એક બીજાનું હિત શી રીતે વધારવુ તેની તેમને ખબરજ નથી. તેઓ એ બાબત જાણતાજ નથી તેઓ એટલુંજ સમજ્યા હોય છે કે માત્ર પશુવૃત્તિને તૃપ્ત કરવી એનું નામજ સુખની પ્રાપ્તી છે પણ એમ એક બીજાના વિકારોનુ ક્ષણિક પોષણ કરવુ એ કાંઇ ખરૂં હિત કરવા જેવુ નથી. કોઇએ કહ્યુ છે કે—" સ્નેહજ દુઃખનુ મૂળ છે." અને ઘણા ખરા નવલકથાકારો, ઇતિહાસકારો, અને આ દુનિયાના લોકોનો એવોજ અનુભવ છે કે " સ્નેહ એજ દુઃખનુ મૂળ છે." પણ એમ શાથી બનતુ જોઇએ ? શુ સ્નેહમા કાંઇ પ્રમાણની ભૂલ થાય છે કે જેથી પરિણામે શોક થાય છે. ના, એમ નથી. તમે સ્નેહનો જે ઉપયોગ કરો છો તેમાંજ કાંઇક ભૂલ હોય છે કે જેથી કરીને શોકનાં ગાડેગાડાં તમને પ્રાપ્ત થાય છે. × × ×

આ એક નિયમ છે કે હરકોઇ મનુષ્ય આ સંસારની અમુક વ્યક્તિ અથવા અન્ય પદાર્થ ઉપર મોહ રાખે છે તો પરિણામે તેને દુઃખ થશેજ. કાંતો તે મિત્ર અથવા પદાર્થ તેની પાસેથી લઈ લેવામા આવશે, અથવા તે બેમાથી એક મૃત્યુવશ થશે કે તે બન્નેની વચ્ચે અણબનાવ થશે આ એક અનિવાર્ય નિયમ છે. × × × જ્યારે મનુષ્ય તે બાહ્ય પદાર્થમાંથી સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે ત્યારે તે છેતરાશેજ—તે માત્ર ઇન્દ્રિયોમાં પોતાને બંધ થયેલા જોશે. સંસારના પદાર્થો ઉપર મોહ રાખીને તમે સુખ પ્રાપ્ત કરી શકો નહિ આ એક નિયમ છે. સંસારનું હરકોઈ મોહનું પરિણામ હૃદય લગ્ન થવામાંજ આવશે. બીજુ કાંઇ નથી. કરોડાધિપતિમાં શ્રદ્ધા રાખશો નહિ. પ્રભુમાંજ આસ્થા રાખો. × × × સંસારના મોહરૂપી એન્જીનની પાછળ દુઃખનાં ગાડેગાડાં સંકળાયલાં છે ત્યા એ મોહને પ્રવેશવા દીધો કે એ બધાંજ વગનો તે ડેકારો કરવાઈ પડશે. દુનિયાનો મોહ એ મૂર્તિ પુજા છે. જેમ ધાતુ ઇત્યાદિની સુન્દર મૂર્તિઓ, ચિત્રો વિગેરે હોય છે તેમ આ શરીરો પણ ચિત્રો અને મૂર્તિઓજ છે. તમે અમુક ચિત્રને તેની પોતાની ખાતર ચાહવાનુ શીખો છો પણ પણ જેનું તે ચિત્ર છે તેની તો અવગણના કરો છો ? ત્યારે કહો કે તમે માત્ર મૂર્તિનીજ પૂજા કરતા નથી ?

ધારો કે તમારી પાસે તમારા એક મિત્રની છબી છે અને તમે તે છબિને તમારી પાસે રાખો છો, તમે તે ચિત્રને ચાહો છો, લાડનો વર્ષાદ વર્ષાવો છો, તેની ઉપર સત્ પ્રેમ અર્પણ કરો છો અને એટલો બધો પ્રેમ કરો છો તોપણ જ્યારે તે જેની છબિ છે તે મનુષ્યજ ખુદ તમારી સામે આવે છે ત્યારે તો તમે તેની કશીજ પરવા કરતા નથી ! અરે ! ઉલટા તમે તેનુ અપમાન કરો છો ! શુ એ વાસ્તવિક છે ? શુ એ મિત્ર પોતાની છબિ તમારી પાસે રહેવા દેશે ? ના, ના, તમે તેનું સ્મરણ કરો તે માટેજ તેણે તો પોતાની છબી તમને આપી હતી × × × છબિને માત્ર છબિની ખાતર ચ્હાવી તેનું નામજ મૂર્તિપૂજા છે, તમારે તો અર્જુને—છબિના સ્વામીને જ—આપીને ચ્હાહવાનું હતુ. અને તેજ પ્રમાણે આ દુનિયાના સર્વ પદાર્થો એ બીજુ કશુંજ

નહિ પણ એ પ્રભુનાંજ ચિત્રો અને ચિન્હો છે. પતિ અને પત્નીઓ આ ચિત્રોનાંજ ભોગ થાય છે તેઓ મૂર્તિ પૂજાનાંજ ગુલામ થઇ જાય છે. (ધર્મશાસ્ત્રો કહી ગયાં છે કે) ××× તમારે મૂર્તિ પૂજા કરવી જોઇએ નહિ. "મૂર્તિ પૂજા"ના આ નિષેધથી એમ કહેવામાં આવ્યું નહોતું કે તમારે આ મૂર્તિઓની પૂજા કરવી નહિ, પણ તેનો અર્થ એ હતો કે આ સ્થૂળ મૂર્તિઓ પોતેજ મૂળ વસ્તુ છે એવું સમજી લઇ તેને પૂજવી નહિ. ××× ધારો કે તમે એક મનુષ્ય, સ્ત્રી, ગૃહસ્થ અથવા સન્નારી, દેવ અથવા દેવીઓ છો અને તમારા સ્નેહનું એક પાત્ર છે. તમને તે પાત્ર તરફ કઇ વસ્તુથી મોહ લાલચ અને આકર્ષણ થાય છે? તે આકર્ષણ તેનું શરીર, તેની ત્વચા, તેનાં નેત્રો, નાસિકા, કર્ણ વિગેરે પ્રત્યે છે? ના, ના બિલકુલ નહિ. એવી નશ્વર સ્થૂળ વસ્તુનાં ગુણ ગાયા કરવાનું પેલા કવિઓ પાસેજ રહેવા દઇ તેમનાં કરતાં તમે જરા વધુ વિવેકી અને સમજુ થાઓ. તમે એ બાહ્ય સંજોગોથી આકર્ષાતા નહિ. જો સ્નેહનો વિષય એજ હોય, જો એ અંગોમાંજ ખરી મોહકતા હોય તો જ્યારે શરીર પ્રાણ રહિત થાય છે, ત્યારે પણ તેઓ આકર્ષક રહેવા જોઇએ. અને એ સ્થિતિમાં પણ તમે તેનાં તરફ આકર્ષાવા જોઇએ, પણ તેમ બનતું જણાતું નથી. ત્યારે હવે એ મોહકતા શામાં છે? ××× એનું કારણ એ શરીરમાં રહેલો તે જીવ, તે આન્તર જીવન, તે આન્તર શક્તિ અથવા તે અન્તરાત્માજ છે. બીજું કાંઇ નથી. દરેકનાં નેત્રોદ્વારા તમારી સાથે જે વાત કરે છે તે એ અન્તરાત્માજ છે. એ અન્તરાત્માની પ્રાપ્તીમાં ચિત્ર અને પોષાક દાખલજ આ શરીર છે, તે પોષાકને જે પહેરે છે તે પહેરનાર અન્દર રહેલા સત્ય આત્મા કરતાં તે પોષાકને વધારે ચ્હાશો નહિ. હવે મનન કરો એટલે તમે સમજશો. ×××

હવે જ્યારે આ જગતનાં લોકો પદાર્થોની તૃષ્ણા અને સ્નેહ કરે છે ત્યારે તેઓ ખરા અન્તરાત્મા કે જે શરીરરૂપી પોષાક અને આચ્છાદનદ્વારા પ્રકાશે છે તેના કરતાં પોષાક અથવા આચ્છાદનનેજ વધારે ચ્હાય છે અને આ પ્રમાણે તેઓ અન્દરના સત્ય અથવા ખરી વસ્તુ કરતાં તેની મૂર્તિ અથવા આચ્છાદનનીજ વધારે પૂજા કરે છે અને આથીજ તે લોકો આ પાપનું ખરાબ પરિણામ ભોગવે છે. આ પ્રમાણે હોવાથી એ મૂર્તિ આચ્છાદનથી પર થાઓ ××× અને પ્રત્યેક પતિ પત્ની એક બીજામાં પ્રભુતા અનુભવવાનો પ્રયત્ન કરો. એક બીજામાં રહેલા એ અન્તરાત્માને જુઓ. અને તે અન્તરાત્માનીજ પૂજા કરો.

આમ કરવાથી પ્રત્યેક વસ્તુ તમને દૈવિક લાગવી જોઇએ. પત્ની નરકનાં દ્વારને બદલે પતિને પ્રભુનો સાક્ષાત્કાર કરવાનાં દર્પણ રૂપજ થઇ પડવી જોઇએ. પતિ પણ નરકનાં દ્વારને બદલે પત્નીને પરમાત્મ-દર્શન કરવાના દર્પણ રૂપજ થઇ પડવો જોઇએ.

પરન્તુ આ પતિ અથવા પત્ની પોતાનાં સાથીને આ સાક્ષાત્કાર, આ દિવ્યતા, સર્વ શક્તિઓ આ વેદાન્તી નિમદ શી રીતે પ્રાપ્ત કરાવી શકે?

જો સ્ત્રીને પોતાના પતિના તારક થવું હોય તો પહેલાં તેણેજ તેને સર્વ ભ્રષ્ટતામાંથી ઉદ્ધારવો જોઇએ. જો તેનું લગ્ન થયું ન હોય તો દરેક પ્રકારનાં પ્રલોભનોનું બલિદાન થવાને તે પાત્ર હોય છે. સુકાન વિનાના મછવાને જેમ પવન અને તોફાન ગમે તે દિશામાં

ખેંચી જાય છે તેમ જ્યાં સુધી મનુષ્ય કુંવારો હોય છે ત્યાં સુધી તે અસ્થિર હોઇ દરેક જાતનાં કલંકો તેને સહન કરવાં પડે છે. સૌથી પ્રથમ તેની સ્ત્રીજ બધાં પ્રલોભનોમાંથી તેને બચાવે તેમ હોય છે પણ સામાન્ય સ્ત્રીઓ પોતાનાં પતિને આવા પ્રલોભનોમાંથી બચાવવાને બદલે ઉલટી તેઓ પોતેજ પ્રલોભન કરાવનારી થઇ પડે છે. કોઇ એક મનુષ્ય પોતાનું બધું દ્રવ્ય આપી દઇને તે બધા દ્રવ્યની એક નોટ ખરીદે તેનાં જેવુંજ આ પણ છે. કેમ કે આવો મનુષ્ય બીજા પ્રલોભનોમાંથી મુક્ત થાય છે પણ હવે આ એક પરતંત્રતા તો આગળની બીજી બધીજ નામોશીઓ કરતાં વધારે હોય છે. પહેલાના અનેક પ્રલોભનોનો તે ભોગ થતો નથી પણ આ એક પ્રલોભન અથવા નામોશીજ તેને માટે પૂરતી છે. × × ×

તમે જાણોછો કે પ્રથમ એક સમય એવો હતો કે મનુષ્યો પણ અરણ્યમાં વસતા હતાં, અને ઘોડા પણ અરણ્યમાં વસતા હતા. જેમ હાલ રહે છે તે પ્રમાણે સાબરો અને હરણો પણ જંગલમાંજ વસતાં હતાં. એક વખતે એક સાબરની સાથે લડાઇમાં એક ઘોડો હાર્યો. સાબરે તેનાં સાબરશીંગાવડે તેને જખમી કર્યો. ઘોડો મનુષ્ય પાસે મદદ માગવા આવ્યો. મનુષ્યે કહ્યું: "ઠીક છે; હું તમને મદદ કરીશ, મારા હાથમાં ભાલુ છે, તમે મને તમારી પીઠ ઉપર લઇ જાઓ એટલે હું તમારી સાથે આવીશ અને તમારા દુશ્મનનો નાશ કરીશ." પછી તે મનુષ્ય ઘોડાની પીઠ ઉપર સવારી કરીને અરણ્યમાં ગયો અને સાબરને મારી નાખ્યું અને તેઓ વિજયી થઇ ઘેર આવ્યા. હવે ઘોડાને જવાની ઇચ્છા થઇ, ઘોડાએ મનુષ્યનો ઉપકાર માન્યો અને કહ્યું: "વ્હાલા સાહેબ હું તમારો ઉપકાર માનુંછું હવે મારે તમને છોડવા પડશે." મનુષ્ય તેની નજીક ગયો અને કહ્યું: "અરે ઘોડા, ઘોડા! તારે ક્યાં જવું છે? તમે કેટલા ઉપયોગી છો તે હવેજ મને સમજાયું છે. અને તેથી હવે હું તમને જવા દઇશ નહિ તમારે મારા નોકર, મારા ગુલામ થવું પડશે." ઘોડો આ પ્રમાણે હરણ, સાબર અને જંગલનાં બીજા પ્રાણીઓથી રક્ષિત થયો ખરો પણ તેણે પોતાની સ્વતંત્રતા તો ગુમાવીજ અને જે ગુલામી તેના વિજયના પરિણામ તરીકે મળી તે તેને થયેલાં લાભ કરતાં વધું નુકશાનકારક થઇ પડી.

પરણેલા મનુષ્યનું પણ આજ પ્રમાણે થાય છે. લગ્ન પછી જો કે ઘણાં પ્રલોભનોમાંથી તે બચે છે, પણ પોતાની સ્ત્રી તરફથી જે ગુલામી અથવા પરતંત્રતા તેને પ્રાપ્ત થાય છે તેનું પ્રલોભન પેલા મનુષ્યે ઘોડાનાં કરેલા સ્વાગત જેવુંજ નીવડે છે.

હવે સ્ત્રી મનુષ્યની તારક શી રીતે થઇ શકે? તે વિષયપર આવીએ. તે કેટલીક લાલચોમાંથી તેને બચાવે છે એટલે સુધી તો બધુ બરાબર છે. પણ બીજી વાત એ છે કે તેણે મનુષ્યને ગુલામ બનાવવો જોઇએ નહિ. × × × અને તેના પતિએ તેને આશ્રિત બનાવવી જોઇએ નહિ. હવે આ બીજું પગથીઉં છે જો આ પ્રમાણે અને તેજ સર્વ પ્રકારની આશાઓ રાખવાની છે અને નહિ તો એકે નથી. આ બાબત તમારા લક્ષમાં ભાગ્યેજ લાવવામાં આવતી હશે અથવા ક્દાપિ લાવવામાં આવતી નથી, પણ તે સત્ય છે. × × × જ્યાં સુધી પત્ની પતિનું એક શુભ ઇચ્છવાનું અને પતિ પત્નીનું શુભ વધારવાનું માથે લે નહિ ત્યાં સુધી ધર્મની ઉન્નતિ કદાપિ થઇ શકે નહિ ધર્મને માટે કશી આશા નથી.

તમે જાણો છો કે આ જમાનો વરાળ અને વિદ્યુતનો છે જેથી અસની બેલગાડી જેવા ધર્મે હવે ગામડા પોટલા બાંધીને વિદાયજ થવુ જોઇએ. અરે ક્રિશ્ચિયનો, અરે હિન્દુઓ ! અરે મુસલમાનો ! જો તમે જગતના કલેશો ખરેખર નાબુદ કરવાજ ઇચ્છતા હો, જો તમે મનુષ્ય જાતના દુ:ખોનું નિવારણજ કરવા ઇચ્છતા હો તો તમારે આ બધા ઉપર ધ્યાન આપવુ જોઇએ તમારે તમના ગ્રંથોનું રહસ્ય બરાબર રીતે પ્રતિપાદન કરવુ જોઇએ તમારે પ્રત્યેક નરનારી અને સદગૃહસ્થના મનમા અવશ્ય ઉતારવુ જોઇએ કે—"પોતાના પતિ અથવા પત્નીના તારક થવાનું મુખ્ય કર્તવ્ય તેઓ દરેકને શીર રહેલુ છે. આ કર્તવ્ય જાણવાને દરેક સ્ત્રીપુરૂષ બંધાયલાં છે" આ ઉપદેશ આપનાને આપણે સર્વ બંધાયલા છીએ. આ આપણુ અનિવાર્ય કર્તવ્ય છે. આ કાર્ય કેવી રીતે થઇ શકે? જો સ્ત્રી પોતાના પતિને ગુલામ બનાવવા ન ચ્હાય તોજ એ કાર્ય બની શકે. તમે સર્વ રીતે સ્વતંત્ર થાઓ અને તમે મુક્ત થાઓ, એનો આ નિયમ છે. "આઘાત અને પ્રત્યાઘાત સરખા અને સામસામાં હોય છે." તેને (ઓને) તમારે આધિન કરો—તમારી ગુલામ કરો અને તમે પણ તેના ગુલામ બનશોજ+++આ વાત હમ્મેશા અરૂચિકર અને ત્રાસદાયકજ લાગે છે. ક્રાઇસ્ટે આ ત્રાસદાયક સત્યનો ઉપદેશ કર્યો તેથી તેને દુ:ખ દેવામા આવ્યુ હતુ અને તેને વધ સ્થંભ ઉપર ચડાવવામા આવ્યો હતો, સોક્રેટીસ બહાર આવ્યો અને તેને પણ ઝેર પાવામા આવ્યુ

લોકોએ સત્યનો કદાપિ આનંદથી સત્કાર કર્યોજ નથી આ ઉક્તિ દુ:ખદાયક લાગે છે પણ ખરી રીતે એ એમજ છે +++

એક મનુષ્યના હાથમા બળદની ડોકે બાંધેલા દોરડાનો છેડો છે. તે એમ માને છે કે બળદ તેનો નોકર-ગુલામ છે પણ જેટલા અંશે તે બળદ તેનો ગુલામ છે તેટલોજ તે મનુષ્ય પણ બળદનો ગુલામજ છે. તે બળદનો માલીક છે એમ કહેવાનો તેને શો હક્ક છે? એજ કે બળદ તેની પાસેથી જઇ શકતો નથી હવે જરા ધ્યાન આપો. બળદ તેની પાસેથી જઇ શકતો નથી એજ કારણ એમ માનવામા હોય તો, અમે કહીએ છીએ કે તે મનુષ્ય પણ બળદને તજીને જઇ શકતો નથી? બળદ તેની પાસેથી જતો નથી તેનુ કારણ એજ કે તે બળદને તજતો નથી. જો તે પોતે સ્વતંત્ર હોત તો તે બળદ પણ તેનો ગુલામ ન હોત! આ નિયમ છે

તમે જુઓ છો કે યુરોપ, અમેરિકા, જાપાન, હિન્દુસ્તાન અથવા બીજા દેશોમા ઘણે ઘરે ગવાજ કુટુમ્બો દુ:ખી છે શુ એ સાચુ નથી? તેઓ કહે છે ખરા કે "સુખી કુટુંબ, સુખી કુટુંબ!" કેવો રોગ! તેમનુ એ સુખ તે માત્ર નામનુ કહેવાનુ અને સ્વપ્ન જેવુજ છે. આ લોકો અને કુટુમ્બો શાથી દુ:ખી છે? શુ આ કુટુમ્બો સુખી થાય એવુ તમે તમારા અંતઃકરણ પૂર્વક ઇચ્છતા નથી? જો તમે સુખની આશા રાખતા હો તો તે માટે તમારે ઉત્સુક પણ થવુ જોઇએ. તમારા ગૃહને એક મોટા રાક્ષસ રૂપ બનવા દો નહિ કારણ શોધી કાઢવા પ્રયત્ન કરો તીર અને સાચી ઉમુક્તા નાખો, કારણની તપાસ કરો નિરીક્ષણ કરો ત્યારે તમને જણાશે કે કુટુમ્બના દરેક અને અંધકાર ભાગીનુ કારણ માત્ર એકજ છે તે એજ કે "ઘરના લોકોનુ અજ્ઞાન" મનુષ્ય અજ્ઞાનરૂપી અગ્નથી ઘે!

પણ છે. કુદરતની શી સંકલના છે અને વિકાશની ગતિ કઇ દિશાએ જાય છે તે તેઓ જાણતા નથી. તેની તેમને ખબર નથી. 'રામ' તમને કહે છે કે વિકાશની ગતિ અને કુદરતનું કામ એ છે કે સર્વ મનુષ્યોએ પગથીએ પગથીએ ધીમે ધીમે ઉપર ચડવુ જોઇએ, અને અન્તરાત્માના સાક્ષાત્કારની નજીક પહોચવું જોઇએ.+++ પ્રત્યેક મનુષ્યે પોતાના અન્તરાત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ+++લોકો આનો સાક્ષાત્કાર કરતા નથી તેથીજ અસ્તિત્વ (જીવન) માટે આ બધાં તકરારીઆં તેમને સારવાં પડે છે અને સુખીને બદલે દુઃખી જીવન તેમને ગાળવું પડે છે.

તમારા પતિ અથવા પત્નીની સાથે તમારા સબન્ધ એવો રાખો કે તમારી ઉન્નતિ તે સત્યના માર્ગ તરફ થાય અને તમે કુદરતનાં ધોરણ સાથે અનુકૂળ રહી શકો. કુદરતનું ધોરણ અને પરિણામ માત્ર મુક્તિજ છે. તમારી પત્નીને તમારી તાબેદારીમાંથી સ્વતંત્ર બનાવો અને તમે પોતે પણ સ્વતંત્ર થશો. પણ ત્યારે શું એનો અર્થ એ છે કે બધા સમ્બન્ધો એકદમ તોડી નાંખવા જોઇએ અને પ્રત્યેક સ્ત્રીપુરૂષે એક બીજાથી છૂટા પડી જઇ સ્વતંત્ર થવું જોઇએ ? ના, એમ બિલકુલ નથી. એ રીતે સ્વતંત્રતા મળી શકતી નથી, એમ કરવું એતો ઉલટું બન્ધનરૂપ છે. તમારા સાથીને 'મુક્ત' કરવાનો અર્થ એજ છે કે તમારે તેને તમારા શરીર પ્રત્યે આધાર અને આસ્થા રાખવાને બદલે તેનાં અંતરના પ્રદેશમાં રહેલા અન્તરાત્મા ઉપર આધાર અને આસ્થા રાખતાં શીખવવું જોઇએ. +++

તમારા મનને કલ્પના કરવા દો કે, એકાદ પક્ષી એક ઝુલતી ડાળ ઉપર બેસે છે તે ડાળીને તે નમી જતી-ઝોલાં ખાતી અનુભવે છે, છતાં પણ જરાએ ભય આણ્યા સિવાય તે આનન્દથી કલ્લોલ કર્યા કરે છે એ શાથી ? તે સમજે છે કે તેની પાસે ઉડવાની પાંખો તૈયારજ છે, અને તેથીજ ડાળી આમ તેમ ઝુલ્યા કરવા છતા પણ તે પક્ષી બીતું નથી. બહારથી જો કે તે ડાળ ઉપર બેઠેલું હોય છે અને જણાય છે ખરૂં, પણ તેનાં મનથી ખરી રીતે તો તે પોતાની પાંખ ઉપરજ આધાર મુકી બેઠેલું હોય છે, તેનો આધાર તેની શ્રદ્ધા તે ડાળ ઉપર નહિ પણ પોતાની પાંખો ઉપરજ છે.

એજ પ્રમાણે જ્યાં તમે હો ત્યાં તમારાં **સ્ત્રીપુત્રાદિ ઉપર તમને ગમે તેટલો સ્નેહ હોય તો પણ તેમનાં શરીરો ઉપર આધાર રાખશો** નહિ,-તમારા હૃદય ત્યાંજ ચોંટાડો નહિ. **તમારૂં હૃદય તેમના અન્તરાત્મા ઉપરજ રહે તેટલા માટે તેને તે આત્મા પ્રભુમાંજ પરોવો. તમે પોતે આ પ્રમાણે વર્તો અને તમારા સ્ત્રી પુત્રાદિને પણ એજ પ્રમાણે વર્તાવો. આમ કરવાથી તેઓ તમારાથી સ્વતંત્ર થશે અને તમે તેમનાથી સ્વતંત્ર થશો.** આમાં કોઇને પરાધિનતા રહેતી નથી. દરેકને પૂર્ણ સ્વતંત્રતા-મુક્તિ પ્રાપ્ત થાય છે ! આ પ્રમાણે દરકોઈ મનુષ્ય મુક્ત થઈ શકે તેમ છે. + + +

એક સ્થળે એક ઘણી સુન્દર છબિ જોવામા આવી. તે છબીમા એક સુન્દર કોચ હતો અને તે કોચ ઉપર ભવ્ય બાદશાહી ગાદીતકીઆ પડેલા હતા. તે કોચ ઉપર એક સુન્દર મનોહર રાણી સુતેલી હતી. કોચની એક બાજુએ બાળકો બેઠા હતા અને રાજા ખુરશીપર બેઠેલો હતો. આ એક ઘણુંજ સુન્દર આકર્ષક અને ભવ્ય ચિત્ર હતુ. રાણી ઘણી માંદી-મરણ પથારીએ હતી. તેનો પતિ-રાજા આંસુ ટપકાવતો હતો અને તેના પુત્રપુત્રી

સર્વ રૂદન કરતાં હતાં. આવું સુન્દર ચિત્ર પાસે રાખવાની તમને ઇચ્છા થાય છે ? અરે ! ખરેખર તમારામાંનાં દરેકને ઇચ્છા થાય તેવુંજ હતું. ને એવું તો મજાનું હતું, એમાં એવી તો ખૂબી હતી કે તેને જોયું હોય તો તમે ખરીદોજ. હવે આ પ્રમાણે તે ચિત્રને ખરીદવાનું તમને બહુજ ગમશે ખરૂં પણ તેમાં ચિતર્યા પ્રમાણેની મૃત્યુ પામતી રાણી થવાની તમને ઇચ્છા થશે ? × × × વળી તમને પેલેક રૂદન કરતો રાજા અથવા આક્રન્દ કરતાં બાળકો થવું પણ ગમશે ખરૂં ? નહિજ, જરાએ નહિ. એ ચિત્રને મેળવવાનું તમને બહુ ગમશે, પણ એમાંના કોઇપણ દુઃખી પાત્રના જેવા જાતે બનવાનું જરાએ નહિજ ગમે.

એજ પ્રમાણે × × × તમારા કુટુમ્બમાં, તમારા ગૃહમાં, પ્રભુની પેઠે સાક્ષી તરીકેજ રહેવાનું, અવ્યક્ત પ્રભુની પેઠે મોહ રહિત, અને કોઇપણ પ્રકારની આસક્તિ અથવા મુંઝવણ વિનાના થઇને × × × તમારાં હૃદય અને બુદ્ધિને હમ્મેશાં અન્તરાત્મામાં સ્થિર કરો અને એ ચિત્રને જેવું માનતા હતા તેજ પ્રમાણે તમારા કુટુમ્બની દરેક બાબતોને માનો. તમે જાણો છો કે જ્યારે તમે પોતાને અને દરેક વસ્તુને સાક્ષીરૂપે જુઓ છો ત્યારે એથી તમને આનન્દજ થાય છે, અને જ્યારે તમે તેમાં આસક્ત થાઓ છો ત્યારેજ તે દુઃખનું કારણ થાય છે. × × ×

( માટે ) તમારા કુટુમ્બના બધા સમ્બન્ધો અને બીજી બાબતો એ સર્વ જાણે કે પેલા ચિત્રરૂપ હોય અને જાણે તમે બિલકુલ તેની સાથે સમ્બન્ધ રહિત હો, એજ પ્રમાણે વર્તો. × × ×

**ત્યાગનો અર્થ પણ એજ છે કે પોતાનું અલ્પ સ્થૂળ સ્વાર્થી અહંસ્વરૂપ દૂર કરવું અર્થાત્ સ્વરૂપની ખોટી કલ્પનાને દૂર કરવી.** સૂર્ય પ્રકાશે છે ખરો પણ તેને વિચાર આવતો નથી કે હું પ્રકાશું છું. આ પ્રમાણે સૂર્ય કર્તૃત્વ ભાવથી રહિત છે તેટલોજ તે મોહક, આકર્ષક અને ઉપકારક છે. × × × તેજ પ્રમાણે તમારૂં કામ પણ અવ્યક્ત સ્થિતિ પૂર્વકજ થવા દો × × × ત્યારેજ તમારૂં કાર્ય સફળ થશે. ત્યારેજ ખરી રીતે તમે આ દુનિયામાં કંઇક અસામાન્ય અને આશ્ચર્યકારક કાર્ય કરી શકશો. બધાજ વીર × × × અને બુદ્ધિમાન પુરૂષોનું ગુપ્તમાં ગુપ્ત રહસ્ય આજ હતું × × × **"તમે અમુક વિષયમાં આસક્ત થાઓ નહિ ત્યાં સુધી તમે સફળ થશો નહિ"** એ ભ્રમાત્મક વિચારને દૂર કરો × × × શરીર હમ્મેશા કામમા અને અન્તરાત્મા હમ્મેશાં સ્વસ્થ રહેવો જોઇએ. આ નિયમ છે, તેને અનુસરો, અને મુક્ત થાઓ.

જેવી રીતે સૃષ્ટિ-સમીપનો એકાદ સુન્દર પ્રદેશ નેત્રોવડે સ્પષ્ટ અને સમ્પૂર્ણ રીતે જોવામાં આવે છે, છતાં તે જોવાની ક્રિયા નેત્રને બોજારૂપ કે દુઃખરૂપ ન થઇ પડતાં ઉલટી આનન્દદાયકજ લઈ પડે છે, અને નેત્ર સ્વતંત્ર તથા ઉપાધિ રહિત રહે છે તેજ પ્રમાણે તમારા ગૃહનાં કાર્યોમાં અને તમારી વ્યાવહારિક જીંદગીમાં પણ તમારી સ્થિતિ થવા દો. તમે એવીજ રીતે સંસારમાંનાં આ બધાં રૂપોને આસક્તિ રહિત, સ્વતંત્રપણે જુઓ અને તેનાથી મુક્ત-નિર્લેપ રહો. × × × સત્ય અનન્ત તત્ત્વનો સાક્ષાત્કાર કરો અને **બધાજ તારા અને સૂર્યો તમારી આજ્ઞામાં રહેશે.** × × × તેનો સાક્ષાત્કાર કરો અને તમને જણાશે કે તમારાં બધાં કામો પોતાની મેળે સ્વતઃ વળીજ નિકળવા જેવી રીતે

તમને અનુકૂળ થશે. તમને જણાશે કે અન્તરાત્માનો આ સાક્ષાત્કાર સર્વ વિશ્વને તમારો દાસ બનાવે છે—દુનિયાનાં દરેક પદાર્થને તમારે આધિન કરે છે. તમને જણાશે કે વિજય અને સમ્પત્તિ તમારી શોધ કરે છે અને તમારે તેને શોધવાં પડશે નહિ.

"જો મહમ્મદ પાસે પર્વત આવશે નહિ તો મહમ્મદ પર્વતની પાસે જશે." જે ક્ષણે તમે દુનિયાના પદાર્થોની તૃષ્ણા કરતા બંધ થઇ તેમાંથી મુક્ત થશો, અને તમારી અન્દરની દિવ્યતાનો સાક્ષાત્કાર કરશો. તેજ ક્ષણે તમારે મહમ્મદ પાસે જવાની આવશ્યકતા રહેતી નથી. મહમ્મદ તમારી પાસે આવશે, આ અબાધિત નિયમ છે. એ વિશ્વસપર પોતાની મહાન સત્તા ચલાવવા આ ગુહ્ય સત્ય છે. તમેજ તે નિયમ છો. તમે તેનો સાક્ષાત્કાર કરાવો. તમે પોતે મુક્ત થાઓ, તેમને મુક્ત કરો. એ પ્રમાણે તમે ઘોર નરકને બદલી સ્વર્ગ રચો છો, તમે તમારાં ક્લેશ ગૃહોને સુખીગૃહ બનાવો છો. અને તેમ કરવાનો બીજો માર્ગજ નથી. ઉપલા માર્ગ સિવાય આ અનિવાર્ય કઠોર નિયમમાંથી છુટવાની બારીજ નથી. આ એકજ માર્ગ છે. આ એકજ તાવીત છે. દુનિયાના બધા ખજાનાઓ ઉઘાડવાની આ એકજ બંધ બેસતી કુંચી છે. તમે તમારા અન્તરમાં રહેલી દિવ્યતાનો સાક્ષાત્કાર કરીને મુક્ત બનો અને બીજાઓને તેવો સાક્ષાત્કાર કરવામાં સહાય કરો.[1]

---

# પ્રસિદ્ધ ગવૈયો મૌલાબક્ષ

લેખકઃ—રા. પ્રભાશંકર મગનજી દ્વિવેદી—રાજકોટ.

મુસલમાન ધર્મના એક સંપ્રદાયનું નામ "સુફી" છે. એ ધર્મના અનુયાયીઓનો સિદ્ધાંત વેદાન્તના સિદ્ધાંતો સાથે મળતો આવે છે. તે સંપ્રદાયના લોકોએ લંડનમાં એક અખાડો જમાવ્યો છે, અને ત્યાંથી તેઓ મુસલમાન ધર્મનાં પુસ્તકો બહાર પાડે છે. ત્યાંથી એક ત્રૈમાસિક પત્ર પણ નીકળે છે, અને તેના ત્રણચાર અંક નીકળી પણ ચુક્યા છે. હિન્દુસ્તાનના પ્રસિદ્ધ ગવૈયા મૌલાબક્ષના પૌત્ર મી. ઈનાયતખાં તેના સંપાદક છે. તે પણ એક ઉત્તમ ગવૈયા છે અને હૈદરાબાદના નિઝામના તે ખાસ માનીતા છે. તે હાલ લંડનમાં છે. તેમની સાથે તેમના સાથીઓ પણ છે. ત્યાં તેઓ પોતાની સંગીત વિદ્યાનું કૌશલ્ય બતાવે છે, અને સુફી મતના સિદ્ધાન્તોનો પ્રચાર પણ કરે છે.

મી. ઇનાયતખાં સુફી તરફથી નીકળતા માસિકનું નામ "સુફી" છે. તે અંગ્રેજીમાં નીકળે છે. તેના ત્રીજા અંકમાં ઇનાયતખાંના પિતામહ મૌલાબક્ષનું જીવનચરિત્ર પ્રસિદ્ધ થયું છે તેનો સાર નીચે મુજબ છે.

મૌલાબક્ષનો જન્મ ઇ. સ. ૧૮૩૩ માં ભિવાનીના એક જમીનદારને ઘેર થયો હતો. તે મોટો થયો ત્યારે તેને કસરત કરવાનો બહુજ શોખ હતો, અને તેની પહેલવાન થવાની નિત્ર અભિલાષા હતી. ભિવાનીમાં એક વખત કોઇ ફકીર આવી ચડયો. મૌલાબક્ષે તેની સારી રીતે સેવા શુશ્રૂષા કરી. ફકીરે કહ્યું કે "કાંઇ ગાયન જાણતા હો તો ગાઓ."

---

૧ સ્વામી શ્રી રામતીર્થના ઉપદેશ ઉપરથી. ૨. સરસ્વતીના હિંદી લેખ ઉપરથી

મૌલાબક્ષે કહ્યું "હું ગાયન જાણતોજ નથી પણ એક કવિતાની કડી મને યાદ છે તે આપને સંભળાવું છું." ફકીર ગાયન સાંભળીને બહુજ ખુશ થઈ ગયો અને કહ્યું "તમારૂં ગળું ઘણુંજ સારૂં છે, તમે કસરતબાજ થવાની ઇચ્છા મૂકી દીઓ ને કોઇ સારા ગવૈયા થવાની ઇચ્છા રાખો. થોડાજ પરિશ્રમ લીધાથી તમે ઉત્તમ ગવૈયા બનશો. મૌલાબક્ષે ફકીરનો આજ્ઞા માન્ય કરી ને ફકીર તેને આશિર્વાદ દઇને ચાલતો થયો.

હવે મૌલાબક્ષે ગાયનકળા શીખવાની પ્રતિજ્ઞા કરી પણ શીખવે કોણ! એ જમાનામા જે વિદ્યા કોઇને આવડતી તે કોઇને બતાવતા નહિ; અને જો બતાવે તો તેની હંમેશાં સેવા કરવી પડતી. મૌલાબક્ષને ખબર પડી કે ઘસીટાખાં નામનો ગવૈયો ઘણુજ સારૂં ગાઇ જાણે છે. તેથી જ્યાં ઘસીટાખાં રહેતો હતો તે શહેરમાં તે ગયો, પણ ત્યાં તેને માલુમ પડ્યું કે ઘસીટાખાં કોઇને પોતાની વિદ્યા શીખવતો નથી. શીખવાની ઇચ્છાવાળો કોઇ તેની પાસે જઇ શકતો જ નથી તો શીખો તો શકેજ ક્યાંથી!

ઘસીટાખાંનો દરવાન અફીણી હતો અને રાત્રે તે દરવાજાપર રહેતો હતો. મૌલાબક્ષે તેની સાથે મિત્રતા બાંધી. તે દરવાન મારફત તેને ખબર પડી કે તે રાત્રિના બાર વાગ્યા પછીજ ગાયન શરૂ કરે છે. મૌલાબક્ષ રોજ રાત્રે ત્યાં જવા લાગ્યો ને ગાયન સાંભળવા લાગ્યો. રાત્રે જે ગાયન તે સાંભળતો તે દિવસે શીખતો હતો. થોડા દિવસમાં તો મૌલાબક્ષનો અભ્યાસ વધી પડ્યો, તે ખૂબ ગાવા લાગ્યો. જે લોકો તેના ઘર પાસેથી નીકળતા તે તેનું ગાયન સાંભળીને ખુશખુશ થઈ જતા. ધીરે ધીરે આ વાત શહેરમાં ફેલાવા લાગી ને લોકો કહેવા લાગ્યા કે નવો ઘસીટાખાં પેદા થયો છે. છેવટે આ વાતની ઘસીટાખાને પણ ખબર પડી ને તેણે કહ્યું કે મારો જોડીદાર કોણ છે? તે એક દહાડો મૌલાબક્ષના મકાન આગળથી ચાલ્યો જતો હતો ત્યાં મૌલાબક્ષનું ગાયન સાંભળીને એકદમ ભડકી ગયો ને ઘરમાં ગયો. મૌલાબક્ષે તેને માનપૂર્વક આસન આપ્યું પોતાનું ગાયન સંભળાવ્યુ. ગાયન સાંભળીને ઘસીટાખાં ઘણોજ ખુશી થયો ને મનમાં આશ્ચર્ય પામ્યો. તેના મગજમા એ વાત ન આવી કે મૌલાબક્ષ ગાય છે તે પોતાનુંજ છે. જ્યારે આ ભેદ માલુમ પડ્યો ત્યારે તેણે મૌલાબક્ષને પૂછ્યું "મહેરબાની કરીને આપના ઉસ્તાદ (ગુરૂ)નું નામ આપશો?"

મૌલાબક્ષ: "માફ કરો, આપ એ સવાલ પૂછો નહિ કારણ કે તેમાં કાંઇક ભેદ છે પણ જો આપ ચાહો તો પૂછી શકશો."

ઘસીટાખાં: "ઉસ્તાદનું નામ બતાવવામાં શા માટે ઇનકાર કરો છો? નામ બતાવવામાં તમને કાંઇ નુકશાન છે?"

મૌલાબક્ષ: "નામ બતાવવામાં એક મોટું નુકસાન છે. નામ બતાવવાથી મારી સંગીત વિદ્યાની ઉન્નતિ થશે નહિ માટે મહેરબાની કરીને મારા ઉસ્તાદનું નામ ન પૂછો."

ઘસીટાખાં: "હું આપનું ગાયન સાંભળીને ઘણોજ ખુશી થયો છું, આપના ઉસ્તાદ આપથી પણ ચડીઆતા હશેજ. ગમે તેમ હો પણ તમારે તેનું નામ તો આપવુજ પડશે.

મૌલાબક્ષ: "ઘણુંજ સારૂં મને આપની આજ્ઞા માન્ય છે, પણ આપને મારી સાથે એક શરત કરવી પડશે કે જો હું આપને નામ બતાવું તેથી મારા ઉસ્તાદ નારાજ થાય તો તમારે મને મદદ કરવી પડશે."

ઘસીટાખા. "મારે તે વાત મંજુર છે હું તમને મદદ કરીશ."

મૌલાબક્ષ: "મારા ઉસ્તાદનું નામ ઘસીટાખા છે."

ઘસીટાખા: "મેં તો તમને કોઇ દહાડો જોયા પણ નથી તો હું તમારો ઉસ્તાદ કેમ હોઇ શકું?"

આ ઉપરથી મૌલાબક્ષે તેને બધી વાત કહી સંભળાવી, તેથી લાચાર થઇને ઘસીટાખાને પોતાની શરત પ્રમાણે તેને મદદ આપવી પડી અને તે દહાડાથી મૌલાબક્ષ ગાયનકળા શીખવા લાગ્યો.

થોડા વખતમા મૌલાબક્ષ જાણીતો ગવૈયો થયો. જેટલું જ્ઞાન ઘસીટાખાને હતું તેટલું બધુ તેણે સંપાદન કર્યું. ઉસ્તાદના મરણ પછી પણ તેણે શીખવું જારી રાખ્યુ. તે જો કોઈ સારા ગવૈયાની વાત સાંભળતો, તો તરત ત્યા જતો ને તેની પાસેથી કાંઇ નવું શીખતો.

ઉત્તર હિન્દમાં ફરી આવીને મૌલાબક્ષ દક્ષિણ તરફ ગયો ત્યારે તેને માલુમ પડયું કે મુસલમાનોના સંસર્ગથી હિન્દુઓની સંગીત વિદ્યામા વિકાર થયો છે. ને ફારસી તથા ઉર્દુનુ મિશ્રણ થઇ ગયુ છે. આ કારણથી મૌલાબક્ષને શોક થયો ને દક્ષીણમા જઇને તેના શા હાલ છે તે જોવાની ઇચ્છા થઇ. ત્યાં જઇને માલમ પડ્યું કે પોતાનો સંદેહ કાંઇક અંશે ખરો હતો.

એવામા માઇસોરના રાજાને ખબર પડી કે ઉત્તર હિન્દમાંથી એક પ્રખ્યાત ગવૈયો આવ્યો છે દરબારમાં મૌલાબક્ષે ગાયન કર્યુ. તેનું ગાયન સાભળીને દરબારના માણસો ઘણાંજ ખુશી થયા. ભારત શાસ્ત્રાનુસાર તે દેશમાં ગાયનકળા શુદ્ધ હતી, તોપણ મૌલાબક્ષનું ગાયન સાભળીને બધા ખુશ થઇ ગયા. એવામા મૌલાબક્ષને ખબર પડી કે માઇસોરના બક્ષીની દીકરી વીણા સારી રીતે બજાવી જાણે છે તેથી તેને ઘેર વીણા સાભળવાને ગયો. તેનું ગાયન સાભળીને મૌલાબક્ષ આનન્દમગ્ન થયો. તેણે બક્ષીની પુત્રીને પ્રાર્થના કરી કે મને તમારો શિષ્ય બનાવો. પરન્તુ તે બાઇએ કહ્યુ કે બ્રાહ્મણ સિવાય હું કોઇને સંગીત વિદ્યા શીખવતી નથી. જો તમારે શીખવી હોય તો બ્રાહ્મણને ઘેર જન્મ લીયો. આ ઉત્તર સાભળી મૌલાબક્ષ ઘણોજ દીલગીર થયો ને માઇસોર છોડીને ચાલ્યો ગયો ને પોતાના ઉતારામાં એક પત્ર મુકતો ગયો. તેમા નીચે પ્રમાણે લખ્યું હતું.

'હજી મે સંગીત વિદ્યામાં પૂર્ણતા મેળવી નથી તે પૂરી થયા પછી હુ માઇસોર દરબારની સેવામાં હાજર થઇશ." લી. મૌલાબક્ષ.

ફરતો ફરતો તે તાન્જોર ગયો. ત્યા તેને પત્તો મળ્યો કે એક બ્રાહ્મણ આ વિદ્યામા બહુજ કુશળ છે તે તેની પાસે ગયો. ખૂબ સેવા શુશ્રુષા કરીને તેને પ્રસન્ન કર્યો. બ્રાહ્મણે તેને બધી વિદ્યા શીખવી.

રાગ પ્રસ્તાર, તાલ પ્રસ્તાર, સ્વર પ્રસ્તાર, ગમક, લય, મધી, મૂર્છના વગેરે જે જે ભેદ છે તે તમામ તેણે મૌલાબક્ષને શીખવ્યા.

આ પ્રમાણે ભારતીય સંગીતનું પૂર્ણ ભાન થયા પછી મૌલાબક્ષ માઇસોર આવ્યો. માઇસોરના મહારાજાએ તેનો બહુજ આદરસત્કાર કર્યો. તેની સંગીત કળાની પરીક્ષા કરવા માટે દૂર દૂરથી ગવૈયા બોલાવ્યા. અગીઆર મહીના મૌલાબક્ષ ત્યા રહ્યો. પરીક્ષામાં પૂરો ઉતર્યો. તે દેશના ગવૈયામા કોઈ પણ તેની બરોબરી કરી શક્યો નહિ. તેથી સંતુષ્ટ થઇને

માઇસોરના મહારાજાએ તેને છત્ર, ચમર, કલગી, શિરપેચ વગેરે આપી તેનું માન વધાર્યું. મૌલાબક્ષે ત્યાંજ પોતાની સાદી (વિવાહ) કરી. મૌલાબક્ષની કીર્તિ દેશોદેશમાં પ્રસરી ને ગજદરબારમાંથી આમંત્રણો આવવા લાગ્યાં.

એ વખતે વડોદરાની ગાદીપર ખંડેરાવ ગાયકવાડ હતા. તેમના બોલાવવાથી મૌલાબક્ષ વડોદરે ગયા. પણ ત્યાં તેને માલુમ પડયું કે નામદાર ગાયકવાડ સરકારે ફક્ત તેને પોતાના દરબારની શોભામાં વધારો કરવા બોલાવ્યો છે, નહિ કે તેની ગુણ ગ્રાહકતાથી. એક દહાડો મહારાજાએ તેને પૂછ્યું કે "તમે માત્ર ગવૈયા છો તો તમારે આ રાજ ચિન્હો શામાટે ધારણ કરવાં જોઇએ!" મૌલાબક્ષે કહ્યું કે આપ તો આ રાજ્યમાંજ આદરમાન પામો છો પણ વિદ્વાન તો આખી પૃથ્વીમાં આદરમાન પામે છે. આ દૃષ્ટિથી જોતા મને રાજચિન્હો ધારણ કરવાનો પૂરેપૂરો અધીકાર છે.

નામદાર ખંડેરાવ ગાયકવાડના દરબારમાં મૌલાબક્ષની પરીક્ષા લેવાઇ. હાઉસનુસેન અલીહુસને કન્હઇ ઇત્યાદિ ઇત્યાદિ મોટા મોટા ગવૈયાઓને બોલાવ્યા પણ મૌલાબક્ષના મુકાબલે કોઇ પણ ટકયો નહિ.

વડોદરામાં રહીને મૌલાબક્ષે સંગીત વિદ્યાની ખૂબ ઉન્નતિ કરી. એ વખતમાં જે જે ગવૈયા હતા તેઓમાં કાંઇકને કાંઇક દોષો તો હતાજ તેને દૂર કરવા માટે મૌલાબક્ષના તેઓ શિષ્યો બન્યા. મૌલાબક્ષે તેઓને શુદ્ધ સંગીત ભણાવીને તેઓને નિર્દોષ બનાવવાની તૈયારી કરી.

મનોહર, બરદે મિનાયા, ભોરસ્કર, જોશી પાટનકર લક્ષ્મણ આદી મૌલાબક્ષના શિષ્યો થયા ને સંગીત વિદ્યામાં ખૂબ જ્ઞાન મેળવ્યું. તેનાથી એક બે જણે તો સંગીત લીપીના નવા નવા કક્કા ચાલુ કર્યા.

મૌલાબક્ષ કલકત્તામાં સંગીત વિદ્યાના આચાર્ય જ્યોતિરિન્દ્રનાથ ઠાકુરને ઘેર ઘણા દહાડા મહેમાન તરીકે રહ્યા. તેણે મૌલાબક્ષની વાઇસરોય સાથે મુલાકાત કરાવી. વાઇસરોયની આજ્ઞાથી તે દિલ્હી દરબારમાં સામીલ થયો.

સંગીત વિદ્યામાં પ્રવિણતા દેખાડીને તેણે ઘણીજ કીર્તિ સંપાદન કરી ત્યાર પછી મહારાજા રામસીંહના આમંત્રણથી તે થોડા દહાડા જયપૂરમાં રહ્યો. ત્યાં પણ તેનો ખૂબ આદર થયો. ના. નીઝામે પણ તેની ગુણ ગ્રાહકતા કરી ખૂબ ઇનામો આપ્યાં.

મૌલાબક્ષને હવે માન અને ધનની કમીના રહી નહિ પણ જે વિશુદ્ધ સંગીતનો કોઇ સ્થાઇ પ્રબંધ થઇ જાય તો સારૂં એવી તેની ઇચ્છા હતી તે પૂરી કરવાનો વખત ન આવ્યો તેથી ઘણોજ ખેદ થતો હતો. આખરે ઇશ્વરની કૃપાથી તેની તે ઇચ્છા પણ પૂર્ણ થઇ. એ વખતે ના. સયાજીરાવ ગાયકવાડને ગાદી મળી હતી તે જ્યારે યુરોપની મુસાફરી કરી રાજધાનીમાં આવ્યા ત્યારે મૌલાબક્ષે તેને વાત કરી. મહારાજ સયાજીરાવે મૌલાબક્ષની પ્રાર્થના અનુસાર વડોદરામાં એક સંગીતશાળા કાઢી. આ સંગીતશાળા વડોદરામાં હજી પણ કાયમ છે.

ઈ. સ. ૧૮૯૬ માં મૌલાબક્ષ મૃત્યુ પામ્યા. મૌલાબક્ષનો મોટો પુત્ર મુર્તિજામાં પણ પ્રખ્યાત ગવૈયો છે. તે અત્યારે વડોદરામાં સંગીતશાળાનો અધ્યક્ષ છે. તેનો બીજો દીકરો લંડનમાં સંગીતવિદ્યાની ઉંચી પરીક્ષા પાસ કરી દરબારમાં સંગીતશાળાનો આચાર્ય છે.

# અમેરિકાનો પ્રસિદ્ધ વ્યાપારી—જૉન વેનેમેકર.

લેખકઃ—રા. રા. ત્રબકલાલ જીવરાજ જોશી.

અમેરિકાના પ્રસિદ્ધ વ્યાપારી જોન વેનેમેકરનો જન્મ ફીલેડેલ્ફિયા શહેરના એક ન્હાનકડા વિભાગમા ૧૧ મી જુલાઈ સન ૧૮૩૭ મા થયો હતો ત્હેના મા–બાપ ઈંટો બનાવવાનુ કામ કરતાં હતાં તે ઘણા મ્હેનતુ અને ગરીબ હતા. ચૌદ વર્ષની ઉમ્મર સુધી વેનેકરને પોતાના માબાપના કાર્યમા મદદ કરવી પડતી હતી અને બાકી જે થોડો ઘણો સમય મળતો હતો ત્હેમા તે પાઠશાળામા જઇને અભ્યાસ કરતો હતો આ પ્રમાણે ન્હાનપણમા ત્હેને બહુજ ઓછુ શિક્ષણ મળ્યુ અને ચૌદ વર્ષની અવસ્થામા બાપના મરણથી ત્હેને, પોતાની તથા માતાની જીવિકાને માટે, ૫૬૨ રૂપીઆના માસિક પગારથી, એક બુકસેલરની દુકાન પર નોકરી કરવી પડી આ દુકાન ત્હેના ઘરથી ચેએક કોસ દૂર હતી જૉનને એટલે દૂર બે વખત આવવુ જવુ પડતું હતું છતા પણ ત્હેને જરાએ આળસ થતી નહોતી, ને હમેશા કહેતો કે " મ્હારી બાલ્યાવસ્થામા મ્હારી માતા સ્વર્ગીય હાસ્યમા મ્હને ઉત્સાહ આપ્યા કરતી. થોડાક વર્ષ પછી ત્હેણે જોસેફ બેનેટની કાપડની દુકાન પર સંદેશા લઈ જનાર છોકરાની નોકરી બોતેર રૂપીઆના માસિક પગારથી સ્વીકારી. આ દુકાનના માલીક બેનેટે જોન બાળકના વિષયમા આવી રીતે લખ્યુ છે—જોન બાળક અત્યત મહત્વાકાક્ષી હતો. તે હમેશા મ્હને એમ કહ્યા કરતો કે હુ આગળ વધીને એક મહાન વ્યાપારી થઇશ ત્હેને બચપણમાં મદ્ય–પાન–નિષેધ–વિષયક કાર્ય બહુજ પસંદ હતુ અને બીજુ ત્હેણે અમારી દુકાનના અન્ય નોકરોને મદ્યપાનથી પરાવૃત્ત કર્યા. આ ન્હાના બાળકમા એ વિલક્ષણ ગુણ હતો કે કોઇ પણ કામ હોય તે ઘણુંજ સુન્દર અને નિયમસર પૂરૂં કરતો હતો

માબાપના સહાયતાથી જોન વેનેમેકરના ધાર્મિક વિચાર બચપણમાથીજ સારી રીતે વધી ગયા હતા એથી તે એજ દિવસથી અમેરિકની "યગ મેન્સ ક્રિશ્ચિયન એસોસિએશન" ના લોકોપયોગી કામોમા ઘણા પ્રેમની સાથે સહાયતા કરવા લાગ્યો ત્હેના કાર્યો સસ્થાને એટલા પસદ પડયા કે તે અત્યત લોકોપયોગી સસ્થાએ વેનેમેકરને પોતાની ફિલેડેલ્ફિયાની શાખા–સભાનો મુખ્ય મત્રી બનાવ્યો અને એક વર્ષના એક હજાર ડાલર પગાર આપવાનુ નક્કી કર્યું મત્રી થયા પછી ત્હેણે એટલા નવીન સભાસદ બનાવ્યા જેટલા કોઇ પણ મત્રીએ પહેલા બનાવ્યા નહોતા આ સમયે મિસ બ્રાઉનની સાથે વેનેમેકરના વિવાહ પણ થઇ ગયા મિસ બ્રાઉનના સદ્ગુણોથી અને મદદથી વેનેમેકરને પોતાના ભાવિ જીવનમા સારો લાભ થયો. જ્યારથી ત્હેણે કાપડની દુકાનમા નોકરી કરી ત્યારથી પોતાની ચોવીસ વર્ષની ઉમ્મર સુધી ત્હેણે પોતાની માતાનુ અને પોતાનુ ખાનગી ખર્ચ નિભાવીને સારા પૈસા એકઠા કર્યા. સન ૧૮૬૯ મા ત્હેની પાસે આશરે ૨,૦૦૦ ડાલર રોકડા હતા એ વર્ષમા ત્હેણે ઉક્ત સભાના મત્રી પદથી રાજીનામુ આપી દીધુ, અને પોતાના સાળા નેથન બ્રાઉનની સાથે ફિલેડેલ્ફિયા શહેરના સરિઆમ રસ્તાપર એક મ્હોટી દુકાન ભાડે લીધી. આ દુકાનની યોગ્ય ગોઠવણ કરવામાજ ત્હેને ઘણુ ખર્ચ થઇ ગયું અને નવીન માલ ખરીદ માટે ઘણાજ થોડા પૈસા બચ્યા. આ સમયે ત્હેની મધુર વાણીથી

લોકોનાં મન વશ કરી લેવામાં વેનેમેકર બહુજ પ્રસિદ્ધ હતો. આ પ્રકારે બજારમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરીને તે અગ્રિમ માલ ખરીદવાને માટે ન્યુયોર્ક ગયો. ત્યાં બધો દિવસ બજાર ફરીને હેણે ઘણાક વ્યાપારીઓને વશ કરવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ સફળ થયો નહિ, પણ બીજે દિવસે તે પોતાના પ્રયત્નમાં સફળ થયો. અને એક વ્યાપારીએ હેની પાસે જે રૂપીઆ હતા તે લઇને એક હજાર ડાલર મૂલ્યનું કાપડ આપ્યું અને આ પ્રકારે વેનેમેકરના કાપડનો સ્ટોર ઉઘડયો. વેનેમેકર અને બ્રાઉન કંપનીની તે વખતે એવી દરિદ્રાવસ્થા હતી કે વેનેમેકર પોતે બધું કાપડ એક થેલામાં લઇ આવ્યો. પહેલા દિવસના વેચાણમાં જે કંઇક રૂપીઆ આવ્યા હેથી બીજા બધાં આવશ્યક કામ છોડીને, હેણે સમાચાર પત્રોમાં પોતાની જાહેર ખબર આપી. વેનેમેકર જ્યારે ક્રિશ્ચયન એસોસિયેશનના મંત્રીનું કામ કરતો હતો ત્યારે નિયમિતતા અને મળતાવડાપણું વગેરે પોતાના કેટલાએક ગુણો લોકો પર પ્રકટ થઇ ચૂક્યા હતા. આ સમયે પણ વેનેમેકરના ઉક્ત ગુણોએ હેનો વૈભવ વધારવામાં ઘણી મદદ કરી. જે દિવસે કાપડની દુકાન ઉઘાડી તે દિવસે ચોવીસ ડાલરનું વેચાણ થયું; પરન્તુ વર્ષની આખરે અન્તમાં બધા માલનું વેચાણ ચોવીસ હજાર ડાલરથી પણ વધારે થયું. વેનેમેકરે પોતાના સ્ટોરમાં ભિન્ન ભિન્ન કપડાં રાખવાને માટે જુદી જુદી શાખાઓ ખોલી અને હંમેશને માટે એ નિશ્ચય કરી લીધો કે ગ્રાહકોને માલનું મૂલ્ય એકજવાર કહેવું ઉચિત છે. આગળના દશ વર્ષમાં હેનો વ્યાપાર એટલો વધ્યો કે હેણે પોતાના ભાગીદાર બ્રાઉનનો ભાગ પણ જુદો કરી આપ્યો અને દુકાનની જગ્યા પણ ઘણી વધારી. આ પ્રકારે મિ૦ વેનેમેકર ફિલેડેલ્ફિયા શહેરમાં મુખ્ય વ્યાપારી બની ગયો. આ સમયે અમેરિકાને બીજા રાજ્ય સાથે યુદ્ધ ચાલતું હતું. અન્ય વ્યાપારી સમજતા હતા કે આ લડાઇ બહુ બહુ તો માત્ર બે માસ ચાલશે; પણ વેનેમેકરે સમજી લીધું કે આ યુદ્ધ ઘણા દિવસ સુધી જારી રહેશે અને ફલાલીન તથા નીલ રંગનાં કપડાં આગળ ઉપર બહુજ મોંઘાં થશે. તેથી હેણે તે માલ જેટલો અધિક મળી શકયો તેટલો ખરીદી લીધો. આગળ જતાં ખરેખર તે કપડાંનો ભાવ બહુજ વધી ગયો અને વેનેમેકરને બહુજ લાભ થયો. યુદ્ધની વખતે, જ્યારે કે દેશમાં અશાંતિ અને ગરબડ મચી રહી હતી, ત્યારે વેનેમેકરે ઘણા ધૈર્ય અને શાન્તિની સાથે પોતાનું કામ જારી રાખ્યું. આ કાપડનો સ્ટોર ખોલ્યા પછી ચૌદ વરસે હેણે પચાસ હજાર ડાલર ખરચીને એક જાહેર સ્થાન ખરીદી લીધું અને ત્યાં પોતાના કપડાંનો સ્ટોર રાખ્યો. એ વિચિત્ર સ્ટોરની ભિન્ન ભિન્ન શાખાઓમાં ફરીને હેનો પ્રબંધ અને સાફસુફ જોવામાં આવે તો હેના ઉત્પાદક જૉન વેનેમેકરની કર્તવ્યશક્તિ અને સંઘટનશક્તિપર આશ્ચર્ય અને કૌતુક થયા સિવાય રહેશે નહિ. થોડા દિવસ પછી વેનેમેકરે ન્યુયોર્કના રટક માલનો ક્રયવિક્રય કરતારી એ૦ ટી૦ સ્ટેવાર્ટ નામક કંપનીને પોતાના હસ્તક કરી લીધી. આ કંપનીની સ્થિતિ પહેલાં ઘણીજ બુરી હતી; પરન્તુ વેનેમેકરે ત્રણ લાખ ડાલર ખર્ચ કરીને હેની સારી ઉન્નતિ કરી. સને ૧૯૦૬ માં હેનો ન્યુયોર્કનો વ્યાપાર એટલો વધ્યો કે હેણે સોળ ખંડની એક મહાન ભવ્ય ઇમારત કરાવી. વેનેમેકરે પોતાના વ્યવસાયમાં જેટલી સફળતા પ્રાપ્ત કરી હેનાં કેટલાંએક કારણો નીચે મુજબ આપીએ છીએ.

(૧) વેનેમેકરના સ્ટોરમાં અધિક ગ્રાહકો આવવાને માટે ગ્રાહકોની ગરજ અને પસંદગી નાપસંદગી ઉપર બહુજ ધ્યાન આપવામાં આવતું હતું. સ્ટોરમાં જે ગ્રાહક આવતા

હતા ત્હેને પસદ પડેલા કપડાનુ નામ એક રજીસ્ટરમા લખી લેવામા આવતું હતું માલ વેચનારા પ્રત્યેક નોકર સ્ટોરમા આવનારા સર્વ મનુષ્યોના માલના વિષયમા મત, અને માલ કેમ પસદ ન પડયો ત્હેનું કારણ, એક બુકમા લખી લેવાતું હતં તે સિવાય એક મ્હોટું રજીસ્ટર સ્ટોરમા રાખવામા આવ્યુ હતુ, જેમા વ્યાપાર–વૃદ્ધિને માટે જ્યાથી જે સુચના મળતી હતી ત્હેનું અનુકરણ કરવામા આવતું હતુ

(૨) માલ પસદ ન પડે તો પાછો લેવાનો નિયમ અમેરિકામા પહેલ વહેલા વેને મેકરેજ કર્યો તે સમયે અન્ય વ્યાપારીઓએ ધાર્યું કે આ નિયમથી વેનેમેકરને ખોટ જશે, પરન્તુ ત્હેમા ત્હેને કશો પણ ગેરફાયદો થયો નહિં. કિન્તુ તે એક અધિક મ ળતા જોઇને ત્હેના ગ્રાહકોની બહુજ વૃદ્ધિ થઇ

(૩) પોતાના વ્યાપાર અને સ્ટોરથી લોકોને જાણીતા કરવા માટે વેનેમેકર પ્રતિ વરસે જાહેરખબર આપવામા વધુ દ્રવ્ય ખર્ચતો ઉત્તમ ચરિત્રવાળા અને ગ્રાહકોના મન આક ર્ષિત કરીને વેચનારા નોકરોને શોધવામા હમેશા પ્રયત્ન કર્યા કરતો વેનેમેકરની દુકાનમા ઓછામા ઓછા દસ બાર વેચનારા એવા નોકરો હમેશા રહેતા હતા કે જે નગરના એક પ્રધાનથી પણ અધિક પગાર મેળવતા હતા

(૪) પોતાના સ્ટોરમા ત્હેણે જુદા જુદા માલની જુદી જુદી શાખાઓ નિયત કરી પ્રત્યેક શાખા પર માલ વેચવાની જવાબદારી રાખનારા એક એક પ્રવીણ કર્મચારી મુકરર કર્યા. અને આ પ્રકારના વિસ્તૃત સ્ટોરનું કામ, સુપ્રબંધની સાથે, ચલાવાનો આદર્શ વેને મેકરે પોતાના અન્ય વ્યવસાય બધુઓને પહેલ વહેલાજ બતાવ્યો વેનેમેકરના ભિન્ન ભિન્ન માલની પ્રત્યેક શાખા પર જે મુખ્ય કર્મચારી રહે છે તે પોતાની શાખામા ધારે તે સુધારો કરી શકે છે અને બારા મે માસ યુરોપ યા અમેરિકામા ફરીને મરજી પ્રમાણે માલ ખરી- દીને પોતાની શાખામા રાખવાનો ત્હેને પૂર્ણ અધિકાર રહે છે બધી શાખાઓના મુખ્ય અધિકારીઓને પોતાની શાખા વનેમેકર પાસેથી ભાડે લેવી પડે છે અને ત્યાર પછી પોતાનાજ પરિશ્રમ અને સાહસથી ત્હેને તે શાખા આ પ્રકારે ચલાવવી પડે છે કે જાણે પોતાનીજ દુકાન હોય. વર્ષની અતમા ફરી વેનેમેકર સાહેબ જુવે છે કે અમુક શાખામા લાભ થયો છે તો પછી તે શાખામા પહેલાનો અધિકારીજ કાયમ રાખે છે અથવા બીજો નવીન અધિકારી નિયત કરવામા આવે છે આ પ્રમાણે વેનેમેકરના સ્ટોરમા પ્રત્યેક નોક રની વૃદ્ધિ ત્હેના કામ પર અવલમ્બિત રહે છે. તેમ છતા ત્યાંના સઘળા નોકર માત્ર ભાર–વાહક થતા નથી કિન્તુ પોતાનીજ દુકાન સ્હમજીને તે ત્હેમની ઉન્નતિમા હમેશા ઘણા ઉત્સાહ અને પરિશ્રમથી લાગ્યા રહે છે.

(૫) મદદગાર ( Co-operation )ના તત્વપર વેનેમેકરનો પૂર્ણ વિશ્વાસ છે તેમ છતા પ્રતિ વર્ષ ત્હેને જે આધિક લાભ થાય છે, તે સર્વ તે પોતાના નોકરોને ત્હેમના કામના પ્રમાણમા વ્હેચી આપે છે એક વર્ષ તો ત્હેણે પોતાના એક લાખ મિલિયન ડાલરનો લાભ પોતાના નોકરોમાંજ વહેચી આપ્યો. વેનેમેકરે પોતાના નોકરોને માટે એક સેવિંગબેંક, એક ઉપયોગી સસ્થા અને એક પુસ્તકાલય ખોલીને ત્હેમને સારી હાલતમા રાખવાનો અને શિક્ષણ આપવાનો પ્રયત્ન કર્યો છે.

સન ૧૮૮૮માં અમેરિકાના પ્રેસિડેન્ટ ચુનેની હલચલમાં વેનેમેકર અગ્રેસર થયો હતો. તે વર્ષમાં જ્યારે હૅરિસન સાહેબ પ્રેસિડેન્ટ થયા ત્યારે ત્હેમણે વેનેમેકરની યોગ્યતા અને કાર્યદક્ષતા જોઇને ત્હેમને પોસ્ટ માસ્તર જનરલના મહત્વપૂર્ણ પદ પર નિયુક્ત કર્યો. તે જગ્યાએ રહીને વેનેમેકરે પોસ્ટ વિભાગમાં અનેક આવશ્યક સુધારા કર્યા અને ઘણાંએક ઉત્તમ કાર્ય કરીને ત્હેમણે સર્વ પ્રકારના લોકોમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. આજકાલ વેનેમેકર પોતાની વિજ્ઞાપન આપનારા મેનેજરને પોસ્ટ માસ્તર જનરલથી પણ અધિક પગાર આપી રહ્યો છે.

વેનેમેકરના આ સંક્ષિપ્ત ચરિત્રથી વાચકોને માલૂમ થયું હશે કે નિશ્ચયી પુરૂષનો બધી જગ્યાએ કેવો વિજય થાય છે. અદ્યાપિ પર્યંત તે લક્ષાધીશ છે તોપણ ત્હેણે જુગાર રમીને અગર લુચ્ચાઇથી લેશ પણ પ્રાપ્ત કર્યું નથી. ત્હેણે વ્યાપારમાં અનેક નવીન કલ્પનાઓ અને નૂતન વિચાર–પરંપરાઓ કરવામાં જરા પણ કમર રાખી નહોતી. ત્હેણે એક વાત આખા જગત્‌ને જણાવી દીધી કે ઉદ્યોગ અને દૃઢ નિશ્ચયથી પોતાની મહત્વાકાંક્ષા સિદ્ધ કરવામાં પોતાનું તન–મન–ધન લગાડીને એક અશિક્ષિત ગરીબ પુરૂષ લક્ષાધીશ કેવી રીતે થઇ શકે છે. પીસનાળીસ વર્ષ પહેલાં ત્હેની પાસે માત્ર એક એકર જમીન હતી; પરન્તુ હાલ માત્ર ત્હેના સ્ટોરથીજ ચોરાશી એકર જમીન ઘેરી લીધી છે. ન્યૂયોર્ક અને ફિલેડલ્ફિયાની ત્હેની બે દુકાનોમાં આડત્રીસ લાખ-ડાલરના માલનું વેચાણ દર વરસે થાય છે. પ્રત્યેક શાખા પર જુદા જુદા વિષય નિયત કરીને માલ વેચવાની યુક્તિ તો હવે આખા અમેરિકામાં ફેલાઇ ગઇ છે.[1]

---

## ઇંગ્લાંડના મહાન પુરૂષોની સ્મશાન ભૂમિ.*

લેખકઃ—રા. રા. મહાશંકર ઇન્દ્રજી દવે—રાજકોટ.

લગભગ છસો વર્ષથી ઇંગ્લાંડમાં સર્વથી પવિત્ર દેવાલય વેસ્ટ મિનિસ્ટર એબિ (West Minister Abboy)નામનું મહાલય મનાય છે. હમણાં સુધી તેની જમીનમાં ઇંગ્લાંડના અનેક રાજાઓ, વીરો, વિદ્વાનો અને કવિઓના મૃત શરીર દાટેલ છે. હાલ આ વિસ્તૃત કબરસ્તાની કોઇ પણ જગ્યા એવી નથી કે જ્યાં કોઈ બીજી વ્યક્તિને દાટી શકાય.

આ મહાલય પ્રદેશમાં પ્રવેશ કરતાંજ મનુષ્યનું હૃદય આદર અને શ્રદ્ધાથી પરિપૂર્ણ થઇ જાય છે. મહાલયની ઇમારત મોટી આલીશાન છે, તેમાં લાખો રૂપિયા ખર્ચાયા છે, છતાં તેમાં સુંદરતા તેટલી સારી નથી, એ ઇમારતના કેટલાક વિભાગ પડેલા છે. તેમાં ઇંગ્લાંડના એવા સપૂતોની કબર તથા, મૂર્તિઓ છે કે, જેણે પોતાના નાના સરખા દેશને સંસારમાં ઉચ્ચતર તથા શક્તિશાલી બનાવ્યા છે, જેનાં કાર્યોથી ઇંગ્લાંડની કીર્તિ આધુનિક દુનિયામાં ચારે તરફ વ્યાપી રહી છે, આ ભૂમિમાં ઇંગ્લાંડના એવા વીરો નિવાસ કરી રહ્યા છે કે જેણે પોતાની જન્મ ભૂમિની નૌકાનું સુકાન પકડી તેને મોટા તોફાનોથી બચા-

---

1 ચિત્રમય જગતના સન ૧૯૧૨ ના ૧૦ મા અંકને આધારે.

* હિંદી માસિક સરસ્વતીના ફેબ્રુવારી માસના મિ. જગન્નાથ ખન્નાના લેખનો અનુવાદ.

વેન છે—તેને આદરણીય તથા ઉચ્ચ બનાવવામાં પોતાનું જીવન વ્યતીત કર્યું છે. અહીં કેનિંગ પીત, પીટ, ફૉક્સ ગ્રેટન, તથા મેકન્સફીલ્ડ જેવા વીર શાન્તિથી શય્યાપર સુઇ રહ્યા છે. એમ્ન્સફીલ્ડ તે છે કે, જે પોતાના પ્રયત્નના બળથી એક નાના ગરીબ ઘરમા પેદા થઈ દેશની મોટી પદવીએ પહોચ્યો હતો. તેની મૂર્તિ તથા કપાળની ઉંચી રેખા પરથી માલુમ પડે છે કે તેણે સફળતાની પ્રાપ્તિ માટે કેટલાં કષ્ટ ઉઠાવ્યાં હતા જે ભૂમિ ભાગમા તેની મૂર્તિ છે તેમા જ લોર્ડ ક્લાઇવ, વોર્ન હેસ્ટીંગ્સ તથા હિંદને બ્રિટિશ રાજ્યમા મેળવનાર બીજા અનેક પુરૂષોની કબર છે.

જે વિભાગમા ક્લાઇવ વગેરેની સમાધિઓ છે તેની પછી જમણી બાજુએ એક મોટી દાલાન છે, તે દાલાનની આસપાસ પણ બીજા પ્રખ્યાત પુરૂષોના સમાધિ સ્થળો છે. આ એવા મહાત્મા જનોની મૂર્તિઓ છે કે જેના કાર્યોનું સ્મરણ કરતાજ હૃદયમા અપૂર્વ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અહીં પ્રાણીવિદ્યામા અત્યંત ફેરફાર કરનાર પ્રસિદ્ધ વિજ્ઞાનવેત્તા ડાર્વિનની સમાધિ છે, અહીં જ્યોતિશાસ્ત્રને નવીનરૂપ આપનાર આચાર્ય આઇઝેક ન્યુટન દટાયેલ છે, અહિં પ્રસિદ્ધ વિદ્વાન બેન-જોન્સન, રેલ-એન્જિન શોધનાર સ્ટિવન્સન, આફ્રિકામા પ્રસિદ્ધ થનાર લિવિંગ્સ્ટન અને ઇંગ્લાંડના મહા કવિ વર્ડ્ઝવર્થ, કિંગ્સલે અને આર્નોલ્ડ સૂતા છે. અહિ બળવાના સમયમા હિંદમા વીરતા બતાવનાર વીર હેવલોક, ઔટ્રામ અને લૉરેન્સ તથા અનેક પ્રસિદ્ધ ચિત્રકાર, કવિ, લેખક ડોક્ટર અને ભિન્ન ભિન્ન પ્રકારની દેશ સેવા કરનાર દેશ-પ્રેમી પુરૂષ સમાધિમા લીન છે. આ સ્થાન ધ્યાનપૂર્વક જોયા પછી ઇંગ્લાંડના ભૂત કાલિન ઇતિહાસપર વિચાર કરવાથી સ્પષ્ટ જણાય છે કે, આ દેશ આટલો બધો શક્તિશાલી અને ઉચ્ચ કેવી રીતે બન્યો? અહિની મૂર્તિઓ જોવાથી ઇંગ્લાંડના ભૂતકાલિન પોશાક તથા રીતિ-રિવાજથી વર્તમાનકાલિન પોશાક તથા રીતિ-રિવાજ કેટલો જુદો પડે છે, તે સ્પષ્ટ વિદિત થઈ જાય છે

આની પછી એક બીજું જુદું સ્થાન છે, ત્યા ઈંગ્લાંડના કવિઓની સમાધિ છે ઇંગ્લાંડના અન્તિમ અને સર્વ શ્રેષ્ઠ કવિ ટેનિસન અહિ દટાયા છે કોઇ કોઇ કહે છે કે ટેનિસનની પ્રતિભા શેક્સપીઅરની પ્રતિભાથી ઓછી ન હતી.

આ સ્થાનપર અંગ્રેજી-ભાષાના આદિ-કવિ ચોસરની સમાધિ છે. ટેનિસનની પાસેજ તેનો સાથી બ્રાઉનિંગ પણ સૂતો છે તે ઇંગ્લાંડમા બધાથી ઉત્તમ વિચારશીલ કવિ થઇ ગયો છે. એક તરફ અમેરિકાના પ્રસિદ્ધ કવિ લૉંગફેલોની રૂઆબદાર મૂર્તિ દિવાલને અડકીને ઉભી છે. આ કબરસ્તાનમાં કેવળ આ એકજ વિદેશી નજર આવે છે. તેની કવિતામા મધુરતા તથા સુંદરતા છે તે કારણથીજ અંગ્રેજોએ તેને પોતાના દેશના કવિઓની વચમા સ્થાન આપેલ છે વિદેશી કવિઓમા અહીં એજ વિદેશી કવિની કવિતા બધા વધારે પસંદ કરે છે.

તેની પડખે કવિ ડ્રાઇડનની મૂર્તિ છે. તેની પાસેજ બારણાને અડીને સર વૉલ્ટર સ્કૉટની હસમુખી તથા દયાસૂચક મૂર્તિ ઉભી છે, તેના મસ્તકની ઉંચાઇથી માલૂમ પડે છે

કે, આ પુરૂષ કેટલો વિદ્વાન હતો. થોડેક દૂર સ્કૉટલાંડના પ્રસિદ્ધ કવિ બર્ન્સ, તથા ત્યારપછી બીજા કવિઓની મૂર્તિઓ છે, તે મૂર્તિઓ પરસ્પર ચહેરાની સમાનતાથી ઓળખી રહી છે. તેની પાસેજ ડિકન્સ, ટેકરે, તથા મેકોલે છે. સાંભળવા પ્રમાણે મેકોલેને પોતાના લેખ લખતી વખતે આ વાતનું જ્ઞાન હતું કે મરણ પછી તે વૅસ્ટમિનિસ્ટર એબેમાંજ દટાશે. આ કારણથી તેણે પોતાના લેખોમાં કોઇ કોઇ જગાએ આ કબરસ્તાન વિષે થોડું ઘણું લખ્યુ છે. ખરેખર! મોટા આદમીઓને પોતાનું ભવિષ્ય આગળથીજ માલમ પડે છે.

આ પછી એક દાલાન એવી છે કે જ્યાં ઈંગ્લાંડના રાજાઓ તથા રાણીઓની સમાધિ છે. પોતાના સમયમા સૌથી સુન્દર તથા વીર રાણી મેરી પણ અહીં દટાઇ છે. ૪૪ વર્ષની ઉમ્મરમા તેને પરમ ચતુર તથા રાજનીતિન રાણી એલિઝાબેથે ફાંસીએ ચઢાવી હતી. મેરીની સમાધિ તેના પુત્ર પહેલા જૅમ્સે બનાવી હતી. તેની મૂર્તિથી સ્પષ્ટ માલૂમ પડે છે કે તે બહુ ઉદાર અને સુન્દર હતી, આગળ ચાલતાં રાણી એન તથા રાજા તૃતીય વિલિયમની રાણી મેરીની મૂર્તિઓ છે. રાણી મેરીની પાસેજ રાજા તૃતીય વિલિયમ પણ દટાયેલ છે. રાજા તૃતીય વિલિયમ કદમાં બહુ નાનો હતો, અને તેની રાણી તેનાથી ઘણી લાંબી હતી, તે કારણથી મૂર્તિકારે રાજાની મૂર્તિને રાણીની મૂર્તિ પાસે એક દિવાલપર ઉભી કરી છે, આથી રાજા-રાણી બનેનાં કદ બરાબર જણાય છે. આથી આગળ સ્ટુઅર્ટ-વંશના ૩૮ વીરોની સમાધિઓ પાસે પાસે છે, તેમાથી કોઇ રાજા, કોઇ પુત્રી અને કોઇ સૈનિક હતા. ઘણો કાળ વિતી જવાથી આ લોકોની કીર્તિ હાલ વિસ્મૃત થઇ ગઇ છે. પણ પોતાના સમયમાં તે બધા મોટા પ્રસિદ્ધ વીર હતા.

આ પછી એક બીજી દાલાન છે, તેના દ્વારપર "સપ્તમ હેન્રી" એમ લખેલ છે. તે સમયના શિલ્પકાર ઘણા ચતુર હતા, તેણે અહીં મોટી સુન્દર મૂર્તિઓ બનાવી રાખી છે. રાજા હેન્રીની મૂર્તિ ઘણી રોનકદાર છે, પોતાના સમયના રાજસી આડમ્બરથી તે સજી છે. તેની પાસે તેની રાણીની મૂર્તિ છે. બને મૂર્તિઓ પોતપોતાની સમાધિ ઉપર છે, રાજાની સમાધિપર તેની અંતિમ ઇચ્છા ખોદી છે. તેને કેવી રીતે દાટવો કે "રાજોચિત સમ્માન સહિત, પરંતુ કોઇપણ આડમ્બર વિના"

આ પછી પ્રજાપક્ષના ક્રોમવેલ, બ્લેક તથા આયર્ટનની સમાધિઓ છે, પાસેજ વિદ્વાન તથા વેદાન્તિ રાજા પ્રથમ જેમ્સની કબર છે. તેણે પોતાને માટે પોતાની કોઇ મૂર્તિ બનાવવા દીધી નથી. તેની પછી બકિંગહામના ડ્યૂક વિલિયમની સમાધિ છે. આ સમાધિ એવીજ વિશાળ, વિચિત્ર અને સુન્દર છે કે જેવો તે ડ્યૂકનો ઇતિહાસ. પાસેજ વીર રાજા દ્વિતીય વિલિયમની સમાધિ છે. યુદ્ધભૂમિમાં પોતાની સેનાનું પોતેજ સેનાપતિ પદ ધારણ કરનાર આ રાજા ઇંગ્લાંડમા છેલ્લોજ છે. આની પછી એક એવો ખુણો મળે છે કે જ્યાં કેટલાક રાજકુમારોનાં હાડકા પડયાં છે, આ બધા રાજકુમારો લંડનના પ્રસિદ્ધ બુર્જ (Tower)માં નિર્દયતાથી માર્યા ગયા છે.

આગળ ચાલતાં ઇંગ્લાંડની બધાથી પ્રસિદ્ધ રાણી એલિઝાબેથની સમાધિ મળે છે. તેના રાજ્યકાળમાં ઇંગ્લાંડના ગૌરવ અને મહત્વના સમયનો આરંભ થયો. તેના કારભારમાં

ઈંગ્લાંડમાં પ્રસિદ્ધ કવિ શેક્સપિયર તથા પ્રસિદ્ધ વીર ડ્રેક થયા હતા, તેના ચહેરામાં વીરતા, ચતુરતા તથા દઢતાનો ભાસ ઝળકી ઉઠે છે. યદિ સ્પેનના રાજાએ તેને દેખી હોત તો તે કોઇ વખતે પણ ઈંગ્લાંડપર ચઢાઇ ન કરત. તેનુ બાજ પક્ષીના નાક જેવુ સુંદર નાક અને દઢતાથી બંધ થયેલા હોઠોથી સુચિત થાય છે, કે, તેની ધનપર કેટલી પ્રીતિ હતી ? પોતાના પ્રેમિયો સાથે તે આટલી બધી આકઢાઇ કેમ કરતી હતી ? તથા તેની પ્રજા તેના પર એટલો બધો વિશ્વાસ કેમ રાખતી હતી ? તેના આચાર વિચાર તેના ચહેરાપરથીજ જણાઇ આવે છે. આ રાણી પોતાનુ બધું જીવન પ્રેમ કરવામાંજ વીતાવી અન્ત સુધી કુમારી રહી.

આ પછી આ મહાલયનો બધાથી જુનો તથા પવિત્ર ભાગ મળે છે. અહીં પ્રાચીન રાજાઓની વચમા ધાર્મિક તથા મહાત્મા રાજા એડવર્ડ ( Edward Confesser ) દટાયેલ છે. તેનું મૃત-શરીર એક મન્જૂકમા બંધ કરી સમાધિ ઉપર રાખ્યુ છે, નીચે સમાધિની ખાલી જગામા બહુમૂલ્ય રત્નો રાખેલ છે આ રાજાની સમાધિ સામે કેટલીક વખત દેશના જૂદા જૂદા ઠેકાણેથી યાત્રાળુઓ આવીને માથુ નમાવતા હતા, તથા સમાધિની માટીને પોતાના માથાપર મુકી પોતાને ધન્ય સમજતા હતા, શુભ-ભાવનાથી યાત્રાળુઓ સમાધિના પત્થરોને પણ ધીમે ધીમે ઉઠાવી લઇ ગયા છે, આ કારણથી હાલમા એ બહુ ઉજડ છે. દેવાલયનો આ વિભાગ લગભગ સન ૧૨૫૦ માં બન્યો હતો. અહીં તે રાજાની પાસેજ બીજા પણ કેટલાક જુના રાજા દટાયલા છે. એ રાજાઓનું એવું માનવું હતું કે દૂર રહેવાથી મૃત શરીરને ચમત્કૃત ધસડી જશે નહિ. તેથી તેઓ પાસે પાસેજ દટાયા છે. એજિનકોર્ટના યુદ્ધમા વિજય મેળવનાર પ્રથમ હેન્રી પણ અહીજ દટાયો છે. તેની સમાધિ પાસે બરછી તથા શિરસ્ત્રાણ રાખેલ છે. આ રાજાએ તેજ શસ્ત્રોથી યુદ્ધ કરેલ છે. તેની પાસે રાજા ત્રીજા એડવર્ડની રોફદાર તથા લાંબી દાઢીવાળી મૂર્તિ છે, તેની પાસેજ તેનો ઉત્તરાધિકારી પ્રપૌત્ર, દાઢી મૂછ વિનાનો બીજો રિચર્ડ દટાયલો છે.

અહીંથી પાસેજ એક વિચિત્ર તથા ઐતિહાસિક પદાર્થ દષ્ટિમાં આવે છે. આ એક જુની ખુરશીપર રાખેલ ચોરસ પત્થરનો ટુકડો છે, આ પવિત્ર પત્થરપર બેસાડીને સ્કોટલાંડના રાજાઓનો રાજ્યાભિષેક કરાતો હતો. ૬૦૦ વર્ષ પહેલાં જ્યારે ઈંગ્લાંડના રાજા પ્રથમ એડવર્ડે સ્કોટલાંડપર આક્રમણ કર્યું હતું, ત્યારે આ પત્થર લુંટી પોતાની સાથે લેતો આવ્યો હતો, ત્યારથી આજ સુધી ઈંગ્લાંડના દરેક રાજાને અભિષેક વખતે આ પત્થરપર બેસાડ્યા છે. કહેવાય છે કે પ્રસિદ્ધ ખ્રિસ્તી મહાત્મા જેકબે આ પત્થર પર માથુ રાખી સ્વપ્ન જોયું હતું. વિજ્ઞાનવેત્તાઓનો મત એ છે કે આ પત્થર સ્કોટલાંડનો છે તથા તેમા રેતીનું પ્રમાણ વિશેષ છે. આ પત્થરનો બહુ બંદોબસ્ત રખાય છે, તોપણ તે પર કોઈ બાળકે પોતાનું નામ કોતર્યું છે. આ બાળક વિદ્યાર્થિએ પોતાના મિત્રો સાથે શરત કરી કે " હુ તે પત્થર પર અવશ્ય સુઇશ " આ વાતને સિદ્ધ કરવા માટે પોતે તે પત્થર પર પોતાનુ નામ કોતર્યું છે.

આ સર્વ ઈંગ્લાંડનો બધો ઇતિહાસ આ મહાલયમા મોજૂદ છે.

# वार्त्ता लहरी

## તારાનું હાસ્ય.

લેખક—રા. રા. હરીપ્રસાદ કીરપારામ ઠાકોર.

બાપે ચાર પાંચ લાખની સંપત્તિ મેળવી રાખી હતી એટલે મધુકર ગણિતના ઐચ્છિક વિષય સાથે એમ. એ. મા ફર્સ્ટ ક્લાસમાં પાસ છતાં પણ કોલેજમાં કે બીજી જગ્યાએ નોકરી લે નહિ તેમા શી નવાઈ! ગામ બ્હાર મોટો ભવ્ય બંગલો, બે ઘોડાની ગાડી, મોટર, અવિવાહિત સ્થિતી, અને સર્વથી ઉપરાંત, માથે કોઇનો દાબ નહિ! આવી સ્થિતિ બીજા કોઇની હોત તો તે જરૂર ધોળે દહાડે મશાલ બાળત પણ મધુકર તો પરોજ વિચિત્ર! ગાંડાની પેઠે રાતના દીપકો—તારામંડળનું નિરીક્ષણ કરવામાંજ તે વખત ગુમાવતો. રાત્રે દુરબીન પાસે કલાક બે કલાક ગાળવાનો તેનો નિત્ય-ક્રમ થઈ પડયો હતો. તેણે ખગોળ વિદ્યાનો સતત્ અભ્યાસ રાખ્યો હતો અને બંગલાના ધાબા ઉપર ન્હાનકડી વેધશાળા પણ તૈયાર કરી હતી.

૧૯૧—ના જાન્યુઆરીની વાત! કદી કદી વાદળ થતાં હતાં તોપણ રાત્રે કવાચો થતો ત્યારે છતી નભ-મંડળનું એક વખત તો અવલોકન કરવાનુંજ એવો મધુકરે નિયમ કર્યો હતો. તેજ પ્રમાણે આજ પણ રાત્રે આંખ ઉઘડતા વિજળીનું બટન દાબી ઘડીયાળ તરફ નજર નાંખી તો બારને દસ થઇ હતી. ઝટ લઇને અંગ ઉપર ગરમ ઓવરકોટ નાંખી ચક્કર લોખંડી જીનોપર ચડ્ચડ્ ચઢી તેની ન્યારી વેધશાળાના ધાબા ઉપર આવી.

સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય હતું. મધુકરનો બંગલો ઉંચી ટેકરી ઉપર હતો. રાજમાર્ગ ઉપરના વિજળીના દિવાના પ્રકાશથી આકાશ દૂર ચળકતું હતું. વાંકીચુંકી વળા વ્હેતી નદી તારાના ઝાંખા પ્રકાશમા ઝુથી નાંખતી તેજરેખા જેવી દેખાતી હતી. ગત્રે, કામ કરતી મીલોના ધુંગળામાથી નીકળતી ઝાખી ઝાળો અને દુધેશ્વર તરફ બળતી ચિતાઓના ગતા તેજથી રંગાયેલું આકાશ, રાત્રીના અંધકારમા ભાત પાડતાં હતાં.

પણ ખરી શોભા પૃથ્વી ઉપર નહિ પણ નભ-મંડળમાં હતી. કાળી ઘોર રાત! પણ કાળી-ઘોર પૃથ્વી ઉપર!—નીચું જોઇ ચાલનારને! આકાશમાં તો આજ દિવાળી હતી. આકાશનો ભવ્ય વિસ્તાર અનંત તેજના ગોળાથી દીપતો હતો. પ્રચંડ મહા-સૂર્યો પોતાના અદૃશ્ય પરિવારસહ અનંતમાં-કલ્પી પણ ન શકાય તેટલાં વેગથી, કૂંડલે માર્ગે, ભ્રમણ કરતા હતા. હજારો વર્ષ પ્હેલાં ઠરી ઠંડા પડી ગયેલા સૂર્ય,—પાયમાલ થયેલા જાગિરદાર પ્રમાણે—ફક્ત બ્હારના તેજ-થી ઝગઝગતા હતા. તેજ વેચનારા વેચાતા લેનારા વ્યવહારમાં ગુંથાયેલી તારા-રમણીઓનો મેળો-આકાશગંગા મધ્ય પ્રદેશમાં પથરાઈ હતી. ફક્ત કાવ્યમય હૃદય ઉપર આપ-ધાન કરી અંતર્વીણાને કંપિત કરનારા, તારાઓના કંઠમાંથી સહજ નીકળનારા ગીત ધ્વનિનો આલાપ અંતરિક્ષમાં ફેલાતો હતો.

અરસિકને પણ ક્ષણભર ચકિત કરી નાખનારા, માનવજાતિની નિર્બળતા તથા વિશ્વની અનંતતાની, એકદમ સાક્ષી પૂરી, અંતઃકરણમાં ડસાવનારા આ દેખાવને જોઈ મધુકર ફક્ત દિગ થયો નહિ. આ દિવ્ય-મૂર્તિઓનો વધારે પરિચય થાય, તેમની ગતિ તથા કટાક્ષનું અપૂર્વ જ્ઞાન થાય, એકાદી તારા રમણી મગનમાં ઓચિંતી ઝબકે તો બીજા લોકો કરતાં તેને પ્હેલાં હૃદયની માલિક કરાય,–આવા હેતુથી તેણે પોતાનું દુરબીન મજબુત કરી આ તારા રમણીના જૂથનું બારીક નિરિક્ષણ કરવાની શરૂઆત કરી.

જોતાં જોતાં મધુકર ભાન ભુલ્યો. તારા-લલનાઓ મનહર નૃત્ય કરતી કરતી, ધીમે ધીમે, પશ્ચિમના ગુપ્ત દરવાજા તરફ ચાલી હતી. એટલામાં નીચેના ખંડમાંના ઘડીયાળના ત્રણના ટકોરા પડ્યા.

'વાહ! વાહ! મેં તો આજ અહીં સારોજ વખત ગાળ્યો તો.' એક અને બેના તો ટકોરાજ સાંભળવામાં ન આવ્યા. ચાલો બહુ થયું હવે' એમ કહી મધુકરે એક બે મોટાં બગાસાં ખાધાં અને આળસ મરડી પાસેની આરામખુરશી ઉપર શરીર નાખ્યું ને ઉંચે જોવા લાગ્યો.

(૨)

ક્ષણમાં મધુકરે આંખ તાણી અને નજર સ્થિર અને ઝીણી થઈ આવેલો પદાર્થ જોવા લાગી, હૃદય પૂર્વે કદી ન અનુભવેલા એવા આનંદથી ધડકવા લાગ્યું કે હૃદયમા ન માતાં તે આનંદને મોટેથી બુમ પાડી બ્હાર નીકળવા દેવો એવું તેને લાગવા માંડ્યું. આકાશ ગંગાના તારા જૂથમાં આકાશનું ભૂરું વસ્ત્ર બાજુએ સરકેલી એક નવો હીરો, પોતાનું રમણીય વદન દેખાડતો હતો.

'નવલ રમ્યા તારા ધીરી ધીરી હસે નીલ ગગને.'

'વાહ! વાહ! કવિ તદ્દન ખરૂં' એમ બબડતો તારાના સૌંદર્યથી મત્ત થઈ મધુકર તેના તેજનું ઝીણી આંખોવડે પાન કરવા લાગ્યો. આ અપૂર્વ શોધ જે તારો આજ સુધી કદી દેખાયો ન્હોતો તે શોધી કહાડવાનું અપૂર્વ માન-આપણને મળ્યું. તારો નવો એમા કાંઈ સંશય નહિ. તારાપર ઉપર નજર નાંખવાની પણ જરૂર ન્હોતી. મન માન્યા પૈસા ખર્ચી, લક્ષ્મી પુત્ર મધુકર ખગોળ શાસ્ત્રની તાજામાં તાજી ખબરો મેળવતો હતો. આવા અતુલ તેજથી ચમકતો તારો આકાશ-ગંગાના ભર્ગ-જૂથમાં કદી કોઈએ જોયો ન્હોતો. વધારે શા માટે! હાલજ એટલે ૨૪ કલાક પ્હેલાંજ ગુપના મધુકરે લીધેલા ફોટોમાં અનંત ન્હાના બારમી પ્રતિના તારા પણ જણાતા હતા, પણ આ તારો તેમાં ન્હોતો. તરતનોજ નિર્માણ થયેલો, નરી આંખેજ પ્હેલી પ્રતિનો,–આથના તારા જેવડો મોટો,– તારો. તેજમાં ને આકારમાં ક્ષણક્ષણમાં વધતો હતો.

મધુકર આનંદમાં મલકાતો મલકાતો બોલ્યો—'નવલ તારા! નવલ તારા! બીજા કોઈએ મારી આ નવલ તારા જોઈ હશે કે?'

મધુકર એમજ જોતો બેઠો. સવારના પાંચ વાગ્યા. આકાશમાંથી તારા લોપ થવા લાગ્યા. મધુકર હતાશ થયો અને નિરૂપાયે નીચે જઈ સુતો તે બારમા દશ વાગતે ઉઠ્યો.

(૩)

બારી ઉઘાડી મધુકરે બ્હાર જોયું તો પીળચટ્ટા રંગના ધુમ્મસથી બાજુનો સર્વ પ્રદેશ છવાઈ ગયો હતો. જ્યાં ત્યાં ધુમ્મસ શિવાય બીજું કાંઇ જણાતું ન્હોતું. આ ધુમ્મસ શાથી થયું તે પણ સમજાતું ન્હોતું. બીજા પદાર્થ અને દ્રષ્ટિ વચ્ચે જાણે અંધકારનો પડદો નાંખ્યો ન હોય એમ લાગતું હતું. થોડા સમય પ્હેલાં જ્યાંથી કેટલા માઇલ ઉપરનો રેલ્વેનો પુલ જણાતો હતો ત્યાંથી હમણા નીચેનાં બાગનાં ઝાડ પણ ન્હોતાં જણાતાં.

અર્ધોએક કલાક પછી મધુકર નીચે ઉતર્યો. ધુમ્મસનો રંગ હવે નખોડી જેવો થયો હતો ને આખા બંગલામાં તે વ્યાપી ગયું હતું. વિજળીના દિવાનું તેજ પણ નિરૂપયોગી જેવું થઇ પડ્યું હતું. ઘરમા મધુકરની એકનીએક બ્હેન તારા, રાંધનારા જમના મા, એક કામ કરનારી અને ત્રણ નોકરો એટલાં માણસો હતાં.

ક્ષણેક વીતી એટલામા તારા મધુકરના ખંડમાં આવી અને ભયતાન્ આંખે તેના સામુ ટગરટગર જોઇ રહી. થોડા વખત પછી તે ધડકતા સ્વરે બોલી 'આ શું મોટા ? આ ધુમાડો શાનો ? મને તો આમાં કાંઇ ભુતચાળો લાગે છે. ચોગરદમ ધુમ્મસ ધમચોળ થઈ રહ્યા છે. તમે મોટા વિદ્વાન છો તો કહો આ ધુમ્મસ શાનું છે ?'

બ્હેનને કાંઇ ઉત્તર ન આપતાં હાથમાંના પત્ર નીચે મુકી મધુકર બાગમાં ગયો અને આપતેમ ફરવા માડ્યું. પછી પોતાનાજ મન સાથે બબડ્યો 'હીરે ! આ તો કાંઇ ચમત્કારજ લાગે છે. આવું ધુમ્મસ પડ્યાનું તો કદી વાંચ્યું એ નથી.'

મધુકરની પાછળ આવેલી તારા બોલી 'અને ભાઇ આ કાંઇ ધુમ્મસ નથી, કંઇ બારીક આવેલી ધુળ જેવી રાખના રંગની ભૂકી જણાય છે !' એમ કહી તારાએ પોતાનો છેડો તેના હાથ ઉપર ખંખેરી બતાવ્યો.

મધુકરે પાસેના પુતળા ઉપર આંગળી ફેરવી તો ખરેખાત રાખ જેવા રંગની ભુકીથી હાથ મેલો થયો.

તારા ભયભીત સ્વરે ફરી બોલી 'ભાઈ ! મારા ગાલ ઉપર જુઓ, એજ ધુમ્મસ ! અરે પણ આ છે શું ?'

મધુકરે વિચારયુક્ત મ્હોડું કરી કપાળે કરચળીઓ વાળી, ને કાંઇજ બોલ્યો નહિ.

આમજ વળી કાંઇ વખત ગયો. બધાં અન્દર જમવા ગયા. બહાર અંધકાર હતો તેના કરતાં ઘરમાં તો કેટલો વિશેષ ! દિવાની આસપાસ ફક્ત હાથ બે હાથનું વર્તુળજ જણાતું હતું. બાકી બધે અંધકાર ! કોઇ પણ ચીજને હાથ લગાડતા હાથે રાખીઆ રંગની ધુળ લાગતી.

(૪)

બે વાગતાને સુમારે તો જ્યાં ત્યાં ગાઢ તિમિર થઇ રહ્યું.

'ક્યાંથી આ પીડા આવી !' મધુકર બોલ્યો 'આજ હું મોટરમા બેસી કોલેજની વેધશાળામાં જવાનો હતો. તારા ! કાલ મને ત્યાંથી જેરીજ એક બીજી તારા જડી !'

'શું કહો છો ? નવી તારા ?' આશ્ચર્ય ચકિત મુદ્રા સહિત તારા બોલી 'પણ ભાઈ ! આજ બહાર જશો નહિ બા !'

'હા, હું જવાજ બેઠો છું તો ! પ્રત્યક્ષ સ્વર્ગનું ઇંદ્રાસન મળવાનું હોય તો પણ આ ધુમ્મસમાં હું બહાર જઉં નહિ. પણ હા ! ખરી વાત ! દિનકર આજે રાત્રે જમવા આવવાનો હતો ને ?

શરમાઇ નીચું જોઇ તારાએ ડોકું ધુણાવ્યું.

મધુકર બોલ્યો 'આ ભયંકર ધુમ્મસમાં તે ન આવે તો ઠીક થાય, પણ થોભ હું જ તેને હમણાં ટેલિફોન કરૂં છું, હમણાં તો બંદરની ઓફિસમાં જ હશે ને ? અને કોલેજમાં પણ ટેલિફોન કરૂં છું ?'

બન્ને ટેલિફોન પાસે ગયાં. રસ્તામાં જુના ઉપરના દિવાના પ્રકાશથી તારાનું નિસ્તેજ ફીકકુ પડી ગયેલું મુખારવિંદ જોઇ મધુકરે પુછ્યું 'તારા ! તું ગભરાઇ લાગે છે !'

'હા, ભાઇ ખરેખાત ! ખરેખાત હું તો ગભરાઇ છું. આ અનિષ્ટનું શું કરવું ?'

જારે ઘેલી ! એમ ગભરાવું શા કામનું ? એ કાંઇ આપણા હાથમાં છે ? તારી ઇચ્છા હોય તો ભટુશંકરને રૂકી કરવાની કહે. બાકી આ ભયંકર ધુમ્મસની બીતિથી મહારાજને તો તાવડધિના થઇ હશે. તારા ! બ્હીવાનું એટલું શું છે ? બંદરમાં કાંઇ આવું ધુમ્મસ નહિ હોય. હમણાં દિનકર કહેશેજ ?

મધુકરે ટેલિફોનની ઘંટડી વગાડી. એટલામાં નીચેથી એક ઉંડો નિસાસો અને 'મરી ગયાં માડી ! મરી ગયાં !' એવું રડવું સંભળાયું. તે સાંભળી તારા બોલી 'એતો જમનાં મા બહુજ ડુગળી ગયાં છે. મારૂં ન્હાની છોકરીનું સાંભળો ? મને તો કહે 'તમે સુધારાવાળાઓ જ્યાં ત્યાં ભ્રષ્ટાચાર ચલાવો છો તેથી હનુમાન કોપ્યા છે. ને આ વાદળ આવ્યું છે ! હું જઉં છું તેમની પાસ ! હું પણ ગભરાઇ છું પણ ચાકર માણસ આગળ તે કેમ દેખાડાય ?'

( ૫ )

સુમારે કલાકે મધુકર ખંડમાં આવ્યો. તારા જમનામાનું શાંત્વન કરતી હમણાંજ આવીને બેઠી હતી. દિવાના ઝાંખા પ્રકાશમાં તેને દોરી મધુકર બોલ્યો 'તારા ! આ તો ઘણુંજ ચમત્કારિક લાગે છે. દિનકર કહે છે બંદરમાં પણ દસ વાગે ધુમ્મસ થઇ ગયું. શહેરમાં સઘળું કામકાજ બંધ છે. અહિં કેમ આવવું તેજ તેને સમજાતું નથી. કોલેજની વેધશાળામાંથી કહે છે કે આખા હિંદુસ્તાન–'

મધુકરનો આ શબ્દ સાંભળતાંજ તારા 'બાપરે !' વચ્ચે બોલી ઉઠી.

'છટ ! આમ બુમો પાડે શું વળવાનું ? આખા એશિયાખંડમાં જ્યાં ત્યાં આવુંજ ધુમ્મસ પડયું છે એમ બિનતાર યંત્રો કહે છે. સમુદ્ર ઉપર પણ આજ સ્થિતી છે અને આશ્ચર્ય એ છે કે કોઇને પણ આનું કારણ જણાતું નથી. આવી ભયંકર સ્થિતી પ્હેલાં કદી થઈ ન્હોતી. પણ તારા ! હવે વિનાકારણ ગભરાવાનો શું ઉપયોગ ? હુઉઉહુ ! કેટલો ટાઢો થાય છે ! પરસેવાની તો ધારો ચાલી ! અને કહે છે ને કે આતો ગુલાબી ટાંઢના દિવસ !'

'ભાઇ ! મને લાગે છે બપોર જ આવો ઉકળાટ છે. ચાલો બાગમાં જઇ જોઇએ. સચિંત મુદ્રા સાથે મધુકર બાગમાં ગયો. બ્હાર પણ તેટલોજ ઉકળાટ હતો. બે મહિનાનાં જેવા તાપથી હવા ભગભગતી હતી.

બાગમાં ભીંતે લગાડેલા થર્મોમિટર તરફ મધુકરે જોયું અને બોલી ઉઠયો 'અરે બાપરે ! નવ્વાણું ડીગ્રી ! થયું ! પૃથ્વીનો સાંચો જરૂર બગડયો લાગે છે. તારા ! જો- પારો સરસરાટ ચ્હડે જાય છે. તે. સાડા નવ્વાણું-સો-એક-બે ત્રણ. હે પરમેશ્વર ! આમ એક સરખો પારો ચ્હડતો જશે તો થવાનું શું?'

( ૬ )

બન્ને પાછાં ખંડમાં આવ્યાં પણ વખત કેમ ગાળવો ? એકમેક સ્હામું ટગર ટગર જોતાં બન્ને શુન્યવત ઉભાં.

થોડી વખત પછી વિચારમાંથી જાગી તારાએ પુછ્યું, 'ભાઇ ! તમે નવા તારા વિષે કાંઈ કહેતાતા ને ?'

મધુકર ચમક્યો. 'ખરી વાત એ નવા તારાને તો હું તદ્દન ભૂલી ગયો, આની જોડે તેનો કાંઇ સંબંધ હશે કે ? તો—'

એવામાં હાંફતી હાંફતી પ્રેમલી કામ કરનારી ત્યાં આવી અને બોલી 'ભાઇ શાબ ! તળીફનની ઘંટડી વાગે સે !'

મધુકર ઉતાવળે ચાલ્યો. થોડી વારે પાછો આવી રોકું ધ્રુજાવી બોલ્યો 'વાહ ! ઘણુંજ ચમત્કારિક ! વેધશાળાનો ટેલિફોન હતો. ધુમ્મસ સર્વ ઠેકાણે—આફ્રિકા, અમેરિકા, યુરોપ—આખી પૃથ્વી ઉપર પસરાયેલું છે. તાવનું જોર એક સપાટે વધતું જાય છે.

'પણ કારણ શું ?' તારાએ ધીમા અવાજે પુછ્યું.

મધુકર બે હાથ વચ્ચે માથું સખત દાબી બોલ્યો 'કોઇની અક્કલ ચાલતી નથી, ને કારણ શોધ્યું જડતું નથી. પરિણામ શું આવે છે તે જોવાનું. રોજ પ્રમાણે આપણે આપણે કામે વળગીશું તો મન ઉપરનો ભાર તો જરા ઓછો થશે. મારે આ કાગળ વાંચવાના છે. તું જા તારા નીચે !'

તારા નીચે જઇ પણ દસ મિનીટમાંજ પાછી આવી. જમના ડોસી તેની પાછળજ હતાં. તારા બોલી 'ભાઇ, નોકર બધા કહે છે કે હવે પ્રલયકાળ આવ્યો. અમે અમારે ઘેર કુટુંબ ભેગાં જઇ પડીએ. તેમને જવા દઉં ! પણ તે જાશે શી રીતે ! એક હાથ દૂરની ચીજ જોવાની તો પંચાત પડે છે.

જમના ડોસી આગળ આવી બોલ્યાં. અમે અમારે જેમ તેમ જઇશું ! એમનાં ઘર પડયાં છે એક બે કોશથી આઘાં. પણ હું સિદ્ધપુર કેમ જાઇશ ? મારી શસલી અને પુંજ્યો મને કેમ મળશે ! હજી ઘઉં લણ્યાએ નહિ હોય. ઉભા પાકનું સત્યાનાશ વળગે. ફેલો મુઓ ઓઝો કહેતો ને પુરાણ એના બાપનું ! પરમ દિવસેજ કહ્યું 'કળીયુગ પુરો થઇ પ્રલય થવાને હજી ઘણો સમય છે. તમારા લાખો જન્મ વહી જશે ! મેં યહું ત્યારે હમણાં દેશ જવાની શી ધાડ છે ?. મુઆએ પુરાં ફસાવ્યાં. હવે મારી શસલી ને પુંજ્યો—'

જમના ડોશીના આ ભડંભડાટથી એક ક્ષણભર દુઃખ વિસરી જઇ તારા હસી બોલી 'જમના મા ! એતો હિસાબ કરવામાં બકા મહારાજ ભુલ્યા.' તમે નીચે જાઓ મા. પણ હા ભાઇ ! નોકરોનો પગાર ચુકવવાનો છે. પૈસા આપો.'

ટેબલના ખાનામાંથી કોથળી કાઢતો મધુકર બોલ્યો " પ્રલયજ થવાનો હશે તો પૈસાને શું કરશે ? ઠીક ! પણ તેમને તેમની મરજી પ્રમાણે કરવા દો.

બન્ને સ્ત્રીઓ ત્યાંથી ગયા પછી મધુકરે ફરી બ્હાર જઇ થરમામિટર જોયું અને બોલી ઉઠયો 'એકસો પાંચ ! શું થવા બેઠું છે આ ?'

ધુમ્મસના અંધકારમાં ગરક થયેલો મધુકર વિચારમાં ડુબ્યો. તેની મનોદ્રષ્ટિ શહેર તરફ વળી. અમદાવાદમાં શી સ્થિતિ હશે ? ગાડીઓ રસ્તામાં જ્યાંની ત્યાં ઉભી હશે. લોક ગભરાઇ જઈ શોરબકોર કરતા હશે. પણ આ ભયંકર ધુમ્મસનું પરીણામ શું આવવાનું ? પૃથ્વી ઉપર ચેતન-સૃષ્ટિ શરૂ થયા પછી આવું કદી થયું ન્હોતું અને આવીજ સ્થિતી ટકી તો—

મધુકરે ફરી થરમોમિટર જોયું—હજી ટકી છેજ-પણ ધારો ગરમી આજ પ્રમાણે વધતી ગઇ તો—તો શું ? સત્યાનાશ ! ઇશ્વર ! આ કલ્પનાજ હૃદય ધ્રુજાવે છે.

## ( ૭ )

સર્વ નોકર ચાકરોના જવાથી ઘર સુનું પડયું. ત્રીજા પ્હોરે માત્ર ચ્હા પીવાનું તો માત્ર શુરસજ કરી ભાઇ બ્હેન ઉઠી ગયાં. ખંડમાંથી બારણે, બારણેથી બાગમાં, બાગમાંથી પાછાં ખંડમાં એમ હેરાફેરા કરતાં હતાં, પણ મન ઠરતાં ન્હોતાં. ધુમ્મસ જેવુંને તેવુંજ હતું. ગરમી ચઢયે જતી હતી. સંધ્યાકાળે એકસો નવ ડીગ્રી થઇ.

વચમાં તારાંથી અજાણતાં મધુકરે દિનકરને ટેલિફોન કર્યો. હજી તે ભદ્રમાંજ હતો.

'કેમ દિનકર ! હજી ઓફિસમાંજ ? હવે હવા કેમ છે ?'

બોખરા અવાજે જવાબ મળ્યો. 'હવા ? જ્વાનમજ ઉતરી આવ્યું જણાય છે !

'પણ દિનકર થયું શું !'

કાંઈ જવાબ મળ્યો નહિ. ટેલિફોન ઓફિસમાં નોકરજ ન્હોતો. સુધરેલા જગનો વ્યવહાર બંધ થયો. મધ્યરાત થઇ. વંટોળીયાના જેવી ઝીણી ધુળથી ઢંકાયેલી ભયાનક સૃષ્ટિ, ભયથી ડરી ગયેલાં પ્રાણીઓ; ધુમ્મસ અને ભયંકર ગરમી, આખી રાત કોઇની આંખ મળી નહિ. બારીઓ તદ્દન ખુલી પણ પવનનું નામ નહિ. ભીનો ટુવાલ અંગ ઉપર નાખી મધુકર નિસ્તેજ થઇ પડયો હતો. જેકોબાબાદ અને સહારાની ગરમી આના આગળ પાણી ભરે. પારો એકસો અઠ્ઠાવીસ સુધી ચ્હડયો હતો. હવા ઉછળતી હતી.

બીજો એક દિવસ યુગ વીત્યા પ્રમાણે ગયો. જ્યાં પાણીની ખોટ હશે ત્યાં શી સ્થિતિ થઇ હશે તેની તો કલ્પનાજ ભયાનક હતી. જેમ તેમ જીવ સાચવી અર્ધો દિવસ કાઢયો. મધ્યાન્હની સુમારે શ્વાસ લેવાની પણ મુશ્કેલી પડતી હતી. બન્ને સ્ત્રીઓ હાંફતી આડી પડી હતી. ધમધમતા ધસડાતા તેમની પાસે જઇ મ્હોંઢા ઉપર પણ છાંટી, ઓડે પાણી લગાડી તેરલે; ચપ્પત બિનાશ આણવામાં મધુકર ગુંથાયો હતો.

એટલામાં બારણું ઉઘડ્યું અને જાણે ઘેનમાં હોય તેમ ઝોલાં ખાતો દિનકર અંદર આવ્યો.—અને મધુકરના પગ પાસે બેશુદ્ધ થઇ પડયો.

(૮)

બાકી રહેલી શક્તિ એકઠી કરી મધુકરે દિનકરને શુદ્ધિમાં આણવાનો પ્રયત્ન આદર્યો. દિનકર ફક્કડ લઠ્ઠ, તાલિમબાજ, ચારને ભારે પડે તેવો ! પણ આ ગરમીએ તેના શા હાલ હવાલ કરી નાંખ્યા હતા ? એ પચ્ચીસ વરસનો જુવાન પચ્ચાસ વરસના વૃદ્ધ જેવો નિસ્તેજ જણાતો હતો. તેની તરમરતી આંખોમાં ભય અને માનસિક વેદનાનાં ચિન્હ જણાતાં હતાં. શહેરમાં શી સ્થિતિ હશે ?

બાજલી ઉપરનું ઉનું દુધ—ઓરડીમાંની હવાની ગરમીથીજ ઉનું થયેલું દિનકરના ગળામાં રેડી મધુકર વાટ જોતો બેઠો. ઘરેડો ખેંચતી તારા બેભાન જેવી અવસ્થામાં એક ખુણામાં સથરવથર પડી હતી. દિનકરનું નામ લેતાં વેંત તેને શુદ્ધિ આવશે એવી મધુકરની ખાત્રી હતી. એક મહિના ઉપરજ બન્નેના લગ્નનો વાર નિશ્ચય થયો હતો. તારાને આજ બે દિવસથી દિનકરની ચિંતા હતી.

દિનકર શુદ્ધિમાં આવતો જાય છે એમ જોતાંજ મધુકર તારા પાસ લથડતો જઇ બોલ્યો. 'તારા દિનકર આવ્યો છે.'

તારાએ ઝટ આંખ ઉઘાડી અને લુગડું સંભાળી ઉભા થવાનો યત્ન કર્યો પણ તેને વારી મધુકર બોલ્યો 'બ્હેન ! મર્યાદા દેખાડવાનો આ સમય નથી. શાંત પડી રહીને આ રહેલું દુધ પીજા જોઇએ ?'

દિનકર પુરો શુદ્ધિમાં આવતાં કોણી ઉપર ભાર દઈ માથું ઉંચકી બોલ્યો "આવ્યો બાપ જેમ તેમ અહિં સુધી ! મને લાગ્યું કે જગતનું આવી બન્યું હવે. તેથીજ અહિં તને અને તારાને છેલ્લી વખત મળવાને આવ્યો."

'છાનો રહે ! આ બોલવાનો સમય નથી. હું નીચે જઇ થોડા લાડુ લઇ આવું છું. આ બે દિવસ રાંધ્યું છે કોણે ? હું આવું ત્યાં સુધી સ્વસ્થ પડી રહે.'

આમ કહી મધુકર મોટા કષ્ટે નીચે ઉતર્યો અને દસ બાર લાડુ લઇ પાંછો આવ્યો. નિરાશ મુખમુદ્રાવાળું ભાવી જોડું એક બીજા સામે ટગમગ જોતું બેઠું હતું.

મધુકર હસીને બોલ્યો 'એટલી બધી નિરાશ થવાની વખત હજી આવી નથી. હાં ! કર શરૂ! બાકી તારો તો એક કોળીઓએ પુરો થવાનો નથી.'

દિવસના ઉપવાસ લીધે અક્રાંતિઆ પેઠે લાડુના ગોળા ઉડાવ્યા પછી દિનકરના કસાયલા શરીરમાં તેજ આવ્યું. મ્હોડું લુછતો તે બોલ્યો 'હવે કાંઈ હરકત નથી. કેમ આવ્યો કે નહિં અહિં ?'

'પણ આવ્યો કેવી રીતે ?' મધુકરે પુછ્યું.

'તે ભાઇ મને પુછીશ નહિ ? ખરેખાત ધુમ્મસ કાપતો કાપતો આવ્યો છું. સમુદ્રના ઓટ વખતે કે નર્મદાના પૂરમાં સામા વ્હેણે તરવું પણ એટલું મને કઠણ નથી લાગ્યું, હવે આપણે બ્હાર નીકળવાના નથી. લાગલગાટ ત્રીસ કલાક મજલ થઇ છે.'

'શું ! ત્રીસ કલાક !' તારા આશ્ચર્ય સાથે બોલી.

'હા. પ્હેલો એલિસપુલ હમણું આવ્યો. પણ રસ્તોજ નહિ. કૉલેજના આગળ છોકરાની મજબુત ભીંતજ પુલ ઉપર ચઢેલી હતી. પછી શું કરૂં? પાછો જઈ રેલ્વેના પુલેથી આવ્યો. રસ્તાનો ભોમિયો હતો એટલું સારૂં હતું. કાલ તે રેકિકોન કર્યો તે વખતેજ હું નીકળ્યો. રસ્તામાં શી તાણાતાણ! ઉભા રહેવાની તાકાદ નહિ. હાથે પગે ઘસડાતો, ભયથી ડરી જઇ લાકડાના ઘોડા માફક સ્થિર ઉભેલા ઘોડાના પગ વચ્ચેથી, લોકોના શરીર ઉપરથી–જેમ તેમ આવ્યો. મને લાગે છે અડધા ઉપર વસ્તી તો મરી ગઇ હશે અને બાકીનાને ચિતભ્રમ થયું હશે. નદી ઉપર પાણી વાસ્તે શી પડાપડ!'

મધુકર બડબડ્યો–'આમ ચાલવાનું કેટલો સમય?'

'ચાલવાનું શું છે? જગતનું ગાડું અટક્યું જ છે?' દિનકર ખોખરા સ્વરે બોલ્યો.

'ચાલ્યો કે પાછો તારે. વધારો. દિનકર! તારા નકામી ગભરાશે' મધુકર ગુસ્સે થઇ બોલ્યો.

"તો ભાઈ શું જોયું તે મને પુછીશ નહિ. તેના સ્મરણથીજ મારૂં ધૈર્ય જતું રહે છે એમ બોલી ખુણામાં જઇ, દિનકર ફાટ્યા સ્વરે–અપવાનાજ ધારામાંથી મીઠાશ જતી રહી હતી–જમનામાની ખબર પુછવા લાગ્યો. સુમારે દશ મિનીટે મધુકર પાસે ઉતાવળે આવી 'બ્હાર ચાલ' એમ આંખથી ઇશારો કરી દિનકર બાગમાં ગયો.

મધુકર પાસે આવતા જ ભયભિત સ્વરે દિનકર બોલ્યો 'મને હમણાંજ ગર્જનાનો મોટો અવાજ સંભળાયો! સાંભળજે!'

મધુકરે કાન માંડ્યા. ઘણા દૂરથી–કદાચિત હજાર બારસો માઇલ પણ દૂર હશે મોટો પ્રચંડ ગર્જના જેવો ગંભીર પણ અસ્પષ્ટ ધ્વની આવતો હતો.

મધુકર ગભરાઇ ઉતાવળે બોલ્યો '.દોડ, દિનકર દોડ જલ્દી ઘરમાં. આ જંગી રેતાળીયાની ધુળ અહિંજ ધસી આવે છે. આખું અમદાવાદ ઉડી જશે એમ લાગે છે! દોડ! તારી બિચારી ગભરાતી હશે'

બે જણાએ બારણે ઓટલી અંદર પગ નાખ્યો ન નાખ્યો એટલામાં જાણે કોઇ પુરૂષે પડદો ઉપાડી નાખ્યો હોય તેમ તે દાટ ધુમ્મસ એક ક્ષણમાં અદૃશ્ય થઇ ગયું અને ઘોર અંધકારને સ્થળે એકાએક એવો તીવ્ર ઝળઝળતો પ્રકાશ થયો કે તેના અતુલ તેજથી જાણે આંખો બળી જઇ, નિર્બુદ્ધ અને શક્તિહીન થઇ મધુકર અને દિનકર જમીન ઉપર પડ્યા! આંખનું રક્ષણ કરવા સ્વભાવિક રીતેજ તેમણે કોણીઓ બ્હાર કાઢી. આંખો સજ્જડ દાબી ખાડામાં રાખી.

( ૯ )

શું બન્યું તે પ્હેલું મધુકરના ધ્યાનમાં ઝટ આવ્યું, અને આગળ શું કરવું તે પણ તેણે તાબડતોબ ઠરાવ્યું. આવો ત્વરિત વિચાર તેના ચપળ મગજે કદી અત્યારસુધી કર્યો ન્હોતો. તે ધીમેથી બોલ્યો.–મોટેથી બોલવાને કાંઇ હરકત ન્હોતી પણ બ્હીકથી તેમના હૃદય જડ અને શબ્દ વસમા થયા હતા–'દિનકર! આંખો સજ્જડ દાબી રાખજે. તારા ડાબા હાથ તરફ ફેરાની અંધારી કોટડી છે ત્યાં ચાલ. હું પણ આવું છું.'

ઓરડીમાં ગયા પછી તે બોલ્યો 'હાં ! ઉઘાડ આંખો હવે ! બારીનાં ફલક બંધ વાસેલાં છે તોપણ કેવો પરોઢના જેવો પ્રકાશ પડે છે ?'

દિનકર ભ્રમિત જેવો આમ તેમ જોવા લાગ્યો 'અરે રામ ! મધુકર પણ આ છે શું બાપ ?'

કબાટમાંથી બે ઉનના ગલપટા કાઢી મધુકર બોલ્યો 'પછી કહું છું બધું. તારી આંખો પહેલી સખત બાંધ. આપણે બિચારી સ્ત્રીઓ પાસે જવુંજ જોઇએ. સારૂં થયું કે બારીઓના પડદા નાંખેલા હતા- નહિતો બિચારીઓની આંખોમાં એકદમ પ્રકાશ પેસી જઇ તે તદન આંધળી થઇ જાત. આ શો પ્રકાશ ? અત્યાર સુધી કદી આવો પ્રકાશ પડ્યો નહિ હોય ! દિનકર, આમજ તેમની આંખો બાંધી તેમને નીચેના ભોંયરામાં લઇ જઇએ, ત્યાં હવા સ્વચ્છ છે, મેં પરમ દિવસ જ ત્યાં-કિરણોના પ્રયોગ કર્યા હતા.

આંખો સખત બાંધી હતી તોપણ દાદરા ઉપર પડતા પ્રકાશથી તેમને વેદના થતી હતી. મધુકરના ઓરડાના પડદા બંધ હતા તો પણ ભર ઉન્હાળામાં બાર વાગે પડતા પ્રકાશ જેવો પ્રબળ પ્રકાશ પડતો હતો. એક કોચ નીચે ટુંટિઉ વાળી તારા પડી હતી અને તેણે પોતાની આંખો બે હાથે સખત દાબી હતી.

મધુકર બુમ પાડી બોલ્યો 'તારા ! હાથ કાઢીશ નાહ ! દબાય તેટલી સખત આંખો દાબી રાખ.'

થરથરતે સ્વરે તારા રડતી રડતી બોલી 'ભાઇ આ શું થયું ? ધુમ્મસ જઇ ફરી સૂર્ય ઉગ્યો શું ?'

'હા ! ધુમ્મસ ગયું અને નવિન સૂર્ય ઉગ્યો, ઉગતાંજ આટલો તીવ્ર પ્રકાશ તો મધ્યાને—પણ તારા હું તમારી આંખો બાંધી તમને નીચે ભોંયરામાં લઇ જઉં છું. આ પ્રકાશથી ધીમે ધીમે ટેવાઇશું.'

એમ બોલી મધુકરે મોટા કષ્ટથી આ બે અબળાઓને ભોંયરામાં આણી. જમનાંમા 'રામલી—પુંજીઓ—થઉંનો મોલ' એમ બબડતાંજ હતાં. ખરેખાત હમણાં ભીંતમાંથી આરપાર પ્રકાશ પડતો હતો. ઝળકતા મધ્યાહ્ન જેવું લાગતું હતું.

મધુકર ગંભીર સ્વરે બોલ્યો 'ક્ષ-કિરણો, ધનકિરણો હવે પ્રયોગથી ઉત્પન્ન કરી જોવા ની જરૂર રહી નથી.'

બન્ને પુરૂષો પાછા ધીમે ધીમે મધુકરના ખંડમાં ગયા. બારીઓ સજ્જડ બંધ કરી, આંખ ઉપરના પાટા કાઢ્યા, મધુકર બોલ્યો 'જો ચોખ્ખું વંચાય છે. જો પેલું ઘડીયાળ, મધ્યરાતના બાર વાગ્યા છે !'

દિનકરનું મોંઢું લેવાઇ ગયું. ભ્રૂભ વડે હોઠ પલાળતો તે બોલ્યો 'અરે બાપરે ! પણ મધુકર આનો અર્થ શો તને સમજાય છે ?'

'ખાત્રી નથી પણ કહેવાને કાંઇ હરકત નથી. અડતાળીસ કલાક પૂર્વે મેં એક નવીન તારો જોયો. તે કદમાં તેમજ તેજમાં ઝડપથી વધતો હતો. આ નવીન સૂર્ય આપણી પૃથ્વીનો સાવકો બાપતો નથી થતો જોઇએ ?'

'નવો સૂર્ય ? જટ ! ગમે તેમ બકે છે.'

'કહે કહેવું હોય તે. પણ અંતરિક્ષમાં ભ્રમણ કરનારો આ તેજનો ગોળો કલ્પી ન શકાય તેવા વેગથી પૃથ્વી તરફ ધસી આવે છે. હમણાં આ મ્હેમાન કદાચિત્ સૂર્ય જેટલા અંતરે આપણથી હશે. હમણું ગરમી વધતી જાય છે. તને નથી લાગતું ?'

'પણ પ્હેલાં હતી તે કરતાં જુદા પ્રકારની લાગે છે.'

'ખરી વાત તે વખતે વચ્ચે ધુમ્મસનું અંતરાય હતું. તે વિખરાઇ ગયાથી હવે દરે ક્ષણે ગરમી વધારે તીવ્ર લાગવાની !'

ટેબલ જોરથી ઝાલી દિનકર બોલ્યો 'ને પછી !'

'પછી શું ! એક બે કલાકમાં અંગારા ઉપર નાખેલા રેશમ માફક, સળગી, બળી જઇ સર્વ જગતનું સત્યાનાશ વળશે.'

આટલો વખત ગભરાયેલો દિનકર હવે છાતી કાઢી ટટાર ઉભો. તે શાંતિથી બોલ્યો 'મધુકર હું અહિ આવ્યો તે બહુ સારૂં કર્યું. આપણે ત્રણે સાથે શાંતિથી મરીશું.'

મધુકર હસીને બોલ્યો 'પણ જમનાંમાંના ગ્રહલી પુંછડીઓ—'

'શું આ ઠઠ્ઠા મશ્કરીનો વખત છે !'

ટેબલના ખાનામાંથી કાળાભોર રંગના કાચના બે ચશ્મા કાઢી મધુકર બોલ્યો 'ભાઈ, તમારા બન્નેના જેવો હું કવિ કે વાર્તા વાંચનારો નથી. હું તો કામ કરનારો વિજ્ઞાની છું. આવો અપૂર્વ દેખાવ જોવાનો મળ્યો તે પ્હેલાં મને ગરમીથી મોત ન આવ્યું તેથી મને ઘણોજ આનંદ થાય છે. આવું મરણ મળવા પૂર્વ જન્મનાં પુણ્ય જોઇએ અને વળી આ વિલક્ષણ તારાનો મેં શોધ કર્યો તેથી મારૂં નામ અજરામર થશે.'

શાંત સ્વભાવના મધુકરના સહવાસથી ધૈર્ય પામેલો દિનકર જરા હસી બોલ્યો 'શું નામ થશે ? અને ક્યાં રહેશે ? આ બળેલી પૃથ્વીની રાખમાંથી નવું પ્રાણી ઉત્પન્ન થાય તો તો કોણ જાણે !'

મધુકરે આ તેના બોલવા તરફ લક્ષ્ય આપ્યું નહિ. તે બોલ્યો 'આપણે હવે આ નવિન સૂર્યનાં દર્શન કરી 'નમન અમારૂં સ્વીકારો ઓ પ્રખરકાર–ધારી દિનકર ! ' એમ ગાઇએ. ઘાલ આંખે ચશ્મા અને તેના ઉપર ગલપટ્ટો વિંટાળ. હાં ! ચાલ હવે વેધશાળાની અગાશી ઉપર.'

## (૧૦)

ઉપર કાચના ઘુમ્મટવાળી અગાશી ઉપર મધુકર શેની તૈયારી કરતો હતો તે દિનકરને સમજાયું નહિ. તીવ્ર પ્રકાશમાં અકળાતો તે વિચાર કરતો ઉભો હતો. છેવટે કંટાળી અધિરા સ્વરે બોલ્યો. 'પ્રલય જો હજી બે કલાકે આવતો હોય તો હું નીચે તારા પાસે—'

'થોભ આપણે સાથે જ જઇશું. પ્હેલાં આ નળીમાંથી જો. તેમાંથી જણાતો દેખાવ તું સાત જન્મ વિસરીશ નહિ.'

મધુકરની સૂચના પ્રમાણે દિનકર જોવા લાગ્યો 'અબબબ ! એટલોજ ઉદ્ગાર તેના મ્હોંમાંથી નીકળી પડ્યો. દશે દીશા દેદીપ્યમાન તેમજ ઝળકતી હતી. અપ્સરાએ નૈરૂત્ય

દિશામાં કદાઈ જેવડો લાલચોળ ડોળો ભભુકતો હતો. તેની આગળ ભુરી-પીળી જીભો જેવી તેજની જ્વાળાઓ ભીષણ તાંડવ કરતી હતી. આંખો ઉપર આટલાં આવરણ છતાં પણ તેજનાં કિરણો સોયની અણી પેઠે આંખમાં ખુંચતાં હતાં. એકંદર દેખાવનું ચિત્ર શબ્દોથી પણ આબેહુબ વર્ણવવું તદ્દન અશક્ય હતું.

બે હાથ ઉંચા કરી દિનકર બોલ્યો 'રે પ્રભુ ! આ શું ?' મધુકર આજ કે તે ?'

'દિનકર પ્રલયના રૂદ્રનું ભીષણ સ્વરૂપ તે આજ ! હમણાં આપણા સૂર્યથી સો ગણો આપણાથી દૂર છે. પણ ક્યારે પાસે આવશે તેની ગણત્રી કરવાનો પણ વખત નથી. હવે એક વખત પાસેના જગ-વિસ્તાર ઉપર છેલ્લી નજર નાંખી આપણે નીચે જઈએ. આ પ્રચંડ બ્રહ્માંડમાં આવા ભાગતોડના પ્રસંગ હમ્મેશ મેંકડો આવતા હશે ?'

અગાશી ઉપરનું ઢાંકણ ઉઘાડી તે નીચેની કોટડીમાં ગયા. મધુકર બોલ્યો 'દિનકર આંખો ધીમે ધીમે ઉઘાડ એટલે આ પ્રકાશથી ટેવાઇશ હું જો બારી ઉઘાડું છું. આપણને ફરતો પ્રદેશ જણાશે. મારૂં અનુમાન હજારમે હિસ્સે પણ ચુકવાનું નથી. સર્વ પ્રદેશ બળતો જણાશે ?

બારી ઉઘાડતાં આંખો ધીમે ધીમે થોડી ઉઘાડી બન્ને જણા જોવા લાગ્યા. આંગળી કરી મધુકર બોલ્યો 'જો જ્યાં ત્યાં આગ ! પ્રચંડ આગ !' ગુજરાત કૉલેજથી પુલ લગ-ભગનો-સરખેજથી સાબરમતી લગણનો ઝાડપાનથી ઢંકાયેલો રસ્તો દિનકરનો ઘણો પરિચીત હતો. તારા સાથે અગાસીમાં બેસી આ પ્રદેશનું નિરીક્ષણ કરી ઘણોએ સમય કાવ્યમય વિચારોમાં તેણે ગાળ્યો, પણ આ ભીષણ તેજે કાવ્ય-પ્રવાહ સુકાવી નાંખ્યો. રસ્તાનું સ્વરૂપ બદલાયું. પ્રખર તાપથી નદીનું પાત્ર સુકાઇ જઇ માછલીઓ ટળવળતી હતી. ઝાડ કરમાઇ બળી જઇ ઠુંઠાં ઉભાં રહ્યાં હતાં. શહેરમાંની મોટી મોટી હવેલીઓ પડી જ્યાં ત્યાં પ્રચંડ કોલાહલ ચાલ્યો હતો. ધુમાડાના ગોટા અને અગ્નિની જ્વાળાઓ જ્યાં ત્યાં દેખાતી હતી.

મધુકર આંગળી કરી બોલ્યો 'ઓ જો ભદ્ર ચેત્યું, પણે કોચરબ પડ્યું,—કૉલેજ સળગી !'

દિનકરે બોલવાનો યત્ન કર્યો પણ જેમ ઠાલા વાસણમાં કાંકરો ખખડે તેમ તેના સુકાયેલા મોંમાં જીભ ખડખડતી હતી. તેણે નીચી આંગળી કરી.

મધુકર બોલ્યો 'ઠીક ચાલ ત્યારે તેમને જવા શિવાય છુટકો નથી ! બન્ને પાછા જવા ફર્યા. એટલામાંજ છાપરાના લાકડામાંથી ઝાળ નીકળી, ઝાળ વિજળીની ત્વરાથી અહિં, તહિં નાચવા લાગી, આખે છાપરે પ્રસરી.

મધુકર બુમ પાડી બોલ્યો, 'આગ ! આગ ! દિનકર ! પ્રલય આવ્યો ! ચાલ ચાલ નીચે, આપણે—રે પ્રભુ ! આ શું થયું ? દિનકર ક્યાં છે તું ? આ અંધકાર !—'

(૧૧)

જેમ ધુમ્મસ એકદમ અદ્રશ્ય થયું હતું, તેમજ પ્રકાશ પણ એક ક્ષણમાં વિજળીની ત્વરાથી અંતર્ધ્યાન થયો. અને સર્વત્ર અંધકાર થયો. બોલાય પણ નહિ એવી અનિવાર્ય

બ્હીકથી બન્ને મિત્રો એક બીજાને વળગી પડયા. ઉપરથી પ્રચંડ વર્ષાવ થવા માડયો હવા ટાઢી હીમ થઇ ગઇ છાપરાની આગ છનછન થઇ હોલવાઇ ગઇ

થરથર ધ્રુજતા મધુકરે દિનકરની બાથ છોડવી અને ભીંતને ટેકની ઉભો રહ્યો ને બોલ્યો 'દિનકર, વરસાદ આવ્યો વરસાદ '

એટલામા કાઇ પડવાનો અવાજ થયો મધુકરે વિજળીના દિવાનુ બટન દાબી જોયુ તો દિનકર બેશુદ્ધ પડયો છે તેને શુદ્ધિમા આણતા આણતા તો છાપરામાના કાણામાથી મુસળધાર વરસાદ પડતો હતો પાણીના મારાથી દિનકરને ચેતન આવ્યુ ને હાફતો હાફતો તે બોલ્યો 'અરે પણ પેલો તારો કયા ગયો ?'

તેને ઉપાડવાનો પ્રયત્ન કરતો મધુકર બોલ્યો. શાસ્ત્રીય વાદ-વિવાદ પછી પ્હેલો તારા પાસ ચાલ. તે તદ્દન અધિરી થઇ ગઇ હશે, એક અનર્થમા છુટયા, હવે જળપ્રલય. ચાલ જલ્દી નીચે-આપણે તો ટેકરી ઉપર છીએ એટલે ઠીક પણ ગામના નીચાણના ભાગમા શી દશા ? '

## (૧૨)

દિનકર ધીમે ધીમે આવતો હતો તેને મેલી મધુકર ઉતાવળે નીચે આવ્યો તારાને જમના મા નીચે ગભરાઇ ઉભા હતા મધુકરે થરમામિટર તરફ નજર નાંખી, પારો બધા ટામા નીચે ઉતરતો હતો.

મધુકરે પ્રેમથી તારાનો હાથ ઝાલ્યો તેણે ભયભીત થઇ પુછયુ 'ભાઈ તમે એક લાજ કેમ ?'

'ના, દિનકર પાછળ આવે છે' મધુકરે હસીને કહ્યું.

ગયા બે દિવસમા તારાને અસહ્ય માનસિક અને શારીરિક વેદના સહેવી પડી હતી. તેનું સ્મરણ પણ હવે સહન ન થવાથી તે બેશુદ્ધ થઇ પડી દિનકર આવ્યો તે પણ થરથર ધ્રુજતો હતો તેને ધિરજ આપી તારાને શુદ્ધિમા આણવાની ખટપટમા બન્ને જણ લાગ્યા બ્હાર વરસાદની ભયંકર વૃષ્ટિ ચાલુજ હતી

થોડા વખતે મધુકરે બ્હાર આવી જોયુ વ્હેળીઆં નદી જેવાં મોટાં થઈ વ્હેતાં હતા પદર મિનીટમા નદીનો પુર ફુલ્યો અને બગલાથી આસ પચ્ચાસ ફુટ લગણમાં પાણી આવી પ્હોચ્યુ-આકાશ વાદળાથી છવાયેલું હતું હવા અતિશય થંડી થઇ ગઇ હતી. પણ હજી વરસાદ પડતો હતો

બધા સ્તબ્ધ હતા છેવટે શાંતિનો ભગ કરીને તારા બોલી 'ભાઇ ! શુ થયુ આ ? સકટ કેમ ટળ્યુ ?'

જમના મા વચ્ચેજ બોલ્યા 'આ ખમલટની રૂદીનું પરિણામ સમજ્યા ! તેથીજ આ અભિષેકનો સાક્ષાત્કાર થાય છે ! હવે મારાં શાસ્ત્રી પુછ્યો !— '

મધુકર જમનામાને અટકવી બોલ્યો 'હું શુ કહું ? અનત સાગરમાના રેતીના કણ જેવુ અતિ થોડુ મારૂં જ્ઞાન ! આટલી ઉષ્ણતા એકદમ જતી રહેતાં અત્યાર સુધી વરાળ

રૂપે રહેલો સમુદ્રના જળનો મોટો વરસાદ પડ્યો. અને લાગે છે કે તે મહાસૂર્ય આપણી તરફ ધસતો આવતો કોઈ કારણસર અટક્યો. ગતિ અટકવાને લીધે તેના ટુકડેટુકડા થઈ ગયા. નવીન તારો જણાયો; કેવો ભયંકર—અને કવિતો આનંદમાં કહે છે—

'નવલ રમ્યા તારા ધીરી ધીરી હસે નીલ ગગને !"

દિનકર વચ્ચેજ બોલ્યો. આવું તારાનું હસ્યું નથી જોઈતું આપણે તો બાપ, તેના હાસ્યથી આપણી તો કવિતા ફટકી ગઈ'

'જવા દે, એ ગાંડા લોકોના કાવ્ય ! દિનકર ફરી એકવાર આપણી ન્હાનકડી પૃથ્વીનો—અંતરિક્ષમાંના પરમાણુનો—દિનક્રમ અને જીવનમાર્ગ, સરળ, નિર્વિઘ્ન થયો. પૂર્વ તરફ જરા નજર નાખ.'

દિનકરે પૂર્વ તરફ જોયું, શરત્કાલની ગુલાબી ચંડીવાળી ટુપાની પાછળ આનતું નર્મંતુ રતુમડું બિંબ ધીમે ધીમે ક્ષિતિજ ઉપર ડોકવતું હતું.

× × × × × ×

મધુકરે આંખો ચોળતાં આરામ ખુરશી ઉપર પડ્યા પડ્યાજ જોયું તો ઝગઝગતુ અજવાળુ થયુ હતુ ! અમદાવાદ જેવું ને તેવુજ હતું—તેમાં તલમાત્રનો ફરક થયો નહોતો !

'અરે, હું ગણતાગણતાં અહિં પડ્યો તે ઉંઘીજ ગયો ! તો પછી પેલો નવો તારો હસ્યો, તે મગરૂં સ્વપ્નજને ! અરેરે ! !'[1]

---

## ખગોળવેત્તાઃ

"જ્યારે સંધ્યા સમયે ચાંદો કદમ્બ વૃક્ષની શાખામાં જાણે છુપાઈ ગયો હોય એવું લાગે છે ત્યારે શું તેને કોઈ ન પકડી શકે ?" મ્હેં મ્હારા મ્હોટાભાઈને પૂછ્યું તે જરા સ્મિત કરી બોલ્યા, "મ્હેં અનેક બાળકો જોયા પણ તું તો સૌથી મૂર્ખ લાગે છે, " ચંદ્ર આપણાથી અત્યંત દૂર છે તેથી તેને પકડવા કોણ શક્તિમાન થઈ શકે ?"

મ્હેં કહ્યું, "ભાઈ ! મ્હને તો ત્હમે મૂર્ખ લાગો છો ! આપણે જ્યારે રમતા હોઈએ છીએ અને માતુશ્રી જ્યારે આપણી તરફ બારીમાંથી જુએ છે ત્યારે તે આપણાથી દૂર હોય છે શું ?"

આ સાંભળી મ્હોટાભાઈ બોલ્યા, "ચંદ્ર પકડી શકાય એવડી મ્હોટી જાળ તું ક્યાંથી લાવીશ ? તું મૂર્ખ છો ?"

મ્હેં કહ્યું, "એ તો હાથથી પણ પકડી શકાય."

ત્યારે તે બોલ્યા, "તું મૂર્ખ શિરોમણી છો કે આવી આવી વાતો કરે છે ચંદ્ર કેટલો મ્હોટો છે એ તો જ્યારે તે ત્હારી પાસે આવે તો ત્હને ખબર પડે એવા મ્હોટાને પકડવાની વાતજ શી કરવી ?"

મ્હોટા ભાઈ ! સ્કૂલમાં શું આટલું બધું અર્થ વગરનુંજ શીખવે છે ? જ્યારે માતુશ્રી આપણને ચુંબન કરવાને માટે નીચા નમે છે ત્યારે શું તેનું મુખ બહુ મ્હોટું દેખાય છે ?"

મ્હોટા ભાઈએ તો પણ હઠ મૂકી નહિ અને કહે કે "તું તો મૂર્ખ છે"

"C—"

(રવીન્દ્રનાથ ટાગોર કૃત "ચન્દ્રકલા" માંથી.)

---

[1] ૧૯૧૫ ના માસિક મનોરંજનના એક લેખ ઉપરથી.

# અબધનો ઉપહાર.

( પ્રભાતકુમાર મુખોપાધ્યાયની એક સાદી આખ્યાયિકા )

લેખક—રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.

(૧)

અખિલ બાબુ કચેરીમાંથી આવ્યા કે તરતજ તેમની પત્નીએ તેમને અબધના અવગુણો ગાઇ સંભળાવ્યા.

અખિલ બાબુ તે દિવસે એક ' કેસ ' હારી આવ્યા હતા. સામાવાળાના વકીલે અમુક બાબતમાં તેમને સારી પેઠે બનાવ્યા હતા. આથી તેમનો મીજાજ પ્રથમથીજ ગયેલો હતો. તે ઉપર વળી ઘેર આવતા આ મામલો દીઠો. પોતાની ગૃહિણીને અખિો લાલ કરી આંસુ વહાવતી જોઇ અખિલ બાબુ ક્રોધથી સળગી ઉઠયા પાસેથીજ એક દાસી જતી હતી તેને કહ્યું કે તરત અબધને મોકલી દે.

એકેક મીનીટ પછી અબધ તેમની સામે આવી ઉપસ્થિત થયો. આજ તેનાં નેત્રો અન્ય દિવસોની પેઠે વિનીત નથી. તેણે પોતાની મૂછોને વળ ચડાવી ઉંચી વાળી છે. તેના માથા પર સાફો છે. તે કંઇ હમેશા સાફો બાંધતો નથી જ્યારે કોઇ કારણસર તેના મનમાં ક્રોધ ઉત્પન્ન થાય છે ત્યારે તે ઝટપટ સાફો બાંધી લે છે. મનમા વીરત્વભાવ જાગૃત થતા તેનું ચિન્હ બહાર પ્રકાશમાં લાવવાની ઇચ્છા એક સ્વાભાવિક વાત છે.

અબધની સુરત શિકલ જોઇને અખિલ બાબુનો ક્રોધાગ્નિ વધારે સળગી ઉઠયો. પરંતુ તેઓ ક્રોધને દબાવી શાન્તભાવે અને ગંભીર સ્વર ન્યાયાધીશ ચુકાદો વાંચે તે રીતે ધીરે-ધીરે બોલ્યા—

" અબધ, તુ ઘણા દિવસનો નોકર છે. જૂનો થતા સુધરવાનું તો બાજુએ રહ્યુ પણ તું દિવસે દિવસે બગડતો જાય છે. ઉમર વધવા સાથે તારી બદમાશી વધતી જાય છે. તેં મારા મનને બાળી નાંખ્યું. તને જૂનો નોકર જાણી ઘણુ સહન કર્યું, હવે વધારે સહન થતું નથી. જ્યા તારી મરજી આવે ત્યા જા. પહેલી તારીખથી તુ તને પોતાને છૂટો સમજજે. "

અબધે માથું હલાવી ઉદ્ધતભાવથી અપરવા ભર્યા સ્વરે કહ્યુ " જેવો હુકમ મહારાજ ! હું રાજીખુશીથી ચાલ્યો જઇશ. તમે રજા ન આપી હોત તો હું પોતે રાજીનામું દેવા તૈયાર હતો. " અબધના બેઉ ઓષ્ટો કંપી ઉઠયા.

કોઇએ એમ ન સમજવું કે અબધ બંગાલી ભાષા બોલી જાણતો નહોતો. તેણે અખિલ બાબુને ત્યાં અઢાર વર્ષ નોકરી કરી છે. તે સારી પેઠે બંગાલી ભાષા બોલી જાણતો હતો. પણ જ્યારે તેને ક્રોધ ઉત્પન્ન થતો ત્યારે તે બંગાલી ભાષા ન બોલતા ભાંગી તૂટી હિન્દીમાંજ વાત કરતો. બંગ ભાષા કોમલ અને કર્ણમધુર હોય છે. કદાચ તેથીજ લોકો ક્રોધાવસ્થામાં તેનો પ્રયોગ નહિ કરતા હોય. અબધની વાત જવાદો, ઘણુંય બંગાલી મહાશયો પણ ક્રોધાન્ધ થતા વીર અભ્યસ્ત બંગાલી ભાષા ન બોલતાં હિન્દી અથવા અંગ્રેજી બોલે છે.

અબધના આ અવિનીત ભાષણથી પણ અખિલ બાબુ ગરમ થયા નહિ. તેઓ પૂર્વ વત્ ધીરતાપૂર્વક બોલ્યા "જો, તું આટલા દિવસ મારે ત્યાં રહ્યો, પણ શેઠની સાથે કેવી રીતે વિવેકથી વર્તવું તેનું જ્ઞાન તને ન થયું, વારૂ,-આજ ફરી એકવાર તને ચેતાવું છું. હવે ભવિષ્યમાં સંભાળીને ચાલ. કોઇ સાથે મગરૂરીથી વાતચીત ન કર. હું તારો ગુન્હો ત્રણવાર માફ કરી ચૂક્યો. હવે શું કહે છે? હવે જો ફરી પાછો આવીશ તો હું તને નોકરીમાં રાખીશ નહિ. આ તારો મારે ત્યાંનો છેલ્લો દાણોપાણી છે."

અબધ—"નહિ સરકાર! હવે નહિ આવું. હું પણ ઘણો હેરાન થઇ ગયો. શું કરૂં?—"

તેના બોલવાને અટકાવી બાબુએ કડક નજરે તેની તરફ જોયું અને બારણા તરફ આંગળી દેખાડી કહ્યું "જા."

અબધે જતાં જતા પોતાનું કહેવું પુરૂં કરી લીધું "થાકી ગયો, હવે નોકરી નહિ કરૂં. જે કીધું તે કીધું, બસ, હદ થઇ ગઇ." એમ કહી બાબુની નજરમાંથી દૂર થયો.

અખિલ બાબુએ ખુરશીપર બેસી દાસીને બૂમ પાડી તમાકુ ભરી લાવવા કહ્યું. અન્ય દિવસોએ અબધજ તેમને તમાકુ ભરી પીવડાવતો.

(૨)

બપોરનો સમય છે. ચારે તરફ સનકાર છવાઈ રહ્યો છે. અખિલ બાબુ કચેરીમાં ગયા છે અને છોકરાઓ કોલેજમાં ગયા છે, ગૃહિણી પલંગ પર સુતેલી છે. આજ કાંઇક વધારે ટાઢ જણાય છે. અબધ પરશાળમાં ચટાઇ બીછાવી તડકામાં ઉંઘવાનો પ્રયત્ન કરી રહ્યો છે, પણ તેને ઉંઘ આવતી નથી. બાબુની એક નાની છોકરી તેના માથા પાસે બેઠી છે."

છોકરીએ કહ્યું "અબધ! તું શા માટે જઇશ?"

અબધ—"તારા બાપુજીએ મને રજા આપી દીધી છે." પછી જરાવાર રહીને કહ્યું "કાલે પહેલી તારીખ છે, કાલેજ ઘેર જઇશ."

બાલિકાએ પૂછ્યું "અબધ! ફરી પાછો ક્યારે આવીશ?"

અબધ—"બ્હેન! હવે શા માટે આવું? હવે તો જઇશ તે જઇશજ. પાછો આવીશ નહિ."

બાલિકા અબધને ગળે વળગી બોલી—"નહિ, અબધ, તારે આવવુંજ પડશે."

અબધ—"વારૂ જ્યારે તારો વિવાહ થાય ત્યારે મને કાગળ લખજે એટલે હું આવીશ."

બાલિકાએ ખેદભર્યા સ્વરે કહ્યું—"મને ક્યાં લખતાં આવડે છે?"

અબધ—"બુઢા બાબુને કહેજે તે તને કાગળ લખી આપશે."

અબધે મોં ઢાંકી ફરી એકવાર સુવાનો યત્ન કીધો. કૃતકાર્ય થઇ શક્યું નહિ. પછી તેણે બાલિકાને કહ્યું "કેમ બ્હેન! તું મારો વિવાહ જોવા આવીશને?"

બાલિકા કુતુહલ પૂર્ણભાવે બોલી—"તું જુઠું બોલે છે. તને કોણ પરણે? તું તો બુઢો થઈ ગયો."

અબધ—"તુંજ બુઢ્ઢી છે, હુ શાનો બુઢ્ઢો?"

બાલિકા—"તુ બુઢ્ઢો નથી? જાણે હુ કાંઈ જાણતીજ નથી. તે દિવસે મા ને બધા કહેતા હતા"

અબધ—"શું કહેતા હતા?"

બાલિકા—"કહેતા હતા કે અબધ બુઢ્ઢો થઇ ગયો તો પણ પરણવા તૈયાર છે. કોઇ તેની સાથે પરણવા તૈયાર થાય તો તે હમણા પરણી લ્યે, પણ હવે તેને કોણ દે?"

અબધ—"ઠાર, હમણા તેમને કહેવા દો જ્યારે મારા વિવાહ થાય ત્યારે જોજે તેઓ શુ કહે છે?"

બાલિકા—'ઠીક, હુ પૂછુ કે તુ શા માટે પરણીશ!'

અબધ—"પરણુ નહિ તો મને રસોઇ કરી કોણ ખવડાવે?"

આ ઉત્તરમા અબધનુ જીવનવૃત્તાંત છૂપાયેલુ હતુ. તે ત્રણ વખતે નોકરી છોડી ગયો હતો ત્યારે એમજ કહી ગયો હતો કે ફરી નહિ આવુ પરંતુ ફરી જ્યારે તે એકાએક આવ્યો ત્યારે બાબુને કહેવા લાગ્યો "હાથે રસોઇ બનાવવામા ઘણી અડચણ પડતી હતી. રોજ રોજ હાથ કોણ બાળે? તેથીજ આવ્યો આવ્યો."

નાનપણમાજ અબધનો વિવાહ થયો હતો, જ્યારે તે પ્રથમવાર અખિલ બાબુની નોકરીમા દાખલ થયો ત્યારે તેની સ્ત્રી જીવતી હતી હવે કેટલાક વર્ષોથી તે સ્ત્રી હીન થઇ ગયો છે બીજીવાર પરણવા ઇચ્છે છે, પણ વ્યાય થતુ નથી

બાલિકાએ પૂછ્યુ "કેમ રે, સાચુ કહે, શુ આ વખતે તુ જરૂર પરણીશ?"

અબધ—"સાચુ નહિ તો જુઠુ કહું છુ?"

બાલિકા—"કેટલા હજાર રૂપીઆ મળશે?"

અબધ ખડખડ હસી બોલ્યો "બચ્ચી! શુ કહ્યું? કેટલા હજાર રૂપીઆ મળશે? મળશે શા, ઉલટુ મારે મારા તરફથી આપવુ પડશે શુ આ મગાઈના વિવાહ છે?"

બાલિકા—"તો ઘરેણાં પણ આપવા પડશે."

અબધ—"હા, ઘરેણા તો આપવાજ પડશે શુ સહેલાઇથી વિવાહ થઇ જશે? ઘણા રૂપીઆ ખર્ચવા પડશે." એમ કહી તે ફરી સુવાની ચેષ્ટા કરવા લાગ્યો

બાલિકા કંઇક વિચાર કરી ઉત્સાહ અને આગ્રહભર્યા સ્વરે બોલી "અબધ! હું તારી વહુને એક ઘરેણુ આપીશ."

બાલિકા—કેમ? મારા જૂના કંકણ રાખ્યા છે, સાંકડા ભારે હશે હવે તો તે હું પહેરતી નથી. તે તારી વહુ માટે આપીશ લે, હમણા હું લઇ આવુ '

અબધ હસીને બોલ્યો "પહેલા કન્યા તે ઠીક થાય, પછી કંકણ પહોચી, ઝાંઝર બધુ આપજે.

બાલિકા—"નહિ, તુ મારાં કંકણ લઇ જા." એમ કહી તે ઝટ ઉઠીને ઘરની અંદર ગઇ અને થોડીક વાર પછી બેઉ કંકણ લઇ આવી, અને બોલી "હમણાં ને હમણા

એને તારી પેટીમાં રાખી દે, મા ઉઠશે અને તેને ખબર પડશે તો દેવા નહિ દે.

અબધ—"આ કંકણ તું ક્યાંથી લઇ આવી છે?"

બાલિકા—"કેમ? કંકણ ક્યાં હતાં તે શું મને ખબર નહોતી?"

અબધ—"જા, જા, કંકણ જ્યાં હતાં ત્યાં રાખી આવ."

એમ કહી અબધે પડખું ફેરવ્યું. બાલિકા, કંકણને વગાડતાં વગાડતાં કંઇક ગણગણવા લાગી, અબધે કહ્યું "જા કંકણ રાખી આવ, ક્યાંક ખોવાઇ જશે તો ઘણી મુશ્કેલી પડશે.

બાલિકા ચુપચાપ ચાલી ગઇ. અબધ ફરી મોં ઢાંકી સુવાની ચેષ્ટા કરવા લાગ્યો.

( ૩ )

બાલિકાએ પોતાની માના ઘરમાં જઇ જોયું તો મા ઉંઘમાં સુતી છે. તેની ખુલ્લી કેશ-રાશિ પલંગથી લટકતી લટકતી ધરતીને અડી રહી છે.

તે પછી તે પૂજા કરવાના ઓરડામાં ગઇ. अकाल मृत्यु हरणं सर्वव्याधि विनाशनम् કહી તેણે ભગવાનનું ચરણામૃત પીધું અને થોડુંક માથાપર નાખ્યું. પછી તેણે ઘરના એક ખુણામાં બિલાડીને બેઠેલી જોઇ માથું હલાવ્યું. તે બિલાડી આંખો મીંચી ઉંઘતી હતી. બાલિકા એક મુઠ્ઠીભર ફુલ લઇ બીલાડી પાસે ગઇ અને નમો નમો કહી તેના માથાપર એક પછી ફુલ ફેંકવા લાગી. માથામાં ઠંડી વસ્તુનો સ્પર્શ થતાં બીલાડી આંખો ઉઘાડી, કાતર દૃષ્ટિથી બાલિકા તરફ જોઇ, એક વાર કારૂણ્યસૂચક "મીઆઉ" શબ્દ કરી ભાગી ગઇ.

બાલિકા પૂજાભંગ થતો જોઇ કેટલીક વાર સુધી બિલાડીની પાછળ પાછળ દોડી. રસોડાની પાસે આવી જુવે છે તો બારણાને સાંકળ વાસેલી છે. ક્યાંકથી એક સ્ટુલ ઉપાડી લઇ આવી, તેને બારણા પાસે રાખ્યું. સ્ટુલપર ચઢી સાંકળ ખોલવા લાગી, પણ ખોલી શકી નહિ. ત્યારે તે સ્ટુલપરથી ઉતરી કંઇક શોધતી હોય એવી રીતે આમ તેમ ફરવા લાગી. કોલસાનો એક ટુકડો મળતાં તેના મોંપર હર્ષની નિશાની જણાવા લાગી. કોયલો લઇ તે નહાવાની ઓરડીમાં ગઇ. તે ઓરડીમાં ઘણો સમય થયાં પાણી ન પડેલું હોવાથી જમીન સારી પેઠે સુકાયેલી હતી. આ સુકી જમીન ઉપર બાલિકાએ કોયલાથી કેટલાક કોઠા બનાવ્યા. પ્રત્યેક કોઠામાં 'ક' લખી દીધો. તે પછી ટબમાંથી પાણી લઇ ધીરે ધીરે પોતે લખેલ કોઠા પર ઢોળવા લાગી. કેટલાક લોટા પાણી ઢોળી તેણે સારી પેઠે કોયલાનો ડાઘ મટાડી નાંખ્યો. ઘણીવાર સુધી પાણી સાથે રમ્યા કીધાથી તેને કંઇક ટાઢ જણાવા લાગી ત્યારે તે નહાવાની ઓરડીમાંથી નીકળી, પરશાળમાં આવી જોયું તો અબધ નાસિકા-ધ્વનિથી પોતાની ગાઢ નિદ્રાનો પરિચય આપી રહ્યો હતો.

બાલિકા છાની માની અબધના બિછાનાપર બેઠી. તેની કમરમાં એક કુંચી બાંધેલી હતી. બાલિકાએ ઘણી સાવધાનતાથી તે કાઢી લીધી. અબધનું દેવદારના પાટીયાનું બાક્સ ક્યાં રહેતું હતું તે તે જાણતી હતી. તેણે અબધનું તે બાક્સ ઉઘાડી બેઉ કંકણો બધી ચીજોની નીચે સંતાડીને રાખી દીધાં. બાકસના ઉપરના ભાગમાં એક આરીસો અને એક વાળ ઓળવાનો દંતીઓ હતો. બાલિકાએ દંતીઆને બે ત્રણ વાર પોતાના વાળને લગાડયો. આરીસામાં મોં જોયું, પછી તેને યથાસ્થિત રાખી દઇ પેટી બંધ કરી કુંચી પૂર્વવત્ અબધની કેડમાં બાંધી દીધી.

(૪)

બીજે દિવસે સનારેભોજન કરી અગધ જવા તૈયાર થયો ગૃહિણી અને બાબુને પ્રણામ કરી, બાબુના બાળકોને વારંવાર મળી તે ઘર તરફ રવાના થયો. બાલિકા તેને જતાં જોઈ ગેવા લાગી. ગૃહિણી પણ પાલવથી વારવાર આસૂઓ લ્હોવા લાગી જતી વખતે અગધ પણ પોતાની આંખોમાંના આસૂને રોકી શકયો નહિ

અગધનુ ઘર મુગેર સ્ટેશનથી દશ ગાઉ દૂર છે. તે સ્ટેશનેથી એક બળદની ગાડી ભાડે કરી ઘેર ગયો.

આજ મુગેર શહેરમા તે પહેલવહેલો અખિલ બાબુને ત્યા નોકર રહ્યા હતો તે શુ આજકાલની ઘટના છે? અખિલ બાબુએ તે વખતે મુખત્યારની પરીક્ષા પસાર કરી વકિલાત કરવાની શરૂઆતજ કરી હતી મુગેરમા તેમણે સારો પૈસો જમા કર્યો ત્યારે હાઇકોર્ટમા ગયા. જવાને વખતે તેજ મુગેર સ્ટેશને, ગાડીમા બેસવાની વખતે લોકોની ભીડમા અખિલ બાબુનો પહેલો છોકરો સતીશ ક્યા ગયો તે કોઈએ જોયુ નહિ તે ગા નાના દરવાજા પાસે પીપળાના ઝાડ હેઠળ ઉભો રહી રોતો હતો. અગધજ તેને શોધી લાવ્યો હતો બાબુએ ખુશ થઈ પોતાના નવા વિલાયતી જૂતા અગધને ઇનામ આપી દીધા. તે જૂની વાત અગધને યાદ આવી. તે પછી તેજ સતીશ કલકત્તામા સન્નિપાત જ્વરથી મરણ પામ્યો ત્યારે અગધે એકવીસ દિવસ અને એકવીસ રાત જાગી તેની સેવા કીધી હતી બાલકનો અગ્નિસંસ્કાર કરી અખિલ બાબુ જ્યારે ઘેર આવ્યા ત્યારે તેઓ અગધને ગળે વળગી નાના રોતા કહેવા લાગ્યા, "અગધ, તું એકવાર મારા ખોવાયેલા છોકરાને શોધી લાવ્યો હતો, હવે ફરીને તેને શોધી લઇ આવ" સુખમા, દુખમાં, હર્ષમા અને શોકમાં સામિલ થઇ જેની સાથે પોતે અઢાર વર્ષ વીતાડયા હતા તેની સાથેનો સબંધ હમેશને માટે આ વખતે તૂટી ગયો અગધની ગાડી ઘણે દૂર સુધી ગગાને કિનારે કિનારેજ ચાલી જ્યારે રસ્તો બીજી તરફ વળ્યો અને ગગા દષ્ટિમાંથી દૂર થવા લાગી ત્યારે તેણે હાથ જોડી ગગાને પ્રણામ કીધા અને મનમા ને મનમાજ તેની પાસે કઇંક માગ્યુ.

કેટલાયે મહીના સુધી અગધને ઘેરથી એકે પત્ર મળ્યો નહોતો. ઘરમા માત્ર એક તેની બુઢી કાકી હતી, અન્ય કોઇ નહોતું આટલા દિવસ દરમ્યાન તે મરી ગઇ હશે કે જીવતી હશે તે વિચારતાં વિચારતા તેણે ગામમા પ્રવેશ કીધો

ઘેર પહોચી જોયુ તો દરવાજાને બહારથી તાળુ વાસેલું જણાયુ. અગધ હતાશ થઈ પાડોશીના ઘરમા હકીકત પૂછવા ગયો તો જણાયુ કે તેની કાકીને મરણ પામે ૭ મહીના થયા આડોશીપાડોશીએ એકઠા થઇ, વિચાર કરી, મુન્શી દમડીલાલ પાસે લખાવીને રેજીસ્ટર વખનાર તરીકે નામ લખાવી "અગધરામ મહેતો, કલકત્તા" એ ઠેકાણે એક કાગળ લખાવી મોકલ્યો, પણ તે કાગળ બે મહીના પછી પાછો આવ્યો અને બીચારા દમડીલાલને બે આના દડ ભરવો પડયો આ સૌ પાડોશીએ અગધને કહ્યુ કે તેણે દમડીલાલની મુલાકાત કરી બે આનાના પૈસા આપી દેવા.

પાડોશી પાસેથી કુંચી લઇ અગધ અફસોસ કરતો ઘેર આવ્યો. તેણે દરવાજો ઉઘાડી જોયું તો આગણું કચરાથી ભરેલું જણાયું. જાતજાતના નાના મોટા ઝાખરાં તેમાં

ઉગી નીકળ્યાં છે. ધરતી પણ તેવીજ હાલત છે. ધર કસ્તરથી ભરેલું છે. ઘરના ખુણામાં ઉંદરોએ માટીનો ઢગલો એકઠો કીધો છે.

અબધે દીર્ઘ નિશ્વાસ લઇ ઘરનો દરવાજો બંધ કરી પાડોશીને ઘેર જઈ આશ્રય લીધો. નોકરીમાંથી છૂટા થવાની વાત કોઇને કહી નહી. કહ્યું કે છુટ્ટી લઇ ઘેર આવ્યો છુ.

પાડોશીએ ઘણા આદર સત્કારથી તેને હોકો પીવા આપ્યો. તેણે બેએક વાર તમાકુ પી ખો ખો કરી ઉધરસ ખાતા હાથમાથી હોકો નીચે રાખી દીધો.

બાબુને ત્યા ખુશબોદાર તમાકુ પીતાં પીતાં તેની જીંદગી ગુજરી છે. કડવી તમાકુ હવે તેનાથી શી રીતે પી શકાય?

બીજે દિવસે સવારે ઉઠી અબધે મજુર રાખી ઘરનું આંગણુ સાફ કરાવ્યું. લોકો કહેવા લાગ્યા કે અબધ કલકત્તાની નોકરી કરી પૈસાવાળો થઇ આવ્યો છે. નહિ તો જેના બાપદાદાએ પોતે મજુરી કરી જીવન વીતાડયું હતું તે શું કદી બે આના રોજે મજુર રાખે!

અબધે સાંજે પોતાના ઘરમાં બેસી રસોઇ બનાવી, રેઢીના તેલનો દીવો સળગાવ્યો.

દિવાની ધુધવાતી રોશની જોઇ તેને પોતાના શેઠના ઘરનો વિજળીનો પ્રકાશ યાદ આવવા લાગ્યો.

અબધને ઘેર આવ્યે એક મહીનો થયો. મહોલ્લાના લોકો ક્રમશ પૂછવા લાગ્યા. "કહો અબધ, કેટલા દિવસની રજા મળી છે! કલકત્તે ક્યારે જશો?"

અબધ જવાબ દેતો "ઘણા દિવસ પછી ઘેર આવ્યો છું. બીજા કેટલાક દિવસ રહીને જઇશ. આ વખતે કાંઇક વધારે દિવસની રજા લીધી છે."

અબધ કોઇથી ઝાઝો મળતો નથી. તે આખો દિવસ એકલો ઘેર બેસી રહે છે. બન્ધુ બાન્ધવો અને પાડોશીઓને તુચ્છ સમજે છે. તેઓની સાથે બેસવું અથવા તેમની સાથે હસીને વાતચિત કરવી તેને પસંદ નથી. કદાચ તેની એવી ધારણા હશે કે ગામડીઆ લોકો બેવકુફ હોય છે, તેમનાથી છેટા રહેવું બહેતર છે. તેથીજ કદાચ તે પોતાના ઘરમાં છાનોમાનો એકલો બેસી મનમાં ને મનમાંજ કંઇક વિચાર કરે છે. અખિલબાબુનાં બાળબચ્ચાંઓને ખોળામાં રમાડી તેણે મોટાં કીધાં હતાં. તેમને તે પોતાના સંતાનની પેઠે ચહાતો હતો. તેનું મન આઠે પ્રહર કલકત્તાના તે પ્રિયભવનમાં તેજ વહાલાં બાળકોની સાથે ફર્યા કરે છે. કેવળ શરીરમાત્ર તેનું અહીં છે.

આ રીતે જેમ તેમ કરી બે મહીના વીતી ગયા. આખરે તે એવા વિચારપર આવ્યો કે બુઢ્ઢાબાબુને (અખિલબાબુના પિતાને) એક પત્ર લખી સૌના કુશળ સમાચાર મંગાવવા. અંગ્રેજીમાં કાગળ લખાવવોજ ઠીક પડશે એમ તેણે વિચાર્યું. ગામમાં કોઇ અંગ્રેજી ભણેલો માણસ નહોતો. તે પ્રાન્તમાં માત્ર એકજ અંગ્રેજી જાણવાવાળો માણસ હતો. તે ખડગપૂરનો પોસ્ટમાસ્તર હતો. અબધ ગામમાંથી થોડુંક ગાયનું ઉનું ઘી મેળવી પોસ્ટમાસ્તર માટે લેતો ગયો. તેના ગામથી ખડગપુર બે ગાઉ દૂર હતું. તે પોસ્ટમાસ્તરની પાસે ભેટ નરીકે રાખી, અંગ્રેજીમાં એક કાગળ લખાવી, કલકત્તે બુઢ્ઢા બાબુને નામે રવાના કરી દીધો.

એક અઠવાડીઆ પછી બુઢ્ઢા બાબુ તરફથી તે કાગળનો જવાબ આવ્યો. જે કાગળ વહેંચનાર ટપાલીઆએ તેને કાગળ આપ્યો, તેને અબધે બે આના ઇનામ આપ્યા. તેજ સમયે માથે સાફો બાંધી, મિરજાઈ જેવું પહેરી, ખભે ચાદર નાખી, ખડગપુર ગયો અને પોસ્ટમાસ્તર પાસે કાગળ વંચાવ્યો તેનો સાર નીચે મુજબઃ—

"બુઢ્ઢા બાબુને તેનો કાગળ મળતાં તેઓ રાજી થયા છે. ઘરનાં સહુ માણસો ખુશીમાં છે. વૈશાખ મહીનાની પાંચમી તારીખે અખિલ બાબુની બાલિકાનો વિવાહ થવાનો છે. બાલિકા અબધને સદા યાદ કર્યા કરે છે."

અબધ આંખોમાંથી આંસુઓ લ્હોતો લ્હોતો ઘેર આવ્યો તેણે બુઢ્ઢા બાબુને નામે દશ રૂપીઆનું મનીઓરડર મોકલવાનો વિચાર કીધો એટલા માટે કે તે અબધ તરફથી એક રંગીન સાડી ખરીદ કરી તે બાલિકાને લઇ દે.

રૂપીઆ કાઢવા અબધે પેટી ખોલી. જ્યારથી તે ઘેર આવ્યો છે ત્યારથી તેને એક દિવસ પણ પેટી ખોલવાની જરૂર પડી નથી. પેટી ઉઘાડી જુવે છે તો તેમાં એક જોડ સોનાનાં કંકણ દીઠાં. તે સ્તબ્ધ થઇ ગયો. પેટીમાં કંકણ શી રીતે આવ્યાં તેજ તે આશ્ચર્ય ચકિત થઇ વિચારવા લાગ્યો. દંતીઓ પેટીની પાસે કાઢી રાખ્યો હતો, તે ઉપાડીને જુવે છે તો તેમાં બેએક લાંબા વાળ લાગેલા હતા ત્યારે તેની સમજણમાં બધી હકીકત આવી.

પાંચ મીનીટમાંજ તેણે પોતાનું કર્ત્તવ્ય સ્થિર કરી લીધું. બીજે દિવસે તે ઘરને તાળું મારી કલકત્તા તરફ રવાના થયો.

બડા બજારમાં તેની એક મારવાડી સાથે ઓળખાણ હતી. તેની દુકાનમાં જઇ તે થોડાક દિવસ રહ્યો. તેણે પોતા તરફથી કંઇક વધારે સોનું ખરીદ કરી, બાલિકાનાં કંકણ તોડાવી, તેને કંઇક મોટા કદનાં બનાવી, તૈયાર કરાવ્યાં.

તેણે પોતાને માટે પણ કેટલાંક કપડાં ખરીદી લીધાં. એક જોડ ધોતીઆને વસન્તી રંગમાં રંગી નાખ્યું. પાઘડીને ગુલાબી રંગમાં રંગી લીધી. ઉત્સવમાં શોભે એવો વેશ ધારણ કરી અબધ પાંચમી વૈશાખને દિવસે સવારે અખિલ બાબુને ત્યાં હાજર થયો.

તેને જોઇ ઘરનાં સૌ માણસો ખુશી થયાં. બાલિકા તેનાં આપેલાં કંકણો પહેરી હર્ષથી ફુલાઈ ઉઠી. અખિલ બાબુએ આવી કહ્યું "તને મારો કાગળ મળ્યો?"

અબધે આશ્ચર્યથી પૂછ્યું "બુઢ્ઢા બાબુનો કાગળ?"

અખિલબાબુ—"બુઢ્ઢા બાબુનો નહિ, મારો કાગળ. એક અઠવાડીઆ અગાઉ મેં અહીં બાલિકાના વિવાહમાં આવવા માટે એક નિમંત્રણ પત્ર રજીસ્ટર કરી મોકલ્યો હતો. તેની સાથે દશ રૂપીઆની નોટ પણ વાટખર્ચી માટે મોકલી હતી. શું તે તને નથી મળેલ?"

ગૃહિણીએ કહ્યું "તે પોતાને ઘેર ક્યાં હતો? કલકત્તામાં આપણી બાલિકા માટે કંકણની જોડ તૈયાર કરાવતો હતો."

કંકણની વાત સાંભળી બાબુ લગાર ક્રોધિત થઇ બોલ્યા "તું ગરીબ માણસ!

આટલા બધા રૂપીઆ તેં કંકણમાં શા માટે ખરચ્યા ? એ તારી ઓછી અક્કલ નહિ તે શું ?"

અબધે હસતાં હસતાં કંકણનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો.

ગૃહિણી બોલી "ખરૂં છે. તેથીજ હું કહેતી હતી ને કે બાલિકાના જૂના કંકણો ક્યા ગયા ? આલમારીમાં રાખેલ હતાં કે પેટીમાં તેનો પણ હું નિશ્ચય કરી શકી નહિ. ઘણુંયે શોધ્યાં, પણ ક્યાંય મળ્યા નહિ."

અખિલ બાબુએ કહ્યું "ઠીક, ત્યારે અંતે બાલિકાની જ જીત થઇ, હું હાર્યો" એમ કહી હસતાં હસતાં તેઓ પોતાના ઓરડામાં ગયા.

અબધ પોતાની રંગીન પાઘડી તથા નવા જોડા ઉતારી ઘણા ઉમંગથી બાલિકાના વિવાહ સબંધી કામકાજની તપાસ રાખવા લાગ્યો.

પાઠક ! અંતે બાલિકાના સરલ સ્નેહનો જય થયો. ફરી ચોથી વાર અબધ અખિલ બાબુને ત્યા નોકરી રહ્યો.

---

# बालमित्रः

## દુષ્ટ પોસ્ટમેનઃ (ટપાલવાળો)

મા ! મ્હારી વ્હાલી મા ! આમ તદ્દન ચુપચુપ કાં બેઠી ?

બારીમાંથી વરસાદ પડે છે તેને લીધે ત્હારા વસ્ત્ર ભીના થાય છે અને બગડે છે, તેની પણ હું દરકાર કાં નથી કરતી ?

ચાર વાગ્યાના ટકોરા ત્હેં સાંભળ્યા કે ? મ્હોટા ભાઈને સ્કુલેથી આવવાનો સમય થયો છે

આજ ત્હને શું થયું છે કે કાંઇક ન્હોજ જણાય છે ?

મ્હારા પિતાનો કાગળ શું આજ નથી આવ્યો ?

ટપાલવાળા પાસે આજ તો આખા ગામના કાગળ હતા. મ્હને લાગે છે કે પિતાના કાગળો તે પોતે વાચવા માટે રાખે છે અને આપતો નથી મ્હને ખાત્રી છે કે એ દુષ્ટ માણસ છે, પણ ત્હેને માટે મા ' દિલગીર થઇશ નહિ !

આવતી કાલ પાસેના ગામમાં મ્હોટો મેળો ભરાવાનો છે ત્યા આપણા ચાકરને પેનસીલ તથા કાગળ ખરીદવા મોકલજે.

પછી હું પોતે મ્હારા પિતાશ્રીને કાગળ લખીશ અને એક પણ ભૂલ નહિ થવા દઉં.

મ્હને 'અ'થી તે 'ક' સુધી બારાખડી આવડે છે અને લખી પણ જાણું છું

પણ મા ! તું હસે છે કેમ ?

ત્હને એમ લાગે છે કે હું મ્હારા પિતાના જેવુ નહિ લખી જાણું !

હું મ્હારો કાગળ બરોબર લખીશ અને અક્ષર મ્હોટા કરીશ. જ્યારે હું કાગળ લખી રહીશ ત્યારે તું એમ ન માનજે કે હું મ્હારા પિતા પેઠે મૂર્ખ કરી કાગળ ટપાલવાળાને આપું. ના, ના, હું કાંઇ મૂર્ખ નથી !

હું પોતે ત્હને કાગળ હાથોહાથ આપીશ અને કાગળ વાચવામા ત્હને મદદ કરીશ.

હું જાણું છું કે ટપાલવાળો ત્હને સારા સારા કાગળ નથી આપતો.

"C—."

(રવીન્દ્રનાથ ટાગોર કૃત "ચન્દ્રકલા" માંથી.)

# સુન્દરી સુબોધ.

સચિત્ર માસિક પત્ર

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता: । मनु.

| | | |
|---|---|---|
| ફેબ્રુઆરી | | પુસ્તક |
| અને | | ૧૪ |
| માર્ચ | | અંક |
| ૧૯૧૭ | | ૨-૩ |



ઇંગ્લંડના મુખ્ય પ્રધાન રાઇટ ઑનરેબલ લૉઇડ જૉર્જ.


આદ્ય સ્થાપક
શ્રી [illegible] સમાજ.

પ્રકાશક અને તંત્રી
રામમોહનરાય જસવંતરાય.

# સુન્દરી સુબોધ

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પઠિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય", પોતપોતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને કલેશોનાથી છુટી, એ કુટુમ્બનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને; કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે", સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાસંગિની બની દુઃખતિમિરમાં ડુબતાં બાન્ધુના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, ઉજ્જ્વલ કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી....સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે." ]

૧૪ મું. ] ફેબ્રુઆરી-માર્ચ ૧૯૧૭. [ અંક ૨-૩.

## उदयगुंजन.

### આપણું શેહેર.

[ આ સૂચી પત્રની હકીકત એકલા અમદાવાદનેજ નહિ પણ આપણા દેશના સઘળા ગામો તથા શહેરોને લગભગ એક સરખી રીતે લાગુ પડે છે. ]

સજ્જનો!

અમદાવાદ એ ગુજરાતનું પાટનગર છે. જુના ઐતિહાસિક સ્થળો, સુન્દર કોતરકામ તથા હાલના મીલ ઉદ્યોગને લીધે એની કીર્તિ બહુ દૂર દેશો સુધી ફેલાયલી છે. હમણાં જે કોન્ગ્રેસ ફતેહમંદ રીતે પાર પડી તેથી આપણા જાહેર-જીવનના તથા સ્વદેશાભિમાનના પણ સારા વખાણ થયા છે. અને, એ રીતે વિચારતાં એમ અભિમાન થઇ જાય છે કે આપણો કાંઇ જેવાતેવા શહેરના શહેરી નથી.

પરન્તુ બીજી બાજુ જુઓ, અને આપણું અંતર તપાસો, ઉત્તમ શેહેર બનાવવાને હજુ ઘણું કરવાનું બાકી છે. ગીચ વસ્તી, હવા અજવાળા વગેરેના ઘરો, ગંદી પોળો અને સાંકડાં રસ્તાઓ, કચરાપેટીઓ તથા ખાળકુવાઓને પીશાબખાનાની દુર્ગન્ધ અને બીજી ઘણી આ બધું કેટલાં કેટલાં નુકસાન કરે છે, તે બાબત તમે કોઇ વખત વિચાર કર્યો છે?

આપણી એકાદ પોળમાં સ્હવારના પેસીયે અને એક છેડેથી બીજે છેડે સુધી જઇ આવીયે તો શું જોઇએ છીયે ? માઓ, છોકરાંને ઓટલા પરથી ઝાડે ફરાવતી હશે; સ્ત્રીઓ ઝાડુ વળાઇ રહ્યા પછી ઘરનો ક્ચરો દૂરથી ફેંક્તી હશે; થુંક, ગળફા, લીંટ, પરૂ વગેરે રસ્તામાં નંખાતું હશે; ગાયોની ચારો આગળ અને બીજે ઘણે ઠેકાણે માખીઓના બણબણાટ ચાલી રહ્યા હશે અને ચેપી ધૂળથી વાસણો મંજાતાં હશે ! વગેરે, વગેરે.

તાવ અને ક્ષય આપણા શેહેરના મુખ્ય રોગો છે અને બંને રોગો સંભાળથી દૂર કરી શકાય એવા છે. હજારો બાળકો કમોતે મરે છે અને ધ્યાન રાખીએ તો એમાંથી અડધાં જરૂર બચાવી શકાય એવું છે. સુવાવડોમાં ઘણી અબળાઓ બિચારીઓ નાહક હેરાન થાય છે અને અકાળે મરે છે: અંધારા ઓરડા, મેલાં લુગડાં અને મૂર્ખ દાયણો રાખવાની રૂઢીજ જો ફેરવીયે તો દર વર્ષે સેંકડો સ્ત્રીઓ બચે.

દારૂથી હજારો ઘર ખુવાર થાય છે, છતાં વર્ષોવર્ષ દારૂનું વ્યસન વધેજ જાય છે.

બાળકોને ન્હાનપણમાં પરણાવીએ છીએ, અને વરઘોડા તથા જમણવારોમાં લાખો રૂપીયા નકામા ઉડાવીએ છીએ; પરન્તુ પુષ્ટિકારક ખોરાકથી બ્રહ્મચર્યના લાભ આપીને, કે. ક્રમગનની ગોઠવણો કરીને ભવિષ્યની પ્રજાનું કંઇ પણ હિત ધ્યાનમાં લેતા નથી.

જનસમાજની આવી સ્થિતિથી ત્હમે સંતોષ કેમ માની શકો ? ગંદુ શેહેર, નિર્બળ પ્રજા અને હાથે કરીને ઉભાં કરેલાં સાંસારિક દુઃખોમાંથી મુક્ત થવાના ભગિરથ પ્રયત્નો આદરો ! એક વિદ્વાન પુરૂષનું વચન છે કે:—

"જે ગામમાં દુર્ગંધ, માખીઓના બણબણાટ અને નાવો ચાલ્યા કરે તેના શેહેરીઓને શરમ છે."

ચોક્ખાઇ એ ધાર્મિકતાનુંજ અંગ છે. સૂર્યનો તડકો, ખુલ્લી હવા, સ્વચ્છ પાણી અને કસરત એ તો વગર પૈસે મળે છે અને એટલાથીએ આપણું આરોગ્ય વધે છે અને દીર્ઘાયુષી થવાય છે.

. શરીર સુધારવું એ મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે. અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થ તન્દુરસ્ત શરીર વિના સાધી શકાતા નથી.

લિ. ડાક્ટર હરિપ્રસાદ પ્ર. દેસાઇ, . પ્રસિદ્ધ કરનાર,
અમદાવાદ સેનીટરી એસોસીએશન.

---

## સતીનો મહિમાઃ

મળે પુત્રને માતાથી જ્ઞાન, એવી સતીને દો સન્માનઃ
મત અબળા સબળા હોય, થાય મદાલસા સમી તોય.

સતી પતિ પુત્રોને તારે, સતી ઉભયકુળને ઉજાળે;
જન્મભીતિ સતીથી જાય, હરિસુખ દેવ પ્રસન્ન બહુ થાય.

-શ્રી. હરિમુખગૌરી કૃત "જ્ઞાનવાટિકા."

# સન્નારીઓને ચરણે!

લેખક:—શ્રીયુત "ધીરજ."

બ્હેનો! ભારતની દેવીઓ! આર્યાવર્તનાં ગૃહકુંજોને ઓપાવનારી સન્નારીઓ! આજ નવલ વર્ષની નવલ ઉષાએ તમારૂં મંગળ નામ સ્મરણ કરી—તમારી મહત્તાનું ગાન કરી કૃતજ્ઞ હૃદય તમને અભિનન્દે છે.

આર્ય મહિલાઓ! સમગ્ર સૃષ્ટિમાં તમારા જેવું સ્વાર્પણ કોણ કરી શકે છે? પ્રાચીન કાળથીજ તમે તમારી સંસાર દિક્ષાને માટે જાણીતાં છો! હજારવાર વંદન છે એ પ્રાતઃસ્મરણીય સાવીત્રીને કે જેણે યમરાજના હાથમાંથી મૃત્યુ પામેલા પતિને મેળવ્યો! લાખ વંદન છે એ જનકાત્મજા સીતાને કે જેણે રાવણની લાલચોને લાત મારી! અને કરોડો વંદન છે એ તારામતી, દમયંતી, મૈત્રેયી, અરૂંધતી, અનસુયા વગેરે પ્રાચીન મંગળ દેવીઓને કે જેમણે પોતાનું જીવન પતિવ્રત ધર્મથી ઓપાવ્યું! બ્હેનો! પતિને પતિમાં જ પ્રભુની ભાવના રાખી શિયળમાં દૃઢ રહેવાનું માન ભારત વર્ષને આજ તમારે લીધેજ છે. હા! કૌમારના નિર્દોષ—નિર્મળ કિનારેથી તમે જ્યારે લગ્નની દિક્ષા લઈ સંસારમાં પ્રવેશ કરો છો ત્યારે તમારી ભાવનાઓ સ્વ. ગોવર્ધનરામ ભાઈની લેખનપુત્રી—"ગુણીયલ" કરતાં શું ઓછી આશાવન્ત હોય છે? પ્રભુ સેવા કરતાં પતિસેવાને તમે પ્રધાન ગણો છો. "સ્હેવા—સ્હાવા"ના વિરલ મન્ત્રોથી અવિભક્ત કુટુંબના વિષમ બોજાઓ તમે વહન કરો છો. સાસુ—નણંદની કર્કશતાની અવગણના કરી પતિ દેવને તમે અનન્યભાવે પૂજો છો. અને કાર્યદક્ષ થઈ તમારી ગૃહકુંજોને સુખ—સૌરભથી મ્હેંકાવો છો. દયાળુ દેવીઓ! એ તમારો અનિર્વચનીય પ્રભાવ કેવી રીતે માપી શકાય?

બ્હેનો! માતા તરીકેની તમારી મહત્તા તો અસીમ છે. બાળકને માટે તમે પત્થર એટલા દેવ કરો છો, તમારો જીવનમંત્ર 'પ્રેમ'જ હોય છે, તેમ બાળકની ઉપર તમે અસ્ખલિત વ્હાલનો વરસાદ વરસાવો છો. એવી કઈ વસ્તુ દુનિઆમાં હયાતી ધરાવે છે કે જે તમે તમારા બાળકના શ્રેય ખાતર ન તજી શકો? બાળકના કઠોર અવાજ તમને કોયલના મિષ્ટ ટહુકા જેવા લાગે છે. બાળકના નિમિત્ત વગરના હાસ્યમાં તમે સ્વર્ગનું સુખ અનુભવો છો. અને બાળકના મળ—મૂત્રને જરા પણ ક્ષોભ લાવ્યા વિના તમે હાથમાં ધારણ કરો છો; રે! કંઈ પણ સુગ લાવ્યા વિના ફુલની છાબડી પેઠે ગ્રહણ કરો છો! શું તમારી માતા તરીકેના જીવનની આ ઓછી મહત્તા છે? તમારે માટે શાસ્ત્રકારોએ પણ **गरीयासि माता ने नास्ति मातुःसमो गुरुः** એમ લખ્યું છે. વ્હાલામાં વ્હાલી વસ્તુ સંતાનને આપીનેજ તમે સંતોષ પકડો છો. બાળકને અવિનિત જોવા છતાં તમે જરા પણ સ્નેહ કમી કરતા નથી. **कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति** એ વચન તમારા વત્સલ હૃદયને લીધેજ લખાયું છે. આધુનિક કેળવણીનો પ્રવાહ ઉછરતી પ્રજા ઉપર ગમે તેવા પ્રકારની અસર કરે પણ એવો કોણ દુષ્ટ હશે કે જે માતાના ગુણની અવગણના કરશે? બ્હેનો! માતાની મહત્તા સિદ્ધ કરવા માટે જીંદગીપર્યંત કલમ ચાલે તો પણ પરિણામે સંભિની અસમર્થજ નીવડે! આધુનિક સંક્રાંતિ યુગમાં તમને કેળવણી રહિત રાખનારાઓ અતીવ પાપી છે. તમારી મહત્તા નહિ સમજનારાઓ નરદેહે રાક્ષસ છે. સ્ત્રીઓના સાંભળતાં વેદ મંત્રોના ઉચ્ચાર

ન થાય એવું કહેનારા પંડિતો મૂર્ખજ છે. કારણ કે મંડનમિશ્રનો બચાવ કરવા શંકરાચાર્ય સામે લડત ચલાવનાર સરસ્વતીના વેદજ્ઞાનનો તેમને ખ્યાલ નહિજ હોય! ગૃહિણી વિનાનું ગૃહ સ્મશાનવત્ લેખાય છે એ તમારો કેટલો પ્રભાવ? ભારતની મંગળ મહિલાઓ! તમારી અધમતા ગાનાર સંસાર ત્યાગી સાધુ-કવિઓને તમારૂં સ્વરૂપ કેવું દેખાયું હશે? ખરૂંજ છે કે તમે તમારા ઉજ્જવળ ગુણોથી દેવીઓ બની શકો છો અને અધમ સંગતિથી રાક્ષસી બનો છો! દોષ તમારો નથી; પુરૂષોનો છે. ખાણમાંથી ખોદી કાઢેલો મણિ સરાણે ચડાવી પહેલદાર બનાવે છે, ત્યારેજ કિંમતિ થાય છે. તેમ સ્ત્રી શરીર સંસારનું રત્ન છે, પણ તેને યોગ્ય કેળવણીની ખાસ જરૂર છે. તમને અજ્ઞાન રાખવામાં અમને કંઇ લાભ નથી બલ્કે નુકસાન વધારે છે. કેમ કે પુરૂષના કર્તવ્યમાં એક પણ સ્થાન એવું નથી કે જેમાં તમારી સહાયતાની અપેક્ષા ન હોય! તમારા અસીમ મનોબળથી, તમારા હૃદયની ઉદાર વત્સલતાથી અને તમારી ગહન સેવા ભાવનાથી સંસારમાં વિજયનો વાવટો તમે ફરકાવી શકો છો. 'ગૃહરાણી,' 'ગૃહદેવી' એવાં માનપ્રદ સંબોધનો તમને અન્વર્થ મળેલાં છે; કારણ કે પુરૂષ દ્રવ્યોપાર્જન કરે છે પણ તેના ઉપર સ્વામિત્વ તો તમારૂંજ છે ને! ધૈર્ય, કોમળપણું, જનસ્વભાવનું ઝીણું જ્ઞાન અને રસિકતા વગેરે કમનીય ગુણોથી તમે પુરૂષ હૃદય સત્તા જમાવી શકો છો; છતાં ફળના આગમથી વૃક્ષો નમ્ર થાય તેમ વધારે સત્તા મળવાથી તમે વધારે નમ્ર થાઓ છો એ તમારી સુજનતા!!

ભારતની સૌભાગ્ય દેવીઓ! તમારૂં સૌભાગ્ય વૃદ્ધિગત થાઓ! આર્યાવર્તની ઉજ્વળ આશાઓ! તમારી કામના સફળ થાઓ! ભારતની પુણ્યવંત પ્રેમપ્રતિમાઓ! તમારા અભિલાષ વૃદ્ધિ પામો! પુરૂષ અને પ્રકૃતિની બેલડીથીજ આ વિશ્વ-બ્રહ્માણ્ડની શરૂઆત છે. એક વિના બીજું નકામું છે. પરસ્પરની માનસિક ને આધ્યાત્મિક ઉન્નતિ માટે ઉત્તમ સંસ્કાર અને અનુપમ સદ્ધચાર જરૂરનાં છે. જીંદગી એક અવિરત યજ્ઞ છે, કે જે યજ્ઞમાં આપણાની આહુતિ આપી જીવનના કેન્દ્રને ઉચ્ચ કક્ષામાં મૂકવાની જરૂર છે. અહોહો! મિથ્યાભિમાન જેમ એક પાપ છે તેમ આત્મવંચના પણ મહાપાપ છે! તમારૂં ગૌરવ વિચારો! પરાપૂર્વથી તમે દેવી તરીકે પૂજાયાં છો. તમારી અને લક્ષ્મીની વચ્ચે કાંઇ તફાવત નથી ( स्त्रियः श्रीयश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ) મનુમહારાજે તો તમારે માટે લખ્યું છે કે "જ્યાં સ્ત્રી સન્માનિત છે ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે. જ્યાં સ્ત્રીઓને સન્માન નથી ત્યાંની સઘળી ક્રિયા વ્યર્થ છે." ( यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाःक्रियाः ) શું આ ગૌરવ જેવું તેવું છે? ભગવાન્ રામચંદ્રને અશ્વમેધ યજ્ઞ કરતી વેળા સીતાની હિરણ્યમયી-સુવર્ણની પ્રતિકૃતિ-પ્રતિમા કરાવવી પડી હતી, એ શું સૂચવે છે? ધાર્મિક ક્રિયા માટે, પિતૃઋણ ચુકવવા પુત્રોત્પત્તિ માટે અને ઉભયની એક સાથે ઉન્નતિ સાધ્ય કરવા માટેજ સ્ત્રી-પુરૂષનાં 'લગ્ન'ની ક્રિયા નિર્માણ થઇ છે. અહોહો! તમારી મહત્તા તપાસો! ભીરૂતા, અનુદારતા, વિવેકશૂન્યતા, સ્નેહશિથિલતા વગેરે જે વિશેષક દુર્ગુણો હોય તે તજી દ્યો. હૃદયનાં એવાં તુમુલ તુફાનો શમી જતાં વૈમનસ્ય, ગ્લાનિ કે યંત્રણા કાંઇપણ નહિ રહે-સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય સ્થપાશે અને સંસાર એક સ્વર્ગ બનશે. ભગિનીઓ! પ્રેમ-પિયૂષથી છલકાતા ઉત્તમ દામ્પત્યનો તો દેવોને પણ અભિલાષ થાય છે!!

न स्त्रीस्वातंत्र्यमर्हति એ મધ્યકાલિન માન્યતાનો હવે અંત આવ્યો છે. ઠેકાણે ઠેકાણે સ્ત્રીકેળવણીના પ્રયાસો થાય છે, અને 'ભણે તો રાંડે વહી જાય!' એ ભાવના કમી થતી જાય છે. ગામડાઓમાં પણ કન્યાકેળવણીનો પ્રચાર થવા લાગ્યો છે, અને સ્થળે સ્થળે "મહિલામંડળો" "વનિતા વિશ્રામો" "લેડિઝ કલબો" વગેરે આવકારદાયક સ્ત્રીસંસ્થાઓ ઉભી થવા લાગી છે. સ્ત્રીની પરિસ્થિતિ સાંપ્રત સંસ્કૃતિને અનુકુળ થતી જાય છે એ એક મહદ ભાગ્યની નિશાની છે. બ્હેનો! મોજ-શોખની ખોટી લાલસા સ્ત્રીત્વને કલંકિત કરે છે એ ભૂલશો નહિ. કુટુંબ વત્સલા બની કુટુંબને ઉદ્ધારજો અને દેશવત્સલા બની દેશોદ્ધારમાં નિમગ્ન રહેજો!

આપણા જીવનશક્તિના નાશનું કારણ શોધજો, અને જે વિષમય પ્રથાઓથી સમાજની અવનતિ થાય છે, તેને નીવારવામાં ઉદ્યુક્ત રહેજો. એ તો ખરૂં જ છે કે પતિના ગુણની–સ્વભાવની અસર સ્ત્રીઓ ઉપર બહુ વિલક્ષણ થાય છે (यादृग्गुणेन भर्ता स्त्री संयुज्येत यथाविधिः तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा.) પણ પુરૂષમાં કર્તવ્યપરાયણતા ઓછી હોય તો સ્ત્રીએ તે ન્યૂનતા પૂરવી જોઈએ. અન્યોન્ય ઠેરી ન્યૂનતા પૂરે અનુરૂપ દંપતી, બ્હેનો! વિચાર વિનિમયે જીવનસહચાર સાધી પતિને સાથે વધુનેજ ઉદ્ધારજો. 'સદ્ગુણોથી ભાર્યા કુળનો ઉદ્ધાર કરે છે.' (गुणैश्च भार्या कुलमुद्धरन्ति) એ શાસ્ત્ર વચનને સિદ્ધ કરવાનો તમારો પરમધર્મ છે. બીજાં આભૂષણો કરતાં શિયળના ને સદ્ગુણોનાં આભૂષણો વધારે દીપે છે. ખોટી જરૂરીઆતો અને નકલી સુધારો આપણી આર્યમહિલાઓને કોઈપણ રીતે ઇષ્ટ નથી હો!

ભારતની પુનિત પુત્રીઓ! પશ્ચિમના દેશોની સંસ્કૃતિ ત્યાંની ઉત્તમ નારીઓને લીધેજ વધેલી છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની સ્ત્રીઓ તો કેળવણીમાં ઘણી આગળ વધેલી છે. તેઓ દરેક જાતનું શિક્ષણ લઈ ધણીના કામમાં મદદરૂપ થાય છે. ત્યાંની "ઇન્ટર નેશનલ વીમેન્સ લીગ" નામની બીજા દેશોની સ્ત્રીઓની હાલત જાણનારી સંસ્થા દુનિયામાં અજબ કામ કરે છે. સ્ત્રીજાતિના હિત માટે સમગ્ર આયુષ્ય વ્યતીત કરનાર મીસ મેરી કાર્પેન્ટર જેવી અનેક સાધ્વીઓ આપણા હિન્દમાં પેદા થાય, ત્યારેજ ભારતનું ભવિષ્ય સુધરી શકે! બ્હેનો! તમારી પ્રભુતા પરણી કર્તવ્યમાં આગળ વધો! તમારી જીવનયાત્રા સુખાવહ કરી રાષ્ટ્રીયજીવનને ઉન્નત કરવા તત્પર થાઓ!

સન્નારીઓ! ભારતનું ઉજળું ભવિષ્ય તમારા હાથમાં છે. સુભાગ્યે પાછલા પચ્ચીસેક વર્ષથી તમારે માટે કર્તવ્યના ક્ષેત્ર શોધાય છે, અને સ્વ. ગ. સ્વ. જમનાબ્હેન સક્કઈ તથા શ્રીમતિ ન્હાનીબ્હેન ગજ્જર જેવા સ્ત્રીરત્નોએ અસીમ મનોબળ ને વિરલ કર્તવ્ય નિષ્ઠાથી તમારો ઉત્કર્ષ સાધવા યત્ન સેવ્યો છે. હિન્દની કેટલીક વિદ્વાન બ્હેનોએ સ્વકાર્યો કે સંતાન સંરક્ષણ-સંવર્ધનના કામો ઉપરાંત સેવાના અનેક ક્ષેત્રોમાં ખેડાણ આરંભ્યું છે. શ્રદ્ધા છે કે તમારો શ્રમ વૃથા નહિજ જાય! મનુમહારાજના ભાખેલા ભવિષ્ય પ્રમાણે ભારતમાં ઘેર ઘેર દેવરૂપા નરસે, સ્ત્રી-પુરૂષના વૈમનસ્યને બદલે ઘેર ઘેર સ્નેહનાં સામ્રાજ્ય સ્થપાય, અને ભારતના ભાવી જીવનમાં તમારી ઉત્તમતાએ અનેરો આહ્લાદ પ્રગટે એવી શુભેચ્છાથી તમારાં પુનિત ચરણોમાં આજ મંગળમય દિવસે ભક્તિભાવે કોટી કોટી પ્રણામ કરી વિરમું છું. शुभं भवतु!

## नारीस्तोत्रम्.

( શ્રીમનુસ્મૃતિ ઉપરથી )
સંપાદક શ્રીયુત કમળાકાન્ત.

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्याभूषयितव्याश्च बहु कल्याणमीप्सुभिः ॥
પિતુ, ભ્રાતા, દીયર, પતિ,–જો ચાહે કલ્યાણ,
વસ્ત્રાભૂષણથી કરે, શ્યામાનું સન્માન

यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाःक्रियाः ॥
નમન થાય જ્યાં નારીને, ત્યાં દેવોનો વાસ,
સકળ ક્રિયા નિષ્ફળ બને, જ્યાં નારીને ત્રાસ.

शोचन्ति जामयोयत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥
જે કુળમાં દારા દુખી, નિશ્ચે તેનો નાશ
પ્રસન્ન તે જ્યાં છે સદા, પૂર્ણ પ્રમોદ પ્રકાશ.

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥
અપમાને અકળાઈ દે શ્યામા જે ઘર શાપ
શ્મશાનની સમ તુર્ત તે થાયે આપોઆપ.

तस्मादेताः सदापूज्याभूषणाच्छादना शनैः
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥
કુળ કામિનીનો કરો, સદા સ્નેહ સત્કાર,
ઉન્નતિનું ઉત્તમ અતિ, નિશ્ચય છે તે દ્વાર

संतुष्टोभार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याण तत्र वै ध्रुवम् ॥
જહિં પરસ્પર પૂર્ણ છે, પતિ પત્નીમાં પ્રેમ
તે કુળમાં નિત્યે વધે, સુખકર મંગળ ક્ષેમ.

स्त्रिया तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव नरोचते ॥
જો રામા રાજી રહે, તો શોભે સૌ કુળ
દુખી તે તો સૌ દુખી, એ ઉપદેશ અમૂલ.

# वार्तालहरी.

## મોહનમાળા.

લેખક રા. રા. જયન્તિલાલ મગનજી ઓઝા, બી. એ.

( ૧ )

વિહારીલાલની ગણના તેના મિત્રમંડળમાં એક કમનસીબ માણસ તરીકે થતી હતી. ખેડા જીલ્લામાં તેના વડીલની સ્થાવર જંગમ મિલ્કત ઘણી સારી હતી પણ અંબાલાલ પટેલની સ્હામે હાઈકોર્ટ સુધી લડીને પણ પોતાના પક્ષમાં હુકમનામું મેળવવા જતાં બધું ગુમાવી બેઠા. તેના કજીઆખોર સ્વભાવથી કંટાળીને તેની સંપત્તિએ ગામના શાહુકાર પ્રિય મારવાડીઓનો તથા વકીલોનો આશ્રય લીધો!

વિહારીલાલે બી. એ. સુધીનો અભ્યાસ પોતાની હિમ્મત પરજ કર્યો, વિદ્યાભ્યાસને માટે તેના વડીલ તરફથી તેને કોઈ પણ પ્રકારની મદદ મળી નહી. હાઈસ્કૂલની તેમજ કોલેજની બધી પરીક્ષાઓ વિહારીલાલે દર વર્ષે પાસ કર્યાથીજ તેઓ બી. એ. સુધી પહોચી શક્યા. જો એકાદ પરીક્ષામાં ફાળી ટીલી આવી હોત તો મુંબઈના શેઠીઆ તરફથી મળતી મદદ બંધ થઈ ગઈ હોત અને વિહારીલાલના વિદ્યાભ્યાસની સમાપ્તિ થઈ ગઈ હોત. પણ હવે છેલ્લી પરીક્ષામાં તેમનું ગાડું અટક્યું! સંસ્કૃત ભાષાનો અને તેમનો પહેલેથીજ અણુમનાવ હતો અને છેવટે એજ વિષયે તેમને દગો દીધો.

વિહારીલાલે કરેલી નીચની શોધ અપૂર્વ છે, એમાં તો શક નથી. તેમનું કહેવું એવું છે કે પરીક્ષાને વખતે સંસ્કૃત પરીક્ષકના ગામમાં એક પુનર્વિવાહ થયો. આ પ્રસંગે ગામને શણગારવાના અને સભાઓ ભરવાના અગત્યના કામમાં પરીક્ષક મહાશય ગુંથાઈ ગયેલા હોવાથી તેમને પરીક્ષાના ઉત્તરપત્રો તપાસવાની ફુરસદ મળી નહી! છેવટે પરિણામની તારીખ પાસે આવતાં તેમણે એક યુક્તિ શોધી કાઢી. જે વિદ્યાર્થીના ઉત્તરપત્રનું *વજન ચાળીસ તોલા થાય તે પાસ, અને બાકીના નાપાસ! જે વખતે વિહારીલાલનું* ઉત્તરપત્ર ત્રાજવામાં પડ્યું તે વખતે પરીક્ષક મહાશયના અટકચાળા છોકરાએ ત્રાજવાની કડી ચડાવી દીધી, તેથી ઉત્તરપત્ર ઠરાવેલા વજનથી કમી થયું અને વિહારીલાલને બી. એ ની માનવંતી ઉપાધિ મળી નહી! આ વાત પરીક્ષકના ઘરના એક છોકરાએ કહી છે એમ વિહારીલાલ પ્રતિજ્ઞા પર જણાવે છે

અરીસાઈને લઈને બીજે વર્ષે નસીબ અજમાવવાની શક્તિ તેમનામાં નહીં હોવાથી, પોસ્ટ માસ્તર જનરલની ઓફિસનો ઉમરો ઘસી તેમણે મહા મહેનતે રૂ. ૩૦ ના પગારની નોકરી મેળવી પણ તેમનું કમનશીબ અહીં પણ તેમને નડ્યું. આંખ નબળી હોવાથી ડૉક્ટરની પરીક્ષામાં તેઓ સરકારી નોકરીને માટે નાલાયક ઠર્યા! હવે બીન છૂટકે તેમને કોટમાં શેઠ હમીરમલને ત્યાં નોકરી સ્વીકારવી પડી. નવરાશની વેળાએ ટાઇપ રાઇટિંગ શીખવાથી બે વર્ષમાં તેમનો પગાર દશ રૂપીઆ વધ્યો.

"કોઈ પણ વસ્તુની માગણી વધવાથી તેની પેદાશ પણ વધે છે," આ અર્થ શાસ્ત્રનો નિયમ વિહારીલાલ કોલેજમાં શીખ્યા હતા. પણ તેથી ઉલટું—"પેદાશ વધે તો માગણી પણ વધે છે," આ અપૂર્વ તત્વનો પરિચય તેમને સંસારમાં મળ્યો !— "એકદમ દશ રૂપીઆ પગાર વધ્યો તો બચેલા પૈસામાંથી એક મોહનમાળા કરાવી દેવી જોઇએ," એવી હઠ રમાબાઇએ પકડી. થોડા વખત સુધી તો વિહારીલાલે પોતાની અર્ધાંગનાનું બોલવું ઉડાવ્યા કર્યું, પણ કોઇ રીતે રમાબાઇ સમજી નહીં. છેવટે વિહારીલાલને રૂદ્રાવતાર પણ ધારણ કરવો પડ્યો, પણ રમાબાઈ આમ થોડી દાદ દે એવી હતી ! રૂસણું, આંસુ, અને રાત્રિ ભાષણો !—સ્ત્રી જાતિના આ પ્રબળ અસ્ત્રોનો ઉપયોગ કરી રમાબાઇએ થોડા વખતમાંજ વિહારીલાલને મ્હાત કર્યા.

(૨)

"શુનું, વાટ તે ક્યાં સુધી જોયા કરવી ? સાડાછની ગાડી તો ચોક્કસ મૂક્યા હોવા જોઇએ. હવે પોણુ કલાક સુધી તો વાટ જોવાનીજ નહીં. જે દિવસે વ્હેલું આવવાનું કહ્યું હોય, તે દિવસે તો ચોક્કસ મોડાજ આવવાના. મળ્યા હશે કોઇ મુવા કાળાં મ્હોંના ! પછી ઘર યાદ આવવાનુંજ નહીં—" આમ બબડતી રમાબાઇ બંગલામાં ગઇ.

વિહારીલાલની સ્થિતિ બંગલામાં રહેવા જેવી ન્હોતી, એ વાચકોને ખબરજ છે. પણ બે મહિનામાં સુભાગ્યે શેઠ હમીરમલ જાત્રા કરવા ગયા, અને ગિરગામમાં પ્લેગ બંધ પડે ત્યાં સુધી શેઠનો સાંટાક્રુઝનો બંગલો વિહારીલાલને મળ્યો. શેઠજીની જાત્રા ધાર્યા કરતાં લાંબો સમય ચાલી. જુન મહિનો પૂરો થયા છતાં શેઠ પાછા આવ્યા નહોતા. એટલે વિહારીલાલજ બંગલામાં રહીને સુખોપયોગ કરતા હતા.

સંધ્યાકાળ થવાથી ધીમે ધીમે અંધારૂં થવા લાગ્યું. વર્ષાદ પણ ઝરમર ઝરમર વરસતો હતો. આસપાસના બંગલામાં પણ માણસનું નામ ન્હોતું. વિહારીલાલના બંગલાનો માળી લગ્ન નિમિત્તે સહકુટુંબ વસઈ ગયો હતો. આવી સ્થિતિમાં રમાબાઇ વિહારીલાલની અતિ ઉત્કંઠાથી વાટ જુવે એમાં આશ્ચર્ય ન્હોતું. પણ પતિરાજની આટલી ઉત્કંઠાથી વાટ જોવાનું એક બીજું પણ કારણ હતું.

રમાબાઇ અંદર જઇ સ્ટવ સળગાવવા લાગી, પણ આજ તેનું ચિત્ત ઠેકાણે ન્હોતું. વચમાં વચમાં ઉઠીને તે રેલ્વે ટાઇમ ટેબલનાં પાનાં ફેરવતી, વળી ઘડિયાળ તરફ જોતી. પાછી ભમર ચડાવી કામે લાગતી. ઘડિયાળમાં સાતના ટકોરા થાય તે પ્હેલાં તો તેણે બંગલાનો પાછલો દરવાજો ઉઘાડ્યો.

અનિમષ નેત્રે રમાબાઈ સ્ટેશનના રસ્તા તરફ જોતી હતી. થોડા વખતમાં રસ્તામાં એક છત્રી દેખાવા લાગી—"હા, આવ્યા ખરા !" કાદવ અને જોડાનો સંયોગ ન થાય એટલા માટે એક પત્થર ઉપરથી બીજા પત્થર પર કૂદતા વિહારીલાલની સ્વારી બંગલાના દરવાજા પાસે આવી પ્હોંચી.

'બહુ વ્હેલા આવ્યા હો !' આમ કહીને મ્હોંટેથી બબડતી રમાબાઇએ વિહારી-

લાલના હાથમાંની બેગ લીધી. બેગના વજનને લઇને તેની તનુલતા જરા ઝૂકી, અને તેના ચ્હેરા પર હાસ્યની રેખા ચમકવા લાગી.

"અરે ! આટલો બધો ભાર ! શું રોકડજ આણ્યું છે ? અહીં સુધી લાવ્યાં તે તમારા હાથ દુખવા આવ્યા હશે "

રમાબાઇએ પ્રેમથી પૂછેલા આ પ્રશ્નનો ઉત્તર આપ્યા વિનાજ "હુર્ર્રરા ! હુર્રરા !" કરતા વિહારીલાલ કપડાં ઉતારવા લાગ્યા.

બેગમાંથી રૂપીઆ કાઢીને ટેબલ પર મૂકતા રમાબાઇએ પૂછયું:—" ત્રણસોજ લાવ્યા છો ને?"

"પોણા ત્રણસો."

"કેમ ? પચ્ચીશ ઓછા કેમ લાવ્યા ?"

"મ્હોટી બાદશાહની બેટી !—તે બાર તોલાનીજ મોહનમાળા જોઇએ કેમ ? અગીઆર તોલાની મોહનમાળા શરીરને ખુંચતી હશે ! અમારી ઑફિસમાં ડુંગરશી કારકુન કહેતો હતો કે સ્ત્રી માટે આઠ તોલાની માળા કરાવો એટલે થયું, પણ તું તો મને દિવાળુ કઢાવવા બેઠી છે ! તને કંઇ અગીઆર તોલાની મોહનમાળા ચાલે ?"

પોણા ત્રણસો તો પોણા ત્રણસો, પણ એક વાર પતિરાજના હાથમાંથી રૂપીઆ તો છૂટયા ! એ વિચારેજ રમાબાઇ ઘેલી બની.

"નાહક ગુસ્સે શું કામ થાઓ છો ? મ્હેં તો આપને સ્હેજ પૂછયું હતું." રમાબાઇ હસતાં હસતાં બોલી. "રસોઇને થોડીવાર છે, થોડું દુધ ગરમ કરી દઉં ?"

"મ્હારે તો કંઇ ન જોઇએ, નિરાંતે બેસવા દે એટલે થયું." એમ કહી વિહારીલાલ બિછાના પર આડે પડખે થઇ યથેચ્છ ધૂમ્રપાન કરવા લાગ્યા.

ખાલી બેગ પાસેની ખુરશી પર મૂકી રમાબાઇ રાઉન્ડ ટેબલ પર રૂપીઆ ગણવા લાગી રૂપીઆ ગણતાં ગણતાં એક થોકડી હાથમાંથી સરીને જમીન પર પડી. આ ખણખણાટ સાંભળીને વિહારીલાલનું મન જરા ખુશ થયું હોય એમ લાગ્યું.

"કેમ, ત્હારૂં શું ધારવું છે ?" પોતાની સ્ત્રી તરફ મ્હોં ફેરવી વિહારીલાલ બોલ્યા 'મને તો બાલગાંધર્વના તાન કરતા આ રૂપીઆનું તાન અધિક પ્રિય લાગે છે.!'

વિહારીલાલ આ વાક્ય પૂરૂં કરે છે, ત્યાર પ્હેલાં તો બે ભપકાદાર ઉત્તર હિંદુસ્તાની પોષાક પ્હેરેલા બહુ યુવાનો બંગલામાં પેઠા, એકના હાથમાં ચામડાની બેગ હતી જે તેણે અંદર આવતાંજ એક ખુરશી પર મૂકી દીધી. આ અજાણ્યા અતિથિઓને જોઇને રમાબાઇ ટેબલ પાસેથી ખસી જરા દૂર ઉભી રહી, વિહારીલાલ પણ જરા ચમક્યા. પૂરી થયેલી સિગારેટ એક તરફ મૂકી તેણે સવિનય પૂછયું—" ક્યા હોના આપકુ ?"

તે બન્નેમાં મ્હોટા દેખાતા માણસે હસીને ઉત્તર આપ્યો. "અપને બાદશાહકી તસ્બીરેં હૈં !"

"બાદશાહકી તસ્બીરેં !" વિહારીલાલે આશ્ચર્ય કહ્યું. "યે કુચ્છ તસ્બીર દુકાન નહીં હય ! તસ્બીર બંબઇમેં મીલેગી."

"હમ બાદશાહ કે વફાદાર બંદે હોને કે સબબસે જહાં ઉન્કી તસ્બીરેં મીલતી હય વહાંસે લેતે હય. યે ટેબલપર તો બહોતસી તસ્બીરેં પડી હય. આપકી પરવાનગી હો તો લે જાએંગે!"

એમ કહીને તે પરદેશી ટેબલ તરફ ચાલ્યો, ત્યારે વિહારીલાલની આંખ ઉઘડી! આ તાલીમબાજ લુચ્ચાઓ સ્હામે પોતે એકલો કેવી રીતે ટકી શકશે? એ વિચારે તેનું માથું ભમાવ્યું. બિચારી રમાબાઇ તો બ્હીકની મારી ગાંડી જેવી થઇ ગઇ! બાદશાહના 'વફાદાર બંદા'એ તો રૂમાલ કાઢી રૂપીયા બાંધવા શરૂ કર્યા. બ્હીકણુમાં બ્હીકણુ માણુસ પણ જાત મહેનતથી મેળવેલા પૈસાને આવી રીતે જતા જોઇને સ્વસ્થ બેસી શકે નહીં. વિહારીલાલ પણ હતી તેટલી હિમ્મત એકઠી કરીને બોલ્યા.—"ખબરદાર, જો રૂપીયાને હાથ અડાડ્યો છે તો! માથુંજ ભાગી નાંખીશ! હરામખોર!"

રૂમાલને ગાંઠ વાળતા વાળતા ભૈયાજી બોલ્યાઃ—"બાબુજી! ગોર મત કરો. શોરકા અંજામ અચ્છા નહીં હોતા.'

સંતપ્ત વિહારીલાલ ધમકી ગણકારશે નહીં એમ લાગવાથી રમાબાઇએ કહ્યુંઃ—"રૂપીયા ગયા તો છો ગયા! પણ આ સુવા હરામખોરોને વતાવશો નહીં."

વિહારીલાલ પણ એવા અવિચારી નહોતા કે હાથે કરીને મ્હોત માગી લે. પરન્તુ તેટલુ આત્મસંયમ કરીને તેમણે કહ્યુ—"ઠીક છે! ખુશીથી ઘાલો રૂપીયા ખીસામાં! હું હમણા સ્ટેશન પર જઇ પોલીસને ખબર આપુ છુ, અને ઠેક ઠેકાણે તાર મોકલું છુ. પછી ક્યાં જશો મબાજુમાં? કાલ સ્હવારમાં તમારા પગમાં બેડી ઘલાવીને પોલીસ ચોકીપર ન લઇ જાઉ, તો મ્હારૂં નામ વિહારીલાલ નહીં!"

બાદશાહના વફાદાર બંદાએ એક બીજા તરફ ચિંતાતુર દૃષ્ટિ ફેંકી. આટલો વખત શાન્ત બેઠેલા બીજા હજરતે કહ્યું—"ક્લોરોફૉર્મ?"

બીજાએ સંમતિ બતાવવા ડોક હલાવી. તેજ ક્ષણે મ્હોટા ભૈયાજીએ એક શીશી કાઢી અને ઔષધનો મ્હોટો ભાગ રૂમાલપર છાંટી, ચપળતાથી વિહારીલાલની ડોક પકડી તેના નાકપર તે દાબી રાખ્યો. વિહારીલાલની ધાંધલ કંઇપણ કામ ન આવી. એક મિનિટમાં તો તે જમીનપર પડ્યા. ફરી પણ ભૈયાજીએ તેનું નાક રૂમાલવડે દાબ્યુ. આ ભયંકર બનાવ જોઇને રમાબાઇએ ચીસ પાડી. પણ બીજા બદમાસે તેના ઉપર પણ "ક્લોરોફૉર્મ" નો પ્રયોગ અજમાવ્યો, અને રમાબાઇને પોતાની માનસિક વ્યથા ભૂલાવી દીધી.

(૩)

કેટલાક વખત પછી વિહારીલાલનું ઘેન ઉતરી આંખ ઉઘડી. તેમણે ચારે તરફ દૃષ્ટિ ફેંકી. થોડે છેટે રમાબાઇ બેશુદ્ધ પડી હતી. ટેબલપરનું રૂપીયાનું પોટલું અદૃશ્ય થયું હતું. સ્ટેશનપર જઇ પોલીસને ખબર આપવાના ઇરાદાથી વિહારીલાલ ઉઠ્યા. પણ આ શું? દિવાનખાનાનાં બન્ને બારણાં બ્હારથી બંધ હતા! વિહારીલાલ બ્હાર કેવી રીતે જાય? તેણે જોરથી બારણું પછાડ્યુ અને ચીસ પાડી.

તેના શોર બકોરથી રમાબાઇ પણ શુદ્ધિમા આવી. તેના તરફ જોતાજ વિહારીલાલનો ક્રોધાગ્નિ પ્રદીપ્ત થયો ! તે ગુસ્સાના આવેશમા બોલ્યા—

"स्त्री बुद्धि. प्रलयावहा—" એ શુ ખોટુ ? મ્હારા રૂપીયા બેંકમા સુરક્ષિત હતા તે તુ જોઇ શકી નહીં ! લે હવે અગીઆર તોલાની મોહનમાળા ! આટલા દિવસ હુ 'ના, ના' કહેતો હતો પણ મ્હારૂં સાભળે છે કોણુ ? કહ્યુ કે રૂપીયા લઇને હું પગભાર્યો સોનીને આપી આપીશ, તો તે પણ બાઇસાહેબને ગળે ઉતર્યું નહીં ! 'ના, ગુલાબબાઇને માથે લઇને હું પોતેજ સોની પાસે જઇશ, અને નવી ફેશનની માળા કરવાનું કહીશ' જા હવે સોની પાસે અને પ્હેર નવી ફેશનની માળા ! મૂક હવે ત્હારા બાપના નામની પોક !"

વિહારીલાલનું શૌર્ય હવે વધતુંજ ગયુ. ઉંચામા ઉંચા અર્થ પૂર્ણ શબ્દોનો પ્રયોગ કરી વિહારીલાલે રમાબાઇની સાત પેઢીનો ઉદ્ધાર કર્યો ! અને રમાબાઇને પોતાને પણ એકાદ બે ગાળો ચોપડી દીધી ! રમાબાઇને તો મરવા જેવુ થયુ તેને થયુ કે માળા પ્હેરવાની દુર્બુદ્ધિ ક્યાથી સુઝી !

પતિરાજના પગ પકડીને તે ડુસકા ખાતી ખાતી બોલી—"શુ આપને એમ લાગે છે કે મને રૂપીયા ગયા તેનું કંઈ થતું નથી ? જેમ તેમ બોલીને નાહક જીવને દુખ દેવાથી શુ ફાયદો ? એક વખત મ્હારી ભૂલ થઇ તે માફ કરો. આખી જીંદગી સુધી હવે હું દાગીનાનું નામ લેવાની નથી. હવે તો આપનો ક્રોધ ગયો ને ?"

પગ છોડાવી કંઈ બોલ્યા વિના વિહારીલાલ દિવાનખાનાના બીજા ખૂણામા જઇને બેઠા. તેનુ મન થોડુ ઘણુ પીગળ્યુ હતું એમ તેમની મુખ ચર્યાપરથી દેખાતુ હતું. શુન્ય દ્રષ્ટિએ ચારે તરફ જોઇને તેમણે મનમાજ કહ્યું—' એટલુ સારૂં થયુ કે અહીં આવતી વખતે પાસેના દાગીના સોંઢની પેટીપર રાખવાનુ સુઝયુ ! નહી તો આજ તદ્દન બી ભારી બનત."

બોલતા બોલતા તેમની દ્રષ્ટિ બેગપર પડી "આજ બેગ ચકચકિત કેમ દેખાય છે ? પોલિશ લગાડ્યો હતો કે શુ ?"

આસુ લ્હોઇને રમાબાઇ બોલી—"દીવાની વાટ ચડી ગઇ છે તેથી કદાચ પ્રકાશને લઇને એમ લાગતુ હશે."

પરતુ વિહારીલાલને ગળે આ વાત ઉતરી નહી. તેમણે કહ્યુ—"છી ! આ ચકચકાટ દીવાનો નથી દીવાની વાટ ઓછી કરી બેગ અહીં લાવ જોઉં"

પતિની આજ્ઞા પ્રમાણે દીવાની વાટ ઓછી કરી રમાબાઈ બેગ લાવવા ગઈ. બેગ ઉચકતાજ ચમકીને બોલી—"આના ઉપર તો અગ્રેજી નામ દેખાય છે. આ બેગ આપણી નહી ! ભારે પણ બહુ છે."

આ શુ ચમત્કાર છે, તે વિહારીલાલના ધ્યાનમા આવ્યુ નહીં રમાબાઈના હાથમાથી બેગ લઇને વિહારીલાલે જોયુ તો ખરેખર બેગ તો તદ્દન નવીજ હતી ! તેના ઉપર N. B I. આ ત્રણ અગ્રેજી અક્ષરો હતા.

બન્નેએ ઉત્સુકતાથી બેગ ઉઘાડી અન્દરનો સામાન કાઢવાથી શરૂઆત કરી ઉપરજ

એક જરીનું બનારસી શેલું હતું. તેની નીચે વાદળી રંગની ત્રણ કોથળી હતી. સહુથી ભારે લાગતી કોથળી ઉઘાડી વિહારીલાલે જોયુ તો અંદર ગીનીઓ ભરેલી હતી. બીજી કોથળીમા મોતીના ત્રણ કંઠા અને ત્રીજીમાં હીરામાણેકની ભાત અગુઠી !

આ કિમતી ઝ્નાલકાગ તરફ ડોળા ફાડીને પતિ પત્નીએ જોયા કર્યું !

થોડા વખત પછી વિહારીલાલે કહ્યું—"આ શું ગડબડ ગોટાળો ? મ્હારી તો અક્કલજ કહ્યું કરતી નથી !"

"પણ આપણી બેગ ક્યા ગઇ ? રૂપીયા કાઢી મ્હેં આ કાળી ખુરશી પરજ મુકી હતી !"

ફરી બન્ને વિચાર મગ્ન થયા.

"હા, હવે સમજાયું." જગ્યા પરથી ઉઠી વિહારીલાલે કહ્યું. "એ હરામખોરોના હાથમાં હતી તેજ આ બેગ ! ક્યાય મ્હારા બેરાઓએ હાથ માર્યો હશે ! અંદર આવતાંજ બેગ ખુર્શી પર મુકી ને હરામજાદાઓ રૂપીયા ભેગા કરવા લાગ્યા ! પાછા જતાં ઉતાવળ થઇ હશે એટલે તે ધાધલમા આ બેગ અહીંજ ગણી આના જેવી આપણી બેગ લઇ પોબાર ગણી ગયા ! અનું નામ દૈવની લીલા ! બસો ત્રણસો રૂપીયાની લાલચમાં હરામખોરોએ આ લાખ રૂપીયાનો માલ ગુમાવ્યો."

"પણ પોતાની ભૂલની ખબર પડશે તો ફરી અવસરે આપણી ભાળ લેવા નહીં આવે ?" કંપિત મુદ્રાએ રમાબાઇએ પૂછ્યું.

"હવે તેમનો ભાર નથી કે પાછા આવી શકે." વિહારીલાલે હિમ્મતથી કહ્યું. "અને કદાચ આવે તો આપણી પાસે શું તેનો ઇલાજ નથી ? બારણાને અંદરથી સાકળ દીધી એટલે થયું."

"પણ આ દાગીનાનુ શું કરવુ ?"

"શું કરવું ? ટ્રંકમા સંભાળીને મુકી દેવા એ કરવુ !"

"એમ કેમ ? પોલીસને સ્વાધીન ન કરવા ?" રમાબાઇએ કહ્યું.

"પોલીસના બાપ પાસેથી મ્હેં કરજે રૂપીયા લીધા નથી કે તેને સોંપી દઉં. તેમ આ કંઇ રસ્તા પરથી થોડા મળી આવ્યા છે ? જો કોઇ આપણે ત્યાં આવીને કોઇ વસ્તુ આપી જાય તો આપણે તે પોલીસને સોંપવી જોઇએ એમ તું ધારે છે."

"હું એ કંઇ સમજતી નથી. જો બેગનો માલિક પોલીસને ખબર દેશે તો પછી શું થશે ?"

"એ બધુ આગળ ઉપર જોઇ લેવાશે, જો માલિક દાગીના લેવા આવશે તો આપણે તરત સોંપી દેશું. આપણે કાંઇ ચોર નથી."

(૪)

બીજે દિવસે રહવાને બગલાનો માળી વસાઇથી પાછો આવ્યો, તેથી વિહારી લાલ અને રમાબાઇ વિશેષ ધાસ્તીમાંથી છૂટાં થયાં. રાત્રે પરાણે ઉપવાસ કરવો પડ્યો

હતો એટલે ભોજન આઠ વાગ્યા પહેલાંજ પૂરું થયું. વિહારીલાલને આફિસમાં જવાનો હજી બે અઢી કલાકનો સમય હતો, તેથી 'રમાબાઇએ તેની સાથે મુંબઈ જવું અને ગુલાબબાઇના ઓળખીતા મોતીને વીશ ગીની દઇ મોહનમાળાનો ઓર્ડર આપવો ' એમ વિહારીલાલે સૂચવ્યું. પણ રમાબાઇને ગળે આ વાત ઉતરી નહીં. બીજાના પૈસાને હું હાથ અડાડનારી નથી એમ તેણે ચોખ્ખે ચોખ્ખું કહી દીધું, તેથી વિહારીલાલ એકલાજ જવાને તૈયાર થયા.

હમ્મેશના નિયમ મુજબ ચર્ચગેટ સ્ટેશન પર બુકસ્ટોલ પરથી 'ટાઇમ્સ'નો તાજો અંક લઈ દશ બજે તેઓ પેઢી પર પહોંચ્યા. મુનીમ સાહેબને આવવાને હજી ઘણો વખત હતો. વિહારીલાલે એક સીગારેટ સળગાવી પેપર વાંચવું શરૂ કર્યું, એટલામાં એની દૃષ્ટિ બીજા પાના પર મ્હોટા અક્ષરમાં છાપેલી એક જાહેર ખબર પર પડી.

### પાંચ હજાર રૂપિયા બક્ષીશ !

" ગઇ કાલે સાંજે ચાર વાગ્યાને સુમારે હૈદરાબાદના નવાબ બખત્યાર જંગ બહાદૂરની " એક લેધરબેગ બોરીબંદર સ્ટેશનપરથી ચોરાઇ ગઇ છે. બેગ સોળ ઇંચની છે અને તેના ' ઉપર N. B. J. એ ત્રણ અંગ્રેજી અક્ષરો છે. બેગમાં નીચે લખ્યા પ્રમાણે માલ છે—

" ૧ એક બનારસી સેલું—કિમ્મત રૂ ત્રણસો.

" ૨. એક કાળી મખમલની કોથળીમાં—૮૫ ગિની.

" ૩. ઉપરના જેવી બીજી કોથળીમાં મોતીના ત્રણ કંઠા,—કિમ્મત આશરે રૂ ૩૫૦૦૦

" ૪. તેજ પ્રમાણે ત્રીજી કોથળીમાં હીરાની વીંટી ત્રણ અને માણેકની વીંટી પાંચ, ' કિમ્મત આશરે રૂ. ૪૦૦૦.

" સદરહુ માલનો પત્તો દેનારને ઉપર જણાવેલું ઇનામ આપવામાં આવશે.

" મુનસી સિકંદર બેગ,
" પ્રાઇવેટ સેક્રેટરી
" નં૦ ૨૪ તાજમહાલ હોટેલ, મુબઈ. "

' પાંચ હજાર રૂપીયા ! કાંઈ ન્હાની સુની રકમ નથી ! શેઠજીની પેઢીપર વીશ વર્ષ નોકરી કરૂં તો પણ આટલી રકમ ભેગી થવી મુશ્કેલ ! બસ, હવે વખત ગુમાવવાથી કંઇ ફાવશે નહીં. ' ઉતાવળથી મુનીમ સાહેબને ચિઠ્ઠી લખી વિહારીલાલ બહાર નીકળ્યા.

## ( ૫ )

તાજમહાલ હોટેલમાં એક સુંદર રૂમમાં નવાબ સાહેબ હોકો પીતા પડયા હતા. પાસેના ઘોડા કાલતુ દાગીના વેચી નેપીયન સી રોડપર એક સારો બંગલો ખરીદવાના ઇરાદાથી તેમની સ્વારી ચાર દિવસથી મુંબઇમાં આવી હતી પણ વચમાં આ નડતર આવી!

થોડા વખત પછી તેમના ચોપદારે અંદર આવીને કહ્યું.—" હજૂર! સી. આય. ડી. ના સુપરિન્ટેન્ડેન્ટ સાહેબે મુનશીજીને પોતાની ઓફિસમાં બોલાવ્યા છે. "

" ઠીક છે. " હોકો એક બાજૂએ મૂકી નવાબસાહેબ બોલ્યા. " મુનશીજીને કહે કે તે જાય. "

ગનો પડદો દૂર કરીને, તાજ બંધાવવામાં મ્હારો શું ગુપ્ત ભેદ હતો તે જાણવા માંગો છો. મુમતાઝ મહાલે મ્હારા ઉપર કેવા પ્રકારનું વશીકરણ કર્યું હતું જેથી કરીને સૈકાઓ સુધી કાયમ રહે તેવું સ્મરણ ચિન્હ મ્હેં બંધાવ્યું છે? અને તે અત્યંત સુંદર હતી અને મ્હને મુગ્ધ કરી દીધો હતો તે કારણથી કે તેનામાં એવા સદ્‌ગુણો હતા કે જેનાથી ખુશી થઈને મ્હેં આ કાર્ય કર્યું છે? આવી જાતના પ્રશ્નોથી ત્હમે ગુંચવણમાં પડયા છો. ત્હમે જાણો છો કે અમે અમારી આરામગાહમાં સુતાં સુતા હજારો મનુષ્યોને કહેતાં સાંભળીએ છીએ કે જેવી રીતે વીસમી સદીમાં પુરૂષો ફક્ત મગરૂરીથીજ, પોતાની સ્ત્રીઓ સારી દેખાય તે માટે કપડાંઓ ઉપર મ્હોટી રકમો ખરચે છે તેવી રીતેજ મ્હેં પણ મ્હારી મગરૂરીને લીધેજ આ તાજ બંધાવ્યો છે. ઘણા મનુષ્યો એમ કહે છે કે હું મ્હારી પ્રિયતમાને ચાહતો હતો તે કારણથી નહિ પરંતુ મ્હારા આત્મ પ્રેમને માટે મ્હેં આ કાર્ય કર્યું છે. ત્હમારા બધા પ્રશ્નોનો આ જવાબ છે. જો કે એ સત્ય છે કે મુમતાઝ મહાલ જેવી રૂપવતી હજુ સુધી કોઇપણ રમણી થઇ નથી તોપણ હું તેને તેના સૌંદર્ય અને સુઘટિત શરીર માટેજ ફક્ત ચાહતો નહોતો, પરન્તુ તેનો નિઃસ્વાર્થ પ્રેમ એવો હતો કે જેનાથી તે મ્હારી ઇચ્છાને, મ્હારા મગજના ગમે તેવા તોરને, કાંઇપણ સામો પ્રશ્ન કર્યા સિવાય તાબે થતી હતી; મ્હારી ઇચ્છાઓ સમજી જઇને હું કહું તે પ્હેલાંજ તે પૂર્ણ કરતી હતી; રાત્રિ દિવસ છાયા માફક મ્હને તે અનુસરતી હતી અને મ્હારા ઉત્તમ સલાહકાર અને મિત્ર તરીકે તે રહેતી હતી તેણે પોતાના માયાળુ સ્વભાવથી મ્હને મ્હારી મગરૂરીથી તથા આત્મેચ્છાઓથી અધઃપાત થતા ઘણી વખત બચાવ્યો છે. તેના દયાળુ સ્વભાવે મ્હારાં મત્સુ પછી પણ લોકો નિંદે તેવા કૃત્યો કરતા મ્હને અટકાવ્યો છે. જો મ્હારા જીવનમાં મુમતાઝ મહાલરૂપી ફીરસ્તો ન હોત તો મ્હારૂં નામ યાવચ્ચન્દ્ર રહે તેવું એક પણ કાર્ય મ્હેં કર્યુંજ ન હોત, અને મ્હારૂં નામ મોગલ પાદશાહોની વંશાવળીમાંજ ફક્ત ત્હમે વાંચ્યુ હોત. મ્હેં મ્હારૂં જીવન શહેનશાહત તરીકેજ નહિં પરન્તુ ખરા આશક તરીકે ગાળ્યુ છે. મ્હારી માશુકે મ્હને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યુ અને મ્હેં તેણીને મ્હારૂં સર્વસ્વ આપ્યું, અને તે આપવાથી મ્હને અમર કીર્તિની પ્રાપ્તિ થઇ. જીંદગીમાં કીર્તિ મેળવવા માટે દ્રવ્ય, રણભૂમિમાં વિજય કે રાજ્ય કારભારમાં નિપૂર્ણતા મેળવવાનો લોભ રાખવાની જરૂર નથી. પ્રેમ સિવાય અન્ય કોઈપણ કારણથી પ્રાપ્ત થયેલી કીર્તિ ચિરકાળ કાયમ રહેતી નથી તેમજ કાંઇપણ સૂખની થતી નથી. પ્રેમ સિવાયનો મનુષ્ય 'સુકાન વિનાના વહાણ જેવો છે. આકસ્મિક સંજોગોને લીધે કદાચિત્ તે ફતેહના કિનારા' ઉપર ધસડાઈ જાય પરન્તુ જો પ્યાર રૂપી સુકાની, સુકાન ઉપર નહોય તો તેની ગતિ અચોક્કસ રહે છે. અને તે હરેક પળે નાશ થવાના ભયમાં રહે છે."

તેટલામાં એક રૂપાની ઘંટડી જેવો મધુર સ્વર સંભળાયો, "ત્હમે ભૂલી જતા નહિં કે જો મ્હેં-મ્હારા પતિને મ્હારા ખરા અંતઃકરણથી ચાહ્યા નહોતા. જો મ્હેં તેમને મ્હારૂં તન મન ધન સ્વાધીન કર્યું નહોત, તો મ્હને ઇતિહાસમાં કોઇ દિવસ સ્થાન મળત નહિં. મ્હારો પ્યારજ માત્ર પણ સ્વાર્થી હોત તો તેમને મ્હારા ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાત અને મ્હને તરછોડી નાંખી હોત કાંઇ પણ બદલો મેળવવાની ઇચ્છા રાખ્યા સિવાય મ્હેં મ્હારૂં સર્વસ્વ મ્હારા પ્રિયતમને અર્પણ કર્યું હતું અને તેથીજ હું સર્વ કોઇ

મેળવવાને શક્તિવાન થઇ." શાહ તાજ તરફ દૃષ્ટિ કરીને તે બોલી કે "હું તેમને ચાહતી હતી તેથીજ તેમણે મ્હારી યાદદાસ્ત કાયમ રાખવા માટે આ અનુપમ સ્મરણચિન્હ બંધાવ્યું અને તેથી મ્હારૂં નામ ઘણા સૈકાઓથી આજ દિવસ સુધી આખા વિશ્વમાં વિખ્યાત થયું છે. પરન્તુ કીર્તિ મેળવવાની આશાથી હું તેમને ચાહતી હતી તેમ નહિ, પરન્તુ મ્હારા તેમની પ્રત્યેના શુદ્ધ પ્યારને લીધેજ હું તેમને ચાહતી હતી, અને તેથીજ મ્હેં મ્હારૂં સર્વસ્વ તેમને અર્પણ કર્યું હતું."

શાહેનશાહની છાયાએ કહ્યું કે "અને આ પ્રમાણે અમે અન્યોન્યને ખરા અંતઃકરણથી ચાહ્યા, તેથીજ પ્રસિદ્ધી પામ્યાં જ્યારે કયામતને દિવસે ભાગ્યની તુલામાં દરેક ચીજનું ખરેખરૂં વજન થશે ત્યારે માલુમ પડશે કે જે પૃથ્વીમાં સહુથી મહત્વની વસ્તુ પ્યાર જ છે કે જે લોહને પણ પારસમણિ માફક સુવર્ણ બનાવી શકે છે"

ત્યાર પછી તે આશક માશુકનું યુગલ, હાથમાં હાથ રાખીને ત્યાંથી અંધકારમાં ચાલતું, આરસના ભવ્ય પગથીઆ ઉપર થઇને, વિશાળ ફરસબંધીના ચોગાન ઉપરથી, મ્હોટી કમાનવાળા દરવાજામાં થઇને, આરસની નીસરણી, ઉતરીને, જમીન નીચેની કબરમાં ગાયબ થયું અને મ્હારી દૃષ્ટિમાંથી અદ્રશ્ય થયું હું દિંગ્મૂઢ માફક થોડો વખત બેસી રહ્યો અને પછી મ્હેં ઘર તરફ ચાલવા માંડ્યું આ પ્રમાણે તાજનું ગુપ્ત રહસ્ય મ્હારા જાણવામાં આવ્યું *

---

## ફુલ તોડાય ત્યારેજ દેવને ચઢે:

સુન્દર ફુલોને અને મીઠડી કળીઓને આપણે ઝાડ ઉપરથી તોડી લઈએ છીએ, તે શા માટે? શું તેને દુઃખ દેવામાટે? ના, ના, તેને ઉપયોગી બનાવવા માટે, તેને દેવ ઉપર ચઢાવવા માટે. જો એ ફુલોને તોડયા વિના એમને એમ ઝાડ ઉપર રહેવા દીધા હોત, તો તે થોડાજ વખતમાં કરમાઇ જાત, અને પોતાની મેળે ખરી જાત જો એમ થાત તો તે અવગતે જાત. કારણ કે તેના જન્મની સાર્થકતા થઈ નહિ. કોઇપણ વસ્તુના જન્મની સાર્થકતા તેના ઉપયોગીપણાથી જ થાય છે, અને ઉપયોગીપણું દુઃખથી જ આવે છે માટે પોતાની ઉન્નતિને ખાતર તથા ઈશ્વરને પામવા સારૂ માણસ જાતને દુઃખ વિના ચાલે તેમ નથી ઝાડ ઉપરથી ફુલ તોડાય છે, એટલુંજ નહિ પણ તોડયા પછી પણ તેની પાંદડીઓ ને પાંખડીઓ જુદી જુદી કરવામાં આવે છે, ત્યારે જ તેની માળા થાય છે, ત્યારે જ તે દેવ ઉપર ચઢી શકે છે. એવા સંસ્કાર થાય ત્યારે જ તે સુન્દરીઓના કોમળ હૃદય ઉપર રહી શકે છે અને એવા દુઃખ ભોગવે ત્યારે જ તે રાજાઓના મુગટમાં જઇ શકે છે. એ પછી પોતાના મ્હારૂપી રાજાઓને, સુન્દરીઓ તથા દેવોને પણ તે શોભાવે છે આટલી બધી ઉત્તમતા યાદ રાખજો કે દુઃખ ખમવાથી જ તેઓમાં આવે છે

અમૃતલાલ સુન્દરજી પઢિયાર કૃત 'દુઃખમાં દિવાળી'

---

*મીસીસ સેઇન્ટ ન્યાહાલસિંહના ઇંગ્રેજી લેખ ઉપરથી

# स्त्री-साम्राज्य.

## મિત્રનો પત્ર.

સંપાદક—બ્હેન શ્રી "N."

મતલ સ ા, અગાધ સ્નેહવારિના અર્ણવ પ્રિયતમ બંધુ !

તારો આનંદદાયક પત્ર મળ્યો. વાંચી ઉરસમુદ્રના તરંગો ઉછળી ઉછળી પ્રણયહિમાલયની ટોચે અથડાયાં. ઉછળતા ઉરસમુદ્રના તરંગોમાં હૃદયકમલ આનંદની સુખદ લહરીથી મંદ મંદ હાસ્ય કરતું ડોલવા લાગ્યું. તેની પાંખડી ઉપર પત્ર ઉપર પડેલા તારા સ્નેહવારીનાં બિન્દુઓ સાચા મોતી–મુક્તાફળ જેવા શોભવા લાગ્યા !

વ્હાલા સુહૃદય ! મહાસાગર જેવો સમ, શાન્ત, શિતળ, સ્વસ્થ ગાઢ અને સતત અગાધ સ્હે જે-થજે ! સમુદ્રના દરેક ગુણ ધારણ કરજે. પરંતુ એક ગુણ જે ખારાશ છે, (પોતે અગાધ જળનો નિધિ હોવા છતાં મનુષ્યની પિપાસા ટાળવા, તૃષાતુરને શાંત કરવા જે શક્તિવાન નથી. અથાગ જળ વચ્ચે તરફડીને જતા પ્રાણને બચાવવા માટે જેનું એક બિંદુ માત્ર પણ ઉપયોગનું થતું નથી.) તે ધારણ કરીશ નહિ. નહિ તો આ મિઠાં સલિલનું વારી–પીનાર મીન એક પળ માત્ર પણ ખારા જળમાં પોતાનું જીવન ટકાવી શકશે નહિ. સ્નેહ કમલનો ઉપભોગ કરનાર–તેના ઉપર ગુંજન કરનાર, આ ભોગી ભ્રમરાત્મા કમળ વિહિન સરોવરમાં એક ક્ષણ પણ નહિ રહી શકે ! માન સરોવરમાંનાં મુક્તાફળ ચુંટનાર–મધુર-મિષ્ટ જળનું પાન કરનાર હંસ, ખારાજળથી પરિપૂર્ણ બનેલા સમુદ્રમાં પોતાના પ્રાણ બચાવી નહિ શકે તે ધ્યાનમાં રાખજે !

સહૃદય મિત્ર ! મહાસાગર શાંત, શિતળ, સ્વસ્થ ગાઢ અને સતત અગાધ છે તે તારૂં કથન બરાબર છે. હું એમ ઇચ્છુછું કે તું એવો છે. ન હોય તો થા ! અને હો તો સદાકાળ એવો ને એવો રહેજે ! પરંતુ એક વાત તારા લક્ષ્ય બહાર ગઇ હોય એમ ભાસે છે તો તે જણાવું છું. માટે બરાબર ધ્યાન દઇ સાંભળજે. ઉક્ત લિખિત ગુણો સમુદ્રના છે પરંતુ જ્યારે ચંદ્રોદય થાય છે, તે પોતાનાં રૂપેરી કિરણો વડે સમસ્ત દુનિયાંને રૂપેરી–પ્રકાશમાન બનાવે છે, પોતાનાં શીતળ કિરણો વડે પ્રાણી માત્રને શાંત કરે છે, ત્યારે એવા પોતાના પરમ મિત્રનો ઉદય થયો જાણી, પૂર્ણિમાની રાત્રિએ પૂર્ણચંદ્રને અવલોકી તેની ઉર્મિઓ–વીચિ કેવી જાગે છે. તરંગોને પોતાના મિત્ર સામે, હર્ષ બતાવવા કેવા ઉછાળે છે. પોતાની કેટલી વૃદ્ધિ કરે છે અને તે કેટલો હર્ષિત ને પ્રફુલિત દેખાય છે? તેમજ મિત્ર ચંદ્રના વિયોગે કેટલો મંદ, કેટલો શાંત અને કેટલો શુષ્ક દેખાય છે, તેનો ખ્યાલ લાવ–વિચાર કર. તને તે મુશ્કેલ નહિ પડે, કારણ કે સમુદ્ર તો દિવસ અને રાત્રિ તારી દ્રષ્ટિ સમીપેજ છે. માટે અવલોકન સાથે વિચાર કરવો સરલ અને સહેલ થશે. ચંદ્ર તરફના અપાર સ્નેહને લીધે ઉછળતા તરંગો વાળો સમુદ્ર દ્રષ્ટિએ વિલોકતાં છતાં પ્રિય ! શું એ વાત તું ભુલી ગયો કે ? નહિ, નહિ, એવો ન બન, પણ હમેશાં તે વાત ધ્યાનમાંજ રાખજે !

હાલમાં તાજા બનેલા પ્રસંગ ઉપરથી કેટલાએક વિચારો, સવાલો ઉપસ્થિત થયા છે અને સઘળે જવાબ દઈ સમાધાન થયું છે તે તને લખી જણાવું છું.

આપણા ધર્મ ગુરૂઓએ–આચાર્યોએ અને આપણા વડવાઓએ પર્યુષણ પર્વ ગયા બાદ એક વર્ષમાં કાંઇ પણ જાણતાં કે અજાણતાં થયેલા દોષો માટે ક્ષમા–માફી, અરસપરસ લેવા દેવાનો વ્યવહાર–રૂઢી શા માટે કરી હશે? દીર્ઘદ્રષ્ટિથી જોતાં મને લાગે છે કે એક અપેક્ષાએ તેઓએ તે રૂઢી સારી રીતે કરી છે. કારણ કે તેથી કરીને હૃદયનું શલ્ય નિકળી જાય; પરંતુ જે ક્રિયા વારંવાર થાય છે તેનું મહત્વ–ગૌરવ નાશ થાય છે એટલે હાલ તો ‘માફી’ એ શબ્દ માત્ર બોલવાનોજ છે–કેવળ મોઢાનોજ છે હૃદયનો નહિ. જ્યારે ખરા હૃદયથી માફી દેવા અગર લેવામાં નથી આવતી તો પછી એવી હૃદયવિહિન ક્રિયામાં શો ફાયદો? ખરી માફી તો પોતાના મારમાર કરતા આવતા શત્રુ પાસે મૈત્રિ ભાવ ધારણ કરી–શુદ્ધ હૃદયથી માંગવાની છે કે જેથી જન્મ પર્યંતની શત્રુતા દૂર થાય અને કલ્યાણકારી થાય. બાકી ખરા સ્નેહી પાસે માફી માગવાની જરૂર નથી. કારણ કે જ્યાં હૃદય મળેલાં છે, ઐક્યતા થયેલ હોય ત્યાં દોષ થતા નથી, યાતો થાય તોપણ હૃદયમાં શલ્ય જેવા થતા નથી. કારણ કે પોતાના દોષો પોતાને દેખાય નહિ અને પોતાની માફી પોતાનાજ હૃદય પાસે માગવાની ન હોય. જ્યાં માફી માગવાનો વખત આવે ત્યાં ખરી પ્રીતિ સંભવેજ નહિ અને જ્યાં ખરી–અચલ પ્રીતિ છે ત્યાં માફીને અવકાશ નથી.

“અચલ જો પ્રીતિની રીતિ, પછી શું માફીની પરવા;
“નથી તૂટયું પછી સાંધી, કહો હું એ શકું ક્યાંથી?
“કહે લોકો ખરી શુદ્ધિ, વસે છે એજ માફીમાં;
“પરંતુ વિષ પીઉ હું, વિના દર્દે કહો ક્યાંથી?
“કર્યું કુરબાન આ દિલ જો, સખાની મસ્ત યારીમાં;
“ઉગારથી જે દીધું અર્પી, પછી માફી મળે ક્યાંથી!*”

ઉભયનો હૃદયનો દોર જ્યાં જોડાએલ હોય ત્યાં, અને તૂટેલા હોય ત્યાં સાંધવાનું કહેવું એ વ્યર્થજ! એટલે કે મન જ્યાં એક હોય ત્યાં માફી માગવા કારણ નથી, અને મન જ્યાં જૂદાં હોય ત્યાં માફી માગવાથી મળે નહિ (બેશક! પોતે જો શુદ્ધ હૃદયથી માફી માંગે તો પોતાને લાભ છે. પરંતુ એક પક્ષી શુદ્ધિ ક્યાં સુધી નભે?) કદાચ મળે તો પણ કેવળ મોંઢાના શબ્દથીજ! જેમ તૂટેલો દોર વચ્ચે ગાંઠ પડ્યા વિના એક થતો નથી તેમજ જૂદાં પડેલાં હૃદયો–મન નિઃશલ્ય બની એકત્ર થતાં નથી. એટલે ઉભય રીતે માફી માંગવી તે વ્યર્થજ છે, છતાં પણ વ્યવહારી મનુષ્યો માટે ઠીક છે. તેઓનો વ્યવહાર એમ ચાલે એ પણ અમુક અપેક્ષાએ સારૂં છે. કારણ કે તેથી બાહ્ય શાંતિ જળવાઇ રહે છે.

વ્હાલા! આટલું લખ્યા પછી લખવાનું કે ‘હું’ અને ‘તું’ એવા શબ્દો જે જૂદાપણું બનાવે છે તે આપણે એકજ છીએ. અદ્વૈત છીએ તો પછી શું માફી માંગવાપણું કે યાચવાપણું રહે છે? ના, નહિ! આ દિલ તો શું પણ આ દેહ જ્યાં મિત્રને અર્પણ થયો

*શ્રીયુત “સુશીલ”—કોન્ફરન્સ હેરલ્ડ.

હોય ત્યાં પછી અન્ય પંચાયત શી, પોતાની મારી પોતે માગી હોય એવું ક્યાંય પણ જોયુ, જાણ્યું, સાંભળ્યું કે અનુભવ્યું છે ?

પ્રિય! હવે તારો વખત આથી વધારે રોકવા માગતો નથી. શરીરની કાળજી મહ સભાળ રાખજે. ઉર સમુદ્રને હિમાલયે ઉછાળનાર નવીન સહ વર્તમાન પત્ર લખજે.

લિ. દર્શનોત્સુક હૃદય ભાગી તારો સ્નેહ પૂર્ણાંશે મેળવવા ભાગ્યશાળી બનેલ, સદા

સ્નેહવશ તારો પ્રિયબંધુ વિનોદ.

---

# પ્રીતિ સ્મરણ.

સંપાદક: સ્વ. બ્હેન શ્રી રમણલક્ષ્મી ત્રિ. મોદી.

પ્રિય બ્હેન ! હતી મુજ પ્રાણ સમી,
તુજ સાથ સદા સુખથી રમતી;
મધુ વેણુ સદા મુખથી વદતી,
બહુ લાડ ખરે મુજના કરતી.

કદિ રોષ થકી તુજ સાથ લડી,
નહિ રોષ દિલે તુજનેજ ધડી;
રમવું જમવું મુજ સાથ સદા,
દુર ના કરતી મુજને તું કદા.

મુજ દુઃખ થકી બહુ આંસુ ભરે,
ધરતી અતી પ્રેમ સદાય, ખરે;
પ્રિય બ્હેન કહે ભુલ્યું કેમ બધું ?
તુજ સંગ સદા બહુ સુખ લિધુ.

નહિ સુખ કદી પર સાથ રમે,
નહિં પ્રેમ કરી પ્રિય બ્હેન સમો.
ગયુ બાળ સદા અમ પ્રેમ મહીં,
ભુલવા ચહું તોય ભુલાય નહિં.

ઘડિમાં રમતાં, ઘડિમાં ફરતાં,
ઘડિમા હસતાં, ઘડિમાં લડતાં;
ઘડિયે પણ અંતર સ્નેહ સદા,
નહિ રોષ દિલે ઘડિ એક કદા.

થઇ મોટી અને તુજ લગ્ન કર્યાં,
મુજ નેણુ મહીં તવ આંસુ ભર્યાં;
પડિ એકલડી સમજી રડતી,
તવ ધીરજ તેં મુજનેજ દીધી.

ભુલ્યું કેમ બધું પ્રિય બ્હેન ! અરે,
મુજ નેણુ કને મુદુ સ્નેહ તરે;
મુજ નેણુ રડે સહુ યાદ થતાં,
મધુ સુખ બધું તુજ પ્રાણ જતાં !

પ્રિય બ્હેન ! બધાં સુખ યાદ કરૂં,
ગુણ યાદ થતાં બહુ દીલ રડું;
પરણી ત્રણ માસ સુખે ન રહી !
મુકિ તું અમને જઇ ક્યાંજ રહી ?

તુજ આત્મ ગયો ઉડિ સ્વર્ગ ભણી,
સખિ ! ભસ્મ બની તુજ દેહ તણી;
રડતાં રડતાં નીર નેણુ થકી,
મુકશે પણ તું ન મળે જ નકી.

ખરૂં સુખ મળ્યું તુજનેજ, સખી !
બહુ જીવનમાં નહિ સાર નકી,
સમજ્યું પણ જોરજ પ્રેમ તણું;
ન ભુલાય કદી તુજ હેત ઘણું.

તુજ આત્મ સદા સુખશાંતી મહીં,
સુખ ભોગવજે પ્રભુ પાસ રહી;
અમ અશ્રુ તને દુઃખ ના કરજો,
પ્રભુ પ્રેમ થકી તુજ હાથ મહેર.

# સાસરે ગએલી સખીને પત્ર.

લેખક: સ્વ. બ્હેન શ્રી હીરાબાઇ મથુરભાઇ.

શાણી સખી ! સુણ કહું શુભ પંથ રીતી.
જેથી વધે સ્વજનની તુજ શિર પ્રીતિ.
જે છે અવશ્ય કરવું કુળદીપિકાને,
તે હું લખું પદ સખી શુભ લીપીકાને.

છું હું વિદેશ તદપિ દઉં આજ શિક્ષા,
સંબંધીની કદિ નહિ કરવી ઉપેક્ષા;
રે'વું હમેશ કરી સંપ કુટુંબ સાથે,
ને રાખવો વિનય આપ્ત સમૂહ સાથે.

ઉઠી પ્રભાત સમયે, નમવું સહુને,
આજ્ઞા કરે વડિલ તે કરવું વદને;
એ છે ખરો પરમધર્મ સખી ! તમારો,
સંસારના પથિકને ઉપયોગિ સારો.

બ્હેની ! વળી કહું તને શુભ વાત છાની,
સદ્‌ગુણથી ભૂષિત હો સખી હોય ન્હાની;
એકાકિના તદપિ સંગ વસો, વિચારી,
સ્વચ્છંદથી વિચરવું નહિ શીખ મ્હારી.

સાડી ધરો શિયળની અતિ મૂલ્યવાળી,
ને કાંચળી નીતિ તણી અતિશે રૂપાળી:
આભૂષણો શરમનાં અતિશે દીપાવે,
મર્યાદ ને વિનય એ તનુ-તેજ લાવે.

સહાં અની અવરને શુભ શીખ દેજો;
ને સ્વામીની મતિપથી જગ બોધ લેજો:
ત્યાગી અહંપણું સખી ! બનજો, દયાળુ,
સદ્ધર્મથી ખુશી થશે પ્રભુ એ કૃપાળુ.

રાખી ધ્યાન સદા સદાચરણમાં કાર્યો કરો નીતિનાં
સ્વામીને હૃદયે ભરો અમી ભર્યા ઝરણાં રૂડાં પ્રીતિનાં:
નારીનો શણગાર જે શિયળ તે ધારો તમે હેતથી,
સ્વામી સેવ વિના બીજો જગ વિષે ધર્મો તમારે નથી.
બ્હેની ! ક્લેશ કરીશમાં કદિ ગૃહે: સ્હેજે બધાં દુઃખને,
સ્હાવાના મહામંત્રથી અવસરે પામીશ તું સુખને:
મ્હારા આ મનના વિચાર સઘળા જે મેં જણાવ્યા તને,
તેનો ઉત્તર જે ઘટે પ્રિય સખી ! તું સત્વરે દે મને.

# अनुभाविका.

## જિંદગીની 'આપ'વીતી અને 'પર'વીતી કથાઓ.

[ આ માસિકમાં અને આ વિભાગમાં પ્રસિદ્ધ થતા માનવજીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઈ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઇ અમુક સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા હોતા નથી. પરન્તુ માત્ર આવા અનુભવો સામાન્ય રીતે જોવામાં આવે છે, એટલીજ કલ્પના છે. —તંત્રી, સુ. સુ. ]

## મૃગાક્ષિણીનું શું થયું?

લેખકઃ શ્રીયુત "એચ"—

૧.

"ભલે તું ને તારી બૈરી જુદાં રહો. તારામા એટલુએ ગુમાન નથી કે તું તારી બૈરીને તેડી લાવી ઘરમાં બેસાડે?" એકાએક લક્ષ્મી બહેન ગાજી ઉઠયાં. આ વાગબાણે વિષ્ણુપ્રસાદનું અંતઃકરણ ભેદી નાખ્યુ ને તે બેઠાતાંજ તેણે એવો વિચાર કર્યો કે "આજે ગમે તેમ કરી સાસરે જઇ મૃગાક્ષિણીને તેડી લાવવી ને સસરાને પૈસા આપી દેવા કહેવું ને જો તેમ તે ન કરે તો તેમને અદાલતમા ખેંચવાની ધમકી આપવી." આ વિચારથી તે સાસરે ગયો. ગુણવતીએ અણચિંતવ્યો જમાઇ ઘેર આવ્યો જાણી તેની બરદાસ ખાતર ચ્હાનો પ્યાલો ધર્યો ને એકાએક આગમન કરવાનું કારણ પૂછ્યું. જમાઇરાજ ઘણા ગુસ્સે થઇ ગએલા જણાયા, તેમના મુખારવિન્દપર ક્રોધાગ્નિની રતાશ આચ્છાદિત થએલી દૃષ્ટિગોચર થઇ. સાસુએ ત્હેને ચ્હા પીવાનું કહ્યું. ત્હેનો પ્યાલો હાથમાં ન લેતાં તે એકદમ બોલી ઉઠ્યો. "તમારી છોકરીને મારે ઘેર મોકલી દો, નહિ તો તમે નાત જાતમાં હલકાં પડશો ને ફજેત થશો. જ્યારે મારી મા રૂપિઆની ઉતાવળ કરે છે ત્યારે તમે અગસ્ત્ય ઋષિના વાયદાજ કર્યા કરો છો.!"

ગુણવતી જમાઇનું બોલવું સાંભળી ઘણી ગભરાઇ. પતિ ઘેર નહોતો. પુત્રો પણ કોલેજમાં ગયા હતા. ઘેર પોતે તથા મૃગાક્ષિણીજ હતાં. વિષ્ણુપ્રસાદે થોડીવારમાં શોરબકોર કરી મુક્યો. મૃગાક્ષિણી રડી પડી. માને ધીરજ આપવા લાગી ને બોલી. "જો હું સાસરે નહિ જાઉં તો જરૂર આજે આપણી નાતમાં ફજેતી થશે ને આપણે નાતની તેમજ બીજા લોકની બત્રીશીએ ચઢીશું. વળી પત્રામાં પણ કાંઇ ઘરેણું મળ્યું નથી કે તે વેચી દઇ તેના રૂપીઆ સાસુને આપીએ કે જેથી આ દરરોજનો કંકાશ દુર થાય." મૃગાક્ષિણીનું વચન સાંભળીને ત્હેની મા રડી પડી ને પુત્રીને કહેવા લાગી—"બેન! તારા પિતાના આવ્યા પછી હું તને સાસરે જવા દઇશ," આ શબ્દબાણ વિષ્ણુપ્રસાદના શ્રવણ પર પડતાંજ તે એકદમ ચમકી ઉઠ્યો અને ઘણો કોપાયમાન થયો. તેણે મૃગાક્ષિણીનું કાંડું પકડી ઘર બહાર કાઢવા જોરથી ધક્કો માર્યો.

મૃગાક્ષિણીનું ગૌતિકમગળસૂચક વલય તૂટી ગયું. મા દિકરી બન્ને ગભરાયાં. જમ જેવા જમાઇ રાજ પોતાના ભક્ષને કાળપાશથી બાંધી આગળ ચાલતા થયા ! પાછળ તેની માં ગુણવતી અશ્રુપતન કરતી, ક્રોધાગ્નિથી પ્રદીપ્ત થતી, ગાળોનો વર્ષાદ વર્ષાવતી, પાછળ-પાછળ ધીમે ધીમે ચાલતી હતી. સરઘસ જાહેર રસ્તાપર આવ્યું. ગુણવતીના શબ્દો સાંભળી તથા મા, દિકરી ને જમાઇ સાથે આવી રીતે આવતાં જોઇ, લોકો આમથી તેમથી તમાસો જોવાને દોડી આવ્યા. તમાસાને તેડું ક્યાં જોઇએ છે ?

અલ્પ સમયમાં જમાઇરાજ ઘેર આવ્યા અને જોરથી મૃગાક્ષિણીને ઘરમાં દાખલ કરી બારણું બંધ કરી દીધું. બહાર ગુણવતી ગાળો દેતી, રડતી, માથું કૂટતી, અકળાઇ જતી, મુંઝાઇ જતી થોડો સમય બેસી રહ્યા પછી પોતાને ઘેર ચાલી ગઇ.

ઘરમાંથી લક્ષ્મી બહેને પણ ગાળો દેતી વહેવાણ પર ગાળબાણ ફેક્યાં. મૃગાક્ષિણી આ બનાવથી આસી બની ગઇ, રડી પડી, ને રૂદન લાંબો વખત જારે રાખ્યું. વિશ્નુપ્રસાદ બાળપત્નીપર શુરાતન વાપરી લઢાઇમાં વિજય મેળવી આવ્યો હોય તેમ ધમધમ કરતો ઉપલે મજલે ચાલ્યો ગયો !

૨.

વિષ્ણુપ્રસાદ એકનો એક શ્રીમંતનો પુત્ર હોવાથી કન્યાવાળાઓ તેને જમાઇ તરીકે અંગીકાર કરવામાં ઉત્સુક રહેતા અને મોટી નાણાંની થેલીઓ અર્પણ પણ કરવા તૈયાર થયા હતા. વિશ્નુપ્રસાદનો બજાર ભાવ અઢી હજાર લગણ પહોંચ્યો હતો !

કાળગમન સાથે વિષ્ણુપ્રસાદ દશ વર્ષની અવસ્થાએ પહોંચ્યો ત્યારે તેના પિતા રાયજીભાઇએ જીવણલાલની એકની એક પુત્રી મૃગાક્ષિણી સાથે તેનો વિવાહ કર્યો ને લેવાના પૈસા પણ નક્કી કરવામાં આવ્યા. વિષ્ણુપ્રસાદ વિદ્યાભ્યાસમાં જરા ધીમો હતો તેથી ૨૩ વર્ષની ઉમરે તે મેટ્રીક પાસ થઇ ઉંચા પ્રકારની કેળવણી લેવા સારૂ કાલેજમાં દાખલ થયો. જ્યારે તે ૧૮ વર્ષનો હતો ત્યારે એક મીલ બંધ પડવાથી તેની દશ હજારની મીલ્કત પર પાણી ફરવાથી ને નાણાં જતાં રહેવાના ધાસકાથી રાયજીભાઇનું અંતઃકરણ એકાએક બંધ પડયું તેથી તેઓ દેવશરણે ચાલ્યા ગયા. !

× × × ×

પિતાએ વિવાહ કરી રાખ્યો હતો તેથી જ્યારથી મૃગાક્ષિણી અને વિશ્નુપ્રસાદ સમજણાં થયાં ત્યારથીજ બંન્ને વચ્ચે પત્ર વ્યવહાર ચાલતો હતો. પત્ર વ્યવહાર સમય વ્યતીત થવાની સાથે વધતો ગયો અને અંતે કિંચિત્ નિમિત્ત કાઢીને પરસ્પર મળવાનો વહેવાર પણ શરૂ થયો. ઘરમાં વિશ્નુપ્રસાદની માતુશ્રી લક્ષ્મીબહેન એકલાં ને તે પણ દેવનાં ચુસ્ત પૂજારી તેથી તેમનો ઘણો વખતનો મંદિરમાં તથા ત્યાં બેસી લોકોની કુથલી કરવામાં ભોગ આપવો પડતો. મૃગાક્ષિણી શાળાના બહાને વખતો વખત બહાર જતી ને લગ્નગાંઠથી ગ્રથિત થનારાં વરવધુ પરસ્પર મળતાં.–પ્રેમ ગાઢ થયો. તે બન્ને વચ્ચે એવું તો આકર્ષણ થઈ ગયું કે તેઓથી એક બીજાને મળ્યા સિવાય બહુ દિવસ રહેવાયજ નહિં.

૩.

મૃગાક્ષિણીના પિતા જીવણલાલ એક સરકારી અદાલતમાં ૩૦ રૂપીઆના કારકુન હતા. જીવણલાલ પાસે વડિલોપાર્જીત મિલ્કત બિલકુલ નહોતી. તેમને બે પુત્રો હતા. ને તે વળી કોલેજમાં વિદ્યાભ્યાસ કરતા, તેથી ખર્ચ પણ વધુ હતો. સમય ઘણો બારીક હતો તેથી ૪૫ વર્ષની વયે માત્ર બે હજાર રૂપીઓ એકઠા કરી શક્યા હતા. જીવણલાલે રાયજીભાઇને પોતાની દિકરી મૃગાક્ષિણીના લગ્ન બદલ રૂ. ૨૫૦૦ આપવાનું નક્કી કર્યું હતું. પોતાની પાસે ફક્ત બે હજાર રૂપીઆ હતા ને અઢી હજાર રૂપીઆ આપવાના હતા, તેથી તેની ચિંતામાં ને ચિંતામાં તેઓ અડધા થઇ ગયા હતા.

× × × ×

મૃગાક્ષિણી ૧૭ વર્ષની નવયૌવના થઇ. વિષ્ણુપ્રસાદ પણ ૨૪ વર્ષનો થયો હતો. તેથી જીવણલાલે લક્ષ્મીબહેનને લગ્ન કરવા ઉતાવળાં થવાને આજીજી કરી. લક્ષ્મીબહેનને કોઇ માણસ ત્રણ હજાર રૂપીઆ આપવાને તૈયાર થયો તેથી પુત્રનો કરેલો વિવાહ તોડી નાંખવાની તૈયારીમાં તેઓ હતાં. વિષ્ણુપ્રસાદ અને મૃગાક્ષિણી પ્રેમનૌકામાં પ્રયાણ કરતા ને તે નૌકા વિધી ખડકમાં અથડાઇ પોતાના ચૂરેચૂરા કરી નાંખશે એવી દહેશતમાં રહેતા. નૌકા આજ અથડાશે—કાલ અથડાશે ને વિઘ્ન ખડક તેના ચૂરેચૂરા કરશે, તોપણ નૌકાના ભાંગેલા પાટીઆને વળગી પ્રેમસાગર તરી, ખડકોને ઓળંગી પરસ્પર લગ્નગાંઠથી ગ્રથિત થવાનુંજ બન્ને જણાએ અરસપરસ નક્કી કર્યું હતું. પણ આખરે જીવણલાલે જેમ તેમ કરી લક્ષ્મીબહેનનું મન મનાવ્યું ને છેવટે મર્હુમ રાયજીભાઇએ નક્કી કર્યા પ્રમાણે અઢી હજાર રૂપીઆ લેવાનું લક્ષ્મીબહેને સ્વીકાર્યું.

૪.

લગ્ન દિવસ નક્કી થયો. યુગલ અતિ હર્ષના આવેશમાં આવી ગયું. કારણ કે તેઓ સદાને વાસ્તે લગ્ન ગાંઠથી જોડાવાનાં હતાં. લગ્ન દિવસ નક્કી થએ બન્ને વહેવાઇઓ સ્વભાવીક રીતે લગ્નની ધમાલમાં પડ્યા. થોડા દિવસમાં હસ્તમેળાપ પણ થયો. "વડી મુખડી"ની ક્રિયા બીજે દિવસે કરવાની હતી, ને નાણાં પણ તેજ દિવસે ચુકવવાનાં હતાં. અગાઉ જણાવ્યા મુજબ જીવણલાલ પાસે માત્ર બે હજારનીજ થેલી હતી; ને વળી તેમાંથી લગ્ન નિમિત્ત જ્ઞાતિભોજન તથા વ્યવહાર રીતો પાછળ થોડાક પૈસાનો ભોગ આપવો પડ્યો હતો. હવે માત્ર તેની પાસે રૂ. ૧૫૦૦ રોકડા રહ્યા હતા. લેણદાર વહેવાણને તે રૂ. ૨૫૦૦ આપવા વચનથી બંધાયો હતો, ને તે રૂપીઆ ક્યાંથી લાવવા તેના વિચાર મણકા એક પછી એક તે ગણ્યા કરતો. પણ કાંઇ પાર આવતો નહિ! 'હસ્ત મેળાપ થઇ ચૂક્યો છે એટલે હવે લક્ષ્મીબહેનથી કાંઇ વળવાનું નથી એમ તે બબડતો,—અકળામણથી પીડિત થતો,—આમ તેમ દુઃખ સાગરમાં ડુબતો તરતો ચાલ્યો જતો ને પળમાં 'હાય, રામ!'નું ઉચ્ચારણ કરી સહસા જમીનપર બેસી જતો.

પ્રાતઃકાળ થયો. પૈસા આપવાનો સમય પણ નજીક આવતો જાણી તે ખુબ ગભરાયો. સવાર થતાંજ તે છાનોમાનો લક્ષ્મીબહેનને ઘેર ગયો ને "વડી મુખડી"ની ક્રિયામાં કાંઈ

પણ પ્રકારનું વિઘ્ન થાય નહિ તે વાસ્તે તે કાલાવાલા કરવા લાગ્યો. ને ગળગળો થઇ ગયો. અંતે લક્ષ્મીબ્હેનના મનમાં આવ્યું કે જીવણલાલ સાચો બોલે છે ને આપેલું વચન તે કદી તોડતો નથી તેથી "વડી મુખડી"ના રૂપીઆ ૧૫૦૦ ગણી લેવા સ્વીકાર્યું. તે ક્રિયા પૂરી થઇ રૂપીઆ ગણી લીધા ને બાકીના રૂ. ૧૦૦૦ અલ્પ સમયમાં આપી દેવા વ્હેવા-ઇને કહ્યું આવી રીતે લગ્ન પસાર થયું. લેવડદેવડ હજુ સાફ નહી બે માસ વિત્યા, ત્રણ માસ વિત્યા, પણ હજુ જીવણલાલ પોતાના માસીક પગારમાંથી એક પાઇ બચાવવાને શક્તિમાન થયો નહોતો! લેણદાર લક્ષ્મીબ્હેન વખતો વખત જીવણલાલને ત્યાં આવતી ને તેને ધમકધમકે લેતી ને કોઇવાર એમ પણ બોલી જતી કે "તારી છોકરીનો પગ મારે ઉમરે ભારે નહી પડશે!" જીવણલાલ શાંત સ્વભાવે સાંભળે જતો તે શું કરે? પૈસા આપવા તે બંધાયો છે ને તે પૈસા આપવાની તેની પૂરેપુરી મરજી હતી. પૈસા કોઇ વણીક શાહુકારને ત્યાંથી લાવી લક્ષ્મીબ્હેનને આપવા કે કેમ તેના વિચારમાં તે નિમગ્ન થઇ જતો. છેવટે બિજાનું દેવુ કરવુ તેના કરતા વ્હેવાણનુંજ દેવુ થોડો વખત વધારે રાખવાનું નક્કી કર્યું ને હાલમાં લેણદાર લક્ષ્મીબ્હેનને ટાપાજ ખવડાવવા માંડી રાખ્યુ!

× × × ×

ખચિત્ મૃગાક્ષિણીને દુઃખ પડશે પણ તેનો પિતા લાચાર છે નવયૌવના મૃગાક્ષિણી ભણેલી, ગણેલી, અને સુશીલ હતી તેથી પોતાનાથી ઉદ્ભવેલી પિતાની સ્થિતિ જોઈ નયનમાંથી અશ્રુધારા પાડતી અને ઘણી વખત એકાંત સ્થળમાં જઇ ઘણુંજ આક્રંદ કરતી મનોવો પાત પોતાનો પ્રેમ ભુલી જઇ માના કહેવા પ્રમાણે આચરણ કરે છે, તેવું તેને ભાસવા લાગ્યુ, ને તે ખરૂં પડ્યુ. પત્રવ્યવહાર તૂટ્યો તે તુરતાંજ પ્રેમ ગ્રથીના એક પછી એક છેડા નરમ પડવા લાગ્યા. પ્રથમ આવેલા પતિના પત્રો ઘડી ઘડી છાનીમાની વાંચતી, વાંચી વક્ષસ્થળ સાથે ચાંપતી ને અશ્રુધારાના પતનથી સ્વકપોળ ભીંજવતી.

વિષ્ણુપ્રસાદ માના હુકમ મુજબ અક્ષરસ અનુસરવા લાગ્યો. તેણે જુનો પત્રવ્યવહાર ને જુના પ્રેમ તરંગોને વિસારી દીધા હતા

૫.

જીવણલાલ સાંજના આફીસમાંથી ઘેર આવ્યા ત્યારે તેમની પત્ની ગુણવંતીએ બનેલો બિનાથી તેમને વાકેફ કર્યા પત્નીને ધીરજ આપી તે બોલ્યા "હશે, સુખે કે દુઃખે મૃગાક્ષિણી તેને ઘેર ગઇ એ ઠીક થયુ તેના નસીબે જે લખ્યું હશે તે ખચિત્ થશે. આપણે હાલમાં મૃગાક્ષિણીને જ્યાં સુધી તેના સાસરીયા ન મોકલે ત્યાં સુધી બોલાવવાની જરૂર નથી."

× × ×

મૃગાક્ષિણીને આજકાલ પતિને ઘેર આવે બે માસ થયા છે. સાસુ તેના દરેક કામમાં કાંઇ કાંઇ ખોડખાપણ કાઢવાનું કરે છે. સાસુ વહુની હરરોજ તકરાર જારીજ છે. કોમળ મૃગાક્ષિણી સાસુનું પોતા તરફ આવું આચરણ જોઇ દિનપ્રતિદિન કરમાવા લાગી. સાસુ ઘણી વખત તેને "કંગાળની માની દિકરી" કહી બોલાવતી તે વખતે તે બિચારી રડી પડતી.

લક્ષ્મી બહેને જાણ્યું કે બે માસ વિતિ ગયા છે તોપણ હજુ જીવણલાલ એક પાઇ પણ આપતો નથી વાસ્તે તેણે મૃગાક્ષિણીને પાછી તેના બાપને ત્યાં મોકલી દેવી.

વિષ્ણુપ્રસાદને ફરજ પાડી. વિષ્ણુપ્રસાદે માના હુકમ પ્રમાણે તેને તેના બાપને ત્યાં મોકલી દીધી.

જીવણલાલ ખચ પતાવતા હજુ માત્ર રૂ. ૫૦૦ એકઠા કરવાને શક્તિમાન થયા છે ને બીજા તેટલા એકઠા કરશે ત્યારેજ મૃગાક્ષિણીનો ગૃહ સંસાર શરૂ થશે!

× × ×

દરરોજના કકાસે વિષ્ણુપ્રસાદનું મગજ ખાલી કરી નાંખ્યું ને તે ખાલી પડતા તેને તાણનો રોગ લાગુ પડયો તેથી તેણે કોલેજ પણ છોડી દીધી લક્ષ્મીબહેને છોકરાની તબિયત નાદુરસ્ત જોઇ હવા ખાવાને તેને હુમસ આજે વિદાય કર્યો છે.

---

# ભણ્યામાં ભડકો કે અભણનો અસંતોષ.

સંપાદકઃ—શ્રીયુત "મસ્ત"

સ્વયં અનુભવની વાત કહેનાર હું મુંબઇ યુનીવરસીટીનો, વગર ડીગ્રી વરાવનો, અન્ડરગ્રેજ્યુએટ છું. સારા સુશીક્ષીત કુટુંબમાં જન્મેલો, ઉચ્ચ જ્ઞાતીનો હું એક યુવક છું. સંસાર સાગરમાં ઝંપલાવે, મને માત્ર નજીક વર્ષજ થયા છે. ગૃહ સંસારના સામાન્ય કઢાપામાંથી બચવા ખાતર, કાઈપણ મોટી ડીગ્રી મેળવી પોતાના પગ ઉપર ઉભા રહેવાની શકિતવાળા થઇ, પરણવાના મારા નીયમને મે અક્ષરશઃ પાર પાડયો છે મારી જીવન નૌકા સરળ રીતે ચલાવવા ખાતર, કોઇ સુશીક્ષીત કન્યાને મારી સહચારીણી બનાવવાનો મારો પહેલેથીજ નીશ્ચય હતો કારણ કે પાશ્ચીમાત્ય કેળવણીના સમાગમથી મારા મગજમાં એવી તો ખુમારી નીરંતર રહ્યા કરતી, કે નમોદ કાઢનારા સંસાર સમુદ્રના નીરક્ષરજ રાક્ષસી જળચરો છે હું ભણવામાં ઠીક ઠીક હોવાથી કઈક માતાઓ પોતાની છોકરીઓને વરે બેસાડવા સારૂ પોતાનું લક્ષ બીંદુ મારા તરફ તાકી રહી હતી. એટલુંજ નહીં પણ મને ઝડપી લેવાને શીકારી રહી હતી પણ "બી. એ. થયા પછી વિચાર કરીશું" એ મારા કડક જવાબ આગળ એ બીચારીઓ નાસીપાસ થઇ જઇ, નીસાસા મુકતી હતી. તે કે કહક અને હું તોછડો જવાબ આપતો હતો, પણ તેમાં એક પથ્થરથી બે પક્ષી પાડવાની મારી નેમ હતી એક તો પાસ થઇ પરણવાના મારા દ્રઢ નીશ્ચયને હું જાળવી શકતો હતો, અને બીજું મારી ન્યાતની છોકરીઓની રૂવના કરવાનો ખરોબો અવકાશ હું મેળવી શકતો હતો. મારા મનમાં પણ એમ રહ્યા કરતું હતું, કે પાણીના માછલાની પેઠે દહાડામાં દસ વખત ઓળાય નહીં તેથી રૂદ્રાક્ષ કે તુલસીના મણકાને દીઠે પણ ન ઓળખતી હોય તેવી મ્હારી સાથે સમાજ હિતમાં સ્વતંત્ર રીતે ભાગ લઇ શકે એવી કેળવણી પામેલી કુંવારી કન્યા મને જો મળી શકે તો તેને મારે સૌથી પહેલી પસંદગી આપવી વળી હું પાસ થાઉં ત્યાં સુધી મારે માટે રાહ જોઇ બેસી રહેનાર

કોઇ નીકળી આવે છે કે નહીં, તે કૌતુક જોવાની પણ મારી અંતર ઇચ્છા હતી. પણ આ ઉપરાંત આ વખત મ્હને બીજી પણ ઇચ્છા હતી. પારસી અને ભાટિયા બાનુઓ સાથે ફેશનમાં ફતેહમંદીથી હરીફાઇ કરી શકે; પંપ પાડીને વાંકી સેંથી રાખી છે-હામાં છેલ્લી ઢબનું પોલકું તથા સુન્દર ફેશનેબલ સાડીથી શોભતી, તથા ઉંચી એડીનાં વિલાયતી બૂટ પ્હેરી ફરતી મોહિની મળે, તો ત્હેનીજ સાથે લગ્ન કરવાં એવો મ્હારો દૃઢ નિશ્ચય હતો. એટલુંજ નહિ પણ મ્હારી સાથે સમાન ભાવે સોસાયટીમાં ફરી શકે, મીઠી વાણીથી ઈંગ્રેજીમાં વાતચીત કરી શકે અને જ્યાં ત્યાં પોતાના રૂપ તથા દેખાવથી લોકોમાં આકર્ષક થઇ પડે, એવી બાલા ન મળે તો બીજી કોઇની સાથે પરણવાને પણ હું તૈયાર નહોતોજ. કેટલીકનાં માબાપોની નજરમાં હું અતિ સુધરેલા વિચારનો જણાયાથી ન બેઠો, કેટલીક મારી સાથે સ્નેહ ગાંઠ઼ી જોડવા ખાતર મારા પાસ થયાની રાહ જોવાને તૈયાર હતી પણ તે બીચારીઓને તેમનાં માબાપોએ કન્યાકાળનો બાધ કાઢી પરણાવી દીધી. પણ આ બધીમાંથી એક છોકરી ઉપર મારી નજર ક્યારનીએ ચોંટી રહી હતી. અને એ મળે તો આકાશ પાતાળ એક થાય તોયે બીજીને હાથ ન આપવો એવો મેં નીશ્ચય કરી રાખ્યો હતો. આ છોકરી અંધારામાં અજવાળું કરે તેવી સુન્દર દેહ વર્ણવાળી હતી; મારી સાથે હોય તો મારી પત્ની છે, એમ કહેતાં મને અભિમાન થાય એવી હતી. ઉપરાંત વળી અભ્યાસ માટે શાળામાં તે પંકાતી હતી. અને આ ઉપરાંત પૂરેપૂરી ફેશનની ઉપાસક હતી. તથા તે જાણતી પણ હતી કે પોતાની ફેશનનું ઘણી બાલિકાઓ અનુકરણ કરે છે ! એટલે એને એ બાબતનું અભિમાન પણ હતું. કહો ત્યારે એના તરફ મારૂં મન કેમ ન લલચાય ? વળી, તે મારી રાહ જોઇ, બેસી રહેવાને પણ તૈયાર હતી. મારો તો નીશ્ચયજ થઇ ગયો હતો, કે વરમાળ પહેરવી, તો એને હાથેજ. એને મારી કરી લઇ, મારા સમોવડીઆ ન્યાતી બંધુઓને, મોંમાં આંગળાં નાંખતા મારે કરી દેવા ! બસ, એ વાતજ મારા મનમાં નક્કી થઇ ગઇ. અને તેમાં, હું ફાવી શકું તેમ હતો, કારણ કે મારી ભવિષ્ય દેવીનો ભાઇ, મારો મિત્ર હતો. જો કે, એનાં માબાપ વીલાયતી નહોવાથી મારા મનને ફફડાટ રહ્યા કરતું હતું. પણ મારો મિત્ર, પોતાની બહેનના ઉદ્ગાર અને વિચાર ઉપર લક્ષ આપતો હોવાથી, તે પોતાનાં માબાપ આગળ, "તમારે બહેનનો ભવ બગાડવો છે કે સુધારવો છે ?" કહી આડકતરી રીતે, મારો પક્ષ, ખેંચ્યા કરતો હતો.

(૨)

વખત વહેતાં, હું બી. એસ. સી. એમ. એ. થઇ ગયો, અને, જે સ્નેહ સમનાં અમે બન્ને ઇંતેજાર હતાં, તે પણ થઇ ગયાં. મેં હવે, કુમ્મામવતીને મારી કરી લીધી છે. એ શરતમાં, હવે મને કોઇ હંફાવી શકે તેમ નથી. બીજાં બે ત્રણ વર્ષમાં, ભણવામાંથી પરવારતાં, તે મને ગૃહસ્થ બનાવવાને, તૈયાર હતી. પરણ્યા પછી, હું તો એમ. એ. થઇનેજ નોકરી લઇ લેવાનો હતો, પણ મારી કુમ્માએ, "મારી ફેશનને તમે લજવાવના ના." એમ આગ્રહ કરવાથી મેં મારો અભ્યાસ ચાલુ રાખ્યો. એણે મને કહ્યું હતું, કે "જેમ ફેશનની ટોચપર હું છઉં, તેમ તમે પણ, બે ચાર ડીગ્રી મેળવી, ભણતરની ટોચપર આવો, પછી હું તમારે ત્યાં આવીશ."

(૩)

હવે હું, "એમ. એ' બી. એસ. સી. એલ એલ. બી." થઇ ગયો છું. 'મારી કુભાનું મોં,' એટલું કહેતાં ભરાઇ જાય છે. એને હાથમાં નચાવવા ખાતર મેં પણ પરદેશમાં નોકરી લીધી છે. ગામનો ત્યાગ કરી, હું ખુલ્લી હવામાં બંગલામાં રહું છું. કારણું કે મારી કુભ્માનું શહેરી અસ્વચ્છ હવાથી મગજ ઘુમી જાય છે, દેવતા સામે નજર નાંખવાની એની શક્તી ન હોવાથી મેં રસોઇઆ–નોકરનું કામ કરી શકે, તેવા દાઢીની દાઢીને સાવરણીની સાવરણી સમાન એક માણસને રાખી લીધો છે. હું સુધરેલો છું, એટલે જ્ઞાતિબંધનનું નડતર મને આ જમાનામાં રહ્યું નથી. મારી કુભ્માને વાંચવા સારૂ ચોપડીઓ, સીવવા સારૂ સંચો, અને એને ખીલખીલાવા સારૂ હારમોનીઅમ પણ લાવી રાખ્યાં છે. અને તેનો મન રમાડો કરવા, ચકલીઓનું પાંજરૂં, અને લેપ ડોગ ( ન્હાનો કુતરો ) લાવવાની તૈયારીમાં છું. મિત્ર મંડળ કે સ્નેહી વર્ગ આવતાં, તેને ફેશન–સીકનેસ ( મંદવાડનો ડોળ ) ધારણ કરતી, માથે હાથ દઇ, મોં નાક વાંકાં કરી, ચીપી ચીપીને બોલતી, સુધારાના હવાઇ વિમાનની સફરે ચડી જુના વિચારના હરીફો તરફ તીરસ્કારની દ્રષ્ટિના બોંબ ફેંકતી જોઇ, હું મને પોતાને કૃત કૃત્ય માનવા લાગ્યો. મને મારા ગાલમાં વખતો વખત હસવું આવતું કે નહીં મેળવી છે તો મારા માંચાનીજ. ફનેહના ડંકા છે ! આ ધુનમાં ફરતો હોવાથી મારી કુભ્માના કારભારમાં જ્યાં ને ત્યાં ઘરમાં વધતો જતો કચરો, કાચું પાકું મહેલું ધાન, ઘરમાં પહેરવા પાથરવાનાં ધાચીની ઘાણી જેવાં વસ્ત્રો, અને અઠવાડીઆમાં ભાગ્યે એક વખત ઉપડતી, શય્યાની આસપાસ થતો મચ્છરનો ગણગણાટ અને માંકડનો ચટકાર, મારૂં ધ્યાન ખેંચતાં નહોતાં. હું તો માત્ર તેને નચાવવામાંજ અંધ થઇ ગયો હતો. કારણ કે, તે મારા હૃદયની દેવી હતી, મારી જીંદગીની શોભા અને મફળતા હતી.

(૪)

આજ હવે, મારી સ્થિતિ બદલાઈ છે, અમારા પ્રેમની સાક્ષીને, ( મારા બાળકને ) તે સાથે લઈ આવી છે. તેનો મારા ઉપર બમણો હક થયો છે. હવે તો, મારે એને વધારે વધારે રાજી રાખવાની છે. જે બીચારીને, છુટી હતી ત્યારે જ ઘરબાર જોવાને ફુરસદ નહોતી, તે બીચારી, હવે તો, બાળક રૂપી બેડીમાં બંધાઇ. પણ તે બેડીને મારે તોડવી જોઇએ, આવા વિચારથી હું તેને હરેક રીતે સહાય ભુત થતો. પણ બીજાં વિઘ્નોની હવે, શરૂઆત થવા માંડી. હમારા રસોઈઆ–નોકરે લાગ જોઇ પોતાની આંખ બતાવવા માંડી. જાણ્યું કે પગાર વધાર્યે ઠેકાણે આવશે. પણ એણે તો, પગાર વધરાવી લીધો, અને લાતો ફેંકવી તો ચાલુજ રાખી. આવે, નાસી જાય,–આવે નાસી જાય એમ કેટલોક સમય ચાલ્યું, પણ એની ગેરહાજરીમાં, મેં મારી કુભ્માને જરીકે ઓછું આવવા દીધું નથી, એના હાથનું અધકચરૂં, પેટમાં ઓરવા છતાં, મેં કદી બણગણાટ કર્યો નથી. કારણ કે હું જાણતો હતો કે મારી લાડધેલીએ, માબાપને ત્યાં ક્યારે રાંધ્યું હોય, કે મને રાંધી ખવરાવે ? મેં મન વાળ્યું કે જાની ઓએ કચરામાં ફરૂં છું. ઘરમાં મેલાં લુગડાં પહેરૂં છું. પાથરૂં છું, અને રાત્રે, માંકડ મચ્છરની મિજબાની કરી સુઉં છું, તે તેમાં વળી આટલું વધારે ! નોકરની ખટખટ જાગતાં, અમે બન્ને ફળવાયલાં, સુધરેલાં, વારૂપુરૂની ઉમેદવારી કરવા લાગ્યાં હતાં.

પણ મારી બદલી થવાથી અને મારી કુંમા, મને બીજીવાર પોતાના પ્રેમની સાક્ષી પુરી પાડનાર હોવાથી, એ વાત એટલેથી અટકી હતી.

(૫

જે નોકરીમા હું હતો, તેમા વધારે દૈવત ન દેખવાથી, હું "ધ્રુવ" નોકરી છોડી "અધ્રુવ" માં જોડાયો છુ. તે મારી કુંમાની, મગનમગળ સાથે વાત કરતી, અભીલાષાઓને પૂર્ણ કરવાજ! એ ફેરની સાથે, બીજા પણ ફેરફારો થયા છે બગલો છોડી, હું ગામમાં રહેવા આવ્યો છુ. બે સતાનનો બાપ થયો છુ. મારી કુંમાનો, મારા ઉપર હવે બેગણો હક થયો છે. પણ ચાકર નોકરનુ કષ્ટ વધ્યુ છે મો માગ્યો પગાર આપવા છતા, તેઓ મનસ્વીપણે રહે છે. આયા, મારા બાલુડાને ઘેરથી લઇ જાય, ગમે ત્યાં ફેંકી, પોતાનું સુખ જુએ છે, અને રોય નહીં તે માટે, તેમના આગળ ઘણા ફેકાયા કરે છે. મારી કુંમા, તે બાલુડાને દેખી, પોતાના સુખ ઉપર અકુશ મુકાયલો સમજે છે, અને તેથી, આયાને, છોકરા પાસે લાવવા ના પાડે છે. મારી નોકરી કદગી હોવાથી, મારી રિસાયની કુંમાને હુ મનવી શકતો નથી. નોકર, આયા, રસોઇઓ જતા રહેવાં હોવાથી તે હવે વિફરી છે, અને મારા હાજીહા કર્યાનો બદલો આપવા તૈયાર થઇ છે!

(૬)

આજ તો, તે કર્કશીનુ, રૂસણું લઇ બેઠી છે થાક્યોપાક્યો, મોડો, હાને ઘેર આવેલો હોવા છતા, ઘરમા પગ દેતાં, તેનું નૃસિંહ સ્વરૂપ, હુ જોઉ છુ પાસે જતા, મારૂં મન ફફડે છે, અને મારા પગ, પાછા પડે છે. જે ખુરશીમા તે બેઠી હતી, તે ખુરશીથી દોઢેક હાથ છેટે ઉભા રહી, મે મારા હોઠ ફફડાવ્યા, એટલામા તો ગર્જના શરૂ થઇ અને મુસળધાર વરસાદ પડ્યો!

'સાભળો છો કે—આ મારાથી, હવે તમને, ખીચડુ ફાકશે નહીં કાંતો, હોટેલમા જઇ જમી આવો, નહીં તો, રાખ ઉકાળીને પીઓ! આ, કામ કરનારી હજી સુધી આવી નથી, તે કાંતો બીજી લઇ આવો, નહીં તો તમારે વાસણ ઘીછળી, ચોકો કરવો પડશે તમે જાણો, કે હું કપડા ધોઉં, કે વાસીદુ કાઢુ એ, સ્વપ્ને પણ આશા રાખતાના છોકરા નવરાવી ધોવરાવી સાફસુફ રાખો છો, તેમા મને કાઇ ઉપકાર કરતા નથી. અને જુઓ, (મારા બીજા બાળકને દેખાડી) પેલો પાજી બદમાશ, મને રાત્રે સુવા દેતો નથી તે આજથી તમારે, ઘોડીઆ પાસે સુવાનુ છે. બહુ રૂએ, અને દયા આવે, તો ઉઠીને દુધ પાજો, પણ મને જગાડતા ના. અને પેલો, (મારા મોટા બાળકને બતાવી) માંઇકાકલો, મારે ગળે વળગ્યો છે તે કેમે કર્યો, છુટતો નથી. મને મારૂં કાંઇજ કરવા દેતો નથી માટે, જો તમે, એ બન્નેને, શુક્રવારમાં મુકી આવો, તો સૌથી વધારે સારૂં. મે તો, આજે આપણી પડોસણને કહ્યુ છે, કે કોઇને છોકરા જોઇતા હોય, તો મને કહેજો. મારે આ વધારાના છે, તે આપી દેવાનાં છે. અને આખો દહાડો, તમે જે મને કહ્યા કરોછો, કે આટલા વગર ચલવી લ્યો, વળી બીજી વખત જોઇશુ, એ મારે નહીં નભે. મારે તો, મોંમાથી નીકળેલી ચીજ, તમારે હાજર કરવી પડશે. પૈસાનુ ડીપાર્ટમેટ મારૂં નથી. પૈસાની ગોઠવણ શી રીતે કરવી, એ તમારે જોવાનું છે. ન હોય, તો ઉધાર પણ લાવવુ પડશે. તમને ન

પરવડતું હોય, તો, મને મારે પીયર મોકલી દો. એટલે એ બધાં પણ જાણે કે તમારી ત્રણ ત્રણ ડીગ્રીઓ ઉપર તમે ધુળ ફેરવી છે!

મારી કુભાર્યાનું, ઝંપડેશ્વરી દેવીનું સ્વરૂપ જોઇ, હું તો ત્યાંને ત્યાં મહેક આરસપહાણ જેવો થઇ ગયો! મારા પાશ્ચીમાત્ય તરંગો, વિચાર વમળમાં ઘસડાઇ, પાતાળમાં પેસી ગયા! મારી કુભાર્યા સામું, મુંગે મોંયે, જોતો, હું મનમાં લડભાંગ કરવા લાગ્યો, કે આવાં બારદાન, મારા જેવા કેટલાકોના, ઘર સુખનો નાશ કરતાં હશે. મને સમજણ ન પડી, કે ભણ્યામાં ભડકાને તે, મારે પસંદગી આપવી, કે અભણનો અસંતોષ રાખવો. મારા અંતર આત્માએ, મને છેવટે કહ્યું, કે જાત પરજ ભાત છે અને સંગ તેવો રંગ બેસે છે! સ્વાર્થી ફેશનની શીશીયારીમાજ ઉછરેલી સ્ત્રી કઇ વખતે કુટુમ્બીઓને માટે સ્વાર્થ ત્યાગ કરવાનું શીખે?

(૭)

જે ધણી ધણીઆણી, ગૃહ કે બહારના કામમાં, હળીમળીને, એકબીજાને સહાયભુત થઇ, વસંત ઋતુના પક્ષીઓની પેઠે, કલ્લોલ કરી, દુઃખ સમયમાં, એકબીજાને દિલાસો આપી, સાંપડેલી સ્થિતિમાં સંતોષ માની, પોતાના દિવસો નિર્ગમન કરતાં હશે, તે કેવાં ભાગ્યશાળી હશે? મારૂં જીવન તો, સદાને માટે બગડયું છે. કારણ કે, મારી કુભાર્યાને, હું હવે, ઠેકાણે લાવી શકું તેમ નથી. તેની આગળ, મારા મોતીઆ મરી ગયા છે. ચુંદાઇ ગયેલા સંસાર-સુખ પુષ્પને, ખીલવવા ખાતર, આસપાસના દંપતીઓના દાખલા આપી, હું એને સમજાવું છું, પણ, એ જમીનમાં, એ છોડ ચોંટતો નથી. ગુસ્સે થઇ, વાત કરવાનો વીચાર કરૂં છું, તો બમણું લાઉઆં લેવાની બ્હીક લાગે છે. હાથ ઉપાડતાં, મારૂં કુટુંબ, મારી જ્ઞાતી, મારી કેળવણી, અને મારૂં બ્હાલ લાજે છે. હવે મને સમજણ પડે છે, કે મત્ પાત્રે દાન કરવું નહી તો 'મેર રાંડ મીઠી'ના કીસ્સાથીજ શરૂઆતી કરવી. હવેજ મને થાય છે, કે માઆમાજ મજા છે, અને સ્વેચ્છાથી હાની છે.

લિ૦ હું છું, .

આપનીતીનો પૂરો અનુસર કરતો

યુનિવર્સિટીનો એક ગ્રેજ્યુએટ.

---

## -વરકન્યાનાં કજોડાંઃ

જે કન્યા અને વરના આચારનાં, શરીરનાં, જ્ઞાનમાં, સ્વભાવના, ઉમરમાં, કુળમાં અને વૈર્ય આદિ સદ્ગુણોમા વિષમતા હોય એટલે વર સુશીલ હોય અને કન્યા દુઃશીલ હોય, વા કન્યા ભણેલી હોય અને વર અભણ હોય ઇત્યાદિ, એવી વિષમ સ્થિતિમાં જે સગપણ જોડવામાં આવે વા પતિ પત્ની તરીકેનો સબંધ બાંધવામાં આવે તો તે કજોડું કહેવાય છે. આ કજોડાના સંબંધથી કન્યા અને વરના સંબંધીઓને અનેક પ્રકારે કલેશ ઉત્પન્ન થાય છે, એટલુંજ નહિં પણ તેથી તે કન્યા અને વર બન્નેના જીવન અતિ કડુ સ્વમય દુઃખપ્રદ થઈ નિષ્ફળ નીવડે છે, કિંબહુની તેઓ જીવની બર-બાદ થાય છે.

શ્રી રત્નચન્દ્રજી કૃત 'કર્તવ્ય-કૌમુદી.'

# પાંસઠ વર્ષના નવયુવાને કીધેલું લગ્ન!

લેખક:—એક બ્હેન.

લોકો કહે છે કે આ કલિયુગ તે "અજ્ઞાન યુગ" છે. આ વાત ખરી છે. આપણાં શાસ્ત્રોમાં જીંદગીની અવસ્થાના ચાર ભાગ પાડયા છે; બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત; પણ અજ્ઞાનતાને લીધે કોઇ તે વિશે વિચાર કરતા નથી અને તે પ્રમાણે વર્તતા પણ નથી. ખાસ કરીને આપણા વૃદ્ધ પુરૂષો—જેમને સરકાર પણ પેન્શન આપી ઈશ્વર ભજન કરવાને ઘેર મોકલી દે છે—તેઓ તો આ બાબતમાં મોટામાં મોટા ગુન્હેગાર છે. તેઓ પોતાને સરકાર દરબારે આપેલી નિવૃત્તિથી ઘણોજ અસંતોષ પામે છે અને બીજા માર્ગોમાં પોતાનાં પરાક્રમ જણાવવા બ્હાર નીકળી આવે છે! દેવમન્દિરોને આ લોકો કુથલીમંદિર યાને નિન્દાખાનું બનાવી મૂકે છે; અને ધર્મને બહાને ધર્તીંગનો ડોળ કરી એક પ્રકારનો દંભધર્મ ચલાવનાર પણ આ મહાત્માઓ (!) જ છે; આવું જોઇને લોકોને આશ્ચર્ય થાય, ત્હેમાં શી નવાઇ!

જુઠાઇ, લુચ્ચાઇ, લફંગાઇ, અને બદફેલી માટે જાણીતા હોય, સામાનું ગળું—પોતાના ખોળામાં તેનું માથું મુકીને—કાપવામાં તે દુષ્ટો જરાપણ આંચકો ખાતા નથી!—પણ પાછા ડોળ એવો કરે કે ખરેખરા ધર્માત્મા અને ભગતરાજ તે તો પોતેજ છે! નિષ્કપટી, નિર્દોષ માણસો આવા દગાબાજ હરામખોરોની મેલાનીયતનો ભોગ થઇ પડે છે.

આવા એક ગૃહસ્થ જેઓ મોટા હોદ્દેદાર હતા અને જેઓ ચાર પાંચ પુત્રના પિતા હતા, તેમની સ્ત્રી કેટલાંક વર્ષ ઉપર ગુજરી જવાથી તેઓ વિધુર થયા હતા. સરકારી નોકરીમાં ગરીબ અને તવંગર સહુને એક સરખે હાથે મારી—ઝૂડી—નીચોવીને સારા પૈસા પોતે એકઠા કર્યા હતા. અને ત્હેમાં વળી દુકાળનું વર્ષ આવી પ્હોંચ્યું! ગરીબ—અનાથ અપંગ લોકોને જે ત્રાસ દાયક ભયંકર દુકાળ હતો, તે આ સાહેબને કુંકુમ પગલીઓ સુકાળ થઇ પડયો અને ભૂખે મરતાં દુકાળિયાને મળતા અનાજમાંથી પણ પોતાની હક-શાઈ ન છોડવાથી તેઓ લક્ષાધિપતિ થયા હતા!—તેથી તેમની સ્ત્રી મરણ પામ્યા પછી તરત જો તેઓએ ધાર્યું હોત તો—તેમને સંતતિ હતી છતાં—દેખાવડા અને પૈસાની પાછળજ આંધળાં થઇ ફરનારા માણસોમાંથી ઘણાયે એમને કન્યા આપવાને રાજી થાત. પણ આ સાહેબને તો પાછો સાધુપણાનો ડોળ પણ કરવો હતો! એટલે માહેના ગુણ તો મહાદેવજી જાણે—તેમ અંદરથી તો ગમે તેવા હતા, તો પણ સિદ્ધાઇનો ડોળ કરીને પોતે "હવે મારે ફરીથી પરણવું નથી અને આટલી ઉમ્મરે હોય જ નહિં!—હવે તો ભગવાનનું ભજન કરવાનો ઇરાદો છે" એમ કહી લોકોમાં જસ મેળવવા લાગ્યા.

એવામાં એમની ખાઉકીનો ત્રાસ લોકોમાં અતિશય વધી ગયેલો, તેથી સરકારની આપણા સાહેબ ઉપર કડવી નજર થઇ; તેથી જ્યારે ઘણો લાગવગ ચલાવ્યો ત્યારે ઝાંઝરાં પહેરતા માંડ માંડ બચી ગયા પણ ઘેર તો બેસવું જ પડયું!

એવામાં તેની ઓરતું કોઇ કારણસર એને પીયેર જવું પડ્યું. એટલે હમેશાં બે વાર હાથે બનાવી ગરમ ખાવાનું તે બનાવી ખાતો અને દાક્તરની દવા ચાલુ રાખી હતી. તેથી એક મહીનામાં તેની તબીયત તદન સારી થઇ ગઇ. તેથી પછીથી તેણે પોતેજ હાથે રાંધી ખાવાનું શરૂ રાખ્યું—અને પેલી બાઇને તો નીરાંત થઇ; હવે વધારે દેવદર્શન અને નદી નાળાં થાય છે. આવી રીતે આપણી હીંદુ સ્ત્રીઓ પતિને હેરાન કરી ન્હાવા ધોવા જાય તેથી શું તેઓને ઘણું પુણ્ય મળી જતું હશે ! એમ મારૂં ધારવું નથી. તેઓ એક તો ચંડા પાણીએ નાહી અને હમેશાં ભારે ભારે ખાવાનું બનાવી ખાય, તે પણ વળી ભુખ મરી ગયા પછી તેથી કરી તેઓને પાચનશક્તી થતી નથી. અને ઉલટી તબીયત બગડે છે. એના કરતાં પતિને હમેશાં વખતસર રસોઇ બનાવી જમાડે અને તેઓનું મન બીલકુલ પણ દુઃખાય નહીં એવી રીતે વર્તે તો નાવા અને અપવાસ કરતાં પણ અધીક પુન્ય થાય છે. અને કાંઈ પણ રોગ આવવા પામે નહીં. વ્હાલી બ્હેનો મ્હારૂં તો એવું ધારવું છે. જો તમોને કાંઇ હરકત નહીં હોય તો તમારા વિચાર જણાવવા કૃપા કરશો.

---

## માતા ઉપર આપણો આધાર:

પ્રત્યેક બાળકનું ભવિષ્ય પ્રત્યેક માતા ઉપર આધાર રાખે છે અને પ્રજાના ભવિષ્યનો આધાર સમગ્ર જનનીઓ ઉપર રહેલો છે. વિચાર કરો કે હજારો પુત્ર-પરાયણ માતાઓએ જગતમાં શું નથી કર્યું ! દરેક માતા પરીપૂર્ણ રીતે પુત્ર પરાયણ છે. ઉચ્ચાશાભીલાષી છે, અને દ્રઢ ખાત્રી વાળી છે કે પોતાના પુત્રને ન મળી શકે એવું જગતમાં કંઈ નથી.

સ્નાયુ વિનાની નાની ગરદન ઉપર રહેલું અને તેનું બેડોળ આમતેમ હાલતું માથુ, દાંતવિનાનું નાનું અને તે ચીજ ચાવતું મોઢું, જ્ઞાન વિના સમજ વિના આમ તેમ ફરતી અનથક આંખો, 'આ બધું અને ભવિષ્યના મનુષ્યનું આખું શરીર, એક સાધારણ જોનારને, જગતમાં હજારો જન્મતાં અને મરતાં પ્રાણીઓમાંના એક કરતા વધારે કિંમતી નહિ જણાય. પણ તેની જનનીને તે બાળક સમગ્ર સમયની એક અલૌકિક વણી રૂપ છે. સમગ્ર જગતના ભંડારરૂપ છે.

તે બાળકના ભવિષ્યમાં દ્રઢ શ્રદ્ધાના પરિણામે માતા પરમ પુત્રપરાયણ થાય છે અને તેને પૂર્ણ અને માયાળુ નૈતીક કેળવણી આપે છે.

માતાની મમતા બાળકમાં નૈતીક જીવન પ્રેરે છે. જનનીની શ્રદ્ધા અને ઉત્તેજન બાળકને હીમ્મતવાન અને મહત્વાકાંક્ષી બનાવે છે. માતાએ રાખેલી દરકાર તંદુરસ્તી બક્ષે છે અને તેણીનું ગુપ્તસામર્થ્ય રોગ વ્યાધીની સામે ટક્કર કરીને તેને હઠાવી મુકે છે.

આપણે આપણી માતાઓને કેટલા આભારી છીએ '

F. G. M

# विद्याकला–वैद्क.

## માંદાની માવજત શી રીતે કરવી ?*

લેખક—ડૉ. ચુનીલાલ ત્રિ. ખેડેરાવાળા.

આજનો વિષય "માંદાની માવજત શી રીતે કરવી ?" એ છે વિષય એટલો તો મોટો છે કે તેનાપર જેટલું બોલું તેટલું ઓછું છે દેખીતી રીતે એમ લાગે છે કે આવી રોજની બાબત એટલી બધી શી મહત્વની હશે કે તેનાપર હું તમારી સમક્ષ બોલવા ઉભો રહ્યો હઇશ ? પણ જો બરોબર ધ્યાન આપવામાં આવે તો એથી ઘણા મનુષ્યોના જીવ બચી શકે એમ છે મંદવાડ શબ્દનો એટલો મોટો અને મહોટો અર્થ થાય છે કે તેમા કુદરતી મંદવાડ એટલે કે સુવાવડનો પણ સમાવેશ થાય છે. માંદાને સાજા કરવાની ત્રણ રીતો છે તેને ઇંગ્રેજીમા "Dietitic, Hygenic and medicinal" એટલે કે—

(૧) ખોરાક, (૨) હવા, (૩) દવા.

હવે પ્રથમ ખોરાક વીષે વિવેચન કરીએ. જેવો રોગ તેવો ખોરાક આપવો જોઇએ. મંદવાડમા ભૂખ મરી જાય એ એક કુદરતી ચેતવણી છે, મનુષ્ય જાત આ ચેતવણીપર ઘણીવાર બેદરકાર રહે છે. જ્યારે એક ઘોડો માંદો થાય છે ત્યારે તરત તે ખાતો બંધ થાય છે. પાળેલા કુતરાને પણ એજ પ્રમાણે ખોરાક પાસે ધરતા "તેને પજવનો નહીં" એ પ્રમાણે તે, ચીસ પાડે છે અને ખોરાક સુંઘતો પણ નથી અને પાણી પણ જરાજ પીએ છે

મનુષ્ય તેથી ઉલટુંજ કરે છે ! ઘણા દરદીઓને પોતાનેજ સહેજ તાવ આવતા લાડ કરવાની ટેવ હોય છે, અને આખા જન્મારામા જેટલી ખાવાની ચીજો જોઇ હોય કે સાંભળી હોય તે ખાવાનો સ્વાદ થાય છે ! જો દરદી પોતે સમજુ હોય છે અને વૈદ કે ડાકટરની સલાહ પ્રમાણે ખોરાક લે છે તો તેના સગાવહાલાંઓ અને ચાકરી કરનારાઓ તેના સુખ્યત્વે કરીને બૈરાઓ તેને હેરાન કરે છે. ડા. મીસ મોતીબાઇ કાપડીઆએ અનેકવાર કહ્યું છે કે વીક્ટોરીઆ જ્યુબીલી ડીસપેનસરીમાં દરદીઓ (સુવાવડી બાઈઓ) ને જ્યારે દુધ અને ભાત ખાવાની રજા આપી હોય છે ત્યારે તેમને સગાંથી ઉપર અને નીચે ભાત અને વચમા રોટલી અને અડદનો પાપડ, વીગેરે તેના સગાંવહાલા છાનામાના લાવીને ખવરાવી જાય છે ! તેઓ દરદીના કેવા શત્રુઓ થાય છે તેનું તેઓને ભાન હોતું નથી કેટલાક તો ડાકટરની દવા ખાઇને ન્યાતમાં પણ જમવા જાય છે ! સાધારણ રીતે મંદવાડમા આપણામા સાબુચોખાની કાંજી આપવામા આવે છે તે પણ ઘણાંક બૈરાઓને કરતા આવડતી નથી પહેલાં સાબુચોખા પાણીમા બાફવા જોઇએ અને પછી (જ્યારે બફાઇને મોતી જેવા થઈ જાય) ત્યારે તેમા દુધ રેડી ઉકાળવા જોઇએ. ખુબ ખીચડો એ કરવો નહીં, તેમ ઉપર દુધ રહે અને નીચે સાબુચોખા રહી જાય તેમ પણ થવુ જોઇએ નહીં.

*અમદાવાદના "મહિલામંડળ" સમક્ષ વાંચેલો નિબન્ધ

### કાંજી આપવાની રીત.

એકી વખતે મોટો વાડકો ભરીને દરદીના મ્હોં આગળ ખોરાક લાવવો એ એક મુર્ખાઈ છે. પ્રથમ તો દરદીને કાંઈ ભાવતુ ન હોય તેમાં એક મોટા વાસણમાં ભરી તેના મ્હો આગળ ધરવાથી તેને કંટાળો આવે છે. કાંઈ વધારે ખરચ કરવાની જરૂર નથી. ઘરમાં તાસક પ્યાલો હોય તો તેમાં થોડું થોડું બેચાર વખત આપવાથી દરદી ઘણી ખુશીથી એટલોજ ખોરાક લઇ શકશે.

### દરદીનો રેહેવાનો ઓરડો.

આપણામાં એક જુનો અને કઢંગો રીવાજ સુવાવડી સ્રીની માવજત કરવાનો છે. જેથી ઘણું મરણો નીપજે છે. "બફા રો નફા!" એ કેહેવતને લોકો માને છે પણ "સો દવા ને એક હવા" ને માનતા નથી! સુવાવડને માટે, ઘરનો તેમાં મુખ્યત્વે કરીને ભેજવાળી પરસાળનો અંધારામાં અંધારો ઓરડો પસંદ કરવામાં આવે છે. તેમાં કોઇ ઠેકાણેથી જરાએ પવન આવતો હોય તો તે લુગડાના ડુચાથી બંધ કરવામાં આવે છે અને આટલું ઓછું હોય તેમ એક બે પેઢીની પોતાની સગી હોય તેની સુવાવડમાં રપરાએલી ગોદડી, અને ગાભા સંગ્રહ કરવામાં આવ્યા હોય છે તે તેને આપવામાં આવે છે! ખરી રીતે જોતા સુવાવડી સ્રીને ન અડકવાનું કારણ તો એજ કે, આખા ગામમાં રઝળી આવીને પોતાનાં કપડાં મારફતે હજારો રોગના જન્તુઓ સુવાવડીના શરીરમાં પ્રવેશ ન થાય, તે માટેની સાવચેતી છે. આથીજ સુવાવડી સ્રીઓ પાસે જનાર સ્રી કે પુરૂષ ડાક્ટરને સફેદ ધોએલા કપડા પેહેરી જવાની સુચના કરવામાં આવેલ છે. સુવાવડના ખાટલા પાસે આખા ગામની સ્રીઓ ભેગી થાય છે. લોકોની નીંદા કરે છે એટલુંજ નહીં પણ જો તે બાઈની તબીએત કાંઇક નરમ હોય છે તો તેના મંદવાડની ગંભીરતા વીષે પણ ખાસ વીવેચન થાય છે અને એક સૈકામાં જેટલી સુવાવડીઓ, પોળમાં, ન્યાતમાં કે ગામમાં મરી ગઇ હોય છે તો તે કેવી રીતે, અને કેમ મરી ગઇ તેનો સઘળો અહેવાલ વિગતવાર સંભારવામાં આવે છે. આથી દરદીને આરામ મળતો નથી એટલુંજ નહીં પણ પોતાનું આવી બન્યું છે એવી માઠી અસર તેના મનપર થાય છે. પછી લોકોને બતાવવાને તથા પોતાની ગૃહસ્થાઇ સ્મશાન અને ઉઠમણામાં જણાવવા માટે, ઉપરાછાપરી વૈદ ડાક્ટરો બોલાવવામા આવે છે, જ્યારે ખરૂં કારણ તો તેઓ પોતેજ હોય છે! આવી બાબતમાં કાંઇપણ નહીં જાણનાર ઘરડી સ્રીઓ જમાદાર થાય છે અને બીજાં ઘરનાં માણસો તેઓને પ્રધાનપદ આપે છે. કેટલેક ઠેકાણે તાવ આવતો હોય તોએ શીરો આપવામાં આવે છે અને વેહેમને લીધે દુધ તો ભાગ્યેજ આપવામાં આવે છે! ઘીનો શીરો ખવાય અને દુધમાંથી ઘી બન્યુ હોય છે તે દુધ અપાતું નથી! આશા છે કે જેમ જેમ અજ્ઞાનતા દુર થશે તેમ તેમ આ બાબતમાં સુધારો થતો જશે.

હવે દવાથી થતી માવજત (Medicinal treatment) તેના બે ભાગ પાડીએ. એક તો પીવાની દવા. અને બીજા બહારના ઉપચારો જેવા કે શેક, તેલ ચોળવું, પોલટીસ બાંધવી, પલાસતર મારવું, બરફ ઘસવો, વીગેરે.

પીવાની દવામાં ઘણી સંભાળ રાખવી જોઇએ. ભૂલથી ચોળવાની દવા તથા પીવાની

દવાની સીસી માથે મુકી હોય છે તો ઘણાં માઠા પરિણામ આવે છે. વૈદ કે ડોકટરની સલાહ પ્રમાણે નીયમીત રીતે અમુક અમુક વખતે માપ સર દવા આપવી જોઇએ. દવા ઓછી પણ આપવી નહી તેમજ બેનો એક ભાગ પણ કરવો નહી. હમેશા દવા હલાવીને પાવી જોઇએ અને ડાકટરે કે વૈદ જે સુચનાઓ કરી હોય તે પુરેપુરી અમલમા મુકવી જોઇએ એક ગામડીઆને ત્યાં ડોશી માંદી હતી, તેને ડાકટરે કહ્યું હશે કે "દવા હલાવીને પાજો" ત્યારે તેણે પેલી માંદી ડોશીનેજ ખુબ હલાવીને પછી દવા પાવા માંડી જેથી એક ભાગ પીધા પછી બીજો ભાગ પીવા ડોશી જીવ્યા જ નહી

**મંદવાડમાં પાછું એકલી દવા પરજ જોર રાખવાનું નથી**—વચ્ચે ચાહ, કોફી, દુધ, દાળનું પાણી કે કાંજી—જે જે આપવાની સલાહ મળી હોય તે આપવુ તેમ દવા, દુધ, પાણી એ બધું એકી વાર સામટુ આપવુ નહીં વળી ઉંઘે અથવા જગ જપે તો, દવાનો વખત થઇ જાય તો પણ ઉપાડીને પાવી નહીં.

હું તમારી સમક્ષ દરેક રોગના ઉપાયો બતાવવા આજે આવ્યો નથી પરંતુ થોડાક ઘરગતુ ઇલાજો જાણવાની તમારે જરૂર છે એમ સમજુ છુ અને તેની સાથે બરફ ના હોય તો, ગોળાનું પાણી વાપરવુ. વીલાયતી રાઈ ન હોય તો દેશી વાપરવી, પોલ્ટીસના દોડા ન હોય તો એકવી વરાળ અને તે નહી તો કોરો શેક કેમ કરવો ને એ વગેરે મહેના માત્રાજો પણ બતાવવાની રજા લઉં છુ

**સાધારણ તાવ**—વરમાં કોઇને તાવ આવે ત્યાર તે અપચાનો આવ્યો હોય એમ જાણવો, જેવો કે કેટલીક સ્ત્રીઓને અગીઆરમને બીજે દિવસે મગફળી અને બટાટાથી વાયુ થઇ તાવ આવે છે અથવા તો ઘણાં સ્ત્રી પુરૂષોને ન્યાતમાં જમી આવ્યા પછી બીજે દિવસે તાવ આવે છે ડાક્ટરને ત્યાં ગયા પહેલા સેહેલામાં સહેલો ઉપાય એ છે કે મોટા માણસે બે નાની ચમચી આખી રાઇ લઇ ખોખરી કરી શેર દોઢ શેર ગરમ પાણીમા નાખી પી જવી. થોડીવારમા ઉલટી થઈ જશે અને વાયુ ઉતરી જઈ તાવ પણ ચઢશે નહી પછી પાછળથી તરતજ એક જુલાબ લેવો. આથી કોઠો પણ ચોખ્ખો થઇ જશે હવે એમ છતાં જો પછી ડાકટર કે વૈદને ત્યા જવુ પડે અને તાવ પુષ્કળ ચઢે તો બરફ કેવી રીતે ઘસવો તે પણ જાણવાની જરૂર છે.

બરફના ટુકડા કરીને તે કોથળીમા નાખીને ઘસવા અથવા તેને રૂમાલમા રાખી ભાંગી નાખી તેનો ગોટલો કરી દરદીને માથે મુકવો પાણીના રેલા કાનમા ન જાય તે માટે કાનમા જરા રૂ મુકવુ અને માથા નીચે ઓસીકા સુધી એક ચાદરની ઘડી કરીને મુકવી જોઇએ બરફ ન હોય તો કાલનવોટર ને પાણી ભેગું કરી તેમા લુગડાનો કટકો પલાળીને તે માથે મુકવો જોઇએ તે પણ ન હોય તો એક પૈસાનો સુનાખાર પાણીમા નાખી તેના પોતા માથે મુકવાં અને કાંઈ ન હોય તો પછી એકલું પાણી તો છેજ.

સાધારણ તાવમા તો તાવ ઉતરી જાય એટલે બરફ કે પાણી જે માથે મુકતા હોઇએ તે બંધ કરવુ જોઇએ પણ સનેપાત, મુત્રરોગ, લુ લાગી હોય અથવા માથે ગરમી ચઢી ગઈ હોય એ વીગેરેમા તો તે ઈલાજ ચાલુજ રાખવો જોઇએ.

હવે **ત્રિદોષ** એટલે Pneumonia કે જેમા ફેફસામા સુજા અથવા સોજો પેદા થઇ

ઉધરસ થાય છે અને તેનાપર શકરંગ ટરપેનટાઈન ચોળીને શેક કરવાનો કહે છે તે. આ શેક ઘણી રીતે થાય છે.

૧ ટરપેનટાઈન ચોળી તેનાપર કોરો શેક થાય છે

૨ ટરપેનટાઈનને પાણીમા નાખી ઉકાળી તેની વરાળથી ગરમ કપડાવતી શેક થાય છે.

૩ ટરપેનટાઈન ચોળી પાણીમા પોસના ડોડા નાખી ઉકાળી તેની વરાળ વતી થાય છે.

૪ ટરપેનટાઈન અથવા કપુરનુ તેલ અથવા રાઈને કપુરનુ તેલ ચોળી અળસીની પોલટીસ બાંધે છે

૫ ટરપેનટાઈન ચોળી ચાર ભાગ અળસી અને એક ભાગ તેમા રાઈ નાખી તેની પોલટીસ મુકાય છે

૬ આ સઘળાની ગરજ સારે તેવો Antiphlogistine નામનો લેપ છે.

પોલટીસ ઘણી જાતની થાય છે. જુદા જુદા રોગોપર જુદી જુદી પોલટીસ જુદી જુદી રીતે બાંધવામા આવે છે સોજો ઉતારવાને જે પોલટીસ બાંધવામા આવે છે જેવી કે ત્રિદોષ એટલે ન્યુમોનીઆમા અળસીની પોલટીસ હમેશા અંતરપટ એટલે વચમાં કપડુ નાખીને બાંધવામા આવે છે. કેટલાક તદન અળસીની પોલટીસ કરે છે અને ચીકાસ પકડવાને માટે કેટલાક અંદર ઘઉંનુ ભુસુ નાખે છે. કેટલીક વખત સોજો એકદમ વધતો અટકાવવાને અળસીની અંદર ચોથે અથવા આઠમે ભાગે રાઈ નાખવામાં આવે છે. રાઈને બાંધવામા આવતી નથી પણ સહેજ ઉપર ભભરાવવામા આવે છે અને તે પણ અંતરપટની અંદરજ નાખવામા આવે છે. ત્રિદોષમા ઉધરસ પાકવાને માટે અને ગળફા છુટવાને માટે આવી પોલટીસનો ઉપયોગ થાય છે અને સાધારણ સોજો બેસવાને માટે પણ ઘઉંના લોટનુ ભુસુ અથવા અળસીનો શેક અંતરપટથી કરવામા આવે છે. ગુમડુ પકવવાને માટે જે પોલટીસ બાંધવામા આવે છે તેમા વચમા કપડુ નાખવામા આવતુ નથી, પરન્તુ અળસી કે ઘઉંની કણક૫ર ઉના કરેલા તેલ અથવા કાર્બોલીક તેલનો હાથ દઈને ચામડીપરજ લગાડવામા આવે છે ગુમડુ પાકયુ હોય છે પણ તેમાંથી ગંદુ લોહી અથવા પરૂ નીકળતું હોય, નાખ્યા પછી પાછી ઉઠેલો ઘા રૂઝાતો નહીં હોય અને જુના હઠીલા ચાંદા અથવા ઘા ઉપર જે પોલટીસો બાંધવામા આવે છે તેમા ઘઉંનો લોટ અને બાવળનો કોયલો બારીક રીતે ચાળીને નાખવામા આવે છે. કોયલામાં ખરાબ પદાર્થો ચુસી લેવાનો ગુણ મોટો છે જેથી રેતમજનમા તથા પાણી ગળવાની વીલાયતી ગળણીઓમાં કોલસાનો ભુકો નાખવામા આવે છે

હવે શેક કેટલા પ્રકારનો થાય છે તે વીષે વીચાર કરીએ. જુદા જુદા ગામમા જુદી જુદી જાતનો શેક થાય છે. મધ્ય હીન્દુસ્થાનમા સુવાવડી સ્ત્રીને ત્રણ દિવસ સુધી છાણાનો શેક હદપારનો આપે છે કેટલેક ઠેકાણે માથાનુ દુખાવા માટે પેટે એરંડા, વીગેરે કુટીને 'બંધારણુ' કરે છે ને બાંધે છે. કેટલેક ઠેકાણે બોયરસો ચોપડવામાં આવે છે એટલે કે દીપવાળી જગાપર હળધર મીઠુ વાટીને તે પોપડા સાથે ઉખેડી લઈ પાણીમા ઉનુ કરી ચોપડવામા આવે છે. કોરો શેક જેને ગોટા શેક કહે છે તે ગધડીપર લોઢી મુકી તેનાપર કપડુ જરા ગરમ થવા દઈ તે વડે શેક થાય છે વરાળનો શેક સગડી ઉપર ઉના પાણીની

તમેથી મુકીને ઉપરઆળણી મુકી તેમાં ગરમ કપડું મુકીને કરવામાં આવે છે. જ્યારે પાણીમાં પોમના દોડા નાંખવામાં આવે છે ત્યારે તેને પોમ દોડાનો શેક કહેવામાં આવે છે. પેટના દુખાવાપર ઘણી વખત ગરમ કપડુ મુકી તે પર કાચના સીસામાં ઉન્હું પાણી નાંખીને તે સીસો ફેરવવામાં આવે છે. જ્યાં સાધન હોય છે ત્યાં રબરની કોથળીમાં ગરમ પાણી ભરી પેટપર મુકવામાં આવે છે. આ સીવાય નાનાં બચ્ચાંઓને તેમજ મોટાંને આકડાનાં પાંદડાં દીવેલ વાળાં કરી ગરમ તપાવી પેટે મુકવામાં આવે છે.

**રાઈનું પ્લાસતર**—રાઇનું પ્લાસતર કરવાને માટે રાઇ કોરી ઝીણી ખાંડી નાખી તેને પાણીમાં પલાળી અંતરપટ રાખી મુકવી જોઇએ. દેશી રાઇ જો બરોબર લમોટાઇ હોય છે તો તેનો ગુણ વીલાયતી દળેલી રાઈ જેવોજ હોય છે. દરદી ઘણુંજ ગભરાતો હોય અથવા એકદમ ઝોલો આવી જાય એવું હોય તો દેશી રાઇ અંતરપટ વીના મુકવી જોઈએ અને જરા લાય બળે એટલે લુછી નાંખવી જોઇએ. રાઇની અંદર ગરમ પાણી નાંખી ને તે મુકવાથી તેની અસર વધારે જલ્દીથી થાય છે.

તૈયાર વીલાયતી રાઇ તાત્કાળીક ઉપયોગને માટે ઘણી કામની હોય છે. માત્ર એક અવગુણ છે તે એ છે કે ડબ્બો ઉઘાડયા પછી ઘણા દિવસે તેનું જોર કમી થઇ જાય છે. અને આખી રાઇ ઘરમાં હોય છે તે જ્યારે વાટીએ ત્યારે કામ આવે છે. વીલાયતી રાઇને અંતરપટ રાખ્યા વીના જો મુકીએ તો ફોલ્લા પડવાનો સંભવ છે.

સ્ત્રીઓને વારંવાર રાયતામાં અને અથાણામાં વાટેલી રાઇનો ઉપયોગ કરવો પડે છે. જેવો સ્વાદ તેમના મ્હોંને થાય છે તેવોજ હીસ્ટીરીઆવાળી સ્ત્રીઓના પેટ પર રાઇનો ઉપચાર વારંવાર થાય છે. ગભરામણને માટે રાઇ હૃદય (એટલે heart) ઉપર મુકાય છે. તાણ આવતી હોય તે વખતે આપણા લોકોને દરદીને પકડી રાખવાની ઘણી ખરાબ ટેવ હોય છે તેથી ઉલટી તાણ વધે છે! ફક્ત તેને વાગે નહીં એ પ્રમાણે સાચવવી જોઇએ. પેટે રાઇ, અને આંખે ઠંડુ પાણી છાટવું જોઇએ. કાઇ પાસે ન હોયતો છીંકણી સુંઘાડવી. નહીં તો "એમોનીઅમ સ્મેલીંગ સોલ્ટ" (સુંઘાડવાની દવા) નાકે ધરવી જોઇએ.

**ઉપસંહાર**—સુજ્ઞ બેહેનો, જે થોડું ઘણુ મેં આપના આગળ આજે રજુ કર્યું છે, તેથી સંતોષ ન માનતાં ઘેર જઇ આ બધી બાબતો પર મનન કરશો અને વખત આવ્યે અમલમાં મુકશો, તો આ સાંભળ્યાનું પ્રયોજન લેખાશે. છેવટે મંદવાડના ખાટલા આગળ બેગાં થઇ દરદીને પજવવાની રીતને તો વખોડીજ કાડશો. કેટલાંક સ્ત્રી પુરૂષોને દરદીના દેખતાં વૈદ કે દાક્તરને પુછવાની ઘણી ખરાબ ટેવ હોય છે "કેમ તમને કેમ લાગે છે?" એવી કુટેવો સમે તો છોડીજ દેજો. મરવાનું કોઇને ગમતું નથી અને મરતી વખત જો કોઇને કાંઇ ઇશ્વર સંબંધી વીચાર આવતા હોય તો એની પથારી પાસે આવી વાતચીત અને કુથલીથી આ દુનીઆમાં તેના વીચાર પાછા વળે છે અને તેને ઘણુંજ દુઃખ થાય છે. કેટલીક સ્ત્રીઓને જમતી વખતે કંકાસ કરવાની ટેવ હોય છે! જમતી વખત જીવ ઘણોજ આનંદમાં રાખવો જોઇએ. યુરોપીયન લોકો આથીજ વધારે ખાય છે અને તન્દુરસ્ત રહે છે. દક્ષિણી લોકોમાં જમતી વખતે સાથીઆ અને રંગોળી પુરે છે, ત્યારે આપણા ગુજરાતીઓમાં આખા ઘરની ફરીયાદ જમતીજ વખતે થાય છે! આવી કેટલીક ટેવો છોડી દેવાની ખાસ જરૂર છે.

---

# બાળકોને કેવી રીતે સમજાવવાં જોઇએ?

[ ઇંગ્રેજી ઉપરથી ].

લેખકઃ—રા. રા. વિઠ્ઠલદાસ ધરમસી પટેલ.

[ ડાક્ટર મેરી વુડ એલન, કે જે ઘણી દયાળુ, પવિત્ર અને ધર્મશીલ માતા છે, તે પોતે લખેલા એક ન્હાના પુસ્તકમાં એક માતા તથા તીવ્ર બુદ્ધિના બાળક વચ્ચે જે વાર્તાલાપ થયો તે નીચે પ્રમાણે જણાવે છે. ]

"મા જ્યારે હું પેદા થયો ત્યારે હું કેટલો ન્હોટો હતો?" બાળકે પ્રશ્ન કર્યો.

"જ્યારે તને ઉત્પન્ન કરવામાં આવ્યો ત્યારે તું ઘણોજ ન્હાનો હતો. એટલો ન્હાનો કે સોયની અણી જેટલો, ત્હને સૂક્ષ્મદર્શક યંત્ર વિના કોઇ પણ જોઈ શકે નહીં." માતાએ જણાવ્યું.

"જ્યારે હું એટલો ન્હાનો હતો ત્યારે તો હું ધારૂં છું કે હું ખોવાઇ-ગુમાઇ ગયો હોત તો?" બાળકે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"જો પરમ કૃપાળુ પરમાત્માએ ત્હારા માટે ઘણીજ સંભાળ અને ધ્યાન ન આપ્યું હોત તો તેજ પ્રમાણે બનવું શક્ય હતું. પરન્તુ ન્હાનાં બાળકો કેટલાં કીંમતી હોય છે તે તે જાણે છે. આમ હોવાથી ત્હેણે માતાના હૃદય નીચે એક ન્હાનો ઓરડો બનાવ્યો છે, કે જ્યાં બાળકોને જ્યાં સુધી તેઓ મ્હોટાં થાય ત્યાં સુધી કાંઇ પણ નુકશાન થવા દીધા વિના રાખવામાં આવે છે." માતાએ વ્હાલભરી દૃષ્ટિ ફેંકતાં જણાવ્યું.

"અને હું એટલા ન્હાના ઓરડામાં રહી શકયો?" બાળકે આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

"હા. મ્હારા વ્હાલા બાળક."

"પરન્તુ હું ત્યાં કેવી રીતે શ્વાસ તથા ખોરાક લેતો હતો?"

"હું ત્હારા માટે શ્વાસ તથા ખોરાક લેતી હતી."

"ત્હમે જાણતાં હતાં કે હું ત્યાં છુ?"

"હા. કોઇ વખત ત્હારો ન્હાનો હાથ અથવા પગ તે ઓરડાની દીવાલને અડકતો હતો. મ્હને તેથી અસર થતી હતી, અને હું કહેતી કે મ્હારૂં બાળક મ્હારી સાથે વાત કરે છે અને કહે છે કે "મા, મા. હું અહીંઆં છું" ત્યારે હું રાજી થતી અને જણાવતી કે "સારો દિવસ, મ્હારા વ્હાલા બાળક, ત્હારી માતા પણ ત્હને ચ્હાય છે." એટલું બોલી હું વિચાર કરતી કે જ્યારે તું જન્મ લઇશ ત્યારે કેવો સુન્દર દેખાઇશ.

"મા હું ત્યાં કેટલો સમય હતો?"

"નવ મહિના. પ્રત્યેક દિવસ તું વધતો હતો. ત્હને સુખી કરવાની ઇચ્છાથી હું હમેશાં સુખી રહેતી; સારો અને સત્વવાળો ખોરાક લેતી કે જેથી તું મજબુત તથા નીરોગી બને: હું દયાળુ, માયાળુ, ધૈર્ય, ધર્મશીલ અને ટૂંકમાં ત્હને જેવું બાળક બનાવવાની મ્હારી ઇચ્છા હતી, તે પ્રમાણે મ્હારૂં વર્તન હું રાખતી."

"મા ત્હમે મ્હને કેવી રીતે બનાવી શકતાં?"

"મ્હારા ખોરાકનું લોહી બનતું તે ત્હને જૂદી જૂદી નાડીઓ દ્વારા મળતું હતું. જ્યારે ત્હને બહાર આવવાનો અને મ્હારાથી જૂદા જીવવાનો સમય આવ્યો, ત્યારે જે ન્હાના ઓરડામાં તું હતો તે ઓરડાનું બારણું ઉઘડ્યું, અને તેથી મ્હને ઘણું કષ્ટ થયું. ત્યાર પછી તું બ્હાર આવ્યો એટલે તું જન્મ પામ્યો. જ્યારે ત્હેં પહેલો શ્વાસ લીધો ત્યારે રડયો. આ ઉપરથી હું સમજી કે મ્હારૂં બાળક જીવતું છે. હું હસી, અને પ્રશ્ન કર્યો કે પુત્ર કે પુત્રી? ત્હને ન્હવરાવી તથા સ્વચ્છ વસ્ત્રમાં વીંટાળી-લપેટી મ્હારી પાસે લાવવામાં આવ્યો. ત્હને જોઇ હું ઘણીજ રાજી થઇ. તું સારી રીતે સમજી શકશે કે હું ત્હને શા માટે ચ્હાઉં છું."

"હા, મા. હવે હું સમજી શકયો કે શા માટે હું ત્હમને એટલો બધો ચ્હાઉં છું." બાળકે સ્નેહથી માતાને ગળે બાઝી પડતાં અને ચુમ્બી ભરતાં જણાવ્યું.

---

# બાળકનું રડવું.

(ઇંગ્રેજી ઉપરથી).

લેખકઃ—રા. રા. રતનશી વિ. ટાપરાણી.

એક નાના બાળકે દિવસમાં ઓછામાં ઓછું પાશી અરધો કલાક તો રડવુંજ જોઇએ. આ તેનું રૂદન તેના ફેફસાંની વ્યાયામ વિધિને અંગે સ્વભાવિક છે. (માટે તેના ઉપર નિષ્પ્રયોજન ધ્યાન ન આપવું.) જો કે આમ રડવાથી તેના મ્હોંપર રતાશ ચઢી આવશે અને તેને પરસેવો પણ થશે. તોપણ તેથી ગભરાવાનું નથી. કારણ કે થોડું રડવું તેનાં ફેફસાંને વાસ્તે સારૂં છે.

બાળક રડે કે તરતજ, ઉભાં થઇ તેને લઇને હરવા ફરવા મંડી જવું કે તેને આમતેમ ઉછાળવું, કે હીંચોળવા મંડી જવું, એ વીગેરે ક્રિયાઓ કરવી, એ ભુલ ભરેલું છે. જો કે આ હિલન ચાલન-સ્થિતિ ફેરતા વિનોદથી તે કદાપિ રડવું બંધ થશે એ ખરૂં; પણ આ ક્રિયા બંધ થતાં તે તરતજ પુનઃ રડવા લાગશે.

પ્રત્યેક માબાપે અથવા બચ્ચાની સંભાળ રાખનારે તે વખતે કરવાનું તે એ છે કે જ્યારે બાળક રડવા લાગે ત્યારે નીચે દર્શાવેલ ત્રણ સવાલો વિશે મનમાં વિચાર કરી કયા કારણને લીધે તે રડે છે તેનો નિર્ણય કરી-પછી યોગ્ય જણાતી-તેના સાન્ત્વનને અર્થે વ્યવસ્થા કરવી.

| | |
|---|---|
| સવાલ ૧ લોઃ— | શું તેને ભુખ લાગી છે? |
| ,, ૨ જોઃ— | શું તે નિદ્રાળુ છે? |
| ,, ૩ જોઃ— | શું તે તાપ (અથવા ટાઢ) ના કારણને લીધે રડે છે? વગેરે. |

કદાચ તેને ભુખ લાગી હોય, તોપણ નિયમિત વખત પહેલાં તેને ખાવાનું આપવાની

જરૂર નથી. અને જો કદાચ તેથી તે થોડું રડે તોપણ તેની તે તરફ ધ્યાન આપવાની જરૂર નથી કારણ કે તે નુકસાનકારક નથી.

જો તેને ખવડાવી લીધું હોય પણ તેણે નિદ્રા લીધી ન હોય તો તેને તેના પારણામાં સુખરૂપ સુવડાવવું અને તેમ થતાં તે રડતું બંધ થશે—અને નિરાંતે ઉંઘી જશે.

જો તે ભિનાસમાં પડેલું હોય અથવા તેને સખ્ત તાપ (અગર ટાઢ) લાગતો હોય તો તરતજ જરૂર પ્રમાણે કપડાં વગેરેનો ફેરફાર કરી નાખવો.

જો ઉપર દર્શાવેલ કારણોમાંથી તેનું રડવાનું કારણ કોઈપણ નહોય તો—અને તેનું રડવું પંદર વીસ મીનીટ કરતાં વધારે વખત સુધી ચાલુજ રહે તો—તે કોઈ પીડાને લીધે કે પુરતા ખોરાકની ગેરહાજરીને લીધે કે શાને લીધે રડે છે તે શોધી કાઢવું જોઇએ.

પીડા કે દુઃખનું રડવું, તેનાં લક્ષણ દુઃખનું રડવું હમેશાં તીક્ષ્ણ તુટક તુટક, અને જોશવાળું હશે, અને બાળક વારંવાર પગો ખેંચશે, મ્હોં વાંકું ચુંકું કરશે, અને આંસુ ખેરશે.

ગુસ્સાને લીધે રડતી વખતનો દેખાવ ત્યારે જોવામાં આવે છે કે જ્યારે—તેને ફેરવતાં ફેરવતાં મુકી દેવામાં આવે, અથવા તો તેની ધાવણી વગેરે એવું કાંઇ તેની પાસેથી છીનવી લેવામાં આવે—તે વખતનું તેનું રડવું જોશવાળું હશે અને બાળક વારંવાર લાતો ઉછાળશે તથા પોતાની પીઠ અક્કડ કરી શકશે.

બચ્ચાનું ક્રોધાવેશને લીધે થયલું તથા થોડાં વધારે લાડને ઇચ્છતું રૂદન—તે દુઃખનું તથા ભુખનું રૂદન હોય એમ ઘણી વાર ભુલથી સમજી લેવામાં આવે છે. અને તેનું પરિણામ એ આવે છે કે પોતાના વહાલા બચ્ચાને રડતું ન જોઈ શકનાર—કોમળ અંતઃકરણવાળી માતા—અતિ વહાલથી અથવા જરૂર કરતાં વધારે ખોરાકથી બચ્ચાંને નુકશાન કરે છે.

આ તો ખાત્રી પૂર્વક સમજવું કે જો એક બાળક તેને જોઇતું હોય તે મળી જતાં શાંત થઇ જાય છે. તેના રડવાપર ખાસ ધ્યાન તો ત્યારેજ આપવું જોઇએ કે જ્યારે તેનું રૂદન ડુસકાં ભરતું, આક્રંદ કરતું (નરમ) નિસ્તેજ ઝુમ જેવું લાગે. બાળકને અવાર નવાર (થોડે થોડે અંતરે) પીડા થાય છે અથવા તો તે અડધું ભુખ્યું રહી ગયું છે (એટલે કે તેને પુરતા પ્રમાણમાં ખોરાક મળેલો નથી) અને તેવાં બીજાં તેને થતા દુઃખનું સ્પષ્ટ દર્શાવનારાં બીજાં પણ ચિન્હો જણાશે.

જેવાંકે બેચેનપણું, તાવ, અથવા વજનનું ઘટવા માંડવું.

આ સર્વ કારણો તથા ચિન્હો ધ્યાનમાં લઈ તેને શાંત કરવા યોગ્ય ઉપચાર કરવા.

---

## આદર્શપતિઃ

દરેક કુંવારીકાએ (તેના સમાજમાં જેટલા પ્રમાણમાં છુટ અપાતી હોય તે પ્રમાણમાં) પતિ પસંદ કરતાં જોવું જોઇએ કે જે માણસને તેણી પરણવા ઇરાદો રાખે છે તે નીતિવાન અને ન્યાયનિષ્ઠ છે. અને તેનામાં જીંદગી ચલાવવાની શક્તિ અને સદ્ગુણો છે અને તે ખુબસુરત તેમજ તંદુરસ્ત છે: તે સારા સ્વભાવનો અને હસમુખો હોવા સાથે હમેશા બનતી નજીવી બાબતોને મોટું રૂપ આપનાર અને ઝટ ગુસ્સે થઇ જતો હોવો ન જોઇએ.

F. G. M.

# બાળકની માતાઓને અગત્યના સુચના.

લેખકઃ—રા. રા ત્રિભોવનદાસ પ્રાગજી.

નાના બાળકોને આંચકીનો રોગ—આજ કાલ બહુ સાધારણ થઇ પડયો છે. અને તેને લીધે કેટલાક નિર્દોષ બાળકો માતાની અજ્ઞાનતાને લીધે દુખી થાય છે. આ બાબતમાં મને તાજો અનુભવ થયો છે તે તમારી જાણ માટે નીચે પ્રમાણે જણાવુ છું.

એક બાળકને જન્મથી એકલા ધાવણ પર ન રાખતાં ગાયનું દુધ આપવામાં આવતું હતું. અને તે પણ સાધારણ નીયમ પ્રમાણે ત્રણ ભાગ પાણી અને એક ભાગ દુધ એમ ન આપતાં પાણી ભેળ્યા વગરનું દુધ આપવામાં આવતું હતુ. અને તે બાળક તંદુરસ્ત હોવાથી પચી જતું માલમ પડતું હતું. થોડા દિવસ રહી એક ટંક ગાયનુ અને એક ટંક ભેંસનું દુધ એમ આપવામા આવતું હતું. બાળક કાઠીયાવાડના દેશની સારી હવાને લીધે તંદુરસ્ત રહેતું હતું. ત્યારબાદ તેને મુંબઇમાં લાવ્યા. થોડા દિવસ મુંબઇમાં ગાયનું દુધ ચાલુ રાખ્યું. ત્યારબાદ બાળકને ઓચીંતી આંચકી આવવા લાગી. આ બાળકને કલાકે કલાકે આંચકી આવતી હતી. અને કેટલીક વખત તો આંચકી એક કલાક સુધી ચાલુ રહેતી. શરૂઆતમાં આઠ દિવસ સુધી તાવ ન હતો પણ ફકત આંચકી આવતી હતી. ત્યારબાદ તાવ લાગુ પડયો. દસ દિવસ સાધારણ ડૉકટરની દવા લીધા પછી ડાક્ટર જીુડા (એમ, ડી.) એમને બોલાવવામા આવ્યા, અને તેમણે બાળકને ગંભીર સ્થિતિમાંથી સાજો કર્યો, અને આંચકી આવવાનુ કારણ એમ જણાવ્યું કે બાળકને પોરબંદરમાં ગાયનું અને ભેંસનું દુધ આપતા હતા તેથી તેના પેટમાં મળ બાઝ્યા હતા ને તેની પાચનશક્તિ મંદ પડવાથી, પેટનાં આંતરડાં નબળાં પડવાથી બાળકને આંચકી આવતી હતી.

બાળકને શરૂઆતમાં કેટલાક માસ સુધી ધાવણ પર રાખવું જોઇએ, અને ધાવણ સારૂં રહે માટે બહુ સંભાળ રાખવી જોઇએ. અને ખોરાક પણ બહુ સંભાળીને લેવો જોઇએ. જો ધાવણ બીલકુલ ન આવતું હોયતો બકરી અથવા ગાયના દુધમાં પાણી ભેળવી નીયમસર ત્રણ ત્રણ કલાકને અંતરે આપવું.

આ બાળકને ડાક્ટરે પીચકારીથી તેના પેટના મળ કાઢી નાંખી ચોવીસ કલાક સુધી કાંઇ પણ આપવાની ના પાડી હતી, ત્યારબાદ ફકત છાશ યાને અંગ્રેજીમાં જેને "વેહ" કહે છે તે આપી હતી, કે જે નીચે પ્રમાણે બનાવવામાં આવી હતી.

ગાયનું દુધ ગરમ કરી, ઉકાળો આવ્યે અંદર અરધું ખાટું લીંબુ નીચોવી દુધને ફાડી નાંખવું અને એક મીનીટ પછી નીચે ઉતારવું અને થોડી વાર ઠંડુ થયા બાદ કપડાથી ગાળી અંદર મીલ્ક સુગર (સાકર) અથવા ગોળ મેળવી આપવું. આમ આઠ દિવસ સુધી આપવામાં આવ્યું હતું. ત્યારબાદ આજ દિવસ લગી તેને માતાના ધાવણ પર રાખવામાં આવ્યું છે. અને તેની અંદર પણ માતા બાળકને ધાવણ નીયમસર ૩ ત્રણ કલાકના અંતરે આપે છે. જેથી કરી તે પચાવી શકે. બાળક રડે ત્યારે વારે વરીએ ધવરાવવું નહી.

ઘણીવાર નીયમસર ધવડાવવામાં નથી આવતું અથવા દુધ આપવામાં નથી આવતું તેથી પણ આંચકી ઉપડી આવે છે.

ઉપલી બાબત પરથી બાળકની માતાઓ જોઇ શકશે કે બાળકને ગાયનું અથવા ભેંસનું દુધ આપવું એ ઘણું જોખમ ભરેલું છે.

બાળકને આંચકી ઉપર ભ્રાહ્મીના પાલાનો રસ અથવા "જયકર્સ કનવલ્ઝન કયોર" નામની દવા પણ સારી અસર કરે છે.

# पाकशास्त्र.

લેખકઃ—બ્હેનશ્રી "મધુરી."

( જુલાઇ–ઑગસ્ટ ૧૯૧૬ ના પૃષ્ટ ૨૪૦ થી ચાલુ ).

**ઢોકળાં**—ઢોકળાં કરવાં હોય તો ઝાઝા ચોખા અને તેમાં થોડી ચણાની દાળ, અડદની દાળ નાંખી તે બધું ભરડાવી આપવું. પછી તે આવે એટલે તેને ચાળી તેલનું મોયણ દેવું અને પછી ઉનું પાણી કરવું. પછી ઉના પાણીમાં લોટ નાંખી મીઠું, હળદર, હીંગ, મરચાં, લીલાં મરચાં, આદુ, ટોપરૂ, દુધીનું ખમણ વગેરે નાંખવું. આમાં થોડું ખારાનું પાણી નાંખવું. બીજે દિવસે આથો આવી જાય એટલે તેને જો બાફવાના સાંચા હોય તો તેમાં અગર ન હોય તો તપેલામાં નળીઆં કે લાકડાના કડકા મુકી અગર ચાયણી મુકી થાળીમાં તેલ લગાડી તેમાં તે નાંખી બાફવા મુકવું. એ કણુ થઇ જાય એટલે બફાઇ ગયુ કહેવાય પછી કાપા પાડી તેના કડકા કરવા. આ કડકા અમથા પણ ખવાય અને તેલમા તળીને પણ ખવાય છે.

**પુડા ( પુડલા )**—પુડા કરવા હોય તો મગની દાળ ઝાઝી અને તેમાં થોડી ચોળાની અને થોડી અડદની દાળ નાંખીને દળાવવી, પછી તે લોટ ચાળી તેમાં મીઠું, મરચાં, હીંગ વગેરે નાંખી ઢીલુ કરવું, પછી મોટી લોઢી લઇ ચુલે મુકવી. પછી તાપ સરખો રાખી લોઢી ઉપર તેલ લગાવી વાડકીએ કરી ધીમે ધીમે હાથે પાથરવું. જોર કરવું નહીં કેમકે ભાંગી જાય, આને બન્ને કોર રાતા થવા દેવા. કાળા ન થાય તે ધ્યાન આપવું.

ઘઉં–ચણાનાં ઢેબરાં થાય, પુરી થાય, ચોટીયો લાડુ થાય. જો લાડુ કરવો હોય તો પ્રથમ કહ્યા પ્રમાણે કરવો પણ ફેર એટલો કે ચણાનો લોટ મેળવવો.

**ઢેબરાં**—ઢેબરા કરવાં હોય તો બશેર લોટ ઘઉંનો અને એક શેર ચણાનો લોટ લઇ મેળવી તેમાં મીઠું, હળધર, હીંગ, મરચાં, અજમાને જરા ખાંડીને નાંખવા પછી દુધીનું ખમણ નાખી તેની કણુક બાંધવી પછી શેકવાં, પુરી કરવી હોય તોપણ થાય છે. ચણાના લોટની પાટોડી થાય તેમાં એક જાલીકે ( વાડકો ) લોટ હોય તો અઢી છાલીઆં છાસ લઇ તેમાં મીઠું હળદર નાંખી હલાવીને ચુલે મુકવું. પછી પાથરવા જેવું થાય એટલે થાળીમાં તેલ લગાવી પાથરી દેવું. તે ઉનુ હોય તો સારૂ પથરાય છે નહીં તો બરોબર પથરાશે નહી.

**મગ બાજરીનાં ઢેબરાં**—બન્ને જાતનો લોટ દળાવી તેમાં મીઠું, હળદર, વગેરે નાંખી કણુક બાંધવી. આ ઢેબરા થડીને પણ થાય અને વણીને પણ થાય છે. બન્ને ઢેબરાં ઉપર તેલ મુકવામાં આવે છે. અને પુરી કરવી હોય તો તેલમાં તળવી.

કેળાંની પુરી તથા રસની પુરી થાય છે.

**કેળાંની પુરી**—જો કેળાંની પુરી કરવી હોય તો કેળાંને છુંદી તેમાં ઘઉંનો લોટ ધીને વણીને ઘીમાં કે તેલમાં જેમા તળવી હોય તેમાં તળવી.

**રસની પુરી**—કેરીના રસમાં લોટ બાંધી પુરી વણી ઉપર પ્રમાણે જેમા તળવી હોય તેમાં તળવી.

**ફરસી પુરી**—સોજીને મોયણ લઇ તેની કણુક બાંધવી. પછી ઘઉંના લોટને મોયણ દઇને મીઠું અને ધાણાને સેજ ખાંડીને તથા વઘારણી નાંખીને તેની કણુક બાંધવી, પછી પ્રથમ સોજીનો લુઓ લઇ તેને વણી તેમાં પુરણ મુકી ફરી વણવી અને તળવી. ચોખાની પુરી થાય, ઓરસું થાય, લાડુ થાય.

**ભજીઆં**—કોથમીનાં ભજીઆ થાય, દ્રાક્ષના થાય, ખજુરનાં થાય. દ્રાક્ષ, સીંગ, ટોપરૂ ગોળ આમલીનું પાણી એ બધાનું પંચામૃત થાય.

**રાયતું**—દ્રાક્ષનું રાયતું થાય, ચીભડાનું થાય, કાકડીનું થાય, કોળાના ભરથાનું થાય, રીંગણાનું થાય, કંદનું રાયતુ થાય, સુરણનું થાય, દાડમનું થાય, પપૈયાનુ થાય.

**જમરૂખ**:—જમરૂખનું શાક થાય, આખા થાય, ભજીઆ થાય, રાયતુ થાય.

**કોળું**—કોળુ ને વાલની દાળ થાય, કોળુ ને સુરણુ થાય, કોળુને બટાટા થાય.

**કોબીજ**—કોબીજને ફલાવરનું શાક થાય. કોબીજને બટાટાનું થાય, કોબીજ ને ચણાની દાળનું થાય, એકલી કોબીજ થાય, કોબીજમા લોટ નખાય છે. સરગવાના ફુલનું શાક થાય, કઢીમા નંખાય, સરગવાની સીંગનુ શાક થાય, રીંગણામાં નંખાય.

**મુળા**—મુળાનુ રાયતું થાય, લસણીઆ થાય, એટલે તેને છીનીને મીઠું લગાવી ચોળી પાણી કાઢી નાખવુ. પછી તેમા હીંગ, તેલ, લીંબુ નાખવુ આ લસણીઆ કહેવાય કે મુળાનું લોટવાળુ શાક પણ થાય છે.

**મોગરી**—મોગરી લોટવાળી થાય, દહીં મોગરી થાય, રીંગણાંને મોગરી થાય.

**વડી**—કોળાની વડી થાય સાબુચોખાની વડી થાય, ચોળાની દાળની વડી થાય, ચોખાની વડી થાય, સેવ થાય પાપડ થાય, કુરાડી થાય. ચોખાનો લોટ એક છાલીઉ હોય તો સાડા ત્રણ છાલીઆ પાણી નાખવુ, એવી રીતે વડીમા સાડાત્રણ છાલીઆ પાણી હોય તેમા અડધું ચુલે મુકવું ને અડધામા લોટ નાખી ડોળીને જે ચુલે પાણી છે તેમાં ખારો અથવા સોડા અને મીઠું નાખવુ પછી લચકા જેવુ થાય ત્યા સુધી હલાવ્યા કરવું. ત્યારપછી ઉતારી તેની વડી પાડવી. સેવ કરવી હોય તો એક છાલીઉ લોટ હોય તેમા અઢી છાલીઆ પાણી નાખવું.

**કુરાડી**—કુરાડી પણ તેજ રીતે ખાર કરી તેના માચા આવે છે તેને દબાવીને હાથ ગોળ ફેરવતા જવું.

**પાપડ**—પાપડ કરવા હોય ત્યારે લોટ ટાઢા પાણીમા ડોળી અને તપેલુ અથવા તેનો સંચો આવે છે એ લઇને તેમા પાણી મુકવું. જો સંચો હોયતો તેમાં સાધન હોય છે અને તપેલું હોય તેમાં નળીઆ કે વાસણના કકડા ગોઠવી અને તે થાળીમા તેલ લગાવી તેમાં પાથરી પછી તે પાણીના ઢાંકણા મુકવા જેથી તે બફાઇ જશે, પછી તે ઉખેડી તડકે સુકવી નાખવા.

**પાપડ**—અડદના, મગના, ચોળાના, મઠના, કળથીના બધાના ભેગા પણ થાય છે અને જુદા જુદા પણ થાય છે તેમા મીઠું. ખારો, તીખા (મરી) અને વઘારણી તેની

કણક બાંધી તેને ખાંડીને પછી લુઆ કરી વણી તડકે સુકવવા વણાના ઓછુની ધારી થાય, ગાંઠીઆ થાય, સેવ થાય, ગાંઠીઆ કરવા હોયતો પાની લોટે રૂપીઆ ભાગ ખારો ને બે રૂપીઆભારે મીઠું નાખવું પછી વણવા હોય તો કડણ કરવા ને ઝારે મરના હોય તો જગ ઢીલું રાખી ઝારા ઉપર લોટ મુકી તેલમા પડવા દેવા આમા તીખા, અજમો અથવા જીરૂ નખાય છે.

**દેતરાં**—ઓછીને મોયણ દેઇ તેની કણક બાંધી પછી ચોખાનો લોટ ને ઘી બન્ને ફીણી પછી તેમા તે કણકને એકમેક કરી લુઆ કરીને વણવા અને તળવા.

**સજોરી પુરણ**—તેજ કણુકમા, ગોળ મગાવી થોડો માવો મંગાવી અને રવાને સેકી તેમા બુરૂ ને માવો ભેળવી પછી જે કણક છે તેનો લુઓ લઇ તેને વણી તેમા તે પુરણ મુકી તેને વાળી કીનારી બાંધવી. સજોરી કરવી હોય તો બે લુઆ વણી એની વચ્ચે પુરણ મુકી બે લુઆ એકઠા કરી તેની કોરે કિનારી બાંધવી

**ચોપડાં**—વડિના ચોપડા થાય છે, તે અમદાવા મા ઝાઝે ભાગે થાય છે મહિયા વાડમા તો ભાગેજ કોઈ કરતુ હશે

---

# भरत गूंथण.

## એક સુંદર નાની લેસ.

(ક્રમેજી ઉપરથી)

લેખક—બ્હેન શ્રી હસુમતી એમ દેસાઇ.

૨૭ સાકળી લ્યો

**૧ લી લાઇન** (૫) સાકળી ઝડીને (૪) પાસા લો, (૨) સાકળી (૧) પાસો (૨) સાકળી (૧) પાસો (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૨) સાકળી (૧) પાસો (૭) સાકળી ફેરવો

**૨ જી લાઇન** (૧) પાસો (પહેલો પાસો લઇને પછી બે સાંકળી થઈ (૧) પાસો લીધેલો છે, તેના પર લેવો) (૨) સાકળી (૮) પાસા (૩) પાસા (નીચેના ઝણા ઉપર લેવા) (૨) સાંકળી (૪) પાસા (૨) સાકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) સાકળી ફેરવો

**૩ જી લાઇન** (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧) પાસો (૭) સાંકળી ફેરવો

દરેક લાઇનને છેડે (૩) સાકળી અને આટા વગરનો ટાકો (૧) લેવો.

# ગૃહધર્મ

## એક પત્ર.

લેખકઃ—શ્રીયુત "ગરીબ."

પ્રિય સુહૃદ,

ત્હમારો પત્ર મળ્યો, વાંચી આનંદાશ્રુ આવ્યાં, રોકવા ઘણોએ પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. પત્ર લખવા બેઠો, ગંભીરતા પકડવી પડી.

હવે શું ત્હમે મ્હને "વિધુરગીરી" વિષે ખુલાસો આપવા કહો છો ? ઠીક લ્યો ત્યારે ખુલાસો. સાચવી રાખજો હો (ખિસામાં), જો ખોવાઈ ન જાય!

જાણે મ્હારાં લગ્ન તો ક્યારે થવાનાં છે તે હું જરાએ જાણતો નથી અને જાણવા માગતો પણ નથી. હું ઈશ્વર પાસે અંતઃકરણપૂર્વક માગી લઉંછું કે મ્હારૂં લગ્ન હજી પાંચ વર્ષ પછી થાય તો સારૂં. કારણ ? એટલુંજ કે હજી મ્હારામાં દુનિયામાં જોઈતી વ્યવહારિક શક્તિ આવી નથી, તેમ હજી એટલીએ શકિત નથી કે ભવિષ્યમાં સુખ દુઃખની મારા ભાગીદારને હાલમાં પાંચ વર્ષ સુધી મ્હારા પોતાના તરફથી સુખ કે મદદ આપી શકું. ઈશ્વર પાસે હું દરરોજ, મ્હારો સંસાર સુખમય અને દિવ્ય પ્રેમથી ઉભરાતો બનાવવા અરજ કરૂંછું. હું હજી ઉદર પોષણ કરવાની કળા મ્હારા હાથમાં લેવા કૃતેહમંદ થયો નથી, અને હજી દુનિયાનો બહોળો અનુભવ મેળવી શક્યો નથી, જો કે હવે દુનિયાનો "મીઠો" કે "તીખો" સ્વાદ રહેતે રહેતે મ્હારે શીખવોજ પડશે. હું કાલ સ્હવારે માતા પિતાથી જુદો પડયોછું, અને "ગૃહનાથ" થવાને મ્હારે બહોળા અનુભવની ખાસ જરૂર છે, તેથીજ મ્હેં મ્હારો કૉલેજનો અભ્યાસ અત્રેજ શરૂ કર્યો છે, કે જેથી કરીને મ્હારૂં હૃદય બીલકુલ કોમળ અને દુઃખ ન સહન કરી શકે, અને સંસારના "કડવા" સંજોગો સામે ટક્કર ન ઝીલી શકે, તેવું બનવા ન પામે. જો કે ત્હમને તો મ્હારા પોતાના કરતાં વધારે અનુભવ હશે; તદપિ મ્હારા પોતાના આંતરિક વિચારો એક ખરા મિત્ર પાસે રજુ કરવામાં હું જરાએ શરમ અથવા નિરર્થકતા ગણુંતોજ નથી. અનહદ શરમ અને બ્હીક મનુષ્યના ગુણોને મંઝાવી નાંખે છે.

મારે જે વ્યક્તિ સાથે પવિત્ર ગાંઠથી જોડાવાનું છે તેનો સ્વભાવ, શારિરીક, માનસિક અને નૈતિક સ્થિતિનું જ્ઞાન મેળવવા પ્રયત્ન છતાં ફતેહ મળવી બાકી છે.

દિવ્ય પ્રેમની લ્હેર જે ઈશ્વરે મનુષ્યને બક્ષેલી છે તે કલ્પનામાં આવતાં ક્ષુનિ વિચારો અને ઇચ્છાઓ નથી કે જે તૃપ્ત થતાં હવામાં ઉડી જાય. તેનું જીવન મનની ઇચ્છાઓ પુરી કરવામાં નથી. અને ઇચ્છાઓ પુરી થયે તે નાશ પામશે નહિં. એનો અકૃત્રિમ આકર્ષણ, સુવર્ણની બેડી, હીરનો બંધ કે જે જુદાં જુદાં શરીરમાં રહેલાં હૃદય અને મનને સંયુક્ત રાખે છે તે છે!

તો આવો પવિત્ર સંબંધ જોડવા પહેલાં મ્હારો, ત્હારી આસપાસનો અને સામી વ્યક્તિનો પૂરતો વિચાર કર્યા વિના, અને સામી વ્યક્તિને સુખ કરવાના સાધનો હાથ કર્યા

વિના મ્હારાં લગ્ન મ્હને પ્રિય કેમ થઇ શકે તેતો કોઇ મ્હારી સ્થિતિમાં હોય તો અનુભવ કરી શકે.

કેટલીક કુમળી પણ સજ્જડ પ્રતિજ્ઞાઓ અજ્ઞાન વ્યક્તિ પાસે કબુલ કરાવવી અને પોતે પણ કરવી એથી વધારે પાપ બીજુ શું હોઇ શકે? ;

ત્હમે જાણુતા હશો તેમ ગૃહ સંસાર ચલાવવો એ કાંઇ ઢીંગલા ઢીંગલીની રમત નથી. એતો સમુદ્ર મંથન કરી માંહેથી અમૃત શોધી, તેની અંજલી લેવા જેટલું મુશ્કેલ કાર્ય છે. તેમ વિદ્યુતગૌરી બીચારી હજી એટલી પુખ્ત વયની નથી કે મ્હારા સુખદુઃખમાં તાત્કાળિક ભાગ લઇ શકે. મ્હને બીક લાગે છે કે સંસાર શું ચીજ છે તેની તેને ભાગ્યેજ ખબર હોય! તેમજ તેનો આ સમય અભ્યાસ કરવાનો અને શારીરિક સંપત્તિ મેળવવાનો તથા ગૃહના કામકાજ શીખવાનો છે નહિ કે પરણાવવાનો.

" હિંદુઓમા જે લગ્ન વય છે તે પણ અભ્યાસને હરકત કર્તા છે. જો કે હવે તે વય કેટલે „ ઠેકાણે પંદર સુધી પહોચી છે તો પણ તેટલો સમય હાઇસ્કૂલમાંના અભ્યાસને માટે પૂરતો નથી."

તો જ્તે અગીઆરમે વર્ષેજ છોકરીઓનાં આવી અપખ્વાવસ્થામાજ લગ્ન કરવામાં આવે તો પરિણામ કેટલું હાનીકારક નીવડે તે હવેના સમયાનુસાર કયા કેળવાયલાં મગજમાં નહિ ઉગે?

મ્હને ખાત્રિ છે કે જો મ્હારાં લગ્ન થાય તો વિદ્યુતગૌરીના અભ્યાસને તો તાળુંજ દેવાઇ જાય. કારણુ કે જુની રૂઢીને વળગી રહેનારાં માણુસો પરણેલી છોકરીને નીશાળે મોકલે એ વાત બીલકુલ અસંભવિત છે. અને બીન કેળવાયેલો સંસાર કેવો હોઇ શકે તેનો ખ્યાલ કરવો એ સ્હેલ છે, આટલુંજ નહિ કિંતુ આથી મ્હારા અભ્યાસને પણુ સખ્ત ધોકો પહોચે એ સ્વાભાવીક છે, અને હજી મ્હારો અભ્યાસ શરૂ થયો છે એમજ હું તો સમજું છું.

હું મ્હારો સંસાર પવિત્ર અને તાદશ બનાવવા ઇચ્છુ છુ. હશે ઇશ્વરે ધાર્યું હશે તે થશે. મનુષ્ય પ્રયત્ન જારી રાખવો એ આપણું કર્તવ્ય છે "મનુષ્ય પ્રયત્ન—ઇશ્વર કૃપા." બાકી કાલ સ્વારની કોને ખબર છે? "न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति"

હું મ્હારા મનની અંદર એમ જ માનું છું કે મ્હારૂં વેશવાળ થયુ જ નથી- પરંતુ મ્હારા ભવિષ્યમાં મ્હારી અર્ધાંગિના થવા માટે એક નિર્દોષ બાળા મ્હારાં વડીલોએ નિર્માણ કરી રાખેલી છે, ઇશ્વરે નિર્માણ કરેલ છે કે નહિ તે હું જાણુતો નથી.

હાલ એજ. અત્રે હું સુખી છું. વ્હાલા મિત્ર! શું લખું? હજી સંતોષ થતો નથી, પણ હવે તો મ્હારે મ્હારા કૉલેજના કામે વળગવાનું છે. તેથી મ્હારો પત્ર બંધ કરીશ. ત્રિજા વર્ગ બીજી વૃત્તાંત. અન્ય સ્નેહીઓને સ્નેહસ્મરણુ.

લી. ત્હમારોસદાનો સ્નેહી,
"કિશોર ચંદ્ર."

# आनन्दाश्रम

## અમથાલાલનાં ભાષણો !

લેખક: બ્હેન સૌ. "ચારૂ."

[ મહા રા. રા. અમથાલાલના પત્ની અ. સૌ. મરૂતગૌરી બહુ સુશીલ, સુશિક્ષિત અને શાણા છે. પરન્તુ અમથાલાલજી ઘણા ચીડીયા, કકળાટિયા અને ટચાક છે ! આ પતિપત્નીનું જોડું ( અથવા કજોડું ) પણ દુનિયામાં અનેક જોવામાં આવે છે, એવુંજ છે. પોતે માંડ માંડ પાંચ ધોરણ પૂરા કરીને સમાજની લાગવગથી પચીસેક રૂપિયાની નોકરી મેળવવાને ભાગ્યશાળી થયા છે, ત્હેનો મગજે નફ્ફ અને દમ–દમામ સૌ. મરૂતગૌરી ઉપ જ ચલાવે છે ! એટલુંજ નહિ પણ એવા પુરૂષોના સમ્બન્ધમાં બને છે તેમ **"સ્ત્રી એટલે જીંદગી સુધીની ગુલામડી"** અને **"પુરૂષ એટલે સ્ત્રીની હયાતી સુધી ત્હેનો પરમેશ્વર"**–એમ અમથાલાલ પોતે આગ્રહપૂર્વક માને છે અને પોતાના ધર્મ-પત્ની પાસે ત્હેનો અંતઃકરણપૂર્વક સ્વીકાર કરાવવા હમ્મેશા પ્રયત્ન કર્યા કરે છે ! એઓશ્રી એમ પણ કહે છે કે **"બુધ્ધે નાર પાંશરી !"** અને **"न स्त्रीस्वातंत्र्य मर्हति"** ( સ્ત્રીને સ્વતંત્રતા આપવી નહિ )–એ આપણા ધર્મશાસ્ત્રના સોનેરી અક્ષરે લખી રાખવા જેવાં મહાન વચનોને લીધેજ હિન્દુધર્મ સૈકાના સૈકા થયા ટકી રહ્યો છે !–તેવી કહ્યાગરી પત્નીનો ભાગ્યેજ દોષ નજરે પડે છે, છતાં પણ ત્હેને સુધારવાને ભાષણો ચાલુજ રાખે છે, કારણ કે તેઓ એમ માનતા હશે એમ જણાય છે કે ત્રિલોકમાં એવી કોઇ વસ્તુ નથી, જે ભાષણથી સુધરી ન શકે !

અમથાભાઇની જોડેનાજ ઘરમાં રહેવાનું મ્હારૂં મહાભાગ્ય (!) હતું ત્યાંસુધી અમે આ દંપતીના ખાસ પડોશમાં રહ્યા હતા. પરન્તુ કદિ પણ સૌ. મરૂતબ્હેને પતિનો ગમે તેટલો કંકાસ અને લવારો થાય તોપણ જરાય ઉંચે સ્વરે સામો જવાબ દીધો હોય, એમ મ્હને સાંભરતું નથી છતાં પણ અમથાલાલજી તો પોતાના મનથીજ પત્નીના જવાબ કલ્પી લેતા અને ત્હેના પ્રત્યુત્તરમાં વખાણથી "લેકચર" ( ભાષણ ) ચાલુ રાખતા ! નવરાશને વખતે કદિ કદિ હું એઓશ્રીની વકતૃતા ( કે–રડતા ? ) ના નમુના તરીકે એ ભાષણો સાંભળીને તેમ તેમ ઉતારી લેતી જેમાંના કેટલાક, એ સદ્ (!) ગૃહસ્થની પરવાનગી વિનાજ, આ સાથે મોકલ્યા છે તે,–અધિપતિ સાહેબ ! આપના સુપ્રસિદ્ધ સુન્દરી સુબોધ માસિકમાં પ્રકટ કરવા મહેરબાની કરજો

––સૌ. "ચારૂ." ]

### ભાષણ ૧ લું.

"આજ કેમ ત્હારૂં મોઢું ભારે થયું છે ?–હું બ્હેજ મોડો આવ્યો છું તેથી ?–ના પણ હું મોડો છુંજ નહિ. કોણ કહે છે કે હું મોડો આવ્યો છું ?–ત્હને ખબર છે કે લોકો તો રાતે બારને બે વાગે ઘેર આવે છે !–ત્હારા મનમાં તો જાણે કેટલા વાગ્યા છે ?–હજી તો અગિયારજ થયા છે

"હા. બહુ સારી વાત !—હું "સ્ટવ" ઘરમાં રાખું ?—ના, ના. ના. તે તો નહિજ બને. હારે વાસ્તે મ્હને કેટલી કાળજી છે તે તું શું જાણે ? કદાચ હું ઘરમા નહોઉ તે વખત "સ્ટવ" ભળગી ઉઠે અથવા "સ્પિરિટ"ની શીશી ફાટે અને તેથી તું અથવા છોકરા કોઈ દાઝે, તો પછી મ્હને કેટલી મહેનત પડે હેનો કાંઈ ખ્યાલ છે ?—ને "સ્ટવ" ઉપર રાંધેલી ચીજો બિલકુલ સ્વાદ આપતી નથી, તે પણ તું ક્યાં જાણે ? (—ત્યારે પરણે તું ઢોર જેવી ક્યાંથી પડી ?)—ને રસોઈની બાબતમાં મ્હને કેટલી ચટ છે,—વળી હેમાં કેટલી બધી માથાકૂટ છે—વળી ને મારે ધાસતેલ ને સ્પિરિટના પૈસા કેટલા ખરચવા પડે—ને તેથી આપણું ઘરખર્ચ વધી જાય, હેનો ત્હને શું વિચાર હોય ?—ત્યારે તો એકજ વાત કે સ્ટવ હોય તો ગમે વખતે રાંધવાનું જોઈએ પડે. પણ ગમે તેમ કરીશ—માથું પટકીને મરી જઈશ તોપણ હું "સ્ટવ" લાવવાનોજ નથી.

"પણ મેં ક્યાં કહ્યું છે કે સ્ટવ લાવો !"

"તું બોલી નથી પણ મનમા વિચાર કર્યો છે !—પણ ત્હેં "સ્ટવ"ના વિચાર કર્યા, તે વખત ઘરખર્ચનો કાંઈ પણ વિચાર કર્યો ! તું શાનો એ બાબત વિચાર કરે ?—ત્યારે શું ?—બાના બાપની દીવાળી ?—હમ—મ્હારો બાપો કરે !—લૂંટબે લૂંટ !

"ધણીને કમાતા કેટલી મહેનત પડે છે હેની ત્હને કાંઈ ખબર છે ? ખરેખર, આપણા બૈરાં કેટલાં જંગલી છે !—પૈસા ખર્ચવાને તૈયાર; પણ એતો ઠીક છે કે હું છું. બીજો હોત તો ખાસ પણ ખરચવાની વાત કરતને તો કાયદે કાયદે બેઉજ ભાંગી નાંખ્યો ન હોત કે ?

"ને બધા ભણેલા ને ઠેઠ ડાહ્યા લોકો પાછા એમ કહે છેને બૈરાંને માન આપો !—ને સમાન ગણો ! પણ સમાન ગણવાની અને માન આપવાની લાયકાત તો જોઈએ ને ? બાગડું કાંઈ માથે શોભે ?—એતો પગનળિયેજ સારૂં લાગે ! ને પાછા ભા—તો સમજ હોય નહિં. ત્યાં કહેશે કે બૈરાંની સલાહ પ્રમાણે ચાલો !—ચાલ્યા, એનો ! આવી બાયડી માથે ભાગી હોય, તો એ વખતોગ પણ જન્મારાની ખો ભૂલી જાય !—ને પૈસા બાયડીને સોંપાને તો તો દેવાળુંજ કહાવે !

"પણ ચાલ, ભાઈ ! ચાલ, હવે જરા તાકીદે દશમી કરી નાંખ. એટલે ખાઈને સૂઈ જઈએ. આ ત્હારી માથાકૂટમાં એક વાગવા આવ્યો ! તું યે ટાઢી પથરા જેવી છે તો ! આના કરતાં તો મ્હેં કરી લીધું હોત તો અત્યાર સુધીમાં ક્યારનોયે ખાઈને ઉંઘી પણ ગયો હોત !

"કેમ હવે ત્હારો તાગ આવ્યો કે નહિં ?—કેટલી વાર ? જો. પછી મ્હને વાર થશે ને ઉજાગરાને લીધે કાલે તબિયત બગડશે તો પાછી ત્હારે વધારાની પંચાત થશે ને મ્હારે હેરાનગતી વેઠવી પડશે. માટે ચાલ, ચાલ તાકીદ કર.

"ને જો હવેથી દરરોજ ત્હારે બધી તૈયારી તો કરીજ રાખવી ને હું આવીને ના કહું તો ન કરવી. જો એવી મોડું થતાં મ્હારૂં શરીર બગડવાનું કારણ રહેશે નહિ ને તું છૂટી થઈશ.

"મને એમ થોડી છૂટ આપવાની વિરૂદ્ધ નથી. કેમકે આપણા લોકોનું એતો કામજ છે કે લાયકાત જોઈને સ્ત્રીઓને યોગ્ય હદમાં રાખવી. * * * ચાલ હું આવું છું. દશમી થઈ ગઈ ? ઓહો ! "રહાડાબાર થયા !" એને કઈ ઓછો વખત ગયો છે ? જો હવેથી એટલી વાર થશે તો મ્હારે મ્હને ઉપવાસજ વેઠવા પડશે અને પાછી તું કહીશ કે

તુમે આક્રોશ કરો છો. પણ ઉપાય શો ?—આપણને બૈરાંને નાહક હેરાન કરવાનું ગમતુંજ નથી. તેથી પ્હેલેથી ચેતવણી આપી મારી.

"**હશામી ટાઢી થઇ જાય છે ?**"—મ્હોટી તિરસ્કારખાની ફીકરી જોઇ ન હોય !— એટલી વારમાં એની રસોઈ ટાઢી થઈ ગઇ ! જરા પંચીયું પણ બદલવા દઇશ કે નહિં ?— ચાલ ભાઇ ! ચાલ. આ આવ્યો. ત્હારો સ્વભાવજ કેવો બગબ છે કે એતો હું નભાવું !— એટલી વારમાં તો બાઇસાહેબની હશામી ટાઢી થઈ ગઇ !—ટાઢી થઇ જતી હોય તો છો થતી. તું ક્યાં નથી જાણતી કે ઉન્હી વસ્તુ મ્હને સદતી નથી ?—પણ ચાલ, ભાઇ ! ચાલ. ઝટ નહિં આવીએ તો પાછો ત્હારો કકળાટ કર્મે લખાવેલો જ છેને ? શા બાપડીઓના મિજાજ છે?—જરા પંચીયું બદલવા વાર થઇ, એટલામાં તો શેઠાણીની રસોઇ ટાઢી થઇ જાય છે !

[ અમથાભાઇ વાળુ કરવાને ઉઠી પાટલા ઉપર ગિગન્યા, એમ જણાયું; જો કે એમનુ ભાષણ તો ચાલજજ હતું !—પણ રાત ગયેલી હોવાથી મ્હને હવે ઉંઘ આવી ગઇ. ]

---

## થડી ગમ્મત.

મિડલૅન્ડ કાઉન્ટીઝના એક ગામડાની વીશીવાળાને તેના આહકે કેવી રીતે છેતર્યો તે વિષે કહે છે કે એક દિવસે જ્યારે તે દારૂના પીઠામા લોકોની ભીડ વચ્ચે બોલતો હતો કે તે કોઇનાથી છેતરાયો નહોતો, તેવામાં એક અજાણ્યો ગૃહસ્થ ત્યાં આવી ચઢ્યો. તેણે વીશીવાળાને બોલતાં સાંભળ્યો હતો તેથી તેણે પોતાના પાડોશીને કહ્યું "હું તેને છેતરીશ. તે ઉપર હું એક પૌંડ (રૂ. ૧૫)ની શરત મારૂં છું."

**વીશીવાળો**—"મને નહીં છેતરો. જવા દોને તમારૂં ડહાપણ, નહીંતો ખરડાશો !"

**ગૃહસ્થ**—"હું તમને છેતરીશ એવી મારી ખાતરી છે. પેલા પ્યાલાની અંદર એક પૌંડ મુકો. પછી તેને આ પાસે પડેલા મેજ પર ઉંધું પાડો. ત્યાર બાદ હું પ્યાલાને અડક્યા સિવાય પૌંડ લૈ લઇશ. ત્યારે તો તમે છેતરાશોને ?"

**વીશીવાળો**—"તમે મને નહીં છેતરી શકો ! રહોને માનમાં, સોનાની જાળ શું કરવા પાણીમાં નાખો છો ? તમારી ખાતરી હજુ પણ ન થતી હોય તો ભલે ! હું કાંઇ ડરતો નથી. લ્યો એકને બદલે બે પૌંડ મુકું છું. રે ત્રણ પૌંડ, ત્રણ. જોઉં છું હવે તમે મને કેવી રીતે છેતરો છો ? ચાલો, સાવધ થાઓ. તમારા કહેવા પ્રમાણે આ પ્યાલામાં ત્રણ પૌંડ મુકી ટેબલ પર ઉંધો પાડ્યો. બસ ?" આટલું બોલી તે હસતો હસતો ઉભો રહ્યો ત્યારે બીજાઓ આ બનાવનો અંત કેવી રીતે આવે છે તે જોવાની આતુરતામાં ઉભા રહ્યા !

તે ગૃહસ્થે, ટેબલ નજીક નીચા વળી પોતાનો પોતાના ગજવામાંથી હાથ બહાર કાઢી, પોતાની હથેલીમાં પેલાઓની અજાયબી વચ્ચે ત્રણ પૌંડ બતાવ્યા !

આ જોઈ વીશીવાળો ગુસ્સાથી લાલ પીળો થઇ ગયો. અને ટેબલપર મુકેલો પ્યાલો ઉપાડ્યો કે તરતજ તે ગૃહસ્થ ટેબલ પરથી ત્રણ પૌંડ ઉપાડી સર્વેની હસાહસ વચ્ચે ચાલતો થયો. આખરે વીશીવાળો બોલ્યો—"હવે ખલાસ થયું."

અલબત્ત શરત પ્રમાણે તે ગૃહસ્થ પ્યાલાને અડક્યો નહોતો. પણ વીશીવાળાએ પ્યાલો ઉપાડી લીધો તેથીજ તે પોતે હારી ગયો ! !

શેરને માથે સવાશેર તો હોય છેજ !

# બાલોદ્યાન.

## "મુનશીનું વશીયતનામું."

( અંગ્રેજીના આધારે. )

લેખક—શ્રીયુત "ઓક્ષ્યાજોશી."

મુગલ બાદશાહના સમયમાં કાનપુરનો જ્વાલાપ્રસાદ નામનો મુનશી માંદો પડયો, તેણે પોતાના એક પુત્ર ગૈશનને નજીક બોલાવીને કહ્યું કે—"બેટા ગૈશન! હું હવે અંત કાળે છું. મ્હારી છેલ્લી ઈચ્છા છે તે તું પાર પાડીશ?"

"બેશક! મ્હારી ફરજ છે" ગૈશને જવાબ દીધો.

"ત્યારે! આ એકસો સોનામોહર છે તે જે કોઈ અધમમાં અધમ પુરૂષ હોય તેને આપજે, અને આ બીજી એકસો સોનામોહરની કોથળી છે તે નાદાનમાં નાદાન મનુષ્યને સ્વાધિન કરજે.'

"જો! આ મ્હારૂં છેલ્લું વશીયતનામું છે"

થોડા દિવસ વિત્યાબાદ, જ્વાલાપ્રસાદે દેહત્યાગ કર્યો અને હેનો પુત્ર અધમ પુરૂષની શોધમાં નીકળી પડયો. સોનામોહર પડાવી લેવાની લાલચે અનેક શખ્શોએ અધમતાનો દાવો કર્યો પણ ગૈશનને તેથી સંતોષ થયો નહી.

ગૈશન છેવટે આગ્રા શહેરમાં ગયો. ત્યાંના લોકોથી ખાત્રી થઈ કે શહેરનો કાજી (ન્યાયાધિશ) ઘણોજ ધુર્ત અને નીચ છે. ગૈશન કાજી સાહેબને મળ્યો, અને પોતાના પિતાના વશીયતનામા વિશે હકીકત જણાવી ઉમેર્યું કે—"મ્હારા પિતાનું વશીયતનામું અમલમાં લાવવાની મ્હારી તીવ્ર આકાંક્ષા છે તો આપ આ એકસો સોનામોહર સ્વીકારો"

"હું નુચ્ચો આદમી છું એમ ત્હમે શી રીતે જાણ્યું?"

"આખું નગર એ બાબતમાં એક મત છે"

"જો! ભાઈ! લાંચ, રૂશ્વત કે બક્ષિસ લેવી, એ હમારા કાનુનની વિરૂદ્ધ છે હું ત્હમારાં નાણાં લઉં, તેનો સ્હામો કાંઈ અવેજ જોઈએ કે નહી?"

કાજીની એ દલીલ વ્યાજબી હતી. ગૈશન મનમાં મુંઝાયો. ગમે તે પ્રકારે પોતાના પિતાની ઈચ્છા બર લાવવાની હતી એટલે ગૈશને વિનતી કરી કે—"કાજી સાહેબ! મ્હને તેના બદલામાં ગમે તે ચીજ વેચાણ આપો. મ્હારે પિતાની ઈચ્છા પાળવી છે. બીજો સંબંધ સ્વાર્થ નથી"

"ઉભો રહે! મ્હને વિચાર કરવા દે" કાજી નહીંમ દાઢીએ હાથ મુકી આંખ મીંચી ઉંડા તર્કમાં ઉતરી ગયા જરા વાર બાદ ઉંચાઈ આસપાસ નજર કરી નઈ એકાએક કાંઈક વિચાર સ્ફુર્યો

"જો પેલો સ્હામે ઉકરડો દેખાય છે; તે હું ત્હને વેચાણ આપું છું. કેમ !–તે સારું ત્હારે કબુલ છે ?" કાજીની બારી સ્હામે એક ગંદકીનો ઉકરડો પડયો હતો તે તર્ફ આંગળી બતાવી પૂછ્યું

"કબુલ તો." ગેશનને તો હરકોઇ બ્હાને કાજીને નાણાં આપવાના હતા. કાજીએ રીતસર લખત તૈયાર કર્યું; તે ઉપર ગેશનની સહી લીધી અને એકસો સોના મહોર કાજીએ હાથ કરી લીધી.

ગેશન ઘેર ગયો. પોતાની કમોટી ખરી છે કે કેમ ને વિષે તે વિમાસણમાં પડ્યો. કાજીએ ગમે તેમ પણ મફત તો નાણું ન લીધું તો પછી તેને હરામખોર શીરીતે કહેવો ? હવે પોતે છેતરાગો હોય ! આ સકલ્પ વિકલ્પ ઝાઝો સમય ટક્યા નહીં; કારણ પછીતેજ દિવસે કાજીનો પટાવગો ગેશનને બોલાવવા આવ્યો

"જાઓ હમણાં આવું છું." ગેશને કહ્યું.

"નહીંજી, ચલો, અભીજ કાજી સાહેબ બુલાતે હૈં."

ગેશને આનાકાની કરી તેમ તેમ પટાવાળાની ખેંચતાણ વધવા લાગી. આખર ગેશન પટાવાળાની સાથે ગયો.

"કેમ કાજી સાહેબ ! મ્હારી અત્યારે શી જરૂર પડી ?"

"છોકરા ! પેલો ત્હારો માલ અહીંથી જલ્દી ઉપાવી લે; એ જોખમદારી હું વધારે વખત લેવા માગતો નથી. એકતો રસ્તો રોકે છે, વળી ત્હારો માલ બગડે કે વેરાય તેની સંભાળ રાખવા કે બંદોબસ્ત કરવા હું નવરો નથી !"

"કાજી સાહેબ ! એ માલ કંઇ કામનો નથી. ભલે લુંટાય, વેરાય કે ચગદાય હું કાંઇ તેનો દાવો કરવા માગતો નથી."

"એ ગડબડ કાંઈ પણ નહી ચાલે, સમજ્યો ' જાહેર રસ્તો રોકી રાખવાનો ત્હને શો અધિકાર છે ' ત્હારો માલ અત્યારેજ ઉપાવી લે નહીંતર હું હમણાં મ્હારી સત્તાની રૂએ કેદમાં પુરીશ ? '

"પણ કાજી સાહેબ ! કોઈ ભંગીને બોલાવીને તે ખસેડાવી લ્યો તો ઠીક; તેનું જે ખર્ચ થશે તે હું આપવા તૈયાર છું."

"ચલાવ, બદમાશ ! શું અમે ત્હારા બાપના નોકર છીએ ! એ જગ્યા સાફ કરવામાં કેટલું ખર્ચ થશે તે તું જાણે છે ? "

"કાંઇ ફીકર નહી. તમે તે આંકડો મુકો, હું આપીશ."

"ત્યારે વીસ સોનામહોર જેટલું ખર્ચ થશે."

"લ્યો, સાહેબ, તે રકમ."

કાજીએ બીજી વીસ સોનામોહર કઢાવી તે વખતે આપનાં ગેશનને સંતોષ થયો કે કાજી પહેલા વર્ગનો અધમ પુરૂષ છે એમા બીલકુલ સંદેહ નથી.

"જી ના."

"તો પછી આ ભેટ મોકલાવવાનું શું કારણ?"

'રૈશને પોતાના પિતાના નશીયતનામાથી વઝીરને વાકેફ કરીને કહ્યું કે—"આ રકમ માટે મને આપ નામદાર કરતા વિશેષ લાયક કોઇ માનમ પડ્યા નથી માટે સ્વીકારશો."

"પણ, હું નાદાન આદમી છું એમ તું શી રીતે કહી શકે છે! તું કે ત્હારો બાપ મને ઓળખતા તો નહોતા."

"નામદાર! મે અદબી માફ કરશો આગના વઝીરના શિરની સમક્ષ આપે આ હોદ્દો સ્વીકાર્યો એજ પુરાવા બસ છે."

વઝીર આ સાંભળી એકદમ સ્તબ્ધ થઇ ગયો. તેણે પળવાર પોતાની સફેદ દાઢી મસળી અને એકાએક રૈશનને ભેટી પડ્યો અને બોલ્યો કે—"દાના પુરૂષના પુત્ર! ત્હારો બાપ મ્હારો સાચો મિત્ર છે તું મ્હારા મિત્રનો પુત્ર છે. બેટા! તું આજથી મ્હારો મહેમાન છે. આ ત્હારૂં ઘર છે." વઝીરે રૈશનને આગ્રહ કરીને પોતાને ત્યાં રોક્યો, અને બીજે દિવસે પાલખીમાં બેસી વઝીર રૈશન સાથે બાદશાહ પાસે ગયો.

વઝીર કુરનસ બજાવી અદબ વાળીને કહ્યું કે—"જહાંપનાહ! ખુદા, આપ નામવરને લાંબી ઝીન્દગી બક્ષે. આપ નામદારે મ્હને આવો કીમતી અને જોખમી હોદ્દો બક્ષ્યો તે ખાતે હું બાદશાહ સલામતનો અતી અહેસાનમંદ છું પણ ખુદાવિન્દ! આ દાના પુરૂષની મ્હને ગઇ કાલે મુલાકાત થયા પછી મ્હને લાગ્યું કે આ ઇજ્જત માટે હું લાયક નથી માટે હજુર! હું રાજીનામું આપું છું તે સ્વીકારી આ બંદાને છુટા કરશો એની મ્હારી નમ્ર અરજ છે."

કચેરી સર્વ ચકિત થઇ. અત્યારસુધી કોઇપણ વઝીર આવી રીતે રાજીનામું આપવાની હિમ્મત ધરી નહોતી.

"પણ એવું શું કારણ છે કે તમે એકદમ રાજીનામું આપવાનો વિચાર કર્યો!" બાદશાહે પુછયું.

'ખુશ રહો બાદશાહે હીન્દ! જ મુર્ખ છું એમ મ્હારી ખાત્રી થઇ છે. જે થાળમાં શિર મુક્યું, તેજ થાળમાં આ બદામું શિર રગદોળાયું હોત એટલી પણ આ નાદાનને ખબર ન પડી માટે મ્હારા જેવા કમઅક્કલને આ હોદ્દામાંથી ફારગ કરશો.'

બાદશાહ તાત્પર્ય સમજી ગયા અને ઘાતકી ધારો બંધ કરવાનું એક ફરમાન બહાર પાડ્યું એટલુંજ નહીં પણ રૈશનને બાદશાહે ત્યાં ને ત્યાં નાયબ વઝીરનો હોદ્દો બક્ષ્યો.

---

સુન્દરી સુબોધ ∴ માસિક વધારો.

પુસ્તક ૧૪ મું.] ફેબ્રુઆરી–માર્ચ: ૧૯૧૭. [અંક ૨-૩.

# गृहसेवा एज देशसेवानो पायो छे.

" बेटा ! शांत था. गृहसेवा एज देशसेवानो पायो छे. गृहसेवा न होय तो देशसेवा करवी मुश्केल छे, एटलुंज नही पण मात्र सारा कहेवावा खातरज करवी पडे छे. गृहसेवामां उछरनार स्त्रीपुरुषने देशसेवा रमत जेवी छे अने देशसेवा करतां तेना हृदयमां उल्लास आवे छे. ज्यां जाय त्यां शांति सुखनां किरण प्रसरे छे. "

" ए केवी रीते ? "

" बेटा ! गृहसेवानी कांइ शाळा होती नथी, अने शाळानी जरुर नथी. मावाप अने तेमां पण स्त्रीओ समजे तो बस. देशसेवाना पाया तरीके गृहसेवा थाय छे एम घणीवार समजातुं नथी अने ए भावना उत्पन्न थवानी जरुर पण नथी. कुसुम कळीमांथी कुसुम ए विकास छे तेम गृहसेवामांथी देशसेवा ए विकासज छे. जेम जे अमलदार पोतानां बाळकोने चाहतो नथी ते प्रजानो अधिकारी थवा नालायक छे, तेम जे स्त्री गृहसेवा करतां खंचकाय छे ते स्त्री देशसेवा करी शकतीज नथी. बेटा ! तें दाखला आप्या ते ठीक पण ए सर्व बहेनोए जो गृहसेवा करी होत तो आज सेवामां तेमने आनंद थात अने हमे कांइज करतां नथी एम थात. आमां तो कांक कीर्ति लोभ, कांक अमे करीए छीए ए दाब, कांक घर आगळ कांइ करवानुं न होवाथी समयनो सदुपयोग अने एवीज वृत्ति होय छे. बेटा ! गृहसेवा बतावुं ? छोकरी न्हानी होय त्यारे, पैसामां आळोटती होय वा गरीबीमां होय तो पण ए छोकरीने न्हाना भाइने हींचको नांख, घोडीआमांथी काढ, आ झभलुं पहेराव, पाणी पा, दुधनी शीशी लाव, धोइ नांख—एम कहुं होय अने जुलम नही पण धीरे धीरे वय, शक्ति ने समय जोड टेव पाडी होय तो ते तेज बाळकी म्होटी थए पाडोशीने, इस्पीतालमां गरीब दर्दीने, दुध पातां, गंजीफराक पहेरावतां, पथारीमांथी उठाडतां बेसाडतां संकोचाय नहीं हो ! बेटा ! तमे म्हार भाषण करो छो पण जो तमने नानपणथी टेव होत अने तमे चंदु कोकीने पासे बेसी दातण करावतां होत; दांत सारा नथी थया, उल उतारो, नख उतारवा दे, कानमांथी मेल काढवा दे एम कहुं होत तो निशाळमां छोकरांनां दांत खराब होय छे, आंख खराब होय छे, कानमां मेल रहे छे, नख वधारेला होय छे एवी बूमो जे डाक्टरो पासे पाडे छे ते बूमो पाडवानो वखत न आवत अने ए देशसेवानो पायो गृहसेवामां खरो के नही ?

—भोगीन्द्रराय दिवेटिआ कृत, 'स्त्रीओ अने समाजसेवा.'

# काव्यकुंज.

## પ્રાતઃકાળની શુભાશિષ.

( Mrs. A L. Barbauld ના એક કાવ્ય ઉપરથી. )

લેખક–ડાક્ટર નટવરલાલ જગન્નાથ ગૌતમી.

( શિખરણી )

ત્હને ના જાણુ હું, નવ કથી શકું કોણ જન તું ?
પરન્તુ જાણું છુ, ઉભય મળી છૂટા પડી જવુ !
મળ્યા'તા કેવા !–ક્યા ? શુભ મિલન ત્યારે પ્રિય થયુ !
છુપા આ સંકેતો, પ્રકટ કદિ શું હું કરી શકું ?

શશાંકી જ્યોત્સ્નામાં, તિમિરમય રાત્રે વિહરતાં,–
સદા બન્ને સાથે, દિવસ બહુ આવ્યા વિરમતાં;–
હવે થા વિમુખી, સુચન પણ આપ્યા વગર શું ?
વિયોગે જાણુ છું, દ્રવિત અતિ થાશે હૃદય તું !

વિખુટા થવાનો, સમય પણ ના તું જણાવજે,
કદાપિ ના ત્હારા, રજનિ સમગ્રોમાદિ ગણજે;
પરન્તુ તેજસ્વી, સુખકર પ્રદેશે વિરમીને,
મ્હને પ્રાતઃકાળે, નવલ શુભ આશિષ ધરજે !

## એક વ્રત.

લેખક—શ્રીયુત્ "કુસુમાકર."

એક મ્હારી દેવી ને એક એનું વ્રત,
એકને કરી દીધું મ્હેં દિલડું આ સુપ્રતઃ      રસિક ! એક જીવનવેલ

એકમાં મ્હને તો દિસે જગત્ આ સમસ્ત,
એકના વિચારે બને મનડુ મ્હારૂં મસ્તઃ      રસિક ! એક જીવનતન.

એકનીજ પ્રીત ગાઉં, એકનાંજ ગીત,
એકનાંજ ઝીલી લઉં આછાં આછાં સ્મિતઃ      રસિક ! એજ પ્રણયરીત.

એકનાં અહેસાન, દઉં એકને દિલદાન,
એકના ગાનોમા બનું રોજ હું ગુલતાન.      રસિક ! એક વ્હાલી પ્રાણ !

એક પાય ને પીધું હેતનાં અમૃત,
એકથી નિરેખું અખિલ જગત્ અલંકૃતઃ      લીધું એકનુંજ વ્રત.

# રસમાળીને.

લેખક:—સૌ. હનુ બ્હેન.

રસમાળી અહો ! રસસીંચનથી,
મમ આત્મા કળી વિકસાવી જ શી !
મુજ ઉરતણી હતી વાડી સૂકી,
તહીં સ્નેહ સલીલની ધાર સીંચી—

નવજીવન કૈં અરપી જ રહ્યો,
ઉરવલ્લરી તું વિકસાવી રહ્યો;
મુજ આત્મ તણો મધુરો મધુરો,
કંઇ પ્રેમપ્રકાશ સુમ્યોજ સુમ્યો.

કુમળી ટસરો ફુટતી ઉરમાં,
મૃદુ સ્નેહસુવાસ ભરી પમરી;
ઉપકાર ભૂલું ક્યમ એ હું, કહે ?
ઉપકાર તણો બદલો શું ચહે ?

પ્રિય એ બદલો ક્યમ વાળું, સખા ?
ઉપકારનો ભાર સહું ન, સખા !
બસ આત્મકળી તણી પાંખડી એ
ચરણે ધરું આ, રસમાળી ! તને.

---

# કૃત્રિમ સુન્દરતા.

લેખક:—બ્હેન સૌ. લીલાવતી.

લીલી પાંદડીપર વારિના હીરલા અમુલા ચળકતાં,
બીન્દુ ઝીણાં ઘનમેઘનાં રૂપ ધારતાં હીરલા તણું;
અંજાવતાં એ આંખડી, લોભાવતાં મનને અનિ,
કુદરત તણી કૃતિ એ નમાવે પાદમાં કોહીનુર મણી.

જોતા થકી તૃષ્ણા વધે તૃપ્તિ જરીએ થાય ના,
"ધરૂં મસ્તકે મુજ કેશમાં" ઇચ્છા થઇ છે પ્રબળ આ;
કૃત્રિમ સત્યનું તત્વ વીસરી બાહુ લેવાને ધર્યો,
પણ હાયરે મુજ મૂર્ખતા ! હીરલો ધરાએ જઇ વસ્યો.

રે રે ઠગારી ચારૂતા ! તત્વમાં અસત્યનું ધામ છે,
મનહારી સુંદરતા મહીં મનને ભમાવતું તત્વ છે;
એ સુંદરતા—ચારૂતા—મનહારીતા: ત્રિપુટી બની,
બુદ્ધિ ભૂલાવે, મન લુભાવે, જ્ઞાન વીસરાવે ખરી.

પોકારી કહેતા જ્ઞાનીઓ બચવા તણો જે માર્ગ છે,
પણ આ ઠગારી મોહિનીમાં નવ ગમે શુભ પંથ એ;
અથડાઇ કુટાઇ ઘણા શુભ માર્ગમાં વળવા મથે,
અફસોસ ! અનિ અમુક થયું, નથી સમય તો જરીએ હવે !

કુંળા કોકિલાના સ્વરમહીં સુણાયે મધુ ભર્યાં,
અહો ! શાન્તિ મીઠાં ગંભીર ગીતડાં કૈં પ્રભુ તણાં !

અમી વર્ષતો આ શશિ વિભુતણું આસ્ય વિમળું,
અને આ વાયુમાં સુરભિમય ઉચ્છ્વાસ પ્રભુના !
અહો ! આ કાસારે કુમુદ ખીલતું દાખવી રહ્યું,
મધુરૂં મીઠું શું સ્મિત વિભુતણું માર્દવ ભર્યું !

નિશામાં, ચંદામાં, સરિત, કુમુદિની, પરભૃતા,
અને વાયુ લ્હેરે, સકળ મહીં અસ્તિત્વ વિભુનું;
નિહાળીને ધીમાં ભજન લલકારી પ્રભુતણાં,
અહો વૃક્ષો શાં આ વિભુતણી કરે ભક્તિજ રૂડી.

અહો દીઠું-દીઠું,
અનેરૂં ને મીઠું;
અતુલ વિમળું શાન્ત સઘળે,
જીવન પ્રભુનું વ્યાપ્ત હૃદયે.

અહા ! દીઠું-દીઠું પ્રભુમય સહુ વિશ્વ હૃદયે;
અને વૃક્ષો કેરાં ભજન મહીં પ્રીતે ભળી ગયું.

---

## શાને વસે એકાન્તમાં ?

લેખક:—બ્હેન સૌ. "ચારૂ."

કહેને મ્હને, કોકિલ સખે ! શાને વસે એકાન્તમાં ?
આનન્દરૂપ તું છે નકિ, જોવા ગમે તું શાન્તિમાં.

તુજ સ્વર થકી ઋતુરાજની પધરામણી સમજાય છે;
તુજ ગાનથી ઋતુરાજની શોભા અનેરી જણાય છે.

નવી કૂંપળો ને મંજરી સહ આમ્રતરુ ડોલી રહે;
પણ તુજ મધુર ટૌકાર વિણ શોભા બધી ઝાંખી પડે.

અતિ શ્રમિત પાન્થ તણો હરે દૂર થાક મીઠો શબ્દ એ;
જય આદ જંગલ સિરિશહા તુજ ગાનથી ગાજી રહે.

આનન્દમય તું છે, છતાં શાને વસે પ્રિય ! જંગલે !
એકાન્તવાસ તણું રહસ્ય મીઠું કહે કોકિલ ! મ્હને.

---

# દંપતીને અભિનંદન

લેખકઃ—શ્રીયુત્ "નલિનીકાન્ત."

( સુરતની વાડીના મીઠા મોરલા !—એ રાહ. )

પ્રણય વિશ્વ સૌન્દર્ય નિધિનાં દંપતી !
ઝીલો ઉંડા આન્તર પ્રેમે રાસ જો !
શાસ્ત્ર તણી આ દિવ્ય લગ્ન પ્રણાલિકા !
દંપતી જીવન ભવજલ પાર તરાય જો !
પ્રણય વિશ્વ સૌન્દર્ય નિધિનાં દંપતી !

દ્વૈત ભાવ દિસે છે માનવ લગ્નમાં,
આન્તર લગ્ને શુદ્ધ—અભેદ પમાય જો !
દેહ તણો સંબંધ નથી કૈં લગ્નમા,
આન્તર મિલન વૈદિક લગ્ન મનાય જો !
પ્રણય વિશ્વ સૌન્દર્ય નિધિનાં દંપતી !

વૈભવ ભોગ વધે છે માનવ—લગ્નમા
વધતા સાથે કામ—રતિનાં તંત્ર જો !
આન્તર લગ્ને દેહાધ્યાસ ટળી જતો,
દંપતી જીવન મુક્તિ કેરો મંત્ર જો !
પ્રણય વિશ્વ સૌન્દર્ય નિધિનાં દંપતી !

આશા તૃષ્ણા ષડ્ રિપુઓ સાથે મળી,
દેહ પ્રતિ મ્હોટાડે દ્વેષ અનુરાગ જો !
આન્તર પ્રેમ ખરેખર દૈવિ લગ્નમા,
હૃદયે સ્થાપે શીલ સત્ય ને ત્યાગ જો !
પ્રણય વિશ્વ સૌન્દર્ય નિધિનાં દંપતી !

એ વિશુદ્ધ પ્રણય—રસ ધર્મ થકી તમે,
આન્તર પ્રેમે મ્હાલો દિવસ—રાત જો !
વિશ્વ સમી પ્રિય રમ્ય રમણ ભૂમિ પરે,
વર્ષાવોને અમૃત નલિનીકાન્ત જો ?
પ્રણય વિશ્વ સૌન્દર્ય નિધિનાં દંપતી !

---

# સહધર્મચારિણીને.

લેખકઃ—રા. રા. મોતીચંદ ઓધવજી.

( શ્લોક. )

વિધિએ તુજ યોગ્ય હતો નિરમ્યો,
વિધિએ વળી તુજ વિયોગ રચ્યો;
મુજ ભાગ્યતણા કંઇ વિપ્લવથી,
અથવા મુજ પુણ્ય તણા ક્ષયથી.

સહચારિણી તું પ્રિય મુજ હતી,
મુજ સર્વ દશા મહીં સ્નેહવતી.
તુજ તુલ્ય ગૃહિણી સુયોગ થકી,
મુજ વૃત્તિ હતી અભિમાનવતી.

દૃઢ નિશ્ચય ને દૃઢ ભક્તિ અતી,
સતી પ્રેમળ ને અભિલાષવતી;
શીલ—સત્ય—ક્ષમા ગુણને ભજતી,
ઉપદેશતી ને વળી આશ્વસતી.

સુખમાં સુખી મુજ દુઃખેથી દુઃખી,
ગૃહરત્ન ખરે, ગૃહિણી ! તું હતી;
પણ વાત શું એ વિધિને ન ગમી,
પરલોક વિષે વસી પ્રિય મણિ.

---

# પિતૃ યજ્ઞની વેદીમાં.

લેખકઃ—શ્રીયુત્ "પ્રણયી."

હોમાઇ હાય! અરરે! જગયજ્ઞમાંહિ,
હોમાઇ સાત્વિક ધરી ઉગ્ર પ્રાણ બન્ને;
હોમાઇ પિતૃ કુળની ભૂલ આગ માહિં,
હોમાઇ ત્હોય અરરે! ન ડગી જરિયે.

હાઃ એજ હોમ તણી આર્જ થતી નિવૃત્તિ,
કુંકુંમ એ પુનિતપાદ જના જગેથી
સૌભાગ્ય સિંચી સહુને સુભગા સિધાવી,
હાઃ એ ચિતા સમ જને પ્રિય હોમ વ્હેની!

અશ્રુ ઢળે નયનથી નર એ આત્મા રૂહે!
ત્હારાં રસિક ઉરગુંજન સ્મૃતિ લાવી;
ત્હારા સુસાત્વિક પ્રસાદ રસોદ પેખી,
અત્યંત ઉર કકળે અરરે! થયું શું!

તું શું વદી હઇશ અન્ત સમે ભગિની!
હાઃ અન્તવેણ મધુરાં સુણવા ન કોઇ!
ઉત્સાહીઓજ તુજ રમ્ય પવિત્ર ભાવો,
કો ના કળ્યા જરિ હશે અરરે! સિધાવી.

પ્યારૂં હતું જગત આદિથી અંત સુધી,
સંસ્કારી લીધું સઘળું અરરે! તથાપિઃ
ઉચ્છ્વાસ કો દી નવ તું ભણી દુઃખ કેરા
જ્વાળો હતી ભભુકતી દુઃખની તથાપિઃ

તું તો તપસ્વિની ગઇ અર્જવાળી આત્મા,
તું કુલ યોગિની ગઇ મૂકી સ્મૃતિ ચિહ્નઃ
આદેશ દેવકુલના નવ ત્હેં પ્રકાશ્યાં:
શું તેં સમેટી લીધું કાર્ય જરિ જરિમાં:

ત્યાગ સમી જગ દીપાવતી સ્નિગ્ધ મુગ્ધાઃ—
ત્હારા સમી પતિત પાવન ભવ્ય આર્યાઃ—
મૂકેલી વિશ્વ તણી આ સલગતી માયા
સિધાવી હાઃ ત્રણ* અને તુંય તેં દિશામાં!

હાઃ તું ખરી કળિશીઃ આત્મન્ એ વિરાજ્યોઃ
હાઃ તું ઢળી પ્રભુપદે નિત્ય પ્રાર્થતી તે.
સાહિત્ય મોળું મૃદુલું ઉછળંત ત્હેને,
વાળ્યુંઃ વિરામ્યું અરરે! પ્રભુ છાંય મધ્યે.

આજ્ઞા ન લોપી કદી ત્હેં પ્રિય ને ગુરૂની
ને ધર્મયોગ ક્રમ ના કદી ત્હેં ઉથાપ્યો;
આધિનતા—ભગિની! તું બસ એક શીખીઃ—
અધિનતા—પછી ભલે થઇ રહોજ મૃત્યુ!

ને એજ અંત પ્રિય! આખર તુંજ પામી,
હાઃ એજ યોગ પ્રિય આત્મિક ભવ્યતાનોઃ
વીરાંગના સમ ઝઝુમી સુધૈર્ય શૌર્યે,
સંસાર યુદ્ધ શું, મૂકી અમરત્વ મેળ્યુંઃ

એકે ન શાન્ત ઘડી ત્હેં નજરે નિહાળીઃ
એકે ન શાન્ત ઘડી આત્મિક ત્હેં ગુજારીઃ
ત્હોયે રડી નવ તું:—દિવ્ય પ્રસન્ન આત્માઃ—
ત્હોયે ન કો દી કકળી જરિયે ભગિની!

ઉદ્ધારણા જગત ને જગ વસ્તુ કેરી,
ધારી ઉરે સંભિષ જે સરતાં ઉરેનીઃ
સંસીદ્ધ આત્મ તુંજ સર્વ ગુંચો ઉકેલી,
ઉડી નિશાળી ઉર આનિમ અનેરી પામ્યોઃ

* સૌ. લીલાવંતી બ્હેન સ્વર્ગવાસી ગોવર્ધનરામ ત્રિપાઠીની પુત્રી. સૌ. સુમતિ બ્હેન ઓ. લલ્લુભાઇ શામળદાસની પુત્રી. સૌ. વિદ્યાલક્ષ્મી ત્રિવેદી. એ ત્રણ સુશિક્ષિતા ગુજરાતીઓના પિતૃ યજ્ઞની વેદીમાં અકાળે હોમાઇ છે.

ગીતા* હજુય તુજ અક્ષર સ્નેહભાવી—
ગીતા હજુય તુજ અક્ષર આત્મવાડી—
ઘણે સુઆત્મની અલૌકિક લ્હાણ ઉડી
હાયે અનેરી ઉરની પ્રીતિ પૂર્ણ દીપિ
પ્રીતિ હતી સકળ શું સમ ભાવનાની
શુદ્ધિ હતી જીવન સર્વની દિવ્ય શક્તિ
ભક્તિ હતી પ્રભુજીની હરનિશ ચિત્તે,
ને એ નમ્યું નમ્યું અહો ! પ્રભુને સદૈવ
હા એ હતું સકળ—હાય-"હતું" થયું એ !
શું ભૂતકાળ રટવો દિન એક એમ,
ના, ના, ચિરંજીવ પ્રકાશ હજુય ત્હેના—
રંગેચ સૂક્ષ્મ પીંછીથી અહ વર્તમાન

બ્હેના ! ગઇ જીવિત ગાળી અનેરૂં આવું
બ્હેના ! સિધાવી નિજ ધામ પ્રસન્ન ચિત્તે
બ્હેના ! મૂકી રડતું આપ્ત જગે સહુને,
તું તો વિરામી વિરલા પ્રિયરામ પન્થે +

* * * * * *

૨.

શું શું સભારવું ને શું રટવું ભવ્ય આનનું
આટલું યે અધૂરું હા ત્હારા દિવ્યવિભાવનું
પુત્રી—શ્રેષ્ઠ હતી બ્હેના ! પત્ની—શ્રેષ્ઠ હતી વળી
કુખમાં રત્નશી ઓપી ! ભગિની—શ્રેષ્ઠ ઓ મીઠી
ભાવનાની રૂડી બાળા નારિકાવત્ તું ઝગી
સંસીદી જગની આશી નિષ્કલંક જીવી ગઇ

## મ્હારા પ્રાણુમાં.

લેખક—ન્હાનાલાલ દલપતરામ કવિ.

વ્હાલા ! વિરાજો મ્હારા પ્રાણુમાં રે લોલ:
પ્રાણુમાં પ્રકાશ છે પ્રફુલ્લ જો !
વ્હાલા ! વિરાજો મ્હારા પ્રાણુમાં રે લોલ.

આશાનો જડેલ મ્હારો માંડવો રે લોલ:
ગૂંથી સૌભાગ્ય કેરી વેલ જો !
વ્હાલા ! વિરાજો મ્હારા પ્રાણુમાં રે લોલ.

આંચો પીયૂષ પાઉં ઉરના રે લોલ:
મિત્ર ચાહિ આવું રૂડા તેજ જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણુમાં રે લોલ.

પ્રેમનું ઘડાવું રૂડું પારણું રે લોલ:
શોભાનાં બાન્ધાવું હું હિંડોલ જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણુમાં રે લોલ.

પ્રભુની કરુણા કલા શાં આવજો રે લોલ:
હસજો કંઇ ઊંડાં ઊંડાં હાસ્ય જો !
વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણુમાં રે લોલ.

* સ્વ. સૌ. ઉમાબ્હેનનો પત્ર તા. ૨૮ મીએ અમારા પર હતો. તેમાં તેઓ શરીરે આરોગ્ય છે, એમ જણાવે છે સ્વ. સૌ. મા. ત્રિપાઠીના આ આલેખન પવિત્ર જીવન અનુકરણીય હતું, એટલુંજ નહી પરંતુ તે ભવ્યભાવનાઓથી ભરપુર, રસેહાળ અને સાત્વિક હતું. તેમનું મૃત્યુ તા. ૨૯-૬-૧૪ને રોજ થયું.

\+ સ્વામી રામતીર્થના તેઓ પરમ પ્રસંસક હતા અને એમનો આપ્યોનોના વાંચનથીજ તેમનું સમગ્ર જીવન સંસ્કારી, નિસ્પાપી બન્યું હતું.

# ફુલવાડી.

## આંકડાઓનો જાદુ.

૧.

(લેખક—રા. રા. પર્જન્યરાય વૈકુંઠરાય મેહ, (એમ. એ, બીએસ. સી.)

ગણિત વિદ્યાનો કોઇક વિરલ મનુષ્યોનેજ શોખ હોય છે કેટલાક એમ માને છે કે—એ બહુ કડાકુટીયું શાસ્ત્ર છે, ઘણા (અને ત્હેમાં ખાસ કરીને વિદ્યાર્થીઓ!) એમ કહે છે કે સુખી જીંદગીને દુઃખી કરવા માટે અને કુમળાં મગજના ટુકડે ટુકડા કરવા માટે તે વિદ્યા શોધાયલી છે, અને ઘણા (ત્હેમાં ખાસ કરીને સ્ત્રીઓ) એમ સમજે છે કે એ તો પુરૂષો માટેજ રચાયલી મિથ્યાકૂટ છે! પણ ગણિતશાસ્ત્રના જેવી અદ્ભુત, ચમત્કારિક અને આનન્દ આપનારી વસ્તુ બીજી ભાગ્યેજ વિદ્યામન્દિરમાંથી મળી શકશે. એટલું તો ખરૂં કે સાધારણ રીતે ગણિતનું જ્ઞાન એવી રીતે આપવામાં આવે છે કે તેથી શીખનારને ત્હેની તરફ આખી જીંદગી સુધી અણગમો અને ત્રાસ રહી જાય છે!

ગણિત એ બહુ ગમ્મતનો વિષય પણ બની શકે છે અને ત્હેની સાથે મનુષ્યનું મન પોતાની તરફ બહુ મજબુતીથી તે આકર્ષી લે છે. ચાર તરફથી સરખા આવતા (સરવાળાના) આંકડાવાળા કોઠા, જાત જાતની રમુજી આંકડાની ગોઠવણો, અને આંકડાઓ વિષે જગતની સઘળી પ્રજાઓમાં ભિન્ન ભિન્ન પ્રકારના વ્હેમ, પૂજ્યભાવ, આસ્થા અને તિરસ્કાર, એ પણ ત્હેમની અસાધારણ ચમત્કૃતિના દૃષ્ટાન્તજ છે આપણા દેશમાં ભાસ્કરાચાર્યે રચેલા પોતાના ગણિતશાસ્ત્રના પુસ્તક (લીલાવતી) માં તથા શામળભટ્ટ વગેરેની વાર્તાઓમાં આંકડાઓની સમસ્યાપૂર્તિઓ જે માનવંત પદ ભોગવે છે, એથી આપણી પૂર્વકાળની ઉચ્ચતાનું ભાન થયા વિના રહેતું નથી. એ વાત જાણીતી છે કે આપણે વાપરીએ છીએ તે આંકડાઓ જેને "અરેબિયન" કહેવામાં આવે છે, ત્હેનો પણ આપણા ભરતખંડમાંજ શોધ થયો હતો

* * * * *

હજારો વર્ષથી જૂદા જૂદા દેશોમાં કોઇ કોઇ આંકડાઓને ઘણું મહત્વ આપવામાં આવ્યું છે. બૅબિલૉન, મિસર, ચીન, હિન્દુસ્થાન, અને ગ્રીસ,—એ વગેરે પ્રાચીન દેશોની મહાપ્રજાઓમાં ૩ (ત્રણ) ના અંકનું ગૌરવ ઘણું મનાયલું છે. એ દરેક પ્રજાએ ત્રિમૂર્ત્તિની કલ્પના કરી છે. મિસરદેશમાં—"ઓસિરિસ, આઇસિસ અને હોરસ"—તથા આપણા આર્યાવર્ત્તમાં—"બ્રહ્મા, વિષ્ણુ અને શિવ"—એ દેવત્રયની કલ્પના આવી અંકભાવનાનુંજ પરિણામ છે ખ્રિસ્તી ધર્મમાં પણ—"પિતા, પુત્ર અને પવિત્ર આત્મા" એમ ઈશ્વરી ત્રિપુટી મનાય છે. ત્રણનો અંક ઘણા ધર્મોમાં બહુ માંગલિક અને પૂજ્ય ગણાય છે. આપણા હિન્દુઓમાં બ્રાહ્મણોની જનોઇ તે પણ ત્રણ સૂત્રનીજ બનેલી છે

ત્રણથી પણ વધારે ઉપયોગી થઇ પડેલો અને લોકમાન્ય અંક ૭ (સાત) છે. અઠવાડિયાના સાત દિવસો, મેઘ ધનુષ્યના સાત રંગ, મુસલમાનોના સાત આસમાન, તથા હિન્દુઓના સપ્તલોક અને સપ્ત દ્વીપ, સંગીતના સપ્ત સુર, સપ્ત ઋષિઓ, વગેરે. આપણા લગ્ન વિધિમાં "**સપ્તપદી**" એટલે મંગલફેરામાં સાત પગલાંજ ભરવાના છે.

૧૩ (તેર) ના આંકડા વિશે ખ્રિસ્તી પ્રજાઓમાં ઘણોજ વ્હેમ છે. ત્હેનું કારણ એમ માનવામાં આવે છે કે એ લોકોના પયગમ્બર ઇસુ ખ્રિસ્ત જ્યારે પોતાના શિષ્યો સાથે છેલ્લું ભોજન લેવા બેઠા, ત્યારે તેઓ બધા મળીને તેર માણસો હતા. જર્મનીના હાલના શહેનશાહ કૈસર વિલિયમ માટે એમ કહેવામાં આવે છે કે ત્હેને તેરની સંખ્યા માટે ઘણો જબરો વ્હેમ છે. જો કોઇ વખત પોતાના મેજ ઉપર જમવાને બધા મળીને તેર માણસો એકઠા થઇ જાય તો પાસે ઉભેલા સંત્રી (પહેરેગીર) ને ચાલુ હુકમ છે કે ત્હેણે તરતજ આવીને સાથે જમવા બેસી જવું !

* * * * *

તાવીજ (માદળિયું) બનાવવામાં ઘણીવાર ખાનાઓ પાડીને ત્હેમાં આંકડા મૂકવામાં આવે છે. આ આંકડાઓ એવી રીતે ગોઠવેલા હોય છે કે એનો સરવાળો ગમે તે રીતે કરો તોપણ એકજ રકમ આવે એક દૃષ્ટાન્ત તરીકે રૉયલ એશિયાટિક સોસાયટીના જર્નલમાં ૭૨ ના અંકનું એવું એક કોષ્ટક આપેલું છે, તે અહિં ઉતારૂં છું

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ૩૫ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૩૨ | ૩૧ |
| ૩૪ | ૨૯ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૩૦ | ૩૩ |

* * * * *

કેટલાક આંકડાની ગણત્રી આશ્ચર્યકારક પરિણામ આપે છે. કોઇપણ અંકને ૩ અથવા ૩ ના ગુણાકારથી ગુણીએ અને આવેલા જવાબના આંકડાનો સરવાળો કરીએ, તો તે અંક ૩ નો ગુણાકાર છે એમ જણાશે.

દાખલા તરીકે —

૨૨ × ૧૨ = ૨૬૪ (= ૨ + ૬ + ૪ = ૧૨.) આમાં ૧૨ નો અંક જે જવાબ આવ્યો તે ૩ નો ગુણાકાર છે.

૯ નો અંક પણ એવુજ અદ્‌ભુત પરિણામ દેખાડે છે ૯ ને કોઇપણ રકમથી ગુણીને એના જવાબના આંકડાનો સરવાળો કરીએ તો જવાબ ૯ અથવા ૯ નો સાદો ગુણાકાર આવશે.

દાખલા તરીકે —

૩૩૯ × ૯ = ૩૦૫૧ (= ૩ + ૦ + ૫ + ૧ = ૯)

કોઈ પણ રકમ લખીને હેને ઉલટાવી તે બે રકમો આવે, હેની બાદબાકી કરીએ અને હેના આંકડાનો સરવાળો કરીએ તો ૯ અથવા ૯ નો ગુણાકાર આવશે.

દાખલા તરીકે:—

૨૯૪૧ એ રકમ આપણે લઈએ અને

એને ઉલટાવી ૧૪૯૨

બાદ કરવાથી

૧૪૪૯ જવાબ આવશે.

હવે ૧ + ૪ + ૪ + ૯ = ૧૮. (= ૧ + ૮ = ૯.)

કોઈપણ રકમને બમણી કરીને એના આંકના સરવાળાને બમણો કરી, એ બમણી રકમમાંથી બાદ કરીએ અને એ જવાબની રકમના આંકડાનો સરવાળો કરીશું તે પણ પરિણામ ૯ અથવા ૯ નો ગુણાકાર આવશે.

દાખલા તરીકે—આપણે ૭૭ લીધા. હેના બમણા ૧૫૪ થાય. એમાંથી (૭ + ૭ = ૧૪ × ૨ =) ૨૮ બાદ કરીએ તો ૧૨૬ આવે. હવે ૧ + ૨ + ૬ = ૯.

કોઈપણ રકમ લખીને હેના આંકડાનો સરવાળો કરી તે ઉપરની રકમમાંથી બાદ કરીએ; અને પછી આવેલા જવાબના આંકડાનો સરવાળો કરીએ તો તે પણ ૯ અથવા ૯ નો ગુણાકાર આવશે.

દાખલા તરીકે:—

૭૫૪૯૧૩૨ એ રકમમાંથી (૭ + ૫ + ૪ + ૯ + ૧ + ૩ + ૨ =) ૩૧ બાદ કરીએ તો ૭૫૪૯૧૦૧ બાકી રહે. આ આંકડાઓનો સરવાળો કરીએ તો (૭ + ૫ + ૪ + ૯ + ૧ + ૦ + ૧ =) ૨૭ આવે. ૨ + ૭ = ૯.

* * * * *

આંકડાઓની ગણત્રામાં ઘણી ખૂબીઓ રહેલી છે. હેમાં પણ નીચે જણાવેલી મજુત્રીએ તો ખરેખરા અદ્‌ભુત દાખલોજ આપ્યો છે. તે કોઈપણ વાંચક ઉપયોગ કરીને ખાત્રી કરી શકશે. એનું પરિણામ જાદુઈ છે!

તમારા હયાત ભાઈ જેટલા હોય હેનો આંક લ્યો. હેને બે એ ગુણો. તે ગુણાકારમાં ૩ ઉમેરો. જે સરવાળો આવે હેને પાંચે ગુણો. હવે જેટલી હયાત બ્હેન હોય હેનો આંક એમાં ઉમેરો. સરવાળાને દસે ગુણો. જેટલા ભાઈ મરણ પામ્યા હોય હેનો આંક ઉમેરો અને એ સરવાળામાંથી ૧૫૦ બાદ કરો. જે રકમ આવે તે ત્રણ આંકડાની આવશે. હેનો જમણો અંક ગુજરી ગયેલા ભાઈઓની સંખ્યા બતાવશે. વચલો અંક હયાત બ્હેનની સંખ્યા જણાવશે. અને ડાબી બાજુનો અંક હયાત ભાઈની સંખ્યા આપશે.

દાખલા તરીકે:—

એક માણસને પાંચ ભાઈ અને બે બ્હેનો હયાત છે. બે બ્હેનો અને ત્રણ ભાઈ મરણ પામ્યા છે. હવે ઉપર જણાવેલા નિયમ પ્રમાણે તપાસી જોઈએ. હયાત ભાઈનો આંક ૫, હેને બે એ ગુણો: એટલે ૧૦ થયા. હેમાં ૩ ઉમેરો, એટલે ૧૩ થાય. ૧૩ ને

પાચે ગુણો, એટલે ૬૫ થશે. ત્હેમા હયાત બ્હેનો બે છે માટે તે સંખ્યા ઉમેરો. એટલે ૬૭ થયા. આને દસે ગુણો. એટલે ૬૭૦ થાય. આમાં ત્રણ ભાઇ ગુજરી ગયા છે ત્હેની સંખ્યા ઉમેરો. એટલે ૬૭૩ થશે. આ સંખ્યામાંથી ૧૫૦ બાદ કરીએ તો ૫૨૩ આવે. આ ૫૨૩ માં જમણા હાથનો આકડો ૩ છે, તેથી ત્રણ ભાઇ મરણ પામ્યા છે. વચલો આંકડો ૨ છે, એટલે બે બ્હેનો હયાત છે. અને ડાબા હાથ તરફનો આંકડો ૫ છે, એટલે પાચ ભાઇ હયાત હોવા જોઇએ!

* * * * *

મહાન પુરૂષોની ચ્હડતી પડતી જાણવાને પણ આંકડાઓનો જાદુ નાગવાર વપરાય છે. દાખલા તરીકે—કોઇપણ રાજાની પડતી જોવી હોય તો તે રાજાના રાજ્યાભિષેકની સાલના વર્ષોની સંખ્યામા ત્હેના જન્મની અથવા ત્હેની રાણીના જન્મનાં વર્ષોની સંખ્યાના આંકડા ઉમેરીશું, તો જે વર્ષ આવે તે વર્ષ તે રાજાને માટે ભારે (પડતી અથવા મુશ્કેલીની આગાહી કરનારૂં) સમજવું

| | ઇ. સ |
|---|---|
| ફ્રાન્સ દેશનો રાજા લુઇ ફિલિપ જન્મ્યો. | ૧૭૭૩ |
| તે ગાદીએ આવ્યો. | ૧૮૩૦ |
| રાણી મેરી એમીલી સાથે ત્હેણે લગ્ન કર્યું | ૧૮૦૯ |
| રાણી મેરી એમીલીનો જન્મ. | ૧૭૮૨ |
| લુઇ ફિલિપ રાજા પદભ્રષ્ટ થયો. | ૧૮૪૮ |

ઉપર જણાવેલી બધી સાલો ઇતિહાસમાંથી લીધેલી છે.

હવે લુઇફિલિપ રાજા ગાદીએ બેઠો તે વર્ષ (૧૮૩૦)ની સંખ્યામા તેના જન્મના વર્ષના આંકડા અથવા ત્હેની રાણી મેરી એમીલીના જન્મના વર્ષના આંકડા અથવા તો ત્હેના લગ્નના વર્ષના આંકડા ઉમેરીએ તો ૧૮૪૮ આવે છે, જે સાલમાજ તે રાજા પદભ્રષ્ટ થયો!

(૧) રાજા ગાદીએ આવ્યો. ૧૮૩૦
તે જન્મ પામ્યો (૧૭૭૩)— ૧, ૭, ૭, ૩
૧૮૪૮

(૨) રાજા ગાદીએ આવ્યો. ૧૮૩૦
રાણી મેરી એમીલીનો જન્મ. (૧૭૮૨)— ૧, ૭, ૮, ૨
૧૮૪૮

(૩) રાજા ગાદીએ આવ્યો ૧૮૩૦
તે પરણ્યો. (૧૮૦૯)— ૧ ૮ ૦ ૯

૧૮૪૮

ફ્રાન્સ દેશનો શહેનશાહ નેપોલિયન ત્રીજો, જેને જર્મનોએ ૧૮૭૦ માં હરાવીને કેદ પકડયો હતો, ત્હેના વર્ષોના આંકડાનું પરિણામ પણ ઉપર પ્રમાણેજ આવે છે

| | |
|---|---|
| ત્રીજો નેપોલિયન શહેનશાહ જન્મ્યો. | ૧૮૦૮ |
| તે ગાદીપર બેઠો | ૧૮૫૩ |
| રાણી યુજેન સાથે પરણ્યો. | ૧૮૫૩ |
| રાણીનો જન્મ. | ૧૮૨૬ |
| શહેનશાહ પદભ્રષ્ટ થયો. | ૧૮૭૦ |

(૧) નેપોલિયન ગાદીએ આવ્યો. ૧૮૫૩
તે જન્મ્યો. (૧૮૦૮) ૧ ૮ ૦ ૮

૧૮૭૦

(૨) નેપોલિયન ગાદીએ આવ્યો. ૧૮૫૩
ત્હેણે લગ્ન કર્યું (૧૮૫૩) ૧ ૮ ૫ ૩

૧૮૭૦

(૩) નેપોલિયન ગાદીએ આવ્યો. ૧૮૫૩
રાણી યુજેનનો જન્મ (૧૮૨૬) ૧ ૮ ૨ ૬

૧૮૭૦

અને ૧૮૭૦ માં તે શહેનશાહ પદભ્રષ્ટ થયો એ વાત પણ ઐતિહાસિક સત્ય છે। ઉપર જણાવેલો નિયમ અજમાવી જોતાં તે અલૌકિક રીતે ખરો જણાશે, એ નક્કી છે

# *નમ્ર નિવેદન અને નાની યાચના.

લેખક—રા. રા. ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

એકવાર મહા પ્રતાપી વિજેતા ફ્રાન્સના વીર નેપોલીયન સમ્રાટે કહ્યું હતું કે મ્હને સ્ત્રી સુશિક્ષિતા માતાઓના સંતાન આપો અને હું આખી પૃથ્વીનો વિજય કરીશ

સજ્જનો ! સમ્રાટ્ નેપોલીયનનું ઉપર કહેલું વાક્ય કેટલું મહાન્ મહત્વથી પૂર્ણ અને ઉત્કર્ષ બતાવનારૂં છે તે એ દેશના ભાગ્યવાન્ નર સમજી શકશે-કે જે દેશની એક પણ સુશિક્ષિત માતાએ પોતાના કુખમાં એક પણ સુપુત્રરત્ન પેદા કીધું છે, કે જે દેશની એક પણ માતાએ એવા પુત્રને ખોળામાં રમાડયો છે કે જે દેશસેવા, ધર્માનુરાગ, પરોપકાર, સમાજહિતના સાધન અને સત્યાચરણ માટે પોતાનો પ્રાણ, પોતાનું શરીર, પોતાનું ધન, ઐશ્વર્ય અને સંપત્તિને તુચ્છ સમજે છે,—તેવા દેશના ભાગ્યશાળી મનુષ્યો વીર નેપોલીયનનું ઉપર કહેલું સભાષણ પોતાના શિરપ- પુષ્પની માફક ધારણ કરશે અને તેના મહત્વને અને ઉત્કર્ષને સમજશે. એમાં તો સંદેહ નથીજ કે જો એક પણ સત્યનિષ્ઠ વીર-પ્રસવિની 'માતા કોઇ' પણ દેશમાં થાય છે તો દેશની પ્રતિષ્ઠા, મર્યાદા, માન અને મહત્વ તે માની સુરક્ષિત કુખમાં રક્ષાયે જાય છે. મહા બલવાન્ અત્યાચારી રાજા કંસના કારાગૃહમાં વીર પ્રસવિની સાચી માતા દેવકીની ખમાં એક વખત એવા પ્રકારની દેશની સભ્યતા, પ્રતિષ્ઠા, મર્યાદા અને મહત્તા યદુકુલ કમલના સૂર્ય, કંસ નિકંદન, મહાભારત યુદ્ધના મહામાની વીર ભગવાન્ કૃષ્ણના રૂપમાં જળવાઇ રહી હતી, જેણે અત્યાચારીઓને દંડ આપ્યો, આતતાયીઓને મર્યાદા શીખવી, અને જે ભારતના સુરમ્ય મુકુટરૂપે વિરાજ્યા. જે વખતે નાસ્તિક મતની પ્રબળતાએ સત્તાનો વિશ્વાસ મોટા મોટા ધર્મધુરંધરોના હૃદયમાં પણ જડથી કાઢીને ફેંકી દીધો, એવા કઠણ સમયમાં સ્વામી શંકરાચાર્યના રૂપમાં ઇશ્વ-સત્તાનો મહા તેજસ્વી રાશિ એમની સાચી માતાની પવિત્ર કુખમાં જળવાઇ રહ્યો હતો સ્વામી શંકરાચાર્યે ધાર્મિક સંસારનો જન્મ અને મરણનો સવાલ સહુજ સુલભતાથી ઉકેલ્યો અને દેશને ફરીથી ઈશ્વર પ્રત્યે વિશ્વાસ બનાવ્યો મહાનૃશંસ, દુરાચારી ઔરંગઝેબે જે વખતે પોતાના ઘૃણિત દુષ્કર્મોવડે આખા દેશને પરિતાપરૂપી સાગરમાં ડુબાડી દીધો એવા કઠણ વખતે માનની વીરા માતાજી જીજીબાઇએ પોતાની પવિત્ર કુખમાં મહા પ્રતાપી ઔરંગઝેબનું માન તોડનાર, મુસલમાની સલ્તનતની જાતને જડથી હલાવનાર, દેશોદ્ધારક, મહારાષ્ટ્રના કેસરી, છત્રપતિ શિવાજીને ધારણ કર્યા જેણે સુકાની બનીને વિપત્તિરૂપી સાગ-રમાં ડૂબેલા દેશની ભાગ્ય—નૌકાને કિનારે લાવીને ઉભી કરી, અને જે ભારત દેશનો ચમકતો તારો થયો.

સજ્જન પુરૂષો ! દુનિયાનો ઇતિહાસ એકવાર તમારી સમક્ષ રાખો. ઘણી સાચી માતાઓના જ્વલંત દૃષ્ટાંત તમારી નજરે પડશે, જેની ધૂપ જેવી કુખમાં પેદા થએલા પ્રત્યેક વીર

* 'ગૃહલક્ષ્મી' નામના હિંદી માસિકમાં લેખક—શ્રોત્રિય હરિશંકર શર્માનો લેખ સસ્તા સાહિત્યના સંપાદક સ્વામીજી શ્રી અખંડાનંદની પ્રસિદ્ધ કરેલી હિંદી લેખમાળામાં લીધેલો તેમાંથી ભાષાંતર

આખી પૃથ્વીને હલાવી દીધી છે, સ્વસ્થ સાગરને પણ ચલાયમાન કર્યો છે, પ્રચંડ અને બલવાન્ વાયુના વેગની ગતિને રોકેલી છે અને અચળ પહાડને પણ હલાવી દીધા છે. એ વાત તો ખરી છે કે જે કુલમાં, જાતિમા, સમાજમાં અથવા દેશમાં એક પણ સાચી માતા થઇ ગઈ છે તે કુલ, જાતિ, સમાજ અથવા દેશ લાખો સમયને માટે ઉન્નતિના ઉંચા શિખરપર ચઢયા છે. એક કુળદેવી–સાચી દેવી આપણા દેશની ભાગ્ય નૌકાને સંસૃતિ સાગરની પાર કરી દે છે એમાં કાંઇ સંદેહ નથી. ભારત દેશને એક સમયે એવું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું કે જેમાં અનન્ય વીરા, પુણ્ય–પરાયણ, પતિવ્રતા, બ્રહ્મવાદિની અનેક સાચી માતાઓ પેદા થઈ હતી, જેણે સમસ્તદેશને પોતાના યશરૂપી સુવાસથી ભરી દીધો હતો. કોણ એ વાત નથી જાણતું કે ભારતની પવિત્ર ભૂમિમા મીરાબાઇ, મધુવ્રતા, સીતા અને બ્રહ્મવાદિની ગાર્ગી વિગેરે કેટલીએ આદર્શ સ્ત્રીઓ ભારતનું મુખ ઉજ્વળ કરી ગઈ છે અને તેના ભવ્ય અને રમણીય યશરૂપી મહેલને ગૌરવરૂપી ગગન સુધી પહોંચાડયો છે.

બૌદ્ધ ધર્મ–પ્રચારિકા બ્રહ્મચારણી દેવી મધુવ્રતા એક સમય બહુજ નિષ્ઠુર, અત્યાચારી શક્તિના ઉપાસકોના ગામમા જઇ પહોંચી. તે ગામનો શેઠ એક મોટો અત્યાચારી અને પાપી હતો. તે નાલાયક માણસ બીજા ગામનાં માણસો સાથે તે દેવીની નજીક ગયો અને તે દેવી મધુવ્રતાની પવિત્ર અને નિર્મળ રૂપ રાશિપર મોહિત થઇ ગયો. કલુષિત ભાવનાથી પૂર્ણ હૃદયે તે એ શુદ્ધ સાધ્વી ઉપર આસક્ત થઇ ગયો અને કહેવા લાગ્યો કે "સુંદરી, તમારી ઘણીજ કમનીય અને કોમલ કાન્તિ છે. તમારૂં આવું સુકુમાર, સુલભ, સૌંદર્ય ઘણુજ સ્વર્ગીય છે. તમારી આવી મધુરી મૂર્તિ આવા અશુદ્ધ ધર્મના પ્રચારમાં વ્યર્થ ક્લેશ સહન કરવા યોગ્ય નથી." દેવી મધુવ્રતા બહુ અચલ સાહસ અને ધૈર્યથી કહેવા લાગી—"મહાશય, આ આપનો મ્હારાપર મોટો ઉપકાર છે કે જેને માટે આપને હું ધન્યવાદ આપુ છુ. પરંતુ, આપ આ પવિત્ર બૌદ્ધ ધર્મને અશુદ્ધ કહીને તેનું અપમાન ન કરો તો ઠીક, હવે આપ એ કહો કે આપને મ્હારા શરીરમાંનું કયુ અંગ સુંદર માલમ પડે છે કે જેથી આપ મ્હારાપર મોહિત થયા છો?" તે પાપી ગામનો શેઠ કહેવા લાગ્યો–"હે, સુંદરિ! તમારૂં આવુ લાવણ્યથી ભરેલુ મુખ મંડળ છે, તેનાપર આ સરસ દીર્ઘ નીલવર્ણા નિર્મલ નેત્ર ઘણાજ પ્રિય લાગે છે, અને... ....." તે સાભળતાંજ તે પુણ્ય પરાયણા દેવી મધુવ્રતાએ એક લોઢાના સળીયા વડે પોતાના બે નેત્રો ફોડીને પછી મૃદુ મન્દહાસ્ય સાથે બોલી—"હવે આપ મ્હારા કયા અંગપર મોહિત છો?"

આહા! દેવીના આ બીજીવારના પ્રશ્નથી આ દુરાચારી પાપીઓની ટોળી એકદમ નિશ્ચેષ્ટ અને સ્તબ્ધ થઇ ગઈ. મધુવ્રતાના આ અપૂર્વ બલિદાનપર, આ ખાસ આત્મ-ત્યાગપર સઘળા ગામના લોક બહુ પશ્ચાતાપ કરવા લાગ્યા. તે ગામનો શેઠ તો પથ્થરની માફક જડ થઇ ગયો. આખરે, આખું ગામ તેમજ તે પાપી તે દેવીના ચરણમાં નમી પડયા અને કહેવા લાગ્યા કે–"ભગવતી! માતા! રક્ષા કરો, રક્ષા કરો." દેવીની બે આંખો-માંથી લોહીની ધારા વહી રહી હતી. આ ધારાઓથી તેમનાં પાપને ધોઇ નાખવાને તે દેવીએ 'પુત્રો' કહીને તેમના માથાંપર હાથ ફેરવ્યો અને તેમને બૌધ ધર્મની દિક્ષા આપી. કેવલ આ ગામ નહિ, પણ આસપાસનાં બીજા ગામોના લોકો, (જેમણે આ દેવીનાં દર્શન

ર્યા) તે પણ બૌદ્ધધર્મના આશ્રિત થયા "धन्यासि खलु देवी मधुव्रते धन्यासि" હે દેવિ મધુવ્રતા ખરેખર ત્હને ધન્ય છે

મન્દાલસા પોતાના પુત્રોને માટે "शुद्धोऽसि बुद્धोऽसि निरंजनोऽसि !" 'તુ શુદ્ધ છે, તુ બુધ્ધ છે, તુ નિરંજન છે' (એવી વેદાંતની) મૃદુમયી, મોહમયી અને ઉલ્લાસમયી, મીઠી મીઠી. અને પ્યારી હાલરડાની વાણી આજ દેશના કયા ગૌરવશાલી અને સત્યાભિમાની પુરૂષોને યાદ નથી આવતી—કે જે હાલરડાથી રંજન થતા તેના પુત્રોએ અક્ષય સુખ અને પરમ પદને પ્રાપ્ત કીધુ ? સાચી માતા મન્દાલસાએ હૃદયમા વિચાર્યું કે હું શુ એવી માતા છુ કે મ્હારા સતાનને ફરીથી બીજી માતાના ખોળામા રમવુ પડે. ( અર્થાત્ ફરીથી જન્મ લેવો પડે )

વાચક, પાઠિકાઓ ! વિદ્વાનોનું એવુ કહેવું છે કે માના સસ્કાર એ બચ્ચાના સંસ્કારનો સાચો છે જેવા ચહાય તેવા સસ્કારવાળો પુત્ર મા પેદા કરી શકે છે. સસારનો ઉત્કર્ષ અથવા અપકર્ષ, ચઢતી તથા પડતી, સંકોચ કે વિકાસ, એ સૌનો મહિલામડળપર આધાર છે. વીર પ્રસવિની સુભદ્રા માતાના ગર્ભમા રહેતા—બાળક અભિમન્યુ, મહાભારતના યુદ્ધમા જે દુર્ભેદ્ય ચક્રવ્યૂહ બનાવવામા આવનાર હતો તેની રચનાની કુશળતાનો પાઠ કેવી રીતે શીખ્યો તે સૌ વાચકો જાણે છે, અને તે નવીન મહાભારતના બાલવીર અભિમન્યુ મહાભારતના અનન્ય શૌર્યરૂપી ગગનમા દીપ્તિમાન્ ચદ્ર તરીકે કેવી રીતે ઝળક્યો તે પણ સૌ જાણે છે

પરન્તુ અફસોસ ! ભ્રષ્ટ ભાગ્ય ભારત ! તુ આજ કેવી દશામા છુ ? ત્હારી અવસ્થા કેવી છે ? તેનું વર્ણન અત્યારે કોણ કરી શકે તેમ છે ? ત્હારી સ્થિતિનું વર્ણન કોણ કરી શકે છે ? ત્હારૂં ગૌરવ આજ ગત સમયની કાળી ગુફામા સતાઇ રહ્યું છે કે પછી અહીં પોતાનુ અપમાન થતુ જોઈને બીજા ભાગ્યશાળી દેશમાં તે ચાલી ગયુ છે ? આવી હકીકત કે જે આ બધી પહેલાની વાતો છે, તે કેમ ચાલી ગયુ ? શુ આ કારણથી કે—'અહીં બહુ'વચનથી દેવીઓનું અપમાન અને અનાદર કરવાની પ્રથા પડી ગઇ છે તેથી ? યોગ્ય છે જે સ્ત્રીસમાજની પવિત્રરૂપી પીઠપર ત્હારો વાસ હતો, ત્હારો નિર્વાહ અથવા આશરો હતો તેજ પુનિત પીઠ તે ત્હારા કેટલાએ કુલકલકીઓએ પોતાના અપવિત્ર પગથી ખુદીને તેને ખગાબ કરી દીધી છે જેનાથી ત્હારો આધાર વિકૃત થઈ ગયો, અને તુ અમને છોડીને ચાલી ગયુ યોગ્ય છે કે—

" આ ઘરને આગ લાગી તે વરનીજ બત્તીથી લાગી "

હા ! ભાવિનુ પરિવર્તન ! અરે વૃદ્ધ ભારત ! આ દુર્દૈવનો પરિતાપ ત્હને ત્હારી પાછલી અવસ્થામા જોવો પડ્યો અફસોસ કે હજારો વર્ષથી બહુજ ભારે વિપ્લવ-કે વિષાદ—વેદના સહન કરતે કરતે, ત્હારૂં મ્હો નિસ્તેજ થઇ ગયુ. મુગલોના શાસન સમયમા નાલાયક જજિયાનો વેરે પણ ત્હારા કપાળપર ગોદો હતો ! ત્યારથી તે અત્યાર સુધી ત્હારૂં વિશાલ ભાલ પરિતાપથી તપેલુ છે. ત્હારી આ કોમલ કાન્તિ હવે આનાથી મલિન છે અફસોસ કે આ ત્હારી પવિત્ર પ્રસાદવાળી ભગવતી ભાગીરથી, શુદ્ધ સલિલા

શ્રીમતી સરસ્વતી, કૃષ્ણ કાન્તિ કૃપા કરી કાલિન્દી (યમુના), પૂર્વના જેવા અપૂર્વ વેગથી અને વિશુદ્ધ વિસ્તારથી વહેતી નથી. ત્હારા-ઉપવનો શું આ, કારણથી નીરસ અને શુષ્ક જણાય છે ?

સજ્જન પુરૂષો, વર્તમાન કાલની આ ભારત દેશની જે દશા છે, તે આપ લોકોથી છુપી રહી નથી અને તેથી એના સંબંધમાં આપને વિશેષ કહેવાની જરૂર રહેતી નથી. ફક્ત અમારી એટલીજ પ્રાર્થના છે કે આપ ભારતની હાલની દશાનો વિચાર કરીને તેના પુનરૂત્થાનને માટે મહાત્ પ્રયત્ન અને યોગ્ય ઉદ્યોગ કરો. ભારત દેશની ઉન્નતિ કરનાને માટે જે જે ઉપકરણો, સાધનો આપને યોગ્ય લાગે તેની બરોબર યોજના અને સાધના એક ચિત્તથી કરો. સમયને યોગ્ય પરમ પુરૂષાર્થની આવશ્યકતા છે. જાગ્રત બની સચેષ્ટ થવાની જરૂર છે આપના ભારતદેશમાં માન અને મહત્વ હવે કાંઈ રહ્યા નથી. વિચાર તો કરો કે આપતું શુ હતું, અને હાલ શુ રહ્યું છે. વિદ્યા, બુદ્ધિ, બલ, વિક્રમ, ધન, ધાન્ય, આમોદપ્રમોદ, અને ત્યારતું ઐશ્વર્ય સુખભોગ હવે તમારા દેશનું ક્યાં છે ? બીજા દેશ સામુ જુઓ કે તેનો ભાગ્યોદય કેવો થયો છે ? પ્રત્યેક બાબતમાં પાછળ પડેલા અનેક દેશોની ઉન્નતિ કેવી થઇ છે ! જાપાને પોતાની કૃતિના કૌશલ્ય વડે સમસ્ત દુનિયામાં પોતાની પ્રતિષ્ઠા બેસારી છે. આજ આખી દુનિયા જાપાનપર મુગ્ધ છે. તમારી શી દશા છે ? તમને તો ફક્ત તમારા ભાગ્યને નિંદવાનું આવડે છે. કિસ્મતના ઉપર આધાર રાખી તમે તમારૂં પોતાનું જે કાંઇ હતુ તે સૌ ખોયુ. જેથી આપણો દેશ આપત્તિમા આવી પડયો તેનાં કાર્ય કારણનો બરોબર રીતે વિચાર કરો.

એક વખત પ્રાતઃસ્મરણીય સ્વર્ગવાસી ગોખલેએ પોતાના ભાષણમાં કહ્યું હતુ કે "જે દેશની સામાજિક તથા અંતરની દશા જોવી હોય તો તેના મહિલામંડળપર દૃષ્ટિ કરો." અર્થાત્ સ્ત્રી સમાજની સારી યા નરતી દશા સાથે દેશની સારી કે નરતી દશાનો ઘાટો સંબંધ છે. જે દેશનું મહિલામંડળ ઉન્નતિવાળી દશામાં છે તે દેશ પણ ઉન્નત અને ખીલેલી અવસ્થામાં હોય છે. અને જે દેશની સ્ત્રીસમાજ દુઃખી અને દીન અવસ્થામાં છે તેનો દેશ પણ દુઃખી, દીન અને દરિદ્ર અવસ્થામાં છે. એમાં તો કાંઈ સંદેહ નથી કે ભારતમા સ્ત્રી જાતિ તરફ પુરૂષોની વર્તણુક ઘણી ખરાબ છે. બહુ મુદ્દતથી સ્ત્રીજાતિપર જુલમની પ્રથાએ ભારતમાં પોતાનું ઘર કર્યું છે. ક્ષત્રિય જાતિ જે બધાની પાલક અને રક્ષક હતી તેનીજ મારફત સ્ત્રીજાતિપર જુલમ થયો. રક્ષકજ જે ભક્ષક થઇને નાશક બને તો પછી ઠેકાણું શું રહ્યું ! મહાભારતનું દેશનાશક ...પદીના ઉપર અત્યાચાર કર્યાથી થયું. ક્ષત્રિય નરાધમ જયચંદ્રે સ્ત્રીના ઉપર જુલમ કરવાથી મુસલમાની સત્તા ભારતદેશમાં કાયમ કરી. ઘણી મુદ્દતથી વિદ્યાનું દ્વાર તદન બંધ કરીને સ્ત્રીજાતિને પશુ તુલ્ય બનાવી દીધી છે. રાજપુતાનામાં જન્મતી વખતે બાલિકાને દુધપાતી કરવાના રીવાજની ખુબી હમણા પણ જોઇ લો. વિચાર કરો કે આના કરતાં વિશેષ કોઇ જુલમ કોઇના પર કરી શકે છે ? આ તો છેવટની પરાકાષ્ટા છે. આના લીધે જો ભારત, દુઃખી, દરિદ્રી, દીન હોય તો એમાં નવાઇ શું છે ? પ્લેગ, મહામારી, કોલેરાનું રમણીય ક્રીડાસ્થાન આજનું ભારત છે. દુર્ભિક્ષનો પ્રલયકારી કોપ પ્રતિવર્ષ થોડો ઘણો થાય છેજ. તેટલા માટેઃ-

સુજન વર્ગ ! ભારતદેશની ભલાઈ કે બુરાઈ, ઉન્નતિ કે અવનતિનો શીધો કે ઉલટો ચર્ખો તમારા હાથે ચાલી રહ્યો છે, તેટલા માટે ઇશ્વર ખાતર બરોબર સમજી વિચારીને ફેરવો. યાદ રાખો કે તે ઘુમાવવામાં લગાર પણ ફેર યા ભૂલ બદલ ભારતનાં મોટા યા નાજુક ભાગ્યનું બનવા બિગાડવાનો આધાર છે. તેટલા માટે ભારત ઉપર દયા કરીને બહુ સાવધાનીથી સમજી વિચારીને તેને ફેરવો.

## નાની યાચના.

દેશની ભલાઇ બુરાઇના જુમેદાર બન્ધુઓ ! આપની સેવામા વધુ હવે શું લખવું ! હવે તો આપની પાસે નાનામાં નાની છેવટની એક યાચના છે. આપ દેશપર કૃપા કરીને તમારી હિમ્મત, મર્દાનગી, અને શક્તિથી ભરેલા પ્રયત્નો વડે આને બરોબર પૂરું કરો. ભગવાને વામનરૂપથી બલિ પાસે જે પ્રાર્થના કરી હતી એવી આ યાચના નથી. આતો સાચી યાચના છે. દેશના ઉદ્ધારને માટે અને તેની સુધારણા માટે આ નાની યાચના છે. તમારી પાસેથી અમે રાજપાટ નથી ચાહતા, ધન નથી માગતા, ઐશ્વર્ય કે સુખભોગ નથી માગતા, અમે તો તમારી પાસેથી સીધી, સાદી, નાની 'યાચનાપૂર્તિ' ચાહીએ છીએ તે આપો, ને પૂરી કરો, યાચના એ જે—

"ધાર્મિક વીરા વિદુષી સાચી માતા."

તે પણ એકનીજ યાચના છે, વધારે નહિ. ભાઇ. આમા આપને વધારે ચિંતાની જરૂર નથી; આખા દેશ પાસેથી એક આ નાની યાચના કરવામા આવી છે. જાતિ અને સમાજના ઉદ્ધારના લીધે બસ એક આ સામાન્ય પ્રાર્થના છે. જો ભગવાનની કૃપાથી અથવા આપના અત્યંત ઉદ્યમ અને મહાન્ પુરુષાર્થથી આની પૂર્તિ કરી શકશો તો ભારતનું કલ્યાણ થશે. એટલુંજ નહિ પણ આપ પ્રતિદિન આનંદમાં રહેશો. આનંદના મંગલ વાદ્ય આપનાં સદ્‌ગૃહોથી વાગશે અને તે આકાશમાં દેવતાઓના કાને પડશે. આપ ફરીથી સંસારમાં માની અને યશસ્વી ગણાશો. આમોદપ્રમોદની સમસ્ત રાશિ આપના ઘરોમા વિરાજમાન્ થશે, પૂર્વની માફક સવાર સાંજ દેવગણ આપનાં યશોગાન ગાશે અને જયનાં ઉચ્ચારણ કરશે. કોઇ પણ આપદ અને મુશીબતો સ્વપ્નામાં પણ આપના સામી નહિ રહે. એટલા માટેઃ—

**ધાર્મિક વીરા વિદુષી સાચી માતા—એક પેદા કરો. અને તે શિવાય બીજા કશાની અપેક્ષા નથી.**

---

# પતિ કેવો જોઇએ ?

લેખકઃ શ્રીયુત "બાલકવિ."

'ક્રિશ્ચિયન હેરલ્ડ' નામના ઇંગ્લીશ માસિકના માર્ચ માસના અંકમાં ઉપરોક્ત શીર્ષક નામો લેખ પ્રસિદ્ધ થયો છે, જે અવિવાહિત કન્યાઓનાં લગ્ન થવાના છે, તેમને આ લેખનો પ્રત્યક્ષ ઉપયોગ થશેજ. કિન્તુ જેમનાં લગ્ન થએલાં છે, તેમણે ઉત્તમ પતિનાં લક્ષણો વાંચીને તેનામાં કાંઈ કમતરતા દેખાય તો તે દૂર કરવાનો પ્રયત્ન કરવાથી તેમને પણ ફાયદો થવાનો સંભવ છે.

આપણી અને પશ્ચિમના દેશોની સાંસારિક સ્થિતિમાં ઘણું અંતર છે. તથાપિ આ લેખમાં એવી બહુ સૂચનાઓ છે, જે આપણને પણ એક સરખીજ રીતે લાગુ પડી શકે છે. તેમ મૂળ લેખ લેખક ઇંગ્લીશ પદ્ધતિને અનુસરી લખેલ હોવાથી તે સઘળો આપણી સમાજને લાગુ પડવો સંભવિત નથી, જેથી ઉપયોગી ભાગજ અત્રે લેવામાં આવ્યો છે.

પતિ થવા ઇચ્છનારા પુરૂષોએ પણ વિવાહ પહેલા શું શું કરવું જોઇએ, અને પોતે કેવા બનવું જોઇએ એનું જ્ઞાન થવાથી આ લેખથી તેમને પણ ફાયદો થવા સરખું છે.

'ઉત્તમ પતિ કેવો જોઇએ?' એ વિષયપર 'ફિઝીકલચર' પત્રના અધિપતિએ લેખો માગ્યા હતા. અને ઉત્તમ લેખો કરે તેને માટે બક્ષીસો કાઢી હતી. આ બક્ષીસો મેળવવા ત્રણ લેખક ભાગ્યશાળી નીવડયા; જેમાં બે સ્ત્રીઓ અને એક પુરૂષ છે. પરિક્ષકે બધા લેખો તપાસીને જે મુદ્દા ઉપર પારિતોષિક આપ્યા તેનું ટુંક સમર્થન નીચે પ્રમાણે છેઃ—

પતિ કે પત્નીની સંબંધની બાબતોમા જેને અગ્રસ્થાન મળે છે, તે 'પ્રેમ'જ છે. પરંતુ તે માટે સર્વત્ર એકમત નથી. એક લેખક 'ઉત્તમ પતિનો પોતાની પત્ની ઉપર પ્રેમ હોવોજ જોઇએ કે?' એમ પ્રશ્ન કરી 'પ્રેમ હોવાની બિલકુલ જરૂર નથી' એમ સ્પષ્ટ ઉત્તર આપે છે. એટલુંજ નહી પણ પ્રેમી પતિ કામનોજ નથી એવો તેનો મત છે. તે કહે છે–' પ્રેમી પુરૂષ ઉત્તમ પતિ થતાજ નથી. તેમ તે ઉત્તમ પિતા પણ થઇ શકતા નથી માત્ર પ્રેમથીજ જેમના લગ્ન થયા છે, એવાં દંપતિથી પ્રજોત્પાદન થતું નથી. અને કદાચ થાય તોપણ તે પોતાના બાલકો માટે તેટલી કાળજી રાખતા નથી, તેમને એક બીજા શિવાય અન્ય જગતમા કોઇ છે એમ જણાતુંજ નથી.

ઉપરોક્ત મત હજારમાં એકજ છે. બાકી નવસો નવાણુંનો મત તો 'પ્રેમ' એજ વિવાહનો પ્રાણ છે. વિશિષ્ટ ઉમ્મરની મર્યાદાએ પહોચ્યા પછી વિશિષ્ટ મનોવિકારની ઉત્પત્તિ થાય છે. આવા વિકારોનું આવિષ્કરણ લાખો કન્યાઓએ નીચે પ્રમાણે ઉદ્ગારો પ્રકટ કર્યું છે. એકનું કહેવું છે કે–" મારા પતિએ મારાપર પૂર્ણ પ્રેમ કરવો જોઇએ." બીજી કહે છે કે–" પતિએ મારા મનના કોડ પુરવા જોઇએ," ત્રીજી કહે છે કે–" મારૂં તેમણે કૌતક કરવું જોઇએ." ચોથી કહે છે કે–' પતિએ મારી સ્તુતિ કરવી જોઈએ." પાંચમી–" મારા પતિએ મારી ઇચ્છાને આધિન રહેવુ જોઇએ." છઠ્ઠી–" મારા પતિએ બીજી કોઈ સ્ત્રી તરફ મારી નજરે પણ ન જોવું જોઇએ." સાતમી–" મારા પતિએ મારી સાથે રમવુ જોઇએ." આ અને આવીજ જાતના ઉદ્ગાર કુમારી બાળાઓના મુખમાથી નિકળતા સાભળવામા આવે છે.

પતિની પરીક્ષામાં એકપ્રેમજ ધ્યાનમા લઇને ચાલશે નહી. કારણ પ્રેમ શબ્દ બહુ વ્યાપક અને બહુ સંદિગ્ધ છે. પ્રેમની સાથેજ સૌંદર્ય, પોશાક, શરીર, આરોગ્ય, બુદ્ધિ, શિક્ષણ, દ્રવ્ય મેળવવાની શક્તિ, એક પત્નીવ્રત, પ્રજોત્પત્તિ માટે આદર, આદતો અને શીલ આદિ બાબતો પણ ઉત્તમ પતિની ખોળ કરવામા ઉપયોગી છે. હવે આ બાબતો ક્રમશઃ જોઇએ.

ઉપરોક્ત પ્રેમનેજ ઘણા લેખકોએ ગૃહિત ધર્યો છે, અને તે પ્રમાણેજ બાલકાઓનો તેમના ખરા પતિ સાથે પરિચય થાય છે. ઉમ્મરના પ્રમાણમા પત્ર લખનારી બાળાઓનું જો વર્ગીકરણ કરીશુ, તો યુવાન બાળાઓ સૌંદર્ય, પોશાક, અને નિરોગીપણુ એ ઉપર વધારે ભાર મૂકે છે. જ્યારે ઠરેલ ઉમ્મરે પ્હોંચેલી સ્ત્રીઓ શીલને વધારે મહત્તા આપે છે.

સૌંદર્ય માટે તો પ્રત્યેકે લખ્યુ છે કે-" પતિ સુદર હોય તે સારૂ પણ સૌંદર્ય એ આવશ્યક વસ્તુ નથી. પતિ શીલવાન અને ધૈર્યવાન, ઉત્તમ અંતઃકરણનો હોય તો પછી તે દેખાવમા સાધારણ હોય તોપણ સુંદર પતિ કરતા સારોજ." આ વિરૂદ્ધ ઘણાએ સુસ્વરૂપ પતિ સકટદાયક હોવાનું કહ્યું છે. " ઘણીવાર અતિશય સુંદર પુરૂષ સેતાન ઉપર પણ સત્તા જમાવે છે !" " પતિ સુંદર હોય એ એક જોતા તો ખરાબજ, પણ પત્નીને પોતાના પતિના ચાલ ચલણ માટે જો કાઇ નહોય, તો જુદી વાત." " ઘણીવાર સુદર પુરૂષ અન્ય સ્ત્રીઓથી બગડે છે અને કેટલીકવાર તે પોતે પોતાનું રૂપ નિરતર અરી સામા જોઇ બગડે છે " " પુરૂષનું સૌંદર્ય સ્ત્રીઓનેજ ત્રાસ દે છે એમ નથી પણ તે તેને પોતાને પણ તેમજ ત્રાસદાયક થઇ પડે છે. આવા ઘણાઓના ઉદ્‌ગારો છે

પુરૂષોના પોશાક માટે ખાસ ચિકિત્સક દૃષ્ટિથી કોઇ ચર્ચા કરવા બેસતું નથી પોશાક યોગ્ય અને સ્વચ્છ હોય એટલે બસ છે.

શક્તિઓને નિરોગતા માટે પ્રત્યેકે થોડુ ઘણું લખ્યુ છે, કેટલાકે આ મુદ્દાને વધારે મહત્વનો ગણ્યો છે. " પતિ શરીર નિરોગી હોવોજ જોઇએ. કેમકે જીવન પર્યંતનો નીવાહ તેનો આધાર તેના ઉપરજ છે. માનસિક અને આધ્યાત્મિક બળ ઉપરજ પૌરૂષત્વનો આધાર હોય છે, અને એવુ બળ રોગીષ્ટ શરીરમા હોયજ નહી નિરોગી શરીરમાજ શુદ્ધ સાત્વિક અને સરસ વિચારો ઉત્પન્ન થાય છે." " પતિ રૂષ્ટપુષ્ટ અને ખમતીદાર હોઇ તેને કોઇ પણ જાતનો સમર્ગ જન્ય રોગપી જન્મ પામેલો ન જોઇએ તેનું શરીર મજબૂત જોઇએ તે વાંકો વળી ગયેલ ન જોઇએ. છાતી ભરેલી પહોળી હોવી જોઇએ." એક બાઇ લખે છે-" પરસ્ત્રી આસક્ત ધણી નકામોજ છે ઉત્તમ પતિનો કામ કરવામા, રમવામાં અને પ્રેમ કરવામા ત્રણે બાબતમા પહેલો નંબર જોઇએ "

શિક્ષણના સંબંધે લખતી વખત ઘણા લેખકો બુદ્ધિ અને શિક્ષણ (કેળવણી)માનો ફરક ભૂલ્યા છે એક બાળા લખે છે-" મારા પોતાના માટે પુછવામા આવે તો મારે સુશિક્ષિત પતિ જોઇએ. એમ નથી. પણ મારા બાળકોની કલ્યાણની દૃષ્ટિએ જોતા પતિ સુશિક્ષિત ન હોવાની જરૂર છે ખરી. કારણ કે બાપના જ્ઞાનની બાળકોના જ્ઞાન ઉપર પ્રત્યક્ષ અસર થાય છે " ઘણી લેખિકાઓએ પતિ એ પત્નીના જેટલો તો સુશિક્ષિત હોવોજ જોઇએ, એમ લખ્યુ છે જ્યારે એક સ્ત્રીએ એથી ઉલટ લખ્યુ છે તેણી કહે છે-" પતિ સુશિક્ષિત હોય કે અશિક્ષિત હોય તેમાં કાંઇ મહત્વ નથી. કેમકે બચ્ચાઓનો વધારે સબંધ માતા સાથેજ હોય છે એવો અનુભવ છે કે સુશિક્ષિત પત્ની પોતાના પતિ પર જેટલી યોગ્ય અસર કરી શકે છે તેટલી અસર સુશિક્ષિત પતિ અશિક્ષિત પત્ની ઉપર કરી શકતો નથી."

પતિને પોતાના અને પોતાના કુટુંબના ભરણપોષણ જેટલો પૈસો પેદા કરતાં આવડે તો બસ છે. પતિ ધીમાન હોવો જોઇએ એવું કેટલીક સ્ત્રીઓએ લખ્યું છે. તેમનું એમ કહેવું છે કે–" વિવાહનું આવશ્યક પરિણામ તે છોકરાં થવા. જેનું પરિણામ કુટુંબમાં માણસોનો વધારો. મનુષ્યોની સંખ્યા વધી એટલે તે પ્રમાણમાંજ રોગો પણ ઘર કરે. અને તેથી વૈદ્ય કે ડૉકટરને આપવા પૈસા જોઇએ. પૈસો ન હોય તો તેથી કુટુંબમાં દુઃખ અને ચિંતા વધે છે, જેથી જીવન કંટાળા ભરેલું થાય છે માટે પોતે જેવી પરિસ્થિતિમાં ઉછર્યા, જેવી આપણી રહેણીકરણી છે, આપણને જે હાજતો જોઇએ, તે પરિસ્થિતિમાં કાયમ રહીને આ જન્મ સુખ સમાધાનમાં રહી શકાય તેટલો પૈસો પતિ પાસે જોઇએ. પત્નીને તેના બાપના ઘેર જેટલું સુખ મળતું હતું તેટલું પોતાને ઘેર આવ્યા પછી આપવાની પતિમાં કર્તબગારી જોઇએ.

દ્રવ્ય સંચય કરવા માટે કોઈએ કાંઈ લખ્યું નથી. જેમણે કાંઇ લખ્યું છે તેમણે તો દ્રવ્ય સંચય ન કરવો એમજ છે. " આપણે પૈસો કમાઇએ છીએ એમ પતિએ પત્નીને ખબર પડવા દેવી નહી. પત્નીને તેણે નિયમિત રકમ ઘરખર્ચને માટે આપવી."

એકપત્નીવ્રત માટે તો સઘળાનો એકજ મત છે. "પોતાની પત્ની અને પોતાની કન્યાઓએ જે પ્રમાણે વર્તવું એમ પુરૂષોને જણાય છે, તે પ્રમાણે તેમણે પોતે પણ વર્તવું જોઇએ. અને પોતાના પુત્રોને તે પ્રમાણે વર્તવા શીખવવું જોઇએ." "પોતાની પત્ની સિવાય–અને તે એકજ હોવી જોઇએ–કોઇપણ પરસ્ત્રી તેણે માતસમાન માનવી જોઇએ."

છોકરા કેટલા થવા જોઇએ એ સંબંધમાં પત્નીના વિચાર પતિએ માન્ય રાખવા જોઇએ, એમ ઘણા લેખકોનો મત છે.

ટુંકમાં તમામ બાબતો માટે આ પ્રમાણે કહી શકાય—પતિ શરીરે, મન તથા આત્માએ સશક્ત હોવો જોઇએ. ઉપરોક્ત ગુણોમાં પ્રેમની પુર્તી થઇ એટલે તે ઉત્તમ પતિની પદવીને લાયક થશે.

આ વિષયમાં ઇનામો મેળવનાર લેખકના પત્રો નીચે પ્રમાણે છે—

( ૧ )

## પહેલું ઇનામ લેનાર સ્ત્રીનો પત્ર.

હું મારા પતિ પાસે વધારે કાંઈ માગતી નથી. હું તેમને જેટલું આપું તેટલું તેમણે મને પાછું આપવું જોઇએ. મારા પતિ મારા પ્રાણમિત્ર અને સહચર હોવા જોઇએ. તેમજ તેમનામાં પ્રમાણિકપણું, સહાનુભૂતિ, અને ઉદારતા એ ગુણો હોવા જોઇએ.

તે મર્દ માણસ હોવો જોઇએ. શરીર અને મનથી સુદૃઢ હોઇને આત્મસંયમન કરવાની સત્ત્વ હોવી જોઇએ. તે દેખાવમાં સશક્ત, તેના અવયવ બહુ સુંદર ન હોય તો ચાલશે. તેના મુખમંડલપર પુરૂષત્વની છાપ દેખાવી જોઇએ. શરીરે તે મને શોભે, અને મારા બચ્ચાંઓનો તે બાપરૂપે શોભે એવો હોવો જોઇએ. ઉત્તમ પતિની પરીક્ષામાં નિરોગી શરીર હોવા જેટલી બીજી કોઈ મહત્વની બાબત નથી. સ્વચ્છતા માટે તેને ચીવટ જોઇએ ખરી.

સુખથી રહી શકાય તેટલો પૈસો કમાવવાની તેનામાં શક્તિ હોવી જોઈએ. પ્રમાણિકપણાથી શ્રમ કરવામાં તેને શરમ લાગવી નહી જોઈએ. તે શ્રીમાન ન હોય તો ચાલશે. પણ તેનામાં કામ કરવાનો ઉત્સાહ અને શક્તિ જોઈએ. તેમ તેણે પોતા સાથે મને પણ મગજ કસવા દેવું જોઈએ. પ્રેમ—શાન્તિ, સંતોષ, મહત્વાકાંક્ષા એ અમારા ઘરમાં રહેવા માટે તેમણે મને મદદગાર થવું જોઈએ. એક નજીવી બાબતથી માંડી અત્યંત મહત્વની બાબત સુધીના પ્રત્યેક કાર્યમાં તેણે મને ભાગીદાર માનવી જોઈએ. તેની બુદ્ધિ અને શિક્ષણ મારાથી કમી ન હોવું જોઈએ.

મારા પતિનો શીલ—સ્વભાવ સારો જોઈએ. કારણ કે મને એવો કોઈ અધિકાર નથી કે જેથી હું કોઈ નાલાયક પુરૂષને મારા સખ્યાનો લાભ આપના દઉં. શ્રદ્ધા, સતત્ ઉદ્યોગ, પ્રમાણિકપણું, નિઃસ્વાર્થ, એ સદ્‌ગુણોનો શીલમાં સમાવેશ થાય છે. પ્રાણિમાત્રપર પ્રેમ, ઘણે ભાગે સ્ત્રી તથા સખ્યા તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જોનારા ઉચ્ચ મનોવૃત્તિવાળા વીરનેજ હું શીલવાન સમજું છું

વૈવાહિક, બૌદ્ધિક, અને નૈતિક દૃષ્ટિથી તે મારા સહચર હોવો જોઈએ તેને મારાથી આનંદ સુખ મળે છે એમ ખબર પડવી જોઈએ. કે જેથી તેની ઇચ્છા અન્ય સ્ત્રી તરફ ત્રાંસી નજરથી પણ જોવાની ન થાય મારી શક્તિ પ્રમાણે મારા પતિની સર્વે તે ઇચ્છા હું પૂર્ણ કરીશ એવી મારી આશા છે

મારા સર્વસ્વનો સ્વામિ થવાને મારો પતિ યોગ્ય હોવો જોઈએ મારા પતિ સર્વગુણસંપન્ન હોવા જોઈએ એવી મને અપેક્ષા નથી. કારણ હુંજ સર્વગુણ સંપન્ન ક્યાં છું? નજર આગળ ઉચ્ચ ધ્યેય રાખીને તેના માટે આમરણાન્ત શ્રમ કરવા એટલી મારી ઈચ્છા છે. મારા પતિનો મારાપર પ્રેમ હોવો જોઈએ હું પણ તેના પર પ્રમાણિકતા અને શ્રદ્ધાથી અવ્યભિચારી પ્રેમ કરીશ મારા પતિની મારા સરખીજ સખ્યાપર વાત્સલ્ય—પ્રીતિ હોવી જોઈએ કેમકે જો સખ્યા ન જોઈએ તો પછી વસ્તીની પણ શી જરૂર?

સ્ટેનફોર્ડ વિશ્વવિદ્યાલય } ' રૂથકેન
કેલિફોર્નિયા }

---

( ૨ )

## બીજું ઇનામ મેળવનાર સ્ત્રીનો પત્ર.

પતિ સુંદર હોવો જોઈએ એમ જરૂર નથી, તોપણ તેના ચહેરા ઉપર એક જાતની તેજ જોઈએ. શરીરનું જે પ્રમાણે આત્મા સાથે તેવી રીતે વિવાહથી પુરૂષનું સ્ત્રી સાથે અખંડ મીલન થાય છે, એવી તેની દૃઢ સમજુતી હોવી જોઈએ. વિવાહિત દંપતીનું ધ્યેય, હિતાહિત, અને મત એકજ હોવા જોઈએ. શારીરિક, આધ્યાત્મિક અને નૈતિક દૃષ્ટિએ વિવાહ એ પ્રેમની નિશાની છે એવી તેની શ્રદ્ધા હોવી જોઈએ.

પતિએ એક પત્નીવ્રત પાળવું જોઇએ. વિવાહ એ એક પવિત્ર સંસ્થા છે એવી માન્યતાથી તેણે વૈવાહિક સ્થિતિમાં સુખ માનવું જોઇએ. પતિને બાળબચ્ચાંની હોંશ હોવી જોઇએ, અને તેમનાપર તેનો પ્રેમ હોવો જોઇએ.

પતિનું વાંચન વિશાલ, માહિતી પુષ્કળ, મન મ્હોટું અને સ્વભાવ સહનશીલ હોવો જોઇએ. તેનો સ્વભાવ થોડો વિનોદી પણ હોવો જોઇએ. તેનું વર્તન નિયમિત હોવું જોઇએ. તેને આત્મસંયમનની ટેવ જોઇએ.

ખોટો ખર્ચ નહી કરતા સુખ શાંતિથી રહી શકાય, તેટલો પૈસો મેળવવાની તેનામાં શક્તિ જોઇએ. પતિની કમાણી ઉપર પત્નીના યોગ્ય વખાણ કરવાં જોઇએ. પુરૂષોના સરખીજ ગૃહમાં સ્ત્રીઓને પણ સ્વતંત્રતા હોવી જોઇએ. એવા વિચારનો તે હોવો જોઇએ.

'એલીઝાબેથ સ્લીમ.'

---

( ૩ )

## ત્રીજું ઇનામ મેળવનાર પુરૂષોનો પત્ર.

ઉત્તમ પતિના લક્ષણમાં નિરોગીપણાને પ્રથમ સ્થાન આપવું જોઇએ કારણ તેના ઉપરજ ગૃહસ્થાશ્રમમાં સુખદુઃખનો આધાર હોય છે. પતિ એકલો સુંદર હોવાથી ચાલશે નહીં પણ તેના ચહેરાપર મરદાની ચમક હોવી જોઇએ. તેનું શરીર સુદૃઢ અને પ્રમાણસર હોવું જોઇએ. શરીરનો બાંધો મજબુત હોવો જોઇએ. દેખાવમાં તે સશક્ત દેખાવો જોઇએ. પણ બેડોળ દેખાવો ન જોઇએ. ચહેરો પ્રસન્નતા ભરેલો પણ અભિમાની ન જોઇએ. શરીર સ્વચ્છ અને કપડાં ટાપટીપવાળા જોઇએ.

બુદ્ધિમા પત્નો કરતાં તે ચઢીયાતો અથવા સમાન તો અવશ્ય હોવો જોઇએ. વચમા વચમાંથી અન્ય સ્ત્રીઓ સાથે પોતાની પત્નીની તુલના કરીને તેણીને ઉત્સાહી બનાવવી જોઇએ. તેણે એક પત્નીવ્રત પાળવું જોઇએ. બચ્ચાંઓપર તેણે મમતા રાખવી જોઇએ. પ્રજોપ્ત્તિ એજ સ્ત્રીનું મુખ્ય કામ એમ પતિએ કોઈ દિવસ પણ મનમાં આણવુ નહિ જોઇએ.

પોતાની પત્નીનું સૌંદર્ય અને યુવાની કાયમ રહે તેવી સંભાળ રાખવી જોઇએ. પોતાને તે હક્કો જોઇએ એમ તેને જણાય તેટલા તેણે પોતાની પત્નીને ઉદારતાથી આપવા જોઇએ. જરૂર જોઇએ તેટલા પૈસા પણ તેણીને આપવા જોઇ. સંસારદક્ષના માટે તેણે પત્નીને વારંવાર સાબાશી આપી વાંસો થાબડવો જોઇએ.

"એલ. ઈ. યૂ એક્સ."

દંપતિના એક અંગની જરૂરીઆત બાબતે જણાઈ, હવે બીજું અંગ પત્ની કેવી જોઇએ એ બાબતપર ચર્ચા ચલાવવી આવશ્યક છે.

---

# દીર્ઘાયુષ્ય.

"સો વર્ષથી અધિક જીવવું શક્ય છે ?" તથા પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય દીર્ઘાયુષી મનુષ્યોના ઐતિહાસિક દૃષ્ટાન્તો."

( મળેલું )

સાધારણ મનુષ્યોના મનમા 'શરીર નાશવાન છે' તથા 'વૃદ્ધાવસ્થા અનિવાર્ય છે એ વિચાર એટના દૃઢ થઇ ગયા છે કે તેઓ અજરામરત્વ શક્ય છે એ વાતને મહસા સમજી શક્તા નથી

આ વિચારો બુદ્ધિપૂર્વક બાંધેલા નથી હોતા એટલે કાંઈ નિશ્ચયાત્મક નથી હોતા પણ માત્ર 'અભિપ્રાયોજ' હોઇને નિર્મૂળ કરવાનું કર્તવ્ય વિચારહીન માણસોને શિરે રહે છે

એક માણસ સો વર્ષ જીવે છે તો બીજો શામાટે ન જીવી શકે ? એક માણસ ૧૫૦ કે તેથી અધિક વર્ષની આયુષ્ય ભોગવી શકે તો અન્ય વ્યક્ત તે કેમ નહિ ભોગવી શકે' (What man has done man can do) જે એક માણસ માટે શક્ય છે તે અનેક માટે શક્ય છે જે એક માણસ કરી શકે છે તે બીજો કોઈપણ માણસ કરી શકે છે આયુષ્ય ચોક્કસ આટલી હોવી જોઇએ એમ આપણે કહી શકતા નથી કારણ કોઇ ૧૦૦ વર્ષ તો કોઇ ૧૧૫, કોઈ ૧૫૦ ને કોઇ ૧૭૫ વર્ષ પણ જીવે છે મનુષ્ય ૨૦૦, ૩૦૦ કે ૫૦૦ વર્ષ શામાટે ન જીવી શકે તેના માટે કયા પ્રમાણ છે મનુષ્યની આટલીજ ઉમ્મર હોવી જોઇએ અને તેથી વધારે તે જીવી શકતો નથી એમ કહી શકાયજ નહિ

સત્શાસ્ત્રોમા અમરત્વ પ્રાપ્ત કરવાની શક્યતાના અનેક ઉલ્લેખ છે અર્વાચીન સૂક્ષ્મ બુદ્ધિમાન વિદ્વાન પણ અજરામરત્વ પ્રાપ્ત કરી શકાય છે એ સ્વીકારે છે

ભિષ્મપિતામહે ઇચ્છાનુસાર મરવાનો નિશ્ચય કર્યો હતો, સ્વયનકવિએ વાર્ધક્ય ટાળ્યુ છે, આવા અનેક દૃષ્ટાન્તો મળી આવે છે વૃદ્ધાવસ્થા સ્વાભાવિક છે કે મૃત્યુનો જય નથી થઈ શકતો એમ કહેવા માટે આપણા પાસે કોઇ જાતનો આધાર નથી

મનુષ્ય સ્વભાવનો નિયમ છે કે તેના અંતઃકરણ ઉપર જેવો સચ્ચોટ તથા તાત્કાલિક પ્રભાવ પ્રત્યક્ષ દાખલાઓથી પડે છે તેવો ધર્મશાસનથી કે નીતિ વચનથી કે પ્રમાણયુક્ત પ્રકૃતિસ્થ નિયમોના સ્પષ્ટીકરણથી નથી પડતો, જે અવસ્થામા બુદ્ધિ તર્કવિતર્ક શક્તિ હજી જાગૃત થયેલી કે કેળવાયેલી નથી હોતી તે અપક્વ અવસ્થામા આ નિયમ વધારી અબાધિતપણે લાગુ પડે છે એ પણ સ્પષ્ટ છે

વાચ્યાથી કર્મ શ્રેય છે (Example is better than precept) એટલે જે પોતાના કહેવાથી કે જીભ્હાથી નહિ પણ કૃત્યોથી કે જીવનથી મનુષ્યોને સન્માર્ગ શું છે તે દેખાડે છે તેજ જનસમાજની અધિક સુશ્રુષા કરે છે તેથીજ જ્યારે આપણને નિરોગી મોટી ઉમ્મરના માણસોના પ્રત્યક્ષ અનુભવ થાય છે ત્યારે આપણને પણ તેવા થવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે.

સો વર્ષથી વધારે જીવી શકાય છે તે દેખાડવા માટે તથા તેટલી ઉમ્મર જીવવાની

અભિલાષા તથા શ્રદ્ધા જાગ્રત કરવા અર્થે નીચેના દૃષ્ટાન્તો ટાંક્યા છે. આવી આશા પ્રત્યેક મનુષ્યે ધરવી જોઇએ તથા તેની સિદ્ધિ માટે યોગ્ય ઉપચાર કરવા જોઇએ.

આ માણસો જે આહારવિહારના નિયમોના આશ્રયને પાલન વડે શરીરને અકાળ મૃત્યુથી બચાવી મોટી વય સુધી ટકાવી શક્યા હતા હેનો અભ્યાસ માર્ગદર્શીને ઉપયોગી થઇ પડશે.

૧. વનરાજ ચાવડાનો દેહાન્ત ૧૧૦ વર્ષની ઉમ્મરે થયો હતો.

૨. અમોઢ્જાની મરતી વખતે ઉમ્મર ૧૦૪ વર્ષની હતી.

૩. ઉમરેઠની એક માલણની ઉમ્મર ૧૨૦ વર્ષની નોંધેલી છે.

૪. દેગામના માલી ગામમા એક કોળી ૧૨૫ વર્ષની દીર્ઘાયુષ્ય ભોગવી ગુજર્યો હતા.

૫. ઇંગ્લાંડના યાર્કશાયર પ્રગણામાં હેનરી જેન્કીન્સ ( Henry Jenkins ) ૧૬૯ વર્ષ સુધી સુખપૂર્વક જીવ્યો હતો. ૧૦૦ વર્ષથી ઉપરની વયમાં માણસોએ હેમને તરવાની કસરત કરતાં જોયાં હતા. હેમની હયાતીમાં કેટલા વૃદ્ધ પુરૂષો એમ કહેતા હતા કે અમે એમને અમારી બાળાવસ્થામાં વૃદ્ધ જોએલા હતા. આ માણસનું મરણ ૧૬૭૦ માં થયું હતું, ને ૧૫૧૩ માં ફ્લાડનફીલ્ડની લડાઇમાં અંગ્રેજી ધનુર્ધરો માટે એક ગાડું બાણનું ભરી લઇ ગયો હતો. જીવનના અન્ત સુધી એમની બધી શક્તિઓ મતેજ હતી.

તે હંમેશા ખુલી હવામાં રહેતો હતો, તે આનંદી સ્વભાવનો ને મિતાહારી હતો અને ખાવાપીવામાં સુવામાં તથા પોતાના દરેક કાર્યમાં અચુક નિયમિત રહેતો.

૬. વીલીયમ મીડ ( William Mead ) એમ. ડી. એમણે ૧૪૮ વર્ષે પ્રાણ ત્યાગ કર્યો હતો. પોતાના સમયમાં તેઓ બહુ પ્રખ્યાત હતા. મિતાહારી તથા નિયમિત રહેવાનું દરેક દરદીને ઉપદેશ આપતા.

૭. મીસીસ મેરી કોય ૧૩૩ વર્ષ સુધી જીવ્યાં, મરણના એક પખવાડિયા પહેલા સુધી પોતાની દરેક શક્તિનો ઉપયોગ કરી શક્તાં; એ બાઇ અવિરમિત ઉદ્યોગ તથા મિતાચારીપણા માટે જાણીતાં હતાં. એમને ત્રણ પુત્રીઓ હતી જેમાંથી સૌથી મોટીની ઉમ્મર ૧૧૧ વર્ષની, બીજીની ૧૧૦ વર્ષની અને સૌથી નાનીની ઉમ્મર ૧૦૯ વર્ષની હતી ને સાત પ્રપૌત્રના પ્રપૌત્ર હતા !

૮. કાઉન્ટેસ ઑફ ડેઝમન્ડ ( Countess of Desmond ) ૧૪૮ વર્ષની એકાકી તથા દુઃખમય જીંદગી ભોગવી હતી. મરણના થોડા દિવસ પહેલાં સુધી આ વૃદ્ધ પતિવ્રતા સ્ત્રિયા હરરોજ ચાર પાંચ માઇલ છેટે રહેલા બજારમાં જતી.

૯. મીસીસ માર્ગેરેટ પેટન ( Mrs. Margaret Patten ) એક સ્કૉટિશ વનિતા હતી જેણે ૧૩૭ વર્ષની ઉમ્મરે પોતાનો પ્રાણત્યાગ કીધો હતો. કામથી માણસ મરાતો નથી ( Hard work never kills ) એ વાતનો પુરાવો એ બાઇની જીંદગી આપે છે. આ બાઇનું કહેવાય છે કે એના જેવી શાંત તથા સંતુષ્ટ બીજી સ્ત્રી જગતમાં નહિ થઇ હોય. આખી જીંદગીમાં આ બાઇ કદી બિમારીથી સપ્ડાવશ થઇ નહતી.

૧૦. પિટર ગાર્ડન ( Peter Garden ) એ એક સ્કોટલાંડના રહેવાશી હતા. એનો જન્મ ૧૬૬૪ માં થયો હતો ને મૃત્યુથી ૧૭૭૫ માં એના શબને દાટવામાં આવ્યું હતું. આ માણસ મનોહર સ્વભાવનો તથા શ્રમશીલ હતો.

૧૧. સ્ટીફન રમબોલ્ડ ( Stephen Rumbold ) શરીર આરામકર્ડ પ્રગણામાં ૧૦૫ વર્ષે રહી પંચતત્વમાં ભળ્યું હતું, આ માણસની સમાધિ ઉપર એના નામ આગળ આશાવાન ને સુદૃઢ ( Sanguine and storng ) આ શાંતાને સુદૃઢ એવા ગુણવાચક શબ્દો કોતરેલા છે.

૧૨. પ્રખ્યાત થામસ પાર ( Thomas Parr ) ૧૫૨ વર્ષની ઉમ્મરે ચાર્લ્સ પહેલાના હુકમથી અવસાન સમયે વેસ્ટ મીનીસ્ટરમા દાટવામાં આવ્યો હતો. એ ઉદ્યોગી તથા આનંદી સ્વભાવનો હતો આનાનું બહુજ સારું વેતો એના વિષય એમ કહેવાય છે કે—

( Down with the Lame & with the Lark he'd rise,
In mere and toiling sweat he spent the day. )

એટલે ઘેટા ઉઘે ત્યારે ઉઘી જતો ને ( લાર્ક ) ભારદ્વાજ પક્ષી સાથે ભમતો, તથા કાદવવાળા ખેતરોમાં પ્રસ્વેદ ઝરનારી અંગ મહેનતમાં દિવસો નિર્ગમન કરતો. ૧૨૦ વર્ષની ઉમ્મરે આ માણસે બીજીવાર લગ્ન કર્યું ને તે સ્ત્રી સાથે ૨૦ વર્ષ સુખપૂર્વક ગુજાર્યા હતા.

એકવાર એના એક મિત્ર એમને ચાર્લ્સ રાજા પાસે લઈ ગયા, પરિચય થતા રાજાના આગ્રહથી તેમને મહેલમાજ રહેવું પડ્યું ત્યાં એમના હમેશના સાદા ખોરાકને બદલે મિષ્ટાન વગેરે મળતાં આ પરિસ્થિતિમાં થોડા સમયમાંજ એનું શરીર લેવાઈ ગયું ને વધારે ટકી શક્યું નહિ. પ્રસિદ્ધ ડૉ. ડબ્લ્યુ હાર્ડી ( Dr. W. Hardey ) ( રૂધિરાભિસરણના નિયમો જેણે પ્રથમ યુરોપમાં જાહેર કીધા હતા ) તે આ વખતે રાજાના ખાસ વૈદ્ય હતા તેણે મી. પારના શરીરની મરણોત્તર તપાસ કરી હતી ને વિગતવાર રિપોર્ટ લખ્યો હતો, રિપોર્ટમાં એમ લખ્યું છે કે તેના અંતરના અવયવો એવા તો નિરોગી હતા કે જો એ પોતાના ખોરાકમાં ને સ્થળમાં પરિવર્તન ન કર્યું હોત તો તે કદાચ હજી ઘણા વર્ષ જીવત. ૧૪૮૦ માં એનો જન્મ થયો હતો એટલે સિંહાસન ઉપર દશ રાજાઓ ( એડવર્ડ ૪ થો, ૫ મો રીચર્ડ ૩ જો, હેન્રી ૮ મો, ૯ મો, એડવર્ડ ૬ ઠો, રાણી મેરી, ઈલીઝાબેથ, જેમ્સ ને ચાર્લ્સ ) બદલાતા જોવાનો એને પોતાના જીવનમાં અનુપમ લાભ મળ્યો હતો. એનો દીકરો ૧૦૯ વર્ષ સુધી જીવ્યો હતો. પૌત્ર ૧૧૩ વર્ષ સુધી ને પ્રપૌત્ર રોબર્ટ પાર ( Robert Parr ) ૧૨૪ વર્ષ સુધી જીવ્યા હતા.

થોમસ પારનું જીવન એક વાર્તાનું સ્મરણ કરાવે છે, જેમાં એક ઘરડોજ વૃદ્ધ માણસ એક બીજા વૃદ્ધ માણસ સાથે વદે છે તેના વડવાનું કારણ એ હતું કે પેલા માણસે તેના પિતામહને પાછો માર્યો હતો!!

૧૩. જોનથન હૅરટૉપ (Jonathan Hartop) ૧૩૯ વર્ષની આયુ ભોગવી શક્યા હતા. એમનો પ્રધાનગુણ એ હતો કે એ સ્વાર્થ ઉપર બહુજ થોડો લક્ષ દેતા ને બીજાની આવશ્યકતાઓ ઉપર બહુજ ધ્યાન દેતા, પ્રસન્ન તથા માયાળુ સ્વભાવ ધરાવતા ને કોઇ પણ કારણવશાત પોતાને ચિંતાકુલ થવા દેતા નહિં. દરેક વસ્તુમાં શુભ જોવાની એમની ટેવ હતી અને મિત્રમંડળમાં રહેવું બહુ પ્રિય હતું. એમને ૫ વાર પરણવું પડયું હતું. મરણના થોડા દિવસ પહેલા કેટલાક પ્ર. પ્ર. પૌત્રો સાથે નાતાલ ગુજારવા માટે નવ માઇલ પગે ચાલી ગયા હતા તેમની દૃષ્ટિ તથા અન્ય શક્તિઓ સર્વોત્તમ રહી હતી.

એના જીવનનું સુત્ર હંમેશ આનંદમાં રહેવું એ હતું, ને મિતાહારી રહેવાની એકજ બાબતમાં સાવધાન રહેતા.

આવા દાખલાઓ વધારી શકાય છે પણ સુજ્ઞ વાંચકોના ધ્યાનમાં આટલું તો અવશ્ય આવી ગયું હશે કે દીર્ઘાયુષી થવું શક્ય છે શક્ય છે, એટલુંજ નહિ પણ સ્વાભાવિક છે. આપણું આયુષ્ય આપણા હાથમાં છે.

मानुषः शतजीवी च पुराऽवदणे भाषितम ।
विक्रमेण प्रभावेण शिघ्रं काले विनश्यति ॥

યુવાવસ્થા ટકવી અસંભવિત છે કે વૃદ્ધાવસ્થા ટકવી અશક્ય છે એવા ઉંધા નિશ્ચયો જે ચાલું જમાની આપણા હૃદયમાં દીર્ઘકાળથી બેઠા છે તે નિર્મૂળ કરી દીર્ઘાયુષ્યમાં અજરત્વ અમરત્વમાં શ્રદ્ધા રાખી તેના માટે પ્રયત્ન શીલ થવું તે આપણું સ્વધર્મ છે.

જીવન કોને ટુંકું લાગતું નથી. શીખવાનું ને જાણવાનું કેટલું બધું છે ને આયુષ્ય કેટલું ટુંકું છે. કેટલી આશાઓમાં મનમાં પરણ્યા ને મનમાં રાંડયા જેવું થાય છે.

માથે ઉપાડેલા કેટલા કામો આપણને અધુરાં મુકવાં પડે છે. જ્યારે જગતનો કંઈ અનુભવ મેળવી સુખપૂર્વક પરમાર્થ સાથે આપણે જીવન ગુજારવા સમર્થ થઇએ છીએ ત્યારે આપણને ઇચ્છા વિરૂદ્ધ જગતને મુકી દેવો પડે છે. આપણા ઉપર આશ્રિતજનોને કેટલીવાર દુઃખી મુકી પરલોક સીધાવું પડે છે; એ કેટલું હૃદયભેદક છે. વધારે જીવવું આપણા હાથમાં હોવા છતાં શામાટે આપણે જીવનનો અલ્પ અન્ત આણવો જોઇએ.

માતાઓ પોતાના બાળકો આગળ આવા દૃષ્ટાન્તો મુકશે, તેમના હૃદયમાં ચિરાયુષી, નિરોગ રહેવું સંભવિત છે એવી શ્રદ્ધા જાગ્રત કરશે તો તેથી જે લાભ થવાના સંભવ છે તે બીજા કોઇ પણ ઉપાયથી નહિ થઇ શકે.

પ્રભો! બધા આરોગ્યના અંજગમદત્વના સુલભ નિયમોને જાણી દીર્ઘ ઉપકારી તથા સુખી જીવનના ભોક્તા થાય.

(અપૂર્ણ.)

# प्रवासमंजरी.

## કલકત્તાથી રંગુન.

લેખક—રા. રા. કૃપાશંકર બી.

ચી. ભાઈ માણુ,

તમારો પત્ર મળ્યો તે પહેલાંજ કલકત્તાથી રંગુનની અમારી પહેલી દરિયાઈ સફરની કંઈક હકીકત લખવાની ઇચ્છા થઈ હતી. અને એટલામાંજ માત્ર થોડા કલાકને અંતરે તમારો પત્ર મળવાથી અમારી સફર વીશે જાણવાની તમારી જીજ્ઞાસાને સંતોષવાને સમજો અહેવાલ લખી મોકલું છું.

કલકત્તામાં અમો બડા-બઝર રસ્તા આગળ આવેલી મલીકસ્ટ્રીટમાં હરીદાસ દત્ત નામના પ્રખ્યાત બંગાળી જમીનદાર ગૃહસ્થના મકાનમાં રહેતા હતા. મલીકસ્ટ્રીટમાં બહુધા ગુજરાતીઓજ રહે છે. નવીન સુધારા અને સ્વચ્છતાના વિચારો હજુ તેઓના મગજમાં બરાબર સ્ફુર્યા નથી અને પરિણામે મલીકસ્ટ્રીટનો દેખાવ મુંબઇના ભુલેશ્વર મહોલ્લામાં આવેલી ૩ જી ભોઇવાડાની ગલી અને બડાઆદાની કેટલીક ગલીઓ સાથે આબેહુબ રીતે મળતો આવે છે! કલકત્તા આવ્યા ત્યારે અમો ધારતા નહિં હતા કે હિંદુસ્તાનમાં પાશ્ચિમાત્ય કેળવણીના મુખ્ય ધામરૂપ કલકત્તા આટલું ગંદું હશે. કલકત્તાનો કેટલોક ભાગ સારો પણ છે. પણ કલકત્તા એ બંગાળા બહાર જમાવેલી તેની પ્રતિભાને છાજતા પ્રમાણમાં નથીજ. મચ્છર, મલેરીયા, ગંદકી, વગેરે ઉપદ્રવોથી અમોને ઘણો કંટાળો ઉપજ્યો હતો અને પ્રસંગોએ જ્યારે એ શહેર છોડવાની તક આવી ત્યારે અમોએ તે ખુશીથી વધાવી લીધી. જવાનું સ્થળ રંગુન નક્કી થયું એટલે રવાના થયા તે આગમચ રંગુન જઇ આવેલા માણસો સાથે પરપુચ્છ કરતાં એકંદરે રંગુનને માટે અમોને સારી વલણ ઉત્પન્ન થઇ હતી. રંગુન અને કલકત્તા વચ્ચે ટપાલ લઇ જવા અને આવવા માટે "ધી બ્રીટીશ ઇન્ડીઆ સ્ટીમ નેવીગેશન કંપની"ની સ્ટીમરો (આગબોટો) હાલમાં ત્રણ ચાર દિવસને અંતરે દોડે છે. એ સ્ટીમરોમાં માલ ચડાવનારા વેપારીઓને તેઓ ખાસ ઓછા દરે ટીકીટો આપે છે અને એ પ્રમાણે રૂ. ૪૫ ની ટીકીટના અમોને રૂ ૩૬ પડ્યા હતા. રવાના થવાના દિવસે એટલે તા. ૨૪ મી એપ્રીલની સવારમાં અમો અમારા મકાનથી ગવર્નમેન્ટ હાઉસ આગળના રાજમાર્ગ ઉપર થઇ ઇડનગાર્ડન આગળની આર્મ ઘાટ જેટી-હાર્બર પહોંચ્યા. ત્યાં ટીકીટના ફાર્મના કવરને બતાવવાથી તે સેકન્ડ ક્લાસના મુસાફરોને કેબીનો (કોટડીઓ) નિયત કરી આપે છે અને એ પ્રમાણે અમોને એક કેબીન મળી હતી. સ્ત્રીઓને માટે જુદી કેબીનો હોય છે. એક કેબીનમાં ચાર મુસાફરોની સગવડ થઇ શકે છે. પીવાને માટે પાણી સ્ટીમર ઉપર મળી શકે છે પણ ખાસ કરીને આપણા લોકો પોતા માટે પાણી સાથે રાખે છે. અને તે પ્રમાણે અમોએ પણ કર્યું હતું. યુરોપીઅન અને તે

# " ન્હાના ન્હાના રાસ. "

## ઈનામી હરિફાઈનો નિર્ણય.

### ૧.

સાધુચરિત ભાઈ અમૃતલાલ સુન્દરજી પઢિયારે આ માસિકના એપ્રિલ—મે (૧૯૧૬) ના અંકમાં પત્ર લખીને એક ઇનામી હરિફાઈ જાહેર કરતાં—માગણી કરી હતી કે—રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિકૃત " ન્હાના ન્હાના રાસ " નામના ગીતસંગ્રહમાંથી " જે બ્હેનને જે રાસ (ગરબી) વધારે ગમ્યો હોય તે ઉપર પોતાની તરફથી કાંઈક વિવેચન લખી મોકલે અને શામાટે તે રાસ ગમ્યો છે તેનાં કારણો જણાવે. " આ હરિફાઇ દરેક વાંચક ભગિનીને માટે ખુલ્લી રાખવામાં આવી હતી અને ઇનામ તરીકે પોતાનાં " સ્વર્ગનાં પુસ્તકો આપવાનું તેઓએ જણાવ્યું હતું.

રા. રા. અમૃતલાલ પઢિયારના આ શુભ પ્રયાસને અનુમોદન આપતાં વધારામાં એમ પણ જાહેર કરવામાં આવ્યું હતું કે " સુન્દરી સુબોધ મન્દિર " નાં જે પુસ્તકો સિલિકમાં હશે તે પણ ઇનામ તરીકે આપવામાં આવશે.

આ હરિફાઇને અંગે ૧૦ લેખ મળ્યા છે. પરન્તુ ત્હેમાંના આ થોડા જ હરિફાઇની શરતોને બધી રીતે અનુસરીને લખાયલા છે; અને ઘણા ખરા લેખમાં તો આખા પુસ્તક વિશે સામાન્ય ચર્ચા કરેલી છે. પણ આ પ્રાન્તમાં આવી તુલના અને વિવેચન રીતિ આપણી વાંચક બ્હેનોમાં હજી બહુધા પ્રચલિત થઇ નથી અને જ્યાં થઈ છે ત્યાં પણ ઘણાજ ઓછા અંશમાં છે, એ વાત ભૂલાય તેમ નથી. તેથી ગુજરાતી બ્હેનોનો આ દિશામાં ઉત્સાહ અને પ્રયાસ વધે એવા હેતુથી હરિફાઇ કરનાર સઘળી બ્હેનોમાં (ત્હેમના લેખની યોગ્યતાના પ્રમાણમાં) ઇનામનાં પુસ્તકો વ્હેંચી આપવામાં આવ્યાં છે અને ઘણા ખરા લેખમાંથી થોડો અથવા વધારે ભાગ અહિં પ્રકટ કર્યો છે. વિશેષ આનન્દની વાત એ છે કે આ હરિફાઇમાં ભાગ લેનાર બ્હેનોની સંખ્યા મ્હોટી નહિં છતાં જૂદી જૂદી જ્ઞાતિઓ અને ધર્મોની ગુર્જર ભગિનીઓ ત્હેમાં સામેલ થઇ છે. આશા છે કે ભવિષ્યની આવી ઈનામી હરિફાઈઓમાં આ ઈનામ મેળવનાર બ્હેનો ઉપરાંત અન્ય અનેક બ્હેનો વધારે કુશળતા, વિદ્વત્તા અને ઉમંગથી ભાગ લેશે અને વધારે સારાં ઈનામો મેળવવા ભાગ્યશાળી થશે.

નીચે જણાવેલાં પુસ્તકો ઇનામ તરીકે આપવામાં આવ્યાં છે, રા. રા. અમૃતલાલ પઢિયાર કૃત—

| | |
|---|---|
| સંસારમાં સ્વર્ગ, | સ્વર્ગની સુન્દરીઓ. |
| સ્વર્ગનાં રત્નો. | સ્વર્ગનો આનન્દ. |
| સ્વર્ગની સડક. | સ્વર્ગનું વિમાન. |
| સ્વર્ગનો ખજાનો. | સ્વર્ગની કુંચી. |

પ્રેમ, પ્રેમ ને પ્રેમ.

સુન્દરી સુબોધ મન્દિર પ્રકાશિત—

| | |
|---|---|
| યોગિની | આશા. |
| કમલિની | વાર્તાલહરી |
| રસીલી વાર્તાઓ | અનંગભસ્મ. |

| | | | |
|---|---|---|---|
| સુન્દરી | સુબોધ— | પુસ્તક— | નવમું |
| „ | „ | „ | દસમું |
| „ | „ | „ | અગિયારમું |
| „ | „ | „ | બારમું |
| „ | „ | „ | તેરમુ. |

નીચે જણાવેલી બ્હેનોએ આ હરિફાઇમાં ભાગ લીધો છે *

| | | |
|---|---|---|
| ૧. | બ્હેન શ્રી " કુ—" | ( બોટાદ. ) |
| ૨. | બ્હેન સૌ. કનુ બ્હેન | ( પાટણ. ) |
| ૩. | મિસિસ બચુબાઇ જહાંગીરજી પાલીસવાળા | ( મુંબઇ. ) |
| ૪. | મિસિસ અભયાલક્ષ્મી યુ. કે કવિશ્વર. | ( ખંભાત ) |
| ૫ | „ આઇઆં ગુસાણી. | ( ટંકારા. ) |
| ૬ | બ્હેન " સૌ. મધુરી. " | ( પાટણ, ) |
| ૭. | „ „ સર્યુબાળા. | ( અમદાવાદ ) |
| ૮ | „ „ વિજયા બ્હેન. | ( સુરત ) |
| ૯ | „ શ્રી એલિસ ભીખાભાઇ પટેલ. | ( મુંબઇ ) |
| ૧૦ | „ „ ડૉક્ટર બ્હેન મગળજી કાશીવાળા. | ( વાઘોડીઆ. ) |

આ હરિફાઇમા "ન્હાના ન્હાના રાસ" ના ગીતોમાંથી કેટલીક લેખક ભગિની-ઓએ એક કરતા વધારે "રાસ"ની પસંદગી જણાવી કે તોપણ ઘણીખરી બ્હેનોએ

* ઉપર જણાવેલ લેખક બ્હેનોને ઇનામના પુસ્તકો મોકલી દેવામા આવ્યા છે પરતુ તેઓ પૈકી નબર—૧—૨—૬ ના ચોખ્ખ સરનામા મળેલા નથી તેથી તે જણાવેથી ત્હેમને પણ ઇનામના પુસ્તકો મળી શકશે.

વ્યવસ્થાપક, "સુન્દરી સુબોધ"

હરિફાઇના નિયમો લક્ષમાં રાખીને એકેક "રાસ" તરફ વિશેષ મમતા જાહેર કરી છે, તે નીચે મુજબ છે. *

| ગીત અથવા રાસ. | ખાસ પસંદગીનો મત. | | વધુ પસંદગી |
|---|---|---|---|
| શીયળ. | ૩ | + | ૪ |
| મ્હારૂં પારેવું. | ૨ | + | ૩ |
| વીરાનાં વારણાં | ૨ | + | ૨ |
| હરિનાં દર્શન. | ૧ | + | ૪ |
| પ્રેમ સરોવર. | ૧ | + | ૨ |
| પોઢે છે. | ૧ | + | ૧ |
| અર્પણ. | ૦ | + | ૫ |

આ ઉપરથી જણાશે કે "શીયળ"નું ગીત મહુથી વધારે પસંદગી મેળવે છે. પરન્તુ ત્હેની સાથે એટલું કહેવું જોઇશે કે "વીરાનાં વારણાં" અને "મ્હારૂં પારેવું" એ ગીતો કેટલીક પણ સરકારી બ્હેનોને ઓછાં પ્રિય થઇ પડયાં નથી. "પ્રેમ સરોવર" "હરિના દર્શન" એ ગીતોને એકેક મન મળ્યો છે એ વાત સત્ય છે પણ બીજા વિભાગ તરફ દૃષ્ટિ કરીશું તો ત્હેમને મળેલા આભપ્રાય ઉપરથી ત્હેમની પણ લોક પ્રિયતાનું સૂચન થાય છે. અને "અર્પણ"ના સુન્દર કાવ્યને જો કે ખાસ પસંદગીનો મત મળ્યો નથી. તોપણ ત્હેને બીજા વિભાગમાં મળેલા અભિપ્રાયથી એટલું તો જણાય છેજ કે તે પણ આપણી બ્હેનો જે અસાધારણ આકર્ષણ કરી રહ્યું છે તે પ્રીતિનો અહિં પણ પડઘો પડયા વિના રહ્યો નથી, ઘણી બ્હેનોએ ત્હેની પ્રસંસા કરી છે અને ત્હેની તરફ પોતાની મમતા જણાવી છે.

—રામમોહનરાય જસવંતરાય.

---

## "ન્હાના ન્હાના રાસ" વિશે સામાન્ય વિચાર.

બ્હેન સૌ. કનુ બ્હેન.

પૂર્ણ સૌંદર્યને સ્વાસથી સુશોભીત પરિમલ પમરાવતી ફૂલછાબ જોઇ, તેના રસ અને માધુર્યથી કઇ સંગીતરસિક સન્નારીઓનું ઉર ઉછળ્યું નહિ હોય? કવિ ન્હાનાલાલના "ન્હાના ન્હાના રાસ" કે જે ગુર્જર ભગિનીને ચરણે કવિ પોતે "વીરની વીરપસલીમાં," 'આ તમ કાજે ભરી છાબ ગીતનાં ફૂલડાંની' એમ કહી ફૂલછાબ, અર્પે છે, તે છાબનાં ફૂલડાંની મધુરતા, રસિકતા ગંભીરતા, કરૂણતા, લાલિત્ય અને એવા એવા

---

* હરિ. બ્હેને જે અમુક ગીત પસંદ કર્યું છે ત્હેનો મત પ્હેલા વિભાગમા ગણવામાં આવ્યો છે અને તે ૧૫'૨ જે બીજાં ગીતો તરફ પણ પ્રીતિ જણાવી છે, તે ગીતો વિશેના મત બીજા વિભાગમા લીધો છે પરન્તુ બે બ્હેનોએ તો આખા પુસ્તકમાંના ઘણા ખરા ગીત પોતાને પસંદ છે એમ જણાવ્યું છે, તે સઘળાંનું સૂચન અહિં થઈ શકે તેમ નથી.

અનેક રૂડાંઉડાં, 'સદર્થપ્રેમલ' અને ગહનસુલભ ભાવો, ખરેખર! અવર્ણનીય છે. અમૃતથીજ ભરેલો રસોદધિ હોય તેનું અમુક બિન્દુ વધારે મીઠું અને અમુક ઓછું મીઠું એમ કેમ હોઇ શકે? તેમજ કવિના 'ન્હાના ન્હાના રાસ'નું લાગે છે. તેમાંના પચાસે રાસમાં એકકે એવો રાસ નથી કે જે એકથી એક વધારે ન્હડીઆતો, અથવા આનાથી આ ઉતરતો છે એમ લાગે, બલ્કે બધાજ રસિક અને ભાવપૂર્ણ હોઇ ગાનાર અને સાંભળનાર બ્હેનોના (ભાઇઓના પણ) આત્માને ડોલાવી રહે છે. તેમાંનું પહેલુંજ ગીત કે જે સુરાષ્ટ્ર–ગુજરાતની ભગિનીઓને તેમના રસિક ટહુકાથી ગુર્જરી કુંજને ગજાવવા નિમંત્રે છે, તે રાસની પણ ઝલક ઓરજ લાગે છે! જે જે સ્થળમાં નિવાસ કરતી બ્હેનોના બહિર અને આંતરિક ઉચ્છ્વાસોનું કવિ વર્ણન કરે છે તે તે સર્વ ચિત્ર મનોગમ અને અર્થપૂર્ણ લાગે છે. આ સાથે કેટલાક રાસોમાં તરવું તત્વજ્ઞાન પણ સુમધુર દીપે છે. દાખલા તરિકે 'ભેદના પ્રશ્ન' એ રાસ આપણને મનુષ્યજીવનના ગંભીર પ્રશ્નો બતાવી રહે છે. 'મ્હારા પ્રાણમાં' આ રાસમાં પ્રાણમાં વ્હાલાંની પધરામણી કરાવી છે અને પ્રાણના પ્રફુલ્લ પ્રકાશમાં પધરાવીને 'આવો પિયુષ પાઉં ઉરનાં રે લોલ, નેત્ર માંહિ આંજું રૂડાં તેજ જો!' વિગેરે ગાયું છે. વ્હાલાં અતિથિને પ્રકાશીત પ્રાણમાં પધારવું પિયુષ પીવું અને આંખમાં તેજ અંજન અંજાવવાં, એ કેટલું સુંદરતમ! કેવી મનોહર કલ્પના! અને તે પણ પાછું 'પ્રભુની કરૂણાકલા થાં જવું,' ને 'ઉંડાં ઉંડાં હાસ્ય હસવાં?' ખરેખર! સ્ત્રીઓને માટે આવી રસિક ગરબીઓની તો આ 'ન્હાના ન્હાના રાસે'જ માટે પૂરી પાડી છે, એમ કહીશું તો હર્ગિજ ખોટું નથી.

બ્હેન "સૌ. મધુરી." :—

પહેલાં ગુજરાતમાં ગરબા ગાવાનો રીવાજ વધારે હતો. નવરાત્રિયોમાં અને બીજા અનેક માંગલિક પ્રસંગોએ મ્હોલ્લે મ્હોલ્લે ગરબા ગવાતા અને તેમાં દરેક વયની સ્ત્રીયો હર્ષથી ભાગ લેતી. જંજાળોમાં જકડાએલી સ્ત્રીયો પણ ઘણીવાર પોતાની જંજાળો વિસરી ગાનની લ્હેરમાં કાંઇ જુદોજ આનન્દ ભોગવતી. હવે આપણામાં એ શોખ દિવસે દિવસે ઘસાતો જાય છે. અને સુધરેલી કોમોમાં તો તે લગભગ તદન જતો રહ્યો છે.

"ન્હાના ન્હાના રાસ" લખીને કવિએ ગુજરાતી સ્ત્રીઓને એક અમુલ્ય ભેટ આપી છે આપણા પ્હેલાના ગરબા અને ગરબીયો ઉતરતી પંક્તિના છે એમ તો નજ કહેવાય. કેટલાએક તો ઘણીજ ઉંચી પંક્તિમાં આવે એવાં છે. "ગરબા અને ગરબીયો ગુજરાતનો–વારસો છે" એ ખરૂં છે અને તેને સમૃદ્ધ કરવામાં આપણા અસલના કવિયોએ મણા નથી રાખી પણ દરેક વસ્તુમાં નવીનતા માણસનું મન વધારે આકર્ષે છે. તો આ કાવ્યપ્રદેશમાં "ન્હાના ન્હાના રાસ" નવુંજ જીવન બક્ષી મૃતપ્રાય થયેલા શોખને ફરીથી ઉત્તેજીત કરે એવી આપણે આશા રાખીયે તો તે અસ્થાને ન કહેવાય.

આમાંના રાસ આપણા જુના પ્રચલિત ગરબાઓથી નવીનજ જાતના છે. તેમાં આવતા વિષયોની પસંદગી, વિવિધ ભાવો, અને શૈલી એ સર્વ નવીન છે. તે રાસોમાં મુકેલા રાગ ઘણા ખરા સ્ત્રી વર્ગમાં જાતીના થઇ પડેલા રાગોમાંના છે. અને તેની સાથે સાખીયોમાં દોહરા વગેરેને બદલે છન્દ મુકવાની નવીન રીતિથી વધારે મોહક લાગે છે. કવિના

વિચારો ઘણું ખરૂં આપણી દુનીયાં કરતાં વધારે ઉંચે રમનારા હોય છે. અને તેને લીધે કેટલીક વાર તેનો મમ આપણે ન સમજી શકવાથી તે નિરસ લાગે છે, પણ તેમનાં બીજાં કાવ્યો કરતાં ન્હાના ન્હાના રાસમાંના લગભગ દરેક રાસમાં વધારે સરલતા છે. બધાંજ સમજી શકે એવી સરલ અને મધુર ભાષા અને તે સાથે ઉંચા પવિત્ર ભાવની તેમાં એવી તમઝટ આમેલી હોય છે કે તેમના રાસ વાંચતાં આપણા મન ઉપર એક જાતની પવિત્ર છાપ પડે છે અને આપણી આસપાસનું વાતાવરણ કાંઇક વધારે ઉજ્જત બનતું લાગે છે આ ઉપરાંત ઉંચી જાતનું ગેયત્વ રાસોની મધુરતામાં વધારો કરે છે જેમ જેમ વધારે ગાઇયે તેમ તેમ વધારે મધુર લાગે છે અને તેના રણકારા ઘણા વખત સુધી આપણા કાન ઉપર અથડાયાં કરે છે. આ બધા રાસમાં કોઇકજ એવો રાસ હશે કે જેને માટે આપણે જરા પણ કંટાળો બતાવી શકીયે. તેમાંના ઘણા ખરા રાસ બહુ સારા છે અને પોતપોતાની દિશામાં ઉત્તમ છે. તેમાં જેટલા સરલ અને સચોટ ભાવવાળા છે તે મ્હને વધારે ગમે છે.

બ્હેન મિસિસ બચુબાઈ:—

અમો પારસીઓ ગુજરાતમાં મુખ્યત્વે વસનારા જેથી ગુજરાતીમાં અમારી ગણના થઇ શકે. અમારી ઘરની ભાષા ગુજરાતી જેથી તે માતૃભાષા ગણાવી જોઇએ. ગર્વી ગુજરાતીનો હાલમાં પારસી ઘરોમાં કંઇ તિરસ્કાર થાએ છે કે કંઇ તે 'ઘણીજ અશુદ્ધરૂપે વપરાય છે, એનું કારણ એ છે કે એ ભાષાના અગાધ સમુદ્રનું પુરેપુરૂં પાન કવચિતજ કરાય છે. જ્યારે અમો બાળક હતાં ત્યારે ગુજરાતના કવિરાજ દલપતરામ ડાહ્યાભાઇની કવિતાઓ મુખપર રાખતા. વાહરે! શી તે કવિતાઓની ખુબી! શું તેનું ઉંડુ રહસ્ય! અમને તે વખતે એમજ લાગતું કે આખા ગુજરાતમાં એકજ કવિ દલપતરામ ડાહ્યાભાઇજ ખરા કવિ છે. જુદા જુદા છંદોમાં તેમના કાવ્યો રાગ કાઢીને ગાવાની અમો બાળકીઓ વચ્ચે હરિફાઈ ચાલતી, જેમાં એમણા કાવ્ય રસની ખરી મજા મળતી. એ કવિવરના પુત્ર ન્હાનાલાલભાઇ વિષે પણ અમદાવાદના માસિકોના લેખોમાં પ્રસંશા થતી મેં વાંચી છે, પણ "સુંદરી સુબોધ" જેવા સ્ત્રીજાતિને ગ્નાન આપનારા અનોપમ માસિક દ્વારાજ આ "ન્હાના ન્હાના રાસ" ની ખુબી પીછાણતા હું શીખી છું.

પારસી ઘરોમાં ગરબા ગાવાનો ચાલ છે જે હિંદુઓપરથી લીધેલો લાગે છે. પારસી બાળકો માટે 'હાલરડું' ગાવાની રસમ વર્ષો થયાં પ્રચલિત છે. જેમાં હિંદુ રસમોને લગતી ઘણી લીટીઓ આવે છે, જેમકે "લેખ લખ્યા હ્યારા વહેમાયેર." ! વગેરે. વળી નોરતા (નવરાત્રી) ના તેહેવારોપર ગરબા ગવાડવામાં આવે છે, અને એ બધું જે કાને મીઠું લાગે છે તે પારસી ઘરોમાં ગ્રહણ કરાતું આવે છે. આથી 'રાસ' જેવો શબ્દ જો કે પારસી કાને નવો લાગે છે, તોપણ તેની અમર તો પારસી ઘરોમાં ચાલુ થએલીજ છે.

'રાસ' શબ્દનો અર્થ 'નર્મકોશ' નીચે પ્રમાણે કરે છે:—

ગોપી ને કૃષ્ણ સ્ત્રીઓએ સાથે મળીને ગોળ આકારે ફરતાં ને ગાતાં જે રસ ભરી ક્રીડા કરેલી તે.

કોશમા એનો અર્થ Dance, Music, નાચ, સાથે ગવાઇ શકાય એવુ ગીત એમ લેવાય, બીજી રીતે ‘A circular dance accompanied with singing’ એવા વિસ્તીર્ણ અર્થમા તેને લેવાઈ શકાય ઇંગ્રેજીમાં જેમ Ball music જે તેને કંઇક રીતે એ શબ્દ મળતો આવી શકે ‘રાસ’ ગરબા તરીકે ગવાઇ શકાય છે. ગુજરાતી ભાષામા આ એક ખાસ ગુણ છે, જે કોઇબી બીજી ભાષામા મળતો નથી રાસ એ ગેયા કવિતાનો પ્રકાર છે નાટ્યની વ્યાખ્યામા ગીત, નૃત્ય અને વાદ્ય—એ ત્રણે સમાઇ જાય છે એ રીતે જોતાં રાસમા એ ત્રણે ગુણો છે

અંદરનું રહસ્ય જોતા આ રાસમાળાના ગીતો ઘણા ચમત્કારક અને હિંદુ સંસારના ઘણા ભેવાજો અને લાગણી દર્શક ગણાવાં જોઇએ. આ આખી રાસમાળા ખુબી ભરેલા ગરબાઓથી ભરપુર છે, જેમા “મ્હારું પારેવું” “વીરાંગના” અને “મોગરાની વેલ” એ ત્રણ ગરબીઓ રસિકતા અને સ્વભાવિકતામા અનુપમ છે

બ્હેનશ્રી “કુ—”

આ રાસ સૌ સંગીત રસિક સન્નારીઓને અત્યંત મઝાના લાગે છે. કારણ તેમા જેટના સંગીતમા વસતા સુંદર અંશો છે તેટલાજ રસ માધુર્ય ને કલા પણ છેજ ગુજરાતની આખી સ્ત્રીજાતિને આથીજ તે વધારે સુંદર લાગી રહે છે ત્યાં ‘ગૃહભાવ, કોમળતા, લાલિત્ય ને લાડ’ છે, અને છતાંય ગંભીરતા તથા ગહનતા ઓછી નથી પહેલોજ રાસ એટલો તો રસિક છે અને તે સાથે તે એટલે તો બધો ભાવવાળો છે કે તેમા સૌ માણિઆવાડ-ગુજરાતની બ્હેનોને તેમના પોત પોતાના મુખ્ય મુખ્ય જીવનને લગતા આશયો ને કર્તવ્યો સાથે કવિએ તેમને ‘વીરની વીરપસલી’ આપવા નિમ ત્યા છે કુંવરાનાં તેજ જેટલા નિર્મળ પવિત્ર ને દિવ્ય છે, તેટલાજ આ રાસ પણ શુદ્ધ સત્ય ને સાત્વિક છે તેમા ભાવના અનેક ઉછાળા છે તો પણ તેમાં પવિત્રતા વા શાન્તિનો ભંગ કરે તેવુ કાંઈ પણ નથી દયારામ કવિની કેટલીક ગરબીઓ જે હાલમા આપણી સમાજમા, માતા-પિતા અને બીજા વડિલો આગળ તેમજ બાળકો આગળ ન ગવાઇ શકે, તેવુ અહી એકકે રાસમા નથી અને તેને લીધેજ સ્ત્રીઓના હૃદયમા આ રાસોએ પોતાનુ સ્થાન ઉચી કોટીનુ મેળવ્યુ છે એમ કહીયે તો તે ખોટુ નથી

સધવા વા વિધવા—કન્યા વા યુવતી-એમ સર્વ કોઇ સ્ત્રીજનના આનંદની ખાતર જાણે આ રાસ ન રચાયા હોય એમ લાગ્યા વિના નથી રહેતુ કવિ ન્હાનાલાલના બીજા કાવ્યો તથા નાટકોમા કેમ કેટલું ન સમજાય તેવુ ઉંડુ અને ગહન કલ્પના ભર્યું જણાય છે તેવુ અહી એટલુ બધુ નથી કવિના પોતાના ચિત્તની દોલાયમાન સ્થિતિને તે પરથી કાવ્યની ઉત્પત્તિ, એ તો આખાયે રાસમા ને તેની રમણિય રમઝટમા નજરે પડ્યા વિના નથી રહેતું કેટલાક ઉપરકિયા નમાવા લાગતાં કાવ્યોમા યે કવિની કલમ છુપી રહી નથી દુધ, કોયલ, બ્હેનના શણગાર એવા એવાં ઉપર ઉપરથી ઠીક ઠીક લાગતા રાસોમા કવિની તે સર્ગના અન્તમા ફરી ન્હેવી પાછી સચોટ અસર કર્યા વિના નથી રહેતી જો આમજ છે તો પછી એમાંના બીજા સુંદર રાસો કેટકેટલાં રસ ભાવ અર્થ ને શબ્દની મધુરતા, સુંદરતા અને શુદ્ધતા દાખવ્યા વિના રહે?

૩.

# પસંદ થયેલા રાસ વિશે વિવેચન.

## મ્હારૂં પારેવું.

સૌ. બ્હેન " ક.— "

મ્હને પાછું આણીને પેલું આપો રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
પેલી પુરશે હો આંખેથી પાંખ પ્રાણ ! મ્હારૂ પારેવુ
મણિફુલ જેવી કરણી નયનવતુ, રે પ્રાણ મ્હારૂ પારેવુ
હાનો મીઠી એ નેહ ભરી આંખ પ્રાણ ! મ્હારૂ પારેવુ

ભર્યું ભર્યું સરોવર ડોલે, રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
તીરે નમણી વ્હાલમણીની વેલ પ્રાણ ! મ્હારૂ પારેવુ
ત્યહાંથી નીકળી મ્હે રમવાને ધીર્યું રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
મટી સારસ ખેલતા'તા ખેલ. પ્રાણ ! મ્હારૂ પારેવુ

જરા ચુમચ્યું ન ચુમ્યું તે ઉડયુ રે પ્રાણ ! મ્હારૂ પારેવુ,
ઉડયુ ઉંચા ત્હેના ઉંચડે આકાશ, પ્રાણ ! મ્હારૂ પારેવુ
લીધુ રમવા તો એમ ન્હોય કરવુ, રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
દીધો હોત નહીં ભાગ્યહીન આશ, પ્રાણ ! મ્હારૂ પારેવુ.

જોઈ મ્હે તો સંસાર કેરી વાડી, રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
શોધ્યા મન્દિર મહીને વનદેશ પ્રાણ ! મ્હારૂ પારેવું
જોયા પંખી પશુ જન દેવો, રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
નથી લાધ્યુ, ન સુણ્યો યે સન્દેશ પ્રાણ ! મ્હારૂ પારેવુ

મ્હારે સારી દિશાઓ પડી સુની રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
સુના સુના અન્તરના આવાસ પ્રાણ ! મ્હારૂ પારેવુ.
પાય લાગુ, આણી દ્યો મ્હને પાછું, રે પ્રાણ ! મ્હારૂ પારેવુ
મારા આત્માને એ તો વિશ્વાસ પ્રાણ ! મ્હારૂ પારેવુ

માત્ર એકજ રાસનું વિવેચન કરવાનુ હોવાથી વધારે કાંઈજ લખી શકાય તેમ નથી. કારણકે એમનો એકજ રાસ જેમ જેમ વધારે વચાય છે, તેના ભાવો જેમ જેમ વધારે ઉકેલાય છે, તેમ તેમ તે સર્વપર વિવેચન કરવુ જરૂરનું લાગ્યા વિના નથી રહેતું. પણ, પાછો ઉપલો વિચાર એ ઉત્સાહને દાબી દે છે અને માત્ર એકજ રાસ લખવો પડે છે.

'મ્હારૂ પારેવુ' એ નામના રાસમાં એક બાળકના વિયોગથી પ્રેમીમાતાના હૃદયને કેટલુ બધુ દુઃખ થાય છે તેનું આબેહુબ વર્ણન કરાયલું છે. ખરેખર ! એ વાંચતા હૃદય વિદીર્ણ થઈ જાય છે. મૃત્યુ પામેલા બાળકની માતા જાણે છે કે મૃત્યુ પામેલું બાળક પાછું આવવાનું નથી, પણ બાળ વિરહથી ઘેલી બનેલી માતા પ્રભુને પોતાનું બાળક પાછું આણી

આપણને વિનંતી કરે છે એ કેટલું કરુણ લાગે છે ! વળી દૈવના રસને નીચોવી, નીચોવી માતાએ જે બાળકને જગતમાં જન્માવ્યું હોય, તેજ બાળક આમ 'જરા ચુમ્બનચુમ્બન ચુમ્બ્યું' ઉડી જાય, કુળનું અતિથિ—' પુણ્યપાપો ધરાવતું,' 'મણિકુલની કલગી નચાવતું,' ને 'નેહ ભરી આંખ' વાળું—આમ અકાળે ઉડી જાય, તે તે માતાથી કેમ સહી શકાય ?

આગે યે સંસાર, મંદિર મઢી ને વનદેશ શોધતાય, બીજાં પખી, પશુ, જન ને દેવોના આશ્રમો જોતાય, બાળક ક્યાય નજ લાધે, કે તેનો 'સન્દેશ' સુદ્ધાંતે ક્યાંય નજ મળે, ત્યારે તો માતાને શું શું થયા વિના રહે ? અનેક ભાવનાઓથી પરિપોષેલું બાળક, અનેક આશાને અભિલાષાથી ઉછેરતું બાળક, અનેક આદર્શોના શણગારથી સજ્જ કરેલું બાળક, આમ જ્યારે ક્યાય ન જડે, તો પછી માતાના 'અંતરના આવાસ સૂના સૂના' જ થઇ રહે, તેની—અને અભાવે જગતની—'દિશાઓ સૂની સૂની' જ લાગી રહે, ઉરમાં યે ઉચાટ થઇ રહે, અને આત્માય ઉંડુ ઉંડુજ કકળી રહે !

ભરેલા સરોવર ઉપર નમણી લજામણીની વેલ ખુબસુરત દેખાય છે, તેવુંજ ગૃહસંસારમાં શોભા અર્પતું, માતાના હૃદયમા આનંદરસ રેલતું, એ બાળક પાછું પાળવા કઈ માતા વિનંતિ ન કરે ? કઈ માતા પોતાના રત્ન જેવા આવા આત્મજનને ઉડી જતો જોઇ શાન્ત બેસી રહે ? જેમ સારસના જોડલા ખેલતા હોય તેમ બીજા બાળક ખેલતા હતાં, તેમની સાથે એ બાળકે માતાએ જરા રમવા દીધું હતુ, અને ત્યા તે જરા ખેલ્યું ન ખેલ્યું, એટલામાં તો 'ઉંડા આકાશ ઉતરે' ત્યાં તે ઉડી ગયું. ઓ પ્રભુ ! તમેજ તે આપેલું, અને માતાએ રમવા લીધેલું એ બાળક આમ આશા આપી પાછું લઈ લો, ને આશા ભંગ—હૃદયભંગ,—કરો, ને શું તમને ઘટે છે ? 'હે પ્રભુ ! હું તમને પાયે પડું છું, મારો આત્મા એના વિના સૂનો સૂનો થઇ રહ્યો છે, મારા હૃદયનો ઉત્સાહરૂપી દીવો, મારા અંતઃકરણમાં ઉજાસ કરનાર મારુ બાળક મને પાછું આપો.' કઈ માતા—બાળકના વિરહથી કકળતી કઈ માતા—આવી પુન્ય પ્રાર્થના નહિ કરતી હોય ? અને તેમાંય સંસારમાં જેને ચોપાસ હોળી સળગી રહી હોય, જગતમા જેને કોઈ પાસનું આલંબન ન હોય, સર્વત્ર વિપની જ્વાળા ભભુકતી હોય, અને એ સઘળું દુઃખ હોય છતાંય આશાનો પ્રકાશ, આત્માનો ઉજાસ, ને ઉરના ઉમળકાનુ પાત્ર એક બાળક હોય તો તેના સુખમાં શી કમી રહે ? અને તે પછી એજ 'ઉપનો રમ' આમ અકાળે ઢળી પડે, એજ દિલનો દીપક આમ અકાળે બુઝાઈ જાય, એજ જીવનમાતાનો દિનેશ મધ્યાન્હે માંજ અસ્ત થાય, તો તે માતાના ચિત્તને શું શું નહિ થતું હોય ?

પ્રેમાનંદ કવિનું 'જસોદાજીનું રુદન' જેટલું કરુણ છે તેટલુંજ આ કાવ્ય કરુણ લાગે છે. પણ ત્યાંતો શ્રીકૃષ્ણ ભગવાન કાંઇક થોડાજ સમયને માટે જગમાં પડયા હતા, અને પાછા નીકળવાના પણ હતા, અને તોપણ એટલો યે નાનોસુનો પુત્રવિયોગ જસોદાજીથી ક્યાં સહન થયો હતો ? હૃદયને ફાડી નાખતા તે આંસુ સર્યા હતા ? પુત્રમૃત્યુને કલ્પી તેની સાથે પોતે પણ મૃત્યુને મળવા ઓછા ઉચાટ કરી રહ્યા હતા ? તો પછી અહીં તો ચોક્કસ મૃત્યુનોજ વિયોગ છે અને તે કઈ સહૃદય માતા તેને સહન કરી શકે ?

આ રાસનો ઢાળ નીચે પ્રમાણે છેઃ—

'વ્હાલા ! લાગો છો, વિશ્વ આધારરે, સગપણ તમ સાથે.' અને આ આખાયે રાસમાં શબ્દોની ઝલક એવી તો ગુંથાઈ છે, અને તે સાથે અર્થ ને ભાવ પણ એટલાંજ રસભર્યાં યોજાયા છે કે તેથી તેમાં વમી રહેલી કરૂણાની સંપૂર્ણ અસર થયા વિના નથીજ રહેતી.

બ્હેન મિસિસ બચુબાઇ:—

'મ્હારૂં પારેવું' ને હું પ્રથમ દરજ્જો આપું છું, અને તેનાં કારણો સાવસ્તર નીચે દર્શાવું છું. આ ગીતમાં ( Tragic Sentiment ) કરૂણ રસ છે. એ રસ (Pathos) કરૂણારસ છે. વાણી કોમળ છે. એ રાસમાં સૌથી મોટામાં મોટી ખુબી એ છે કે એનામાં બે અર્થ મળીને નીકળે છે. એક વ્યંગાર્થ અને બીજો અક્ષરાર્થ. કાવ્ય "પારેવું" પર છે. પારેવાનો અર્થ સફેદ કબુતર થાય છે. એક કુમારીકા પાસથી રમવા આવેલું 'પારેવું' ઉડી જાય છે, જે તે પાછું માગે છે. બીજો અર્થ પારેવું-તે દીલ-અંતઃકરણ છે. આ અંતઃકરણ તેણે પોતાના પ્રિયને આપ્યું છે જે તે પાછું માગે છે. અંતઃકરણ પોતાનું તો પાછું અપાયજ નહીં, અને તે કાંઇ માગે પણ નહીં. પણ દીલ જે આપ્યું તેના બદલામાં સામો પ્યાર ( Reciprocation ) માગે છે.

આખા કાવ્ય કરતાં ફક્ત પારેવું શબ્દ વાપરીનેજ કવિએ ગજબ કીધો છે. પારેવું શબ્દ સામાન્ય જાતિમાં છે. અંગ્રેજોમાં જેવી રીતે હરણુ-મેંઢું એક (Pet) પાળેલા પશુ તરીકે ઇંગ્રેજી કવિઓ વાપરે છે, તેવીજ રીતે આ શુદ્ધ સફેદ કબુતર હિંદુઓનું ઘણું માનિતું પંખી છે. એ સફેદ છે જેથી દીલ પણ સફેદ, નિખાલસ, દાઘ વગરનું લેવાઇ શકાય. હિંદુઓમાં એ સૌથી સુંદર પંખી ગણાય છે, તેટલુંજ તે માનીતું છે, કારણ કે તેનામાં નિર્દોષતા ( Innocence ) નો ગુણ છે. પ્યાર પણ તેવોજ હોવાં જોઇએ. હિંદુઓમાં શુદ્ધ અંતઃકરણ રાખવું એ સ્ત્રીઓનું ઉચ્ચ આભુષણ ગણાય છે. હિંદુ સ્ત્રીઓ પોતાના ઘરને ચાહે છે તેવુંજ એ પંખેરૂં છે. પોતે ઉડી ઉડીને પાછું ઘેર આવી બેસે છે. એ અન્ન ખાઉ Vegetarian છે, તેથી હિંદુ ઘરોમાં વધુ પ્રિય છે. એ કોઇપણ જાતનું અન્ન ખાય છે. તે છૂટું રહી શકે છે, ને જલદી હળી જાય છે, આથી છોડીઓને ઘણું ગમે છે.

કબુતર, ગીનીફાઉલ, હંસો એ ( Monogamist ) એકજ ધણી કે સ્ત્રી કરનારા જાનવરો ગણાય છે. જોડાં વગર ઘણાં જીવી શકતાં નથી. ગામડામાં તો આ પારેવું ઘણુંજ લાડકું પક્ષી ગણાય છે, એની ખુબી એ છે કે એ હવામાં ઘણું ઉંચે ઉડી શકે છે અને ઘણી વાર હવામાં રહી શકે છે. ત્યાં તો કોઇનું પારેવું જો કોઇ લેઇ લે તો મોટો ઝગડો થઇ જાય છે. પોતાના પાળેલા પારેવા માટે જેટલી લડાઇઓ લડશે તેટલી બીજા કશા માટે તેઓ લડશે નહિં. હિંદુઓ શું, પણ મુસલમાનોમાં પણ એ પંખેરૂં ઘણું પ્રિય છે. કહે છે કે ઔરંગઝેબની એક બેટી જમુન્નેશાં લગ્ન કરવા ના પાડતી હતી. લગ્ન તરફનો તેનો ધિક્કાર કેમ દૂર થઇ શકે તેના ઘેણાક ઘણાક ઉપાયો યોજવામાં આવ્યા, આખરે એક મોલવીની સલાહથી તેને એક પારેવું રમવા અને પાળવા આપવામાં આવ્યું.

આ પારેવાએ તેના દીલમાં સ્નેહના અંગાર સળગાવ્યા. પારેવાની નિર્દોષ વિહારતી રૂડી જોઇ જાણીને લગ્ન તરફ તેણીનું મન વળ્યું.

નૂરજહાંન સાથ જહાંગીરનો સ્નેહ પણ આ પારેવાથીજ પ્રથમ બંધાયો હતો. નૂરજહાંન એક દિવસ બાગમાં કોઇ ફુલ સાથે રમતી હતી. તેવામાં જહાંગીર તેની આગળ આવ્યો. જહાંગીરના હાથમાં આ વખતે બે પારેવાં હતાં. નૂરજહાંન સાથ વાત છેડવા માટે જહાંગીરે આ પારેવાનો ઉપયોગ કીધો. તેણે આ બે પારેવાં નૂરજહાંનને પકડવા આપ્યાં. આમાંના એકે નૂરજહાંનને ગેલમાં જરા ચાંચ મારી. ચાંચનો પ્રહાર ગુસ્સાના દેવને લાવ્યો, જેને પરિણામે એક પારેવાને નૂરજહાંને ઉડાડી દીધું. જહાંગીરે આવીને આ માનિતા પંખેરાને ઉડાડી દેવાનો સબબ પૂછ્યો કે "એ કેમ ઉડી ગયું?" આ સાંભળી નૂરજહાંન કે જેણીના દીલમાં પ્યારનો જુસ્સો દોડતો હતો તે બોલી: "જુઓ, આમ!" એમ કહીને પોતાના હાથમાંનું બીજું પારેવું પણ તેણે છોડી દીધું! જહાંગીરે વાત લંબાવીને પૂછ્યું કે તેં મારાં બે પારેવા આમ ઉડાડી દીધાં તેના બદલામાં હવે મને શું આપે છે?" નૂરજહાંને કહ્યું કે "મારૂં દીલ."

ગોલ્ડસમીથે કવિ પોતાની Hermitમાં ચકવા–ચકવીના ગાઢ પ્યાર માટે કહે છે કે "દુન્યામાં ખરો પ્યાર તો એ (dove) ચકવા–ચકવીમાંથીજ મળે છે."

આ રીતે આ કાવ્યમાં અક્ષરશઃ અર્થ એક કુમારિકાના ઉડી ગએલા 'પારેવા'નો છે, કે જે પારેવું તે કુમારિકા પાછું માગે છે. જ્યારે બીજો અર્થ આપણે ઉપર જોઇ ગયા તેમ પારેવું ને સ્નેહ પ્યારના અર્થમાં લેઇ તે કુમારિકા પોતાનો આપેલો પ્યાર પાછો માગે છે એટલે કે તેના બદલામાં પોતાના પ્રિયનો પ્યાર માગે છે. આ બંને અર્થો પહેલેથી તે છેલ્લે સુધી દરેક લીટીએ બંધ બેસતો માલુમ પડે છે, જેથી આ ગરબી રસિકતા અને નવીનતામાં એકદમ વધી જાય છે. આખી ગરબીમાં જે લાગણીથી તે છોડી બોલે છે તે લાગણી ગરબીના શબ્દોમાંથી બરાબર નીકળે છે એ એની બીજી પણ ખુબી છે.

હવે દરેક લીટીનો છૂટો અર્થ હું નીચે મુજબ સમજાવીશ:—

૧. પ્રિયા પોતાના પ્રાણને સંબોધીને કહે છે કે મારૂં પારેવું મને પાછું આપો. મને મારા સ્નેહ માટે તમારો સ્નેહ આપો. બાલ્યનું દીલ પ્રિયાએ લીધું તેનો પ્યાર મને આપો. ઉડી ગયું. એ અર્થ પરથી જણાય છે કે જેને તે બાળાએ પોતાનું દીલ આપ્યું છે તે એને ચાહતો નથી. એ પારેવું રમવાને આપ્યું તે પાછું આપો. એટલે મારૂં દીલ જે પારેવા જેવી પ્રિયતમ ચીજ છે તેના બદલામાં તમારો પ્રેમ આપો. પ્રેમના બદલામાં પ્રેમ માગવા માટે જાણીતા કવી Byronની નીચલી લીટીઓ પ્રસંગોપાત રજુ કરાશે:—

> Maid of Athens, ere me part
> Give, oh give me back my heart.

બાયરનની આ લીટીઓ શું આ બાળાની લાગણી સચોટ રજુ કરતી નથી!

૨. જેની પાંખ કંઇ આછલા પુષ્પને લીધે મંદર–પંખાની માફક વીંટલી છે.

૩. 'હીરના જેવી ચળકતી–સફેદ તારી ટોપ કલગીર–માંઝર નાચતી દીસે છે.' નું માથા-પરની ટોપ કેવી સુંદર રીતે નચાવે છે.

૪. સ્નેહથી ભરેલી તેની મીઠી આંખ મને લાવી આપો.

૫. પાણીથી ભરેલા સરોવર એ મારૂં પારેવું ડુલે છે.

૬. 'જે સરોવરને તીરે લજામણીની વેલી નમી રહી છે. આ લજામણીની વેલી Sensitive plant કહેવાય છે, એનામાં એવી લાગણી છે કે મનુષ્ય હાથ લગાડવાથી આ વેલ ઝુમી જાય છે! કવિએ પ્યારની લાગણીમાં આ વેલનો મુકાબલો કેવી અચ્છી રીતે કર્યો છે?

૭. એ મગેવર આગળથી આવીને મારૂં પારેવું (દીલ) મેં મારા પ્રિયને રમવા આપ્યું–ઉછીનું આપ્યુ.

૮. જે સરોવરમાં સારસ ગેલ કરતાં હતાં. સારસ માટે સરસ–સરોવર પરથી આ સારસ શબ્દ નીકળ્યો છે. સારસનો પ્યાર ઘણો ગાઢ રહે છે.

૯. એ મારા પારેવા સાથ હું રમી કે ન રમી તેટલામાં તો તે ઉડી ગયું એટલે મારા પ્રિયનુ તે દીલ લેઈ જતો રહ્યો. -

૧૦. એ ઉડતું ઉડતું છેક આકાશમાં ઉડી રહ્યું છે. જ્યારે એ રીતે દીલ ઉડી જાય તો તેનો કંઇ પત્તો મળે? હા! આકાશમાંથી જેમ પારેવું પોતાને ઘેર પાછું આવે છે તેમ મને તેનો સ્નેહ પાછો મળે.

૧૧. જો મારૂં પારેવું (દીલ) રમવા લીધું તો એમ ન કરવું, એટલે તેને ઉડાડી ન મૂકવું.

૧૨. મારી સાથ વચનથી તું બંધાયો છે તો પછી આ મારી આશા ભાગવી નહીં.

૧૩. આ રીતે જો આશા ભાગે તો આ સંસાર ઝાડી જેવો નકામો ગૂંચવણ ભરેલો છે.

૧૪. મેં આ સ્નેહ મેળવવા માટે મોટા માણસોના ઘર, મંદિરો, અને જંગલના પ્રદેશોમાં તપાસ કીધી. બધી જાતના લોકોની મેં તપાસ લીધી, તે સઘળામાં મેં તમને મારૂં દીલ દીધું.

૧૫. જે સઘળામાં મેં પંખીઓ, પશુઓ, અને મનુષ્ય દેવો–(દરેકી) માં તપાસ કીધી.

૧૬. તો ત્યાંથી મને મારૂં પારેવું (દીલ) પાછું મળતું નથી કે મને કશી ખબર મળી શકતી નથી.

૧૭. મારા મનથી બધી દીશાઓ સુની (ઉજડ) છે. એટલે કે Once I have lost my heart, I find no pleasure at anywhere.

૧૮. મારા દીલનાં રહેઠાણ ઉજડ બની ગયા–એટલે દીલમાંથી સ્નેહ નીકળી ગયો. જ્યાં સ્નેહ નીકળી જાય ત્યાં (Joy) ખુશાલી પણ જતી રહે છે, અને ખુશાલી ગઇ કે બધું ઉજડ લાગે છે.

૧૯. આથી પ્રિયા તમારે પગે પડું છું કે મને મારૂં પારેવું પાછું લાવી આપો, એટલે મારો સ્નેહ પાછો ફેરવો.

૨૦. એ મારા આત્માનો ઉજાસ છે, Love is the Light of one's Soul.

આ કાવ્યમાં પ્યારની જુદાઇને ઠેઠ પ્રાણની મરણામણીપર કવિ આપણને દોરતી લેઇ જાય છે. આ લાગણી ઠેઠ ચડતા પ્રમાણ (ascending scale) માં મળી છે, અને દરેક લીટીએ એના ભાવ ચડતા પ્રમાણમાંજ નીકળે છે એ મજાહ કંઇ આ રામમાં ઓરજ માગે છે. આમ ચડતા ચડતા છેલ્લી લીટીમાં આ પારેવા-સ્નેહને ઠેઠ પ્રાણથી પ્રિય ગણાવ્યો છે એ કવિની કવિતા શક્તિનું અનન્ય સૌંદર્ય બતાવે છે. આ ખુબીવાળું ગીત અ શ્રેષ્ઠ, કેમ્ચ કે ઇટાલીઅન જેવી કોઇ પણ યુરોપી ભાષાને પણ દીપાવે એવું લાગણીવાળું છે.

આ રીતે પ્રિયા કહે છે કે મેં જે તમને પ્રેમ આપ્યો તેનો બદલો કંઇ મને જગતમાંથી, સંસારમાંથી કે સંત સાધુઓમાંથી મળી શકતો એ તો અંતરના અવાસ છે. એની જગ્યા તો અંતઃકરણ છે. એને મળતા એક વિદ્વાનના શબ્દો છે કે "It's the heart that makes the seasons and not the time of the year."

ખરેજ, અંતરની ઉર્મીઓની ખરી મજાહ આ પારેવાની કૃતિ દરેકના મનને મજબુત ચખાડે છે ! આ સંપ્રદાને લીધે આખા કાવ્યમાં આ (Piece) ગીત અદ્વિતીય અનુપમ શકાય ગુજરાતને ખરેજ કવિ ન્હાનાલાલ જેવા વિદ્વાનો આભૂષણ રૂપ છે.

---

## વીરાનાં વારણાં.

બ્હેન મિસિસ અભયાલક્ષ્મી:—

ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ
મોસાળમાં છે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ

એક તો સુહાગી મગન માવડી રે લોલ
બીજો સુહાગી મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ

રાજ તો વિરાજે રાજ મન્દિરે રે લોલ
પારણે વિરાજે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ

મચી ખીલે છે ફૂલ વાડીમાં રે લોલ
કુળમાં ખીલે છે મ્હારો વીર જો
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ

આભે ઉલસે મ્હારે ચાંદનો રે લોલ,
ઘરમાં ઉલસે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો આનન્દ મ્હારા ઘરને રે લોલ
બીજો આનન્દ મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

દીવે દીપી છે મ્હને માવડી રે લોલ
માડીએ દીપે મ્હારો વીર જો !
ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ

(૧) આ રાસ શ્રીકૃષ્ણના જન્મ પ્રસંગે થએલા આનંદનો વર્ણન કરતાં કવિ દયારામભાઇ "પ્રકટયા શ્રી કૃષ્ણ મન ભાવતારે લોલ" એ રાગમાં રચાયો છે. આ રાગનો ઢાળ ગાનાર અને સાંભળનારને આનંદને હિંડોળે ઝુલાવતો હોય એવી સ્વર રચના વાળો હોવાથી વીરાને વારણા લેનારી પ્રેમાળ બ્હેનના મુખમાં યથાર્થ શોભે છે. ગમે તેવી ઉચ્ચ ભાવના હોય પણ તે જો હેને ઉચિત રાગમા દર્શાવાય નહીં તો શ્રોતાઓના મનમા તેની સાંભળવા માત્રથી જે અમર થવી જોઇએ તે થાય નહિ.

(૨) આ રાસના આરંભમા "ખમ્મા" એ શબ્દ એવો આશીર્વાદ સૂચક ભાવવાળો મૂકયો છે કે બ્હેનનો ભાઇ ઉપરનો અઢળક પ્રેમ માત્ર એ એકજ શબ્દથી ઉભરાઇ જતો જણાય છે. એનાજ જેવા આ રાસમા બીજા નીચે પ્રમાણે શબ્દો જણાય છે. મોંઘા મૂલો, સુહાગી, વિરાજે, માનડી માવડીએ દીધો મ્હારો વીર, આ શબ્દો જેમ સોનામા હીરા શોભે તેમ આ રાસમાં શોભે છે

(૩) ગગનના ચંદ્રની સાથે રાજમંદીરમા રાજતા રાજાની સાથે, ફુલવાડીમાં ખીલેલા ચંપાની સાથે, આંગણામા ઉજાસ કરનારા સૂર્યની સાથે, અને અતરના આનંદની સાથે વીરાને સરખાવીને ઉપમાનની અને ઉપમેયની અલૌકિક ખુબી કરી છે અને તેમાં વીરા પ્રતિ પક્ષપાતવાળી બ્હેને ઉપમાનની પ્રભુતાને વ્યાપ્ય કરી ઉપમેય રૂપ વીરાનાં ઐશ્વર્યની વ્યાપકતા જણાવી છે

(૪) કડીમાં કવિત્વની પરિસીમા પ્રકટ કરી છે, એમા ર્‌હેલો ભાવ રસિક પુરૂષોનાં હૃદયમાંજ ઉત્પન્ન થઇ શકે એમ છે.

બ્હેન શ્રી એલિસ —

ઘણા ખરા ગીત ઘણા આકર્ષક છે. પણ તેમાના એકાદ રાસનું વિવેચન કરવાનું હોવાથી હું "વીરાનાં વારણાં" ( રાસ ન. ૧૫ મો ) પસંદ કરૂં છું.

એનો રાગ મને બહુ ગમે છે અને જો કોઇ પણ તે ગીત બરાબર ઢબ અને તાલ થી ગાય તો જરૂર મારા ધાર્યા પ્રમાણે દરેક શ્રોતાજનને તે પ્રિય થઇ પડે. બેનને ભાઇ ઉપર કેવું હેત હોય છે, તે ઘણીજ ખૂબીથી વર્ણવેલું છે. તે નીચે પ્રમાણે —

તેમાની દરેક કડીનો દરેક શબ્દ ભાઈ ઉપર બેનના હૃદયમાં કેવી ને કેટલી પ્રીતિ ભરેલી છે, તેનું તાદર્શ અવલોકન કરાવે છે. એક કડીમા ચંદ્ર સાથે ભાઇની સરખામણી કરી બતાવે છે કે ચંદ્ર જેવો શિતળ પ્રકાશ ભાઇની પ્રીતિ બેનના હૃદયમાં રેડે છે. તો બીજી કડીમાં બેન પોતાના ભાઇને રાજા જેવો કલ્પી તેને રાજાના જેવા સુખોથી વિભુ ષીત જોવા તત્પર થએલી જોવામા આવે છે.

વળી તેને ચંપાની ઉપમા આપે છે. જેમ ચંપો પોતાની મધુર સુવાસથી આખો બાગ મ્હેકાવી મૂકે છે તેમ ભાઇથી પોતાનું આખું કુળ ઉજ્વળ થએલું જુએ છે. અને ચંપાની સુવાસની પેઠે ભાઇની કીર્તિરૂપી સુગંધ બધે ફેલાય એમ ઇચ્છે છે. પાચમી કડી માં સૂર્ય સાથે સરખાવતાં જણાવે છે કે સૂર્યના પ્રકાશથી આ સૃષ્ટિ ઝળહળી રહે છે, તેમ ભાઇથી પોતાની ગૃહરૂપી સૃષ્ટિ ઝળહળે છે.

કેસ્લે પ્રભુનો પાડ માને છે ને માતા તરફનું હૃદયમાંનું માન જાહેર કરે છે

કેટલીક વખત મનગમતું સુખ મળવાથી તે આપનાર કિરતારને મનુષ્યો ભૂલી જાય છે તેમજ તેમાં મદદગાર બીજા સમ્બન્ધીઓ તરફની પોતાની ફરજને પણ વિસારે મૂકે છે પણ આમાં તેમ થવા પામ્યું નથી

બધી વાતે સુખી હોવાથી આનંદ હતો, તેમાં ભાઈરૂપી રત્ન મળવાથી તે સુખમાં તે આનંદમાં ઓર વધારો થએલો દર્શાવી પોતે ભાઇ ઉપરની પ્રિતિમાં ઘેલીજ થઇ ગઈ હોય એમ જણાય છે

પ્રભુ એવાં ભાઇ-બેનનાં જોડા સલામત રાખો — આમીન.

---

## શીયળ.

બ્હેન શ્રી સર્યુબાળા—

સખિ ! સુણજો સુબોધ આ રસાળો,
શીયળ તે સભાળો, સભાળો

સખિ ! સતિઓનો શબ્દ રઢિયાળો
શીયળને સભાળો સભાળો

સખિ ! જીવનનો મન્ત્ર મરમાળો
શીયળને સભાળો, સભાળો

એ રસ વરસ્યા બાલ ! રસની રીત ન ભૂલશો
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી

સખિ પ્રભુતાના દૈવી નિયમ બાળો
શીયળને સભાળો, સભાળો

સખિ ! રસની પવિત્રતા નિહાળો,
શીયળને સભાળો સભાળો

સખિ ! પ્રેમની અખંડ માળા પાળો
શીયળને સભાળો, સભાળો

વનમાં વરસે મેહ, ધીમ ધખે વૈશાખના
નિત્ય વધારે નેહ સાસરાની બેહડી

સખિ આત્માના આગણાય વાળે,
શીયળને સભાળો સભાળો

સખિ ! દેહના કડકી નેહ ટાળો
શીયળને સભાળો સભાળો

સખિ ! સોહાગ સ્વામીનો રૂપાળો
શીયળને સભાળો સભાળો

માંડ મનનો મ્હેલ, જીવના સિંહાસન કરી
પધરાવી અલબેલ સ્વામીને સત્કારજે.

સખિ ! કુળ કેરી કીર્તિને ઉજાળો
શીયળને સભાળો સભાળો

સખિ ! સીતા ને રામનાં છો બાળો,
શીયળને સભાળો, સભાળો

સખિ સ્નેહસુધા પાઇ પી ઉછાળો,
શીયળને સભાળો સભાળો

આ રાસ મ્હને ઘણોજ ગમે છે ત્હેમાં પતિવ્રતનું સુન્દર, રસિક અને આબેહુબ વર્ણન આપ્યું છે. "સતી" શબ્દ કેવો મનોહર લાગે છે ! દરેક સ્ત્રીએ સતીત્વ પાળીને કુળને દીપાવવાનું છે અને શ્રીરામજી તથા સીતાજીના જેવું દંપતીવ્રત પાળીને જીંદગીને રસમય, સ્નેહમય અને દિવ્ય બનાવવાની છે.

"માંડી મનનો મ્હેલ, જીવના સિંહાસન કરી,
"પધરાવી અલબેલ સ્વામીને સત્કારજે,"

એ પવિત્ર મંત્ર પ્રમાણે જીવનમાં આપણે વર્તવાનું છે. કદિ કદિ જીંદગીમાં દુઃખનાં

એ રાસ વિવિધ રસથી ભરપુર છે. પ્રેમરસ અને ભક્તિરસથી ઉભરાતો આ રાસ જાણે કોઇ યુવાવસ્થાના પુરમાં મદડોલ ડોલતી યુવતી ગાતી ન હોય, અને છતાંય વૈરાગ્યની નિવૃત્તિમય પ્રવૃત્તિની અજબ સુંદરતા પોતાના ચિત્તમાં ધારણ કરી ન રહી હોય, અને સર્વ સાંસારિક વિકારોને હડસેલી નાંખી, પ્રેમભક્તિના શિખર ઉપર નિરંકુશ વૃત્તિથી પોતાના પ્રિયતમ વ્હાલાને "પૃથ્વી અને નભોમંડળ ઓળંગાવી પ્રભુપદમાં ઉતારવા" ન મથતી હોય, કંથની પરમ ભાગ્યવતી-વિધાત્રીરૂપે તેના લલાટ પ્રદેશમાં અદ્ભુત મંત્ર ન આલેખતી હોય, એમ સહજ જણાઇ આવે છે; અને એજ પ્રીતિ—નીતિમય પ્રીતિ ભક્તિમય પ્રીતિ, અને વિશુદ્ધિમય-પ્રીતિ—આખા એ કાવ્યની પરમ ભાવના છે. અને તોપણ એ પ્રીતિ માત્ર પતિપત્નીનાજ સંતોષમાં પરિસીમા ન થતાં, તેથી આગળ વધી ઉંચ કર્તવ્યનું ભાન, પ્રવૃત્તિનું મહાસત્ર દાખવી રહેતી જણાય છે. આખા યે 'ન્હાના ન્હાના રાસ' ને સમજવાની કુંચી કાંઇક આ કાવ્યમાંથી જડી આવતી હોય એમ લાગે છે. યુવતીના આત્માના આભુષણ જેવું, સમસ્ત સંસ્કારી સ્ત્રી—સમાજનાં દામ્પત્ય ધર્મ—કર્મને મર્મને ભાખતું આ કાવ્ય ખરેખર ! જેટલું તેના સુવાચ્ય શબ્દોમાં અને રસિક ભાવોમાં મીઠું અને મનહરણું છે તેટલુંજ તેના આધ્યાત્મિક રસમાં અને સાત્વિક તત્વબોધમાં ચિત્તને પવિત્ર કરતુ ને પ્રાણને પ્રકાશ આપતું જણાય છે.

---

# હરિનાં દર્શન.

---

બ્હેનશ્રી આર્યાં તુરાણી:—

મ્હારા નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી,
એક મટકું ન માર્યુ રે, ન ઠરિયાં ઝાંખી કરી.

શોક મોહના અગ્નિ રે તપે, ત્હેમાં તપ્ત થયાં,
નથી દેવનાં દર્શન રે કીધાં, ત્હેના રક્ત રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા,
નથી આગ્રુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યા.

નાથ ગગનના જેવા રે, સદા ગ્હેને છાઇ રહે,
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે

જરા ઉઘડે આંખલડી રે, તો સન્મુખ તેહ તદા,
અહ અજ્ઞાન આગળ રે, ઘડીયે ન પ્રાપ્ય કદા

પણ પૃથ્વીના પડળો રે, શી મમ ત્હેને ચેતનની;
છવે સૌ વર્ષ ધુંધટ રે, ન ગમ ત્હો યે કઇ દિનની.

સ્વામી સાગર સરિખા રે નજરમાં ન માયે કદી;
છબ થાકીને વિરમે રે, 'વિરાટ' 'વિરાટ' વદી

પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ ક્‌હારે ઉઘડશે ?
આવાં ઘોર અન્ધારાં રે પ્રભુ ક્‌હારે ઉતરશે ?

નાથ એવી આરઝુ રે, ઉઘાડો જડપડદા,
નેના ! નિરખો ગરૂર રે, હરિવર દરગે સદા

આંખ ! આળસ છાંડો રે, એક ઝાંખી કરી,
એક મટકું તો મારો રે, હૃદય ભરી નિરખો હરિ

જ્યાં બધુંજ સારૂં છે, ત્યાં તેના કોઇ એક ભાગનાં વખાણ કરવાં નકામાં છે. છતાં જણાવવાની મારી લાગણીઓને હું રોકી શકતી નથી કે તાજ મુગટમાં જેમ કોહીનુર કીમતી હીરો ઝટ જોનાર—ઝવેરીની નજર ખેંચે છે, તેમ "હરિનાં દર્શન" નું ગીત એ બધા ગરબામાં કોહીનુર સમાન કીમતી રાસ જણાઇ ઝવેરી સમાન ગ્યાનીનું મન તરત હરી લે છે. કવિના જણાવ્યા પ્રમાણે પરમેશ્વર સર્વવ્યાપક છે પણ આપણે તેમનાં દર્શન-

કરવાને જ્ઞાનચક્ષુ ઉઘાડવા જોઇએ. હું તો આ રાસનેજ પ્રથમ નંબર આપું છું. તે મુમુક્ષુને કેવળ સીડી સમાનજ છે ને તે સમજીને ગાવાથી તેની ખરી કીંમત જણાય છે

બ્હેન સૌ. સગુણબાલા—

આ રાસ પણ મ્હને બહુજ ગમે છે. શ્રી પરમાત્મા સર્વ વ્યાપક છે અને એક પણ સ્થાન એવું નથી કે જેમાં ત્હેમના પવિત્ર દર્શન કરવાને આપણે જ્ઞાનચક્ષુ ઉઘાડવા જોઇએ.

" નાથ ! સાગર સરીખા રે, નજરમાં ન માય કદી.
છુભ થાકીને વિરમે રે, "વિરાટ," "વિરાટ" વદી "

મહા જ્ઞાનીઓ પણ જે પ્રભુનો પાર પામી શકતા નથી, ત્હેમનું સ્વરૂપ જાણવાનું બીજાનું શું ગજું?—ગીતાજીનો અગિયારમો અધ્યાય વાંચ્યેથી ઉપર લખેલી લીટીઓનો અર્થ સ્પષ્ટ સમજાય છે. આ આખા રાસમાં પ્રાર્થના એજ છે કે શ્રીપરમાત્મા આપણને આત્મજ્ઞાન આપશે, ત્યારેજ આપણે ત્હેમના દર્શન કરી શકીશું. "હે પ્રભુ ! અમને એવું જ્ઞાન આપો કે અમે આપના પવિત્ર દર્શન કરીને પાવન થઇ જઇએ '

"પેલા દિવ્ય લોચનિયાં રે પ્રભુ ! ક્યારે ઉઘડશે ?
"આ ના ઘોર અંધારાં રે પ્રભુ ! ક્યારે ઉતરશે ?"

હે પ્રભુ સંસારની વાસનાના ઘોર અંધારામાંથી મ્હને બચાવી લઇને-મ્હારી આંખો આગળ આવી પડેલા "જડ પડદા" ઉપાડી લઇને, હૃદયના મ્હારા દિવ્ય લોચન ઉઘાડો કે જે વડે હું ત્હમારા "હૃદય ભગીને" દર્શન કરૂં.

## પોઢે છે.

બ્હેન સૌ મધુરી:—

" ફૂલ મ્હારૂં પોઢે છે, પોઢે છે."

હારે જરા ધીમી હો બ્હેન ! જરા ધીમી,
હારે મહાસાગરની લહર રહો ઝુમી
હો ફૂલ મ્હારૂં પોઢે છે, પોઢે છે
હારે લહરી બ્હેની ! ધીરી તું ધીરી વાજે,

હારે ત્હારાં સાગરના ગાન ગભીર ગાજે
હો ફૂલ મ્હારૂં પોઢે છે, પોઢે છે
હારે ચારૂ ચન્દ્રને ચૂમીને આવી બ્હેના !
હારે વરસ આથમતા અમૃતના શું ત્હેના
હો ફૂલ મ્હારૂં પોઢે છે, પોઢે છે

કેવા શબ્દ ઘણાજ મધુર છે પોતાના મધુર પ્રિય ફૂલને માટે દૈવી મહાસાગરની લહરીને મંદ મંદ પવન લેવાના સાથે ગભીરા દૈવી ગાન ગાવા અને શિતળ ચન્દ્રની આલ્હાદક ચાંદની-ને માટે વીનવણી, આ ચિત્ર કેટલું મનોહર લાગે છે ? અને છેવટે પોતાના પ્રિય પુષ્પ ઉપર અમૃતના શું વર્ષવાના પ્રાર્થનાથી વધારે આમર્ત્ય સંસારમાં શું ઇચ્છી શકે ? તદ્દન સરળ ભાષામાં કેટલો ભાવ સમાવેલો છે !

ઉત્તમ કવિના ઘણી ખરી સરલ અને ગૂઢ હોય છે કેટલીકએક કવિતાઓ એવી હોય છે કે માત્ર તેને વાંચવાથીજ આનન્દ આવે. શાથી આનન્દ આવે છે તેનું વિવેચન કરવા બેસતાં તેના કારણો જણાવવા યોગ્ય શબ્દો પણ જડે નહિં. આ કવિના પણ તે

ટચની છે જેટલી સરલ તેટલી અર્થમાં ગૂઢ છે. તેને આપણે જેમ જેમ વધારે વધારે વાંચતાં અને વિચારતાં જઈયે છીયે તેમ તેમ વધારે રહસ્ય પુર્ણ લાગે છે, અને નવા ભાવો વ્યક્ત થતા જાય છે. સરલ અને મધુર ભાષા, તેવોજ સરલ પણ ધાર્મિક ભાવ અને રાસનો લોકપ્રિય રાગ, આ સર્વ એક એક સાથે એવું ઓતપ્રોત થઇ ગયેલું છે, કે જેને પરિણામે રાસ ઘણોજ મધુર લાગે છે. તેનો ઉંચો સુદર સરલભાવ હૃદયમાં નચોટ અસર કરે છે. અને બધા રાસો કરતાં આ ન્હાનકડો રાસ ઉંચી પંકતીએ આવે છે.

છેવટે આમાંના ઉત્તમ રાસો ઘેર ઘેર ગવાતા થાય અને ગરબા ગાવાનો શોખ ફરીથી ખીલે એવી ઈશ્વરને પ્રાર્થના છે,

આ ઉપરાંત "અર્પણ" વાળો રાસ—

"આવો આવોને સખીઓ! આજ રસ તાળી પાડી,
"કાં ગજવો આપણી બ્હેન! આ ગુર્જરી વાડી."

(જે સુન્દરી સુબોધના વાંચકોથી અજાણ્યો નથી) તે તથા વન, પાણીડાં, રાજકુમારીનું ગીત, હૈયાના હેત, પીહેરને, સુખદુઃખ, વીરાંગના, ઝીણા મેહ, ભાભા ઉનાગી, કુલડાં કેસરી, ધર્મગયના પાંપદને વિદાય, તથા મન્દિર ઘો, એ વગેરે ઘણા રાસ વિશે પણ લેખક બ્હેનોએ વિવિધ રીતે પ્રીતિ જણાવી છે.

---

## પરિષદ્‌માં ભાષણ.

લેખક:—બ્હેન શ્રી "જ—"

આજનો દીવસ નિવૃતિનો હોવાથી "સમાજ સુધારા પરિષદ્" એ નામનો મેળાવડા થવાનો હતો. શેઠ ચીમનલાલભાઇને પ્રમુખપદ આપવાનું હતું અને તેઓજ "બીડી પીવાથી થતા મોટા ગેરફાયદા" વિષે ભાષણ આપવાના હતા. વખત સાંજના પાચનો નક્કી કરવામા આવ્યો હતો. ચાર વાગતાં શેઠસાહેબ ડ્રેસ પ્હેરવા ઉઠ્યા, કોટ, પાટલુન તથા નેકટાઈ કૉલરમાં સજ્જ થઈ સાડાચાર વાગે મુખમાં સળગતી ગીગાર (વીલાયતી બીડી) સાથે તેઓએ ઘર બહાર પગ મુક્યો. રસ્તે તેમના એક મિત્ર મળ્યા. સામ સામી "સાહેબ, મહેરબાન! થયા પછી તેણે ચીમનલાલભાઇને પુછ્યું 'કેમ સાહેબ આટલી તાકીદથી ક્યાં જશો?"

શે:—સમાજ સુધારા પરિષદ્‌માં આજ મ્હારૂં લેકચર (ભાષણ) છે.

મિત્ર—શા વિષે?

શે:—"બીડી પીવાથી થતું નુકશાન."

મિત્ર—પણ આપના મ્હોંઢામાં આ શું છે?

શે:—અરે યાર, એ બધા નિયમો "હોલ" (ભાષણ આપવાની જગા)ની અંદરજ પાળવાના. નહીં કે રસ્તામાં! પમચીયાં આવશે કે સીગારેતો ફેંકી દેવાની. "સમજ્યા, મીટર!

આટલા જવાબ દેઇ પ્રમુખ સાહેબ શેઠ બધે ચાલ્યા ગયા.

---

# समाज-साहित्य-विज्ञान.

## મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓએ ટુંક વખતમાં કેળવણી કેમ અને કેવી લેવી?

(નવેમ્બર-ડીસેમ્બરના અંકના પૃષ્ઠ ૩૩૮ થી ચાલુ)

૪.

લેખક,—બ્હેન સૌ. હરિસુખગૌરી વામનરામ કપિલરામ મેહેતા.

મથન ઉદધી માટે રૂપ વૃશ્ચીક લીધું
ઋષિ થઇ અગસ્ત્ય વારી સિંધુનું પીધું,
કપિલ રૂપ ધરીને, યોગ માર્ગો પમાર્યા,
બટુકરૂપ થી લીધું, બળીના ગર્વ ટાળ્યા. ૧

ઉદધી મથવાને, રોપની રામ કીધી;
અસુર મન ભમાવી, દેવને મદદ કીધી
કપટ કરી થી લીધુ, મોહિનીરૂપ આપે,
ભ્રમિત મન કર્યું છે, દૈત્યનુ વિશ્વનાથે. ૨

પીયુષ મધુર પાયુ, દેવ શરણાગતોને,
નમન કરૂં હું નિત્યે, તેજ દેવા-પ્રભોને.
અચળ વિચળ બુદ્ધિ, ચિત્ત શુદ્ધિ કરીને.
હરિ સુખ અનુજ દો, હસ્ત શિરે ધરીને. ૩

વિદ્વાનો કહે છે.—

अर्द्धभार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमःसखा ।
असहायस्यलोकेऽस्मिन् लोकयात्रा सहायिनी ॥

આ લોકમાં સ્ત્રી, પુરૂષનું અર્ધું અંગ તથા ઉત્તમમાં ઉત્તમ સખા છે અરજ્ઞ ? લોક વ્યવહારમાં, સહાયના વિનાના પુરૂષને સહાય કરનારી છે. વળી કહે છે કે—

कांतारेष्वपि विश्रामो जनस्य गृहिणीमता ।
यःसद्दारःसविश्वस्यस्तस्माद्दाराः परागतिः ॥

પુરૂષને જંગલમાં પણ સ્ત્રી વિશ્રામરૂપ ગણેલી છે; જે સ્ત્રી સહિત હોય તે વિશ્વાસ કરવા યોગ્ય થાય છે માટે સ્ત્રી પરમગતિ છે. આ પ્રમાણે સ્ત્રીઓની અતિ ઉત્તમતા પૂર્ણ

કાળથી જ છે. અને અત્યારનું વાતાવરણ પણ સ્ત્રીઓની ઉત્તમતામાં વૃદ્ધિકર્તા જણાય છે. અંધારામાં અથડાતી અજ્ઞાન સ્ત્રીઓને અજવાળામાં લાવવાને અનેક માર્ગો ખુલ્લા થયા છે. જે વચલા કાળમાં તદ્દન સાંકડા અને છેકજ બંધ થએલા હતા, એમ કહેવામાં ખોટું ગણાશે નહિં.

ધીમે ધીમે કેળવણીનો પસાર થતાં જે સ્ત્રીઓ કેળવણી લેતાં અને પોતાની બાળકીઓને આપવાને ભય પામતી હતી તેજ સ્ત્રીઓ-હવે પોતાની બાળકીઓને કેળવવામાં ઉત્સાહી બનેલી જણાય છે, તેથી કંઇક કાળનોજ ફેરફાર માલમ પડે છે.

માણસ અમુક સ્થળે સો કાંકરા ફેંકે છે, ઘણા યત્ને છેવટે એક કાંકરો ધારેલે સ્થળે જાય છે. તે પ્રમાણે ઘણા વર્ષોથી એટલે પચાસ વર્ષ અગાઉથી સ્ત્રીકેળવણી માટે ચાલતો પ્રવાસ જુદે જુદે માર્ગે ચાલુ થતાં આખરે સ્ત્રીઓ કેળવણીનો માર્ગ લઈ શકી છે. અને ઉગતી બાળાઓના તન મન કેળવવા પાછળ તન મન ધનથી ઉત્સાહ વધેલો જણાય છે. તો પણ હજી મોટી વયની સ્ત્રીઓમાં અભણપણું જણાય છે. જે શાળામાં પણ જઈ શક્યાં નથી ને ઘેર પણ શીખી નહિ શકવાથી અજ્ઞાનતા અંધારામાંજ છે.

આવી સ્ત્રીઓ બીજી બેનોને વિદ્યાપાત્ર જોઈ કંઇક પોતાના અજ્ઞાનનો પસ્તાવો કરતાં જણાય છે અને વિદ્યા લેવા માટે મનને દોરવે છે. પણ છેવટે “ પાકી હાંડીએ કાના કેમ ચઢે ? ” આ શબ્દથી વિરામ પામે છે. એવી બેનો માટે શિક્ષણ લેવાની ખરી જરૂર જણાય છે. પણ સ્ત્રીઓને ઘરકામ, છોકરાંનું સંરક્ષણ કરવાનું, વ્યવહારમાં વિચરવાનું, એવાં અનેક કારણો હોય છે, એ કારણોમાં સલામતિથી પસાર થવા સાથે શિક્ષણ લઇ શકે તેવાં સાધનોની જરૂર છે.

પ્રથમ તો એવી સ્ત્રીને પોતાના પતિએ મરજીાતથી દરરોજ પા કલાક શિક્ષણ આપવું જોઈએ. બીજું તેણે પોતાની જાતેજ ઉત્સાહથી રોજ પા કલાક ઘર કામથી અવકાશ મેળવી જેને વિદ્યા આવડતી હોય તેની પાસે ફક્ત પા કલાકજ અભ્યાસ કરવાને બેસવું. ગાગાની રીતે શીખતાં ઘણો વખત લાગે પણ જો દરરોજના ૪ ચાર અક્ષર કક્કાના શીખાય તો એક મહિનામાં આખો કક્કો આવડી જાય. ક થી તે ક્ષ સુધીના ફક્ત પાંત્રીસ અક્ષરો છે, એટલા અક્ષરો પાંત્રીસ દિવસમાં પાકા આવડવામાં અડચણ પડશે નહિં.

આ અક્ષર જ્ઞાન થયા પછી કાનો માત્ર વિગેરે શીખવા માટે બારાક્ષરી શિખવાની જરૂર પડે તે પણ દરરોજની એકેકી બારાક્ષરી શિખે તો તે પણ પાંત્રીસ દિવસે પુરી શીખી શકે. આ પાકું શીખ્યા પછી વાંચન શરૂ કરતાં શીખનાર સ્ત્રીને બે માસમાં વાંચતાં આવડી જાય. જેમ બાળકોને માટે બાળપોથી મોટા અક્ષરોની છે તેવીજ અક્ષર જ્ઞાનને વાંચન સારૂ કંઇક બોધક અને ધર્મની વાર્તાઓની ટુંકી ને સરળ સમજુતીની ચોપડીઓ કાઢવી જોઇએ,—જે મોટી વયની સ્ત્રીઓ હોંશથી શીખે ને શીખવા સાથે બોધ મળે. ઇતિહાસ પણ એવોજ ટુંકો અને વાંચવો ગમે તેવો રાખવો જોઇએ કે વાંચન સારૂં મળવા સાથે માહિતી મળે. આવું શીક્ષણ હંમેશાં પા કલાકજ મળે તો પણ એક વર્ષમાં તો ઘણું સારૂં શીખી શકે. મોટી વયની સ્ત્રીઓને 'વાંચન' સાથેજ એક વચનને બહુ વચનની સમજુતી આપી શકાય ને તેથીજ તેને આવડી જવાનો સંભવ છે, કેમકે એવું

જ્ઞાન તેવી વયની સ્ત્રીઓને કુદરતીજ હોય છે. જે સ્ત્રીને મોટી વય થયા પછી વર્ગનું શીક્ષણ લેવાને અગવડ ન હોય તેણે "સ્ત્રી મંડળ" "વનિતા વિશ્રામ" વિગેરે જે સંસ્થાઓમા શિક્ષણ અપાય છે, ત્યા જવાની ટેવ રાખવી ને ત્યાથી શીક્ષણ લેવું. ને તે પણ મહેલીજ રીતથી લેવું કે થોડા સમયમાં ઘણું શીખી શકાય.

કેટલીક સ્ત્રીઓને એવી સસ્થામાં જવુ અનુકુળ નથી આવતું. તો તેણે પોતાને ઘેર સુશિક્ષીત બાઇને રાખી અથવા તો પોતાની સખી હોય તેની પાસે બેસીને પોતાનો અભ્યાસ ઉપર લખ્યા મુજબ કર્યો ને ખાગકરીથી શરૂ કરવો. આથી શિક્ષણ લેવુ સરળ થશે ને વાચન પણ સારૂં રહેશે. થોડા સમયમા અક્ષર જ્ઞાન ને લખવાની રીતી આવડશે.

સ્હેલી વાર્તાને ચિત્ર સાથેના ધર્મ પુસ્તકોમાની વાર્તા વચાવવી ને તે લખાવવી રોજની એ જ લીટી લખાય તો પણ વધુ આવડે. શરૂઆતમા શીસાપેનથી લખવુ શરૂ કરવુ જેમ જેમ વખત જશે, અક્ષર જ્ઞાન સમજ શક્તિને લખવાની પદ્ધતિ આવડશે તેમ તેમ અક્ષર સુધરશે અને બરોબર હાથ ઠર્યા પછી કલમ શાહીથી લખાવવું. આ પ્રમાણે મોટી વયની સ્ત્રીઓને શિક્ષણ આપવાની અનુકુળતા થવાથી પોતાની મેળે શિક્ષણ લેવાને કોઇ પણ સ્ત્રી આળસુ કે બેદરકાર રહેશે નહિં નાના છોકરા સાત વર્ષનાથી તે બાર વર્ષનાને જે કેળવણી અપાય છે, તે પરાણે બીજાની બુદ્ધિનું જ્ઞાન આપવા જેવું થાય છે, આ, પોપટીયા જ્ઞાન સોમાંથી કોઇનુંજ મદદ નિવડે છે. પણ જે મોટી ઉમ્મરનાને પોતાની બુદ્ધિ કુદરતીજ ખીલેલી હોય છે તેવી સ્ત્રીઓને શીખવા અડચણ નહિં પડતા સાથે પોતાની મેળેજ સમજવાની શક્તિ હોય છે એટલે ઘણું સુગમ પડે છે, ને સમજ શક્તિ હોય છે તેમા શિક્ષણ સાથે વૃદ્ધિ પામેલી શક્તિએ વાપેલું શિક્ષણ ઘણું સદર નિવડે છે. ને નાની વયે લીધેલા શિક્ષણ કરતા બુદ્ધિની વૃદ્ધિએ લીધેલું શિક્ષણ સારૂં કામ કરી શકે છે.

કેળવણીને અભાવે જેટલી સમજશક્તિ ઓછી હોય છે તે જ શક્તિ વિદ્યાજ્ઞાનથી ખીલી નીકળવામા વિલબ થતો નથી.

ઇગ્લાંડ વિગેરેમા કેળવણીનો સુધારો થયો તેમા હિંદુસ્તાન આગળ વધ્યુ હોય એમ વાચનથી જણાય છે, એટલે શરૂથીજ હિંદુસ્તાનની પ્રજા તીક્ષ્ણ બુદ્ધિવાળી છે. તેમાથી સ્ત્રીઓ સ્વભાવેજ તિવ્ર હોય છે, તો તેને શીક્ષણ મળવાથી કેટલો અને કેવો સાન સુધારો થયો છે ને થતા જાય છે તે જોઇ શકાયુ છે.

હજુ પણ જે મોટી સ્ત્રીઓ કેળવણીથી બાતલ છે એ કેળવાશે ત્યારે તે કેટલુ સારૂ પરીણામ આવશે તે ધારવુ મુશ્કેલ નથી. તેમજ મોટી વયની સ્ત્રીઓને શિક્ષણ આપવામા જે જે યત્નો થશે તે નિષ્ફળ નહિ જાય એવો ખાત્રીજ થઇ શકે છે.

કાળ પોતાનું કર્તવ્ય કર્યાજ કરે છે. મનુષ્યની ઇચ્છા જે માગ ભોગવ છે ને માર્ગ સુગમ થાય છે, ને તે કર્તવ્ય સફળજ છે. જે વખતે જેમ વિચારનું હોય તેવી મતિ અને ગતિ મનુષ્યની થાય છે તે પ્રમાણે અત્યારે કેળવણીનો ફેલાવો ત્વરતાજ, વાતાવરણ છે. આ સમયે જે જે યત્ન કેળવણી આપવામાં લેવામા શરૂ થશે તે સફળ નિવડશેજ. મોટી વયની સ્ત્રીને શીખવાનું જ્ઞાન, કુદરતી બુદ્ધિથીજ હોય છે. એટલે વાંચન અને લખવુ

શીખ્યા પછી હીસાબ ગણીત વિગેરેનું જ્ઞાન થવામાં મુશ્કેલી આવશે નહિં. તેમજ આંક લખવા શીખવા વિગેરે વિના મહેનતે આવડશે. એટલે કે, તે ખાસ કરી શિખવવાની જરૂર રહેશે નહિં.

મહેલી રીતે ગુજરાતી લખતાં વાંચતાં શીખવા ને સમજવા કાળજી રાખવામાં આવશે તો તે કાળજીપૂર્વક નિયમિત શિક્ષણ શરૂ કરાય તો, ૧ વર્ષ કે ૭ માસમાં સારૂં શીખી શકે.

આ પ્રમાણે સરળ માર્ગે દોરાય ને વાંચનથી સમજી શકે તો તેને શીખવાનો વધારે 'ઉત્સાહ' રહેવા સાથે આગળ વધવાની ઇચ્છા થયા વિના રહેશે નહિ ને તેથી અંગ્રેજી, સંસ્કૃત પોતાની મેળે શીખવાને તત્પર રહેશે. આ શિક્ષણ પણ ગુજગતી માફક સહેલુંજ હોવું જોઇએ. જેથી એક વર્ષમાં ઘણું શીખી શકે ને પાચ વર્ષમા ઉપયોગી સાધારણ સારૂ શીક્ષણ લઇ શકે.

જેમ સ્ત્રીઓને કેળવવા માટે સમતું સાહિત્ય છે તેવુંજ સહેલું શીક્ષણ થવું જોઇએ. તો મોટી વયની સ્ત્રી થોડા વખતમાં ને સહેલાઇથી શિક્ષણ લઇ શકે.

અત્યારે જોઇ શકાય છે કે વગર ભણેલો મજુર વર્ગના સ્ત્રીપુરૂષો પોતાની મજુરીના પૈસા કેટલા થયા, કેટલા લીધા, ને કેટલા બાકી રહ્યા, તે સહેલાઇથી ગણે છે ને સમજી શકે છે. જેને "દેશી હીસાબ" કહે છે, મતલબ કે મોટી ઉમ્મરનાની બુદ્ધિ જેટલી વિકાશ પામી હોય છે તેટલી નાની વયનાની કુદરતી બુદ્ધિ ખીલેલી હોતી નથી પણ અભ્યાસ કગવીનેજ ખીલવવી પડે છે. અને ઉમ્મર થતા ઘણે ભાગે ગણિત જ્ઞાન જેવુ ને તેવુજ રહી શકે છે. નાની વયનાને શિક્ષણ આપવાને શિક્ષકને જેટલી મેહેનત પડે છે તેટલીજ મહેનત શીક્ષણ લેનારને પણ પડે છે. કેમકે નાની વયમા દૈવી બુદ્ધિ વિકાશ પામેલી હોતી નથી. મોટી વયની સ્ત્રીઓમાં સમજ શક્તિ ખીલેલી ને દૈવી ઉજાસ હોય છે, તેથી તેને શીખવુ ને શીખવવું સહેલું પડે છે,

ફક્ત મુર્ખી એમ કહેવાય છે કે ઘરનું કામ ને બાળક ઉછેરવાં એ તેનું મુખ્ય કર્તવ્ય છે, તેથી તેમાંથી તે સ્ત્રીઓને અવકાશ મળતો નથી. પણ એકવાર શિક્ષણ શરૂ કરી વાચનનો લક્ષ લાગ્યો તો પછી ગમે તે પ્રકારે અવકાશ મેળવી ધારે તે શિક્ષણ લઇ શકે.

સ્ત્રીઓને અત્યારે વાંચનનો શોખ વધેલો છે. સુંદરી સુબોધ વિગેરે ઘણા ચોપાની યાઓ નીકળે છે અને તે વાંચતા સ્ત્રીઓનુ જ્ઞાન વધે છે. અભણ સ્ત્રીઓ પણ એવાં ચોપાનીયાં અન્ય પાસે વંચાવી તેમાથી સાર સમજવા આતુર રહે છે. આવો સહેલો સમય આવ્યો છે તેવા વખતમા જો સ્ત્રીઓને ભણાવવાના માર્ગો સરળ નિકળશે તો તેવો પ્રયાસ કરનાર ઉત્સાહીજનોને પોતાનો શ્રમ સફળ નિવડશેજ.

વિદ્યા લેવી ને આપવી. વિદ્યા આપવા માટે વિદ્વાનો કહે છે કે.—

**विद्या नाम नरस्य कीर्तिरतुला भाग्यक्षये चाश्रयोधेनुः कामदुघा रतिश्चसा।**
**सत्कारायतनं कुलस्य महिमारत्नैर्विना भूषणं तस्माद् न्यमुपेक्ष्य हेतु विषयं**
**विद्याधिकारंकुरु ॥ ४२ ॥**

વિદ્યા મનુષ્યને અતુલ કિર્તિ આપનારી, પડતી દશામા આશ્રયરૂપ, કામદુધાની માફક ઇચ્છીત ફળ આપનારી, સ્નેહીઓના વિયોગ સમયે આનંદ આપનારી, ત્રીજા નેત્રરૂપ, માન અપાવનારી, કુળને મહિમા વધારનારી, તેમજ રત્ન વિનાનું ભૂષણ છે. માટે બીજુ પડતું મુકી વિદ્યા સંપાદન કરે. વિદ્યા માટે વિદ્વાનોના જાતિ અનુભવ, અભણને જ્ઞાન આપવા માટે પુસ્તકોમા લખી ગયા છે. તેમજ વિદ્યાનું મહાત્મ એવુ કે તે અત્યારની પ્રજા જોઇ શકી છે, તો એવી વિદ્યા આપવા માટે જે જે યત્ન થાય તે થોડા છે. વિદ્વાનો કહે છે કે "વિદ્યા ચોરથી ચોરાતી નથી, ભાઇઓથી ભાગ પડાતો નથી, ને કદી ભાર કરતી નથી. કોઇને આપવાથી નિરંતર વધે છે માટે વિદ્યા ધન સર્વ ધનથી મુખ્ય છે."

આવી અક્ષય વિદ્યા લેવાને કઇ સ્ત્રી આળસ કરશે? કોઇ પણ એવો વિચાર નહિ કરે કે અભણ રહીએ. વિદ્યા કલ્પલતા છે, વિદ્યાથી ધન મળે છે, જ્ઞાન મળે છે, માન મળે છે, અને ઇશ્વર સંબંધી જ્ઞાન મળે છે. વિદ્યા એક દૈવી તેજ છે, અને વિદ્યાથી ખોટા વહેમો દુર થઇ સત્ય માર્ગમા દોરાવવાને માટે સાધન મળે છે. આવી ઉત્તમ વિદ્યા લેવાને કઇ સ્ત્રી આળસુ રહે?

શાસ્ત્રકારો કહે છે કે—

न गृहं गृहमित्याहु र्गृहिणी गृहमुच्यते ।
गृहंतु गृहिणीहीनं मरण्य सदृशंभवेत् ॥

ઘરને ઘર નથી કહેતા પણ સ્ત્રીજ ઘર કહેવાય છે; કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સરખું છે. સ્ત્રીઓ માટે આવો ઉત્તમ મત અનુભવી વિદ્વાનો આપી ગયા છે તો એવી ઉત્તમ પંક્તિ ભોગવનારી સ્ત્રી જો વિદ્યાથી ભૂષિત હોય તો ખરે ઘર સંસારમા એક સ્વર્ગનું દર્શન કરાવે મોટી વયની સ્ત્રીઓએ સ્વ ઇચ્છાથીજ વિદ્યારૂપી અન્નનો લેવો, અને તેનો સદુપયોગ કરવો જોઇએ.

નવરાશની વખતે સ્ત્રીઓ બહાર ફરવા કે આડોસી પાડોસીને ત્યા બેસવામા વખત ગાળે છે, તે નહિ કરતા જો તે વખત શિક્ષણ લેવામાં પસાર કરશે તો તેથી લાભ થશેજ. વિદ્વાનો કહે છે કે બહાર ફરવાથી રાજા, ને વિદ્વાનો, પૂજાય છે, તેમજ ધનવાન પણ પૂજાય છે. પણ સ્ત્રી જો બહાર ભટકે તો તે ભ્રષ્ટ થાય છે, માટે સ્ત્રીઓએ બહાર ભટકવા કરતા તે વખતનો ઉપયોગ શિક્ષણ લેવામા રોકશે તો સુધારો થશે. સ્ત્રી સુધરે તોજ સમાજ સુધરે એ પોકાર ઘણા વખતથી છે. સ્ત્રી પુરૂષ સરખા મતના ને વિદ્વાન હોય તો કલેશ કુસંપ થતો નથી. ઇશ્વર યત્ન કર્તાના યત્નમા મદદગાર થાઓ ને સ્ત્રીકેળવણી સંપૂર્ણ નિવડો. આ સૃષ્ટિમાં સ્ત્રીઓ સરસ્વતીની ઉપાસક બનો અને સ્ત્રી રત્નની કીંમત નથી પ્રકાશ પામો.

અસ્તુ!

## કેળવણીના ફાયદા.

લેખકઃ—બ્હેન શ્રી મધુમતી લાલતરાય.

૫.

### विद्याहीनं वृथा जन्म स्त्रीणां चैव वृथोदितम् ।

કેળવણી એ લોહને સુવર્ણ બનાવનાર પારસમણી છે, કેળવ્યાથી હિરામાણેક વિગેરે પથ્થરનું મૂલ્ય વધે છે, કપાસનાં વસ્ત્રો બને છે, અને તુચ્છ દેખાતી માટીનાં મનોહર વાસણો, સુંદર બંગલાઓ તથા ભવ્ય હવેલીઓ બને છે, કેળવ્યાથીજ ઘઉં વિગેરે અનાજ સમસ્ત જગતને પોષનાર તથા સંતોષનાર થઇ પડે છે. જેમ આ સર્વ વસ્તુઓને ત્હેની વાસ્તવ સ્થિતિમાંથી ઉન્નત બનાવવાને કેળવણીની જરૂર છે તેમ મનુષ્ય માત્રને ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરવાને કેળવણીની આવશ્યકતા છે. જનમંડળનો અર્ધ વિભાગ જે સ્ત્રીઓ તે પણ મનુષ્યજ છે તેથી કેળવણીની જેટલી તેમને જરૂર છે તેટલીજ સ્ત્રીઓને પણ છે.

#### માતાના ગુણદોષની બાળકો ઉપર અસર.

ઇંગ્લેંડમાં એક કહેવત છે કે "એક પુરૂષને કેળવ્યાથી તે એકજ કેળવાશે પણ એક સ્ત્રીને કેળવ્યાથી તો આખું કુટુંબ કેળવાશે આ વાત સત્યજ છે, કેમકે "આપણી ભાવિ પ્રજાની ઉત્પાદક, પોષક અને સંવર્ધક સ્ત્રીઓજ છે." અને એ સ્ત્રીઓ માતાઓના ગુણ દોષની અસર ત્હેમનાં બાળકો ઉપર થાય છે.

દાખલા તરીકે કવિ વર્ડ્ઝવર્થની માતા ગાયન ગાઇ ગુજરાન ચલાવતી, કવિ શેક્સ-પિયરની માતા ગાયનની ઘણી શોખીન હતી અને મહાન્ ગ્રંથકાર સ્કોટની માતાને વાર્તાઓનો ઘણો રસ હતો. વળી પ્રલ્હાદજી તથા અભિમન્યુ માતાના ઉદરમાં હતા તે વખતે ત્હેમને જે ઉપદેશ મળ્યો હતો ત્હેનાજ પ્રતાપથી જન્મ પછી એક ભક્તશિરોમણી તથા તથા બીજો વીરપુરૂષ બન્યો હતો. નેપોલિયન જ્યારે પોતાની માતાના ગર્ભમાં હતો ત્યારે તે લડાઇમાં ગઇ હતી, અને તે વખતના પડેલા સંસ્કારથીજ નેપોલિયનની મહાન સેનાપતિ તરીકેની કીર્તિની સુવાસ આજે પણ સર્વત્ર પ્રસરી રહી છે, આવા અનેક દ્રષ્ટાંત મળી શકે તેમ છે. તે જોતા ખાત્રી થશે કે માતાનાજ ગુણદોષ અવશ્ય બાળકમાં ઉતરે છે.

#### પાશ્ચાત્ય દેશની સ્ત્રીઓ.

વળી જે દેશની સ્ત્રીઓ કેળવાએલી હોય છે તે દેશની સત્વર ઉન્નતિ થાય છે. યૂરોપ, અમેરિકા, જાપાન અને જર્મની વિગેરે દેશો ઉપર આપણા દેશ કરતાં લક્ષ્મી અને સરસ્વતીની વિશેષ કૃપા છે. ત્યાંની પ્રજા અહીંના કરતા માનસિક અને શારીરિક સ્થિતિમાં તથા વિદ્યાકળામાં શ્રેષ્ઠ હોઇ અગ્રસ્થાન ભોગવે છે. તે ત્યાંની સ્ત્રીકેળવણીનેજ આભારી છે. અમેરિકાથી સ્વામી વિવેકાનંદ એક પત્રમાં લખે છે કે "અહિંની સ્ત્રીઓ સ્વજાતિ સુધારણામાંજ કાળક્ષેપ કરે છે તેઓનાં અંતઃકરણો બરફ જેવાં શુદ્ધ અને નિષ્કલંક છે, તેઓ એટલી સ્વતંત્ર છે કે શહેરી તથા સામાજીક ફરજોને તેઓજ નિયમમાં રાખે છે અહિંની

નિશાળો, કૉલેજો અને વિદ્યાલયો હંમેશાં સ્ત્રીઓથીજ ભરપૂર રહે છે." હવે જે દેશની સ્ત્રીઓ આવી સુશિક્ષિત હોય તે દેશની પ્રજા સંપૂર્ણ જાહોજલાલી ભોગવે ત્હેમાં આશ્ચર્ય શું!

### પ્રાચીન સમયની સ્ત્રીઓ.

એક સમય–પ્રાચીન સમય એવો પણ હતો કે જેમાં આપણો આર્ય દેશ પણ અનેક સ્ત્રીરત્નોથી ઝળહળી રહ્યો હતો. મહાન્ તત્ત્વવેત્તા યાજ્ઞવલ્ક્યની સાથે વેદાન્ત જેવા ગહન વિષયને ચર્ચનાર ગાર્ગી, મૈત્રેઇ તથા પોતાના સ્વામી અને જગદ્‌ગુરુ શંકરાચાર્યના વિવાદમા અધ્યક્ષ નિમાનાર દેવી ભારતિ, ના નામથી કોઇ અજ્ઞાત નથી એકલા વેદાન્તનુંજ નહી કિન્તુ દરેક વિષયનું શિક્ષણ સ્ત્રીઓને તે સમયમા મળતું એમ આપણને ગણિતનું પુસ્તક રચનાર લીલાવતી, જ્યોતિષમાં કુશળખલા તથા મહાન્ રાજકુમારીઓ છતાં પતિના સુખ દુઃખમાં સમાન ભાગ લેનાર સીતા તથા સાવિત્રિના દ્રષ્ટાન્તથી સ્હમજાય છે. ત્યાર પછીના કાળમા પણ સંયુક્તા અને કમળાદેવી જેવા અનેક સ્ત્રીરત્નો ભારત વર્ષને દીપાવતા અને દુનિઆંની પ્રજામાં આપણો દરજ્જો સર્વ કરતાં શ્રેષ્ઠ હતો.

### હાલની સ્ત્રીઓ.

હાલમાં એનાથી જુદીજ સ્થિતિ માલુમ પડે છે. પ્રાચીન સમયના તથા સુધરેલા દેશોની સ્ત્રીઓ સાથે સરખાવતાં આપણી સ્થિતિ ઘણી શોચનીય છે. શ્રીમન્ત, મધ્યમ, કે ગરીબ એ ત્રણે વર્ગમાંથી કોઇપણ વર્ગની સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ મળતું નથી તેથી તેઓનું જીવન અજ્ઞાન અંધકારમાંજ પુરૂં થાય છે એ ઘણું દિલગીર થવા જેવું છે. જો કે કેટલાંક વર્ષોથી કેળવણીનો પ્રચાર કાંઇક વધતો જતો જોવામાં આવે છે છતાં તે સંતોષકારક તો નથીજ આપણા ગુજરાતમા ફક્ત ત્રણજ હિન્દુ સ્ત્રીઓ ગ્રેજ્યુએટ છે. તેમજ સાધારણ લખી વાંચી શકે એવી મ્હોટી વયની સ્ત્રીઓનું પ્રમાણ પણ ઘણું થોડુ છે. ૧૯૦૬ ને ૧૯૧૨ સુધીના શાળાપત્રોના રીપોર્ટો તથા સરકારી વસ્તીપત્રકના આકડા ઉપરથી જણાય છે કે આખા મુબાઇ ઇલાકામાં હજારે ફક્ત ૧૪ સ્ત્રીઓ લખી વાંચી શકે ત્હેવી છે. ત્હેમા પણ જો ધર્મવાર જોઇએ તો હિન્દુઓમા હજારે ન૨ ગુજરાતી ભણેલી અને ઇંગ્રેજીમાં તો સૂન્યજ આવે છે. આવા જુજ સ્ત્રીશિક્ષણને લીધેજ આપણો દેશ પછાત પડી ગયો છે. ત્હેને ઉન્નત બનાવવાને સારૂ પુખ્ત વયની બ્હેનોએ તેઓનાં જે વર્ષો ગયા તે તો ગયાંવ્યાજ છે પણ હવે જે સમય હાથમાં રહ્યો છે ત્હેનો સદુપયોગ કરી યોગ્ય કેળવણી લેવાની જરૂર છે. **કેળવણી કેવી લેવી.** અહીં કેળવણી લેવાનો અર્થ એવો નથી કે ક, ખ થી આરંભીને છેક બી. એ. સુધીની ડીગ્રી મેળવવી અથવા અમુક પ્રકારની પરીક્ષાઓ પસાર કરવી, પણ એનો ખરો અર્થ તો આપણી તન મનની શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવો એજ છે. આ શક્તિઓનો વિકાસ કરવાને–બુદ્ધિ ખીલવવાને અને દરેક સ્ત્રીઓને આદર્શગૃહિણી તથા યોગ્ય માતા બનવાને કેવા વિષયોનું શિક્ષણ ઉપયોગી થશે તે આપણે જોઇએ.

### ૧. ભાષાજ્ઞાન.

કેળવણીના બગીચામાં પ્રવેશવાનું દ્વાર જ ભાષા છે એના વિના કોઇ પ્રકારનું શિક્ષણ બરાબર લઇ શકાતું નથી માટે જેમને સાધારણ લખતાં વાંચતાં આવડતું હોય ત્હેમણે વિશેષ વધારવું અને બીલકુલ ન આવડતું હોય ત્હેમણે પ્રથમથી શરૂ કરવું.

## ૨. ગૃહશિક્ષણ.

જ્યાં સુધી સ્ત્રીઓને યોગ્ય ગૃહવ્યવસ્થા ન આવડતી હોય ત્યાં સુધી ત્હેની કેળવણી અપૂર્ણજ ગણાશે. એમાં રસોઇ–કરકસર–સ્વચ્છતા આરોગ્યવિદ્યા–અતિથિસત્કાર તથા બાળકોને ઉછેરવાની ગંભીર બાબતનો સમાવેશ થાય છે અને એનું જ્ઞાન શ્રીમન્ત તેમજ ગરીબ સર્વને સરખુંજ ઉપયોગી છે.

## ૩. ધર્મનીતિ.

તે વિના સ્ત્રીઓમાં સંપૂર્ણ સ્ત્રીત્વ આવતું નથી. ધર્મવિનાનું મનુષ્ય એ વાસ વિનાના ફૂલ સમાન છે. આપણી પ્રગતિના વિકાસના સાધનોમાં એને પ્રથમ સ્થાન આપવું જોઇએ દેવદર્શન કરવામાં, નદીએ ન્હાવામાં કે ગમે તેને દાન આપવામાંજ ધર્મનો સમાવેશ થતો નથી જો કે આ સર્વ ધર્મના એક અંગ છે પણ કિન્તુ તે સમજીને થાય તોજ આપણી ઘણી બ્હેનોમાં ધર્મ ભાવના રહેલી છે પરન્તુ તે અંધશ્રધાને લીધે અવળે માર્ગે દોરાએલી છે. ત્હેમને ધર્મ નીતિનું ખરૂં સ્વરૂપ સમજાવી ત્હેનું યોગ્ય જ્ઞાન આપવાની જરૂર છે.

## ૪ વૈદક.

એમાં સાધારણ ઘરગથ્થુ દવાઓ અકસ્માતના તત્કાળીક ઉપાયો તથા માંદાની માવજત વિગેરે ઘણી બાબતોનો સમાવેશ થાય છે એ જાણવાથી કાંઇ અકસ્માત બને તો ગભરાવું પડતું નથી; સ્હેજ સાજ દર્દ થાય તો ડોકટરોને ઘેર જવુ પડતું નથી તેમજ ખર્ચમાં પણ ઘણો બચાવ થાય છે.

## ૫. વિદ્યાકળા.

વૈદક જેમ ઘણી જાતની મુંઝવણો દુર કરે છે તેમ સીવણ, ભરત, ગુંથણ વિગેરે ગૃહ ઉપયોગી કળાઓ ઘણા ખર્ચનો બચાવ કરે છે, જો કે શ્રીમન્ત વર્ગની સ્ત્રીઓને હાથે કપડા સીવવા પડતા નથી તો પણ તે શીખવાની જરૂર તો છેજ અને સાધારણ સ્થિતિની સ્ત્રીઓને તો તે ઘણીજ ઉપયોગી છે. વળી ભરત, ગુંથણ એ પણ સ્ત્રીઓને શોભાવનારી કળા છે. જો કે એ કળા શીવણના જેટલી ઉપયોગી નથી. પણ શ્રીમન્ત વર્ગની સ્ત્રીઓને પોતાના ગૃહ શણગારને સારૂ તથા ગરીબ વર્ગે પોતાના પતિને કુટુંબને મદદ કરવા માટે એ કળા શખવાની જરૂર છે

## ૬ ગણીત.

જેમ વિદ્યાકળાથી ખર્ચમાં બચાવ થાય છે તેમ ગણીતથી સમજ કેળવાય છે. ઘણી બ્હેનોએ કોઇ વસ્તુ ખરીદી હોય તો ત્હેના પૈસા આપતા અથવા ઘર ખર્ચનો હિસાબ રાખતા પણ ઘણી ગુંચવણ થાય છે અને તેથી વખતે વખત નુકસાન પણ ખમવુ પડે છે. માટે આ અડચણો દુર કરવાને ગણીતનુ વિશેષ નહી તો સાધારણ જ્ઞાન પણ મેળવવુ જોઇએ.

## ૭. ઇતિહાસ.

ગણીતનું જ્ઞાન મેળવ્યા પછી ઇતિહાસ તરફ લક્ષ આપવાનુ છે એ જાણવાથી આપણને વૈદિકકાળથી આરંભીને આજ પર્યંત દુનિઆમાં કેવાં પરિવર્તનો થયા છે,

રાજપૂતો, મુસલમાનો તથા અન્ય સત્તાઓ નીચે આપણી આર્થીક ઔદ્યોગિક સ્થિતિ કેવી હતી તથા મહાન પુરૂષો તેમજ સ્ત્રીઓ કેવા પ્રયત્નેથી પોતાના નામ અમર કરી ગયા છે તેની માહિતી મળે છે.

## ૮. સામાન્ય.

તેમજ સામાન્ય વિષયમા પણ ઘણી બાબતો જાણવા જેવી છે અને તે પણ અન્ન-ગીઆના શબ્દોમાજ નીચે મુકી છે "હિન્દની પહેલાની તથા હાલની આર્થીક સ્થિતિ વીજળી-ગેસ તથા વરાળનું બળ તે શુ છે, કેમ થતુ હશે અને તેને કેવી રીતે ઉપયોગમા લેવુ તેમજ આપણા ઉપયોગમા આવતા તથા બીજા બનાવટી પદાર્થોની પીછાન તથા વનસ્પતિ ખનિજ વિગેરેની સામાન્ય સમજ તેમજ સંસાર અને કેળવણી સબંધી આપણી સ્થિતિ અને દુનિયાના સુધારામા આપણુ સ્થાન "

## ૯. વિજ્ઞાન.

ઉપરના વિષયમાજ સાથેસાથે ઘણુ જ્ઞાન મળી જાય છે તોપણ તેથી કાંઇક વિશેષ સમજવાની જરૂર છે. એનાથી જગતની આખી સૃષ્ટિની રચના સમજાઇ ઘણી જાતના ભ્રમ દુર થાય છે

રાત્રી દિવસ ઋતુ-ભરતી-ઓટ-વરસાદ વજ્ર ગ્રહણ-ગ્રહ નક્ષત્ર વિગેરેની સમજણ પડે છે. હવા પાણી-ખોરાક વિગેરેના ગુણ દોષ સમજાય છે અને એનુ જ્ઞાન ગૃહિણી તરીકેના જીવનમા તથા બુદ્ધિનો વિકાસ કરવામા ઘણુ ઉપયોગી છે

## ૧૦. કાવ્ય-સાહિત્ય વર્તમાન યુગના વિષયો.

તદુપરાન્ત કાવ્ય સાહિત્ય તથા વર્તમાનમા ચાલતી બાબતોના જ્ઞાનથી પણ ઘણો લાભ થાય છે જે જન સમાજમાં આપણે વસીએ છીએ તેમા આપણી આજુબાજુ અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચાલી છે. કોંગ્રેસો, પરિષદો અને સોસાઇટીઓ દેશને ઉત્કૃષ્ટ કરવાને તથા વિદ્વાનો અને દેશ હિતેચ્છુઓ સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને કેવા પ્રયત્નો આદરી રહ્યા છે એ સર્વેનુ જ્ઞાન સ્ત્રીઓએ મેળવવુ જોઇએ કોઇને આ વાત સ્ત્રી બુદ્ધિથી અગમ્ય લાગશે, કિન્તુ મેં વિદ્યા બ્હેન-શારદા બ્હેન, મીઠીબેન મરોઝીની નાયડુ તથા સરલા દેવી જેવા વિદુષિ સન્નારીઓએ એ શકાનુ સ્થાન રાખ્યુ નથી. જો કે સર્વ સ્ત્રીઓ એમના જેટલું શિક્ષણ વા ડીગ્રી ન મેળવી શકે તેમજ એવી સંસ્થાઓમા ભાગ પણ લઇ ન શકે કે કિન્તુ એમા ચચાતા વિષયોનુ રહસ્ય સમજવા જેટલી બુદ્ધિનો વિકાસ તો કરી શકેજ, અને તેમ કરવુ જરૂરનુ પણ છે

## ઇંગ્રેજી

ઉપર કહેલા સર્વ વિષયોનુ જ્ઞાન સંપાદન[1] કર્યા પછી જો સમય તથા સાધનોની અનુકુળતા હોય તો દેશકાળને અનુસરીને ઇંગ્રેજી શીખવાની પણ આવશ્યકતા છે ઘણા દેશોમા આ ભાષા સામાન્ય ભાષા તરીકે વપરાય છે એવા દેશોમા કાર્ય પ્રસંગે જવુ પડે ત્યારે આજ ભાષાથી વ્યવહાર ચાલે છે વળી એમા સામાન્ય બુદ્ધિના મનુષ્યથી આરંભીને વિદ્વાનોના મગજ પર્યંતને જ્ઞાનને પોષક પુરા પાડે એવુ સાહિત્ય છે એમાંના ઘણા

પુસ્તકોનું ગુજરાતીમાં ભાષાન્તર થાય છે પણ એની ખરી ખુબી મૂળ પુસ્તક વાંચ્યા વિના સમજાતી નથી માટે અને બીજાં અનેક કારણોસર આ ભાષાનું જ્ઞાન બને તો મેળવવું જોઇએ.

## સંસ્કૃત.

બીજી ભાષા સંસ્કૃત છે એના જેવી સંસ્કાર પામેલી બીજી કોઈ ભાષા નથી. જે પ્રાચીન ભાષાનેજ આધારે લઇને યુરોપ આદી દેશોએ અનેક જાતની શોધ ખોળો કરી દુનિઆને વિસ્મય સાગરમાં ડુબાડી દીધી છે હેનું સાધારણ જ્ઞાન પણ આપણામાં કોઇને નથી એના લોપથી આપણે ઘણું ગુમાવ્યું છે; કારણ એમાં બુદ્ધિનો વિકાસ કરી નૈતિક અને વ્યવહારીક શિક્ષણ આપનાર સુન્દર કાવ્યો ઉપરાન્ત આપણાં ધર્મ પુસ્તકો પણ એમાંજ છે હેનું યથાર્થ જ્ઞાન સંપાદન કરવા સારૂ એ ભાષાની જરૂર છે.

વળી હેની સાથે સંગીત અને ચિત્રકળાનું જ્ઞાન પણ સ્ત્રીઓને ઉપયોગી છે. ચિત્ર એ ગૃહની શોભામાં વૃદ્ધિ કરનાર તેમજ બુદ્ધિને ખીલવનાર છે અને સંગીત એ થાકેલા મનજને વિશ્રાંતિ અર્પનાર અને આનંદની વૃદ્ધિ કરનાર છે.

## "કેળવણી કેમ લેવી."

હું ધારૂં છું કે પુખ્ત વયની બ્હેનોની મનઃશક્તિ ખિલવવાને તથા હેમની ગૃહિણી અને માતા તરીકેની ફરજો અદા કરવાને ઉપરના વિષયોનું જ્ઞાન જરૂરનું છે. અહીં કોઇને શંકા થશે કે ઘણા વ્યવસાયવાળી અને ઉમ્મરે પહોચેલી બ્હેનો આટલા બધા વિષયોનું શિક્ષણ કેવી રીતે લઇ શકે ? હેમને સમય ક્યાં છે ? સાધનો ક્યાં છે ? જો કે આ વાત કેટલેક અંશે સત્ય છે તેમજ મ્હોટી વયની બ્હેનો ન્હાની કન્યાઓની માફક નિશાળે ન જઇ શકે હેમના જેટલો સમય અભ્યાસમાં રોકી ન શકે એ પણ ખરૂં છે. તોપણ તેઓ જે સમય નકામી વાતોમાં નિંદા કુથલીમાં કે પત્તાં બાજી રમવામાં ગુમાવે છે તે બચાવે તો ઓછામાં ઓછા દિવસના ત્રણ કલાક તો મેળવેજ અને એનો સદુપયોગ કેળવણી લેવામાં કરે તો ત્રણ વર્ષમાં ઘણું સંગીન શિક્ષણ મેળવી શકે અને તે કેવાં સાધનોથી મેળવવું તે આપણે જોઇએ. અસલના વખતમાં મ્હોટી વયની સ્ત્રીઓને કાંઇપણ સાધનો ન્હોતાં પરંતુ હાલમાં કેટલાંક પરોપકારી બ્હેનો તથા બન્ધુઓએ અમદાવાદ, સુરત અને બીજાં ગામોમાં "વનિતા વિશ્રામ" મુંબાઇમાં "સેવાસદન" અને પુનામાં પ્રોફેસર કર્વેએ "અનાથાશ્રમ" જેવી સંસ્થાઓ ખોલી છે અને એનો શિક્ષણનો સમય પણ સર્વ બ્હેનોને અનુકૂળ આવે એવો બાર વાગ્યા પછીનો છે માટે બને તો એવી કોઈ સંસ્થાદ્વારા શિક્ષણ લેવું.

## સ્ત્રી વર્ગમાં કેવી રીતે શિક્ષણ આપવું ?

કિન્તુ આ સાધનો આપણી દેશ સ્થિતિ તથા અજ્ઞાન સ્ત્રીવર્ગની સંખ્યા જોતાં પુરતાં નથી, કેમકે એવી સંસ્થાઓનો લાભ પરદેશી તેજ ગામમાં દુર રહેતી તેમજ ઘણા વ્યવસાયવાળી બ્હેનો લઇ શકે એમ નથી માટે એવી સંસ્થાઓની શાખાઓ દેશ પરદેશમાં વધારવાની જરૂર છે. તેમજ જે બ્હેનો કેળવણી લઇ શકે એવી હોય હેમને સારૂ જુદા

ક્લાસો એટલે સ્ત્રી વર્ગો ખોલવાની જરૂર છે અને ત્હેનો સમય ત્રણથી પાંચ સુધીનો રાખવો કે જેથી સવ બ્હેનો ત્હેનો લાભ લઈ શકે. હવે આગળ જણાવ્યા પ્રમાણે દિવસના ત્રણ કલાકને હિસાબે આ વાડીઆના ચોવીસ કલાક થયા.

(૧) ત્હેમાંથી હમેશનો એક કલાક ભાષા જ્ઞાનને સારૂ જુદો કાઢવો, ત્હેમાંથી જે બ્હેનોને સાધારણ લખતા વાચતાં આવડતું હોય ત્હેમને વિશેષ વધારવું અને બીલકુલ ન આવડતું હોય ત્હેમને શરૂ કરાવવું. ત્હેમને ક ખ વિગેરે ઘુંટાવવા કરતા કાળી પાટી આની મદદથી ઓળખાવવાથી વધારે સુગમ પડશે. તેઓ અક્ષર ઓળખે ત્યાર પછી સ્હેલી ભાષાના પુસ્તકો વચાવવાના શરૂ કરવા. (સ્ત્રી. પત્રીકાઓના)

(૨) હવે આરવાડીઆના સોળ કલાક રહ્યા એમાંના બે કલાક વૈદકને સારૂ રોકવાના છે ત્હેમાં પ્રથમ વાગ્યા ઉપર કેવી રીતે પાટા બાંધવા, કાંઈ અકસ્માત બને તો તાત્કાળી કેવા ઉપાયો લેવા વિગેરેની ધીરે ધીરે સમજણ પાડીને પછી સાધારણ રોગો તથા દવાઓ વિશે સમજુતી આપવી.

(૩) બે કલાક વિદ્યાકળાના છે ત્હેમાં પ્રથમ બાળકોના ઝભલા ટોપીથી શરૂ કરાવી પોલકા ખમીસો વિગેરે શિખવવાં, અને ભરત ગૂંથણમાં પણ મોજા ગળપટા વિગેરેથી આરંભીને કીડીઆનું કામ, ઊન, રેશમ, પટી, તથા ઉનનું એમ ક્રમે ક્રમે શીખવવું આ સર્વ તો સ્ત્રીઓ ક્લાસ વિના પણ એક બીજા પાસેથી શીખી શકે તેમ છે

(૪) બીજા બે કલાક ગણીત સારૂ છે ત્હેમાં પ્રથમ દાન સુધી આંક તથા સરવાળા, બાદબાકી અને ગુણાકારની સમજણ પાડી પછી ભાગાકાર ત્રિરાશી પાયા અડધાંની પીછાન તથા ગજ, વાર, તસુ, શેર અને મણના કોષ્ટકો તથા વ્યાજ વિગેરેની સ્હેલી સમજણ પાડવી

(૫) આરવાડીઆમાં બે કલાક ઇતિહાસનું જ્ઞાન આપવું ત્હેમાં આપણે ર્‌હીએ છીએ તે શહેર પહેલા કોની સત્તા નીચે હતું હાલમાં કોના તાબામાં છે વિગેરેથી શરૂ કરી બીજા દેશો વિશે તથા હાલના અને પ્રથમના રાજાઓ વિશે દૃષ્ટાન્તોથી માહિતી આપવી અને બને તો જુના પુરાણા ઇતિહાસીક સ્થળો બતાવવા

(૬) સામાન્ય વિષયમાં આવતી દરેક બાબતો ઉપર આરવાડીઆમાં બે કલાક ભાષણો અપાવવા અને તે છપાવીને સસ્તી કીંમતે સર્વને આપવા કે જેથી જેમણે સાંભળ્યું હોય તેઓ મનન કરે અને ન સાંભળ્યું હોય તેઓ વાંચી શકે

(૭) વિજ્ઞાનના બે કલાક છે ત્હેમાં પ્રથમ આપણા વપરાશમાં આવતી ચીજોથી શરૂ કરવું અને પછી ધીમે ધીમે ગ્રહ, નક્ષત્ર, વનસ્પતિ, હવાનાં તત્વો તથા શરીરની રચના વિશે સમજુતી આપવી અને તે સહેલાઈથી શીખી શકે ત્હેને સારૂ બાગ બગીચા તથા કેટલાક કુદરતી દેખાવો વિગેરે ઉપયોગી થઈ પડશે

(૮) બે કલાકમાં ગૃહવ્યવસ્થાની સમજુતી આપવી ત્હેમાં કરકસરના ફાયદા, તંદુરસ્તિને સારૂ યોગ્ય ઉપાયો, ઘરમાં સુઘડતા કેવી રીતે રાખવી કુટુંબના મનુષ્યોના મન કેમ

विद्या नाम नरस्यरूप माधिकं प्रच्छन्न गुप्तं धनं ।
विद्या भोग करी यशः सुखकरी विद्या गुरुणां गुरु ॥
विद्या बंधुजनो विदेश गमने विद्या परं दैवतं ।
विद्या राजसु पुजितं न तु धनं विद्या विहीनः पशुः ॥

" વિદ્યા ખરેખર માણસને અધિક સુંદરતા અર્પે છે. તે ગુપ્ત ધન છે. વિદ્યા, ભોગ યશ અને સુખની આપનારી છે. વિદ્યા ગુરૂનો ગુરૂ છે. પરદેશમાં વિદ્યા બધુની ગરજ સારે છે. વિદ્યા પરમ દેવ છે. રાજ્યમાં ધન નહી પણ વિદ્યા પુજાય છે. અજ્ઞાન માણસ પશુ-તુલ્ય છે. "

કવિ શામળભટ પણ કહે છે કે—

વિદ્યા મુકાવે માગ, પૂર્ણ જશ વિદ્યા આપે;
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે.
વિદ્યા માહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી;
વિદ્યાને વશ વિશ્વ, જગતમાં મોહિનિ જાણી.
સદા વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડુ નહી કશું;
સદા વિદ્યા આમળ ધન કહ્યું, વિદ્યા વિહિન નર તે પશુ.

વિદ્યાની સ્રી તેમજ પુરૂષને એક સરખી જરૂર છે, કારણ કે સ્રીઓ પણ એક મનુષ્ય છે. આપણામાં પુરાતનકાળથી મનાતું આવ્યુ છે, કે પુરૂષો બુદ્ધિબળમાં ને સ્રીઓ નીતિબળમાં શ્રેષ્ટ છે. અને નીતિબળના પોષણને માટે વિદ્યાની ખાસ જરૂર છે. સ્વ. શાસ્રી ગોવરધનરામભાઈ પણ તેમના લીલાવતી જીવનકળા નામના પુસ્તમાં લખે છે કે—

" પરંતુ આટલું તો નિશ્ચીત છે કે કન્યાઓને કેવળ અશિક્ષીત રાખવામાં તેની કેવળ ભાગ્ય હીનતા છે, એટલુંજ નહિ પણ તેની નવરાશના કાળમાં તેને રસ પમાડે અને અવળે માર્ગે તેના મનને જતું રોકે એવો ઉદ્યોગ આપવા માટે સુવિદ્યા સમાન બીજું અક્ષય પાત્ર નથી. "

તેમના નીતિ બળના ધારણને માટે તો જરૂર છે એટલુંજ નહી પણ દેશની ઉન્નતિ પણ સ્રી કેળવણી વિના થઈ શકશે નહીં. મહાન ગ્લેડસ્ટન પણ કહે છે કે " કોઇ પણ દેશની સ્રીઓની સ્થિતિ ઉપરથી તે દેશની એકંદર સુધારણાની કિંવા ઉન્નતીની કલ્પના કરી શકાય છે. " હવે સારા ભાગ્યે આપણા લોકોના વિચાર સ્રીઓને કેળવવામાં દીવસે દીવસે આગળ વધતા જાય છે, એટલુંજ નહી તેઓ યોગ્ય માતા, સારી પુત્રી, પ્રેમાળ પત્ની, સારી ભગિની અને વિશેષમાં સારી સાસુ પણ થાય તેવા ઉદ્દેશથી કેટલાક ભાઇઓ તથા બ્હેનોએ આત્મ ભોગ આપીને તેમને કેળવવા માટે તથા તેમની સુધારણા કીંવા ઉન્નતિ માટે પોતાની જીંદગી અર્પણ કરી છે. અને તેના ફળ તરીકે પુનામાં પ્રોફેસર કર્વેનો વિધવાશ્રમ, મુંબઈમાં ગુજરાતી હીંદુ સ્રી મંડળ, અને તેના તરફથી ચલાવવામા આવતા વર્ગો, વાદરામાં ચાલતું સેવા સદન, સુરતમાં તથા અમદાવાદમાં ચાલતાં વનિતા-વિશ્રામ, તથા અમદાવાદમાં બંધુ સમાજ તરફથી સુંદરી સુબોધ જેવું સ્રી ઉપયોગી

માસિક નીકળે છે અને તે મંડળ સ્ત્રી ઉપયોગી સાહિત્યમા પણ વધારો કરતું જાય છે

પ્રાચીન સમયમા પણ સ્ત્રીઓ કેળવાયેલી હતી અને તેના ઘણા દ્રષ્ટાંત દરેક ઇતિહાસના વાચનારને વિદીત છે. ગણીત શાસ્ત્ર રચનાર લીલાવતીના નામથી દરેક જણ જાણીતું છે. વિશ્વદેવી ગંગા નામની સ્ત્રીએ વાક્યાવલીનો ગ્રંથ બનાવ્યો છે. લક્ષ્મી દેવીએ મીતાક્ષરી ઉપર ટીકા લખી છે મંડન મીશ્રની પત્ની સરસ્વતીએ શંકરાચાર્ય સાથે વાદ કર્યો છે. સુલભા નામની સ્ત્રીએ, રાજા જનક સાથે વાદ કર્યો હતો. ગાર્ગી અને મૈત્રેયી પણ વિદુષી હતી. કીરતાર્જુનીય કાવ્યમા દ્રૌપદીએ રાજા યુધીષ્ઠિરને આપેલો ઉપદેશ પણ એક રાજનિતિજ્ઞ પુરૂષને છાજતો છે. સીદ્ધરાજ જયસીંગની માતા મીનળદેવી રાજ્ય કારભાર ચલાવતી હતી. મીરાંબાઇ પણ વિદ્વાન હતી ને તેના ભજનો ગુજરાતના સ્ત્રી પુરૂષો આજ સુધી ગાય છે. અહલ્યાબાઇ હોલકર પણ રાજ્ય ચલાવતી હતી. મી. દત્ત પણ તેમના પ્રાચીન ભારત નામના પુસ્તકમા સ્ત્રીને કેવો દરજ્જો હતો તેને માટે નીચે પ્રમાણે વિવેચન કરે છે.

"×××હિંદુ સુધારાના ઉદય કાળથીજ હિંદુ સ્ત્રીઓ માનવંત દશા ભોગવતી, તેમના કબજામાં દોલત રહેતી, અને તેમને વારસો મળતો; તેઓ યજ્ઞમાં અને ધર્મ કાર્યમા ભાગ લેતી, તેઓ પ્રસંગે મોટી સભાઓમા આવતી ××× તેઓ ઘણી વખત તે સમયની વિદ્યામા નામ મેળવતી; અને રાજનીતિ તથા રાજકાર્યમા તેમને યોગ્ય સત્તા હતી"

પ્રાચીન કાળમા તેમને અર્ધું અંગ તરીકે ગણવામા આવતી અને તેમને યોગ્ય સત્તા આપવામા આવતી. જે દેશમાં સ્ત્રીઓનુ સન્માન થતું નથી પણ તેમને ગુલામ બરાબર લુંડી જેવી ગણવામા આવે છે ને તેમને યોગ્ય કેળવણી આપવામા આવતી નથી તે દેશની, ગામની અગર ઘરની ઉન્નતિ થવી અશક્ય છે, અને ઉન્નતિની આશા રાખવી તે બાવળ તરફથી કેરીની આશા રાખવા જેવુ છે ભગવાન મનુ પણ કહે છે કે—

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफला क्रियाः ॥

"જ્યા સ્ત્રીઓ પુજાય છે ત્યા દેવતા વાસો કરે છે અને જ્યા તેમને સન્માન અપાતું નથી ત્યા સર્વ ક્રિયા નિષ્ફળ જાય છે."

માટે તેમને યોગ્ય અધિકાર આપવો જોઇએ અને દરેક પુરૂષ તથા સ્ત્રીએ તેમને તેમની પુત્રીઓને ભણાવવી જોઇએ, અને જેટલો પુત્રને હોસથી પૈસા ખર્ચી ભણાવવામાં આપે છે, તેટલાજ હોસથી અને પૈસા ખરચીને તેમને ભણાવવા જોઇએ. દી. બ. મણીભાઇ જસભાઇ પણ તેમના "હીંદુ સ્ત્રી કેળવણી" નામના પુસ્તકમાં લખે છે કે "એક છોકરાને સારી કેળવણી આપો એટલે તમે એક કેળવાયેલું માણસ ઉત્પન્ન કરશો. પરંતુ જો તમે એક છોકરીને સારી કેળવણી આપશો તો એક આખું કુટુંબ કેળવાયેલું ઉત્પન્ન કરી શકશો." માટે તેમને ભણાવવા એ તેમની ફરજ છે.

ચાડીઓ ને ક્રોધી હતો ને તેની છાયા તેના પુત્રમાં નીરંતર જણાતી હતી. ભગવાન મનુએ પણ કહ્યું છે કે—

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितृन्माता गौरवेणातिरिच्यते ॥

" એક આચાર્ય, દશ ઉપાધ્યાય કરતાં વધારે શ્રેષ્ટ છે; સો આચાર્ય કરતાં પિતા વધારે શ્રેષ્ટ છે અને હજાર પિતા કરતાં માતા બાળકના ઉપર વધારે અસર કરી શકે છે. "

માટે માતા જો કેળવાયેલી હશે તો સારા સંસ્કાર પાડી શકશે ને જો અભણ હશે તો ખરાબ સંસ્કાર પાડશે. કારણ કે બાળકનું મન મીણ જેવું નરમ હોવાથી જેવા સસ્કાર પડયા હશે તેવુજ તે નીવડશે. તેથી સદ્‌ગુણી માતાનાં બાળકો સદ્‌ગુણી, વિદ્વાન નીકળે ને અભણ માતાના મૂર્ખ, વ્હેમી, જડ, દુર્ગુણીને અભણ નીકળે તો કંઈ નવાઇ જેવું નથી. જો એકાદ માણસથી આવા વર્ગ ચલાવવાનું મુશ્કેલ હોય તો ફંડ કરી આવા વર્ગો ઉઘાડવા જોઇએ. જે ગામમાં આવા વર્ગનું સાધન ન હોય તેમણે કોઇ સુશિક્ષીત, નીતિમાન બાઈ અગર વૃદ્ધ પંડિતની પાસે જઇને દરરોજ અભ્યાસ કરવો જોઇએ. જેમને આવુ પણ સાધન ન હોય તેમણે પોતાના પતિની પાસે દરરોજ અભ્યાસ કરવો જોઇએ. કારણ કે સ્ત્રીને નજીકનો સબંધી તે પતિ છે. તે સંબંધ કંઇ જડ વસ્તુઓના સબંધ જેવો બાહ્ય સંબંધ નથી પણ આત્માનો સંબંધ છે. એ એક દૈવી સંબંધ છે. પત્નિ તે અર્ધાંગ છે ને કોઇ પણ પતિ પોતાનું અર્ધું અંગ ખોડખાંપણું, કદરૂપુ રહે તે જોવા ઇચ્છશે નહીં. તો કયો પતિ સ્ત્રીરૂપી પોતાના શરીરને જડ, મૂર્ખ ને અભણ રાખવા ઇચ્છતો હશે. તેઓ ફુરસદનો વખત રમત ગમતમાં, ટાળટપ્પાઓમા ને વિનોદમા ગુમાવે છે તેના કરતા દરરોજ અભ્યાસ કરવામાં કાઢવો જોઇએ ને જો તેઓ ઇચ્છશે તો ખુશીથી ઓછામાં ઓછો એક કલાક કાઢી શકશે. માટે દરેક પતિએ પોતાની પત્નીને દરરોજ વિદ્યાભ્યાસ કરાવવામાં આ વખત વીતાડવો જોઇએ. રથનાં બે પૈડાં બરાબર ન હોવાથી જેવી સ્થિતી થાય છે. તેવીજ સ્થિતિ પતિ વિદ્વાન સંસ્કારી હોય ને પત્નિ મૂર્ખને જડ હોય તો તેમની થાય છે. એટલે તેમનો સંસાર, સુખમય ચાલી શકતો નથી. ને પછી 'ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે બાઇનું તો ચીત્ત ચુલામાંય, કેથી કહોને કેવું આ કજેડું કહેવાય' તેવું કજેડું થાય છે.

પ્રાચિન સમયમાં પણ સ્ત્રીઓ પોતાના પતિ પાસે ભણતી હતી તે રઘુવંશમાં મહારાજા અજે તેમની પત્નીના મૃત્યુ વખતે કરેલા વિલાપ ઉપરથી જણાય છે.

गृहिणी सचिवः सखीमिथः प्रीय शीष्या ललीतेकलाविधौ ।
करुणा विमुखेन मृत्युना हरतात्वा वद किंन मेहतम् ॥

" તુજ ઘરની માલીક છે, પ્રધાન છે, મિત્ર છે અને નાજુક કલાઓમાં માન શિષ્ય જેવી છે. તારૂ હરણ કરનાર નિર્દય મૃત્યુએ મારૂ શું નથી લઇ લીધું ! સર્વસ્વ લીધું છે."

જે કોઇ સ્ત્રીને ભણવવાના સાધન ન હોય તેણે પોતાની મેળે ખંત રાખી અભ્યાસ કરવો જોઇએ. પ્રાચિન સમયમા આ રીતે પણ અભ્યાસ કરતા હતા. મહાભારતમા વર્ણવેલો એકલવ્ય ભીલ પણ આ રીતેજ ભણ્યો હતો તે દ્રોણાચાર્ય પાસે ગયો. પણ દ્રોણાચાર્યે તેને ભીલ જાણી વિદ્યાનો દુરુપયોગ કરશે એવા ભયથી ભણાવવાની ના કહી તેથી તેણે દ્રોણાચાર્યનું એક માટીનું પુતળુ બનાવી એ પુતળા સમક્ષ તેણે તેની મેળે અસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કરવા માડયો ને અત્યંત શ્રદ્ધાથી ને પૂર્ણ એકાગ્રતાથી અભ્યાસ કરતાં કરતા એ ભીલકુમાર બાણ મારવામા ઘણો હોશીઆર થયો હતો.

આ રીતે જે સ્ત્રીઓ ને ભણવા માટે ઉપર વર્ણવેલામાંથી એકે સાધન ન હોય છતા પણ તેઓ મહેનત લઇને વિદ્યાભ્યાસ કરે તો પોતાની મેળે પણ કરી શકે છે. ને જો કોઇ બાબતમાં ગુંચવણ પડે તો જે કોઇ પોતાનાથી વધારે ભણ્યુ હોય તેની સલાહ લેવી જોઇએ.

હવે સ્ત્રીઓએ કેવી જાતની કેળવણી લેવી તે બાબત જુદા જુદા લોકોના જુદા જુદા મત છે. રા. સાક્ષર શ્રી મણીલાલભાઇ દ્વિવેદી તેમના ચારિત્ર નામક પુસ્તકમા લખે છે કે–

"જે કેળવણી હાલ આપવામાં આવે છે તેમા નારીઓના સ્વભાવના પ્રાકૃતિક અંગને ઉત્તેજન આપી, તેમનું મનોબળ ખીલવી, સ્વાશ્રયી અને ઉત્તમ સન્નારીઓ ઘડી આપવા જેવું કાંઇપણ યોજેલું દેખાતું નથી. ઘણા સુધારાના શિખરે પહોચેલા દેશોમા સ્ત્રીઓને જેમ તેમનો મૃદુભાવ અને પરાધિન રહેવાનો ભાવ વધારે ખુબી પામે તેવુ શિક્ષણ ઉત્તમ પદ્ધતિવાળું ગણાય છે તેમ અત્ર તેમને મહેતાજી કે કારકુન કરવા જેવું શિક્ષણ સારૂ ગણાવા લાગ્યુ હોય એમ ભાસે છે. પણ મન અને હૃદય ઉભયના સમેળનવાળા શિક્ષણ વડે તેમના ચારિત્રને યથાર્થ યોગ્ય ઉપર લાવી મૂકી તેમને દ્રષ્ટાંતરૂપ સન્નારીઓ કરી શકે તેવા શિક્ષણની હજુ ખોટ છે. પુરૂષોને જેમ સ્વાશ્રયી અને પોતાની મેળે પોતાનો માર્ગ કરી લેવાનું શીખવવામા આવે છે, તેમ સ્ત્રીઓને સદા પરતંત્ર રહી કદાપિ સ્વાશ્રયની અપેક્ષાજ નથી એવો ભાવ મનમા ઠસાવવામાં આવે છે. પણ યદ્યપિ પુરૂષ ધર્મમા સ્ત્રીઓએ સામાન્યતઃ નિમગ્ન થઇ શકવાનું નથી તથાપિ સ્વાશ્રયવાળા થવા માટે જે મનોબળની અપેક્ષા છે તે મનોબળ અને તે સ્વાશ્રય તેમને જે પોતાનુ કર્તવ્ય છે તેમાં થોડા ઉપયોગનાં નથી."

"××× સ્ત્રીના ઉત્તમોત્તમ ગુણો તેના અનુરાગ કમમાંથીજ ખીલે છે, તથાપિ તેના ચારિત્રને, યોગ્ય કેળવણીથી, સ્વાશ્રય વૃત્તિથી સ્વ–સંયમન પ્રયોગથી, ખીલવવુ, અને દઢ કરેવુ એ અત્યંત આવશ્યક છે. હૃદય વાટિકાના આનંદમય પ્રદેશનો માર્ગ એક ઉજ્જડ કરી કે બંધ કરી નાંખવો એ તો અશક્યજ છે, અને ઉત્તમ સ્વાશ્રય કે સ્વ–સંયમનની હૃદયની આર્દ્રતામા કાંઇ ઉણું થાય છે એમ પણ નથી. ચારિત્રની સંપૂર્ણતા ઉપરજ પુરૂષ તેમ સ્ત્રીનું સુખ રહેલુ છે. જે સ્વાશ્રય બુદ્ધિ, વૃત્તિને યોગ્ય રીતિ, તથા હૃદય રસ અને આત્માનુભવની સાથેજ, કેળવવાથી પેદા થાય છે, તેથીજ સ્ત્રીનું ઉતમોત્તમ કર્તવ્ય સારી રીતે સચવાશે, તથા તે જાતે પણ ગૃહમા બહુ સુખ પામશે. અર્થાત્ તેની કેળવણી તે માર્ગે હોવી જોઇએ."

દી. બ. અંબાલાલભાઇ દેસાઈ જણાવે છે કેઃ—

"સામાન્ય રીતે સ્ત્રીઓને અધકચરૂં અંગ્રેજી જ્ઞાન આપવાથી કંઇપણ વિશેષ ફળ નથી. માટે તે ભણવાનો કાળ ઉગારી તેને બદલે વિજ્ઞાન ને સારા સંસ્કાર આપણી ભાષા-દ્વારા આપણી બ્હેન, દીકરીઓને આપવાનું આપ સર્વને લાભકારી જણાશે."

એટલે તે વિદ્વાન સદ્‍ગૃહસ્થે બીજે પ્રસંગે જણાવ્યું હતું તેમઃ—

"કરકસરથી ઘર ચલાવવાની કળા, ઘર ખર્ચનો હિસાબ રાખવાની આવડત, છોકરાની માવજત, સંસ્કૃત, ને પવિત્ર સન્નારીઓનાં જીવન ચરિત્રો એટલી બાબતો સ્ત્રીઓના અભ્યાસને માટે બસ છે."

એટલે તેઓએ એવું જ્ઞાન લેવું જોઇએ કે જેથી તેઓ પ્રેમાળ પત્ની, યોગ્ય માતા અને તદુપરાંત સારી સાસુ થઇ શકે. કારણ કે મોટી વયની સ્ત્રીઓને ઘર સંસારની જંજાળમાં પડવાથી કન્યાશાળાના પદ્ધતિસર અભ્યાસ કરી વિદ્વાન થવાનો વખત હોતો નથી. તેથી તેમને વ્યવહારમાં જીંદગીમાં દરરોજ ઉપયોગમાં આવે તેવું શિક્ષણ આપવાની જરૂર છે. કે જે તેઓ ટુંક સમયમાં લઇ પણ શકે. એટલા માટે મારા મત મુજબ નીચે પ્રમાણે અભ્યાસક્રમ રાખ્યો હોય તો તેમને ઉપયોગી થઇ પડશે. પણ આ સ્ત્રીઓએ બે ત્રણ ચોપડીઓ અભ્યાસ કરેલો હોવો જોઇએ. વખત પણ બધાને અનુકુળ આવે તેવો રાખવો જોઇએ. તેમના વર્ગ દર છ મહીનાને અંતરે બદલવા જોઇએ. પરિક્ષામાં સખ્તાઇ ઘણીજ ઓછી ગણવી જોઇએ અને દરેકને અનુકૂળ આવે એવો ટાઇમ રાખવો જોઇએ. એટલે દરરોજ ત્રણ કલાક બસ છે. માસિક પરિક્ષાઓ લેવાવી જોઇએ કે જેથી તેઓ વખતો વખત તેમનો પાછલનો અભ્યાસ વાંચે.

## * વર્ગ ૧ લો.

**ગુજરાતી**—ગદ્ય–સ્ત્રી બોધક સતી ચરીત્રો–જેવું કોઇક પુસ્તક.

**ગુજરાતી**—પદ્ય–ગીતમાળા અગર સૌભાગ્ય સંગીત સંગ્રહ જેવા પુસ્તકોમાંથી ચુંટી કાઢેલી કવિતાઓ.

**ગણીત**—સાધારણ ત્રૈરાશી તથા હિસાબ રાખવા આવડે માટે દેશીનામાની પદ્ધતિ જેવું પુસ્તક.

**પાકશાસ્ત્ર**—આ જ્ઞાન પુસ્તક દ્વારા કરતાં ક્રિયાત્મક સારી રીતે અપાશે.

**ઇતિહાસ ને ભૂગોળ**—હીંદુસ્તાનના ઇતિહાસમાં સહેલી વાતો (માર્સડન કૃત) એવું કોઇ પુસ્તકને સાથે સાથે પ્રસંગ આવે ભૂગોળનું જ્ઞાન પણ આપવું જોઇએ.

**ગર્ભરક્ષણ ઇ. માટે પુસ્તકો**—આ વિષય માટે 'સ્ત્રીઓનો સાથી' (જૈન પત્ર ...મ) અથવા ગર્ભપોષણને સુવાવડ (ગુ. વ. સો.) જેવું પુસ્તક જો ચલાવાય તો બસ છે.

* આ વિષય કંઇ પુરેપુરો યાદ રાખવાની જરૂર નથી પણ આનો ટુંકમાં યાદ રાખે એટલે બસ છે. આ ક્રમ ફક્ત સૂચના રૂપેજ છે

**ચિત્રકળા તથા સંગીત**—આ માટે પણ યોગ્ય શિક્ષકના હાથે શીખવવાથી તેમને આનંદ પડશે ને એક ઉપયોગી વિષયની જાણ થશે.

## વર્ગ ૨ જો.

**ગુજરાતી**—ગદ્ય-પ્રમદા અથવા સદ્ગુણી વહુ અગર ટૂંકી વાર્તાઓ ભાગ. ૧ (મ. સા. વ. ક્ષ ) તરફથી બહાર પડેલું તેવું અગર યોગિની જેવું પુસ્તક.

**ગુજરાતી**—પદ્ય-નળાખ્યાન અગર દલપત કાવ્યમાંથી સારાં કાવ્યો.

**ગણીત**—બરોબર ઘર ખરચ રાખતાં આવડે માટે દેશીનામું અગર બીજું કોઇ પુસ્તક.

**ઇતિહાસ**—ગુજરાતની જુની વાર્તાઓ જેવું કાંઇક પુસ્તક.

**ગૃહવ્યવસ્થા**—આ માટે ગૃહવ્યવસ્થા અને આરોગ્ય વિદ્યા ( ગુ. વ. સો. ) તરફથી બહાર પડેલું પુસ્તક.

**ગર્ભરક્ષણ તથા અકસ્માત વખતનું જ્ઞાન**—આ માટે દાયણ ( ધ. ગ્ર. ) અને અકસ્માત અને તેના તાત્કાલીક ઉપાય જેવું પુસ્તક.

**ચિત્ર, રંગીત, ભરત, શીવણ, ગુંથણ**—આવા વિષયોમા ફક્ત રસ્તા દેખાડવાની જરૂર છે અને તેમને આનંદ પડતો હોવાથી તેઓ તેમની મેળે શીખી શકશે.

## વર્ગ ૩ જો.

**ગુજરાતી**—ગદ્ય-ચારિત્ર અગર સદ્વર્તન અગર બાળવિલાસ જેવું કોઇક પુસ્તક.

**ગુજરાતી**—પદ્ય-કાવ્ય માધુર્ય જેવું કોઇ પુસ્તક.

**ઇતિહાસ**—નર્મગદમાંથી મહાન પુરૂષોનાં જીવન ચરિત્ર અગર એના જેવું કોઇક પુસ્તક અને હીંદુસ્તાનની રાજ્ય વ્યવસ્થા જેવું કોઇ પુસ્તક.

**બાળકને ઉછેરવાં તથા કેળવણી કેવી રીતે આપવી**—આ માટે પણ બાળકનું ગૃહશિક્ષણ એવાં પુસ્તકો ચલાવવાં જોઇએ.

**માંદાની માવજત**—આ માટે દર્દીની સારવાર એવા પુસ્તકો ચલાવવા જોઇએ.

**અર્થ શાસ્ત્ર**—સરલ અર્થ શાસ્ત્રના જેવું કોઇક પુસ્તક.

**ચિત્ર, સંગીત, ભરત, શીવણ, ગુંથણ**—આગળ બતાવ્યા મુજબ.

ઉપર પ્રમાણે માગ નમ્ર મત મુજબ જો ક્રમ ગોઠવવામાં આવે તો તેઓ ટુંકે વખ-વખતમાં સારો અભ્યાસ કરી શકશે ને ઉપયોગી બાબતોનું જ્ઞાન પણ થશે. આ ઉપરાત જો તેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ આપવામાં આવે તો વિશેષ ઉપયોગી થઇ પડે.

આ ભાષાનું જ્ઞાન તેમને ત્રીજા વર્ગમાં આપી શકાય ને તેમને તે વિષય રમીક પડે તે રીતે શીખવવો જોઇએ કે જેથી તેઓ તેમના ઘેર પણ દરરોજ વાચી તેમનો અભ્યાસ આગળ વધારે. ઇંગ્રેજીનું પણ સામાન્ય જ્ઞાન શિરનામા કરી શકે, સામાન્ય વાતચીત સમજી

શકે, એટલું આપ્યું હોય તો પુરતું છે. આ ક્રમનો જ્યાં મોટી સ્ત્રીઓ માટે વર્ગ નીકળ્યા હોય તેમને માટે છે પણ જેઓને આવાં સાધન ન હોય તેમણે ક્રમે ક્રમે એક પછી એક પુસ્તકો વાંચવા જોઇએ અને નવરાશના વખતમાં બીજાં સ્ત્રીઉપયોગી પુસ્તકો જેવાં કે 'સરસ્વતીચંદ્ર ભા.૨. જાત મહેનત, રામાયણ, મહાભારત, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, સતીમંડળ, યોગિની, લીલાવતી જીવન કલા, રાસમાળા, રાજસ્થાન આ જાતના પુસ્તકો વાંચવા જોઇએ. તેમજ તેમણે વર્તમાન દેશ સ્થિતિનું જ્ઞાન રહે તે માટે 'મુંબઇ સમાચાર' જેવું દૈનિક પત્ર તથા 'ગુજરાતી, પ્રજાબંધુ, ગુજરાતી પંચ' અઠવાડીક પત્ર વાંચવા જોઇએ. તથા સુંદરી સુબોધ, વસંત, સાહિત્ય અને બુદ્ધિપ્રકાશ જેવાં માસિક નિયમીત વાંચતાં રહેવું જોઇએ.

તેમને તેમની શારીરિક, માનસિક, નૈતિક શકતીઓ ખીલે એવી કેળવણી આપવાની જરૂર છે, અને તદઉપરાંત ધાર્મીક કેળવણી પણ આપવાની જરૂર છે. લેડી મેકવર્થ યંગે (પંજાબના લેફટેનન્ટ ગવર્નરના બાનુ) ઈ. સ. ૧૯૦૨ માં જાલંધર સ્ત્રી કેળવણી મળ્યી જે વિચાર દર્શાવ્યા છે તે પ્રમાણે કેળવણી આપવાની જરૂર છે. તે બાનુએ દર્શાવ્યું હતું કે:—

"સામાન્ય રીતે દરેક સ્ત્રી જેને ઘરસંસાર ચલાવવાનો છે તેને વાસ્તે કેળવણીની ઘણી જરૂર છે. દરેક સ્ત્રીએ ઓછામાં ઓછું એટલું તો જાણવું જોઇએ કે જેથી કરીને તે પોતાની માતૃભાષામાં લખેલા પુસ્તકો સ્હેલાઇથી વાચી સમજી શકે, તેમજ તે ભાષા દ્વારા પોતાના વિચાર દર્શાવી શકે. આ સાથે ગણીત વિદ્યાનું જ્ઞાન, અને તંદુરસ્તીના નિયમો સંબંધીનું જ્ઞાન પણ સ્ત્રીઓ સારૂં ઘણું જરૂરનું છે. જો તંદુરસ્તીને આરોગ્ય વિદ્યાના નિયમોમાથી સ્ત્રી અજાણ રહે તો પછી પોતાના ઘરને કેવી રીતે સુસ્થિત અને સગવડતાવાળું રાખે? તેમ પોતાનાં છોકરાને કેવી રીતે ઉછેરી શકે?"

સ્વચ્છતા અને શુદ્ધ હવાના નિયમો જાણવા ઉપરાંત તેઓએ રાંધને સારૂ જોઇતો ખોરાક બનાવવાનું અને ખોરાકના ગુણદોષનું જ્ઞાન મેળવવું જોઇએ. કેવળ પુસ્તકોથી નહીં પણ આ બાબતનું વ્યવહારીક જ્ઞાન તેઓને આપવું જોઇએ; તમે સઘળી બાબતો શીખો, તેમાં મુખ્ય એક બાબત ઉપર તમારૂં ધ્યાન ખેંચવા માગવું. અને તે ધર્મના જ્ઞાન સંબંધી છે. જે સ્ત્રીમાં ધર્મ ભાવના નથી તે સ્ત્રીના નામને લાયક નથી. ધર્મ અને એકલો ધર્મજ તેમને નમ્ર પુત્રી, પવિત્ર ભાર્યા અને ધીરજવાળી ને પ્રેમાળ માતા બનાવશે."

એટલે તેમને ઉપર મુજબ કેળવણી આપ્યાથી તેઓ સારી પુત્રી, સારી ભગિની, પ્રેમાળ ને પવિત્ર પત્ની ને યોગ્ય માતા થશે, અને તદુપરાંત સારી સાસુ પણ નીપજશે તો પણ સ્ત્રીઓની ઉન્નતિ જલદી થશે એટલુંજ નહી પણ સારા સંસ્કારવાળાં પુત્રપુત્રીઓ પાકશે તો પછી દેશની પણ ઉન્નતિ જલદી થશે. અને પ્રાચિન સમયમાં વિદ્યા, જાહોજલાલી, કૌશલ્ય, કળા, હુન્નર ઈ. માં આર્યાવર્ત ઉન્નતિના શિખરે પહોંચ્યો હતો તેમ પહોંચશે.

૭.

## લેખક-બ્હેન શ્રી વીરમતિ.

સ્ત્રી કેળવણી એટલે સ્ત્રીઓને ભણાવી, ગણાવી હોશીયાર કરીને દુનિયાદારીના કામ કરવાને શક્તિમાન કરવી જોઇએ સાંસારિક કામ બજાવવા પોતાનું જીવતર સફળ કરવા માટે કેળવણીની સ્ત્રી, પુરૂષો બન્નેને પૂરી તેમજ મ ખી જરૂર છે એ વગર કદી માણસાઈ આવતી નથી.

પુરૂષને જેમ બ્હારના કામકાજ કરી પૈસા કમાવાની જરૂર છે, તેમજ દેશોન્નતિના કાર્યો સંપૂર્ણ બજાવવાની જેટલી જરૂર છે તેટલીજ સ્ત્રીઓને પણ જરૂર છે પુરૂષ જેમ સુશિક્ષિત હોય અને હોશિયાર હોય છે તેમ તે નાણું કમાઈ શકે છે, તેમજ સ્ત્રીઓ જો ભણેલી હોય તેમજ કાબેલ હોય તોજ પોતાના પતિએ આણેલા પૈસાની બરાબ ગોઠવણ કરીને ઘર દીપાવી શકે ગૃહસંસાર રૂપિ રાજ્ય ચલાવવામા પુરૂષ ગજાનું અને સ્ત્રી પ્રધાનનું (કે જેને સંસ્કૃત ભાષામા સચિવ કહે છે તેનું) કામ સારે છે તેથી પ્રધાનપદાનું જોખમકારી કામ બજાવવાને માટે બ્હેનોએ કેળવણી લેવાની ખાસ જરૂર છે દંપતિ સારી રીતે કેળવાયલા હોય તોજ તેમનો સંસાર સુખરૂપે ગુજરી, આગઅન્યા સમસ્ત સુખ પામી સુધરી શકે આગના વખતમા સ્ત્રીઓને સારી કેળવણી અપાતી હતી તેના દૃષ્ટાંતો ઘણા વાંચવામા આવે છે. સીતા, દ્રૌપદી, દમયંતી વગેરે રાજ્ય કુંવરીઓ, ગાર્ગી, મૈત્રેયી, વગેરે રૂષિ પત્નીઓ તથા સરસ્વતી, લીલાવતી વગેરે ગૃહસ્થ પત્નીઓ ભણેલી ગણેલી હોશીયાર હતી અને તેથીજ તે વખતમા બાળકો સારા કેળવાઇને હોશીયાર થઇ મહાભારત ગર્યો કરી શકતા હતા

જે કેળવણી હાલના આપવામા આવે છ તેમા સન્નારીઓના સ્વભાવના આકૃતિ બનને ઉત્તેજન આપી, તેમનુ મનોબળ ખીલવી, સ્વાશ્રયી અને ઉત્તમ સન્નારીઓ ઘડી આપવા જેવુ કાંઇપણ યોજેલુ દેખાતું નથી ઘણા સુધારાને શિખરે પ્હોંચેલા દેશોમા જ્યાર સ્ત્રીઓને જેમ તેમનો મૃદુભાવ અને પરાધીન રહેવાનો સ્વભાવ વધારે સુખી થઈ શકે તેવુ શિક્ષણ ઉત્તમ પદ્ધતિવાળુ ગણાય છે, ત્યારે અત્રે તેમને મહેતાજી કે મરકુન કરવા જેવુ શિક્ષણ સારૂ મનાવા લાગ્યું હોય એમ લાગે છે. પગ મન અને હૃદય (અંતઃકરણ) ઉછેરવાના સમેતનવાળા શિક્ષણ થકી તેમના ચારિત્રને યથાર્થ ધોરણ ઉપર લાવી મુકી તેમને દૃષ્ટાંત રૂપ સન્નારીઓ કરી શકે તેવા અગત્યના શિક્ષણની હજુ ખોટ છે પુરૂષોને જેમ સ્વાશ્રયી અને પોતાની મેળે પોતાનો માર્ગ કરી લેવાનું શીખવવામા આવે છે, તેમ સ્ત્રીઓને સદા પરતંત્ર રહી કદાપિ સ્વાશ્રયની અપેક્ષાજ નથી એવો ભાવ મનમા ઠસાવવામા આવે છે પણ યદ્યપિ પુરૂષ વર્ગમા બ્હેનોએ સામાન્યત નિમગ્ન થઇ શકવાનું નથી. તથાપિ સ્વાશ્રયવાળાં થવા માટે જે મનોબળની અપેક્ષા છે તે મનોબળ અને તે સ્વાશ્રય તેમને જે પોતાનું કર્તવ્ય છે તેમા ઘણા ઉપયોગના છે એ વાત તો નિર્વિવાદ છે કે સ્ત્રીના ઉત્તમોત્તમ ગુણો તે જે મળયો કરે છે તેના સંસર્ગદાન, અર્થાત્ તેના અનુરાગ ક્રમમાજ આવિર્ભાવ પામી ખીલે છે આખા મનુષ્ય વર્ગનું પાવન પોષણ કરનાર શક્તિનુંજ તે

સ્વરૂપ છે. નિરાશ્રિત, અપંગ હોય તેવા લોકોની તે સંભાળ લે છે. સર્વના પ્રેમ સ્થાનને રક્ષે છે, પાળે છે, ઉછેરે છે; સ્ત્રી એ ગૃહની દેવિ છે. તેના સુખમાંજ ગૃહનો આનંદ છે; તેની આંખ નીચે શુભતા રહે છે. પ્રકૃતિથીજ દયા, પ્રેમ, મૃદુતા, સરલતા, ધૈર્ય, સહનશીલતા, આત્માર્પણ એવા દરેક સારા ગુણોની તે મૂર્તિજ છે. ગામમાં, ફળીઆમાં કોઇ રોતું હોય તો તેનો સ્વર સ્ત્રીની વૃત્તિને પ્રથમ આકર્ષે છે, પોતાની શક્તિ પ્રમાણે મન, કર્મ, વાણીથી જેટલું પારકાનું દુઃખ ઓછું થાય તેટલું કરવાને તે ઇચ્છે છે. પણ આ પ્રકારે યદ્યપિ સ્ત્રીના ઉત્તમોત્તમ ગુણો તેના અનુરાગથીજ ખીલે છે. તથાપિ તે સદ્‌ગુણોને યોગ્ય કેળવણીથી ખીલવવા અને દૃઢ કરવા એ અત્યંત આવશ્યક છે. હૃદય વાટિકાના આનંદમય પ્રદેશનો માર્ગ છેક ઉજ્જડ કરી કે બંધ કરી નાખવો એ તો અશક્યજ છે. સદ્‌વર્તનની સંપૂર્ણતા ઉપરજ પુરૂષ તેમજ સ્ત્રીનું ( ઉભયનું ) સુખ રહેલું છે. જે સ્વાશય શુદ્ધિ, વૃત્તિને યોગ્ય રીતે કેળવવાથીજ પેદા થાય છે. તેથીજ સ્ત્રીનું ઉત્તમોત્તમ કર્તવ્ય સારામાં સારી કેળવણીથીજ સચવાશે, તથા તે બહુમાં બહુ સુખ પામશે.

## સ્ત્રી કેળવણી, ધાર્મિક નૈતિક.

પ્રત્યેક શિક્ષાના સંપ્રદાય મુજબ હોવી જોઇએ. બ્હેનોને સાહિત્ય જ્ઞાન મળવું જોઇએ. માતૃભાષા, સંસ્કૃત ભાષા અને પોતાના પતિની જાહેર ભાવનાઓ અને કૃતિમાં ભાગ લેવા તેઓ લાયક બને એટલા માટે અંગ્રેજી ભાષા જ્ઞાનનો તેમાં સમાવેશ થવો જોઇએ. સ્ત્રીઓને વૈજ્ઞાનિક કેળવણી પણ મળવી જોઇએ. વ્યક્તિઓનું આરોગ્ય અને શહેરોનું આરોગ્ય જાળવવા માટે સિદ્ધાંતોનું જ્ઞાન પણ આપવું જોઇએ.

ખાન, પાનમાં વપરાતા પદાર્થોના ગુણોનું ને તેના ઉપયોગનું જ્ઞાન, ઘરવૈદું ને અકસ્માત્ વેળા તાત્કાળિક ઉપાયોનું જ્ઞાન, હિંદના કળા હુન્નર ( ગાયન, ચિત્રવિદ્યા, વગેરે ) નો કોઇક ભાગ અને અંગકસરતનું થોડું ઘણું જ્ઞાન પણ આપવું જોઇએ. જે સ્ત્રીઓ શિક્ષક થવા, વૈદ્ય થવા, અગર રોગીની સેવા કરવાનું ( એટલે નર્સ થવાનું ) ઇચ્છતી હોય તે બ્હેનોને આ ઉપરાંત તેવી કેળવણી મળે એવી સુગમતા કરી આપવી જોઇએ. આ કેળવણી લેવા ઇચ્છતો મ્હોટો વર્ગ, લોકપ્રિય માનવંતા મીસિસ એનીબીસેન્ટના શબ્દોમાં કહીએ તો બાળલગ્નના ત્રિનાની કમનસીબ અસંખ્ય વિધવાઓમાંથીજ નીકળશે. તેઓને માટે અને જે સન્નારી અગર બાળા પ્રાથમિકથી ચડતી કેળવણી લેવા માંગતી હોય તેમને સારૂ તેવી પાઠશાળાઓ અને વિશ્વવિદ્યાલયની પદ્ધિ પ્રાપ્ત કરવા યોગ્ય જ્ઞાન-તાલિમ આપતા આશ્રમો સ્થાપવા જોઇએ. આવા આશ્રમો સાથે સ્ત્રીઓનું દવાખાનું, સુવાવડખાનું, અને એવા વિષયોના જ્ઞાન આપવા વર્ગો સાથે રાખવા જોઇએ; આવી તાલીમ આપનાર આશ્રમને હું વિધવાઆશ્રમ નામ આપવા માંગતી નથી. તેનું એક કારણ એ છે કે વિધવા શબ્દ હિંદુ સમાજમાં અમંગળ સુચક ગણાય છે, અને બીજું એ કે તેમાં મોટી વયની કુંવારી બાળાઓને પણ દાખલ કરવી જોઇએ. મારે ખાસ કરીને કહેવું જોઇએ કે હિંદ સમાજની ઉન્નતિ કરવા સારૂ બાળલગ્ન નાબુદ કરવાં જોઇએ. તેમ કરવાથી બાળ વિધવાઓ આપો આપ દેખાતી બંધ થશે. જ્યાં સુધી બાળાઓ સોળ વર્ષની થાય એટલે તેમને સત્તરમું વર્ષ બેસે તેમને પરણાવવી ન જોઇએ-ઇન્દ્રિય શાસ્ત્રની દૃષ્ટિથી-માત્ર માતા થવા સારૂં નહિ પણ-તંદુરસ્ત માતા થવાને સારૂ ઓછામાં ઓછી એટલી ઉમ્મર જોઇએ.

પણ હાલ સ્ત્રી કેળવણી માટે ઘણી પ્રવૃત્તિ ચાલે છે. ગૃહરૂપિ રાજ્ય ચલાવનાર સ્ત્રી છે તેથી તેને ગૃહિણી કહેવામાં આવે છે. ભવિષ્યની પ્રજાને ઉછેરી ધાર્મિક તથા નૈતિક કેળવણી આપનાર સ્ત્રીજાતિજ. પુરૂષ વર્ગથી તે કાર્ય થઈ શકે નહિ. જનેતાજ પોતાના સંતાનોની પ્રથમ શિક્ષક હોય છે; તેથી જેવી કેળવણી સ્ત્રીને મળી હોય તેવી કેળવણી તેના બાળકોને મળે છે. સ્ત્રીવર્ગ ધાર્મિક, નૈતિક, વ્યવહારિક વગેરે વિષયોના જ્ઞાનમાં પછાત હોવાથી જનસમાજને ઘણું સહન કરવું પડ્યું છે ને હજુ પણ કરવું પડે છે, અને જ્યાં સુધી ભારતભૂમિ (આપણો દેશ) સ્ત્રીઓને કેળવણી આપવામાં પછાત રહેશે ત્યાંસુધી તેને સહન કરવું પડશે. આપણી માતૃભૂમિનો ઉન્નતિનો આધાર સ્ત્રી કેળવણી પરજ છે અને જ્યાંસુધી સ્ત્રીને યોગ્ય કેળવણી મળી નથી ત્યાંસુધી સ્વતંત્રતા મળવામાં વિલંબ થશે. માતાપિતાએ જો પુત્રીને યોગ્ય કેળવણી ન આપી હોય તો તેના પતિઓ પોતાનો સંસાર સુખી કરવા તેને કેળવણી આપવી જોઇએ. મન, ને બુદ્ધિ ખીલવવા ઉપરાંત વ્યાપાર અથવા જ્ઞાનાર્થે પુરૂષને જેમ ઉચ્ચ કેળવણીની ખાસ જરૂર છે તેમ સન્નારીઓને પણ ઉંચ કેળવણીની ઘણીજ જરૂર છે.

દેશોન્નતિ માટે તથા સંસારિક જીવન સુખમય કરવા સારૂ ભગિનીઓને કેળવવાની ઘણીજ જરૂર છે. માતાપિતાએ જો કેળવણી આપી હોય તો પણ પતિએ પોતાનું કર્તવ્ય ભૂલી ન જતા વિશેષ વ્યવહારિક તથા આર્થિક કેળવણી આપવી જોઇએ.

કન્યાઓને માટે સ્વતંત્ર કન્યાશાળાઓ હોતી નથી, તેથી તેમને છોકરા સાથે બેસીને અભ્યાસ કરવો પડે છે. કન્યાઓનો અભ્યાસક્રમ છોકરાના કરતાં ઉતરતી પંક્તિનો હોવાથી આમ એકજ વર્ગમાં અભ્યાસ કરવાથી ઉભયનું હિત બરોબર સચવાતું નથી અને ગામડામાં તો કન્યાઓ બહુમાં બહુ તો ત્રણ, ચાર કે પાંચ ચોપડી નામની ભણી લગ્ન થવાથી, અગર સાસરે જવાનું હોવાથી શાળાઓને નમસ્કાર કરે છે. કન્યાઓને શિક્ષણ આપનાર વર્ગનો મોટો ભાગ પુરૂષ શિક્ષકોનો હોય છે. તે તો જેમ બને તેમ સત્વર બંધ થવું જોઇએ; પણ એવી શરતે કે તેમની જગ્યાએ ઉત્તમ શિક્ષણવાળી સ્ત્રીશિક્ષકો જો શિક્ષણ આપવા રોકવામાં આવે તો વધારે સારૂં. કન્યાશાળાઓમાં કન્યાઓને ગણિત, આંક, લેખાં, વાચન કવિતા, ગરબીઓ તિમંઓ વગેરે શિખવું જોઇએ. મોચદોરાનું અને ભરતશિવણનું કામ શીખવવાની જરૂર છે અને સીવવાનું અને વેતરવાનું વગેરે કામ તો બધાંને આવશ્યકજ જોઇએ. ભરત કરતાં શિવણની આવશ્યક સામાન્ય વર્ગને વધારે છે. છતાં માતાપિતા રોજગારની ખાતર ભરત ઉપર વધારે લક્ષ આપે છે.

જ્યાં પાકશાસ્ત્રનું શિક્ષણ અપાય છે, ત્યા પણ સાદી પણ સારી રસોઇ અને તે પણ સ્વચ્છતાથી, કરકસરથી અને થોડા વખતમાં કેમ કરવી તે પણ શીખવવું જોઇએ. સારી સારી વાનીઓની સુંદર રસોઇ કરનાર કન્યાને રોજની રંધવાની રીતે બરાબર સ્વચ્છતા અને કરકસરથી કરતા ન આવડતી હોય તો ગર્વને એમજ લાગશે કે શાળાને બદલે એની માતા પાસે રહી હોત તો ઘરકામ માટે વધારે ઉપયોગી થાત. જ્ઞાન તો બધું સારૂંને ઉપયોગી છે. તાત્કાલિકને હમેશના ઉપયોગમાં આવે એવું હોય અને જે જાણવાથી સ્ત્રીઓનો ગૃહસંસાર સરળ રીતે નભી શકે એમ હોય તેવું જ્ઞાન સ્ત્રીઓને

આપવું એ ઘણું અગત્યનું છે—ભરત-ગુંથણ કરતાં શીવવું વેતરવું વધારે સંગીન થવું જોઇએ. ઘરમાં કરકસર કેમ થાય, સ્વચ્છતા કેમ રહે, થોડા સામનથી ઘરનો શણગાર વધારે સારો કેમ દેખાય, પરોણાચાકરી કેમ થાય, બાળકોને શી રીતે ઉછેરાય એવી વાતો તેમને શીખવવાની ખાસ જરૂર છે. બ્હેનો ઇતિહાસ, સાહિત્ય, તેમની આસપાસ જે વહેમો હોય તે જતા રહે એટલું પ્રકૃતિ શાસ્ત્રનું જ્ઞાન, આયુર્વેદનો થોડો ભાગ અને વનસ્પતિ શાસ્ત્રોનો થોડો ભાગ શીખવવો જોઇએ. તેમની ચોળી, મોજાં, કબજા, બીજા પહેરવાના કપડાં વગેરે બધું તેમને પોતાને હાથે કરતા આવડવું જોઇએ.

આપણી જે કન્યાઓને આપણે ભણાવવા માટે હિમાયત કરીએ છીએ, તે કન્યાઓને ભવિષ્યમાં કેવી જીંદગી પ્રાપ્ત થવાની છે તેનો સંપૂર્ણ વિચાર કરી તે જીંદગી સફળ, સુખમય, અને સંતોષવાળી થાય એજ લક્ષ્ય રાખી કેળવણી આપવાની યોજના થવી જોઇએ, તથા નીતિનું શિક્ષણ પણ આપવું જોઇએ.

---

## સ્ત્રીઓ ઉપરજ દેશની ઉન્નતિનો આધાર છેઃ

સ્ત્રીઓનું જે પોતાનું ગૃહરાજ્ય છે તે યથાર્થ રીતે ચાલે, તો તે ઉપરજ દેશની ઉન્નતિનો આધાર છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ કે અયોગ્યતા નથી. ઉન્નતિનો મુખ્ય આરંભ સ્ત્રી જાતિએ કરેલા સુસંસ્કારપોષણ ઉપર થાય છે. મનુસ્મૃતિમાં પણ કહે છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता· જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે, ત્યાં દેવતાઓ રમે છે આમ કહેવાનું તાત્પર્ય પણ એજ છે કે સ્ત્રીને પોતાના યોગ્ય વિભાગમાં પૂર્ણ અધિકાર આપી કામ કરવા દીધું હોય તો બહુ સારાં ફળ થઇ, આખા દેશની ઉન્નતિ સુધીમાં પણ તેની અસર ફેલાય છે. પ્રતિપદની માતાના ખોળામાં રમતું ન્હાનું બાળક એ ભવિષ્યની પ્રૌઢ પ્રજાનું બીજ છે; ને જે રીતે આ બીજ કેળવાશે તે રીતિની આખા દેશની પ્રજાની સ્થિતિ થશે; બાળકની વૃત્તિ ઘડવાના કામમાં સ્ત્રીની સમાનતા કરી શકે તેવો બીજો શિક્ષક નથી. ચારિત્ર્યનું ઉન્નતપણું એજ દેશોની ઉન્નતિનું ચિન્હ છે. એ ઉન્નતિ કરવામાં સ્ત્રીઓનો મુખ્ય ભાગ છે. જેમ ગૃહ, વ્યવહાર, દેશ, તેમણે રોપેલા ચારિત્ર બીજથી ફાલતા ફાલતાં પ્રફુલ્લ અને પરિપૂર્ણ થાય છે, તેમ ઉત્તમ ધર્મવાસના પેદા થઇ, પરલોક સુધારવામાં પણ તેના તેજ ચારિત્ર બીજ ઉપયોગી છે. આમ પોતાનું તેમ પોતાના પૂર્વજોનું કે ભાવિ પ્રજાનું સર્વનું ઐહિક અને આમુષ્મિક શ્રેય સ્ત્રીઓનેજ હાથ છે दारार्धीनस्तथा स्वर्ग· पितृणामात्मनश्च ।

રા. રા. મણિલાલ નભુભાઈ કૃત " ચારિત્ર "

# વાર્તાલહરી.

## પ્રણય–પરિતાપ.

અનુવાદક–ડાક્ટર નટવરલાલ જગન્નાથ ગૌતમી–અજમેર.

૧.

ચાર્લ્સ ડેન પોતાની લાઇબ્રેરીના એક વિશાળ ટેબલ ઉપર કાચની ફ્રેમમાં નાંખેલા એક ફોટાને જોતો બેઠેલો છે. વળી ટેબલ ઉપર કેટલાંક નોવેલો–શેક્સપિયર–બાયરન–શેલી–ટેનિસન–વર્ડ્ઝવર્થનાં કાવ્યો, લખવાના કાગળનો એક થોકડો, ખડીયો અને હોલ્ડર પડેલાં છે. કાગળ ઉપર ચાર–પાંચ શબ્દો લખેલા હોય એમ દૃષ્ટિગોચર થાય છે.

ત્હેનું ઘર ઘણુંજ શાન્ત છે. છ અઠવાડિયા થયાં ત્હેની વિવાહિતા ધર્મપત્ની લીલા ચાલી ગઇ છે. ત્હેણે પોતેજ ત્હેને વિભક્ત કરી છે. હવે ત્હેને એમ થાય છે કે તે પુન જલ્દી પાછી આવે તો કેવું સારૂં!

"હા, તે ઘર ઘણુંજ અવ્યવસ્થિત રાખતી—તે જ્યાં બેસે ત્યાં તકીયા હમેશાં પડી ગએલા હોય–કાગળો ચુંથાઇ ગએલા હોય–બુક શેલ્ફ ઉપરની ચોપડીઓ અહિં તહિં વેરણ છેરણ પડેલી હોય–ચોપાનિયાંનાં પાના ફરફર ઉડતા હોય–અને વધારામાં ત્હેના પાળેલા બે મ્હોટા કુતરા!–પગે લાગ્યા–ઘરની દરેક ચીજો ખગબ કરતાં, ગલીચા, બેસવાના કોચ, સોફા અને ખુરશીનાં કવરો કદિ સ્વચ્છ અને સરખા રહેતાં નહિ, તેનો મ્હને બહુજ કંટાળો હતો! ઘણો ખરો વખત પિયાનાના આલાપથી વાતાવરણ ભેદાતું રાખતી તેથી મ્હને લખવામાં હરકત પડતી! પરન્તુ હવે હું ત્હેના વગર રહી શકતો નથી! જ્યારથી લીલા ગઇ છે ત્યારથી હું ઘણોજ દુઃખી છું. ઘર જો કે બહુજ શાન્ત રહે છે પરન્તુ ખાવા ધાય છે. ત્હેના જવાથી આનંદ–રસમાં રેલાતું મ્હારૂં ઘર સ્મશાન ભૂમિની માફક શોકથી છવાઇ ગયું છે. નહિ તો લીલાએ નોકર–ચાકરોને ધમકાવ્યા–કુતરાઓને બોલાવ્યા–પિયાનો વગાડયો તેથી મ્હારા અધ્યયનમાં ખલેલ થયું એમ હું બબડયા કરતો. જ્યારે તે હસતી ત્યારે હું ગુસ્સે થતો. એ ગીત ગાતી તો મ્હને ઘણોજ કંટાળો આવતો!

મ્હારા આ અધ્યયન–ગૃહમાં તે કેવી ઉલ્લટ ભરી સૂર્ય–કિરણસમુ મદુ મંજુલ સ્મિત કરતી હરિણીની માફક દોડી આવતી! ઝીણા રંગબેરંગી સુન્દર ભભકદાર પરિધાન અને સુવર્ણ રત્ન આદિના અલંકારોમાં ભપકાથી અને લટકાથી કેવી ઝગકી ઉઠતી! આ આરામ ખુરશીના હાથા ઉપર બેસતી, મ્હને હસાવતી અને મ્હારા માથા ઉપર કેવી નાજુક કોમળ કરાંગુલીઓ ફેરવી નૃત્ય કરતી અને હું ગુસ્સે થઇ ધમકાવતું ત્યારે પોતાના આંગળાંનું ચુમ્બન કરતી કરતી ગુલાબના ખીલેલા ફૂલ જેવું આનંદમય–નિર્દોષ હસતી હસતી ન્હાસી જતી! અને કોઇવાર ગ્લવ (હાથનું મોજું)–રૂમાલ–છત્રી–હાથની ચેઇન કંઇને કંઇ ભૂલી

જતી ! કંઇ ત્હેની ભૂલી જવાની ટેવ ! તેથી હું બહુજ ગુસ્સે થતો ને હવે ? હવે મ્હને એમ થાય છે કે જો કંઇ ત્હેનું વાપરેલું-ફાટયું તુટયું-રડયું ખડયું હાથ આવે તો ગળે લગાડું ! આંખે લગાવું ! આમ મ્હને કેમ થાય છે ?

ચાર્લ્સ ડેન અને ત્હેની ગૃહિણી લીલા ઉભયનો સ્વભાવ એક સરખો ન્હોતો. કોઇ પણ બાબતમાં બન્ને એક બીજાથી મળતાં નહિ. લીલામાં અતિશય મદ-ઉમંગ-ઉલટ હતી. ચાર્લ્સ ડેનનામાં તેમાંનું કશું ન્હોતું તે તો એકાન્તમાં બેસી અંતઃકરણની એકાગ્રતાથી સાહિત્યનાં પુસ્તકો અભ્યાસ કરવામાં અને લેખો લખવામાં અહોનિશ લુબ્ધ રહેતો. વિદ્યાના વ્યસનમાં ત્હેને દુનિયાનું ભાન ન્હોતું. એટલુંજ નહિ પરન્તુ તે એટલો બધો ટેકીલો હતો કે કોઇનો હસાવેલો હસતો કે બોલાવેલો બોલતો નહિ !

"પરન્તુ ત્યારે મ્હને લીલા ઉપર પ્રેમ શાનો હતો ? ત્હેની સૌન્દર્યતા ઉપર ? મોટરની તળે આવવાથી ત્હેનું સૌન્દર્ય તો રહ્યું છેજ કયાં ? કપોલ-નાસિકા વિગેરે છુંદાઇ ગયું છે. તે તો તદન બિહામણી બની ગઈ છે. નહિ-નહિ તે હતી તેટલીજ સુન્દર છે. મ્હને તેટલીજ પ્રિય છે. મ્હારા જીવનને માટે તેટલીજ જરૂરની છે. લીલા શિવાય મ્હારા અંતઃકરણમાં હું કોઇ પણ બીજી સ્ત્રીને એક લગીર પણ સ્થાન આપી શકતો નથી. ત્યારે હવે ત્હેના વિના હું શું કરૂં ? ત્હેના પ્રેમ વગર હવે મ્હારાથી કેવી રીતે જીવી શકાશે ? વૃદ્ધાવસ્થામાં મ્હારી સેવા-શુશ્રુષા કોણ કરશે ? મ્હારી દરકાર કોણ રાખશે ? મ્હારો આ બળેલો-નઠારો સ્વભાવ કોણ સહન કરશે ? મ્હારી આ આટલી બધી ખામીઓ છતાં મ્હારા ઉપર પ્રેમ કોણ રાખશે ? ખરેખર કોઇજ નહિ. સર્વ મ્હને સ્વાર્થી-ઘાતકી કહી લાતો મારશે. લીલાને મ્હારા બોલ્યાનો ગુસ્સો ન્હોતો-રીસ ન્હોતી-મ્હારા તિરસ્કારયુક્ત શબ્દો તે કનીનાઇનના કડવા ગોળીની માફક ગળી જતી. જ્યારે મ્હારો ગુસ્સો શાન્ત થતો ત્યારે તે પુનઃ પાછી આવી મ્હારે ગળે વળગી પડતી. ત્હેનો શો વાંક ? મજાો મ્હારોજ વાંક કે હું બબડયા કરતો. નજીવી બાબતોને હું કિંમતી ગણી પ્રભુને કે જે આ દાવાનલ દગ્ધ સંસારમાં એક ઉત્કૃષ્ટ ભાવ છે તેનો નાશ કરૂં છું ! સુખી હું ! મરતો કેમ નથી ? ખરૂં પૂછો તો મ્હેંજ ત્હેને ઘરમાંથી કાઢી છે. નહિ તો તે કદાપિ પણ જાત નહિ ! હવે મ્હને એમ થાય છે કે ને ક્યારે મ્હારા ઘરમાં હરિણીની માફક નાચતી-કુદતી-હસતી-બોલતી પુનઃ પાછી આવે ! ભલે ગમે તેમ તે વાળ હોળે-ગમે તેવાં ઝીણાં ઝૂલ મૂકેલાં ચમકતાં ઝીણાં કપડાં પરિધાન કરે પરન્તુ હવે હું કદિ પણ બબડીશ નહિ ! હા, હા ! હવે તો હું ત્હને ગળે વળગાડીશ-કદાપિ પણ ત્હને વિમુખ નહિ કરૂં !

"પરન્તુ મ્હારો હક તો મ્હેંજ હાથે કરીને ખોયો છે-હવે શું ? તે બિચારી એકલી ઝુરતી હશે. હું અહિં ઝુરૂં છું તે ત્યાં ઝુરતી હશે !" આમ બોલતો તે ઉઠયો અને બ્હાર નિકળ્યો સુન્દર ન્હાની ચીજોથી ભરેલો લીલાની ડ્રેસીંગ ટેબલ આગળ ગયો અને તે ખાલી જોઇ રહ્યો. મોટરના અકસ્માત પછી લીલા જે બિછાનામાં સુઈ રહેતી તે બિછાનું જોઇ જોઇને ફરીથી રડ્યો. ત્હેને અસહ્ય અને અનન્ત વેદના થવા લાગી. પરન્તુ ઉપાય શો !

"અરે ! જતી વખતે પણ ત્હેણે ગુસ્સો કર્યો ન્હોતો-રીસ કરી ન્હોતી. મ્હને હસાવવા તે હસી હતી ! મ્હને બોલાવવાને કેટલા શાંત પ્રયત્નો કર્યા હતા ! અરે મ્હને આ

નઠારો સ્વભાવ! હું જરાપણ હસ્યો નહિ—એક શબ્દ પણ બોલ્યો નહિ. હવે મગરૂરીનો ત્યાગ કરૂં. હવે જાઉં. ત્હેના સ્મિત–વિભૂષિત વદનચન્દ્રનું દર્શન કરી મ્હારા નેત્રોને કૃતાર્થ કરૂં. ત્હેના ચરણોમાં મસ્તક નાંખીશ. તે ગમે તેવી છે—ત્હેનામાં ગમે તેવા દોષો છે! તે લક્ષમા ન લેતાં હવે હું ત્હેને દેવી તરીકે પૂજીશ અને ત્હેનો પ્રેમ પુનઃ સંપાદન કરીશ! હવે જાઉં, ત્હેને વિનવીને ઘેર લઇ આવું. હવે વ્હાલી લીલા વગર મ્હારાથી નહિ રહેવાય!" એમ કહી પોતાના નોકરને બોલાવ્યો અને કહ્યું:—"જ્હોન, ત્રણ ચાર દહાડાનાં કપડાં મુકી મ્હારી ટ્રંક તૈયાર કર આજ રાત્રે હું ગામ જવાનો છું."

૨.

લીલાને પોતે આપેલા ન્હાના ઘરમાં જ્યારે ત્હેણે પ્રવેશ કર્યો ત્યારે લીલા ડ્રોઇંગ રૂમમા ન્હોતી. ત્હેનું ન્હાનું ગોળ ટેબલ સૌરભયુક્ત ફુલોથી ભરેલું હતું. બન્ને કુતરાઓ ટેબલની બન્ને બાજુએ પડ્યા પડ્યા ઘુરતા હતા અને ત્હેમની પુછડીઓ હલાવતા હતા. પિયાના ઉપર એક મ્યુઝીક ગાઇડ ઉઘાડી પડેલી હતી. સોફા ઉપર ત્હેનો વાપરેલો એક સુન્દર ન્હાનો રૂમાલ સુગન્ધથી મઘમઘતો પડેલો હતો. ત્હેણે રૂમાલને ઉચકી લીધો અને સોફા ઉપર બેસી લીલાને બોલાવવા બાઇને ખબર આપી.

લીલા એકદમ હરિણીની માફક દોડતી દોડતી દિવાનખાનામાં આવી. ત્હેણે પોતાના પ્રિયપતિને અત્યંત પૂજ્યભાવથી નમન કર્યું અને ઉમંગથી પોતાનો હાથ લાંબો કરી યોગ્ય સત્કાર કર્યો. ત્હેનો કોમળ હાથ પોતાના હાથમાં લઇ શેકહેન્ડ કરતો ચાર્લ્સ ડેન બોલ્યો:—પ્રિય લીલા! વ્હાલી લીલા! આખરે મ્હારે આવવુંજ પડ્યું. મ્હારાથી—ત્હારા વગર"—

લીલા વધારે પાસે આવી અને તરૂવરને વેલી વીંટાઇ વળે તેમ પોતાના પ્રિયપતિને વીંટાઇ વળી! ચાર્લ્સ ડેને ત્હેને દૃઢ બાહુપાશમાં બદ્ધ કરી ત્હેના કપોલોને ચુમ્બનથી આર્દ્ર કરતો તે બોલ્યો:—"હૃદયદેવી લીલા! ત્હારા વિના મ્હારાથી રહી શકાયું નહિ. ખરેખર મ્હેં ઘણીજ ભૂલ કરી–ઘણી મૂર્ખાઇ કરી હવે હું ત્હને એમ કહેવા આવ્યો છું કે મ્હને ક્ષમા કર! મ્હારી સાથે પુનઃ પાછી ચાલ. ત્હારા કુતરાઓને લેતી આવ, ગમે તેમ મ્હારૂં ઘર વાપર, પરન્તુ તું આવ, મ્હારા નિર્જન ઘરને ગાજતું કર. ત્હારા વિના ઘર મ્હને બંદિખાના જેવું લાગે છે—ઘર ખાવા ધાય છે—કરડવા ધાય છે. વિચ્છેદનું દારૂણ દુઃખ હવે મ્હારાથી સહન થઇ શકતું નથી."

લીલા એક આરામ ખુરશી ઉપર બેઠી. ચાર્લ્સ ત્હેના પદ પ્રાન્તે પડ્યો. લીલા ચાર્લ્સના માથા ઉપર માયાળુપણાથી પોતાની કોમળ કરાંગુલિઓ ફેરવતી બોલી:—"ઘરમાં ત્હમને મ્હારી વસ્તી–મ્હારો બદનામ ગમશે? ત્હમે તો મ્હારાથી ઘણાજ કંટાળી ગયા છો. હું નોકર–ચાકરો સાથે બોલતી તો ત્હમને ત્હમારા અધ્યયનમાં ખલેલ પડતું–કુતરાઓની સાથે રમતી તોપણ ત્હમે કંટાળતા–પિયાનો વગાડતી તો તમારાથી કામ થતું નહિ! તો હવે મ્હને શા માટે બોલાવો છો? મ્હારા જવાથી ત્હમને સુખ મળ્યું! ત્હમે તો રોજ મ્હને કહેતા હતા કે ત્હારા જેવી રંગીલી–મોજીલી–ખરચાળ સ્ત્રી મ્હને ના જોઇએ; આપણે વિખૂટાં–રહ્યા પડવું જોઇએ. ઇશ્વરે સારૂં કર્યું કે હું મોટર તળે આવી, મ્હારૂં કપાળ નાક છુંદાઇ ગયું. તેથી આપણને છુટા પડવાનું એક કારણ મળ્યું. મ્હારા જેવી બદસુરત બનેલી સ્ત્રીને ત્હમે ત્હમારા સુન્દર શણગારેલા ઘરમા રાખશો! ત્હમે તો હમેશાં કહેતા કે ચાલી જા. તું તો મ્હારા આંખની શૂળ છે. તું તો મ્હારા પગનો કાંટો છે. હમેશાં ત્હમારા

૨.

વર્ષાઋતુનો આરંભ થઇ ચૂક્યો હતો. પૂનાને ફરતો ઐતિહાસિક પહાડી પ્રદેશ નવ વર્ષાની મ્હેરથી આનન્દ પ્રફુલ્લ થઇ પ્રવાસીનાં હૃદયને મલકાતે મુખે જ્યાં ત્યાં ઠરવા માટે નોતરતો હતો. રામ, સીતા અને લક્ષ્મણના જેવાં ઉન્નત અને રસિકતામય હૃદયોને આકર્ષનાર, એમની દિવ્ય આંખોનેયે તૃપ્તિ આપનારે એ સૌન્દર્ય પ્રદેશ રામાયણના વાતાવરણમાં પ્રવાસીઓને એકાએક ઉપાડી જતો નથી.. સુગન્ધમય પવનોની ઠંડી લહરિઓ ખાતા ડોલતા ડુંગરો પરના ડુંગરો, ડુંગરોને શોભવતાં વૃક્ષો, વૃક્ષોને ભેટતી વેલીઓ, વૃક્ષવેલીની છાયા હેઠળ રમતાં બાલ છોડવાઓ, અને વનસ્પતિઓની રમ્ય લીલાઓ, ખળ ખળ રમતાં-દોડતાં-ઝરણાં, અને ઉંડાં ઉંડાં કોતર અને ગુફાઓ જોતાં જોતાં સ્હવારના સાત વાગતાથી બાર વાગતાનો પૂના મેલનો વખત જોત જોતામાં વીતાવી દઈ અમે મુંબાઈ આવ્યાં. મુંબાઇ એક દિવસ રહ્યાં. બીજી સ્હવારે ઉત્સાહથી કૂદતાં હૃદયો લઇને અમારી "ફાસ્ટ પેસેન્જર" ગુજરાત માર્ગે વળી. ગુજરાતના પ્રવેશના આનન્દ પવનો અનુભવ્યા. સુરત જીલ્લાનો બાગાયત પ્રદેશ આવ્યો અને પાછળ રહ્યો. ચાર વાગે ભરુચ સ્ટેશને ઉતર્યા અમને લેવા આવેલી ગાડી તૈયાર હતી. સ્ટેશનથી પૂર્વ દિશાએ અમારે સાત માઇલ જવાનું હતું, કારણ કે એક ગાડાથી કેટલેક દૂર નર્મદાના કાંઠા પર આવેલા એક એકાન્તમાં નંદકિશોર રહેતા હતા.

ગાડી ઉપડી. ગુલાબરાય અને એની માતા અજાણ્યો રમ્ય પ્રદેશ જોવામાં રોકાયાં હતા. મ્હારે મ્હારીજ સાથે વાતો કરવાની હતી.

ગુજરાતી અને દક્ષિણીઓના જીવનવિધાન મ્હેં ઘણી વાર સરખાવ્યાં હતાં. ગુજરાતની પ્રવૃત્તિઓ અને પ્રશ્નો મ્હારાં કુટુમ્બીઓની ચર્ચાનો હમેશનો વિષય હતાં. જાગતા ગુજરાતના જીવન પ્રશ્નો મ્હારા મનમાં અનેકવાર ઉઠયા હશે, એ વાત ખરી, પણ ગુજરાતમાં પ્રવેશ કરતાંજ મ્હારામાં આ વખતે તો નવીન યૌવન આવ્યું. મ્હારી વૃધ્ધ થયેલી કલ્પના નવયૌવનાની માફક વિચાર સાગરની છોળો ઉપર તરવા લાગી. મ્હને કે મ્હારા પ્રિય બન્ધુને સંબોધવા લાગીઃ—

" પ્રકૃતિ અને પુરુષ, દેવી અને દેવ, એમની અખંડિત બેલડીઓ, એમના હિતસાધક સહચારો, એમના જીવનસન્દેશની સફલતા સારૂ પ્રવૃત્તિ નિવૃત્તિ ભર્યાં પર્યાણો, કહેવાતા આધ્યાત્મિક જીવનની ઉન્નતિમાં છાતી કહાડી ચાલનાર ત્હારા દેશને ભલે મારી પેઠે જાણીનાં હોય. ત્હારી-ત્હારા દેશની-અનેક જાતની અવનતિ છતાં આ ઉન્નતિ માટે જગતના દિગ્ગુરૂ ભલે ત્હને હમેશાં અભિનન્દન આપ્યા કરે. તું એથી ફૂલાઈ હિમાલયનાં શિખરે ભલે ચ્હડીને બેસે. પણ ત્હારા સંસાર માટે તું મગરૂર થઇ શકે એમ છે ? ત્હારા સંસારનાં રસિયા ગાડાનાં પૈડાં સુખરૂપ રહી ત્હારા સંસારને આગળ વધવા દેછે ? જીવન શું છે એટલુંયે સ્હમઝાવે એવું સામાન્ય જ્ઞાન ત્હારાં બન્ને જાતિનાં સંસારીઓના ઉંડા ખૂણાઓમાં પ્રકાશ લઇ ગયું છે ? સંસારીની સામાન્ય સ્વતંત્રતા ત્હારા સંસારને ક્યારે સચેતન કરશે ?

" અને એ ગરવા ગુજરાત ! ત્હારી ગૌરવતા શું ભૂતકાળની ગુફાઓમાં કે કવિઓના કવિપણામાં વશી રહેવાની ? ત્હારો ફીક્કા મ્હોંવાળો સંસાર સ્વપ્નામાંયે કદી પેલા ઉચ્ચ સુખોની ઝાંખી કરશે ? ગુજરાતની નરજાતિ ભલે ગમે તેમ, ગમે ત્યાં મહાલ્યા કરો પણ ગુજરાતની એ સુકુમાર જાતિ ! ત્હારા ગુજરાતીઓ ત્હારો પુનરુદ્ધાર વિક્રમના પછી સમા સૈકાનેયે દેખાડશે કે કેમ ? અને એ દુ ખી વિધવાઓ ! ગુજરાતમાં ઘેરે ઘેર વધતી જતી વિધવાઓ ! ખરે, ત્હમારાં અસહ્ય દુ ખો જોઇને દિવ્ય ધૈર્યવાળા દેવો પણ રડી જતા હશે ! ગુજરાતના હૃદયો શુ પાષાણના છે ? ગુજરાતના પુરુષોનુ પુરૂષાર્થ શુ એકન પેટિયુ છે ? વિધવાઓના રડતા–રડાવતા–વિલાપો સાંભળતાં માંસળતાં શુ તેઓ નીગતિ ઘોરી શકે છે ? કલાપીના એ કોમળ લાગણીવાળા ગુજરાત ! કલાપીનો અવતાર આપ્યા પછીયે તું નિષ્ઠુર રહેવાનુ સામર્થ્ય ધરાવે છે ! કયારે બંધ થશે ત્હમારાં કરુણ રુદનો એ અજ્ઞાનમા સડતી બાલ વિધવાઓ ! નરપીશાચોની મલિન વૃત્તિજાળમા ભપ-ાયની એ નિર્દોષ વિધવાઓ ! ત્હમારા મધ્યરાતોને ભયકર કરતા રુદનો કઇ કોમળતા સુકાવશે ? કહેવાના મીઠા મદિરમા કે સ્વર્ગે ગયેલા પતિના ખાવા ધાના ઘરમા જીવતોડ તન મહે નતથી થાકેના હૃદયના દુ ખો તુ કયા હૃદય આગળ મુક્ત કરે ? ઘરે ઘરના ટહાડા ટૂકડા શીખતા ત્હારા નિરર્થક ભવનો અન્ત પણ કયા છે ? એક પાપ કર્યા પછી અનેક પાપ રાક્ષસોના મુખમાથી ત્હને બચાવવા ત્હારો સમાજ કયારે ત્હારી વ્હારે ધાશે ? પુનર્લગ્નને બ્હાને માર્ફત ખાઈ દુષ્ટ મારફતીઆઓને ત્હારા નધણીઆતા મલિન દેહનો નિરંકુશ વ્યાપાર કરતા કયારે ગુપ્ત સ્થળોમાથી અટકાવવામાં આવશે ? ત્હારા સમાજ શાસ્ત્રીઓના કે ઉભરાતા વકીલોના મગજે શુ થાકી ગયા છે કે ત્હારા અનાથ પણ સુન્દર પ્રભુઅર્થી જીવનના વિકાસ માટે ધારા ઘડવાને એમને વખત નથી મળતો ? ક્યાં છે ગુજરાતનુ સામાજિક ન્યાય મંદિર ? કોણ સાંભળે છે ત્હારા દુ ખની દાદ ? દુર્ભાગી વિધવા ! દુર્ભાગી ગનુષ્ય !—"

પણ વિધવાઓના દુ:ખના પ્રત્યક્ષ અનુભવની મ્હારા હ્રદયમાથી આ બળાપા પણ પૂરા ન નીકળી શક્યા ! એવા દુ ખની સાક્ષી પૂરતી દુર્ગત બધેયી ઘોર વાદળાથી છવાઈ ગઇ ! વરસાળિયાએ આકાશને ભરી નાખ્યુ ! મગદેવે ભડકયા ! ગાડી–વાન નીચો ઉતરી પડયો ને એમને ગભરાતા અટકાવ્યા. મ્હારો મનોવેગ તો ઠંડોજ થઇ ગયો !

થોડીવારમા શાન્તિ થઇ. પવન બેઠો ઠંડી લહેરો આવવા લાગી ધડ ધડ કરતો વર્ષાદ ધોધમાર તૂટી પડયો નવી પદ્ધતિ અને નવા સાધનોની ખેતીથી નમી પડતી, પાકથી ભરપૂર ખેતરોની હારની હાર વર્ષાદમા ન્હાતી દેખાઇ. કોઇ સુખી જમીનદારની સ્હડતી સ્થિતિનો ચિતાર આપતી એ ખીલતી ખેતી તરફ અમે સર્વે વિસ્મયથી ઉભરાતી આંખોથી જોઇ રહ્યાં. એ સુખી જમીનદારના ભવિષ્યના વિચારો કરતા કરતા અમે મુકામે આવ્યા.

આંબા, આસોપાલવ, લીમડા અને ભુંયથી ગોળ ઘેરાયલી, રકુ આકારના છાપરા વાળી, બધેથી ખુલ્લી એક બેઠકમા આરામ ખુરશી ઉપર બેઠેલા મ્હારા મિત્રને મ્હે દૂરથી ઓળખી કહાડયા. બીજુમત્તીના દીવાનો શાન્ત પ્રકાશ એક શરીસુખી બાલાની દેહવેલીને ઝીપાવી રહ્યો હતો. એ બાલા શર્યાલેખા હતી. અમે ઉતર્યા નહીં એટલામાં તો નંદનિશોર

ઉભા થઇ ગયા. શશીલેખાએ પુસ્તકને ટેબલ પર મૂકી વાંચવાનું બંધ કર્યું. એ ઉભી થઇ ગઈ. મિત્રો મળ્યા અને ભેટયા. મ્હોટા સોનેરી અક્ષરવાળા પૂંઠાનું "ગુજરાતની વિધવાઓ" નામનું પુસ્તક એક હાથે પકડી લજ્જામાં ડુબતી શશીલેખા નીચે જોઈ ખૂણામાં જાણે ચોંટી ગઇ. થોડીક વાર પછી લજ્જાની નિંદ્રામાંથી જાગી મ્હને પગે લાગી. "કલ્યાણ થાઓ, બેટા!" મ્હેં આશીર્વાદ આપ્યા. તરતજ ત્યાંથી હસતે મુખે આવકાર આપી એની સુરગંગા ઢાંકીને અંદર લઈ ગઈ. ગુલાબરાય પણ પાછળ પાછળ ગયો.

મૈત્રીના નિર્મળ સ્નેહથી એક થવા લાંબા વખતથી અકળાતાં બે ઝરણાંનો સુખ સંગમ કેવો અનુભવ અનુભવે છે? નંદકિશોરનું હૃદય મમતાળુ હતું. ભક્તિથી ભરપૂર હતું. મ્હારા વ્યાપારીના શુષ્ક હૃદયને લીલું રાખનાર એજ મહાહૃદય હતું. અમારો સુખસાગર છલકાઇ ગયો. ઘણી જાતની અમે આપલે કરી.

મુસાફરીથી શિથિલ થયેલાં અંગોને શાંતિ આપી નાહ્યો. સાથે બેસી વાળુ કર્યું. નવાજુની ઉકેલી. સુવા જતા રસ્તામાં અર્ધી મૂકેલી વિચારમાલા મગજની સપાટી ઉપર તરી આવી. પુરૂષ અને પ્રકૃતિ, દેવ અને દેવીઓ, માનવ અને માનવસ્ત્રીઓ, શશીલેખાના પુસ્તકે વિશેષ યાદ કરાવેલી, જીવનની અમૂલ્ય બક્ષિસવેલી ને સમાજની બેપરવાઇથી કરમાતી વિધવાઓ એક પછી એક વિવિધ પ્રકારના દુઃખની દાદ લઇ નિસ્તેજ મુખે મ્હને ઘેરીને ઉભી રહી, ભારત! ગુજરાત! ક્યાં તમે? ક્યાં તમારી સ્વતંત્ર ખીલતી વ્યક્તિઓ? ક્યાં વ્યક્તિસ્વાતંત્ર્ય? આ પ્રશ્નોના વમળોમાં મ્હારૂં મગજ ભમવા લાગ્યુ. પણ ન્હોતી નિદ્રાને હું મેળવી શકતો હતો. કંસારા, તમરાંનો અવાજ, દેડકાંના ડ્રૈંઉં ડ્રૈંઉંના અવાજમાં ભળી કઠોર સંગીતથી રાત્રિની શાન્તિને ચીરતો હતો. પણ હું તો ઉંઘી ગયો.

૩.

પાછલી રાતનો વખત હશે. દેવોનાં દિવ્ય સનાતન સુખોનાં પાન કરતાં દંપતિઓ અને મનુષ્યોનાં ક્ષુદ્ર, ક્ષણજીવી, દુઃખથી ભરપૂર સુખો ભોગવતાં ખંડિત દંપતિઓ મ્હેં કોઈ રમ્ય સ્વપ્નામાં જોયાં. મ્હારા કાનપર એટલામાં સંગીતનો અપૂર્વ નાદ પડયો. હું અર્ધો જાગતો હોઇશ. કાન માંડતાં સમગ્ર અવકાશને વીંધી નાંખતા એ કોઇ કોમલ હૃદય વામાંગીઓના સુરોએ મ્હારાં અંગોને વીંધી નાંખ્યાં. એમની પવિત્ર અસરે હું પવિત્ર થઇ ગયો. આ ગાનાર કોણ? પાંચના ટકોરા થતાં મ્હારી આંખો ઉઘડી ગઇ. હું ઉઠીને બ્હાર આવ્યો. અદ્ભુત રસમાં ન્હાતા અર્જુને કરેલી ગીતાના ૧૧ મા અધ્યાયની પરમાત્માની સ્તુતિ મ્હેં ગવાતી સાંભળી. પાસેના મકાનમાંથી એ ગીતપ્રવાહ આવતો હતો. આકાશમાં ઝાંખા તારા હતા. એક સ્થળે સુન્દર વાદળીઓનું મસ્તાની ટોળું અસ્ત પામવા જતા ચંદ્રને ઘેરીને ગભરાવતું હતું. એક બાઇ નોકરે મ્હને દાતણપાણી આપ્યું. મ્હેં એને પૂછયું:—

"આ કોણ ગાય છે? ક્યાં ગાય છે?"

"છટાણી ગંડેલી બાયડીઓને એ તો ભણાવતેલાં, બાપુજી!"

"ક્યાં ગોરાણી?"

"નામ તો નહિ જાણુતેલી બાપુજી! લીલી છટાણી અમે તો કહેતેલાં."

સ્હવાર પડ્યું. શેતની લાગટ હેલીનો સુન્દર ઉઘાડ ખીલ્યો હતો. એ ઉઘાડમાં દીપી ઉઠતું એક સાદું પણ વિશાળ સંબચોરસ મકાન હતું. ત્હેની મ્હામે દૂર અનેક ઓરડીઓ વાળું એક છાત્રાલય જેવું મકાન હતું. છૂટક છૂટક દૂર વેરાયલા છાપરા કુદરતી ચિત્રોનો મનોહર દેખાવ દાખવતા હતા. ઘટાદાર વૃક્ષો ટપક ટપક ઝીલી રાખેલા વર્ષાદ બિન્દુઓ વડે નીચેના છોડોને ન્હવરાવતાં હતા. ઘાસ ઉપર નિર્મળ મોતી ઝુલતા હતાં. ઉત્તેજક હવા, પવિત્ર વાતાવરણ, એમાં આત્મોન્નતિ કરતી પવિત્ર વસતિ, સુખી જમીનદારની આત્મ-ભોગભરી વડીલ છાયાએ મ્હેંના વિચારોએ મ્હારા હૃદયને તલ્લીન કર્યું. સાદા જીવનને કુદ-રતને ખોળે ઉછેરવાં, મનુષ્યતાનો વિકાસ કરવો, એને માટે વધારે યોગ્ય સ્થળો આના કરતાં બીજા નહીજ હોય. સુન્દર પ્રદેશમાં ફરવાનું મ્હને એકાએક મન થઇ આવ્યું. લીલા ખેતરો એક પછી એક વટાવી હું ફરવા લાગ્યો. એક ઠેકાણે મ્હોટા પાયાપર બોરિંગ-વાળો કૂવો, એન્જીન વગેરે આળસુ પડેલાં હતા. મજુરલોક ઉત્સાહભેર કામે વળગી ગયા હતા. જમીનનો વિસ્તાર લગભગ ૭૦૦ વીઘાનો હતો. મજુરોની હાજરી પુરતો એક વૃદ્ધ ગુમાસ્તો મ્હને જોઇ મ્હારી પાસે આવી નમીને ઉભો. એના શેઠની જમીનનો ઇતિહાસ મ્હને કહી ગયો. એના ઉત્પન્નનો સદુપયોગ કરેતાં એ શેઠ તરફના પૂજ્યભાવથી ભીંજાઇ ગયો. એટલામા ચાર પાંચ જાતના ગુલાબની કલગી લાવી એક નોકરે મ્હારા હાથમા મૂકી. હું ત્યાંથી ફરતો ફરતો આગળ વધ્યો ત્યા તો ગુલાબરાયની પાછળથી બૂમ સંભળાઇઃ—

"ક્યાં જાઓ છો દાદાજી? પાછા ચાલો. કાકાસાહેબ દૂધ પીવા બોલાવે છે." કહ્રુ અટકયો ગુલાબરાય પાસે આવી પહોંચ્યો. મ્હને કહેવા લાગ્યો.

"ત્હમે કેમ આવું આવું સારં જોવા એકલા ઉઠી આવતા રહ્યા? મ્હને કેમ ના જગાડયો?"

"હું ભૂલ્યો, ભાઇ."

"પણ આ બધુ કેવુ મજાનું છે? આપણે રોજ અહીં રહેવાનું હોય તો?"

"એટલામાં ત્હને આ ગમી ગયુ?"

"સારૂં ગમતા વાર શી!"

"કહે, ત્હને આમાં શું સારૂં લાગ્યુ?"

"આ આખું તપોવન."

"તપોવન? તપોવનમાં ઋષિ ક્યા છે? ઋષિપત્નીઓ કે ઋષિકુમાર કુમારિકાઓ ત્હેં ક્યા જોયાં?"

"કેમ? ત્હમે નથી ધારતા કે આ સ્થળનું ભવિષ્ય ઋષિમુનિઓના પેલા ભૂતકાલને યાદ કરાવશે? અને કાકા સાહેબને ત્હમે ઋષિ નહીં કહો તો કોણ બીજું કહેશે! દાદાજી રસીલા કાકીને હું તો કોઇ તપસ્વિની ને તપોવનની હરિણી જેવી કુદકારા મારતી શચીબ્હેનને હું તો ઋષિકન્યા ધારૂં છું."

"પણ આવા પર કલ્યાણથી આપણું શું કલ્યાણ થાય? વ્યાપાર વગર પૈસા ક્યાંથી?"

"ત્યારે શું આવી ફલદ્રુપ ભૂમિને ત્હમે વાંઝણી વસુન્ધરા કહેશો ? વ્યાપારનું મૂલ વસુન્ધરા જ હતી ? અને ત્હમેજ કહો છો કે આપણા વ્યાપારી રાજ્ય કર્ત્તાઓ સાથે આપણી વ્યાપારી સ્પર્ધા ટકી નથી ને ટકશે નહીં. એકલી કુદરતથીજ નહીં વિસરાયલા બિચારા આપણા દેશનો તો આવી ખેતી વગર ઉદ્ધારજ નથી થવાનો."

અમે મુકામે આવ્યા નંદકિશોરે ઉંઘ વિષે, ઉઠ્યા પછી તરતજ ફરી આવવા વિષે પ્રશ્નો કર્યા. દૂધ પીધું. ટપાલ વાંચી.

"ઠીક, ત્યારે ક્યાં ક્યાં ફરી આવ્યા ?" નંદકિશોરે પૂછ્યું.

"ત્હમારા આ લગભગ અર્ધા તપોવનમાં."

"તપોવન નામ કઇ ફોઇએ પાડયું છે એ મ્હને તો ખબર નથી."

"ત્હમને ખબર નહીં હોય. મ્હારા ગુલાબરાયને એ ખબર પડી ગઇ છે."

આવો નામ મહિમા આ સ્થલ રાખશે કે કેમ એ હું કહી શકું નહી. ગુલાબરાયને અહીં રહી એ નામ સિદ્ધ કરી આપવું પડશે. કેમ ગુલાબરાય ?"

"તપોવનની આ વખતે રજા લેતી વખત હું આપને એ કહેતો જઇશ." નીચું જોઇ ગુલાબરાયે ધીમેથી કહ્યું.

"માધુભાઇ ! જુઓ, આ આશ્રમને ગુલાબરાયનો માનસિક આશ્રય નો મળ્યો. હુરના સ્વર્ગવાસ પછી "મહામંડલ"ની સ્થાપના કરી, રસલીલા અને શશીલેખાની સહાયતામાં મ્હેં આ જમીન સાથે આ આશ્રમમાં આશ્રય લેવા આવતી અબળાઓનાં હૃદયોને કેળવવાનો સમારંભ કર્યો છે. વિધવાશ્રમનો નિર્વાહ આ જમીનના ઉત્પન્નમાંથી થાય છે. કાલ દાખલ થયેલી વિધવાઓની સંખ્યા ત્રણ વર્ષના પરિણામરૂપે ૧૦૫ની છે. કામ, શ્રમે ને પણ કામ કરવાની મ્હને ટેવ પડી ગયેલી હોવાથી મ્હારી આ સન્યાસોચિત નસતી અવસ્થાને આ કામ યથાશક્તિ કરાવું છું પણ એ મ્હારાં આ બે કુટુમ્બરત્નોની સાહાયતાથી."

"ત્હમારા કલ્યાણ સમારંભ ઉપર પ્રભુની કૃપા વર્ષા કરશે" મ્હેં હૃદયભેર કહ્યું.

"હા, એજ કૃપાસિન્ધુની અમિદૃષ્ટિથીજ આ આશ્રમે આપણા ગુજરાતના નિરર્થક જતા ક્ષુદ્ર વિધવા જીવનોને પોતાની પાંખમાં લીધા છે. મ્હારા સંસાર દુઃખી આ ઘસાઇ ગયેલા દેહને માત્ર થોડાજ દિવસોની અહીં સ્થિતિ છે એમ મ્હને લાગે છે. ત્યાર પછી પૂના રહીને અને કોઇ કોઇ વખત પ્રત્યક્ષ આવી ત્હમારે આ બાલસંસ્થાને ઉછેરવી એટલી મ્હારી ત્હમને વિનતિ છે. મ્હારા વહેવાઇ ગિરીશચંદ્ર ઉપરાંત આપણા ગુજરાતના શ્રીમન્ત અને વિદ્વાન્ અગ્રેસરોની મ્હને મદદ મળતી રહી છે અને ભવિષ્યમાં ઉત્સાહી બનતા આપણા દેશજનોનો તો એને આશ્રય મળશેજ. ત્હમે આવા આશ્રમ માટે કેવી આશા બાંધો છો ?"

"ઇશ્વર ઉપરની અચળ શ્રદ્ધા ઉપર ચણાયલું નિસ્પૃહી મનસ્વી કાર્યાર્થીનું લોકહિત અરેનું અનેક ભોમ ભર્યું મહાકાર્ય સદા સ્હડતીને શિખરેજ જવાનું. ભવિષ્ય ઉજ્વલજ છે."

"પ્રણ માધુભાઇ, ત્હમારી દૂરદર્શી અને વ્યવસ્થિત બુદ્ધિની સૂચનાઓની અમારે

જરૂર છે. આશ્રમનો બાહ્ય વિભાગ ત્હમે વગર રજાએ જોઇ આવ્યા છો તેમ અન્તર વિભાગ અને વ્યવસ્થા ત્હમારે, આજે થાક ન લાગ્યો હોય તો, જોઇ આવવાનાં છે. શશીલેખા ત્હમને બધે ફેરવશે. ત્હમારા પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર આપશે. શશીબ્હેન !"

પાસેના ઓરડાના ખંડમાંથી શશીલેખા તરતજ આવી. અગીઆર અને બેની વચ્ચે આશ્રમમાં જવાનું નક્કી કરવામાં આવ્યું.

૪.

સ્હાડા અગીઆરે જમ્યા પછી પાનનો ખુમચો લઈ શશીલેખા અમારી પાસે આવી.

"બ્હેન ! મ્હારી અશક્તિને લીધે કાકાસાહેબની સરભરા ત્હારે માથે છે. ત્હારા એ વડિલ અતિથિદેવની પૂજામાં ખામી ન આવે." નંદકિશોરે પૌત્રીને સુપ્રત કરી.

અગીઆર વર્ષની છતાં ચૌદેક વર્ષની લાગતી શશીલેખા હજી એક બાલાનાજ નિર્મલ ભાવોમાં તરતી હતી. મ્હારી અને ગુલાબરાયની એ નાયક બની. અમે આશ્રમ ભણી પાછળ પાછળ ચાલ્યા. દરવાજા ઉપરના મુદ્રાલેખ વંચાવી એ બોલી:—

"જુઓ કાકાસાહેબ ! આ "પુણ્યજીવન" જેવું અમારા આશ્રમવાસીઓનું જીવન અમે કરવા ધારીએ છીએ. આ "જીવનસિદ્ધિ" માફક અમો જીવનસિદ્ધિ કરી આખા આશ્રમની જીવનની સિદ્ધિ કરવા ઇચ્છા રાખીએ છીએ."

"સુન્દર ધારણાઓ, સુન્દર ઇચ્છાઓ, બ્હેન ! પ્રભુનેયે એ કરતાં કંઇ વિશેષ પ્રિય નહીં હોય." શશીલેખાના તેજસ્વી મુખ ઉપર સરલ, ગંભીર સહૃદયતા જોઇ મ્હેં કહ્યું.

"દાદાજી ! બ્હેનને બારણે તો ખરે, દેવો ઉતરવાના ! મનુષ્યો મટી સહુ દેવ થવાનાં !" આશાવાદી ગુલાબરાયે હૃદય ખોલ્યું.

"ગુલાબભાઇ ! ત્હારી મહેચ્છાઓ તો સંસારમાંથી સ્વર્ગમાં ને સ્વર્ગમાંથી સંસારમાં ફૂદકા મારવા મંડી પડી જો ! પણ દાદાજી કહે છે તેમ આપણે સહુ આ મહાકાલનાં રમકડાં નથી ? બે ઘડી સંસારમાં નાચી કૂદી આપણે કયા સમારંભ પૂરા કરી શકીએ ? આપણા તો આરંભ માત્ર, અને તે પણ દમ વગરના."

આમ કરતાં કરતાં અમે અંદર પેઠા. વચલો મુખ્ય ખંડ ઘણો વિશાળ હતો. સાફ ભીંતો ઉપર અમુક અમુક અન્તરે સ્ત્રીઓના કોમલ હૃદયે પ્રેરેલા કોમળ હાથની અનેક કોમલ કલાઓ સરલ સૌન્દર્યની મૂર્તિ જેવી પળે પળે વિશેષ આકર્ષણ કર્યે જતી હતી. મ્હોટે અક્ષરે ચિતરેલી અને ચોકઠાંમાં જડેલી, અનેક લેખકોની સુત્રાવલિઓ જીવનની વિવિધતાનું સૂચન કરતી હતી. પૃથ્વીનાં અનેક મહાનુભાવી સ્ત્રી પુરુષોનાં ચિત્રો અદ્‌ભૂત પ્રભાવ પાડી હૃદયમાં બોધામૃત વર્ષતાં હતાં. પ્રભુનું, કુદરતનું અને ધર્મનું શાન્તિકારક સામ્રાજ્ય આખા ખંડને કોઈ નહીં અનુભવેલા અદ્‌ભૂત વાતાવરણમાં હિંચોળતું હતું. સંસાર સ્વર્ગના ઉભય અનુભવી મહાત્માઓનાં અમર જીવનો પુસ્તકોનો અવતાર લઇ ઉદારતા પૂર્વક અમને જીવનદીક્ષા આપવા ઉત્સુક દેખાતાં હતાં.

એકી વખતે અનેક વસ્તુઓ પ્રતિ ખેંચાતો, અનેક ઉચ્ચગામી સુન્દર સત્યોના તર્કવિતર્કોમાં વિલીન થઇ જતો, ઘડીમાં ઉભો રહી જતો, ઘડીમાં હું ચાલતો હતો. શશીલેખા,

અને અજ્ઞાન વિધવાઓનું હૃદયથી અંકુશાતું માનસિક બળ આપણે ન્યાયપૂર્વક આપીએ છીએ ? આપણા કરતાં વધારે ઉત્સાહથી આર્ય સંસારના ભવિષ્યનો વિચાર કરનાર યુવાનોના હાથે થતી વિધવાઓની યોગ્ય વકીલાતને આપણે હવે પણ અનુમોદન ન આપવું ?" રજવાડાના સાચ્ચા અભ્યાસી વિધવાઓના પક્ષકાર બન્યા.

"પણ યુવાનો તો બધી વિધવાઓને પુનર્લગ્નની નવવધુઓ કરાવી પોંખાવા માગે છે. લગ્નોનાં ઉચ્ચ શિખરોમાંથી વહેતી નિર્મળ સ્નેહ સરિતાનાં પાણીને એ લોકો પુનર્લગ્નના પંકથી ડહોળી નાંખવાની ઈચ્છા ધરાવે છે. સ્નેહ ભાવનાને આમ નીચી ઉતારવી એ સાચી વાત છે ? અને ત્હમારા જેવાના અનુમોદનથી એ ઉદ્ધત વર્ગ વધારે ઉદ્ધત થશે નહીં ?" મ્હેં મ્હારી સાદી દલીલ રજુ કરી.

"નહીં. અહીંજ ત્હમે આપણા યુવાનોની અયોગ્ય નિંદા કરો છો. પુનર્લગ્ન માત્રથી વિધવાઓનો પુનરૂદ્ધાર થશે એમ એ લોકો ક્યાં માને છે ? વિધવાઓનો-એમના જીવનનો અભ્યાસ આપણ વૃદ્ધો કરતા એમણે વધારે ગંભીર રીતે કર્યો છે. એ લોક એવી દલીલ કરે છે કે વિધવાઓનો વિધવાઓ તરીકે નહીં, સ્ત્રીઓ તરીકે નહીં, પણ મનુષ્યો તરીકે વિચાર કરવો જોઇએ. પોતાની મનુષ્યતા ખીલવી શકે એટલું એમને જ્ઞાન પોષણ આપો અને પછી એમના પ્રશ્નોનું નિરાકરણ કરવાનું એમનેજ સોંપો. આપણા કરતા પુનર્લગ્નને કેટલીક સ્ત્રીઓ વધારે વખોડે છે, છતાં આપણાથી પૂરી રીતે નહીં ઓળખાયલાં એમનાં હૃદયોની ગુપ્ત વૃત્તિઓ આપણે બહાર કઢાવવી જોઇએ."

"હા, પણ મ્હારા અભિપ્રાય પ્રમાણે તો ધાર્મિક જ્ઞાન કે વૈરાગ્યની વૃત્તિઓમા એમનું જીવન પૂરૂ કરાવવું. એમના મનુષ્યત્વની-એમના હૃદયોની વૃત્તિઓ એ રીતે સંપૂર્ણતા ખીલવશે. એમના પ્રશ્નોનું આમ આપોઆપ નિરાકરણ થઈ જશે."

"હા, આપણા જૂના સંપ્રદાયવાળાઓ આમ બડી બડી વાતો કરીએ છીએ. વિનાશક જેવી આપણી રક્ષક રૂઢિઓને આપણે જડભરત જેવા વળગી રહીએ છીએ, અને ઓછી તન્દ્રી ભરેલું ગણી ખરી સ્થિતિ વિષે આપણે આંખ મીચામણાં કરીએ છીએ. સ્થિતિ જુદી ચાલે છે, આપણે જુદી વાતો કરીએ છીએ. આપણા દેશ કાલનું ગૂઢ જ્ઞાન આપણે ક્યારે જરા પણ સંપાદન કરીએ છીએ ? જુદા પડી ગયેલા આપણા દેશ જીવનને આપણે ક્યારે સજીવ કરવાના ? ધર્મ વૈરાગ્યની વાતો કરાય છે પણ આપણો સમાજ વિધવાઓને ક્યાં એવી સ્થિતિની યોજના કરી આપે છે ? હાલ તો કોઇ વિધવા થઇ એટલે ઘરનું એક મૂડું પશુ વધ્યું. વિધવા થઇ એટલે ઘરમાં એક ચાકરડી વધી. એ મનુષ્યોનો અવતાર હેતુ શું વિધવાઓ થાય એટલે અટકાવવો ?"

"આપણે ક્યાં અટકાવીએ છીએ ? એ પ્રભુઇચ્છા અટકાવે છે, એમનાં નસીબ અટકાવે છે." હું પ્રભુવાદી કે નસીબવાદી બન્યો.

"આપણા લોકોની નિર્બળતા આમ પ્રભુઇચ્છાને બદનામ કરે છે, નસીબની નિંદા કરે છે. પ્રભુની ઇચ્છા સર્વે જીવોનું કલ્યાણ કરવાની છે. વિધવાઓ એ જીવતાં પ્રાણી છે એમને એ કેમ વિસરે ?"

"ખરૂં. પણ આપણે વિધવાઓના કલ્યાણમાં ક્યાં વચમાં આવીએ છીએ?"

"કેમ નહીં? ચાર પુરૂષાર્થોમાં ત્હમે એમની આગળ ક્યા ક્યા પોષાવા દો છો? એ કામધેનુઓનું અમૃત દૂધ આપણે વૃથા ઉડાવી દેતા નથી? ક્યાં શ્રીજીવનની પ્રભુનિર્મીત ભવ્યતા, અને ક્યાં એમની શત્રુઓને દયા ખાય એવી અધમ કરાયલી સ્થિતિ?"

શ્રીજીવનની ભવ્યતા વિષેના ત્હમારા આક્ષેપોથી ત્યારે હું હજી સુધી અજાણ્યો છું?"

"હા. એજ ગૂઢ ભવ્યતા આપણે બ્હાર દેખાડી આપવાની છે. આપણું એ સમાજિક ઋણ આપણે વાળવાનું છે. એ ભવ્યતાને આપણે પૂજવાની છે. એની પૂજા નહી કરી આપણે પ્રભુપૂજાથી વિમુખ ગયા છીએ."

"પ્રભુ પૂજાથી!"

"હા. પ્રભુપૂજાથી અકાલે વૈધવ્યે વેડફી નાંખેલી સ્ત્રીઓ જગતની અર્ધાંગનાઓ—ધર્મસ્ત્રીઓ—નથી! એ ધર્મસ્ત્રીઓ પરમાત્માનું અંગ નથી? યોગ્ય અહંપદથી ગીતાના શ્રીકૃષ્ણે ગાયેલો સ્ત્રીમહિમા સાંભળો.—

"कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधाधृतिः क्षमा"*

"આ પ્રભુપૂજા આપણે કેટલી કરી?"

"આ પ્રભુતાને આપણે સંસારમાં શી રીતે ઉતારીએ? આપણે શું કરીએ?"

"શું કરીએ એ નિર્બળતા આપણા અનેક હિન્દીઓની નિર્બળતા થઇ પડી છે. શું કરીએ એ પ્રશ્નના ખડક ઉપર આપણી કેટલી જીવનનૌકાઓના ચૂરેચૂરા થતા જાય છે? આપણે ઘણું કરી શકીએ. સમાજસેવા કે ગમે તે પ્રજાકીય સેવાથી આપણા દેશની ગત કીર્તિને આપણી સ્ત્રીઓના ઝળહળતા કીર્તિસ્વરૂપદ્વારા આપણે પાછી લાવી શકીએ. પશ્ચિમનાં બજારોમાં લુંટાતી લક્ષ્મીને આપણી ગૃહલક્ષ્મીઓદ્વારા પાછી લાવી શકીએ, આપણા દેશની અવાચક પુતળીઓ જેવી સ્ત્રીઓને આપણે વાગ્દેવીઓ બનાવી શકીએ. આપણા દેશની જડ મૂર્તિઓમાંથી આપણે સજીવ સ્મૃતિસ્વરુપ પ્રભુમૂર્તિઓ બનાવી શકીએ. એ મેધાવિની મહાદેવીઓનાં મૂર્તિભંજક આપણે થયાં નથી? ધૈર્ય શિથિલ કરેલી એ ધૃતિની દેવીઓને આપણે ભરવસડે રોવરાવતા નથી? એમની ક્ષમાને આપણે ભારરુપ થઇ ગુંગળાવી છુંદી નાંખતા નથી? પણ બાંધુભાઇ, હવે એ દેવીઓને ઉદ્ધારનારી ગીતા ભારતમાં ઘેરેઘેર પૂજાવા લાગી છે. એ ગીતાના વાતાવરણમાંથીજ નવીન ભારતને ઉદ્ધારનાર નવીન કૃષ્ણ જન્મશે. આપણા જેવા વૃદ્ધો કદાચ ભારતનો સામાજિક ઉદ્ધાર નહીં જુએ પણ એ દૂર નથી?" નંદકિશોરની કપાળની નસો આ વખતે ખેંચાતી—ફૂલતી હતી. ભારતના ભવ્ય ભૂતકાલ અને થનાર ભવ્ય ભવિષ્યના વચમા ઉભો રહી કોઇ મહાદેશયોગી દેશધર્મનું વ્યાખ્યાન આપતો હોય એમ એમની મુખમુદ્રા આશાતેજથી ઝગમગી ઉઠી.

એમનાં સહૃદયતા અને સાત્વિક ઉત્સાહ આગળ મ્હારા વૃથા ધારણ કરેલા પક્ષનું કંઇ ચાલે એમ નહોતુ. હું હાર્યો. મ્હારું હૃદય એમની આગળ નમી પડ્યુ. મૈત્રી એટલે

*સ્ત્રીઓમા કીર્તિ, શ્રી, વાક્, સ્મૃતિ, મેધા, ધૃતિ અને ક્ષમા એ સાત ધર્મસ્ત્રીઓ પણ હું છું (ગીતા).

# બાલવિનોદ.

લેખક—રા. રા. રણછોડલાલ બાવાભાઈ.

[ બાલકોને વિનોદ આપવા ટુકી ટુકી વાર્તાઓ કહેવામા આવે છે. આવી કેટલીક વાર્તાઓમા કવિતા પણ હોય છે. આવી કવિતા નીચે લખી છે પણ તે કવિતાની આખી વાતો પ્રયત્ન કર્યા છતાં મળી શકી નથી માટે સુન્દરી સુબોધના કોઈ વાચનારમાંથી એ વાતો લખી મોકલશે તો ઉપકાર થશે. ]

૧

આચર કુચરની ગાલ્લી, બે મેંડક જોડ્યા જાય,
રાજાએ મારી ચકલી, ચકલો વેર લેવા જાય.

(આની ભાષા ઉપરથી આ વાત સુરત તરફની લાગે છે.)

૨

હક્ક કેરી ગાડલી, બે ઉંદરડા જોડ્યા,
બાપાએ મારી ચકલી, ચકોભાઈ વેર લેવા દોડ્યા.

( આની ભાષા ઉપરથી આ વાત કાઠીઆવાડ તરફની લાગે છે )

તા. ક.—ચોથનો ચન્દ્રમા જોવાથી દોષ આવે એવું સ્ત્રીઓ માને છે એ દોષ ટાળવા ચન્દ્ર જોતાજ નીચે પ્રમાણે સાત વખત એક શ્વાસે કાઠીઆવાડમા બોલવાનો રીવાજ છે

૩

કુપતો રાજા, કુપતી રાણી,
ચોથ ચન્દ્રમા, કહીશું કહાણી

૪

1. લીલી ટોપી, કાળા જામા,
   આગ્રારે પરદેશી રાજા—રીંગણું.
2. રાજા રાણીમા રાતા ખીલા—ગાજર
3. કલાનપાન, કલાકદ બીડી
   માલ રમે છે કાળી કીડી.

૫

1. દેશફરે દેશાવર ફરે
   રાજા રાણી વાત કરે—પ્રગગ.
2. રણવગડામા ઢોલો હીંચકે—નાળીએર
3. ગોટકોક વાણીઓ, ગોટ કુક પેટ
   પેટ પડાડે પહાણા હેઠ—સોપારી.
4. ગોટ કાક વાણીઓ, ગોટ કુટ પેટ
   ફરે ફરે ને નેવા હેઠ—ટાળો.
5. કાળી છઉં રે ગાળી છઉં
   કાળા વનમા શું છઉં
   લાવ પાણી પીઉં છઉં
   સજન બાગી બીહુ છઉં—જૂ.
6. એક જનાવર આડ,
   તેની ચાચ બોલે ચટ
   તેનું માથું સુડલા,
   તેનુ પૂછ. પદર હાથ—કોશ.
7. ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી
   બાર હાથનું ચીભડું, તેર હાથનુ બી—મોતી
8. એક જનાવર કહુ, પૂછડે પાણી પીતુ—દીવો
9. *આડુ નાખુ, પાડુ નાખુ પાડાનો પગવાડી નાખું
   તોએ પાડુ ફૂકે—ચોર.

---

*રા. વિનોદરાય વિશ્વનાથ અને રા. લક્ષ્મીનારાયણ વિશ્વનાથ વૈદ્યે આ ઉતરાવ્યાં છે

# સુન્દરી સુબોધ.

સચિત્ર માસિક પત્ર

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु.

એપ્રીલ અને મે-૧૯૧૭

પુસ્તક ૧૪ અંક ૪-૫



શ્રી બાલકૃષ્ણ અને માતા યશોદાજી

આદ્ય સંપાદક
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી
રામમોહનરાય જશવંતરાય.



ગૂંથણકલા.

ફોટોગ્રાફર્સ —મેસર્સ પરમાનન્દ એન્ડ જનાર્દન,
અમદાવાદ

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પતિવ્રતા થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વરૂપ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય. યોગ્ય વયના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને. કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે', સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉજ્જવલ કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધવના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિમાં સહાયક થાય, તથા પ્રેમવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે "]

પુ. ૧૪ મું ] એપ્રિલ-મે. ૧૯૨૭. [ અંક ૪-૫


## उदयगुंजन.

### સંસારમાં સ્વર્ગ કેમ મળે?

પોતાની શક્તિના પ્રમાણમાં ઘણામાં ઘણાં કામો કરવા તેનું નામ કર્મયોગ છે, અને એ કામો પ્રભુને સાથે રાખીને કરવા, એટલે કે ઉત્તમમાં ઉત્તમ હેતુથી બ્રહ્માર્પણ કરીને કરવા તેનું નામ ભક્તિયોગ છે. આ બન્ને યોગની એકતાનું નામ કર્તવ્ય છે. એ કર્તવ્યને ભ્રાતૃભાવ અને દેશસેવામાં વાપરવાથી "સંસારમાં સ્વર્ગ" મેળવી શકાય છે. હાલના જમાનાનો, વર્તમાનકાળનો તે મુખ્ય ધર્મ છે. એ ધર્મ પાળવાથી ઈશ્વરકૃપાથી હું "સંસારમાં સ્વર્ગ" અનુભવું છું, અને મારા બન્ધુઓ ( તથા મારી બહેનો ) એવીજ રીતે ઇશ્વરભક્તિ અને દેશસેવાની ભક્તિથી પોતાના કામકાજો વચ્ચેથીજ 'સંસારમાં સ્વર્ગ' ભોગવવા ભાગ્યશાળી થાય, એમ પ્રભુપ્રાર્થના કરૂં છું.

અમૃતલાલ પઢિયાર કૃત " સંસારમાં સ્વર્ગ. "

# वार्तालहरी.

## ક્ષય રોગિણીના જીવનનાં કેટલાંક ચિત્રો.

" Prevention is Better than Cure. "

લેખકઃ—રા. રા. હરિલાલ બાળકૃષ્ણ પરીખ.

### ચિત્ર ૧ લું.

" ત્હારી તન્દુરસ્તીનો દુરૂપયોગ કરવાનો તને જરાપણ હક્ક નથી; સમજીને, લીલુ ? " સુશીલાએ નિશ્ચયાત્મક સ્વરે પણ જરા તપી જઈને પોતાની તેર વર્ષની દીકરીને કહ્યું. લીલુ ઉંચી અને નાજુક બાંધાની હતી; ત્હેની સાંકડી અને લાંબી ગરદન ત્હેનું સાંકડુ વક્ષઃસ્થળ, પાતળા અવયવો, અને ગૌરવર્ણની પારદર્શક જણાતી ચામડી આ સર્વે ચિન્હો ત્હેનામાં કોઈ ક્ષયરોગનું ભાન કરાવતાં હતાં.

" તેમાં ત્હારે શું ? બા; મ્હારા શરીરનો હું ગમે તે રીતે ઉપયોગ કરીશ," ઉદ્ધતાઈથી છોકરીએ જવાબ આપ્યો.

" ના, લીલુ; ત્હારાથી તેમ નહિ થાય. "

" કેમ વારૂ ? માંદી થાઉં તો તેમાં ફક્ત મ્હારેજ દુઃખ ભોગવવાનું છે; કોઈ પણ મ્હારા દુઃખમાં—અથવા તું કહું છુ તેમ મ્હારી ઉદ્ધતાઈના ફળમાં—ભાગ પડાવવાનું છે ? "

" લીલુ, તું આ બધુ શું બોલે છે ? કંઈ વિચાર કરીને બોલે છે કે ? " માતાએ પૂછ્યું.

" હા, હું વિચાર કરીનેજ જે ખરૂં છે તે કહું છુ. મ્હારાં પોતાનાં દુઃખ તે મ્હારા સિવાય બીજું કોઈ પણ ભોગવનાર નથી. શું મ્હને માથું દુઃખતું હોય તો બીજાને તે લાગશે કે ? અથવા મ્હને તાવ આવતો હોય અને પથારીવશ હોઉં તો બીજું કોઈ તેમાં ભાગ લેશે કે ? "

" બેટા લીલુ, " પ્હેલાં કરતાં વિશેષ ધીમેથી પણ ગંભીરતાથી માતાએ ત્હેની સામે જોઈને કહ્યું, " તું આ બધું સાચું બોલે છે એ મ્હને લાગતું નથી. તું હવે મ્હોટી ઉમ્મર લાયક થવા આવી અને ત્હારે હવે વિચાર કરતાં શીખવું જોઈએ. તું એક દહાડો માંદી હોઉં તો પણ ત્હારે માટે બીજાને ઘણું લાગી આવે; કેમ ખરૂં ને ? "

" બા, તે વળી કેવી રીતે ? "

" મ્હારા કહેવાનો ભાવાર્થ સમજી નહિ ! ".

" ના, મ્હને તો કંઇ સમજણ પડતી નથી. "

" જો, હું તન્દુરસ્ત હોવાને બદલે માંદી હોઉં તો અમને ત્હારા માટે કેટલી ચીંતા અને દુઃખ થાય ? "

" હા, એ તો ખરૂં. પણ તમારે તે માટે શા માટે ચીંતા કરવી જોઈએ ? તમે તમારી મેળે દુખ અને ચીંતા વ્હોરી લ્યો તેમાં હું શું કરૂં ? મ્હને જે દુખ અને વેદના થાય તે તમને કંઈ ઓછાં થવાનાં છે ? "

" હું માંદી હોઉં તો તને ચીંતા થાય કે નહિ ? તેમ આ સઘળું તો આપણી પરસ્પરની લાગણી ઉપર આધાર રાખે છે કુદરતી રીતેજ નગાવ્હાલાંનું દુખ અને પીડા જોઈને આપણને દુખ અને પીડા થાય છે "

" ત્હારૂં કહેવું ખરૂં છે, એમ બને છે ખરૂં. "

" જો તું વિચાર કરશે તો ત્હને જણાશે કે એ તો સ્વાભાવિક રીતેજ આપણને ચીંતા અને દુખ થાય છે. કોઈ પણ માણસની માંદગીથી બીજાં મનુષ્યો ઉપર જે અસર થાય છે તે આના કરતાં પણ વધારે નુકશાનકારક હોય છે અન્યોન્યને ઉપયોગી થવાને માટે જનસમાજની દરેક વ્યક્તિ બંધાયલી છે; જે જે કાર્ય આપણે કરીએ છીએ તે સઘળાં તેઓ પ્રતિ કોઈ પણ પ્રકારે સંબંધ ધરાવતાં હોય છે. સાચું પૂછાવે તો, આપણી જીંદગીમાં આપણે એવું એકકે કાર્ય કરતાં નથી કે જેથી થોડી ઘણી અસર બીજા કોઈ પણ ઉપર થયા વગર રહે. આપણ સર્વેને બુદ્ધિ-થોડા અથવા વધુ પ્રમાણમાં આપવામાં આવી છે, અને જનસમાજની ઉન્નતિ અને સારા માટે આ બુદ્ધિનો ઉપયોગ કરવાનો છે. જો કોઈ પણ માંદુ હોય તો, બેશક, તે બુદ્ધિનો યથાયોગ્ય ઉપયોગ કરી શકે નહિ. આ ઉપરથી ત્હને જણાશે કે આપણી તન્દુરસ્તીનો દુરૂપયોગ કરવાનો આપણને જરાયે અધીકાર નથી, જો આપણે તેમ કરીએ તો અન્ય મનુષ્યોપ્રતિ આપણી જે ફરજ હોય છે તે આપણે પૂર્ણતાથી યથાયોગ્ય બજાવી શકીએ નહિ. "

આ શબ્દો સાંભળીને, માતાની લાગણી દુખાય તેની દરકાર કર્યા વિના, ઉદ્ધતાઈથી છોકરીએ જવાબ આપ્યો, " હું એમાંનું કશુંયે સમજુ નહિ, બીજાનું ભલું થાય કે ના થાય એની દરકાર કર્યા વિના મ્હને જે ઠીક લાગે તે હું કરવાની. મ્હારે તેં જણાવ્યા તેવું થવું નથી. મ્હારે પોતાને માટે શું સારૂં છે અને મ્હારૂં ભલું કેમ થાય-તે સંબંધીજ હું વિચાર કરીને વર્તવાની. "

માતા બોલી, " એક એવો વખત આવશે, લીલું યાદ રાખજે, જ્યારે ત્હારા આ સર્વે વિચારો બદલાઈ જશે—જ્યારે બીજાનું ભલું કરવાની ત્હને તીવ્ર ઈચ્છા થશે, પણ ત્હારી માંદગીને લીધે તું તેમ કરી શકીશ નહિ. જે માણસો ફક્ત આપણા ઉપરજ આધાર રાખતાં હોય, આપણી મહેનતથીજ જેઓની ઇચ્છા પૂરી થતી હોય, તે માણસો-તે આપણાં વ્હાલાં માણસોને આપણી માંદગીથી દુખ સહન કરવું પડતું જોય, અડચણો વેઠવી પડતી હોય, તો આપણને તે સમયે કેટલું દુખ અને પીડા થાય ? ત્હને આવા કડવા અનુભવમાંથી બચાવવાને માટેજ હું ત્હને વારંવાર ટોકી ટોકીને ત્હારી તન્દુરસ્તી માટે ધ્યાન રાખવાનું કહું છું. '

"બીજા પ્રતિ ન્યાયપુરઃસર મ્હારે જે જે કરવું જોઇએ તે સઘળું મ્હારાથી થઈ શક્શે એવી મ્હને આશા છે," લીલુએ નીચું માથું કરીને જવાબ આપ્યો. "વળી જોને, મ્હારૂં શરીર સારૂં છે—આ થોડી શરદી થઈ આવી તે તો થોડા વખતમાં મટી જશે—, અને ભવિષ્યમાં મ્હારૂં શરીર શા માટે સારૂં નહિ રહે? હું કોઇ પણ રીતે મ્હારૂં શરીર બગાડતી નથી એ મ્હને ખાત્રી છે."

"લીલુ, ત્હને ખબર તો હશે કે ત્હારામાં મ્હારી મારફત વંશપરંપરાથી ઉતરી આવતા ક્ષયરોગનાં બીજ છે, અને તેથી ત્હને થોડી શરદી થાય તો પણ તેને ભયંકર જાણીને એકદમ અટકાવીને મટાડી દેવી જોઇએ?"

"જો હું ક્ષયરોગથી મરી જવાની હઇશ તો વ્હેલી મોડી મ્હારે મરી જવાનું તો છે, તો પછી થોડી શરદી થાય તો પણ તેનાં દવાદારૂ કરવાથી મ્હને શો ફાયદો થવાનો છે, અને નહિં કરૂં તો નુકશાને શું થવાનું છે?"

"બેટા એજ ત્હારૂં ધારવું ભૂલ ભરેલું છે, ત્હારે તે સુધારવું જોઇએ. ફેફસાંને લગતાં જે જે દરદો થાય છે, તે એક વખત થયા પછી તેને મટાડી દેવા એ ઘણું મુશ્કેલી ભરેલું કામ છે. કોઈ પણ જન્મથી ક્ષયરોગ લઇને આવેલું નથી, પણ કેટલાંક માણસોને જન્મથી તે રોગના બીજ વંશપરંપરાથી, મા અથવા બાપના વારસામાં મળી આવેલાં હોય છે. જે માણસોને આ રોગ હોય છે, તે માણસો જો બરાબર ધ્યાન આપીને પોતાના શરીરની સંભાળ લે તો આ રોગને અટકાવી શકાય છે, અને હવામાં થતા સાધારણ ફેરફારની—ઋતુ બદલાવાની તેમના ઉપર અસર થઈ શકતી નથી. પણ જો ભોગજોગે તેવા માણસોને શરદી થાય, તો, જોકે તે શરદીને મટાડી શકાય, પણ તેથી ફેફસાંનો રોગ થવાનો ઘણો સંભવ રહે છે. જો શરદી પ્રત્યે બેદરકારી રાખવામાં આવે અને કંઇ પણ યોગ્ય ઉપચાર ન કરવામાં આવે તો તેવા માણસોને જીદગીભર તે રોગથી પીડાવું પડે છે, અને ઉમ્મરમાંથી પાંચ, દશ અથવા વીશથી વધારે વર્ષનો ઘટાડો થાય છે."

"મ્હને ઘણી વખત શરદી થાય છે; અને તું જણાવે છે કે તેમ મ્હને કાંઈ ગંભીર નુકશાન થતું નથી, અને મ્હને આરામ થઇ જાય છે."

સુશીલાએ ઘણી ઉત્કંઠાથી કહ્યું, "લીલુ, ત્હને જેટલી વખત શરદી થઇ તે બધી વખત ત્હને કંઇ ને કંઇ નુકશાન તો થયું છે, અને તે એ છે કે હવે ત્હને જલદીથી વારંવાર શરદી થઇ આવે છે. ગયા વર્ષ કરતાં આ વર્ષે ત્હને જલદીથી અને સહેલાઇથી શરદી થાય છે; આ મ્હેં બરોબર તપાસ્યું છે."

"મ્હને તો આ વાતની જરાએ ખબર નથી."

"પણ, મ્હને છે તો. ત્હારે માટે મ્હને જે ચીંતા થાય છે તેને લીધે આ સઘળું હું તપાસું છું. ત્હને ઘણી સહેલાઈથી શરદી થાય છે એટલુંજ નહિ પણ સાજા થતાં હવે ત્હને પ્હેલાં કરતાં ઘણીવાર લાગે છે; અને આ બધાની અસર ત્હારા શરીરના દરેક અવયવ ઉપર થાય છે; ત્હને બહુ દરદ થાય છે, અને ત્હારાં ફેફસાં વધારે નબળાં થતાં જાય છે અને તેમાં વેદના વધી પડી છે."

લીલુએ જવાબ આપ્યો, "મા, તું તો વળી કંઇને કંઇ ન ધારવાનું ધારે છે તો જે દરદ મ્હને હોવું નથી તેનાં ચિન્હો તું હવે તો ત્હારી કલ્પના દ્રષ્ટિથી જુએ છે, અને તેથી તું ત્હારા માથે નકામી ચીંતા વ્હોરી લે છે. તું ધારે છે કે મ્હને હવે વારંવાર સહેલાઇથી શરદી થઇ આવે છે, પણ મા, તે તો હું જરાયે માનતી નથી."

"પણ, બેટા લીલુ, જે ખરૂં છે તે જ હું ત્હને જણાવું છું. હું ત્હારા કરતાં વયે મ્હોટી છું, અને તેથી ત્હારા કરતાં મ્હને વધારે અનુભવ છે. હું ત્હારા કરતાં વિશેષ બારીકાઇથી જોઇ શકું છું. હું જાણું છું, અને તું પણ જાણે છે કે મ્હારા શરીરને ખુલ્લુ મૂકતાં મ્હને કેટલો ભય લાગે છે. બ્હારની ખુલ્લી હવા મ્હને એકદમ લાગી જવાથી ગયે વર્ષે મ્હને ફેફસાંનું દરદ થઇ આવ્યું હતું અને પછી મૃત્યુની અણીમાંથી હું કેવી રીતે બચી ગઇ એ સઘળું ત્હને યાદ તો હશે. પ્હેલાં મ્હને જે જે શરદી થતી તેનાં આવાં ભયંકર પરિણામ આવતાં નહિં; પણ હવે મ્હારાં ફેફસાં ઉપર ઘણી જલદીથી અસર થાય છે અને તેથી બ્હારની ખુલ્લી હવા જો એકદમ શરીરના ઉઘાડા ભાગને લાગી જાય તો મ્હારી જીંદગી ભયમાં છે એમ હવે મ્હને લાગે છે. ત્હારા જેટલી ઉમ્મરે મ્હારૂં શરીર ત્હારા કરતાં સારૂં હતું, અને ન્હાનપણથી મ્હારૂં શરીરનું કુદરતી બંધારણ પણ મજબુત હતું. હું હાલમાં ત્હને જેવી સલાહ આપું છું તેવી સલાહ મ્હને આપવાને મ્હારી પાસે કોઇ ન્હોતું–કારણ કે મ્હારી મા મ્હને જન્મ આપીને, મ્હારામાં આ પ્રાણઘાતક રોગનાં બીજ રોપીને મરી ગઇ હતી–અને તેથી હાલમાં તું જેવુ બેવકુફી ભરેલું વર્તન રાખવાની ટેક પકડે છે તેવું હું પણ કરતી. આ ઉદ્ધતાઇનું પરિણામ એ આવ્યું કે મ્હેં મ્હારી જાત બગાડી એટલુંજ નહિં પણ મ્હારાં છોકરાંનો અવતારે મ્હેં બગાડ્યો. મ્હારો રોગ અસાધ્ય થઇ ગયો છે, અને મ્હને જેટલે અંગે રોગ થવાનો સંભવ હતો તે કરતાં મ્હારાં છોકરાંને તે રોગ થવાનો વધારે સંભવ છે. હવે તું વિચાર કર, કે હું ત્હને જે કહું છું કે ત્હારે ત્હારી તન્દુરસ્તીનો દુરૂપયોગ કરવો નહિં તેમાં શુ ખોટું કહું છુ? મ્હારી તન્દુરસ્તીનો દુરૂપયોગ કરવાનો મ્હને જરાયે હક ન્હોતો તે છતાં મ્હેં તેમ વર્તન રાખ્યું જેનું હવે તેનાં માઠાં ફળ મ્હારાં છોકરાંને ભોગવવાં પડે છે. અરે પ્રભુ! કેટલી અફસોસની વાત! ......તું હવે એકાદ વર્ષમાં પરણશે, અને ભવિષ્યમાં ત્હને છોકરાં પણ થશે, જો ત્હારા શરીરમાં કાંઇ પણ અસાધ્ય રોગ હશે તો તેનાં બીજ ત્હારા બાળકોના શરીરમાં પણ જન્મથી રોપાશે. જો ત્હારૂં શરીર રોગથી ભરેલું હશે, તો પછી તું તન્દુરસ્ત બાળકોને કેવી રીતે જન્મ આપવાની હતી? માટે તું જે કંઇ કરૂં તે પ્હેલાં બરોબર વિચાર કર કે ત્હારા છોકરાંમા રોગ અને અકાળ મૃત્યુના બીજ રોપવાનો ત્હને શો હક છે."

લીલુ ચુપકીથી માતાનુ કહેવું સાંભળતી હતી. માતાએ પોતાની શીખામણ ચાલુ રાખી: "મ્હને આશા છે કે તું હવે એટલું તો સ્હમજી હશે કે બીજાઓ પ્રત્યે ત્હારે અમુક ફરજો બજાવવાની છે, અને તે બજાવ્યા શિવાય ત્હારે છુટકો નથી. તું હવે ધાર કે જે માણસની સાથે ત્હારો વિવાહ કરવામાં આવ્યો છે તેની તું હવે પત્ની બની છે. તમારાં લગ્ન થયે હવે દશ બાર વર્ષ થતા આવ્યાં છે, અને આ મુદત દરમ્યાન તમારાં

બન્નેનાં હૃદય સ્નેહથી બંધાયા છે. આ પવિત્ર સંબંધથી ત્હને છોકરાં થયાં છે, અને તેઓ ત્હારી આગળ પાછળ વીંટળાઇ વળીને કુદે છે અને રમે છે. આ છોકરાઓને ત્હારી ઉત્સાહપૂર્ણ અને સતત કાળજીની ઘણી જરૂર છે, અને ત્હારા સ્નેહમાં તેઓ ભાગી થયાં છે. આવી વસ્તુસ્થિતિમા ત્હારા સૌથી મ્હોટા બાળકમાં જોઇએ તે કરતાં વિશેષ લાગણીનો આવેશ જોવામાં આવે, અને ત્હારાથી તેને વારસામાં મળેલા ભયંકર રોગને પરિણામે, તેને થોડી શરદીથી પણ ઘણી માઠી અસર થાય—એ શું ત્હને જરાયે સુખદ થઇ પડશે કે? અથવા ત્હારી પોતાની માંદગીથીજ, ત્હને જે સૌથી વધારે વ્હાલાં હોય, અને જેમના માટે તું ગમે તેવો ભોગ પણ ખુશીથી આપવાને તૈયાર હોય, તેમની સુખ શાન્તિ અને આનંદનો ભંગ થાય અને તેઓને ત્હારા માટે અડચણ વેઠવી પડે અને તું તેમની જગાયે સેવા ચાકરી ઉઠાવી ન શકું—એ ત્હને દુઃખ કર્તા નહિં થઇ પડે કે? અને આના કરતાં પણ વિશેષ ત્રાસદાયક પરિણામ આવે—જે આવવાનો ઘણો સંભવ છે કે મૃત્યુ ત્હને તેના પંઝામાં સપડાવે, અને ત્હારાં અજ્ઞાન, સ્હાય વિનાનાં ન્હાનાં બાળકોને બીજાની કાળજી અને દેખરેખ નીચે રાખવામાં આવે, અને આ માણસો તું જેવી રીતે તેમને સ્હાય છે તેમ સ્હાય નહિં—અરે! આ કેટલું બધું ત્રાસદાયક!"

છોકરી શાન્તિથી સર્વ સાંભળતી હતી. તેની માતાએ થોડો વખત શ્વાસ લીધા પછી
હોય છે. જે માણસ તો પુરવાર થઇ ચૂક્યું છે કે માબાપને જે શારીરિક અથવા માન
શરીરની સભાળ લે તે તેમનાં છોકરાંમાં જન્મથી ઉતરી આવે છે. જે બાળકનો
દેરકારની—ઋતુ બદલાવા પોતાથી થાય છે તે સંપૂર્ણ તન્દુરસ્ત હોઇ શકે નહિ; તેમજ જે
માણસોને શરદી થાય, તો, પોતાના મન ઉપર કાબુ નથી અને ઇંદ્રિયોને વશ થયેલા છે
ઘણો સંભવ રહે છે. જો શરદી નિર્બળ મનનાં હોય છે. જો કોઇ પણ માતા, યથાયોગ્ય
ઉપચાર ન કરવામા આવે તો તેવી વર્તણુકથી બીજા ઉપર જે અસર થાય તે પ્રત્યે
ઉમ્મરમાંથી પાય, દશ અથવા વીશથી ઉપયોગ કરીને તેનો નાશ કરે, તો તેનાં છોકરાંના
ચાર કરવાને અશક્તિમાન નીવડે, અને માતાને
"મ્હને ઘણી વખત શરદી થાય છે, ગામાં મળે. આવી રીતે તે પોતાના છોકરા
ગંભીર નુકશાન થતું નથી, અને મ્હને આરામનો વિચાર કર, અને ત્હારા છોકરાંઓ ક
સુશીલાએ ઘણી ઉત્કંઠાથી કહ્યું, "લીલુ, ત્હને ત્હારી તન્દુરસ્તીની કાળજી સિવાય
વખત ત્હને કંઇ ને કંઇ નુકશાન તો થયુ છે, અને તે મ્હેં પણ વિશેષ કાળજી ત્હારા
વારંવાર શરદી થઇ આવે છે. ગયા વર્ષ કરતાં આ વર્ષે ત્હને છોકરાંના મન નિર્બળ હોવાને
શરદી થાય છે, આ મ્હેં બરોબર તપાસ્યુ છે."

"મ્હને તો આ વાતની જરાયે ખબર નથી." વધારે અસર, તેની

"પણ, મ્હને છે તો. ત્હારે માટે મ્હને જે ચીંતા થાય છે તેને થઇ; પણ આ અસર
હું તપાસું છુ. ત્હને ઘણી સહેલાઇથી શરદી થાય છે એટલુંજ નહિ ર્તની હતી તે ના જાય,
ત્હને પ્હેલા કરતાં ઘણીવાર લાગે છે; અને આ બધાની અસર ત્હારા તી હતી, અને લીલુને
ર ઉપર થાય છે, ત્હને બહુ દરદ થાય છે, અને ત્હારાં ફેફસાં વધા ગરબા ગાવા જવાનો
છે અને તેમાં વેદના વધી પડી છે." ને માટેજ માતાએ આમ

ખુલ્લી રીતે તેને સમજાવું કરી બતાવ્યું હતું; પણ પત્થર ઉપર પાણી! તેને માનવું હોય ત્યારેજને!

× × × ×

'બુદ્ધિશાળી વાંચક આટલો વાદવિવાદ સાંભળીને સ્હમજી તો ગયો હશે કે લીલુ ઉદ્ધત તથા ઉછાંછળી અને ટુંકી મતિની હતી. તે એક પૈસાદાર પિતાના કુટુંબમાં જન્મી હતી, અને માતાપિતાનો તેના તરફ જે સ્નેહ હતો તે સ્નેહમાં ભાગ પડાવનાર અન્ય કોઇ ભાગીદાર ન્હોતું—એટલે કે તેને કોઇ ભાઇ બ્હેન ન્હોતું. માતાપિતાને તે ઘણી વ્હાલી હતી, તેમના આંખની તે કીકી હતી. ત્હેની સર્વે ઇચ્છાઓ—સારી યા નરસી શાન્તિથી અથવા બરબડીને પણ પૂરી પાડવામાં આવતી હતી. ત્હેના પિતા એક સરકારી સારી પાયરીના નોકર હતા, અને તેમનું વલણ સુધારા તરફ હતું, અને તેથી જો કે છોકરીનો વિવાદ કરી શક્યો હતો, તોપણ તેને પરણાવવાની તેઓ ઉતાવળ કરતા ન્હોતા. 'નવ વર્ષે ભવેત ગૌરી' એ પ્રમાણ તેમને માન્ય ન્હોતું. માતાપિતાએ છોકરીનું સારૂં થાય એમ ઇચ્છીને અને તેનું જ્ઞાન તેને ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે એમ વિચારીને તેને દરેક પ્રકારની ભણવાની સગવડ કરી આપી હતી. તે હાલમાં ગુજરાતી પાંચમી ચોપડી ભણતી હતી. કોઇ લેખકે લખ્યું છે અને તેથીજ ઘણા મનુષ્યો ફરીયાદ કરે છે કે હાલની છોકરીઓની કેળવણી ઘણી છોકરીઓને ઉછાંછળી, મગરૂર, સ્વચ્છંદી, બહારથી ટાપટીપ અને ભભકો પસંદ કરનારી મનમાં કંઇ અને બ્હાર કંઇ એવું વર્તન રાખનારી બનાવી મૂકે છે. આ આક્ષેપ કેટલે દરજ્જે ખરો છે તે તપાસવાની આપણી અત્રે ફરજ નથી; તો પણ પોતાની આંખોનો બરોબર ઉપયોગ કરનાર દરેક મનુષ્યને માલમ પડશે કે આ આક્ષેપ તદ્દન ખોટો નથી. જનસમાજમાં આવા વર્તનવાળી છોકરીઓ આપણી દૃષ્ટિએ ઘણી વાર પડે છે. શું આવો ફેરફાર થવાનું કારણ હાલની આપણી જે કેળવણીની પદ્ધતિ છે તેને લીધે છે? હા, કેટલેક અંશે કેળવણીમાં પણ દોષ માલુમ પડે છે; પણ તે ઉપરાંત બીજાં ઘણાં કારણો હોય છે જે આવું વર્તન ઘડવામાં ભાગી બને છે. 'અધુરો ઘડો હોય તેજ છલકાય' એ કહેવત આ વિષયમાં પણ સોએ સો ટકા લાગુ પડે છે. લીલુને ન્હાનપણથી પોતાની સર્વે ઇચ્છાઓ પૂરી પાડવામાં આવતી, ત્હેનો બોલ ચાલતા સુધી ઉથાપાતો ન્હોતો, અને તેમાં વળી તે ભણી અને તેને પોતાની બુદ્ધિ અને જ્ઞાનનો ઘણો ગેરો અભિપ્રાય બંધાયો. પોતે બીજા કરતાં—પોતાની માતા કરતાં, પાડોશીઓ કરતાં વિશેષ જાણે છે એમ તે માનતી, અને અત્યાર સુધી તેની આ માન્યતાનો ભંગ થયો ન્હોતો. માતાનું વચન તે કદી ઉથાપતી નહિં પણ પોતાની ઇચ્છાનુસાર ગઇ તે રીતે—આડી અવળી રીતે પણ માતાને સ્હમજાવીને, હા કહેવડાવીને પોતાના મનનું ધાર્યું તે કરતી.

શ્રીઓના મંગળમય નવરાત્રિના દિવસો ચાલતા હતા. બે ત્રણ દિવસો તેમાંથી વહી પણ ગયા હતા. લીલુને શરદી થોડા દિવસ ઉપરજ મટી હતી, તેથી તેની માતાએ ગમે તે રીતે દબાણ કરીને પણ આટલા દિવસ ગરબા ગાવા જવા દીધી ન્હોતી. દૂરથી મધુર સંગીતના મીઠા સ્વર સાંભળીને, તેમાં ભાગ લેવાને લીલુનું મન તલપાપડ થઇ રહ્યું હતું. આજે તેણે ગમે તે પ્રકારે માતાને સ્હમજાવીને ગરબામાં જવાનો નિશ્ચય કર્યો હતો; અને

તેથી માતાએ ઘણું એ સમજાવી પણ તે એકની બે થઇ નહિ, પોતાની હઠ તેણે છોડી નહિં. માતાને વિચારના વમળમાં ગોથાં ખાતી મૂકીને તે સારાં વસ્ત્ર પહેરવાને અંદરના ઓરડામાં ગઇ હતી. સુશીલા સઘળું જોઈ રહી. તેનાથી વધારે બોલી શકાયું નહિ. ન્હાનપણમાં તેને લાડ લડાવીને ચઢાવી મૂકી એ માટે તે પસ્તાવા લાગી અને પોતાની જાતને ઠપકો આપવા લાગી. તેનો સ્નેહ પવિત્ર અને દૈવી હતો, પણ પોતાની જે ફરજ માતા તરીકે બાળકના ન્હાનપણમાં તેના ઉપર જોઇએ તેવી ટેવો પાડવાની અને સારી અસર ઉત્પન્ન કરવાની હતી તે નહિં કરવાને લીધે હાલમાં તેનાં ફળ તે ભોગવતી હતી. તે વિચારવા લાગી.

*"જે થવાનું હોય છે, તેવી બુદ્ધિ થાય;
સહાય પણ એવી મળે, તેવો પણ વ્યવસાય."

"આ છોકરીનું ખરાબ થવા બેઠું છે; અને તેથી તે મ્હારૂં કહ્યું માનતી નથી. હશે! પ્રભુએ ધાર્યું હશે તે થશે

× × × ×

ઓરડામાંથી સુશોભીત લુગડાં પ્હેરીને તે બ્હાર આવી એટલે માતાએ તેને કહ્યું, "ભલે, ત્હેં ગરબા ગાવા જવાનું નક્કી કર્યું છે તો જા, પણ ત્હારા શરીરનું પૂરતી રીતે રક્ષણ કરવાનો હું ત્હને આગ્રહ કરૂં છું, અને તું તે ભૂલી ના જતી. જો, આ શાલ ત્હેં ઓઢી છે તે ઘણી પાતળી છે અને અંદરનાં લુગડાં પણ ઝીણાં છે તેથી પેલી કાશ્મીરી શાલ છે તે તું ઓઢી જા. તેનાથી ત્હારૂં બરોબર રક્ષણ થશે."

"પણ, બા, ગરબામાં ગાતાં ગાતાં અને તાળીઓ પાડતાં તે શાલ ઓઢીને મ્હને ફાવશે નહિં; અને વળી તે મ્હને હાથે અને ગળે ખુંચે છે, એટલે એ તો હું નહિં ઓઢું."

"બળ્યું ત્હારૂં ગાવાનું. બ્હાર જોને કેટલી ઠંડી પડે છે. એ શાલ ઓઢીશ એટલે ત્હારી છાતીને અને શરીરના બીજા ખુલ્લા ભાગોને ઠંડો પવન લાગશે નહિ, અને ત્હારા શરીરમાં જોઇએ એટલો ગરમાવો રહેશે. જા બેટા, એ ઓઢી આવ." માતાએ શાંત થતાં કહ્યું.

"પણ, આ શાલ શી ખોટી છે? મ્હને તેનાથી જોઇએ તેટલો ગરમાવો રહે છે. અને તેથી ગરમ શાલ ઓઢવાની મ્હને જરૂર જણાતી નથી. જો, તું જો તો ખરી, આ શાલ કેવી જાડી છે." પોતાનો 'કક્કો' ખરો કરાવવાના, ઇરાદાથી છોકરીએ હઠ ચાલુ રાખી.

સુશીલા કંઈ બોલ્યા સિવાય તેના સ્હામું ઠપકો આપતી દૃષ્ટિએ ગંભીરતાથી જોઇ રહી.

"બા, તું આજે આમ કેમ કરે છે? મ્હારો સઘળો આનન્દ તું આજે નાશ કરવા ઇચ્છતી હોય એમ મ્હને લાગે છે." હીરુ છેવટે કંટાળો આવવાથી બોલી.

"અને હું ધારૂં છું કે "જો તું ત્હારા શરીરની બરોબર પૂરતી સંભાળ નહિં લે તો. તું સઘળો મ્હારો આનન્દ નાશ પમાડશે."' નીચું જોતાં જોતાં માતા બોલી. તેનું હૃદય ભરાઈ આવ્યું હતું તેથી તે વધુ બોલી શકી નહિં.

---

* દોલતરામ. દૃ. પદ્યા

લીલુને આ જોઇને લાગી આવ્યું, પણ તેને ગરબા ગાવા જવાનો ઘણો ઉમંગ હતો તેથી દીઠું ન દીઠું કરીને, મનને મનાવીને તે જવાની તૈયારી કરવા લાગી.

પોતાનું કંઇ ન ચાલ્યું જાણીને, જેમ ડૂબતું માણસ ઘાસના તણખલાને ઝાલવાનો પ્રયત્ન કરે, તેમ સુશીલાએ લીલુના દેખતાં જે નોકર તેની સાથે જવાનો હતો તેને હવે કહેવા માંડ્યું—

"રામા, જો ત્હારી બ્હેન, મ્હારૂં કહ્યું માનતી નથી. બ્હાર ટાઢ ઘણી પડે છે તેથી તેને હું ગરમ શાલ ઓઢી લેવાની કહું છુ તે ઓઢતી નથી, અને........"

માતાને આગળ બોલતાં અટકાવીને હસતે હસતે લીલુ બોલી ઉઠી, "રામા, જો, મ્હેં જોઇએ તેટલાં લુગડાં પહેર્યાં છે, અને બા નકામી જીદ કરે છે. ચાલ હવે. જવાનો વખત થઇ ગયો છે. વાતોમા ને વાતોમા તો વ્હાણુ વ્હાયું!"

વિચારશીલ બાલા હરિણીની ઝડપથી ઘરમાંથી બ્હાર નીકળી અને નોકરને લેઇને તેને રસ્તે પડી. નજર દોડે ત્યાં સુધી દીકરી પાછળ દોડાવીને પછી સુશીલા, નિશ્વાસ નાખીને એક આરામ ખુરશી ઉપર પડી, અને અડધાએક કલાક સુધી હાલ્યા ચાલ્યા વિના ઉંડા વિચારમા પડી રહી. પછી ત્યાંથી ઉઠીને પથારીમાં સુવા ગઇ, પણ એક પછી એક વિચાર ત્હેના મગજમા ઉભરાવા લાગ્યા અને વિચારના વમળમાં તે ખેંચાવા લાગી.

## ચિત્ર બીજું.

નિદ્રાદેવીની મીઠી સુખકર શાન્તિમા સઘળા પશુ પંખી અને મનુષ્ય વિરામી ગયા હતાં. અનુક્રમે ઘડીયાળમા બાર, એક, બે ના ટકોરા થઇ ગયા હતા અને ઘડીયાળના કાંટા ફરતા ફરતા ત્રણ વાગવાને સ્થળે આવી પહોચ્યા હતા. લીલુ હજુ સુધી ઘેર પાછી આવી ન્હોતી, અને તેની માતા તેની રાહ જોઇને જાગૃત બેસી રહી હતી. બ્હાર કંઇ ઘોડો અવાજ થાય અથવા કોઇને બોલતાં સાંભળે કે માતા તરતજ ઝરૂખામા આવીને દીકરીને જોવાના આશામા આમ તેમ અંધારામા દ્રષ્ટિ ફેરવીને જોયા કરતી, પણ તેની આશામાં નિષ્ફળ થવાથી તે પાછી આવીને ખુરશી ઉપર નિશ્વાસા લેઇને બેસી જતી.

આખરે બહુજ કંટાળો આવવાથી અને તે ઘણી થાકી ગઇ હતી તેથી જે ટેબલને અડેલીને તે ખુરશી ઉપર બેઠી હતી તેના ઉપર પોતાનું માથું નમાવી દીધું, અને થોડીક પળ વિત્યા પછી નિદ્રાદેવીએ પોતાનો અંધારપટ તેના ચેતન શરીર ઉપર નાખી દીધો. આવી અચેતનાવસ્થામાંથી પોતાના ઉપર કોઇનો ઠંડો હાથ પડવાથી તે જાગૃત થઇ.

લીલુ જે ઉતાવળી ઉતાવળી નોકર સાથે ઘેર આવી પ્હોંચી હતી તે માતાને જાગૃત થતી જોઇ બોલી, "બા, તું આજે આમ અહિં કેમ સુઇ ગઇ હતી? તને પથારીમા નિદ્રા નહિ આવી હોય, નહિં તો તું અહિં સુઇ જાય નહિ તો." તે આ શબ્દો બોલતી હતી તેવામાં ઘડીયાળમા ત્રણના ટકોરા થયા. લીલુનો બેસી ગયેલો, ખોખરો અવાજ સાંભળીને માતાના શરીરમા કંપારી છુટી અને તરતજ તે પૂર્ણ જાગૃતાવસ્થામાં આવી ગઇ. એકદમ ઉભી થઇને લીલુના સ્હામું આભી થઇ ગઇ હોય તેમ ટગ્ગે જોયા કર્યું. તેના ગાલ ઉપરનો

રંગ ઉડી ગયો હતો અને તે ફીકકા અને ધોળા જણાતા હતા; તેની આંખો પણ નિસ્તેજ હતી.

"તું બહુ મોડી આવી છે, પણ હવે તેનો કંઇ ઉપાય રહ્યો નથી. કેમ, ત્હારૂં શરીર ત્હને કેમ લાગે છે?"

"બા, મ્હારૂં શરીર સારૂં છે, ફક્ત મ્હારો અવાજ બેસી ગયો છે," જાણે પોતાને કંઇ થયું ન હોય તેમ જણાવવાનો અને આનન્દી દેખાવાનો વ્યર્થ પ્રયત્ન કરતી લીલુએ જવાબ આપ્યો. "પણ સવાર સુધીમા તો તે મટી જશે. તું જાણે છે ને કે મ્હને થોડી, પણ ઠંડી લાગે છે તો મ્હારો અવાજ બેસી જાય છે. બીજું મ્હને કંઇ થયું નથી, સવારે તો હું સંપૂર્ણ સાજી થઇ જઇશ."

આ શબ્દો બોલતી વખતે લીલુએ જોયું હતું કે પોતાની માતા સ્થિર દૃષ્ટિથી જાણે કંઇ શોધી કાઢવાનો પ્રયત્ન કરતી હોય તેવી રીતે પોતાના સ્હામુ જોઈ રહી હતી. તેણે પોતાનું માથું નીચે નમાવી દીધું અને તેમ કરતાં તેના મ્હોઢા ઉપર ગભરાટની જે છાયા છવાઇ રહી તે માતાએ જોઈ લીધી.

"ત્હારાથી બરોબર શ્વાસ લેઇ શકાતો નથી," માતાએ કહ્યું "ત્હને છાતીમાં દુખે છે કે શું?"

"મ્હારી કેડ દુખે છે અને આ અહીં આગળ થોડું દુખે છે," પોતાના ગળાનો નીચેનો ભાગ આગળી વતી બતાવતી લીલુએ જવાબ આપ્યો.

માતાએ તેનો હાથ પોતાના હાથમાં લીધો.

તે બોલી ઉઠી, "ત્હારા હાથ બરફ જેવા ઠંડા થઇ ગયા છે, અને ત્હારા પગ પણ એવાજ ઠંડા છે કે?"

"હા, થોડા થોડા ઠંડા છે."

પોતાને જે ભય લાગતો હતો અને ચીંતા થતી હતી તેના ચિન્હોને છુપાવવાનો પ્રયત્ન કરતી સુશીલા બોલી, "જા, જા, જલદી જઇને પથારીમાં સુઇ જા. ઉન્હા પાણીથી થોડી શીશીઓ ભરીને હું થોડીવારમાં ત્યાં લાવું છુ અને તેના વતી હું ત્હારા હાથ-પગ શેકીશ. જો આટલી બધી રાત વહી ન ગઇ હોત, તો હું અત્યારે ડૉક્ટરને બોલાવવા મોકલત."

"તું શામાટે આમ નકામી ચીંતા કરે છે," લીલુએ કહ્યું "મ્હને તો કંઇએ થયુ નથી. આ થોડું મોડું થઇ ગયુ, અને હું તદ્દન થાકી ગઇ છુ. બ્હાર હું ઠંડીમાં રહી, તેથી મ્હારૂ શરીર કેવી રીતે ગરમ હોય? થોડા કલાક નિદ્રા લીધા પછી મ્હને સારૂં થઇ જશે. સવારે તો હું ત્હારા સ્હામી આવીને ખડી થઇ જઇશ!"

"પ્રભુ કરે ને તેમ થાય! જા, પથારીમાં જઇને સુઈ જા, હું સાત દમણું થોડા વખતમાં આવુ છુ."

માતાની ઇચ્છાને આધીન થઇને, તેમજ પોતાના મનના વલણ અનુસાર, લીલુ-

ત્યાંથી વધારે મોડી થયા શિવાય પથારીમાં જઈને સુઈ ગઈ. સુશીલા તેની પાછળજ થોડીવારમાં ઉન્હા પાણીથી ભરેલા શીશા લઈને ત્યાં આવી પહોંચી અને તેનાં પગનાં તળીઆંની પાસે તે મૂકયા. લીલુના ફકત હાથ અને પગજ ઠંડા હતા એટલું નહિં પણ તેનું આખું શરીર ઠંડુ ગાર જેવું થઈ ગયું હતું, અને જાણે તાઢીયો તાવ આવ્યો હોય તેમ તે ધ્રુજતી હતી. માતા જે જે ઉપચાર જાણતી હતી તે એક પછી એક તેણે કરી જોયા. તેની ટાઢી, દરદ અને ગભરામણ ઓછુ થતાં થતા તો પ્રભાત થવા આવ્યું; છેવટે તે અર્ધી ઉંઘમાં પડી, પણ તેમાયે તેને વારંવાર ઝડકણ થતી હોય તેમ લાગ્યું, કારણકે તે અસબધ્ધ કંઈ વારે ઘડીએ બોલ્યા કરતી અને વેદના થવાથી જાણે રડતી હોય એમ લાગતું. સ્હવાર થતા સુધી સુશીલા તેની પથારી પાસે બેસી રહી, અને પછી નોકરને જેમ બને તેમ જલદીથી ડૉકટરને બોલાવી લાવવાને મોકલ્યો.

ડૉકટર બોલાવ્યા પ્રમાણે ત્યાં જલદીથી આવી પહોન્ચ્યો તપાસ કરતા તેને જણાયુ કે આ દર્દીને મગજમાં અને છાતીમા સોજો ચઢી આવવાથી ઘણી પીડા થતી હતી, અને દરદ હેફ્સા તરફ ઉતાવળથી આગળ વધ્યાં જતુ હતુ. દરદને આગળ વધતું અટકાવવાને તથા તેને મટાડવાને માટે ડૉકટરે પોતાની 'બેગ'માંથી દવા આપી, અને પછી બપોરે ફરીને આવીશ એવુ કહીને ત્યાંથી વિદાય થયો. જ્યારે તે ફરીને આવ્યો ત્યારે તેણે જોયુ કે લીલુના કફમા ફેર થવાથી તેનું ખોખરાપણું મટી જવાથી સઘળા કુટુમ્બમાંનો સ્હવારનો શોક અને દિલગીરી ઓછા થયા હતાં; પણ તેને પોતાને તપાસ કરતાં જણાયુ કે પોતે ધાર્યુ હતુ તે કરતા રોગે વધારે ભયકર સ્વરૂપ પકડ્યુ હતુ. ઉર્ઘેદ્રિયમાથી દરદ આગળ વધીને નીચેની બાજુએ વળ્યુ હતું, અને ત્યા તેનું દરદ વધ્યાં જતું હતું, અને વેદના પણ વધતી હતી.

બીજી સ્હવારે તેને હેફ્સામા સોજો ચઢી આવ્યો હતો તેના ચિન્હો ખુલ્લાજ જણાતાં હતા. છાતીમા અત્યંત વેદના અને ગભરામણની તે વારવાર બુમો મારતી હતી, અને તેનાથી કોઇ પણ બાજુએ સુઈ શકાતું ન્હોતું. લીલુનો સાદ ઉઘડયો હતો પણ, તેને ખડ્ડી તેને ઉધરસ થઈ હતી અને તેથી છાતીમા પીડા થતી હતી. પોતાની ડાબી બાજુએ તેથી જરાયે સુવાતું ન્હોતુ, અને જમણી બાજુએ સુતાં થોડીજવારમા ત્યાં દુખ થતું અને તેથી તેનાથી કોઇ પણ બાજુએ પાસું ફેરવાતું ન્હોતુ. ચત્તા સુવાથી તેને આરામ મળતો, પણ આવી સ્થિતિમાં પડી રહેવાથી તે જાણે ગુંગળાઇ જતી હોય એમ તેને લાગતું.

દરદીના ચિન્હોએ ધીમે ધીમે વધારે ભયંકર સ્વરૂપ પકડવા માંડ્યું. તેની નાડી જે પ્હેલાં નિયમિત અને સારી ચાલતી હતી, તે હવે ઉતાવળી અને અનિયમિત ચાલવા લાગી. શ્વાસ લેતાં તેની મુશ્કેલી વધવા લાગી અને તેની પીડા વધારે સખત થઈ પડી.

તેનો પિતા જે આજે પરગામથી આવી પહોચ્યો હતો, તેણે અને માતાએ-ઉભય ડૉકટરને પૂછ્યું કે "તેનાં હેફ્સામાં તો કંઇ દરદ થયુ નથીને?" તેઓ બિચારાં જાણતાં ન્હોતાં કે દરદીના સઘળા ચિન્હો રોગે કેવુ ભયંકર સ્વરૂપ પકડ્યુ છે તે ખુલ્લી રીતે દર્શાવી આપતાં હતા.

ડૉકટરે વાત ઉડાવવાને માટે કહ્યું, "ત્યાં થોડો સોજો છે, બીજુ કાંઈ નથી."

લીલુને કંઠ પ્હેલાં કરતાં વધારે ખુલ્યો થયો હતો તે સારૂં ચિન્હ ગણીને માતાએ કહ્યું, "ડૉક્ટર, લીલુ પ્હેલાં ભારે અને ખોખરા અવાજમાં બોલતી હતી તે તો હવે મટી ગયુ છે."

ડૉક્ટરે જવાબમાં માથુ ધુણાવ્યું, અને પછી વાતનો વિષય ચતુરાઇથી ફેરવી નાખ્યો. ત્યાર પછી કેટલીક સુચનાઓ આપીને, 'સાહેબજી' કહીને ત્યાંથી વિદાય થયો.

ડૉક્ટરે પોતાનાથી બન્યા તેટલા ઉપચાર કર્યા છે છતાં, લીલુનો રોગ વધ્યા જતો હતો. એક અઠવાડીયામાં તો તેના ગાલનો રંગ બદલાઇને ફીક્કો પડી ગયો હતો. તેની ગરદન, મ્હો અને છાતી ઉપર વારંવાર દરદ અને ચીકણો પરસેવો વળતો હતો; તેનો ચ્હેરો ચીંતાગ્રસ્ત અને સંતાપીત જણાતો હતો; તેને જો કે વારંવાર ગળફા પડતા ન્હોતા તો પણ તેમાં કોઇ કોઇ વખત લોહીનો ભાગ પણ આવતો હતો; તેને એટલી નબળાઇ આવી ગઇ હતી કે તેનાથી પથારીમાંથે બેસાતું ન્હોતું, અને બોલતાં બોલતાં પણ તેને પીડા થતી અને જાણે ગુંગળાઇ જતી હોય એમ તેને લાગતું. તેનાં માતાપિતા અને મિત્રોના હૃદયમાંથી આશાનો દીપક બુઝાઇ જવાની તૈયારીમાં હતો.

બે એક અઠવાડીયાં સુધી તેની આવી સ્થિતિ રહી, અને તે મુદ્દત દરમીયાન જો કે રોગનાં ચિન્હોમાં દેખીતી રીતે કઇ સુધારો વધારો થયો ન્હોતો, તોપણ આ મુદ્દત પછી તેનાથી પ્હેલાં કરતાં વધારે સહેલાઇથી શ્વાસ લેઇ શકાતો, અને બોલવામાં પણ થોડી મહેનત પડતી. પણ રોગનું પરિણામ છેવટે સારૂં આવશે એવી આશા તેણે પોતાએ તેમજ તેનાં માતાપિતાએ છોડી દીધી હતી.

એક દિવસ જ્યારે તેના માતાપિતા તેની પાસે બેઠા હતાં, અને પોતાનો એક નિર્બળ શુષ્ક હાથ તેની માતાના હાથમાં હતો, ત્યારે તેણે કહ્યું, "બા, જ્યારથી હુ ગાંદી પડી છુ ત્યારથી ત્હેં મ્હને ગરબા ગાવા જતી વખતે જે શીખામણ આપી હતી તેના ઉપરજ મ્હેં વિચાર કર્યો છે. મ્હને તે શિવાય બીજા વિચારો આવતા નથી. ત્હારો કહેવાનો શો ભાવાર્થ હતો તે હું તે વખતે સ્હમજી શકી ન્હોતી, પણ હવે તો જાણે તેના શબ્દે શબ્દ મ્હારી દૃષ્ટિ સમીપ તરવરતા રહે છે મ્હારી તન્દુરસ્તી તરફ બેદરકારી રાખવાનો મ્હને જરાયે હક્ક નથી, કારણકે તેમ કર્યાથી મ્હને પોતાને તેમજ બીજાઓને ઘણુ સહન કરવુ પડે છે—એ ત્હેં મ્હને કહ્યું હતું. આ બધુ હવે મ્હને અનુભવથી સ્હમજાય છે અને તે કેટલું સત્ય છે તેનું ભાન પણ મ્હને હવે થયું છે. મ્હારે લીધે તમારે તેમજ મ્હારાં બીજા નીકટનાં વ્હાલાઓને કેટલું સહન કરવુ પડયુ છે ? મ્હેં મ્હારી જાતેજ આ રોગ આણ્યો છે, અને ઇશ્વરકૃપાએ જો હું બચુ તોપણ હવે પછી મ્હારૂં શરીર શુષ્ક અને નિર્મળ રહેવાનું, અને બીજાઓ પ્રતિ મ્હારે જે જે ફરજો બજાવવી જોઇએ તે મ્હારાથી નહિ બજાવી શકાવાની. અરે ! હું કેટલી મુર્ખ અને કમનશીબ કે મ્હેં ત્હારૂં કહ્યું જરાયે માન્યું નહિં !"

તેની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યા. અને હૃદય ભરાઇ આવવાથી આગળ બોલી શકાયુ નહિં.

માતાએ કહ્યું, "બેટા, હવે તે વાતને જવા દે, ગઇ ગુજરી ભૂલી જા, નહિં તો આમ કરવાથી ત્હને માનસિક વ્યથા થવાની અને ત્હને મટતાં પણ વાર લાગવાની. જો દયાળુ પ્રભુ કૃપા કરે અને તું સાજી થાય—મ્હને આશા છે કે તું સાજી થવાનીજ—તો પછી ભૂતકાળની ત્હારી સર્વે મુર્ખાઈ વિસારી દઇને, ભવિષ્યમાં વધારે ડાહી અને વિચારશીલ થજે."

લીલુ જવાબ આપવાને જતી હતી, પણ તેવામાં તેને ગળફો ભરાઇ આવ્યો, અને બહુ મુશ્કેલીએ તેને તે બહાર કાઢી શકી, અને આ ગળફો તો ચળકતા રક્તવર્ણું લોહીનો હતો. એક મીનીટ પછી બીજો ગળફો તેને આવ્યો, અને આવી રીતે ઘણી ઝડપથી તેને લોહી પડવા માંડયું, તે રૂની પુણી જેવી થઇ ગઇ અને આખે શરીરે કંપારી પ્રસરી ગઈ.

"મ્હારા ગુલ નિશ્ચે હવે સઘળા નકામા છે," તે ધીમે ધીમે મુશ્કેલીથી બોલી, અને તેની આંખમાં પુનઃ આંસુ ભરાઇ આવ્યાં.

તુરતજ, ડૉક્ટરને બોલાવી લાવવાને માટે નોકરને મોકલવામાં આવ્યો. સદ્‌ભાગ્યે ડૉક્ટર ઘેરજ હતો, અને તેણે આવીને, લોહી બંધ કરવાની દવા આપી, પણ લોહી પડતું તદ્દન બંધ થઇ ગયું નહિં. થોડું થોડું લોહી પડતુ, અને આવી રીતે થોડા દિવસ ચાલ્યાં કર્યું. આ મુદ્દત દરમીયાન તે એટલી બધી લેવાઇ ગઇ કે ડૉક્ટર અને ઘરનાં માણસ સિવાય બીજા કોઇને તેની ઓરડીમાં જવા દેવામાં આવતાં ન્હોતાં. પણ આ ફેરફાર જે સર્વને ઘણો ભયંકર લાગ્યો હતો તેનાં ઘણાં સારાં પરિણામ આવ્યાં. ધીમે ધીમે દરદ ઓછું થવા લાગ્યું, અને કુદરતે પોતાનો ભાગ ગ્રહણ કર્યો. છેવટે તે સાજી થઇ, પણ પ્હેલાં તેનું જેવું તન્દુરસ્ત શરીર હતું તેવું હાલમાં ના રહ્યું. તન્દુરસ્તીના અભાવથી પ્હેલાં તેના વદન ઉપર જે ઓજસ્ અને સૌંદર્ય હતાં તે સઘળાં નાશ પામ્યાં, અને કદી કદી જ્યારે તે ઉશ્કેરાઈ જતી અથવા એકાએક અસાધારણ બનાવ બનતો ત્યારે તેના ગાલ ઉપર ઘેરા રંગની લાલી પ્રસરી રહેતી. ત્હેના શરીરના ઉઘાડા ભાગને જો જરાયે ઠંડી લાગતી તો તે માંદી પડતી, અને છાતીમાં દુખાવો, વેદના અને ઉધરસ થઇ આવતી; અને ખોરાકમાં અનિયમિતપણું અથવા વધારે મહેનત કરવાથી થોડાં અથવા વધારે દુઃખકર પરિણામ આવતાં. પોતાની મુર્ખાઇને લીધે જે કડવાં ફળ તેને ભોગવવાં પડતાં હતાં તેથી, અને પોતાની જીંદગી બીજાને બોજારૂપ થઈ પડશે, અને બીજા તરફની પોતાની ફરજો બરોબર નહિં બજાવી શકાય, અને પોતાની જીંદગીનાં ઘણાં વર્ષ ઓછાં થઇ જશે એ વિચારથી તેને ઘણું લાગી આવતું અને તે ઘણો પશ્ચાતાપ કરતી.

બરોબર બેસી રહેવાની અને આમથી તેમ ઘરમાં ફરવાની લીલુમાં શક્તી આવ્યા બાદ એક દિવસે તેણે માતાને કહ્યું, "મા, હું માંદી પડી તે પ્હેલાં જ્યારે તેં મ્હને કહ્યું કે માબાપના રોગ પણ છોકરામાં ઉતરી આવે છે, ત્યારે તું સાચે સાચુંજ કહેતી હતી!"

થોડા વખત સુધી લીલુ ઉંડા વિચારમાં બેસી રહી હતી અને ત્યાર પછી તેણે આ સવાલ કર્યો હતો.

"હા બેટા, મ્હેં ત્હને તે વખતે જે જે કહ્યું હતું તે સત્યજ હતું. જેવાં માબાપ તેવાં તેમનાં છોકરાં એ કુદરતી નિયમજ છે. 'કારણ' જેવા પ્રકારનું હોય, તેવાજ,

પ્રકારની તેની ‘અસર’ હોવી જોઇએ અને હોય છે. તું જનસમાજમાં નિરીક્ષણ કર, અને આ વાત ત્હને સત્ય જણાશે. પેલી મણીની બા ક્ષયરોગથી મરવા પડી છે, અને તુંયે જાણે છે કે મણી પણ ઉધરસ અને શરદીથી ઘણી વખત પીડાય છે, અને હવા સારી હોય ત્યારેજ તે ઘર બહાર નીકળવાની હિંમત ધરે છે. બધાએ ધારે છે કે તે બહુ વર્ષ નહિં જીવે. મ્હારી બા ક્ષયરોગથી મરી ગંઇ; તે પ્રાણઘાતક રોગનાં બીજ મ્હારામાં હજુ તાજાંજ છે; અને કહેવાની જરૂર નથી કે ત્હારા ફેફસાં પણ ઘણાં નબળાં છે. નિરીક્ષણ કરનાર દરેક માણસને આ કુદરતના નિયમનું સત્ય જણાયા શિવાય નહિં રહે.”

“ત્યારે તો ક્ષયરોગી માતાપિતાથી જન્મ લેવો તે પોતાનામાંજ ક્ષયરોગનાં બીજ અને અકાળમૃત્યુ લઇને આવવું એમ ખરૂં કે નહિં?”

“ના, લીલુ, એ ત્હારી માન્યતા પૂરેપૂરી સત્ય નથી.”

“કેમ વારૂ? બા, જો હું ભૂલ ના કરતી હોઉં તો મ્હને એમ લાગે છે કે જેને આવો રોગ વારસામાં મળેલો હોય છે તેઓની જીંદગી ટૂંકી થઇ જાય છે.”

“પણ તેનો જેને આવો રોગ થયો હોય છે તેનીજ ભૂલને લીધે ઘણું ખરૂં થાય છે. જ્યારથી હું સ્વતંત્ર થઇ અને મ્હારી ઇચ્છાનુસાર કાર્ય અને વિચાર કરવા લાગી, ત્યારથી જો મ્હેં મ્હારી તન્દુરસ્તીની કાળજીપૂર્વક સંભાળ રાખી હોત, અને મ્હારામાં જે રોગનાં બીજ હતાં તેને વધવા ના દીધાં હોત, પણ તેનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો હોત, તો હું આ રોગના પંજામાંથી બચી શકી હોત, અને ત્હારો જન્મ થયો તે વખતે ત્હને મ્હારા કરતાં ફેફસાંની ઓછી નબળાઇ હોત, અને પછી, જો ત્હેં મ્હારી પ્રમાણે વર્તન રાખ્યું હોત, અને ત્હારા શરીરની મ્હારા જેટલીજ સંભાળ લીધી હોત, તો ત્હારાં છોકરાંને તે રોગ થવાનો ઘણો ઓછો સંભવ રહેત; અને ત્યાર પછી એક બે પેઢી સુધી આવી રીતે સંભાળ લેવામાં આવી હોત, તો ક્ષયરોગનાં બીજનો તદ્દન નાશ થઇ જાત. આથી કેટલો ફાયદો થાત, તે મ્હારે કહેવાની જરૂર નથી. જો આપણાં માતાપિતાએ આવા પ્રકારનું વર્તન રાખ્યું હોત, તો તેમણે આપણને સોના અને જવાહિર કરતાં પણ વિશેષ કીંમતી અને ઉપયોગી તથા ઇચ્છવા લાયક વારસાની બક્ષીસ કરી હોત. આટલા વિવેચન પરથી, બેટા, ત્હને સ્હમજાણું હશે કે કોઇ પણ મનુષ્ય અને સ્ત્રીને તેમની તન્દુરસ્તી પ્રતિ બેદરકાર થવાનો જરાયે હક નથી—કારણ કે જો તેવા પ્રકારનું વર્તન રાખવામાં આવે, અને જો તે સ્ત્રી હોય, તો તે પોતાનાં છોકરાંના સુખનો ભોગ આપે છે, અને પોતાની ભૂલનું ફળ તેમને ભોગવવું પડે છે; અને તે પોતાની જાતને વળી એટલી નબળી અને રોગગ્રસ્ત બનાવી મુકે છે કે બીજાંઓ તરફ તેને જે ફરજ બજાવવાની હોય છે તે તેનાથી બજાવી શકાતી નથી. અને જો તેને ક્ષયરોગ હોય તો પછી કદાચ તેને અકાળ અથવા વ્હેલું મૃત્યુ પણ આવે,—તેનાં ન્હાનાં બાળકો જ્યારે તેના સ્નેહથી પોષાઇને મોટાં થતાં હોય, અને જ્યારે માતાની સંભાળ અને છાયાની તેમને ઘણી જરૂર હોય, ત્યારે તેમને તેની સ્થિતિમાં રઝળતાં મૂકીને તે પરલોકવાસી પણ થાય.”

પ્રત્યુત્તરમાં લીલુની આંખમાંથી આંસુ ઉભરાવા માંડયાં જે ત્રાસદાયક ચિત્ર તેની માતાએ ઘણી ખુબીથી વર્ણવ્યું હતું, તેને પોતાની કલ્પના દૃષ્ટિદ્વારા તે જોઇ શકી

અને પોતાની ભવિષ્યમાં એકજ ભૂલને માટે શી વલે થશે તેના તે શોકપૂર્ણ હૃદયે વિચાર કરવા લાગી. એટલામાં દૂરથી એકતારા તંબુરા પર મ્હોટેથી ગવાતા ભજનના શબ્દો તેના કર્ણપટ આગળ અથડાવા લાગ્યા. ધ્યાન દઇને તે શબ્દો તે સાંભળવા લાગીઃ—

'શ્રીને કૃપાળીરે, મીઠીને મધુરીરે, સાખા તારી મોરલી હોજી'—એ રાગ.

" ખાટાં ખારાં ખારાં રે
મોળાં કે મધુરાં ........રે
ઓએલાં છે આપણાં હોજી;
ચાખો એતો સંસારીઆની લાહ્યઃ × × × "

તે પોતાના મન સાથે બોલી ઉઠી, " હા, હા, મ્હારે મ્હારાં ઓએલાં' ફળની લ્હાણ લેવાની છે એટલુંજ નહિ બીજાને પણ તે આપવાને હું દુષ્ટ તૈયાર થઇ છું."

ભજન ધીમે ધીમે વિશેષ સ્પષ્ટ સંભળાવા લાગ્યુ, અને ગાનાર જાણે તેનેજ મ્હેણા મારતો હોયની, જાણે તેનેજ ગાઇ સંભળાવતો હોયની તેમ એને (લીલુને) લાગ્યુ—

" કાળ ક્યારડે વાવીઆ, કર્મ બીજ બહુ વીર!
જામી જડ,સંસ્કારની, રાગ રેડતાં નીર;
ઉગ્યાં હવે ચાખવા હોજીઃ—

ચાખો એતો સંસારીઆની લ્હાણ;
એ ફળને ચાખ્યા વિના, અન્ય નથી જ ઉપાય;
મોડું કમમોડું કર્યું, એ શું મિથ્યા થાય?
જેવા તેવાં આપણાં હોજીઃ .....'

સંગીતમાં વિરામ આવવાથી તે એકાએક બંધ થઇ ગયુ—પર્વને પોતાનુ અર્થ સ્ફુર કર્યું; 'ઓએલાં, ઓએલાં, ઓ......એ... .લાં,' એમ ગંભીર સ્વરે વદીને જાણે આ બિચારી લીલુને મશ્કરી કરતો હોય એમ લાગ્યું. ઘડી ઘડી વચમાં તે વિકટ હાસ્ય પણ કરતો હતો. લીલુ તો તદ્દન ગભરાઇ ગઇ અને માતાના ખોળામાં ઢળી પડી. માતાએ જઇને તેને પથારીમાં સુવાડી, ત્યાં પણ તેજ શબ્દો વાતાવરણમાં ઘૂમી રહ્યા હોય એમ તેને લાગ્યું. અર્ધ નિંદ્રામાં તે પડી અને થોડીવાર પછી વળી એકાએક, 'ઓએલાં, ઓએલાં,' એમ બોલી ઉઠી. માતાએ તેનું સાંત્વન કર્યું, અને તેને સુવાડી દીધી. ત્યાર પછીથી જ્યારે તે એકલી બેઠી હોય ત્યારે તેને ભજનના પડઘા સંભળાતા.

" ઓએલાં છે આપણાં હોજીઃ—
ચાખો એતો સંસારીઆની લ્હાણઃ......"*

* ન્હાનાલાલ વિ. દેવશંકર વૈદ્યકૃત ગ્રન્થમાંથી.

## ચિત્ર ત્રીજું.

ઉપર વર્ણવેલા બનાવને હવે બારેક વર્ષ થઇ ગયાં છે. વસંતઋતુની સંધ્યાનો સમય થવા આવ્યો છે. તકીયાને અઢેલીને જ્યાં એક માતા સુઇ ગયેલી છે ત્યાં અમે વાંચકવૃંદને દાખલ કરીશું. તેનો ફીક્કો, શુષ્ક ચ્હેરો, મ્હોટી ચળકતી આંખો, અને મુશ્કેલીથી લેવાતો શ્વાસ—આ સર્વે ખુલ્લી રીતે દર્શાવી આપે છે કે પૃથ્વી ઉપર હવે તેની છેલ્લી ઘડીયો ગણાય છે. તે ઘણાં વર્ષથી અતીશય નબળાઈ, અને ઉધરસથી પીડાતી હતી, અને ક્ષીણ થતી હતી, અને જે નબળા અવયવોની સ્હાયથી અત્યાર સુધી આ સંસારમાં તેણે પોતાનું કાર્ય કર્યું હતું, તે હવે પોતાનું કાર્ય કરવાને અશક્ત થયા હતા. તેનો આત્મા આ દેહ છોડીને ચાલી જવાની તૈયારીમાં હતો. જો યોગ્ય સમયે, જીવનનાં સઘળાં કર્તવ્ય સંપૂર્ણ રીતે કર્યા પછી, આ દેહ છોડવાનો પ્રસંગ આવે તો તેમાં જરાયે દિલગીર થવાની જરૂર નથી. પણ આ દરદી સંબંધી તો તેમ ન્હોતું. જીંદગીનાં મુશ્કેલી ભરેલાં અને ઉપયોગી તથા ગંભીર કાર્યો બજાવવાનાં તો તેણે હમણાંજ શરૂ કર્યાં હતાં.

મૃત્યુની અણી ઉપર આવેલી માતા ઉપરાંત તે સ્થળે બીજાં પાંચ માણસો હતાં. તેનો પતિ અને ચાર બાળકો સૌથી મ્હોટા બાળકની વય આશરે આઠ વર્ષની હતી. શુદ્ધ અને પવિત્ર સ્નેહના ફળરૂપ આ બાળકો સ્હામે માતા આતુરતાથી અશ્રુપૂર્ણ નયને સ્થિર દૃષ્ટિથી જોતી હતી.

પતિને પાસે બોલાવીને મંદ સ્વરે તેણે કહ્યું, "અરે ! મ્હારા તમને સર્વેને મૂકીને કેમ જવાશે ? બીજાઓને મ્હારાં બાળકોને મ્હારાથી કેમ સોંપાશે ? હું તેમને જેવી રીતે ઉછેરૂં છું અને તેમની કાળજી રાખું છું તેવી રીતે બીજું કોણ રાખનાર છે ? અરેરે પ્રભુ ! મ્હારાથી તેઓ સર્વને નહિ ત્યજાય ! દયા કરો, અને મ્હને મ્હારાં બાળકો પાસે રહેવા દો !"

આવું બોલીને પોતાના હૃદયપરનો અત્યંત બોજો તે દૂર કરવાનો પ્રયત્ન કરતી હતી, તે વખતે પણ તેનો શ્વાસ મંદગતિથી ચાલતો હતો, અને નાડી પણ ધીમી પડી હતી.

જાણે મૃત્યુનો હાથ પોતાના ઉપર નિર્દયતાથી મૂકવામાં આવતો હોય એવો અનુભવ કરીને, અને પોતાની છેલ્લી ઘડીયો ગણાય છે એવું સમજીને આતુર સ્વરે ઉતાવળથી તે બોલી, "વ્હાલા, પારણેથી ન્હાનુંને મ્હારી પાસે લાવો ને."

શાન્ત ભરનિદ્રામાં પોઢેલા થોડા માસની વયના એક ન્હાના બાળકને ત્યાં લાવવામાં આવ્યું અને પાસે ગાદી પડી હતી ત્યાં સુવાડવામાં આવ્યું. તે બાળક સુંદર હતું—જાણે નિર્મળતા, માધુર્ય અને નિર્દોષતાની મૂર્તિ જ જોઈ લ્યો ને ! તેના રાગદ્વેષ વિનાના ચ્હેરા તરફ માતાએ ઘણી મીનીટો સુધી આતુરતાથી જોયા કર્યું, સ્નેહનું મંજુલ સ્મીત તેના હોઠ આગળ પ્રસરી રહ્યું, અને તેનાં નેત્રોમાંથી મંદગતિએ આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો, અને ઝાકળના બિંદુ સમાન તે બાળકના મુખ ઉપર પડવા લાગ્યાં. આંસુ પડવાથી બાળક જાગી ઉઠ્યું; પોતાની ન્હાની ચળકતી આંખો ઉઘાડી અને તેના દેવદુત સમાન દીસતા ચ્હેરા ઉપર હાસ્યની રેખાઓ પ્રસરી રહી. પોતાના બાળને હૃદય સરસું તેણે દાબ્યું, શરીરમાં

કંપારી આવી ગઇ, અને તેની આર્ત્ત ચીસોથી ઓરડો ગાજી ઉઠ્યો. નર્મદા ( નોકર ) બાળકને તેની પાસેથી લેવાને આવી, પણ માતાએ તેને નહિં આપતાં વધારે દ્રઢતાથી પોતાના હ્રદય સરસું દબાવ્યા કર્યું, પણ થોડી મીનીટમાં તો તેના હાથ છુટા થઇ ગયા, બાળક ધીરેથી ગાદી ઉપર સરી પડ્યું, અને માતા કાષ્ટવત્ નિશ્ચેતન થઇ ગઇ—ચીર શાન્તિમાં તેનો આત્મા ભળી ગયો!

તેનો પતિ ઝડપથી આગળ આવીને, તેના સ્હામું નીચું નિહાળી વેદનાથી બોલી ઉઠ્યો, "મ્હારી લીલુ!"—પણ આ શબ્દોનો કંઇ જવાબ મળ્યો નહિ.

સૌથી મ્હોટું બાળક તેની પથારી પાસે આવીને આંખમાં આંસુ ભરતું ભય અને દુઃખથી બોલ્યું, "બા! બા!" પણ માતાના કર્ણ હવે બ્હેરા થયા હતા. તેના વ્હાલા બાળકના મીઠા અને મધુરા સ્વરો સુણીને તેના હ્રદયમાં હર્ષ અને સ્નેહની ઉર્મી હવે ઉભરાતી ન્હોતી. તેનો આત્મા આ માટીનું પુતળું—જડ, ઠંડુ અને અક્કડાઈ ગયેલું—છોડીને ચાલી ગયો હતો, અને હવે તે ઓરડામાં જે પોકારો, આર્ત ચીસો, અને કલ્પાંત થઇ રહ્યું હતું તેની તેના ઉપર કંઇ અસર થતી નહિં!

મનુષ્ય હ્રદયમાં જે ગાઢ અને પવિત્ર સ્નેહ નિવાસ કરે છે, તેવા સ્નેહની ભોક્તા લીલુ—એક તરૂણ માતા અને પત્ની, પોતાનાં સૌથી વ્હાલાં માણસોને ભર જુવાનીમાં ત્યજીને ચાલી ગઈ. જે ન્હાના બાળકનું જીવન તેની સાથે સંગીન થયું હતું તેની પાસેથી ક્રુરતાથી તેને લઇ લેવામાં આવી, છુટી પાડવામાં આવી; અને આવી રીતે તે બાળકનો અપૂર્વ સ્નેહ અને પોષણનો ઝરો તેના માટે સદાને માટે બંધ કરવામાં આવ્યો. જે ઓરડામાં આ મોત થયું હતું તેના શિવાય જેને વિશેષ માહીતી નથી તેઓ કદાચ એમ કહેશે કે સઘળી વસ્તુઓનો મહાન નિમાયક ઈશ્વર નિર્દય છે કે શું? પણ આપણે તો આ શોક કર્તા બનાવનાં કારણો જાણીએ છીએ, અને આ દુઃખદાયક પરિણામ આવ્યુ તેથી આપણને જરાયે અજાયબી થતી નથી.

"લીલુ, ત્હને ત્હારી તન્દુરસ્તીનો દુરૂપયોગ કરવાને જરાયે હક્ક નથી!" જ્યારે લીલુની માતાએ લીલુને ઘણી આતુરતાથી શીખામણ રૂપે આ સુચના આપી તે સમયે જો તેને ( લીલુને ) ભવિષ્ય જાણવાની શક્તિ હોત, તો આપણે અત્યારે જે બનાવ દિલગીરીથી જોઇ ગયા છીએ તે જોઇને તે કંપારી ખાત અને તેનાં રૂંવે રૂંવાં ઉભાં થઈ જાત! પણ આપણી સમજથી ભવિષ્યને સંતાડી રાખવામાં આવ્યું છે એ ઘણુ સારૂં છે. આપણને સત્ય પંથે દોરવાને માટે બુદ્ધિ અને હ્રદય વાણી ( Conscience ) બક્ષવામાં આવ્યાં છે. જો આપણે તેમના દોર્યા દોરવાઇએ તો સૌ સારા પરિણામ આવવાનાં; પણ જો તેમની શીખામણનો અનાદર કરવાના તો જરૂર આપણે દુઃખ અને રોગથી પીડા પામવાના. આપણે જોઇ ગયા કે તેની તન્દુરસ્તીની બેદરકારીને લીધે આવી કલેશકારક પરીણામ આવ્યાં; એટલુંજ નહિં પણ જે રોગનો તે ભોગ થઈ પડી તેજ રોગના બીજ તેણે પોતાનાં છોકરાંના શરીરમાં રોપ્યાં હતાં, અને તે પણ પોતાને જેટલાં વારસામાં મળેલાં તેથી પણ અધીક બંધ!

હૃદયને પીગળાવી દે તેવુ આ ચિત્ર છે. પોતાને જે સર્વ સુચનાઓ મળતી ને નહિ સાભળતા તેણે પોતાના મોજશોખની ખાતર, પોતાની તન્દુરસ્તીનો નાશ કર્યો અને પછી પત્નિ અને માતાની ગંભીર પદવી ધારણ કરીને જે જે ફરજો બજાવવાની હતી તે, તેની અશક્તિને લીધે બજાવી શકાઇ નહિં જે સમયે તેનાં બાળકોને તેનો સ્નેહ અને તેની કાળજીની ઘણી અગત્ય હતી જે સમયે તેનું અને તેના પતિના જીવનનું ઐક્ય થવા માડયુ હતું, અને તેના પતિના સુખની ખાતર તેની પોતાની હયાતીની જરૂર હતી—તેવેજ સમયે તેની પોતાની મૂર્ખાઇના ફળ પરિપકવ થવાથી તે મૃત્યુ પામી. × × ×

આ દેખાવ ઉપર અમે હવે પડદો નાખી દઇએ છીએ તેના ઉપર વધુ વિચાર કે વિવેચન કરવાની અમારી હવે ઇચ્છા નથી. જે માણસ પોતાની તન્દુરસ્તી માટે જોઇએ તેટલી મહેનત લેતા નથી ને માણસને આટલા વર્ણનથી જેટલી અસર થશે તેના કરતા વિશેષ અસર વધુ વર્ણન કર્યાથી થશે એમ અમે માનતા નથી

## ચિત્ર ચોથું.

એક સુંદર તરુણી, જેની વય આશરે સોળેક વર્ષની છે, તે એક ખુલી બારી પાસે એક પુસ્તક વાચતી બેઠી છે. તે વાચવામા એવી તો મશગુર થઇ ગઇ છે કે સૂર્યાસ્ત થવા આવ્યો છે, અને વાતાવરણ ઝડપથી ઠડુ થતું જાય છે તેનુ પણ તેને જરાએ ભાન નથી શીતળ પવન વારંવાર તેના લાબા શ્યામવર્ણા કેશને તેની આખો સમીપ લાવીને તેની દૃષ્ટિમા અવરોધ નાખે છે તોપણ તે સાવચેત થતી નથી. અંતે પોતાને પરિચીત અને માતુશ્રીના બોલાયેલા શબ્દો સાભળીને તે પોતાનું માથુ ઉચું કરે છે.

"શશી, ત્હારે અહીં બેસીને વાચવુ ન જોઇએ, બારી ખુલી છે અને ઠડો પવન વાય છે તેની ત્હને ખબર નથી? અહીંથી ઉઠી જા, બેટા, નહિં તો માદી પડીશ."

"પિતાજી, ઠડો પવન લાગે છે તો ખરો," બારી પાસેથી ઉઠતી ઉઠતી તે બોલી, અને તેના શરીરને હવે ઠડી લાગવાથી તે કપી ઉઠી. "હું આ ચોપડી વાચવામા એટલી તો મશગુલ થઇ ગઇ હતી કે ઠડો પવન વાય છે તેની મ્હને ખબર ન પડી"

ત્યાથી ઉઠીને તે અંદર જતી હતી તે વખતે તેનુ ઉચુ અને પાતળુ શરીર, નાજુકી ધરાતી, લાબી અને શુષ્ક ગરદન, અને શ્વેત ચામડી દૃષ્ટિએ પડતાં હતાં તે ઘણી સુંદર હતી, અને તેના પિતાની દૃષ્ટિ તેને જોઇને ઠરતી હતી, તો પણ તે દૃષ્ટિની અંદર ગીતાના ચિન્હો સ્પષ્ટ જણાતા હતા. ચાર સતાનમાથી હાલમા તે ફક્ત એકલીજ હયાત હતી બે બાળકો તેમના બાલપણમા ગુજરી ગયાં હતાં, અને શ્રીજી કમલિની જે સૌથી મોટી હતી તે યુવાવસ્થાએ પહોચ્યા પછી પરણવાની તૈયારીમા હતી તે વખતે ગુજરી ગઇ હતી કમલિનીની દવા સારૂ દૂર દૂરથી પ્રખ્યાત ડાક્ટરોને બોલાવવામાં આવ્યા હતા, મનુષ્યથી બને તેટલા તેના ઉપચાર કરવામા આવ્યા હતા, પણ તેને તેની માતા લીધુ તરફથી જે રોગ વારસામા મળ્યો હતો તે હવે તેનામાં અસાધ્ય થઇ ગયો હતો. તેને હવા ફેર માટે સેનેટેરીયમમા પણ લઇ જવામાં આવી હતી, પણ સર્વ નિષ્ફળ—અને અસહ્ય વેદનાઓ ખમીને, અંતે પિતાને એક કારી ઘા કરીને અને ત્હેનો થનાર પતિ જે ત્હેને મન

દિલથી ચ્હાતો હતો તેને રડાવીને તે પોતાની માતા જે સ્થળે ગઇ હતી ત્યાં ચાલી ગઇ. તેના પિતા ચંદુલાલનું ઘર જે પ્હેલાં નન્દનવન સમાન દીસતું હતું તે હાલમાં લગભગ ઉજ્જડ વેરાન જેવું થઇ ગયું હતું; તો પણ ચંદુલાલની આશાનો દિપક હજુ પુરો બુઝાઇ ગયો ન્હોતો. તેના જીવનના વેરાન દીસતા રણમાં હજુ એક અમૃતનો ઝરો હયાત હતો. શશી તેની આંખની કીકી હતી; તેના વડેજ તેનું જીવન ટકી રહ્યું હતું. આવી વસ્તુસ્થિતિમાં શશીનું શરીર જો જરાએ અસ્વસ્થ જણાય તો તેથી તેના પિતાને કેટલી ચીંતા થાય? લીલુ તરફથી ફેફસાંને લગતો રોગ તેને વારસામાં મળી આવ્યો હતો, તે શશીથી તેમજ તેના પિતાથી જરાયે અજાણ ન્હોતું. પોતાની બ્હેન કમલિનીની બેદરકારી તથા અજ્ઞાનતાને લીધે જે હવાલ થોડાં વર્ષો ઉપર થયા હતા તે તેના મગજમાં તાજા ચિત્રની સમાન ચિતરાઇ રહેલા હતા. તેનો પિતા પણ તે ભૂલી ગયો ન્હોતો, અને તેથી જ્યારે તે શશીને આમ ઠંડી હવામાં બેઠેલી જુએ ત્યારે તેનું હૃદય ભયથી કંપી ઉઠે એ સ્વાભાવિક હતું. પોતાથી બને તેટલી દેખીતી તેમજ છુપી રીતે શશીના વર્તન ઉપર તે બારીક દૃષ્ટિ રાખતો હતો, અને જાણે અજાણ્યે તે રોગના પંજામાં સપડાઇ ના જાય તેની સાવચેતી રાખતો હતો.

તે સાંજે શશી તેજ પુસ્તક લેઇને વાંચતી બેઠી હતી, તે દરમ્યાન તેનો પિતા તેના સામે થોડા સમય સુધી જોઇને પછી બોલ્યો, " શશી, બેટા, ત્હારૂં શરીર આજે સારૂં જણાતું નથી, ખરૂંને?"

શશી પોતાનું માથું ઉંચું કરીને, અને કંઇક હાથ દેઇને બોલી, " હા, પિતાજી, મ્હારૂં શરીર આજે ઠીક નથી."

"કેમ વારૂં? ત્હને આજે શું થયું છે?"

છાતી પાસે હાથ મૂકતી તે બોલી, "કોણ જાણે? પણ મને આ સ્થળે ઉન્હું લાગે છે, અને શ્વાસ લેતાં દુઃખે છે."

"ત્યારે ત્હને આજે બ્હાર ઠંડીમાં બેસવાથી શરદી થઇ ગઇ કે શું? મ્હેં ત્હને બારી પાસે આજે બેઠેલી જોઇ તે સમયે મ્હને તેજ ચીંતા થઇ હતી. ત્યારે શરીર ઉપર કેવો ઠંડો પવન વાતો હતો, અને તું જ્યારે ત્યાંથી ઉઠી ત્યારે કેવી કંપતી હતી!" આમ બોલતાં તેના મુખ ઉપર ભયની લાગણી પ્રસરી ગઇ. " જા, પથારીમાં જઇને સુઇ જા; હું હમણાંજ ડોક્ટરને બોલાવી લાવું છું."

"હું જઇને સુઇ જાઉં છું, પણ ડોક્ટરને બોલાવવાની શી જરૂર છે? પિતાજી મ્હને એટલું બધું કંઇએ થયું નથી. આ મ્હને થોડી શરદી થઇ છે તેતો સ્હવાર સુધી મટી જશે."

ચંદુલાલે કંઇ જવાબ આપ્યો નહિ. જ્યારે સુવાને માટે શશી તેની ઓરડીમાં ગઇ કે માથે ટોપી મૂકીને તે ઘરની બ્હાર નીકળી આવ્યો, અને ઝડપથી એક પછી એક રસ્તા કાપી થોડી વારમાં ડૉક્ટરને ત્યાં આવી પહોંચ્યો. ડૉક્ટર ઘરમાંજ હતા.

તેનો ભયભીત અને ચીંતાગ્રસ્ત ચહેરો જોઇને ડૉક્ટર બોલી ઉઠ્યા, "કેમ, ચંદુલાલ કેમ વારૂ આજે કોઇને કંઇ થયું છે કે શું!"

તમને કહું છું તે તમે જ્યારે શશીને સારૂં થાય ત્યારે જણાવશો અને તે પ્રમાણે તે પોતાનું વર્તન રાખે એમ કરજો. પ્હેલાં તો તેનો ખોરાક સારો, પોષણ કર્તા અને ઝટ પચે એવો હોવો જોઈએ. તેલ મરચાં વગેરે હાનીકારક ચીજોથી અને જઠરને પચાવતાં મુશ્કેલી પડે એવા પદાર્થો તેણે છોડી દેવા એ જરૂરનું છે. ખુલ્લી અને ચોખ્ખી હવામાં તેને જેમ બને તેમ રાખવી; જો બને તો સ્હવારે કે સ્હાંજે તેને ગામ બ્હાર ફરવા લેઈ જવી–ઉંડા શ્વાચ્છોશ્વાસ લેવાની તેને ટેવ પાડવી અને ખુલ્લી હવામાં તે નવરી પડે કે તે ક્રિયા શરૂ કરવી. તેનું શરીર સહન કરે તેટલો શારીરિક શ્રમ તેને લેવાની જરૂર છે. પણ ધ્યાનમાં રાખવું કે હદ ઉપરાંતનો આ પ્રકારનો શ્રમ તે નુકશાન કરતા છે. નિયમીત, તેના દરેક અવયવ કેળવાય તેવી કસરત હદમાં રહીને કરવી. ઘરના કામકાજ કરવામાં આ કસરત સમાઇ જાય છે. તે આનન્દી અને ખુશ મીજાજમાં રહે તેવો પ્રયત્ન કરવો. તેને કોઇ પણ પ્રકારની ચીંતા હોય તો તે દૂર કરવી અને તેને શાન્તિ મળે એમ ત્ર્યેએ વર્તન રાખવું. તેની વાસનાઓ શુભ અને શુદ્ધ રાખવી. બ્હાર ટંડીમાં તેને ફરવા ન દેવી અને તેને શરદી ન લાગે તેની સંભાળ રાખવી. આ શિવાય વિશેષ તો તેમને શી સુચનાઓ કરૂં. તમે આ સર્વે ક્યાં નથી જાણતા? પણ સ્વભાવ પડયો. અને ફરજ પણ ખરી! તમે તેના તરફના વ્હાલને લીધે તે કદાચ ભુલી જાઓ તેથી આટલુંયે કહેવું પડયું છે–કોઇ દિવસ શશીને મ્હારે ત્યાં મોકલજો, તેની કાકી તેને જોવાને ઘણી ઉત્સુક છે. ત્યાં તેને હું આ સઘળી વાતો સારી રીતે સમજાવીશ."

પાછાં વળતાં ડૉક્ટરે પુનઃ શશીને તપાસી. ચંદુલાલ તેને બારણા સુધી મુકવા આવ્યા અને 'સાહેબજી' કહીને બન્ને છુટા પડયા. અત્રે કહેવું જરૂરનું છે કે ડૉક્ટર શશીને માટે આટલી બધી કાળજી રાખતો હતો તેનું કારણ એ હતું કે તે અને ચંદુલાલ હાઇસ્કુલમાં સાથે ભણ્યા હતા, અને તેમને મિત્રતા હતી.

## ચિત્ર પાંચમું.

સૂર્યાસ્ત થવા આવ્યો હતો. સલુણી મદભરી સંધ્યા ઘડીયે ઘડીયે મુખપરના ભાવ બદલતી જગત ભણી હાસ્ય કરતી હતી. દૃષ્ટિ પ્હોંચે ત્યા સુધી પૃથ્વીએ આછી લાલાશ ધારણ કરી હતી.

આ સમયે એક ન્હાની ટેકરી ઉપર ચ્હડતાં દંપતિ અને તેમની પાછળ ચાલતાં દાસી અને બાળક દ્રષ્ટિગોચર થાય છે. સ્ત્રીનો બાંધો જો કે નાજુક હતો તોપણ બાળે સંભાળ પૂર્વક દૃઢ બનાવવામાં આવ્યો હોય એમ ભાસતું હતું. તેના હાથ અને મુખપર લાલાશ છવાઈ વળી હતી. ઝડપથી શ્વાસ લેતી, તે ટેકરીનો ચઢાવ ચ્હડતી હતી.

"વ્હાલા, પ્હેલે જુઓ, આકાશ કેવું સુરખીથી છવાયું છે? સૂર્યાસ્ત થવાની તૈયારી છે. તે નિરખવાને ચાલો આપણે જલ્દીથી ટેકરીની ટોચે પ્હોંચી જઇએ. ભક્તી, તું બાબુને ધીમે ધીમે ઉપર લાવ, અમે ત્યાં જઇને બેસીએ છીએ."

ટેકરીની ટોચે આવી પ્હોંચતાં તેઓ આડા અવળા પડેલા પત્થર પર બેઠા, અને સૂર્ય ક્ષિતીજમાં સંતાઇ જતો હતો તે થોડીક ઘડી જોયાં કર્યું. આ દેખાવથી સ્ત્રી ઉપર

જાણે ગૂઢ અસર થઇ હોય તેમ તે ગંભીર જણાઈ, અને તેના મસ્તિકમાં થતા વિચારના ફેરફાર સાથે તેના મુખપર પણ વિલક્ષણ ફેરફાર થવા લાગ્યા. તેના પતિની દૃષ્ટિ તેના તરફ નહિ હોવાથી આ ઘટના તે જોઇ શક્યો નહિ, પણ તેની વાચાળ પત્નિની અસાધારણ શાન્તિથી તેનું ચિત્ત તે તરફ દોરવાયું અને તેનું મુખ જોઇને તેને આશ્ચર્ય ઉપજ્યું.

"ઓહો! આજે પાછાં ભાઇભાંડુ સાંભળી આવ્યાં કે શું? શશી, મ્હેં ત્હને વારંવાર કહેલું છે કે ગઇ ગુજરીને ભૂલી જવી, તોયે તું આ શું કરે છે? ચાલ, સ્વસ્થ થઇ જા........"

"કંઇ નહિ વ્હાલા, એ તો આજે આ સૃષ્ટિ-સૌંદર્ય જોઇને મ્હને વિચિત્ર વિચારો થઇ આવ્યા. મ્હને લાગ્યું કે સૂર્ય પોતાનું નિયત કાર્ય કરીને કેવા હોંસ, આનન્દ અને ગૌરવથી દૃષ્ટિમાર્ગ થાય છે. તેવીજ રીતે જે મનુષ્ય પોતાની જીંદગીનું 'મીશન'-ઉદ્દેશ પૂર્ણ કરે છે તે કેટલો ભાગ્યશાળી! મ્હને મ્હારી મ્હોટી બ્હેન કમલિની યાદ આવી: અરે તે કેટલી દુર્ભાગ્ય! માએ ક્ષય રોગ વારસામાં આપ્યો છે તે જાણ્યા છતાં તે પોતાની તન્દુરસ્તી તરફ બેદરકારી રાખતી અને જે રસ્તે મૃત્યુ ત્હેના સ્હામું દોડતું આવતું હતું તે રસ્તે નહિ જવાની વારંવાર સુચનાઓ મળેલી તે નહિ ગણકારતાં ઉદ્ધતાઇથી તે રસ્તેજ તે વળી, અને અન્તે ત્હેનો ભોગ થઇ પડી. ત્હેનું જીવન કેટલું અધુરૂં! આમાં ત્હેનો પોતાનો દોષ કે દૈવનો દોષ? તે પોતે કેટલી દુઃખી થઇ અને બીજાને કેટલાં દુઃખી કરતી ગઇ? મ્હને પોતાને ત્હેનું દૃષ્ટાન્ત જો કે અત્યન્ત ક્લેશકારક લાગે છે તોયે તે મ્હારા જીવનમાં ઘણું ઉપયોગી થઇ પડ્યું છે. વ્હાલા, ન્હાનપણમાં મ્હારો કોઇને વિશ્વાસ ન્હોતો, સૌએ-કહેતું કે માની પાછળ જેવી રીતે એ છોકરા અને કમલિની ગઇ તેવી રીતે આ પણ મોડી વ્હેલી-જવાની. આ સર્વ સાંભળીને મ્હને કેટલું દુઃખ થઇ આવતું! મ્હને મ્હારી જીંદગી તે સમયે વ્હાલી લાગતી હતી, મ્હને તેની કીંમત થોડી ઘણી સમજાઇ હતી અને તેથી મ્હને પિતાજી તેમજ ચંદુદાદાએ જે જે સુચનાઓ કરેલી તે પ્રમાણે વર્તીને રાખતી. અને હવે વ્હાલા" આમ બોલતાં બોલતાં તેના મુખપર સ્મિતની રેખાઓ પ્રસરી વળી, નયન કોઇ અલૌકિક તેજથી નાચવા લાગ્યાં, અને ગાલપર રતાશ ફેલાઇ ગઇ. "મ્હારી જીંદગી તો ઘણી મોંઘી થઇ છે! તેનો માલિક તો હવે કોઇ જુદો છે! તેની ખાતર પણ હવે મ્હને મ્હારૂં જીવન અમોલું લાગે છે! તેની સંભાળથી હાલમાં હું કેવા અપૂર્વ સુખમાં રાચું છું! વ્હાલા, આ સઘળો ત્હારોજ પ્રતાપ!" આમ બોલતા બોલતાં તે તેનાપર ઢળી પડી, અને માથું ઉંચું કરીને અનિમીષ નેત્રોથી તેનામાં સ્નેહામૃત સીંચવા લાગી. પૂર્વાકાશમાંથી ખાળચંદ્ર છુપાતી છુપાતી આ કૂતુહલ નિહાળતી હતી તે મંદમંદ હસવા લાગી અને સર્વ જગતને આ દૃશ્ય નિહાળવાનું આમન્ત્રણ કરતી જણાઇ!

× × × ×

બુદ્ધિવાન વાંચક આ દંપતી કોણ હતાં તે જાણીજ ગયા હશે. કાન્તીલાલને કોર્ટમાં વેકેશનની રજાઓ પડવાથી સર્વેને લેઇને આ પ્રદેશમાં આવ્યો હતો. મહાબળેશ્વર જેવા હવા ખાવાના ખર્ચાળ સ્થળોએ જઇ શકાય એવી તેની સ્થિતિ ન્હોતી, તો પણ શશીને હવા ફેર થાય તે માટે પોતાના મિત્રને ત્યાં પ્હાડી પ્રદેશમાંના એક ગામડામાં વેકેશનના દિવસો ગાળવા તે આવ્યો હતો.

આ સમયે ભક્ષી રસીકને લઇ ત્યાં આવી પ્હોચી. થોડે દૂરથી બાળકના, 'બ્હેન, બ્હેન' એવા શબ્દો સાંભળીને તેમની પ્રણયસમાધિ તુટી હતી, અને બન્ને સ્વસ્થ થઇ બેઠાં હતાં. રસીક દોડતો આવીને માતાના કંઠે વળગ્યો, અને તેમના પ્રણયના ફળરૂપ આ બાળકને તેઓએ વ્હાલભર્યા ચુમ્બનોથી નવાજી નાંખ્યું. પોતાના શેઠના કુટુમ્બનું સુખ જોઇને ભક્ષીને સંતોષ થયો, અને તે પણ આનન્દિત બની.

ઘેર પાછા વળવાનો સમય થવા આવ્યો હતો, તેથી સર્વે ત્યાંથી ઉઠયા અને ધીમે પગલે ટેકરી ઉતરવા લાગ્યાં. શીત અનિલ શશીના કેશ અને ઓઢેલા વસ્ત્ર સાથે સ્વચ્છંદે રમતો હતો અને કદી કદી તેને કંઇ છૂપી વાત કહેવાની હિંમત ધરતો હતો. શીળી ચન્દ્રિકાએ દ્રષ્ટિ પ્હોંચે ત્યાં સુધી જગતને છાયું હતું. તેમને આવકાર દેતાં વૃક્ષો આનન્દથી નૃત્ય કરતાં હતા. અને આ પ્રકારે કુદરત સર્વ સ્થળે રમણીય લાગતી હતી.

શશી હજુએ વિચારમાં મગ્ન હતી તે સહસા બોલી, "મનુષ્ય જો ધારે તો રોગને કબજે કરી શકે છે, અને તેના પર પરાજય પણ મેળવે છે."

અનિલને આ શબ્દો ગમવાથી પોતાની લહરીઓમાં ગુંથીને દૂર દૂર જગત પર ફેલાવી દીધા, અને આ જ્ઞાન મેળવવાની આકાંક્ષા રાખનાર મનુષ્યોના કર્ણોમાં ગોષ્ઠીદ્વારા સંભળાવ્યા.

---

# વિવિધ વિચાર.

---

## દામ્પત્ય પ્રેમ.

લેખકઃ—ડાક્ટર નટવરલાલ જગન્નાથ ગૌતમી.

૧.

મૃત સ્વામીને વિસારતી, નારી નરક રૂપે જીવે!
મૃત પત્નીને વિસારતો, પતિ પાપમાં ડુબી મરે!!

૨.

પતિના અભાવે પત્નીની, અસ્તિત્વતા ના સંભવે!
પુરૂષ રમણી પ્રેમ કેવો, રસ પ્રવિત્ર સુયુક્ત છે!!

૩.

સ્ત્રીના અભાવે સ્વામીની, સ્વામી અભાવે સ્ત્રી તણી!
નૌકા રૂડી મધુ જીવનની, ઢંઢોરતી દુઃખમય ઘણી!!

૪.

વિશુદ્ધ દંપતી પ્રેમ ત્યાં, પતિ પત્ની એકાત્મક થતાં!
સૃષ્ટિ તણી સૌન્દર્યતામાં, સ્વર્ગ કેરી પુષ્પના!!

# બાળ મનને શીખામણ.

લેખક—બ્હેન શ્રી "વિમળા."—રાજકોટ.

( હરિગીત )

હે બાળ મન! વિચાર કર તું, કોઇયે નથી તાહરૂં,
શાકાજ માને તું અરે "આ તાહરૂં"—આ માહરૂં ?"
સંસારના જે સ્નેહીઓ, સંબંધીઓ છે તાહરાં,
તે સર્વ છે અસ્થિર તો, તું શું ગણે છે "માહરા ?"
વિષયો તણાં જે સુખ, તેને તું ગણે છે નિત્ય રે;
પણ સમજજે મન માહરા, તે તો અનિત્ય ખચિત છે;
આ દેહ ને વળી ગેહ, પુદ્‌ગળનું અધ્રુવ બનેલ છે,
ભમ! માન શાને કાજ, એ સહુ મરણને વળી રહેલ છે
જે રંગ આજે હોય છે, તે કાલ કદી હોતો નથી,
દિન–માસ ચાલ્યા જાય છે, કૃત્રિમ રંગ રે'વાનો નથી;
પુદ્‌ગળ તણો જે ઠાઠ તે તું, જાણ દિવસ ચારનો;
દિન ચાર કેડે જાણજે, એ ઠાઠ છે જાવા તણો!
સ્નેહી અને સંબંધીઓ, દુઃખમા સહુ ભાગી નથી,
વાસ્તવ્ય જોતા શરણ તારૂં, તેહમાં કોઇ નથી,
ખરૂ દુઃખ તુજપર આવતાં, દુઃખ દૂર કરવાનાં નથી;
તો કાજ શાને મોહમા, મન! પડી મરે તું મથી મથી ?
સર્યાસ્ત વેળા તરૂવરે, જેમ પંખીડાં ભેળાં થયાં,
તેમ જાણ મેળા સમ અહીં, આપણ સહુ આવી મળ્યાં;
સૂર્યોદયે જેમ પક્ષીઓ, વિખરાઇ સહુએ જાય છે;
તેમ જાણ મન! સબંધીઓ, સહુએ વિખુટાં થાય છે.
તું કોણને ક્યાંથી, અંહી ક્યમ ? આવીયો ? જાણે નહીં,
જયમ આવીઓ તું એકલો, ત્યમે જઇશ એ પણ છે નક્કી;
આ આતમા નથી કોઇનો, વળી કોઇ તેનું એ નથી,
સાચું શરણ છે ઇશ તારે, શરણ સ્નેહીનું નથી;
નહિ એક રીત, અનેક રીતે સમજ જે, મન માહરાં!
જે સ્વરૂપ આ સંસારનું, નિરખી લહે મન આહરાં!
લે સ્વરૂપ તારૂં શુદ્ધ તું, વિચારી આત્મા! ચાલજે,
ગ્રહી રહી નિજ સ્વરૂપમા, આનંદથી તુ મા'લજે;
પુદ્‌ગળ અને આત્મા વિષેના, તત્ત્વમાં શો ફેર છે ?
વિચારી જોજે વ્હાલથી, નિજ રૂપને શુભ પેરરે;
નિજ રૂપમાં તલ્લીનતાનું, નામ રૂડી ભાવના;
એ ભાવનાથી પાર પડશે, મોક્ષની શુભ કામના.

# સુપુત્રી.

લેખક:—શ્રીયુત "રમણીક."

(હરિગીત.)

મીઠાં મધુર વચનો વદી માબાપને રાજી કરે,
વળી ભગિની બન્ધુ ઉપર પ્રેમ અમાપ જે દિલમાં ધરે;
કો સાથ ક્લેશ કરે નહિ બહુ સંપસંપી ચાલતી,
છે ધન્ય "પુત્રી-રત્ન" યશ માબાપનો પ્રસરાવતી.

હમેશ શાળામાં જતી ત્યાં શીખતી પાઠો રૂડા,
સારા વિચારો સંગ્રહીને તર્ક તે તજતી કુડા;
ગુંથણ શીવણ ને ભરત કેરાં કામમાં એક્કો થતી,
છે ધન્ય "પુત્રી-રત્ન" યશ માબાપનો પ્રસરાવતી.

નિજ માત તાત ગુરૂ વડીલો કેરી આજ્ઞા પાળતી,
નિત સંગ સારો રાખતી ને દુષ્ટથી સંભાળતી;
ભાળક બીજાના દોષ ક્યિ દિલમાં ના લાવતી,
છે ધન્ય "પુત્રી-રત્ન" યશ માબાપનો પ્રસરાવતી.

આપે સહાય અનાથ જનને સુઘડ રહેતી સર્વદા,
આનંદમાં દિન ગાળતી કંકાસ કરતી નહિ કદા;
બહુ નિડર બનીને સ્વપ્નમાં પણ સત્ય વચન ઉચારતી,
છે ધન્ય "પુત્રી-રત્ન" યશ માબાપનો પ્રસરાવતી.

ઇશ્વર ઉપર વિશ્વાસ રાખે ધર્મ વર્તન આચરે,
અભિમાનને ગણી વિષ-સમું અંતઃકરણમાં નવ ધરે;
ન ફસાય આડંબર વિષે સાદા સુવેષે રીઝતી,
છે ધન્ય "પુત્રી-રત્ન" યશ માબાપનો પ્રસરાવતી.

વાંચી સુગ્રંથ સુનીતિના જે સાર સઘળો સંઘરે,
વાંચેલું સખીઓને કહી ઉપયોગ બહુતરનો કરે;
શાણી વિવેકી નમ્ર ગુણીયલ આવડતવાળી થતી,
છે ધન્ય "પુત્રી-રત્ન" યશ માબાપનો પ્રસરાવતી.

આવી સુપુત્રી લક્ષ્મી જેવી ભવિષ્યમાં જે ઘર જશે,
તે ભાગ્યશાળી ગૃહ જનોનાં સૌખ્યનો ઉદય થશે;
તે દેવી સમ દીપશે ખંધે, દીપાવશે કુળને અતિ,
છે ધન્ય "પુત્રી-રત્ન" યશ માબાપનો પ્રસરાવતી.

## વિદ્યાદેવીનું પૂજન.*

લેખક.—રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

(ગરબી.)

ચાલો વિદ્યાની દેવી પૂજવા રે લોલ,
ધન્ય જેથી જીવન નીજ થાય જો,
ચાલો વિદ્યાની દેવી પૂજવા રે લોલ.

વિદ્યાને જગત બધું પૂજતું રે લોલ,
રંક હો ભલે કે ભલે રાય હો;
ચાલો વિદ્યાની દેવી પૂજવા રે લોલ.

વિનયનાં કુસુમ ધરી સન્મુખે રે લોલ,
દિવ્ય એની માગીએ કૃપાય જો;
ચાલો વિદ્યાની દેવી પૂજવા રે લોલ

સ્પર્શ દેવી તણો ચેતને ભર્યો રે લોલ,
એથી દુઃખ સર્વ દૂર થાય જો,
ચાલો વિદ્યાની દેવી પૂજવા રે લોલ.

રૂડી શિક્ષિકાનું દાન માગીએ રે લોલ,
જેથી સૌ સદ્‌ગુણો પમાય જો;
ચાલો વિદ્યાની દેવી પૂજવા રે લોલ.

વિદ્યા છે કલ્પતરૂ વિશ્વમાંહી લોલ,
માગીએ તે સર્વ પ્રાપ્ત થાય જો;
ચાલો વિદ્યાની દેવી પૂજવા રે લોલ.

## સુગૃહિણી.

(મહેલુ)

નારી નિત્ય રહે પ્રસન્ન, ન મુકે સૌભાગ્ય ચિન્હો કદા,
સંભાળે ઘર, સારૂં વસ્તુ સઘળી, પાત્રાદિ રાખે સદા;
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં, તે ના જણાવે કહીં,
રાખે લાજ સમાજમાં, જઇ બીજાં પાસે ન નાખે વહી.

---

*ગોંડળનરેશ સર ભગવતસિંહજી અને શ્રીમતી નંદકુંવરબાએ "ધી કલકત્તા એંગ્લો-ગુજરાતી સ્કુલ" ની લીધેલી મુલાકાત વખતે તા. ૨૭ માર્ચ ૧૯૧૬ ને દિવસે કન્યાઓએ ગાએલી ગરબી.

## રાસડો.

લેખક—શ્રીયુત " રસિક. "

( કલિંગડો. )

સખી ! ચાલો આનંદ રાસ રમીએ સંઘાત—( ટેક )
સદા અંતરની વાત,
ગમે સહિયરની સાથ.—સખી !

રૂડું ભણતર ભણીએ આ નિશાળ ભલી ભાત,
જ્ઞાન મળે ભાત ભાત,
શીખ સદ્ગુરુની સાથ
ભલી વિદ્યા શૃંગાર છે ખચીત નારી જાત—સખી !

બનો કુશળ કામ કાજે, ને સુઘડ ખરેખાત,
ત્યાગ અબળાની જાત,
રંગ રાખો વર સાથ,
સદા ભણીએ ગણીએ બની સમજુ સ્ત્રીજાત.—સખી !

વધે વિનો ને મરજાદ, થાય તુષ્ટ માત તાત,
સર્વે સુધરે સંસાર,
સ્વર્ગ પમરે સાક્ષાત્
અમી વરસે જ વરસે જ સ્નેહતણી સાથ.—સખી !

---

## " મારગ સાચો જણાવો. "

લેખક—શ્રીયુત " કાસાર. "

મારગ સાચો જણાવો, પ્રભુજી ! મારગ સાચો જણાવો
કષ્ટ કોટી હરાવો પ્રભુજી ! મારગ સાચો જણાવો

કામ, ક્રોધ, મદ, લોભ, રીપુઓ પકડી જાય છોડાવો પ્રભુજી !
આધિ તો મા માયાથી છે, ગરીબ બાલ બચાવો. પ્રભુજી !

જણાઉ છો ભરપુર પુરા, માયા કાં લાવો ? પ્રભુજી !
તમ છોરૂં, તમ શરણે આવ્યો, ખાલી કેમ તપાવો ? પ્રભુજી !

" હાલું-રહેવું " શીખવી બાપુ ! આખી સૂની કરાવો, પ્રભુજી !
" કાસાર " કોની જન્મથી જુદો, તમરૂપ તેને બનાવો પ્રભુજી !

મારગ સાચો જણાવો, પ્રભુજી ! મારગ સાચો જણાવો

# विद्याकला—वैदक.

## ક્ષયરોગ.

( ૩ )

લેખક—ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

પાછળના લેખમાં જણાવ્યા પ્રમાણે ક્ષય રોગની વેળાસર ચિકિત્સા કરવામાં આવી હોય અને તેને મટાડવા માટે યોગ્ય ઉપાય યોજવામાં આવ્યો હોય તો તે મટી શકે તેમ છે. સારા સંજોગોમાં દરદીની જીંદગી ઘણી લંબાવી શકાય છે, અને તે ઉપયોગી જીંદગી ગાળી શકે છે. આ રોગ કેટલો ભયંકર છે, અને તેને લીધે મરણ પ્રમાણ કેટલું બધું મોટું છે તે ઘણાના અનુભવની વાત છે, છતાં તેને અટકાવવાનું અને અનુકૂળ વસ્તુસ્થિતિમાં મટાડવાનું, તેને વિષે સામાન્ય જ્ઞાન જનસમૂહમાં ફેલાય, તો કેટલું સહેલું છે તે પણ આપણા વાચકોને વિદિત થયું હશે. તો પછી, તેને અટકાવવા અને તેના અંગે જરૂરનું જ્ઞાન ફેલાવવા સૌ કોઇએ પોતાનાથી બનતી મહેનત કરવી તે તેની ફરજ છે. જાહેર ભાષણ,

મેજીક લેન્ટર્ન દ્વારા સ્થળે સ્થળે આના સંબંધમાં જ્ઞાન ફેલાવવું જરૂરનું છે

'દ વિગેરે મોટા શહેરોમાં આ રોગથી થતું મરણનું પ્રમાણ ફુગાવી દે

રહી વળી હાલના જમાનાની રહેણી કરણી, શહેરોમાં વસ્તીનું એક સ્થળે

રૂપખાનાઓની પદ્ધતિ, અને આરોગ્યને બાધક ટેવો તેને ઘણો

ચાલો વિ[illegible]ની સામે સખત અને સતત પ્રયાસની જરૂર છે.

વિદ્યા છે કલ્પતરૂ વિશ્વમાં આ રોગને નિર્મૂળ કરવા તરફ ખાસ પ્રયાસ કરે

માગીએ તે સર્વ આપે નારીપમ નીકળેલું છે તેણે પ્રસિદ્ધ કરેલા ક્ષય

ચાલો વિદ્યાની હું છું. તેમાં ઘણું ઉપયોગી અને વ્યવહાર

) સત્તાવાળાઓએ ખાસ ધ્યાનમાં લેવા

## સુગૃહિણી

(મળેલું.) ની વિનંતિ.

નારી નિત્ય રહે પ્રસન્ન, ન મુકે સૌભાગ્ય
સંભાળે ઘર, માલ વસ્તુ સઘળી, પાત્રાદિ,
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં, તે ના જણાવે.
રાખે લાજ સમાજમાં, જશ બીજાં પામે પોતે.

---

*ઓંકારનરેશ સર ભગવતસિંહજી અને શ્રીમતી નંદકુંવરબાજી, ત્યારે એ જાણવું જરૂરનું
૨૬૪ " ની લીધેલી મુલાકાત વખતે તા. ૨૭ માર્ચ ૧૯૧૬ ને દિવ જલદીથી અટકાવી શકાય છે.

ક્ષયના યોગ્ય ઉપાયોના અજ્ઞાનના લીધે ઘણે ભાગે આ રોગનો ફેલાવો થાય છે, અને સાદા અને અસરકારક ઉપાયો જે જાણીતા થએલા છે તેના સામાન્ય જ્ઞાનથી એક બે જમાનામાં આ રોગને નિર્મૂળ કરી શકાય તેમાં કાંઈ પણ શક નથી.

જે લોકોના હાથમાં છોકરાઓની સંભાળ રાખવાનું કાર્ય સોંપવામાં આવ્યું છે તેઓને આ તાકીદની વિનંતિ કરવામાં આવે છે કે જે સભાઓ અને ભાષણો દ્વારા આ પ્રશ્નોત્તરાવલિમાં સમાએલું જ્ઞાન ફેલાવવામાં તેમણે મદદગાર થવું. આ રોગના ભય અને જે સાદા ઉપાયોથી તે અટકાવી શકાય છે તે વિષેનું યોગ્ય જ્ઞાન જુવાનીઆઓના મગજમાં ઠસાવ્યાથી તેને નિર્મૂળ કરવામાં મત્તાવાળા દાક્તરો કરતા પણ વધારે-કરી શકે તેમ છે.

લોકોના ધર્મગુરૂઓ ક્ષયના ખરા કારણ વિષે પૂરતું જ્ઞાન ફેલાવી ભયંકર પ્રકારની હિંસા અટકાવી શકશે. તલવારથી આપણે કોઈ માણસને ખુલ્લી રીતે હુમલો કરીએ તો તે પોતાનો બચાવ કરી શકે. પણ, ક્ષયના જંતુઓને છૂટાં છોડી મેલ્યાથી જે હિંસા થાય છે તેનો ભાગ્યેજ બચાવ થઈ શકે અને તેથી તે સાધારણ હિંસા કરતા વધારે ખરાબ છે.

## ક્ષયરોગ પર પ્રશ્નોત્તર.

**૧. ક્ષયરોગ તે શું ?**

એક સામાન્ય અને ઘણે ભાગે જીવલેણ રોગ, જેનું બધી દુનિયામાં અસ્તિત્વ છે અને જે માણસો તેમજ પ્રાણીઓ બન્નેને થાય છે.

**૨. ક્યાં તે મોટા પ્રમાણમાં માલમ પડે છે ?**

શહેરોના ગીચ વસ્તીવાળા ભાગોમાં જ્યાં ઘર બહુ નજીક આવેલાં હોય છે, અને ખોલી બહુ સાંકડી હોય છે; જ્યાં હવાનો છુટથી અવરજવર નથી, અને સૂર્યનો પ્રકાશ પ્રવેશ કરી શકતો નથી.

**૩. આ રોગનું કારણ શું છે ?**

અતિશય સૂક્ષ્મ જંતુઓ, જે સૂક્ષ્મદર્શક યંત્રથીજ જોઈ શકાય છે. તેની હાજરીના લીધે થાય છે. તે મોટાં થતાં જાય છે તેમ તેમ સંખ્યામાં ઘણાંજ વધે છે, અને શરીરના જે ભાગપર તેનો હુમલો થાય છે તેનો નાશ કરે છે.

**૪. ક્ષયરોગનાં જંતુ કેવડાં મોટાં હોય છે ?**

૪૦ કરોડ જંતુને એક એકની બાજુએ મેલવામાં આવે તો એક ચોરસ ઈંચ જેટલી જગ્યા તે રોકે. સીધી લીટીમાં મેલવામાં આવ્યા હોય તો સાત હજારે એક ઈંચ લાંબી લીટી થાય.

**૫. ક્ષયનાં જંતુઓને શરીરના ક્યા ભાગ ઉપર ઉછરવાને અનુકુળતા મળી શકે છે ?**

મુખ્ય ભાગે ફેફસાં; પણ હાડકાં, સાંધા, ગળાની ગાંઠો, મગજના પડ, આંતરડાં, અને બીજા ભાગને પણ તે રોગ થઈ શકે છે.

**૬. ક્ષયનો ઘણો જલદ અને જીવલેણ પ્રકાર ક્યો હોય છે ?**

જેમાં મગજનાં પડને તે રોગ થાય છે, જે મેનીન્જાયટીસના નામથી ઓળખાય છે.

**૧૬. ફેફસાં સામાન્ય રીતે કેમ તે રોગથી ઝલાય છે ?**

હા કારણ કે, પ્રથમ તો પવન લેવાની નળી દ્વારા ધૂળ સાથે તે જલદીથી શ્વાસમાં પ્રવેશી શકે છે, અને આ સૂક્ષ્મ વનસ્પતિના રોપાને શરીરના બીજા ભાગ કરતાં ફેફસામાં વૃદ્ધિ પામવા ઘણી અનુકૂળતા મળે છે.

**૧૭ હવામાં તે જંતુ ક્યાંથી આવે છે?**

આ રોગવાળા મનુષ્યોના થૂંકના સૂક્ષ્મ એવાં પરમાણુમાંથી તે આવે છે

**૧૮. થૂંકમાં આ જંતુઓ મ્હોટા પ્રમાણમાં રહે છે વારૂ ?**

એમ માલમ પડેલું છે કે ક્ષય રોગવાળો માણસ દિવસમાં દસ લાખ જંતુઓ થૂંકમાં બહાર કાઢે છે

**૧૯. તે થૂંક આ રોગને કેવી રીતે ફેલાવે છે ?**

જો તે નાશ પામતાં નથી તો સુકાઈને ધૂળમાં મિશ્ર થઈ જાય છે અને તે ધૂળના જંતુઓવાળી ધૂળ બીજાના શ્વાસમાં લેવાય છે. અથવા તો માખીઓ તે ધુળ પર બેસી ખાવાના પદાર્થપર તે જંતુ લઈ જાય છે.

**૨૦. ત્યારે તે રોગ ખોરાક દ્વારા દાખલ થઈ શકે છે?**

હા, જો તેમાં જંતુઓ હોય તો. વળી ક્ષયરોગવાળી ગાયોનું દૂધ પણ તેનું એક કારણ છે.

**૨૧. ક્ષય રોગનો દરદી જેને ગળફો પડતો ન હોય, અથવા જેના ગળફાનો નાશ કરવામાં આવતો હોય તેનાથી કાંઈ ભય રાખવાનું કારણ છે ?**

જો તે બરોબર સાવચેતી રાખે અને વાત કરતાં, ઉધરસ ખાતાં, અથવા છીંક ખાતાં, બીજા લોકોના મ્હોં તરફ છાંટા ન ઉડાડે, (કારણ કે થૂંકના છાંટામાં જંતુ હોઈ શકે છે), તો કોઈ જાતનો ભય નથી

**૨૨. ચેપમાં ખુલ્લા રહેલા માણસો ક્ષયનો ચેપ થતો અટકાવી શકે છે ?**

હા, પણ, પ્રત્યેક મનુષ્યના રોગ અટકાવવાના બળપર ઘણો આધાર છે. ઘણા લોકોમાં બીજા કરતાં અટકાવવાનું બળ વિશેષ હોય છે. તંદુરસ્ત માણસોનાં ફેફસાં જંતુઓના નાના પ્રમાણની સામે થઈ તેનો નાશ કરી શકે છે.

**૨૩. આ અટકાવવાની શક્તિ કમી કરનારાં કોઈ કારણો છે ?**

ટાઈફોઈડ જેવો શરીરને બળહીન કરનારો રોગ, હલકા પ્રકારનો અને સત્વ વિનાનો ખોરાક, અમિતાહારપણું, અતિશ્રમ, બંધ બારણાની અને હવા ઉજાસ વિનાના રહેઠાણમાં રહેવું તે, અને હવા વિનાના અને ધૂળવાળા કારખાનામાં કામ કરવું તે.

**૨૪. અમિતાહારપણાથી ક્ષય રોગ કેવી રીતે થાય છે?**

તે તે રોગ સામે થવાની શક્તિને ઓછી કરે છે, એટલુંજ નહિ પણ તેની સાથે ગરીબાઈ, નાતંદુરસ્ત સંજોગો અને દુઃખ લાવે છે.

**૨૫ શું ક્ષયરોગ વારસામાં મળી શકે છે?**

ખરી રીતે જોતાં, ના, પણ કેટલીક વખત મા બચ્ચાંને આપી શકે છે સામાન્ય

રીતે ક્ષયરોગવાળાનાં છોકરામાં તંદુરસ્ત માણસનાં છોકરા કરતાં તેની સામે થવાનું બળ ઓછુ હોય છે.

૨૬. ક્ષય રોગને આપણે કુટુંબના રોગ તરીકે શાથી ઓળખીએ છીએ?

કારણ કે એક કુટુંબના ઘણા માણસો, કેટલાક ભાગે વારસામાં મળેલી કમતાકાતને લીધે, અને કેટલાક ભાગે બેદરકારીવાળા દરદીઓ તે ઘરની અંદર વમવાટ કરવો એને બીજાને માટે ભયકારક બનાવવાથી, ઘણી વખત તે રોગના ભોગ થઇ પડે છે.

૨૭. તે રોગનાં મુખ્ય ચિન્હો વર્ણવો?

બપોરનો તાવ, કાયમની ઉધરસ, વધતી જતી નબળાઇ, શરીર સૂકાવુ અને ખાવા તરફ અરૂચિ.

૨૮. તે શિવાય બીજાં ચિન્હો છે?

હા; રાત્રે પરસેવો વળવો, ઉધરસ સાથે લોહી પડવુ, સાદ બેશી જવો, અને છાતીમાં તીક્ષ્ણ દુખાવો.

૨૯. આ બધાં ચિન્હો હમેશનાં છે?

બધાં ન હોય, જો કે સામાન્ય રીતે તેમાંના ઘણા હોઇ શકે.

૩૦. આસપાસના લોકોને ખબર પડયા વિના માણસ ક્ષયરોગી હોઇ શકે?

હા, ખાસ કરીને શરૂઆતમાં.

૩૧. સામાન્ય રીતે તેનાં પ્રથમનાં ચિન્હ શાં હોય છે?

ચાલુ રહેતી ઉધરસ, મ્હેજ મહેનત કરે થાક લાગવો, અને વજન ઘટવુ

૩૨. કોઇ માણસને આ રોગ લાગુ પડયા વિષે ખાત્રી કરવાનાં કાંઇ સાધન છે?

ગળફામાં ક્ષયના જંતુઓ માલમ પડવા તે તેનો ચોકસ પુરાવો છે

૩૩. આ રોગ જલદીથી આગળ વધે છે?

સામાન્ય નિયમ તરીકે નહિ.

૩૪. ક્ષય રોગના દરદીની કામ કરી શકે એવી શરીરની સ્થિતિ હોય છે?

સામાન્ય રીતે નહિ, દરદનો દરજ્જો, સખ્તાઇ અને કામ કેવા પ્રકારનું છે તેનાપર તેનો આધાર રહે છે.

૩૫. આ રોગ શું મટી શકે છે?

હા, જો બહુ આગળ વધ્યો ન હોય તો. પ્રત્યેક દિવસે મટેલાની સંખ્યા વધતી જાય છે, ખાસ કરીને જો કેસ શરૂઆતમાં હાથમાં લેવામાં આવ્યા હોય તેની.

૩૬. સારવાર વગર મટી શકે છે?

ના, સતત સભાળના અનેક અઠવાડીયા અને મહિના બાદ આરોગ્ય મળી શકે છે

૩૭. કોઇ એવો ખાસ ઇલાજ માલમ પડયો છે જે ચોકસ રીતે મટાડી શકે?

ના, જો કે કદાચ ભવિષ્યમાં તે માલમ પડે ખરો.

૩૮. ઉત્તમ પરિણામ આપનારી સારવારની રીત કઇ છે?

ખુલી હવામાં અને સૂર્યના પ્રકાશમાં રહેવું, પુષ્કળ પૌષ્ટિક ખોરાક લેવો અને ડાકટરની સારવાર નીચે આરામ લેવો.

૩૯. સેનેટોરીયમ (આરોગ્ય ભવન) એ શું છે?

તે મટવા માટેની જગા છે, જ્યાં ડાકટરની યોગ્ય દેખરેખ નીચે ક્ષયરોગની ખુલી હવામાં સારવાર થઈ શકે છે, જ્યાં દરદીઓને પોતાની સંભાળ લેવાનું શીખવવામાં આવે છે, તેમજ પોતાના સગાં તથા મિત્રોને એ રોગનો ચેપ આપતાં કેવી રીતે અટકી શકાય તે જાણવાનું મળે છે.

૪૦. ક્ષયરોગ થતાં કેવી રીતે અટકાવી શકાય?

જંતુથી મળતા ચેપનાં ઠાગણોથી દૂર રહેવાથી, અને જે કાંઇ ચીજ શરીરને નબળું પાડે અને રોગ અટકાવવાની શક્તિને ઓછી કરે તેનાથી દૂર રહેવાથી.

૪૧. આ રોગને નિર્મૂળ કરવાને મુખ્ય ઉપાય શા છે?

બેદરકારીથી થૂંકવાની ટેવ બંધ પાડવાથી, અને આ રોગવાળા મનુષ્યોનું થૂંક નાશ કરવાથી

૪૨ થૂંકનો નાશ કેવી રીતે થઇ શકે?

તેને બાળી નાંખવું જોઇએ. "થૂંકવાના પ્યાલા," અથવા તો ન્યુસપેપરનાં બનાવેલા પાકીટોમાં, અથવા ખાસ તે કામ સારૂ રખાએલા માધારણ પ્યાલામાં પાણી રેડી તેમાજ થૂંકવું, અને તે થૂંકને પાકીટોની મારફત દેવતામાં નાખી દઇ બાળી નાખવું.

૪૩. કોઇ દરદી એનું થૂંક ગળી જાય તેમાં કાંઇ ભય છે?

બેશક છે; કારણ કે તેમાંના જંતુને આંતરડામાં અગર બીજે ઠેકાણે ખસ-ખસે અને નવી જગાઓને રોગવાળી કરે.

૪૪. ઉધરસ ખાતી વખતે દરદીએ શી શી સંભાળ લેવી?

કાગળનો કટકો અગર ચોખ્ખા કપડાનો કટકો મ્હોં આગળ રાખવો, અને પછી તેને બાળી નાખવો.

૪૫. આ રોગ એક પરથી બીજાને ચડવાનો બીજો કોઇ રસ્તો છે?

દરદીના મ્હોંને અડકતી દરેક ચીજ ને જંતુને ફેલાવી શકે છે—જેવાં કે ચમચા, કાંટા, પ્યાલો, ગ્લાસ વિગેરે.

૪૬. આ રસ્તે ચેપ ફેલાતો અટકાવવા શી સંભાળ લેવી?

દરદીએ પોતાનાં જૂદાં વાસણ રાખવાં, અગર તો જે જે ચીજ તેના મ્હોંને અડકે તેને વાપર્યા પછી નિયમિત રીતે હમેશાં ઉકાળી નાખવાં.

૪૭. ક્ષયરોગના દરદીને ચુંબન કરવું ભય ભરેલું છે?

ક્ષયરોગના દરદીએ બીજાને ચુંબન કરવું જોઇએ નહિ, અને ઓઠપર તેણે ચુંબન લેવું નહિ.

૪૮. દરદીના સુવાના ઓરડાના સંબંધમાં શા નિયમ હોવા જોઇએ ?

બારી રાત ને દિવસ ઉઘાડી રાખવી; બીજા કોઇએ તે ઓરડામાં સુવું નહિ. બારીના પડદા ધોઈ શકાય તેવા રાખવા; જમીનપર શેત્રંજી પાથરવી નહિ; બહુ બહુ તો રંગ પાથરવી: ચાદરો અને કપડાં વારંવાર સારી રીતે ઉકાળવાં.

૪૯. દરદીના ઓરડાને સાફ કેવી રીતે કરવો ?

ધુળ ઉડતી અટકાવવાને ભીની સાવરણી તથા ભીને કપડે સાફ કરવો.

૫૦. ટુંકામાં ક્ષયરોગના બળવાન શત્રુ કયા છે ?

પૂરેપૂરી ચોકખાઇ, તંદુરસ્તી માટે સંભાળ, બધી બાબતોમાં નિયમિતપણું, સૂર્યનો પ્રકાશ, તાજી હવા અને પુષ્કળ સારો ખોરાક.

૫૧. ક્ષયરોગના દરદીને માટે કયાં સ્થળ સારાં છે.

ગાંમડાં, ખાસ કરીને પહાડી મુલકમા જ્યાં હવા ઘણીજ સ્વચ્છ હોય છે. ધૂળવાળા રસ્તા પાસે એણે રહેવું નહિ, કારણ કે ધૂળથી ફેફસામા સોજો આવે છે.

૫૨. રોગનો અંત આવ્યા બાદ શું કરવું જોઇએ ?

ઘર, અથવા તો જે ઓરડામાં દરદી રહેતો હોય તેને તથા તેની સઘળી ચીજોને દવાથી ચેપરહિત કરવી; જે વસ્તુનો નાશ થઇ શકે તેનો નાશ કરવો.

૫૩. નિશાળીઆઓએ પોતાનું અને પાસેનાઓનું ચેપથી રક્ષણ કરવા માટે શી બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ ?

જમીન યા રસ્તાપર તેમણે થૂંકવું નહિ.

પોતાની સ્લેટપર થૂંકવું નહિ.

આંગળીઓ મ્હોમા ઘાલવી નહિ, તેમજ ચૂસવી નહિ.

પેન્સીલ, પેન વિગેરે જે આવે તે મ્હોમાં મેલવું નહિ.

પોતાના નિશાળના ભાઇબંધો જોડે પાન વિગેરે ચાવવાના પદાર્થની અદલા બદલી કરવી નહિ, અથવા બીજાની કરડેલી ચીજ ખાવી નહિ.

બીજાના મ્હોંએ અડકેલી ચીજ વાપરવી નહિ.

ચોટાડવામાં થૂક વાપરવું નહિ. તેને માટે પાણી જ્યાં જોઇએ ત્યાં મળી શકે છે.

ઉધરસ અથવા છીંક ખાતી વખતે પોતાનું મ્હોં ઢાંકવું.

પોતાના હાથ સાબુ અને પાણીથી પ્રથમ ધોયા વિના કદી પણ ખોરાક લેવાની ટેવ પાડવી નહિ.

પોતાનાથી બને તેટલાં હાથ અને શરીર સ્વચ્છ રાખવાં.

# भरतगूंथण.

## ક્રોન્વે લેસ.

લેખક—બ્હેન શ્રી હસુમતી માણેકલાલ દેસાઈ.

( એક સુંદર લેસનો નમુનો )

### એક સોયાનું ગુંથણ કામ.

આ લેસ ચાદર અથવા પેટીકોટને માટે ઘણીજ ઉત્તમ છે

૧. ૧૧૦ સાંકળી લેવી.

લાઈન ૧ લી—૫, સાંકળી છોડી દઈને (૧) પાસો લેવો (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧૦) પાસા, (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧) પાસો (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧) પાસો (૨) સાંકળી (૧) પાસો (૯) પાસા (૨) સાંકળી (૧) પાસો ૮ વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી ફેરવો.

લાઈન ૨ જી—સોયાથી નવમી સાંકળીમાં (૧) પાસો દસમી સાંકળીમાં (૨) પાસા (૭) પાસા નીચેના પાસા ઉપર લો, (૨) સાંકળી (૪) પાસા. (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો ( દસ વખત ) (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઈન ૩ જી—(૩) પાસા છોડી દઈને જે નીચે કાણું છે તેના પર (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો ( આઠ વખત ) (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત ) (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી ફેરવો.

લાઈન ૪ થી—૮ સાંકળી છોડી દઈને બીજી લાઈનમાં બતાવ્યા પ્રમાણે (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા, (૨) સાંકળી (૧) પાસો ( ૫ વખત ) (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા, (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૯) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો ( ૩ વખત ) (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા ૪ સાંકળી ફેરવો.

લાઈન ૫ મી—૩ પાસા છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૯) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૮) વખત (૬) પાસા (૨)

સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી.

લાઈન ૬ ઠી—(૮) સાંકળી છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઈન ૭ મી—(૩) પાસા છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૧) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી ફેરવો.

લાઈન ૮ મી—(૮) સાંકળી છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૩ વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૮) વખત (૩) પાસા (૨) સાંકળી (૮) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઈન ૯ મી—(૩) પાસા છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૮) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી ફેરવો.

લાઈન ૧૦ મી—(૮) સાંકળી છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૬) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઈન ૧૧ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૬) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી ફેરવો.

લાઈન ૧૨ મી—(૮) છોડીને (૧૦ પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૯) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસો (૨) સાંકળી (૧) પાસો (૧૪) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઈન ૧૩ મી—(૩) છોડીને (૪) પાસા, (૨) સાંકળી (૧) પાસો (૧૪) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૯) પાસા (૨) સાંકળી (૭) પાસા (૯) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી ફેરવો.

લાઇન ૧૪ મી—(૮) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૨) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઇન ૧૫ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૨) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૧૦) સાંકળી ફેરવો.

લાઇન ૧૬ મી—(૮) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૯) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૯) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૦) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઇન ૧૭ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૦) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૩) વખત (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો

લાઇન ૧૮ મી—(૩) પાસા છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭ વખત) (૯) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો ૩ વખત (૯) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૦) વખત (૩) પાસા (૨) સાંકળી(૪) પાસા (૮) સાંકળી ફેરવો.

લાઇન ૧૯ મી—(૩) છોડીને (૮) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૨) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો

લાઇન ૨૦ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૯) પાસા (૨) સાંકળી (૮) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૨) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૮) સાંકળી ફેરવો

લાઇન ૨૧ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૪) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૯) પાસા (૨) સાંકળી (૭) પાસા (૯) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો.

લાઇન ૨૨ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૯) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૪) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઇન ૨૩ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૬) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો.

લાઇન ૨૪ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો ૫ વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૬) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઇન ૨૫ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૮) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો.

લાઇન ૨૬ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૩) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૮) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઇન ૨૭ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૧) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો

લાઇન ૨૮ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૯) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૬) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) સાંકળી ફેરવો

લાઇન ૨૯ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૯) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૮) વખત (૬) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૭) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો.

લાઇન ૩૦ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૬) વખત (૯) પાસા (૨) સાંકળી (૭) પાસા (૯) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઇન ૩૧ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૮) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૩) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો.

લાઇન ૩૨ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૦) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૫) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

લાઇન ૩૩ મી—(૩) છોડીને (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૮) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૯) પાસા (૨) સાંકળી (૧) પાસો (૮) વખત (૬) પાસા (૨) સાંકળી (૪) પાસા (૨) સાંકળી (૧૦) પાસા (૫) સાંકળી ફેરવો.

લાઇન ૩૪ મી—(૩) છોડીને (૧૦) પાસા (૨) સાંકળી (૭) પાસા (૨) સાંકળી (૧) પાસો (૧૦) વખત (૯) પાસા (૨) સાંકળી (૪) પાસા (૩) વખત (૨) સાંકળી (૧૦) પાસા (૨) સાંકળી (૧) પાસો (૩) વખત (૩) પાસા (૨) સાંકળી (૪) પાસા (૪) સાંકળી ફેરવો.

પાછું પહેલેથી શરૂ કરો.

તા. ક. (૨) સાંકળી (૧) પાસો લેસમાં ઘણે ઠેકાણે લેવામાં આવે છે ત્યાં દરેક વખતે પુરું ન લખતાં ૭ વખત ૮ વખત એવી રીતે લખેલું છે માટે જ્યાં એવી રીતે લખ્યું હોય, ત્યાં ઉપર બતાવ્યા પ્રમાણે (૨) સાંકળી (૧) પાસો લેવો.

## શરીરરૂપી ચમત્કારી સંચો :

વરાળયંત્રને ચલાવવા પાણી તથા કોલસાની જરૂર છે, તેમ આ શરીરરૂપી અદ્ભુત સંચાને ચલાવવા ખોરાક, પાણી તથા હવાની જરૂર છે. વરાળયંત્રમાં ખરાબ (ક્ષારવાળું) પાણી વાપરવાથી તેનું આયુષ્ય ઓછું થાય છે, તેમ શરીરને પણ સારા હવા, પાણી અને ખોરાક વિના નુકસાન પહોંચે છે, એટલે તેનાથી પોતાનું કામ બરાબર થઇ શકતું નથી અને તેનો ઉતાવળે નાશ થાય છે. પડી રહેલું વરાળયંત્ર ખવાઇ જઇ નકામું થઇ જાય છે, તે મુજબ શરીર પણ ઉદ્યમ વિના નિર્બળ તથા નકામું થઇ જાય છે.

—ડૉ. એમ. વૈષ્ણવ કૃત 'નવીન આરોગ્ય વિજ્ઞાન.'

# " કન્યાવિક્રયનું બળીદાન. "

લેખક—ના. ડૉ છ. છ. ગાંધા ( એલ. એમ. એસ. )

૧.

" ઓ ! મા રે ! મને મારો નહીં, રે ! અરે ! એ ! તમારા હાથમાં તે શું છે ? રે ! ધગ ધગતો લાલચોળ તવેથો લઇ તમે મને શું કરશો ? રે !...અરે ! મા ! અરે ! મા !...હવે હું કદિ પણ ઝાઝું નહીં ખાઉં ! આજે મારો ગુન્હો માફ કરો. "

" લુચ્ચી ! તું ઘણુંજ ખાઇ જાય છે ! રાંડ ! હજી નવ વર્ષની ગોટીકલી છો ત્યાં નો રોટલો આખ્ખો ચડાવી જાય છે કેમ ? અને કામ તો જરાએ કરતી નથી ! તને દેખીને હું તો ઉભીને ઉભીજ સળગી જાઉં છું; રાંડ ! લેતી જા ! આજે મારે તને ડામ દેવો છે ! છાની રહે ! ભાગે તે ક્યાં છે ? ઉભી રહે ! બસ ! "

એક કરૂણાજનક ત્રરાડ સાભળાણી, કડેકાટે ડામ દેવાઇ ગયો. બીજા ડામમાથી બચવા કુમળી બાળા બિચારી જીવ લઇને ત્યાંથી નાઠી, અને ઘર બહાર જઇ બૂમો પાડવા તથા રડવા લાગી. આજુબાજુનાં બૈરાંઓ ભેળાં થયાં, કેટલાક પુરૂષો પણ દોડી આવ્યા, મહુ બાપડીની દયા ખાવા લાગ્યાં, પણ પેલી તડકણી તેમજ કરડકણી માતા પાસે જવાની અને આવો જુલમ ગુજારવાનું કારણ પૂછવાની કોઇની હિંમત ચાલી નહીં.

થોડી વારે તે જુલમી માતાને ઘેરજ એક પરોણો આવ્યો, રોજ મળેલાં માણસોએ તેને ગનેલી બીનાથી વાકેફ કર્યો; તે બિચારાની આંખોમાંથી દડ દડ કરતા બાષ્પ બિંદુઓ ટપકવા લાગ્યા તુરતજ તેણે બાળાને તેડી લીધી અને હૃદય સરસી ચાંપી આશ્વાસન આપી છાની રાખી

સાંજના વાળુ ટાણે કમનસીબ બાપડીનો પિ[illegible] તેને સર્વે [illegible]નથી જ્ઞાત કર્યો અને [illegible]

જુલમીનો ત્રાસ સહન કર્યો હતો. પાલા પટેલ દેપા પટેલના જૂના સસરા થતા હતા અને પોતાની દોહિત્રી દુઃખી થાય છે આવી વાત તેમને કાને વારંવાર જતી, આજે તેઓ ખાસ તપાસ કરવા આવ્યા હતા; અને તેઓએ જે કાંઇ જોયુ અને કર્યું તે તો આપૂર્ણે જાણી લીધુ છે.

બાપડી હાલ તો છુટી. પોતાના નાના તેણીને સારી રીતે રાખતા. બાપડીની નાની નહોતી; એક માશી હતી; તે વિધવા હોવાથી પોતાના પિતાને ઘેરજ રહી હતી. પાલા પટેલે બાપડીને નિશાળે મોકલી, ત્યા તેણી સારી રીતે ત્રણ-ચાર ચોપડી ભણી, ત્યારબાદ તેણીની માશીએ તેને સારી રીતે ધાર્મિક પુસ્તકોનો ઘેર બેઠે અભ્યાસ કરાવ્યો અને ગૃહ કામમાં પણ પૂરતી પાવરધી કરી પાલા પટેલ પુત્રી તથા દોહિત્રીને તેડી પાલીતાણા, ગીરનાર, આબુ વિગેરે સ્થળોએ યાત્રાએ ગયા અને ત્યાંથી પણ વિવિધ પ્રકારનું જ્ઞાન ગ્રહણ કરી બાપડી ઘેર આવી. ટૂંકામાં બાપડી જ્યારે પંદર વર્ષની થઈ ત્યારે, કુદરતીજ અતિ સ્વરૂપવાન હોવાથી અને વળી સાથે વિદ્યાનું તેજ ભળવાથી, એવી તો વખણાવા લાગી કે "જ્ઞાતિમા તેના જેવી કન્યા બીજી છેજ નહીં."

આમ ઘેર ઘેર અને ગામે ગામ વાતો થવા લાગી. સારા સારા જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો કન્યાનું માગું કરવા પાલા પટેલ પાસે આવવા લાગ્યા. પણ પાલો પટેલ સહુને એમજ કહેતા કે "મારે મારી દોહિત્રી માત્ર પૈસો જોઇને તો આપવીજ નથી કુળમાં પણ હું પણ ઝાઝું માનવાવાળો નથી. મારે ભણેલ ગણેલ અને બુદ્ધિશાળી વર જોઇએ"

કૃષિકાર જૈનોની જ્ઞાતિમા કોઇ ઝાઝા ભણેલા વરો મળી શકતા નથી, તેથી પાલો પટેલ ઘણાને પાછા કાઢતો અને બાળનાઓને વાયદા આપતો, આથી કેટલાક "પોતાને તે એવી કન્યા કયાંથી મળે!" આમ નસીબને દોષ દઇ વળી જતા, કેટલાક "પાલોશા કન્યાને મોટી કરે છે તે ઘણુંજ ખોટુ કરે છે" આમ દોષ રોપણ કરી વળી જતા, અને કેટલાક તો "ચાલી ચલાવીને ઘેર ગયા અને સગપણ તો કર્યું નહી." આવુ માની ખોટું લગાડતા. આ માઠું લાગવા વાળાઓમાંનો એક માપો પટેલ હતો તેને તો એમજ થયુ કે "અરરરર! હું આવો મોટો માણસ અને મારૂં અપમાન! જો હું પૂરો હોઉ તો જરૂર તે છોકરીને મારી વહુ બનાવુ." આવા સોગન લઇ માપો પટેલ દેપા પટેલના ગામમા આવ્યો અને જ્ઞાતિમાના ખટપટીઆ એવા બેચાર જણને પોતાના વિચારો જણાવ્યા, લાંચ રૂશવત આપી અને પોતાના પક્ષમા કરી લીધા; તેઓ બધાને સાથે લઇ દેપા પટેલને ઘેર ગયો અને પેલી જુલમીને વાતોના રંગમાં ભોળવી લીધી, જુલમી એક તો બાપડીની કુદરતી દુશ્મન હતી અને વળી લક્ષ્મીની લાલચ આપી એટલે ઘણીજ ખુશીથી પોતાના પતિને સમજાવવાનું કામ માથે લીધુ. રાત્રીના દેપો પટેલ ઘેર આવ્યો ત્યારે જુલમીએ તેને સમજાવ્યો, પેલા ખટપટીઆઓ વિગેરેને બોલાવ્યા, બાપડીનુ સગપણ માપા પટેલના પુત્ર વેરે રૂપીઆ પાંચ હજાર આપવાની શરતે થઇ ગયુ; પેલું પાલાપટેલ સાથે થયેલું ત્રાગત ભલે કે યાદ તો આવ્યુ પણ "કોઇ પણ જાતનું વિઘ્ન આવે તેનો જુમ્મેદાર હું છુ." આમ કહી માપા પટેલે પોતાનું કામ પાર પાડયુ અને હર્ષને સાથે પોતાને ગામ ગયો.

૩.

દેપા પટેલે બાપડીનું સગપણ પોતાની રજા વગર કરી દીધું. આ વાતની પાલા પટેલને ખબર પડતાં તે ઘણોજ દીલગીર થયો; પણ દીલગીરીને બાજુએ હડસેલી પોતે તુર્તજ હિંમત ધારણ કરી અને પોતાના મન્મિત્રોની મદદ લીધી, કે જેનો નિવેડો "જ્ઞાતિ મંમેલન કરી ફરીયાદ નોંધાવવી" એમ આવ્યો.

કંકું પત્રિકાઓ લખાઇ ગઇ, દેપા પટેલના ગામમાં પણ પહોંચી ગઇ; બેંતાળીશ ગામના મહાજનમાં આ પાલા પટેલની ભલમનસાઇ જાણીતી હતી, ત્યાં બધે હાહાકાર થઇ રહ્યો. ગામના ખટપટીઆ માણસોજ જ્ઞાતિના અગ્રેસરો હોય છે અને તે પટેલપદ મેળવનાર માણસ કાંઇ ભલો હોતો નથી. તેનામાં અમુક પ્રકારની લુચ્ચાઇ, દોંગાઇ ને કુકર્મી તો હોયજ, બાકી પવિત્ર અંતઃકરણવાળો ગૃહસ્થ તે હોદ્દો કદિ પણ મેળવી શકેજ નહીં.

દેપા પટેલના પક્ષકારો પણ તેના ગામમા અગ્રેસરોજ હતા, તેઓએ પોતાના ગામની નાતને પોતાના પક્ષમાં મેળવી લીધી, પણ બેંતાળીશ ગામ આગળ પોતાના એક ગામનું ઓછુ ચાલશે આમ માની માપા પટેલને પોતાનું ગામ સમજાવી લેવા લખ્યું અને તદ્‌ઉપરાંત બીજાં પણ બે ગામના અગ્રેસરોને જે કાંઇક સગપણના હકથી અને કાંઇક આર્થિક લાલચથી તેઓ સમજાવી લેવામાં ફળીભૂત થયા. ટુંકામાં બેંતાળીશમાં આડત્રીશ ગામ એક પક્ષે અને ચાર બીજે પક્ષે આમ બન્યું. પણ ચાર ગામવાળા અને તેનાંના એક ગામનો પટેલ તો, એવો તોરી, હઠીલો અને વટ્ટવાળો હતો કે ન પૂછો વાત.

જ્ઞાતિ પાલા પટેલના ગામમાં મળી, પાંચેક હજાર માણસોનું મંમેલન પાલા પટેલના ખર્ચે જમ્યું. આ હજારો માણસોમાં મૂળ બાબતની ચર્ચા તેમજ ઉહાપોહ કરી શકે તેવા તો માત્ર ગણ્યા ગાંઠ્યાજ હતા. બાકી તો બધા પાલા પટેલનાં માલમિષ્ટાન ઉડાવવાજ ભેળા થયા હતા.

છેવટે સહુ નાતના ડેલામા એકત્ર થયા, પાલા પટેલે અરજ કરી અને થયેલું દસ્તાવેજ તેઓની સમક્ષ રજુ કરી દીધું; જ્ઞાતિમાંથી માંડ માંડ એકાદ જણ તે સપન વાંચી શક્યો.

પ્રિય વાચનાર! જ્ઞાતિ ભેળી થતાં અન્ય ઠેકાણે જેમ ગડગડાટ બડબડાટ થાય છે અને અયોગ્ય દેખાવો ઉપસ્થિત થાય છે તેમ આ જગાએ પણ થયા. અરે! આહીં તો ઘણાજ વિચિત્ર બનાવો બન્યા કે જેનું વર્ણન કરતાં મારૂં દિલ ખેંચાય છે; તે જણાવવા પણ હું રાજી નથી "હિંદ હજી કેટલો પછાત છે? અને ક્યારે સુધરશે?" આ પ્રશ્નો તારા મનમાં અનિશ્ચિતપણે ડોળાવા દેવા હું ઇચ્છતો નથી; સાંભળતાં, વાંચતાં તારા હૃદયમા આઘાત થશે અને તે આઘાતના કર્મો તરીકે પ્રાયશ્ચિત્ મારે લેવું પડશે. અલબત! જો હું તેનો કાંઇ અટકાવ કરી શકું તેમ હોઉં અગર તો તેમાં કાંઇ સુધારો કરી શકું તેમ હોઉં તો મારે જરૂર બોલવું જોઇએ પણ આમાં તો "જેવું છેવટ ખબર તે બહુ ખબર" આવો પુરાણજ અંજામ આવે તેમ છે, એટલે હું તો મૌનજ વિશેષ પસંદ કરૂં છું; આ બાબતોને સુધારવા માટે એક વ્યક્તિની બસો પાંચસો વર્ષની આવરદા જોઇએ;

માટે સમયને સોંપી હું તો એમજ ભલામણ કરૂં છું કે "દરેક વ્યક્તિ પોતે સુધરે, જાહેર હિંમત ધારણ કરી રૂઢીથી ડગી જાય નહીં અને પોતાનાં બાળકોને પણ વારસામાં તેવીજ જાહેર હિંમત અને અડગ ધૈર્ય બક્ષી જાય તો પછી જ્ઞાતિના ગોટાળા તરતજ સુધરે. બાકી એક વ્યક્તિ કે એક મંડળ કે એક બખરહુડ તે કરી શકશેજ નહીં, ભાષણો ત્યાં કામ આવશેજ નહીં, આમાં તો કરી બતાવવાની જરૂર છે; અને સમય આવ્યેજ તે થશે.

વેગળે જવા બદલ મારી ચાહી મૂળ વિષય તરફ વળતાં અને ટૂંકમાં પતાવતાં જ્ઞાતિ સંમેલને એવો ચુકાદો જાહેર કર્યો કે "દેપાશાએ કરેલું સગપણ રદ છે પાલાશાનો તનુ સંબંધે જે હક્ક છે તે જ્ઞાતિ ખાલસા કરે છે અને જ્ઞાતિનીજ તે બાઇ દીકરી છે અને તેથી જ્ઞાતિજ તેણીનું સગપણ વગર દોકડે કરશે."

દેપા પટેલના ખટપટીઆ પક્ષે ઘણીએ માથાફોડ કરી કે "દીકરી ઉપર બાપનોજ હક હોય, બીજાને લેવા દેવાજ શું" પણ આડત્રીસ ગામની એક સંપી આગળ ચાર ગામની ચોકડીનું શું ચાલે? તો પણ પાલા પટેલના હકને પાછુંસું દેવરાવનાર તે ચોકડીજ હતી નહીંતર જ્ઞાતિ પાલા પટેલના સારા લાભમાં ચુકાદો આપત. હાલમાં તો તે ખટપટ મંડળે જ્ઞાતિનો ચુકાદો માન્ય રાખવાનો ડોળ કર્યો ખરો !

૪.

આ પ્રકાર જ્ઞાતિ તદ્દન અજ્ઞાનાવસ્થામાજ હજી છે, સરસ્વતી દેવી સાથે તેને બારમો ચંદ્રમા છે; વિશેષ વર્ણન નહીં કરતા, જ્યારે બીજે દિવસે તે જ્ઞાતિ આપડીનુ સગપણ કરવા જ્ઞાતિગૃહમાં ભેળી થઈ ત્યારે ત્યાં જે રીતે કાર્ય કર્યું, તેનું લગ્ન લિખિત શબ્દોમાં મારા તરફથી થયેલું વિવેચન વાંચીનેજ, વાંચકવર્ગ મારા કથનનું ખરાખરું વિચારી લેશે એવી આશા રાખું છું.

જ્ઞાતિના મોટા પટેલ પોતાના ઉર્ધ્વ આસન પર વિરાજમાન થયા; જ્ઞાતિ ગૃહસ્થોના કુમારોમાંથી વીશ વીશ વર્ષના કુમારોને બહાર ખેંચી કાઢવામાં આવ્યા, પેલા ખટપટીઆઓના આગ્રહથી દેપા પટેલે માનેલો જમાઈ એટલે કે માધા પટેલનો પુત્ર પણ આ કુમારોમાં ભળી રહ્યો.

જંગલી હવાપાણીથી બનેલા હૃષ્ટપુષ્ટ અને બ્રહ્મચર્યના પ્રતાપે તેઓએ મેળવેલી લાલ ગલોલા જેવી તંદુરસ્તીવાળા પણ મગજના ખાલી અને અક્કલના ઠ જેવા કુમારોનું પ્રદર્શન જ્ઞાતિ શેઠ સન્મુખ આવી ઉભું રહ્યું કે તુરતજ શેઠે બુમ પાડી "કાગળ લાવો, કાગળ લાવો:" એક માણસ આ હુકમ બજાવવા તુરતજ દોડ્યો અને સામે આવેલી ગાંધીની દુકાનના ઓટલા ઉપર પડેલો કાગળનો કટકો લઇ ઉતાવળો ઉતાવળો, શ્વાસભેર આવી, તે જ્ઞાતિ શેઠ પાસે રજુ કરી દીધો; દીર્ઘ સમય પહેલાંનો, પણ આગળ ભૂમિમાં છપાએલો, પસ્તીના કાગળનો મેલો ગંદો ખાળુગ્ની વાસવાળો ટુકડો જોઈ જ્ઞાતિ શેઠે પેલા માણસ સામે ડોળા ઘુરકાવ્યા, પેલો તો વગર સમજ્યે ભયભિત જેવો થઇ ત્યાંજ ઉભો રહ્યો, શેઠે બે ચાર સીની નાળ જેવી ગાળો ચોપડી દીધી અને ખસી જવાનું તિરસ્કૃત ફરમાન સંભળાવી દીધું, પેલો માણસ પણ આપડો. જ્ઞાતિ શેઠની આંખ ખાવી

મહાતીર્થમાં નહાવા જેવુંજ ફળ આપે છે આમ માનનારો હતો એટલે પોતે હસતો હસતો અને બીજાને હસાવતો હસાવતો ત્યાંથી વિદાય થયો.

દરમ્યાનમાં બીજો એક મમજુ માણસ જઇ કોરા કાગળનો ટુકડો લઇ આવ્યો, જ્ઞાતિ શેઠે તેના તરફ જરા મિજાજથી જોયું અને સહેજ હસી દીધું. અહોહો !. "નાતના શેઠ પોતાની સામું જોઇ હસ્યા." આ વિચારે તે મલકાતો મલકાતો પાછે પગે પોતાને આસને ગયો અને "હવેથી પોતાના ભાવ વધી ગયા" આમ માનવા લાગ્યો.

જેટલા વાંઢા છોકરાઓ સામે ઉભા હતા તેટલીજ ચીઠ્ઠીઓ પેલા કાગળમાંથી ફાડવામાં આવી ત્યાર બાદ પેલા કુમારોને નામ પૂછવામાં આવ્યાં; આ વખતે દેખાવ જરા જોવા જેવો હતો. જ્ઞાતિ શેઠ નામ પૂછે અને દરેક કુમારનો ચહેરો બોલતાં બોલતાં લાલ લાલ થઇ જાય; અને તેને શરમ તો એવી લાગે કે "જાણ્યે કેમ હમણાં કોઇ મારી લાજ લુંટી લેશે !" નામોચ્ચાર જેમ તેમ કરી તુરતજ ત્યાંથી પલાયન થાય તે પોતાની જગાએ જાય ત્યાં સુધી શ્વાસની આવજા બંધ ! ઠેકાણે પહોંચ્યા બાદ છુટથી શ્વાસ લે અને અન્ય જનો સમક્ષ વાંચી આંખે જોઇ આશા ભર્યું મૂંગું હસે.

જ્ઞાતિ શેઠે પોતાને હાથેજ તે ચીઠ્ઠીઓ કે જેની અંદર શેઠ સાહેબના; સત્તરમી સદીનું સ્મરણ કરાવે એવા, સ્વહસ્તેજ લખેલા અક્ષરો હતા, તેની ગોળીઓવાળી અને પછી વળી ફરમાન કાઢ્યું "પવાલું લાવો, પવાલું લાવો" આ ચીજ તુરતજ લાવવામાં આવી કેમકે આ જ્ઞાતિનું એક પાંચ વર્ષનું બાળક પણ તે ચીજથી અજાણ્યું હોઇ શકે નહીં. ગોળીઓને પવાલામાં પધરાવી શેઠ સાહેબે તે પવાલાને પોતાના હાથથી ઉંચું, નીચું, આડું અને અવળું કરવા માંડ્યું અને ફરમાન નંબર ત્રીજાનો ઉચ્ચાર થયો.

"બાળા પટેલ લાવો હવે કન્યાને હમણાં નિકાલ થઇ જશે." આજ્ઞા હાજર થઇ.

પોતે શોધી કાઢેલી આ યુક્તિ ઉપર પોતેજ વારી જતા હોયની તેમ મ્હોં મલકાવી સ્મિત ઉમેરી બાળાને હુકમ કર્યો "બચ્ચી ! આમાંથી એક ચીઠ્ઠી ઉપાડ."

બાળા શરમાઇ ગઇ. જૂના જમાનાના સ્વયંવર તેણીનાં ચક્ષુ સમિપ ફરવા લાગ્યા, અને તેણીએ એમજ માન્યું કે "હવે મારું સગપણ જ્યાં થશે ત્યાં ઇશ્વરી પ્રેરણાથીજ થશે અને તેથી તેજ મારો પતિ થશે."

હોરામણ, બેન, પણ જરા થરથરતો હસ્ત સાડીમાંથી બહાર નીકળ્યો, સહુની નજર ત્યાંજ ચોંટેલી હતી; પવાલામાંથી એક ચીઠ્ઠી બહાર આવી; સર્વત્ર ગંભીરતા તથા ઉત્સુકતા છવાઇ રહી હતી. શેઠ ચીઠ્ઠી ઉખેડવા લાગ્યા બાળાને જતી રહેવા સંજ્ઞા કરી દીધી. કેટલાક અધીરા પરિણામ જાણવા ઉભાજ થઇ ગયા કેટલાક આગળ બેઠેલા ઉભડક બેસી ગયા, કેટલાક ઓઠીંગણવાળી બેઠા, દરેકનું મ્હોં શેઠ તરફ લંબાવેલું એટલે કે સહુ ઉત્કંઠ હતા.

ખટપટીઓ પણ ઇશ્વરની પ્રાર્થના કરતો હતો કે "હે ! ભગવાન ! બાપા પટેલના કુમારનું નામ નીકળે તો સારું." (અહાહા ! પોતાનો દુષ્ટ હેતુ પાર લાવવા માટે દુષ્ટ અને અધમ જનો પણ પરમાત્માની પ્રાર્થના કરતાં શરમાતા નહિં હોય ?) પણ અફસોસ !

પાલા પટેલથી છુટી પડતા ઘણુંએ રડી, કોર્ટમા કકલ્યુરમ છવાઇ ગયો, પણ તે ગમનો ઉપભોગ લેવાની પેલી ચોકડીના પથ્થર જેવા હૃદયમાં જગા નહોતી બાળાએ ઘણીએ વિનતિ કરી કે "સાહેબ! મારે મારા બાપને ઘેર જવુ નથી ત્યાં મારી સાવકી માતા મને બહુ ત્રાસ આપે છે" પરન્તુ ન્યાયાધીશ સાહેબે એવો જવાબ આપીને લાચારી બતાવી કે "બહેન! હું શુ કરું! મને તારી ઘણીએ દયા આવે છે, પણ તું હજી તારી મરજી મુજબ કરી શકે તેના કરતાં કાચી ઉમરની છે એટલે કોર્ટ તારી ઇચ્છાનુસાર વર્તી શકતી નથી"

પાલા પટેલે અંતે વિજ્ઞપ્તિ કરી કે "સાહેબ! આ લોકો આ બાળાને પૈસા ગ ળ મે. હનકા માણસના પુત્ર વેરે પરણાવશે અને મારી ઇચ્છા હજી પણ પણ કાંઇક તે બીનુ સારું કરવાની છે તો તેમ કરવાનો મને કૃપાની રાહે વખત આપો અને તે લોકો તુરતમાજ પરણાવી ન દે તે બદલ મને જામીનગીરી અપાવો," આ અરજ માન્ય રહી અને તેના અરપટીઆઓ પાસેથી "જે આ બાળાને કોર્ટના વધુ હુકમ સુધી ક્યાંઇ પણ પરણાવવામાં આવશે, અગર બાળાને તમારી પાસેથી હરકોઇ રીતે ગુમ થવા દેશો તો તમારે કોર્ટને ત્રણ હજાર રૂપીઆ આપવા પડશે અને તે રૂપીઆનો જામીન આપી બસ બાળાને તમે તેડી જાઓ" આમ કબૂલાત કરાવી.

•પેલાઓએ તુરત જામીન આપ્યો અને બાપડીને તેડી રવાના થઇ ગયા

હાલ તો ખટપટીયુ મંડળ પ્રબળ થયું દેખાયું, બાપાશા જરા ફાવ્યાથી ફુલ્યા નાન્હા દાનાશાને ત્યા અતિ દિલગીરી ફેલાઇ ગઇ, પાલાશાની ચિંતાનો પણ પાર નહોતો અને બેચા આડત્રીશ ગામના પટેલો તો એમજ માનવા લાગ્યા કે " રરર! આવુ દંદાનુ નાતનું અપમાન! નાતનો સુકાદો તેઓએ માન્ય ન રાખ્યો! ગીર છે જોઇ લઇશુ!" આ બોઇલેવાવાળામાથી બે ચાર જણને તો જબરી ચાનક ચડી, તેઓને એમજ લાગ્યુ કે 'હાયરે! હવે આપણે નીચા થઇ ગયા, તેથી તેઓએ દેપા, બાપાને પૂર્ણ શિક્ષા કરવા નિશ્ચય કર્યો. બે જણ સંકેત મુજબ પાલા પટેલ પાસે અને બે જણ હાલા પટેલ પાસે ગયા. પાલા પટેલને સમજાવ્યા કે "અરે! આ તમારા પૈસામા શુ પૂળો મુકવો છે? નિરાશ થઇ બેસી શુ રહ્યા છો? નાતનુ બળ શુ મિથ્યા થતુ હશે? કાંઇક ઉપાય કેમ જોતા નથી કે હમણા તો અપેકુ બિલ્લને ફાવી ગયુ છે?" હાલાશા પાસે જનાર ઉપ્પુરેગન એમ બોલ્યુ કે "અરરરર! તમને શરમ નથી આવતી? તમારી કન્યા બીજે લઇ જાય? તમારી પછી આબરૂ શુ? તમને ભવિષ્યમાં દીકરી દેશે કોણ?

આ સવાલોનો જવાબ પાલા પટેલે તો એમજ વાળ્યો કે "મારી તો મતિ મુઝાઇ ગઇ છે, તોપણ મારો બાપડી તરફનો વાત્સલ્ય ભાવ એટલો તો પ્રબળ છે કે જો નાન કાઇ તેણીના ભલા માટે પગલાં લેવા માગતી હોય તો તેમા મારો સંપૂર્ણ ટેકો છે" હાલો પટેલ ચક્રભ દેવ તથા ભોળા હતો, બીજાનો નચાવ્યો નાચે તેમ હતો તેથી તેણે એમ કહ્યું કે "પણ ત્યારે હવે કરવુ શુ?" જવાબ એમ મળ્યો કે "કરવુ શુ? બસ! તમે રજા આપો તેટલી વાર છે! કાલ સવારે તમારા દીકરાને તે કન્યા સાથે પરણાવી આપીએ પછી શુ? જો વિચાર હોય તો ચાલો બેઉ અને હાલો પાલાશા પાસે તેઓ સહુ પાલાશાને ગામ આવ્યા.

એક પ્લૅન—એક પ્લૉટ સહુએ મળી રચ્યો; વચમાં વચમાં કોઇ મુશ્કેલી કાઢતું તો એક જણ તો એમજ જવાબ આપતો કે, "હવે આ રાજ્યમાં પૂછે છે કોણ? જર ચાહે સો કર, એકવાર આપણું કામ કરી લઇએ અને પછી થાયજ શું? કદાચ બે-પાંચનો ખર્ચ થશે તો ભોગવી લઇશું. અને વળી! આ તો એવું થશે કે એને લોકો એજ ફાસીએ ચઢશે."

આ બાપડાને ખબરજ નહોતી કે આ રાજ્ય કેટલું ન્યાયી છે. તે તો જ્યારે અદ્દલ ધન્માક થયો ત્યારેજ તેણે જાણ્યું.

૬

"ચાલને બહેન આપણે મારી વાડીએ જઇએ! ત્યાં બોર સરસ આવ્યાં છે! આપણે ખાઇશું; જરા મીઠું મોઢું થશે અને ગમ્મત પણ મળશે."

"ચાલો, ભલે! હું પણ ઘરમાં પડી પડી મુંઝાઈ ગઇ છું: ચાલોને હમણાંજ વળી આવશું."

"હા! ચાલ હજી સૂર્યાસ્તને થોડીવાર છે અને તેટલા વખતમાં તો આપણે આવતાં પણ રહીશું."

તેઓ ચાલ્યા; લગભગ અર્ધો એક ગાઉ તો બાળાએ ચૂપચૂપ ચાલ્યાજ કીધું પણ પછી પૂછ્યું.

"નેણુભાઇ! તમારી વાડી તે હજી ક્યારે આવશે? આ બાજુ તો કોઈની વાડી હોય એમ લાગતું નથી; આ સામે તો બધા ડુંગર દેખાય છે, તમે મને ક્યાં લઇ જાઓ છો?"

"જો બાપડી! તું કાંઇ અમારી નજરે હવે નાની નથી કોઈની નજરે નાની હોઇશ, માટે તને સમજુને વધારે શું કહેવું?"

બાળા ઉભી રહી; અને પૂછ્યું.

"શું આપણા આ પ્રવાસમાં કાંઇ ભેદ છે? જો હોય તો મને તુરત જણાવો; અને તે જાણ્યા પછીજ હું તમારી સાથે આગળ ડગલું ભરીશ."

"ગાંડી ન થા. અમે તારા મારા સારૂજ કરીએ છીએ તારૂં ચિત્ત સ્થિર કર, આપણે હાલાશાને ગામ જવું છે!"

"શા માટે?"

"ત્યાં તારાં ચૂપચૂપ અને ઘડિયાં લગ્ન કરવા માટે."

"નેણુભાઇ! જો કે મારી જિજ્ઞાસા મુજબનાંજ સાસરાં મેળવી આપવામાં તમે મદદ કરો છો તોપણ આ મારૂં "નયન" તમે, નેણુભાઇ નયનભાઇ જે રીતે કરો છો તેમાં આપણે કાંઇક પાપ કરતાં હોઇએ તેમ મને ભાસે છે, આપણને કાંઇક થશે તો? મારા પિતાને કાંઇક થશે તો?"

"જો બેટા! આપણને કાંઈ નહી થાય. આ કામ હું એકલીજ નથી કરતી; આમાં આખી જ્ઞાતિ સંમત છે, મારી ફરજ તો તને બે ગાઉ સુધીજ લઈ જવાની છે; ત્યાં બીજા બે માણસો ઉભા હશે, તેઓ બધું પૂર્ણ કરશે."

"અરે! પણ મારા બાપને કાંઇ વાંધો આવશે તો?"

"તારો બાપ તો દુષ્ટ છે; તારા એકમાંથી બે ભવ ફકત પૈસા માટેજ તે કરવા માગે છે; મામાશા ઉપર નાતની જબરી ખીજ છે, તને હાલાશાના દીકરા સાથે પરણાવશું અને તારા બાપને રૂપિઆ આપશું એટલે ઘીના ઠામમાં ઘી પડી રહેશે. સમજી, લે હવે રાજી થઇજા, જો પેલા માણસો પણ આપણી સામાજ આવે છે."

"મારા પિતાએ નક્કી કરેલો પતિ તો મને માન્ય નથીજ; હાલાશા જ મારો સસરો બનશે, અન્યથા બનવા પહેલાં આ શરીરનોજ અંત આવી જશે, તે ચોક્કસ માનજો."

પેલા માણસો આવી પહોંચ્યા, સાથેના ગાડામાં બાઝા, નેણબાઇ, વિગેરે બધા ગોઠવાઇ ગયાં, રગશીયુ માફાવાળું ગાડું અંધારી ઘોર રાત્રીએ અખંડ શાંતિ વચ્ચે આગળ આગળ ગબડવા લાગ્યું.

પાંચ સાત ગાઉ ગાડું જતા એક વિઘ્ન નડયું, એક રજપૂત ખેડુત બાઇનું ગાડું પાસેથી પસાર થયું, અંદર થતી વાતો ઉપરથી ચાલાક બાઇએ અનુમાન ખેંચી લીધું, આ બાળાની હો હા તો આખા પ્રદેશમાં થતી હતી એટલે બાઇને જરા કાંઇ મનન ભાવ ઉત્પન્ન થયો, બૂમો પાડી, હોકારા કરી ગાડું ઉભું રખાવ્યું; દમ દીધો, છેવટે બાઇની મુઠીઓ ગરમ કરવામાં આવી એટલે ગાડું આગળ ચાલ્યું. નિર્મિત સ્થળે પહોંચ્યું; એક વિધવાને ત્યાં બધાં ઉતર્યા; રાતો રાત તથા બીજે આખો દિવસ બાળાને સંતાડી રાખવામાં આવી; બીજી રાતના કેટલાક પાણીદાર નાતીલાઓની સમક્ષ બાઇના ગાંધર્વ લગ્નથી કાંઇક ચડીયાતા લગ્ન થઇ ગયા.

હમણાં તો બાઇએ પોતાને સંપૂર્ણ સુખી માની, પણ તેણીને બિચારીને શું ખબર કે પેલી ચોકડીને ખબર પડતાં તેણીની તથા પાણીદાર પટેલીઆઓની કેવી ગતિ થશે!".

૭.

"અરર! મામાશા! તમે આવ્યા! ભલે આવ્યા! અમે તમારીજ વાટ જોતા હતા! ઓહો હવે શું કર્યું! પેલા તો કન્યા ઉપાડી ગયા! અને પરણાવી પણ દીધી, અરે! રે! આપણી તો કન્યાએ ગઇ! નાક કપાઇ ગયું! અને નવી રૂપિઆ ત્રણ હજાર જામીનગીરીના પણ આપવા જોઇશે! હું નહોતો કહેતો કે નાત સાથે વિરોધ કરો નહીં"

"જુઓ, ભાઇ! આ પ્રસંગ હિંમત હારવા જેવો નથી. બધા વિચાર કરી કાંઇક રસ્તો કાઢો તો ઠીક."

"અરે! પણ વિચાર તે શું કરે? આપણી દીકરીની તેઓએ વહુ કરી લીધી તે કેમ સેંખ્યો ઘણી?"

"અને નવી રૂપિઆ ત્રણ હજાર શું એમના બાપ માથે મુકી દેશે?"

"તમે નકામા ડરો છો; પરણી ગયા છે એમ આપણે માનીએજ શું કરવા?"

"આપણે કદાચ એવી વાત જાહેર ન કરીએ પણ આ આપાશા કાંઇ તે કન્યા હવે કબુલ કરે?"

"અરે! મને તો મારૂં "પણ" રહેતું હોય તો કાંઇએ વાંધો નથી. એવી રૂપાળી વહુને બીજાના ઘરમાં રહેવા દેવાય કે? એમ તો કોઇ આપણી વહુ દીકરી ઉપર અત્યાચાર કરી જાય તેથી શું આપણે વહુને કાઢી મૂકીએ છીએ? બાપની પરવાનગી વગરનાં ગુપચુપ લગ્ન તો એક જાતનો બળાત્કારજ કહેવાય; કન્યા અણસમજુ છે; માટે હિંમત હારો નહીં અને હાલો કોર્ટમાં."

"ઠીક છે; ચાલો તો ખરા જોઇએ વકીલ શું કહે છે?"

બધા શહેરમાં ગયા. વકીલ સાહેબે, વિગત જાણી એમ સલાહ આપી કે "તમારે તમારી પુત્રીને ઉપાડી ગયાનુંજ કહેવું, પરણી જવાની વાતજ ન કરવી."

કોર્ટમાં કન્યા ઉપડી ગયાની વાત જાહેર થઇ. ન્યાયાધિશ સાહેબને પાસા પટેલની આ ઉદ્ધતાઇ ઉપર ગુસ્સો આવ્યો. પોલિસને તુરતજ હુકમો અપાયા કે "જ્યાં હોય ત્યાંથી કન્યાને મેળવી દેપાશાને સોંપો."

ખટપટીઆઓએ બાતમી આપી અને પોલિસે હાલાશાને ઘેર દરોડો પાડયો. બાપડીને પોલિસે સ્વાધીન લીધી અને દેપાશાને સોંપી.

દેપાશાએ ગાપાશા તથા બીજા ખટપટીઆના કહેવાથી બાળાને એક અંધારી કોટડીમાં કેદ પૂરી દીધી, આડો એક લઠ્ઠ સીદી ચોકી કરવા માટે બેસાર્યો, અને એક વિધવા, અપંગ અને વૃદ્ધ બાઇ બે વખત ફક્ત ખાવાનું પહોંચાડે એવો બંદોબસ્ત થયો.

અહાહા! બાપડીના ક્યા અપરાધનું આ ફળ હશે? અધૂરામાં પૂરૂં પેલી જુલમી આવી આવીને અનેક તરેહનાં વાંકા બોલી જતી અને હજી પણ બીજા ડામ દેવાની ધમકી આપતી હતી. બાળા રડતી, આંખો સુઝી જતી; ગામના માણસો પણ ફટફટ કરતાં કે "લે; બાઇ હાઉ! રાંડ લાગીજ ગઇ! અરે! આતો હળાહળ કળજુગ આવ્યો કે?" વળી એક બાઇએ તો એમજ વાત ઉપાડી કે એ છોકરીજ એવી અભાગણી છે. જુઓને દેપા પટેલને ઘેર તેણીનો જન્મ થયો ને બધી મિલ્કત હરાઇજ ગઇ (જો કે આનું કારણ તો પેલી કર્કશા જુલમીજ હતી). પછી બાઇ ગઇ. પાલાશાને પનારે તો ત્યાં પણ ચાવડ ચડ્યું! વળી નિશાળે ને કોર્ટમાં ઘીંચાઇ જવું એતો જૂદી વાત! વળી આવી નાતમાં; તે નાતનો પણ કેટલો ફજેતો? વળી રાંડવું સગપણ કર્યું ગાપાશાને ઘેર તો ગાપાશાએ દુઃખી દુઃખીજ દેખાય છે; અને નાતે દીધી હાલાશાને! અરેરે! તેનું તો ગિર્યાંચાનું નાકજ કપાઇ ગયું! કન્યા આઇ જો, વળી કોર્ટમાં દોરાશે! અરે! હવે વળી અભાગણી જ્યાં જશે ત્યાં કોણ જાણે શું એ કરશે!

એતો ચુડેલ છે ચુડેલ! ડાકણ છે ડાકણ! એનું મોઢું જોઇએ તો પણ આપણે ઇશ્વર બચાવે!!

અહાહા! પ્રિય પાઠક! જોયો આપણો આર્યસંસાર! પણ આ બધી ગાજનોનું

મગ પેલો દુષ્ટ રિવાજ "કન્યા વિક્રય" જ છે અને તેથી તે રિવાજને તું તિલાંજલી આપીશ અને બીજાઓને અપાવીશ તો જરૂર આ બાળાનું દુઃખ ઓછું કરવાનું પુણ્ય તને હાંસલ થશે એક બાબતમા બાળા રહેજ નસીબદાર હતી! પેલું ખટપટીયું મંડળ તર્કોને વાચ્ચાળુથી વીખર્યું નહીં, કેમકે તેનો અમુક સ્વાર્થ હતો. તેને પોતાની ઇચ્છા મુજબ, પોતે શીખવે તે મુજબ બાળા પાસે કોર્ટમાં જુબાની અપાવવી હતી, અને પેલા "નપત" કરનારાઓને શિક્ષા અપાવવી હતી. દૂધો પટેલ બાપડીને સમજાવતા કે—

"બચ્ચી! તું એમજ કહેજે કે મને ભોળવીને જોર જુલમથી ઉપાડી ગયા, હું રડવા મંડી એટલે મારા મોઢામા ડુચો ખોસ્યો, એક માઇને ત્યા મને રાખી. મારા લગ્ન થયા નથી." બાળા મુગે મોઢે સાંભળતી અને "मौनं संमति लक्षणं" ના સૂત્રને વાજબી ગણી તેઓ ત્યાથી ખુશી થતા થતા જતા રહેતા.

બાળાના દિવસો ઝુરી ઝુરીને કલ્પાંત કરવામાજ જતા, આંખોમાંથી અશ્રુ ખુટી ગયા હતા. હવે તો લોહી ઝરે તેજ બાકી હતું પણ બિચારી કન્યાવિક્રયનું બલીદાન થયેલી બાળા બીજુ કરે પણ શું?

૮.

"મારા વિચાર મુજબ તો હવે આપણે જલદી પરણાવી દેવાની પરવાનગી મેળવી લઇએ"

"અરે! પણ આપશે?"

"આપણે એમ કહેશું કે "પાલોશા અને હાલોશા પાછા પણ નસાડી જવાની પેરવી કરી રહ્યા છે." એટલે કાં નહીં આપે?"

"હા. તે વાત ખરી"

"અને વળી! વળી આપણે એમ પણ ઠોકશું કે" સાહેબ! ગયે વખતે અમારી કન્યા ભોંઠ મોડ બચી ગઇ છે, પણ આ વખતે તો તેઓ જો "હરણ" કરી જવા પામ્યા તો જરૂર પરણાવી દેશે અને અમારી આબરૂ જશે."

"બરાબર છે! બરાબર છે! ખરેખર "આકાશના રાજા" પટેલ તમારી બુદ્ધિને ધન્ય છે! તમે જો ન હોત તો આ ખટપટમાં અમે ફાવત નહીં. આતો આગે જરાક મુંઝાઇએ કે બસ તમે અને આ "ચાદવા" પટેલ બન્ને જણુ મળીને એવુ તો પૉઇંટ અમને બતાવો છો કે ન પૂછો વાત."

"હશે! હવે ખુશામતની વાત જવા દો અને ચાલો વકીલ પાસે"

વ્હાલા વાચનાર! વકીલની વાકચાતુર્યતાથી અને પાલાશા ઉપર દોષારોપણ થવાથી તેમજ કાયદો પણ તેમજ કહેતો હોવાથી ન્યાયી ન્યાયાધીશ સાહેબે પરવાનગી આપી દીધી

બાપાશાના હર્ષનું હવે પૂછવુજ શું? ભલે જે એકવાર પરણેલી પણ રૂપાળી, ભણેલી ગણેલી અને વળી પોતે મહામુશીબતે મેળવેલી કન્યા, ઉલટ પોતાની તો થઇ.

દાન આપી, વિધિ પુરસ્સર લગ્ન થયાં બીજીવાર થયા? નહીં, ખરેખરા તો આ

વખતેજ થયા. પણ પહેલીવાર પણ જો આ યુગમા અમલના ગાઘર્ટ લગ્નને માન આપવામાં આવતુ હોયતો બીજી વાર !

બાળાની આંખેમાંથી શ્રાવણ ભાદરવો વહેતો હતો; તેજ દેહખાનામાં, તેજ અંધારી કોટડીમાં તેણીને લગ્નનો પોષાક પહેરાવવામાં આવ્યો, અને જ્યારે જોર જુલમથી તેણીને માયરી પૂજા માટે મંડપમા લાવવામા આવી ત્યારે તેણી બેશુદ્ધ બની ગઇ હતી; તોપણ જેમ તેમ હસ્ત મેળાપ, ચોરી, ફેરા વિગેરેની ક્રિયાઓ કુષ્ટોએ જોરથી કરી ચાર જણે પકડી, બાથમાં ઘાલી ધકેલી ધકેલીને પણ ફેરાની વિધિ પૂર્ણ કરી

છેવટે જ્યારે બાઇ મૂર્છાવશ થઇ, ત્યારે પાછી પેલા કારાગૃહમાં પૂરાઇ ગઇ

ત્રણ દિવસ જાન રોકાણી, સહુ હોંશે હોંશે જમ્યા, માત્ર બાપડીજ અન્ન લેતી ન હોતી અને સખ્ત તાવથી પટકાઇ પડી હતી

જાન રવાના થઇ, વર એકલોજ ગયો, કન્યા દેપાશાની અંધારી ઓરડીમાંજ રહી, તેણીનામાં બેસવા, ઉઠવાની શક્તિજ ક્યાં હતી ? ગાડામા બેસારાય તેવી સ્થિતિજ નહોતી, તાવનુ જોર સન્નિપાત વિગેરે હતા. જુબાની આપી શકે અને પેલા ઉપાડી જનારાઓને શિક્ષા થાય ત્યા સુધી જીવતી રહેતો સારૂ આવી ઇચ્છાએ તેણીના ગામડાની રૂઢી મુજબ દવા દારૂ થતા હતા ! ! !

૯

આજ કોર્ટમાં કેસ છે, હાલાશા અને પાલાશા ઉપર "નયન" નો ચાર્જ છે, આ "પોલિસ કેસ છે " જાન ભેળુંજ શ્વસુર ગૃહે ન જવુ પડ્યું તેથી બાપડીનો રોગ કંઇક હલકો થયો હતો તેથી તેણીને ગાડામાં નાખી શહેરમા લઇ જવામાં આવી. આખે રસ્તે ખટપટીઆ મંડળે જુબાની કેમ આપવી તે સંબંધે માથાફોડ કર્યાંજ કરી, બાળાને પજવ્યાંજ કરી, પરિણામે કોર્ટમાં બાળા આવી ત્યારે તેણી પાછી અસલની પેઠેજ ચિત્તભ્રમિત થઇ ગઇ જુબાની વખતે તેણી એક પણ સવાલનો જવાબ આપી શકે નહીં; પહેલી વખત સવાલ પૂછાય ત્યારે સ્તબ્ધ, આંખોમાથી આંસુ, બીજી વખત પૂછાય કે મ્હોટે સાદે રડવુ અને યદ્વા તદ્વા બકવાદ; આ ઉપર ડાક્ટરી તપાસ થઇ, ડાક્ટરે "જુબાની આપવા અશક્ત છે " એમ જણાવ્યુ. બાળાને પાછી કોર્ટમાંજ સુવાડી દેવામાં આવી.

પાલાશા તથા હાલાશાએ જુબાનીમાં એમ લખાવ્યું કે જ્ઞાતિની સંમતિથી અમે આ કાર્ય કર્યું છે. માટે ગુન્હેગાર આખી નાત ઠરવી જોઇએ, તેઓના વકીલે પણ એમજ કહ્યું કે "આ જ્ઞાતિનું કરેલુ કાર્ય છે " પણ ખરેખરી કમનસીબી તો હવે બેઠી !

જ્ઞાતિના અગ્રેસરો કે જેઓ હાલાશા તથા પાલાશાને ચડાવવા, ફુલાવવા ગયા હતા તેઓની જુબાની લેવામાં આવી.

આ જ્ઞાતિ ઘણીજ બીકણ હોય છે, એટલે કે પોતા માથે આવે ત્યારે બચી જવાનો જોગ પહેલો કરે તેઓને ભય લાગ્યો, તેથી તેઓએ નનૌજ વાસ્યો, "સાહેબ અમે કાંઇ જાણતાજ નથી, અમને કાંઇ ખબર પણ નથી, અમે જ્ઞાતિ ભેલો થઇ એવુ પણ નહીં

નાખુતા હોઇએ કે ઉપાડી જવાનુ કાર્ય ગુન્હા ભરેલું કહેવાય! હાય! હાય! કેટલુ જુઠુ! કેવી ફેંગાપ્તી! ગ્નાતિ. શેઠની શિખામણે ચડનારની આ શી વલે! આ શો વિશ્વાસઘાત!!

પેલી રસ્તામાં અટકાવનાર રજપૂત બાઇને ખટપટીઓએ તરફથી શીરીમીરી મળી હતી, તેણી હાજર થઇ અને સાક્ષી તેઓના લાભમા આપી. તેણી તો વળી એક બાજુથી ખાઇ ગઇ!

બસ! પછી હવે બાકી શુ રહ્યુ? ગ્નાતિ પટેલોએ આગળથીજ ગોઠવણ કર્યા મુજબ લીખુબાઇને, પેલી જેને ત્યાં ઉતારો કર્યો હતો તે વિધવા બાઇને તથા પેલા ગાડામાં બેસારી લઇ જનાર બે માણસોને પહેલેથીજ એવીજ ધમકી આપી હતી કે "ખબરદાર! જો નાતનું અગર તો અમારૂ નામ લેશો તો તમને નાત બહાર મકશુ."

એટલે તેઓએ બધાએ એમજ કહ્યું કે "અમને તો પૈસા આપી હાલાશાએ જ આ કામ કરવા મૂક્યુ હતું."

ન્યાયાધીશ સાહેબે ફેસલો મળાવ્યો તેમા હાલાશા, પાલાશા, પેલા બે ગાડાવાળાઓ અને તેણુબાઇને કેદ તથા દંડની શિક્ષા થઇ ગઈ; પેલા ખટપટીઆઓને તો સોનાનો સૂર્ય ઉગ્યો કેમકે આવા દુઃખમા ફસાયેલા તરફ પણ તેઓની સદબુદ્ધિ દયાને ઉત્પન્ન કરે તેમ નહોતું.

પાલાશા, અને હાલાશાએ અપીલ કરી જામીન ઉપર છુટયા

બાપડીને એવીજ અવસ્થામા દેપાશાને ગામ લઈ આવ્યા અને ત્યાંથી સાખીશાના આગ્રહથી તેના ગામ ભેળી પણ કરી. પણ ત્યાં પહોંચી ત્યારે બાઇ જીવતી હતી કે નહીં તે અમે કહી શકતા નથી.

૧૦.

અપિલ ચાલતી હતી તે દરમ્યાન આ પ્રીહાર જૈન ગ્નાતિના એક સાધુ મહારાજ— મુની મહારાજ આ પ્રદેશમાં પધાર્યા.

જો કે "મુની મહારાજ" કહેવાતા પણ "મૌન" ને તજી તેઓ પોતાની અત્યુત્તમ વાકચાતુર્યતાથી સદ્બોધ આપ્યાજ કરતા, અને સંસારથી વિરક્ત છતાં સંસારીઓ સાથે તેઓના પરમાર્થેજ ખૂબ ભેળાતા

તેઓશ્રીએ પોતાની શારિરીક સંપત્તિ પણ આવા પરમાર્થમાજ અને જપ તપ કરવામાંજ ક્ષીણ કરી દીધી હતી

ઉલ્લેખિત સાધુ મહારાજે આ હકીકત સાભળી, તેઓનું હૃદય બળ્યુ, આટલી બધી ગ્નાતિ ખટપટ કંઇક અંશે ઓછી થાય તો સારૂ આમ તેઓએ ઈચ્છ્યુ, પણ તેઓનુ માને કોણ?

મુંબાઇથી એક સમજુ શેઠ આ પ્રદેશમાં પધાર્યા, મહારાજશ્રીનો અને તેમનો વિચાર મળતો થયો; તેઓ બન્નેએ આ દિશામા પ્રયાસ કરવા માડયો.

ગ્નાતિ નતાઓનો સમજુ શેઠના આગ્રહ, મહારાજશ્રીની સમક્ષ ભેળા થયા; મહારાજે

સોનાનું થઈ જાય. ગામ લોકોએ વિચાર્યું કે એકેક દિવસ આપણે ઘેર રહેતો ગામમાં કોઈ દરિદ્રિ રહે નહી. આ પ્રમાણે સર્વ પોતપોતાના મનમાં વિચાર કરવા લાગ્યાં. લક્ષ્મીજીએ તેજ મંદિરમાં રહેવાની ઇચ્છા જણાવી તેથી લોકોએ કહ્યું કે "ભલે, માજી! મંદિર આપનુંજ છે, માટે ગમે તે સ્થળ પસંદ કરીને રહો" માજીએ તો પેલા શાસ્ત્રીજી મહારાજ જગ્યા પસંદ કરી, ત્યાંજ રહેવા માગ્યું! શાસ્ત્રીજી કહે "હું આ સ્થળ છોડું નહી, મ્હારૂં મત છે." અને ડોશીમા કહે "હું બીજે સ્થળે રહું નહી." આમ કરતાં વાત વધી પડી નારદજી તો ઘડીકમાં પ્રભુ પાસે જઈને કહે "જો, જો, મહારાજ! આ સ્થળેથી એ તસુ પણ ખસતા નથી." વળી લક્ષ્મીજી પાસે જઈ કહે "માતાજી! તમારો પ્રભાવ બરાબર બતાવજો" અને મનમાં વિચાર કરે કે જ્યાંને ત્યાં "મ્હારા ભક્તો, મ્હારા ભક્તો" કરી ભગવાન દોડે છે તે આજેજ ખબર પડશે! ઠીક સપડાયા છે! લગાર પ્રસાદ પણ જમાડે તો ઠીક પડે! લોકો ભગવાનને સમજાવવા લાગ્યા કે "મહારાજ! ત્હમે બીજી જગ્યાએ બેશીને કથા કરો, એમા ત્હમારૂં શું જાય છે? આ બીચારાં વૃદ્ધ ડોશીમા બીજે ક્યાં ઉતારો શોધશે? માટે લગાર રહમજો તો ઠીક." પણ પ્રભુ તો એકના બે થાય નહીં. આ ગરબડમાં લક્ષ્મીજીએ તો ઝોળી લઈને ચાલવા માંડ્યું. લોકો ત્હેમની પાછળ મનાવવા દોડયા. ખેંચતાણ કરતા ડોશીમાની ઝોળી પડી ગઈ અને ત્હેમાંથી અસંખ્ય હિરા, માણેક, મોતી તથા સોનાનાં ઘરેણાં અને રૂપિયા આમ તેમ વેરાઈ ગયા. ડોશીમા બેશીને તે સંભારવા લાગ્યાં. આ સર્વનો ઝળહળાટ જોઈ મુખીઆજીની આંખ તો ઝંખવાઈજ ગઈ ને તે મંદિરમાં દોડયા અને પોતાને હાથે મહારાજના નાસકા પોટલાં ઉપાડવા માંડયાં. પ્રભુ ત્હેને વિનંતિ કરીને કહેવા લાગ્યા કે "અરે ભલા માણસ! બે દિવસ સારૂ મ્હારૂં પણ શું કામ મુકાવો છો? આજે પાંચ દિવસ તો થયા. બે દિવસ પછી ત્હમારે ગમે તેમ કરજો ને." એટલામાં એક જણે કહ્યું "હમારે ત્હમારી શીખામણ નથી જોઈતી. ત્હમારૂં પણ ને બધું રહેવા દો ત્હમારી પાસે. ઉપાડો લોકો, મહારાજને. આ સાભળતાની સાથેજ લોકો મંડયા તે મહારાજને સિંહાસન સાથે ઉપાડી મંદિર બ્હાર લાવીને મુક્યા! પછી લક્ષ્મીજીને જોવા લાગ્યા. તો લક્ષ્મીજીએ ન મળે અને પ્રભુ પણ ન મળે અને સોનાના કટોરા ઘરેણું વિગેરે બધુંએ ગેપ! લોકો એક બીજાના સ્હામું જોવા લાગ્યા ને કહેવા લાગ્યા કે આતો ડોશીમાએ ગયાં અને શાસ્ત્રી મહારાજ પણ ગયા! "રાધા કૃષ્ણ—રાધા કૃષ્ણ"—લોકોને આ પ્રમાણે શોક કરતા મુકી લક્ષ્મીજી, નારદજી અને ભગવાન ત્રણે જણ વૈકુંઠમાં ગયાં ત્યાં પહોંચી લક્ષ્મીજીએ કહ્યું, જોયો મહારાજ! મ્હારો પ્રતાપ? જગતમા મ્હારા ભક્તો તો સોમાં નવાણું અને આપનો તો એકજ!"

---



કલિયુગમાં હિન્દુ સમાજ.

પુસ્તકીયા જ્ઞાન મેળવીને નોકરી જ શોધી રહેતો નવીન હિન્દનો યુવાન વર્ગ
આપણને બ્રાહ્મણ અને શૂદ્ર બે વર્ણોની એક નાનુ વિચિત્ર ભાન કરાવે છે !

The Manoranjan Press Girgaon Bombay

# સુન્દરી સુબોધ ❀ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,–તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને સ્વાશ્રયનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂ દેશહિત છે

પુસ્તક ૧૪ મું ]　　　　એપ્રીલ–મે: ૧૯૧૭.　　　　[ અંક ૪–૫.


## सरस्वती.

### केवी स्त्रीओनी जरुर छे ?

पुरातन काळमां स्त्रीनी पदवी उची मानवामां आवती हती अेम जो आपणे सिद्ध करी वतावीअे तो आपणी प्राचीन संस्कृतीने उतारी पाडवा प्रयत्न करनार व्यक्ति साम अवश्य आपणी जीत थअेली लेखाय. परंतु अे जीतना हर्षमा जो आपणे आधुनिककाळमां आपणा कर्तव्य सबंधमां प्रमाद करीअे तो तेथी आपणा प्रतिपक्षीने नहिं, परंतु आपणने पोताने, आपणा समाजने ज हानि छे.

" कइ स्त्रीने तमे श्रेष्ट गणो छो ? " अे प्रश्न अेक प्रसिद्ध विदुषीअे ज्यारे महान नेपोलियनने कर्यो त्यारे ते वीरे वेधडकपणे जवाब आप्यो के " जे स्त्री वधारेमां वधारे पुत्र जणे ते. " उपलकिया अवलोकनथी जंगली जणाता आ जवाबमा मर्मनी मोंघी खाणनो समावेश थयेलो छे. स्त्री अे पोतानु बळ उत्तम रीते केळवी, अनेक सुपुत्रोने जन्म आपी, तेमने देशसेवा माटे अर्पण करवा जोइअे अे बृहत् तात्पर्य नेपोलियनना नाना सरखा वाक्यनुं हतुं.

पुरुषना भणतर अने स्त्रीना भणतरमां आसमान जमीननो फेर छे. पुरुषना अंत'करणने संतप्त करनार आजीविकाना विचारथी स्त्रीनुं अंतःकरण आलिप्त छे, जे समाजनी दुर्दशा थवानी होय छे ते समाजनी स्त्रीओने आजीविका माटे भणवुं पडे छे. तेमज इनाम स्कोलरशीप वगेरेनी हरीफाइथी पण स्त्रीओने अभ्यास कलुषित थतो नथी. गृहिणी तरीके नमुनेदार गृहनी व्यवस्था करवानु, माता तरीके नमुनेदार संतान समाजने अर्पण करवानु अने संसारिणी तरीके यथाशक्ति समाज-

सेविका थवानुं तेनुं फर्तव्य छे. जर्मन महाकवि कहे छे के गृहिणी धर्ममां जे उत्तम कर्तव्योनो समावेश थाय छे ते जो स्त्री बरोबर समजे तो बीजा क्षेत्रनी ते मागणी करशेज नहिं. निशाळमां छोकरीनी केळवणी छोकरानी केळवणी करतां समाप्त थाय तो तेथी वधारे पढतो हैयाशोच करवानुं प्रयोजन नथी. ऊंची केळवणी कांइ बधी स्त्रीओ माटे नथी, अने तेवी केळवणीने पोतानुं स्थापनार स्त्रीज उत्तम थइ शके छे एवो नियम नथी. प्राचीन समयमां पुरुषनां ब्रह्मचर्यनो काळ २५–३० नी उम्मर सुधी लंबातो. आजनुं वलण स्त्रीना कन्या-काळने लंबाववा तरफ विशेष छे. कन्याकाळ पण जोइए ते करतां वधारे लंबाववाथी अनेक अनर्थ थाय छे. स्वतंत्र विद्यामय जीवननी लगनीमां केटलीक स्त्रीओ पत्नीधर्म अने गृहिणीधर्मने पण बंधनरुप समजे छे. कन्या विक्रयरुप वें वें करतुं नकरुं काढवा जतां समाज मंदिरमां वर विक्रयरुप वांका अढार अंगवाळुं उंट घुसी जाय छे. परिणाम पंडित कार्ल पीअर्सन " विज्ञान दृष्टिथी प्रजाजीवन " नामना पोताना पुस्तकमां कहे छे तेवुं आववानो संभव रहे छे. देशनो बुद्धिशाळी वर्ग वधारे भणे अने तेज वर्ग विवाहने नियंत्रणा समजी ओछो परणे तेनो अर्थ एज के आगळ जतां उतरती बुद्धिवाळाओनुं समाजमां प्राधान्य, अणीने प्रसंगे नेताओनी खोट, अने आखर सरवाळे प्रजानो विनिपात अथवा विनाश.

आपणा समाजने आजे एवी स्त्रीनी जरुर छे के जेना नाम पाछळ भले शारदा-पीठनी मुद्रा न लागी होय छतां जेनुं जीवन भावनामय होय, जेनी रगरगमां धर्मनी तीव्र ज्योत जागती होय, पोताना पातिव्रतना रक्षण माटे जे पोताना प्राणने तणखला करतां तुच्छ मानवा तैयार होय, जे रसोइ करतां अने जरुर होय तो रसोइनां वासण मांजतां शरमाय नहिं, संपत्तिने समये पण द्रोपदीनी पेठे घरनी नानी मोटी बाबतोनी सुदक्ष देखरेख राखे, अतिथिने समाज देवना प्रतिनिधिरुपे माननीय गणे, संतानने देशे पोताना हाथमां सोंपेली थापण समजे, जे पोताना अवकाशना वखतमां उत्तम पुस्तको तथा वर्तमान पत्रो वांचवाना, करकौशल केळ-ववाना, आसपासना वातावरणमां विद्याकळा नीति धर्मनो प्रसार करवाना व्यस-नवाळी होय, देशसेवा माटे, प्रसंग पडये अनेक प्रकारनां कष्ट वेठतां पाछी पानी करे नहिं, तीव्र लागणीना आवेशथी जेनां तन मन कोमळ छतां दृढ होय, अने जेना पावन दर्शनथी प्रेक्षकनां मलिन विचारो पलायन करी जाय.

श्रीयुत् कौशिकराम महेता ( "स्त्रीओने सन्देश "–प्रस्तावना. )

# काव्यकुंज.

## તો જગત્માં જીવ્યું ભલું.

લેખકઃ—શા. શાં. "સ્નેહસાગર."

( હરિગીત. )

નિજ સાઇના ચક્ષુ થકી વ્હેતા અખંડિત વ્હેણુને,
કોઈ હૃદયની ક્રુર વેદના જોઇ હૃદય ના ઉછળે;
જાણી પીડા દીન ભાઈની તે કેડના ચિત્ત ના ગયુ,
તો બોલ, વ્હાલા ! બોલ, જીવ્યું સફળ શુ ત્હારૂં થયુ ?

નિજ હસ્તથી જો ના લુછ્યાં નિજ ભાઇનાં આંસુ અહા !
કંઇ સ્મિતથી જો ના નિખેર્યા વાદળાં દીનદુઃખનાં;
વાણી મીઠીથી જો નહિ ઉર દુઃખીનું સંતોષિયુ,
તો બોલ, વ્હાલા ! બોલ, જીવ્યું સફળ શુ ત્હારૂં થયુ ?

'સ્નેહી,' 'સુહૃદ' 'પ્રિય હૃદય,' ને બીજાય મીઠા શબ્દ, હા !
તું ઉચ્ચર્યો, પણ ના વહ્યો દુઃખસાગરે તે સ્નેહીના
તું દૂર ઉભો હાસ્ય કરતો નાવ જ્યારે ડુબતુ,
તો બોલ, વ્હાલા ! બોલ, જીવ્યુ સફળ શું ત્હારૂં થયુ ?

દીન ભાઇને જોઇ અહા ! જો હૃદય ઉછળે સ્નેહથી,
તન્મય બની તુજ હૃદય ને બેટી પડે તુંયે રડી;
તું આંસુ લુછે, તેમ લુછે, વાત મીઠી તું લવે,
દુઃખ વાદળી વિખરી જતાં જો હૃદય હર્ષે ઉછળે.

'આપ વીતી' જાણવાના જો ભાગ ઉરથી ઉતરે,
કંઇ રૂદન ને કંઇ હાસ્યથી જો હૃદય તુજ હલકું બને;
જો અન્યનું ઉર હલકું—જન મેરવા ઉર ઉછળે,
તો જીવન વ્હાલા ! તુજનું આ જગતમાં જીવ્યું ભલું.

---

દેશપ્રેમઃ

( હિન્દી ઉપરથી. )

સહુની નસોમાં પૂર્વજોનો પુણ્યરક્તપ્રવાહ હોય,
ગુણ, શીલ, સાહસ, ઐક્ય ને બળ, વેગસર ઉત્સાહ હો,
સહુના હૃદયમાં સર્વદા સમવેદનાનો દાહ હો,
તમ ચાહ આ ઉપર રહો, તમ પર સદા અમ ચાહ હો

# સિદ્ધાર્થનો ગૃહત્યાગ.*

લેખકઃ રા. રા. જગન્નાથ હરિનારાયણ ઓઝા.

(સ્ત્રગ્ધરા)

ધારી આજ્ઞા ત્હમારી, ત્વરિત ગતિથી હું તારલા ! સદ્ય ચાલ્યો,
શોકાવૃત્તા ધરિત્રી ! ધન-જમીન-યુવા ત્યાગીને આ સીધાવ્યો;
હું કાજે તખ્ત મ્હારૂં, સુખ-દિન-રજનિ-મ્હેલ આનન્દદાતા,
સૌનો યે ભોગ આપુ, વળી દૂર કરૂં છું સ્નેહ-સંલગ્ન કાન્તા !

(શિખરિણી.)

કરો, વ્હાલી રાણી ! તુજ કઠિન છે દૂર કરવા
બધાથી, ત્હોયે હું અવનિતલનો ભાર હરવા
ત્હને ત્યાગું: કિન્તુ અવનિ સહ ઉદ્ધાર તુજનો
થશે-પામ્યે સિદ્ધિ, સુતનુ ! ચિરસંકલ્પ મુજનો.

(માલિની.)

તવ ઉદર વિષે જે હાલતું બાળ મ્હારૂં,
ઉભય પ્રણયનું જે ગુપ્ત છે પુષ્પ પ્યારૂં;
શિર મુજપર ત્હેના ધારવા હસ્ત કૂંળા,
ચલિત મન થશે, જો યોગ્ય આશીષ દેવા.

(દ્રુતવિલંબિત.)

મમ પ્રિયા ! પ્રિય બાલ ! પિતા ! જનો !
ક્ષણ સહો સહુ આ જગની વ્યથાઃ
ઉદય જ્ઞાન પ્રકાશ થશે,—અને
જન સમસ્ત મૃદુ ઉરના બને.

(માલિની)

અચલ મન થયું છે નક્કી આજે જવાનો,
નહિં નહિં અવ પાછો હું કદાપિ થવાનો,
શ્રમ કરી સહુ શોધુ, તે થશે પ્રાપ્ત જ્યારે,
સફળ મનન હોયે; ફક્ત આવીશ ત્યારે.

---

* બુદ્ધ ભગવાન પોતાની પ્રિય પત્ની, પિતા, રાજ્ય,-સર્વનો ત્યાગ કરીને જગતના ઉદ્ધાર અર્થે પ્રયત્ન કરવા ચાલ્યા જાય છે, તે પ્રસંગે ત્હેમના હાલનું આ ચિત્ર છે સર એડ્વિન આર્નોલ્ડ કૃત "લાઈટ ઑફ એશિયા"માંથી તે લીધું છે.

## મ્હારાં બાળક.

(માતાની હૃદયોક્તિ.)

લેખક: શ્રીયુત્ "વૈકુંઠ."

મુજ આંગણે ધનગન નાચે રે,
બાલુડાં આળાં ભોળાં! વ્હાલાં રે બાલુડાં.
દિલડાં કુંળા રસ ભીનાં રે,
દુધડિયે મીઠાં મીઠાં! વ્હાલાં રે દુધડિયે.

લોચનીયે આંસુ ઝરાવે રે,
બોલીને કાલાં કાલાં! વ્હાલાં રે બોલીને.
અધીરાં અધુરાં જ્યમ બોલે રે,
લાગે તેમ વ્હાલાં વ્હાલાં! વ્હાલાં રે લાગે.

મુંગાં ઘડિ ના રહી શકતાં રે,
પડતાં એ જ્યાં ત્યાં પ્હેલાં! વ્હાલાં રે પડતાં.
પડતાં આખડતાં રમતાં રે,
રમવામાં સુરાં પુરાં! વ્હાલાં રે રમવામાં.

હસતાં જોઇને હસી પડતાં રે,
હસવાં તો એને સ્હેલાં! વ્હાલાં રે હસવાં તો.
રોતાં જોઇને રડી પડતાં રે,
ભોળાભટ શાં ભાડુડાં! વ્હાલાં રે ભોળાં.

ફુલ સમ પગલાં કર ઝાલે રે,
એવાં તો નિર્ભય ઘેલાં! વ્હાલાં રે એવાં તો.
લાડકડાં શાં પ્રભુ ઘરનાં રે,
જે લાડ કરૂં તે ઓછાં! વ્હાલાં રે જે લાડ.

## સુકાનીને.

લેખક:—બ્હેન સૌ. ઇન્દુબ્હેન દવે.

(કવ્વાલી.)

ઝુકાવ્યું નાવ ભર દરિયે
પ્રભુ! તું સ્હાય થાજે હો!
પ્રભુ! તું સ્હાય થાયે તો
પછી ચિંતા મને શાની?

તુફાની વા ભલે વાયે,
ભલેને આવતા ખડકો:—
કુશલ મારો સુકાની, તો
પછી ચિંતા મને શાની?

જીવનનૌકા ધીરી તુજને,
બન્યો તું સ્નેહ સુકાની:
નિયંતા! તું ચતુર નાવિક
પછી ચિંતા મને શાની?

સુકાની હો! ભલા બાપુ!
નિરંતર જાગતો રહેજે:
વમળમાં જાય પેંચાઇ
ઉગારી નાવ ત્યાં લેજે:

કરાવીને જીવનયાત્રા,
પ્રભુ સાન્નિધ્ય લઇ જાજે:
વિહરવું છે પ્રભુ-ધામે,
પછી ચિંતા મને શાની?

## સાસરે જતી બેનને.

લેખક:—રા. રા. "નલિનીકાન્ત."

બેની! લગ્ન થયા પછી પતિગૃહે, સૌભાગ્ય ઇચ્છે કદી,
રહેજે તું નિજ કાન્તના શિરપરે, થઇ છત્ર છાયા સમી:
ધારે પ્રેમ ઘણી તને ઉર વિષે, વ્યવ્હારમાંહિ સદા,
ના કોદી જરી ભાર રૂપ બનજે, એ ધર્મ વ્હાલો સદા.

# હૃદયેશ્વરીને પત્ર.

લેખક—રા. રા. રમાકાન્ત શુક્લ.

પ્રણયી હૃદયેશ્વરી ! પ્રેમતણી પ્રતિમા !
ખુશી છું. ખુશી તુંય હશે.
પ્રભુએ પ્રિય પ્રેમ પ્રિયા હૃદયે પ્રતિબિંબિત
કીધ નહિ ફરશે.
ન ગમ્યું જરીએ પ્રિય ! આપણનું, મળવું શુચિ એક બીજાની સહે
પ્રભુનેજ, કિંવા રતિનાથ મને—
દુઃખ તેથી વિયોગનું દીધું, સખે !

પ્રાણેશ્વરી !
જીવનને મધુરૂં જીવિતેશ્વરના જપથી કરજે,
સ્મરજે ધરશે શરનેકર તો તુજ રક્ષણ એહ થશે.

સહયોગિની ! સ્નેહતણી પ્રતિમા !
દયિતા ! દુઃખ ના મનમાં ધરજે,
પ્રભુએ કદી ઝેરજ આપ્યું ત્હને
તેવ તે પણ પીજ જજે તું સુખે.
"પ્રભુ જે કરશે—સહુ સારૂં હશે,"
ઉર એટલું તુંજ સદા સ્મરજે.
જગનાં દુઃખી કંટક પંથ, સખે !
ન મળ્યો તુજને ભૂલ તું ભૂલજે !
દૃષ્ટિજ દમ્પતિ જેહ મળ્યાં
થઇ વાત સખી નયનો થકી જે,
કદી તેવી થશે નહિ પાસ ઉભી
મુખ એક ન અક્ષર બોલી શકે:
સહુ વૃદ્ધ વડીલ ઉભેલ હતા
નયને નયનો પ્રિય ! મેળવીયાં
નયને મુજ ચાહી રહ્ય તુજની
તુજ નેત્ર નિરાશ થતાં ફરીયાં.

સહચારિણી !
મોહ થયો તુજને, ત્યમ ધાર થયેલ
તું તો મુજને,

લલને ! ચતુરે !

"હૃદ એક થયે સહુ એક અનુભવ ભોગવશો."

જગવાસીવદેઃ—" દૂર પ્રેમી રહે નિજ પ્રેમ કદાચ
અવાઇ જશે," ..

પણ ખોટું અનુભવથી જાણ્યું,' ઉલટી સ્મૃતિ—
પ્રીતિ ઉત્તીર્ણ થશે.

પ્રિય ! પાડવજે પ્રતિઉત્તર તું
લખ્યું થોડું ઘણું હૃદમાં ધરજે,
નથી લોભી છતાં ચિત્ત લોભી બને,
પ્રતિ ઉત્તર લોભ ઉરે ધરશે.
ગણશે નવ લોભી તું છેક, સખે !
બસ, એજ હૃદેચ્છઃ વધુ શું લખું ?
પ્રીતિ—અપેક્ષની કૃષ્ણ, ચતુર્થી ને વાર બુધે—

લખનાર,

( મહીસાગરના તટે. ) પીછાણતી તું.

---

## દેવી મ્હારી દેવી.

લેખકઃ—શ્રીયુત " કુસુમાકર."

દેવી મ્હારી દેવી ! દેવી હૈયાનો હાર,
દેવીને જોતાં ઝણેણે હૃદયની સિતારઃ
કરે આત્મા કિલકાર.

દેવીનાં નેનોએ ફુટે તેજેની ધાર,
સુન્દર સખિ ! સકલ સૃષ્ટિનો કહું શૃંગાર,
સૌન્દર્યનો સાર.

ફુલની ફુવાસ અને ફુલની સુવાસ,
મધુરી મુખારવિન્દ ઉજળો ઉજાસ,
પ્રસર્યા પ્રકાશ.

પુષ્પનો પરાગ પમરે દેવી દિલદાર,
થાય પ્રભુ પ્રગટ મ્હારી દેવીને દિદારે,
ધન્ય મ્હારો અવતાર.

## નવપરિણીત દંપતીને—

લેખકઃ—શ્રીયુત " ર. ઉ. પંડ્યા."

" સત્કાર્ગે જગપંથ દ્વંદ્વ બનીને, " છે વેદ સિદ્ધાંત એ,
આલેખ્યા વ્યવહાર, કર્મપથના યોગો ગૃહસ્થાશ્રમે;
સંભારી ઋષિવાક્ય, દંપતી ! સદા સંસાર સ્હેજે તરો,
ર્‌હેવાયાં ' સહ ધર્મચારી ' નિગમે, એ વાત ના વિસરો.

શાન્તિ વાસ, સદૈવ સ્નેહ સ્વજને, વિનીત વાચા, ક્રિયા—
ન્હાનાં બાળક થઇ પ્રફુલ્લ વિહરે, આરોગ્ય છે જ્યાં સદા—
બંધુવત્ અતિથિ પૂજાય, ગૃહ જે કુલાભિમાની દીસે—
એવાં મંદિર દંપતી ! દીપવજો; રૂહે ઉન્નતિ જ્યાં બધે.

આનંદે સહધર્મિણી સહ વસે નાના વિનોદે મદા,—
પત્નીના હૃદયે સ્વમૂર્તિ નીરખે ધારી અનુરક્તતા,—
સર્વ સ્થિતિ સ્વીકારનો, વર ! ત્વમેવાહમ્ જપે સંતત,
ભર્તાધર્મ નિપૂણ હિન્દ વસશે, તો દેશ છે ઉજ્જ્વલ.

વાણી મંગલ, હાસ્ય, સ્નેહ સ્વજને, નિ:ક્લેશ ભાવી મન,—
ભર્તૃ-પિતૃ-કુલાભિમાન હૃદયે, ગાર્હસ્થ્યધર્મે રત,—
ને વાત્સલ્ય થકી શિશુજન પ્રતિ દે જ્ઞાન દેશોજ્જ્વલ—
સોઽહમ્ ભાવ ધરી પતિમય સતી દીપાવતી બે કુલ.

અર્પો હાટકનાથ દંપતી સદા શ્રી, ધી, વિલાસો નવા,
દીર્ઘાયુ, સુખ પૂર્ણ જીવન, અને સદ્ધર્મમાં દક્ષતા;
લીધા સપ્તપદી પવિત્ર શપથો, અદ્વૈત વૃત્તિ ધરો,
દીપાવો કુલ ધારી મંગલ ગુણો, ને આર્ય સાચાં બનો.

---

## ગ્રીષ્મનું ગુલાબ.

લેખક—રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

ગ્રીષ્મતણું ગુલાબ આ, રહ્યું ખીલતું અહીં;
મિત્ર સહુ ચૂંટાયલા, મૃત થયા કરમાઇ.
નથી સજાતીય પુષ્પ કે નથી કળી કોઇ પાસ:
ખરતાં આંસુ જે લુહે, કે ઝીલે નિશ્વાસ.
રહેશ દઉં ના એકલું, કરવા પશ્ચાત્તાપ;
આથી સો તુજ સુઇ જા, તું પણ સુંતે સાથ.

શય્યા પર તુજ પાનને, વેરીશ ધરીને પ્રીત;
સુગંધહીણુ મૃત થઇ પડ્યાં, જ્યાં તુજ ઉપવન મિત.
પ્રીતિ-રત્નો ચકચકિત, મિત્ર-રત્ન સરી જાય,
અનુગામી, હા ! થઇશ હું, જો મૈત્રિ ક્ષીણ થાય.
કમભાગે સાચાં હૃદય, વ્હાલેરાંથી વિયોગ:
એકાકુ વસરી કર્યું, જડ જેવે આ લોક !*

* અમેર કવિ મૂરના " The last rose of summer નામના કાવ્ય ઉપરથી.

# समाज-साहित्य-विज्ञान.

## ગૃહ, સામાજીક અને પ્રજાકીય જીવનમાં આદર્શ સ્ત્રીત્વ.

લેખક—બ્હેન શ્રી ગજરી બ્હેન. ( બી. એ. )

પ્રજાની રાજકીય અને સામાજીક સ્થિતિમાં મોટા પરિવર્તનોને લીધે જીવનના જુદા જુદા આદર્શમા પણ કેટલોક પરિવર્તન થવાની જરૂર છે. હાલના હિંદુસ્તાનની પણ આ સ્થિતિ છે. હિંદુસ્તાનને જે આદર્શ જરૂરનુ છે તે વર્તમાન, ભૂત અને ભવિષ્યને ઘટતુ નથી, તેમજ ભૂતકાળમાના સારા યા નરસાથી તદ્દન વિરૂદ્ધ નથી પણ હાલની સ્થિતિ અને આશાઓને અનુકુળ છે. આવુ આદર્શ મનમાં પણ આલેખવુ એ સહેલી વાત નથી. આને માટે મનુષ્યને હાલની જીવન, સ્થિતિ અને તેની જરૂરીઆતોનુ જ્ઞાન તેમજ ભુતકાળનો સંપૂર્ણ ખ્યાલ હોવો જોઇએ જુદા જુદા કેન્દ્ર બિન્દુથી કામ કરનારા અને એકજ આદર્શ બતાવવાની ઇચ્છાવાળા લાયક સજ્જનોએ સુચવેલા જુદા જુદા માર્ગોને એકત્ર કરવાથી આપણી ઉપરની મુશ્કેલીઓ દુર થાય છે. આમ કરવાથી જે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી આપણે આપણા આદર્શનો વિચાર કરવો જોઇએ તે સઘળી બાબતનો તેમા સમાવેશ થઈ જાય છે.

હિંદુસ્તાનમા હાલના આદર્શમા બે પ્રકાર હોવા જોઇએ. તેમાંના એક પ્રકારમાં ભુત અને વર્તમાન સ્થિતિઓનો સમાવેશ થવો જોઇએ અને બીજામાં પૂર્વ અને પશ્ચિમના જીવનનો સમાવેશ થવો જોઇએ. ભુતકાળના ઇતિહાસની વર્તમાન સ્થિતિ ઉપર કેટલીક બધી અસર છે, તે આપણને માલુમ છે. તેને લીધે પહેલા પ્રકારની જરૂર છે પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના ગાઢા સંબધ અને વધતા જતા સમાગમને લીધે બીજો પ્રકાર ન્યાયયુક્ત છે બીજું આપણો આદર્શ એવો હોવો જોઇએ કે આપણે વર્તનમા મુકી શકીએ, નહિતર તે ખરા ઉપયોગમા આવી શકશે નહિ આ કરવાને માટે જેમ બને તેમ તેને અતિશય ઉચ્ચ અને અતિશય ઉમદા નહિ કરવાની જરૂર છે, પણ જો આપણે પહેલાં વર્તનમા મુકી શકાય એવો આદર્શ બનાવીશુ તો આગળ જતાં આપણે વધારે ઉચ્ચ અને વધારે ઉમદા આદર્શ મેળવવા ભાગ્યશાળી થઇશુ. ત્રીજુ આપણો આદર્શ સમયાનુસાર હોવો જોઇએ કારણકે ભારત અત્યારે પોતાની સ્થિતિ બદલવાનો સમય ભોગવે છે, વખત જતો જાય છે તેમ તેમા અણધાર્યા ફેરફાર થતા જાય છે તેથી કરીને આપણો આદર્શ એકજ સમયને લગતો ન હોવો જોઇએ જેથી કરીને તેમા સમયોચિત ફેરફાર થયાજ કરે.

ગૃહ સામાજીક અને પ્રજાકીય જીવનમા હિંદુ સ્ત્રીત્વનો આદર્શ શો હોવો જોઇએ ? આ પ્રશ્નના જવાબમા કન્યાની કેળવણી કેવા પ્રકારની હોય કે જેથી કરીને તે આદર્શ-ગૃહિણી બની શકે એ વાત સૌથી વધારે અગત્યની છે. કારણકે દરેક જીવની ફેરજો

તથા સાફલ્યતાને માટે યોગ્ય બનાવવા કેળવણીજ મનની બધી શક્તિઓને ખીલવે છે તેમજ કેળવે પણ છે. ટુંકામાં કહીએ તો કેળવણી ઉપરજ ચારિત્રનો આધાર રહેલો છે. હિંદુ કન્યાને આદર્શ ગૃહિણી બનાવવા કેવી અને કેટલી કેળવણી આપવી તે આ સ્થળે કહેવાની કાંઇ જરૂર નથી. આપણે એ યોજના કેવી હોવી જોઇએ તેના ભદલે હાલની સામાન્ય રાખેલી યોજનાથી શું પરિણામ આવે તે વિચારવાની જરૂર છે.

ટુંકામાં કન્યાને એવી કેળવણી આપવી જોઇએ કે જેથી તેને પોતાની જાતનું તથા તે સમયનું ભાન થાય. જાતનું ભાન હોવું તેનોજ અર્થ એ છે કે પોતાની કિંમત પોતે આંકી શકે અને પોતે તેનો શો ઉપયોગ કરવાનો છે એટલે કે પોતાની ફરજો શું છે અને તે શી રીતે બજાવવી તે જાણી શકે. સમયનું ભાન હોવું એનો અર્થ અત્યારના જમાનાનો ખ્યાલ હોવો તે છે અને તે તેને તેના સાથીઓની મદદથી ફરજ બજાવવાને શક્તિમાન કરવા માટે જરૂરનું છે. તેને દુનિયાના ઇતિહાસ તથા ભૂગોળનું જ્ઞાન હોવું જોઇએ. વિજ્ઞાન શું છે તે તેણે જાણવું જોઇએ. આનો અર્થ એમ નથી કે તેને દવા બનાવતા અને પ્રયોગ કરતાં આવડવું જોઇએ. તેને તેના અભ્યાસને લગતી જે બાબતો શિખવવામાં આવે તે એવી હોવી જોઇએ કે તેને તે બાબતનું વ્યવહારીક જ્ઞાન મળે બીજા માણસના વિચાર અને જીવન ચરિત્રો ફક્ત વાંચવા ખાતરજ નહિ અથવા પરીક્ષા પસાર કરવા નહિ પણ પોતે પોતાની મેળે વિચાર કરવાને શક્તિમાન થવાને તથા મનુષ્ય સ્વભાવનું જ્ઞાન મેળવવાને વાચવા જોઇએ. આ જ્ઞાન કેળવણીનું એક અગત્યનું રહસ્ય છે રસ્કીન સ્ત્રી કેળવણી વિષે જે કહે છે તેની નોંધ લેવા જેવી છે. છોકરાઓ અને કન્યાઓની કેળવણી એકજ પ્રકારની હોવીજ જોઇએ, પણ તે આપવાનો પ્રકાર જુદો હોવો જોઇએ. તેની કેળવણી એવી ન હોવી જોઇએ કે જેથી તે છોકરાની સાથે હરીફાઇ કરી શકે અથવા તો એનાથી વધી શકે પણ એવી હોવી જોઇએ કે તે તેને બરાબર સમજી શકે જેથી કરીને તે તેનાથી કોઈ રીતે ફરજ બજાવવામાં પછાત ન પડે. સામાજીક વ્યવસ્થામા સ્ત્રીઓની પુરૂષો કરતા જુદીજ ફરજો અદા કરવાની હોય છે તે વાત ધ્યાનમાં રાખીને તેઓના અભ્યાસક્રમ યોજવા જોઇએ. "સ્ત્રીઓને મનુષ્ય તરીકે, ગૃહિણી તરીકે, માતા તરીકે અને પ્રજાની વ્યક્તિ તરીકે કેળવણી આપવાની જરૂર છે." રસ્કીનના સ્ત્રી કેળવણીના વિચારોનો ઉપરના વાક્યમા સમાવેશ થાય છે.

હું રસ્કીનના અહિં આ આપાએલા વિચારોને પુરેપુરી મળતી નથી. જો સ્ત્રીઓની મગજશક્તિ પુરૂષોથી ચઢતી હોય તો શામાટે તેમને તેમની બરોબર અથવા તો તેમનાથી શ્રેષ્ટ બની શકે તેવી કેળવણી ન આપવી જોઇએ. જો તેમને પુરૂષોથી શ્રેષ્ટ બની જાય એ વાત ધ્યાનમાં રાખીને પુરતી કેળવણી ન અપાય અથવા તેમની કુદરતી હોય તેવી શક્તિઓ ન ખીલવીએ તો આપણી બ્હેનો હાલના સુપ્રસિદ્ધ અને સુશિક્ષિત તેમજ દેશને લાભાર્થે પોતાની જીંદગી અર્પણ કરનાર બ્હેન સરોજીની નાઇડુ જેવાં થઇ શકે નહિ. અલબત, મારો કહેવાનો ભાવાર્થ એવો નથી કે સ્ત્રીઓએ પોતાના ગૃહકાર્ય જેવી ફરજો ભૂલી જઇને પુરૂષો સાથે હરીફાઇમાં ઉતરવું જોઇએ. પણ હું એમ કહેવા માગુ છું કે પોતાની ફરજો બજાવવા છતાં કંઇ પણ શક્તિ ધરાવનારી સ્ત્રીઓને ચઢતા પ્રકારની કેળવણી આપવી જોઇએ જેથી તે મહત્વનાં કાર્ય કરી શકે."

કેળવણીના મહત્વના હેતુ તરફ જોતાં આપણે ધારવું જોઇએ કે કેળવણી આપવાની રીત, શીખવવામા આવતા વિષયો જેટલીજ જરૂરની છે. શીખવાતા વિષયોનો વ્યવહારીક ઉપયોગ થવો જોઇએ. શિષ્યાને વિષયોની ઝીણી ઝીણી બાબતો યાદ કરવામા મદદ કરવાનીજ નહિ પણ તેને કેળવણીનું ખરૂં રહસ્ય સમજાવવાની શિક્ષકની ફરજ છે. ઘણીવાર કેળવણી પોતાના ઉદ્દેશ પાર પાડવામાં નિષ્ફળ નિવડે છે. આ કાંઇ કેળવણીની રીતમાના દોષને લીધે નહિ પણ તે હેતુ સાધ્ય કરવાનાં સાધનો શિષ્યા ભૂલી જાય છે તેથી છે. અમુક ધંધો કરવા તેને શક્તિમાન બનાવવી એવો કેળવણીનો હેતુ નથી પણ જીવનની ફરજો બજાવવા તેને શક્તિમાન કરવી તે હેતુ તે વારવાર ભૂલી જાય છે

## ગૃહજીવન.

જીવનનું અગત્યનું ભાગ કે જે ગૃહ છે તેની અંદર આદર્શ સ્ત્રીના મુખ્ય લક્ષણ વિષે વિચાર કરીશું. તેના ગૃહજીવનના ત્રણ વર્ગ પાડી શકાય, એક પુત્રી તરીકેનું, બીજું પત્ની તરીકેનું અને ત્રીજું માતા તરીકેનું. તેને માબાપની આજ્ઞાને આધીન રહેવું અને તેમને મદદ કરવી, મોટા તરફ પૂજ્યભાવની લાગણી રાખવી, નાના તરફ માયાળુ અને પ્રેમી રહેવું, તેમજ સદ્‌ગુણી, વિનયી અને સત્યવાદી થવું આ જુના વખતથીજ ચાલી આવેલો નિયમ છે. પણ ચાલુ જમાનાની હિંદુ પુત્રીઓને પહેલાની બ્હેનો કરતાં વધારે અગત્યની અને વધારે કઠણ ફરજો બજાવવાની છે, પ્રાચીનકાળની બ્હેનોની ફરજ બતાવેલા રસ્તે ચાલવાની અને પોતાના પૂર્વજોના કુળને શોભાવવાની હતી. પણ પુરેપુરી રીતે "હેય" અને "ગ્રાહ્ય" એવો ભુતકાળ અને વર્તમાનકાળને અનુકુળ થઈ રહેવાનુ છે. આ જમાનામા તેના, પોતાના અવલોકન, અનુભવ અને બુદ્ધિથી પોતાનો માર્ગ ખોળી કાઢવાનો છે. તેને તો તદ્દન નવીજ વસ્તુસ્થિતિમા અગ્રેસર થવાનું છે, અને બિલકુલ ફેરફાર વિનાના ભતકાળના હિમાયતીઓ સામે લડવાનું છે. આમાજ તેની ખરી મુશ્કેલી આવી રહેલી છે

કેવી રીતે આ મુશ્કેલી પાર ઉતરવી ? તેને કેવી રીતે ધરડા, અજ્ઞાન, જુના વિચારના, અને બધા સુધારાની આડે આવનાર માણસોના મનને ખાત્રી કરી આપવી કે જે રસ્તો તેણે લીધો છે તે એ કે તદ્દન ખામીઓ વિનાનો નથી તોપણ કોઇપણ જાતની હરકત કરે એવો નથી. આવા માણસો વાદવિવાદથી કે ઉપદેશથી કાંઇ ઠેકાણે આવે નહિ. આ કારણથી સૌથી વધારે અસરકારક તેમજ સૌથી વધારે મુશ્કેલી ભરેલા સાધનો કે જે તેની પાસે છે તે દૃષ્ટાંતથીજ પોતે શુ કહે છે અને શુ કરે છે તેના કરતા પોતે કેવી છે તે સિદ્ધ કરી બતાવવું.

પ્રથમ તેને પોતાના માબાપ પ્રત્યે જે ફરજ બજાવવાની છે, તે બજાવવા ચૂકવું નહિ. "મારી છોકરીઓ મારી વૃદ્ધાવસ્થામાં કાંઇપણ કામ આવવી નથી, તેઓ તો તે અને તેમની ચોપડીઓ." અલબત્ત છોકરીને ઘણો અભ્યાસ કરવાનો હશે તોપણ જો તે ડાહી હશે તો પોતાના માબાપ તરફથી ઉપરોક્ત દુ:ખદાયક ફરિયાદ અટકાવશે.

બીજું તેણે વૃદ્ધ અને જુના વિચારના માણસોની લાગણી દુખવવી નહિ. દાખલા તરીકે, હિંદુ ગૃહસંસારમાં હમેશાં જે રીતરિવાજો ચાલે છે તે હાલના વખતને અનુકુળ

નથી હોતા, જે આવા રીતરિવાજો પાળવાથી અથવા તો તેમનો ભંગ કરવાથી કાંઇપણ સુધારો કે કુધારો થવાની વૃત્તિ ન હોય તો તેમને જેમ હોય તેમ રહેવા દેવા તે વધારે સારૂં છે. આવા રીતરિવાજોને પુષ્ટિ આપવાથી જો આપણને કાંઇપણ નુકશાન ન થતું હોય તો કેળવાએલી કન્યા તેમની તરફ ધિક્કાર દર્શાવે તે મૂર્ખતા ભરેલું ગણાય.

તેમના વડીલ તરફના માન અને પ્રેમે તેને આવા નાના નાના ભોગ ખમવા શક્તિમાન કરવી જોઇએ વળી જો તે તેમની તરફ માયાથી વર્તશે તો તેઓ પોતાની મેળેજ કેટલીક બાબતો સ્વીકારશે.

ત્રીજું પુત્રીએ મહાનુભૂતિનો હક કરવા કરતા તે છતી લેતાં શીખવું જોઇએ. તેણે ઘરડાઓને વાદવિવાદથી થકવવા નહિ. જો તે તેમને કહેશે કે તેની ભવિષ્યની સફળતાનો આધાર તેમની સંમતિ તથા આશીર્વાદ ઉપરજ રહેલો છે, અને જો તે તેમને નમ્રતાથી સમજાવવાનો પ્રયત્ન કરશે તો આખરે તેણે પહેલાં ધાર્યું હતું તેટલું તે કામ તેને અઘરૂં માલમ પડશે નહિ.

આદર્શ પુત્રીની બીજી ફરજ નાના ઉપર સારી છાપ બેસાડવાની છે. તેણે પહેલા તેમના જીવનથી વાકેફ થવું જોઇએ, તેમની આગળ ઉંચ્ચ તેમજ ઉમદા આશયો મૂકવા અને તેમણે જે કાંઇ થોડું ઘણું સારૂં કર્યું હોય તેની વિવેકથી કદર કરીને તેમને ઉત્તેજન
વિ પવું જોઇએ. આપણે જોઇશું કે આ ફરજો બજાવવા માટે ફક્ત પ્રાચીનકાળની સ્ત્રી
આ ...ની જરૂર છે એટલુંજ નહિ પણ નાનાંની અંદર જે ગુણો ભાગ્યેજ જોવામાં
તેની નોંધ ...ની પણ જરૂર છે જેમકે દૃઢ હેતુ, કામ કરવામા ખંત અને સૌથી વધાર
જોઇએ, પણ ... મ કરવામાં ડહાપણ.
કે જેથી તે છોકરાન
હોવી જોઇએ કે તે તેની બીજી સ્થિતિ પત્ની તરીકેની છે. એક ઋષિએ, સંસ્કૃત કવિતામા
વચમાં પઢાત ન પડે. મામમાણે ઘણું વિદ્વતા ભરેલું વર્ણન આપ્યું છે. તેમણે વર્ણવેલો
કરવાની હોય છે તે વાત ખ્રમે તે સ્થળે લાગુ પડે છે. આમાંજ તેની ખરી ખુબી રહેલી
મનુષ્ય તરીકે, ગૃહિણી તરીકે,પતિના પ્રધાન તરીકે વર્તવાનું છે. જો તેણી તેનો પતિ જે
જરૂર છે." રસ્કીનના સ્ત્રી કેળ તેને કેવી રીતે સલાહ આપી શકે ? જો તેણીને ફક્ત રાંધ-
હૂં રસ્કીનના અહિં આ ...ધા લખવા વાંચવાનું અને થોડું ઘણું રાજઆપાનું વાત
સમજશક્તિ પુરૂષોથી ચઢતી હોય ...ી શકે નહિ. પતિને કાંઇપણ કાર્યમાં સલાહ આપવાનુ
શ્રેષ્ટ મની શકે તેવી કેળવણી ન ...આપે છે કે ઘણું તો સલાહ આપવાની રીતપર આધાર
વાત ધ્યાનમાં રાખીને પુરતી કેળવણી ...રિફાઇ કરે અથવા એક એકથી શ્રેષ્ટ થાય. આમ
ઓ ન ખીલવીએ તો આપણી બ્હેનોં ...ની તરફ સહાનુભૂતિ દર્શાવવી. જો પતિ-પત્ની
લાભાર્થે પોતાની જીંદગી અર્પણ કરનાર બનવું અશક્ય છે, કારણકે સંસાર રચના સ્ત્રી
અભમત, મારો કહેવાનો ભાવાર્થ એવો નથ...ચક હંમેશા સરખાં હોવાં જોઇએ.
ભૂલી જઇને પુરૂષો સાથે હરીફાઇમાં ઉતરવું કે પુરૂષો ઉપર સ્ત્રીની ... કેટલી બધી અસર
પોતાની ફરજો બજાવવા છતાં કંઇ પણ શક્તિમાંકય નિચારની અને ... નજીવી બાબતોમાં
વધુ આપવી જોઇએ જેથી તે મહત્વનાં કાર્ય ખરાબ અસર પોતા ઉપર ન થાય, ને

વિષે પુરૂષે સભાળ રાખવાની છે ઋષિ નીચે પ્રમાણે કહે છે—

"ગૃહકર્મમાં હોશિયાર" જો કે આ વાક્ય ઘણુંજ નાનું છે, પણ ભાવાર્થ ઘણો ગભાયનો છે. આનો અર્થ એટલોજ નહિ કે તેને માત્ર રાંધતાં, માંદાની માવજત કરતા આવડતુ જોઇએ, કારણકે સ્વાદીષ્ટ ખોરાક ખાવો અને સુખ આપનાર સજોગોમાં રહેવું ત્હેમાજ સુખી સસારની સમાપ્તિ થતી નથી ખરેખર, ત્હેમની પોતાની અગત્યતા ઘરમા છેજ, પણ સસારને સુખી બનાવવામા. મધુર સ્મિત અને વ્હાલ ભર્યા શબ્દો એ શુ જરૂરના નથી? અનાથી બીજા સુખ પણ વધારે મધુર લાગે છે

વસતના વખતમા ઘરકામથી કટાળનારી અને રસોડા કરતા વાચનાલયમા બેસવાનુ વધારે પસદ કરનારી સ્ત્રીઓ હતી એ વાત શું અસભવિત છે? જો ઘરકામ કરવું એ પોતાની ફરજ છે, અને તેમા તેણે મગરૂર થવુ જોઇએ તે સમજતી હોય તો તે કોઇ દિવસ અસતોષી હોયજ નહિ. તેના અસતોષનુ કારણ ગસાર ઉપર થતી ઘરની અસરની અજ્ઞાનતાનુજ પરિણામ છે

મહાભારતમા કહ્યુ છે કે "જેના શ્વાસોશ્વાસમા પણ પતિનુ નામ જણાતું હોય તેજ પત્નીના નામને લાયક છે." આપણે જે આદર્શને પહોંચ્યા છીએ તેના કરતાં આપણા પૂર્વજો ઉચ્ચ સ્થિતિએ ગયેલા હતા, એટલુજ નહિ પણ નવાઇની વાત એ છે કે તેઓએ તે આદર્શ વર્તનમા મૂકી બતાવ્યો હતો. પ્રથમ જે સતી થતી તે પોતાની ઇચ્છાથીજ થતી હતી તે વાત સિદ્ધ કરવાને ઘણા પ્રમાણો છે

છેવટમાં કહેવાનુ એટલુંજ છે કે પોતાના પતિને બરાબર સમજે, જે તેની તરફ લાગણી દર્શાવી શકે તેને સારાં કામ કરવા પ્રેરી શકે, જ્યારે દિલગીરીમાં હોય ત્યારે તેને ઉત્તેજિત કરે, તેની માંદગીમા તેની માવજત કરી શકે, જરૂર પડે તો તેના માટે રાંધી શકે અને જે તેની તરફ ઉંડા અને દૈવી પ્રેમથી જોઇ શકે તેવી સ્ત્રીજ ભુતકાળ તેમજ વર્તમાનના આદર્શ રૂપ લેખી શકાય.

સ્ત્રીની ઘણી અગત્યની ફરજ માતા તરીકેની છે આદર્શ સ્ત્રીએ માતૃત્વની જવાબદારી અને તે જવાબદારી પાર ઉતરવાથી પ્રજાની ઉન્નતિ કરવામા તેણીને કેટલો બધો અધિકાર મળે છે તે જાણવુ જોઇએ પુરૂષોના મુખમાંથી ઉપદેશકના ઉંચા આસનપરથી જે બોધદાયક શબ્દો નીકળે છે તે ફક્ત બાળકના કાનમાના માતાના વચનોનો પડઘો છે સ્ત્રીઓ ગૃહદ્વારા જેટલી મોટી સત્તા ભોગવે છે તેની સાથે એક પણ ઉપયોગી કાર્યની કે પ્રજાના લાભાર્થે થયેલી સેવાની તુલના થઇ શકે નહિ

કેળવણી ઘેરથીજ શરૂ થાય છે. માતાએ પોતાના બાળકને નજર બ્હાર રાખવુ નહિ એટલે કે તેણે તેના મનની તેમજ શરીરની વૃદ્ધિની તપાસ રાખવી તેનું કામ કપડા બાળકના શરીરને જેમ ઢાંકે છે તેમ તેના મનને ઢાંકવાનુ નથી. તેને તો બાળકના વ્યક્તિત્વને ઘડવાનુ છે. તેને તો તે કુમળા મનમા જુના કાળના મહાપુરૂષોની વાતો માતૃભાષા, ધર્મ, રીતરિવાજો અને પ્રજાકીય દતકથાઓનો પાયો નાખવાનો છે, કારણકે ઉપર કહેલી

બધી બાબતો પ્રશંસનીય ચારિત્ર્ય બાંધવામાં ઘણી અગત્યની છે. બાળક જાણે છે એટલુંજ ધ્યાનમાં રાખવાનું નથી પણ 'કહેણી પ્રમાણે રહેણી' રાખે તે ઉપર ખાસ ધ્યાન આપવાનું છે. માતાએ બાળકનાં મુખ્ય વલણ શોધી કાઢવાં, ગમે તો સારાં હોય કે ખરાબ હોય, સારાં હોય તો તેને ઉત્તેજન આપવું, અને ખોટાં હોય તો તે બાળકના મનમાંથી કાઢી નાંખવાં. જો ઉમદા સદ્દગુણો બાળકમાં પહેલેથીજ ઠસાવવામાં આવ્યા હશે તો આગળ જતા તેને સારો બનવવામાં મહેનત પડશે નહિ.

માતાએ બાળકની માનસિક વૃદ્ધિનો બારીક સમય જાણવો જોઇએ, જ્યારે તેનું હૃદય નવા વિચારો અને નવી છાપો ગ્રહણ કરવા તૈયાર થાય છે, ત્યારે તેણીએ તેમને ખરી દીશા બતાવવી જોઇએ. બાળક કેવી ચોપડીઓ વાંચે છે, અને કેવા બાળકોના પ્રસંગમાં આવે છે, તે પણ તેણીએ જાણવું જોઇએ. જ્યારે તેણીની ખાતરી થાય કે તેના પુત્રમાં સદ્દગુણનું ઉંડું મૂળ પેઠું છે, ત્યારે તે સદ્દગુણોને પૂરેપૂરો વિકાસ પામવા દેવાને તેને છુટ આપવા માટે પોતાનો તેના ઉપરનો દાબ ઓછો કરવો જોઇએ.

માતા તરફથી ગમે તેવી બારીક નજર છતાં પણ બાળકને એમ ન લાગવું જોઇએ કે તેના પરનો અંકુશ થોડ વ્હડ તેવો છે. માતાએ બાળકની તાબેદારી અને વિશ્વાસનો હક કરવા કરતાં તે જીતી લેવાં જોઇએ. માએ બાળકને માતા તરફના પ્રેમ અને સારા કામ તરફ પ્રેરવું જોઇએ.

માતાએ ખાસ ધ્યાનમાં રાખવાની બીજી બાબત એ છે કે તેણે જાણવું જોઇએ કે જેમ તે પોતાની માતા કરતાં આગળ પડતા વિચારની હતી, તેમ તેનું બાળક પણ તેના કરતાં આગળ પડતા વિચારનું થશે

પોતાને તે મતભેદ લાગે તેથી કરીને બાળકના વિચાર સામે તેણીએ વાંધો લેવો નહિ, તેણે જાણવું જોઇએ કે તેણીને આવતી પ્રજાનું ભવિષ્ય ઘડવાનું છે.

## સામાજીક જીવન.

પ્રાચીન સ્ત્રીઓ પડોશી તરીકે સારી હતી તેઓ એક બીજાને મદદ આપતી. શિખામણ આપતી અને દિલગીરીમાં ભાગ લેતી. આપણે પણ તેમજ કરવું જોઇએ. આપણી લાગણી દર્શાવવાની રીત કદાચ જુદી હશે.

હિન્દુ આદર્શ સ્ત્રીની મદદગાર, સલાહકાર અને સહાનુભૂતિ ધરાવનાર તરીકેની સામાજીક સેવા "સંસાર સુધારા" તરીકે ગણી શકાય. તેનું સૌથી મોટામા મોટુ કામ ગરીબ અજ્ઞાન વૃદ્ધ અને જુના વિચારના મનુષ્યોને સુધારવાનું છે. ગરીબ લોકોની સાંસારિક, નૈતિક અને ધાર્મિક કેળવણી તથા તેમની આર્થિક સ્થિતિ સુધારવાની તેની ફરજ છે આ કરવાને તેણે અમુક જાતની તૈયારી કરવી જોઇએ. આ તૈયારીને માટે જે સદ્દગુણો વિષે ઉપર કહી ગયા તેમની જરૂર છે. જેમને તે સુધારવા માગે છે તેમનું માન અને વિશ્વાસ જો તે જીતી લેશે તો તેનું કામ જલદી પાર પડશે. આથીજ તેઓ રાજીખુશીથી અને કાંઇ પણ ખોટો વિચાર બાંધ્યા વિના તેના કહેવા ઉપર ધ્યાન આપશે.

હાલની ઘણી સ્ત્રીઓ માટે સમાજ સુધારાનો સૌથી ઉત્તમ માર્ગ એ છે કે તેણે નાના સમુદાયમાં અને દરેક વ્યક્તિ સાથે વાત કરીને પોતાની છાપ બેસાડવી.

જે ગરીબના ઘરમાં સંકોચ વિના જાય છે, તેમના પ્રસંગમાં આવે છે, તેમના તરફ લાગણી બતાવે છે તથા પોતાને માટે તેમનામાં માન ઉત્પન્ન કરે છે તે આદર્શ સ્ત્રી છે.

જાહેર ભાષણો અને આવી બીજી બાબતો સુધરેલી કોમોની ઉન્નતિ કરવા માટે છે ખાનગી મુલાકાતોથી આપણે દરેક વ્યક્તિ ઉપર ધ્યાન આપી શકીએ, અને વધારે સારી અસર કરી શકીએ, તે કામ ખાનગીમાં થતું હોવાથી કોઇ તેના પર ટીકા કરશે નહિ. જ્યારે તે જાહેર ભાષણો આપવા બહાર પડશે ત્યારે તેને પોતા તરફના લોકોના ખોટા વિચારથી સંભાળવું પડશે તે ઉપરાંત તેના કામની ફતેહનો આધાર ' તે કેવી છે તથા તે શું કરે છે ' તેના ઉપર રહેલો છે.

સમાજ સુધારાનું કામ કરનારી સ્ત્રી પોતાના જેવીજ શક્તિ ધરાવનારી બ્હેનોની મદદ મેળવી શકે. સમાજમાં, આ મદદ મેળવવામાં પણ તેણે સંભાળ લેવી જોઇએ આ બાબતમાં પણ જોડ ગણીને વાત કર્યા કરતાં ખાનગી અને ખુલ્લા દીલથી વાત કરવાથી વધારે અસર થઇ શકશે. જો તે ખરા અંતઃકરણથી સારૂં કરવા ઇચ્છતી હોય તો તેની બ્હેનોની આગળ તેણે ઉમદા આશયો અને આદર્શો મૂકવા જોઇએ, કારણકે તેમને એમ ન લાગવું જોઇએ કે પોતાની બાજુપર ઉભી લેવાનેજ તે આ પ્રયત્ન કરે છે. જો તે તેમની અગ્રેસર થવા માગશે તો તેઓ કદી પણ તેની સાથે જોડાશે નહિ. અહિં ફરીથી કહેવું જોઇએ કે સહાનુભૂતિનો હક કરવા કરતા તે ઉભી લેવી જોઇએ જો કેળવાએલી સ્ત્રીઓ એક એકની સાથે રહીને કામ કરશે તો સુધારામાં ઘણી વૃદ્ધિ થશે.

સ્ત્રી સુધારક, પોતાના ભાઇ, પતિ અને મિત્રો દ્વારા પોતાની કોમના માણસોને સુધારી શકશે બાળકોને સુધારવાને ઉત્તેજન આપવા માટે તજવીજ કરતા છે, ખાસ કરીને જો તેમની માતાઓની મદદ હોય તો આ કામ ઘણી સરળતાથી થઇ શકે.

## પ્રજાકીય જીવન.

પુરૂષોએ માથે લીધેલું જે કાઇ સાહસ અથવા મહાભારત કામ જો પૂરેપૂરી રીતે પાર પાડવું હોય તો સ્ત્રીઓની મદદ અને સહાનુભૂતિ થઇ શકે નહિ. સ્ત્રીજાતિ, જેનાથી પ્રજાનો અર્ધો ભાગ બનેલો છે તેની અનુમતિ વિના કેવી રીતે કોઇ પણ કામ નક્કી થએલું ગણી શકાય

આપણે એમ કહીએ છીએ કે દરેક કામ પુરૂષોની સાથે રહીને કરવું, આનો અર્થ જેમ કેટલાક ધારે છે તેમ એક વધારાના પુરૂષ તરીકે કરવું એવો નથી. જો સ્ત્રીઓએ ગૃહરાજ્યની ફરજો પૂરેપૂરી બજાવી હોય તો તેમણે પ્રજાની મોટામાં મોટી સેવા બજાવેલી ગણાય. આને પ્રજાની પ્રાધાન્ય સેવા બજાવી કહેવાય, જો કે કેટલીક વખત તેને ગૌણ પણ ગણવામાં આવે છે હિન્દુ સ્ત્રીએ પ્રજાકીય હિલચાલો તરફ લાગણી દર્શાવવાને માટે

પુરૂષની માફક જાહેર જીવન ગાળવાની જરૂર નથી. જો તે આમ કરવા માંગતી હોય તો તેણે પોતાની 'જાતિ' ના પ્રતિનિધિ તરીકે કરવું જોઇએ. ઘણી બાબતોમાં જાહેર જીવન ગાળ્યા વિના પણ પોતે ધારેલું કામ પાર પાડી શકે, કારણકે તેના પિતા, પુત્ર, પતિ અને ભાઇદાગ તે પોતાના વિચાર દર્શાવી શકે જો આમ બનવું અશક્ય હોય, તોપણ અત્યારે ઘણા લાયક પુરૂષો છે કે જેમની દ્વારા તો પોતાનું કામ કરી શકે. ગમે તેવા ખરા દીલથી અને સારા ઉદ્દેશથી હિન્દુ સ્ત્રી કામ કરવા માંગતી હશે, તોપણ હાલની સ્થિતિ એવી છે કે જો તે બ્હાર પડી પોતાના હકનો દાવો કરશે તો ભાગ્યેજ તે મેળવી શકશે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ તરફથી જાહેર ભાષણોની કદર કરવામાં આવે છે ખરી, પણ આતો ખરી વાત છે કે આપણા કહેવાતા કેળવાએલા પુરૂષો પણ આપણી સ્ત્રીઓ જાહેર ભાષણ કરે તે સહન કરી શકતા નથી ઉપર કહી ગયા તેમ જેટલાં સારાં પરિણામ સ્ત્રી સુધારક નાના સમૂહમાં ખાનગી મુલાકાતોથી ઉપજાવી શકે, તેવા જાહેર ભાષણોથી ઉપજાવી શકતી નથી. સ્ત્રીની પ્રજાકીય ફરજ પુરૂષોને પોતાના વિચાર જણાવવામા સમાએલી નથી, પણ સ્ત્રી જાતિને સારા તરફ પ્રેરણા કરવાની અને તેમની આગળ ઉચ્ચ આશયો અને આદર્શો મૂકવાની છે. લગ્ન કરવાથી પ્રજાકીય ફરજો પૂરેપૂરી બજાવી શકાય નહિ એ સ્ત્રીઓની એક ભૂલ ભરેલી માન્યતા છે. પણ હિન્દુસ્તાનમાં હાલ જો પરણેલી સ્ત્રી ખરા અંત:કરણથી પ્રજાકીય સેવા કરવા માંગતી હશે તો કુંવારી સ્ત્રીઓ જેટલુંજ સારૂં કામ કરી શકશે. જે સ્ત્રીઓએ પ્રજાની સેવાને પોતાનું જીવન અર્પણ કર્યું છે, તેમના કરતાં પરણેલી સ્ત્રીઓને વધારે લાભ એ છે કે તેઓ લોક નિન્દાના ભયથી મુક્ત હોય છે. હજુ સુધી પ્રજાની સેવા માટે જીવનના સુખનો ભોગ આપવાની ખાસ આવશ્યકતા જણાઇ નથી.

આપણને જણાય છે કે સ્ત્રીઓને પોતાના ગૃહમા, પડોશીઓમાં અને સગાંસંબંધીઓમાં ઘણું કામ કરવાનું છે. આજ ઉદ્દેશથી, પણ ગૃહની બહાર કામ કરનારા પુરૂષોની તંગી જણાય નહિ, ત્યા સુધી તેવા માણસોને મદદ કરવાને સ્ત્રીઓએ પોતાથીજ સારી રીતે થઇ શકે તેવી ગૃહવ્યવસ્થાની ફરજોનો ત્યાગ કરવાનો નથી. સુભાગ્યેજ આધુનિક હિંદમાં આવા મનુષ્યોની ખોટ જણાતી નથી.

છેવટે મ્હારે કહેવું જોઇએ કે મ્હે વર્ણવેલી આદર્શ સ્ત્રી તે સંપૂર્ણ નથી. આનાથી વધારે ઉચ્ચ અને ઉમદા આદર્શ થોડી મહેનતથી થઇ શકે. પણ ઉપર કહી ગયા તેમ આપણો આદર્શ વર્તનમા મૂકી શકાય એવો હોવો જોઇએ. આપણે કઇ પણ સ્થાયી પરિણામ ઉપજાવીને આપણું કરેલું કામ બતાવવું જોઇએ હિંદને હાલ આદર્શ વાતો કરનારની માતા તેને માટે સાહસ કરનારની જરૂર નથી, પણ હિંદને પોતાના લક્ષ્યબિન્દુ તરફ લઇ જાય તેવા વિચાર કરી શકે, તેને માટે આતુરતાથી કામ કરી શકે અને જોઇતા યોગ્ય પગલા ભરી શકે તેવી સ્ત્રીની જરૂર છે. ઉપર વર્ણવેલા આદર્શમા આ સદ્ગુણોનો સમાવેશ થઇ શકે છે તેથીજ તે આશા છે. અલબત તેવી સ્ત્રીએ કરેલું કામ કદાચ જાહેરમાં નહિ આવતું હોય પણ તેના કરેલા કામ તરફ નહિ, પણ તથા થતી અસરો તરફ આપણે જાવાનુ છે.

હવે આપણે આદર્શ સ્ત્રી કેવી હોવી જોઇએ તે ટુંકમાં જોઈ જઈશું. તે બ્હારના દેખાવમાં ત્હેની અભણ બ્હેનો-જેમણે અંગ્રેજી કેળવણી લીધી ન હોય-તેમનાથી કાંઇ જુદી હોતી નથી. જો તમે તેના કામો અને શબ્દો તપાસશો તો તમને જણાશે કે તે અમુક નિયમસર કામ કરે છે. અને તે નિયમો પ્રમાણે વર્તવા પોતે બનતો પ્રયત્ન કરે છે. તે અજ્ઞાન ખેડુતની તેમજ વિદ્વાન પુરૂષની સાથે ઘણી સહેલાઇથી વાત કરી શકે છે. પોતે શું શું કરવાની છે તે તે લોકોને જણાવતી નથી, પણ પોતે ચૂપકીથી પોતાનું કામ કર્યે જાય છે. દાખલા તરીકે, જો કે તે જ્ઞાતિબંધનની વિરૂદ્ધ હોય છે તોપણ તે બહાર એમ દેખાડતી નથી, પણ એવી રીતે વર્તે છે કે હલકામાં હલકી પંક્તિના માણસને પણ તેની હાજરીમાં પોતે હલકી પંક્તિનો છે એમ લાગતું નથી. બધા તરફનો પ્રેમ અને તેમને સુધારવાની વૃત્તિથી તે તેમની તરફ છુટથી અને માયાથી વર્તે છે. આનું કારણ આપણા અસલ પૂર્વજોએ સ્થાપેલ જ્ઞાતિબંધન તરફનો ધિક્કાર નથી. આને લીધે જ્યાં તે જાય છે ત્યાં માન અને પ્રેમ મેળવે છે.

તેને ફક્ત સ્વાદિષ્ટ રસોઇ બનાવવાનું જ્ઞાન નહિ, પણ સાથે સાથે મનુષ્ય સ્વભાવનું પણ જ્ઞાન હોય છે. તે માતા તરીકે પોતાના બાળકોને ફક્ત અસલના મહાપુરૂષોનાજ ચરિત્રો નહિ, પણ હાલના મહાત્માના ચરિત્રો પણ જણાવે છે.

તે એક મોટી વક્તા, લેખક કે સુધારક હોતી નથી, પણ બધી રીતે 'સંપૂર્ણ' હોય છે, વૃદ્ધ પુરૂષો પણ તેને ચાહે છે અને તેઓ કહે છે કે આના વખતમાં ભાગ્યેજ આવી ડાહી સ્ત્રી થઇ શકે. તેના સહાયકો તેને માન આપે છે અને તેની વિરૂદ્ધ બોલાવવાનું તેમને કાંઇ પણ કારણ હોતું નથી. મનુષ્ય જાતિ તેને એક અવલોકન કરનારી, સારાસારને પારખનારી અને ઉંડા પણ વહેવારૂ વિચાર કરનારી તરીકે ગણે છે. તેઓ કહે છે કે જો બધી સ્ત્રીઓ આના જેવી હોય તો પ્રજાની ઉન્નતિ ઘણી સહેલાઇથી થઇ શકે. અત્યારે આપણે ઉપર કહી ગયા એવી બ્હેનોની જરૂર છે. તેમના આવા યોગ્ય પગલાંઓથી ધીરે ધીરે દેશની સ્થિતિમાં સુધારા થશે.

આવી આદર્શ સ્ત્રી બનવાને માટે પહેલી યોગ્ય કેળવણીની જરૂર છે. પણ કમનસીબે પુત્રીઓના માબાપ તેમને પરણવાની લાયક ઉમ્મર થયા પહેલા તો સંસારની ધુસરીએ જોડી દે છે. પણ જો દેશની ઉન્નતિ કરવા માંગતા હો તો પહેલા આપણી પુત્રીઓને યોગ્ય કેળવણી આપી આપણા દેશને એવી માતાઓ અર્પો કે જેથી ભવિષ્યમાં તેઓ તેમજ તેમનાં બાળકો દેશની સ્વતંત્રતા અને આબાદી માટે યોગ્ય પગલાં ભરી શકે.

---

## આશાનો ઉદય:

આશાના નૂરને શ્રદ્ધાના પૂરની
ઉષા જાગી, ઉષા જાગી,
જાગો, જાગો, જીવનારી હો બ્હેન !
ઉષા જાગી, ઉષા જાગી.—આશાના૦

આશાની ઉષાની ચેતન ચતુરાઇથી
ચમકતી ઝમકતી નવ બીજ જાગી,
જાગો, જાગો જીવનારી હે બ્હેન !
ઉષા જાગી, ઉષા જાગી —આશાનો૦

રા. રા. મૂળજી દુલભજી વેદ

૧. વડીલો તરફ સન્માન, સ્વાર્થત્યાગ તથા બન્ધુભાવ એ ગુણો ખીલવવા માટે બાળકને હરહમેશ ઉપદેશ કરવો જોઇએ. તેમજ બાળક હમેશાં વિવેકી અને મીઠાબોલું થાય તે જોવું જોઇએ. કોઇ પણ જાતના અપશબ્દો પોતે બોલવા નહિ તેમજ બાળકને બોલવા દેવા નહિ. તેમ નહિ કરતાં આગળ ઉપર ઘણુંજ નુકશાન થાય છે.

૨. બાળકના મનમાં ઉચ્ચ આદર્શ (વિચાર) ઉદ્ભવવા જોઇએ. વિચાર ઉંચી પ્રતના હોય તોજ આગળ ઉપર બાળક ભારે કામ કરી શકશે.

૩. હૃદયની દૃઢતા, નિર્ભયતા, તથા મનોનિગ્રહ વગેરે ઉત્તમ ચારિત્ર્ય આપનારા ગુણો ખીલવવા જોઇએ. વર્તન ઘણુંજ ઉમદા થવું જોઇએ. એમ કહેવાય છે કે જાપાનના બાળકોને રડવું શું તેની ખબર પણ નથી. રડવું એ હૃદયની નિર્બળતા બતાવી આપે છે. ષડ્રિપુ (કામ–ક્રોધ–લોભ–મોહ–મદ–મત્સર)ને જીતવા એ દરેક વ્યક્તિની ફરજ છે માટે બાળકને પ્રથમથીજ મનનો નિગ્રહ કરતાં શીખવવું જોઇએ.

હવે સામાજિક સેવા તરફ આવીએ, સેવા ત્રણ પ્રકારની થાય છે. તનથી, મનથી અને ધનથી. સ્ત્રીજાતિની ઉન્નતિ માટે, મનુષ્ય જાતિપર પડતાં અનેક પ્રકારનાં દુઃખોને નિવારણ કરવા સારૂ તેમજ સમસ્ત જગતનું ભલું કરવાને શ્રીમંત સ્ત્રીઓએ પોતાને જે વખતે ફુરસદ હોય તે વખતે બને તેટલો પ્રયત્ન કરવો જોઇએ. તેમજ પોતાના ધનને પરોપકાર અર્થે વાપરવું જોઇએ. મોટા મોટા બંગલા, મહા મૂલ્યવાન વસ્તુ તથા મોજમજાની ચીજોમાં પોતાનો પૈસો નહિ ખર્ચતાં દેશનું, દેશબાંધવનું કે સમસ્ત જગતનું ભલું થવું હોય તેવા કામોમાં, દવાખાનાઓમાં, કન્યાશાળાઓમાં, દેશકાર્ય માટે ભોગ આપનારી સંસ્થાઓમાં યથાશક્તિ ધન આપવું જોઇએ. આ ઉપરાંત સ્ત્રીઓની સભાઓ ભરવાનું, સ્ત્રીઓની ફરજો સમજાવવાનું વગેરે વગેરે કામો પોતાના તનને અથાગ શ્રમ આપી કરવાં જોઇએ. તેમજ પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ પોતાની દુઃખી બ્હેનોને આપી તેમનો ભવ સુધારવો જોઇએ. આપણા લોકોની વિધવાઓની સ્થિતિ દુઃખમયજ છે તેમને માટે વનિતા વિશ્રામો, પાઠશાળાઓ વગેરે સ્થપાયલાં છે. એવાં ખાતાઓમાં પુરેપુરી મદદ આપવી એ સામાજિક સેવાનું મુખ્ય કામ છે. વિધવા બ્હેનોએ આવી સંસ્થામાં જોડાઇ પોતાનું દુઃખ હલકું કરીને બીજી બ્હેનોનાં આંસુ લ્હોઇ તેમની આંતરડી ઠારવી જોઇએ. એથી પરમેશ્વર નક્કી પ્રસન્ન થાય છે અને આપણી મનુષ્ય જીંદગીનું પણ સાર્થક થયું ગણાશે. દેશોન્નતિના દરેક કાર્યોમાં પુરૂષોને સહાયભૂત થવું એ સ્ત્રીઓનું કર્તવ્ય છે અને સંસારરૂપી રથનાં પુરુષધર્મ તથા સ્ત્રીધર્મરૂપી બે ચક્રો એકીજ વખતે ડાબી તથા જમણી બાજુએ પોતપોતાને લગતા ધર્મોમાં સરખીજ ઉન્નતિપર પહોંચવા માટે સંપૂર્ણ પ્રયાસ કરવો જોઇએ, આમ કરવાથી પ્રથમ સામાજિક ઉન્નતિ થશે, અને તેથી છેવટે રાજ્યકીય ઉન્નતિનો માર્ગ પણ નિષ્કંટક થશે. જેવી રીતે વીરમાતા તેમજ વીરપત્નીની નર આશિષના પ્રભાવે રજપુત વીર લડાઇમાં જીત મેળવીને યશસ્વી થાય છે. તેવીજ રીતે ઉન્નતિ પામેલી માતા તથા પત્નીની અંત:કરણપૂર્વક મદદથી હાલના હિત માટે આત્મભોગ આપનારી સંસ્થાઓ તથા પુરૂષ વર્ગ અંતે વિજય મેળવશે એ વાત નિ:સંશય છે.

# ફુલવાડી.

## ભગિની સમાજ વાર્ષિક સંમેલન.

ભગિની સમાજના કારોબારી મંડળનાં પ્રમુખ—

### સૌ. શારદા સુમંત મહેતા (બી. એ.)નું ભાષણ.

આજનો દિવસ ખરેખર ધન્ય છે. આ સમાજ એક વર્ષ પુરૂં કરીને બીજા વર્ષમા પ્રયાણ કરે છે. જે મહાન નર ગલના સ્મારક તરીકે આ સંસ્થા ઉદ્ભવી છે તેમનેજ અનુરૂપ આ સંસ્થાનું કાર્ય છે. મહાત્મા ગોખલેએ કહ્યું હતું કે "જે મનુષ્યોના જીવન સ્વદેશાભિમાન, અચળ શ્રદ્ધા અને સ્વાત્માર્પણથી વિભુષીત થયેલા હોય તેમને માટે દુનિઆમા એવું કાઈજ કાર્ય નથી કે જે ન થઈ શકે" આદુ પણુ સંગીત માત્ર બોલવાનુ નહિ પણ વર્તનમા મૂકવાનું, ખરૂં ઉપયોગી-વ્યવહારૂ કામ કરવુ, અને તે રીતે સ્ત્રી જાતિની ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય હેતુ છે સ્ત્રીઓના પ્રશ્નનો નિકાલ સ્ત્રીઓથીજ વધારે સારી રીતે થઇ શકે તેમજ પુરૂષોના કાર્યમા પણ સ્ત્રીઓની મદદ, સહાનુભૂતિની જરૂર છે, એટલા માટે આપણા સાંસારિક રિતરિવાજોની ખામીઓ, રાજ્યીય પ્રશ્નોમા આપણા દેશની જરૂરીઆતો વિગેરે વિષયોનુ ભાન સ્ત્રીઓમા કરાવીને ચારે તરફ જાગૃતિ પેદા કરવી એ તરફ આ સમાજનું પ્રયત્ન છે, અને તેને માટે અનેક વ્યવહારૂ ઉપાયો યોજવામાં આવ્યા છે.

કોઈ પણુ કાર્ય સફલતાથી પાર ઉતારવા માટે શિક્ષણુની જરૂર છે સ્ત્રીઓમા શિક્ષણુની ખોટ છે એ તો સર્વત્ર કબુલ થએલી વાત છે. આ શિક્ષણુની ખોટ પૂરી પાડવા માટે આ સંસ્થાએ એક ઉત્તમ માર્ગ લીધો છે ને તે એ છે કે દરેક સ્ત્રીઉપયોગી વિષયની ન્હાની સરળ ભાષામા પત્રિકાઓ તૈયાર કરાવવી, અને તેનું દરેકે દરેક ઠેકાણે વાંચન કરાવવું, તેની સમજણુ પાડવી, તે વિષય સબંધી ચર્ચા કરવી, આ રીતે આ વિષયો સ્ત્રીઓનાં મગજમા ઠસાવવાનો પ્રયાસ કરવા માંડયો છે પત્રિકાની ૪૦,૦૦૦. નકલોની વ્હેંચણી શહેરમાં તેમજ ગામડાઓમાં કરવામા આવી છે ગામડે ગામડે ફરીને આ ચોપડીઓ વંચાવવા માટે ન્હાનાં ન્હાનાં વાંચનાલય ઉભાં કર્યાં છે એટલુજ નહિ પણ એ વાચનો બરોબર સમજાયા છે કે નહિં, તેમાં શી શી મુશ્કેલી નડે છે, શેમાં શેમાં સમજણુ નથી પડી કેટલી સ્ત્રીઓ વાંચનનો લાભ લે છે એ બધાનો રિપોર્ટ મંગાવીને તેનો નિકાલ કરવામા આવે છે. વળી વાચન ઉપરાંત ઠેકઠેકાણે સ્ત્રીઉપયોગી ભાષણો પણ કરવામા આવે છે મોટી સ્ત્રીઓ માટે જરૂર લાગે ત્યાં શિક્ષણ વર્ગો, ઉદ્યોગ વર્ગો શરૂ કરવામા આવ્યા છે. આ પ્રકારના કાર્ય માટે ખરેખરા ઉત્સાહી સ્વાર્થત્યાગી સેવક, સેવિકાઓની જરૂર છે તેમા, કીર્તિના લોભ વગર નિષ્કામ ભાવે કરનાર માણસો મળવાં બહુ મુશ્કેલ છે. એવો શ્રમ કરનારજ જાણે છે તો આવી વૃત્તિવાળા સ્ત્રીપુરૂષો ગામડે ગામડે ફરી ફરીને તૈયાર કરવાનું ઘણુ વિકટ કામ આ સમાજના ઉત્સાહી સેક્રેટરીએ કર્યું છે તે ખરેજ ધન્ય

છે. એમના જેવા અડગ કાર્ય કરનાર ના હોય તો એક વર્ષ જેટલા ટુંકા સમયમ આટલું વિશાલ, આટલું સંગીન કામ થાત નહિં. મહાત્મા ગાંધીજી કહે છે તેમ એમને તો રાત દિવસ, ખાતાં પીતાં, જાગતાં સુતાં, બેસતાં ઉઠતાં, ભગિનીસમાજ મનમાં વસી રહેલી છે. એઓ તેના આત્મા થઇ રહેલા છે. પરંતુ આવા એકનિષ્ટ અનેક પુરૂષોની હિંદને ઘણી જરૂર છે. કારણકે જે મહાન સેવા તેમણે હાથમાં લીધી છે તેની અગત્ય આપણને ખડુ છે. સ્ત્રીઓ પુરૂષના કાર્યમાં, પુરૂષોની વાતચીતમાં ભાગ લેતી, વાદવિવાદ કરતી, તેમના માનમિટ સ્વપ્નાં, સરકારો સમજતી થશે ત્યારેજ આપણા દેશનો ઉદ્ધાર થશે. આવા પ્રકારની ઉચા આશયવાળી સ્ત્રીઓ ઘણી નીકળી આવે છે, પણ કમનસીબે તેમની ઉચી આશા એમના ઘરના ઓરડાની બહાર નીકળી શકતી નથી, કારણકે તેમને દોરનાર કોઇ નથી. એ પ્રકારના નાયક થવાનું કામ આ સમાજે ઉપાડેલુ છે. એકંદર રીતે જોતાં આ વ્યવહાર કાર્યનું ભવિષ્ય તો ઉજળું જણાય છે. મહાન ઇંગ્રેજ લખનાર રસ્કિન કહે છે કેઃ—

God appoints to every one of His creatures a separate mission, and if they discharge it honourably, if they quit themselves like men and faithfully follow that light which is in them, withdrawing from it all cold and quenching influences, there will assuredly come of it such burning as in its appointed mode and measure shall shine before men, and be of service constant and holy. Degrees infinite of lusture there must always be, but the weakest among us has a gift however seemingly trivial, which is peculiar to him, and which worthily used will be a gift also to his race for ever.

For all may have, if they dare to choose,
a glorious life or grave.

અર્થાત, ઇશ્વર દરેક મનુષ્યને કાંઇક કામ સોંપે છે, અને જો તે યોગ્ય રીતે બજાવે અને દરેક વ્યક્તિ પોત પોતાના અંતર્દીપની આજ્ઞાનુસાર વર્તન કરે તો અપૂર્વ પવિત્ર પ્રકાશ ઉદ્‌ભવે છે. પ્રકાશમાં જૂદા જૂદા દરજ્જા તો હોયજ, પરંતુ અશક્તમાં અશક્ત, સામાન્યમાં સામાન્ય મનુષ્યમા પણ કાંઇક શક્તિ રહેલી છે. કદાચ એ શક્તિ, ઘણી અલ્પ હશે, તોપણ જો તેનો યોગ્ય ઉપયોગ થાય તો જનસમદને અત્યત લાભ કરી શકે. જો, મનુષ્ય ધારે તો દરેક જીવન યશસ્વી થઇ શકે. આ પ્રમાણે સ્ત્રી, પુરૂષ, બાલક, બાલિકા આત્મબળ વાપરે તો સંસારમાં સ્વર્ગ ઉત્પન્ન કરી શકે. તે આત્મબળ પ્રેરવા, જાગૃત કરવા, તેની વૃદ્ધિ કરવાને આ સમાજ યત્ન કરે છે. એજ એનો ઉદ્દેશ છે.

આપણા દેશમાં હવે સેવાની ભાવના પ્રબળ થતી જોવામાં આવે છે. પરંતુ હજી તે ભાવના રૂપ છે. તેને વ્યવહાર રૂપ કેવી રીતે આપવું તેની સમજણ નથી. અમે શું કરીયે? કેમ કરીયે? એવા પ્રશ્નો પૂછાય છે. આવી વૃત્તિવાળી ઘણી બ્હેનોને માહિતી આપવી, આપણા આદર્શ સમજાવવા એ આપણી સમાજનું કર્તવ્ય છે.

દેશની ઉન્નતિ માટે, પ્રગતિ માટે, આપણા દેશમાં તેમજ અન્ય દેશોમાં જૂદા જૂદા પ્રકારના ઉપાયો લેવામાં આવે છે. આપણાજ દેશનો વિચાર કરીએ તો બ્રાહ્મ સમાજ,

આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, પૂના, મુંબઈ આનંદના સેવાસદન, વિદ્યાલયો, સુરત, મુંબઈ, અમદાવાદના વનિતા વિશ્રામો, વિદ્યાલયો, જૂદા જૂદા શહેરોનાં સેવાસમાજો, ગુરૂકુળો સર્વેનું પ્રયાણ એકજ તરફ છે સ્ત્રીપુરૂષ બન્નેને યોગ્ય જ્ઞાન આપીને પ્રાચીન ભારતવર્ષની વિભૂતિ પુન સ્થાપિત કરવી, આ ઉચ્ચ આદર્શ પૂર્ણ કરવાને માટે સ્ત્રીપુરૂષ બન્નેની જરૂર છે કોઇ પણ તરેહની ચળવળ થાય ત્યારેજ બળ પ્રાપ્ત થાય છે તે શિવાય તો નિદ્રિત અવસ્થામાંજ રહેવાય છે દૃષ્ટાન્ત તરીકે સ્વદેશી વસ્તુઓ વાપરવી, દેશના વેપારના ઉત્તેજન માટે, દેશનું માન જાળવવા માટે, દેશ પ્રતિ પ્રેમની લાગણીથી સ્વદેશી વસ્તુઓ વાપરવી એ મતનો પ્રચાર કરવા માટે બંગાળના ભાગલા ( partition of Bengal )ની જરૂર નહોતી. એ ભાવના કાંઇ ત્યાર પછીથી જન્મ પામી નથી પણ સ્વદેશી ચળવળને એ કારણને લીધે ઘણો જુસ્સો આવ્યો, તેનું વધુ પોષણ થયું, કાંઇક જોર આવ્યો, તે બાબત માટે લોકો વિચારતા થયા એમ ભાન થવા માંડ્યું કે સ્વદેશી વિરૂદ્ધવર્તન તે દેશ દ્રોહ છે માટે તે ખોટું છે અને ગેરવ્યાજબી છે પોતાના દેશને ભૂખે મારીને બીજા દેશને તવંગર કરવાનો રસ્તો છે પોતાના દેશના વેપારની વૃદ્ધિ વગર દેશની આબાદી કદી થઇ શકે નહિ. દેશના ઉદ્યોગ વગર વારેવારે દુકાળના સંકટ પડે છે, ઉદ્યમ પડી ભાગે છે, અને દારિદ્ર આવે છે.

ત્યાર પછીજ, હિંદુસ્થાન એક સંયુક્ત પ્રજા છે તેનો ખ્યાલ આવ્યો. ભારતવર્ષ એક-રંગવાળી પ્રજા છે તે માટે જ્ઞાતિની ભિન્નતા, આન્તિક મતભેદ, સહુ દૂર કરીને આપણાં બાળકોને એમ શીખવવું જોઇએ કે આપણે ભારતવાસી છીએ આ પ્રમાણે ઉદ્ગાર કરતા બાળકોમાંથી ભવિષ્યનું હિન્દ ઉત્પન્ન થશે, ભવિષ્ય ભારતમાં સર્વ પંથ એક થશે, પરંતુ એ પરિસ્થિતિ લાવવા માટે વાતો કરવાની જરૂર નથી, આદર્શને અનુરૂપ વર્તન કરવાની જરૂર છે. એજ ચળવળની જરૂર છે. આ પ્રમાણે હિન્દની સેવા એજ મહાન જનસેવા આપણે મન છે માટે બહેનો જાગૃત થાઓ, ઉઠો, બાંધ બીડો અને જ્યાં સુધી ઇષ્ટ પરિણામ આવ્યું નથી ત્યાં સુધી બેશી રહેશો નહિ

આપણા આચાર અને વિચારમાં એક રાષ્ટ્રિયતાની ભાવના થવી જોઇએ અને તે ભાવના જાગૃત કરવા માટે કેળવણી, સંસ્કારની જરૂર છે વિવિધ પ્રકારના જ્ઞાનથી શુભ સંસ્કાર આવી શકતા નથી અર્વાચીન કેળવણીનું લક્ષ્ય રાષ્ટ્રિયતાની ભાવનાની ખીલવણી એજ છે. એમાં માનસિક, ધાર્મિક, અને નૈતિક કેળવણી સહુનો સમાવેશ થાય છે ભારતવર્ષને ભારતવર્ષીય બનાવવો, રાષ્ટ્રિય ભાવનાને એકરૂપતા આપવી વ્યવસ્થિત કરવી, આપણા પ્રયાણનું રેખા દર્શન કરવું, આ સર્વ કાર્ય આપણે કરવાનું છે આપણે માટે બીજાને કરવા દેવાનું નથી આપણો કાર્યક્રમ આપણેજ ઘડવાનો છે કોઇનો કરી આપેલો કાર્યક્રમ આપણને અનુકૂળ નથી આપણામાં એટલી શક્તિ આવેલી છે

પ્રાચીન જ્ઞાન, વિદ્યાને અર્વાચીન રૂપ આપવું એ આપણા શિક્ષણનું લક્ષ્ય સ્થાન હોવાનું છે અનેક પ્રકારના આદર્શ શોધી કઢાડવાના છે જીવનનાં, કર્તવ્ય પ્રદેશના, અને સ્વતંત્રતાના નવા મત, શહેરી તરીકેના નવા વિચારો, પ્રેમ અને મિત્રતાના રૂપાન્તરો આ અને એવી બીજી બાબતોનો નીકાલ આપણે ઉત્સાહપૂર્વક કરવાનો છે આ નવા કર્તવ્ય-પ્રદેશમાં સ્ત્રીઓની માનસિક શક્તિનો જુદા પ્રકારનો વિકાસ કરવાનો છે. જે બુદ્ધિના શિક્ષણથી નમ્રતા, કોમળતા ઇત્યાદિ નાજુક, રસિક સ્ત્રીત્વનો ભંગ થાય તેવી કેળવણી, તે ખરી

કેળવણી કહેવાય નહિં. ચારિત્ર્યની દઢતા, તેની ખીલવણી, એજ કેળવણીનો ઉદ્દેશ રાખવો જોઇએ. Intellectual accomplishment બુદ્ધિની ખીલવણીને પ્રાધાન્ય આપવાનું નથી. આપણા દેશના ઇતિહાસ અને સાહિત્યમાં સ્ત્રીત્વની ભાવનાનું ચિત્ર આલેખાયું છે તેને માટે ખરી લાગણી ઉત્પન્ન ના થઇ હોય, તેને માટે યોગ્ય ગર્વ ઉત્પન્ન થયો ન હોય ત્યાં સુધી આપણી કેળવણી અધુરીજ કહેવાય.

કેવા પ્રકારની સ્ત્રીઓ દૃષ્ટાન્ત યોગ્ય આપણે ગણીશું ? શરીરે મજબુત, સમયસૂચકતાવાળી, દીર્ઘ દૃષ્ટિવાળી, કસોટીને વખતે હિંમતવાળી એવી સ્ત્રીને આપણે માન આપીશુ નહિં ? તેનાં દૃષ્ટાન્ત આપણા ઇતિહાસમાંથી મળે છે. ચિતોડની પદ્મિની ચાંદબીબી, માનસી રાણીનાં જીવન આપણને શું બીજું શીખવે છે ? ભક્તિમાન તત્ત્વજ્ઞાની સ્ત્રી કવિની આપણે પ્રશંસા કરતાં હોઇશું તો મીરાંબાઇનું દૃષ્ટાન્ત મ્હોં આગળ છે. રાજ્ય કારભારમાં કાબેલ સ્ત્રીને અનુસરવું હશે તેને રાણી ભવાની, અહલ્યાબાઇ, લક્ષ્મીબાઇનાં દૃષ્ટાન્ત છે. આદર્શ પત્નીનાં દૃષ્ટાન્ત તો અનેક છે. કુમારિકા જોવી હોય તો ઉમાનો આદર્શ છે. સ્ત્રીત્વની પરાકાષ્ઠાનો સમાવેશ ગાન્ધારીમા થયો છે એવો બીજો દાખલો આપણને કોઇ પણ દેશના ઇતિહાસમાં મળશે નહિં. આટલું તો ચારિત્ર્યના વિકાસ માટે.

આ સઘળાની સાથે સ્ત્રીઓએ વધારે કર્તવ્યનિષ્ઠ થવાની જરૂર છે. જીવનની સર્વ સ્થિતિને અનુકુળ થતાં તેને શીખવાનુ છે. પત્ની થતા તેને સ્ત્રીત્વ શું છે તે જાણવાનું છે. અને સ્ત્રી થતાં પહેલાં મનુષ્યત્વનું ભાન પ્રાપ્ત કરવાનું છે. અને તેજ ક્રમ પ્રમાણે કન્યાની કેળવણી આપવી આવશ્ય છે અને તેટલા માટે સામાન્ય સાહિત્ય ઉપરાંત વિજ્ઞાન, ઇતિહાસ, અને ભૂગોળનું જ્ઞાન આવશ્યક છે ભારતવર્ષના નૈતિક આદર્શો આ સમયમાં જૂદુંજ રૂપ લીધું છે. રાષ્ટ્રિય અને પ્રજાકીય આદર્શનો એમાં સમાવેશ થાય છે. આપણા દેશનો ભૂતકાળનો સંબંધ અને સ્થિતિ જાણીને બેસી રહેવાનો વખત નથી. પરંતુ જગતના અન્ય દેશો સાથે તેનો સંબંધ કેવો છે, અન્ય દેશોની પ્રગતિ કેવા પ્રકારની થાય છે તેનું જ્ઞાન આવશ્યક છે. અને તે જ્ઞાન પ્રાપ્ત કરવાના બે રસ્તા છે. મેજીકલેન્ટર્ન, સીનેમાના દેખાવો તથા માતૃભાષા અને તેને માટે ન્હાની મોટી શાળાઓ, પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ, સ્ત્રીઓના વર્ગો, વાંચનગૃહો, વ્યાખ્યાનમાળાઓ એ સાધન છે. પરંતુ આ શાળાઓ, આ વર્ગો આપણા દેશની પરિસ્થિતિને અનુકુળ હોવા જોઇએ, વિરૂદ્ધ હશે તો નિષ્ફળ જશે અને જાય છે. અમદાવાદ, સુરત, પૂના જેવાં મહિલાવિદ્યાલયો દરેકે દરેક જીલ્લામા કહાડવાં જોઇએ અને તેના કાર્યક્રમમાં પ્રસંગાનુસાર ફેરફાર કરવો જોઇએ. પહેલું પગલુ આપણે ભરવું જોઇએ. ઘણી ઇસ્પીતાલો નર્સોને તૈયાર કરવાની ઇચ્છા રાખે છે, માગણી કરે છે. સારી સ્થિતિની સ્ત્રીઓ આ કામ કરવાનો આરંભ કરે તો સારી નર્સો, દાક્તરો તૈયાર થઇ શકે. પરંતુ સ્ત્રીઓ આગળ પડતાં ઢીલ કરે છે. છોકરા છોકરીઓ માટે બૉર્ડીંગોની મોટાં શહેરોમાં જરૂર છે. તેની દેખરેખ માટે સારા કુટુંબની મેટ્રનોની જરૂર છે. શિક્ષકોની જરૂર છે. આ બધું કામ હવે આપણે જલદી કરવાનું છે. દરેક પ્રજાને માથે ભવિષ્યની પ્રજાને શિક્ષણ આપવાનું કર્તવ્ય પ્રાપ્ત થએલું છે, મનુષ્યત્વનું આ એક નિમિત કરેલું કર્તવ્ય છે. હવે જો અર્વાચીન જાગૃતિના મહત્ત્વનાં તત્ત્વોની ભાવના માતૃભાષામાં ઉતરે તો મુશ્કેલી થશે

અંગે દૂર થાય. એ ઉજળો દિવસ લાવવા માટે ભારતમાતા અનેક વતોની આશા રાખે છે. ખરા ધર્મનિષ્ટ, કર્તવ્યનિષ્ટ ઉપાસકોની આશા રાખે છે. સ્ત્રીવર્ગમાં કેળવણીના પ્રચાર કરવા માટે સેંકડો સ્ત્રીપુરૂષોએ એકઠા મળીને કામ આરંભવાનું છે. લાંબી રજાના વખતમાં પોતાના ઘરમાં કે ગામડામાં વરસ દિવસે કાંઇ નહિ તો દરેક શિક્ષિત વ્યક્તિ બાર બાઇ આપે તો તેને લીધે કેટલો લાભ થાય! વળી કોઇએ માતૃભાષાનું સાહિત્ય વધારવા માટે પ્રયાસ આરંભવો જોઇએ. ચોપડીઓ અને ચોપાનીઆં શિક્ષક કરતાં ઘણું વધારે કામ કરી શકે છે. અને એટલા માટે આ જમાનાના સાક્ષરોને વિનંતી કરીશું કે નવા જીવન, નવા આદર્શ માટે નવું સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે કે નવા આદર્શો, નવાં તત્વોની ચર્ચા કરવાની જરૂર છે? અત્યારનું આપણું સાહિત્ય બહુજ શુષ્ક અને નિરસ છે. તેમાં કાંઇ ઉંડી, ગંભીર, છાપ કે જુસ્સો નથી. બુદ્ધ, અશોક, ચંદ્રગુપ્ત, અકબર વિગેરે મહાન પુરૂષોના ખરા જીવન જાણવા માટે ઇંગ્રેજી ભાષા શીખવાની-સારી રીતે જાણવાની જરૂર પડે તો—ભારત વર્ષનો ઇતિહાસ સ્ત્રીઓ કેવી રીતે મનમાં ઉતારી શકે? રશીઆના મહાન પીટરની મા રાણી કેથરીન ઘણીજ ઉત્સાહી, બળવાન અને બુદ્ધિશાળી હતી તેણે રશીઆના સાહિત્યને જે ફાળો આપ્યો છે તે ખરેજ પોતાના સ્વભાવનુંજ પ્રતિબિમ્બ છે. એક વ્યક્તિ પણ પ્રજા અને દેશને પોતાના લખાણથી કેટલી મજબુત અમર કરી શકે છે તે એનાં રચેલાં નાટકો અને નવલકથાઓ ઉપરથી માલુમ પડે છે. વળી જ્યારે એની પાછલી અવસ્થામાં પોતાના દાહિત્રોને શિક્ષણ આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાની મેળેજ રશીઅન સાહિત્યનો વધારો કર્યો. ઇતિહાસના અનેક મોટા પુસ્તકો રચ્યા, રચાવ્યાં, કેટલાક કોશ તૈયાર કરાવ્યાં, ફ્રેંચ ભાષામાંથી તત્વજ્ઞાનના ગ્રન્થો પણ રશીઅન ભાષામાં ઉતરાવ્યા.

રશીઅન સ્ત્રી લેખકો પુરૂષોના કરતા વધારે સારા ગ્રંથ લખતી અને પુરૂષોને કહેવું પડતુ કે All of you Russian women, are higher and more vigorous than we men. ઘણુ: ઉંચા સંસ્કારવાળા પુરૂષો કરતા સ્ત્રીઓના લખાણ ચઢીઆતાં આવતાં. રશીઅન સ્ત્રી લેખકોમાં પ્રથમ પદ તો રાણી કેથરીન અને તેની સખી પ્રિન્સેસ દાશકોવનુંજ હતું. કેટલીક સ્ત્રી કવિ થઇ હતી પણ વધારે હિસ્સો તો નવલકથામાં હતો. સ્ત્રી જાતિનાં દુઃખ, કુટુમ્બ જીવનની, પ્રેમની કથા, દુષ્ટ માતાની વર્તણુંક, સમાજની નિષ્ઠુર રૂઢિઓ વિગેરેનાં ચિત્ર સ્ત્રીઓએજ આલેખ્યાં છે ને તેથી તે ચિત્રો ઘણાં આબેહુબ છે. આ પ્રમાણે રશીઆના સાહિત્યમાં સ્ત્રી લેખકોએ ઘણો ઉમેરો કર્યો છે, કારણકે પોતાના સાહિત્યની વૃદ્ધિની જરૂરીઆત તેઓ સંપૂર્ણ સમજ્યાં હતાં. આ જમાનાનાં લેખકો વર્તમાનપત્રોની કીર્તિના લાભની ઇચ્છા છોડી દઇને સ્ત્રીઓ અને સામાન્ય જનસમૂહની ભાષામાં અર્વાચીન જ્ઞાન, શોધનો ઉતારો કરશે તો ભવિષ્ય કાળમાં તેમની કીર્તિ ઘણી વધશે. સ્ત્રીઓના હિતને અર્થે નેતાનું આ કામ પુરૂષોએ કરવું જોઇએ. આ પ્રકારની ઉદારતા અને લાગણી આપણાં પુરૂષોમાં છેજ એ નિઃસંશય છે. આપણું civilization altruistic એટલે આપણી સંસ્કૃતિ નિસ્વાર્થવાદી છે. સતી કરવાનો ક્રૂર રીવાજ નાબુદ કરવામાં પહેલ કરનાર માણસ રાજા રામમોહનરાય પુરૂષજ હતો. લગ્નની વિશુદ્ધિ બાબત બહુત કરનાર મહાન ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર પુરૂષજ હતો. સ્ત્રીઓ પોતાનો હિસ્સો એવા કાર્યમાં આપે એ ખરૂં પરંતુ આપણા કાર્યમાં આપણને વિશ્વાસ હોવો એ ઘણું અગત્યનું છે.

નવા જમાનામાં, નવા યુગમાં સ્ત્રીઓની સાથે રહીનેજ પુરૂષોએ કામ કરવાનું છે એ તો સત્યજ છે. ઇંગ્લંડ, અમેરિકા, જર્મની, તુર્કસ્તાન, રશીઆ, આ સઘળા દેશોમા જ્યારે કાંઈ પ્રગતિ થઇ ત્યારે ત્યારે સ્ત્રીઓનો મહત્ત્વનો હિસ્સો તેમા રહેલો છે તે આપણે ઇતિહાસ તેમજ ચાલુ બીનાઓ ઉપરથી જાણીએ છીએ.

થોડા વર્ષ ઉપર તુર્કસ્તાનમા રાજ્યની મોટી ઉથલપાથલ થઇ હતી ત્યારે ત્યાંની સ્ત્રીઓએજ પુરૂષોને બળ આપ્યું હતું યુરોપના સહવાસથી ત્યાંની પડદેનશીન સ્ત્રીઓમાં નવુંજ બળ આવ્યું હતું. જનાનખાનામા રહેનારી સ્ત્રીઓ સ્વતંત્રતા માટે પોકાર ઉઠાવતી હતી ખરી ચિંતાના સમયમા સ્ત્રીઓ ઘણા ઉત્સાહથી કામ કરતી. જે જે ગુપ્ત મિટીંગો થતી તે સ્ત્રીઓના મનની દૃઢતા અને અગમ બુદ્ધિને લીધેજ થતી જો કે પ્રત્યક્ષ રીતે તેમનાથી કાંઇ થઇ શકતું નહિં પણ પરોક્ષ રીતે તેમણે ઘણીજ કીમતી સેવા બજાવી હતી. સ્વાતંત્ર્યનું ખરું રહસ્ય તેઓ સમજી શકતી નહિં પરંતુ તેની કિંમત તેઓ સમજતી. જે ટર્કી સ્ત્રીઓએ પોતાનાં બાળકોને સ્વાતંત્ર્ય પ્રીતિના પાઠ હાલરડાંમાંથી શીખવ્યા હશે તે પોતાના પુત્રપુત્રીઓને પરાધીનતા–ગુલામીનો ધીક્કાર એતો ધાવણમાંજ આપશેજ. આ સખ્ત જુસ્સાનું સબળ કારણ હતું. દુષ્ટ પરાધીનતાને લીધે માતાઓને, પત્નીઓને સ્ત્રીઓને અસહ્ય સંકટ વેઠવા પડયા હતા. પોતાનો એકનોએક પુત્ર વિના કારણે કારાગૃહ સેવે, પાલણ પોષણ કરનાર પતિને ફાંસીને લાકડે ચડાવે, કુટુંબનું રક્ષણ કરનાર પિતાને દેશનીકાલ કરવામાં આવે આવી દુષ્ટતાનું કાંઇ પણ સાન્ત્વન હોઇ શકે નહિ. ક્ષમાની ભાવના નષ્ટ થાય એ સ્વાભાવિક છે. આવા સંકટ કોઇ પણ સ્ત્રી કદી ભૂલી શકે ? આ કારણોને લીધે સ્વતંત્રતાનો જુસ્સો તેમનામા જાગૃત થાયજ અને તેમના બાળકોને તેજ પાઠ શીખવે એમા કાંઇ નવાઇ નથી.

રાજ્યની ઉથલપાથલ પછી સ્ત્રીઓએ પુરૂષો પાસે એવી માગણી કરી કે માત્ર રાજકીય હક્ક અમને આપશો તેટલાથી અમે સંતોષ નહિં માનીયે પણ અમારે તો સંસારિક બાબતોમાં પણ છૂટ જોઇએ છે અમારે તો અમારા જનસમાજની ઉન્નતિ માટે તમારી સાથે રહીનેજ કામ કરવાનું છે કારણકે અમે જો તમારા આદર્શ નહિં સમજી શકીએ તો તમારા છોકરાઓને તમારે લાયકના નહિં કરી શકીએ. આ તેમની માગણી પુરૂષોને વાસ્તવિક લાગી સ્ત્રી કેળવણી માટે પુરૂષોને સમ્મતિ આપવી પડી જો કે અત્યંત યુરોપીઅનમય થઇ ગએલી સ્ત્રીઓ તો ત્યાના વૃદ્ધ તેમજ ઘણા જુવાનીઆઓને પસંદ નહોતીજ. કારણકે તેમને લાગ્યું કે ઘણાં ઉતાવળાં પગલાં ભરીશું તો પ્રગતિને રોકાણ થશે. તેમને એમ લાગ્યું કે સંગીન સુધારા માટે, સ્ત્રીઓની ઉન્નતિ માટે, રહેતે રહેતે, અને દેશને અનુસરીને સુધારો થવો જોઇએ. ત્યાની ખરી હિતચિંતક સ્ત્રીઓને પણ એજ સત્ય લાગ્યું સાલેહનુમ કરીને એક સ્ત્રી લેખક લખે છે કે "અમારે કાંઇ સદંતર બુરખો ફગાવી નથી નાંખવો, અમે તો માત્ર એટલુંજ માગીએ છીએ કે અમને વધારે ઉદાત્ત કેળવણી આપો! એવી કેળવણી આપો કે જેથી અમે અમારા પતિની સહચરી, સહાયિની થઈ શકીએ, અને અમારા પુત્રોને કેળવી શકીએ. આજ જે અમને કેળવણી મળશે તેના ઉપર કાલની સામાજીક સ્થિતિનો આધાર છે." આ પ્રકારની લેખકને લીધેજ ટર્કીની સ્ત્રીઓ છેવટે વિજયી થઈ છે. એને લાગ્યું કે પુરૂષને મહેનતના બદલામા થોડા સમયની ઇચ્છા છે તો અને

એટતું દાણ આપીશું. ખુશામત સહુને વહાલી છે, તેમાં કંઇ પૈસા બેસતા નથી. આપણે વેંત નમીશું તો એ હાથ નમશે. આતો એક સ્ત્રીજાતિની અસલથી ચાલતી આવતી પૉલિસી છે. એનેજ લીધે સ્ત્રીજાતિની સત્તા ટકી રહે છે. હાલ ઠર્ઠી સ્ત્રીઓ પુરૂષોને બહારના જગત પર રાજ્ય ચલાવવા દે છે કેમકે તેઓ પોતાનું રાજ્ય પુરૂષો ઉપર ચલાવી શકે છે "અમને એવી કેળવણી આપો કે જેથી અમે તમને કેળવી શકીએ." આ માગણી બરાબર આપણા જેવીજ છે. ફેર એટલો કે આપણામાં હજી એવો જુસ્સો આવ્યો નથી, બાદ આપણી મુક્તિ આપણા શિવાય બીજા કોઇના હાથમાં નથી એ તે નક્કીજ છે.

સ્ત્રીઓના હિસ્સા માટે આપણે એટલા વરસ પણ પછાત જવાની જરૂર નથી. હાલમા તાજેજ દાખલો રશીઆના ઉદ્ધારનો છે. રશીઆ એટલે રાજાનો સખત કારોબાર એમજ અત્યાર સુધી આપણે જાણ્યુ છે. પરંતુ આ જમાનાનો પ્રવાહ એટલો જલદી વહે છે કે કાલે શું થશે તેનો જરા પણ ખ્યાલ આજે આવી શકતો નથી. રશીઆની એ પ્રજા આજે રાજાના સખત બંધનોમાથી છૂટીને સ્વતંત્ર થઇ છે. જગતના ઇતિહાસમાં આ મહાન ઉથલપાથલ અપૂર્વ છે કારણકે ઘણાજ ટૂંકા વખતમાં અને કાંઇપણ લોહી રેડયા વગર માત્ર જનસમૂહના સામાન્ય હિતને અર્થેજ આ ઉથલપાથલ થઇ છે. આ અપૂર્વ ઉથલપાથલ કરવામાં એક સ્ત્રી કૅથરીન બ્રૅશ કૉવસ્કાયાનું નામ આગળ આવ્યુ છે. આ મહાન સ્ત્રીને રેવોલ્યુશનની ગ્રાન્ડ મધર (દાદી) એવું ઉપનામ આપવામાં આવ્યુ છે. અત્યારે એની ઉમ્મર ૬૭ વર્ષની છે. વીસ વરસ સુધી એ કેદની શિક્ષા ભોગવીને આજે સ્વતંત્ર થઇ છે. એનો ગુન્હો એ કે દેશને બંધનમાથી મુક્ત કરવો એવી મોટી આકાંક્ષા. આ સ્ત્રીનું ચરિત્ર ખરેજ જાણવા લાયક છે. થોડાં વર્ષ ઉપર એક લેખકે નીચે પ્રમાણે તેની હકીકત આપી હતી. એણે પોતાના જીવનમા અનેક સંકટ ખમ્યા છે અને કેદખાનામા રહેવાને લીધે ૩૫ વર્ષની વયે તેના કાપેલા-ટુંકા વાળ સફેદ થઇ ગયા હતા. સખત હાડમારી, દેશનિકાલ વિગેરે આપદા વેઠયા છતા તેના દૃઢ સ્વભાવમા અથવા સ્વમાન અને સ્વકર્ત્તવ્ય સંબંધી ભાવનામાં કાંઇજ ફેર નહોતો. એણે ઘણુંજ સારૂં શિક્ષણ લીધેલું હતું. પોતાના દેશની પ્રાથમિક શાળામા તેણે પ્રથમ શિક્ષણ લીધું હતુ અને પછી સ્વિટઝર્લેન્ડમાં તે શીખી હતી. ફ્રેંચ, જર્મન, અને અંગ્રેજી ભાષાઓ એ સારી રીતે બોલતી અને સંગીત પણ સારૂં જાણતી એકંદર રીતે એ ઘણીજ ચપળ અને ચબરાક સ્ત્રી લાગતી હતી. બે વાર તેને સોનાની ખાણોમા સખત મજૂરીની શિક્ષા કરીને મોકલવામા આવી હતી. અને ત્યાર પછી પણ સેલેનજીસ્ક નામની ઘણીજ ખરાબ જગ્યાએ પોલીસના સખત જાપ્તામા તેને જોરજુલમથી રાખવામાં આવી હતી, ત્યા તેની સ્થિતિ બહુજ દયાજનક હતી. કોઇપણ સારા સંસ્કારી સ્ત્રીપુરૂષોનો ત્યાં સમાગમ જરા પણ નહિ અને આજીવિકાને માટે પણ સરકાર તરફથી ઘણીજ જુજ રકમ તેને આપવામાં આવતી. પત્રવ્યવહાર પર પણ પોલીસની દેખરેખ રહેતી. કુટુંબ, મિત્ર, બધાથી વિખુટી તેને રહેવુ પડતુ અને ભવિષ્યમા કોઈ દિવસે સારો દિવસ જોવાની તેને આશા નહોતી. ત્યાંને ત્યાંજ હાડમારીમા થોડા વર્ષ ગાળીને નિરાશામાંજ તેનું મૃત્યુ થશે એમ લાગતું. તે છતા આ બહાદુર સ્ત્રીએ ધીરજ ખોઇ નહોતી પોતાની જન્મભૂમીની સ્વતંત્રતા માટે એને એટલી ઊંડી લાગણી હતી, અને એટલો વિશ્વાસ હતો કે સામા માણસને દયાની અને માનની લાગણી થઇ આવતી. એ કહેતી

હતી કે આપણે દેશવટો ભોગવીશું, આપણા છોકરાં પણ કદાચ દેશવટો ભોગવશે, અને તેમનાં છોકરાં પણ દેશવટો ભોગવશે પરંતુ છેવટ તો સારૂં ફળ મળશેજ. ધન્ય છે આવી દેશભક્તિને, ને ધન્ય છે આવી ધીરજને. થોડાં વર્ષ પછી આ સ્ત્રી ઈંગ્લંડમાં આવીને રહી અને રશીઆમાં સ્વતંત્રતાની ચળવળ ચલાવવા માટે પૈસા ઉઘરાવવા માંડી, પચીસ વર્ષ કારાગૃહમાં અને સાઇબીરીઆના રણમાં ગાળીને સુધારેલા દેશમાં તેણે જીવન ગાળવા માંડયું અને અત્યારે હવે તેના દેશના લોકો તેને અમારી વહાલી દાદી એ ઉપનામે બોલાવે છે. કેટલાંક તેને અમારી મહાન વડીલ સ્ત્રી Grand old woman એ નામ આપીને પોતાના માન અને વહાલની લાગણી બતાવે છે. બલીહારી છે આવાં સ્ત્રી રત્નોની! મહાન ટૉલ્સ્ટોયના લખાણ ઉપરથી માલુમ પડે છે કે ઘણી સ્ત્રીઓ પોતાના પતિની સાથે સાઇબીરીઆના રણમાં દેશવટો ભોગવતી અને બીજાનાં દુઃખ એ રીતે ઓછાં કરવાનો પ્રયત્ન કરતી. કહેવાનું માત્ર એટલુંજ કે સ્ત્રીઓમાં કાંઇ ઓછી શક્તિ નથી.

અત્યારે આપણી સ્થિતિ કેવી છે? ઘણાં વર્ષોથી આપણા લોકોને શસ્ત્ર વાપરવાનું છોડી દેવું પડયું છે. લડાઇના પ્રસંગો જોવાના અનુભવ મળ્યા નથી તેથી સ્ત્રીપુરૂષોમાં ભિરૂતા આવી ગઇ છે. વેપારી બુદ્ધિનો લોપ થઇ જવાથી લડાઇની વીર કથાઓનો રસ રહ્યો નથી. હવે સમય ઘણો બારીક આવ્યો છે, જો ભોગજોગે આપણા દેશ ઉપર પરદેશી હુમલો થાય તો હિન્દના પુત્રોને રણસંગ્રામમાં જવું પડશે અને હિન્દી માતાઓએ તેમને ઉત્તેજવા પડશે. આપણી પુત્રીઓનું, સ્ત્રીઓનું રક્ષણ શું પારકી પ્રજા આવીને કરશે? આ ખ્યાલજ તિરસ્કાર યુક્ત છે.

સ્ત્રીઓએ ઘણાં નવાં કાર્ય માથે લેવા પડશે. અને તે કાર્યો સમજાવવાનું કામ, સમાજે અને સભાઓએ કરવું પડશે; અને જૂદા જૂદાં સ્થળોનાં કાર્યક્ષેત્રની માહિતી રાખવી પડશે. લોકોમાં જેમ શિક્ષણની આકાંક્ષા વધશે તેમ તેમ તેમને સાહિત્ય પુરૂં પાડવું પડશે. એકંદર રીતે વ્યવસ્થિત કામ કરવાની ટેવ આપણે પાડવાની છે. જુમેદારી લેતાં શીખવાનું છે. જ્યાં પહેલાં બે કાર્યવાહકોથી કામ થતું ત્યાં હવે બાર જોઇશે. અત્યારે તો આપણે જોઇએ છીએ કે એક સભાને માટે, મંડળો માટે સ્ત્રી અધ્યક્ષ કે સેક્રેટરી માટે કેટલી અગવડ પડે છે. સર્વેએ આગળ પડીને કામ કરવાની હોંસ અને ઉત્સાહ બતાવવો જોઇએ અને કામ ઉપાડી લેતાં શીખવું જોઇએ. કદાચ આપણા પુરૂષોને લડાઇમાં જવું પડે તો કુટુંબનું આરોગ્ય અને બીજી બધી દેખરેખ આપણેજ કરવી પડશે. હાલ તો મોટાં લોકની અધિકારી વર્ગની સ્ત્રીઓ છેક પરાધીન થઇ ગએલી હોય છે. પોતાને કાંઇ આવડ હોતી નથી—દરકાર હોતી નથી અને મોટાઇના અહંકારમાં તણાઇ જાય છે તેથી નથી કોઇના ઉપયોગમાં આવતી કે નથી તેમનું માન પડતું.

માટે હવે આપણે એ જરૂરનું છે કે જેમ બને તેમ સ્ત્રી ઉન્નતિના પ્રશ્ન, એટલે સામાજીક ઉન્નતિના સઘળા પ્રશ્નો આપણે હસ્તક લઇને તેનો નિકાલ આપણે પોતેજ કરતાં શીખવાનું છે. હમણાં થોડાજ દિવસ ઉપર ગિરમીટીઆ મજુરીની પ્રથા દૂર કરવા માટે સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન વાઇસરોય પાસે ગયું હતું. તેમની માગણીના જવાબમાં તે નામદારે કહ્યું હતું કે હિન્દુસ્થાનમાં બ્રિટીશ અમલના ઇતિહાસમાં સ્ત્રીઓ જાતે આ પ્રથમજ વાઇસરોયને વિનંતી કરવા આવી હતી. જો આ પ્રમાણે સ્ત્રીઓ સલાહ આપીને સરકારને મદદ કરે તો સરકારનું કામ ઘણું સરલ થાય, ખાસ કરીને સ્ત્રી કેળવણીના

એ કાંઈ જૂદા નથી પણ બન્ને એકજ અંગનાં ભાગ છે; અને તે બન્ને ભાગોની હાલત સારી હોય તોજ આખું અંગ આરોગ્ય ભોગવી શકે.

એજ પ્રમાણે એક દેશની ઉન્નતિ માટે તે દેશના પુરૂષોમાં તેમજ સ્ત્રીઓમાં પણ જાગૃતિ થવી જોઈએ, અને ત્યારેજ તે દેશ ઉંચ અવસ્થામાં આવી શકે. ભગિનીસમાજના સ્થાપકોએ આ જ્ઞાન પુરૂં ગ્રહણ કરેલું માલુમ પડે છે. ગઇ સાલમાં તે સમાજે કરેલા કાર્યનો અહેવાલ રજુ કરનાર પુસ્તકમાંનો એકજ ફકરો વાંચવાથી આ ઉચ્ચ હેતુની સમજ મળે છે. એ ફકરો નીચે પ્રમાણે છે:—

"દેશમાં સર્વત્ર જાગૃતિ લાવી ચૈતન્ય રેડી, શિક્ષણ ફેલાવી, સ્વરાજ્ય માટે તૈયાર થવાની ભાવના પ્રબળ થતી જાય છે. આ ભાવના સફળ કરવામાં સ્ત્રીઓએ પોતાનો હિસ્સો આપવોજ પડશે; અને પુરૂષોએ તેમને તે માટેની દરેક અનુકુળતા કરી આપવી પડશે. સ્ત્રીનું હિત તેજ પુરૂષનું હિત છે, અર્થાત તેમના હિત જૂદા નથી. તેઓ બંને સાથેજ અધોગતિ પામે છે અથવા દેવ સમાન થઈ શકે છે, સ્વતંત્ર થાય છે અથવા ગુલામગીરીમાં બન્ધાય છે.

જ્યારે (૧) જાગૃતિ, (૨) શિક્ષણ, અને (૩) સ્વાર્થત્યાગ, એક સરખા–સ્ત્રીઓ તેમજ પુરૂષોમાં આવશે ત્યારેજ દેશનું આખું અંગ એ ઉચ્ચ ભાવના સફળ કરવા ભાગ્યશાળી થશે."

આ ભાવના પાર પાડવામાં આ સમાજે ફકત એક વર્ષમાં જેટલો પ્રયાસ કર્યો છે અને જે ઉપયોગી કાર્યની શરૂઆત કરી છે તે માટે તેના સભાસદોને ધન્યવાદ ઘટે છે. એક વર્ષની ટુંક મુદતમાં તેઓએ જૂદી જૂદી પત્રિકાની ૪૦૦૦૦ નકલનો ફેલાવો કર્યો, તે ઉપરાંત ૫૦ વ્યાખ્યાનો અપાવ્યા, અને ૫૦ ઉપર ગામોમાં સ્ત્રીવાચનગૃહ શરૂ કર્યા. ગરીબ અને નિરૂદ્યમી સ્ત્રીઓને કામે લગાડવાનું કાર્ય પણ સારૂં કર્યું આ સર્વ કામ કાંઈ પણ બહારના દેખાવ કે ગડબડ વગર શાંત રીતે અને કાંઈ પણ માનપાનની આશા વગર તમારા સભાસદોએ કર્યું છે, અને તે માટે તેઓને ખરેજ સાબાશી ઘટે છે. જ્યાં સુધી ખરી સેવા કરવાની ઇચ્છા અને દેશના ભલાનો તથા બ્હેન–બંધુઓના કાર્યદાનોજ વિચાર રાખી આ સમાજ પોતાનું કામ કરશે ત્યાં સુધી તેને શુભ ફળ મળશે તેમાં કાંઈ પણ શંકા નથી. આ સર્વ કામ આરંભમાં કઇ સ્હેલ નથી. અને તે માટે જેમ જાતિ સેવા આપનાર બ્હેન–બંધુઓની જરૂર છે, તેમ તેઓનાં પ્રયાસને ફત્તેહમંદ ઉતારવા માટ નાણાંની પણ જરૂર છે. બ્હેનો તથા ભાઇઓ પોતે જાતિ સેવા આપી આ કામમાં ભાગ લઇ શકતા ન હોય તેઓએ માતૃભુમિની ઉન્નતિમાં આ કામમાં યથાશક્તિ મદદ કરી પોતાની દેશભક્તિની આરજુ તૃપ્ત કરવી.

ભગિનીસમાજ જેવાં સેવા કરનારા મંડળો દેશમાં જગે જગે ઉભા થાય, અને તે એક બે નહિ, દસ વીસ નહિ પણ સેંકડોની સંખ્યામાં ઉભા થાય, એવું જોવાને દરેક દરેક હિતકારી સ્ત્રીપુરૂષો રાજી થશે.

આપની રજા લેતાં પહેલાં ફરીને આ મંડળનો તથા તેના વ્યવસ્થાપકોનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

# "આપણા ધર્મગુરૂઓ

## અને હેમનાં આધુનિક જમાનાનાં કર્તવ્યો."

એ વિશે વડોદરાના મહારાજા સાહેબ નામદાર સર સયાજીરાવનું ભાષણ.

### કાર્યોની વહેંચણી–ધર્મગુરૂનું કાર્ય.

આપણે સૃષ્ટિનું અવલોકન કરીએ છીએ ત્યારે એક મહત્વનો સિદ્ધાંત આપણા અનુભવમાં આવે છે, તે એ કે, માનવ જાતિમાં તેમજ ઇતર સૃષ્ટીમાં અસંખ્ય ભેદ અને પ્રકારો છતાં, સર્વ ઠેકાણે સુયનિત અંતર વ્યવસ્થા ચાલી રહી છે, આ વ્યવસ્થાનું એક કારણ એ છે કે, સૃષ્ટિમાં જે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ છે તેઓમાં જુદાં જુદાં, પણ પરસ્પર સબંધવાળાં કામો કરવાની શક્તિ છે, અને તે કામની વહેંચણી શ્રમવિભાગના તત્વ ઉપર કરવામાં આવેલી છે.

### ઉત્ક્રાંતિ.

૧. કેટલાક ઉત્ક્રાંતિ (evolution) મતના અનુયાયીઓનું એવું માનવું છે કે સૃષ્ટીમાં આવા કામો અને તે કરવાની શક્તિઓ ક્રમેક્રમ વિકાસ પામતી જાય છે, જ્યારે કેટલાક વિદ્વાનો તે મતને સ્વીકારતા નથી.

### ઇશ્વરી નિર્માણ!

૨. વર્ણો અને આશ્રમો સૃષ્ટિમાં અનાદિ કાળથી ચાલ્યા આવ્યા છે, અને તે બ્રહ્માએ સૃષ્ટી ઉત્પન્ન કરી ત્યારથીજ મનુષ્યોને માટે નિર્મેલા છે, આવા કામો અને કર્તવ્યો ગમે તે કારણથી હયાતીમાં આવ્યા હોય તો પણ આપણે એટલું તો માનવું જોઇએ કે સૃષ્ટીની બીજી ઘણીખરી બાબતો માફક આ બાબતોને પણ પોતાનું અસ્તીત્વ ટકાવી રાખવાને માટે કાળચક્રને માન આપવું પડે છે જે તે વખતની પરિસ્થિતીના પવન આગળ નમ્યા સિવાય બહુગેજ નભી શકાય તેમ છે આ કર્તવ્યોમાં ધર્મગુરૂઓના કર્તવ્યોને શ્રેષ્ઠ પંક્તિના ગણવામાં આવ્યા છે. ધર્મગુરૂઓ વિરાટ પુરૂષના મુખમાંથી ઉત્પન્ન થયા છે એમ આપણા વેદમાં કહ્યું છે આવા મહાત્માઓના શાં શાં કર્તવ્યો છે અને એઓએ પોતાના જમાનાને અનુસરીને કેવી રીતે કરવા જોઇએ, એ પ્રશ્નો ખાસ રીતે અને વખતો વખત મનન કરવા જેવા છે તો હવે આપણે તે પ્રશ્નોનો વિચાર કરીશું

### રાજાઓની સત્તા–રાજ્ય અને ધર્મગુરૂઓ.

જુના વખતના જે રાષ્ટ્રોના આપણી પાસે કંઇ પણ હેવાલ મોજુદ છે, તેના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, ઘણુંખરૂં તે સઘળાઓમાં તે વખતે સર્વોપરી રાજાઓ, એજ સર્વોપરી ધર્મગુરૂઓ પણ હતા. દેશના રાજા તેજ ધર્મના વિષયમાં પણ સર્વ સત્તાધીશ હતા આપણા ભરતખંડના પ્રાચીન ઇતિહાસમાંથી આપણે રાજર્ષીજનક રાજાનો તથા તે પછીના સમયમાં અશોકનો દાખલો લઇશું તો જણાશે કે રાજા પોતાના દરબારના પવિત્ર ધર્મગુરૂના ધાર્મિક કાર્ય ઉપર કેટલી બધી છાયા પાડી શકતા હતા તે રાજા જેવી રીતે

૧. ઐહિક વ્યવહારમાં પોતાની પ્રજાના જાનમાલના સંરક્ષક હતા તેવીજ રીતે,

૨. આધ્યાત્મિક વિષયમા પણ ધર્મના સહાયક હતા.

૩. પ્રજાની ધાર્મિક તેમજ બીજી સઘળી પ્રવૃત્તિઓનુ તે સંપુર્ણ રીતે નિયમન કરી શકતા હતા. ધર્માધિકાર અને રાજ્યકારભાર એ બન્ને એકજ રાજસત્તાની જુદી જુદી શાખાઓ છે. તે જો પરસ્પર સહાનુભુતીની લાગણી રાખે તોજ જનસમાજનું કાર્ય આગળ વધી શકે, અને આવી અનુકુળ જોગવાઈ, રાજ્યાધીશમાં ધાર્મિક અને ઐહિક, બન્ને અધિકાર નિર્દીષ્ટ હોય ત્યારેજ મળી શકે આવી સ્થિતિ છતાં દુનિયાની તવારીખમાં આગળ જતા જણાય છે કે ધર્મગુરૂઓ અને બીજા રાજ્ય કારભારીઓ વચ્ચે ઝઘડાઓ ઉભા થતા, અને રાજ્યકર્તાને તે બેમાથી એક પક્ષ તરફ દોરાવવુ પડતું હતુ. જગતના ઇતિહાસના વાચકને માલમ છે કે, પાશ્ચાત્ય દેશોમા રાજાની ધાર્મિક ફરજોને રાજ્યની બીજી સઘળી ફરજોથી તદન જુદી પાડી દીધેલી છે અને કેટલાક દેશોમાં તો રાજાની કોઈપણ બાબતમા ધર્મનો લેશ પણ સંબંધ રહેવા દીધો નથી. હિંદુસ્થાનમા પણ જેમ જેમ હિંદુ રાજાઓમા પરસ્પર કુસપ તથા પરદેશીઓ સાથેના વિગ્રહ વધતા ગયા, અને રાજસત્તાની જાહોજલાલી ઝાખી પડતી ગઇ, જેમ જેમ ધર્મના, પથના અને જ્ઞાતિઓના ભેદ વધારે પડતા જઇ તેમની વચ્ચે પણ ઝઘડા, મતમત અને દુરાગ્રહ વધતા ગયા, જેમ જેમ જ્ઞાતિઓના માત્ર વાચાળ અને આપખુદી પંચોની સત્તા જોર પકડતી ચાલી અને ઉપર કહેલી રાજ્યની બેવડી સત્તા શિથીલ પડતી ગઇ, તેમ તેમ સમાજનું બધારણ હચમચી જઈ ડગમગતું થયુ, તેનુ ધ્યેય તથા વિદ્વતા અધોગતિએ પહોચી, તેમા સાહિત્યના સાધનો નિસ્તેજ થતા ચાલ્યાં, સત્ય ધર્મની શ્રધ્ધા તુટી ગઇ, લોકોમાં અનાસ્થા વધી, નિરૂત્સાહ જન્મ પામ્યો અને તેઓ દૈવાધીન બનતા જઇ, તેમના પુરૂષાર્થ અને સત્યધર્મનો પરાજય થતો ચાલ્યો જો કે ભ રતખંડમા આ પ્રમાણે રાજસત્તા છિન્ન વિચ્છીન થઇ ગઈ છે તો પણ નસીબે હજુ આ શાના કિરણો સમુળગા અસ્ત પામ્યા નથી. હજુ પણ પરસ્પરના હિતાર્થે ધર્મગુરૂઓ અને બીજા રાજકીય અધીકારીઓ એકઠા મળી કામ કરતા માલમ પડે છે. આ બાબતોનો નિષ્પક્ષપાત અને મુક્ત વિચાર કરતાં જણાઇ આવે છે કે, મનુષ્ય જાતિની ઉન્નતિને માટે આવી રીતે સઘળી બાબતમા ધર્મગુરૂ અને રાજ્ય કારભારીઓએ એક દીલથી એકત્ર થઇ સઘળું કાર્ય આગળ ચલાવવાની ખાસ જરૂર છે. માણસોની કેટલીક ધાર્મિક અને નૈતિક એવી જરૂરીઆતો છે કે તે ધર્મની સારી યોજના હોય તોજ સંપુર્ણ રીતે પુરી પાડી શકાય તેમ છે અને તેવી યોજનાને માટે ધર્મગુરૂઓની આવશ્યકતા છે, એમ એક પક્ષ તરફથી કથન કરવામાં આવે છે. બીજા પક્ષનું કહેવું એવુ છે કે, પ્રજાની ઐહિક પ્રવૃત્તિઓ ઉપર જેઓની દેખરેખ છે તેમણે સમાજની ધાર્મિક ઘટનાની પણ આર્થિક અને બીજી જરૂરીઆતો થી લી છે તે તરફ લક્ષ આપવુ જોઇએ. પણ જો આ ઘટનાની આર્થીક અને બીજી જરૂરીઆતો તરફ રાજકર્તાઓ અને રાજકારભારીઓએ ધ્યાન આપવાનુ છે તો પછી ધર્મગુરૂઓ પણ ચાલુ જમાનાના લોકોની ધાર્મીક અને નૈતિક જરૂરીઆતો, જોઇએ તેવી રીતે પાર પાડે છે કે કેમ તે જોવાનો પણ તેમને અધિકાર હોવો જોઇએ. આપણા રાજ્યના અને હિંદુસ્તાનના બીજા રાજ્યના ઇતિહાસ જોતા રાજાની ઉપર દર્શાવેલી ધાર્મિક સત્તાનાં ઘણા દષ્ટાંતો મળી આવશે.

## વંશપરંપરાથી ચાલતી આવેલી રીતના ધર્મગુરૂઓ શા કારણથી છે અને તે રીતને હવે શા માટે તરછોડવી જોઇએ

૪. હાલમાં તમારા ધર્મગુરૂઓનું કામ અમુક એક જ્ઞાતિનાજ માણસો વંશપરંપરાથી કરતા આવ્યા છે. આ રિવાજ ઘણા પુરાતન વખતનો છે અને તે પારસી, યાહુદી તેમ બીજા પ્રાચીન લોકોના પણ રિવાજને મળતો આવે છે. ખ્રિસ્તિ તેમ બુદ્ધ ધર્મમા આવો પેઢીબંધ ઉતરી આવતો વંશપરંપરાનો પ્રતિબંધ નથી. મુસલમાન લોકોએ ધર્મગુરૂઓની નોખી જાત રાખી નથી તેમનામાંથી ગમે તે માણસ ધર્મકાર્ય કરી શકતો લે છે. થોડા વખતથી યાહુદી લોકોએ પણ આવગનના કુટુંબની બ્હારના કોઇપણ વિદ્વાન માણસો પાસેથી પોતાના ધર્મગુરૂનું કાર્ય શીખવાની શરૂઆત કરી છે. દરેક યુગમા, જેમ હિંદુસ્થાનમાં બન્યુ છે તેમ, પ્રાચીન સમયના યાહુદી લોકોમાં પણ ગોરપદુ કરનારા વર્ગ બહારના બીજા ઘણા વિદ્વાન ધર્મગુરૂઓ, પેગંબરો અને ધાર્મિક લોકોએ, લોકોની પ્રવૃત્તિઓ ઉપર ઘણી દૃઢ અસર કરેલી છે. વંશપરંપરાથી ગોરપદુ કરનાર ઉપાધ્યાયને છોડીને બીજા લોકોને ધર્મગુરૂઓ બનાવવાનો પ્રસંગ, જ્યારે તે વર્ગના લોકો, જનસમૂહની વખતો વખત બદલાતી જરૂરીયાતોને પૂરી પાડી શકતા નથી, ત્યારેજ આવે છે, આવ્યો છે, અને આવશે. ધર્મગુરૂઓને માટે જે અમુક જ્ઞાતિ હિંદુસ્થાનમાં ચાલતી આવી છે તે જો ચાલુ રાખવાની હોય, અને લોકો તેમને તજીને પારકા ધર્મનો તથા ધર્મગુરૂઓનો સ્વીકાર ન કરે એવું પરીણામ જો લાવવાનું હોય, તો પ્રાચીન કાળના બ્રાહ્મણો, જે ધર્મગુરૂઓ છે, તેમણે હાલના જમાનાની તેમજ ભવિષ્યના જમાનાની જરૂરીયાતો જેમ સારી રીતે પુરી પાડી શકાય, તેમ તૈયાર થવું જોઇએ. વંશપરંપરાથી ઉતરી આવતા ધંધામા પિતાની અમુક દઢ અભિરૂચી પુત્રમાં પ્રાપ્ત થાય એવો કાંઇ નિયમ નથી. પુર્વજોનો ધંધો તેઓજ ધમધોકાર ચાલુ રાખવો હોય તો તરુણોએ અસાધારણ પ્રયાસથી પોતાનું અધ્યયન સત્કારયુક્ત અને સંપુર્ણ કરવુ જોઇએ.

### ગત કાળમાં ધર્મગુરૂઓના કેટલાંક મહતકાર્યો.

૫. ઉપર કહેલી જરૂરીયાતો શી શી છે તે કહેતા પહેલા, જુના વખતના ધર્મગુરૂઓએ શા શા મહત કાર્યો કર્યાં છે તેનુ આપણે થોડુ નિરીક્ષણ કરીએ. દરેક દેશમાં જે લોકો પોતે જ્ઞાન મેળવી તે બીજાને આપતા તેજ મુળ ધર્મગુરૂઓ હતા. તેઓ જુના વખતના માસ્તરો અને શિક્ષકો હતા. તેઓજ લેખનકળાનો શોધ કરનારા તથા તેનો પ્રચાર કરનારા હતા. તેઓ રાજાઓના નિકટના વિશ્વાસુ સલાહકારો હતા. અને તેઓ ધાર્મિક તેમ ઇતર લોકપ્રિય ગાયનોનો ફેલાવો કરીને લોકોનામા રાષ્ટ્રાભિમાન ઉત્પન્ન કરતા હતા મીસર, હિંદુસ્થાન અને ચીન દેશમાં વૈદક વિદ્યાના શાસ્ત્ર તથા પ્રયોગનો આરંભ ધર્મગુરૂઓના પ્રયાસથીજ થયો હતો. ધર્મશાસ્ત્રના ઉત્પાદક અને સંશોધક પણ ધર્મગુરૂઓજ હતા એમ હિંદુ, યાહુદી અને રૂમ દેશના લોકોના ઇતિહાસ તરફ નજર નાખતા જણાઇ આવે છે. તેમની અસરથી લોકોની નીતિ પણ ઘણી સારી રીતે સ્થપાઇ રહી છે. હાલમાં સમાજની ઉત્ક્રાંતિ અનુસાર આમાના કેટલાક કર્તવ્યો બીજા વર્ગોને સાથે પડયા છે, અને ધર્મગુરૂઓનો હવે તે સાથે કંઇ પ્રત્યક્ષ સંબંધ રહ્યો નથી તો પણ આપણે આનાપર જોઇશુ કે, આ દિશામા હાલના જમાનામા કેટલુંક કાર્ય તેમને કરવા જેવું રહ્યુ છે.

ધર્મગુરૂએ ધર્મની વિધીઓની શી શી મહત્તા અને પ્રયોજન છે તે બાબત તપાસ કરવો જોઇએ.

૮. જેવી રીતે હાલના ધર્મગુરૂઓએ ધર્મના સિદ્ધાંતોનું પૂરેપુરું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, તેવીજ રીતે તેમણે વિધીઓની યથાર્થતા અને પવિત્રતાનો પણ વિચાર કરવો જોઇએ લોકોમાં ચાલતી કેટલીક રૂઢીઓ ગેરસમજુતથી કિંવા બીજા પ્રદેશના સમાગમથી ઉદ્ભવ પામી છે કે, કેમ તેની ખાત્રી કરવી અગત્યની છે. દ્રષ્ટાંત તરીકે, કેટલાક પારસી વિદ્વાનોનું એવું માનવું છે કે, ગોમુત્ર પીવાથી દેહની શુદ્ધી થાય છે, એમ જે માન્યતા છે તે કાંઇ આવાજ કારણોને લીધે ઉદ્ભવ પામી હોવી જોઇએ. આપણે પણ સ્વતંત્રપણે વિચાર કરવો જોઇએ કે, આપણી ચાલતી રૂઢીઓ કોઇપણ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રની અને ધર્મની લાગણીઓથી વિરૂદ્ધ તો નથી? જેટલે અંશે તે ખરા ધર્મના જીવનના વેગને અડચણકારક હોય તેટલા અંશે તે દુર કરવી જોઇએ, અને જેટલે અંશે તે ખરેખરી ઉપયોગી હોય તેટલે અંશે તેનો દરેક મનુષ્ય તરફથી સ્વીકાર થવો જોઇએ. આવી અડચણોમાંથી ખરો રસ્તો શોધી કાઢી દુનીયાને શ્રેષ્ઠ માર્ગે દોરવાનું કર્તવ્ય પુરોહિતો અને ધર્મગુરૂઓનું છે. ધર્મનો તેમજ ઇતર સારી સંસ્થાનો હેતુ એવો હોવો જોઇએ કે તેથી કરી મનુષ્ય જાતીની જુદી જુદી શક્તિઓનો પૂર્ણ રીતે વિકાસ થાય.

સમાજીક સુધારણાનાં કેટલાંક પ્રચલિત પ્રશ્નો—
લગ્ન સંબંધી અનાવશ્યક વિધી.

૯. આપણામાં ૧ લગ્નના પ્રસંગે ઘણી એક વિધિઓ કરવામાં આવે છે. લગ્નના મુખ્ય ઉદ્દેશ તથા દંપતીની પરસ્પર ફરજો સમજાવવા માટે જે અવશ્ય હોય તથા પ્રભુના આશિર્વાદની પ્રાર્થના માટે જરૂર હોય તેટલીજ વિધિ કાયમ રાખી બીજી બધી વિધીઓ નિરર્થક અને નિરૂપયોગી છે કે નહીં તેનો વિચાર કરશો.

જ્ઞાતિવરા.

૨. વળી તમે જાણો છો કે લગ્નાદિ પ્રસંગે જ્ઞાતિવરા વિગેરે માટે કેટલા માણસોને નાહક ભારે દેવાં કરી ખર્ચ કરવો પડે છે, અને તેથી તેઓની કેવી બેહાલ સ્થિતિ થાય છે?

બાળલગ્ન.

૩. સ્ત્રી લગ્ન કેટલી વયે કરવાં તે ઠરાવવાનો પ્રશ્ન કેવો મહત્વનો છે? બાળલગ્નની ચાલતી આવેલી હદંગી રૂઢીને શાસ્ત્રનો કાંઇ સબળ આધાર છે કે કેમ તથા સ્ત્રી પુરૂષો પુખ્ત વયના થાય ત્યારેજ લગ્ન કરવાથી ફાયદો છે કે નહીં તેનો પણ વિચાર કરવો જોઇએ.

કન્યાવિક્રય.

૪. તેમજ પૈસાથી લલચાઈ કેટલાક લોકો કન્યાવિક્રય કરે છે.

કજોડાં.

૫. કેટલાક વરકન્યાની ઉમ્મરનો વિચાર નહીં કરતાં વૃદ્ધ સાથે તરૂણીનું લગ્ન કરી કજોડાં બનાવે છે. તેથી તેમનો સંસાર દુઃખમય થાય છે અને અનાચાર વધે છે.

### ગોળ.

૬. રેલ્વે, તાર, આગબોટ ઇત્યાદિ સાધનોથી દેશ દેશનો સંબંધ ઘણો નિકટ થઈ ગયો છે, એવા હાલના બદલાએલા જમાનામાં કેટલીક ન્યાતોએ ગોળ વિગેરે બાંધી કન્યા વ્યવહારનું ક્ષેત્ર ઘણું સંકુચિત કર્યું છે, જેથી ખરચ વધે છે અને સંપ ઘટે છે, તે હાનિકારક છે કે નહીં તેનો વિચાર કરવો જોઇએ.

### અંત્યેષ્ટી અને શ્રાદ્ધ માટે ખર્ચ.

૭. લગ્નના કાર્યમાં હદબહાર ખરચ કરવામા આવે છે તે સંબંધે જે કહેવામાં આવ્યુ છે તે, મરનારની ઉત્તર ક્રીયાના કાર્યો, અને તેમની સ્મૃતિ તાજી રહે તે અર્થે થતાં મુદત બંધી સંવત્સરી અને શ્રાદ્ધની પુણ્ય તિથીના કાર્યો માટે કરવામાં આવતાં ખરચને પણ લાગુ પડે છે. જો પરલોકવાસી આત્માઓને મૃત્યુલોકમા વસતા માણસોથી કઇ પણ મદદ થઈ શકે તેમ હોય તો તે બ્રહ્મભોજન વિગેરે કાર્યોમાં ખરચ કરવા કરતાં તેમના સદાચરણ અને પ્રાર્થનાથીજ તે વધારે થઈ શકે તેમ છે.

### પરદેશગમન.

૮. વળી જ્ઞાનસંપાદન, વેપાર રોજગાર વિગેરેને અર્થે યુરોપ, અમેરિકા, જાપાન ઇત્યાદિ આગળ પડતા દેશોમા ગયા વગર આપણા દેશની ઉન્નતિ થશે કે કેમ, તથા પરદેશગમન ઉપર પ્રતિબંધ રાખવાથી, આપણા સમાજને ફાયદો છે કે કેમ તેનો પણ વિચાર તમારે કરવો જોઇએ.

### ધ્યાનમાં રાખવાનું ધોરણ.

૯. આ તથા એવાજ બીજા એકંદર પ્રશ્નોનો હાલ ઉહાપોહ થાય છે અને આગળ ઉપર કેળવાયલા સ્ત્રી પુરૂષો તે સંબંધી વધારે ચોટાચાટ કરશેજ તો ભવિષ્યના ધર્મગુરૂઓએ આ બાબતોમાં પોતાના અભિપ્રાય તથા વર્તન વિચારશીલ રાખવા તત્પર રહેવું જોઇએ. એક ઉન્નતિ સાધવામાં જે રીતરિવાજો હાનીકારક હોય તેમનાથી-તેઓએ જો કે તે બીજી રીતે સારા દેખાતા હોય તો પણ દુર રહેવું જોઇએ. ધર્મગુરૂઓએ તથા જે તે ન્યાતોએ આ સવાલોનો સમાધાનકારક રીતે નિર્ણય કરવો જોઇએ. જુની આદત તેમજ જુના વિચાર છોડવા કઠણ છે એ હું જાણું છું, અને તે છોડવામાં પુખ્ત વિચારની પણ જરૂર છે. તો પણ વિચાર વગર માત્ર ચાલતા આવેલા રિવાજને વળગી રહેવાથી તેનાથી થતું નુકશાન કાંઇ અટકતું નથી.

### ધર્મગુરૂઓ મનુષ્ય તથા ઇશ્વર વચ્ચેના મધ્યસ્થ હાલની સમજુત.

૧૦. ધર્મગુરૂઓ, માણસો અને પરમાત્મા વચ્ચેના મધ્યસ્થો છે, એમ ઘણે ઠેકાણે જુના વખતથી માન્યતા ચાલતી આવી છે. કેટલાક લોકો આ માન્યતાને વખોડી કાઢી ધર્મગુરૂ વિહીન ધર્મની જરૂરીઆત બતાવે છે, હાલમાં આ માન્યતાનો જુદીજ રીતે અર્થ કરવા ઘણા ખરા માણસોનું વલણ જણાય છે. ધર્મગુરૂ સિવાય પરમાત્માની પ્રાપ્તી કરી શકાય નહી, એમ હવે માનવામાં આવતું નથી. દરેક માણસનો પરમાત્મા સાથેનો નિકટ સંબંધ છે એમ હાલ ઘણા ધર્મોમા માનવામાં આવે છે. ધર્મગુરૂઓએ પોતાના ગુરૂ-

ઉદ્દેશથી અને પવિત્ર આચરણના પ્રભાવથી માણસોને પોતાના જેવા બનાવી ઇશ્વર આગળ કરાવવી જોઇએ. જે કૃત્યથી ઇશ્વરને માણસો પ્રત્યે સદ્દભાવ ઉત્પન્ન થાય તે કૃત્યો કરવા માંજ ધર્મગુરૂઓનું વાસ્તવીક મધ્યસ્થપણુ જણાય છે. તેઓએ આફતથી દુઃખી થએલા માણસોના મનનું શાંત્વનને સમાધાન કરી તેમને ધીરજ આપવી જોઇએ. લોકો મદદ માગવા આવે તેની રાહ ન જોતાં, તેમણે લોકો પાસે જઇ તેમને મદદ કરવાની કોશીષ કરવી જોઇએ. વિપતીમાં આવી પડેલા માણસોને પોતાના બાજુપણાની સલાહ આપવાને તેઓએ અહોનીશ તત્પર રહેવું જોઇએ. બાળકોને અપાતાં ધર્મ શિક્ષણ તરફ પણ તેમણે ધ્યાન આપવું જોઇએ. બધા બાળકોની કેળવણી તરફ લક્ષ આપવાનું જો કે સામાન્ય રીતે તેમનું કર્તવ્ય ન હોય તો પણ જે કુટુંબોના સહવાસમાં તેઓ આવે તેમના યુવકોમાં તો ઉચ્ચ અભિલાષાઓ ઉત્પન્ન થાય તેવી રીતની તેમની વિચાર શક્તિઓ ખીલવવા તેમણે પ્રયત્ન કરવો જોઇએ. વૈદક વિદ્યા જાણવી એ જો કે તેમની ફરજ ન હોય તો પણ લોકોમાં મિતાહાર અને સ્વચ્છતાની ટેવો પડાવી રોગોને અટકાવવા તેમણે બનતો પ્રયાસ કરવો જોઇએ. પાશ્ચત્ય લોકો સ્વચ્છતાને પ્રભુતાથી નીચે બીજી પાયરીએ મુકે છે, પણ આપણા-માં તો સ્વચ્છતાને પ્રભુતાનુંજ એક અંગ ગણવામાં આવે છે, તે આપણે ભુલવું ન જોઇએ. વળી હાલમાં હિન્દુસ્થાનના લોકોના કાર્યોમાં શિસ્તનો અભાવ, અનીયમીતપણું, અનિશ્ચિત-પણું, અનર્થતા, બેદરકારી, વિગેરે ઘણા ખરાબ દુગુણો અને તેના માઠાં પરીણામો જોવામાં આવે છે. આવી બાબતોમાં ધર્મગુરૂઓએ કર્તવ્ય પરાયણ બની પોતાના મોભાનું ગૌરવ સાચવી અને બીજી અનેક રીતે લોકોને ચઢીઆતા સુમાર્ગે દોરી પોતાનું મધ્યસ્થપણુ સિદ્ધ કરી આપવું જોઇએ.

### ધર્મગુરૂઓએ સામાજીક વિષયોમાં શું કરવું જોઇએ?

૧૧. દુનિયાનો ઘણોખરો ભાગ જે ગરીબાઇ અવસ્થા ભોગવે છે તેના પરીણામે ઉત્પન્ન થતા પ્રશ્નોએ સર્વે લોકો ઉપર હાલ સચોટ અસર કરવા માંડી છે, અને આ પ્રશ્નો નું નિરાકરણ કરવામા વ્યવસ્થાપીત ધર્મો કેવો ભાગ લે છે, તથા કેવી પહેલ પાડે છે, તે જોવાની દરેક દેશના લોકોની ઉત્કંઠા છે. જેઓ ધાર્મીક જપતપમા અને એકાંત વાસમાં કાળક્રમણ કરતા હોય તેમણે નિર્ધનતા સ્વીકારવીજ જોઇએ એવો પૌર્વાત્ય દેશોમાં સાધા-રણ નિયમ છે. એવા સ્વાર્થત્યાગી લોકોના વિષે અત્રે આપણે કંઇ કહેવાનું નથી. મુખ્ય પ્રશ્ન તો એ છે કે, આપણામાં જે ઘણાખરા લોકો હમેશાં શારીરિક મજુરી કરી પોતાનો નિર્વાહ ચલાવે છે, તેમને વાસ્તે આપણા ધર્મગુરૂઓ અને આચાર્યો શું કરી શકે તેમ છે? તેમણે જ્ઞાતિભેદના વિચારો બાજુએ મુકી આ લોકોની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. તેમના નેતા થઇને તેમનામાં એવી પ્રવૃતિઓ જાગ્રત કરવી જોઇએ કે તેમને પોતાની ખરી સ્થીતિની જવાબદારીનું ભાન થાય, અયોગ્ય રીતે કેટલીક જ્ઞાતિઓને અ-સ્પર્શ ગણવામાં આવે છે તેમને જેમ બને તેમ આચાર્યોએ ઉચ્ચ સ્થિતિમાં આણવાને કોશીશ કરવી જોઇએ. હિન્દુસ્થાનના ઇતિહાસ ઉપરથી આપણે જોઇએ છીએ કે જ્યારે ધર્મગુરૂઓ નીચા વર્ગોને માટે પોતાની યોગ્યતા અને શક્તિ વાપરતા નથી, ત્યારે બીજા પંથના લોકો પોતાનો ધર્મ ફેલાવે છે, અને જીતી જાય છે. આવીજ રીતે હિન્દુ ધર્મ-

પંથ પરાભવ પામતો ધીમે ધીમે સંકોચાતો જાય છે. આ દિગ્વિજયનું ચિન્હ નથી અસ્પર્શ જાતીઓનું ભવિષ્ય એ વિષય ઘણો મહત્વનો અને ગહન છે તેનું નિરાકરણ કરવામાં તમારે ધર્મગુરૂ તરીકે તમારી ફરજ બજાવવી જોઇએ. ઉચ્ચતા સ્થિતિ પ્રાપ્ત કરવાના પ્રયત્નોમાં અંતરાય મુકવો તે કોઇ સહાનુભૂતી ગણાય નહીં. તેવા અનાવશ્યક પ્રતિબંધો રાખ્યાથી માણસનું મન દબાઇ જાય, લાચાર અને નિરૂત્સાહી બની જાય છે, માટે ઐહિક અને પરમાર્થીક બન્ને બાબતોમાં સરખું સ્વાતંત્ર્ય દરેક જાતીને મળે એ ધર્મગુરૂ અને આચાર્યોએ ખાસ જોવું જોઇએ.

### સમાજના વર્ગોનું સહકાર્ય.

૧૨. પુરૂષસુક્તમાં વિરાટ પુરૂષનું જે વર્ણન કીધું છે તેથી આપણે ઘણો બોધ લેવા જેવો છે. આ વર્ણન ઉપમાત્મક છે. જનસમાજને વિરાટ પુરૂષ કલ્પી ગુણકર્માનુસાર સમાજના જે ચાર મુખ્ય વર્ગ પડે છે તેને વિરાટ પુરૂષના અવયવો કલ્પ્યા છે. શરીરના અવયવ જેમ એક એકને સહકારી થઇ પોતપોતાનું કામ કરે છે તેમજ જનસમાજના જુદા જુદા વર્ગોએ સહકારી થઇ, એકંદર સમાજનું કલ્યાણ મધાય એવી રીતે પોતપોતાની ફરજો અદા કરવી જોઇએ અને તેઓની વચ્ચે મિત્રભાવને બદલે જો દ્વેષ ઉત્પન્ન થાય તો તે વર્ગોનુંજ નહી પણ આખા જનસમાજનું તેથી નુકસાન થયા વગર રહેવાનું નથી. કારણ કે ધર્મગુરૂઓ તથા સમાજના બીજા અંગોનો સંબંધ અવિભાજ્ય તથા નિત્ય છે અને તેથી તેમનું સારૂં નરસું ભેગું છે.

### વર્તમાન પરિસ્થિતિનો વિચાર.

૧૩. વર્તમાન પરિસ્થિતીને અનુસરી પ્રત્યેક દેશના ધાર્મીક અને સામાજીક રીતરિવાજોમાં ફેરફાર વખતો વખત થતા જવા સ્વભાવીક છે અને તેવા ફેરફારો થતા જાય નહી તો તે રાષ્ટમાં સજીવપણું છેજ નહીં, એમ પણ કહેવા કશી હરકત નથી. તે આપણા લોકોની સ્થિતિ આ સંબંધમાં કેવી છે, અને કેવી હોવી જોઇએ તેનો ખ્યાલ ધર્મગુરૂએ જોઇએ. એ ઉપાડો જોઇએ અને લોકસમાજને સમજાવી તેમને યોગ્યમાર્ગે દોરવા જોઇએ. તે બીજી રીતે સારા દેખે સમર્થ થવા સારૂ પોપટ વિદ્યાને બદલે તેઓએ પોતાના તેમજ ન્યાતોએ આ સવાલોનો મર્ક્મકાંડનું સંપુર્ણ જ્ઞાન સંપાદન કરવું જોઇએ.

જુના વિચાર છોડવા કઠણ છે
જરૂર છે. તો પણ વિચાર વગર ગુએ સુશિક્ષિત થવાની જરૂર.
થતું નુકશાન કોઇ અટકતું નથી. આપણા દેશમાં જે અવસ્થા છે તેવીજ અવસ્થા લોકમા
ધર્મગુરૂઓ મનુષ્ય તથા ઇશ્વર આ વિદ્યાનું પુનર્જીવન થઇ લોક સમાજ સુધર્યો,
ાચીન ધર્મ ગ્રંથોમા જે વિદ્યાનો કર્યા હતાં તે
૧૦. ધર્મગુરૂઓ, માણસો અને પરમત્ર હરજી મગતા છે, તેમજ ધર્મમાં કહેલા
જુના વખતથી માન્યતા ચાલતી આવી છે. લોકસમાજ કરવા લાગ્યો. લોકોની ધાર્મીક
ધર્મગુર વિહીત ધર્મની જરૂરીઆત બતાવે છે, ાહિત ધર્મને જ્ઞાન સંપાદન તથા સુવિચારી
કરવા ઘણા ખરા માણસોનું વલણ જણાય છે. તિહાસની પુનરાવૃતિ થાય છે. જે બનાવ
શકાય નહી, એમ હવે માનવામા આવતું નથી. આપણા હિંદુસ્થાન દેશમાં પ્રસ્તુત કાલમાં
સંબંધ છે એમ હાલ મધળા ધર્મોમાં માનવામાં ?

કિંચિત અંશે બની આવે છે એમ લાગે છે. યજમાન વર્ગ સુશિક્ષિત થતો જાય છે, એટલે પુરોહિતવર્ગને પણ સુશિક્ષિત થયા વગર બીજો માર્ગ રહ્યો નથી.

### અભણ બ્રાહ્મણ વિશે મનુસ્મૃતિનું વચન.

૧૫ નીચેનો ઉમદા વિચાર મનુએ પોતાની સ્મૃતિમાં સુંદર ભાષામાં લખી રાખ્યો છે

લાકડાનો હાથી, ચામડાનું હરણ તથા વિદ્યાભ્યાસ નહિ કરનારો બ્રાહ્મણ, એ ત્રણે કેવળ નામધારી છે.

### ધર્મગુરૂઓએ કેવી અભિલાષા રાખવી

૧૬. આ પ્રમાણે ધર્મગુરૂઓના કર્તવ્યોનું નિરીક્ષણ કરતાં, તેઓની મહત્તા વિશે જે કહેવામાં આવ્યું, તે સબંધે ભાગ્યેજ કોઈ માણસ ભિન્ન મત દર્શાવી શકશે ધર્મગુરૂઓ જો આવી ઉચ્ચ અભિલાષાઓ રાખી તે સફળ કરવા પ્રયત્ન કરે તો તેઓને યોગ્ય દ્રવ્ય પ્રાપ્તિ અને માન મળ્યા વિના રહેજ નહી.

### વિવેચનનું પ્રયોજન.

૧૭ તમારાં કર્તવ્યો શું છે તે બાબતમાં મેં આ પ્રસંગે જે કહ્યું છે તે તમારા તેમજ સઘળા જનસમાજના ફાયદા માટેજ કહ્યું છે, તેથી લાભ કરી લેવો કે નહિ તે તમારા હાથમાંજ છે

---

## માતૃ શિક્ષણ:

'મહાપુરૂષ નિર્માણ થવાને, માટે અનુકૂળ સ્થિતિ અને સુશિક્ષણની અગત્ય હોય છે શિવાજી મહારાજને, એ બન્ને પ્રાપ્ત થયા હતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તેમના પ્રથમનાં દશ વર્ષ, માતા જિજાબાઈની સાથેજ વીત્યાં હતાં, મનુષ્યના મન ઉપર ઇષ્ટ અનિષ્ટ સંસ્કાર પડવાને માટે એ વય અતિશય મહત્વની હોય છે એ વયમાં સદ્ અસદ્ વૃત્તિના જે બીજારોપણ થાય છે તે આગળ જતાં અનુક્રમે સરસા રીતી વિકસિત થવાનો દ્રઢ સંભવ હોય છે વૃત્તિ વિકાસનું કાર્ય અત્યંત કોમળ હોય છે અને તે મુખ્ય કરીને માતાપિતાના આચરણ ઉપર અવલંબન કરે છે, તેમાં વળી માતૃશિક્ષણનો પ્રભાવ વિશેષ હોય છે. માતાનો સ્વભાવ અને આચરણ જેવા હોય છે, તેવાં તેની સંતતિમાં ઉતરવાનો ઘણો સંભવ હોય છે એ કારણ સમયથીજ એ શિક્ષણનો પ્રારંભ થાય છે એમ શાસ્ત્રનું કહેવું છે

વળી જિજાબાઈ જેવી અત્યંત સ્વાભિમાની, મહત્વાકાંક્ષી, બુદ્ધિમાન અને અહર્નિશ પુત્રને એ સબંધીજ બોધ કરનાર માતા સર્વદા સન્નિધ રહ્યા પછી, તેમનો રૂચિ, વિકાસ એઇએ તેવો થાય તેમાં પણ આશ્ચર્ય શું?

—રા. લક્ષ્મણભાઈ રામચન્દ્ર કૃત 'શિવાજી છત્રપતિ.

## ગુજરાતી કેળવણીના પ્રચાર માટે ઉપયોગી-જનસમાજના અભિપ્રાય અર્થે

# કેટલાક પ્રશ્નો.

લેખકઃ—રા. રા. હરિદાસ વિ. અમીચંદ અંબાણી, વકીલ.

( ૧ ) બાળકોની ઉન્નતિ માટે ખાનગી સંસ્થાઓ અને આગેવાનોએ કેવા ઉપાયો યોજવા જોઇએ ?

( ૨ ) મ્યુનીસીપાલીટીઝ અને લોકલ બોર્ડની સંસ્થાઓ, તથા આગેવાનો બાલ જીવનની ઉન્નતિ માટે અને કેળવણી માટે ક્યા ધોરણે પોતાનાં કર્તવ્યો બજાવી શકે ?

( ૩ ) બાળકોની ઉન્નતિ માટે કેવી કેવી સંસ્થાઓ સ્થાપવાની જરૂર છે ? અને તે ક્યા ધોરણે ?

( ૪ ) કેદીપીણા વિગેરેથી બાળકો દુર રહેતા મજબુત રીતે શીખે તે માટે કેવી યોજના હોવી જોઇએ ?

( ૫ ) સ્થાનિક ઇતિહાસ અને સ્થાનિક ભૂગોળનું વિસ્તીર્ણ શિક્ષણ આપવું હિતાવહ છે કે કેમ ? અને તેમ હોય તો તે માટે શી યોજના હોવી જોઇએ ?

( ૬ ) ગુજરાતી શાળાઓમાં ઇતિહાસનું શિક્ષણ કઇ રીતે આપવું જોઇએ ?

( ૭ ) ઇંગ્લાંડ, અમેરીકા, અને જાપાનના અર્વાચીન ઇતિહાસનું શિક્ષણ અપાય તો શું ફાયદા થવા સંભવ છે ?

( ૮ ) કન્યાઓને હાલ જે ઇતિહાસ શીખવાય છે તેના બદલે રામાયણ અને મહાભારતમાંથી અમુક બાબતો તારવી કહાડી તે શીખવવામાં આવે તો કેવો ફાયદો થઇ શકે ?

( ૯ ) કન્યા કેળવણી માટે હાલ જે અભ્યાસક્રમ છે તેમાંથી કયો કયો કમી કરવા જેવો છે અને તેના બદલે કઇ કઇ બાબતોનું શિક્ષણ આપવું હિતાવહ છે ?

(૧૦) સ્ત્રીઓ અને કન્યાઓને વ્યવહારૂ શિક્ષણ આપવા કેવી યોજના આવકારદાયક છોડવા કઇ

જરૂર છે તો પણ વિચાર પપૂરી થઇ રહ્યા પછી આગળના અભ્યાસ માટે કે ધંધા માટે શનું નુકશાન કાંઇ અટકતું નથી. વધવા માટે સલાહ આપવા અને મદદ કરવા સારૂ પ્રજા

ધર્મગુરૂઓ મનુષ્ય તથા શા કેવા બધારણ ઉપર સ્થાપવાની જરૂર છે ?

૧૦. ધર્મગુરૂઓ, માણસો અને નાગરીક જીવનનો પાયો પડી શકે એ હેતુ સર કેવા

જુના વખતથી માન્યતા ચાલતી આવી છે

ધર્મગુરૂ વિહીન ધર્મની જરૂરીઆત બતાવે છે, નીતિમનાં શાસ્ત્રો તથા કળાઓની ખીલવણી

કરવા ઘણા ખરા માણસોનું વલણ જણાય છે. ની?

ચમય નહી, એમ હવે માનવામાં આવતું નથી. પવી જોઇએ ?

સબંધ છે એમ હાલ સઘળા ધર્મોમા માનવામા

(૧૫) રાજભક્તો, મહાત્માઓ, અને એવા એવા મહાન પુરૂષોના મહાન કાર્યોનું જ્ઞાન બહુ સ્હેલાઇથી ને સંક્ષિપ્તમાં દરેક બાળકોને કરાવી શકાય તે માટે કેવી યોજના હોવી જોઇએ? આ માટેનું ખર્ચ લોકલ બોર્ડઝ કે શ્રીમાનોએ શા માટે ઉપાડી ન લેવું જોઇએ?

(૧૬) ગૃહવ્યવસ્થા માટે સ્વતન્ત્ર કન્યાશાળાઓ થયો અને સ્કુલો થઇ શિક્ષણ આપવાની જરૂર છે કે કેમ! હોય તો શા માટે?

(૧૭) દરેક સ્થળની ન્યાતિના આગેવાનો ગુજરાતી કેળવણી માટેના કાર્યોમાં કઇ રીતે મદદ કરી શકે?

(૧૮) પાઠ્ય પુસ્તકો માટેનો કોન્ટ્રાક્ટ ગુજરાત કેળવણી મંડળ (The Guzerat Educational League) હસ્તે રાખવામાં આવે તો તેની ઉપજ કેળવણી ઉદ્ધારના કાર્યો માટે કોઈ રીતે મદદગાર થઇ પડે કે કેમ?

(૧૯) કેળવણી પરિષદ અને ગુજરાત કેળવણી મંડળ (The Guzerat Educational League) ને કઇ રીતે દરેક સ્થળેથી મદદ કરવી એ જરૂરનું છે?

(૨૦) કેળવણીના વ્યવહારિક કાર્યો માટે, તે માટે ખાનગી રીતે સુધારા કરવા માટે, અને તેનો પ્રકાશ પાડવા માટે દરેક માણસ બહુ સરલતાથી કેવી રીતે તાલુકાની મદદ કરી શકશે?

(૨૧) કેળવણી પાછળ છુટા હાથે લાખો રૂપીયા ખર્ચાય છે તે ઠેકાણે પણ આવવા જોઇએ તેવા સારા પરિણામ આવતા નથી અને લોકોમાં રસ ઉત્પન્ન થતો નથી તે માટે આ કારણો અટકાવી શકાય છે?

(૨૨) દરેક તાલુકા સ્કુલમાં સંગીતની સમજાવટ માટે કેવી યોજના હોવી જોઈએ?

(૨૩) કઇ કઇ બાબત ઉપર માતૃભાષામાં નવિન પુસ્તકો રચવા રચાવવાની જરૂર છે?

(૨૪) ઉચી કેળવણી લીધા પછી પણ યુવાનો બહુ કરીને કયા ધંધામાં જોડાય છે? તેમ થવાનાં શા કારણો જણાય છે?

(૨૫) નૈતિક, ધાર્મિક, અને બુદ્ધિ વિષયક શિક્ષણ આપવા માટે કેવી યોજના આવકાર દાયક થઇ પડે?

(૨૬) બાળલગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય, અને તેવા હાનિકર્તા બીજા રિવાજો આપો આપ બંધ પડે આ સારૂ તેવું વાતાવરણ કયા ધારણે ઉત્પન્ન કરી શકાય?

(૨૭) હાલના તુર્તના માટે જરૂરી ડોક્ટરી સલાહ સારૂ જે તે સ્થળના ડાક્ટરો દ્વારા ગુજરાતી સ્કુલોમાં જરૂરી ભાષણો આપવાની યોજના શરૂ થવી જરૂરની છે કે કેમ?

(૨૮) કઇ કઇ બાબત માટે હાલ છે તે કરતા વધારે સ્વતન્ત્ર શિક્ષકો નિમવાની જરૂર છે?

(૨૯) સ્વતન્ત્ર શાળાઓ સ્થાપતા સુધી દરેક તાલુકાના મદદ સ્ટેશન ખાતે હાલ તુર્ત ધંધાદાર શિક્ષણ આપવા સારૂ કેવી યોજના આવકારદાયક થઇ પડે?

(૩૦) સ્વતન્ત્ર કોલેજો સ્થાપતા સુધી પ્રાંતોના સદર સ્ટેશન ખાતે ઉન્નર ઉદ્યોગ, ખેતીવાડી, વૈદક વગેરેના શિક્ષણ માટે હાલ તુર્ત કેવી યોજના ઘટી ઇષ્ટ છે?

(ચાલુ.)

# प्रवासमंजरी.

## શ્રી શૂલપાણેશ્વરની યાત્રા.

લેખકઃ—રા. રા. વિનુભાઈ અનંતરાય મેહ.

મ્હારા યાત્રાના અનેક લેખમાં મ્હે એકથી અધિકવાર કહ્યું છે કે મને શુદ્ધ સંકલ્પની સિદ્ધિનો ઘણો અનુભવ છે કેટલીકવાર આપણે પામર પ્રાણિ હોવાથી તેમાંથી વિશ્વાસ ખોઇએ છીએ પણ આપણું લક્ષ્યસ્થાન જો નયમ રાખીએ છીએ તો ગમે તે દહાડે તે સિદ્ધ થયા વગર રહેતો નથી ગત પચીશ વર્ષથી શ્રીશૂલપાણિ મહાદેવનાં દર્શન કરવાની ભારી અંતર ઇચ્છા હતી. જ્યારે ત્યારે તેની ઝંખના થાય, કાર્યક્રમ ગોઠવાય, તૈયારીઓ કરૂં પણ આખરે નિષ્ફળ થઇને પાછો પડું. હાલું સાલ વડોદરેથી નીકળ્યો તે વખતથી એમજ મન સાથે નક્કી કરીને આવેલો કે ગમે તે પ્રકારે મેળા વખતે જવું તેમ કર્યાં વગર પાછો આવીશજ નહીં. આટલો ટેક ધર્યો તેની સાથેજ પગથીઆં રચાયાં. સૂક્ષ્મ વિચારે દઢતા પકડી ને કોણે કોણે અને ક્યારે જવું ? શું શું સામગ્રી કરવી ? કોને લઈ જવા ? એ વગેરે વાત એકપછી એક નિશ્ચયતાનું રૂપ પકડતાં ગયાં ને સગાંસબંધી, આપ્ત મંડળી અને ઓફિસના માણસોને તૈયાર થવાને સૂચના કરી. કરનાળી મુકામ રાખીને રજા લઇને ગયા વિના છુટકો ન્હોતો. મ્હારાં વૃદ્ધ ગંગાસ્વરૂપ માસીને તારથી પકડી મંગાવ્યાં એ બાઇ ઘણાં શ્રદ્ધાળુ અને પ્રભુનાં પરમ ભક્ત છે યાત્રાનાં શોખીન છે અને તકલીફ ઉપાડી શકે તેવા છે તેમ મારા કુટુંબમાં મારે હવે આધેડ ઉમ્મરનું તેમના સિવાય બીજું કોઇ રહ્યું નથી કે જેને માટે યત્કિંચિત્ ગજ બંધન રહે.

અમારી સાથે યાત્રિક મંડળીમાં હમેશાં વિલક્ષણતા હોવાની । સુરભ્ભી વગર મારે ચાલે નહી, મંડળી જોઇએ સંત આદી તથા ભજનાનંદી સમૂહ સિવાય સંતોષ ન થાય. વાક્‌વિનોદ અગર અનેક પ્રમારના સ્વભાવની વ્યક્તિ વગર રસ્તો ન ખૂટે એક ચીડાય તેવો જોઇએ, બીજો અકળ તેવો પણ જોઇએ. હસાહસી વગર આનંદ ન આવે. કાર્યદક્ષ મોટેરા વગર બધે અંધારૂં ઉપરના વિષયમાં થોડી ઘણી કુશળતા ભરેલા મંડળથી અમારી યાત્રામાં અપૂર્વ સ્વાદ આવ્યો. ઘડીમાં ગમ્મત કરીએ, ઘડીમાં રમીએ, થોડીવાર ભજન કીર્તન કે ધર્મ વિષય છેડાય,—તો વળી થોડીવારમાં સાંસારિક અને સામાજીક વિષયોને ઉથલાવી નાખીએ સ્ત્રી પુરૂષ, નોકર, સીપાઇ, વગેરે સવ મળીને અમે આશરે પચીસ જણા હતા

શૂલપાણિ મહાદેવ જવાને બે રસ્તા છે. પગ રસ્તે નદીને કીનારે જવાય છે—અને બીજો ચાણોદ-કરનાળીથી હોડીમાં બેસીને છે ચૈત્ર વદિ અમાવાસ્યાને દહાડે ત્યાં સારે મેળો ભરાય છે ઘણે દુરથી લોક આવે છે અને અન્ય સ્થળોની માફક કેમરીઓ સંઘ પણ સારી હાજરી આપે છે. શરૂઆતમાંજ હું કહી દઉં છું કે મ્હે હિંદુસ્થાનમાં ઘણા યાત્રાનાં સ્થળ દીઠાં છે, પણ આ મહાદેવ જવું ઘણું પસંદ છે. વૃદ્ધ, શરીરે અશક્ત, અગર છોકરાંને જવાનું તો નામજ ન લેવું, પાકું જોખમ ભરેલું છે ત્યાંમાં કેટલાંક

ભાગમાં હાંકવું પડે છે. તેમ રસ્તામાં કાંઇ ખાવા કરવાની સવડ નથી એટલે ખાવા કર-વાનો સાધારણ સામાન સાથે ન રાખ્યો હોય તો ભુખ્યા મરવાનો પ્રસંગ આવે છે.

મહાદેવનું સ્થાન ચાણોદથી આસરે ૨૫–૩૦ માઇલ દૂર છે. કેટલેક રસ્તો ઉત્તર દક્ષિણનો, કેટલીક જગોએ પૂર્વ પશ્ચિમ, તેમ નદીના કિનારા અને જળપ્રવાહને અનુલક્ષીને જવાનું છે. કૈલાશવાસી શ્રીમાન્ વાસુદેવાનંદ સરસ્વતી સ્વામીના દર્શન અર્થે હું ગરૂડેશ્વર ગયો હતો એટલે તે રસ્તાનો મને અનુભવ હતો. ચાણોદથી ગરૂડેશ્વર સુધી થોડીક જગોએ ઉતાર અને આનો મૂળી છે એટલે હોડીઓને ચઢાવતા ઘણી મુશ્કેલી છે. સાધારણ યાત્રિકોને તો ત્યાં આગળ માછીઓ ઉતારી પાડે છે. એમની તેવાં સ્થળો ઉપર હોડીઓ ચઢાવવાની શક્તિ અને જુક્તિ પ્રેક્ષકને હેરત પમાડે તેવાં છે. જો આ લોકો દારૂ પીતા ન હોય તો ભાગ્યે એ કામ તેઓ કરી શકે. પીએ છે છતાં કાળજી ઠેકાણે રાખી શકે છે તે પણ વ્યસનાસક્તિની બલિહારી છે. હજી સુધી માછીઓએ કોઇના જીવને જોખમ કર્યું એ જાણવામાં નથી.

મ્હારે રજાની અનુકુળતા ન્હોતી એટલે અમારા મંડળને ટુંકા સમયે નીકળવાનું થયું. રાત્રે રાજપુરા આગળ ઓવારામાં હોડીઓમાં સૂઇ રહ્યા. પ્રાતઃકાળે તે ઓસારી આઠેક વાગતા ગરૂડેશ્વર પોહોંચ્યા. ત્યાં કેટલીક મંડળી સ્વામીની પાદુકાના દર્શનાર્થે ગઇ. કેટલાક મ્હારી સભા ની સ્હા લેવાની ટુટેવ જાણનાર અને માતા પ્રત્યે ભક્તિ ધરાવનારા એટલે તેને સારૂ દુધની શોધ કરવા ગયા, ને આખરે થોડું ઘણું લાવ્યા પણ ખરા. હોડીમાં માછીના ચૂલે ચ્હા કરીને પીધી. ગરૂડેશ્વ આગળ નદીનો પટ સંકોચાતો જાય છે. રસ્તામાં પથ્થરની ખડકો ઠી નીકળે આવે છે. બન્ને બાજુએ ઝાડી અને કેટલીક જગોએ એ પથ્થરની ખડકો વચ્ચે ચાલતી હોડી, નેળમાં ભરાયલા ગાડાની સ્થિતિનો અનુભવ કરાવે છે. આ જગો દરેક હોડી નિમનાજ ભાગે જઇ આવી શકે. રાત્રે આ રસ્તો વિકટ છે. એક મ સ્થળે નદી એટલી સાંકડી થઇ જાય છે કે અતિશયોક્તિને લઇને તે જગોને "મૃગફાળ" કહે છે. આ સાંકડી ગલીગુચીમાંથી હોડીઓ નીકળે એટલે ભીમઘાટ આવે છે. ત્યાં પાણી ઘણાં આછાં. ઉતાર પણ જરા વધારે. પાણીનો ઘોઘાટ પણ ભારે. અહીંયાં આપણે ઉતરવું પડે, અને લગભગ દોઢ બે માઇલ પથ્થર ઉપર ચાલવાની ફરજ પડે. આવી હોડી જ્યાર ચઢાવવી મુશ્કેલ તો પછી ભરેલી શી રીતે જઇ શકે? આ જગોએ નદી તેના કીનારા વચ્ચે ખડકો ભરેલા રસ્તા અને આસપાસ પહાડ પર્વત અને તેના ઉપરનાં ઝાડની ઘટા, તમામ સૃષ્ટિ સૌંદર્યની ખરી ખૂબી બતાવે છે. નર્મદા નદી આપણા ગુજરાતમાં વહે છે તેથી તેની કિંમત આપણને નથી, ને આપણી તરફ કંઇ જોવા યોગ્ય નથી એમ કહીએ છીએ પણ તે બીન અનુભવના વચનો છે. કેટલેક સ્થળે નદી ઘણી ઉંડી—તો કેટલેક સ્થળે એક ટીલ્લાને ફરતી જણાય—તો વળી કેટલીક જગોએ બન્ને ટીલ્લાની વચ્ચે ખળખળાટ વેગ કરતી નીસરતી. ઝાડમાં પક્ષીઓના શબ્દો, તેમના મનોહર સ્વરૂપ અને સભ્યપણું ન્હોર પશુઓની પણ આ સ્થળે ખોટ નથી. ક્રેટોક જગોએ માછીઓ કહે કે અહીંયા વાઘ રહે છે, અહીંઆં પાણી પીવા આવે છે. ઝાડી પણ એવી ગીચોગીચ કે આપણને તેના કહેવા ઉપર અંદેશો ન આવે. આપણી તરફ આપણને નર્મદા નદીમાં જાણે પથ્થર હોય નહીં એવો

અભિપ્રાય થાય છે. પણ પાણી ખડકો અને પથ્થરની અસ્ત વ્યસ્ત સ્થિતિનો ખરો ખ્યાલ આણવો હોય તો તમારે "મગર કુંડી", "ભીમઘાટ", અને આગળ ચાલતાં "વાઢીઓ" જોવાં. હાલ સાલ મને મહી નદીનો પણ આ પ્રમાણેજ ખ્યાલ થયો. જ્યારે વરસડેથી દાસરાની હદમાં મહી કીનારે શ્રી ગળતેશ્વર મહાદેવ ગયો ત્યારે મ્હને એવું થયું કે મહી નદી પણ ઓછી વિકાળ નથી. આ સ્થળની મહી નદીને "વાઢીઆ" આગળની નર્મદા અધીરસઃ સરખામણી કરવા જેવા છે-પ્રવરથા અગર અશકિતના સબબે હોડીમાં બેસી રહેનારાં પોતાના જીવને હાથમાં લઈને જતાં, અને પ્રત્યેક પળે 'ઓ ડુબ્યાં' 'ઓ ગયાં,' એમ માનતાં લાગે છે. અમારી હોડીમાં બેસી રહેનારાંની પણ તેજ સ્થિતિ બની. વાંકીયાના વોહમાં ભયંકર અને ત્રાસદાયક અનુભવ મેળવી તથા ચઢ ઉતરતી રમતમાં રીસાઇને ને બધાં અમને બે કલાક પછી ગોરાના ટેકરા આગળ મળ્યાં. સૂર્ય માથે આવેલો. ન્હાવાનો ત્રાસ. રેતીમાં દાઝવાનો ત્રાસ. ઉભા રહેવાની જગો નહી. આખરે બૈરાંને એક ધાણકાની ઓરડીમાં બેસાડ્યાં ને અમે મઉ ટેકરા ઉપર એક ઝાડ નીચે બેઠા. થોડા નાસ્તો પાણી કર્યા બાદ હોડીઓ ચલાવી. અહીંથી વળી નર્મદાનું સ્વરૂપ ઘણું શાંત અને ગંભીર છે. પાણી ઘણાં ઉંડાં છે. બે પહાડ વચ્ચે પટ પણ ન્હાનો છે. જંગલનો ભાગ જણાય છે. આશરે કલાક ચાલ્યા પછી અમારા કાને પંજાબ મેલ એક બે માઇલ દૂરથી આવતી હોય અને જેવો ઘોંઘાટ થતો હોય તેવો અવાજ પડ્યો. સહુ સામટા બુમ મારી ઉઠ્યા કે આ શું છે! અમારા સંઘની જે પ્રથમ અહીંયાં આવેલા તેમણે પ્રત્યુત્તર આપ્યો કે એ 'મોખડીનો ઘાટ' આવ્યો, એ ઘાટ વિષે અમે સાંભળેલું ઘણું તેથી તે જોવાને સહુની ઉત્કંઠાનો પાર ન રહ્યો. આખરે તે જગો પોહોંચ્યા. મોખડી એ અપભ્રંશ હોવો જોઇએ. એક સરખા પાણીના ધોધના અવાજથી અને તે વળી આશરે ત્રીસ ફીટ ઉંચેથી પડતો હોવાથી કાન બ્હેર મારી ગયા. અહીંયા આગળ ચાંણોદથી આવેલી હોડીઓ બદલવી પડે છે. અમને આશા હતી કે અહીંયાં અમને કમાડીની હોડી મળશે પણ આજ યાત્રાનો છેલ્લો દિવસ હોવાથી, તે તમામ હોડીઓ શૂળપાણેશ્વર ગયેલી હોવાથી ન મળી. અમારા મંડળમાંથી થોડાં માણસો અને નોકર વર્ગે હીંડીને મહાદેવ જવાનો વિચાર કર્યો, ને તેઓને મહાદેવનાં દર્શન, વરઘોડા વગેરેનો લાભ મળ્યો. અમે અમારાં માણસોને હોડી મોકલવા કહેલું પણ કમાડીનો માણસ લુચ્ચો હોવાથી તે ન મોકલી ને અમારે સહુએ રાત્રે મોખડીના ઘાટ ઉપર કમાડીના માંડવામાં પડી રહેવું પડ્યું. આ સ્થળ પ્રેક્ષણીય છે. નીચે ખાડો અને નદીનો પટ ન્હાનો-ઉપર ધોધ આગળ પટ લાંબો છે. ધોધ એક સરખા ઉંચા નથી. બે ત્રણ કકડે થઇને પડે છે. એટલે અવાજના શ્રવણમાં ઘણીજ વિલક્ષણતા સંભળાય છે. નદીના તટ આગળ જમણી બાજુએ વિસ્તીર્ણ મેદાન છે. જાણે તળેટીમાં ગામ વસ્યુ હોય એવો દેખાવ (યાત્રિકો પડેલા ત્યારે) જણાયો. સવારે ભારે ઉમંગથી નીકળ્યાં ને શૂળપાણેશ્વરના આરે ઉતર્યા. તથા કિનારા ઉપર તમામ દેવ દેવીઓએ ટેકરા ઉપર પોતાનાં નિવાસસ્થાન રાખ્યાં છે. નર્મદા અને કેર નદીના સંગમ ઉપર મહાદેવનું શિવાલય છે. એક તરફ મહાદેવ અને બીજી તરફ રણછોડરાયજીનું મંદિર, વચ્ચે કેર નદી. કાંઠીના રાજાના મુલકમાં મહાદેવ છે. નદી રાજપીપળાની સરહદ બતાવે છે. અમને પ્રભુ કૃપાથી નદીની પાસે એમ માંડવો મળ્યો. તેમા ઉતારો કરીને તમામ વ્યક્તિ પોત-પોતાના ધર્માર્થે કાર્યમાં રોકાઇ સ્નાનાદિક કરી, પૂજાના સામાનથી સજ્જ થઇ, તે સહુ

મહાદેવમાં ગયાં. મહાદેવનું દહેરૂં ઘણું પુરાણું છે. થોડાં વર્ષ ઉપર જીર્ણોદ્ધાર થયો છે. શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી પૂજન અને નૈવેદ્યનો બંદોબસ્ત રાખવામાં આવે છે. અહીંયાં આગળ ગોર લોક ન દીઠા. મને પ્રશ્ન થયો કે આમ કેમ હશે ! ઉત્તર સહજ હતો કે શું ખાવાને બ્રાહ્મણો અહીંયાં પડી રહે ! આઠે દહાડે અહીંયાં રહીને વાઘવરૂનું ભક્ષણ બને ? કેવળ તપો ભૂમિ છે. છતાં મેળાને દહાડે ભીખારીનો ટોટો ન્હોતો. જાતજાતના ઢોંગી અને વેષધારી બાવા, વૈરાગી કહેવાતા સાધુસંત અને પારકે પૈસે પરમાનન્દ માનનારા વખતો વખત લાડુ ખાતા, અથવા કરવાની તૈયારી કરતા નજરે પડતા. અમારા મંડળ પૈકી નારાયણ બાવા આવા ઢોંગસોંગ કરવામાં કાચા નથી. વળી તેમાં મારી સાથેના જાનઇઆ ભારે રમત ગમતના રસીઆ એટલે તેમણે બાવાને ભગવાં વસ્ત્ર ધારણ કરાવ્યાં. પડે લાંબા પ્હોળા સારા છે. પોતાનાથી બેવડી લંબાઇની આળા ગળે ધારણ કરી. હાથે ખાંધી, માથે રામનામીયું બાંધ્યું. હાથમાં પોતાનાથી બે મુઠ લાંબી યષ્ટિ લીધી, ને રસ્તામાં છુટે હાથે પૈસા આપતાં, લોકોને "નારાયણ" "નારાયણ"નો ઘોષ કરતા, આશીર્વાદ દેતા, "મહારાજ", "મહારાજ" કહેવડાવતા ચાલ્યા. લોકોએ તેમને મોટા મહારાજ સમજીને ઘણું સન્માન કર્યું. કોઈ નમન કરે, કોઇ પગ દબાવવા આવે, કોઇ આશીર્વાદ લેવાને પ્રાર્થના કરે વગેરે રીતે લાડ લાડતા અને લડાવતા અહીંયાં તહીંયાં ફર્યા, અને સહુને ઘણો આનંદ આપ્યો.

ગળપાણેશ્વરનું મંદિર ઘણું ભવ્ય નથી. સભા મંડપ સાધારણ કદનો છે. ભગવાનનો ઓરડો ન્હાનો છે, શિવલીંગ પુરાણું છે. ઉત્તર દિશાના ભાગમાં લીંગને શણીથી ઘા અથવા સહજ ખાડો અને જરા તડ પડી છે. નીચે આરસપહાણ જડયા છે. રૂપાથી જળાધારીનો ભાગ મઢેલો છે. અમે સહુએ ભગવાન ઉપર બ્રાહ્મણદ્વારા અભિષેક કરાવ્યા. સ્વહસ્તે પૂજન અર્ચન સારી રીતે કર્યાં. થોડાં સ્તોત્ર ગાયાં. ને ઘણે વર્ષે આશા પરિપૂર્ણ કરી તે માટે સન્તોષ માન્યો. અમારા જેવાં અંધશ્રદ્ધાળુને 'આવાં કૃત્યથી આનંદાનુભવ' થાય તેનો અમનેજ ખ્યાલ આવે. હર્ષાશ્રુ પ્રાપ્ત થયાં. ને અમારૂં કાર્ય સમાપ્ત કરીને માંડવામાં ગયા. બે દિવસનો થાક, ક્ષુધાતરસથી પીડાયલાં એટલે મિષ્ટાન્ન જમીને જરા વિશ્રાંતિ લીધી. જમતી વખતે આગળ પાછળ શ્લોક, સ્તવન, અને ભજનની ધુન અચ્છી લાગી હતી.

મહાદેવના ટેકરા ઉપરથી અને રણછોડજીના ટેકરા ઉપરથી આસપાસનો દેખાવ ઘણો રળીઆમણો છે. નદીઓ, પહાડ, ઝાડ, તમામ રમણીય લાગે છે. ખરેખર આ જગો તપોવનનીજ છે. તેમ ન હોય તો મહાદેવજી શું કામ પસંદ કરે ! જેને પ્રભુનું એકાન્તે ભજન કરવું હોય તેણે આવા સ્થળે આવવું—કોઈ જાતનો ઉપદ્રવ ન નડે. રૂડી રીતે પ્રભુ સાથેનો યોગ થાય અને જન્મ મરણના ફેરા ટળે. આ જગોએ ન્હાનાં મોટાં યાત્રાનાં સ્થળ, જેવાં કે લક્ષ્મણકુંડ, સીતાકુંડ ઇત્યાદિ ઘણાં છે. પણ તે જગોએ ભમેરાનો ત્રાસ હતો જેથી અમે જઇ શક્યા નથી. મ્હારી પંડની ટેવ હમેશાં આદિ સ્થાનને ગૌરવ આપવાની છે એટલે આવાં વધુ ધર્મમાં હું છેક આસ્તો નથી.

યાત્રિકોને મહાદેવથી મોખડીના આરા ઉપર આવતાં ઘણું સંકટ પડે છે. હોડીઓ થોડી અને લોક ઘણું વહેલાં જવાની આશા કરે. અમે તો પ્રથમથી બંદોબસ્ત કરેલો.

હોડી આવેલી પણ કબાડીના માણસની લબાડી અને સ્થાનિક રોજદાર તથા થાણદારના સત્તા બળ આગળ અમારૂં શાણપણ શું કામ આવે ? મ્હને ક્રોધ ચઢ્યો. કબાડીના માણસને ઉથલાવી નાંખ્યો. પણ પરિણામ તો એજ આવ્યું કે નદીના કીનારા ઉપર અમારે અઢી ત્રણ કલાક તડકામાં સડવા પડયા. પણ ઈશ્વર જે કરે તે સારૂં તેજ માનવું. અમારી અમદાવાદની શ્રીમંડળી આવી હતી. તેમણે મુખથી પુષ્કળ ભજન કર્યાં. વ્યાખ્યાન કર્યાં ને ખરેખર તપોવનનો ક્ષણિક લ્હાવો લીધો ને કૃતાર્થ થયા એમ માન્યું. રાત્રે મોખડીઆ આરે આવ્યા. પ્રથમ દિવસનો અનુભવ પાછો શરૂ થયો. એક તરફ નદીના ધોધના ગોરબકોર, બીજી તરફ વીખરાતાં માણસોના પોકાર, ત્રીજી તરફ સહુને સુસ્થળ ગોધીને રાતે પડી રહેવાની ખટપટ, એવી રીતે અનેક જાતના ઘોંઘાટમાં રાત કાઢી. બીજે દહાડે વેહેના આવીને સવાર થતાં ગોરા આગળ આવ્યા. આજે હોડીઓ ઉતરે છે કેવી રીતે તે જોવાની ઇચ્છાથી બીજી મંડળી સાથે હું ઉતર્યો નહીં. ચઢવા કરતાં ઉતરવાનું કાર્ય કાંઈ કમ નથી. ખડક ઉપર મોટાં દોરડાં બાંધીને હોડીને ધીમે ધીમે સરકાવે છે. આમ કરતાં જો જરા સરકયા તો રામશરણ થયા એમ માનવું. કેમકે આ વાડીઆના ઘાટની બીજી બાજુએ ગાઢ અને ગંભીર પાણી છે. તેમાં વળી મ્હને ઉંચે માથે તરતાં આવડે ! એટલે અકસ્માત કદી થાત તો ભયંકર પરિણામ આવત. આગળ ચાલતા ગરૂડેશ્વર આગળ ઉતર્યો. સ્વામીની પાદુકા તથા શ્રીદત્તનારાયણની મૂર્તિના દર્શન કીધા. આ સ્વામી ઉપર મારી અતુલ શ્રદ્ધા હતી, ને તેમની હયાતીમાં હું તેમનાં દર્શનપૂજન સારૂ આવેલો હતો. ત્યાંહાંથી રામપુરીના રણછોડજી પોહોચ્યા. અહીંયાની મૂર્તિ ખેતરમાથી અવિચ્છિન્ન સ્થિતિમા બે ચાર વર્ષથીજ નીકળી છે. નાંદોદ રાજ્ય તરફથી મંદિર બંધાવવાની વાતો સંભળાય છે-મૂર્તિ ડાકોરનાથના રણછોડજી મહારાજના સ્વરૂપ જેવી છે. મૂર્તિની આસપાસ દશ અવતાર કોતરી કાઢયા છે ને તેના ભવ્ય અને ચકચકિત સ્વરૂપથી નેત્રને આનંદ આપે છે. અહીંમાથી પ્રથમથી ઠર્યા પ્રમાણે અમે અકુવાડીઆ થાણામાં ગયા. અમારા મિત્રો ઘણી સરભરા કરી અમને ઉપકૃત કર્યા છે. મધ્યાન્હ ત્યાંજ રહ્યા, ને આશરે પાંચેક વાગે નીસરીને રાત્રે સાડાનવ વાગતા શ્રીકરનાળીક્ષેત્રમા આવી પોહોંચ્યા. ત્રણ દિવસ અને ત્રણ રાત્રીઓ સતત પ્રવાસમા ગાળ્યાથી અમે ઘેટ ઉતરના થાકથી અહીં શ્રીકપાલેશ્વર મહાદેવની કૃપાચ્છાયાને વિશ્રાંતિ પામ્યાં. યાત્રાસરૂ આવાં ભાંઇ બ્હેનો હમેશાં મળજો, સુશીલ અભ્યાસી અને પરોપકારી સંત મંડળી તે એક ઈશ્વરી બક્ષીસ છે. હું તે હમેશાં મળે છે તે માટે પ્રભુનો પાડ માનું છું.

---

## ગુણ ગૌરવ:

રેશમી વસ્ત્ર કીડાઓમાંથી થાય છે, સોનું પત્થરમાંથી થાય છે, દૂર્વા ગાયના રૂંવાટામાંથી થાય છે, ચન્દ્રમા સમુદ્રમાંથી જન્મેલ છે, શ્યામ કમળ છાણમાંથી થાય છે, અગ્નિ લાકડામાંથી થાય છે, મણિ સર્પના ફણામાંથી થાય છે અને ગોરોચન ગાયના પિત્તમાંથી થાય છે. તાત્પર્ય એ છે કે, ગુણીજનો પોતાના ગુણોના ઉદયથી પ્રખ્યાતિ પામે છે, તેમા જન્મનુ શું પ્રયોજન છે ?

—શાસ્ત્રી પ્રાણજીવન કૃત 'પંચતંત્ર'

# રામેશ્વર તરફ.

લેખકઃ—શ્રીયુત "મસ્ત" (બી. એ.)

દક્ષિણમાં યાત્રાનાં સ્થળો એટલાં બધાં છે કે તે બધાં સ્થાનકોએ જઇ આવવાને નહીં નહીં તોએ ત્રણ ચાર માસ તો જોઈએ ઉતાવળ કરવાથી દેવ દર્શનનું પાટોપી લેવાય છે પરંતુ દેશ તથા લોકની જોઇએ તેટલી માહીતી મળી શકતી નથી

અજાણ્યા દેશમાં પ્રવાસે નીકળતા પહેલાં તેને લગતી માહીતી મેળવવા ચારે તરફથી બનતો પ્રયાસ કરવો જોઇએ આ માહીતી પુસ્તકોદ્વારા અને એ તરફ જઇ આવેલાઓ પાસેથી મેળવી શકાય છે બીજું જ્યાં જ્યાં જવાનું હોય ત્યાં ત્યાંને માટે ભલામણ પત્રો મેળવી શકાય તો તેથી વધારે સુગમતા રહે છે ત્રીજું પ્રવાસે નીકળતા પહેલાં ખાવાપીવાની અને મુસાફરીની સંપૂર્ણ તૈયારી કરવી જોઇએ ચોથું લાંબા પ્રવાસમાં મનમેળના એકઠા મનુષ્યો એકઠા મળી જઇ શકાતું હોય તો વધારે સારૂં પાંચમું હાલના વખતમાં ઠેરઠેર રેલ્વે થઇ ગઈ છે, જેથી જવા આવવાનું સુખ થઇ ગયું છે ખરૂં, પણ રેલ્વે ટાઇમટેબલનાથી સ્ટેશનો અને ટાઇમ વીગેરે નક્કી ન કરી રાખ્યું હોય તો નાહક અગવડ વેઠવી પડે છે

હમે આ બધાને માટે આગળથી ઠીક તૈયારી કરવા માંડી હતી. અમારા પ્રવાસ સ્થાનોની સંપૂર્ણ માહીતી અમે "ભારત ભ્રમણ" (ભાગ ૧–૫), "ભારતવર્ષની યાત્રા" અને "દક્ષીણયાત્રા" ના પુસ્તકમાંથી મેળવી હતી. બીજું બની શકે એટલા ભલામણપત્રો પણ સાથે રાખ્યા હતા ત્રીજું ખાવાની ચીજો સારી નથી મળતી અને નાના વાસણો જોઇએ તેવા નથી મળતાં એવી ખબર મળવાથી અમે દાણાનો એક અને વાસણોનો એક એમ કરી બે કોથળા સાથે રાખ્યા હતા અને જ્યાં ખાસ ચીજ મળે ત્યાં ઘરનો દાણો વાપરવો એવો નિશ્ચય રાખ્યો હતો વળી ઓશીકું, ઓઢવાનું અને પાથરવાનું એ પ્રમાણે દરેકની સુવાની સગવડ પણ સાથે રાખી હતી ચોથું હમારો સાથ પણ મનમેળનો હતો પાંચમું 'ઓલ ઇન્ડીઆ રેલ્વે ગાઈડ' માંથી અમે અમારૂં ટાઇમ ટેબલ જુદું ઉતારી લીધું હતું જેમાં કયા કેટલા દિવસ રહેવું, કયે સ્ટેશને ઉતરવું, કયાં ટ્રેઇન બદલવી, કયે વખતે ગાડીમાં બેસવું અને ઉતરવું વીગેરે અગાઉથી નક્કી કરી રાખ્યું હતું ટીકીટના દર પણ ધ્યાન બહાર જવા દીધા નહોતા હમારા પ્રવાસના સ્થાનોના હમે ત્રણ ભાગ પાડી નાખ્યા હતા.

૧. યાત્રાસ્થાન.

| | |
|---|---|
| હરીહર | |
| ત્રીચીનોપોલી. | તિરૂપતી (બાલાજી) |
| રામેશ્વર | પક્ષીતીર્થ (ત્રિપુરનાથ) |
| મદુરા (મિનાક્ષી.) | નાગરકોઈલ |
| કાઞ્જીવરમ (શિવકાંચી—વિષ્ણુકાંચી.) | |

૨. વિશ્રામ અને તે અંગે જોવાનાં સ્થાનો

મુંબાઇ ( જતાં અને આવતાં ).

બેલગામ ( પ્રવાસીએ આ સ્ટેશન કરતાં ગોકાકરોડ સ્ટેશન કે જે બેલગામ પહેલાં, પુનેથી બેલગામ જતાં, આવે છે, ત્યાં ઉતરવું સારૂં છે. કારણ કે ત્યાં ઉતરવાથી ગોકાકફોલ્સ નામનો પાણીનો ધોધ જોવાનો મળે છે ).

બેંગલોર.

મદ્રાસ.

૩. ટ્રેઇન બદલવાનાં સ્ટેશનો

મુંબાઇ.

પુના.

બેંગલોર.

ઝાલારપેટ ( બેંગલોરમાં ટ્રેઇનમાં બેસતી વખતે જો ઇરોડ તરફ જવાના ડબ્બામાં નથી બેસતા તો ઝાલારપેટ સ્ટેશને ગાડી બદલવી પડે છે. ).

ઇરોડ.

મદ્રાસ.

આરકોનમ.

રેણીગુંટા.

ગુંટકલ

દૌંડ.

મનમાડ.

મુંબાઇથી ઉપડી પુને ગાડી બદલ્યા વગર ગીવા બ્રહ્મેશ્વર જઇ શકાય છે અને તેજ રસ્તે પાછા મુંબાઇ આવી શકાય છે, પણ હમારો એકજ રસ્તે જવા આવવાનો વિચાર ન'હોતો. બીજું રેલ્વેની મુસાફરી ઘણે ભાગે રાતની કરવી હમે દુરસ્ત ધારી હતી અને સવારમાં ભોજન વખત પહેલાં વિશ્રામ માટે ઉતરી જવાય એમ રાખ્યું હતું અને તેજ ધોરણે ટાઇમટેબલ ગોઠવ્યું હતું જોકે કેટલીક વખત હમારે વીસ વીસ કલાકની અને દિવસની પણ મુસાફરી કરવી પડતી હતી. સામાનને હમેશાં એ ભાગમાં વહેંચી નાખતા હતા. સાથે તો ફક્ત બેડીંગ, પાણી તથા નાસ્તો અને ખાસ એકાદ પેટી રાખી બીજું બધું લગેજવાનમાં જવા દેતા હતા.

મુસાફરી દરમીઆન ત્રીજા વર્ગના ઉતારૂઓને ભોગવવી પડતી હાડમારીઓ નીચે પ્રમાણેની હમારા જોવામાં આવી હતી.

૧. પહેલાં તો ત્રીજા વર્ગના ઉતારૂની નાના કે મોટા પાસે કાંઇ પણ ગણત્રીજ હોતી નથી જેને લીધે તેના હાલ ઢંઢોર જેવા થાય છે. એને અભણપણું હાસ્યું ગણવામાં આવે છે.

૨. સેત્તા અથવા દમાણુનો ઉપયોગ પણ ત્રીજા વર્ગના ઉતારૂ ઉપરજ, ખાસ કરીને થતો જોવામાં આવે છે.

૩. ત્રીજા વર્ગના ઉતારૂએ ત્રીજા વર્ગનો ડબો રીઝર્વ માંગ્યો હોય તો એનો કાગળ તો વેઇસ્ટ પેપર બાસ્કેટમાંજ સુધ જવાનો.

૪. પોતાના ચારે તરફથી ખુલ્લા છાપરાવાળા શેડમાં પણ સ્ટેશન ઉપર બેસતાં હાલાકી ભોગવવાની તે પણ થર્ડક્લાસ ઉતારૂને.

૫. થર્ડક્લાસ ઉતારૂને માટે મોટાં સ્ટેશનો ઉપર ટીકીટ ઓફીસ પણ જુદી અને એને જવા આવવાનો રસ્તો પણ જુદો, જાણે કે બીજા એનાથી અભડાતા હોય નહીં.

૬. મેઇલ કે એક્સપ્રેસમાં મુસાફરી ન કરી શકે તે પણ ત્રીજા વર્ગનોજ ઉતારૂ.

૭. સામન લેખાવા વીગેરેની હાલાકી ભોગવે તે પણ ત્રીજા વર્ગનોજ ઉતારૂ.

**અમદાવાદથી** સાંજની ફાસ્ટમાં ઉપડી સવારે મુંબઇ (ગ્રાંટરોડ) પહોંચી અમારો સામન અમે ગ્રાંટરોડથી બોરીબંદર ખટારામાં અગાઉથી વિદાય કરી દીધો. કારણ કે ત્રણેક વાગ્યાને સુમારે હમારે બોરીબંદરથી આગળના પ્રયાણને માટે બેસવાનું હતું. વળી એજ સ્ટેશનથી ટીકીટો તથા લગેજનો બંદોબસ્ત કરવાનો હતો. આજ સ્ટેશનથી પરદેશમાં પડતી મુશ્કેલીઓનો અનુભવ હમને થવા માંડયો. પુશ્પપીંડમાં પૈસા રૂપી પરસેવાનો પમરાટ એવો તો પ્રસરી રહ્યો છે કે મગજેંદ્રીને સુતાં જાગતાં, હરતાં ફરતાં, કામમાં કે, નવરાશમાં તેની ગંધ આવ્યાજ કરે છે અને જેમ ઘોડાવાળાઓ પોતાના પેટ પોષણાર્થે ઘોડાને પોતાની જન્સના પરસેવાનો રોટલો ખવરાવી ગંધીલો બનાવી મુકે છે તેમ તૃષ્ણા મનુષ્યને બીજા પાસેથી ગમે તેમ કરી પૈસો પડાવવા ગંધીલો કરી મુકે છે. એ તૃષ્ણા સમર્થની સમક્ષ ભીખ મંગાવે છે અને નબળા ઉપર જુલમ ગુજારવા પ્રેરે છે. સ્ટેશન ઉપરની ટીકીટ લગેજ વીગેરેની મુશ્કેલીઓમાંથી જેમ તેમ પસાર થઈ અથડાતે કુટાતે ગાડી બેગા થયા અને બપોરે ૨–૪૫ કલાકે મુંબઇથી ઉપડયા. પહાડી મુલકના દેખાવો જોતા જોતા કરજત જંક્શને આવી પહોંચ્યા, અને ત્યાં ઘાટ એન્જીન જોડાયું. પુના જતાં આવતી ચોવીસેક ગુફાઓ દેખાડવાની ત્વરાએ ગાડીએ ઉપર ચડવા માંડયું. એક પછી એક ગુફાઓ પસાર થવા લાગી. પર્વતમાંથી કોરી કાઢેલી, પુષ્કળ લાંબી, અને એક બીજાનાં મોં ન જોતા હોતી ગુફાઓ નારીએળ જેવડા કાળા માથાવાળું બેપગું પ્રાણી શું નથી કરી શકતું એ બતાવવા લાગી. એન્જીને પોતાની દીશા પણ બદલી અને ગાડી સડસડાટ આગળ વધી. સપાટ જમીન આવતાં મદદગાર એન્જીન છુટું પડી ગયું અને ૬ કલાક ૫૫ મીનીટે પુને પહોંચ્યાં. નાની એમ. એસ. એમ. ગાડી અમને બેલગામ લઇ જવાને તરતજ તૈયાર હતી. તેમાં બેસી રાત્રી પસાર કરી સવારે ૯–૪૫ મીનીટે અમે બેલગામ પહોંચ્યા.

**બેલગામ—**

પરદેશમાં વસનારો માણસ જ્યારે પોતાના દેશ તરફના માણસને જુએ છે ત્યારે, પછી તે ભલે અજાણ્યો હોય તોએ હરેક રીતે મદદ કરવાને ઉત્સુક હોય છે. બેલગામમાં પણ તેમજ બન્યું. સ્ટેશન પાસે આવેલી માનેની ધર્મશાળામાં એક ભાવનગરી ગૃહસ્થની

ગલાહથી ઉતારા કર્યો. આ ધર્મશાળાને ધર્મશાળા કરતા મુસાફરખાનુ કહેવામા ખાટુ નથી કારણ કે એક પડાળી, અને પાછળ બે ત્રણ ઓરડી અને કુવા શીવાય બીજી કોઈ પણ સ્રગવડ તેમા નથી. એ પડાળીમાજ બેસવાનું અને સુવાનું. તે પણ બધા ઉતારૂઓને સાથેજ. ભાષા ફેર પણ અહીંથી માલુમ પડવા માંડયો. જો અગ્રેજી ન જાણતા હોઇએ તો તો પુરી કમબખ્તી. બેબલનો ઇતિહાસ સહુ કોઇના સ્મરણમાં આવ્યા વગર નજ રહે. આવે વખતે જ મનમા થાય છે કે ભલુ થજો હિંદુસ્તાનમા ઇગ્રેજી ભાષા દાખલ કરનારનું કે જેણે એક બીજાના વિચાર જાણવાનું અને સમજવાનું સાધન પુરૂ પાડયુ બેલગામ હવા પાણીને માટે વખણાય છે પણ બીજુ કાંઇ ત્યા જોવા જેવુ નથી. બેલગામ પહેલાં ગોકાકફોલ્સ નામનું સ્ટેશન આવે છે ત્યા ઉતરવુ સારૂ છે કારણકે ત્યા ઉતરવાથી ગોકાકનો ધોધ જોવાની તક મળે છે. ત્યા પણ સ્ટેશન પાસે ધર્મશાળા છે અને વાહન પણ મળી રહે છે આ ગોકાકના ધોધમા કુદરત અને કૃત્રીમતાની સૌંદર્યતા જોવાની મઝે છે. ગોકાકનો ધોધ ઉંચેથી પડે છે તેને ઉપયોગમા લઇ વીજળી ઉત્પન્ન કરવામા આવે છે, અને તે વીજળી વડે મીલ ચલાવવામા આવે છે. બેલગામમાં અળદના સઘળામ વધારે જોવામા આવે છે. તોલ ૨૦ રૂપિયા ભારનો શેર ૧ છે

હરીહર—

બેલગામથી રાત્રે નીકળી સવારે નવ દસને સુમારે હરીહર અવાય છે. સ્ટેશનથી ગામ છેટું છે અને બળદની ગાડીઓમાં બેસીને જવાય છે ગામને બીજે છેડે તુંગભદ્રા નદીના કાંઠા ઉપર હરીહરનું મંદીર આવેલું છે, આ હરીહરના મદીર પાસે માઇસોર રાજ્યની ધર્મશાળા છે. મહેજસાજ ભંડારમણથી આ ધર્મશાળામા ઉતારો મળી શકે છે એટલુંજ નહીં પણ વાસણ વીગેરે મળી શકે છે ધર્મશાળાની સામેજ નળ તથા કુવો છે. પ્રવાસ દરમીયાન જોવામા આવ્યુ કે દક્ષીણનાં નાનાં ગામોમા પણ નળદ્વારા પાણીનુ સાધન હોય છે, ગામમા સ્વચ્છતા સારી હોય છે. થોડે થોડે અતરે મ્યુનીસીપાલીટી તરફથી પતરાના કુડીઓ ઉભા કરવામા આવેલાં હોય છે અને બધો કચરો લોકો તેમા જઇ જઇને નાખી આવે છે પોતાના ઘર પાસે અથવા રસ્તા ઉપર ગદકી બહુજ થોડી જોવામા આવે છે. આ કુડાં મ્યુનીસીપાલીટીના ભગીઓ અથવા ગાડાઓ વારવાર ખાલી કર્યા કરે છે. હરીહરમા પણ આજ પ્રમાણે જોવામાં આવ્યુ આ બધા સાથે એક ખોડ જોવામાં આવી અને તે બજાર સબંધી હતી. મ્યુનીસીપલ બજારોમા ચાલવા જગાનમા જવાનો ગામના લોકોનો રીવાજ હોય છે. આ બજારો બહુ ગંદા રહે છે. હરીહરમા એક નવો રીવાજ જોવામાં આવ્યો. જ્યારે કોઇ માણસ તેડવા આવે છે ત્યારે ગાડીમાથી ઉતરતા લીંબુ આપવાનો રીવાજ હોય છે. તુગભદ્રા નદીનો દેખાવ રમણીય છે. નદીની વચ્ચે દેરી છે જેમાંની મૂર્તિ નદી નવરાવતી વજા કરે છે. નદીમાં ફેરવવાને વહાણને બદલે વાંસના ત્રાપા જોવામા આવ્યા. દક્ષીણ તરફના મંદીરોનો ખ્યાલ આપતુ હરીહરનું મદીર છે. દક્ષીણના મદીરોમાં બધી રમત પથરા સાથેજ હોય છે. મદારી જેમ પુતળાને નચાવે છે. તેમ પથ્થરને મચારા પોતાના હાથમા રમકડા માફક નચાવતા લાગે છે. મંદીરના આગલા ભાગમા થાભલાજ થાંભલા અને તે ઘાટવાળા. હરીહરની મકાનના ઉંડાણમા રહેલી મૂર્તી દક્ષીણનાં મદીરોની બીજી ખાસીઅત બનાવતી હતી. ઉંડાણને લીધે અધારૂ હોય છે અને તેથી દીવા શીવાય

પોતાનો ભક્ષ શોધ્યાજ કરે છે. રામેશ્વરના ગોરનો દલાલ ઇરોડ સ્ટેશને જોવામાં આવ્યો. એટલું સારૂં છે કે ગોર લોકો અને તેમના દલાલો માણસ જોઇ વાત કરે છે. ઇરોડથી તે સાથે લાગુ થયો પણ તેની ઉપાધી નહોતી. ઉલટો તે મદદગાર થઇ પડયો. ઇરોડથી ઉપડયા પછી અગીઆરેક વાગે ટ્રીચીનોપોલીફોર્ટ સ્ટેશન આવ્યું. અહીંથી ટાંગા કરી શ્રી રંગજી જવાય છે. કેટલાક ટ્રીચીનોપોલી શહેરમાંજ ઉતરી શ્રીરંગજી જઇ આવે છે. અને કેટલાક શ્રીરંગજીમાં ઉતરે છે. ઇરોડથી ટ્રીચીનોપોલી આવતાં કુદરતનું અવલોકન કરવાનું સારી રીતે મળે છે. જ્યાં ત્યાં કેળ, નાળીઅરી અને ડાંગરનું વાવેતર. પાક ઉતારી લીધેલા જમીનના કટકાઓને પાણીથી તરબોળ કરી ફરીથી ખેડુતોને ખેડતા જોઇ અને નવી જમીનમાં ડાંગરના ધરૂ રોપતા જોઈ મનને આનંદ થયા વિના રહેતો નથી. આ ભાગમાં લોકોને વરસાદની જરી પણ દરકાર હોય એમ ન જણાયું કારણ કે તેમની સેવામાં કાવેરીની નહેરો બારે માસ હાજર હતી.

શ્રીરંગજી—( ટ્રીચીનોપોલી. )

શ્રીરંગજીના મંદીરને સાત દરવાજા છે. આ સ્થળ પાસે કાવેરી નદીની એક નહેર પણ છે. મંદીરની બહાર તેમજ અંદર વસ્તી છે. યાત્રાળુઓ ઘણે ભાગે ગોર લોકોને ઘેર, ઉતરે છે જો કે એક બે ધર્મશાળા પણ છે. મંદીરના ચાર દરવાજામાં વસ્તી વચ્ચે છે અને ત્રણ મંદીરના કબજામાં છે. દરવાજામાં થઇને મંદીર તરફ જતાં બન્ને બાજુ દુકાનો છે. મુખ્ય મુર્તી શ્રીરંગજીની છે. શેષશાયી ભગવાન પોઢયા છે. શ્રીરંગજીની મુર્તી બહુ જબરજસ્ત છે. આરતી કરાવવાથી દર્શન થાય છે. આ શ્રીરંગજીના મંદીરમાં બીજા ૧૦૮ મંદીરો છે. આ તરફનાં મંદીરોના રીવાજ મુજબ શ્રીરંગજીના મંદીર ઉપર પણ વીમાન છે, ૧૦૦૦ સ્થંભવાળી જગ્યા છે અને ગોપુરના દરવાજા ઉપર પુષ્કળ કારીગીરી જોવામાં આવે છે. મંદીરમાં હાથી પણ છે. આ હાથી શ્રીરંગજીના સ્નાન માટે કાવેરીમાંથી સુવર્ણ કળશમાં પાણી લાવે છે. શ્રીરંગજીના વસ્ત્રાભુષણો બહુ કીમતી છે. એમાં એક મોતીનો કળશો છે. જેની કીંમત પાંચ લાખ આંકવામાં આવે છે.

દક્ષિણનાં દરેક મંદીરોમાં કેટલીક ચીજો સામાન્ય હોય છે તે નીચે પ્રમાણે છેઃ—

૧. મંદીરની જગ્યાની પુષ્કળ મોકળાશ.
૨. મંદીરમાં જ દુકાનો.
૩. મંદીર ને ગોપુર.
૪. ગોપુર ઉપર વીમાન અને કારીગરી.
૫. મુર્તી ઉંડાણ અને અંધારામાં.
૬. મુર્તી હંમેશા ભવ્ય.
૭. મુખ્ય મંદીરની આસપાસ બીજાં અનેક.
૮. તુલસીઅર્ચન અથવા બીલીઅર્ચન, (વિષ્નુને) (શીવને) અથવા રોળીઅર્ચન. (માતાજીને) (આ અર્ચન પછી તે તુલસીનું હો અથવા બીલીનું હો અથવા કુંગકુમનું હો પણ તે અર્ચન ૧૦૮ અથવા ૧૦૦૮ નામથી થાય છે.)
૯. પ્રસાદી ભોગ.
૧૦. બ્રહ્મભોજન.
૧૧. દર્શન પહેલાં દરવાજા આગળ મુકેલા ધડામાં રીવાજ પ્રમાણે કાંઇક નાંખવાનો પ્રથા.
૧૨. સુવર્ણ સ્થંભ.
૧૩. દરેક મંદીરમાં બે મુર્તી—એક ચળ, બીજી અચળ.
૧૪. ઠાકોરજીના વરઘોડાનો રથ.
૧૫. હાથી.

શ્રીરંગજીના મંદીર પાસેજ દુકાનોમાં છબીઓ વીગેરે મળે છે. યાત્રીઓનો કાવેરી સ્નાન કરવાનો રીવાજ હોય છે દરેક યાત્રાના સ્થળમાં શ્રાદ્ધ કરવાનો રીવાજ હોય છે તે પ્રમાણે અહીંઆં છે. અન્યજાતિના લોકો ખાસ કરીને શ્રાદ્ધ કરે છે આપણે તો સ્નાનમાં નીચે પ્રમાણે જરૂર પડે છે.

સ્નાન વીધીનો સામાન, ( નારીએળ, ફળ, સોપારી, પૈસા વિગેરે )
સ્નાન દક્ષણા,
સ્નાન જગ્યાપર ગૌદાન •
સ્નાન જગ્યાપર બ્રહ્મદક્ષણા

૧ શ્રીરંગજીથી ગાડીઓમા સવારે નીકળી કાવેરી સ્નાન કરી જંબુકેશ્વર જવાય છે જંબુકેશ્વરનું સ્થાન શ્રીરંગજીથી દુર છે અને ત્યા વસવાટ અને દુકનો પણ છે આ મહાદેવનુ સ્થાનક છે જંબુકેશ્વરની જગ્યા વિશાળ છે પૃથ્વી ઉપર પાંચ તત્વના લીંગમાનુ જંબુકેશ્વરનું લીંગ જળતત્વનુ છે જંબુકેશ્વરમાં મકાનની મરામતનું મમાર કામ ચાલતું હતુ જેને મારે વીસ લાખ રૂપીઆ કાઢવામાં આવ્યા હતા એમ કહેવાતુ હતુ આનુ નામ તે ધાર્મિક વૃત્તિ, અને આનું નામ તે પૈસો પ્રાપ્ત કરવાનુ સાર્થક જંબુકેશ્વરમા રૂદ્રાભિષેક અથવા જપ થઈ શકે છે. દક્ષીણમા દેવ સબધીનુ દરેક કામ મંદીરોમા પુજારીઓને હાથે કરવામાં આવે છે અને આ કાયદો મહાદેવના મંદીરોમા પણ છે આપણે તો ફક્ત બહારથીજ દર્શન કરી શકીએ. જંબુરૂષી જાંબુના ઝાડ નીચે તપશ્ચર્યા કરતા હતા છે, અને ત્યા મહાદેવ પ્રગટ થયા છે, એવી આ જંબુકેશ્વરને લગતી કથા છે

રામેશ્વર જવા ટ્રીચીનોપોલી જંકશને જવુ પડે છે અને ત્યા જતાં વચ્ચે ટ્રીચીનોપોલી શહેર આવી જાય છે. આ શહેરમાં પર્વતની ટોચ ઉપર ગણપતીનુ મંદીર અને પર્વતની વચમાં શીવ પાર્વતીનાં મંદીર છે. આ દરેક સ્થાનકમાં માળા ચઢાવવાનો પુજાપાથી પુજન કરવાનો અને અર્ચન કરાવવાનો રીવાજ છે જ્યાં ગણપતીનું સ્થાનક છે તે ટોચે ચડયા પછી ચારે તરફનો દેખાવ અત્યંત મનોહર લાગે છે. એક તરફ નીચાણમા શહેર અને બીજી ત્રણ તરફ લીલી કુન્ય લીલોતરી મનને અત્યંત પ્રસન્ન કરે છે.

ટ્રીચીનોપોલી જંકશનથી રાત્રે નીકળી રામેશ્વર તરફ પ્રયાણ કર્યું પહેલા ગાડી હતી તોયે ઠેઠ રામેશ્વર જવાતું નહોતુ કારણ કે દરીઆ ઉપર પુલ ન હોવાથી ટ્રેઇન જઈ શકતી નહોતી પણ હવે તો પુલ હોવાથી ગાડી રામેશ્વર સ્ટેશને પહોચાડી દે છે આ દરીઆ ઉપરનો પુલ ઇજનેર મગજ શક્તીનો નમુનો છે

રામેશ્વર—

રામેશ્વરમા જો કે ધર્મશાળાઓ છે તો પણ ગોર લોકો પોતાના રીવાજ મુજબ પોતાના હસ્તકના ઉતારાઓમા ઉતરવા દબાણ કરે છે અમને અમારા ગોરે બે ચાર જગ્યાઓ બતાવી પણ દરેકમા અંધારૂં અને ભીનાશવાળી લાગવાથી હમારે છેવટે રોડ ભગવાનદાસની ધર્મશાળા શોધી કાઢવી પડી. આ ધર્મશાળા પુષ્કળ હવા ઉજાસવાળી છે રહેવાની જગ્યા પાછળ રાંધવાની ઓરડીઓ છે રામેશ્વરમાં લક્ષ્મણ કુંડ અને ચોવીસતીર્થ છે દરક-

માં સ્નાન કરવા ગોર કહે છે, પણ પોત પોતાની મરજી ઉપર છે. ગોરનું લક્ષ ફક્ત ખંખેરવા તરફજ રહે છે. રામેશ્વર મહાદેવના મંદીરમાં પેસતાં છબીઓની, શંખ કોડીની, છીપીઓની વગેરે દુકાનો છે. આ મંદીરની અંદર બીજાં મંદીરો નીચે પ્રમાણે છે.

૧. રામ લીંગ પ્રતીષ્ઠાઇ.
૨. જટાશંકર,
૩. હનુમંત.
૪. પાર્વતીજી.
૫. વિશ્વેશ્વર.

રામેશ્વરના મુખ્ય મંદીરની આસપાસ અત્યાર સુધી તદન નજીકમાં બીજાં મંદીરો નહોતાં, પણ તે હવે એક ગૃહસ્થ જગદીશ્વરની પેઠે લાખ્ખો રૂપીઆ ખરચી બંધાવે છે. રામેશ્વરની સન્મુખમાં એક જબરજસ્ત નંદી છે, આવો મોટો નંદી બીજે જોવામાં નથી આવતો. રામેશ્વરનું મંદીર સરકારી મેનેજમેંટ હેઠળ છે. અને એ લોકો શ્રી રામેશ્વરની શી શી રીતે સેવા થઇ શકે છે તેની સમજણ પાડે છે. એટલુંજ નહીં, પણ જો એમની મારફત સેવા કરાવવી હોય તો તે પણ એ લોકો પોતાના બ્રાહ્મણો મારફત કરાવી આપે છે. શ્રી રામેશ્વરનું લીંગ વેણુ-રેતી-નું માનવામાં આવે છે. શ્રી રામેશ્વરના ખુદ મંદીરમે ત્રણ ઓરડા છે. તેમાં, અંદરના ત્રીજા ઓરડામા રામેશ્વરનું સ્થાપન છે. પુજારીઓ અને ત્યાંના બ્રાહ્મણો શીવાય બીજું કોઇ કેદ તો જઇ શકતું નથી. પહેલા ઓરડામાં પણ જવાને મેનેજરની પરવાનગી મેળવવી પડે છે. આ પરવાનગી મેળવવા માટે પરીક્ષા આપવી પડે છે. પરીક્ષા સ્નાન સંધ્યાદીકને લગતી મુખપાઠની હોય છે. પરીક્ષાના સવાલોના જવાબો સંતોષપુર્વક આપવામાં આવે તોજ રજા મળે છે, નહીં તો બહારથી દર્શન કરવાં પડે છે. હમેશાં રાત્રે મંદીરની અંદર કૈલાસ કરીને પાર્વતીના મંદીર આગળ સ્થાનક છે ત્યાં વાજતે ગાજતે મસાલ સાથે જાય છે. એ કૈલાસમાં શીવ પાર્વતીને પધરાવવામાં આવે છે અને દિવસનું કામ સમાપ્ત થાય છે. આ દેખાવ જોવા જેવો છે, અને તે રાત્રે દસને સુમારે થાય છે. રામેશ્વરમાં પીવાનું મીઠું પાણી બધે મળી શકતું નથી. પાર્વતીના મંદીર પાસે કુવો છે ત્યાંથી પાણી મંગાવવામાં આવે છે, અને તેનો એક દેરાનો એક આનો આપવો પડે છે.

રામેશ્વર ગામથી થોડે દુર રામ ઝરૂખો આવેલો છે. ત્યા ગાડીમાં અથવા પગે ચાલીને પણ જઇ શકાય છે રામ ઝરૂખાનું સ્થાનક નાની ટેકરી ઉપર આવેલું છે. છેક ઉપર પહોચવાને પગથીઆં ચડવાં પડે છે. સ્થાનકમાં નીચે રામચંદ્રજીની પાદુકાઓ છે અને ઉપર અગાસી જેવું છે. આ અગાસીમાંથી ચારે તરફ કુદરત નીહાળી શકાય છે.

રામેશ્વરથી સવારે સાતેક વાગે બેસી ધનુષ કોડી જવાય છે. ધનુષ કોડીનું સ્ટેશન છે અને ત્યાં મોટી ગાડીમાંથી નાની ગાડીમાં બેસવુ પડે છે. આ નાની ગાડી વળી થોડેક દુર દરીઆની રેતી વચ્ચે લઇ જઇ ઉતારે છે. અને ત્યાંથી ચાલીને સમુદ્ર સ્નાન કરવા જવું પડે છે. આ નાની ગાડીનો રસ્તો રેતીમાંજ હોવાથી કેટલીક વખત તો રેતી સડકને એવી ઢાંકી દે છે કે મજુરો રેતી સડક ઉપરથી ખસેડતા જાય છે અને તેમની પાછળ પાછળ ગાડી ચાલે છે. નાની ગાડીમાથી ઉતર્યા પછી સમુદ્ર સ્નાન કરવા જતાં પવનના ઝપાટાથી

જેનીની ફણીઓ શરીરના ખુલ્લા ભાગ ઉપર અત્યંત પ્રહાર કરે છે, અને ઝીણી ટાંકણીઓ ભોંકાઈ મારતું હોય નહીં એમ લાગે છે. ધનુષકોડી ઉપર અરબી સમુદ્ર અને બંગાળાના અખાતનો સંગમ થાય છે. કુદરતની એવી ખુબી જોવામાં આવે છે કે પહેલા સમુદ્ર તરફ દૃષ્ટી ફેંકતાં કાળી નાગના ફૂંફવાટાની અસર પાણી ઉપર થઇ ન હોય તેમ ભાસ થાય છે, જ્યારે બીજાનું પાણી સફેદ માલુમ પડે છે. પહેલો તોફાની જણાય છે જ્યારે બીજો મોટા પેટવાળો માલુમ પડે છે. જ્યાં આ બે કાળા ધોળા સાગરનો સંગમ થાય છે ત્યાં સ્નાન કરવાનું મહાત્મ છે. ધનુષકોડીથી આગબોટમાં બેસી સંહલદ્વીપ (લંકા—સીલોન) તરફ જનારાઓને દરીઆની અંદર પથ્થરની બાંધેલી પાળ હોય એવું જણાય છે એમ લોક વાયકા છે સ્નાન વીગેરે કરી પાછા ગાડીમાં બેસી બારેક વાગ્યાને સુમારે રામેશ્વર અવાય છે

મદુરા—

રામેશ્વરથી રાતે સાત વાગે નીકળી બરાબર મધ્યરાત્રીએ મદુરા પહોચાય છે. મદુરાને માટે એમ કહેવામાં આવે છે કે ત્યાંના લોકો મદુજ લુચ્ચા હોય છે, અને ત્યાં દલાલીનો રોગ બારે માસ પુરજોસમાં ફાટેલો રહે છે અજાણ્યા માણસે મદુજ ચેતીને ચાલવાનું છે મદુરા જંકશને ઉતર્યા પછી ત્રણ મીનીટના રસ્તા ઉપર સરકાર હસ્તકની ધર્મશાળા છે, એમાં ઉતારો કરવાનું બની શકે તો મનને આશાયશ રહે છે નાહી તો દલાલનોજ ભણકાર વાગ્યા કરે છે આ ધર્મશાળામાં ઓરડીઓ ભાડે મળે છે ત્યાં એક કારકુન હાજર રહે છે આ મકાનમાં નીચે ઉપર એમ ઓરડીઓ છે નીચેની ઓરડીના ચોવીસ કલાકના ત્રણ આના ને ઉપરની ઓરડીના ચોવીસ કલાકના છ આના એમ ભાડું આપવું પડે છે. ગ્લાસના અઢી આના ભાડાના આપવા પડે છે. આ ધર્મશાળામાં નળ જાજરૂની સગવડ સારી છે મદુરા બે ચીજોને માટે ખાસ પ્રખ્યાત છે એક તો મીનાક્ષીના દર્શન માટે અને બીજું કાપડ માટે આ ધર્મશાળાથી મદીરે ચાલીને અથવા ઝટકામાં બેસીને જઇ શકાય છે ઝટકાના દોઢ બે આના પડે છે ઝટકા છેક મદીર પાસે ઉતારે છે. મીનાક્ષીના મદીર પુષ્કળ જગ્યા રોકી છે અને તેની ચારે દીશામાં નખથી તે શીખ સુધીની કારીગરીવાળા ગોપુર છે આ મદીર દક્ષીણના મદીરોની ભવ્યતાનો ખાસ નમુનો છે. મદીરના ચોગાનમાં એક દરવાજા પાસે એક પથ્થરનો થાંભલો પડેલો છે તે જોવા જેવો છે આ એક થાંભલામાંથી નાની નાની થાંભલીઓ કોરી કાઢેલી છે આ થાંભલીઓને વગાડી જોતા જુદા જુદા અવાજ નીકળે છે આ મંદીરમાં જ્યાં ત્યાં મનુષ્ય કદનાં પુષ્કળ પુતળા જોવામાં આવે છે. બીજા મંદીરોની પેઠે મીનાક્ષીના મદીરમાં પણ સુવર્ણ સ્થંભ છે. ખુદ મીનાક્ષીદેવીના મદીરમાં જતા એક બાજુએ કુંડ આવે છે અને બીજી બાજુએ ભીંત ઉપર બારકાના ચોકા ઉપર ચીતરેલા ચીત્રો ધ્યાન ખેંચે છે દક્ષીણનાં અમે જોયાં તે મદીરો કરતાં મીનાક્ષીદેવી વધારે અંધારાવાળા મદીરમાં બીરાજમાન થયા છે પરંતુ ઘીના દીવા બળ્યા કરતા હોવાથી દર્શન સારી રીતે થાય છે. મદીરને મુખ્ય દરવાજે ચક્ર ફેરેલું છે, અને રાતે સારી રોશની થાય છે. મીનાક્ષીના મદીર શીવાય, સુંદર મહાદેવ, જયશંકર, મીનાક્ષી ભક્ત રાજા તીરૂમલાઇનાં સ્થાનકો પણ આજ વિશાળ મદીરના આવેલાં છે, સુંદર મહાદેવ જતાં મોટા ગજાનન (ગણપતી) ના સુંદર દર્શન થાય છે.

મંદીરના મકાનમાંજ લોખંડ, કાપડ, વાસણ, ચોપડીઓ, પુજાપા, રમકડાં, બંગડીઓ અને ખાવાની વિધવિધ દુકાનો છે. દરજીઓની તો મોટી હાર છે. મદુરાનું કાપડ બહુ બારીક સુતરનું બને છે. સુતર વીલાયતથી આવે છે, પણ રંગારી કામ અને વણાટ કામ મદુરામાંજ થાય છે. ત્યાંના અહીંના બૈરાં અને મરદો માટે સાડીઓ, ધોતીઆ વગેરે રંગ બેરંગી તે ચીજોને પોતાની કરી લેવા લલચાવે છે. મદુરામાં બીજું જોવા જેવું ત્યાંનું શહેર બહારનું તળાવ છે. આ તળાવ મોટું છે, અને તેમાં બગીચાવાળું મકાન છે. આ મકાનમાં અમુક દિવસે સુંદર મહાદેવ અને મીનાક્ષી (પાર્વતી) નો શહેરની અંદરના મંદીરમાંથી વરઘોડો કાઢી તેમને તે તળાવવાળા મકાનમાં પધરાવવામાં આવે છે અને ત્યાં મેળો ભરવામાં આવે છે. આ શીવાય એક વડમાંથી બીજો વડ થયેલી જગ્યા જોવા જેવી છે તીરૂમલ રાજાનો મહેલ કે જ્યાં હાલ કચેરીઓ થઈ ગઈ છે તે પણ જોવા જેવો છે. આ મકાન બહુજ ઉંચા થાંભલાનું હોવાથી વિશાળ જણાય છે.

મદ્રાસ—

મદુરાથી મદ્રાસ જવાને બોટ મેઈલ (લંકાથી આગબોટમાં આવેલા ઉતારૂઓને લઈ જતી મેઈલ ટ્રેઈનનું નામ બોટ મેઈલ) માં નીકળવું નક્કી કરેલું હોવાથી બે અઢી વાગ્યાને સુમારે સામાન સાથે સ્ટેશન ઉપર આવવું પડયું. સામાનનો ઢગ જોઈ લગેજ ઓફીસનો અત્યાર સુધી ઉઘાડો રહેલો દરવાજો બંધ થયો, છતાં જેમ તેમ સામાન જોખાયો અને સ્ટેશન ઉપર સામાન જઈ પડયો. ટીકીટ માટે તપાસ કરવા માંડી તો માલુમ પડયું કે બોટ મેઈલમાં લશ્કર જવું હોવાથી ટ્રેઈનમાં ભીડ ઘણી છે, માટે ત્રીજા વર્ગના ઉતારૂને ટીકીટ આપવીજ નહીં, એવો ટ્રેઈન ઉપડતા સ્ટેશનેથી તાર છે. પ્લેટફોર્મ ઉપર તો પહોંચ્યા, પણ ગાડી આવ્યા પછી જગ્યા હશે તો ટીકીટ મળશે એમ જવાબ મળ્યો. ગાડી થઈ મોડી, જેથી ઝપાટાબંધ આવી અને ઉપડવાની વાર હતી થોડી. ત્રીજા વર્ગના ડબામાં તો જગ્યા પુષ્કળ હતી કારણ કે લશ્કર તો બીજા વર્ગમાં ગોઠવાયલું હતું ટીકીટ લેવાની પરવાનગી મળતાં, દોડધામ કરી તે લીધી, અને ગાડીમાં ચડી બેઠા, પણ લગેજ સામાનની તપાસ કરતાં માલુમ પડયું કે લગભગ લગેજ ઓફીસ તરફથી ચોડયા નથી અને બ્રેક સામાનથી ભરેલી હોવાથી ગાર્ડ વધારે સામાન લેવા ના પાડે છે. અજાણ્યા દેશમાં, પાંચને આશરે મદુરાના સ્ટેશન પ્લેટફોર્મ પર હમારો લગેજ સામાન નધણીઆતો પડેલો જોતા જોતા હમે મેઈલ સાથે ઉપડયા. મનના સંતોષ માન્યો કે નક્કી કર્યા પ્રમાણે મેઈલમાં તો નીકળાયું. ચાલો સામાન તો આવી પહોંચશે. પણ તેતો મેઈલ એન્જીનને ગમ્યું નહીં. તેને હમારો ભાર વધારે પડયો, અને તેથી મધ્યરાત્રીએ ટાન્જોર સ્ટેશને ફક્ત હમારા ડબાને તરછોડી, જાણે કે પોતાની ધુળ ખંખેરી, બીજા બધા પહેલા, બીજા અને ત્રીજા વર્ગના ડબાઓ લઈ, હવે મને સડસડાટ કરતી ઉપડી ગઈ. ટાન્જોર સ્ટેશન ઉપર તપાસ કરતાં માલુમ પડયું કે દોઢ કલાક પછી એક ખાસ મેઈલ રહી ગયેલા ઉતારૂ ખાતર દોડાવવામાં આવશે. અને થયું પણ તેમજ. ખાસ મેઈલ ધમધમાટ ઉપડી અને વહાણું વાતાં વીલીપુરમ સ્ટેશને પહોંચી. પણ અહીં પાછું ચક્કર ફર્યું. સ્ટેશન માસ્તરે જાહેર કર્યું કે ઉતારૂઓની સંખ્યા ગાડી દોડાવવા જેટલી ન હોવાથી, ખાસ મેઈલ રદ કરવામાં આવે છે, અને એમાંના ઉતારૂઓને એક કલાક પછી ઉપડતી સાધારણ ટ્રેઈનમાં મોકલવામાં આવશે. થયું, આચાનક

સ્વચ્છ વાદળપર નીરાશાના મેલા વાદળ પથરાઇ ગયા, કારણ કે આ સાધારણ ટ્રેઇન છેક ચાર વાગે મદ્રાસ પહોંચવાની હતી. ક્યાં બોટ મેઇલ મારફત સવારે દસેક વાગે મદ્રાસ પહોંચવાનો ઉમંગ, અને ક્યાં બપોરે ચાર વાગે ભુખ્યા તરસ્યા ઉતરવાની નીરાશા. પણ ભાઈ સત્તા આગળ શાણપણ કોનું ચાલે છે ? ગાડીઆ ગાડીમાં ટ્રેટ હાંક કરતા ત્રણેક વાગે મદ્રાસ એગમોર સ્ટેશને ઉતર્યા. અગાઉથી કરી રાખેલી બધી ગોઠવણ ગેરવ્યાજબી ફેરફારને લીધે ગડબડીયાં થઈ ગઈ હતી

દક્ષીણમાં મદ્રાસ એક મોટું શહેર છે. દરીઆ તથા ગાડી બન્નેની સગવડ મદ્રાસને છે. શહેરમાં ટ્રામ વીજળી પણ છે. મદ્રાસ ગવર્નરને રહેવાનું સ્થાનક પણ છે કે જમાનાના પ્રમાણમાં જો કે વસ્તી ઓછી છે તો પણ મદ્રાસ મુખ્ય શહેરોમાનું એક છે. આ ખરુંએ છે પરંતુ અલબેલી મુંબઈની જે રોનક, ભવ્યતા અને જાહોજલાલી જોવામાં આવે છે તે મદ્રાસની જણાતી નથી. જ્યારે મદ્રાસ ગાંભીર્યતાવાળું છે, ત્યારે મુંબઈ આછું નાખે તેવું છે માનસીક કેળવણીનો પ્રચાર પણ મદ્રાસમાં સારો છે. સાધારણ ગાડી હાંકનાર પણ ઇંગ્રેજી બોલી શકે છે અને સમજી શકે છે. મદ્રાસમા ખાસ કરીને જોવા જેવી ચીજોમાં હાઇકોર્ટ, બીચ, એક્વેરીઅમ, મ્યુઝીઅમ, લાઇબ્રેરી અને થિઓસોફીકલ સોસાઈટીનું નિવાસસ્થાન અડયાર છે.

હાઇકોર્ટનો બહારનો દેખાવ, જોકે આકર્ષક નથી, છતાં અંદરથી ઘણી સારી અને રોનકવાળી છે. આ હાઇકોર્ટમાં એક હીન્દુ જજનું બાવલું પ્રેક્ષકનું ધ્યાન ખેંચે છે, અને તે ખાસ કરીને એટલા માટે જજના ઝભા સાથે સાદું ધોતીયું અને માથે ફેંટાવાળું તે બાવલું છે.

મદ્રાસના બીચને ચોપાટી કે એપોલો કહી શકાય. ફેર માત્ર એટલો કે ચોપાટી અને એપોલોમાં મનુષ્ય કમ માલમ પડે છે જ્યારે મદ્રાસનો બીચ ( દરીઆ કીનારો ) તદન ખુલ્લો છે. મદ્રાસના બાલ અને વનતાઓ હજારોની સંખ્યામાં પગે ચાલીને અથવા વાહનમાં સાંજરે ત્યાં એકઠા થાય છે.

બીચ ઉપરજ એક્વેરીઅમ-જળચર પ્રાણીઓનું સંગ્રહસ્થાન છે. આ સંગ્રહસ્થાન જોવા જેવું છે. કારણકે મુંબઈ કે કલકત્તામાં એ જોવામાં આવતું નથી. અહીં જાતજાતની રંગબેરંગી, નાની મોટી, માછલીઓને કાચની પેટીઓમા રાખવામા આવી છે. આ કાચની પેટીઓમાં તળીએ રેતી પાથરવામાં આવી છે, અને નળ દ્વારા દરીઆમાથીજ તેમા પાણી લાવવામા આવે છે. એટલુંજ નહીં પણ માછલીઓને નિરંતર દરીઆનું તાજુંજ પાણી મળ્યા કરે છે, અને વાસી પાણી બહાર નીકળી જાય છે જેથી માછલીઓને દરીઆનોજ અનુભવ થયા કરે છે. માછલીઓ એવા એવા રંગની અને એવા એવા રૂપની છે કે તેઓને જોતાંવંત "કુદરત તારી તો બલીહારીજ છે" એમ મુખમાંથી નીકળી જાય છે.

મદ્રાસમાં સંગ્રહસ્થાન અને લાઇબ્રેરી જોવા જેવાં છે. એકમાં વિધવિધ ચીજોનો અને બીજામાં વિધવિધ પુસ્તકોનો સંગ્રહ બહુ સારો અને પુષ્કળ કરેલો છે. સંગ્રહસ્થાન અને પુસ્તકાલય ચીજો અને પુસ્તકોથી ભરપુર છે. એટલુંજ નહીં પરંતુ મકાનની બાંધણી

અને ગીજોની સાચવણી સ્વચ્છતા અને નીયમીતતાથી આકર્ષક છે. જેવી જેની કદી તેવો તેને ત્યાં ખોરાક મળી રહે છે.

અડયાર, એનીબીસંટનું નિવાસ સ્થાન, મદ્રાસ શહેરથી નહેરના કીનારા પર એકાંતમાં આવેલું છે. આ સ્થાનમાં થીઓસોફીનું કામ ચાલ્યા કરે છે. અહીંઆનું પુસ્તકાલય અને સંગ્રહસ્થાન જોવા જેવાં છે. આ પુસ્તકાલયમાં તાડ પત્ર પર લખાયેલાં પુસ્તકોનો સંગ્રહ સારૂં ધ્યાન ખેંચે છે.

કેળવણીનું સારૂં સ્થાન હોવાથી મદ્રાસમાં ઘણેક કૉલેજો છે.

કોંજીવરમ (શીવકાંચી–વિશ્નુકાંચી)—

મદ્રાસથી કોંજીવરમ જવાને સધર્ન ઇન્ડીઆ રેલ્વેમાં બેસવું પડે છે. મદ્રાસને ઘણાં સ્ટેશનો છે તેમાંનું આ એક છે. કોંજીવરમ જવા આરકોનમ જંકશને ગાડી બદલવી પડે છે, મદ્રાસથી નીકળી રાત્રે સાત વાગે કોંજીવરમ પહોંચાય છે. અહીં વિશ્નુ અને શીવકાંચી બન્ને હોવાથી બન્નેના ગેર સ્ટેશન ઉપર આવે છે, અને પોતાને ત્યાં લઇ જવા ઉચાપત કરે છે. વિશ્નુકાંચી કોંજીવરમ સ્ટેશનથી ત્રણેક માઇલ છે અને શીવકાંચીમાં ઉતરી વિશ્નુ-કાંચીમાં જઇ આવવાનું રાખ્યું હોય તો દરેક રીતે વધારે સગવડ ભરેલું છે. જો કે હમે તો વિશ્નુકાંચીમાં ગોરને ઘેર ઉતર્યા હતા, પણ પછીથી અનુભવ થયો કે શીવકાંચી વિશ્નુકાંચી કરતાં વધારે સ્વચ્છ છે, અને સ્ટેશનની વધારે પાસે છે.

વિશ્નુકાંચીમાં વરદરાજનું મુખ્ય મંદીર છે. એમ કહેવામાં આવે છે કે હાથીગીરીના સ્થાનકનો ભાગ અગાઉ પર્વત હતો. અને તે પર્વતને કોરી આ મંદીર બનાવવામાં આવ્યું છે. આ મંદીરમાં નીચે નૃસીંહજીના દર્શન થાય છે, અને વરદરાજના દરશન કરવા સારૂ મંદીરના પાછલા ભાગમાંથી સીડી ઉપર થઇ ઉપર જવું પડે છે. આજ મંદીરના મકાનમાં, પણ બીજી જગ્યાએ લક્ષ્મીજી બીરાજે છે. વિશ્નુકાંચીમાં બેઠક પણ છે.

વિશ્નુકાંચીથી શીવકાંચી ચાલીને અગર ગાડીમાં જવાય છે. જગ દુર છે, એટલે સંગ છોકરાંવાળાએ ગાડી કરી લેવી સારી છે. જેમ વિશ્નુકાંચીમાં વરદરાજનું મંદીર મુખ્ય છે તેમ શીવકાંચીમાં આમ્રેશ્વર મહાદેવનું સ્થાનક મુખ્ય છે. કથા એમ છે કે કોઇ સાધ્વી સ્ત્રીએ નદીના પટમાં વેળુ–રેતી–ના મહાદેવ બનાવી તેની પુજા કરવા માંડી એમ કરતે કરતે જ્યારે નદીનું પાણી એ સ્ત્રીની આસપાસ ફરી વળ્યું, ત્યારે તે સ્ત્રી તે મહાદેવને બાઝી પડી. એટલે પાણી એ સ્ત્રીને અડચણ કર્યા વગર બન્ને બાજુથી વહેવા માંડયું, ને સ્ત્રીને કાંઇ ઇજા થઇ નહીં. આ મહાદેવ પછી એક આમ્ર–આંબા–ના ઝાડ તળે પ્રગટ થયા. પાછળથી એ જગ્યાએ દેવાલય બંધાવવામાં આવ્યું તેજ આ શીવકાંચીમાં આમ્રેશ્વરનું મંદીર. હાલમાં આ મંદીરમાં એક જબરજસ્ત આંબો છે તેને બતાવી મંદીરવાળા એમ કહે છે કે આ આંબો ચાર જુદા રંગવાળી અને ચાર જુદા સ્વાદવાળી કેરી આપે છે

શીવકાંચીથી પાછા ફરતાં કામાક્ષી દેવીનાં દર્શન કરવા જેવાં છે. પછી ત્યાંથી આગળ જતાં રામાનુજાચાર્ય સ્વરૂપના–વૈરાટ સ્વરૂપના–દર્શન નો લાભ કરવા જેવાં છે.

આ મુર્તી ઓરડી તો મ્હોટી છે કે મુખના દર્શન કરાવવા માટે પુજારી વાંસડા ઉપર સળગતો લાકડો બેસવે છે અને પછી તે વાંસડો મુખ પાસે ધરે છે ત્યારે દર્શન થાય છે. નીચે પગથી બાળા રાજાને આપ્યો છે.

તીરૂપતી-બાલાજી—

કોંજીવરમથી તીરૂપતી (ઇસ્ટ) જવાને પાછા આરકોનમ આવવું પડે છે અને આરકોનમ ગાડી બદલી રેણીગુંટા જઇ, ત્યાં પાછી ગાડી બદલી તીરૂપતી (ઇસ્ટ) પહોંચાય છે. બાલાજી જવાને યાત્રીને તીરૂપતી (ઇસ્ટ) ઉતરવું પડે છે. તીરૂપતીમાં રહેવાનાં બીજાં સ્થાનકો સારા હશે પણ, બાલાજી જવાને રસ્તે પુષ્પપોટાસ્ત્રી-ધર્મશાળા છે તે ઉત્તમ છે. પણ કોઇની ઓળખાણ વગર ત્યાં ઉતરવા નથી દેતા એટલુંજ છે. આ પુષ્પપોટ ધર્મશાળા હરેક રીતે સગવડવાળી છે અને રાંધવાના વાસણ પણ ત્યાંજ મળી શકે છે. હવા, ઉજાસ, પાણી, બાજરૂ વીગેરેની સગવડ આ ધર્મશાળામાં ઘણી સારી છે. આ ધર્મશાળા પાસે રામચંદ્રજીનું મંદીર છે. આ શીવાય બાલાજીના મોટા ભાઇ ગોવીંદજીનું મંદીર પણ છે, જે તીરૂપતી ઇસ્ટ સ્ટેશન પાસે આવેલું છે. શ્રીરંગજીમા વિષ્ણુ ભગવાન શેષ નાગપર પડખાભર પોઢ્યા છે જ્યારે ગોવીંદજી શેષ ઉપર ચતા સુતા છે. આ ગોવીંદજીના ઉપર બ્રહ્માજી છે. પગ આગળ બે સ્ત્રીઓ છે અને પગની બીજી બાજુએ બે લક્ષ્મ છે. તીરૂપતીથી ત્રણ માઇલ છેટે બાલાજીની શ્રી પદ્માવતીનું મંદીર છે. બાલાજીએ ડુંગર ઉપર જઇ વાસ કર્યો ત્યારે પદ્માવતી રીસાઇને તીરૂપતીમાં રહી ગયા છે.

બાલાજી—

બાલાજીના દર્શનાર્થે પર્વત ચડવો પડે છે. જેઓ નથી ચડી શકતાં તેમને માટે ડોળીઓ મળી શકે છે. સાધારણ ડોળીના જવા આવવાના રૂ. ૪ પડે છે, પાલખી ડોળીના રૂ. ૮ પડે છે. સાધારણ ડોળી બે જણ ઉપાડે છે, પાલખી ડોળી ચાર જણ ઉપાડે છે. સાધારણ ડોળી ખુલ્લી હોય છે, પાલખી ડોળી ઉપર કપડું ઢાંકેલું હોય છે. ડોળીઓનું આગળથી નક્કી કરી રાખવું પડે છે. એમાં પણ દગા ફટકા બહુ હોય છે. વધારે પૈસ કઢાવવાના પ્રપંચ હોય છે. આગળથી બરોબર બોલી ન કરી હોય તો રસ્તામાં ડોળીવાળાઓ હેરાન કરે છે. ઉતરી જવા વખતો વખત કહ્યા કરે છે. ગરીબ મરદો, લુલાપાંગળાને ધમકાવ્યા કરતા હોઇએ તો કહે છે કે હમે તમને ઉપાડી ચાલીએ છઇએ. એ માટે અમને આપવાને બદલે અમને કાં આપતા નથી? વારે ઘડીએ રસ્તામાં છાસ પીવાના, પણ પૈસા માગ્યા કરે છે. આ બધા કરતાં ડોળીવાળાઓનો એક ત્રાસ મોટો છે. તે એ કે પગે ચડીને જનાર યાત્રીની સાથે, ચડાવ શરૂ થતાં, એ લોકો થાય છે અને "ચડવાનું બહુ વિકટ છે, તમારાથી નહીં ચડાય. બેસી જાઓ." વીગેરે વીગેરે કહી તેને ગભરાવી તેની હીમત તોડાવી દે છે, અને પછી મોં માગ્યા પૈસા લે છે. તેમાં પણ અવશ્ય કોઇ કરતી વખતે આવવા જવાનું જો મુકેલુંક નક્કી ન કર્યું હોય, તો પાછળથી તકરાર થાય. માટે પ્રથમથી પાકો બંદોબસ્ત કરવો સારો છે.

બાલાજી ચડતાં પુષ્કળ ભિક્ષુક વર્ગ જોવામાં આવે છે. તેમને માટે યાત્રાળુ પરચુરણ પઇસો લઇ રાખે છે. પૈસા, પાઇ, બે આની, પાવલીનું પરચુરણ સ્ટેશનોએ કે ધર્મશાળા વીગેરે જાહેર સ્થાનોમાં ફરતાજ હોય છે.

પંચવટીમાં ટાંગાઓ મળતા ન હોવાથી નાશક શહેરમાં જઇ લાવવા પડે છે. ટ્રામ પંચવટીમાં આવી નથી. તપોવનમાં રામચંદ્રજીનાં દર્શન છે, અને બીજાં દેવસ્થાનો પણ છે. આ તપોવનમાં ગોદાવરી સંગમ છે, અને કીનારા ઉપર પાપ પુન્યના કુંડ પણ છે. નાશીકથી પાંડવ ગુફા જોવા જવાય છે. પંચવટીથી ત્યાં જવા આવવાનું ગાડી ભાડું ટાંગા દીઠ રૂ. ૨ હોય છે. આ ગુફાઓ પર્વત ઉપર આવેલી છે. આ પર્વત ચડવો બહુ મુશ્કેલ નથી. જો કે ડોળી પણ મળી શકે છે. આ ગુફાઓમાં પાંડવ વીગેરેની જબરજસ્ત મુર્તીઓ છે.

ત્રંબક—

નાશકથી ત્રંબક અઢાર માઇલ થાય છે, એકેક ટાંગો ઓછામાં ઓછો રૂ. ૭ સુધી આવવા જવાનો નક્કી કરી શકાય છે. નાશકથી સવારે નીકળી સાંજરે પાછા આવી શકાય છે. ત્રંબકમાં યાત્રી પાસે માણસ દીઠ બે આના કર લેવાય છે. હમણાં તો ત્રંબકેશ્વરના મંદીર પાસે એક ધર્મશાળા યાત્રીને સારો વિસામો આપે છે. ત્રંબકેશ્વર જ્યોતિર્લીંગમાના એક છે, આ મહાદેવનું બાણ નથી, પણ જળાધારીની અંદર બ્રહ્મા, વિશ્નુ, મહેશ ત્રીપુટીનાં ચિન્હ છે, આ જળાધારીમાં પાણી નિરંતર વહ્યા કરે છે. જળાધારી ભરાઇ જતાં પાણી ઉલેચી કાઢવામાં આવે છે. સ્નાન માટે ત્રંબકમાં કુશાવર્ત કુંડ છે આ ઉપરાંત નિવૃત્તીનાથનું સ્થાનક અને રાધા કૃષ્ણનું મંદીર જોવા જેવા છે, ત્રંબકમાં બે પર્વત છે. નીલગીરી પર્વત ઉપર નીલગીરી માતાનું, દત્તાત્રય અને શંકરનું સ્થાનક છે. આ પર્વતને લગભગ અઢીસો પગથીઆં છે. બીજો બ્રહ્મગીરી પર્વત છે, જેના નવસો ગ્યાસ પગથીઆં છે. બ્રહ્મગીરી ચડવાને ડોળી મળી શકે છે. આ બ્રહ્મગીરી પર્વત ઉપર ગંગોદ્વાર, ગોરખ મઢી, અને શંકરે જટા પછાડી ગંગાજી કાઢેલાં છે એ સ્થાનકો છે. આ છેલ્લા સ્થાનકે જવું જરા વીકટ છે. આ પર્વતમાંથી ગોદાવરી નીકળી ગંગોદ્વારમાં આવી, ત્રંબકમાં ગંગ સાગરમાં આવી લાવી અલોપ થઇ નાસીકથી થોડે છેટે પ્રગટ થઇ નાસીક અને પંચવટી વચ્ચે વહે છે.

નાસીકથી મુંબઇ આવતાં ટ્રેઇનને પર્વત ઉતરવો પડે છે. અને મુબઇથી પુના તરફ આવતાં જેવી ગુફાઓ આવે છે તેવી આ તરફ પણ છે અહીં પણ કુદરત તેમજ મનુષ્ય કૃતી જોવા જેવાં છે.

મુંબઇ—

મુંબઇ તો એક અલબેલી નારીજ છે. એને તે યુરોપીય રમણી કહેવી, કે સુરતની ગતપતી કહેવી, કે અમદાવાદની પેતી કહેવી, કે કાઠીઆવાડની લજામણી કહેવી, હિંદુસ્તાનની નર્યની કહેવી, કે મારવાડની ધુમરી કહેવી, એ કાંઇજ સમજાતું નથી. દિવસે દિવસે એનો તોર, એનો દોર, અને એનો શોર વધતોજ જાય છે. એવી મુંબાપુરી જોતાં કોને સંતોષ થશે ? એજ તોર, એજ દોર, અને એજ ગોરને લઇ શાણા અને સમજુને તે ગ્રહણ કરતી નથી. એને તો કાનો છત્રપતી ખપે છે, કે જે એના કોડ પુરા પાડી શકે, નહીં તો ભીક્ષુક ખપે છે, કે જેને પોતે ચાહે તેમ નચાવી શકે. એ કાબુમાં રહેવા માગતી નથી, પણ કાબુમાં રાખવા માંગે છે. કારણ કે એનું મગજ બહેકી ગયું છે, આખો ગોચીએ આપી ગઇ છે. એવી મુંબઇ માનીની સ્વછંદી છે.

# वार्तालहरी.

## વહુની ચોરી.

[ શ્રીયુત પ્રભાતકુમાર મુખોપાધ્યાયની એક આખ્યાયિકાના હિન્દી અનુવાદ ઉપરથી ]

લેખક—રા. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી

(૧)

જ્યારે નવી સભ્યતાના ઉજાસથી ઝળઝળતા બંગદેશમાં બ્રાહ્મમતે ભારી ધૂમ મચાવી હતી, તે સમય સાથે આપણી આ વાર્તાને સંબંધ છે. આ બ્રાહ્મમતમાં દીક્ષિત થવા માટે અનેક સભ્યતાભિમાની લોકો ઉત્સુક થઇ રહ્યા હતા.

બર્દવાન જીલ્લામાં ભગવતીપુર નામે એક જુદું ગામ છે. જુદું એટલા માટે કે તે રેલ્વે સ્ટેશનથી દશ ગાઉ દૂર છે, અને 'પોસ્ટ ઓફીસ' પણ તેનાથી પાંચ ગાઉ દૂર છે. વસ્તીની વચ્ચો વચ્ચ ભગવતીની એક મૂર્તિ સ્થાપિત છે. જણાય છે કે તેનાથીજ આ ગામની નામોત્પત્તિ થઇ છે.

આ નાનકડી વસ્તીના જમીનદારનું નામ વિધુભૂષણ બન્દોપાધ્યાય છે. તેના વચલા દીકરાનું નામ વસન્તકુમાર છે. તે બાવીશ વર્ષની ઉમરે બી. એ. ની પરીક્ષા આપી હમણાંજ કેટલાક દિવસથી ઘેર આવ્યો છે. તેની વિદ્યા, તેનો શીલ સ્વભાવ, અને સુંદર રૂપ જોઇ ગામના લોકો તેનાથી પ્રસન્ન છે. માત્ર તેના પિતા તેનાથી અપ્રસન્ન છે. તેમના અપ્રસન્ન થવાના અનેક કારણો છે. પ્રથમ તો એ કે વસન્તકુમાર કેટલાક સમય થયાં બ્રાહ્મસમાજમાં જવા આવવા લાગ્યો છે, તેની તેમને ખબર પડી ગઇ છે. બીજું વસન્ત પોતાની યુવતી ભાર્યાની કદાપિ મુલાકાત કરતો નથી. તેની આ નવી સભ્યતાને લઇને વિધુભૂષણ તેના પર ઘણા નારાજ છે. જો કોઇપણ વસન્તકુમારને આ અશિષ્ટતાનું કારણ પૂછતું તો તે એમજ કહેતો કે મેં એની સાથે પ્રેમપૂર્વક વિવાહ કીધો નથી. તેથી તે મારી પત્ની નહિ પણ બહેન છે. આ ઉપરથી કોઇ જો વળી સામો એમ પ્રશ્ન કરતું કે "ત્યારે તમે વિવાહ શા માટે કીધો?" તો તે ઉત્તર આપતો કે "જ્યારે મેં વિવાહ કીધો ત્યારે મારી ઉમર નાની હતી, મારામાં સમજણ નહોતી." જો કોઇ એમ પૂછતું કે "હવે તે બીચારી અભાગણીની શી દશા થશે?" તો તે કહેતો "તેનો ઉપાય છે, અમે ઉભય બ્રાહ્મધર્મમાં દીક્ષિત થઇશું. તે પછી બ્રાહ્મમત અનુસાર વિવાહની જે નવી નિયમાવલી બની છે તેની મદદથી અમે ઉભય પૂર્વનું વિવાહબન્ધન તોડી નાખશું. ત્યારપછી જેની ઇચ્છા થશે તેની સાથે તે વિવાહ કરી શકશે."

વિવાહ થયા પછી વસન્તકુમાર જ્યારે કલકત્તે ગયો હતો ત્યારે ત્યાં તેને શિશિરકુમાર નામક એક યુવક સાથે ઘણી ગાઢ મિત્રતા બંધાઇ હતી. તે બ્રાહ્મમતાવલંબી હતો. તેની સાથે મિત્રતા બંધાયા પછી થોડા સમયમાંજ વસન્તકુમારના મનનો ભાવ બદલાઇ

ગયો. નવા નવા વિચારોથી તેનું મગજ ભરાઈ ગયું. શિશિરકુમારની છોટેની સગી એક બ્હેન હતી જેનું નામ પાર્વતી હતું તેને જોઈ વસન્તના હૃદયમાં પ્રણયનું બીજ અંકુરિત થયું. પાર્વતીના મનોહર રૂપગુણોએ વસન્તના મનને તેના તરફ ખેંચ્યું. પ્રથમ તો વસન્ત પોતાના મનની આ ચંચળતા અને અયુક્ત પ્રણયને લીધે ઘણો લજ્જીત અને અનુતાપ્ત થયો; પરંતુ શિશિરકુમારનાં સાંત્વના અર્પનાર વાક્યોથી તેનો સર્વ તાપ દૂર થઇ ગયો. શિશિરકુમારે તેને સારી રીતે કહ્યું કે "પ્રેમ એક ઇશ્વરી શક્તિનો વિકાસ છે. પ્રેમીને કોઇ પણ અવસ્થામાં પાપનો સ્પર્શ થઇ શકતો નથી." શિશિરના હૃદયમાં એ ધારણા દૃઢ હતી કે પૂર્વાનુરાગવર્જિત વિવાહ તે વિવાહ નથી. વિવાહ થવા પહેલા કન્યા અને વર વચ્ચે પરસ્પર પ્રેમનો સંબંધ હોવો અત્યંત આવશ્યક છે. વસન્તે માલતી સાથે પ્રેમપૂર્વક વિવાહ કીધો નથી માટે તે તેની પ્રિય પત્ની નહિ પણ બ્હેન બરાબર છે. આ વિલક્ષણ સંસ્કાર શિશિરેજ વસન્તના મસ્તકમાં ભરી દીધો હતો. વસન્ત માટેનો પ્રેમ પાર્વતીના હૃદયમાં પણ પલ્લવિત થયો હતો તેનો અનુભવ આ ઉભય મિત્રોને થઈ ચૂક્યો હતો. શિશિરકુમારનો એ સિદ્ધાંત હતો કે આ રીતે પરસ્પર પ્રેમોદય થયા પછી જે વિવાહ થાય છે તેજ વાસ્તવિક વિવાહ છે. વસન્તે પણ આ સિદ્ધાંતનું અનુસરણ કીધું. પરંતુ વસન્તકુમારની પહેલી સ્ત્રી હોય ત્યાં સુધી આ વિવાહ કોઈપણ રીતે સંભવિત નહોતો. ખરૂં જોતા વિવાહિત વસન્તને પાર્વતી પ્રતિ પ્રણય જણાવવા જેટલો પણ અધિકાર નહોતો. શિશિર જ્યારે ત્યારે કહ્યા કરતો કે "જ્યારે પ્રણયી અને પ્રણયિનીનું મન એક થાય ત્યારેજ પ્રેમની સફળતા છે. પ્રેમબંધન વિના વિવાહ થવો એ ન થવા બરાબર છે." આ મત પ્રમાણે વસન્ત વિવાહિત હોવા છતા પોતાને વિવાહિત સમજતો નથી તેમજ પોતાની સ્ત્રીને પોતાની વિવાહિતા ગણતો નથી. તે બ્રાહ્મધર્મમાં દીક્ષિત થઇ નવી પ્રથા પ્રમાણે વિવાહ કરવા ઇચ્છે છે; અને માલતીને પુનર્વિવાહ માટે છૂટ આપવા ઇચ્છે છે. તેના પિતા, જે પક્કા સનાતનધર્મી હતા, તે આ બધી વાતો સાંભળીનેજ તેનાથી ઘણા રૂષ્ટ હતા.

જેઠ મહીનો ચાલે છે. દિવસ બે પ્રહર કરતાં વધારે ઢળી ચૂક્યો છે, તો પણ તડકો એટલો સખ્ત છે કે કોઇ તેની સામે ઉંચી નજર નાખી શકતું નથી. લોકો ગરમીથી ઘણા અકળાય છે પશુપણ વૃક્ષોની શીતલ છાયા નીચે બેઠાં છે. પક્ષીઓ પોતપોતાના માળામાં સંતાઇ ગયા છે. વચ્ચે વચ્ચે કોયલ અને પપૈયાના ટહુકવાના અવાજ સંભળાય છે. તેઓ આ પ્રચંડ તાપને સમયે પણ રસાળ વાટિકામાં પડેલા આમાની અપૂર્વ શોભા જોઇ ઉમંગ ભર્યા સ્વરથી એકદ વખત પોતાની મીઠી બોલી લોકોને સંભળાવી દે છે. વસન્તકુમાર ઓસરીની બાજુએ આવેલી ઓરડીમાં એકલા ખુરશી પર બેઠા છે. સામે ટેબલ પડયુ છે. આ તેમના રહેવાની ખાસ ઓરડી છે. આજ ઓરડીમાં તેઓ રાત્રે નિદ્રા પણ લે છે. ભીંતપર કેટલાંક વિલાયતી ચિત્રો સાથે એક સિતાર પણ ટાંગેલ છે. પ્રભાતે અને સન્ધ્યા સમયે વસન્તકુમાર આ સિતારમાં બ્રાહ્મના ગુણ ગાય છે. એ સિવાય તે ઓરડીમાં એક ઘડીયાલ, એક કબાટ, એક કપડાં રાખવાની ખીંટી અને એક બાજોઠ એટલી વસ્તુઓ હતી. તે સિવાય એક પલંગ પણ હતો.

શિશિરકુમાર તરફથી હમણાંજ મળેલી ચીઠ્ઠી વસન્તકુમારે ટેબલના ખાનામાંથી કાઢી

વાંચવી શરૂ કરી. તેમાં જે જે જગ્યાએ તેઓએ પાર્વતીનું નામ દીઠું તે તે જગ્યાએ ચુંબન કીધું. તે ચીઠ્ઠીને ટેબલપર રાખી, આંખો બંધ કરી, તેઓ કંઇક વિચારમાં પડ્યા હોય અથવા કોઇનું ધ્યાન ધરતા હોય એમ જણાયા. તેટલામાં 'ટન્ ટન્' કરતા ઘડીઆળમાં બે વાગ્યા.

ઘડીઆળના 'ટન્ ટન્' અવાજે વસન્તનું ધ્યાન તોડી નાખ્યું. તેઓએ આંખો ઉઘાડી અને મિત્રના પત્રને કવરમાં પાછો નાંખ્યો. ત્યાર પછી જરાવાર વિચાર કરી કાગળના એક ટુકડા પર નીચે પ્રમાણે લખ્યું:—

"આજ બાર વાગે રાત્રે જ્યારે ઘરનાં બધાં માણસો સૂઇ જાય ત્યારે તું એકવાર મારી ઓરડીમાં આવી જા."

આ પ્રમાણે લખી તે કકડાને મરડીને નાની ગોળ લખોટી જેવો બનાવી પોતાની બંડીના ખીસામાં નાંખી દીધો અને શિશિરકુમારના કવર સહિતના પત્રને ટેબલના ખાનામાં નાખી, ચાવી, બંધ કરી, પોતે ઓરડીથી બહાર નીકળ્યા. બહાર નીકળી તાળું વાસી દીધું.

દબાતે પગલે વસન્તકુમાર આંગણું ઓળંગી એક ઓરડા પાસે જઇ જુવે છે તો તેની મોટી ભાભી પોતાની કેટલીક સખીઓ સાથે ગંજીફે રમી રહી છે. બીજા ઓરડામાં જઇ જોયું તો તેની મા એક પાટ પર નિદ્રામાં પડેલી છે. તેનો એક નાનકડો ભત્રીજો ઓરડાના ખુણામાં ઉભો રહી મુરબ્બો ચોરી ચોરીને ખાયા કરે છે. કાકાને જોઇ તે ચોર ભત્રીજો હસી પડ્યો. પણ વસન્તકુમાર તે તરફ લક્ષ ન આપી આગળ વધ્યા. ત્રીજું પૂજાનું ઘર હતું તેમાં ઠાકોરજીની પૂજા અર્ચા થતી હતી. વસન્ત મૂર્તિપૂજાની વિરુદ્ધ હોવાથી તે ઘરમાં પ્રવેશ કરી શક્યા નહિ. બહારથીજ નજર નાખી જોયું તો જણાયું કે તેની સ્ત્રી માથું નીચું કરી કેળાંનું શાક સમારી રહી છે. તેના તાંબુલરાગરંજિત ઉભય ઓષ્ઠ જરા જરા હાલે છે. કપાળપર પરસેવાનાં ટીપાં મોતીના દાણા પેઠે ચળકી રહ્યાં છે. તેનું ધ્યાન શાક સમારવામાંજ હતું. પોતાના સ્વામી આટલે દિવસે ઓરડાની બહાર ઉભા રહી એક નજરે પોતાને તાકી રહ્યા છે, તેની તેને ખબર નહોતી. વસન્ત આશ્ચર્યભરી દૃષ્ટિથી કેટલીકવાર સુધી તેના મુખ તરફ એકાગ્ર ભાવે જોઇ રહ્યા. વિવાહ થયા પછી આજજ વસન્તે માલતીનો ચહેરો સારી પેઠે દીઠો.

આંગણામાં એક આંબાનું ઝાડ હતું. ત્યાંથી એક પાકી કેરી ડાળથી જુદી થઇ નીચે જમીન પર પડી. આ શબ્દથી ચોંકી માલતીએ બહાર નજર ફેંકી. સ્વામીને બહાર ઉભેલા જોઇ તે શાક સમારવું છોડી દઇ, મોં ઉપર ઘુમટો તાણી, લજ્જાથી સંકોચાતી ધીરે ધીરે બારી પાસે જઇ ઉભી. તેની કમ્મરે બાંધેલો કુંચીઓનો ઝુડો ઝણઝણી રહ્યો.

વસન્તે પગલાંનો અવાજ ન થાય એ રીતે ઘરમાં દાખલ થઇ પેલો ગોળ વાળેલો કાગળનો કકડો ખીસામાંથી બહાર કાઢી માલતીના પગ સન્મુખ નાખી દઇ તરત બહાર નીકળી ગયા.

તેમના ચાલ્યા જવા પછી માલતીએ કાગળનો ટુકડો ઉપાડી લીધો. પહેલાં તેણે ઓરડાનો દરવાજો બંધ કરી દીધો; પછી બારી પાસે જઇ તે કાગળના ટુકડામાં જે

માલતીને ચિન્તિત જોઇ સરોજિની ચકિત થઇ બોલી, "તને શું થયું છે ?" માલતીએ ધીરેથી જવાબ દીધો. "થાય શું ?"

સરોજિની–"બારણાં બંધ કરી શું કરતી હતી ?"

માલતી ચૂપ રહી તેનો આજનો ભાવ જોઇ સરોજિનીના મનમાં ઘણો સંદેહ ઉત્પન્ન થયો તેણે માલતીને ગળે વળગી પૂછ્યું. "તને મારા સમ છે, કહે શું થયું છે ?"

માલતી–"વારૂ કહીશ."

સરોજિની–"ક્યારે ?"

માલતી–"આજ રાત્રે."

સરોજિની–"નહિ, હમણાં કહે."

માલતીએ મો ફેરવી લીધું. પણ હવે સરોજિની ક્યાં છોડે તેમ હતી ? તેણે માલતીને ચોંટીઆ ભરી હસેવાની હઠ લીધી આખરે માલતી લાચાર થઇ બોલી "વારૂ કહું છું, સાંભળો" એમ કહી તે ફરી ચૂપ રહી. સરોજિનીના હાથનો એક હળવો મુક્કો ખાઇ માલતીએ ગદગદ્ કંઠે સર્વ વિગત કહી સંભળાવી તે સાંભળી સરોજિની હસવા લાગી.

માલતી–"કેમ હસો છો ?"

સરોજિની–"હસું છું તારા વરના સ્વભાવની વિચિત્રતા જોઇને. મેં જેમ અનુમાન બાંધ્યું હતું તેમજ થયું. આ વખતે પહેલેથીજ તેના સ્વભાવને હું જાણી ગઇ હતી જ્યારે કોઇ એને બોલાવવા ન ગયું ત્યારે પોતેજ ઝખ મારીને તારા પર આવી પડ્યો ! આ વાત મોટી ભાભીને પણ મેં પહેલાથીજ કહી દીધી હતી."

માલતી—"શું કહ્યું હતું ?"

સરોજિની—"એજ કે આ વખતે ભાઇ સાહેબનો મિજાજ કાંઇક બદલાયેલો જણાય છે આ વખતે તમે એકવાર કહી જુઓને તો તે તેડાણું આવશે. આ ઉપરથી મોટી ભાભીએ કહ્યું—"મરજી હોય તો આવે ને. હું તેને ક્યાં અટકાવું છું ?" મેં કહ્યું—"આટલા દિવસ ન આવ્યા તો હવે પોતાની મેળે કેમ આવે ? તે આવતા શરમાતા હશે." ભાભીએ કહ્યું—"તે વખતે અમે બધી કહી કહીને થાકી ગઈ પણ તેણે તો બસ નાજ કહી. તો હવે પાછી હું મનાવવા જાઉં ? હું એવી સ્ત્રી નથી જેવું કર્મ તેવું ફળ ઝખ મારીને હવે પોતાની મેળે તેડાણું આવવા જાય છે ને ? બે મહિનાની છૂટી છે હવે વહુને પગે નહિ પડે તો કરશે શું ?"

માલતી—"બહેન, તમે ગમે તે કહો, પણ હું તો નહિ જઈ શકું ?"

સરોજિની—"કેમ ?"

માલતી—"મને ઘણી શરમ લાગે છે."

સરોજિનીએ કહ્યું—"હા, હા, તને શરમ કેમ ન લાગે, તું તો દૂધ પીતી છોકરી છે ને ? તારી લાજ ને શરમની બધી વાત હું સમજું છું ! હવે એ તો કહે કે ક્યારે

જાઇશ ! એ ખુલ્લે ખુલ્લું કેમ નથી કહેતી કે બાર વાગતાંજ તું અહીંથી 'રફુચક્કર' થઇશ ! કલાક ગણી રહી હઇશ. ધ્યાન તો બસ ઘડીઆળ તરફજ હશે. કહેતી હો તો કાંટાને થોડેક આગળ ખસેડી દઉં. ચાલ, ઢોંગ કરવા છોડી દે, તારા મનમાં જે હોય તે કહી દે."

માલતી—"હું તમને સાચુંજ કહું છું, મને ડર લાગે છે. હમણાંથીજ મારી છાતી ધડકે છે."

સરોજિની—"એમ તો થાયજ. પ્રથમ મેળાપમાં ભય તો લાગેજ. જે દશા સર્વને આવે તે તને શા માટે ન આવે? તું ક્યાં સુધી ડર રાખીશ? કોઇક દિવસે અંતે તારે તે ડર સામું થવુંજ પડશે. હવે તો રોજ વરનો મેળાપ કરવો પડશે. શરમ ક્યાં સુધી રાખીશ?"

માલતી—"હું રોજ રોજ તેમની પાસે થોડીજ જવાની છું કે શરમ ખોવી પડે."

સરોજિની—"તું ક્યાં સુધી શરમ રાખીશ. એક દિવસ તો તેને તિલાંજલિ આપવીજ પડશે."

માલતી—"તમે ફરી એકવાર જેઠાણી પાસે જઇ તેમને આ સમાચાર કહો. તેમને ઉચિત લાગશે તે માર્ગ આપણને બતાવશે. તેમની અનુમતિ વગર આગળ પગલું ભરવું ઠીક નથી."

સરોજિની—"વારૂ હું તેમને કહીશ, પણ આજનો દિવસ તો તું છાનીમાની મળ. ચોરીનો ખાધો આંબો પણ લોકોને મીઠો જણાય છે. એજ પ્રમાણે બધી વાતોમાં સમજવું."

(૨).

સરોજિનીએ ધીરેથી માલતીને બોલાવીને કહ્યું "નાની વહુ! નાની વહુ! શું ઉંઘી ગઇ?"

માલતી ઉઠી બેઠી થઇ. આંખો ચોળતાં સરોજિનીને પૂછયું "બાર વાગી ગયા?"

સરોજિની—"બાર તો શું પણ નાનાભાઇની ઘડીયાલમાં હવે તો એક પણ વાગી ગયો."

માલિતી—"તમે પણ ઉંઘી ગયા હશો."

સરોજિની—"મને તે નિદ્રા ક્યાંથી આવે? સુખેથી તો આજ તું સુતી છે. આટલા પારોશી બલાયની ઉંઘ તારી આંખોમાં આવી ભરાઇ ગઇ."

એમ કહી સરોજિનીએ દીવો સળગાવ્યો. કબાટ ઉઘાડી તેમાંથી એક ગુલાબી રંગની સાડી કાઢી કહ્યું "લે, આ પહેરી લે."

માલતી—"નહિ, એટલો આડંબર કરવાની જરૂર નથી."

સરોજિની—"તું હજી નાની છે, તેથી તેનો મર્મ કેમ સમજે? શું આવી મેલી સાડી પહેરી જઇશ?" માલતીએ લાચાર બની તેની આજ્ઞા પાળી.

જ્યારે તે કપડાં પહેરી ચૂકી ત્યારે સરોજિનીએ કહ્યું "હવે તું એકલી મારા ભાઈ પાસે જઈ શકીશ ને ?"

માલતીએ કહ્યું "હું વહુવારુ માણસ એકલી કેમ બહાર જાઉં ?"

તે પછી બેઉ દરવાજો ઉઘાડી પરસાળમાંથી બહાર નીકળી. મનોહર ચાંદનીવાળી રાત છે. ચારે તરફ સુનકાર છવાઈ રહ્યો છે. માલતીના પગનાં ઝાંઝર 'ઝમ ઝમ' અવાજ કરવા લાગ્યાં. સરોજિની ચોંકી બોલી "આ શું ? નીકળતી વખતે પગનાં ઝાંઝર સુદ્ધાં ઉતારવાની સુદ્ધ ન રહી. કાઢતાં કાંઈ વાર ન લાગત. સવાર તો પડવા આવી, જા ઝટ.

માલતી તરત પાછી ફરી અને ઝાંઝર કાઢી તકીઆની નીચે રાખી આવી. તે પછી બેઉ જણીઓ બેઠક તરફ ચાલી. સરોજિનીએ બેઠક પાસે આવતાં ધીરેથી માલતીના કાનમાં કહ્યું. "હવે હું હવેલીનું બારણું બંધ કરવા જાઉંછું. તું ધીરે ધીરે આ ઓરડીમાં ચાલી જા." એમ કહી તે પાછી ફરી.

માલતીએ તે ઓરડીના દરવાજાના છિદ્રમાંથી જોયું તો અંદર દીવો બળતો જણાયો. ઓરડીમાં પગ મૂકતાં તેને ઘણી બીક લાગવા માંડી. તેની છાતી ધડકવા લાગી અને શરીર કંપવા લાગ્યું. પગ આગળ ઉપડતા નહોતા. જાણે કોઈએ તેના પગે બેડી બાંધી હોય ને ! અંતે પૂર્ણ સાહસ કરી ચૂપચૂપ દરવાજો ઉઘાડી તે અંદર ગઈ. જુવે છે તો પોતાના સ્વામીના માથા પાસે એક સ્ટુલ ઉપર 'લેન્ટર્ન (દીવો) બળે છે.' સ્વામી નિદ્રામાં પડેલા છે. માલતીએ બતી બુઝાવી નાંખી, અને દરવાજો બંધ કીધો. બારી વાટે ચાંદનીનું અજવાળું ઓરડીમાં આવવા લાગ્યું. સ્વામીના મુખપર ચંદ્રમાનાં કિરણો પડવા લાગ્યાં. માલતી ઉભી રહી. ઘણું વાર સુધી સ્થિર દૃષ્ટિથી સ્વામીના મુખ તરફ નિહાળતી રહી. વિવાહ થયા પછી આજ પહેલીજ વખત સ્થિર ભાવથી પતિનું મુખ નિરખવાનું સૌભાગ્ય આજ પ્રાપ્ત થયું છે. તેણે પેટ ભરી પતિનું મુખ આજ દીઠું. આનંદથી પુલકિત થઈ તેણે મનમાં કહ્યું. "મારા પ્રાણનાથ ઘણા સુન્દર છે" આવો વિદ્વાન અને સુન્દર પતિ પામવા માટે તે વારંવાર પોતાના ભાગ્યને ધન્યવાદ આપવા લાગી.

કેટલોક સમય એમજ વીતી ગયો. પછી તેણે મનમાં કહ્યું. "વાહ ! પોતે તો બહુ રસિક જણાય છે ! મને બોલાવી પોતે તો મજેથી સુઈ રહ્યા છે. હવે શું કરવું ?" ઘણી વાર સુધી તે વિચાર કરવા લાગી. આખરે તેણે નિશ્ચય કીધો કે આજ દિવસ સુધી કદી સ્વામીની પદ સેવા નથી કીધી, તો આજે હાથ આવેલો આ પહેલો સુયોગ કેમ જવા દઉં ?" આવો નિશ્ચય કરી તે પતિના પદ સમીપ બેસી ગઈ અને તેમના પગ ધીરે ધીરે દાબવા લાગી. કોમળ કરસ્પર્શના સુખથી વસન્તકુમારની નિદ્રા અધિક ગાઢી થઈ. બારી વાટે મંદ મંદ શીતળ સુગંધિત સમીર આવ્યા કરે છે. આ પ્રકારે પ્રાયઃ અર્ધો કલાક સુધી માલતી પોતાના પ્રિયતમની ચરણ સેવા કરી સ્વામીના પગ પાસેજ ગુંચળું વળી સુઈ ગઈ.

બરાબર બે વાગે વસન્તકુમારની નિદ્રાનો ભંગ થયો. તેઓ જાગૃત થઈ થોડીવાર સુધી વિચારવા લાગ્યા કે કોની રાહ જોતાં જોતાં પોતે નિદ્રા વશ થઈ ગયા હતા. કેટલીક

વાર સુધી વિચારતાં વિચારતાં યાદ આવ્યું કે આજ તેઓએ માલતીને બોલાવી હતી. ઉંઘ આવી ગયા પહેલાં તેઓ માલતીનીજ રાહ જોઇ રહ્યા હતા, અને તેનોજ વિચાર કરી રહ્યા હતા, જ્યારે આડાબાર વાગી ગયા ત્યારે હવે માલતી નહિ આવે એમ સમજી તેઓ સુઇ ગયા હતા. આમ વિચારતાં વિચારતાં જ્યારે તેમણે પાસું ફેરવ્યું ત્યારે તેમના પગ માલતીના શરીરને અથડાયા. કોમળ અંગના સ્પર્શથી વિસ્મિત થઇ વસન્તકુમાર એકદમ બેઠા થયા જોયું તો માલતી સુતેલી છે. જ્યોત્સ્ના પ્રથમની જગ્યાએથી ખસીને હવે માલતીના મોં પર પડે છે. વસંતકુમાર ચન્દ્રમાના સ્વચ્છ કિરણોમાં સુતેલી નવયૌવના પત્નીને જોવા લાગ્યા. તેના મુખ–મંડળની અપૂર્વ શોભા જોઈ તેઓ ઘણા પ્રસન્ન થયા. તે સમયે માલતીના ઓષ્ઠો જરા જરા હાલતા હતા કદાચ તે કાંઇ સ્વપ્ન જોઇ રહી હતી

વસન્ત સ્ત્રીના મુખ તરફ જોઇ વિચારવા લાગ્યા. "આ તો અસાધારણ સુંદરી છે. પાર્વતી કરતા પણ આનું મુખ વધારે મનોહર–સુન્દર જણાય છે. બે ત્રણ મીનીટ સુધી તેઓ એ રીતે વિચાર કરતા રહ્યા. પછી તેમણે એકાએક મુખ ફેરવી લીધું, આંખો બંધ કરી, અને અસ્પષ્ટ સ્વરે બોલ્યાઃ "ભગવન્! મારા હૃદયમાં બળ આપો."

ચન્દ્રમાના કિરણોજ તેના હૃદયને દુર્બલ બનાવતા હતાં એમ વિચારી–વસન્તે દીવો સળગાવ્યો. દીવો થતાંજ તેના તેજમાં ચંદ્રમાનો ઉદ્દીપન પ્રકાશ છુપાઇ ગયો. જાણે વસંત આટલા સમય સુધી ભ્રાન્તિમાં પડ્યા હતા. ચન્દ્રમાના કિરણ વિલીન થતાંજ જાણે તેમની મોહ નિદ્રા તૂટી ગઇ. તેમણે માલતીના પગને હાથે હાલવી તેને જગાડી

જાગતાંજ માલતી બીચારી લજ્જાથી સંકોચાઇ ગઇ. વસ્ત્રથી સારી પેઠે તેણે પોતાનું શરીર ઢાંક્યું તો પણ લજ્જા તેનો સાથ છોડતી નહોતી. આખરે તેણે અનેક ચેષ્ટા અને સાહસ કરી એકવાર જરા ઘુંઘટને હટાવી તિરછી નજરે સ્વામી તરફ જોઇ માથું નીચું નમાવી લીધુ.

વસન્તે કહ્યુ—"માલતી!"

માલતીએ ઘુંઘટમાથી સંકોચ ભરી દ્રષ્ટિથી વસન્ત તરફ જોઇ પાછી નજર નીચી કરી લીધી.

વસન્ત—"આજ મેં તને શા માટે બોલાવી છે તે જાણે છે?"

માલતીએ માથું હલાવી જણાવ્યુ કે તે જાણતી નથી

વસન્ત—"તો સાંભળ, હું તને કહું છુ તારે મારી સાથે કલકત્તે આવવું પડશે. આવીશ?

માલતી કાંઇ બોલી નહિ. વસન્તે પાછુ કહ્યું–"ચૂપ કેમ થઇ ગઇ? તું મારી સાથે આવીશ કે નહિ?

માલતીએ ધીરેથી કોમળ સ્વરે કહ્યું–"આપ મને જ્યા લઇ જશો ત્યાં હું આવીશ."

વસન્ત—"મારાં માતા પિતાની રજા વગર આવી શકીશ?"

માલતીએ કાંઇ જવાબ દીધો નહિ.

વસન્ત—"બોલતી કેમ નથી? આ લજાવાનો સમય નથી. કહે, આવી શકીશ કે નહિ?"

માલતી—"માબાપની સંમતિ વિના શા માટે? તેમની અનુમતિ લેવામાં શી હરકત છે? આજકાલ તો બધા પોતાની સ્ત્રીને વિદેશ લઈ જાય છે."

વસન્ત—"આ વાત મેં હરિનાથકાકા દ્વારા કહેવડાવી હતી. પિતાને તે મંજુર ન થઈ. તેઓ કહે છે મારી મતી ગતીનું હવે ઠેકાણું શું? મારી મરજી પડે તો ભલે હું જઈને ચૂલામાં પડું, પણ ઘરની વહુને મોજાં અને જોડા પહેરાવી બ્રાહ્મસમાજમાં લઈ જાય, એ હું જીવતા જીવત જોઈ શકીશ નહિ."

માલતી—"ત્યારેજ શું આપ મને બ્રાહ્મસમાજમાં લઈ જશો?"

વસન્ત—"હું અને તું ઉભય પવિત્ર બ્રાહ્મધર્મમાં દીક્ષિત થઈશું."

માલતીના મનમાં પ્રમાદ ઉત્પન્ન થયો. તે સ્વામીના આ ગુપ્ત રહસ્યથી ચકિત થઈ બોલી—"હું પણ એકજ દેવને માનું છું, તેને પુજું છું બ્રહ્મજ્ઞાની થઈ શું કરીશ?"

વસન્તકુમાર ગંભીરતાપૂર્વક બોલ્યા—"આ બધા જુના વિચાર મનમાંથી કાઢી નાંખવા પડશે. એ બધો ભ્રમ છે જો હું કેવી રીતે એક ઈશ્વરને માનું છું? મારો વિશ્વાસ કેવળ એક ઇશ્વરમાંજ છે."

માલતી—"આપ શાસ્ત્ર ભણ્યા છો, વેદ વેદાન્તની વાતો જાણો છો. હું તો આ બધું જાણતી નથી."

વસન્ત—"તને પણ હું શાસ્ત્રની શિક્ષા આપીશ. કલકત્તામાં તારા ભણવા બાબતનો સર્વ બંદોબસ્ત થઈ જશે. તને હું કન્યાઓની પાઠશાળામાં ભણવા મોકલીશ."

માલતીએ માથું હલાવી કહ્યું: "નહિ. જો કંઈ શીખવું હશે તો તમારી પાસેથીજ હું શીખીશ, આવડી મોટી ઉમરે હું પાઠશાળામાં જઈ શકીશ નહિ."

વસન્તકુમાર થોડીવાર ચૂપ રહી બોલ્યા· "તું ભૂલે છે, તું મારી વાત સમજી નથી. હું અને તું બેઉ એક મકાનમાં તો રહેશું નહિ"

માલતીએ આશ્ચર્ય ભર્યા સ્વરે પૂછ્યું "તો હું ક્યાં રહીશ?"

વસન્ત—"હું જેની વાત કરું છું તેજ કન્યાશાળામાં ત્યાં સ્ત્રીઓ ભણે છે તેમજ રહે છે. ત્યાં સર્વ વાતે બન્દોબસ્ત છે."

માલતીએ કહ્યું "ત્યારે હું નહિ આવું."

વસન્તે જોયું કે જ્યાં દર્દ છે ત્યાંની દવા પહેલી થવી જોઇએ. જ્યાં સુધી સર્વ વાત ખોલીને નહિ કહું ત્યાં સુધી કામ નહિ ચાલે, આમ વિચારી તેઓએ કહ્યું "હું આટલા દિવસ સુધી શા માટે તને નહોતો મળતો તેનું કારણ તેં કાંઈ સાંભળ્યું છે કે?"

માલતી—"સાંભળ્યું છે ખરું, પણ તે સારી રીતે મારા સમજવામાં આવતું નથી."

વસન્ત—"તો સાંભળ, હું સારી રીતે સમજાવીને કહું છું. પ્રથમ તો એ કે આપણો વિવાહ પ્રેમપૂર્વક થયો નથી. બીજુ તેની વિધિ પૌરાણિક મત અનુસાર થઇ છે. આ બે કારણોથી મારા નવીન મત અનુસાર મારો તથા તારો વિવાહ શાસ્ત્રસિદ્ધ ન થયો. આથી તું મારી પત્ની ન થતા બ્હેન બરાબર થઇ સમજીને ?"

માલતી—"નહિ."

વસન્ત—"હું પાર્વતી નામની એક બીજીજ સ્ત્રીને ખરા દીલથી ચાહું છું."

માલતી—"તો આપ મને કલકત્તે લઇ જઇ શું કરશો ?"

વસન્ત—"જો માલતી! પૂર્વાનુરાગ વિના મેં તારી સાથે વિવાહ કીધો એ મેં તારાપર ઘણો અત્યાચાર કીધો છે, આ તારે માટે વિશેષ અનર્થપાત થયો છે. હવે તારા શેષ જીવનને નિષ્ફળ કરી તારૂં સર્વ નાશ કરવાનો મારો વિચાર નથી. હું તથા તું બેઉ બ્રાહ્મધર્મ ગ્રહણ કરી આ અશુદ્ધ વિવાહસંબંધને તોડી નાખશું, ત્યારે તું તારી મરજી આવે તેની સાથે સ્વતંત્રતાપૂર્વક વિવાહ કરી શકીશ. હું પણ સ્વતંત્ર થઇ નવી પ્રથા અનુસાર બીજો પવિત્ર વિવાહ કરી શકીશ. હું તારા સુખના માર્ગમાં કાંટા થવા ઇચ્છતો નથી. આથી કલકત્તામાં આપણો એકત્ર વાસ અસંભવિત છે. શું હવે બધી વાતો સમજવામાં આવી ગઇ કે ?"

માલતીએ ઘુંઘટની માત્રાને કંઇક અધિક વધારી દીધી. તેની વાતોનો ન કાંઇ જવાબ દીધો કે ન કાંઇ પૂછ્યું, તે કાષ્ઠની પુતળી પેઠે નિશ્ચેત થઇ બેસી રહી, થોડીવાર પછી વસન્તને જણાયું કે માલતી રોઇ રહી છે.

આથી વસન્તના મનમાં ઘણુ દુઃખ થયું, તેમની મરજી થઇ કે માલતીના મુખપરથી ઘુંઘટ ખસેડી તેનું મુખ લુછી નાખું, પણ કઠોર કર્તવ્ય જ્ઞાને તેમના હાથોને અટકાવ્યા. આ એકાંત સ્થાનમાં, રાત્રિ સમયે, યુવતી સ્ત્રીનો અંગસ્પર્શ કરવો, એ તેઓને ન્યાયસંગત જણાયો નહિ. તેથી તેમણે માત્ર કહ્યું "માલતી! તું શામાટે રૂવે છે ? મેં માત્ર તારા ભલા માટેજ કહ્યું છે."

માલતી કાંઇ બોલી નહિ. તેણે તો એમનું એમ રોયાં કર્યું.

વસન્તે પુનઃ કહ્યું "માલતી!"

આ વખતે સ્વર કંઇક બદલાએલો હતો. આ સ્વરમાં માધુર્ય ભરી હતી આ મધુર સ્વર સાંભળી માલતી વધારે રોવા લાગી. વસન્ત ઘણી ચિન્તામાં પડી ગયા તેઓ આશ્ચર્યચકિત થઇ વિચારવા લાગ્યા કે આ વાતોથી માલતીને આટલું બધુ દુઃખ કેમ થયું ? તે આ રીતે ડુસકાં ભરી ભરીને શામાટે રૂવે છે ? તે પોતાના ભાવી પરિણામની વાતપર આનંદ ન બતાવતાં ઉલટું દુઃખ કેમ પ્રકટ કરી રહી છે. એવુ કોણ હશે જે સ્વતંત્ર સુખની ઇચ્છા ન કરે ? હું એને પ્રેમની દૃષ્ટિથી જોતો નથી–જોઇ શકું તેમ પણ નથી. આ વાતને તે સારી રીતે જાણે છે. આ બંધન કપાઇ જવાથી તેને જીવનના સુખમય ઉદ્યાનમાં–વિચરવાનો અવસર પ્રાપ્ત થશે, તે પોતાના પ્રેમી સાથે રહી સુખમાં સમય વીતાડી

શકશે, તોપણ મારા આ પ્રસ્તાવથી તે આટલી બધી દુખી શામાટે થાય છે? તેનો મારા પર પ્રેમ તો નથી?

તેજ વખતે ઘડીયાલમા ટન ટન કરતા ત્રણ વાગ્યા માનતી ઉઠીને ઉભી થતા બોલી "હુ જાઉં છુ."

વસન્તે કર્તવ્યભાન ભૂલી માનતીને સ્પર્શ કર્યો. તેનો હાથ પકડી કહ્યુ "તુ તારા મનની વાત મને ખોલીને કહે."

માનતી કમ્પિત સ્વરે બોલી "હમણા મારી તબીયત ઠીક નથી, માથુ ફરે છે."

વસન્ત—"તો કાલે અહીં આવી મને કહેજે. કાલે આવીશ ને?"

માનતી—"કાલની વાત હમણાથી કેમ કહેવાય?"

વસન્ત—"નહિ માનતી! કાલે જરૂર આવજે" વસન્તના કંઠસ્વરમા આગ્રહ ભર્યો હતો.

માનતી—"વારૂ" કહી ઓરડાની બહાર નીકળી ગઇ

(૩)

બીજે દિવસે જ્યારે વસન્તની ઉંઘ તુટી ત્યારે દિવસ ઘણો ચઢી ગયો હતો રાત્રે વારંવાર તેમના મનમાં માનતીના અશ્રુપૂર્ણ લોચનો ચિત્રની પેઠે પ્રતિબિંબિત થઇ ગયા તેઓ બેઠા થયા. જોયુ તો વાળ બાંધવાની એક સોનાની પીન (કાંટો) પથારીપર પડી છે તેઓએ તેને તરત પેટીમા સંતાડી મૂકી

પ્રતિદિન ઉઠીને પ્રભુની ઉપાસના કરવાનો તેમનો નિયમ હતો. તેમા કદી વ્યતિક્રમ નહોતો થતો. આજ તેઓ પોતાના નિયમનું પાલન કરી શક્યા નહિ આજ તેમનુ મન ભારી વિમોહમા પડી ગયુ.

વસન્ત ગામને પાદરે જઇ ત્યાથી નદી કિનારે ઘૂમવા લાગ્યા થોડીવાર પછી જુવે છે તો સામેથી તેમના ઘરનો નોકર શિવટહલ સરદાર દોડતો દોડતો તેમના તરફ આવી રહ્યો છે

એકાએક કોઇ અનુભની આ શંકાથી વસન્તનો જીવ ગભરાઇ ઉઠ્યો કોણ જાણે ઘેર શુ બનાવ બન્યો હોય? શુ તે તેમને પોતાનેજ બોલાવવા તો નથી આવતો? કદાચ માનતીને કાંઇ થયુ હોય? તે કાંઇ નાદાની તો ન કરી બેઠી હોય?

શિવટહલ જ્યારે નજદીક આવ્યો ત્યારે વસન્તે તેને રોનો જોયો, તેઓએ તેને ગભરાયેલા સ્વરે પૂછ્યુ "કહે શિવટહલ! શુ થયુ?"

શિવટહલે રોતાં રોતાં કહ્યુ "શુ કહુ બાબુસાહેબ? સર્વ નાશ થયો ડોક્ટરને બોલાવવા જાઉ છુ."

વસન્ત—"સાફ સાફ કેમ નથી કહેતો? શુ થયુ છે?"

શિવદત્ત—" કરડી ખાધેલ છે. "

કરડી ખાવાની મતલબ એ કે " સર્પે કરડી ખાધેલ છે. " વસન્તે છાતીપર હાથ રાખ્યો. વિચાર કીધો સાપ કોને કરડ્યો હશે? માલતીને તો નહિ? એટલામાં તો શિવદત્ત ઘણો દૂર નીકળી ગયો. સર્પ કોને કરડ્યો તે તો પૂછયુંજ નહિ.

વસન્ત ઘર તરફ દોડયા, સદર દરવાજેથી મકાનની અંદર જતાં દેર પડે માટે બાગના દરવાજામાંથી સીધે રસ્તે નીકળી ગયા. આ રસ્તે જરાક આગળ જતા જોયું તો જણાયું કે એ ઝાડ હેઠળ સરોજિની અને માલતી ઉભી છે, તેઓ ઉભય વાટિકાના મધ્યવર્તી સરોવરમાં સ્નાન કરવા જાય છે. આ જોઈ તેમણે દીર્ઘ નિશ્વાસ લીધો. ઉભયનાં ગીર ઉઘાડા છે. માલતીનો ચહેરો ઉદાસી ભર્યો છે, સરોજિનીનાં બેઉ નયન કૌતકપૂર્ણ છે. સરોજિનીએ પહેલા વસન્તને જોયા નહિ. માલતીએ પણ જ્યારે તેઓ છેક પાસે આવ્યા ત્યારેજ ખબર પડવાથી સંકુચિત થઈ ઘુંઘટમાં મો છુપાવ્યું. સરોજિનીનો મૌખિક ભાવ જોવાથી સ્પષ્ટ વિદિત થતું હતું કે તે છાની રીતે વસન્ત પ્રતિ હાસ્ય કરી રહી છે, જાણે તેના બેઉ નયન ભાઈને કહેતાં હોય કે " હું બધુ જાણું છુ. " સરોજિનીએ એકવાર માલતીની તરફ જોઇ ધીરેથી કહ્યું: "सम्प्रति रमानि रहस्यं नयनाभ्यसं निवेदयति." વસન્તે વ્યગ્રતાસૂચક સ્વરે સરોજિનીને પૂછયું " સર્પ કોને કરડ્યો છે? " સરોજિની વિસ્મિત થઇ બોલી " સર્પ કરડ્યો છે? કોને તે હુ જાણતી નથી. "

વસન્તને બેઠકમાં જતા જણાયુ કે શિવદત્તની સ્ત્રીને સર્પ કરડ્યો હતો. આ સાભળી તેઓ તેના ઘર તરફ આવ્યા. ત્યાં જઇને જોયું તો ઘણા લોકો એકઠા થયા હતા. તાન્ત્રિકગણ ઉચ્ચ સ્વરથી મંત્ર ભણી ભણી ફુંકાફુંકી કરી રહ્યા છે, પણ તે સ્ત્રી કોઇ રીતે બચી નહિ. શિવદત્ત સર્પચિકિત્સકને લઈને આવી પહોચ્યો, ત્યાં સુધીમાં તો તે મરણ પણ પામી. આ જોઇ શિવદત્ત મૂર્છિત થઇ પૃથ્વીપર ઢળી પડ્યો. તે પાંચ વર્ષના બાળકની પેઠે ધરતીપર આળોટતો આળોટતો રોવા લાગ્યો. તેને આ સમયે અત્યન્ત વેદના થવા લાગી. કેટલાક લોકો આ હૃદયવિદારક-દૃશ્યને જોઇ શક્યા નહિ. કેટલાક " હાય! હાય! " કરતા પોતાને ઘેર ચાલ્યા ગયા. વસન્ત પણ આંખો લુછતા લુછતા ઘેર પહોંચ્યા તેઓ મનમાં ને મનમા વિચારવા લાગ્યા કે એક સાધારણ અશિક્ષિત માણસના હૃદયમાં પોતાની સ્ત્રી પ્રતિ આટલો અનુરાગ! પોતાના મિત્ર 'શિશિરકુમારને બોલાવી તેને એકવાર આ દૃશ્ય દેખાડવાનું મત થયું કારણ કે શિશિર હમેશાં કહેતો કે પૂર્વાનુરાગ વિના પુરાણી રીતિ અનુસાર જે વિવાહ થાય છે તેમાં કોઇ રીતે પ્રેમની ઉત્પત્તિ થઇ શકતી નથી. મત્ર વિવાહમાં પ્રણય થવો સર્વથા અસંભવિત છે. વસન્તે ઘેર જઇ જોયું તો શિશિરકુમારનો એક પત્ર આવ્યો છે, તે નીચે પ્રમાણે હતો:—

" सत्यमेव विजयते "

કલકત્તા:

તા. ૧૭ મી જ્યેષ્ઠ, સોમવાર.*

*બંગાળામા સુદ તથા વદ ન લેખાતાં માસની ૩૦ તારીખ હોય છે.

" પ્રિયબન્ધુ,

" ગઈ કાલની ટપાલમા જે પત્ર મોકલ્યો હતો તે તને પહોચ્યો હશે આજ હું તને " એક ખુશખબર મોકલું છુ રામગઢના રાજા નિરંજનસિંહને પોતાના રાજકુમાર માટે " એક શિક્ષકની જરૂર છે. રોજ બે કલાક 'ટયુશન' આપવાનું છે પગાર માસિક પચાસ " રૂપિઆ આ સમાચાર સાભળી મે તેમની મુલાકાત લીધી હતી તેઓ તને આ કામ " ન નિયુક્ત કરવાને ઘણા ખુશી છે સ્વીકારવાની ઇચ્છા હોય તો એક અઠવાડીઆમા " આવી તારા કામ પર હાજર થઇ જજે મારો મત એવો છે કે તને આ પત્ર મળતાજ " પૂર્વ પરામર્શ અનુસાર તારે શ્રીમતી માલતી દેવીને લઈને કલકત્તા આવવુ. તા ઉત્ત " મળતાજ હું વનિતાવિદ્યાલયમા તેનો સર્વ પ્રબધ ઠીક કરી આપીશ "

" જ્યારે મારી પાર્વતી સાથે મુલાકાત થાય છે ત્યારે તે તારા કુશળ સમાચાર " પૂછે છે એમા સ દેહ નથી કે તેનો પ્રેમ તારા પર દિવસે દિવસે વધતો જાય છે " બ્હેન માલતીને લઇ આવવાની બાબતમા તું કાંઇ પણ અશ મા કરીશ નહિ જો કોઈ " તરેહનું વિઘ્ન વચમા આવે તો એ વાતનું સ્મરણ કરજે કે સસારમાં અધિકાશ શુભ " કાર્યો વિઘ્નોનો અતિક્રમ કરવાથીજ સિદ્ધ થાય છે શુભ કાર્યના સપાદનમાં વિઘ્નોનો ભય " ન રાખવો જોઇએ, ઇસુખ્રિસ્ત પોતાના પ્રિય ધર્મનો પ્રચાર કરવા માટે પોતાના પ્રાણ " સુદ્ધા આપવામા કુંઠિત ન થયા સકલ મગલના વિધાયક પ્રભુદેવ તને સહાય થાઓ

" ભવદીય-

" શ્રી શિશિરકુમારચન્દ્ર "

વસન્તે શિશિરકુમારના પત્રનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેમને પુન પુન માલતીના અશ્રુપૂર્ણ નયનોનું સ્મરણ થયું તેઓ જ્યા દૃષ્ટિ ફેંકતા ત્યા તેજ આસુભરેલી આંખો નજરે પડતી. તેઓ આખો મીંચી દેતા ત્યારે પણ તેમના હૃદયમા તેજ એક અશ્રુપૂર્ણ વિશાળ લોચનની છબી નજરે પડતી હતી માલતીના વિશાળ નેત્રો જે તેમના પોતાની આંખો સાથે જડાઇ ગયા હતાં તે હવે કાઢ્યાં કાઢી શકાય નહિ તેમના મનમાં માત્ર એકજ ભાવના ઉત્પન્ન થયાં કરતી કે તે બિચારી જવામા રાજી નથી અરે! તે અબળાને કેવુ દુ ખ થાય છે, તેને શી રીતે કલકત્તે લઇ જાઉં ?

આજ સવારે શિવદત્ત સરદારની હાલત જોઈને પણ તેમના મન અને વિશ્વાસને એક મોટો આઘાત લાગ્યો છે કદાચ માલતીનો પોતાના પર પ્રેમ હશે તેથીજ તે વિવાહ પ્રબંધ તોડવાનો પ્રસ્તાવ સાંભળી આટલી વ્યાકુલ થઈ છે ! વિવાહ થયા પહેલાં જો પ્રેમનો ઉદ્ભવ નથી થતો તો પછી તે થવો અસભવ છે—આવી ધારણા જે વસન્તના મનમા દૃઢ થઇ ગઇ હતી તે કાંઇક શિથિલ થઈ ગઈ છે. આ ધારણાની સત્યતામા કાંઇક સંદેહ ઉપસ્થિત થયો છે

સન્ધ્યા સમયે તેમનો એક નાનો ભત્રીજો તેમના હાથમા એક કવર મૂકી ભાગી ગયો તે કવર ગુંદરથી ચોંટાડેલું હતું. તેના પર કોઈનું નામ નહોતુ તેની અંદર એક ચિઠ્ઠી હતી વસન્તે ચીઠ્ઠી કાઢી લીધી. તે નીચે મુજબ હતી.

"પ્રિયતમ,

"આપ મને જ્યાં લઇ જશો ત્યાં આવવા તૈયાર છું. જે દિવસે, જે ઘડીએ ચાલ-"વાનું કહેશો, તેજ વખતે આવવા તૈયાર છુ આજ રાત્રે આપને મળી શકીશ નહિ, તે માટે ક્ષમા કરજો.

"આપની ચરણાશ્રિતા દાસી–
"માલતી."

પત્ર વાંચી વસન્ત વારંવાર આશ્ચર્યના સાગરમાં ગોથા ખાવા લાગ્યા. આવવા તૈયાર છે? જણાય છે કે તે હવે મારી સાથેનો વિવાહ સંબંધ તોડવા ગજી છે. શું હવે તેને શોક નહિ થતો હોય?

વસન્તે વારંવાર કેટલીક લીટીઓને વાંચી. જો તેના મનમાં સંબંધ તોડવાનું દુઃખ નથી તો જરૂર તે મને ચાહતી નહિ હોય પણ વળી તેણે લખ્યું છે "પ્રિયતમ"–"ચરણાશ્રિતા દાસી" આનો અર્થ શો? વિચાર કરતાં તેઓ એજ નિશ્ચય પર આવ્યા કે એ એક લખવાની રીત છે. તેનો કંઇ વિશેષ અર્થ નથી. પરંતુ આ વાતનો વિચાર કરતાંજ તેમના હૃદયમાં એક–મહા દુઃખનો આઘાત થયો.

થોડીજ વારમાં આઘાતની અસર જતી રહી. તેઓએ ધીરજ ધારી હૃદયને પૂછ્યું. "તે તને ચાહે કે ન ચાહે, તેમાં તારૂં શું?" હૃદયે જવાબ આપ્યો. "કાંઇ નહિ. તે માટે મને કાંઇ હર્ષ શોક નથી." વસન્તે પાર્વતીની માનસિક મૂર્તિને ઘણા આગ્રહ સહિત મન સ્થિર રાખી. પાર્વતીના પ્રેમનું સ્મરણ કરી માલતીની મમતા ભૂલી ગયા તેઓએ હવે વિલંબ કરવો ઉચિત ન ધારી બીજેજ દિવસે માલતીને સાથે લઇ કલકત્તે જવાનો નિશ્ચય કર્યો વિચાર કર્યો કે "કાલે રાત્રે એક વાગે અહિંથી ચૂપચાપ નીકળવું. રત્નપુર અહીંથી ચાર માઈલ દૂર છે, ત્યાં સુધી પગે જઇશું, ત્યાંથી ગાડીની ગાડી કરી લઇશું. તારકેશ્વર થઇ સ્ટેશને જતાં આઠ ગાઉ અને પ્રહ્લાદપુર થઇ જતા અગ્યાર ગાઉ થશે. પ્રહલાદપુર થઇને જવું ઠીક છે તે રસ્તે જવાથી રસ્તામાં ગામની કોઇપણ વ્યક્તિની મુલાકાત થવાનો સંભવ નથી. કંઈક વધારે ચાલવું પડશે અને વિલંબ થશે એટલુંજ ને બીજું શું?" વસન્તકુમાર આખી રાત આજ વિચારતા રહ્યા એકવાર પણ આખ મિંચાઇ નહિં. ભવિષ્યના સંબંધમાં જાતજાતની ચિંતાઓથી તેમનું મન ઘભરાતું હતું. બીજે દિવસે ઉઠતા વારજ તેનણે માલતીને ચીઠ્ઠી લખી–

"પ્યારી બ્હેન,

"આજ રાત્રે એક વાગે નીકળવું પડશે. તે સમયે તું મારી ઓરડીમા છાનીમાની "ચાલી આવજે. પહેરવાના વસ્ત્ર સિવાય બીજું કાંઈ સાથે લેવાની જરૂર નથી. –

"શ્રી વસન્તકુમાર."

તેજ રાત્રે એક વાગે વસન્ત પોતાની સ્ત્રીની ચોરી કરીને નાશી ગયા.

(૪).

બીજે દિવસે બપોરે બાર વાગે જ્યારે વસન્તકુમાર માલતીની સાથે ગાડીમાંથી ઉતર્યાં ત્યારે તડકો ઘણો સખત હતો. બેઉ પરસેવાથી ભીંજાઇ ગયાં હતાં. બળદની ગાડીનું ભાડું ચૂકાવી વસન્ત એક દુકાનમાં ગયા. દુકાનદારે અભ્યર્થનાપૂર્વક તેમને બેસવા માટે ચટાઇ આપી. એક દાસી આવી માલતીને પડદાની અંદર, જ્યાં સ્ત્રીઓને બેસવાની જગ્યા હતી, ત્યાં લઇ ગઇ.

તે ઘરની પછવાડે એક તળાવ હતું, તેનું જળ ઘણું સ્વચ્છ હતું. માલતી ગરમીથી ઘણી અકળાઇ ગઇ હતી, તરસથી પ્રાણ કંઠગત થઇ રહ્યા હતા. દાસીને બજારમાં કંઇક ખોરાક લાવવા મોકલી પોતે તળાવમાં સ્નાન કરવા ગઇ, હજી સુધી તે સારી પેઠે ઠંડી થઇ નહોતી, તેના શરીરનો પરસેવો હજી તો સુકાયો નહોતો તેટલામાં તે આમ તડકામાંથી આવી પાણીમાં ધસી પડી. જ્યાં સુધી દાસી પાછી ન આવી ત્યાં સુધી લગભગ અરધા કલાક સુધી તે પાણીમાંજ પડી રહી. દાસીના આવ્યા પછી તેણે શરીર લૂછી કપડા બદલાવી તરત રસોઇ ચઢાવી દીધી. આ બદપરહેજીનું ફળ મળવામાં વિલંબ થયો નહિ. રસોઇ તૈયાર થઇ રહે તે પહેલાંજ માલતીને તાવ ચઢી આવ્યો.

વસન્ત સ્નાન કરી, કાંઇક નાસ્તો ખાઇ ટ્રેન વિષે ખબર મેળવવા સ્ટેશને ગયા હતા. શિશિરકુમારને તાર પણ મોકલવાનો હતો. પાછા આવતા તેઓએ આવી હાલત જોઇ. માલતીના શરીરપર હાથ મૂક્યો તો જણાયું કે તાવની ગરમીથી તેનું શરીર ધગધગી રહ્યું હતું. બેઉ આંખો હિંગળા જેવી લાલ થઇ ગઇ હતી, ટાઢથી હાથપગ થરથર ધ્રુજતા હતા. સાથે બીછાનું નહોતું, નહોતા તકીઆ કે નહોતા અધિક કપડાં! માલતી શું પાથરે અને શું ઓઢે? તે બીચારી અનાથિનીની પેઠે બેઠી બેઠી ધ્રુજે છે.

વસન્ત—"જરા ધીરજ ધર. હું હમણા એક ધુંસો માગી લાવી તને બીછાની આપુંછું."

માલતી—"આપ પ્રથમ ભોજન કરી લ્યો, આપને રસોઇ પીરસી લઇશ પછી હું સૂઇશ."

વસન્ત—"નહિ નહિ, હમણા રસોઇ પીરસવાની જરૂર નથી. તારી આવી દયાજનક દશામા મારાથી કાંઇ ખવાશે નહિ."

માલતી ધ્રુજતાં ધ્રુજતાં બોલી. "મને તાવ આવ્યો તો આવ્યો, તેથી આમ શું અપવાસ કરશો? બે દિવસની હાડમારીથી તમે સુકાઇને અર્ધા થઇ ગયા છો."

વસન્ત દુકાનદાર પાસેથી બે ત્રણ ધુંસા અને તકીઆ માગી લાવ્યા. તેઓએ પોતાને હાથે જલદી જલદી બીછાનું પાથરી માલતીને સૂવાનું કહ્યું.

માલતીએ કહ્યું—"એમ ન થાય. જ્યાં સુધી આપ કાંઇ ખાશો નહિ ત્યાં સુધી હું નહિ સુઇ શકું."

વસન્તે આ પર ધ્યાન આપ્યું નહિ. માલતીને ઘણો આગ્રહ કરી સુવાડી. બીછાનામાં સૂતાં સૂતાં માલતીએ બે ત્રણ વાર કહ્યું. "તમે તમારે હાથે પીરસી ભોજન કરી લ્યો. રસોઇ ઠંડી થઇ જશે તો ખાવી ભાવશે નહિ." તે પછી તેનામાં વધારે આગ્રહ કરવાની શક્તિ રહી નહિ. તે તાવના પ્રબળ જોરથી ધીમે ધીમે બેભાન થઇ ગઇ.

(૫).

ત્રણ દિવસ પછી માલતી શુદ્ધિમાં આવી. જ્યારે તેણે આંખો ઉઘાડી જોયુ ત્યારે જણાયુ કે તેના સ્વામી તેના ઓછાના આગળ બેઠા છે.

વસન્તે પૂછ્યુ "કહે માલતી! હવે તબીયત કેવી છે?"

માલતી—"સારી છે, આપે ભોજન કર્યુ?" આ પૂછતી વખતે તેણે આમતેમ નજર ફેરવી તો જણાયું કે આ દુકાન નથી પણ એક ઓરડો છે. તે એક ખાટલા પર સૂતી છે એમ પણ તેને જણાયું. તેણે ચકિત થઇ પૂછ્યું "આ શું? હું ક્યાં છું?"

વસન્ત—"તને આમ બોલતી સાંભળીશ, એવો ભરોસો નહોતો. ત્રણ દિવસ પછી આજ તારી આંખો ખુલી છે. તું એક જમીનદારના ઘરમાં છે."

માલતી—"હે! ત્રણ દિવસ?"

વસન્ત—"હા, માલતી, ત્રણ દિવસથી તુ બેભાન પડી છે. તું જીવતી રહીશ તો હું મારો આ પરિશ્રમ સાર્થક થએલો સમજીશ."

માલતી થોડીકવાર ચૂપ રહી પછી ધીરે સ્વરે બોલી. "હું આપને એક વાત કહેવા માગું છું."

વસન્તે ગભરાઇને પૂછ્યું—"શી વાત?"

માલતી—"મારી સારવાર કરવી છોડી દ્યો."

આ સાભળી વસન્તની આંખોમા આસુ ભરાઇ આવ્યા. તેમણે કહ્યુ. "તુ શુ કહે છે? તુ જલદી સાજી થઇશ તું કોઇ પણ પ્રકારની આશંકા કર નહિ."

માલતીના ઉભય ઓષ્ઠ કંપી ઉઠયા. તે અશ્રુ ભર્યા નયને વસન્ત તરફ જોઇ બોલી. "હું જીવીને શુ કરીશ? મારૂં ન જીવવુંજ સારૂં છે."

વસન્ત—"તને સંસાર પર આટલો વૈરાગ્ય કેમ ઉત્પન્ન થયો છે? હું તને સંસાર ત્યાગ કરવા દઇશ નહિ, રોકી રાખીશ."

માલતી—"મને રોકી આપ શુ કરશો?"

વસન્તે કોમળ સ્વરે કહ્યુઃ "માલતી! હું તને ચાહીશ."

રોગીણીનું ખાલી મસ્તક ચિન્તાથી ફરવા લાગ્યુ. તે આંખો મીંચી સૂઇ ગઇ.

થોડીવાર પછી ડાક્ટર આવ્યા. વસન્તે પ્રસન્નમુખે તેમને નમસ્કાર કરી કહ્યું. બપોરની દવાથી સારો ફાયદો થયો છે. જરા ભાન આવ્યું છે. હમણાંજ થોડા વખત અગાઉ તેણે વાત કરી હતી."

ડાક્ટરે કહ્યુઃ "ત્યારે હવે કાઇ ચિન્તા જેવું નથી. આ તાવને તો હું બે દિવસમા ઉતારી દઇશ. પણ તમે તમારો જીવ શા માટે આપો છો! ત્રણ દિવસ થયા આપે એક કણી પણ મોંમાં નાંખી નથી. એક આસને અહીં બેઠા તે બેઠાજ છો. તે બધું શું ઓછું વિકટ છે! આપના જેવા અનુકુળ પ્રેમી પતિ મેં ઘણાજ ઓછા જોયા છે."

વસન્તે મનમાંને મનમાંજ કહ્યું: "ઘણા ચોકા ? બરાબર છે !" પછી ઉચ્ચ સ્વરે કહ્યું. "મારી સ્ત્રી છે એ ખ્યાલથી નહિ પણ હું સ્વભાવતઃજ એમ કરૂં છું. પણ આપે જે દયાળુતા બતાવી છે તેનાં વખાણ થઇ શકે એમ નથી."

ડાક્ટર પોતાની પ્રશંસાથી સંકુચિત થઇ બોલ્યા.—

"મેં તો આપના ઉપર કાંઇ વિશેષ ઉપકાર નથી કીધો જે કાંઇ કીધું છે તે મારૂં કર્તવ્યજ છે. એ મારી વૃત્તિ છે અને એથીજ મારી જીવિકા ચાલે છે."

વસન્ત—"પણ આપે જો આ જાગીરદાર મહાશયને કહી બગીચામાંનું આ મકાન ન અપાવ્યું હોત તો દુકાનની ઉઘાડી જગ્યામાં ધુંસાપર સૂઇ મારી સ્ત્રી કેટલા દિવસ જીવત ?"

ડાક્ટરે આ વિષય ફેરવી નાખી બીજી આડીઅવળી વાતો શરૂ કીધી. તે પછી દવા તથા ખોરાક વિગેરે બાબતમાં સૂચના આપી તેઓ ચાલ્યા ગયા.

તેજ દિવસે દશ વાગે રાત્રે માલતીનો તાવ ઉતરી ગયો. તે આખી રાત નિરાંતે ઉંઘી ગઇ તેની પડખે વસન્ત પણ આજ સ્વસ્થ થઇ ખૂબ ગાઢી નિદ્રામાં નિમગ્ન થઈ સૂઇ રહ્યા.

(૬).

બીજે દિવસે સવારે જ્યારે ડાક્ટર આવ્યા ત્યારે તેમને જોઈ માલતીએ માથા પર કપડું ઓઢી લીધું. તાવ ઉતરી ગયાની વાત સાંભળી તેઓ ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા: "હવે કાંઈ વાંધો નથી. હવે જેમ બને તેમ તેને પ્રસન્ન રાખવાની ચેષ્ટા કરો, કારણ કે ચિત્તમાં ચિન્તા અથવા ક્રોધનો સમાવેશ થતાજ ફરી તાવ ચઢી આવવાનો સંભવ છે."

ડાક્ટર આટલી સૂચના આપી ચાલ્યા ગયા. વસન્તે માલતીને નિયમિત ઔષધ અને પથ્ય પાણી દીધાં. તે પછી ઉભય વચ્ચે વાતચીત શરૂ થઇ.

માલતી—"તમે આટલા દિવસ સુધી શું ખાધું તે જણાયું નહિ"

વસન્ત—"ડાક્ટરને ઘેરથી ખાવાની સામગ્રી આવતી હતી"

માલતી—"ત્યારે આપનો ચહેરો આવો કેમ થઇ ગયો ? હાય ! તમે તદ્દન સુકાઈ ગયા છો. હુંજ આપના આ સર્વ દુઃખોનું મૂળ છું. આ તુચ્છ દાસીને માટે તમે તમારે માથે આટલું દુઃખ શા માટે લીધું ?"

વસન્તે વિનોદમાં જવાબ આપ્યો "હું માંદો હોત તો મારે માટે તું પણ દુઃખ ન વેઠત કે ?"

માલતી શય્યા તરફ જોઇ ધીરે ધીરે બોલી—"ઇશ્વર ન કરે તમે કદી બીમાર થાઓ. તમે બીમાર થવાના વિચારજ ! ન કરો."

વસન્તે માલતીનો હાથ પકડી આદરપૂર્વક કહ્યું "ભાવના નથી કરતો, કદિ દેવ ઇચ્છાથી માંદો પડી જાઉં ત્યારની વાત હું પૂછું છું"

માલતી—"ત્યારે જ્યાં સુધી મારાથી બનશે ત્યાં સુધી આપની સેવા કરીશ."

વસન્ત—"શા માટે સેવા કરીશ ?"

ચાણાક્ય પંડિતનો આ ઉપદેશ બરાબર છે કે—

घृतकुम्भसमा नारी तप्ताङ्गारसमः पुमान ।
तस्माद् घृतं च कुम्भं च नैकत्र स्थापयेद् बुधः ॥

યુવાન અને યુવતીના એકત્ર વાસનું પરિણામ સારૂં આવતું નથી વિશેષ ...ી પુરૂષ વચ્ચે યદિ પતિ-પત્નિનો સબંધ હોય તો પછી કોઈ રીતે રક્ષા થઇ શકતી નથી.

માલતી મંદ મંદ હસતાં બોલી–"તો આપ એકવાર ગંગામાં આત્મ સમર્પણ કેમ નથી કરી દેતા ?"

વસન્ત કાંઇ પણ જવાબ આપ્યા વિના સ્ત્રીના મુખ તરફ જોવા લાગ્યા.

"પાર્વતી !" માલતીએ કોમળ સ્વરથી કહ્યું "પાર્વતી ! તુ મારા સ્વામીને ... થી પ્રેમજાળમાં ફસાવવા ઇચ્છે છે. મારૂં ચાલે। કલકત્તે, પછી તને જોવાશે."

વસન્ત—"હવે હું કલકત્તે જનાર નથી હુ પશ્ચિમ તરફ મુસાફરી કરીશ. તુ જરા સાજી થઇ જા પછી વાત."

માલતીએ જાણે આ વાત સાંભળીજ નહિ તેણે પુછ્યું "મારું કહો, પાર્વતી આપને બહુ ચહાય છે ? ત્યારે તો તેને ઘણું દુઃખ થશે ?"

વસન્ત—"તે મને ચાહે છે કે નહિ તે તેજ જાણે અથવા ઇશ્વર જાણે"

માલતી—"આપે એ વિષયમાં તેને કદી કાંઇ પૂછ્યું નહિ હોય ?"

વસન્ત—"ના, તેની સાથે એ વિષયની વાતચીત કદી પણ થઈ નથી"

માલતી—"આપ તેને ચાહો છો એ તો એ જાણતી હશે."

વસન્ત—"કેમ જાણે ?"

માલતીએ ગ્લાનિપૂર્વક કહ્યું "એ ન જાણે અને, પણ આપતો તેને ...થી પણ વધુ ચાહો છો."

વસન્ત—"જો હું તેને હૃદયથી ચાહતો હોત તો તું આટલી જલદી મારા હૃદયપર પૂર્ણરૂપે અધિકાર ન જમાવી શકત. એથી સાબિત થાય છે કે મારો તેનાપર ખરો પ્રેમ નહોતો કેવળ આખનોજ અનુરાગ હતો, હાર્દિક પ્રીતિ નહોતી તેની વિદ્યા, બુદ્ધિ અને વિનીત વ્યવહાર આદિ ગુણોએજ મને મોહિત કીધો હતો. સાચું પૂછાવ તો પ્રેમ શી વસ્તુ છે એ હુ પહેલા જાણતોજ નહોતો."

બે દિવસ પછી માલતીને ખોરાકની છૂટ મળી આ બે દિવસ તેમના એકના બન્ને આનંદમાં ગયા

વસન્તકુમાર તે સાંજે ડાકટરને ત્યાં જઈ બીજા દિવસની સવારની ગાડી મા ફરે ... એવો સર્વ પ્રબન્ધ નક્કિ થઇ ગયો હતો.

સૂર્યાસ્ત થયા પછી વસન્તકુમારને ડાક્ટરની મારફત શિશિરકુમારે મોકલેલો એક પત્ર મળ્યો.

## ब्रह्मकृपा हि केवलम्

કલકત્તા, તા. ૨૫ મી જેઠ, મંગળવાર.

"પ્રિય બન્ધુવર,

"હું બ્હેન માલતીના બીમાર પડવાની ખબર સાંભળી ઘણો દુઃખિત થયો. ઇશ્વર તેને શીઘ્ર આરોગ્ય પ્રદાન કરે.

આજ તને એક દુઃખની ખબર મોકલતાં મને ઘણો ખેદ થાય છે. નિસંદેહ એ ખબર સાંભળી તારા હૃદયને જબરો આઘાત લાગશે. તે માટે પ્રથમથી છાતી કઠણ રાખ. તેં મને અનેકવાર કહ્યું હતું અને તને પૂરો ભરોસો હતો કે પાર્વતી તને હૃદયથી ચાહે છે. મારી પણ એજ ધારણા હતી. પણ કાલે સાંજે–એ વાત નિર્મૂળ થઇ ગઇ. સાંભળ્યું છે કે ચન્દ્રશેખરની સાથે પાર્વતીના વિવાહની વાત સ્થિર થઇ ગઈ. તે સિવાય એ પણ સાંભળ્યું છે કે તેઓ ઉભય બે વર્ષ થયાં પ્રણય સૂત્રથી બંધાયેલાં હતાં પ્રેમનો રંગ–ચાળો થતાં વાત ખુલ્લી થઈ ગઇ. પાર્વતીના કોમળ વ્યવહારથી તેં ધારી લીધું હતું કે તેનો તારાપર હાર્દિક–અનુરાગ છે, એ તારી ભૂલ હતી.

આ દારૂણ શોક સંવાદ સાંભળી તારી શી દશા થશે તે હું કહી શકતો નથી, હવે તું શું કરીશ તેની મને ઘણી ચિન્તા લાગી છે. શું તું હવે કલકત્તે આવીશ? જો ચાર પાંચ દિવસમાં માલતી બહેનને સારી પેઠે આરામ થઈ જાય તો તું આવી શકે, ત્યાં સુધી રાજા સાહેબવાળી પેલી જગ્યા બીજા કોઇને મળી નહિ શકે. પણ મારી સલાહ એ છે કે તું માલતી બહેનને ઘેર મોકલાવી દઇ હીમાલયના કોઈ ગુપ્ત સ્થાનમાં જઇ તપસ્યા અને બ્રહ્મોપાસના દ્વારા અન્તઃકરણને શુદ્ધ અને શાન્ત કરવાની ચેષ્ટા કર.

ભવદીય–

"શ્રી શિશિરકુમાર ચન્દ્ર."

વસન્તે એક પ્રહર રાત્રી વીતતાં ડાકટરને ઘેરથી પાછાં વળી શિશિરનો પત્ર માલતીને બતાવ્યો. માલતી પત્ર વાંચી હસીને બોલી. "ત્યારે હવે પાર્વતીપર મારી ઈર્ષા રહી નથી. મુંગેર ન જતાં કલકત્તે ચાલો તો આપણે પાર્વતીના વિવાહ પણ જોઇએ."

વસન્ત—"હા, એમજ કરીએ. કલકત્તેજ ચાલો. મુંગેર જવામાં મારો એક બીજો ઉદ્દેશ હતો, તે એ કે મને ભૂલવાનો પાર્વતીને અવસર મળે."

આ સાંભળી માલતીને ઘણી ગ્લાનિ થઈ. તેણે કહ્યું: "તો તેજ સમયે તમે તમારા મનની વાત મને ખોલીને કેમ ન કહી? તમે તો કહેતા હતા કે તારા શરીરના આરોગ્યાર્થે તને સાથે લઇ પશ્ચિમ તરફ જાઉં છું."

બહાર આંબાની ડાળપર એક કોયલ બેઠી હતી. જણાય છે કે તે મનુષ્યની ભાષા–સમજતી હતી. માલતીની આ વાત સાંભળી તે ઘણી ખુશ થઇ. તેથીજ તે વારંવાર પંચમ રાગ આલાપવા લાગી. વસન્તે પોતાની વિવાહિતાને વારંવાર છાતીએ લગાવી કહ્યું: "નહિ નહિ, એમ નથી, તારાથી મેં કંઇ જુદાઈ નથી. તું મારી અને હું તારો છું."

પરિણ

# પત્નીનો સ્વાર્થત્યાગ.

(મરાઠી ઉપરથી.)

લેખક—રા. રા. પુનમચંદ કેશવલાલ શાહ. (બી. એ )

પાર્વતી મરણપથારી પર પડી હતી, સર્વ જણે તેના જીવનની આશા પણ મુકી દીધી હતી, પરંતુ વડીલોના આશીર્વાદને લીધે તે બચવા પામી, છતાં તે હમેશ માટે પાંગળી રહી ગઇ. આ ખોડ મટાડવા સારૂ ઘણા ઓસડવેસડ કર્યાં તથા બાધા આખડીઓ રાખી તેમજ લેપ પણ લગાડ્યા, પરંતુ કશોપણ ફાયદો માલમ પડ્યો નહિ.

પરંતુ, આ ખોડનું પ્રભુ-કૃપાથી એક સારૂં ફળ મળ્યું. તેના લગ્ન દિવસથીજ બેચારી-બેચારીમાં ઘણોજ કલેશ ચાલતો હતો તેનો હવે અંત આવ્યો. પાર્વતીની સાસરવાગ અને પક્ષે એકત્ર થઇ ફરી અને તે બન્ને કુટુંબ હવે સંપ તથા સમજુતીથી રહેવા લાગ્યા.

પોતાની ઝળકતી જુવાનીમાં આવેલી આ વિચિત્ર ખોડને લીધે પાર્વતી બેઠી ઘર ચલાવા લાગી અને ઘરનાં બોજાને પોતે ભારે ન પડે એવી પરમેશ્વરની એક ચિત્તથી પ્રાર્થના કરવા લાગી

પાડોશમાં રહેનારી કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ પાર્વતીની પાસે આવી ને સાસુને કહતી કે, "હવે તું શંકરરાવ (પાર્વતીના પતિ) ના ફરી લગ્ન કર આ તારી વહુ છે તે નહિ સરખીજ છે"

સાસું જવાબ આપતી "મારી વહુ પાર્વતી પહેલાં આવી નહોતી. શંકરરાવનું નસીબ! તે બીચારીને શરીરની ખોડ તો છે વળી શોકયનું દુખ શા માટે ઉમેરૂં?"

આ સાંભળી મળવા આવનારી સ્ત્રીઓ ઘણીજ ગુસ્સે થઈ અને બોલવા લાગતી: "અરે, એવા સોના સરખા દીકરાને તે આવી પાંગળી થયેલી વહુ શોભે છે? તને તેની જરા પણ દરકાર નથી? હશે, તારી મરજી!"

સાસુ કપાળે હાથ દઇ કહેતી "મારૂં નસીબ! મારી વહુ પહેલા ઘણીજ સુંદર હતી, અને તેને જરાપણ ખોડ નહોતી. હમારૂં નસીબ કે તેને આટલી ખોડ રહી પણ એ જીવી એજ ભગવાનની દયા."

પાર્વતી આ સઘળું સાંભળતી તેમજ સમજતી હતી પરંતુ આ સંબંધી તેણે પતિ દેવ આગળ કંઇ પણ કહ્યું નહિ. ઘરકામ પર હવે તેણે ઘણીજ સારી દેખરેખ રાખવા માંડી. મનમાં વિચારવા લાગી કે "હું હવે નિરૂપયોગી જેવી છું, માટે મારે વડીલોની સારી સેવા કરવી જોઇએ. આળસુની માફક બેસી રહેવુ એ મને પરવડે નહિ અને એથી મારા પર પરમેશ્વર રાજી રહે નહિ." આ પ્રમાણે વિચાર કરી ઘરકામમાં મચ્યા રહી તેણે પોતાના દુઃખના દિવસ સુખમય કર્યાં. તેણે પોતાનું મન તથા મુખ પ્રફુલ્લિત રાખ્યું અને પોતાના શારીરિક દુઃખની જરા પણ દરકાર કરી નહિ.

થોડા દિવસ વીત્યા પછી પાર્વતીના સસરા તાવની બીમારીને લીધે ગુજરી ગયા, અને તેમના મરણ પછી સંસાર વહેવારનો સર્વ ભાર શંકરરાવ પર પડયો. પાર્વતીની ખાત્રી હતી કે પતિદેવથી હવે સંસાર વહેવાર સારી રીતે ચલાવી શકાશે નહિ કારણ કે તેનનામાં વ્યવહારિક જ્ઞાનની ખામી હતી આ કારણને લીધે હવે શંકરરાવનુ મુખ કરમાવા લાગ્યુ તેની પ્રફુલ્લતા જતી રહી અને ગભીરતા વધી પાર્વતીને હવે દુખ લાગવા માડ્યુ પોતાના સ્વામીનું મુખારવિંદ નિસ્તેજ તથા તેમનું મન વ્યગ્ર રહેવાથી પાર્વતીને હવે ચેન પડયુ નહિ અને પોતાના સ્વામીના દુખના દિવસોનો ઝટ અત આવે એમ તે પરમેશ્વર પાસે ખન દિલથી પ્રાર્થના કરવા લાગી

એટલામા એક બીજુ દુખ આવી પડયુ. સાસરાના મરણ પછી એક વર્ષ શંકરરાવે પોતાનું લગ્ન પાડોશમાં રહેના ભિવકરની પુત્રી મથુરા વેરે કર્યું જે કાર્યને માટે સાસુએ પહેલેથીજ ના પાડી હતી, અને જેને માટ તે વખતે શંકરરાવ પણ રાજી નહોતો, તે કામ હવે સ્વતત્ર થયા પછી પોતાની માના મત વિરૂદ્ધ જઈ તેણે કર્યું મથુરા સુશિક્ષિત અને સુંદર હતી સ્વાર્થત્યાગી પાર્વતીએ આ બાબત કઇ પણ દુખ મ્હો ઉપર આણ્યુ નહિ મન મથુરા પતિદેવની સર્વ રીતે એક આનાવિતા બને એમ આશીર્વાદ દીધો

* * * * *

પતિદેવના સહવાસમાથી દૂર થવાને લીધે હવે પાર્વતીનુ મન વધારે વ્યગ્ર રહેવા લાગ્યુ. જે દુખને પતિની શીતળ અને પ્રેમાળ છાયા નીચે તેણે જરા પણ ગણ્યુ નહોતુ તે દુખ હવે તેને ઘણુંજ સાલવા લાગ્યુ. અને આ નિરાશામા દિલાસો લેવાના હેતુથી તેણે પીયેર જવાનું યોગ્ય ધાર્યું એથી તેણે સાસુને વિનતિ કરી કે "ઘણા દિવસ થયાં હુ મારી માને મળી નથી માટે મને ત્યા જવાનું મન થયુ છે તો તમે મને ત્યા મોકલવાની વ્યવસ્થા કરશો તો મોટો ઉપકાર થશે" સાસુ પણ વિચારમા પડી, કારણ કે તેનાથી પાર્વતીને મોકલવાની વ્યવસ્થા થઇ શકે તેમ નહોતુ. પણ આજ વખતે અચાનક પાર્વતીના પિતા તેને લેવા સારૂ ત્યા આવી પહોંચ્યા પીયેર જતી વેળા તે પતિદેવને મળવા સારૂ ગઇ પરંતુ તેનો કંઠ રૂંધાઈ ગયો અને કઇ બોલાયુ નહિ શંકરરાવની પણ તેવીજ સ્થિતિ થઇ, છેવટે હિંમત રાખીને પાર્વતીએ વિનતિ કરી "વખતો વખત તમારા કુશળ સમાચાર કહેવડાવજો. મને સઘળાગી વિસરી જશો નહિ."

હવે પતિદેવે ગદ્‌ગદિત કંઠે જવાબ દીધો "તુ રીસાઇ જાય છે કે શુ? મને ખાત્રી છે કે આ કામમા હુ અપરાધી હોવાથી તું જતી રહે છે પણ તુ મારા તરફ બેદરકાર થઇશ નહિ હો"

પાર્વતી બોલી "નહિ રીસ કોના ઉપર અને શા માટે? તમે મારો ત્યાગ કર્યો નથી તો હુ શી રીતે ખોટુ લગાડી શકુ?" આગળ બોલાયુ નહિ અને પતિ પત્ની છુટા પડયા

સાસુની રજા માગતી વખત પણ પાર્વતીની આખમા આંસુ આવ્યા અને તે તેમજ સાસુ કંઇ પણ બોલી શક્યા નહિ.

પીયેર પણ પાર્વતીને ઠીક લાગ્યું નહિ. બાળપણની સહીયરો તેમજ બેન તેને નીરસ લાગવા માંડ્યાં. પતિદેવનું વારંવાર સ્મરણ કરવા માંડ્યું અને જેમ તેમ દિવસ કાઢવા માંડ્યા.

ગંગાનગરના બીજીવારના લગ્નની હકીકત સાંભળી પાર્વતીની મા જે ઘણા તીખા સ્વભાવની હતી, તેણે તો વેવાણ તથા જમાઈ ઉપર પણ ગાળોનો વરસાદ વરસાવવા માંડ્યો અને હવે પછી પહેલાંનો અણુમનાવ તાજો શરૂ થયો. સાસુએ એક વખત પાર્વતીને તેડવા મોકલ્યું, પરંતુ તેને માએ તેડવા આવનારને ગાળાગાળીથી વીંધીને પાછો વિદાય કર્યો. પછી પાર્વતીથી સાસરે જવા સંબંધી માતા આગળ વાત પણ થઈ શકી નહિ. આ પ્રમાણે બે વર્ષ વહી ગયાં. માસરીઆએ પાર્વતીનું વિસ્મરણ કરવા માંડ્યું અને પીયેરમાંય તેને રહેવું દુરસ્ત લાગ્યું નહિ. પરંતુ બાપાએ પોતાને ત્યાં રહેવાનો ઘણો આગ્રહ કર્યો એટલે પાર્વતીથી ના પડાઈ નહિ.

એક દિવસ મધ્યાહ્નકાળે પાર્વતી રામાયણ વાંચતી હતી, તે પુસ્તક તેને ઘણુંજ પસંદ હતું. તે વખતે પાર્વતી સીતાદેવીની અશોક વાટિકામાંની સ્થિતિ સંબંધી હૃદયભેદક પ્રસંગ વાંચતી હતી. વાંચતાં વાંચતાં તેની આંખોમાંથી ચોધાર આંસુ પડતાં હતાં. આખરે નેત્રો સજળ થવાને લીધે તેનાથી આગળ વંચાયું નહિ. એટલે તેણે પોથી બાંધીને વેગળી મૂકી. એટલામાં દાસીએ એક પત્ર તેના હાથમાં મૂક્યો અને ત્યાં આગળ દીવો મુકીને તે ચાલી ગઈ. પાર્વતીએ વિચાર કર્યો "મને પત્ર કોણે લખ્યો હશે?—અક્ષર તદ્દન અજાણ્યા જેવા છે." પછી તેણે તે ઉઘાડીને જોયો એટલે માલૂમ પડ્યું કે તે પોતાની સાસુએ લખેલો હતો. તેમાં પહેલી ચાર પાંચ સાધારણ વિવેકની લીટીઓ પછી નીચે પ્રમાણે લખ્યું હતું.—"દીકરી, હવે મને સંસારનો કંટાળો આવ્યો છે. માટે મેં કાશી-યાત્રા કરવાનું નક્કી કર્યું છે. તો તું મારી છેવટની એક માગણી કબુલ કર. આ મહિનાની આખરે હું જવાની છું માટે તે પહેલાં મને એક વખત આવીને મળી જા." આ ઉપરથી પાર્વતીએ વધારે વિચાર કરવાનું શરૂ કર્યું. "અરે, પ્રેમાળ અને સાત્વિક તથા રાગ દ્વેષ વગરની મારી સાસુને એટલીજ થોડી વખતમાં સંસારનો કંટાળો શા કારણથી આવ્યો હશે? ગમે તેમ હો, પણ તેમની છેવટની ઇચ્છા પુરી કરવી એ મારૂં કર્તવ્ય છે. માટે મારે ત્યાં જવુંજ જોઈએ." તેણે તરતજ માબાપની પરવાનગી લીધી અને બીજે દિવસેજ સાસરે જવા નીકળી. ત્યાં પહોંચી તે વખતે મધ્યાહ્નકાળ થયો હતો. ઘરમાં જ્યાંને ત્યાં જ્યાં જુએ ત્યાં ત્યાં ગંભીર શાંતિ પ્રસરેલી હતી. સાસુજી પાછલે દરવાજે "હરિ! હરિ!" નો જાપ જપતાં બેઠાં હતાં. દરવાજા પર પગનો અવાજ થયો એટલે તેમણે આંખો ઉઘાડીને પ્રશ્ન કર્યો. "બહાર કોણ આવ્યું છે?" પાર્વતીની સાથે આવેલો નોકર આગળ આવ્યો અને તેણે પાર્વતી આવ્યાના સમાચાર કહ્યા. સાસુજીને ઘણોજ હર્ષ થયો. તેણે પાર્વતીને અંદર બોલાવી. પાર્વતી પગે લાગી, તે વખત તેને હર્ષનાં આંસુ આવ્યાં. સાસુજીનાં આંસુનો તે આંસુમાં ઉમેરો થયો. સાસુએ પાર્વતીને ઉભી કરી, અને બન્ને એક બીજાને પ્રેમથી ભેટી પડ્યાં.

* * * * *

પાર્વતી સાસરે બે વર્ષ પછી આવી હતી, પરંતુ તે સમયમાં ઘરમાં ચમત્કારિક ફેર

ખાર થયેલો માલુમ પડતો હતો. મથુરાની સારી વ્યવસ્થાને લીધે જે ઘર પ્રકાશમાન અને સુંદર રહેતું હતું તે હવે નિસ્તેજ અને અવ્યવસ્થિત થઈ ગયું હતું. બાગમાં રોપેલાં પુતળાં ઝાડ તદ્દન સુકાઈ ગયા હતા. પતિદેવના દર્શન પણ દુર્લભ હતા. પોતાની ગેરહાજરીમાં મથુરાને પેટે એક પુત્રી રત્ન જન્મ્યુ હતું, એ બાબત પાર્વતીને પહેલાં જરા પણ ખબર થઈ નહોતી. તે પુત્રી—ચંપા રમુજી તથા આનંદી હતી, અને એટલેજ આનંદ ઘરનાં દેખાતો હતો. મથુરાનો સ્વભાવ પ્રેમાળ હતો તેમજ ચંપા પણ ખુશીથી સર્વ પાસે જતી હતી. એટલે આ બે મા દીકરીને જોઇને પાર્વતી આનંદમાં રહેવા લાગી. તેણે ઘરની અવ્યવસ્થા થોડાજ દિવસમાં દૂર કરી. શંકરરાવના—દર્શન થતાંજ પાર્વતીને માલુમ પડયું કે પતિદેવમાં પૂર્વનું તેજ તથા સામર્થ્ય રહ્યું નહોતું, તેમજ સંસાર વ્યવહારની ખટપટમાં પડવાથી તેમનું મુખારવિંદ મ્લાન થઈ ગયું હતું. વળી તેને માલુમ પડયું કે સસરાએ સોંપેલો સર્વ પૈસો તેમણે પાણીની માફક ઉડાવી દીધો હતો. પતિના નિસ્તેજ મુખારવિંદ સામું જોઈ પાર્વતીને દુઃખ લાગ્યું પણ તેણે મન વાળ્યું કે "કંઈ ફીકર નહિ મારાં માબાપને સંતાન નથી તો તેમની મિલકત મનેજ મળવાની છે. તે મળ્યા પછી દરિદ્રતાનું દુઃખ રહેશે નહિ." હવે ચંપાની સારવાર કરવામાં તેનો ઘણો ખરો વખત જતો હતો. તેનું હસવું વગેરે જોઈ પાર્વતીને ઘણો આનંદ થતો હતો. એમ દિવસે દિવસે મથુરા તથા પાર્વતી વચ્ચે સખીભાવ વધતો ગયો. એક દિવસે મથુરાએ પાર્વતીને કહ્યું

"બ્હેન, તેં મ્હને પોતાનીજ કરી લીધી છે. તારા સહવાસમાં જે આવે છે તેને તું પોતાનુંજ કરી લે છે, પરંતુ પતિદેવ તારી પાસે આવતા પણ નથી તેનું કારણ શું?"

પાર્વતીએ હસીને જવાબ આપ્યો "તું મને જાદુગર માને છે પણ સર્વ કોઇ તેમ માને તેમ નથી. જેનો જેનો ભાવ તેવી તેની ભક્તિ. માટે એ બાબત આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી."

સાસુજી કાશી યાત્રાએ નીકળ્યા, તે વખતે તેમણે પાર્વતીનો હાથ ઝાલીને કહ્યું "વહુ બેટા! આ ઘર છોડીને તું ક્યાંએ જઈશ નહિ. શંકરરાવ બધું ઉડાવી દેશે. જો તું અહીં રહીશ તોજ તારા સાસરાનું આ ઘર પણ એકલું ભાગ્યવશાત્ રહેવા પામશે" પછી સાસુજી ગયા.

થોડા દિવસ પછી અકસ્માત્ ખબર આવી પહોંચી કે પાર્વતીના પિતા ઘણાજ માંદા હતા અને તેમણે તેને બોલાવી હતી. તુરતજ ઘરની સર્વ વ્યવસ્થા—મથુરાને સમજાવી પાર્વતી પીયેર જવા નીકળી. જતી વખતે મથુરાએ કહ્યું "બ્હેન, આ ઘર તારૂંજ છે. તારા પિતાને આરામ થાય કે તુરતજ અહીં આવતી રહેજે." મથુરાનું આ કહેવું માન્ય કરી તથા ચંપાને હૃદય સરસી ચાંપીને પાર્વતીએ પતિનું મકાન છોડયું.

* * * * *

પીયેરમાં આવ્યા પછી જોયું તો પિતાજી મરણ તુલ્ય માંદા હતા. પાર્વતી તેમની ખરા મનથી ચાકરી કરવા લાગી. ઉજાગરાને લીધે પાર્વતીનું મુખ વધારે ને વધારે નિસ્તેજ થતું ગયું. મંદવાડ અનાખ્ય હતો.

પાર્વતીની મા પથારી પાસે બેઠી હતી; તેણે પાર્વતીને બોલાવી પાસે બેસાડી. થોડીવાર પછી પિતાએ આંખ ઉઘાડી. તેમણે પાર્વતીને કહ્યું: "દીકરી, તારી મા દત્તક લેવાનો વિચાર કરે છે. પણ મારી મિલ્કત બધી તને આપવાનો મારો વિચાર છે, તો હું તે બીજાને શી રીતે આપી શકું ? તેમ કરૂં તો મરતી વખતે હું તારો અપરાધી થઈશ." પાર્વતીએ કંઇ પણ જવાબ દીધો નહિ. પણ માએ રડતે રડતે કહ્યું: તમે હવે અમને છોડીને જતાં રહો છો. દીકરીને ઘરનું સુખ નથી એ દેખીતુંજ છે. તો આપણી સર્વ મિલ્કત તેના એવા ઉડાઉ પતિને આપી તેની મોજને ભોગવવા દેવાય કેમ ? આપણી સંપત્તિને આપતાં પણ પુત્રીને સુખ મળવાનું નથી તો મને શી રીતે નિરાંત રહે ?" આ સાંભળી પિતાએ પાર્વતી સામું પ્રેમ ભરી દૃષ્ટિથી જોયું અને તે બોલ્યા "વિચાર કરવાનું મારામાં બળ નથી. તેમજ તેટલો વખત પણ હવે નથી. જો દત્તક લેવાથી તને ખોટું લાગે નહિ તેમજ તે કામમાં તારી પૂર્ણ સંમતિ હોય તોજ તારી માને દત્તક લેવાની પરવાનગી આપું, નહિ તો નહિ."

પાર્વતીએ કહ્યું: "પિતાજી, મને આજની રાત વિચાર કરવાની પરવાનગી આપો."

આ સાંભળી માતાને ગુસ્સો ચડયો અને કડ્ડ અવાજે બોલી ઉઠી: "તમે પોતપોતાનો વિચાર કરવો છોડી દઇને હું દિવસ કેવી રીતે કાઢું તેનોજ વિચાર કરો. મારે એક દીકરો જોઇએ. તેનું લગ્ન કાર્ય વગેરે કરીને હું સંસારનો અનુભવ કરૂં, નહિ તો હું કદી જંપીશ નહિ."

ક્રોધથી તરત કાંઇ પણ નિર્ણયપર આવી શકાયું નહિ. પાર્વતી એકલી પડીને વિચાર કરવા લાગી કે "હવે હું ચંપાને શું આપીશ ? તેમ સાસરે મારૂં માન રહેશે નહિ. પરંતુ માતાનું કહેવું પણ દુરસ્ત છે. જ્યાં આપણને સુખ નહિ ત્યાં પૈસો આપવો એ નિરર્થક છે એટલુંજ નહિ પણ દત્તક લેવાથી પિતાનો-વંશ રહે છે તેમજ માતાને સુખ થાય છે. તો હવે સ્વાર્થ મેલી મુકવો જોઇએ. એ નિશ્ચયજ શ્રેયસ્કર છે." તેથી માતાપિતા પાસે જઇ તેણે દત્તક લેવા માટે પોતાની સંમતિ દર્શાવી.

સવાર થતાં માતાએ દત્તક લેવાની વિધિ શરૂ કરી દીધી અને એ પુરી થતાં પિતાના પ્રાણ ચાલ્યા ગયા.

* * * * *

સાસુએ દત્તક લીધો છે અને તેના પરિણામે પાર્વતી મારફત પોતાને હવે સાસરાની મીલ્કત મળવાની નથી એવી ખબર સાંભળતાંજ શંકરરાવની નિરાશાનો પાર રહ્યો નહિ. આ સંપત્તિની આશાએજ શંકરરાવે પિતાના પૈસાનું પાણી કર્યું હતું. હવે તેને દારિદ્રાવસ્થાનું પુરેપુરૂ ભાન થયું. કોઇ પણ રીતે સસરાની મીલ્કત પોતાને મળે તે માટે શો પ્રયાસ કરવો એ વિષે હવે શંકરરાવ વિચાર કરવા લાગ્યા.

આજ સમયમાં પાર્વતી પોતાના સ્વાર્થત્યાગ વિષે વિચાર કરતી હતી. ચંપાને જોવા સારૂ તેને સાસરે જવાનું મન થતું હતું. પણ હવે સંપત્તિ આપી શકાય તેમ નહિ હોવાથી ત્યાં સુખમાં રહેવું દુર્લભ હતું

થોડા દિવસ પછી શંકરરાવ સાસરે આવ્યો. તેના કારણ વિષે પાર્વતીએ ઘણા તર્ક-વિતર્ક કર્યા, પણ કંઇ નિશ્ચયપર આવી નહિ તેણે ગંભીર મુદ્રાથી પતિના દર્શન કર્યા. શંકરરાવ તેની પવિત્ર નજર સામુ જોઇ શક્યો નહી તેણે નીચુંજ જોયુ.

થોડી મુદત પછી શંકરરાવે કહ્યુ "મે તારા હજારો અપરાધ કર્યો છે, તો પણ તેની ક્ષમા કદી પણ માગી નથી. એ કારણને લીધેજ તારી પાસે આવતા મારી હિમ્મત ચાલતી નહોતી. પરંતુ તારા વગર મને સુખ નથી તારી સુંદર વ્યવસ્થા વગર ઘર ભયા નક દેખાય છે. હવે હું કહું તે સાંભળ તારી મદદ વગર મારૂં દારિદ્ર દુર થઇ શકે તેમ નથી અને તારીજ મદદથી મને સુખ મળશે હવે તુ ઉદ્ધાર કર."

પછી શંકરરાવે વ્યાકુળતાથી પોતાનો હેતુ જાહેર કર્યો તેના કહેવાનો ભાવ એ હતો કે પાર્વતીના પિતાએ "વીલ" (મૃત્યુપત્ર) કર્યું છે તે ખોટુ છે એમ શંકરરાવ સાબીત કરવાની તૈયારી કરતો હતો. સઘળા પુરાવા એકઠા કર્યા હતા. ફક્ત પાર્વતીની સાક્ષીની જરૂર હતી તેથી તેણે કહ્યુ "તું એમ સાક્ષી આપજે કે "પિતાજીએ વીલ કર્યું નથી."-હુ ઘેર ઘેર ભીખ માગુ એવી સ્થિતિ જોવાની તારી ઇચ્છા હોયજ નહિ. મને સમૃદ્ધિવાન બનાવવાનું તારાજ હાથમા છે. આ વયે મને નવીન રોજગાર કરવાનું પરવડે તેમ નથી. આજ પર્યંત તને મળનારી મીલ્કતની આશા નાખી બેઠો હુ અને એ આપવી તારાજ હાથમા છે. માટે મે ઉપર કહ્યુ તે પ્રમાણે સાક્ષી પુરીને મને મદદ કર હવે તું કહીશ તે પ્રમાણેજ કરીશ. ખરાબ રસ્તે જઇશ નહિ અને પૈસો જરા પણ ઉડાવી દઇશ નહિ."

પાર્વતીએ દ્રઢતાથી જવાબ આપ્યો "મારાથી તમારા કહ્યા પ્રમાણે કરવાનું બની શકશે નહિ. માટે આવી રીતે મારી પાસે જુઠી સાક્ષી પુરાવવાનું પાપ કરાવવાનો પ્રયત્ન છોડી દ્યો."

શંકરરાવ દીનતાથી બોલ્યો "એકવાર મારી તરફ નજર કર મારી કેવી સ્થિતિ હતી, ને હવે કેવી સ્થિતિપર ગયો છુ, તે તને દેખાતુ નથી કે શુ? મારી અવસાવસ્થા-માંથી ઉદ્ધાર કરવાનું ફક્ત તારાજ હાથમા છે."

પાર્વતીએ ફરીથી ગંભીરપણે ઉત્તર આપ્યો, "મારે સાક્ષી આપવાનો પ્રસંગ આવશે તો હું એમજ કહીશ કે આ મીલકતપર મારો હક નથી. તમે ઘેર ઘેર ભીખ માગશો તો હું પણ તમારી જોડે ભીખ માગીશ. તે ઠીક છે, પરતુ આ પાપી કામ મારાથી થઇ શકશે નહિ અને તમને પણ મારી પ્રાર્થના છે કે એવુ પાપ માથે ન લેશો."

શંકરરાવે ઘણીજ આજીજી કરી, અને પગે લાગ્યો, પરંતુ પાર્વતી પોતાના નિશ્ચય-માંથી ડગતુ માત્ર ખસી નહિ આવી રીતે પતિ-પત્નીના હમેશાના મેળાપનો અત આવ વાની અણી પર આવ્યો. પાર્વતીની દશા "સુડી વચ્ચે સોપારી"ના જેવી થઇ. આખરે તે રડતે રડતે પતિદેવને પગે પડી અને બોલી "મારી પાસે પાપ કરાવવાનો આ પ્રયત્ન તમે છોડીજ દો, આવી રીતે પૈસો મેળવવાથી આપણી તેમજ આપણા વંશજોની અવ-નતિ થશે, તેનો વિચાર કરો. ખોટું કામ કરતી વખતે જેટલો ઉમંગ થાય છે, તેથી વધારે દુખ જ્યારે તે કામનું ભયકર પરિણામ ભોગવવાનો સમય આવે છે ત્યારે થાય છે માટે આ પાપ છોડી દેઇ પુણ્ય પંથે પળો ખરાબ રીતે મેળવેલો પૈસો આપણા કરતા લોકોને

નઠારીના વાસણ આપવા એ ઠીક છે. નસીબયોગે તે નકામી ચીજ પણ પુણ્યના પ્રભાવથી સોનાની થઈ જાય છે ... ”

આ સાંભળી શંકરરાવને ઘણોજ ક્રોધ થયો. પાર્વતી બોલી રહી નહિ તે પહેલાંજ તેણે પોતાનો પગ પાછળ ખેંચી લીધો અને મોટા સાદે બોલ્યો " આજથી તારી સાથે મારે કોઈ પણ પ્રકારનો સંબંધ રહેતો નથી. હું જે રસ્તે જાઉં છું તે સારો હો કે નરસો હો પણ હું તેજ રસ્તે જઈશ."

પાર્વતીએ પણ પગ છોડી દીધા, તેને પણ પોતાની પવિત્રતાનું અભિમાન થયું, અને દૃઢ મન રાખી બોલી, "હુંજ તમારૂં રક્ષણ કરીશ. જો મેં પરમેશ્વરની એક નિષ્ઠાથી ભક્તિ કરી હશે, અને મારૂં અંતઃકરણ સંપૂર્ણ રીતે પવિત્ર હશે તો મારી આ પ્રતિજ્ઞા પૂર્ણ થશે અને તમે એક દિવસ સારે માર્ગે આવશો અને તમારૂં અંતઃકરણ પશ્ચાત્તાપ રૂપી ગંગાજળથી સ્વચ્છ અને પવિત્ર થશે."

શંકરરાવ સાંભળ્યું ન સાંભળ્યું કરીને આઘું પાછું જોયા વગરજ ત્યાંથી જતો રહ્યો. અને આ રીતે પતિ-પત્નીના મેળાપનો અંત આવ્યો.

* * * * *

આ મેળાપ પછી થોડેજ દિવસે શંકરરાવે પોતાના સાસરાનું "વીલ" ખોટું છે એમ સાબીત કરવા માટે કોર્ટમાં દાવો માંડ્યો અને એમ ફરિયાદ કરી કે સાસરાએ સર્વ મીલકત મને આપી છે, પરંતુ મારો હક નાબુદ કરવા સારૂ હસ્તપત્ર તથા વીલ બનાવટી ઉપસ્થિત થયા છે.

આ બાબતની ખબર પડતાંજ પાર્વતીની માતાનો ક્રોધાગ્નિ ઘણોજ પ્રગટી ઉઠ્યો. તેણે પાર્વતીને પોતાની પાસે બોલાવીને પૂછ્યું "ખરી વાત, હવે સમજ પડી કે આ કારસ્તાન માટેજ શંકરરાવ જમાઈજીવા અહીં પધાર્યાં હતા. તને પણ તેમણે શીખવી મુક્યુંજ હશે! તને જ્યારે પૈસાનો આટલો બધો લોભ હતો તો મને પહેલેથીજ કેમ ના કહ્યું!"

પાર્વતીએ જવાબ દીધો "બા, આ 'કેસ'માં તારે કોઈ પણ રીતે બ્હીવાનું કારણ નથી. હું જૂઠું શા માટે બોલું? તારી એક પાઈ સરખીને પણ કોઈ હાથ લગાડી શકશે નહિ. અને જો આ 'કેસ'માં તારા વિરુદ્ધ ફેંસલો થશે તો મારી ઘરનારી સઘળી મીલકત હું તને બક્ષીસ કરીશ."

માતાનો ક્રોધ શમ્યો અને તેણે મનમાં પોતાની પવિત્ર પુત્રીને આશિર્વાદ દીધો.

'કેસ' ચાલતાં પાર્વતીની જુબાની લેવાઈ, અને તે જુબાની ઉપરથી તેની માતાની તરફેણમાં કામનો નિકાલ થયો. પરંતુ ત્યાર બાદ શંકરરાવ કોઈની નજરે પડ્યો નહિ. તે ક્યાં જતો રહ્યો તે જણાયું નહિ. તેણે આપઘાત પણ કર્યો હશે એમ ઘણાનું માનવું થયું.

દુઃખના દિવસો કાઢીને પાર્વતીનું હૃદય પથ્થર જેવું કઠણ થઈ ગયું હતું અને તેથી જ ઉપલી હકીકત બન્યા પછી પણ ઘણા દિવસ સુધી તે પીયેર રહી. પરંતુ તેનું મન

વ્યગ્ર રહેવા લાગ્યું હતું. આ સ્થિતિમાં ચિત્તશાંતિને માટે તે ઉપાય ખોળવા લાગી તો સાસૂ સાથે કાશી નિવાસ કરવાનું યોગ્ય માલુમ પડ્યું, એટલે તેણે માતાને કહ્યું: "મા હવે હું કાશી યાત્રાએ જઇશ." માએ ઘણીજ ના કહી પણ પાર્વતીએ ધ્યાન આપ્યું નહિ અને તેણે સાસુ પાસેજ જવાનું નક્કી કર્યું. પરંતુ કાશી યાત્રાએ જતાં પહેલાં સાસરે જઇ ચંપાને મળી લેવાનું તેને મન થયું.

પોતાની જુબાનીથી શંકરરાવનું અનિષ્ટ થયું હતું એટલે તે ગામમાં પાર્વતી પોતાનું મોં પણ બતાવી શકી નહિ, તે કારણથી તે રાત્રિએજ ગામમાં પેઠી. ઘેર આવી ત્યારે ઘરડી દાસી તેની સામે આવી. તેની મારફત મથુરાને પોતે આવ્યાના સમાચાર કહાવી મોકલ્યા. ગોડીઆરમાં મથુરા આવીને તેને મળી. બન્નેની આંખમાં અશ્રુ આવ્યાં. બન્ને શોકો સમાન દુઃખને લીધે બ્હેનો થઇ. ખુબ રડવાથી હૃદય હલકું થયુ એટલે પાર્વતી બોલી, "હું હવે અહીં ઘણા દિવસ રહેવાની નથી. હું કાશી યાત્રાએ જવાની છું. પણ જતા પહેલા ચંપાને જોવા સારૂજ હું અત્રે આવી છું. ગમે તેમ થાય પણ બન્યુ ન બન્યું થવાનું નથી, માટે ધીરજ રાખ. હવે ચંપાને લાવ જોઇએ."

મથુરાએ નિસાસો મૂક્યો અને બોલી: "બ્હેન તું અત્રેજ રહીને ચંપાની સારવાર કરીશ એવી મને આશા હતી. લુખી સુકી ભાખરી મળે ને ખાઇને આપણે બન્ને નિરાધાર અબળાઓ જેમ તેમ દીવસ નિર્ગમન કરત. પણ જ્યારે તારી મરજી કાશીએ યાત્રાએ જવાની છે, અને તે માટે તેં સર્વ તૈયારી કરી છે તો, હું તને સંસાર ચક્રમાં નાખવા માગતી નથી. તેં ઘણું દુઃખ વેઠ્યુ છે એટલે હવે તું પવિત્ર સ્થળે જઇ ચિત્તને શાન્ત કર."

આમ કહીને મથુરા ઘરમાં ગઇ અને ચંપાને લેઇ આવી. પાર્વતી ચંપાની સામુ થોડીક વખત સુધી જોઇ રહી અને પછી તેને ચુંબન કરી પાર્વતી દૂર ખસી ગઇ. વળી તેને તેણે ખરા અંતઃકરણથી અવિચળ સુખ ભોગવવાનો આશિર્વાદ આપ્યો. અને પોતાના શરીરપરના ગળાના દાગીના ઉતારી મથુરાના હાથમાં મુક્યા અને તેણે કહ્યું: "આ હું ચંપાને ભેટ કરૂં છુ. તે તેના લગ્ન પ્રસંગે તેના શરીરપર પહેરાવીને મારી આ વિનંતિ સ્વીકારીશ તો મને ઘણુ સુખ થશે."

આટલું કહી તેણે ઘર છોડ્યું અને કાશી તરફ રવાના થઈ.

* * * * *

કાશીમાં રહ્યા પછી પાર્વતીનું મન શાંત થયુ. પવિત્ર તીર્થોનો મહિમા અલૌકિકજ છે. સર્વ દુઃખ તે વીસરી ગઇ. ફક્ત તેને એકજ ચિંતા રહી હતી. શંકરરાવને જુમ થયાને બે વર્ષ થઇ ગયાં હતા. તે હયાત છે એમ પાર્વતીનું મન ખાત્રી દેતું હતું પરંતુ આટલો લાંબો સમય તે ક્યાં રહ્યા હશે? એ બાબતનો તેને વારંવાર વિચારઆવતો હતો.

પ્રભુ પવિત્ર માણસને સહાયજ થાય છે. પાર્વતીના સ્વાર્થત્યાગની સીમા આવી રહી હતી અને ફક્ત તેની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ નહોતી. ભક્ત વત્સલ ભગવાન તે પ્રતિજ્ઞા

પૂર્ણ થવાનો પણ લાભ આપ્યા વગર નહિ રહે એમ તેનું મન ચોક્કસ રીતે સાક્ષી આપતું હતું, એજ કારણથી પતિએ આપઘાત કર્યો છે તે પાર્વતી માનતી નહોતી.

ચોમાસાની ઋતુ હતી. સંધ્યાકાળનો સમય હતો, અને તેથી રસ્તાપર યાત્રિકોનો કોલાહલ કમી થઇ ગયો હતો. વરસાદ મૂશળધાર વરસતો હતો અને કુદરત અદભુત લીલા કરતી હતી તે નિહાળવા સારૂ પાર્વતી બારી આગળ બેઠી હતી. રાત્રિનો અમલ થવા લાગ્યો અને ધેર ધેર શાંતિ પ્રસરી રહી હતી. ઘરમાં એક સાધારણ દીવો બળતો હતો. થોડીવાર પછી પછી વગના આગળા બારણાને કોઇએ ખખડાવ્યાનો અવાજ પાર્વતીએ સાભળ્યો. તરતજ કોઈ મુસાફરનો અવાજ કાનપર આવ્યો. પથિકે કહ્યું: "ઘરમા કોણ છે ? મારા જેવા અનાથને આશ્રય દેશો તો આપનુ ભલું થશે." દાસીએ તુરતજ દરવાજો ઉઘાડયો એટલે અંદર આવ્યો અને શાંત સ્વરે દીનતાથી બોલ્યો. "આજની રાત આ ભયંકર વરસાદમાંથી મને બચાવો અને આશ્રય આપો હું થાકી ગયો છુ."

પ્રવાસીનું શરીર ઘણુ પાતળુ તેમજ દુ ખથી વ્યથિત થયેલુ જણાતું હતું. કપડા ફાટા તુટયાં હતાં. અર્ધ નગ્ન શરીર પર વરસાદ પડયો હતો અને તેની ધાર હજુ સુધી પણ ચાલતી હતી. તેને જોઈ પાર્વતીની સાસુએ કહ્યું:

"દીકરા આટલી રાતે બહાર કેમ ભટકતો હતો. તને કોઇનો આશ્રય નથી કે શુ? વરસાદ તો ઝાપટે ને ઝાપટે પડે છે."

પ્રવાસી ચમકયો પરદેશમા અને તે પણ ઘણે વખતે માતૃભાષાના શબ્દો સાભળવાથી તેના મનને અજબ આનંદ થયો. પછી તેણે પાર્વતીની સાસુ તરફ એકનજરે થોડીવાર જોયા કર્યું. અને પછી ઓળખાણ પડવાથી તે પગે પડયો અને રડતો રડતો બોલ્યો. "બા, તું મને આજ કેવી સ્થિતિમાં જુએ છે?......... ......" પ્રવાસી આગળ બોલી શકયો નહિ.

માતાએ પોતાના પુત્ર શંકરરાવને ઓળખ્યો. તેને પોતાની ગોદમા લીધો અને પછી પાર્વતીને કહ્યુ "વહુ, ઘણા દિવસપર ખોવાએલો મારો હીરો મને હવે તારા પુણ્યના પ્રભાવે મળી આવ્યો છે." પાપી ચરણ અને ત્યાર પછી પશ્ચાત્તાપ એ બેને લીધે શંકરરાવના શરીરમાં વિચિત્ર ફેરફાર થયો હતો અને તે રોગનો ભોગ થયો હતો એટલે તેને સારા થતા ઘણા દિવસ લાગ્યા.

* * * * * *

સાજા થયા પછી એકાંત મળતાંવારજ શંકરરાવે પાર્વતીને કહ્યું "તુ ખરેખરજ દેવી છે. તેંજ મારૂં રક્ષણ કર્યું છે. સ્વાર્થને લીધે આંધળો થઇને હું દશે દિશામા ભટકતો હતો. મારૂં ભાન નહીં જેવુ થઈ ગયું હતુ. જે વખતે મારૂ મન સાવધ થયુ તે વખતે મેં મારી પોતાની કેવી અવનતિ કરી હતી તેનો મે વિચાર કરવા માંડયો. તે વખતે મને તારા મુખમાંથી નીકળેલા શબ્દો આકાશ વાણીના જેવા ખરા લાગ્યા અને મને ભરોસો આવ્યો. પરંતુ લજ્જાને લીધે હું તારી પાસે આવી શકયો નહિ. આજ મારી ખાત્રી થઈ છે કે તેં મારૂં રક્ષણ કર્યું અને તારી પ્રતિજ્ઞા પુરી થઇ છે."

બોજરૂપ હું શક્તિ છતાં, બેશી રહ્યો હતો તે સમજાયું. તુરત હું ઉઠ્યો-ચાલ્યો. મગજે પગને હુકમ કરીને ચલાવ્યા પછી આંખોને કહ્યું કે જોતી રહેજે. થોડીજવારમાં પાણી મળી આવ્યું

એક સુંદર મોટી નદી વહેતી હતી. કિનારે જઇ હું ઉભો રહ્યો, પાછી પ્રભુની પ્રાર્થના કરી. "પ્રભુ! જળ તો આ રહ્યું. પણ મ્હારી પાસે પીવાનું કાંઇ સાધન નથી." પરંતુ હવે મ્હારામાં લગાર પણ શક્તિ બાકી રહેલી મ્હને લાગી નહિં. ત્યારે શું પ્રભુએ આવી પાણી પાયું? ના. પાછો સ્વર થયો. "ત્હારા હાથને આજ્ઞા કર, ખોબામાં પાણી ભર, મોઢું પ્હોળું કર, ત્હેમાં જળ રેડ અને ગળાને પાણી અંદર ઉતારવાની આજ્ઞા આપ." આ બધું મ્હેં કર્યું. આખરે જેમ ગાડાવાળાનું ગાડું તેણે પોતેજ મહેનત લીધી ત્યારે ચાલ્યું હતું તેમ મ્હારી તરસ છીપાઇ મ્હારો જીવ ઠંડો પડ્યો.

શું આવી આવી તે વાતો કહેવાય? ત્હમને ગમે છે? શું પ્રભુ નથી-કોઇને મદદ કરતો નથી? અરે, ના, ના, આ વાત તેજ વાત છે. પ્રભુ દયાળુ છે. તે બધું કરી શકે છે. પણ ત્હેણે ત્હમને સઘળી શક્તિ આપી છે. ત્હેની પાસે માગવાનું કાંઇજ નથી. જે છે તે ત્હમારેજ કરવાનું છે. ત્હમે ત્હેને નકામો બોલાવશો નહિં. કામ કરે જાવ. અને ત્હમને ફળ અવશ્ય મળશેજ. ત્હમારામાં બધી શક્તિ છે, તે ત્હમે ભુલી જતા નહિં. ત્હમને જય મળે ત્યારેજ પ્રભુનો આભાર માનજો.

## ઘડી ગમ્મતઃ

એક ગૃહસ્થ પરદેશ જતો હોવાથી તેણે એક મિત્રને પોતાનો કુતરો સાચવવા માટે સોંપ્યો. થોડા દિવસ બાદ કુતરો તેના નવા શેઠની સૌથી સારી ખુરશી ઉપર બેસી તેને ઘણેજ ચીડવવા લાગ્યો. એક દિવસે તેને કંઈ વિચાર થઇ આવ્યો તે પોતાના ઓરડામાં દાખલ થયો, અને કુતરાને હંમેશની માફક ખુરશીમાં બેઠેલો જોઇ તે બારી તરફ દોડયો, અને બુમ મારી "બિલાડી, ઉંદર" આ સાંભળતાની સાથેજ કુતરો ખુરશી ઉપરથી કુદી બારી તરફ ધસ્યો. કુતરાને ખુરશી ઉપરથી ઉઠતો જોઇ તે ગૃહસ્થ ખુરશીમાં બેસી ગયો આ વાત કુતરાએ ધ્યાનમાં રાખી. થોડા દિવસ બાદ જ્યારે તે ગૃહસ્થ ખુરશીમાં બેઠો હતો તેવામાં કુતરાએ ઓરડામાં દાખલ થઈ બારી તરફ વસી જોરથી ભસવા માંડ્યું આથી તે ગૃહસ્થ શું હતું તે જોવા ખુરશી ઉપરથી ઉઠી બારી તરફ ધસ્યો. આ લાગ સાધી કુતરો પણ ખુરશીમાં બેસી ગયો.

* * * *

હવે બુઢ્ઢાઓ વિષે વાતચિત થવા લાગી!

જોનસન—"મારા પિતા બરાબર નેવું વર્ષની ઉંમરે મરી ગયા."

રોબિન્સન—"પણ મારી માતા તો જ્યારે તે એકસો અને ઉપર ત્રણ વર્ષની ઉમ્મરની થઇ ત્યારેજ મરી ગઇ હતી."

ડૉબિન્સન (બધાને પોતાની ટકોરથી દાબી દેવાના ઈરાદાથી)—"અરે મારા કુટુંબમાં તો ઘણાએ એવા છે કે જેઓ અદ્યાપિ પર્યંત પણ મરી ગયા નથી!!"

* * * *

એક દિવસે એક જર્મન પ્રોફેસરે પોતાની બૈરીને પોતાના મેજ પર ફુલની ગુચ્છો જોઇ ત્યારે પુછ્યું "આજે શા માટે?"

તે બોલી ઉઠી—"શું તમને ખબર નથી કે આજે તમારા લગ્નનો વાર્ષિકોત્સવ છે? વ હ!"

પ્રોફેસરે સભ્યતાથી જવાબ આપ્યો—"અરે હા! તે તો હું ભુલીજ ગયો હતો, પણ મહેરબાની કરી મને કહેશો કે તમારા લગ્નનો વાર્ષિકોત્સવ ક્યારે આવે છે? કે જ્યારે હું તમારી આજની સભ્યતાનો બદલો વાળી શકું!"

# સુન્દરી સુબોધ.

સચિત્ર માસિક પત્ર

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु

(પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી)

જુન ૧૯૧૭

પુસ્તક ૧૪ અંક ૬

સ્વર્ગસ્થ શ્રી રણછોડતરામ વાવાભાઈ, બી એ



ગુજરાત સાહિત્ય સભા અને સાહિત્ય પરિષદ આદિ અનેક સત્પ્રવૃત્તિઓ ગતિમાન કરનાર ઉત્સાહી વિદ્વાન

The Photo by Courtesy of [illegible]

માનદ સંપાદક
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી
રામમોહનરાય જસવંતરાય

# સુન્દરી સુબોધ.

પુસ્તક ૧૪ મું. ]  જુન. ૧૯૧૭.  [ અંક ૬

## અનુક્રમણિકા.



### સુન્દરી સુબોધ—માસિક વધારો.

---

## સહકાર્ય ઈનામી હરીફાઈ.

# સૂચના.

આ હરીફાઇ બંધ કરવાની તારીખ આવતા અંકમાં જણાવવામાં આવશે.

જે પુસ્તકોની સંખ્યા સિલિકમાં બહુ નથી, ત્હેમની કિંમતમાં આવતા માસનો અંક પ્રકટ થયેથી વધારો કરવો પડશે. તેથી જેમને ઓર્ડરો મોકલવા વિચાર હોય. ત્હેમણે વેળાસર તેમ કરવું.

જે પુસ્તકો સિલિકમાં નહિં હશે તે મોકલી શકાશે નહિં, તેથી ઓર્ડર મોકલતી વખતે બીજાં પુસ્તકોની પસંદગી પણ જણાવવા તસ્દી લેવી.

## ભેટનું પુસ્તક વી. પી.

થોડા વખતમાં “ તરંગાવલી ” એ નામનું ભેટનું પુસ્તક વ્હેંચવામાં આવશે. જેમનું લવાજમ બાકી હશે, ત્હેમને તે વી. પી. થી મોકલવામાં આવશે.

વ્યવસ્થાપક—સુન્દરી સુબોધ.

૨૫ સોનાના ચાંદ મેળવનાર.

# ધી બેંગાલ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ લી.

કલકત્તા.

ના. મશહુર કારખાનામાં અપટુ-ડેટ સાધનથી બનાવેલી અકસીર

## બનાવટો.

૧. પપૈયાનો સત્વ ( Elixir papain ) કાચા પપૈયામાંથી આ દવા બનાવી છે. પાચન શક્તિ મંદ થઇ ખાધું પચતું ન હોય તેવા દરદી માટે એ બહુજ અસરકારક છે. ડી. ૪ ઔંસનો રૂ. ૧-૨-૦ વળી અજમા તથા પપૈયાના અર્કની મેળવણી કરી ટાકેડ પેપેઇન નામની ઉપરના બધી જાતના રોગ ઉપર અકસીર દવા છે તેના ૫ ઔંસનો રૂ ૧-૬-૦ (આ દવા રજીસ્ટર્ડ છે.)

૨. ઉલ્ટ કમલનો સત્વ ( Liq. Ext. of Abroma Angusta ) આ અમોઘ દવાના સેવનથી સ્ત્રીઓનો રક્ત સ્રાવ, અટકાવની અસહ્ય વેદના, કમર તથા પેડુનો દુખાવો, ઉબકા આવવા, અરૂચી ચકરી આવવી, ઉધનો નાશ, નબળાઇ વગેરે નાબુદ થાય છે ડી. ૪ ઔંસના રૂ. ૧-૨-૦.

૩. ગળોનો સત્વ (Liq. Ext. of Gulanch.)દરેક જાતના તાવ, લીવર તથા બરોળનો રોગ, કમળો, જલંદર, ઉધરસ વિગેરે ઉપર અકસીર છે ડી ૬ ઔં નો રૂ ૧-૨-૦

૪. અરડુશીનો સત્વ ( Syrup of Yasaka ) કફને છુટો કરનાર, આંચકીને નરમ પાડનાર, ઉધરસ, દમ, ઝીણા તાવ સાથેનો ક્ષય તથા છાતી તથા ફેફસાંનાં દરદો પર બહુજ વપરાય છે ડી ૪ ઔંસના રૂ. ૦-૧૨-૦.

૫. આસોપાલવનો સત્વ ( Liq Ext. of Asoke.) આના સેવનથી આત રક્તસ્રાવ, પ્રદર, શ્વેતપ્રદર. પેડુમાં દુખાવો વિગેરે સર્વ સ્ત્રી રોગને નિર્મૂળ કરી શરીરને પુષ્ટ તથા આરોગ્યવાળુ બનાવે છે સુવાવડ પછી લેવાથી સુવારોગ થવાનો સભવ રહેતો નથી. ડી ૪ ઔંસનો રૂ ૧-૨-૦.

૬. વાઇબ્રો અશોક ( Vibro-Asoke.) સ્ત્રી રોગ વિનાશક દવા છે. અતિસ્રાવ, અલ્પસ્રાવ, તથા તમામ ગુપ્ત હઠીલાં દરદોમા આરામ આપી, ગર્ભસ્થાનને મજબુત બનાવી, સતાન પ્રાપ્તિનો રસ્તો ખુલ્લો કરે છે. ડી. ૪ ઔંસના રૂ. ૧-૬-૦.

૭. બ્રહ્મીનું સત્વ ( Syrup Brahmi ) હીસ્ટીરીયા, વાઇ, મગજના દરદો, સ્મરણ શક્તિનો નાશ, ગાંડાપણું વિગેરે પર રામબાણ ઇલાજ છે. ડી. ૪ ઔંસના ૦-૧૨-૦.

૮. અશ્વીન ( Aswin ) સર્વ પ્રકારની સ્નાયુની નબળાઇ, માનસિક શારીરિક, અને મગજની દુર્બળતા, અને ધાતુક્ષિણતા તથા ઘટપણની નબળાઇમાં આ દવાના સેવનથી અતિશય ગુણ થાય છે અને શક્તિ આવે છે ડી. ૧ પાઇન્ટની શીશીના રૂ ૧-૧૨-૦

# ઇનામ રૂા ૧૦૦

## તાકીદે સાબેતી જોઇએ છે.




આજકાલ બજારમાં વેચાતા ઘણા-ખરા હેર ઓઇલો કેરોસીન તેલમાંથી બનતા વ્હાઇટ ઓઇલને રંગ અને ખુશબો આપી બનાવેલા હોય છે. જે બાલને ખેરવી નાખી જુવાનીમાંજ સફેદ કરી નાખે છે, પણ ઘણા વખતથી આ પેપર-માં છપાતું આલબીનીયા હેર ઓઇલ બદામના તેલમાંથી બનાવેલું ખુશબોદાર તેલ છે એમ લોકો ખાત્રીથી કહે છે. બદામ બાલ અને મગજને ઘણી ગુણ-કારક હોવાથી બાનુઓ અને ગૃહસ્થો બાલને લાંબા સુવાળા અને રેશમ જેવા નરમ બનાવવા માટે આ તેલનો છુટથી ઉપયોગ કરે છે. જેથી પબલીકના લાભ અર્થે તપાસ કરી આ તેલમા વ્હાઇટ ઓઇલ છે એમ જો કોઇ સાબીત કરી આપશે તેને ઉપલું ઇનામ આપવામાં આવશે.

આલબીનીયા હેર ઓઇલ રૂ.૧) ની કીમતે, તેઓના સોલ એજંટસઃ-

**મોહીની એજન્સી,**—જુમા મસીદ પાસે મુંબઇમાંથી મલશે.



" ભરથરી. "

ફોટોગ્રાફર્સ. મેસર્સ પરમાનન્દ એન્ડ જનાર્દન, અમદાવાદ

. P Works.

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનરામના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પવિત્ર થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી રોગહીન અને સુન્દર થાય. પોતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને ક્રિયાઓમાંથી છુટી, એ કુટુમ્બનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને. કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની મ્લાનવાસનાઓ તૃપ્ત કરે"; સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખવિનિરમાં ડૂબતાં બાન્ધુના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રેમવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી ઉલ્લાસમય કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે.—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રેમ નથી, અને પ્રેમ વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે." ]

પુ. ૧૪ મું. ] જુન, ૧૯૧૭. [ અંક ૩.

## ઉદયગુંજન.

### સ્ત્રીઓ અને સાંપ્રત યુદ્ધ.

લેખક: શ્રીયુત "ધીરજ."

જગતમાં અત્યારે 'નભૂતો ન ભવિષ્યતિ' એવું યુદ્ધ ચાલી રહ્યું છે. જ્યારે તે શરૂ થયું હતું ત્યારે યુદ્ધમાં જોડાએલા અને નહિ જોડાએલા સર્વ દેશો ઉપર નિરાશા તથા ચિંતાની એક સરખીજ છાયા પ્રસરેલી હતી. સંકટના આરંભમાં એવી સ્થિતિ થાય એ સ્વાભાવિક છે, કેમકે મનુષ્ય સ્વભાવજ એવો છે કે તેને સંકટ દૂર હોય ત્યારે જેટલી ભીતિ લાગે છે તેટલી સંકટ પ્રત્યક્ષ અંગ ઉપર આવી પડ્યા પછી રહેતી નથી. હાલના યુદ્ધમાં પણ એવોજ અનુભવ મળ્યો છે. યુદ્ધ શરૂ થયા પછી થોડા દિવસમાંજ રણાંગણમાંથી વીરોના શૌર્યપરાક્રમ ચારે તરફ પ્રસરવા લાગ્યા, ને ભયનો અધિકાર દૂર થયો અને પ્રત્યેક વ્યક્તિના અન્તઃકરણમાં કર્તવ્યની જાગૃતિ થઈ યુદ્ધની ઉમેદ ઝીલી કરવા પુરુષો પ્રમાણે સ્ત્રીઓ પણ યથાશક્તિ તૈયાર થઈ છે એ વર્તમાનપત્રોના વાચકોથી અજાણ્યું નથી.

સાંપ્રત યુદ્ધમાં વીર પુરુષોનું શૌર્ય જેમ જગતમાં દીપી રહ્યું છે તેમ સ્ત્રીઓના પરા-

કેમ પણ ચળકી રહ્યા છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ, રશિયા, જર્મની, અમેરિકા અથવા આપણા હિન્દુસ્તાન,–સર્વત્ર સ્ત્રીઓ જે કામ આજ કરી રહી છે તે અવર્ણનીય છે, એમ કોણ ન કહે? સ્ત્રીઓના અંગમાં કેટલું અસામાન્ય સામર્થ્ય છે તે આજ પ્રસંગ મળતાં તેઓએ સ્પષ્ટ દેખાડી આપ્યું છે. તેમનું તે અપરિમિત ધૈર્ય, અસામાન્ય શૌર્ય, અલૌકિક કર્તવ્યતત્પરતા અને કલ્પનાતીત કાર્યક્ષમતા વગેરે ગુણો જોઇને સ્ત્રી કેળવણીના કટ્ટા વિરોધીઓને પણ આશ્ચર્ય થાય છે.

આપણા દેશમાં "વુઇમેન્સ વૉર રિલીફ ફંડ" સ્થાપીને કેટલીક પરોપકારી સ્ત્રીઓએ કામ કરેલું છે તે સૌ કોઇ જાણે છે. તેનો આરંભ નામદાર લેડી વિલિંગ્ડન, મિસિસ ગોરે પ્રભૃતિ સ્ત્રીઓની મદદથી કર્યો પણ ઇંગ્લાંડ વગેરે પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓ યુદ્ધ વિષયક જે પ્રવૃત્તિ સેવે છે તેની બરાબર આ દેશની સ્ત્રીઓની પ્રવૃત્તિ નથી. હિન્દુસ્તાનમાં આપણને યુદ્ધની ઉગ્રતા પૂર્ણપણે દેખાતી નથી. યુરોપખંડમાં તે પ્રત્યક્ષપણે દેખાય છે. આમ પરિસ્થિતિમાં ભિન્નતા હોવાને લીધે સ્ત્રીઓના પ્રયત્નમાં તફાવત હોય એ સ્વાભાવિક છે.

મુંબઇ ઇલાકામાં યુદ્ધ ફંડની સ્ત્રી શાખાનો આરંભ જેમ ગવર્નર સાહેબના પત્નીએ કર્યો છે તેમ ઇંગ્લાંડમાં સ્ત્રીઓમાં યુદ્ધ સંબંધી ચળવળનો પ્રારંભ યુદ્ધ સમ્રાટનાં પત્ની મહારાણી મેરી સાહેબે કર્યો છે. યુદ્ધની શરૂઆત થતાંજ કેટલાક માણસો કામ–ધંધા છોડીને યુદ્ધભૂમિમાં ગયા; આથી ઘણા ધંધા બંધ પડ્યા છે. યુદ્ધના ભયંકર. વિદ્યુત્પાતને લીધે ઉદ્યોગવૃક્ષને મ્હોટું નુકસાન થએલું છે. તે ઉદ્યોગવૃક્ષને આશ્રયે રહેનારા માટે "ક્વીન્સ વર્ક ફૉર વુઇમેન્સ ફંડ" નામક સંસ્થા મહારાણીના પ્રયત્નથી સ્થાપન થઇ. જેઓને ધંધો નહોતો તેમને ધંધે વળગાડવાનું કામ આ ફંડની કમિટિએ–જે કમિટિમાં બધી સ્ત્રીઓજ છે–હાથ ધર્યું. રાણી સાહેબનું એ ઔદાર્ય જેવું તેવું ગણાય નહિ! એકાદ ફંડ ઉભું કરી તેમાં દ્રવ્ય સહાય્ય આપીનેજ તેઓ સ્વસ્થ બેસી રહ્યાં નથી. કિન્તુ પોતાના અધિકારનો તેમજ જ્ઞાનનો લાભ બીજી ઘણી બાબતોમાં આપી રહ્યાં છે.

રાજમાતા અલેક્ઝાંડ્રા રાણી સાહેબ વૃદ્ધ થયાં છે તોપણ અત્યંત ઉત્સાહ અને સહાનુભૂતિથી પ્રેરાઇ ઘણો શ્રમ કરી રહ્યાં છે. યુદ્ધમાં ગએલા સૈનિકોનાં સ્ત્રી–પુત્રો–પુત્રીઓની વ્યવસ્થા હંમેશા સરકાર કરે છે પણ પ્રસ્તુત મહાયુદ્ધમાં એટલાં બધાં માણસો રણાંગણમાં ગયાં કે તે સર્વના કુટુંબની જેવી જોઇએ તેવી સમાધાનકારક વ્યવસ્થા યુદ્ધખાતા તરફથી થવાનું કઠિન જણાયું. માતા અલેક્ઝાંડ્રાએ જૂની વસ્તુઓ એકઠી કરી, વેચીને તેમાંથી ઉત્પન્ન થનાર ફંડની મદદથી તે કઠિનતા દૂર કરી.

સેંકડો દુકાનોમાં તથા ઓફિસોમાં જોઇએ તો હાલ ઘણાં કામની જવાબદારી સ્ત્રીઓને માથે આવી પડેલી જણાય છે. સ્ત્રીઓનાં શરીર એ નવીન કામના બોજાથી થાકી ન જાય માટે નિયમિત વ્યાયામની કાંઇ પણ સગવડ કરવી જોઇએ એમ લક્ષમાં આવતાં "વુઇમેન્સ વૉલંટિયર રિઝર્વ" નામની સંસ્થા સ્થાપન થઇ; એ સંસ્થા "વુઇમેન્સ એમર્જન્સી કોર" નામક સંસ્થાની એક શાખા છે. એ શાખા ૧૯૧૪ ના ઓગષ્ટ મહિનામાં સ્થાપન થઇ છે. એનો મુખ્ય ઉદ્દેશ એવો છે કે પુરુષો રણાંગણમાં ગયા હોય આ સમયે સાધીને જર્મની જો જળમાર્ગે અથવા આકાશમાર્ગે ઇંગ્લાંડ ઉપર હલ્લો કરે તો દેશમાની

અવ્યવસ્થા કમી કરવા માટે હોશીઆર અને ઘણી સ્ત્રીઓ તૈયાર થઈ. "રિઝર્વ" સંસ્થા ખરેખર સ્ત્રીઓની એક સેનાજ છે. તેની રચના લશ્કર પ્રમાણે હોય છે. તેમાં લેફટનન્ટ, કેપ્ટન, કર્નલ, વગેરે અંમલદારો હોય છે અને સ્ત્રીઓ તે હોદ્દા અત્યંત કાળજીપૂર્વક સાચવે છે. ઇંગ્લાંડમાં એ ચળવળ એટલી પ્રસરેલી છે કે બર્મિંગહૅમમાં એક સભામાં ૭૦૦ સ્ત્રીઓએ પોતાનાં નામ "રિઝર્વ"માં નોંધાવ્યાં હતાં. સ્ત્રી ડાક્ટરોને "રિઝર્વ"ની યોજના બહુ પસંદ પડેલી છે કારણકે તેથી સ્ત્રીઓની શારીરિક સ્થિતિ સારી રહે છે. આકાશમાર્ગથી જર્મનીનાં વિમાનોએ જ્યારે બોમ્બગોળા ફેંક્યા ત્યારે રસ્તા ઉપરની લોકોની ભીડ કમી કરવાનું કામ સ્ત્રી સૈનિકોએ કર્યું હતું. "એમર્જન્સી કોર" જે કામ આજ પર્યંત કર્યું છે તે સ્ત્રીઓને ખરેખર ભૂષણાસ્પદ છે. "કિચન ડિપાર્ટમેન્ટ" કાઢીને અનાજ એકઠું કરવું, જુદી જુદી ધાર્મિક સંસ્થાઓને મદદ કરવા સ્ત્રીઓને મોકલવી, સ્વાવલંબી સ્ત્રીઓ માટે ઉદ્યોગ ધંધાની શરૂઆત કરવી, એવાં અનેક કામ આ સંસ્થા તરફથી થાય છે. આ સંસ્થાએ એક "ઇન્ટરપ્રિટિંગ ડિપાર્ટમેન્ટ" કાઢીને એલ્જીયન લોકોની સગવડ માટે સેંકડો સ્ત્રીઓ દુભાષીયાનાં કામ માટે તૈયાર કરેલી છે. એ બેલ્જીઅન ઉતારૂઓને સ્ટેશન ઉપર મળી તેમને માહિતી આપવાનું અને તેમની યોગ્ય વ્યવસ્થા કરવાનું કામ જો સ્ત્રીઓએ ન કર્યું હોત તો આજ તેમની શી સ્થિતિ થઈ હોત તે કહી શકાય તેમ નથી. કોરની બીજી એક શાખા નવીન સૈનિકોને જર્મન ને ફ્રેંચ ભાષા શીખવવાનું કામ કરે છે. હમણાં એક શાખા બેલ્જીયમમાં નિરાધાર થઈ ગએલાં વિપત્તિગ્રસ્ત માણસોની વ્યવસ્થા કરવા અને તેમને અન્નવસ્ત્ર વગેરે પૂરાં પાડવાના કામમાં ગૂંથાએલી છે.

સ્ત્રીઓને ઉદ્યમે વળગાડવા સારૂ વળી એક "યુનાઇટેડ વર્ક રૂમ્સ" સ્થાપન કરવામાં આવ્યું છે. તેની કમિટિ લોકો પાસે નાણાંની માગણી નહિ કરતાં માત્ર કામની માગણી કરે છે. અને એ યોજના એટલી યશસ્વી થઈ છે કે હજારો સ્ત્રીઓને રોજીની સગવડ મળેલી છે.

આવી રીતે પોતાની સગવડ પોતાની મેળે કરવા છતાં એક અનપેક્ષિત દિશામાંથી ઇંગ્લાંડની સ્ત્રીઓ ઉપર આપત્તિ આવવાનો રંગ દેખાવા લાગ્યો. લશ્કરી છાવણીઓમાંની તરૂણ સ્ત્રીઓ ઉપર જૂલમ ગુજરાવા લાગ્યો. એ સંકટ કેટલીક સ્ત્રીઓના લક્ષમાં આવતાં તેનું નિવારણ કરવા સર્વે તત્પર થઈ. તેઓએ એક જંગી સભા ભરીને પોતાની જાતિનો અધઃપાત ટાળવા માટે શ્રમ કર્યો. પોતાનો તેમજ પોતાના દેશનો બચાવ કરવા તેમણે કિંચિત્ પણ કસુર કરી નહિ. ચાલુ યુદ્ધ એ સ્ત્રીઓના કર્તવ્યની એક કઠિન પરીક્ષા છે. આવી પરીક્ષા વખતે સફ્રેજિસ્ટ (મતાભિલાષી) સ્ત્રીઓ પણ સ્વસ્થ બેસી રહી નથી. તેમણે પણ ઉપયોગી કાર્યો હાથ ધરેલાં છે. સ્થળે સ્થળે "કુક હાઉસ" કાઢીને ગરીબ લોકોને અન્ન વગેરે સસ્તી કિંમતે પૂરાં પાડ્યાં છે. મિસ પેંકહર્સ્ટ નામની સુપ્રસિદ્ધ સફ્રેજિસ્ટ બાઇએ ગરીબ માતાઓનાં બાળકો માટે મફત દૂધ આપવાની સગવડ કરી છે. કેટલીક સ્ત્રીઓએ કપડાંની દુકાનો કાઢી ગરીબ માણસોને સસ્તી કિંમતે કપડાં વેચવાનું કામ કર્યું. જે પુરુષો પાસે છક ભાગનારી—સાધારણ રીતે સમાજે તુચ્છ ગણેલી—આ સ્ત્રીઓના હૃદયમાં આટલું દેશાભિમાન હશે, આટલી કોમળતા હશે, એવી પ્રથમ કોઇને કલ્પના હશે?

સ્ત્રીઓનું કર્તવ્ય આટલેથીજ પુરૂં થયુ નથી. તેમણે એક મહત્વનું-"પરિચારિકા"નું કામ હાથ ધરેલું છે. યુદ્ધ શરૂ થયુ ત્યારથી ઘણી સ્ત્રીઓ નર્સ બનીને રણક્ષેત્રમાં ગએલી છે અને અદ્યાપિ જાય છે. કેટલીક સ્ત્રીઓ દેશમાં રહીને જખ્મી સિપાઇઓની સેવા કરી રહી છે. રણક્ષેત્રની હોસ્પિટાલોમા કામ કરવું એ ઘણું કઠિન છે. અર્ધા મરેલા-ઘાયલ થયેલાઓની શુશ્રૂષા-ન્હાના પ્રકારના શસ્ત્રપ્રયોગ અને ઔષધોપચારથી તે નર્સોના હાથે થયા પછીજ તેવા જખ્મી સિપાઇઓ મુખ્યની હોસ્પિતાલોમાં આવે છે. અર્થાત્ સમરભૂમિ ઉપર નર્સોનું કામ મોટી જવાબદારીનું અને મહેનતનું ગણાય છે છતાં સ્ત્રીઓ મ્હોટા ઉત્સાહ અને શૌર્યથી તે કરે છે અને તે કામ બદલ તેઓ પ્રત્યુપકારની બિલ્કુલ અપેક્ષા કરતી નથી. તેમની નિઃસ્વાર્થ કર્તવ્ય બુદ્ધિને કૃતજ્ઞતાની પણ અપેક્ષા નથી! ઇંગ્લાંડમા સ્ત્રીઓ જખ્મી સૈનિકોની હોસ્પિટલોમાંજ કામ કરે છે એમ નથી, કિન્તુ હોસ્પિટલોમાં આવસ્યક ચીજો પણ ફંડો ઉભાં કરીને પૂરી પાડે છે. અલેક્ઝાંડ્રા માતા, ડચેસ ઓફ સધરલેંડ, ડચેસ ઓફ વેસ્ટમિન્સ્ટર અને લેડી વિલ્બોર્ન વિગેરે ઉદાર સ્ત્રીઓએ આજ સુધીમાં પોતાના રાષ્ટ્રને વિલક્ષણ મદદ કરેલી છે.

હોસ્પિતાલોથી લડાઇ દૂર ચાલતી હોય ત્યારે જખ્મી સિપાઇઓને દવાખાનાઓમાં લાવતાં વિલબ થાય માટે "ફ્લાઇંગ કિચન્સ"ની યોજના થએલી છે. એક ન્હાની ગાડીમાં સૈનિકો માટે ચહા, કોફી, દુધ, ગરમ પાણી વગેરે રાખી તેમાં સિપાઇઓને લાવવામાં આવે છે. આવી ગાડી પ્રથમ લેડી પોન્ટેજ નામની એક ઉદાર સ્ત્રીએ તૈયાર કરી તે "રેડ ક્રોસ સોસાયટી"ને અર્પણ કરી. આવી ગાડીમાં ખર્ચ ઘણું થાય છે. એક ગાડી તૈયાર કરતા લગભગ છસો પૌંડ (રૂ. ૯૦૦૦) ખર્ચ થાય છે. જેમની શકિત નહોતી તે સ્ત્રીઓએ પણ ફંડ એકઠું કરી એવી ગાડીઓ તૈયાર કરી છે.

વિસ્ખલિત થયેલા સમાજની શક્ય એટલી સુવ્યવસ્થા કરીને અને મરણોન્મુખ થયેલા સૈનિકોની ઉત્કૃષ્ટ શુશ્રૂષાથી તેમને નવજીવન આપીનેજ સ્ત્રીઓ અટકી નથી. રણાંગણમાં પુરુષોની સાથે લડવાનું કામ પણ કેટલી સ્ત્રીઓએ કરેલું છે. પુરુષવેશે યુદ્ધ ચલાવી તેમણે પોતાનું શૌર્ય સિદ્ધ કરેલુ છે. આવી વીરભગિનીઓનાં ઉદાહરણો અનેક છે. રશિયામાં એક સ્ત્રી દસ વર્ષ પહેલા રૂસો-જાપાની યુદ્ધમા લડી હતી. તે સ્ત્રી આજ પણ આ યુદ્ધમાં રશિયન સૈન્યમાં પુરુષવેશે લડે છે એમ કહેવાય છે. મિસ કેવેલનું શૌર્ય સર્વ કોઇ જાણે છે. જોન ઓફ આર્કની સાથે તેની જે તુલના કરવામાં આવે છે તે સર્વ પ્રકારે યોગ્યજ છે.

લડાઇમાં ગએલા વીરોના કુટુંબોની સ્ત્રીઓને ચિંતામાંથી દૂર કરવાનું કામ લેડી જેલિકો, મિસિસ વિન્સ્ટન ચર્ચિલ અને પરલોકવાસી લોર્ડ કિચનરની ભગિની મિસિસ પાર્કરે કરેલુ છે. તેમણે સ્થળે સ્થળે "પેટ્રિઓટિક કલબ" સ્થાપન કરી ત્યાં સ્ત્રીઓના રમતગમતના મેળાવડાઓ આદરેલા છે. અને સ્ત્રીઓનાં દુઃખો વિસારે પાડવાના પ્રયત્ન આરંભેલા છે.

ફ્રાન્સમાં પણ આવોજ પ્રકાર ચાલેલો છે. ત્યાંની સ્ત્રીઓ એશઆરામ છોડી દઇ પુરૂષોની ગેરહાજરીમાં ઉદ્યોગધંધા ચલાવે છે. દુકાનો, કારખાનાંઓ, ખેતી વગેરે કાર્યો

ઓઓજ ગુંથાઇ ગઇ છે. મિસ કેવેલની બરાબરી કરનાર સિસ્ટર જુલી અથવા મેરી ડૅમ્રન જેવી વીર રમણી સાજી હતી, જર્મનોએ તેને એક શહેર હાથ કરતાં મારી નાખી.

રશિયામાં એક સ્ત્રીએ એટલું શૌર્ય દેખાડ્યું કે તેના પુરૂષવેશને લીધે તે સ્ત્રી છે એમ ન જણાતાં તેને "સેન્ટ જોર્જ ક્રોસ" આપવામાં આવ્યો તે દેશની સ્ત્રીઓ "સુપ્રીમ કૌન્સિલ" નામક "એમર્જન્સી ફ્રેટ"ના જેવી એક સંસ્થા ચલાવે છે.

જર્મની તથા ઑસ્ટ્રિયામાં પણ સ્ત્રીઓ દેશને માટે અહોરાત્ર પરિશ્રમ કરે છે. યુદ્ધના આરંભમાં એક રશિયન પત્રે "જર્મન સૈન્યમાં ઘણીએક સ્ત્રીઓ દૃષ્ટિએ પડે છે" એમ વચ્યું હતું. કૈસરની રાક્ષસી મહત્ત્વાકાંક્ષાને લીધે ત્યાંની સ્ત્રીઓના સદ્ગુણો તરફ તુચ્છતાથી જોવું ઉચિત નથી. ત્યાંની સ્ત્રીઓએ યુદ્ધના આરંભથીજ માઝાઇ રાખી છે.

અમેરિકન સ્ત્રીઓ તો દયાની દેવીઓજ છે. જગતના કોઇપણ ખૂણામાંથી આર્તસ્વર સાંભળતાંજ તેમની સહાનુભૂતિ અને દયાનો પ્રવાહ ત્યાં જઇ પહોંચે છે. તો પછી હાલની કરૂણાસ્પદ સ્થિતિ જોઇને તે સ્વસ્થ કેમ બેસી રહે? રાયથી રંક સુધી સર્વ દરજ્જાની સ્ત્રીઓ કર્તવ્યપરાયણ થએલી છે. તેમની સહાનુભૂતિનું એક સુંદર ઉદાહરણ જોઇએ તો નાતાલ વખતે એક જહાજને "સાન્ટા ક્લાઝ" નામ આપીને તેમાં લાખો વસ્તુઓ ભરીને તે ઇંગ્લાંડ મોકલ્યું હતું તે છે. નાતાલ જેવા આનંદના પાર્વિક તહેવારે યુરોપનાં બાળકો દુઃખાશ્રુ ઢાળે અને અમેરિકાનાં બાળકો આનંદ કરે એ અમેરિકાની સહૃદય ભગિનીઓથી કેમ સહન થઇ શકે? યુરોપનાં અનાથ થઇ ગએલાં બાળકોની તેમને દયા આવી અને નાતાલની ભેટ મોકલવાનો સહનીય સંકલ્પ તેમણે કર્યો. આવી રીતે કરેલાં તેમનાં કાર્યો કેટલી ઉદારતાનાં છે તેની કલ્પના સહજ કરી શકાય તેમ છે. તેમણે "અમેરિકન વૉર રિલીફ ફંડ" કાઢેલું છે અને કંગાલ થઇ ગએલા બેલ્જીયન લોકોને તેમાંથી મદદ કરેલી છે. મતલબ કે જ્યાં જોઇએ ત્યાં પ્રસ્તુત મહાયુદ્ધને લીધે સ્ત્રીઓમાં એક પ્રકારની અપૂર્વ જાગ્રતિ ઉત્પન્ન થએલી દેખાય છે. સાંપ્રત મહાયુદ્ધને લીધે સ્ત્રીઓની શક્તિ અને સ્ત્રીઓની કર્તવ્યનિષ્ઠા જગતના અનુભવમાં આવેલી છે. ચાલુ યુદ્ધમાં સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર પણ અમર્યાદ વૃદ્ધિ પામેલું છે. સ્વયં પાકગૃહથી આરંભીને રણક્ષેત્ર પર્યંત સર્વ ઠેકાણે આજ સ્ત્રીઓ અન્તઃકરણ પૂર્વક કામ કરી રહી છે. તેમની સમાજસેવાની મહત્ત્વાકાંક્ષા પ્રબળ થએલી છે.

આ સર્વ બાબતો ઉપરથી સ્ત્રીઓની ભાવી સ્થિતિ ઉપર કાયમનું પરિણામ થશે, એમ કહેવામાં કાંઇ હરકત નથી. સ્ત્રીઓના સંબંધમાં પુરૂષોની અનેક ભ્રામક ભાવનાઓ પ્રસ્તુત યુદ્ધમાંનાં તેમનાં અલૌકિક કાર્યોને લીધે ઓછી થશે. સ્ત્રીઓનાં કેટલાક નિરર્થક બંધનો નાશ પામશે અને બન્ને ચક્રોને સરખી ગતિ મળતાં સમાજનો રથ પણ અધિક-વેગથી, અટક્યા સિવાય, ઉન્નતિના પથમાં આગળ વધશે.

છેવટે સ્ત્રીશિક્ષણ ઉપર કટાક્ષ કરનારાઓને એટલી વિનંતિ કરવાની કે સાંપ્રત યુદ્ધમાં સ્ત્રીઓએ કેવાં કેવાં કાર્યો કરેલાં છે અને ખાતરી સમાજને તે કેવી કેવી ઉપયોગી થઇ પડી છે તે તરફ લક્ષ આપવું. યુરોપની સ્ત્રીઓ અશિક્ષિત હોત તો તેમના હાથથી

# वार्तालहरी.

## ત્રિમળાનું આત્મકથન.

લેખક: શ્રીયુત્ "સુકુમાર." એલ, એમ એન્ડ એસ.

હૅાસ્પીટલના વૅાર્ડમાથી સાંઝના એક દર્દની હકીકત લખી હું મ્હારી રૂમ (ઓરડી) માં આવ્યો. આજે કાંઈ જાણે શાથી મ્હારા શરીરને શ્રમ લાગ્યો હતો, તેથી દરિયા કિનારે સહેલ કરવા નીકળી જવાનો વિચાર થયો. ન્હાઈ, કપડાં બદલી, મ્હેં મ્હારી રૂમ છોડી અને રસ્તાના ફુટપાથ (બાજુ) ઉપર ચાલવા લાગ્યો. વિચારમાળાના મણકા, આવતા જાવતાં મગજમાં પડતા હતા. જ્યારે પાયધોનીના ટ્રામ જંકશન આગળ આવ્યો ત્યારે મ્હારા વિચારની માળા તુટી પડી, એક હૃદયભેદક, કરૂણાજનક ચિત્ર નજરે પડયું એક પુરૂષ ખુણામાં અતિ આર્તસ્વરે ઉંકારા કરતો પડયો હતો. તે કોઈ તીક્ષ્ણ વેદનામાં હોય એવું જણાતું હતું. આવતા જતા મનુષ્યોમાથી કોઈ દયા લાવીને તે પડયો હતો ત્હેની પાસે પાથરેલા લુગડાના કડકા ઉપર પાઈ પૈસો ફેંકતા હતા. ત્હેનામાં ભિક્ષા માંગવાની શક્તિ પણ રહી જણાતી ન્હોતી ત્હેને થતા સખ્ત દરદથી તે લગભગ બેભાન જેવો થઈ ગયો હતો. આ માણસના કરૂણાજનક, હૃદયદ્રાવક ઉંકારા સાંભળીને મ્હારૂં હૃદય આર્દ્ર થયું–પીગળી ગયું. હું તેની નજદીક ગયો તો તેની સ્થિતિ મ્હને ભયંકર લાગી. તેનામાં હાલવા ચાલવાની શકિત નહોતી. નિરાધાર, સ્વજનહીન એ મનુષ્ય લાગ્યો.. મ્હેં એક વિકટોરીઆ (ગાડી) મંગાવી. લોકોનું ટોળું કુતુહલ જોવા ભેગું થઈ ગયું. વિકટોરીઆમા પેલા દુઃખી માણસને બેસાડયો. લોકો મશ્કરી કરવા લાગ્યા. પરંતુ હું પણ તેની સાથે બેઠો ને વિકટોરીઆવાળાને "ભાઉછીવાળાની હૅાસ્પીતાલ" એટલું કહ્યું, એટલે ગાડી જલદીથી લોકોના ટોળામાથી દૂર નીકળી ગઈ. ગાડી હૅાસ્પીતાલના દરવાજા આગળ ઉભી રહી કે તરત હું હાઉસ સર્જન (ત્યાં રહેતા ડાકતર) ના બંગલા તરફ ચાલ્યો. ને તેને મ્હારા નામનું કાર્ડ મોકલ્યું. તે કાર્ડ વાચી હાઉસ સર્જને મ્હને અંદર બોલાવ્યો અને આગમનનું કારણ પૂછયું. પૈસાની લાલસાવાળા બુઢા સાહેબને મ્હેં પેલા વ્યાધિપીડિત માણસની વાત કરી અને કહ્યું કે "મહેરબાની કરી તેને હૅાસ્પીતાલમા દાખલ કરો." બુઢા સાહેબ પહેલા તો ખીજવાણા ને બોલી ઉઠયા–"તમે વિદ્યાર્થીઓ આવા ને આવા કેસ લાવો છો! હું હૅાસ્પીતાલમા તેને દાખલ નહિ કરૂં." પરંતુ મ્હેં બહુ આજીજી કરી અને કહ્યું કે "સાહેબ, તે મનુષ્ય દુઃખી હાલતમા છે. દાખલ કરો તો સારૂ, સાહેબ!" મ્હારા ઉપર ખીજવાયા પરંતુ હા પાડી. મોઢેથી સાહેબ, આપનો ઉપકાર થયો એમ બોલ્યો "થેન્ક્યુ, સર," પરંતુ હૃદયમાંથી ગાળોના વરસાદ વરસાવતો, હું ત્યાંથી ચાલી નીકળ્યો. હાઉસ સરજનનો હુકમ લઇ હું હૅાસ્પીતાલમા ગયો અને બે માણસ તથા "સ્ટ્રેચર" (લુગડાની ખાટ) લઈ પેલી બ્હાર ઉભેલી વિકટોરીઆ (ગાડી) પાસે આવ્યો. અને એ દુઃખી, નિરાધાર વ્યાધિગ્રસ્ત મનુષ્યને ગાડીમાથી "સ્ટ્રેચર" ઉપર લેવડાવીને પેલા બે માણસો પાસે તેને હૅાસ્પીતાલમાં હું ઉપડાવી ગયો. રાત્રી પડી હતી તેથી હું મકાને પાછો ફર્યો.

૨.

બીજે દિવસે સ્હવારે ઉઠી, મ્હારૂં નિત્યકર્મ આટોપી, મ્હેં મ્હારાં કપડાં પહેર્યાં ને આઠ વાગે રોજના નિયમ અનુસાર હું મ્હારા "વૉર્ડ" માં ગયો. બનાવ એવો બન્યો હતો કે જે દર્દીને આગલી સાંઝે હું લાવ્યો હતો ત્હેને મ્હારાજ "વૉર્ડ" માં લાવવામાં આવ્યો હતો. ૧૪ મા "વોર્ડ" માં નં. ૭ ના "કૉટ" (ખાટલો) ઉપર તેને સુવાડવામાં આવ્યો હતો. હું ગયો ત્યારે તેણે મ્હને જોયો. મ્હારા હસ્તક સોંપાએલા દર્દીઓ મ્હને "બાબુ સાહેબ" કહી બોલાવતા હતા. તેનું અનુકરણ કરી આ નવા દર્દીએ પણ "બાબુ સાહેબ, સલામ," એમ કહ્યું. હું તેની પાસે ગયો અને તેની ખબર પૂછી તો ઠીક છે એમ કહ્યું. "કૉટ" નં. ૭ મ્હારા મિત્રના હસ્તકમાં હતો અને તેની દેખરેખ મ્હારા મિત્રને રાખવાની હતી. મ્હેં તેની ખાસ સંભાળ રાખવા મ્હારા મિત્રને સૂચવ્યું. પછી હું તે મ્હારા લાવેલા દર્દીના ખાટલા ("કૉટ") ઉપર ગયો. અને મ્હેં "સ્ટીથોસ્કોપ" (હૃદયના ધબકારા સાભળવાનું યંત્ર) મૂકવાને છાતી ઉપરથી પહેરણ ખસેડ્યું. દર્દી મ્હને તેમ કરવા દેવા પ્રથમ નાખુશ જણાયો પરન્તુ પાછળથી જ્યારે મ્હેં આગ્રહ કર્યો ત્યારે ત્હેણે તે મૂકવા દીધું. પણ "સ્ટીથોસ્કોપ" મૂકતાં મ્હને ઘણી દિલગીરીની સાથે ઘણું આશ્ચર્ય પણ લાગ્યું. કારણકે ભયંકર ક્ષયરોગનો તે દર્દી ભોગ થઇ પડ્યો હતો. અને છેલ્લી અવસ્થામાં તે હતો. પરન્તુ આશ્ચર્યકારક એ હતું કે તે વ્યક્તિ પુરૂષ નહિં પણ સ્ત્રી હતી! ત્હેનાં ફેફસાની અંદર ચાઠાં પડી ગયાં હતાં એટલે જીવવાની આશા નહોતીજ બહુ તો એક બે દિવસ કાઢે. મ્હેં મરતાં મનુષ્યો મ્હારા "વૉર્ડ" માં ઘણાં જોયાં હતાં અને તેથી મ્હારામાં હૃદયબળ હતું પરન્તુ આ પુરૂષવેશધારી સ્ત્રીના શરીરની સ્થિતિ જોઇને મ્હને જરાક ગભરામણ થઇ આવી. પણ પછી હું તરતજ પાછો સ્થિરચિત્ત થઇ ગયો.

૩.

મ્હેં તે સ્ત્રીને ત્હેણે બદલેલા વેશ વિશે કાંઇ પણ કહ્યું નહિ પરન્તુ તે ધીમેથી બોલી, "બાબુ સાહેબ! આપે મ્હારા ઉપર અનહદ કૃપા કરી છે. ત્હમારૂં ઋણ હું શી રીતે વાળી શકીશ?" તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં હોય તેમ ભાસ્યું. મ્હેં તેનું નામ પૂછ્યું. ઉત્તર મળ્યો કે "વિમળ" મ્હારા મનમાં થયું કે તેના નામ ઉપરથી તે બાઇ કોઇ સારા કુટુમ્બની હોવી જોઇએ. પછી હું ત્યાંથી પાછો આવવા જાડતો હતો ત્યાં તે બોલી ઉઠી: "બાબુ સાહેબ, જરા ઉભા રહેશો?" મ્હેં પૂછ્યું "શું છે?" તેણે કહ્યું કે, "મ્હારા ઉપર એક કૃપા કરશો?" મ્હે કહ્યું કે "બાઇ તેવું શું છે? મ્હારાથી બનતું કરીશ." તે બોલી: ઠીક, ત્યો ત્યારે કહું છું કે ત્હમે આ દુઃખીની કથા સાંભળશો?– મ્હારૂં દુઃખ ઓછું થશે–હૃદયનો ભાર હલકો પડશે. દયા કરી ફક્ત અડધો કલાક સાંભળશો?" તેની શરીરની નબળાઇ જોઇ તે લાંબો વખત બોલે તે મ્હને યોગ્ય લાગ્યું નહિ પરંતુ તેના દૃઢ આગ્રહ અને દયામણી મુખાકૃતિ આગળ મ્હારૂં કંઇ ચાલ્યું નહિ અને મ્હને પણ તે કોણ હતી તે વિશે જીજ્ઞાસા થઇ હતી તેથી હું "કૉટ" પાસેની ખુરશી ઉપર પાછો બેઠો. તે બાઇએ પોતાની કથા શરૂ કરી:—

"બાણુ સાહેબ, સાંભળો, સ્તબ્ધ ન બનશો હો કે? હું પુરૂષ નથી પરન્તુ સ્ત્રી છું, મ્હારૂં નામ "વિમળ" નથી પરંતુ "વિમળા" છે. મ્હારા દુઃખની કહાણી તથા આ ભેદનો ખુલાસો સાંભળો, મ્હારૂં વતન કાઠીઆવાડમાં આવેલા એક નાના ગામડા લુણીધારમાં છે. હું જાતની ઔદિચ્ય બ્રાહ્મણ છું, મ્હારાં માતાપિતા તવંગર નહિ પણ તદ્દન ગરીબ સ્થિતિનાં હતાં. લુણીધારની તાલુકા સ્કુલના મ્હારા પિતાજી મહેતાજી હતા. મ્હારા માતાપિતાને સંતાનમાં હું એકની એક હોવાથી તેઓ મ્હારામાં સર્વસ્વ દેખતા. મ્હને રાજી રાખવાને, સુખી કરવાને તે કોઇ પણ યત્ન કરવો બાકી રાખતા નહિ. પરંતુ દૈવે મ્હને દુઃખી કરવા નિર્ધારી હશે તેમાં તેઓ બિચારાંનું શું ચાલે? હું જ્યારે સાત વર્ષની થઇ ત્યારે મને મ્હારી માતાએ થોડું ઘણું શિક્ષણ આપવા માંડ્યું. અને હું નવ વર્ષની થઇ ત્યારે તેજ ગામમાં એક સારા ગૃહસ્થના પુત્ર સાથે મ્હારા પિતાજીએ મ્હારૂં વેવીશાળ કર્યું. જ્યારે મ્હારૂં વેવીશાળ થયું ત્યારે તે પાંચમી અંગ્રેજી ભણતા હતા. અત્યાર સુધી હું સુખી હતી. પરંતુ દુર્ભાગ્યનું પાનું હવે પછી ખુલવા માંડ્યું. આ લુણીધાર ગામડામાં દૈવના કોપથી કોલેરા શરૂ થયું. અને આ દુષ્ટરોગમાં મ્હારા માતાપિતા સપડાણા. આ રોગ અસાધ્ય નિવડ્યો. ગામડું ગામ તેમાં દવા પણ શું થાય? ચોથે દિવસે મ્હારા પિતા ગુજરી ગયા અને છઠ્ઠે દિવસે મ્હારી વ્હાલસોયી માતાએ પોતાના હૃદયના હીરરૂપી મ્હને આ સંસાર સમુદ્રના મોજામાં એકલી તણાતી મૂકી પોતાનો પ્રાણ છોડ્યો."

આટલું બોલી વિમળા અટકી ગઇ, તેની આંખમાં પાણી આવી ગયાં ને બોલવાથી શ્રમ પણ લાગ્યો હતો. પરન્તુ આ સર્વને ન ગણકારતાં પોતાનું મનોબળ એકઠું કરી તેણે પાછી પોતાની કથા ચલાવી—"હવે હું એકલી થઇ, અત્યારે મ્હારી ઉમ્મર દસ વર્ષની થઇ હતી અને મ્હેં ત્રણ ગુજરાતી ધોરણનો અભ્યાસ કર્યો હતો. મ્હારા સાસુસસરા મ્હને પોતાને ઘેર તેડી ગયા. વર્ષ પછી મ્હારા સાસુસસરાએજ પોતાના પુત્ર સાથે મ્હારૂં લગ્ન કર્યું, મ્હારા પતિ હવે ભણી ઉઠ્યા હતા, છ અંગ્રેજી ધોરણ તો માંડ માંડ પૂરાં કર્યાં શરૂઆતમાં તો મ્હારે સાસરે મ્હને સહુ સારી રીતે રાખતા. પરન્તુ વખત જતાં સ્થિતિ બદલાતી ચાલી. અતિ પરિચય તે અણગમાને વાસ્તે! મ્હારે અગીઆર વર્ષની કુમળી વયે ગૃહનો સર્વ કાર્યભાર ઉપાડવો પડ્યો હતો. એ ઉમ્મરના પ્રમાણમાં મને આવડતું તે હું કરતી. પરન્તુ એટલી ઉમ્મરમાં મારૂં કામ આવડવાનો સંભવ ક્યાંથી હોય? રસોઇ, દળણું, પાણી તથા ઘરે ગાય હતી તેનું છાણવાસીદું—તે સઘળું આટલી વયે મ્હારે માથે આવી પડ્યું. જ્યારે કોઇ ભૂલ પડતી અથવા કામ ખરાબ થતું ત્યારે મ્હારી સાસુ મ્હને સુધારવાને બદલે ગાળોના વરસાદ વરસાવતી અને લાગ આવે તો જનીમાતાની હાથઉપલો પણ કરતી. વળી વધારામાં રાત્રે પતિદેવની પુષ્પાંજલી સહન કરવી પડતી, તેમનામાં કંઇ ઉંડી અક્કલ નહોતી, તેમ કંઇ સારૂં વાંચવાનો પણ શોખ હતો નહિ. ગામમાં તેમને ખવાસ વગેરે હલકી કોમના મિત્રો હતા. એટલે સંસ્કારો પણ તેવા દૃઢ થએલા હતા. મ્હેં મ્હારા પતિના મુખમાંથી કોઇ દિવસ પ્રેમનો મીઠો શબ્દ સાંભળ્યો નથી. પરંતુ ગાળોનો વરસાદ તથા આ શરીરે માર પણ બહુ સહન કર્યો છે! મ્હારી માતાને સતીઓનાં ચરિત્રો વાંચવાનો શોખ બહુ હતો અને તે તેણે ખરીદ્યાં હતાં. મ્હારી માતાના અવસાન પછી આ પુસ્તકોને હું મ્હારી સાથે લાવી હતી ને તેમાંથી

મોડી રાત્રે વાંચીને પણ આનંદ મેળવતી, આ પ્રમાણે મ્હારા જીવનનું રમણીયું માડું ચાલ્યું જતું હતું. પરંતુ દૈવ આટલાજ દુઃખથી રાજી નહોતો, મને તેણે ફરી ક્રમ બેસવા વારો આપ્યોજ નહી! હું ઓગણીશ વર્ષની થઈ પરન્તુ પરમાત્માએ મ્હને આશાનો મારો દિવસ ન આપ્યો. હું ઘરમાં વધારે હવે હલકી પડવા લાગી. કારણ કે મ્હને સહુ વંઝા લેખવા લાગ્યાં, મ્હને કંઈ પણ સંતાન પ્રાપ્તિ થઇ નહી. મ્હારી સાસુ મ્હારા ઉપર શોક્ય લાવવાની ધમકી આપવા લાગ્યા, આ સર્વ હું ઇશ્વરપર શ્રદ્ધા રાખી સહન કરવા લાગી, વિષયની લાલસાવાળા મ્હારા પતિને તો આટલુંજ જોતું હતું. તેમનું બીજું વેવીશાળ એક પાસેના ગામના ગૃહસ્થની પુત્રી સાથે થયું વર્ષ પછી તેઓ પરણ્યા, અને મ્હારી શોક્ય ઘેર આવી, હવે ગૃહનું કાર્ય કરવા ઉપરાત, સાસુ તથા પતિનાં મેણાટુંણા સહન કરવાં અને એ ઉપરાંત મ્હારે મ્હારી માનીતી શોક્યનાં વેણો પણ સાંખવાં પડતાં. ઘરમા નવી વહુનુંજ માન થયુ. પરમાત્માની કૃપાથી વખત જતા મ્હારી શોક્યને સારો દિવસ પ્રાપ્ત થયો અને તેમાથી પુત્ર રત્ન સાંપડયુ. હવે તો પૂછવુંજ શું? હું અત્યંત નીચે ખાડે પડી, ત્યારે મ્હારી શોક્ય સુખ શિખરને ટોચે બેઠી, હવે મ્હારે મ્હારી શોક્યના પુત્રના વિષ્ટા મૂત્ર સાફ કરવાં પડતા તથા તેનાં બગાડેલાં કપડા ગાંસડી બાંધી નદીએ ધોવા જવા પડતાં, છતાં પણ હું આ "સર્વ ઇશ્વર સારૂં કરે છે" એમ કરી મન વાળતી. પરન્તુ એક વાર એવો બનાવ બન્યો કે મ્હારાથી સહન થઇ ન શક્યું. મ્હારી શોક્યના બાળકને એકવાર હું રમાડતી હતી. તે એકદમ રડી પડયું, કેમે કરી તે છાનું રહ્યું નહિ. ઘરના સર્વ માણસો ભેગાં થઇ ગયા, મ્હારી સાસુ કહેવા લાગી કે "ચોટીઓ ભર્યો હશે" મ્હારી શોક્યે કહ્યું કે "તમાચો વગાડ્યો હશે" મ્હારા પતિએ કહ્યું કે "હારે, હા. મ્હે તેને ગસોડા આગળથી મારતા નજરોનજર જોઇ છે," આ ખોટી વાતનું વેર વાળવા સર્વે મ્હારા ઉપર ગાળોના વરસાદ સહિત માર મારવા મંડી પડયા, કોઇ પાટુ, તો કોઇ મુક્કી તો કોઇ તમાચો! આ પ્રમાણે મ્હને મારી મારી અધમુઈ કરી મૂકી. હું જે સતી ચરિત્રના પુસ્તકો વાંચતી હતી તે સઘળા લાવીને અગ્નિ સ્વાહા કર્યાં. મ્હને માર પડ્યો તે કરતા મ્હારા જીવનરૂપ મ્હારાં પુસ્તકોને બાળવાથી મ્હને સખ્ત આઘાત થયો. મ્હારા હૃદયને ઉંડો જખ્મ થયો. મ્હે ભગ્નહૃદયે આખો દિવસ રો રો કર્યું અને અનેક મનસુબા ઘડવા લાગી. છેવટે રાત્રી પડી પરન્તુ તે રાત્રે મ્હારી નિદ્રા ચાલી ગઇ હતી, મ્હારા મગજમાં ખૂન સવારી હતી. બાર—એક—બે—એમ ગામને ચોરે ટકોરા થયા સર્વ ગૃહમાં નિદ્રાધીન હતાં, રાત્રી ઘોર અંધારી હતી. આકાશની અંદર તારાઓ ઝીણીઆં કરી ચમકાર આપતા હતા અને તેમાંના ઘણાક મ્હને જાણે બોલાવવાની આશા કરતા હોય નહી તેવી રીતે અદ્દશ્ય થતા. આ વખતે હું ઉઠી અને ગૃહમાંથી નાસી જવાનો મ્હે વિચાર કર્યો. ત્યાંની ખીલીએ મ્હારા પતિનાં કપડાં ટાંગેલા હતાં, મ્હારી સ્ત્રી જાતિને છુપાવવાને વાસ્તે મ્હે એક પછી એક કપડાં પહેરવા મંડયાં. માથે મ્હારા સુંદર, લાંબા કાળા વાળ છુપાવવાને વાસ્તે મ્હારા સ્વામીનો સાફો બાંધ્યો, અને આ વેશ પહેરી સ્ટેશન ઉપર ગઇ સ્હવારે ત્રણ વાગે લુણીધાર સ્ટેશનથી ગાડી ઉપડતી હતી. તે ગાડીમાં હું મુંબઇ નીકળી. ટીકીટ માસ્તરે મ્હને માટરોડની ટીકીટ આપી હતી પરંતુ વળતી સ્હ જ્યારે મુંબાઇનું માટરોડ આવ્યુ ત્યારે મ્હને કંઇ ખબર રહી નહીં. અને ગાડી

સ્ટેશને ચાલી ગઈ. સ્ટેશને ઉતરી હું ભટકતી ભટકતી કોટમાં આવી ચડી ત્યાંના ભવ્ય મકાનો તથા દુકાનો જોઈ હું પ્હેલા તો દિગ્મૂઢજ બની ગઈ અને થાકી અને એક અન્ય દુકાન આગળ બેસી રડી પડી દુકાનના એક દયાળુ માણસે મ્હારો ખારો પહેરવેશ જોઈ દયા ખાધી અને મ્હને પૂછ્યું કે "ભાઈ, ત્હારે ચાકરીએ રહેવું છે?" મ્હારા ખોળીયામાં કંઈ જીવ આવ્યો ને મ્હેં હા પાડી તે જવેલર દુકાન ગોરા લોકોની હતી અને તેઓએ મ્હારા ઉપર અનુકંપા ખાઈને, મ્હને પુરૂષ ગણીને, પોતાની દુકાનમાં દસ રૂપીયાનો દરમાયો ઠરાવી હમાલની જગાએ રાખી આ દસ રૂપીઆમાં હું મ્હારો આનંદથી નિર્વાહ કરતી અને મ્હારી ચાલાકીથી પહેરેલા પુરૂષના પહેરવેશથી કોઈ મ્હને જાણી શક્યું, નહીં પરંતુ હજી પણ હું દુ:ખી બનવાને સરજાએલી હતી થોડા વખત પછી મ્હારા શેઠની પેઢીને ધંધામાં ખોટ ગઈ અને અમારી દુકાન બંધ પડી વળી પાછી હું નિરાધાર બની. મ્હને ક્યાંઈ પણ નોકરી મળી નહીં અને મ્હારે ભીખ માગવાનો વારો આવ્યો આ પ્રમાણે એકાદ અન્ન ખાતી દુ:ખના બોજાથી દટાએલી, ચિંતાથી ગ્રસ્ત એવી હું વ્યાધિનો ભોગ થઈ ચાર દિવસ આગાઉ હું ચાલતી હતી ત્યાં હું જમીન ઉપર ચક્કરી ખાઈ પડી અને મારામાર કરીને પાસે આવેલા પાયખાનાના ખુણામાં જઈને સુતી ત્યાંથી તમે દયા ખાધી અને પછી શું થયું તેની હકીકત તો તમે બરાબર જાણો છો બાબુ સાહેબ! ત્હમે મ્હારા ઉપર બહુ દયા કરી છે હું ત્હમારી ઋણી છું સાતે ભવ ત્હમારી દેવાદાર રહેવાની. ઓ પ્રભો! હું ત્હને વિનતી કરૂં છું કે તું મ્હને ગમે તેવા હલકા, અધમ નરકની શિક્ષા કરજે પરંતુ આ ભાન્તની અંદર ફરીથી મ્હને સ્ત્રીનો જન્મ આપીશ નહીં મ્હારા જેવી અનેક દુ:ખી અબળાઓની આ હિન્દને હાય લાગતી હશે. મ્હારા જેવી અનેક અબળાઓ-શોકયોના સાલથી પીડાતી હશે-રીબાતી હશે-કચરાતી હશે અને તેથીજ અત્યારે ભારત આ દુર્દશા ભોગવે છે!" આટલું બોલી તે અત્યંત શ્રમિત થઈ ગઈ હતી અને તે ખાટના માથી ઉઠી મ્હારા પગે પડવા જતી હતી. ત્યાં તો તેની આંખો નબળાઈને લીધે ઉંચી ચડી ગઈ. મ્હેં તરતજ પાસેના ઓરડામાંથી એક "દયાની ભગિનિ" (નર્સ) ને બોલાવી તેણે સેક વગેરે ઉપચાર કર્યાં, નાડ તપાસી, પરન્તુ હવે સઘળું વ્યર્થ હતું દુ:ખી વિમળાનો દેહ સુખી થયો અમર આત્મા અદ્રશ્ય થયો પ્રાણ પંખેરૂં ઉડી ગયું હતું મ્હારા શરીરમાં એક કંપારી છુટી અને સ્વેદની ઝરી વહી. તેનો મૃતદેહ હું જોઈ ન શક્યો અને ત્યાંથી આર્દ્ર હ્રદયે ચાલ્યો ગયો

---

## સ્ત્રી-શિક્ષિકાઓનો પ્રશ્ન:—

ઇંગ્લાંડના હિંદી સ્ત્રીકેળવણી મંડળના સેક્રેટરી મીસીસ બ્રેઈર લીવરપુલથી 'હિન્દુ' પત્રમાં લખે છે કે—આ મંડળ ઇંગ્લાંડમાં શિખેલી સ્ત્રીશિક્ષકાઓ પૂરી પાડે છે. જ્યાં સુધી ઇંગ્લાંડ જેવી ટ્રેનિંગ કોલેજો હિંદમાં નહીં સ્થપાય ત્યાં સુધી તેવી શિક્ષિકાઓ આ મંડળ પૂરૂં પાડશે આ મંડળ સરકાર પાસેથી એ માટે મદદ માગનાર છે આ મંડળ ગોખલે સ્મારક ફંડ ચલાવે છે મંડળ એક શિક્ષિકા તૈયાર કરી છે અને બીજીને તૈયાર કરે છે

# विद्याकला-वैदक.

## સ્વચ્છ પાણી.

લેખકઃ શ્રીયુત્ શિરીષ.

આપણા શરીરના કુલ્લ વજનનો સેંકડે ૭૫ ટકા ભાગ પાણીનો બનેલો છે, જ્યાં આવા મોટા જથામાં પાણી મળેલું છે, ત્યાં કિંચિત્ માત્ર અસ્વચ્છતા મળતાં રોગના ભોગ થઇ પડાય એ દેખીતુંજ છે, તો 'સુન્દરી સુબોધ' જેવા પ્રસિદ્ધ પત્રમાં પણ તેને સ્વચ્છ કરવાના ઉપાય આલેખતાં અસ્થાને તો નહિજ થઇ પડે. અસ્તુ.

પીવાનું અને વાપરવાનું પાણી પુષ્કળ સ્વચ્છ હોવું જોઇએ. તે ચોકખું છે કિંવા સ્ટેલાઇથી રેતી અને કોયલાવડે ચોકખું થાય તેમ છે કે કેમ તે જોવું જોઇએ, પાણીમાં હવા છે કે નહિ તેમજ તે મારું ભાવે એવું અને વાસ વગરનું છે કે નહિ તે તપાસવું જોઇએ. એમાં નુકશાન કરે એવા પરમાણુ હોવા જોઇએ નહિ. અથવા પ્રાણીના મળાદિથી કે ઘરના ગંદા પાણીથી બગડેલું હોવું ન જોઇએ. તેમાં ઝાડનાં પાંદડાં વગેરે હોવાં ન જોઇએ. શરીરને નુકશાન કરે એવી વનસ્પતિનો ભાગ તેમાં હોવો ન જોઇએ. કદાપિ તે હોય તો દર ગ્યાલને બે અથવા ત્રણ ગ્રેનથી વધારે હોવું ન જોઇએ. તેમજ તેમાં ખનિજ પદાર્થ દર ગ્યાલને બાર ગ્રેનથી વધારે અને તે પણ શરીરને નુકશાન કરે એવા હોવા ન જોઇએ. પાણીમાં ચૂનો કે ખડી વધારે પ્રમાણમાં ભળેલી હોવી ન જોઇએ. પાણી નરમ છે કે કઠણ છે, કયું અને કેવું પાણી શરીરને નિરોગી છે. આ સર્વ બાબતનો વિચાર પાણી વાપરનાર દરેક મનુષ્યે ખાત્રીપૂર્વક કરવો જોઇએ. આવી ખાત્રી કર્યા. ખબર ગમે તેવા અસ્વચ્છ પાણીને પીનારા અને વાપરનારા મનુષ્યો રોગના ભોગ થઈ પડે એમાં કંઈ સંદેહ જેવું નથી.

પાણીની પરીક્ષા ત્રણ રીતે થાય છે. ૧ સ્વાભાવિક, ૨ રસાયની, અને ૩ સૂક્ષ્મદર્શક યંત્રવતી.

સ્વાભાવિક પરીક્ષા પાણીના રંગ, વાસ અને સ્વાદ ઉપરથી થઇ શકે છે.

૧. રંગ—પાણીનો રંગ કેવો છે તે જોવો જોઇએ. સારું શુદ્ધ પીવાનું પાણી રંગ વગરનું, સ્વચ્છ અને પારદર્શક હોય છે. કોઇ કોઇવાર તેનો લગીર લીલો રંગ હોય છે. પાણીનો રંગ સ્વચ્છ ન હોય તે પીવા લાયક નથી એમ જાણવું. તેનો રંગ લીલાશપર હોય તો તેમાં સેવાળ વગેરે વનસ્પતિનો કાંઇક ભાગ હશે એમ જાણવું. પીળચટો અથવા તપખીરીઓ રંગ હશે તો તેમાં કાંઇક પ્રાણિજ પદાર્થ હશે એવું બહુધા અનુમાન કરવું.

૨. વાસ—પાણીને ઉનું કરી તેનો વાસ લેવો, એટલે હરકોઇ નઠારો પદાર્થ તેમા હશે તો તેની દુર્ગંધ આવશે.

૩. સ્વાદ—પાણીમાં પ્રાણિજ અને ઉદ્ભિજ પદાર્થ હશે તો તેનો ખરાબ સ્વાદ

લાગશે, ખરાબ સ્વાદવાળું પાણી પીવામાં લેવું નહિ. ક્ષાર વગેરે પદાર્થ પાણીમાં ઓછા વત્તા પીગળેલા હોવાથી પાણીનો સ્વાદ બદલાય છે.

રસાયની પરીક્ષા પાણીની અંદર ભળેલા ક્ષાર 'પ્રાણિજ અને ઉદ્‌ભિજ્જપદાર્થ તથા ધાતુ' ઉપરથી થઈ શકે છે.

કિયા પદાર્થ પાણીમાં ઓગળે છે અને કિયા નથી ઓગળતા, તે તથા તેમનું પ્રમાણ આ પરીક્ષાથી જણાય છે. પાણીમાં ક્ષારનું પ્રમાણ એકંદરે કેટલું છે, અને તન્દુરસ્તીને નુકશાન કરે એવા પ્રાણિજ અને ઉદ્‌ભિજ પદાર્થ તેમાં છે કે નહિ તે પણ જાણવામાં આવે છે, તેમજ કોઈ કોઈવાર પાણીની અંદર મળેલી ધાતુ પણ આ પરીક્ષાથી જાણી શકાય છે.

૧. પદાર્થ—ઉદ્‌ભિજ અને પ્રાણિજ પદાર્થ પાણીમાં કેટલા પ્રમાણમાં ભળેલા છે, તે કાઢવું હોય તો જે પાણીની પરીક્ષા કરવી હોય તે પાણીને એકાદ કાચના પ્યાલામાં ભરી તેને ઢાંકી દઈ થોડીવાર રહેવા દેવું, એટલે એ પદાર્થ પાણીને તળીયે ઠરશે. પછી ઉપરનું પાણી નીતારી લઈ તળેનો કચરો કહાડી તેને તોલવો, જેટલું વજન થાય તેટલો પદાર્થ પાણીમાં ભળેલો જાણવો.

૨. ક્ષાર—પાણીમાં ક્ષાર કેટલા પ્રમાણમાં ભળેલા છે, તે કહાડવાની રીતઃ—

ચિનાઈ માટીની એક પાતળી બરણી સુમારે ૪૦ ઘનઈંચ પાણી થાય એવડી લેવી. એ બરણી ત્રાજવાના એક પલ્લામાં મૂકી બીજા પલ્લામાં સીસાના કટકા મૂકી ત્રાજવાને સમતોલ કરવું. પછી અચ્છેર કે પાશેર પાણી લઈ થોડે થોડે પેલી બરણીમાં રેડી તેને ધીમે ધીમે દીવતાની આંચ લગાડવી એ રીતે તમામ પાણી બળી જાય તળિએ ક્ષાર રહે તેને કહાડીને જોખવો, જેટલું વજન વધારે થશે, તેટલો ક્ષાર પેલા પાણીમાં હતો, એમ જાણવું.

અધીશેર પાણીમાં ૨ ગ્રેનથી વધારે ક્ષાર ન હોય તો તે પાણી પીવામાં હરકત નથી પરન્તુ એટલાજ પાણીમાં એક રતી અથવા તેનાથી કાંઈક ઓછો ક્ષાર હોય તો તે પાણી પીવામાં અતિ ઉત્કૃષ્ટ અને ગુણકારી જાણવું.

ક્ષારનું પ્રમાણ કહાડયા કેડે તેમાંના સ્થિર અને અસ્થિર પદાર્થનું પ્રમાણ હેઠળ લખેલી રીતે કહાડી શકાશે.

બધો ક્ષાર એકાદ ચીનાઈ માટીના પ્યાલામાં ઘાલી હળવે હળવે બાળવો, તે બહુ કાળો પડે છે કે નહિ અને તેમાંથી ધુમાડો નીકળે છે કે નહિ તે જોવું તેમજ ચિંથરું બાળવાથી જેવો વાસ આવે છે તેવો વાસ તેમાંથી આવે છે કે નહિ, તેની પણ તપાસ કરવી એમ કર્યા પછી ક્ષાર સુદ્ધાં પ્યાલાને જોખી જોવું; જેટલું વજન ઘટયું હશે તેટલો અસ્થિર પદાર્થ અને બાકીનો સ્થિર પદાર્થ જાણવો ઉડનારો અથવા અસ્થિર પદાર્થ પાણીમાં હોવાનો સંભવ છે તે આ પ્રમાણેઃ—(૧) નાશ પામતો પ્રાણિજ પદાર્થ, (૨) નેટ્રેટ્સ, (૩) આમોનિઆ ક્ષાર, (૪) કાર્બોનિક આસિડવાયુ ને, (૫) કલોરેડ ક્ષાર.

૩. પાણીની કઠણતા—જે પાણીમાં ઘણો ક્ષાર હોય છે અને તેને લીધે તેમાં સાબુ એકરસ થતો નથી તે પાણીને ભારે અથવા કઠણ પાણી કહે છે, એવા પાણીમાં સાબુના કોદા થાય છે, કોદા થવાનું કારણ એ છે કે પાણીમાંનો ક્ષાર સાબુમાંના તેલની જોડે મળ-

વાથી ઓગળે નહિ એવો ક્ષાર બને છે. આ પાણીમાં સાબુથી મેલ જતો નથી અને ફીણ વળતું નથી. જે પાણીમાં ક્ષાર થોડો હોય છે અને જેમાં સાબુ ઝટ ઓગળે છે તેને હલકું અથવા નરમ પાણી કહે છે. આ પાણીમાં સાબુનું ફીણ વળે છે તેવી તેમાં સાબુની ધોવાથી લુગડાં સ્વચ્છ થાય છે અને મેલ પણ જાય છે ભારે પાણીમાં ક્ષારનો ભાગ વધારે હોવાથી તે પીવા મીઠું લાગે છે પણ તે નુકશાનકારક છે.

૪. પ્રાણિજ અને ઉદ્ભિજ દ્રવ્ય થોડાં છે કે ઘણાં તેની પરીક્ષા—અડધો શેર માપીને શેર પાણી લઈ તેમાં ત્રણ ગ્રેન પોટાશિઅમ પર્માંગનેટ ક્ષાર ઓગાળવો પછી જે પાણીની પરીક્ષા કરવી હોય તે પાણી માપીને અડધો શેર લઈ તેમાં ૪૦ ૧ એ પ્રમાણમાં પાણી મેળવેલો ગંધકનો તેજાબ એક ગ્રામ નાખવો અને તેમાં એક બે ડ્રામ પર્માંગનેટનું પાણી રેડી હલાવ્યા કરો તેમનું તેમ ત્રણ કલાક લગી મૂકી રાખવું, પાણીમાં વનસ્પતિ કે જનાવરી પદાર્થનો ભાગ હશે તો પાણીનો રંગ જાંબુઓ થઈ પછી રાતો અથવા તપખીરીઓ થશે, અને રંગ બદલાય નહિ તો પાણીમાં ઉદ્ભિજ અથવા પ્રાણીજ પદાર્થ ઘણો નથી અને પીવામાં તે સારૂં છે એમ જાણવું.

૫. ધાતુ—ઉપર પ્રમાણે પરીક્ષા કરેલા પાણીમાંનું થોડું લઈ તેને ઍસિડ જોડે ઉકાળવું અને તેમાં સલ્ફ્યુરેટેડ હૈડ્રોજન વાયુ છોડવો આ વાયુને પાણીમાં છોડવાથી જો પાણીને કોઈ પણ જાતનો રંગ આવે તો જાણવું કે તેમાં ત્રાંબુ, સીસું, સોમલ, જસત, વગેરે કોઈ ધાતુ છે ને તે પાણી પીવા લાયક નથી એમ સમજવું.

સૂક્ષ્મદર્શક યંત્રની પરીક્ષા પાણીની અંદર ભળેલા નિરિન્દ્રિય અને સેન્દ્રિય દ્રવ્ય ઉપરથી થઈ શકે છે. આ યંત્રથી પરીક્ષા કરવી બહુ અગત્યની છે, અને એ પરીક્ષા કીધા સિવાય પાણીની હરકોઈ પરીક્ષા પૂર્ણ થઈ કહેવાય નહિ. પરંતુ સાધારણ પરીક્ષકને આ સાધન હમેશ મળી શકે એવું ખાતરીથી કહી શકાય નહિ.

એક કાચની શીશીમાં અથવા કાચના ઊંચા પ્યાલામાં ચોવીસ કલાક લગી પાણીને મૂકી રાખવું, એટલે તેમનો તમામ મળ તળીએ ઠરશે. ઉપરનું પાણી નળીની વાટે કાહાડી નાખવું. અને બારીક મોંની નળામાં મળ લઈને સૂક્ષ્મદર્શક યંત્રવડે તપાસવું, તો એ યંત્રમાંથી પાણી નીચલા પદાર્થ જોવામાં આવશે—

(૧) નિરિન્દ્રિય—રેતી, ખડી, માટી, કાદવ, ઇત્યાદિ.

(૨) સેન્દ્રિય—વનસ્પતિના શેષ, રૂના તાંતણા, લુગડાના કકડા, ઇત્યાદિ

પ્રાણિજ પદાર્થ—કેશ, ઊન, ચામડી, જનાવરની પાંખ, પગ તથા પ્રાણીના શરીરના ભાગ ઇત્યાદિ.

(૩) પાણીમાં જીવતા પ્રાણી અને વનસ્પતિ પણ દેખાય છે.

આ ઉપરના પદાર્થ પાણીમાં હોય તો તે પીવા લાયક નથી કેમકે તેથી કૃમિ (કરમ-વાળા) ઇત્યાદિ રોગ ઉત્પન્ન થાય છે.

ઉપર પ્રમાણે ત્રણે રીતે પાણીની પરીક્ષા કરીને તે પીવા લાયક છે કે નહિ તે નક્કી કરવું. ત્યાર બાદ તે પાણીને નીચે બતાવેલી બે રીતોમાંથી ગમે તે એક રીતે ગાળીને પીવું.

પીવાનું પાણી બે રીતે સ્વચ્છ થાય છે. (૧) ગળ્યા સિવાય અને (૨) ગાળીને.

(૧) ગળ્યા સિવાય પાણી સ્વચ્છ કરવાના ઘણા પ્રકાર છે.

(અ) ઊંચેથી ચાળણીમાંથી પાણી રેડવાથી તેની જુદી જુદી ધાર હવામાંથી સ્વચ્છ થઈને નીચે પડે છે.

(બ) મોટા દેગડામાં પાણીને ઉનું કરી હલાવ્યાથી તેનાના ચાક, ચોટુ, અને પ્રાણીજ તથા ઉદ્ભિજ્જ પદાર્થે છૂટા પડે છે.

(ક) પાણીમાં ફટકડી નાખવાથી પાણી શુદ્ધ થાય છે દશશેર પાણીમાં ૭ ચોખા પુર ફટકડી નાખવી જેથી થોડીવારમાં અશુદ્ધ પદાર્થ તળિયે બેસી પાણી નિર્મળ કાચ જેવું બની રહેશે

(ડ) પાણીમાં ચૂનાનું પાણી નાખવાથી તેમાના કાર્બોનિક આસિડ જોડે ચૂનાનો રસાયની સંયોગ થઈ પાણીમાંનો તમામ ચાક હેઠે બેસસે અને તેની જોડે સક્રિય તથા નિરિંદ્રિય પદાર્થ તેમ ચોટું વગેરે ઓગળેલા પદાર્થ પણ તળિયે બેસશે.

(ઇ) પાણીમાં થોડો પાપડીઓ ખાર નાખવાથી તેમાંનો ચૂનો, ચાક, અને સીસું તળીએ બેસશે.

(ફ) કતક કે નિર્મળીના ફળ અને બીજ પાણીને ચોખ્ખું કરે છે. બીને ઝીણા વાટીને તેની વાટી કરીને પાણીના વાસણની અંદર ચોપડવી. ગુમારે ત્રીસ મણ પાણીને સ્વચ્છ કરવાને ત્રીસ ચોખાપુર ભૂકી બસ થશે.

(ગ) કોયલાને અથવા લોઢાના સ્વચ્છ તારને પાણીમાં થોડીવાર મૂકી રાખવાથી પાણી ચોખ્ખું થાય છે.

૨ ગળવાને આ રીત ઉત્તમ છે. એના ઘણા પ્રકાર છે તેમાના અતિ ઉપયોગી નીચે આપ્યા છે.

(અ) રેતી અને કાંકરી નાખી તેમાંથી ગળી કહાડવાથી પાણી સ્વચ્છ થાય છે, ઝીણી અને ધોળી રેતી સૌથી સારી છે. એને સારી પેઠે ધોઈ નાખવી અને બની શકે તો વાપરતા પહેલાં લાલચોળ થાય ત્યા લગી તપાવવી.

(બ.), વાહણીને. પાણીમા. ધોળી. વાસણમા. નીચોવ્યાથી. પાણી. ચોખ્ખુ થાય. છે.

(ક) પ્રાણિજ કોયલાનો ભૂકો કરી તેમાંથી પાણી ગળવાથી બહુ ચોખ્ખું છે

(ડ) ગળણી બજારમાં તૈયાર મળે છે, તેમાથી પાણી ગળીને લેવું. વિશેષ કરીને હમેશા બહાર ફરનારા લોકોને તો એવી ગળણીની બહુ જરૂર છે. કોયલા અને રેતી ભેળીને તૈયાર કરેલી નાની ગળણીઓ (કાર્બોન ફિલ્ટર) બજારમાં મળે છે, તેવી એક લેવી.

(ઇ) હમેશ પીવાનું પાણી હેઠળ લખેલી રીતે ચોકખું કરવું. આ રીત ઘણીજ સારી રહેવાથી થઈ શકે અને સર્વેને અનુકૂળ પડે તેવી છે

માટીની બે ગોળીઓ લાવી તળીએથી એક તસુને અંતરે એક એક ઝીણું છેદ પાડવા. પછી નદીની ઝીણી રેતી આણી તેને ખૂબ ધોવી. રેતીમાં માટીનો ભાગ વધારે હોય છે, માટે તેને દશ બાર વખત ધોવી જોઈએ. તાજા કોયલા બશેરેક તૈયાર કરવા. (ચૂલા-માંના અંગારાને પાણીએ હોલવી ને તૈયાર કરેલા કોયલા કામના નથી. કારણ કે તેમાંથી

કાર્બોનનો ઘણોક ભાગ બળી ગયો હોય છે. માટે અંગારાને ભોંયમાં ખાડો ખોદી તેમા પુરી દઈને બઝવ્યા હશે તો કામમાં આવશે.) પછી એક ગોળીમાં શેર દોઢ શેર ચોખી જાડી રેતી અને એક શેર તાજા કોયલા બોળીને નાંખવા. અને નાનો કાંકરો લઇ તેને લુગડાની ચીંધરડી વિંટાળી તળીઆની પાસેના છેદમા આડો મૂકવો. એટલે પાણી રહેવાઇથી નીચલી ગોળીમાં ટપકશે. પછી બીજી ગોળામાં પાણી ભરી તેને ઉંચી તિરપાઈપર મૂકવી. તેની નીચે રેતી અને કોયલા ભરીને તૈયાર કરેલી ગોળી મૂકવી. એ બે ગોળીમાંથી શુદ્ધ થઇને જે પાણી પડે તેને એક ચોકખા માટીના કિંવા જસતના અથવા કલાઇ દીધેલા બીજા ધાતુના વાસણમાં ઝીલવું. એ રીતે તૈયાર કરેલું પાણી પીવામાં ઉત્તમ અને આરોગ્ય વધારનાર છે.

ઉપર પ્રમાણે પાણીની પરીક્ષા અને તેને ગળવાની રીત છે. તે પ્રમાણે દરેક મનુષ્યે યથાશક્તિ પરીક્ષા કરીને તથા હરકોઇ રીતે ગળીને પીવુ ઘણુંજ જરૂરનુ છે કેમકે અસ્વચ્છ પાણી પેટમાં જવાથી ઘણુજ ભયંકર રોગો ઉત્પન્ન થવા પામે છે.

અસ્વચ્છ પાણીથી નીચલા ભયંકર રોગો પેદા થાય છેઃ—

૧. અજીર્ણ—જે પાણીમાં ચૂનાના સલ્ફેટ અને ક્લોરાઇડ તથા મેગ્નેશીયમ ધાતુના ક્ષાર વધારે હોય છે, તે પાણીથી અપચો થાય છે. જઠરાગ્નિ મંદ પડે છે. અને ઝાડો ખુલાસે આવતો નથી.

૨. અતિસાર—ઘણી જાતનાં દૂષિત પાણીથી અતિસાર (ઝાડાનો રોગ) થાય છે.

૩. મરડો—પાણીમા મળમૂત્રાદિ તથા ઉદ્ભિજ પ્રાણિજ દ્રવ્ય હોવાથી આ રોગ, ઉત્પન્ન થાય છે.

૪. વિષમજ્વર—આ જાતના રોગ તથા બરોળ વગેરે ખરાબ પાણી પીવાથીજ થાય છે.

૫. સન્નિપાત જ્વર—(ટાઈફોઇડ ફીવર) આ જાતનો તાવ પણ ખરાબ પાણીથીજ થાય છે.

૬. કોગળીઉં. (કોલેરા) (૭) ચામડીનાં ઘણા પ્રકારનાં દરદ. (૮) આંખનાં કેટલાંક દરદ (૯) મનનું નમળાપણું. (૧૦) હાડકાનો વ્યાધિ. (૧૧) મૂત્રાશ્મર, (પથરી) આ વ્યાધિ તો અચૂક અસ્વચ્છ—ચૂનાના ક્ષારવાળા પાણીથીજ થાય છે.

(૧૨) કંઠમાળ (ગળાપર ગાંઠ) જેનાથી ગણુ સખ્ત મહા વેદના થાય છે.

(૧૩) જંતુ—અસ્વચ્છ પાણીથી પાણીની અંદર ઇંડા રૂપે રહેલા અસંખ્ય જંતુઓ શરીરમાં જ કરમ, વાળો, જૂઓ વગેરે રોગો ઉત્પન્ન થાય છે.

આ સિવાય બીજા ઘણાએ રોગો ખરાબ પાણી પેટમાં જવાથી ઉત્પન્ન થાય છે, જેનુ વર્ણન કરવા બેસતા આખું એક મોટું પુસ્તક ભરાય. તો આ ઉપરથી ચોકખાં કપડાં પહેરવાં ઉમદા આભૂષણ પહેરવાં, નાના પ્રકારના વૈભવ ભોગવવા તે સઘળા કરતાં સ્વચ્છ પાણી મેળવવું, તે કેટલી જરૂરનું અને કેટલું ફાયદાકારક છે, એટલુંજ જો મારા વાચકવર્ગને સમજાશે તો હું મારો શ્રમ સફળ થએલો માની અતિ આનંદ પામીશ.

# જૂ

લેખક—રા. રા હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

જૂ ત્રણ જાતની થાય છે માથાની, શરીર પરની અને કપડાંની. તેમા કપડામા જે જૂઓ થાય છે તે રોગો પ્રસારવાનું કામ કરે છે કપડામાં અને માથામા થતી જૂઓમા બહુ ફેર નથી કપડા પરની સ્હેજ ધોળી હોય છે અને માથાની કાળી હોય છે માથા સિવાય શરીરના બીજા ભાગોપર જે જૂઓ થાય છે તે ચપટી કાચબા ઘાટની હોય છે શરીર પરની જૂઓ સખ્ત ચોંટી રેહે છે અને એમના કરડવાથી આખો વખત ખજવાળ આવ્યા કરે છે

મી એ ડબ્લ્યુ બેકાર નામના ઇંગ્રેજે "રોયલ સોસાઇટી ઓફ મેડીસીન"ના "ચામડીના દર્દોના વિભાગ" આગળ ગયા ફેબ્રુઆરી મહિનામા જૂ વિષે કરેલી શોધખોળ રજુ કરી હતી. માથામા અને લુગડામાં થતી જૂઓનો જીવનક્રમ અને ખાસીયતો વર્ણવતા એમણે કહ્યું કે લીખોમાંથી જૂઓ થતા ૭ થી ૧૦ દિવસ લાગે છે જૂઓ ૯ દિવસ સુધી કઇ પણ લોહી પીવાનું ના મળે તોપણ ભૂખી જીવી શકે છે ૧૦ થી ૧૪ દિવસની ઉમ્મરની થતાં જૂઓ સંસાર વ્યવહારમા પડવા લાયક થાય છે ૧૮ દિવસની ઉમ્મરની સ્ત્રી જૂવો ઈંડા મૂકવા માંડે છે બહુ સરદી હોય કે ખાવાનું ના મળે તો જૂવો ઇંડા મૂકી શક્તી નથી નર જૂનો સંગ થયા વગર મૂકાયનાં ઈંડાં સેવાતા નથી સંસાર શરૂ કર્યા પછી ૨૦ દિવસ જૂ માદાઓમા ઈંડાં મૂકવાની શક્તિ રેહે છે દરરોજના ૧૦–૧૨ ઈંડા દરેક જૂ મૂકે છે અને કુલ ૩૦૦ ઈંડા દરેક માદા મૂકી શકે જૂનું આયુષ્ય ૬૪ દિવસનું છે અને આખી ઉમ્મરમા એક જૂ બાઇ ૪૨૬૦ બાળકોને જન્મ આપી શકે!

જેના શરીરમા જૂઓ હોય એની રહેણીકરણી હલકી ગણાવી જોઇએ સ્વચ્છતા ન્હાવા ધોવામા ધ્યાન તથા પ્રસંગોપાત સાબુ, ઉનું પાણી વગેરે નિયમસર વાપરે તો જૂઓ થઇ શકે નહીં*

---

## દંપતિ પ્રેમઃ—

સ્ત્રીઓ પુરુષની વૃત્તિ અને પુરુષના ચારિત્રને પોતાના હૃદયનો રંગ લગાડે છે એટલુંજ નહીં પણ પુરુષોના કાર્યોમા પણ મિત્ર તરીકે, મદદગાર તરીકે, સંભાળ લેનાર તરીકે અનેક પ્રકારે ઉપયુક્ત થાય છે રજપૂતોના ગઢા પરાક્રમો, જહાંગીર જેવા બાદશાહનું સુધરવું, કાળિદાસ જેવા પંડિતોની મહત્તા, એ બધુ તેમની સ્ત્રીઓના પ્રેમજન્ય એશ્માવનું ફળ હતું એમ કોના જાણવામા નથી? સ્ત્રી પોતાના પતિને આવી મદદગાર થઈ પડે તે ઉપરાંત તેના ગૃહકાર્યની વ્યવસ્થામા તો તે નિરંતર ઉપયુક્ત થાય છે તેમા રાજુ પ્રેમ, દયા હૃદય વિસ્તાર, એ આદિ નારીગુણ જેવા કામ લાગે છે તેવું બીજુ કાંઇ કામ લાગતુ નથી

— (સ્વ મણિલાલ નભુભાઇ દ્વિવેદી કૃત ચારિત્ર)

---

* બ્રિટિશ મેડિકલ જર્નલના તા. ૩–૩–૧૭ ના અંક ઉપરથી.

# विविध विचार.

## અબળા ગૌરવ.

લેખક—રા. રા. ગૌરીશંકર આશારામ ધોળકાવાળા.

અમળા જાતિ, કમળા ભાતિ, નારી અણજો નબળી નહિ,
મમળા ધાતી, સુકીર્તિ લ્હાતી, સદ્‍ગુણમા ઉભરાતી જ્હિં;
શશિસમ કાન્તિ, સુરમ્ય દાન્તિ, છે દેનારી સુખશાન્તિ,
દદતા દિલની, બહુ બળવન્તી, વળી મનોહર સુખકાન્તિ.

પ્રેમશૌર્યનું ભાન કરવતી, હસતી, રમતી, મનહરણી,
દેશ–ઉન્નતિ તણી જનેતા, સબળ, શૌર્ય બહુ દાખવતી,
નાજુક નારી પણ બળવાળી, વિવિધ ગુણે ગૌરવવન્તી,
કેળવણી જેવી મળશે ત્હેવી ખીલશે એ ગુણવન્તી.

ભૂતકાળની આર્યભામિની તણાં પરાક્રમ યાદ કરો,
લીલાવતીએ ગણિત પ્રસાર્યું, સરસ્વતીએ વાદ કર્યો;
મંડનમિશ્ર તણી એ પત્ની, આર્યભૂમિની તારણહાર,
જગદગુરૂ શંકરને જીતી શાસ્ત્ર વિવાદે દીધી હાર.

ગાર્ગીએ ખટવેદ ભણીને સેવ્યા શ્રી પ્રભુજી પ્રીતે,
અનિચળ કીર્તિ પતિસહ પામી, સ્વર્ગ સિધાવી શુભ રીતે,
કેળવાયલી માતા કુખે પૂર્વે પાક્યા રત્ન જુઓ,
પરશુરામ, શ્રીરામચન્દ્રજી કૃષ્ણાર્જુન,–વળી ઋષિ મુનીઓ.

આરિહન્ત તીર્થંકર સ્વામી આદિનાથ સમ ધર્મવીરો,
દયા, સભ્યતા શીખવનારો બુદ્ધદેવ જગનો હીરો;
પ્રતાપ, પૃથ્વીરાજ, સંગ, શીવાજી સરખા લડવીરો,
થયા પ્રકટ એ પ્રતાપ કોનો !–કેળવાયલી માતાનો.

ધીર, વીર, ગંભીર, પ્રવિણ નર સુજ્ઞ માતથી નિપજે છે,
કાયર, કામી, મૂઢ, હરામી, અજ્ઞ માતની સંતતિ છે,
લોહસ્પર્શ પારસને થાતાં સુવર્ણમય નક્કી બની જાય,
કેળવણી કાન્તાને મળતા હૃદય તિમિર સહુ પળી જાય.

અનેક દૃષ્ટાન્તો છે એવાં, કહેતા પાર ન આવે કાંઇ,
શુભ શિક્ષણનો ખ્યાલ કરીને પ્રસારી દો તે સ્વદેશ માંહિ.
રહેશે જ્યા સુધી અજ્ઞ સ્થિતિમાં હિન્દ તણી માતાઓ સહુ,
દેશોદય તો દૂર રહ્યો પણ અન્ધકારમા ડુબશો બહુ !

# વાક્પટુતા અને જીવન સફલતા.

લેખક રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

જીવનમાં સફલતા પ્રાપ્ત કરવા માટે ચાતુર્યની ઘણી જરૂર છે. મહાત્માઓનાં વચન છે કે—એ ગુણ બુદ્ધિથી અધિક ઉપયોગી છે. બુદ્ધિ તો વિદ્યા અને સત્સંગથી પ્રાપ્ત થાય છે, પરન્તુ ચાતુર્ય શીખવાથી પણ આવતું નથી. એ ગુણ મનુષ્યોમાં સ્વાભાવિક રીતેજ આવે છે. મોટા મોટા વિદ્વાનો જે કાર્યો કેટલીકવાર પાર પાડી શકતા નથી તે એક સાધારણ મનુષ્ય ચાતુર્યદ્વારા પાર પાડે છે સૌથી આવશ્યક બાબત તો મનુષ્યના જીવનમાં એ છે કે—જ્યાંસુધી બની શકે ત્યાંસુધી એવુ કામ ન કરવુ કે જેથી અન્ય કોઈને દુ:ખ પડે. સંસારમાં તેનું જીવન ઉચ્ચ કોટિનું છે કે જે બીજાને માટે પોતેજ કષ્ટ ઉઠાવીને બીજાઓનુ હિત સાધે, બીજાઓ ઉપર ઉપકાર કરે અને બીજાઓની પ્રસન્નતા મેળવવા ઉદ્યોગ કરે. નિસ્સંદેહ વ્યક્તિ માત્રે જનસમૂહની પ્રસન્નતાનાં કામ કરવાં જોઈએ સદા મધુર ભાષણ કરવા અત્યંત ઉપયોગી અને આવશ્યકીય છે. સંત તુલસીદાસજી શું કહે છે ?

तुलसी मीठे वचन तें, सुख उपजत चहुं ओर ।
वशीकरण एक मंत्र है, परहरु वचन कठोर ॥

ભાવાર્થ:—તુલસીદાસજી કહે છે કે મધુર વેણથી ચારે દિશામાં સુખ ઉપજે છે માત્ર એકજ વશીકરણ મંત્ર એ છે કે કઠોર વચનો તજી દો.

જીવન સાફલ્ય માટે કોઈનો જીવ દુ:ખાય એવું કાર્ય કરતા અટકવું જોઈએ આપણે સંસારમા એકલા અટલા રહીને કદિ આપણાં કાર્ય સફલ કરી શકીશુ નહીં. તેમ કરવા માટે બીજાઓને આપણે આપણા સહાયક બનાવવા જોઈએ અને તેમને સહાયતા આપવી જોઈએ સંસારમાં મિત્રો ઉત્પન્ન કરવા માટે 'પ્રિયવાદિતા' શિવાય બીજું કોઈ બઈ સાધન નથી. સદાચાર, સભ્યતા અને પરોપકાર કરતાં બીજા કોઈ પ્રભાવશાળી ગુણ એવા નથી જે પ્રિયવાદિતા માટે સહાયક બની શકે કદિ કોઈ દીન કે દુ:ખ આપણને સામે મળે તેનાથી દૂર નાસવું ન જોઈએ. સૂર્યદેવ આખા જગતને પ્રકાશિત કરીને પ્રત્યેક ઉપર ઉપકાર કરે છે. એવી રીતે બીજાઓના મનોરથ સફલ કરવા પરમાવશ્યક છે. વિદ્યાર્થીઓએ તેમજ પ્રાણીમાત્રે એ વાત ધ્યાનમા રાખવી જોઈએ કે—એવી વસ્તુ કે એવું કોઈ કાર્ય કોઈપણ સ્થાનમાં કરવું ન જોઈએ કે જેથી કોઈને કિંચિન્માત્ર ક્લેશ ઉપજે. બહેનો, સતત સુસ્વચ્છ દિલ, સુમધુર અને અમૃત રસના પાન કરાવનારા વચન બોલો કે જેથી બીજાનાં ખિન્ન મન પ્રફુલ્લિત બને ?

---

૧ હિંદી માસિક શ્રી દર્પણ ઉપરથી.

# स्त्री साम्राज्य.

## સુન્દર ગૃહ.

(શ્રી નડિયાદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજ દ્વારા ઈનામી નિબંધની હરિફાઈમા નીચે પ્રકટ કરેલા નિબન્ધોને પ્રથમ અને દ્વિતીય ઈનામો મળ્યા હતા.)

### "આપણા ગૃહને સુન્દર બનાવવા માટે સ્ત્રીઓએ શું કરવું જોઇએ?"

લેખક—બ્હેન સૌ. ચમ્પકલા

૧. ઉપોદ્ઘાત.

આપણા ગૃહને સુન્દર બનાવતાં પહેલા સ્વચ્છ બનાવવાની સૌથી વધારે અગત્ય છે એમ તો કોઇ પણ કહી શકશે. કારણ કે ખરાબ વસ્તુને પણ જો તમે સાફ કરીને મુકશો તો તે પ્હેલાંના કરતા વધુ સુન્દર લાગશે. જો બરાબર ધ્યાન આપીને જે થોડી ઘણી ચીજો આપણા ઘરમાં હોય તે ગોઠવીને મુકીએ તો જે બધું અવ્યવસ્થિત ને જેમ તેમ પડયુ હોય તેના કરતા ઘણુંજ સારૂં લાગશે. હાલમાં આપણે ઘણાં ઘરોમાં જોઈશુ તો એવી બેદરકારી માલમ પડશે કે કોઇને ઉભા રહેવુ પણ ગમે નહિ. સોમાં પાંચ દસ ઘર પણ ભાગ્યેજ એવાં હશે કે જેને સુઘડ અને સુન્દર ગૃહ કહી શકાય. જેને શોખ હોય ને પૈસા ખરચીને ઘરને શણગારવું હોય તો ત્હેમાં પૈસાનો તથા કેટલેક અંગે ચાકર માણસનો પણ ખપ પડે છે. પણ એક સ્વચ્છ અને સુન્દર ને વળી આનંદી ગૃહ બનાવવુ ત્હેમાં તો ગૃહિણીનીજ કુશળતા જોઇએ. કારણ કે ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીજ સર્વ વાતની કર્તાહર્તા અને અને અધિકારી છે. ઘરરૂપ રાજ્યની રાણી સ્ત્રી છે. માટે સ્ત્રીઓએ ઘરનું દરેક કામકાજ કરતાં બરોબર શીખવુ જોઇએ.

૨. ગૃહને સુઘડ બનાવવાને શું કરવું જોઇએ ?

ઘરને ચોકખુ રાખવામાં સૌથી પહેલી જરૂર કચરો વાળવાની છે. જો બરોબર હમેશાં ખુણેખોચરેથી સાફ ના કર્યું હોય તો જ્યાં ને ત્યાં બધે જાળાં બાઝે છે, અને દરરોજ સાફ કરવાની ટેવ ના હોય તો પછી એમને એમ જરા જરામાં વધી જાય છે. ઘણા ઘરોમાં આપણે જોઇએ છીએ કે દરેક ખંડમા ખુણે કચરાની ઢગલીઓ પડી હોય અને તે પછી આઠ દસ દિવસે બહુ ભેગો થાય ને ખુણામાં માય નહિ ત્યારેજ કે પછી એમાં કંઇ વીંછી જેવુ ઝેરી જનાવર ભરાયું હોય ને ઘરનાં કોઈને કરડે ત્યારેજ તે કચરો બારણે જાય, વળી તે પણ આઘાં જઈને તો કોઇકજ નાખી આવશે પણ ઘણાંખરાં તો બારણા પાસે અથવા ઓટલા પછવાડે નાખશે. પણ એવી ટેવ રાખવી નહિ અને તે બહાર આંગણામાં ના નાખતાં એક ખુણામાં ડબ્બો, ટોપલો અથવા એવુંજ કંઇ બીજું નકામું વાસણ હોય તે મુકી રાખવુ અને ત્હેમાંજ નાખવો કે જ્યાંથી ભંગીઓ આવીને લઇ જાય અને આગણુ પણ ચોકખુ રહે કચરો થયા પછી બધુ ફરનીચર (જે હોય તે) એક લુગ-

ડના કકડાથી લુછી નાંખવું જોઇએ; શાથી કે બધી ઝીણી રજ ઉડીને પડી હોય તે સાફ થાય. બીજી બાબત ખાસ ધ્યાનમા રાખવા જેવી એ છે કે પાણીઆરામાં તથા ખાળની ચોકડીમાં લીલ ના બાઝે તેની ખાસ કાળજી રાખવી જોઇએ. એ બાબત પણ એવી છે કે જો હમેશાં બરાબર ઘસીને સાફ ના થાય તો તરત લીલ બાઝી જાય છે ને પછી બહુજ ખરાબ વાસ મારે છે ને પાણી રેડવાથી જતી નથી. ખાળ બરાબર સાફ ન થાય તો તે મંદવાડને લીધે મચ્છર વગેરે જીવડાં થાય છે. વાસણ માંજીને દરરોજ પાછાં ત્હેની જગાએ ગોઠવી દેવાં. જે ત્યાંને તે ત્યાં પડ્યાં હોય ત્યાંજ પડી રહે નહિ એની બરાબર સંભાળ રાખવી. લુગડાં પણ મેલા કે ફાટેલાં પ્હેરવાં નહિ શીવવાનુ તથા ધોવાનુ આળસ ના રાખવું. તેમજ બદલેલાં લુગડાં પણ ડુચોપુચો કરીને જેમ તેમ પાટીએ ન મુકતાં બરાબર સંકેલીને મુકવાં. આ બધું કરવામા સ્ત્રીએ પોતે જાતે ચોકખા રહેવાની બહુજ જરૂર છે. જો આપણુનેજ બરાબર નિયમસર રહેવાની ટેવ પડી હોય તોજ આપણાં બાળકોને આપણે સ્વચ્છ અને સુન્દર રાખી શકીએ અને જો ન્હાનપણમાં બાળકોને સ્વચ્છ રાખ્યાં હોય તો તેઓ મ્હોટપણમા પોતાની મેળેજ સારી રીતે રહેવાનું શીખશે. માટે માતાઓ ! જો બાળકોને સુંદર બનાવવા ઇચ્છતી હો તો તેઓ પોતાની મેળે સ્વચ્છ રહેતાં શીખે એવું શીખવો. ઘણીક માતાઓ એમ માને છે કે બાળકોને ઘરેણું પહેરાવ્યુ હોય તોજ તેઓ સુન્દર લાગે છે પણ બહુ ન્હાનપણમાં ઘરેણું પહેરાવ્યાથી બે જાતનાં નુકશાન થાય છે. એક તો સજડ ઘરેણું હાથ પગમાં પ્હેરાવ્યાથી ત્હેના હાથ પગ સંકોચાઇને કંતાઇ જાય છે ને બીજું એ કે બાળકે બહાર રમતું હોય તે વખતે કોઇ હલકી જાતના માણસની નજર બગડે તો કેટલીકવાર એમાથી જીવનું જોખમ થઇ જાય છે. કેટલીક વસ્તુઓ એવી છે કે જેમાં પૈસાનું ખરચ થાય પણ ઘણીએ એવી ન્હાની ન્હાની બાબતો છે કે જેમાં ફક્ત ટેવ અને જરા કાળજીનીજ જરૂર હોય છે. દાખલા તરીકે એક ચીમનીવાળો દીવો હોય તેમા જાણે તેલ તો પુરવુંજ પડે. હવે ઘણાને એવી ટેવ હશે કે ના ચાલે એટલે તેલ તો પુરે, પણ પુર્યા પછી "બળ્યુ, હવે રોજ કોણ ચીમની સાફ કરે ?" એમ કરીને એમતે એમ મુકે પણ એ એમને એમ લોટા વગર મુકેલા દીવાના કરતા હમેશા ચીમની સાફ કરી હોય દીવો આસપાસથી બરાબર લોટો હોય ને પછી સળગાવ્યો હોય તો તરતજ સમજાશે કે આ દીવો કેવો ચોકખો લાગે છે. એ કાંઇ બહુ મહેનતનું કામ નથી કે થાક લાગે. અને એકવાર એવી ટેવ પડી હોય તો પછી ગમે તે વસ્તુ હોય પણ તેને સાફ કરીને તેની જગાએ બરાબર મુકીએ ત્યારેજ આપણા જીવને નિરાંત વળે છે.

### ૩. ગૃહને સુંદર કેવી રીતે રાખવું ?

ઘરને બાર મહિનામાં એક વખત તો અવશ્ય ધોળાવવું. જોઇએ દુનીઆમાં ઘણે ઠેકાણે જોઇશુ તો માલમ પડશે કે જેને ત્યા પરમેશ્વરે પૈસા આપ્યા છે તે લોકો બહુજ સાદી રીતે રહેતાં હશે અને જે લોકો કને પુરા પૈસા નહી હોય ત્હેમને અનેક વસ્તુઓ વાપી, પોતાનું ઘર સુન્દર બનાવવાનુ મન હશે ઘરને સુન્દર રીતે શણગારવું એમા પહેલો ખપ પૈસાનો પડે છે પૈસાવાળા માણસોને શોખ હોય તો તેઓ અનેક જાતનું ફરનીચર આણી શકે છે. ઘરને સુન્દર બનાવવું એમા હમેશાં સ્ત્રી અને પુરૂષ બન્નેનો ખપ પડે છે .

કારણ કે બજારમાંથી વસ્તુઓ આણવી એ તો પુરૂષનું કામ છે અને ત્હેને યોગ્ય સ્થાને ગોઠવીને મુકવી એમાં બન્નેનો મત મેળવીને કામ કરવાનું છે પણ પછી હમેશાં નિયમસર જે વસ્તુ જ્યાં મુકેલી હોય ત્યાંજ પાછી સ્વચ્છ કરીને ગોઠવીને મુકવી તથા ભૂલમાં બીજું કાંઇ આઘું પાછું મુકી દે ત્હેની બરોબર સરત રાખવી ને બધું અવ્યવસ્થિત ન થઈ જાય ત્હેની સંભાળ રાખવી એ તો સ્ત્રીઓનુંજ કામ છે. ફરનીચરમાં ટેબલ ખુરશીઓ કાચ હાંડીઓ ઝુમ્મર વિગેરે વસ્તુઓ તો આણીને મુકી પણ પછી ઘરને પોતાની કારીગરીથી પાછું વધારે સુંદર બનાવવું એમાંજ ખરી ખુબી છે. જેમકે ટેબલ ઉપર સારો રૂમાલ ભરીને પાથરવો, ખુરશીની ગાદીને માટે સારા ફુલવાળા ગલેફ શીવવા અને તે મેલા ના દેખાય તેમ વખતો વખત બદલતાં રહેવાનું ભુલવું નહિ; તેમજ હાંડી કે ઝુમ્મર પણ રોજ સળગાવવાનાં નથી તો ત્હેમના ઉપર પણ ધુળ ચોટી ખરાબ ના થાય તેવું કરવું જોઇએ પછી બારણે સારી જાતના તોરણ ચક વગેરે ભરીને તે મુક્યા હોય, બહારનાં બારી બારણાં અથવા ભીંત ઉપર સારા સુગંધીદાર ફુલોના વેલા ચઢાવ્યા હોય તો એ બધું સુન્દરજ લાગશે. વળી આપણાં સગાં તથા સ્નેહીઓની સારી છબીઓ પણ જડાવીને મુકવી જોઇએ, છબીઓ જડાવી લાવવી એ કામ પુરૂષનું છે પણ ત્હેમને સ્વચ્છ બનાવીને સુન્દર રાખવી એ સ્ત્રીનું કામ છે. ટુંકમાં એટલુંજ કે ઘરને સ્વચ્છ રાખવું એમાં એકલી સ્ત્રીનુંજ કામ છે પણ તેને સુન્દર બનાવવું એમાં તો સ્ત્રી અને પુરૂષ બન્નેનો ખપ પડે. કારણ કે સુઘડતા રાખવી એમાં કંઇ બહાર બજારમાં લેવા જવું નથી પડતું પણ ઘરને એકલું સુન્દરજ કરવું હોય તો તેમાં કેટલીક વસ્તુઓ આણવી પડે છે.

૪. ઉપસંહાર.

હવેના લોકો ધર્મને માનતા નથી એટલે પહેલાં આપણા ઘરમા જે બને વખત એટલે સ્હવારે પુજા કરતી વખતે ને સ્હાંજે દીવા વખતે હમેશાં ઘીનો દીવો ને ધુપ થતાં તે હવે ભાગ્યેજ કોઇને ત્યાં જોવામાં આવશે. બાકી જે લોકો ધર્મને માનતા હોય જેમના હૃદયમાં ભક્તિ હોય ત્હેમને તો પુજાની ઓરડીમાં ધુપ દીવો બળતાં હશે તે ઘણુંજ સુન્દર લાગશે. વળી એમ બે વખત ઘરમાં ધુપ થવાથી ઘરની હવા પણ ચોખ્ખી થાય છે. સ્ત્રીઓએ હમેશાં મનને આનંદમાં રાખવું જોઇએ. ગમે એવું દુઃખ આવી પડે, ગમે એવો મંદવાડ આવે પણ જો મન આનંદમાં હોય તો સર્વ દુઃખનો નાશ થાય છે અને તનદુરસ્તી પણ સારી રહે છે. આપણામાં કહેવત છે કે " શરીરે સુખી તે સુખી સર્વ વાતે " જો શરીર સારૂં હશે તોજ સાસુ સસરા પતિ વિગેરે સર્વની ચરજી સાચવી શકાશે. અને જો મન તથા શરીર બન્ને સારાં હશે તોજ ગૃહવ્યવસ્થા કરવાનું પણ સારી રીતે બની શકશે. જે સ્ત્રીનો સ્વભાવ સારો નહિ હોય આખો દિવસ ઘડી ઘડીમાં ચ્હીડીયા કરવાની ટેવ હોય એવી સ્ત્રી જ્હેને ત્યાં હોય ત્હેને ત્યાં પછી ગમે તેટલો પૈસો હોય ગમે તેટલું રાચ રચીલું હોય, બહુ સુન્દર ઘર હોય પણ પુરૂષ જ્યારે થાકીને બ્હારથી ઘરમાં આવે ને સ્ત્રીનું મ્હોં હસતું ના જુએ તો તે સર્વે નકામુંજ છે. સ્ત્રી જો સારી હોય તો ઘરને અનેક રીતે સુન્દર બનાવી શકે છે., ઘરને સ્વચ્છ અને સુન્દર બનાવવું એ એક કળાવાળી સ્ત્રીને મન કંઇ બહુ મોટી કે મુશ્કેલીની વાત નથી. દરેક જણે એટલું તો ધ્યાનમાં રાખવું

જોઇએ કે જેમ સંસારમાં કંઇ પણ કામ એક જણનાથી થતું નથી ને બે જણની જરૂર પડે છે તેવીજ રીતે ઘરને સુન્દર બનાવવામાં પણ સ્ત્રી અને પુરૂષ બન્નેને ભાગ લેવાનો છે. બંનેનો એક સરખો પ્રયત્ન હોય તોજ ઘર સુઘડ સુન્દર અને આનંદી બને છે. ઘરની ખરી સુન્દરતા તો દંપતિનો સારો સ્વભાવ હોય તો એની મેળે આવે છે.

---

૨.

## ઘરને સુંદર બનાવવા માટે સ્ત્રીઓ શું કરી શકે?

---

[ એક સંવાદ. ]

લેખક:—બ્હેન સૌ. અવન્તિકા.

સુશીલા પોતાના ગૃહકાર્યથી પરવારી સાંજના કંઇ ગુંથવાનું લઇ હીંચકા ઉપર બેઠી બેઠી ગુંથતી હતી, ત્યાં ત્હેની સખી શાન્તા આવી.

સુશીલા—બ્હેન તું તો ઘણે દિવસે દેખાઇ. મેંતો જાણ્યું કે તું મને ભુલી ગઇ હઇશ.

શાન્તા—નારે બ્હેન તને તો હું કેમજ ભુલું પણ આ બળ્યું ઘર છે ને તેમાંથી આખો દિવસ કામકાજથી મુક્ત થવાતુંજ નથી. એક કામ પરવાર્યા કે તુરત બીજું તૈયારજ હોય. હું તો હવે કંટાળી ગઇ છું. મારાથી તો ઘરનું બધું કામ થઇ શકતું નથી. પણ કરૂં શું તે કાંઇ કર્યા વિના ચાલે છે ?

સુશીલા—કેમ બ્હેન, તું ગૃહકાર્યથીજ એટલી બધી કાયર થાય છે તો પછી બહારની સામાજીક પ્રવૃત્તિઓમાં તો તું ભાગજ કયાંથી લઇ શકીશ ? હમે પણ ઘરનું કામકાજ કરાયે છીએ પણ તારી માફક ગભરાતાં નથી.

શાન્તા—હા. હું પણ એજ વિચાર કરૂં છું કે તું તારા આટલા સ્વચ્છ અને સુન્દર ઘરનું કામકાજ ક્યારે અને કેવી રીતે કરે છે કારણ જ્યારે હું તારી પાસે આવું છું ત્યારે તું તો ગૃહ કાર્યથી પરવારી, ભરવા ગુંથવાને કે વાંચવાને માટે નવરીજ હોય છે.

સુશીલા—તેનું મુખ્ય કારણ એ છે કે હું દરેક કાર્ય નિયમિત રીતે કરૂં છું. દરેક ગૃહિણીએ પોતાના ગૃહકાર્ય માટે અમુક કાર્યક્રમ રાખવો જોઇએ જેથી તે થોડા વખતમાં ઘણું અને સારૂં કામ કરી શકે છે: અને તેને કુટુમ્બમાં મળવા જવાને અને બીજાં કામો કરવાને પુરતો વખત મળે છે. તેમ કરવાથી તારા જેવી ફરીઆદ કરવાનો વખત રહેતો નથી.

શાન્તા—એવો તે વળી કામનો નિયમ બાંધીયે તે કેમ ચાલે ! વખતે તે સમયમાં ધારેલું કામ ન થાય. વખતે આળસ આવે અગર પાડોશી સાથે વાતચીતમાં ઉભા રહીએ તો તે વખતમાં બીજું કામ પણ કરવું પડે. એમ કંઇ મારાથી નિયમિત રીતે તો ન થઇ શકે.

સુશીલા—તો પછી ઘરને સુન્દર બનાવવા માટે તો તું શું કરી શકે ?

શાન્તા—ભલે ઘર સુન્દર ન દેખાય. આપણે તો એટલી બધી કાળજી રાખવાના નહી ફક્ત ખાવા પીવામાજ બાર વાગે ત્યાર પછી બપોરે જરા આરામ પણ જોઇએ ને ?

સુશીલા—બ્હેન, ત્યારે તો મારે તને ઘણુંજ કહેવાનું છે. આવી રીતે ન છુટકે કામ કરવાથી, કોઇ પણ કામ સારૂં થાયજ નહી અને દરેક કાર્યમાં કંટાળોજ આવ્યાં કરે.

શાન્તા—ત્યારે શું આખો દિવસ આપણે એકલાંએજ ગૃહકાર્ય કર્યા કરવું ? પુરૂષો તો આપણા દરેક કાર્યને વખોડે અને પોતાની ચીજો પણ જ્યાં ત્યાં રખડતી મુકે તો પછી આપણે કેટલું કરીએ ?

સુશીલા—તું કહે છે તે તદન ગેરવ્યાજબી છે સામાન્ય રીતે ઘરને સ્વચ્છ અને સુન્દર બનાવવાનું કાર્ય ગૃહિણીનુંજ છે આપણે ઘરમાની સર્વ વસ્તુઓ એવી રાખવી જોઇએ કે બહારના માણસોને ઘરમા આવતા ગૃહિણીની રહણી કરણી તુરત સમજી શકાય ઘરની સાથે ગૃહિણીનો એટલો બધો સબંધ છે કે 'ઘર તેજ ગૃહિણી અને ગૃહિણી તેજ ઘર' એ કહેવત તદ્દન સાચી છે

શાન્તા—તારા કહેવાપરથી તો એમજ જણાય છે કે આખા ઘરની ચિન્તા ગૃહિણી-એજ રાખવી.

સુશીલા—હા. ગૃહિણીએ ઘર નિભાવવામાં ગૃહનું આરોગ્ય, શણગાર તથા રાચ-રચીલાની વ્યવસ્થા વગેરે અનેક બાબતો ઉપર ખાસ નજર રાખવી જોઇએ. ડાહી અને ચતુર સ્ત્રી શક્તિ અને સાધન પ્રમાણે પોતાનું ઘર ધારે તો સુન્દરતાથી શોભાવી શકે છે ઘરની શોભાનો મુખ્ય આધાર તેમાંની વસ્તુઓની સ્વચ્છતા અને વ્યવસ્થા ઉપરજ છે ધારો કે આપણા ઘરમાં જુજ સામાન હોય તોપણ તેને સારી રીતે રાખી, યોગ્ય લાગે તેવી ગોઠવણીથી ઘરને સુન્દર બનાવવું એ ગૃહિણીની એક જાતની કળાજ છે એ કળા દરેક સ્ત્રીઓએ શીખવી જરૂરની છે. ઘરની સુન્દરતાથી થાકેલા મનને ઘણો આનંદ તેમજ આરામ મળે છે પુરૂષો તો બહાર ફરી, અને સૃષ્ટિના સૌંદર્યો જોઇને આનંદ મેળવે છે જ્યારે આપણો સ્ત્રીઓના સઘળો આનંદ, ઘરની સુન્દરતામાંજ સમાએલો છે કારણ આપણે દિવસનો ઘણો ખરો ભાગ ઘરમાંજ વ્યતીત કરવાનો હોય છે તો પછી આપણા પોતાના સ્વાર્થને માટે પણ શું આપણે ઘરને સુંદર બનાવવા માટે બનતા પ્રયત્ન કરવા જોઇએ એમ નથી લાગતું બ્હેન ?

શાન્તા—હા બ્હેન, પણ તું કહે છે તેમા તો મને ઘણી મુશ્કેલીઓ જણાય છે. તેમ કરવાથી તો આપણે કદી નવરાંજ પડીએ નહી સ્ત્રીઓ એકલી શું કરી શકે ?

સુશીલા—શું કરી શકે કેમ ? ઘરને સુન્દર બનાવવા માટે સ્ત્રીઓ ધારે તો ઘણું કરી શકે તેઓ ધારે તો ઘર સુન્દર બનાવી, સ્વર્ગ જેવું પણ કરી શકે અને ન ધારે તો નર્ક જેવું બનાવી શકે સ્વચ્છતા અને સુઘડતા રાખીયે તોજ ઘર સુન્દર દેખાય—તોજ કુટુમ્બના માણસોની તન્દુરસ્તી સારી રહે અને આપણે પોતેજ આરોગ્યવાન રહી, બીજાને ઉપયોગી થઈ શકીયે. આપણા ગુજરાતનાં ઘણાં ખરાં ઘર અવ્યવસ્થિત અને ગંદાં જોવામાં આવે છે

તેનુ કારણુ માત્ર આળસ અને ગોટાઇ અને દરેક કાર્યમાં તારી માફક કટાળો એજ છે અને કે થોડા ખર્ચમાં ઘરની સુન્દરતા વધારવી, એ કાંઇ સહેલી વાત નથી પરંતુ પ્રયત્ન કરવાથી બહુ બની શકે છે. બ્હેન, તુજ કબુલ કરીશ કે આપણે કોઇને ત્યા જઇએ ત્યારે આગણામાં પેસતાજ કચરાના ઢગલા અને એઠુ વગેરે પડેલુ હોય છે, એટલા અને ભીંતો ઉપર ધુળના થર બાઝેલા જેવામાં આવે છે જ્યા ત્યાં મચ્છર માખી ગણુગણ્યા કરે છે—એ બધુ જોઇને શુ કટાળો ન આવે ! બહારની સ્થિતિ આવી હોય ત્યાં પછી ઘરમાની સ્થિતિનુ પુછવુજ શુ ?

શાન્તા—બ્હેન તુ તો બહુ ડાહી અને સમજુ લાગે છે. મને ખબર નહી કે તુ આટલી બધી કેળવાયેલી હઇશ ખરેખર મને પણ હવે એમ થાય છે કે હુ મારૂ ઘર તારી માફક સુન્દર બનાવુ.

સુશીલા—બ્હેન, ધીરે ધીરે બધી વાત હુ તને સમજાવીશ ઘરને સુન્દર બનાવવા વિશે જેટલી બાબતો જાણવા જેવી છે તે સર્વનુ હુ વર્ણન કરૂં છુ તે સાંભળ સર્વ હકીકત સાભળ્યા પછી તુ કબુલ કરીશ કે, સ્ત્રીઓ કેટલુ કરી શકે છે આપણી સખીઓ કે આપણા પતિના મિત્રો જ્યારે આપણે ત્યાં આવે ત્યારે તેમને બેસવા ઉઠવાના દીવાન ખાનામા ઘણી જગ્યાએ બાળકો તથા સ્ત્રીઓનાં કપડાં ગમે તેમ પડેલાં હોય છે ખુરશી ટેબલ વગેરે હોય તો તે પણ ગમે તેવી સ્થિતિમા પડેલા હોય છે સુવાના ઓરડામાં પુરતા બારી બારણા હોતાં નથી જેથી રાત્રે સ્વચ્છ હવા મળી શકતી નથી તેમજ પથારી ઉસીકાં ચાદર વગેરે એટલા મેલા હોય છે કે તે વાપરવાથી શરીરને નુકસાન થાય છે અને જોગજોગે કોઈ સુઘડ માણસ આપણે ત્યા મેમાન થાય છે તો તે એટલો કટાળી જાય છે કે બીજી વખત આપણે ત્યાં ઉતરવાની તસ્દીજ લેતો નથી તેવીજ રીતે આપણા ઘરમાના કોઠાર રસોડું પાણીઆરૂં વગેરે જોઇએ તેટલાં સ્વચ્છ હોતાં નથી તેમા રહેલી વસ્તુઓ જેવી કે દાણા મસાલા વાસણ વગેરે ઘણુંજ અસ્વચ્છ હોય છે તેમ ન થવુ જોઇએ ઘરમાં રસોઇયા ચાકર હોય તોપણ રસોઇની બાબતમા સ્ત્રીઓએ પણ દેખરેખ રાખવી જોઇએ કારણ ખોરાક ઉપરજ આપણી તન્દુરસ્તીનો આધાર છે.

શાન્તા—બ્હેન, આજે તે મને આપણા ઘરની સ્થિતિ વિશે બનાબર હકીકત કહી, પણ ઘરને સુન્દર એવી રીતે બનાવવુ તે કાંઇ કહ્યુ નહી તે બાબતનું થોડુંક વર્ણન કરીશ તો ઘણો ઉપકાર થશે

સુશીલા—તારી ઇચ્છા છે તો તે બાબત ટુકામાં મને ઠીક લાગે તેમ કહું છુ. તે ધ્યાનથી સાંભળીશ તો તને ઘણો ફાયદો થશે મેં તને પહેલાં કહ્યું તેમ દરેક કામ નિયમસર કરવાની ટેવ પાડવી જોઇએ આપણા ઘરના આગણામાં સગવડ પ્રમાણે સુન્દર બગીચો બનાવી, તેમા જાત જાતનાં ફુલઝાડ વેલા વગેરે વાવવાં જોઇએ તેવા બગીચાથી ઘરની સુન્દરતામા વધારો થાય છે અને સાયકાળે તેમાં પાણી છાંટી કુટુમ્બજનો સાથે કુદરતની લીલા નીહાળી થોડો વખત આરામ લેવાથી તન તથા મનને શાન્તિ મળે છે

દીવાનખાનું સાદા ટકાઉ અને સુશોભિત ફરનીચરથી તથા સારા જ્ઞાન મળે તેવા ફોટાગ્રાફથી ધારીયે તેવુ સુન્દર બની શકે છે

સ્ત્રીઓના ઓરડામાં દરેક ચીજ યોગ્ય જગ્યાએ મુકેલી જોઇએ. પોતાનાં તેમજ બાળકોના કપડાં સફાઇથી સંકેલી ખીલી ઉપર મુકવાં, અને બીજી હમેશાં કામમાં આવતી વસ્તુઓ તુરત મળી શકે તેવી રીતે સારી હાલતમાં રાખવી.

શયનગૃહમાં વપરાતાં ગાંદલાં, ઉસીકાં, ચાદર, ઓઢવાનાં ગરમ તથા સુતરાઉ કપડાં બને તેટલા સ્વચ્છ અને સહેલાઇથી સાફ થઇ શકે તેવાં રાખવા. તેમાં બીજો કંઇ ફાલતુ સામાન રાખવો નહી. બાળકોનાં ઓઢવા પાથરવાના કપડાં બનતા સુધી જુદાં રાખવાં.

કોઠારની કઠણાઇ ઓછી નથી. તેમાં રહેતી વસ્તુઓ ઉપયોગ પ્રમાણે વધારે ઓછી અને આગળ પાછળ, લેબલો મારી રાખવાથી તેનો દેખાવ સારો લાગે છે. ફક્ત દેખાવ ઉપર ધ્યાન નહી આપતાં તેની અંદર રહેતી વસ્તુઓની સ્થિતિની પણ વખતો વખત સંભાળ રાખવી જોઇએ. રસોડામાં જોઇતી વસ્તુઓ જેવી કે મસાલા, દાળ, ચોખા, લોટ ઘી, તેલ વિગેરે થોડા પ્રમાણમાં સારી રીતે ગોઠવી રાખવાથી તે સુન્દર લાગે છે તેમાં વપરાતાં વાસણો પણ બને તેટલાં સ્વચ્છ રાખવાં. ઘરમા રસોઇયો હોય તો તેના કપડાંની સ્વચ્છતા વિશે ખાસ સંભાળ રાખવાનું તેને કહેવાની જરૂર છે.

ભોજનશાળા રસોડાથી અલગ રાખવી. જમવા બેસવાની જગ્યા સુન્દર હોય તો ખોરાક ઉપર વધારે રૂચિ થઇ આરોગ્ય સારૂં રહે છે. ઘરમા ભીંતો ઉપર જાળાં ન બાઝે તેની ખાસ સંભાળ રાખવી. વર્ષમા એકજ વખત ઘરને ધોળાવાથી તેની સુન્દરતા તથા સ્વચ્છતામાં ઘણો વધારો થઇ તેમાં રહેતાં માણસોનું આરોગ્ય પણ સારૂં થાય છે. બ્હેન, છેવટમાં એટલુંજ કહેવાનું કે સુન્દરતાનો ઘણો ખરો આધાર સ્વચ્છતા ઉપર છે ઘર ગમે તેટલી કીમતી ચીજોથી ભરેલું હોય તો પણ જો તેમાં સ્વચ્છતા તથા સારી ગોઠવણી ન હોય તો તે ઘર સુન્દર લાગતું નથી. પણ તેથી ઉલટુંજ સાધારણ ચીજોવાળું સ્વચ્છ અને વ્યવસ્થિત ઘર આંખને આનંદ આપે છે. ઉપરની બાબતોમાં સારા નરસાનો બધો આધાર ગૃહિણી ઉપરજ છે. માટે તેણે પોતાથી બને તેટલો પ્રયત્ન ઘરને સુન્દર બનાવવા માટે કરવો જોઇએ.

શાન્તા—બ્હેન, તેં આજ મને ઘણો સારો બોધ આપ્યો છે. હવે બહુ મોડું થયું છે માટે હું મારે ઘેર જઇશ અને તેં કહ્યું છે તેમાંથી બનશે તેટલું કરવાનો પ્રયત્ન કરીશ ફરી કોઇ દિવસ ફુરસદે તારે ત્યાં આવી, તે બાબતમાં તારા અનુભવનો વધારે લાભ લઇશ એવી આશા રાખું છુ. તેં આજે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે.

સુશીલા—મેં તેમાં કાંઇ વિશેષ કર્યું નથી. મારી બ્હેનો પ્રત્યેની લાગણીને લઇને ફરજ બજાવી છે.

શાન્તા પછી જાય છે અને સુશીલા તેને આદરથી વળાવી, પોતાના કામમાં ગુંથાય છે.

# रमणीमणिमाला.

## પિતૃપ્રેમી પ્રમદાઓ.

લેખક—રા. રા. નટવર એમ. વીમાવાળા.

કૃષ્ણ પક્ષની કાળી રાત્રીમાં તારકાઓ પૂર્ણ તેજમાં પ્રકાશે છે. તે સમયે તેમનો પ્રકાશ સંપૂર્ણતાથી ખીલી ઉઠે છે. તેજ પ્રમાણે અઘોર કર્મોના અંધકારમય સમયમા ઘણીકવાર એવા વિરલાઓ પાકી ઉઠે છે કે તેઓ એવા અંધકારમય સમયને ઉજ્જ્વલ અને દેદિપ્યમાન બનાવી મૂકે છે.

ફ્રેંચ રેવોલ્યુશન ( રાજ્યક્રાન્તિ )નો સમય તેમાંનોજ એક હતો એમ કહી શકાશે. કારણ ખૂનામરકી અને કાપાકાપીની સાથેજ તેમા કેટલાક સ્ત્રીરત્નોનો ઝળકાટ એવો તો ઝળકી ઉઠયો છે કે તેનાથી એ ખૂનામરકીની ભયંકરતા કેટલેક અંશે દબાઈ જાય છે.

અહિં ફ્રેંચ રેવોલ્યુશન વિષે કાંઇક માહિતી અસ્થાનીય નહિજ લેખાય.

એ સમયમાં ફ્રાન્સમાં ઉમરાવ વર્ગ તથા ધર્મગુરૂઓનુ પ્રાબલ્ય વધી પડયુ હતું, તથા તે બે વર્ગોના હાથમાં સર્વ સત્તા હોઇ બાકીની પ્રજાઓપર તેમનો જૂલમ તથા સિતમ બહુ વધી ગયો હતો. ઉભયને કોઇપણ પ્રકારના કરમાંથી મુક્ત કરી સઘળો ભાર બીજી રંક પ્રજાપર નાખવામાં આવ્યો હતો.

એ ઉપરાંત રાજ્ય કારભારમાં લોકોની સલાહ લેવાવી જોઇએ તે પણ લેવાતી ન્હોતી લગભગ ૧૭૫ વર્ષ સુધી પાર્લામેંટ ( લોક પ્રતિનિધિઓની મંડળી ) બોલાવવામા ન્હોતી આવી. આથી લોકો અકળાઇ ગયા હતા

એ સમયે અમેરિકાએ પોતાને ઇંગ્લેંડથી સ્વતંત્ર જાહેર કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યુ ફ્રેન્ચ લોકોએ તેમાં મદદ આપી અને તે પછી પોતાના દેશમા પણ તેવો વહિવટ કેમ ન ચલાવવો એવો તેમને વિચાર થયો પરિણામે રાજાને ઉઠાડી મૂકવાને તેની સામે એક ગંજાવર બળવો થયો જેમા ઘણીક કાપાકાપી થઇ. નિર્દોષોના ટોળે ટોળાં કપાઈ મૂઆં, અકળાઇ ગયેલા લોકોએ સત્તાધારી અધિકારિઓમાંના સર્વને તેમના અમલદારોના જૂલમનો બદલો આપવા મારી નાખ્યા.

એજ સમયમાં કેટલીક પ્રમદાઓએ પોતાની પિતૃભક્તિ બતાવી આપી પોતાનુ નામ અમર કર્યું.

એ રેવોલ્યુશનમા પ્રથમ તો ઘણાકને કેદ કરવામાં આવ્યા એબેડી સેંટ જેરમેઇન તથા બીજા બધાં કેદખાનાઓ કેદીઓથી ઉભરાઇ ગયા.

એમાં જેકેસ કેઝોટ નામે ૭૩ વર્ષની વયનો એક વૃદ્ધ પણ હતો. તેણે કેટલાક વર્ષ સુધી સરકારી નોકરી કરી હતી. શેમ્પેનમા એ રહેતો હતો ત્યા ૧૮ મી ઓગસ્ટે એને પકડયો. એની પુત્રી એલિઝાબેથ ૨૦ વર્ષની એક ખુબસુરત યુવાનબાળાએ એને ત્યજી ન દેવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો. તેમને બન્નેને ઉપર્યુક્ત ભયંકર કેદખાનું—કેદીઓથી ખીચોખીચ ભરેલું અને જગા વગરનું—એબેડી સેંટ જર્મેઇન ત્હેમાં લઇ જવામાં આવ્યાં.

અહિં એલિઝાબેથને તેના જેવીજ યુવતી મેરીડી શોમબ્રુલ સાથે મેળાપ થયો. એ બાળા પોતાના પિતા ચાર્લ્સ વાઇકાઉન્ટ ડી સોમ્બ્રુલ *ઇનવેલાઇડસના ગવર્નર (દેખરેખ તથા ખબર અંતર રાખનાર) સાથે આવી હતી. તેને પણ કેદ પકડવામાં આવ્યો આથી એ પિતૃપ્રેમી બાળાએ તેની સાથે તેના સુખદુઃખમાં ભાગ પડાવવા કેદખાનાની જીંદગી કબુલ કરી.

એજ સ્થળે એક બીજી પિતૃપ્રેમી બાળા પણ આવી હતી. એલડી રેસ્ટીગ્નેક નામનો એક પુરૂષ—એ બિચારાએ ત્રણ માસ સુધી ગંભીર માંદગી ભોગવી હતી અને જ્યારે તેની સારવારને પરિણામે તે સારો થશે એવાં ઝાંખાં ચિન્હ દેખાવા માંડયાં હતાં ત્યારે તેને કારાગારમાં ઘસડવામાં આવ્યો હતો—પોતાની ભત્રીજી મેડેમડી ટ્રેસ લેન્ડ્રી સાથે આવ્યો હતો. માંદો હતો છતાં તેની કોણ દરકાર રાખે? કેદીઓથી છલાછલ ભરેલા એક ઓરડામાં—જ્યાં આસ્તે તેમ ફરવાની પણ જગ્યા ન મળે ત્યાં એને ઓગસ્ટ માસની ભયંકર ગરમી છતા ગોઠવવામાં આવ્યો.

સપ્ટેબરની બીજીએ લગભગ સો ખુનીઓ હથિયારથી સજ્જ થઇ કેદખાના તરફે આવ્યા. અને તે પછી તેમાંના કેદીઓને કસાઇઓની પેઠે તેમણે કાપવા માંડયા.

તેટલામાં જે જે સ્ત્રીઓ પોતપોતાના સગાંવ્હાલાંઓ સાથે આવી હતી તેમને છૂટી પાડી બાનુઓના ઓરડામાં પૂરવામાં આવી પરંતુ કેટલાક વખત પછી તેમણે વિનતિ શરૂ કરી કે અમને તેમની પાસે પાછાં લઇ જાઓ. મેડેમડી ટ્રેસ લેન્ડ્રીને કહેવામાં આવ્યુ કે તમારા કાકા સહીસલામત છે અને કેટલોક સમય પછી એમ જાહેર કરવામાં આવ્યુ કે બાકીના સઘળાઓને માફી બક્ષવામાં આવી હતી.

લગભગ બાવીસ બાનુઓ એકઠી થયેલી હતી અને તેમને કેદખાનું છોડી જવા કહેવામાં આવ્યું પરંતુ જે બે પ્હેલી આગળ થઇ તેનો વધ કરી નાખવામાં આવ્યો એટલે ન્હેણે તરતજ બૂમ પાડી. પાછાં જાઓ, 'પાછાં જાઓ, એતો પ્રપંચ છે.—જાળમાં ફસાવવાનું કાવત્રું છે.' આથી તેઓ સઘળી પાછી હઠી.

કિંતુ મેરીડી સોમ્બ્રુલ પોતાના પિતા પાસે જઇ પ્હોચી હતી; અને જ્યારે તે બ્હાર કમ્પાઉન્ડમાં આવ્યો ત્યારે તે પણ તેની સાથે બ્હાર આવી. તે પિતાની આસપાસ ઢાલ રૂપે રહી અને પેલા હિચકારા ખૂનીઓને કહેવા લાગી: "એ વૃદ્ધપર—એના સફેદ વાળ પર દયા કરો.—અને નહિ તો એક કટારથી મને બેજાન કરો અને પછીથી સુખે એનું લોહી પીઓ."

અસર થઇ ખરી. એક કહ્યું "-જો તું રાષ્ટ્ર (દેશ) ની સલામતી લઇને પીએ તો તને જવા દઇએ." સઘળાને રાષ્ટ્ર માટે જુસ્સો હતો કિંતુ અગડંબ ગબડંબને લીધે તે ક્રુરતા તથા દયાહીનતામાં ફેરવાઈ ગયો હતો.

આખા કમ્પાઉન્ડમાં લોહીની નદી ચાલી રહી હતી અને જે ગ્લાસ એને આપવામાં આપવામાં આવ્યું તેમાંનો પ્રવાહી પદાર્થ રાતો હતો. એ કશુજ નહિ પણ લોહી હતું. કિંતુ સોમ્બ્રુલ બિલકુલ ડરી કે કંપી નહિ. તેણે તે ગ્લાસ તરત મોંઢે માંડી ગટગટાવ્યું!

* ઘેન્ય હરકામાના પેન્શન ખાતા વયોવૃદ્ધ ઓફીસરો.

ગરાળીઓ તાળી પાડી ઉઠ્યા તથા વાહવાહ કરી ઉઠયા. એ ખૂનીઓએ પણ તે સમયે તેને વધાવી લીધી. ધન્ય છે એવી પિતૃભક્ત બાળાને !

પોતાના પિતાની સાથે તે પાછી છૂટી થવાને સમર્થ થઈ.

તેની જીંદગીના પાછળના ભાગમા રાતો દારૂનો પ્યાલો ધુત્કારી સિવાય તેનાથી જોણી થયતો નહિ. લોકોની એવી ધારણા ખરી હતી કે તેણે ખરેખર લોહી પીધું હતું પરંતુ તે એમ ધારતી કે એ પોતાનો ભ્રમજ છે. એ લોહી હતુંજ નહિ. અસ્તુ.

મેડમ સોમ્બ્રુલે એવી રીતમે પોતાના પિતાનું રક્ષણ કર્યું, એની ખબર પડતાંજ બીજી બાનુઓમાં ઉત્સાહ અને આનંદ પ્રસર્યો અને 'કેઝોટ' નામની બૂમ પડતાંજ એલિઝાબેથે બ્હાર નીકળી પોતાના પિતાનો સંગાથ કર્યો. અને ખૂનીઓની તલવાર તથા પિતાની છાતી વચ્ચે ઉભી રહી. ધન્ય છે એ બાળાને! ખૂનીઓએ પણ તેને એ પ્રમાણે વધાવી લીધી અને "માફી માફી" એવા પોકારો ઉઠ્યા. તેને માટે તરત રસ્તો કરી આપવામાં આવ્યો અને તે પિતા સાથે બ્હાર ચાલી ગઈ.

મેડમ લેન્ડ્રી એટલી બધી ભાગ્યશાળી ન હતી. તેના કાકાને તો તે સ્થારેજ મારી નાંખવામાં આવ્યો હતો પરંતુ તે તો, એ ભયંકર રાત્રીની ભયંકરતા વર્ણવવા જીવતી રહી.

કિંતુ કેઝોટ અને સોમ્બ્રુલ ઉભયને પાછળથી કેદ પકડવામાં આવ્યાં અને તેમની પુત્રીઓના સઘળા પ્રયત્ન વ્યર્થ ગયા. તેઓ તેમને બચાવી શકી નહી. કેઝોટને ફાંસીએ ચઢાવ્યો તથા સોમ્બ્રુલને મારી નાંખવામાં આવ્યો.

ધન્ય છે એવી પિતૃપ્રેમી પ્રેમદાઓને !*

---

## નવી આશાની જાગૃતિ.

આશાનાંને નૂરને શ્રદ્ધાનાં પૂરની,
　　ઉષા જાગી, ઉષા જાગી;
જાગો, જાગો, ઝીલનારી હો બ્હેન !
　　ઉષા જાગી, ઉષા જાગી:—આશાનાં.
આશાની ઉરાની ચેતન સનુરાશી
ચમકી જગાની નવનીજ જાગી
જાગો, જાગો, ઝીલનારી રે બ્હેન !
　　ઉષા જાગી, ઉષા જાગી—આશાના.
સાજની છે સોહતો આજે આશાર્ક:
મન મદાલસ જમનાંની યે ગાયત્રી ગાવ:
શક્તિના પ્રહરના પ્રભવ બાગના,
સુવર્ણ સુધાના ઝરે રે મેઘ;
જાગો, જાગો, ઝીલનારી રે બ્હેન !
　　ઉષા જાગી, ઉષા જાગી.—આશાના

—(સૌ. દેવીબાઈ મૂળજી શેઠ. સ્ત્રીઓને સંદેશ.)

---

* મિસ યંગ ( Yonge )ના લેખ ઉપરથી આધારે.

અને તેણે હાથ ઉંચો કર્યો. તરતજ તેના હાથમાં ફળ આવી પડવા લાગ્યાં. તેણે આવી રીતે ઘણાં ફળ એકઠાં કર્યાં, અને પછી તે નીચે આવી આ ઉપરથી તેની મા તથા બ્હેનોને ઘણોજ ગુસ્સો ચઢયો. બારણાં આગળ આવું સુંદર ઝાડ અને તે પણ એક આંખવાળી અને ત્રણ આંખવાળીને કામનું નહિ. વળી તે બે આંખવાળીનેજ કામનું એ જોઇને તેમની અદેખાઇનો પાર રહ્યો નહિ. અને તેમણે તેને ખુબ પજવવી એમ નક્કી કર્યું. એ ઉપરથી તે છોકરીએ સોનાનાં ફળ તોડવાં, તેમને બજારમાં વેચવા જવું અને તેના પૈસા અને તેની સારી સારી ચીજો ઘેર લાવવી એમજ નક્કી કરવામાં આવ્યું. તેમાંનું કંઇપણ તે છોકરીને આપવું નહિ એમ પણ ઠર્યું. આવી રીતે ઘણાં દિવસ સુધી ચાલ્યું.

એક દિવસે તેમના ઘર આગળથી રાજાની સ્વારી જતી હતી. તેણે આ સુંદર ચમત્કારિક ઝાડ જોયું. એને તો તેવા ઝાડને પોતાના મહેલમાં રોપવાનું મન થયું. તે ઉપરથી તે કોનું ઝાડ છે તે બાબત રાજાએ પૂછપરછ કરી. ચારે જણીઓ આ વખતે આંગણામાં ઉભી હતી. તેજ વખતે બે આંખવાળી છોકરીએ થોડાં સોનાનાં ફળ એકઠાં કર્યાં હતાં તેને જોઇને રાજાને ગુસ્સો આવશે એમ ધારીને બધાંએ તેને બેસાડી ઉપરથી ટોપલો ઢાંકી દીધો. પછી તેમણે રાજાને જવાબ આપ્યો કે "એ ઝાડ હમારૂં છે." રાજાએ કહ્યું "તમે જો એની એક ડાળી આપશો તો તેનું હું તમને માગશો તે આપીશ." હવે એક આંખવાળા ઝાડ ઉપર ચઢી અને ડાળી તોડવાનો પ્રયત્ન કરવા લાગી, પણ તેનાં હાથમાં એકે ડાળી આવી નહિ. ત્રણ આંખોવાળીએ પણ પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. બે આંખવાળી એ સર્વ જોતી હતી પરંતુ તેનાથી આગળ અવાય તેમ નહોતું માટે તેણે પોતાના હાથમાંથી એક ફળ નીચે ગબડાવ્યું તે જોતાંજ રાજાએ પૂછ્યું કે "આ ફળ ક્યાંથી આવ્યું અને તે કોને તોડતાં આવડે છે?" ત્યારે માએ જવાબ દીધો "હમારા ઘરમાં એક ગાંડી છોકરી છે. તેને આ ફળ તોડતાં આવડે છે, મહારાજ, આપને એના સામું જોવું પણ ગમશે નહિ." રાજાએ કહ્યું "એ છોકરી ક્યાં છે? મને જોવા તો દો" પછી તેના ઉપરથી ટોપલો કાઢી નાંખી, તેને રાજાની સંન્મુખ ઉભી કરી. તેને જોઇને રાજાને જણાયું કે તેની મા તથા બ્હેન મૂર્ખ છે. તે છોકરીનાં તરફ ફરીને રાજાએ કહ્યું "છોકરી, આ ઝાડની ડાળી તને કાપી આપતાં આવડે છે?" તેણે જવાબ દીધો, "હા, તે ઝાડ પણ મારૂં છે" એમ કહીને તેણે તે ઝાડની ડાળી કાપી. આપી રાજાએ પ્રશ્ન કર્યો "તને આ બદલ શું ઇનામ આપું?" છોકરીએ જવાબ આપ્યો "મને અહીં ઘણું દુઃખ પડે છે. આપ મને આપને ઘેર લેઇ જાઓ" હવે રાજા તેને પોતાની સાથે લેઇ ગયો અને મહેલમાં રાજકુંવરીની પેઠે રાખવાનું ઠરાવ્યું. આણી તરફ ઘેરથી આ છોકરી ગઈ કે તે ઝાડ અદૃશ્ય થઇ ગયું, અને મા તથા બન્ને બ્હેનોને દુઃખ પડવા માંડ્યું. તે એટલે સુધી કે થોડા દિવસ પછી આ ત્રણે જણીઓને ઘેર ઘેર ભીખ માગવાની જરૂર પડી. એક દિવસ તેઓ રાજ મહેલ આગળ આવ્યાં. તેમને રાજકુંવરી (બે આંખોવાળી છોકરી) એ ઓળખ્યાં. તેમની સ્થિતિ જોઇને તેમને દયા આવી, અને રાજાની રજા લેઇ તેણે તેમને રાજમહેલમાં રાખવાનું નક્કી કર્યું.

સારઃ—અપકાર ઉપર ઉપકાર.*

---

* મરાઠી ઉપરથી.

"હિન્દી સ્વરાજ્ય"ની હીલચાલના લોકનાયકો.



મિ. બી. પી. વાડીયા.



મિ. જ્યોર્જ એરૂંડેલ.

By the courtesy of 'Samalochak.']

[ The Manoranjan Press Bombay.

# સુન્દરી સુબોધ :: માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે માટે—પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરુષો, અને બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દેશહિત છે

પુસ્તક ૧૪ મું.] જુન: ૧૯૨૭. [અંક ૬.


## चन्द्रकला.

माजी ! जे लोको आकाशनी अंदर वादळांमां रहे छे तेओ मने बोलावे छे अने कहे छे:–

" अमे सवारथी सांज सुधी रमीअे छीअे. अमे सोनेरी संध्याथी आरंभी, रुपेरी सायंकाळी संध्या पर्यन्त गम्मत करीअे छीअे. "

त्यारे हुं पूछुं छुं: " हुं त्हमारी पासे केम आवी शकुं ? "

तेओ कहे: " पृथ्वीने छेडे आव. व्योम भणी हस्त उंचा कर अने जरूर अम्हे त्हने वादळामां लेशुं. "

हुं कहुं: "मारां मातुश्री म्हारी घेर राह जुअे छे, त्हेमने छोडी हुं केवी रीते आवी शकुं ? "

आ श्रवण करतांज तेओ स्मित करी चाल्यां जाय छे. मातुश्री ! तेओनां करतां पण एक उत्तम गम्मत हुं जाणुं छुं. त्हमारे चंद्र थवुं अने हुं वादळुं थइश. म्हारा बन्ने हाथथी हुं त्हमने ढांकीश. माजी ! ए केवुं सारुं ?

दरियानां मोजां उपर वसनार लोक मने कहे छे:–

" अमे सवारथी सांज सुधी गीत गाइए छीए अने मुसाफरी करीए छीअे. अमे क्यां जइए छीए तेनी पण खबर पडती नथी. "

" हुं तमने केवी रीते मळी शकुं ? " हुं तेमने पुछुं छुं. तेओ कहे: " दरिया किनारानी कोर उपर आव अने तारां चक्षु तद्दन बंध करी उभो रहे तो जरुर तने मोजां उपर लइ जइशुं. "

हुं कहुं: " मारां मातुश्री म्हारी वाट जुअे अने हुं केम आवी शकुं ? "

आ सांभळी तेओ हसे छे, नाचे छे अने चाल्यां जाय छे. माजी ! तेओना करतां पण सरस रमत हुं जाणुं छुं. हुं थइश मोजुं अने किनारो त्हमारे थवुं. हुं गबडतो गबडतो त्हमारा खोळा उपर पछडाइश अने हसीश; अने आपणे क्यां गयां ए दुनियामांथी कोइ पण नहिं जाणी शके.

# काव्यकुंज.

## ગૃહરાજ્ઞીને અભિવન્દન.

લેખક· શ્રીયુત “ નૂતનશ્રી. ”

નીચે નમાવી દૃગ પાપણ સ્નેહ ભીની,
મિઠુ હસી વિનીત ભાવ ખિલાવી ઓષ્ટે,
લાલી કપોલ પરની વિનયે વધારી,
ધીમી ધીમી પગલીથી ગૃહરાજ્ઞી આવો.

રાજ્યાસને હૃદયના ચિર સ્થાપવાને,
ને સ્નેહલગ્ન મુકુટે અભિષેકવાને;
રાજ્ઞી છતાં વિરલ સેવક યોજવાને,
આ દાસ—રાજ્ઞીપતિ—આપ સમીપ ઉભો.

આવો અહિં પ્રણયના સુખ મ્હાલવાને,
નિત્યે નવીન પથમાં પ્રિય ચાલવાને;
આવો અહિં સકળ સ્વપ્ન ખરાં કરીશુ,
ને વાઞ્છના હૃદયની સહુ પૂરી દેશુ.

સંસાર માંહિ મિત ક્લેશ વિશેષ સાધે,
શયતાન નિત્ય નિજ કાર્ય અનેક સાંધે;
એવે પધારી પ્રણયામૃત મોંઘું લાવો,
ને શાન્તિ સુખમય જીવન આ બનાવો.

સંસાર માંહિં સઘળું મળવું સહેલું,
મુશ્કેલ માત્ર પ્રણયામૃત પ્રાપ્ત થાવુ;
તો સ્નેહબિન્દુ કરમાં લઇ વેરી આવો,
ને મિત્ર ! સૌ તૃષિતને કંઈ શાન્તિ આપો.

છે આપના સુલભ યોગ વિશે મારૂં—
ને આપણા સતત યોગથી, શ્રેય સૌનું;
તો કાં નહિં પરમ આત્મનું ઐક્ય લેવું ?
આવો સમાવી ઉરમાં ઉર વ્હાલી ! દઉ.

## પ્રભુને પ્રશ્ન.

લેખક—શ્રીયુત્ "સ્નેહસાગર."

રડવા દીધાં પ્રભુ અશ્રુ તો, ક્યાં ઝીલવા સ્નેહી, પિતા ?
ગીત કુંજવા મુખમુખ દીધુ તો સુણનાર કહીં, પિતા ?
ઉર ચમનમાં ગુલ જો ખીલાવ્યાં સુંઘનાર તાત ક્યાં ?
પ્રભુ ! એક આપી એક માટે ઝુરવવા ક્યમ ક્રૂરતા ?

પ્રભુ ! એક દીધું જો કદિ બીજું ન દીધું ક્યમ ? કહે,
ઝરણું હૃદયમા ઉછરતાં તે સમવવા સર ક્યાં ? કહે,
ઉરથી વહાવી જો કવિતા સુણનાર ક્યાં વસે ?
પ્રભુ ! એસ વ્હાલા, એવ મ્હારૂં હૃદયના થોભી શકે.

---

## એક મુગ્ધકુમારી બાલાને.

લેખક—શ્રીયુત "કુસુમાકર."

બાલે ! ત્હારા નેણુમાં કૌમાર જોને નિતરે,
બાલે ! ત્હારા વેણુમાં કૌમાર જોને નિતરે;
બાલે ! ત્હારાં કહેણુમા કૌમાર જોને નિતરે,
બાલે ! ત્હારા સ્પર્શમાં કૌમાર જોને નિતરે,
બાલે ! ત્હારા હર્ષમાં કૌમાર જોને નિતરે

નિર્મળ ઉજ્જવલ સુન્દર સ્નિગ્ધ,
ફરકે-મધુરે-સુખરે-શું સ્મિત !

અદૃશ્ય પિચ્છિકા કઇ છુપું છુપુ ચિતરે,
કોઇ કળાયલમાં મૂર્તિ કોની તરે !
કોને જોતાં તે અહીં નેણુમાં ત્હારા ઠરે,
કોની છુપાવી છબિ કહેતી અહો અંતરે !

મધુરા મધુરા આ શા સુખભાવ !
ઘેલી આ તે શા ઉરસ્રાવ !

સ્નેહનાં અશ્રુ અવિ આમ તું કાં સરે !
પ્રેમ, પ્રેમ, પ્રેમ, ત્હારા અંગે પ્રેમ નિતરે !

---

# વિયોગ.

લેખકઃ—શ્રીયુત "નલિનીકાન્ત."

( ઓધવજી સન્દેશો કહેજો શ્યામને એ રાગ— )

ખીલી મન ગમતી આ ચારૂ ચન્દની
ઉજળા મ્હારા ગૃહના ચોક સુહાય જો,
દિસે કેવી અમી ઝરતી આ ચન્દ્રિકા
જગ આખું કે આનંદે ઉભરાય જો,
ખીલી મનગમતી આ રસભર ચન્દની.

કિન્તુ આગ બળે છે મ્હારા ઉરમાં,
આંખલડી મુજ આંસુથી છલકાય જો,
પ્રાણ પતિ મુજ દૂર વસે પરદેશમાં
બોલ સખી ! શી રીતે સુખ પમાય જો ?
ખીલી સુંદર રસઝરતી આ ચન્દની.

પ્યારાએ સન્દેશો રૂડો પાઠવ્યો
"આવું છુ વ્હાલી ! હું આજ પ્રભાત જો,
પ્રાતઃ વીત્યુ ને સંધ્યા પણ વીતી ગઇ
જોઉં ઉભી વ્હાલાની હું વાટ જો,
ખીલી આહા ! મનગમતી રસ ચન્દની.

સ્નેહ ભર્યાં મોતીડાં શાં ઉર આંસુઓ
ખેર્યાં સખિ ! મેં આજે આઠે પ્હોર જો,
રે ! રે ! પ્રાણપતિ આજે આવ્યા નહિ
પૂરે કોણ સખિ ? અંતરના કોડ જો,
ખીલી મનગમતી આ રસભર ચન્દની.

કોયલડી સન્દેશો મનહર આપતી
"તુજ વ્હાલાએ લીધો ગૃહનો પન્થ જો,"
પ્રાર્થુછુ હું પ્રેમ થકી પરમેશ્વરા !
કુશલ પધારે વેગે મ્હારા કન્થ જો
ખીલી મનગમતી આ ચારૂ ચન્દની.

---

## ત્હારા ઉપકાર.

લેખકઃ—શ્રીયુત "વિવિત્સુ."

(ક્યાંથી આ સંભળાય મધુર સ્વર—એ રાહમાં.)

શું માનું ઉપકાર ? સખિરી ! શું માનું ઉપકાર ?
તું મુજ જીવનધાર, સખિરિ ! તું મુજ ચક્ષુ તારે.

સકલ કુટુમ્બ ત્યજી મુજમાં ત્હેં કેન્દ્રિત કીધો પ્યાર
વલ્લરી સમ વળગી મુજ કંઠે, તે તે કયમ વિસરાય ?—સખિરિ.

અણુ સમજણમાં લીધી દીક્ષા, લગતણી પણ પ્રાણ !
સર્વે ધર્મ સખિ ત્હેં પાળ્યા શાં શાં ગાઉં ગુણ-ગાન ?—સખિરિ.

હરિણી સમ સહને ફરતી તું, નયન ઝરે અમિધાર
સ્નેહ દૃગે અવલોકી મ્હને ત્હેં, દીવ્ય કરાવ્યાં પાન—સખિરિ.

પ્રણય સરળતા ને શુચિતાના, શિખવ્યા સખિ ત્હેં પાઠ
તે સ્મરણે આજે તરતાં ઉરમાં, મુજ મોહ ન માય—સખિરિ.

તું ગૃહલક્ષ્મી તું અમિવર્તી મુજ નયનોની પ્રાણ !
તુજ સ્પર્શે પ્રતિઅંગે ચેતન, ને રસ મધુરો જાય—સખિરિ.

પ્રાણ થકી અધિકો સખી ! ત્હારો, મુજપર નિર્મળ પ્યાર
સ્નેહભર્યાં સ્વપ્નો કરતી તું જ્યાં જરી જાઉં બ્હારે—સખિરિ.

સાંજે ગૃહ ફરતાં સખિરિ ! જો સહજ વિલંબન થાય
તર્ક વિતર્ક કરે કંઇ કંઇ તું, અકળાઇ રડી જાય—સખિરિ.

(વસંતતિલકા.)

ત્હારાં રસાયન સમાં વચને સખિ ! આ પામ્યાં હલો હૃદયપદ્મ તણાં વિકાસ;
ઉલ્લાસ ને નૂતન જીવન અર્પિયું ત્હેં; નાખી પરે મુજ કૃપાભરિયાં કટાક્ષે.
ત્હેં દીપ્ત કીધિ હૃદયે મુજ પ્રેમજ્યોતિ, પોષ્યા ઉરે સ્થિત અપૂર્ણ પવિત્ર ભાવો;
ત્હેં શિખવ્યા, સખિરિ ! ધર્મ પ્રભુપ્રતિના, તું કિર્તિની જીવનની થઇ હા સુકાની.
અભ્યાસમાંય કરતો સખિ ! જ્યાં પ્રમાદ, ત્હારી સ્મૃતિ થકી પ્રયાસ નવિન થાય;
અદૃશ્ય પ્રાણ ! રહી ધૈર્ય અતુલ આપે, આ ઉપકાર સખિ ! કેમ જશ્યા ભૂલાશે ?

---

# અસિ અને દીપ.

લેખક:—રા. રા. હરિલાલ બાળકૃષ્ણ પરીખ.

*એવું કહેવામાં આવે છે કે જન્મ વખતે છોકરાની દ્રષ્ટિ અસિ તરફ અને છોકરીની દ્રષ્ટિ દીપ તરફ સ્થિત થએલી હોય છે

(૧)

માગું કઈ ભેટ દેવ પાસથી રે લોલ
યૌવન નિર્દોષ તુજ કાજ જો,
ઇચ્છુ શી ઉન્નતિ પ્રભુ પાસથી રે લોલ?
કીર્તિ, સત્તા, જમિન, પદવીઓ રે લોલ?
પુત્ર! નહિં માગું તુજ કાજ જો,—
ત્યારે શું ઇચ્છુ પ્રભુ પાસથી રે લોલ?
હસ્તોમાં એવું બળ આવજો રે લોલ
નિર્ભયથી ધરવાને વીર જો
માગું અજીત અસિ સત્યની રે લોલ.

(૨)

શી શી આશીષ મધુર બાલિકા રે લોલ
યાચું હું ત્હારા કાજ જો;
સ્વર્ગના દેવોને શુ વિનવું રે લોલ?
સૌંદર્ય લક્ષ્મી નહિં મોહિની રે લોલ,
નહિં માગું સુવર્ણની આસીષ જો,—
ત્યારે શું ઇચ્છું પ્રભુ પાસથી રે લોલ!
કોમળ પવિત્ર ત્હારા હસ્તમાં રે લોલ
લાલિત્યે ધરવાને બ્હેની! જો
માગું અખંડ દીપ સ્નેહનો રે લોલ.

## સતીની મહત્તા.

શ્રેષ્ઠ લક્ષ્મી સંસારમાં, સર્વ સારમાં સાર;
સાચું સુખ સંસારનું, સુઘડ સલુણી નાર.
તારણ તરણ ત્રણ લોકમાં, અબળા ગુણ આગાર;
અંત સમે અળગી નહિં, આત્માનો આધાર.

સૌ. મણિબહેન મહુન્ત.

* મીસીસ સરોજીની નાયડુના કાવ્ય ઉપરથી.

# समाज–साहित्य–विज्ञान.

## શ્રીયુત રવીન્દ્રનાથ ટાગોરની બોલપુર શાળા.

("વેદાન્ત કેસરી" પત્ર ઉપરથી.)

લેખકઃ—રા. રા. ભટ્ટજી બળદેવજી મુ.

શ્રીયુત સર રવીન્દ્રનાથ ટાગોર, જે અદ્વિતીય સંસ્થા બોલપુર ખાતે નિભાવી અને ચલાવી રહ્યા છે, તેનો વિસ્તારપૂર્વક હેવાલ અત્યાર સુધી અમારા જોવામાં આવ્યો હોય એમ અમને સાંભરતું નથી. મદ્રાસના "વેદાન્ત કેસરી" પત્રના ચાલુ અંકમા "શ્રીશૈલે" જે વિગતવાર હેવાલ આપ્યો છે તે અંગત અવલોકન ઉપર રચાયલો છે અને તે પ્રૌઢ લ્હેલો-અમારી નજરમાં આવ્યો છે અને તેનો અક્ષરશઃ ઉતારો અમે નીચે આપીએ છીએ-

હિંદુ ધર્મના કીર્તિ સ્તંભરૂપ પ્રાચીન પદ્ધતિના પુનરોદ્ધારને વાસ્તે હિંદુસ્તાનમાં મતત પ્રયત્નોની ખામી નથી. હરદ્વારના ગુરૂકુળ અને ઋષિકુળ તેમજ બોલપુર બ્રહ્મચર્ય આશ્રમ આવા પ્રયત્નોનાં ઉત્તમોત્તમ દૃષ્ટાંત છે, એવું પ્રત્યેક વ્યક્તિને લાગ્યા વગર રહેશે નહિ. આ વર્ષની નાતાલની રજાના દિવસમાં બ્રહ્મચર્ય આશ્રમનો લેખકે અંગત અનુભવ લીધો હતો. તેનો સવિસ્તર હેવાલ આપવો એ આ લેખનો આશય છે.

છેલ્લાં ૧૭ વર્ષથી "બોલપુર શાળા" હયાતિ ભોગવે છે પણ તેનું નામ અને કીર્તિ બંગાલ પ્રાંતની પેલી તરફ પ્રસર્યાં નથી. છેક સને ૧૯૧૪ માં જ્યારે બંગ કવિ શ્રીયુત રવીન્દ્રનાથ ટાગોરને "નોબલ પ્રાઇઝ" મળ્યું અને તે સમાચારથી આખી દુનિયામાં તે પુન્યશાળી કવિની કીર્તિનો પડઘો પડી રહ્યો ત્યારે તેનીજ સાથે અંગભૂત રહેલી બોલપુર ખાતેની કેળવણી વિષયક પ્રવૃત્તિઓએ અગ્રસ્થાને આવી સર્વ કોઇનું ધ્યાન ખેંચ્યું.

શ્રીયુત રવીન્દ્રનાથના ઋષિતુલ્ય પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના મનમાં–અંતરમાં આવી પ્રાચીન પ્રથા ઉપર શાળા ખોલવાની પ્રથમ સ્ફુરણા થઇ હતી. તે મહર્ષિએ પૃથ્વી અનેક અરણ્યના વિશાલ ક્ષેત્રમાં ધ્યાન સ્વતંત્રતાથી ફરીફરી પ્રભાવ અનુભવ્યો હતો તેથી આ શાળા માટે આવી જગ્યા પસંદ કરી હતી. બે સપ્ત પર્ણ વૃક્ષો (જેમને બંગાલીમ ચાટીમ વૃક્ષ કહેવાય છે અને તામિલમાં ર્દઝી બાઇ પૈલી કહેવાય છે તેમની) નીચે તેમનું સમાધિસ્થાન હતું. તે જગ્યાએ એક સ્મારક તકતી છે. તેમાં બંગાલી ભાષામાં નીચે પ્રમાણે કોતરેલું છે—"તે મારા જીવનના સુખરૂપ છે, મ્હારા હૃદયનો આનંદ છે અને મારા આત્માની વિશ્રાંતિ છે."

નાની નાની ટેકરીઓવાળા વિશાળ મેદાનમાં, સાલ વૃક્ષથી ખીચોખીચ, ઉંચ જમિન ઉપર એક વિશાળ ઉદ્યાનનો ચિતાર આપણી નજર સમક્ષ ખડો કરીએ તો બોલપુરના બ્રહ્મચર્ય આશ્રમનો આબેહૂબ ખ્યાલ આપણને આવ્યા વગર રહેશે નહિ બરદ્વાનથી ૩૩ માઇલ દૂર અને કલકત્તાથી ૯૯ માઇલ (ઇસ્ટ ઇન્ડીયા રેલ્વે લુપ લાઇન

દૂર ધોલપુર સ્ટેશન છે. તેનાથી ત્રણ માઇલ દૂર આશ્રમ આવેલો છે. ધાધળીયા શહેરી જીવનથી આશ્રમ ઘણોજ દૂર છે. તે સ્થાન શાંતિ અને રમણીયતાનું કેન્દ્ર છે—આ સ્થાન એવું છે કે જ્યાં બાહ્ય કુદરત અને અંતરાત્માની એકતાની મનોહર સંગતિ અનુભવાય છે. આશ્રમનો બગીચો શ્રીયુત કવિએ ઘણો સુધાર્યો છે. સાલ અને આંબાના વૃક્ષના ઝુંડની છાયા ઠંડક, આનંદ અને સુખ અર્પે છે. રમત ગમત અને કસરત માટે મેદાનો વિશાળ અને ખુલ્લાં છે. સ્વચ્છ તાજી હવાની ખામી કોઇ પણ દિશાએ નથી, અને બાગમા કુવા છે તેમાથી પીવાનું પાણી વપરાશમાં લેવાય છે. એક નાનું તળાવ ખોદવાને સારૂ પ્રયત્ન કર્યો હતો પણ ભર ઉનાળામાં તળાવનું પાણી સુકાઇ જવાથી તે ખોદવાનો પ્રયત્ન છોડી દેવો પડયો હતો. આવા 'ગુરૂકુળ' ( વસતીગૃહશાળા ) વાસ્તે આ સ્થાન અપૂર્વ છે અને આશ્રમ વાસ્તે આવી અલૌકિક ભૂમિ પસંદ કરી, તે માટે સંસ્થાનો સ્થાપક ભાગ્યશાળી ગણાવો જોઇએ.

ખુલ્લી હવામા ચાળાના વર્ગો લેવાય છે અને શિષ્યો ઝાડની નીચે સાદડી ઉપર બેસે છે. વરસાદની મોસમમાં, શિષ્યો શિક્ષકોના ખંડમાં ભેગા થાય છે. શિક્ષકોએ, વિદ્યાર્થીઓને પોતાથી બની શકે ત્યા સુધી મદદ આપવી તેમજ તેમની બધી શક્તિઓ ખીલે એ પ્રમાણે પ્રયાસ કરવો એવી એમને માથે ફરજ છે. વિદ્યાર્થીઓમાં આધ્યાત્મિક પ્રેરણાની જાગૃતિ કરવામા આવે છે અને તેની ખીલવણી–તેના વિકાસ–વાસ્તે સાદા અને કુદરતી રસ્તા લેવાય છે અને જે વિદ્યાર્થીની વૃત્તિ કળા અથવા સગીત તરફ વળેલી હોય છે તેને પુરેપુરી ખીલવવા વાસ્તે પુરતા અવકાશ તથા સાધન પુરાં પાડવામાં આવે છે. એક આનંદની વાત એ છે કે વિદ્યાર્થીઓમાં એક બાલક કારીગર અને બાલક કવિ પણ છે. મોતીન્દ્ર ભૂષણ ગુપ્તાના હાથથી ચીતરેલા નમુના ઘણા આબેહુબ હતા અને એસ સી. રોયનાં કાવ્યો, કલ્પના અને સંગીતની ઉત્કૃષ્ટતામાં એક સાક્ષરના શબ્દોમાં, ખરેખરી કાવ્યાત્મક શક્તિવાળા હતા.

શાળામા મુખ્યસ્થાન સગીત અને નાટકના પ્રયોગોને આપવામાં આવે છે અને તેમાં સ્થાપક પણ ઘણુંખરૂં ભાગ લે છે. ગીતો સાધારણ ભજનોની માફક રસ વગરનાં હોઇ, નૈતિક ભાવના પ્રેરનારાં નથી હોતાં પણ સંગીત સાથે–રાગતાલ સાથે નૈતિક ભાવના પ્રેરે છે. બાલકોને સંગીત એટલુ બધું પ્રિય થઇ પડયુ છે કે જ્યારે વર્ગ બંધ થાય છે ત્યારે સાંજના અને વર્ષાઋતુમાં નવરાશનો વખત ગાનતાનમાં તેઓ વીતાડે છે. સવારે અને સાંજે બાલકો વાસ્તે ઉઘાડી જગ્યામાં પ્રાર્થના સારૂ ૦। કલાક જુદો રાખવામાં આવે છે.

વર્ષમા બે વખત બાલકોને આશ્રમમાં દાખલ કરવામાં આવે છે. (૧) આષાઢી પ્રતિપદાથી તે પૂર્ણિમા સુધીમા અને (૨) પૂજાની રજા પછીના પખવાડીયામાં. સામાન્યત ૧૧ વર્ષની ઉપરના બાળ... આશ્રમમાં દાખલ કરવામાં આવતા નથી અને સાધારણઃ રીતે આશ્રમમાં દાખલ થ... ઉમ્મર સાત કે આઠ વર્ષની હોય છે.

દરેક વિદ્યાર્થી... તે દાખલ થવાની ફી તરીકે રૂ. ૨૦ લેવાય છે. અને દરેક વિદ્યાર્થીની માસિક ફી ... ૨૦ રાખી છે. રહેવાનું, ખાવાનું, દીવા, ધોબી, હજામત, દાક્તરની દેખરેખ અને દવા... નો સમાવેશ માસિક ફીની અંદર થાય છે. ... વારામા

સ્થાપક

લખવાના સામાનના રૂ. ૫ જુદા લેવાય છે અને જ્યારે તે થઈ રહે છે ત્યારે બીજા રૂ. ૫ મુકવાં પડે છે. બંગાળી મહિનાની શરૂઆતના પહેલા અઠવાડીઆમાં દરેક વિદ્યાર્થીને ફી ભરી દેવી પડે છે પણ ત્રણ અઠવાડીઆની છૂટ અપાય છે. આ મુદત પછી જો ફી આપવામાં આવે તો ફી ઉપરાંત રૂ. ૨ દંડ તરીકે લેવાનો ધારો છે.

દરેક વિદ્યાર્થીને પોતાની સાથે નીચેની સામગ્રી રાખવી પડે છે. (૧) પથારી–ધાબળો, ચાદર, રજાઇ, મચ્છરદાની અને તકીઓ. (૨) કપડાં–૭ ધોતી, (૧૧ વર્ષની અંદરના બાલક માટે પાંચ ધોતી અને ચાર પાયજામા) શર્ટ, ગંજીફરાક અને ટુવાલ (શરીર લોહવાના રૂમાલ). (૩) વાસણ–એક લોટો, બે પ્યાલા, એક થાળી, અને એક કાચનું પાલું (૪) પુસ્તકો, નકશા, ખડીઆ, કાગળ, કલમ અને પેન્સીલો.

આશ્રમના બાલકોને નીચેના વિષયો શીખવવામાં આવે છે. (૧) સંસ્કૃત, બંગાળી, અંગ્રેજી, ગણીત, ઇતિહાસભૂગોળ, વિજ્ઞાનનાં મૂળતત્વો, કુદરતનો અભ્યાસ અને સંગીત. શિક્ષણ બંગાળી ભાષાદ્વારાજ અપાય છે, એ ત્યાંના શિક્ષણનું એક ખાસ લક્ષણ છે. કલકત્તા યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં આ આશ્રમના વિદ્યાર્થીઓ બેસી શકે છે અને તેથી કેળવણીનું ધોરણ હલકું નથી. મેટ્રીક થયા પછી ઘણા વિદ્યાર્થીઓ આ આશ્રમનો ત્યાગ કરે છે પણ એક બે વિદ્યાર્થીઓ સંસ્કૃતનો આગળ અભ્યાસ કરવા અહિં વધારે રહે છે.

મુખ્યત્વે કરીને, ફુટબોલ, ક્રીકેટ અને એવી નાની પ્રજાવર્ગીય ગમ્મતોની રમત અહિંનાં વિદ્યાર્થીઓ રમે છે. શિક્ષકોની સાથે ઘણે દૂર સુધી ઉઘાડા મેદાનમાં વિદ્યાર્થીઓ ફરવા જાય છે. બગીચો બનાવવામાં અને સુતારકામ વગેરે શીખવામાં વિશ્રામ–વિનોદના વખતનો ઉપયોગ કરાય છે. વિદ્યાર્થીઓનો ફુલનો બગીચો અને રસોડું–આ બે વસ્તુની નોંધ ખાસ લેવા લાયક છે. ઘણુંખરૂં વિદ્યાર્થીઓ જુદા જુદા પ્રદેશો જોવા ટોળીમાં નીકળી પડે છે અને આ લેખક ત્યાં હતો તેવામાં વિદ્યાર્થીઓની બે ટોળી આવી સફર મારવા નીકળી પડી હતી. એક અટપુર ગઈ હતી અને બીજી ઐતિહાસિક શહેર મુર્શિદાબાદ તરફ ગઈ હતી.

વિદ્યાર્થીઓના દૈનિક જીવનનો કાર્યક્રમ આપણું ધ્યાન ખેંચે એવો છે. આશ્રમની આસપાસ ફરતી કેટલાક બાલકોની ટોળીનાં મધુર સંગીતધ્વનિથી વિદ્યાર્થીઓને સવારના સાડાચાર વાગે ઉઠાડવામાં આવે છે. સૌથી શરૂઆતમાં તેઓ પોતાની જગ્યા વાળી ઝુડીને સાફ કરે છે અને પછી અંગ કસરત કરવા બ્હાર નીકળી પડે છે. ત્યાર પછી ઠંડા પાણીનું સ્નાન, આશ્રમના નોકરોએ કુવામાંથી ઉલેચતી પાણી કાઢી ટાંકામાં ભર્યું હોય તેમાંથી કરે છે. ખુલ્લી જગ્યામાં ધ્યાન અને પ્રાર્થના સારૂ થોડોક સમય અપાય છે. સાત વાગે નાસ્તાનો વખત રાખવામાં આવ્યો છે; અને સાડા સાતથી સાડાદશ સુધી શિક્ષણ અપાય છે. ત્યાર પછી ત્રણ કલાકની વિશ્રાંતિ મળે છે. તે વખતમાં આશરે અગીઆરેક વાગે બપોરનું ભોજન આપવામાં આવે છે. આશ્રમમાં માંસ કે મત્સ્યાહારનો નિષેધ છે. વિદ્યાર્થીઓ જમવાના સામાન્ય ઓરડામાં ભેગા થાય છે અને ત્યાં સર્વ ભ્રાતૃભાવથી ભોજન જમે છે. પણ જો બાળકોના વાલીની ઇચ્છા જ્ઞાતિબંધનને લીધે પોતાના બાળકને જૂદો જમાડવાની હોય તેને તેમ કરવા દેવામાં આવે છે પણ જો બાળક એક વખત સામાન્ય

ભોજનગૃહમાં ગયો હોય તેને ફરીથી જૂદા જમાડવાના ઓરડામાં જવા દેવામાં આવતો નથી. પણ આ બંધનો શિથિલ થતાં જાય છે. કોઇને વાસ્તે 'ખાસ' ખોરાકની ગોઠવણ નથી, પણ દરેકને સામાન્ય ખોરાક લેવો પડે છે. માંદગીના વખતમાં, ડાક્ટરના કહેવાથી ખાસ ખોરાકની ગોઠવણ થાય છે. આશ્રમમાં રસોઇ કરનારા બ્રાહ્મણ હોય છે અને સવાર તેમજ સાંજના ભોજનમાં દુધનો મુખ્ય ભાગ હોય છે.

ગયે વર્ષે પત્રક ઉપર બાળકોની સંખ્યા ૧૪૦ કરતાં વધારે હતી અને શિક્ષક વર્ગમાં ૧૮ જણ હતા. તેમાં ૨ યુરોપિયન પાદરી શિક્ષક હતા. તેમનાં નામ રેવ૦ મી. એન્ડ્રુસ અને મી૦ પીઅર્સન. બાબુ સંતોષચંદ્ર મઝમુદાર અમેરિકા યુનિવર્સિટિના ગ્રેજ્યુએટ છે અને આ સંસ્થામાં અપૂર્વ રસથી ભાગ લે છે. વિજ્ઞાનના શિક્ષક બાબુ જગદાનંદ રોય છે અને તે એક રમુજી પુરૂષ છે. તેઓ આ શાળાની શરૂઆતથી શિક્ષક તરીકે છે અને શાળાની કીર્તિ ધીમે ધીમે કેમ વધી તેનું ધ્યાન આપતાં એમના ચ્હેરા ઉપર સંતોષ ખુલ્લે ખુલ્લો જણાતો હતો. બંગાળી ભાષામાં વિજ્ઞાન વિષયક એમનાં કેટલાંક પુસ્તકો છે અને એમની કીર્તિ આશ્રમની બ્હાર ઘણે દૂર પ્રસરી ગઇ છે. પ્રિન્સિપાલ નેપાલ ચંદ્રરોય ઇતિહાસનો વિષય શીખવે છે અને અંગ્રેજી શીખવવાનું યુરોપીયન શિક્ષકોને સોંપવામાં આવ્યું છે. મુંબાઇ ઇલાકાના દક્ષિણી બ્રાહ્મણ મી. ભીમરાવ શાસ્ત્રી કર્ણાટકી સંગીત શીખવે છે; જ્યારે હિંદુસ્તાનની સંગીત બાબુ દ્વિજેન્દ્રનાથ ટાગોર લે છે. મદ્રાસ ઇલાકાના મી. સુબારાવ કેટલોક વખત સુધી શિક્ષક વર્ગમાં હતા પણ હવા માફક ન આવવાથી એમને બોલપુર છોડવું પડયું હતું.

વિદ્યાર્થીઓનાને સુવાનું તેમજ વાંચવાનું એક મોટું શયનગૃહ છે. કેટલાકને સુવાને વાસ્તે લાકડાની મોટી બાંકો આપવામાં આવી છે ત્યારે કેટલાક તૈયાર કરેલા ચોતરા ઉપર સુઇ રહે છે. બધી જગ્યાઓ તદન ચોકખી રાખવામાં આવે છે. આશ્રમમાં જે ગોઠવણ અને વ્યવસ્થા જોવામાં આવે છે તે ઉપરથી હરકોઇ કહી શકે કે આશ્રમનિવાસીઓ, સૌંદર્યની લાગણીનું ઉંડુ રહસ્ય સમજે છે. આશ્રમ એક સંસ્થાન છે. કેટલાક શિક્ષકો કુટુંબ સાથે રહે છે, અને શાળાના રસોડામાં મફત જમે છે. આશ્રમમાં આશરે ૨૦ નોકરો છે. અને શાળાથી થોડેક દૂર જૂદી ઓરડીઓમાં રહે છે. ટાગોર કુટુંબના કેટલાક માણસો પણ રહે છે. શાન્તિ નિકેતનનું મકાન, પાકા બાંધકામનું, અને એક મજલાવાળું છે. તે સિવાય બીજાં મકાનો કાચાં બાંધ કામના છે, સામાન ઘણોજ જુનો છે, અને બાગ્ણાના હુક અને ઉલાળા લાકડાંની અસલ બનાવટના છે. સત્યતઃ મોજશોખની કોઇ પણ વસ્તુને ત્યાં સ્થાન નથી અને જીવનની સરળતા આપણું ધ્યાન આનંદથી ખેંચે છે. અતીથિ માટે અતીથિ ગૃહ છે અને અને તેમાં બે લાકડાના પાટલા અને સુવાને પથારી એટલોજ સામાન છે. અતીથિના સત્કાર સારૂ બધી ગોઠવણો અને સગવડ કરવામાં આવ્યાં છે પણ મદ્રાસ ઇલાકાના પુરૂષોને ખોરાક પસંદ પડે એવો નથી અને એમણે આટલી અગવડ વેઠી લેવી જોઇએ.

નિશાળના વિદ્યાર્થીઓની ઉમ્મર પ્રમાણે ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. આખી શાળાના ઉપરી તરીકે એકમતથી કેપ્ટનની નિમણુંક કરાય છે. અને વિભાગના સભ

કેપ્ટન નીચે વિભાગ કેપ્ટનો હોય છે. છ અથવા સાત વિદ્યાર્થીઓનો એક વિભાગ બને છે અને તે (Unit) એકમ તરીકે ગણાય છે. દરેક વિદ્યાર્થીને, વારાફરતી, પોતાના વિભાગની જગ્યા સાફ કરવી પડે છે, અને પુરેપુરા આજ્ઞાંકિતપણાનું તત્વ ત્યાં ખાસ નજરે આવે છે; વિદ્યાર્થીઓને સ્વામત્તસાધક શક્તિઓ આપવામા આવી છે, અને વ્યવસ્થા રાખવા સારૂ નાની નાની બાબતોનો નિર્ણય તેમને સોંપવામાં આવ્યો છે અપરાધીઓને શિક્ષા સાદી પણ અસર થાય એવી કરવામા આવે છે. દાખલા તરીકે રમતમાં ભાગ લેવાની ના પાડવામાં આવે છે અથવા તો થોડોક વખત સુધી બીજા સાથે બોલવાને મના કરવામા આવે છે આખી નિશાળ સમક્ષ માફી માગવી એ પણ શિક્ષાની એક રીત છે આશ્રમમા માર મારવાની મના છે. (આશ્રમમા 'સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ગમગમ' એ સૂત્ર સ્વીકારવામાં આવતુ નથી.) અને ચાલુ જમાનાની નિશાળની શિક્ષાની જગલી રીતો તરફ તિરસ્કાર દૃષ્ટિથી જોવામા આવે છે.

વિદ્યાર્થીઓ ચાર પત્ર ચલાવે છે. ત્રણ બંગાળીમા અને એક અંગ્રેજીમા. પત્રો છાપેલાં હોતાં નથી તેથી છાપખાનાના કાયદાથી મુક્ત હોય છે, પત્રો સુદર અક્ષરે લખેલાં હોય છે અને વચાયા પછી તેમની ફાઇલ કરવામા આવે છે. આશ્રમની લાઇબ્રેરીમાં સંસ્કૃત બગાળી અને અગ્રેજી પુસ્તકો છે પણ વિદ્યાર્થીઓને મુસાફરીના અને સાહસિક પુસ્તકો બહુ ગમે છે. આશ્રમમા આર્ટગેલેરી છે પણ તે શરૂઆતની અવસ્થામા છે લાઇબ્રેરી અને આર્ટગેલેરી બાબુ નલિનીકાન્ત રોયની દેખરેખ નીચે છે બાબુ નલિનકાન્ત એક જુવાન સદ્‌ગૃહસ્થ છે અને આશ્રમમા કેટલાક વખતથી રહે છે આ લેખકને આશ્રમ દેખાડવામા સગવડ તથા ગોઠવણ કરી આપવામા આ સદ્‌ગૃહસ્થ બાબુએ ઘણોજ શ્રમ લીધો હતો

સરકાર તરફથી આ સસ્થાને સ્વીકારવામા આવી નથી અને તેથીજ સરકાર તરફથી મદદ મળતી નથી. આશ્રમના નિભાવ વાસ્તે જોઇતી રકમ ચાર રીતે આવે છે, શાંતિ નિકેતન ટ્રસ્ટ મીલકતનું વ્યાજ એક મુખ્ય સાધન છે. ડા. રવીન્દ્રનાથ ટાગોરે લખેલાં પુસ્તકો ઉપર નફો એ આવકનું બીજુ સાધન છે કવિના બંગાળી લેખોનો "કોપી રાઇટ" અલ્હાબાદ ઇંડીયન પ્રેસ પાસે છે અને એમના લેખો ફરીથી છપાવવાની પરવાનગીથી શાળાને થોડીક રકમ મળે છે વિદ્યાર્થીઓની ફી એ ત્રીજું સાધન છે. અને છેલ્લું પણ અતિ ઉપયોગનું સાધન "નોબલ પ્રાઇઝ"ની રકમ ઉપરનું વ્યાજ જે વાસ્તે ખાસ રાખવામાં આવ્યુ છે તે છે પણ આ બધી રકમનો સરવાળો વાર્ષિક ખર્ચ પૂરૂં પાડે એટલો નથી અને ખુટતી રકમ તે ઉપકારી સ્થાપક પુરી પાડે છે.

વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકો સાથે વખત ગાળે છે. જૂદા જૂદા શયનગૃહો ખાસ નિમેલા શિક્ષકોના હાથ તળે હોય છે અને તેઓ વિદ્યાર્થીઓ સાથે રહે છે અને તેમની બરાબર સભાળ લેવી એ જવાબદારી તેમને માથે હોય છે શિક્ષકો અને શિષ્યો વચ્ચે સબધ બહુ સારો હોય છે અને આશ્રમનુ વાતાવરણ ઉત્તેજક અને પ્રેરક છે. વિદ્યાર્થીઓ આસપાસના વાતાવરણમા સુખી હોય છે અને આશ્રમને ઘરની માફક ચ્હાય છે ઘણુખરૂં ઉંચા વર્ગના વિદ્યાર્થીઓ પાસેના ગામડાઓમા જઇ ગામડાના છોકરાઓને કેળવણી આપવા સારૂ રાત્રીશાળા ખોલે છે આવી રીતે ન્હાનપણથી વિદ્યાર્થીઓને સામાજીક સેવાની

વાસ્તવિકતામાં પ્રેરવામા આવે છે. વિદ્યાર્થીઓને ન્હાનપણથી સ્વાશ્રય અને પરસ્પર સાહાય્યનો પાઠ આપવામાં આવે છે એક વખતે વિદ્યાર્થીઓને પોતાની મેળે રાંધવાનો પ્રયત્ન કરવો પડયો હતો પણ કેટલીક ન વેઠી શકાય એવી અગવડોને લીધે મૂકી દેવો પડયો હતો.

બાબુ સંતોષચંદ્ર મજમુદારની દેખરેખ નીચે આશ્રમમાં એક દુધશાળા છે. તે સ્વચ્છ અને તાજું દુધ પુરૂ પાડે છે અને જ્યારે દુધ ઓછું પડે ત્યારે પાસેનાં ગામડાંમાંથી લાવી પુરૂં પાડવામાં આવે છે. મીસ. બી. પી. દત્તની એક ઔષધશાળા આશ્રમમાં છે. સાધારણ રીતે ત્યાં તાવની ફરીઆદ હોય છે અને તેની ખાસ સાવજત કરવામાં આવે છે મરડો અને ઝાડાની પણ દવા કરવામાં આવે છે. પણ દવાખાનામાં સરેરાશ ચાર પાંચ દરદીની રોજ હાજરી હોય છે અને આ બિના સામાન્યતઃ વિદ્યાર્થીઓની તંદુરસ્તી પુરવાર કરે છે.

આશ્રમમાં એક ખેગી તાર અને ટપાલ ઓફીસ પણ છે. અને આ સગવડ વાસ્તે વિદ્યાર્થીઓ સંસ્થાપકના ઘણાજ આભારી છે.

પૂર્વ અને પશ્ચિમ બંગાળા તરફથી વિદ્યાર્થીઓ આશ્રમમાં આવે છે. મદ્રાસ ઇલાકામાથી બે વિદ્યાર્થીઓ ત્યાં છે, (૧) ઉત્તર સરકાર તરફથી એક તેલગુ વિદ્યાર્થી છે, અને (૨) પાલઘટ તરફથી મલાયી વિદ્યાર્થી છે. ઇલાપાલી, પાલઘટના મી. કે. વી. મેનોનનો મોટો છોકરો, બીજોય કીષ્ણ બાસુ આ શાળામા છે. એ વિદ્યાર્થીની ઉમર આશરે બાર તેર વર્ષની છે પણ બોલપુરની શાળામાં એને સારી રીતે ગમે છે. બે વર્ષ ઉપર શાળામા ગયો છે ત્યારથી તે અત્યાર સુધી એ એના માબાપને મળ્યો નથી.

---

# વંનસ્પતિની ઉત્પત્તિમાં વધારો.

## ( એક નવી શોધ. )

ઇમેજ ઉપરથી.

લેખકઃ—રા. રા. જ્યેન્દ્રરાય વજુભાઈ દ્વિવેદિયા. ( બી. એ., એલ. એલ. બી. )

હજારો વર્ષ પહેલાં પ્રાણીઓ ત્યા વનસ્પતિઓ કેટલાં મજબુત કદાવર ને વિશાળ આકૃતિવાળાં હતાં ? આપણને ત્હેનો ખરો ખ્યાલ જ્યારે પૃથ્વીના જુદા જુદા ભાગો ખોદવોમાં આવે છે ને ત્હેમાંથી ઘણા વખતથી દટાયલા પદાર્થો નજરે પડે છે ત્યારેજ આવે છે. જ્યારે પૃથ્વી ધીમે ધીમે હાલ ત્હેની જે સ્થિતિ છે તેમાં આવતી જતી હતી ત્યારે હજારો ગાઉ લાંબા વનોમાં વિશાળ થડવાળાં ઝાડ ત્યા તરેહવાર લીલોતરીઓ પ્રસરી રહી હતી ને ત્હેમાં ઘણા લાંબા કાળના સૂર્યના તેજની ઉષ્ણતા તથા એક જાતનો હવાઇ પદાર્થ જેને 'કાર્બન ડાઇ ઓકસાઇડ' કહે છે ત્હેના અખૂટ ભંડાર ભરાઇ રહ્યા હતા.

આ વિશાળ વનો ત્યા લીલોતરીઓ મ્હોટી ફાડીઓરૂપે હતી. કારણ કે હજારો વર્ષના તાપની સક્તિ જે જો પૃથ્વી તદ્દન લીલોતરી વગરની હોત તો સૂર્ય જ્યાએ પ્રસરી

જાણે ગુમ થઈ ગઇ હોત, તે આ કુદરતી કોઠીઓમાં ભરાઇ રહી હતી. ઝાડ પાન અને સર્વ જાતની લીલોતરી સૂર્યના તાપથી કેટલા જોરથી ઉગી નીકળે છે અને વધે છે તે આપણે સાધારણ રીતે જાણતા હતા. પણ ત્હેની અંદર, આપણને કશું નવાઇ જેવું લાગતું નહતું. પણ રસાયણશાસ્ત્રની મ્હોટી શોધખોળો થયા પછી આપણને ઇશ્વરનું અદ્ભુત સૃષ્ટિચાતુર્ય માલૂમ પડે છે. જમીનમાં તથા હવામાં અનેક પદાર્થો છે અને ત્હેમાનાં કેટલાક ઝાડપાનને ત્હેમની પોષણ તથા વૃદ્ધિ માટે બહુ અગત્યના છે; પણ સૂર્યના તેજ વિના એ પદાર્થો ઝાડપાનને મદદ કરી શકતા નથી. જેમ જેમ ઝાડપાન વધારે ઉગતા જાય છે ને વૃદ્ધિ પામતાં જાય છે તેમ તેમ એમનામાં ઘણા પદાર્થોનો સમાવેશ થતો જાય છે ને ત્હેની સાથે સૂર્યનો તાપ પણ સ્વરૂપ બદલી ભરાઈ રહે છે. આ સર્વ ચીજો વખત આવે માણસને બહુ ઉપયોગી થઇ પડે છે ને કોઇ રીતે નકામી જતી નથી.

હવે, જેમ જેમ પૃથ્વી, ઉપર કહ્યા પ્રમાણે, હાલની સ્થિતિમાં આવતી ગઇ તેમ તેમ ત્હેમાં મ્હોટા મ્હોટા ફેરફારો થતા ગયા. ભૂસ્તરશાસ્ત્રનું, ( એટલે કે પૃથ્વી, ત્હેની અંદરના પદાર્થ, ત્હેની જુદી જુદી સ્થિતિ અને ગુણો વિગેરે વિષયની શોધ કરનાર શાસ્ત્રનું ) એમ માનવું છે કે ઘણા ધરતીકંપો, જ્વાળામુખીઓ તથા પૂરોને લીધે પૃથ્વીની સપાટીનું રૂપ બદલાઇ ગયું, ઘણા વિસ્તીર્ણવાળાં ઝાડપાનને લીલોતરીથી ભરેલાં વનો દબાઇ ગયાં ને ત્હેના ઉપર જમીનના મ્હોટા થર બાઝી ગયા. આવી રીતે દબાઇ ગયેલી ચીજો આપણને ખનીજ રૂપે માલૂમ પડે છે.

અત્યાર સુધી આપણે એક ખોટી અને અન્યાયી માન્યતામાં રહેલા હતા અને તે એ હતી કે બૅકટેરીઆ, એટલે એક જાતનાં ઝીણા આંખથી ન દેખાય એવાં જંતુઓ મનુષ્ય તથા વનસ્પતિને ઘણુંજ નુકશાનકર્તા છે. પણ તે ખોટી ઠરી છે. અલબત્ત એ જંતુઓમાં કેટલાક વનસ્પતિ તથા મનુષ્યને નુકશાન કરે એવા ગુણો છે ને તેઓ જુદી જુદી જાતના રોગો ઉત્પન્ન કરવાનું કારણ છે; પણ તેથી ત્હેની આખી જાત ઉપર ગેરવ્યાજબી આક્ષેપ કરવો તે ખોટું છે. કારણ આપણે હાલની નવી શોધખોળોથી જાણીએ છીએ કે આ જંતુઓ બહુજ અગત્યનું ને લાભકારી કામ રાત દિવસ કરી રહ્યાં છે. જુદી જુદી જાતની વનસ્પતિઓ શાકપાન અનાજ વિગેરેમાં જે જે પદાર્થોની તેમની વૃદ્ધિ માટે જરૂર છે તે આ જંતુઓ ભેગા કરી ત્હેમાં લાવી મૂકે છે. નકામી થઇ ગએલી તથા શડી ગયેલી ચીજોમાંથી જે જે ઉપયોગના પદાર્થો છે તે આ જંતુઓ લઇ લે છે ને જ્યાં તેમની જરૂર છે ત્યાં પ્હોંચાડે છે. જો, એ જંતુઓ કામ કરતા થાકયા હોત તો અત્યારે પૃથ્વી અસંખ્ય મરેલા પ્રાણીઓ તથા કોહી ગયેલી વનસ્પતિથી ભરપૂર થઇ રહી હોત. ખોરાક ઉત્પન્ન થતો બંધ થયો હોત ને કોઇ પણ પ્રાણીનું જીવવું અશક્ય થઇ પડયું હોત. માત્ર સંત પુરૂષની પેઠે, કાંઇપણ દેખાવ કર્યા વિના, આ જંતુઓ મહાન કર્તાએ સોંપેલું ત્હેમનું કામ થાકયા વગર કર્યે જાય છે.

આ જાતની શોધખોળ પ્હેલા કૃષિકારોને એવું જ્ઞાન હતું કે અમુક જાતના છોડવાઓ જેમાંથી બીંબાવાળી શીંગો ઉત્પન્ન થાય છે—જેવી કે મગફળી, દાળ, વટાણા વિગેરે—ત્હેમને ખરાબ થઇ ગયેલી જમીન, જેમાં કાઇ પાક ન થતો હોય ત્હેમાં વાવ્યાથી જમીન

બહુજ ફળદ્રુપ થાય છે. હવે તપાસ કરતા માલૂમ પડ્યુ કે આવી જાતના છોડવાને જમીનમાંથી ઉખેડી નાંખીને જોવામાં આવે તો હેમના મૂળની પાસે ન્હાની ન્હાની ગાંઠો બાઝી ગયેલી લાગે છે અને આપણને તે સ્હેજ સડેલી લાગે છે. આ ગાંઠોમા એ જંતુઓનો વાસ છે કારણ કે હેમનું પોષણ એવા છોડવાના મુખમાથી થાય છે જેમ વધારે પ્રયોગો થતા ગયા તેમ જણાયુ કે 'નાઈટ્રોજન' નામનો પદાર્થ જે વનસ્પતિને જરૂરનો છે તે આ જંતુઓથીજ પુરો પડે છે.

આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાશે કે હજારો વર્ષ પ્હેલાના ઝાડપાન અને વનસ્પતિથી ભરપૂર વનોની ઉતપત્તિ આ જંતુઓને લીધેજ હતી, અને તે સર્વ વનસ્પતિ હાલ પૃથ્વીમા કોલસાની ખાણો રૂપે આપણને માલૂમ પડે છે તેમાં અખૂટ શકિત સમાઇ રહેલી છે જેનો ઉપયોગ આપણે સગવડ પ્રમાણે કરી જઇએ છીએ જેનાથી આગગાડીઓ, આગબોટો, મીલો તથા ન્હાની મ્હોટી ભઠ્ઠીઓ ચાલે છે, જે આપણે આપણા સુખ વાસ્તે દરેક ખાવા પીવા તથા મોજશોખની ચીજો બનાવવાને ઉપયોગમાં લઈએ છીએ, તે સર્વ આ જંતુઓની અથાગ મ્હેનતનું પરિણામ છે.

આવી જાતની શોધખોળને પરિણામે ઘણાખરા શાસ્ત્રીઓનું માનવુ હતુ કે કોઇ રીતે આપણી ખોરાકની વસ્તુઓ ઉત્પન્ન કરવામાં વધારો કરવાને જંતુઓના પરોપકારી સ્વભાવનું જ્ઞાન મદદરૂપ થઇ પડે અમેરિકા, જર્મની, ઈંગ્લાંડ વિગેરે દેશોમાં જુદા જુદા પ્રયોગો કરવામાં આવ્યા હતા પણ તે સર્વ નિષ્ફળ ગયા હતા. સવાલ માત્ર એટલોજ હતો કે આવી જાતનું જ્ઞાન આપણે કેવી રીતે ઉપયોગમા લેવુ જેથી આપણે આપણો ખોરાક પુરતો ઉત્પન્ન કરીએ ?

આપણે જાણ્યુ કે આ જાતના જંતુઓ અમુક તરેહના છોડવામા થાય છે પણ હવે મુશ્કેલી એ હતી કે એ છોડવાના મૂળની ગાંઠોમાં રહેલા જંતુઓને શી રીતે બ્હાર કહાડીને જુદી જુદી જમીનમાં ખાતરમાં ભેળવી મોકલવા કે જેથી એ જંતુઓનો નાશ થાય નહી ને એમનામાં પોતાનું પરોપકારી કામ કરવાની શકિત રહે ? પ્હેલાં તેમને ઝીણા રૂમાં ભરીને ખાતરમાં ભેળવવામા આવતા પણ તેનાથી કાંઈ ગુણ જણાયો નહી. પછીથી સુકી માટીમાં એ જંતુઓને ભરવાનો પ્રયોગ કરવામા આવ્યો. તેનાથી પણ કાંઈ સંતોષકારક પરિણામ નીવડ્યુ નહી.

આ પદાર્થ એવો હોવો જોઈએ કે જંતુઓ ત્હેમા જીવી શકે અને પોષણ પણ લઇ શકે. આવી જાતનુ ખાતર બનાવવાના પ્રયોગો પ્રખ્યાત પ્રોફેસર બોટમલીએ વિલાયતમાં કર્યા. ઘણાની માન્યતા હતી કે પીટ ( જમીનમાંથી ખોદેલી, માટી જેવી એક જાતની ઘાસની જાત ) પદાર્થમાં જો એ જંતુઓ રાખવામાં આવ્યા હોય તો ફાયદો થાય છે પણ પીટમાં 'એસિડ' એટલે એક ખાટો પદાર્થ છે જેને લીધે જંતુઓ જીવી ન શકે ને છોડવાઓને ઘણું નુકશાન થાય. આ કારણને લીધે કોઇ ફાવી શકયા ન હતા. પ્રોફેસર બોટમલીએ તે પીટ પદાર્થ ઉપર પ્રયોગો કરીને અંદરથી ત્હેમાં રહેલો નુકશાનકર્તા ખાટો પદાર્થ કહાડી નાખવામાં ફતેહ મેળવી. એવી જાતના પીટમાં, ઉપર કહેલા છોડવાના મૂળ, જેમાં જંતુઓ હોય ત્હેનો રસ નાંખીને તેણે ખાતર બનાવ્યુ.

આવી જાતના ખાતરથી ત્રણ વરસ સુધી જુદી જુદી જાતના, મનુષ્ય જાતને માટે ખોરાક ઉતપન્ન કરતા છોડ ઉપર એવો પ્રયોગો કર્યા. હેમાં તે બહુ ફતેહમંદ થયો. એ ખાતરથી છોડને ઉગી નીકળતા અને ખોરાક તૈયાર કરતાં વખત ઘણો ઓછો લાગ્યો એટલુંજ નહીં પણ જે ખોરાક ઉતપન્ન થયો તે ઘણાજ જથ્થામાં ને ઉંચા પ્રકારનો હતો. ખાસ કરીને જે છોડો ઉપર આ પ્રયોગની અસર બહુ થઇ તે નીચે જણાવ્યા મુજબ હતા.

સફરજન, જવ, શીંગ, શકરીઆં, કપાસ, કેમર, ભાજી, કાકડી, ચીભડુ, ઘાસ, મકાઇ, રાઇ, ડુંગળી, વટાણા, બટાટા, મુળા, ગુલાબ, તમાકુ, ટમાટાં, ગાજર, ઘઉં અને બીજાં કેટલાંક ફુલઝાડો.

આ બધામા "નાઇટ્રોજન," નામનો પદાર્થ જે એમના સારા પાક વાસ્તે બહુજ અગત્યનો છે ને જે દરેક ખોરાકમાં ઉત્તમ પુષ્ટિકારક પદાર્થ છે તે ઘણા જથ્થામા માલુમ પડ્યો હતો ને ત્હેનું કારણ આ જંતુઓનું ખાતરમાં મિશ્રણજ હતું.

આવી જાતની ઘણીજ લાભકારક ને અજાયબીભરેલી શોધ થઈ છે. એ શોધ કર્તાનું કહેવું એમ છે કે આ કંઈ હવાઇ વિચારો નથી. આવી જાતના ખાતરથી લગભગ ચાલીસ ટકા જેટલો પાક વધારે ઉતપન્ન કરી શકાય છે. તેમણે અંગ્રેજ સરકારને વિલાયતમાં ખેતીવાડીમાં આવી જાતનાં ખાતરો બનાવવા અને વાપરવા માટે લોકોને મદદ કરવાને ભલામણ કરી છે.

ખાસ કરીને જે દેશોમા લોકોને પુરતો ખોરાક ઉત્પન્ન થતો નથી ત્યાં આવા પ્રયોગો કરવાની ઘણી જરૂર છે. ત્હેમાં પણ ખાસ કરીને હિંદુસ્તાન જેવા દેશોમાં જ્યાં લોકોના મ્હોટા જથ્થાનું જીવન ખેતી ઉપર છે, ત્યાં આવા પ્રયોગો કરવાનું સરકારને ઘણું ઉચિત અને આવશ્યક છે.

---

# અમેરિકાના ઉદ્ધારક જ્યોર્જ વૉશિંગ્ટન.

લેખક—શ્રીયુત "C. M. Trivedi."

દુનિયામાં જે જે વસ્તુ જન્મ પામે છે તે કાલાન્તરે મૃત્યુદેવને વશ થઈ જાય છે એ તો નિર્વિવાદ વાત છે. આવું આપણે જાણીએ છીએ તે છતાં કોઇ માણસ મરી જાય છે ત્યારે શોક પ્રદર્શિત કરીએ છીએ. આવી વસ્તુસ્થિતિ તદ્દન સ્વાભાવિક છે. પરન્તુ જે વ્યક્તિ પોતાના આખા જીવનમાં પ્રજાની સુશ્રુષા કરે છે, જેના અંતરમાં પ્રજાહિતના વિચારોની પરંપરા ચાલે છે, જે તન, મન, અને ધનથી પ્રજોત્કર્ષ માટે, પોતાના દેશને માટે ભગીરથ પ્રયાસો આદરે છે, જે સ્વદ્રુમ અથવા તો અંગત સગવડનો પરિત્યાગ કરી આખી જિંદગાની નિઃસ્વાર્થવૃત્તિથી, તેમજ નિર્ભયતાથી દેશને સમર્પણ કરે છે—આવા મનુષ્યના અવસાન પ્રસંગે દરેક લાગણીવાળા માણસને અનંત શોક થયા વગર રહેતો નથી, પ્રત્યેક સજ્જનોનાં ચક્ષુમાંથી અશ્રુધારો સતત વહ્યા કરે છે. એક બાજુથી આપણને ઘણી દિલગીરી થાય છે, ત્યારે અન્ય રીતે મરણથી મહાન્ પુરૂષોના ગુણો અને અસ-

ગુણોની નિષ્પક્ષપાત પરીક્ષા થાય છે. દીવાની ખરી કિંમત દીવાનો પ્રકાશ અદૃશ્ય થાય છે ત્યારેજ થાય છે.

અમેરિકાના ઉદ્ધારક, યુનાઇટેડ સ્ટેટ્સના પહેલા પ્રેસિડન્ટ જ્યોર્જ વૉશિંગટન તેમની જન્મભૂમિના લોકોને અભિમાન ઉપજાવે તેવા મહાન્ પુરૂષ હતા. તેમનો જન્મ ઇ સ ૧૭૩૨'માં વર્જિનિયામાં થયો હતો જો કે તેમના બાલ્યજીવનમાં અસામાન્ય બનાવ બન્યો નથી પરન્તુ "પુતનાં લક્ષણ પારણામાંથી" એ કહેવત અનુસાર બાલપણમાં ભવિષ્યની ઉજ્જ્વલ કારકીર્દિનાં ચિહ્નો પ્રત્યક્ષ નજરે પડતાં હતાં અભ્યાસમાં તેઓ પ્રથમથીજ કુશળ હતા, અને મુખ્યત્વે કરીને ગણિત જેવા કઠિન વિષયમાં તેમને ઘણોજ રસ પડતો ઇતિહાસનું તેમણે ધ્યાનપૂર્વક અધ્યયન કર્યું હતું, પરન્તુ તેઓ કાંઇ મહાન્ ગ્રંથકાર થવા સર્જાયેલા નહતા મહાન્ ગણિતશાસ્ત્રી કે ઇતિહાસકાર થવાનું તેમને માટે નિર્માણ હતુંજ નહિ તેમનામાં અસાધારણ લડાયક જુસ્સો હતો ધૈર્ય, ગંભીરતા, અને નિખાલસપણું એ તેમના લાક્ષણિક ગુણો હતા. યૌવનકાળમાં થોડો સમય લશ્કરમાં સેનાધિપતિનું ઉચ્ચ પદ મેળવી તેમણે વીશ વર્ષ સુધી શાન્ત અવસ્થા પસંદ કરી હતી. તેમના ચારિત્ર્ય બળથી, દૃઢતાથી, અને શાંત પ્રકૃતિથી સર્વ લોકો એ સમયથીજ પરિચિત થયા હતા. આબાલવૃદ્ધ તેમના યશોગાન ગાતાં હતાં. સર્વત્ર તેમની વાહવાહ બોલાતી હતી આવા પ્રકારની પ્રશંસાથી મહાત્મા વૉશિંગ્ટનને પોતાના ઉદ્દેશને દૃઢીભૂત કરવાને નવું ઉત્તેજન મળતું તેમના પવિત્ર હૃદયમાં સ્વતંત્રતાની ભાવના મૂર્તિમન્ત હતી સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવ એ એમના જીવનનો અનેરો મંત્ર હતો આ મંત્ર માટે તેઓ પોતાની વ્હાલામાં વ્હાલી વસ્તુનો ત્યાગ કરવા તૈયાર હતા.

પોતાની સ્વાતંત્ર્યવૃત્તિ, શરાતનપણું, એકદિલતા દર્શાવાનો પ્રસંગ હવે ઘણો નજીક હતો ૧૭૬૫ માં ત્રીજા જ્યોર્જના અમલમાં લૉર્ડ ગ્રેનવિલની કારકીર્દિમાં સ્ટૅમ્પ ઍક્ટ પસાર કરવામાં આવ્યો હતો. આ ઍક્ટની રૂએ અમેરિકાના કાયદાના પત્રો ઉપર ટિકિટ ચ્હોડવાનું ફરમાન થયું હતું લૉર્ડ ગ્રેનવિલની દલીલ એ હતી કે સૅવન ઇયર્સ વૉરમાં-સાત વર્ષની જગદ્વિખ્યાત લડાઇમાં-અંગ્રેજોને અમેરિકનોને માટે ઉતરવું પડ્યું હતું અને તેથી તે લડતના ખર્ચમાંથી કેટલોક હિસ્સો અમેરિકન પ્રજાએ આપવો જોઇએ પરન્તુ અમેરિકનોએ " No taxation without Representation " (પ્રતિનિધિત્વ આપ્યા શિવાય કર લેવાનો રાજ્યનો હક નથી.) એ ન્યાયે સત્ય વાંધો ઉઠાવ્યો. ૧૭૬૬ માં ઇંગ્લેન્ડના રાજ્યકાર્યવાહક પીટ અને બર્કની સચોટ સલાહથી સ્ટૅમ્પ ઍક્ટ રદ કરવામાં આવ્યો, પણ જ્યોર્જ થર્ડ જેવા અવિચારી અને હઠીલી પ્રકૃતિના માણસને આ નમ્ર રીત પસંદ ન આવ્યું તેની ઉશ્કેરણીને લીધે ટાઉન્સહેન્ડ નામના પ્રધાને ઇ સ. ૧૭૬૭ માં એક નવો મહેસુલી કાયદો પસાર કર્યો જેથી ચ્હા તેમજ અન્ય પાંચ વસ્તુઓ ઉપર કર નાંખવામાં આવ્યો. અમેરિકન પ્રજાએ પુનઃ વાંધો ઉઠાવ્યો વાંધાની કાંઇક અસર થઇ લૉર્ડ નૉર્થે ચ્હા સિવાયની અન્ય પાંચ વસ્તુઓનો કર રદ કર્યો. પરન્તુ અમેરિકનો સત્યની લડાઇ લડતા હતા તેઓ ગમે તેવો ભારે કર આપવા તૈયાર ના પણ બ્રિટિશ પાર્લામેન્ટમાં અમેરિકનો તરફથી એક પણ પ્રતિનિધિ ન હોવા છતાં

તેમના ઉપર ગેરવાજબી કર નાખવાની વિરૂદ્ધ તેમને વાંધો હતો. વસ્તુસ્થિતિ દિવસે દિવસે ઘણી ગંભીર બનતી ગઈ. બ્રિટિશ કાર્યવાહકો પોતાની ભૂલ જોવા લાગ્યા. અમેરિકનોએ દૃઢ નિશ્ચયથી કામ કરવા માંડ્યું. વોશિંગટન જેવા નાયક સેનાધિપતિના હાથ નીચે સર્વ અમેરિકનોએ બ્રિટિશો વિરૂદ્ધ પોતાનું બળ અજમાવ્યું. જોકે શરૂઆતમાં અમેરિકનોને કેટલેક સ્થળે હાર ખમવી પડી હતી પરન્તુ પુરૂષાર્થ ઉપરજ દૃઢ વિશ્વાસ રાખી હાથે લીધેલા કાર્યમાં તેઓ અહર્નિશ મચ્યાજ રહ્યા. પરિણામ એ આવ્યું કે સન ૧૭૮૧ માં લોર્ડ કોર્નવોલિસને યોર્કટાઉનમાં શરણું થવું પડ્યું. બ્રિટિશોનું સ્થળ તેમજ જળ ઉપરનું લશ્કરી બળ નબળું પડ્યું. સ્થિતિ ઘણી ગંભીર થઈ પડી. તેઓએ સલાહ કરવાની માગણી કરી અને ઇ. સ. ૧૭૮૨ માં ફ્રેન્ચોના પાયતખ્તમાં સલાહ થઈ. અમેરિકન પ્રજા સ્વતંત્ર બની.

રાજ્ય વ્યવહાર ચલાવવાનું નિકટ મુશ્કેલીભરેલું કામ હવે પ્રજા ઉપર પડ્યું. સર્વેએ એકમતે વોશિંગ્ટનને પ્રેસિડન્ટ નીમ્યા. રાજ્યના પ્રત્યેક કાર્યમાં તેમની વ્યાવહારિક બુદ્ધિ નજરે પડતી. ઘણા લોકો તેમને "દેશના પિતા" કહેતા. ઇ. સ. ૧૭૯૭ માં તેમણે નિવૃત્ત જીંદગી ગાળવાનો નિશ્ચય કર્યો અને ૧૭૯૯ માં અમેરિકામાં સ્વતંત્રતાની ચીણગારી જીવતી રાખનાર પુણ્યાત્માએ આ ક્ષણભંગુર જગતનો ત્યાગ કર્યો. તેમનો જીવાત્મા પરમ પ્રેમસ્વરૂપ પરમાત્માની નિકટ ગયો.

તેમનું પરોપકારી હૃદય, તેમના ઉચ્ચ અને નિસ્વાર્થ જીવન આદર્શો, તેમની સહનશીલતા, તેમની ઔચિત્યબુદ્ધિ તેમજ તેમની કુશળતા, અને આમા બીજા ઇત્યાદિ અનન્ય ગુણો ઇતિહાસના પાનામાં સોનેરી અક્ષરોથી મશહુર છે. પહેલા પુરૂષ સર્વનામને તેમના શબ્દકોષમાં સ્થાન ન હતું. તેઓ પૂર્ણ રીતે કર્તવ્યનિષ્ઠ હતા અને એટલે સુધી કે કર્તવ્ય કરતા ફળની અપેક્ષા રાખતાજ નહિ. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन એ સૂત્રનો એમને પ્રત્યક્ષ અનુભવ થયો હતો. જ્યારે તેઓને પ્રેસિડન્ટ નીમવામાં આવ્યા ત્યારે તેઓએ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કે "મેં ફક્ત કર્તવ્ય બુદ્ધિથીજ આ મહાન પદવી સ્વીકારી છે." દુનિયામાં સર્વ પ્રદેશોમાં આ મહાન પુરૂષનું નામ જાણીતું છે. પરદેશી રાજ્યની ધુસરીમાંથી અમેરિકાને મુક્ત કરનાર આ પ્રથમ મહાત્મા હતા.

---

## મહાત્મા ગાંધીજીની એક ઉક્તિ.

લેખક—શ્રીયુત "મદનચન્દ્ર"

મહાત્મા કર્મવીર ગાંધીજીના નીચેના શબ્દો અત્રેના પુરૂષોના, પણ વિશેષ સ્ત્રીઓના કર્ણોદરમાં હજી ગણગણતા હશે. જે શબ્દો વાંચ્યા પછી પૂજ્યપાદ ગાંધીજી તરફનો મારો પૂજ્યભાવ દ્વિગુણો થયો છે, તે મ્હારા સ્મરણ પટ ઉપરથી હું ધારૂં છું કે કદી ભૂંસાશે નહિ.

"કોઇ પણ દેશલાભનું કે પ્રજાલાભનું કામ ચાલતું હોય કે જેમાં પુરૂષોએ ભાગ લેવો જોઇએ તે કામમાં તમે પણ ભાગીદાર છો એમ સમજીને તમારે તેમાં સામેલ

જવુ જોઈએ ભાગ લેવા શીખો ને હ્યો એ તમારો શણગાર છે કોઈપણ સંજોગોમાં પુરુષો કરતાં સ્ત્રીઓએ વધુ કામ બજાવવુ પડે છે ”

પુરુષ અને સ્ત્રીની માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓ અન્યોન્યમાં શા સંબંધ ધરાવે છે તથા કેવી રીતે ને કેટલે અંશે પરસ્પરની પરિપુરક છે એ સબંધી જેઓએ સૃષ્ટિવિદ્યા, માનસશાસ્ત્ર તથા જીવનશાસ્ત્ર દ્વારા કાંઈક જાણ્યુ છે તેઓનેજ આ વાક્યનો અર્થ પૂર્ણપણે બુદ્ધિગમ્ય થઈ શકે છે.

હુ એક ગુર્જર ભગિનીને આ વાક્યની સમાલોચના કરતા કલ્પનામાં જોઉ છુ આ વાક્ય એને કાર્યક્ષેત્રમા પડવાને પ્રોત્સાહિત કરે છે, અને નીચેના વિચારો એક પછી એક એના મનમા સ્ફુરે છે —

‘ અમને અબળાઓને સ્વતંત્રપણે બહાર પડવાને કેટનાં અનુલ્લંઘનીય વિઘ્નો નડે છે! સ્ત્રીઓ સબંધી પુરુષોના વિચાર કેટલા બધા અશાસ્ત્રીય તે સૃષ્ટિક્રમ વિરુદ્ધ છે ? સમાજની સ્થિતિ કેવી અનાર્ય ને ક્ષુદ્ર છે ? સુધરેલા લોકો તરફથી અમારી જંગલી લોકોમા ગણના થાય તે કેટલેક અંશે નિષ્પક્ષપાતપણે વિચારતા ખરી છે? આવા કાયદાઓ શું કુવિચારોના મૂળ દૃઢ બનાવે છે અમે જાણે મનુષ્ય યોનિમાંજ ન હોઈએ એવી રીતનુ પુરુષોનુ અમારા પ્રત્યેનુ વર્તન છે

‘ માણસોને ક્યારે સમજાશે કે જેમ ગરુડ પાંખ વગર તથા બાંધેલા પગ સાથે ઉડી શકતુ નથી તેમ તેઓ સ્ત્રીની સહાય વિના કોઈ પણ કાર્યની યથાર્થ સિદ્ધિ કરી શકતા નથી જે જે કાર્યો મનુષ્યો સ્ત્રીની સહાયથી કરે છે તે ઉત્તમ ને સુગમ રીતે સધાય છે. આ સિદ્ધાન્ત મનુષ્યો ક્યારે સમજતા થશે ?

‘ જગતમા જેટલાં કાર્યો પુરુષોએ અથવા સ્ત્રીઓએ જુદા રહીને કીધેલા છે તે બધા અપૂર્ણ છે, એ જ્યાં સુધી અમે એક થઈને કાર્ય ન કરીએ ત્યાં સુધી કેમ સમજાય ? પૃથ્વીના મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓ, તત્વવેત્તાઓ, રાજકર્તાઓ વિગેરેના જીવનચરિત્રો સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકનારને જણાય છે કે તેઓની તરફથી જે જે જગપ્રસિદ્ધ શોધો તથા કાર્યો થયા છે તે બધામા સ્ત્રીઓની સાક્ષાત કે પરોક્ષ રીતે સહાય હતી ’

આવા વિચારોનો પ્રવાહ કલ્પના પ્રદેશની કુલાંગનાના અંતઃકરણમાં આવતો દેખાય છે શુ સત્યપૂર્ણ–પૂજ્ય–વિચારો ! હુ માનુ છુ કે કેટકેટલી સન્નારીઓના હૃદયમાં આવા વિચારો સ્ફુરતા હશે એમના સરળ તથા નિર્દોષ અંતઃકરણમાથી આવા વિચારો ઉદ્ભવે એ સ્વાભાવિક છે સ્ત્રીઓને અલ્પમતિની તથા તુચ્છ ગણનારાઓ એ નહિ માને પણ એમણે પોતાના અભિપ્રાય ગભીર વિચારપૂર્વક બાંધ્યા હોતા નથી. વસ્તુત સ્ત્રીઓ કરતા પુરુષોએ ગાંધીજીના ઉપરના વાક્ય પર વધારે વિચાર કરવાનો છે કારણ કે પુરુષોને પોતાના કાર્યમા સહાનુભૂતિ ન મળવાનો દોષ એમનો પોતાનોજ છે જ્યાં સુધી પુરુષો ગાંધીજીના વિચારની આચારમા સંક્રાન્તિ નહિ કરે ત્યાં સુધી સ્ત્રીઓ નિરુપાય રહેવાની. પુરુષોએ દરેક કાર્યમા તેમની સલાહ ને સહાયતા માગવા જોઈએ

ઉપોદ્ઘાતરૂપે ઉપરના થોડા શબ્દો હેતુપુરઃસર લખ્યા છે હવે જનસમાજના ક્યાં કાર્યોમાં આપણે હાલ સ્ત્રીઓની સહાયતા લઈ શકીએ તથા એમને સહાયતા

આપવા માટે કેવી રીતે વધારે યોગ્ય બનાવી શકીએ ? આ એક ગહન પ્રશ્ન છે, જેનું નિઃશંશયરહિત નિરાકરણ કરવામા પૃથ્વીની મહાન વ્યક્તિઓ પણ ગોથા ખાય છે.

આ પ્રશ્નને બહુ વિશાલરૂપ ન દેતા હાલ આપણે શુ કરી શકીએ તેના ઉપરજ વિચાર કરી પૂજ્યપાદ ગાંધીજીના બોધને નિરર્થક ન જવા દેવો જોઇએ. જેઓએ આ સબંધી વિચાર કીધો છે અથવા જેઓ વિચાર કરવાની શક્તિ ધરાવે છે તેઓ જો આ પત્રદ્વારા હાલ શુ કરવું તે જણાવશે તો સમાજની અગત્યની સેવા બજાવશે. ખાસ સ્ત્રીઓના આ સંબંધીના વિચારો વિશેષ સહાયભૂત થશે. મારા અંતઃકરણમાં સ્ફુરતી થોડીક મુખ્ય સૂચનાઓ હુ ગુર્જર બન્ધુઓ અને ભગિનીઓ આગળ મુકુ છુ, જે તરફ લોકોનું લક્ષ જણાતું નથી

૧. પ્રાથમિક શાળાઓના બાળવર્ગોમાં સ્ત્રીશિક્ષકોજ રોકવી. માનસશાસ્ત્રની દૃષ્ટિથી આમાં રહેલા લાભ અત્ર સ્થળ ન હોવાને લીધે વર્ણવી શકાય નહિ. સ્ત્રી વધારે પ્રેમાળ ને અંતર્જ્ઞાનવાળી હોય છે. આ ગુણો હેનામા પ્રકૃતિસ્થ હોય છે માટે તે બાળકોને કેળવણી આપવાનુ કામ વધારે સારૂ કરી શકે છે

૨. સ્ત્રીઓ ઉપયોગ કરી શકે એવી વાચનશાળાઓ ઉઘાડવી અથવા પુરૂષો માટેના વાચનાલયનો હેમને હાલ અમુક સમય માટે ઉપયોગ કરવા દેવો

૩ સ્ત્રી ઉપયોગી વિષયો શીખવવાની ને વ્યાખ્યાનો અપાવવાની યોજના સ્થળે સ્થળે કરવી.

૪. મારા ધારવા પ્રમાણે સંગીત શીખવવાની અનુકૂળતાઓ વધારવી અતિ સ્પૃહણીય છે એના અભ્યાસથી સ્ત્રીઓના અંતર્જ્ઞાન વધારે દીપે છે, જેથી હેમની સહાયતામા બહુ વધારો થાય છે. સંગીતકલાવિહીન પુરૂષ પશુ હોય કે ન હોય પણ સંગીત ન જાણનારી સ્ત્રી તો એક દયા પાત્રજ પ્રાણી છે

૫. બાળ વર્ગોમાં કન્યાઓને તથા છોકરાઓને કેળવણી સાથે આપવી આ વાત સૃષ્ટિનિયમ અનુસાર છે અમેરિકા જેવા સુધરેલા દેશોમા આ રૂઢિના શુભ ફળ અનુભવ સિદ્ધ થયા છે કેળવણીશાસ્ત્રના તત્વો, તથા ઇતિહાસ જાણનારને આ શુભફળ ઝાત હશેજ જે કાર્ય સૃષ્ટિ નિયમ અનુસાર ઝાત હોય છે તેથી લાભ જ થાય છે

કોઇ પણ સંસ્થા જ્યા સુધી એકપક્ષી હોય છે એટલે કેવળ સ્ત્રીઓ માટે કે કેવળ પુરૂષો માટેજ હોય છે ત્યાં સુધી તે શાસ્ત્રદૃષ્ટિથી નિંદનીય છે—ને કદાચિત પણ પોતાનું કાર્ય ઉત્તમ રીતે બજાવી શકતી નથી, પછી ભલે તે સંસ્થા શાળા હો કે કલબ હો કે મંડળ હો જે સસ્થાઓમા કેવળ પુરૂષો અથવા કેવળ સ્ત્રીઓજ દાખલ થઇ શકે તે અમારા હાલના હિન્દુસ્થાન જેવા અનાડી દેશમાંજ ટકી શકે છે, એમ હોવુ એ અમારી અધોગતિની એક દેખીતી નિશાની છે. મને તો લાગે છે કે આવી સંસ્થાઓ જેમ બનતા ઓછી થાય તેમ હિંદુસમાજ જલદી આગળ વધે ઉપરના વિચારો કેટલાકને વિસ્તારપૂર્વક સમજાવવાની જરૂર પડશે પણ વિચારશીલ અને સુશિક્ષિત ગુર્જર બન્ધુઓને તે માનનીય ને આચરણીય જણાશે એવી આશા છે

# क्रमक्षेत्रः चारित्र्य अने उद्योग.

## સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા.

લેખક—રા. રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ (બી એ.)—અમદાવાદ.

તા ૫મી જુન ને મંગળવારે સાંજે એક સન્મિત્રે આવી, રા ભાઈ રણજીતરામ આગલે દિવસે દરિયામાં ન્હાતાં અકસ્માત ડુબી જવાના દુ:ખદાયક સમાચાર અમને કહ્યા, જે સાંભળતા વિદ્યુત પ્રવાહ અડકતાં જેવો આંચકો લાગે છે તેવો જબરો આઘાત થયો અને જે કોઈએ તે વાત સાંભળી તે સર્વને મુખેથી ખેદ અને દુ:ખના ઉદ્ગાર નિકળ્યા. રા રણજીતરામ માટે સર્વને માન અને સદ્ભાવ હતાં અને નિકટ પરિચયમા આવનાર સૌકોઇ એમને ચહાતા હતા. એમના પ્રતિભાશાળી બુદ્ધિ તેજથી તે સૌ કોઈને આકર્ષતા અને પોતાના નિખાલસ સ્વભાવ અને નિરભિમાની અને સાલસ વર્તનથી તેમજ સદ્ભાવભર્યા ભ્રાતૃસ્નેહથી એમણે ઘણાની પ્રીતિ સંપાદન કરી હતી ઉછરતા અને આગળ આવતા યુવકવર્ગના તે માનનીય નેતા હતા અને મોટાઓ પણ એમના કાર્યથી સંતુષ્ટ અને પ્રસન્ન રહેતા એક યુવકના ઉત્સાહ, સામર્થ્ય, આનંદ અને ગતિ સાથે મોટાના બુદ્ધિ, જ્ઞાન, વિદ્વતા અને પાકટપણું એમનામાં યોગ્ય રીતે વિકાસ પામ્યાં હતાં સૌ કોઇ સાથે તે સહેલાઇથી ભળી જતા અને એમની વિદ્વતા ભરી વાતચિતથી અનેક વિચાર યોજનાઓથી એમના સંસર્ગમાં આવનાર સૌ કોઇપર તે ઘણી સારી છાપ પાડી શકતા. તેમજ નાના અને મોટા વચ્ચે તે એક સુંદર ને સુગમ સેતુરૂપ બની ઘણુ ઉપયોગી કાર્ય કરતા હતા એમનું વાંચન બહોળું, અભ્યાસ ઉંડો નિરીક્ષણ ઝીણું અને પૃથક્કરણશક્તિ ઉંચા પ્રકારની—એ સર્વનું યોગ્ય મિશ્રણ એમનામા દૃષ્ટિગોચર થતું અને સમાજ અને જીવનના પ્રશ્નો તે સહેલથી ગ્રહણ કરી શકતા અને ઉકેલતા એમનો બુદ્ધિવિકાસ હમણાં ખીલવા માંડયો હતો, તેને ફુલફૂલ બાઝવા માંડ્યા હતાં, અનેક દિશામા પ્રવૃત્તિ આદરી રહ્યા હતાં પણ તેને મીઠાં અને પરિપક્વ ફળ આવે, તે પહેલા અકાળે એમનો નાશ થયો છે

ટુંક સમયમા એમણે જે કાર્ય કર્યું છે તેની અહિં નોંધ લઇએ લગભગ બધો અભ્યાસ એમણે અમદાવાદમા કર્યો હતો અમદાવાદમા એમનુ જીવન ઘડાયું હતું સન ૧૯૦૩ માં બી એ ની પરીક્ષા ગુજરાત કોલેજમાંથી એમણે બીજા વર્ગમા પસાર કરી અને બીજે વર્ષ દક્ષિણા ફેલો તરીકે કામ કર્યુ તે અરસામાં એમણે જાહેર હિલચાલોમા ભાગ લેવો શરૂ કર્યો જે વખતે ગુજરાતમાં એક સાહિત્યની સંસ્થા નહોતી જે કાંઈ પ્રયાસો તે દિશામા થતા તે છુટા છવાયા અને ધોરણ વિનાના હતા તે વખતે સાહિત્યનુ માપ પદ્ધતિસર કરવાને, સાહિત્યનો નિયમિત અને શાસ્ત્રીય રીતે અભ્યાસ કરવાને લેખકો અને વિદ્વાનોને એકત્ર કરવાને અને બીજાના પરિચયમા આણવાને દુકાણુ.

સાહિત્યના અભ્યાસ અને અભિવૃદ્ધિ અર્થે એમણે અમદાવાદમા સન ૧૯૦૪ મા ઘણી મહેનતથી ગુજરાત સાહિત્ય સભા સ્થાપી એમની કાર્ય યોજના કેટલી ઉદાર, વિશાળ

અને સર્વદેશી હતી તે એ સભાના ઉદ્દેશોની નોંધ જોયાથી કાંઈક ખ્યાલ આવશે એમની પ્રવૃત્તિ અહિં અટકી નહિ. સ્વદેશીનો ઉત્સાહ બંગાળામાં સ્ફુરી ઉઠ્યો તે પૂર્વે એમણે સ્વદેશાભિમાનના કાવ્યોનો સંગ્રહ કરવાનું અને તે સાહિત્ય સભા તરફથી પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું હતું તે સંગ્રહ બહુ લોકપ્રિય થયો હતો અને તેની ચાર પાંચ આવૃત્તિઓ પણ થઈ હતી. ત્યારબાદ સાક્ષર જયન્તીની યોજના એમણે ઘડી હતી, જેના પરિણામે દશ બાર વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો આપણને પ્રાપ્ત થયાં છે અને તે સાહિત્યના ઇતિહાસ અને અભ્યાસ માટે બહુ ઉપયોગી છે. બીજે વર્ષે સન ૧૯૦૫ માં સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે એક નવીન કાર્ય આરંભ્યું તે સાહિત્ય પરિષદની યોજના હતી. સમસ્ત દેશમાં કોઈપણ દેશી ભાષામાં સાહિત્યના સમેલન ભરાતાં નહોતાં તેવે વખતે વિદ્વાનો અને લેખકોને એકઠા કરી, સાહિત્યના વિકાસ માટે પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાની એમણે ચળવળ કરી જે ફતેહમંદ નિવડી છે તેની શરૂઆત કરવાનું માન રા. રણછોડભાઈને ઘટે છે. છેલ્લી પરિષદ વખતે તનતોડ શ્રમ લઈને તેમણે જે કામ કર્યું છે તે સુવિદિત છે. પરિષદ માટે લેખો મેળવવાને કેવો પ્રયાસ કરતા અને તે માટે કેટલો બધો પત્ર વ્યવહાર કરતા તે ઘણાખરાને પરિચિત છે.

સન ૧૯૦૫ ની આખરે તે ઉમરેઠ હાઈસ્કૂલમાં હેડમાસ્તર નીમાયા હતા છએક માસ ત્યાં રહ્યા બાદ તે પ્રો. ગજ્જરના સેક્રેટરી તરીકે મુંબઈમાં આવી વસ્યા બાદ એમણે ઘણું કાર્ય કર્યું પણ તે શરૂઆતનો અભ્યાસ–spade work–હતો, ભવિષ્ય માટે તે તૈયારી થતી હતી. એમના વિચાર કેટલા બધા ઉન્નત અને દૃષ્ટિ કેટલી વિશાળ હતી, તે વનિતા વિશ્રામ માટે એમણે યોજેલા અભ્યાસક્રમપરથી સહેજ માલુમ પડશે. એજ અરસામાં બીજી સાહિત્ય પરિષદનું કાર્ય ફતેહમંદ પાર ઉતારવાને અને પરિષદને કાયમનું સ્વરૂપ આપવાને એમણે બહુ શ્રમ ઉઠાવ્યો હતો. ત્યારબાદ અમદાવાદમાં કેળવણી પરિષદ બોલાવવાને તેમણે ગુજરાત સાહિત્ય સભાને એક પત્ર લખી મોકલ્યો હતો અને તે સબંધમાં એક નાની યાદી રજુ કરી હતી. તેમાં એ પ્રશ્નની ચર્ચા કરવાને અને તેની જરૂરીઆત વિષે ખાસ ભાર મૂક્યો હતો. પણ કેટલાક સંજોગોને લઈને તે સૂચના અમલમાં મૂકી શકાઈ નહોતી જોકે મિત્રમંડળમાં એ વિષે ઉહાપોહ કરવામાં આવ્યો હતો. આનંદની વાત છે કે એમની હયાતિ દરમ્યાન એમના વિચાર પ્રમાણે ગુજરાતી કેળવણી પરિષદ ગયે વર્ષે અમદાવાદમાં ભરાઈ હતી. એમની સૂચનાનુંજ તે ફળ હતું અને શરૂઆતનું બધું કાર્ય એમણેજ આરંભ્યું હતું, તે ફતેહમંદ પાર ઉતારવામાં એમની મદદ ઓછી નહોતી. તેમજ ગુજરાત સાહિત્ય સભાએ યોજેલી ઐતિહાસિક વ્યાખ્યાનમાળાની યોજના પણ એમની સૂચનાને આભારી હતી

પ્રો ગજ્જરને ત્યાંથી તે સર પ્રભાશંકર પટણીને ત્યાં ભાવનગરમાં સેક્રેટરી તરીકે જોડાયા અને કેટલાક વર્ષો સુધી એમના હાથ હેઠળ કાર્ય કર્યું અહિં એમણે સારો અનુભવ અને લાયકાત પ્રાપ્ત કર્યા. સર પ્રભાશંકર નિવૃત્ત થયા બાદ ચારેક માસથી તે શેઠ નરોત્તમ મોરારજીને ત્યાં એમના પુત્રના શિક્ષક તરીકે નિમાયા હતા. ઉનાળાની મોસમમાં એમના શિષ્યને લઈને અમીરી પાસે આવેલા જુઈ ગામમાં શેઠને બંગલે તે રહેતા હતા.

ત્યાં દરિયે ન્હાવા જતાં ઉપર જણાવ્યા મુજબ અણધાર્યો અકસ્માત બન્યો. બીજે દિવસે તે મુંબાઇ પાછા ફરનાર હતા પણ મનુષ્ય ધારે છે શું અને પરમાત્મા કરે છે ? પ્રભુની ગતિ અકળ છે.

એમના આમ અકાળ અને દુઃખદાયક મૃત્યુથી ગુજરાતે એક આશાજનક અને ઉત્સાહી વિદ્વાન અને સમાજસેવક ગુમાવ્યો છે. દેશ માટે એમને અત્યંત લાગણી હતી અને તેથી ઉન્નતિ માટે તે હરહમેશ કોઇને કોઇ કાર્યમાં ગુંથાયલા માલુમ પડતા. એમનું જીવન-કાર્ય આદર્શરૂપ અને ગુજરાતને ભૂષણરૂપ હતું. ઇતિહાસપર એમને ખાસ પ્રીતિ હતી અને ગુજરાતનો ઇતિહાસ નવેસર અને સ્વતંત્ર રીતે આલેખવાને તે બહુ ઉત્સુક હતા. મોલંકી સમયનો એમણે સારો અભ્યાસ કર્યો હતો અને પ્રાચીન ઇતિહાસનું એમનું જ્ઞાન બહોળું હતું. ગુજરાતના ઇતિહાસને લગતા મળી આવેલાં લગભગ બધાં શિલાલેખો અને અને તામ્રપત્રોની નકલો ઉતારી તે મઝક સુરત સાહિત્ય પ્રદર્શનમાં એમણે રજુ કર્યો હતો. તે સંગ્રહ એકઠો કરવાને એમણે અત્યંત શ્રમ ઉઠાવ્યો હતો. તે સંગ્રહ બહુ ઉપયોગી છે, અને પુસ્તકરૂપે તે પ્રસિદ્ધ થવાની જરૂર છે. ઐતિહાસિક વાર્તાઓ લખવાને એમના દિલની મુરાદ હતી અને તે માટે કેટલીક તૈયારી કરી હતી. પણ એમની ખરી ખૂબી અને મહત્તા એમના પત્રોમાં દષ્ટિગોચર થાય છે. એમના બુદ્ધિસામર્થ્ય અને ઉન્નત વિચારનું દર્શન આપણને એમાંથી થશે. કોઇ પણ વિષય એવો નહોતો કે જેમાં એમણે ચંચુપાત કર્યો નહિ હોય ! કોઇ પણ પ્રવૃત્તિ એવી નહોતી જ્યાં એમની નજર પહોંચી ન હોય ! મતલબની વાત છે કે એમના કાર્યની કદર એમની હયાતિમાં પ્રજાએ પીછાણી હતી. કેળવાએલો યુવક વર્ગ એમના માટે ખાસ મગરૂર હતો. એમની શકિત અને જ્ઞાન માટે સૌ કોઇને શ્રદ્ધા અને માન હતાં એમના વિનયી વર્તનથી સૌનાં મન એમણે જીત્યાં હતાં. સૌ કોઇ એમને માટે માન અને પ્રીતિ ધરાવતા હતા. આવા એક બુદ્ધિશાળી અને પ્રિયજનના અકાળ અને દુઃખદાયક મૃત્યુથી કોનું હૃદય નહિ ભેદાય ? એમના મૃત્યુનો વિચાર થતાં મન કંપે છે અને દુઃખ અનુભવાય છે. ગુજરાતનું ગૌરવ અને માન વધારવા માટે, તેના ઉત્કર્ષ માટે સતત્ ચિંતન અને પ્રયાસ કરનાર એક મહત્વાકાંક્ષી વિરલરત્ન આપણે ખોયું છે અને તે ખોટ કોને નહિ સાલે ? પણ ભાવિ આગળ આપણે નિરૂપાય છીએ. પરમાત્મામાં શ્રદ્ધા અને પ્રભુને પ્રાર્થના એજ આપણું આશ્વાસન છે. પરમાત્મા એમના આત્માને શાન્તિ આપો.

---

## પાડોશી તરફનો સ્નેહ:

ઘણા એમ માને છે, કે પાડોશી તરફનો સ્નેહ ગરીબોને આપવામાં, ગરજવંતને મદદ કરવામા અને હરેક માણસનું ભલું કરવામા રહેલો છે. છતા પ્રીતિ તો ઉદ્દેશની ખાતર અને દીર્ઘ દષ્ટિથી કર્મ કરવામા રહેલી છે, કે જેથી તેમાથી હિત પરિણમે. જે માણસ કોઇ ગરીબ અથવા કોઈ ગરજાઉ ભૂંડું કરનારને મદદ કરે છે, તે તેના દ્વારા પોતાના પાડોશીનું ભૂંડું કરે છે; કારણ તે તેને જે મદદ આપે છે, તેથી બીજાનું ભૂડું કરવામા તેને દઢ કરે છે, અને બીજાનું ભૂંડું કરવાનાં સાધનો તેને પૂરાં પાડે છે. જેઓ ભલાઓને મદદ આપે છે, તેમની વાત જૂદી છે.

( રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ કૃત "સ્વર્ગીય સિદ્ધાન્ત" )

# ફૂલવાડી.

## અમેરિકન સ્ત્રીઓ.

અમેરિકાની આયોવા યુનિવર્સીટીના પૌર્વ ભાષાઓના બંગાળી પ્રોફેસર ડૉ. સુધીન્દ્ર બોઝ અમેરિકન વિષયો ઉપર 'મોર્ડન રીવ્યુ' માસિકમાં અવારનવાર રંગીન સમાચારવાળા સુંદર લેખો લખવા માટે જાણીતા છે. તેમના લેખમાં નિર્થક વિવેચનનું પીંજણ હોતું નથી, પરંતુ રંગીન સુખબોધક જ્ઞાન તથા સમાચાર હોય છે. અર્થાત્ રસોદ્રમાં શાક સેપ થઇ ગયલું હોતું નથી. ચાલુ માસમાં એ સર્વોત્તમ હિન્દી-અંગ્રેજી માસિકમાં તેમણે ઉક્ત શિર્ષક નીચે એક લેખ લખ્યો છે. તે સચિત્ર છે. ચિત્રો તેમને તેમના હાથ તળે શીખતી બે અમેરીકન કુમારિકા વિદ્યાર્થીઓ તરફથી પુરાં પાડવામાં આવ્યા હતાં. એ લેખમાં આપણે માટે, બધું માનવાનું અને કરવાનું નહીં તોપણ, એટલું બધું નવું જાણવાનું છે કે, આ સ્થળે કેવળ વિવેચન કરવાના અમારા હમેશના ક્રમનો અપવાદ તરીકે ત્યાગ કરીને ઉક્ત લેખનો, બહુજ અલ્પ સ્વતંત્ર વિવેચન મિશ્રિત કરીને, સાર આપવાની ઇચ્છા રાખીએ છીએ.

### કુમારી સ્ત્રીઓના અભિલાષ.

ડૉ. બોઝના કથન પ્રમાણે ત્યાંની અનેક વિદુષી સ્ત્રીઓ લગ્નનું ચિંતન પણ કરતી નથી, એક ૩૦ વર્ષની સ્ત્રીએ તેને કહ્યું કે "લગ્નનો વિચાર પણ હું કરી શકતી નથી. લગ્નથી એક વ્યવસાયી તરીકેની મારી કારકીર્દી ખતમ થઇ જશે. મારો પતિ અને ગૃહ, મારી સમસ્ત શક્તિ અને દિવસનું હરણ કરી જશે." પીયાનો વાજીંત્ર પર આંગળીઓની ટકોર કરતી તે બોલી કે, "વાદન મેં પસંદ કરેલા ધંધાનો તેથી નાશ થઇ જશે. કોઈ પણ બુદ્ધિમાન માણસે એટલો બધો આત્મભોગ આપવાની આશા રાખવી એ અતિશય અને ગેરવાજબી છે." તાત્પર્ય કે લગ્ન સ્ત્રી માટે અનિવાર્ય છે એવા એક લેખકના મત સાથે તે મળતી નથી. પોતાના રસો, અભિલાષો અને કારકીર્દિને નડતર કરનાર તરીકે લગ્નને ગણીને તેનાથી તેઓ દૂર ભાગે છે. ૨૮ વર્ષ સુધી કુમારી રહેલી અમેરિકન કન્યા લગ્ન વયની બહાર ગણાય છે, અર્થાત્ તેને પતિ મળવાનો સંભવ બહુ અલ્પ ગણાય છે. તે "વૃદ્ધ કુમારિકા" ગણાય છે. (મહા ભાષ્યકાર પતંજલિના કાળમાં વૃદ્ધ કુમારિકા હતી એમ તેના ભાષ્યમાં એ શબ્દોના વિવેચનથી જણાય છે, પરંતુ ડૉ૦ બોઝ પ્રમાણે હવે તો તે ભારતની બહારજ છે.) અલબત, હજી પણ વધારે મોટો ભાગ તો લગ્નની ઇચ્છુક જ હોય છે. તેમાંની ઘણી કુમારી રહી જાય છે તેનું કારણ તેને શિકાર કરતા બરોબર નહીં આવડવાનું અથવા તે નહીં ગમવાનું અથવા સ્વભાવે શાંત હોવાનું છે. મોટો ભાગ આ પ્રમાણે ઇચ્છા કે અનિચ્છાને કારણે કુમારિકા રહેવાથી, તેઓની શક્તિ સંસારની ઉન્નતિ માટે મુક્ત થઈ છે. શાળાઓ, કોલેજો, ઓફીસો અને કારખાનાઓમાં તેમની બહુ મોટી સંખ્યા કામે લાગી છે, આ દેશમાં પણ સ્ત્રીઓ કામ કરતી નથી એમ નથી, પરંતુ તે

અભણ રોજંદી મજુરણ તરીકેજ. ઉ. ઓક પ્રમાણે અમેરિકામાં તો તેઓ ગ્રામ-ન્યથી માંડી રાજસભા કોંગ્રેસના ઓનરેબલ સભાસદ તરીકેના કાર્યભારમાં પ્રવૃત્ત છે આ દેશમાં સ્ત્રીઓ દરજણ હોય છે–કેમકે ઘેર બેસી બેઠાં બેઠાં એ ધંધામાં કામ કરી શકાય છે. પરંતુ બહાર જવાનું હોય ત્યાં એ "શાપના ભાર" તેકેમ સચવાય પરંતુ અમેરિકામાં એટલો બધો અવિશ્વાસ નથી. ત્યાં લુહાર, સુથાર, કંસારા, ઈંટ તેમજ પથ્થર કામ, કડીયા, શીલ્ડર ખલાસી ઇત્યાદિ હુન્નરમંદીવાળાઓમાં તેઓ હજારો અને લાખોની સંખ્યામાં કામ કરે છે. પ્રતિષ્ઠા અને આત્મા માનપૂર્વક નિર્વાહ માટેનાં સાધનો સ્ત્રીને જેટલાં અમેરિકા પુરાં છે તેટલાં બીજો કોઈ દેશ પાડતો નથી.

આગળ પડતા વિચારની સ્ત્રી તો પુરૂષનો પક્ષ પકડી રહેતી સ્ત્રીઓને જળો જેવી કહે છે. તેઓ કહે છે કે પુરૂષ માત્ર અદૃશ્ય થાય તોપણ સ્ત્રી માત્રને તેથી હાનિ નથી.

વસ્તી પત્રકથી જણાય છે કે યુનાઇટેડ સ્ટેટસમાં હાલ લગ્નયોગ્ય વયનાં એકંદર એક કરોડ સીતેર લાખ સ્ત્રી પુરૂષો કૌમાર્યવ્રત પાળે છે, (તે વર્ષની મર્યાદા આપી નથી) તેની વિગત નીચે પ્રમાણેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫ થી ૧૯ | વર્ષ | સુધીની | સ્ત્રીઓ | ૯૦ લાખ. | |
| ૨૦ થી ૪૪ | ,, | ,, | ,, | ૮૧ ,, | હજાર. |
| ૪૫ થી ૫૪ | ,, | ,, | ,, | ૫૦ ,, | |

હવે દર સો પુરૂષોએ (લગ્ન વયના) ૩૯ પુરૂષો સ્ત્રી રહિત છે, અમેરિકનો આનાં ભાગનાં ભળતાં કારણો આપે છે. કેટલાક કહે છે કે સ્ત્રી એટલી ચોંધાટિયણ છે અને એટલી અતિશય સુમંસ્કારી છે કે તેને પરણવું એ પુરૂષને ભારે થઇ પડે. બીજા કહે છે કે નહી, સ્ત્રીઓ એટલી સ્વતંત્રોપાસક છે કે લગ્ન કરવા તૈયાર નથી. ઉ. ઓકનો મારો મત એવો છે કે, પુરૂષો નહી પરણવાનું કારણ મુખ્ય એજ છે કે આર્થિક રીતે મોટો ભાગ લગ્નનો ખર્ચ નીભાવવા પોતાને અશક્ત માને છે. તેઓ બીહે છે કે લગ્નથી દરિદ્રતા આંગણે ધાશે અને તેથી પ્રેમ બારીએથી ઉડી જશે. અમેરિકામાં ભાવો મોંઘવા-રીને નાડના છે. પુરૂષ તો દર અઠવાડીએ ઓછામાં ઓછા રૂ. ૭૫ માં નહીં રહે તો તે સભ્યતા પૂર્વક રહેલો ગણી શકાય નહીં. છતાં હજારો તેટલું કમાતા નથી. તેથીજ પુરૂષોને ચુપ્પીને કુમારા રહેવું પડે છે, અને હૃદયને ધનને શરણ થવું પડે છે.

લગ્ન.

આ દેશની પેઠે અમેરિકામાં પરણી જવામાં, પ્રથમ તો તે માટે જીલ્લા કોર્ટના કાર કુન તરફનો પરવાનો મેળવવો જોઇએ. તે પછી યુગલ પાદરીની ક્રિયા અથવા સરકારમાં નોધામણી માત્રથી દંપતી થઇ શકે છે. લગ્નની ધાર્મિક ક્રિયામાં કાંઇ વિશેષતા નથી. તે પાંચ મીનીટમાં પુરી થઇ શકે છે! તેમાં માત્ર પતિ પ્રતિજ્ઞા કરે છે કે, "હું...આજથી 'તું...ને વધારે સારા કે નરસા માટે, વધારે દરિદ્રતા કે ધનાઢ્યતા માટે, માંદગીમાં કે આરોગ્યમાં, પ્રેમ રાખવાને અને પ્રેમપૂર્વક સ્મરણ કરવાને, પરમાત્માની પવિત્ર આજ્ઞાથી મરણ આપણને જુદાં પાડે ત્યાં સુધી, મારી પરિણીત પત્ની તરીકે રાખવા અને પોષવાને અંગીકાર કરૂં છું." આજ શબ્દો પત્ની પતિને અક્ષરશઃ કહે છે પરંતુ તેમાં "તમને

તાબે થવાને " એ શબ્દ ઉમેરે છે. અને એ શબ્દ માટે ત્યાં બહુ મારામારી છે. માત્ર એપીસ્કોપલ શિવાય અન્ય સંપ્રદાયના ઘણા ખરા પાદરીઓ, એ "તાબે થવાનો" શબ્દ કાઢી નાંખવાની તરફેણમાં છે ( કાઢ્યો છે કે નહીં તે લેખમાં સ્પષ્ટ નથી ) રૂઢીરક્ષક એપીસ્કોપેલ્યનો કહે છે કે બાઈબલમાં એ શબ્દ છે તેથી તે રાખવોજ જોઇએ. તેથી કન્યા તે બોલે છે પણ તે પ્રતિજ્ઞાનું હાસ્ય કરતાં તે કહે છે કે " હું તે પ્રતિજ્ઞા પાલન કરવાની નથી તે પતિ જાણે છે. " તથા • પોતાની આજ્ઞાનું સ્ત્રીએ નિરંતર પાલન કરવા બંધાવાની ત્યાંના પુરૂષો પણ તરફેણમાં નથી. પતિની અયોગ્ય આજ્ઞા નહીં માનવાનો તેઓને હક હોવો જોઇએ એમ પુરૂષો સ્વીકારે છે. અને યોગ્ય રીતે પણ આજ્ઞા કરવી એ ઉચિત નથી. માત્ર વિનતિજ તેઓ કરી શકે અને યોગ્ય વિનતિને આજ્ઞા રૂપેજ પત્ની શિરોધાર્ય ગણુશે એ વિષે શક નથી. પ્રશ્ન માત્ર સ્ત્રીવર્ગના સ્વમાન અને સમતાનો છે. અને જો એ અપમાનકારી શબ્દ વિના લગ્નક્રિયા કાયદેસર ગણાશે નહી એવી ભીતિ નહીં હતે તો હજારો લગ્નમાંથી એ શબ્દ ઈંગ્લંડ તેમજ અન્યત્ર દૂર કરવામા આવ્યો હતે.

### હનીમૂન પછી યંત્રથી ચાલતુ ઘરકામ.

લગ્ન પછી તરત યુવતી નવદંપતી સ્વતંત્ર રીતે માતાપિતાથી દૂર સ્થળે એકાન આનંદમેલન કરવા ઉપડી જાય છે, જેને 'હનીમૂન' કહે છે. નીકળતી વખતે આનંદો-ત્સવ હોય છે. તેમની મોટરકાર પર 'હમણાંજ પરણ્યા' એવુ પાટીયુ હોય છે. રોણુ તેની પાછળ ધીગામસ્તી કરતું જાય છે. દંપતીપર દરમીઆન અક્ષતનો વર્ષા થતો રહે છે, વચમા જુના ખાસડાંનાં પણ છાંટા પડે છે કેટલાક વાજું વગાડે છે ને કેટલાક ઢોલકું વગાડીને ગરબડ કરી મુકે છે. સ્ટેશનપર આ અમેરિકન વહુ વર અંતે હેરાન થતા આવી પહોંચે છે. ગાડીમાં પતિ પત્ની સામ સામે બેસે છે. પતિ પત્નીનો હાથ લઇને તેનું ચુંબન કરે છે ને તે તો શરમની મારી રાતી હીંગળોક જેવી થઇ જાય છે. ભાઇ બાઇ કેમ આવ્યા છે તે બીજા ઉતારૂઓ પામી જાય છે અને તેઓ પણ તેમને બોલે ગમ્મત કરે છે. કેટલીક વાર છાનામાનાં એ પતિ પત્નીની પીઠ ઉપર " હમણાંજ પરણ્યાં છે. તેની સાથે સારી રીતે વર્તજો, પતિ કેવો મૂર્ખ દેખાય છે ? એને સીગાર આપવી પડે એમ કરજો. " ઇત્યાદિ ઇત્યાદિ અર્થના લખેલા–છાપેલા "પ્લે કાર્ડ" ચોંટાડેલા હોય છે, જે વાંચીને સર્વત્ર આનંદ પ્રસરી રહે છે, જોતજોતામા હનીમૂનનો અસ્ત થઇ જાય છે. પાછા આવતાં તેઓ માતાપિતાથી સ્વતંત્ર રીતે અન્યત્ર ઘર માંડીને રહે છે. ઘણી કન્યાઓને ઘરસંસાર નું પરણ્યા સુધી કાંઇ પણ ભાન જ્ઞાન હોતું નથી પણ અમેરિકામા સાધનો ને સગવડોની એટલી રેલછેલ છે કે ઘર સંસાર બહુ દોહીલો હોઇ શકતો જ નથી. હાથે નહીં પણ સંચેજ ઘણું ખરૂં કામ કરવાનું હોય છે. વસ્ત્ર, પાત્ર આદિ ધોવાનું, દહીવાનું, ને રાંધવાનુ પણ યંત્ર વડે થાય છે. બટન દાબેથી સઘળું આપોઆપ થઇ જાય છે. એક 'વીજળીક ચુલો' મળે છે તે એવો છે કે પત્નીને ચુલા આગળ બેસી રહેવું પડે નહીં. તેના ઉપર મુક્યા પછી તે ચાલી જાય છે. તપેલીની અંદરનું ભોજ્ય જ્યારે જોઇએ તેવું પાકી જાય ત્યારે 'એલાર્મ' આપનારી ઘંટડી વાગે છે જેથી વીજળીક પ્રવાહ એની મેળે બંધ થઇ જાય છે ને સ્ત્રીને કાંઇ કરવું પડતું જ નથી. તેમજ ભોજ્ય વસ્તુ બળી જતી નથી. તેમજ ભોજ્ય વસ્તુને જે જાતની જેટલી ગરમી જોઇએ તેટલીજ તેને મળે

તે સારૂ તેની સાથે થર્મોમીટર પણ લગાડ્યાં હોય છે. તાત્પર્ય કે સ્ત્રી રસોડામાં જવા વિના રાંધી શકે છે!

આગળ ચાલતાં આયોવા યુનિવર્સિટીનો પ્રોફેસર ડાક્ટર સુધીન્દ્ર બોઝ જણાવે છે કે, મેં વીસ વરસના જુના સેંકડો લગ્નો કરાવનારા એક પાદરીને પુછ્યું કે અમેરિકન કુમારિકાઓ વરની પસંદગી શું જોઇને કરે છે? પ્રેમ માત્ર જોઇને અથવા પુરૂષના બુદ્ધિબલ અને ચારિત્ર્ય, શાંત નિષ્પક્ષ અથવા મહાપુરૂષાર્થીપણા જેવા ગુણને લીધે પરણે છે? અનુભવી પાદરીએ ડોક ધુણાવ્યું. તેણે કહ્યું કે અમેરિકન કન્યાઓ તો સામાન્ય રીતે સ્વાર્થની દૃષ્ટિથી પસંદગી કરે છે. અર્થાત સૌથી પૈસાદારને સૌથી પસંદ કરે છે! સામાન્ય અમેરિકન કન્યા પુરૂષની કોથળીની લંબાઇ, તેનો બહારનો ચાલાકી ભર્યો રૂઆબ, તેના કપડાંની છેલ્લામાં છેલ્લી ફેશન તથા છેલ્લામાં છેલ્લા શોધાયલા નાચના તેના જ્ઞાન એનો સરવાળો કરીને પસંદગી કરે છે. તેનાં હીરા, મોતી, માણેક, તેની પાટ (આનંદજનક વાહન) બાર સીલીંડરવાળી મોટર-કાર, તેના મહેલો અને સદર જમીનગીરીવાળા તેના ગેરો એજ તેઓને મુખ્ય આકર્ષે છે. (બેશક આ કાંઇ વિદ્યા નથી. સામાન્ય નિયમ અન્ય હોવો અશક્ત છે, અમેરીકન સ્ત્રીઓ કાંઇ દેવતા નથી એટલુંજ તેઓ વિરૂદ્ધ છે. તેઓ સ્વાર્થ સર્વોત્તમ સમજે છે એ કાંઇ ગંભીર આક્ષેપ નથી. જે સ્વાર્થ પણ નથી સમજતા તેઓ ચડે છે. જેઓ સ્વાર્થ સમજવા છતાં જાણીને આત્મભાગ કરે તેનાથી તેઓ ઉતરતા છે.)

પરંતુ પાદરી ધારે છે તેટલે બધે અંશે એનો મત સત્ય નથી. અમેરિકન સ્ત્રીઓ માટેના એક સૌથી રસિક પત્ર (લેડીઝ હોમ જનરલ) ના તંત્રીએ સારા ૧૦૦ પ્રૌઢ બ્રહ્મચારીઓ (અવિવાહિત) ને તમે કેવી કન્યા, કેવા સ્વભાવવાળી કન્યાને પરણવા ચહાગો? પત્નીમાં સર્વોત્તમ ગુણ તમે કયો ધારો છો? વગેરે કરેલા પ્રશ્નોના ૧૦૦ જવાબોમાં નીચલા આઠ ગુણો માટે સૌથી વધારે મત મળ્યા હતાઃ—

| | |
|---|---|
| ૧ લું ધરગથ્થુવૃત્તિ | ૭૪ |
| ૨ જું પ્રેમ | ૪૫ |
| ૩ જું સારો સ્વભાવ | ૩૬ |
| ૪ થું સહૃદયતા | ૨૭ |
| ૫ મું ધર્મ | ૨૭ |
| ૬ ઠું સાદી સમજ | ૨૪ |
| ૭ મું બુદ્ધિ | ૨૪ |
| ૮ મું પોશાકમાં રસિકતા | ૨૩ |

અમેરીકન સ્ત્રીઓ વર-પુરૂષમાં શું ચહાય છે ને વિષેના પ્રશ્નોના આવાજ પ્રકારના ઉત્તરોના સારના અભાવમાં યથોચિત તુલના થઇ શકતી નથી, પરંતુ ઉત્તમ ગુણોના પ્રમાણમાં પુરૂષોએ યથાર્થ મત આપેલો લાગે છે.

અમેરિકન યુવાનો અને યુવતીઓને પોતાના ભાગીયા પસંદ કરવામાં સંપૂર્ણ છૂટ છે. તેઓની પસંદગીની વચમાં માતા પિતા કવચિતજ આવે છે. ઘણા પુરૂષો લગ્ન પૂર્વે પ્રેમ શું છે તે સમજતા હોતા નથી (આ શકમંદ બાબત છે.)

છુટા છેડા.

લગ્ન પછી આપણાં દેશમાં અઘરણી આવે છે. અમેરિકામાં જાણે તે પછી છુટા છેડા આવતા હોય ને તેવો ભાસ થાય છે. છુટા છેડા આપવામાં અમેરિકનો સૌથી ઉદાર

છે. તે પ્રકરણમાં તેઓ સૌ રાષ્ટ્રોમાં અગ્રે છે. લગ્ન પ્રમાણ કરતાં તલાકનું પ્રમાણ અમેરિકામાં વધારે ઝડપથી વધ્યું છે, થોડાં વર્ષ ઉપર દર બાર લગ્ને એક લગ્નમાં છુટા છેડા થતા. હવે દર આઠ લગ્ને એક છુટા છેડાની રાસ આવે છે જો આમ આમળ વધતું જશે તો દર બેએ એક લગ્ન છુટા છેડા થશે? અને તાજુબીની વાત એ છે કે છુટા છેડાની માગણી કરનારી સ્ત્રીઓ વિશેષ હોય છે. તેઓનીજ સોમા સાઠ અગત્ય હોય છે. કોર્ટોની આ વિષયની ઉદારતાને લીધે છુટા છેડાની કોર્ટોનો "છુટા છેડાની સીલ" નામ આપ્યું છે. ત્યાં "સ્વભાવની અસામ્યતા" એ તલાક મેળવવા માટે પુરતું કારણ છે.

## પોષાકની ફેશનઃ સંતતિ પ્રતિબંધ.

અમેરિકન સ્ત્રીઓ ખાસ કરીને પોષાક પાછળ બહુ ખર્ચ કરે છે. પતિ કરતાં પત્નીના ખર્ચ અને ખર્ચાળપણા ઉપર પતિની પ્રતિષ્ઠાનું સમાજમાં પોગ્ય બધાય છે. તે સુખ માટે સુંદર દેખાવા વસ્ત્રનો જોઇએ તે કરતાં વિશેષ ઉપયોગ કરે છે. તેઓ પોષાક બહુજ ચુસ્ત પહેરે છે અને ડેન્સ વગેરેમાં ખભાથી બહુજ નીચો પહેરે છે, જે અમર્યાદપણું સૂચવે છે. અમેરિકનો અન્ય વિષયોમાં ગમે તેટલા આગળ વધેલા છે પરંતુ પોષાકની બાબતમાં તો તેઓ પેરીસનીજ નકલ કરે છે. પેરીસ રાજા લુઇ ૧૪ માના કાળમાં ઉન્નતિના શિખરે ચઢ્યું ત્યારથી તે પોષાકની વિષયમાં તો હજી સર્વોપરિ સત્તા ભોગવતુ રહ્યું છે. મહાત્મા ગાંધીના ગુરૂ પ્રખ્યાત અમેરિકન થોરો કહે છે કે "પેરીસના મુખ્ય વાનર જે ટોપી પહેરે છે તેજ ટોપી અમેરીકાના વાદરાઓ પહેરવા માંડે છે." પત્રો પરથી જણાય છે કે આ શીયાળામા આંખની ઉપરના પાપણો મુડાવીને ચકચકિત કરવાની ફેશન ચાલુ થઈ છે।

અમેરિકન સ્ત્રીઓ માટે અમુક મત આપવો અશક્ય છે, કેમકે જુદા જુદા વર્ગોની સ્ત્રીઓના સદગુણ દુર્ગુણ જુદા જુદા પ્રકારના હોય છે. અમેરિકામાં લોકો નાનું કુટુંબ પસંદ કરે છે. ચાર માણસનું કુટુંબ તો ખાસ્સું મોટું ગણાય છે. પરણેલી સ્ત્રીઓ માતા બનતાં બીહે છે. તે કાંઇ નાદુરસ્ત તબીયતને લીધે નહીં પણ પોતાના એશઆરામમા બાધ આવે તેથી. માતા થવું એ હવે 'ફેશન' વિરૂદ્ધ ગણાય છે એમ ત્યાંનો એક સૌથી મોટા પાદરી કહે છે. તત્વવિદ્યાનાં જ્ઞાનથી સંતાનોત્પત્તિપર અંકુશ મેલવાનો ઝુંબેશ અમેરિકામાં ચલાવવામાં આવે છે (ફ્રાન્સમાં તો કૃત્રિમ વર્તન અમલમા મેલાઇ ચુક્યું છે—તેથીજ ત્યાં હવે જર્મનોપર ધસારો કરવા પુરતું લશ્કર નથી કે શું?) કમનસિબે આ કૃત્રિમ પ્રતિબંધ ગરીબોને બદલે પૈસાદાર વર્ગ કરે છે. આથી સામાજીક મામલો ગંભીર થવાનો ભય છે. અમેરિકન યુનિવર્સીટીઓમાં જે કન્યાઓ ગ્રેજ્યુએટ થાય છે તેઓમાંની અર્ધોઅર્ધજ પરણે છે, અને તેમાંની જેઓ માતા થાય છે તેઓ તો સોએ એક ટકાજ પણ માંડ થાય છે.

સ્ત્રીઓ રાજદ્વારી હકો માટે ભગિરથ પ્રયત્ન કરી રહી છે. યુનાઇટેડ સ્ટેટ્સનાં ૧૧ સ્ટેટોમાં તો સ્ત્રીઓ પુરૂષો જેટલોજ મત આપવાનો હક ધરાવે છે. જગતની ઉત્ક્રાંતિમાં સ્ત્રીમત-અધિકાર એક મુખ્ય તત્વ છે એમ હવે સ્પષ્ટતર થતું જાય છે. જે દેશમા હેંસી લાખ સ્ત્રીઓ આત્મનિર્વાહ કરતી હોય તે દેશ સમસ્ત સ્ત્રીઓને પોતાના રક્ષણ તથા હિત માટે પુરૂષ સમાન મત આપવાનો તથા રાજસભામાં પ્રતિનિધિ નીમવાનો મુદ્દલે હક નહી

" મેમ સાહેબ ! "

" ગુલજાન ! પ્રતિજ્ઞા કર કે મારા મૃત્યુ પછી આ મારા જેમ્સનને છોડીને જઈશ નહીં. અને જ્યા સુધી તે જીવતો હશે ત્યા સુધી યાસીન જેટલોજ વહાલો ગણીશ "

પોતાનો દુર્બળ હસ્ત ગુલજાનના પરિપુષ્ટ અને સ્થુળ હસ્ત ઉપર સ્થાપન કરી સ્નેહ કાતર જનની મેહોહન ધાત્રીના મુખ સામુ વ્યાકુળ નેત્રે જોઇ ઉપર્યુક્ત શબ્દો બોલી. એ શબ્દો બોલવામાં મેહોહનનો એવો હેતુ હતો કે જો આટલી શરત ગુલજાન કબુલ રાખ તો પોતે શાન્તિથી મૃત્યુ પામી શકે.

ગુલજાન તેણીના નાના બાળકપર પોતાના યાસીન જેટલોજ પ્રેમ રાખવાને ખરખરા હૃદયથી તૈયાર હતી, કેમકે તે બાળક ઉપર સ્નેહ રાખવાનો તેને વિશેષ યત્ન કરવો પ તેમ નહોતું તેથી કાંઇ પણ વિચાર કર્યા સિવાય ગભરાયલા ચિત્તે પણ દૃઢ કંઠે બોલી.

" મેમ સાહેબ ! હું ખુદાના કસમ ખાઇને કહુ છુ કે મારામા જ્યા સુધી જીવ હશે હશે ત્યાં સુધી આપના બાળકનો ત્યાગ કરીને હુ જઈશ નહી અને મારા પુત્ર કરતા પણ વિશેષ યત્ન કરીને તેનું પાલન કરીશ "

ગુલજાનની પ્રતિજ્ઞા સાભળી મિસિસ મેહોહનનુ નેત્ર જ્યોતિ દીવાના છેલ્લા ઝબકારાની પેઠે ઉજવળ થઇ ગયુ પોતાના પુત્રની ભવિષ્યની ચિન્તાનો કેટલોક ભાર ઓછો થવાથી મિસિસ મેહોહન કેટલીક મુદતે મૃત્યુ પામી.

× × × × × ×

(૨)

મેમ સાહેબના મૃત્યુ પછી કેપ્ટન સાહેબે ગુલજાનને બોલાવીને કહ્યુ કે,-" તુ જેમ્સ ઉપર ઘણી મમતા રાખે છે એ મારા જાણવામા છે, માટે હુ તેની સોંપણ તનેજ કરૂ છુ તને આજથી મહીને ૧૦ રૂપિઆ વધારે મળશે, માટે તેનો બધો ભાર તારા ઉપર છે હવે મને એ ગભરાવે કોઇ દિવસ વિઘ્ન કરીશ નહી ... અરે ! આ શુ ! ! શામાટે રડે છે ? જા, જા, હું રડારોળ જોઈ શકતો નથી માટે જા—

કોણ જાણે શા કારણથી તે પુત્રનો જન્મ થતાંની સાથેજ કેપ્ટન સાહેબની તેના ઉપર અવકૃપા હતી. એક સામાન્ય રસ્તા ઉપરના બચ્ચા ઉપર માણુસોની જેટલી મમતા હોય તેટલી પણ મમતા પોતાના સંતાને ઉપર નહોતી. પોતાની સ્ત્રી ઉપરના પ્રેમનો અભાવ એ તેનુ મૂળ કારણ હશે !

ગુલજાન પોતાનો પગાર વધ્યો છે એ જાણી ખુશી થઇ નહી, પરંતુ મેહોહનનું સંતાન સંપૂર્ણ રીતે પોતાનેજ સોંપાયું છે, એ જાણી અત્યંત ખુશી થઇ

એક વરસ વીતી ગયું. જેમ્સન અને યાસીન બન્ને વિભિન્ન જાતના બાળકો એકજ સ્નેહ તથા ખોળામાં સાથેજ વધવા લાગ્યા જેમ એક શાખા બે કોમળ લતાને સમાન રીતે પોતાના વક્ષ ઉપર ધારણ કરે તેમ ગુલજાન પણ પોતાના પુત્ર યાસીન અને પ્રતિપાલિત પુત્ર જેમ્સન વચ્ચે બીલકુલ તફાવત ન ગણતા તેમને એક સરખા સ્નેહથીજ ઉછેરવા લાગી.



नामदार श्रीयुत व्ही. एस्. श्रीनिवास शास्त्री,
नासिक-प्रांतिक परिषदना अध्यक्ष, अने सर्वन्ट्स ऑफ
इन्डिया सोसायटीना मुख्य सभासद.

The Manoranjan Press, Bombay.



श्रीयुत मुकुंदराव रामराव जयकर, बार-ॲट-ला.,
नासिक-प्रांतिक सामाजिक परिषदेचे अध्यक्ष.

ઉન્હાળાની શરૂઆતમાં કેપ્ટન સાહેબે ગુલજનને બન્ને બાળકો સહિત મેજર લગીની સ્ત્રી સાથે પહાડ ઉપર મોકલી આપી.

પહાડથી પાછા આવતી વખતે મિસિસ લગીએ ગુલજનને જણાવ્યું કે તારા શેઠે નવી સ્ત્રી કરી છે. આ વાત અગાઉ જણાવવાની કેપ્ટન સાહેબે મને મના કરી હતી તેથી મેં આજ સુધી તે વાત તને કરી નહોતી."

ગુલજનના શરીરનો રંગ સાધારણ ઉતરતી-હલકા વર્ણની સ્ત્રીઓ જેવો કાળો નહોતો પણ આપણે જેને 'ચીનોવાન' કહીએ છીએ તેવો હતો. છતાં વાત સાંભળતાંજ તેના મુખનો વર્ણ પાંડુ થઈ ગયો. તે એવી શંકાથી કે 'ગૃહે અપરમાતા આવી છે તે વખતે આ બાળકને લઈ લેશે તો?

ટ્રેનમાંથી ઉતરતી વખતે તેના પગ ધ્રૂજતા હતા. બાળકને દૃઢ હસ્તે પકડી રાખી પોતાની ઈચ્છા ન હોવા છતાં તે ટ્રેનમાંથી ઉતરી.

સ્ટેશન ઉપર પોતાના શેઠ અથવા નવાં શેઠાણીનો મેળાપ થયો નહીં, પણ ઘેર આવ્યા પછી તેણે પડશાળ ઉપર કેપ્ટન સાહેબને તેની નવી સ્ત્રી સાથે બેઠેલા જોયા. નવી સ્ત્રી સુંદર અને તંદુરસ્ત હતી. તેના ઉપર પહેલવહેલીજ દૃષ્ટિ પડતાં તેનો પહેરવેશ તથા તેની ચેષ્ટા જોઈ ગુલજનને તેના ઉપર અભાવ ઉત્પન્ન થયો. 'હાય! તેનાં મૃત મેમસાહેબ—નમ્ર, શાન્ત અને દયામયી—આવો બહુ મૂલ્યવાન પોષાક તથા ઉજ્વલ હીરાની વીંટી કોઈ દિવસ પહેરવા પામ્યાં નહીં. નવાં મેમસાહેબે જરાક હસીને બાળક તરફ પોતાના હાથ લંબાવ્યા, કે તરતજ ગુલજનનું હૃદય એક અનિશ્ચિત આશંકાથી ધડકવા લાગ્યું. પરંતુ વિમાતાના હાથમાં તે શિશુ ગયું નહીં: અને પોતાના બન્ને હાથે ધાત્રીના કપડાંને સખ્ત વળગી પકડી રાખ્યું. આથી કેપ્ટન સાહેબ નવી સ્ત્રીનો હાથ પકડીને બોલ્યા:—

"કાંઈ જરૂર નથી ડાર્લિંગ! એને મેં ધાત્રીનેજ સોંપી દીધું છે. બાળકની ઉપાધિ તમારે કરવી પડશે નહીં. ચાલો આપણે ફરવા જઈએ—"

પોતાના હૃદય-ધનને પાછું લઈ લેશે એવી આશંકાથી ગુલજનનો શ્વાસ અત્યાર સુધી ઉંચે ચઢી ગયો હતો તે કેપ્ટન સાહેબની વાત સાંભળતાં નીચે બેઠો. તેણે બાળકને ચુમ્બન ઉપર ચુમ્બન કરી પોતાનો સ્નેહ દર્શાવ્યો.

પરન્તુ આ આનંદ ઝાઝો વખત પહોંચ્યો નહીં. ગુલજન થોડા વખતમાંજ સમજી ગઈ કે પદ્મપત્ર ઉપર રહેલા જલબિન્દુ પેઠે પોતાનો અધિકાર પ્રતિક્ષણે અસ્થિર થતો જાય છે. કેમકે નવાં શેઠાણી તેને રાખવા ઈચ્છતાં નહોતાં.

શોક્યનું સંતાન સાધારણ રીતે વિમાતાનું સ્નેહપાત્ર થઈ શકતું નથી. તેમાં આ કેકાણે તો બાળકનો પિતા પણ સ્નેહહીન હતો.

એક દિવસ ગુલજન પોતાના ઘરમાં બેઠી હતી, તેવામાં તેણે જેમ્સનો ઉંચેથી રડવાનો અવાજ સાંભળ્યો કે તરતજ તે ઉતાવળે દોડી ગઈ, અને જ્યાં જુએ છે તો નવાં મેમસાહેબ ચાબકે જેમ્સને મારે છે. આ જોઈ ગુલજનને રૂંવાડે રૂંવાડે ક્રોધ વ્યાપી ગયો.

તે જ્ઞાનશૂન્ય થઇને પોતાનાં નવા મેમસાહેબના હાથમાંથી બ્રશ ખેંચી લઇ તેને દૂર નાખી દેતા તિરસ્કાર સૂચક સ્વરે બોલી,—

" મેમસાહેબ ! ! ! "

અને તે પછી આદતકૃષ્ટ, ભયકમ્પિત જેમ્સનને પોતાના ખોળામાં લઇ ઉતાવળે પગને તે ત્યાંથી જેવી ચ્વાના થઇ કે તરતજ નવા મિસિસ ગંભીરતાથી બોલ્યાં "તુજ ડોક વાને બગાડે છે, તે મોટો થશે ત્યારે નક્કી ચોગ્જ થશે. બસ, હવે મારે તારૂં કામ નથી આજથી હુંજ તેના ઉપર દેખરેખ રાખીશ "

ગુલજાન વાત સાંભળવા ઉભી ન રહેતાં એકદમ ચાલી આવી ખરી, પરન્તુ બીજીજ ક્ષણે તેના આ વ્યવહારનું પરિણામ તેની નજરમાં તરવા લાગ્યું; તેથી જેમ્સનને એક જુના નોકર કૈંદુ પાસે રાખી અને થોડી મિમરી તેના હાથમાં આપી તે પાછી સશંક ચિત્તે મેમ સાહેબ પાસે આવી, અને બોલી,—

" મેમ સાહેબ ! મારા આ વ્યવહારથી મને બહુ ખોટુ લાગ્યુ છે, માટે આ વખતને માટે માફ કરો હવે કોઇ દિવસ આવું કરીશ નહીં. જેમ્સન મને વધુજ વહાલો હોવાથી મને એકદમ ઘણો ગુસ્સો ચઢી આવ્યો હતો તેથી હું જ્ઞાનશૂન્ય થઇ ગઇ અને અવિચારથી જેમ્સનને લઇ ચાલી ગઇ "

નવા મિસિસ હિંદી ભાષા બરાબર સમજતા નહોતા, પરંતુ જેટલું સમજ્યા તેથી તેનો સકલ્પ શિથિલ થયો નહી. કેટલીકવાર વિચાર કરી મિસિસ બોલ્યાં ' તારો પગાર અપાઇ ગયો છે, માટે અત્યારેજ ચાલી જા, એ બાળક તારૂં નથી આજથી હુંજ તેની સભાળ લઇશ '

આ શબ્દો સાભળતા ગુલજાનને આંખે અંધારાં આવવા માંડયાં તે દીનભાવે નવા મિસિસના પગ પાસે બેસીને બે હાથ જોડી રોઇ પડી, અને રૂંધે સ્વરે બોલી,—

" મેમ સાહેબ મને કાઢી ન મૂકો. મૃત મેમ સાહેબને મેં વચન આપ્યુ છે કે હુ આ બાળકને છોડીને કદી જઇશ નહી, માટે કાં તો મહેરબાની કરીને મને રાખો, અગર તો એ બાળકને મારી સાથે લઇ જવાની રજા આપો—"

" ઓહો ! આની સ્પર્ધા કાંઇ જેવી તેવી છે ? "

તિરસ્કારથી એટલા શબ્દો બોલી મેમ સાહેબ હસી પડ્યાં. ગુલજાનનો અવાજ સાંભળી કેપ્ટન સાહેબ ઓરડામાં આવ્યા, અને પૂછ્યું,—

' શું છે કમેલા ? "

કમેલા બોલી—" મેં આનો પગાર ચૂકવી આપ્યો છે અને હવે તેને જવાનું કહું છુ તો તે કહે છે કે હું જવાની નથી. "

કેપ્ટન સાહેબ ભમરો ચઢાવી દ્વાર ઉપર મુષ્ટિનો આઘાત કરીને તથા પૃથ્વી ઉપર પગાઘાત કરી બોલી ઉઠ્યા—" બસ ! તમે જ્યારે તેને જવાનું કહો છો ત્યારે તેણે જવુજ

જોઈએ. કેમ ન જાય ? કેપ્ટન સાહેબનો ઓર્ડર સાંભળતાંજ ગુલજાનનાં આંસુ સુકાઇ ગયાં; અને બન્ને આંખો અગ્નિના જેવી ચળકતી થઇ ગઇ. તે તરતજ ઉભી થઇ અને સ્થિર કંઠે બોલી—

" હા સાહેબ હું જાઉં છું. " તે પછી તે સ્થિર પગલે મેમ સાહેબનું ઘર છોડી ચાલતી થઈ.

જેસુન હજી સુધી ઉંચા સ્વરે રડતો હતો; તેના ગાલનું ચામડું થપ્પડના આઘાતથી લાલ થઇ ગયું હતું. કેટલુંએ ઘણી મહેનત કરી છતાં મિસરીને તેણે હાથ સરખો પણ લગાડ્યો નહીં. જેસુનને પાછો સોંપતી વખત ધાત્રીના મુખ ઉપર ગંભીરતા જોઇ તે વિચારવા લાગ્યો કે કંઇક નવું જુનું થયું છે.

કેપ્ટન સાહેબ તરતજ પોતાનાં નવાં પત્ની સાથે કલબમાં ચાલ્યા ગયા. ચાર કલાક સુધી તેઓ પાછા આવવાના નહોતા. ગુલજાન જેસુનને તેડી પોતાના ઘરમાં આવી; અને તેને નીચે બેસાર્યો ત્યાર પછી પોતે કરેલો અર્થ-સંગ્રહ એક થેલીમાં નાંખી તે થેલી પોતાની કમરે બાંધી લીધી અને બન્ને બાળકોને બેઉ કેડમાં તેડી તે ધીમે પગલે ઘર છોડીને ચાલતી થઇ. ચાલતી વખત ઉંચું જોઇ મનમાં ને મનમાં બોલી—

" મેમ સાહેબ, તારી આગળ મેં પ્રતિજ્ઞા કરી છે, તે પાળવા ખાતર ગુલજાન આજ આ પાપ કરવા તૈયાર છે. તું સ્વર્ગમાંથી મને સહાય કરજે. હું જીવું છું ત્યાં સુધી તારા બાળકને નિષ્ઠુર વિમાતાના હાથમાં આપી શકીશ નહીં.

× × × × × ×

જેસુનને લઇ ગુલજાન ચાલી ગઇ એ વાત બહાર પડવા છતાં કેપ્ટન સાહેબે બીલકુલ ચંચળતા બતાવી નહીં, તેથી ઉલટું તેઓ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યાઃ—" અરે ! જવા દેને કલેશ; એને રાખીને શું કરવું છે ? જેસુન આપણી પાસે રહેવા કરતાં ગુલજાન પાસે રહેશે તો તે ઘણો ખુશી રહેશે. "

વાત ખરી છે, પરંતુ માણસો શું કહેશે ? એ વિચારથી નવાં મિસિસ મેગડનનો વિવેક કેપ્ટન સાહેબની એ નિષ્ઠુર યુક્તિ સામે જાગૃત થયો તેથી તેણે એક પત્રમાં જાહેર ખબર આપી કે—" એક આયા બે કાંઇ બે વરસની ઉમરનાં છોકરાં—જેમાંનું એક યુરોપિઅન અને એક પશ્ચિમ મુસલમાન બાળક છે તેને-લઇને નાસી ગઇ છે. તેને જો કોઇ પકડી આપશે તો તેને ઇનામ આપવામાં આવશે " પરંતુ શ્રમ વ્યર્થ ગયો. ગોર વર્ણ અને શ્યામ વર્ણનાં એક-બે-ત્રણ બાળકો ખોળામાં, કેડમાં ને ખભા ઉપર લઇને જતી સ્ત્રીઓ ઘણી જોવામાં આવી; પરંતુ એક શ્વેત વર્ણનું અને બીજું શ્યામ વર્ણનું બાળક તેડ્યું હોય એવી એક પણ સ્ત્રી જોવામાં ન આવી.

(૩)

ગુલજાને ગોરખપુરથી નાસીને પશ્ચિમ બંગાળા વીંધી પદ્માપારે પોતાના થોડેક દૂર સગા થતા ભાઇનો આશ્રય લીધાને આજ સોળ વરસ થઇ ગયાં છે. ત્યાં તે હાલમાં યાસીન સાથે રહે છે. આ યાસીન કોણ હતો ? કેપ્ટન સાહેબનો જેસુન. ખરા યાસીનનું શું થયું

તે આગળ આવશે. આ યાસીન અત્યારે સુખી સુખા પુરૂષ જણાય છે. તેણે પોતાના મામાની ભાડુતી ગાડી ચલાવવાની દુકાનમાં ભાગ નાખ્યો છે. ગુલઝાન તેને માટે અથાગ શ્રમ કરવા છતાં હજી શાન્ત થઇ નથી. તે મા પેઠે નહીં પણ દાસીની પેઠે યાસીનની સેવા કરતી યાસીન પણ મા સિવાય બીજાં કોઇને ઓળખતો નહી.

શારીરિક અને માનસિક બળથી યાસીન પોતાના કાર્યને અધિકતર ઉચ્ચ કરવા લાગ્યો. તેનામાં શું છે તે પોતે પણ જાણી શકતો નહી, પરંતુ એટલું તો તે સમજી શકયો છે કે તેની ગાડીમાં જે યુરોપિઅન નર-નારી બેસતાં તે તેના તરફ ઘણી મમતાની નજરે જોતાં અને તેથી તેને ભાડું પણ માર મળતું. વળી આ પણ એક વિચિત્ર વ્યાપાર હતો કે એ બધાં સારા કપડાવાળાં સુંદર નર-નારીને જોઇને તેનો પ્રાણ આકુળ વ્યાકુળી થઇ જતો. તેઓનું સાંનિધ્ય પત્થર અને ચુમ્બકના આકર્ષણની પેઠે તે બધા રીતે તોડી શકતો નહી.

એક દિવસ ગુલઝાને જોયુ તો યાસીન પોતાનાં કપડાં ઉતારી વિપણ્ણ-વ્યાકુલ નેત્રે પોતાના શરીર તરફ જોઇ રહ્યો છે. ગુલઝાનને જોતાં તેણે પાસે આવવાની ઇશારત કરી. ધ્રુજતે પગલે ગુલઝાન પાસે આવી ત્યારે તેણે પૂછ્યું, " મા ! મારા શરીરનો રંગ આવો સફેત કેમ છે ? આનું કારણ શું ? મેં સાંભળ્યું છે-આજેજ સાંભળ્યું છે-માણસો કહે છે કે-આ......હું બોલી શકતો નથી-આહા ! એવી ભયંકર વાત ! તેઓ કહે છે કે હું સાહેબનો દીકરો છું ! "

સર્પાહતની પેઠે ગુલઝાન સ્તબ્ધિન થઇ ગઇ. એક વાક્ય પણ બોલી શકી નહી. ઘણા વરસો થયાં જે સ્મૃતિ અસ્પષ્ટ થતા આવી હતી તે મેઘમાંથી ફુટી નીકળતાં સૂર્યકિરણો પેઠે ફુટી આવી. તેને આમ અવાક્ ઉભેલી જોઈ યાસીનના મનમાનો સંદેહ દૃઢ થયો તેથી તે એકદમ સિંહની પેઠે કુદ્યો અને માનો હાથ જોરથી પકડી બોલ્યો —

" તું ખરૂં છે ? હું ત્યારે સાહેબનોજ દીકરો છું ? "

યંત્ર બોલાવતું હોય તેમ ગુલઝાન બોલી —" હા "

" રાક્ષસી " યાસીન વાઘની પેઠે ગર્જના કરીને બોલ્યો.

" ત્યારે મારૂં ખૂન તે શામાટે ન કર્યું. ? "

ગુલઝાનનું આખું શરીર ધ્રુજતું હતું. પોતાનો પરિચય તેણે જાણ્યો છે, ત્યારે તે ભલે પોતાનો માર્ગ ખુલ્લો કરી લે. તે પોતાનો પરિચય કયે રસ્તે મેળવશે એ પણ ગુલઝાનના જાણવામાં જ હતુ તેથી તે કમ્પિત સ્વરે બોલી " બેટા ! મારી બધી વાત સાંભળ્યા વિના તું ગુસ્સે થામા. પ્રથમ તો સ્થિર થઇને હું કહું તે બધું સાંભળી જા. " એમ કહી બધી વાત એકીકે શ્વાસે કહી ગઈ—

" તું સાહેબનુ સંતાન છે એ વાત ખરી, પરંતુ તારો જન્મ મારા ગર્ભમાં થયો નથી. મારા ગર્ભમાંથી ઉત્પન્ન થયેલો યાસીન તો આજ સોળ વરસ થયાં મૃત્યુ પામ્યો છે તું મેમ સાહેબનોજ પુત્ર છે. તારા પિતા તારી મા ઉપર બિલકુલ પ્રેમ રાખતા ન હોતા; તેમ તારા ઉપર પણ તેમના પ્રેમનો અભાવ હતો. તારી માતાએ તેના મૃત્યુ પહેલા

મારી પાસે પ્રતિજ્ઞા લેવડાવી છે કે—" હું જીવતી હોઈશ ત્યાં સુધી તુંને છોડીને જઈશ નહી. "

ત્યાર પછી ગુલજાને અત્યન્ત મૃદુ અને હૃદયભેદી સ્વરે પોતાના નાસવાની વાત કહેવા માંડી, જે સાંભળીને યાસીન બીલકુલ બોલી શક્યો નહીં, તે જાણે એક પત્થરની મૂર્તિજ હોય નહીં, તેવો થઈ ગયો.

ગુલજાન ઉત્તેજીત કંઠે આગળ વધી—

" મેં સાંભળ્યું છે કે આપણને પકડાવવા નોટિસ આપવામાં આવી છે. પકડાવાથી શું પરિણામ આવશે તે મારા જાણવામાં હતું. તેથી મારૂં માથું ભમી આવ્યું આખર ગોરખપુરના શાલના જંગલમાં એક ફકીર રહેતો તેની પાસે જઈને હું રડી પડી ત્યારે તે બોલ્યો કે—" આ બે છોકરાંને સાથે રાખીશ તો નક્કી પકડાઈ જઈશ માટે એક બાળકનો ત્યાગ કરીને ચાલી જા "

શિખામણ ખરી હતી, પરંતુ તે પાળવી બહુ મુશ્કેલ હતી. કોનો ત્યાગ કરવો? અને ક્યાં રાખવો? એ સવાલ ઉભો થયો. વળી વિશ્વાસ રાખવા લાયક એવું કોણ છે જે ઇનામની લાલચમાં ન લપટાતાં મને પકડાવી ન દે? પછી મેં તારી માતાનું સ્મરણ કર્યું અને બોલી —

" મેમ સાહેબ! મારૂં હૃદય એવું કઠણ કરી આપો કે મારા બાળકની મમતામાં તમારા બાળકને નજી ન દઉં કેમકે તેની વિમાતા ઘણી નિષ્ઠુર છે." મને લાગે છે કે એ વાત તારી માએ સ્વર્ગમાં સાંભળી હતી.

" તેજ રાત્રે ફકીરના આશ્રમમાં મારા પુત્રનો ત્યાગ કરીને તેનાં કપડાં, તારા શરીર ઉપર એક જાતનો રંગ લગાવીને તને પહેરાવ્યાં અને તે પછી તને લઈને હું ચાલતી થઈ મારા યાસીનનું ક્ષીણ રડવું જાણે ગાઉના ગાઉ સુધી મેં સાંભળ્યું. જાણે તે જગતથી અન્તર્હીન થઈ પડ્યો છે ...........× × × ×

" અહીં આવ્યા બાદ એક ચીઠ્ઠીથી ખબર મળ્યા કે તેજ રાત્રે યાસીન મૃત્યુ પામ્યો છે ત્યારથી મેં મારા મનમાં નક્કી કર્યું કે તુંજ મારો યાસીન.

" હવે તું મોટો થયો છે, માટે તારો રસ્તે તું શોધી લે તોપણ મારી એટલી વિનંતિ છે કે તું જે ઠેકાણે રહે તે ઠેકાણે મને તારા ઘરની દાસી કરીને રાખજે "

યાસીન ઘણીવાર સુધી શૂન્યદૃષ્ટિથી એકજ દિશામાં જોઈ રહ્યો અને ત્યાર પછી સ્વપ્ન મુગ્ધની પેઠે ત્યાંથી ધીમે ધીમે ચાલતો થયો. કાંઈ પણ બોલ્યો નહીં ગુલજાને પણ તેને જતો અટકાવ્યો નહીં પોતે તો નિઃશબ્દ રડતી હતી.

## ( ૪ )

આખો દિવસ આમ તેમ રખડ્યા પછી રાત્રે તે ફરીને ઘેર આવ્યો. ગુલજાન પણ જાણતી હતી કે તે એક વખત પાછો આવશેજ. તેથી તે તેની રાહ જોતી બેઠી હતી. યાસીને પહેલાંપહેલાં વખત અંગ્રેજો જે નજરમાં રહેતા હતા તેમાંજ ફરવામાં શરૂ કર્યો છે તેમાં

તેણે જોયું કે—સાહેબ લોકોના બંગલાની ખુલ્લી બારીઓની નેટના પડદા પવનથી આમતેમ હાલી રહ્યા છે; અંદરના ભાગમાં શ્વેત કપડાં પાથરેલા ટેબલની આમપાસ ખુરશીઓ પડેલી છે. સારાં સારાં કપડાં પહેરેલાં નરનારીઓ આ ખુરશીઓ ઉપર બેસીને આમોદ-પ્રમોદ કરી રહ્યાં છે. રૂપાનાં ચમચાવતી ખાદ્ય અને સુગંધીદાર પાનીય દ્રવ્યનો છૂટથી ઉપભોગ થઇ રહ્યો છે. સંધ્યા વખતે કોઇ કોઇ બંગલાઓમાં પિઆનો વાગતો સંભળાયો, તો કોઈ ઉદ્યાનમાં પ્રમીયુગ્મને હાથેહાથ મિલાવી ફરતાં જોયાં. કોઇ બાબાગાડીમાં પોતાના સંતાનને સુવાડી આનંદથી વાતો કરતાં કરતાં ગાડી હાંકીને ચાલ્યાં જાય છે. તેઓ યાસીન સામું જોઇ છૂપી વાતો કરીને હસે છે એ પણ તેણે જોયું.

આ બધું જોતાં યાસીનના હૃદયમાં અસહ્ય વ્યાકુળતા થઇ આવી તે તેમના જેવોજ અંગ્રેજ બચ્ચો હોવા છતાં, દીન—હીન—અશ્વપાલ—ઘોળા છીંટનાં બનાવેલાં, મેલાં વસ્ત્રવાળો તથા ખરાબ જોડાવાળો યાસીન છે. જો યાસીન ધારે તો હમણાંજ તેમના જેવોજ પોષાક ખરીદ કરી શકે. અથવા તો અદાલતમાં ગતપ્રાણીનાં મુંડદંડની શિક્ષા ફરમાવીને ટમટમમાં બેસીને ફરવા નીકળેલા માજીસ્ટ્રેટ સાહેબને પોતાની હકીકત જાહેર કરે એટલીજ વાર—

પરંતુ આ શું તે વિચારે છે ? શું તે ગાંડો થઇ જશે ? તે પોતાના હૃદયની સાથે ગુલજાનની વાત તો સંભારતો નથી.

જ્યારે યાસીન પોતાની હકીકત જાહેર કરશે ત્યારે તે હકીકત ખરી છે કે ખોટી તે નક્કી કરવા માટે તેણે ગુલજાનનું નામ આપવુંજ પડશે. તો પોતાના શેઠના પુત્ર માટે પોતાના પુત્રનો ભોગ આપ્યો, એવી સ્નેહવત્સલ ગુલજાનને તે પોતાનો સ્વાર્થ સાધવા કોર્ટમાં લઇ જશે ? અથવા તો બીજાનું—અંગ્રેજનું બાળક તેના પિતાના ઘરમાંથી ચોરીને આણવાનો ગુન્હો તેના ઉપર સાબિત થવા દેશે ? ઓ ! ના, ના, કદી નહીં ઇશ્વર ! આવા વિચારથી તેને મુક્ત કરો.

ગંભીર અંધકાર ચારે દિશામાં વ્યાપી ગયો છે. કોઇ કોઇ ગરીબ ઘરની નાની બારીઓની ફાટમાંથી કેરોસીન—તેલના દીવાનું ઝાંખુ અજવાળું તેના ધુમાડા સહિત દેખાય છે. ઘરની અંદરનું બધું શાન્ત થઇ ગયું છે. તીવ્ર સ્વરથી તમરાઓ બોલે છે. ઝાંખા નક્ષત્રોનાં અજવાળામાં ઓસરી ઉપર ખુરશી નાખી ગુલજાન નિસ્તબ્ધ બેઠી છે. આ વખતે યાસીન આવીને ઉભો રહ્યો. તેણે અત્યાર સુધીમાં ઘણો વિચાર કરીને નક્કી કર્યું છે કે "ગુલજાનને ફસાવીને પોતાને કેપ્ટન મેકાહન સાહેબનો પુત્ર કહેવડાવવો એ કૃતઘ્નતા છે. કોઇ પણ રીતે તે વાત થઇ શકે તેમ નથી."

પાછા આવતી વખત રસ્તામાં બે અંગ્રેજો તેને મળ્યા હતા. તેઓ ચાલતાં ચાલતા યાસીનને જોઈ એકદમ ઉભા રહ્યા હતા. યાસીને પણ ચાલ્યા ન જતા તેમના સામે ઉભા રહી, પોતાની બન્ને આંખો તેમની આંખો સાથે મેળવી જોઇ હતી. તે બે અંગ્રેજોમાંના એક અંગ્રેજે પોતાના સંગીતે કહ્યું કે, "ભાઇ જોન, ખરેખર આ એક છદ્મવેશી યુરોપિયન છે."

આ સાંભળી યાસીન વાઘની પેઠે તેમના ઉપર કૂદી પડયો અને ગર્જના જેવા અવાજથી બોલ્યો —"ચૂપ રહો."

આ સાંભળી બન્ને અંગ્રેજો ઉચ્ચ હાસ્ય કરતા કરતા ચાલી નીકળ્યા

અંધકારમાં કોઇ કોઇનું મોઢું જોઇ શક્તું નથી. માત્ર વિલાપના નિશ્વાસની પેઠે રાત્રિનો પવન ઘરમાં અને બહાર ઝાપટા મારી રહ્યો છે આર્ત હૃદયના યન્ત્રણાસૂચક ધ્વનિની પેઠે એક બે જંગલી પ્રાણીઓના શબ્દ સંભળાય છે

કોઇ આવ્યુ એમ સમજી મૃદુસ્વરે ગુલજાન બોલી—

" યાસીન, જેસુન, બાપુ, "

જેસુન તેના હૃદય ઉપર માથું નાંખી દઇ બોલ્યો "મા!"

---

# " એપ્રિલ ફૂલ ! "

લેખક—રા. જયન્તિલાલ મગનજી ઓઝા, બી એ

(બંગાળી ઉપરથી)

કાન્તાએ એક દિવસ પોતાના સ્વામીને પ્રશ્ન પૂછ્યો—" જો હું મરી જાઉં તો તમે શું કરો ?"

વસન્તરાયે અતિ ખિન્ન સ્વરે કહ્યું—"એમ થાય તો મસ્ત કવિતાઓ લખું."

કાન્તાએ કહ્યું—" મશ્કરી સમજશો નહીં સાચું કહો—તમે ફરી વિવાહ કરો કે નહી ?"

" અને એટલો અધમ ધારે છે ?'

કાન્તાએ કહ્યું—" એ તો જોઈ લેવાશે "

" શું જોઇ લેવાશે ?"

" એ કે બીજી વાર વિવાહ કરો છો કે નહીં? "

વસન્તરાયે કહ્યું—" હું બીજી વાર વિવાહ કરૂં તોપણ તું ક્યાંથી જોવા આવી શકીશ ?"

કાન્તાએ હસીને જવાબ આપ્યો—" એ બધુ વખત આવે સમજાશે!"

આ પ્રસંગ પછી થોડે દિવસે કાન્તા તેના બાપને ત્યાં સુરત ગઇ. તેની મ્હોટી બ્હેન સાવિત્રી પણ તેના પતિ સહિત ત્યાં આવી હતી. સાવિત્રીના સ્વામી મોહનરાય તબિયત ખરાબ હોવાથી હવાફેર કરવા ત્યાં આવ્યા હતા.

એપ્રિલ માસની શરૂઆત થવાને બહુ ઝાઝા દિવસ બાકી ન્હોતા સાવિત્રીએ કહ્યું—" કાન્તા ! ચાલ, વસન્તરાયને 'એપ્રિલ ફૂલ' બનાવીએ. "

કાન્તાએ સાનન્દ કહ્યું—" વાહ ! મ્હે એક યુક્તિ પણ તૈયાર કરી રાખી છે "

(૪)

દિવાળીના તહેવારો પ્હેલાજ 'વિહાર' નો આસો મહિનાનો અંક બ્હાર પડયો. કાન્તાએ ધાર્યું હતું કે આ અંકમાં પણ પ્રિયતમના વ્યથિત પ્રાણનો એક ભાવતરંગ જોવામાં આવશે. 'વિહાર' ની દરેક લીટીમાં, અરે, દરેક અક્ષરમાં તેમની મર્મપીડાનો અને અજિત પ્રેમનો પરિચય થશે! આ પ્રમાણે પોતાના આમોદને વાસ્તે બીજાને આટલું દુઃખ દીધું એ માટે કાન્તા પોતાને દોષ દેવા લાગી.

એટલામાં સાવિત્રીએ પાછળથી આવીને કહ્યું—"કાન્તા! વસંતરાય છેવટે પરીક્ષામાં નાપાસજ થયા!" એમ કહી 'વિહાર' નો આસો મહિનાનો અંક ફેંકી ત્યાંથી ચાલી ગઇ. "વસંતરાય નાપાસ!" કાન્તાનું મ્હો તદ્દન ફિક્કું પડી ગયું. કાંપતે હદયે તેણે વિહારનાં પાનાં ઉઘાડયાં. પ્હેલાજ પાનામાં વસંતરાયની બીજી પત્નીની છબી હતી–આવી સુંદર પણ હૃદયને ચીરી નાંખનારી છબી કાન્તાએ કદિ પણ જોઇ હશે નહીં! છબીની નીચે નીચે પ્રમાણે લખ્યું હતું.

"ભૂતકાળના અંધારામાં છુપાઇ ગયેલી પ્રતિમા–દેવી! મને ક્ષમા કરજે! આ નવી પ્રતિમામાં પણ હું ત્હારાંજ દર્શન કરૂં છું. મૃત્યુની કાલિમા ધોઇને તુંજ પાછી આવે છે, એવી ભાવનાથીજ હું આ બાળાને મ્હારા હૃદયમાં સ્થાન આપું છું."

કાન્તાનાં ચક્ષુમાંથી બળતી આગનો પ્રકાશ બ્હાર આવ્યો. પોતાના મૃત્યુથી સ્વામીને દુઃખ થયું નથી, પણ કેવળ કવિતા લખવાનો એક પ્રસંગજ મળ્યો છે એમ તેને લાગ્યું. જે નારી સ્વામીની સ્મૃતિ મરણ સુધી હૃદયમાં રાખે છે તે નારીનોજ સ્વામી સ્રીની ચિતાનો અગ્નિ ઠંડો થયા પ્હેલાંજ બીજી વાર લગ્ન કરે છે! કાન્તા જેમ જેમ વધારે વિચાર કરવા લાગી તેમ તેમ તેના હૃદયમાં વધારે ને વધારે વ્યથા થવા લાગી.

એ વખતે પાછળથી કોઇ પરિચિત અવાજ આવ્યોઃ—"આ શું? કાન્તા, તું જીવતી છે?"

કાન્તા ચમકી—તેણે ફરીને જોયું તો તેના સ્વામી!

વસંતરાયે સહાસ્ય કહ્યું:—"સપત્નીના હાથમાં પતિને સોંપી સ્વર્ગમાં રહેવું પસંદ ન આવ્યું? ત્હારી નવી બ્હેનને માન સહિત બોલાવી લાવ! તે બ્હારજ ગાડીમાં બેઠી છે!"

જેમ તેમ કરી કાન્તાએ જવાબ આપ્યો—"ચાલો."

વસંતરાયે કહ્યું—"બહુ થયું–બેસી રહે! નહીં તો 'સ્મેલિંગ સૉલ્ટ' ની શીશી લાવવી પડશે!"

કાન્તા બધી વાત સમજી ગઇ. તેણે કહ્યુંઃ—"તમે પણ બહુ સારા માણસ દેખાઓ છો! માસિકમાં આવા લેખ કેવી રીતે છાપી શક્યા?"

એટલામાં સાવિત્રી તેમજ મોહનરાય પણ ત્યાં આવી પ્હોંચ્યાં.

કાન્તાએ મોહનરાય તરફ જોઇને કહ્યું:—"મોહનરાય! છેવટે આવી રીતે વિશ્વાસઘાત કર્યો ને?"

મોહનરાયે હસીને કહ્યું —"શું કરૂં ! ઢોલકી બન્ને બાજુથી બજાવવી જોઇએ, નહીં તો અવાજ બેસુરો નીકળે ! તમે બન્ને બ્હેનો મળી જઇ વસંતરાયને સતાવવા લાગ્યા તો મ્હારે તેમનો પક્ષ લેવોજ જોઇએ—વળી કોઇ દિવસ મ્હારો પણ વારો આવે ! ત્યારે મને કોણ સહાય કરે ?"

કાન્તાએ કહ્યું —"એ બધું તો સમજ્યા, પણ તમારે લીધેજ અમારી હાર થઈ"

સાવિત્રીએ કહ્યું —"થયું તે ઠીકજ થયું, પણ બિચારા 'વિહાર' ના વાચકોએ શો અપરાધ કર્યો હતો કે તેમને પણ આમ હસ્યા ?"

વસંતરાયે ખુબ હસીને કહ્યું —"એ તો કેટલીક કોપીઓ ખાસ તમારે માટેજ તૈયાર કરાવવામાં આવી હતી !"

---

# સ્નેહ અને ભોગ.

લેખક:—રા. રા. હરિલાલ બાલકૃષ્ણ પરિખ—અમદાવાદ

"Love took up the harp of Life, and smote on all the chards with might,
Smote the chard of Self, that trembling passed in music out of sight"

૧.

સંધ્યા સમયે પ્રતાપચંદ્રનાથ જમીનદારના બાગમાં એક બકુલ વૃક્ષ પાસે પડેલા બાંકડાપર એક યુવતી તાજા બકુલની માળા ગુંથે છે. તેના કોમળ હસ્ત માળા ગુંથવામાં રોકાયેલા છે ખરા, પણ જાણે તેનું હૃદય અને મન કોઇ બીજેજ સ્થળે રોકાયેલા હોય એમ તેના હાવભાવ ઉપરથી સમજાય છે ઘડીયે ઘડીયે જમીનદારના બંગલા તરફ તે હરિણી સમાન દૃષ્ટિ ફેંકે છે, કંઇક અવાજ થતાં ચારે બાજુએ તે જુએ છે, અને "મધુરી, મધુરી" એ શબ્દના પડઘા સાંભળીને કાન માંડીને તે દિશા તરફ એકી ટસે જોઇ રહે છે. આટલી બધી ઉત્કંઠા અને ચિંતાથી તે કોની વાટ જોતી હશે ? અનીલ તેના વસ્ત્ર ઉરાડીને, તેના કપાળપરના વાળ સાથે ગેલ કરતો, પોતાની પ્રતિ ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે છે ઉંચાં ફળનાં વૃક્ષો અને ક્યારાઓમાંના ભિન્ન ભિન્ન રંગના ફુલથી વિભૂષિત છોડવાઓ પોતાના માથાં અને હાથ હલાવીને આવકારથી તેને પોતાની પાસે બોલાવે છે, કોયલ અને અન્ય પક્ષીઓ ડાળીએ ડાળીએ નાચતાં કુદતાં હર્ષાવેશમાં વિશ્વાત્માનું ગાન કરે છે પશ્ચિમાકાશમાં સંધ્યા અને તેની સાહેલીઓ જુદા જુદા રંગના વસ્ત્ર પહેરીને પોતાની સાથે રાસ રમવા બોલાવે છે પ્રકૃતિ દેવીના આ ભિન્ન ભિન્ન પ્રયોગો શું તેનું ધ્યાન ખેંચે છે ? ના, કારણ કે તેનું હૃદય, મન, અને આત્મા અત્યારે એક એવા વિષયમાં લીન થયેલાં છે કે તોપનો ભયંકર ગડગડાટ અને સિંહની કારમી ચીસ પણ તેનું ધ્યાન ખેંચવા અને અસર કરવા અસમર્થ છે.

તે ઘડીકમાં મંદ સ્વરે બોલે છે "તમે હજુએ ન આવ્યા ? . મધુ, સંધ્યા સમય થઇ ગયો પણ હજુ તમે કેમ ન આવ્યા ?" શંકા પડતી હોય તેમ ઊંડે એક નીસાસો મુકીને, "કદાચ ભૂલી તો નહિં ગયા હોયને ?" એમ સવાલ પૂછતી વિચારમાં પડે છે, પણ વળી બીજીજ પળે જાણે તેનો અંતરાત્મા તેને જવાબ આપતો હોય તેમ "ના, ના," કહીને સ્હેજ ડોકું હલાવે છે. ઘડીકમા માળા ગુંથવાની મૂકી દેઇને, ઉંડા વિચારમાં પડી હોય તેમ હાલ્યા ચાલ્યા શિવાય બેસી રહે છે, પણ વળી થોડીક પળ પછી જાણે કાંઇ નિશ્ચય કર્યો હોય તેમ દેખાતી તે માળા ગુંથવાનું પુન શરૂ કરે છે. ઘડીકમાં બાંકડા પરથી ઉભી થઇને આમતેમ પગલા ભરે છે અને બબડે છે, "ના, ના, તેને મ્હારી દરકાર શાની હોય ? હું કોણ અને તે કોણ ? હું એક ગરીબ માબાપની પુત્રી અને તે ..." વળી તે ત્યાંજ અચળ જઇને ગંભીર વિચારમાં પડી જાય છે હૃદયમાંથી આશા મળી હોય તેમ પ્રફુલ્લ વદને તે બોલી ઉઠે છે, "તે એવા તો નિષ્ઠુર હૃદયના નથીજ ... પછી તો કોણ જાણે !" આવી અવસ્થામા કોઈ તેને જુવે તો તેને ચિત્તભ્રમ થયો છે એમ તે માની લે આટલી બધી અસ્વસ્થતા તેને શાને લીધે થતી હશે !

તિમિરનો પડદો આછો આછો સૃષ્ટિપર પથરાતો હતો ન્હાના મ્હોટા અસંખ્ય તારાઓ આકાશના ઘુમ્મટમા પ્રકાશવા લાગ્યા હતા. હજુ પૂર્વાકાશમા ચંદ્રનો ઉદય થવાનો થોડી વાર હતી, તો પણ તેનું આવાગમન સૂચવતો રૂપેરી આછો પ્રકાશ ત્યાં જણાતો હતો શાન્તિનુ સામ્રાજ્ય શરૂ થતું હતું, સ્હામેથી જમીનદારના બંગલાની બારીઓમાંથી દીવાઓનો આછો પ્રકાશ બકુલ વૃક્ષ તરફ આવતો હતો. આવી દશામા કેટલો સમય હજુ અહિં બેસી રહેવું તેનો હવે મધુરીને વિચાર આવ્યો. અત્યારે કોઇ તેને ત્યાં જુએ તોપણ તેને બે શબ્દ સાંભળવા પડે અને નીચું ઘાલવુ પડે એમ તેને લાગ્યું તેના માતાપિતા તેની રાહ જોઇને ચિંતા કરતાં હશે એ વિચારથી તેના કોમળ હૃદયને ફીકર થવા લાગી મધુએ વચન આપ્યું હતું છતા, વેળા વીતી ગયે, હજુ સુધી તે ત્યાં કેમ નહિં આવ્યો હતો, એ વિચારે તેના હૃદયને ગુંચવવા માંડ્યું મધુ ઉપર તેને પૂર્ણ શ્રદ્ધા હતી, અને તેની સાથેના આજના મેળાપના પરિણામ ઉપર તેના આખા જીવનના સુખ દુખનો આધાર હતો આ આશા અને શ્રદ્ધામિશ્રિત લાગણીઓના દબાણથીજ તે ત્યાં હજુ સુધી રોકાઇ હતી

તે બાંકડાપરથી ઉભી થઇને આમ તેમ આંટા મારવા લાગી. તેની દૃષ્ટિ બંગલામાંથી આ બાજુ આવતા રસ્તાપર હતી આવી અંધારી રાત્રીએ પારકી જમીનપર એકલા આવવાનું જે યુવતી ગમે તેવી લાલચે સાહસ ન કરે, તે અત્યારે સ્નેહની અસીમ સત્તાથી આગળ પાછળની સૃષ્ટિમાં શું થાય છે તેની દરકાર કર્યા વિના એકાંત સ્થળે એકલીજ આંટા માર્યા કરે છે "સ્નેહ આંધળો છે,"—એ, શું આ કારણને લીધેજ કહ્યું હશે! શ્રીમંગળ અથવા કલાપીએ આપેલા નામથી આલેખીએ તો તુલસી, ઘોર અંધારી રાત્રીએ, વરસાદની હેલી થતી હતી અને સરિતા પૂરજોશમા વહેતી હતી તે સમયે, કોઇની પણ પરવા કર્યા શિવાય અને બહારની સૃષ્ટિથી જરાયે આકર્ષાયા વિના, પોતાની પ્રિય સખીને મળવા માટે, બીજું કોઇ સાધન નહિ પણ એક તણાતા શબપર બેસીને તરફડીયા મારતો

તોફાની નદી ઓળગીને સ્હામે કીનારે ગયો હતો અને બારીમાંથી લટકતા સાપને દોરી ધારીને તેના આધારે નીચેથી બારી ઉપર ચ્હડીને પોતાના સ્નેહની જેને તે ભોક્તા માનતો હતો, તેને તે મળ્યો હતો આ અર્થમાં સ્નેહને આંધળો કહેવામાં આવે છે એ શું સત્ય નથી? તેનાં અંગોનું સર્વ જીવન તેના હૃદયમાં વિરાજતી વ્યક્તિમાં અત્યારે વિલીન થયું હતું, અને તેના સર્વ વિચારો પણ ત્યાંજ સમાતા હતા

"મધુરી" એ પરિચિત સ્વર સહસા પાછળથી આવતો સંભળાયો સ્વર ઓળખી, ચમકી અને હર્ષવિશમાં જરા મ્હોટેથી તે બોલી ગઇ, "કોણ, પ્રિય મધુ?"

૯

રાવબહાદુર પ્રતાપચંદ્રરામ એક મ્હોટા જમીનદાર છે વારસામાં મળેલી લક્ષ્મી તેમજ પોતાની સારી રહેણી કરણીને લીધે તેઓની પાસે હાલમાં નહિં નહિ તોપણ આશરે બે ત્રણ લાખ રૂપીઆ હશે, તે ઉપરાંત સ્થાવર મિલ્કત તો જુદી સંતાનમાં, તેમને એક છોકરી અને ન્હાનો છોકરો છે આપણી વાર્તા ચાલે છે તે વખતે છોકરીની ઉમ્મર આ શરે ચૌદેકની થવા આવી હતી તેનું નામ **વીરમતી** હતું તેના ગુણ લક્ષણ પ્રમાણે આ નામ તેને પૂર્ણ રીતે શોભાવતું હતું આખા ગામમાં સૌન્દર્યમાં તે પ્રધાનપદે લેખાતી હતી એટલુંજ નહિ પણ તેના સદ્‌ગુણ અને તેનું વર્તન તેના અપ્રતિમ ગણાતા સૌંદર્યને એક બાજુએ મૂકતા હતા ન્હાનપણથીજ આ છોકરી તેની બાલપૌંઢતા માટે જાણીતી હતી 'ગ્રહણ કેમ થાય છે,' 'સૂર્ય ક્યાં જતો રહે છે,' વગેરે ખગોળ સબંધી 'વરસાદ ક્યાંથી આવે છે,' 'બીજમાંથી છોડ અને ઝાડ તથા ફળ શી રીતે થાય છે,' વગેરે વિજ્ઞાન સબંધી અને માનવ તથા પશુજીવનમાં દેખાતી વિચિત્રતા અને અજાયબીઓ વગેરે સબંધી તે એવા તો સવાલ કદી કદી પૂછતી કે સામાન્ય મનુષ્યને તેના જવાબ દેવા વિચાર કરવો પડે, અને કદી મુશ્કેલી પણ નડે વીરમતીનાં માતાપિતા તેના મનની મુશ્કેલીઓ ઉદાહરણ આપીને સંતોષકારક રીતે દૂર કરતા કદી પણ આડાઅવળા જવાબ આપીને કે દુર્લક્ષ કરીને તેની આવી જીજ્ઞાસાને દબાવી દેતાં ન હતા તેના પ્રતિ તેઓને અસીમ વ્હાલ હતું, પણ તેને લાડ લડાવીને કદી પણ ફટવે પાડતા ન હતા, અને તેની દુર્વ્યસનોને ક્ષિતાબજ ફેંકી નાખતા. આવા માતાપિતાથી આવી રીતે ઉછરેલું બાળક ભવિષ્યમાં ઉચ્ચ કોટિનું નીવડે, અને તેમના નામને દિપાવે એટલુંજ નહિ પણ પોતાના જીવનનું સાર્થક કરે, અને અન્ય મનુષ્યોની સેવા ઉઠાવીને કૃતાર્થ થાય એમાં શું આશ્ચર્ય? 'Child is the father of Man' 'મનુષ્યના લક્ષણ પારણામાં,' એ કહેવત કેટલી સત્ય છે? ન્હાનપણથીજ તે સ્નેહાળ, દયાળુ, ઉદાર અને રસિકવૃત્તિની હતી, બીજાઓની સેવા કરવાની ટેવ તેને ન્હાનપણથીજ પડી હતી, અને તેને જોઇતું અનુકૂળ શિક્ષણ મળવાથી તે હાલમાં એક આદર્શ યુવતીસમાન ગામમાં સર્વેને લાગતી માતાપિતાની તેને જોઇને દૃષ્ટિ ઠરતી, અને ગામમાં તે સર્વેને પ્રિય હતી જાણે કોઈ સ્નેહાળ દયાળુ દેવી, તેમને શુભ રસ્તે દોરવાને, તેમના જીવનમાં પ્રભાત રેલાવવાને, અને તેમને આનન્દ આપવાને ભગવાન પિતાએ મોકલી હોય એમ સર્વેને ભાસતું, અને ખાસ કરીને ન્હાના બાળો અને યુવતીઓમાં તો તે દેવી તરીકે પૂજાતા એમ કહેવામાં અતિશયોક્તિ નથી કુ ખાસો દુઃખ

ય એમ તેને જણાતું, અને એવાં બીજાં કેટલાંક લક્ષણો તેના જોવામાં આવ્યાં, છતાં તેનું નિર્દોષ ભોળું હૃદય એમ પારખી શક્યું ન હતું કે વીરમતી તેને ભાઇ તરીકે નહિ પણ હવે પતિ તરીકે ચ્હાએ છે અને તેની ભવિષ્યની પત્ની થવા ઇચ્છે છે. ના આ સર્વે લક્ષણો હવે તે ઉમ્મર લાયક પરણાવવા યોગ્ય થઇ તેને લીધે હશે એમ તે માનતો. નહિં તો જે આશાને લીધે આ લક્ષણો તેનામાં જણાતાં હતાં તે આશા જો તેના હેજ પણ જાણવામાં આવી હોત તો તેને સ્ફુરતાં વારજ દૂર કરવાનો દર કોઇ પ્રકારે તે પ્રયત્ન કરત, પોતે તેને શુદ્ધ ભ્રાતૃભાવ શિવાય બીજા કોઇ પણ પ્રકારે ચ્હાતો નથી એ કોઇ રીતે જણાવી દેત, અને પોતાનું હૃદય બીજી વ્યક્તિને અર્પાઇ ચૂક્યું છે, એ પણ સ્પષ્ટ કહી દેત, પણ વિધિનું ધાર્યું ટાળી શકવાને કે ફેરવવાને કોણ સમર્થ છે?

જમીનદારનો મુનીમ તેને ત્યાં ઘણાં વર્ષોથી રહેતો હતો. સ્વજાતિનો હોવા ઉપરાંત પ્રમાણિક, શાણો, અને કાર્યકુશળ હતો, અને કુટુમ્બી જેવો થઇ પડેલો હોવાથી જોકે તે વૃદ્ધ થયો હતો તોપણ તેનું મુનીમપદ જમીનદારે કાયમ રાખ્યું હતું, અને તેના હાથ નીચે એક બીજો માણસ ગોઠવ્યો હતો. મુનિની પત્ની તેના સંતાનને લઇને ઘણીવાર બંગલે સુશીલા પાસે આવતી અને નવરાશનો સમય ત્યાં ગાળતી. તેની દીકરી મધુરી અને વીરમતીને અન્યોન્યના સહવાસમાં રહેવું બહુ ગમતું, અને ધીમે ધીમે બન્ને વચ્ચે ગાઢ મૈત્રના બંધાઇ હતી. લગભગ ઘણી વખત તેઓ સાથે રહેતાં. મધુકર જ્યારે જ્યારે જમીનદારને ત્યાં આવે ત્યારે ઘણી વખત મધુરી ત્યાં હોય. તેમની સાથેના થોડા સમયના સહવાસથી મધુરીના હૃદયમાં તેના માટે સ્નેહ ઉપજ્યો હતો, અને તે સ્નેહે ઘણી ઝડપથી પ્રીતિ સ્નેહનું સ્વરૂપ ધારણ કર્યું હતું. મધુકરના વિચાર, વિદ્વતા, રહેણીકરણી, અને અન્ય સદ્ગુણોથી તે સ્નેહ બળવત્તર થયો હતો. મધુકરથી આ અજાણ્યું ન્હોતું. તે પણ તેને સાચા હૃદયથી ચ્હાતો, અને તેને પોતાની પત્ની તરીકે સ્વીકારવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. પણ આ વાત તેણે મધુરીને કહી ન્હોતી, કારણ કે તેને શંકા રહેતી હતી કે તેના (મધુકરના) પિતા આ લગ્નની કદાચ કેટલાં કારણોને લીધે સંમતિ ન આપે. બી. એ. ની ડીગ્રી લીધા પછી પિતાને પોતાની ઇચ્છા જણાવી, તેમની સંમતિ મળે તો તે લેઇ, નહિં તો તેમની ઇચ્છા વિરૂદ્ધ પણ, મધુરી સાથે લગ્ન કરવું એમ તેણે નક્કી કર્યું હતું. પોતાના પિતાને આ લગ્ન વિરૂદ્ધ શા વાંધા આવે તે તે જાણતો હતો, અને તેની માન્યતા પ્રમાણે તે પૈસે ટકે નબળાજ હતા, મધુરી ગરીબ સ્થિતિની તથા પોતાથી નીચા કુળની હતી; આજ કારણોને લીધે કદાચ તેના પિતા ના પાડે. પિતાને સમજાવીને પ્રમ લેવાની તેની ઇચ્છા હતી, અને તેથી પોતાના વિચાર તથા હૃદય હજુ કોઇને કહ્યાં ન્હોતાં.

જ્યારથી લોકવાયકા મધુરીએ સાંભળી કે મધુકરનાં લગ્ન તો જમીનદારની પુત્રી સાથે થવાનાં છે ત્યારથી તેના હૃદયને શંકા થવા લાગી હતી; પણ મધુકરનું પોતાના તરફનું વર્તન, અને વીરમતીનો મધુકર માટેનો શુદ્ધ બનેલો સ્નેહ જોઇને તે લોકવાયકાને મપાગણતી. થોડા સમયથી વીરમતીમાં જે ફેરફાર થયો હતો, તે તેનો સ્નેહ કળી ગયો, અને ત્યાર પછી વીરમતી સાથે વધારે સહવાસ રાખવો યોગ્ય નથી એમ માનીને ત્યાં આવવાનું બંધ કર્યું હતું, અને પોતે આશા અને નિરાશામાં ચિંતામય જીવન ગાળતી હતી. તેનું દુઃખ તો મધુકરજ સમજી શકતો હતો, અને તેના શિવાય અન્ય કોઇ

તે દુશ્મનને દૂર કરવા અસમર્થ હતું. મધુકરની શી ઈચ્છા છે તે જાણવી એ નિશ્ચય ઉપર હવે તે આવી હતી.

મધુકર વેકેશનની રજાઓમાં ઘેર આવ્યો છે. પ્રસંગ સાધીને તે તેને મળી, ખરો ખુલાસો માગ્યો. મધુકરે જણાવ્યું કે અમુક દિવસે તે જમીનદારને ત્યાં જમવા જવાનો છે. ત્યાંથી બંગલાની પાછળના બાગમાં અમુક સ્થળે સ્હાંજરે મળશે, અને તથા ખુલ્લી રીતે સર્વે વાતચિત થશે. મધુરી ઘણી વખત બાગમાં એકલી અથવા તેના ન્હાના ભાઈ સાથે ફરવા આવતી તથા બેસતી, અને તેથી સંકેત પ્રમાણે ત્યાં આવવામાં તેને અડચણ નડે એમ નહોતું.

"તમારા સ્નેહેજ મ્હને રોકી રાખી હતી, નહિં તો હું તો ક્યારનીયે મ્હારે ત્યાં પાછી પહોંચી ગઈ હોત," મધુરીએ લાડ અને સ્મિતથી કહ્યું. "તમારા જેવા ઈંગ્લીશ ભણેલાઓ તો સાંભળ્યું છે કે બહુ નિયમિત હોય છે, અને ટાઈમસર આવી પહોંચે છે, પણ તમે આ "ઈંડીઅન પંક્ચ્યુઆલીટી" (હિંદુઓની નિયમિતતા) પાળતાં ક્યારથી શીખ્યા?"

"તું જાણે છે ને, મધુરી, કે હું પણ એક "ઈંડીઅન" (હિંદી) છું, અને તેથી કદી કદી હું તે પ્રકારની નિયમિતતા જાળવું તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી!" મધુકરે પણ તેવા ભાવથી જવાબ આપ્યો. "પણ ખરૂં પૂછાવો તો, મ્હારે આજે જમીનદારને ત્યાં હું ધારતો હતો તે કરતા વિશેષ વખત રોકાવું પડ્યું, અને તેથી મ્હારાથી મોડું અવાયું. તું પાછી ઘેર ન ગઈ એ સારૂં કર્યું, કારણ કે આવો અનુકૂળ પ્રસંગ આપણને પુનઃ કદાચ ન મળી શકતે."

"એ તો ઠીક, પણ હવે તમે શા નિશ્ચય ઉપર આવ્યા છો એ કહો? મ્હેં તમને, ચોખ્ખું જણાવી દીધું છે કે આ હૃદય પ્રભુ સમક્ષ, તેને સાક્ષી રાખીને, તમને અર્પણ કર્યું છે, અને પરણવું તો તમનેજ, નહિં તો આખી જીંદગીભર કૌમાર્યવ્રત ધારણ કરવું. મ્હારી નાવ તમારે હાથ છે, તેને તારો કે ડુબાડો." આશા અને શ્રદ્ધાભરી દ્રષ્ટિએ તેના સ્હામે તે જોઈ રહી.

મધુકરનો નિશ્ચય તો આપણે જાણીએ છીએ, પણ પોતાના પિતા તરફથી આ લગ્ન માટે વાંધો ઉઠાવવામાં આવે અને કુટુંબમાં કલેશ થાય એ વિચારથી તે મૂંઝાતો હતો અને તેથી તેણે મધુરીને કંઈ જવાબ આપ્યો નહિં, અને વિચારવમળમાં ઘસડાવા લાગ્યો.

તેને ગુંચવાતો જોઈ, મધુરીને કંઈ કંઈ વિચિત્ર શંકાઓ થવા લાગી. તેની સ્નેહની લાગણી હવે બહુ જુસ્સાથી ઉછળવા લાગી અને અધીરી બનીને તેનાથી બોલાઈ જવાયું. "હા, મધુકર, હું તમારા વિચાર જાણી શકી; તમારૂં હૃદય ક્યાં આકર્ષાય છે તે હું જાણું છું; વીરમતી જેવી હોશીયાર, વિદ્વાન, અને લક્ષ્મીવાનની સ્ત્રીને મુકી, આ એક ગરીબ, અણસમજુ અને હલકા કુળની સ્ત્રીને પરણવાને તમે શાના હા કહો? હુંજ મૂર્ખી કે લોકવાયકા સાંભળ્યા છતાં, અને વીરમતીનું તમારા તરફનું વલણ જોયા છતાં તમારી આશામાંને આશામાં તણાયાં કરી, સુખ સ્વપ્ન જોયા, અને તમારાપર શ્રદ્ધા રાખી હશે પણ તમે તેમાં શું કરો, મ્હારા ભાગ્યમાં જે નિર્માણ થયું હશે તે

થશે!" તેની આંખમાં આંસુ ઉભરાઇ આવ્યાં, અને કંઠ ભરાઇ જવાથી આગળ બોલી શકી નહિં.

અત્યાર સુધી મધુકર જે પોતાનું હાસ્ય રોકી શક્યો હતો, તે હવે હસી પડ્યો, અને બોલ્યો, "વાહ રે મધુરી! તેં પણ આજે આબાદ પાઠ ભજવવા માંડ્યો છે! ગાંડી, મ્હેં તને એવું ક્યારે કહ્યું, અથવા મેં મારી વર્તણુક એવી ક્યારે રાખી, કે તને આટલું બધું બોલવાની અને આમ નિરાશ થવાની જરૂર પડે?" ગંભીર થઇને હવે મધુકર કહેવા લાગ્યો, "મ્હારા હૃદયમાં જે ગડમથલ ચાલે છે, તે તું સમજી શકી નથી. ત્હારા શબ્દોથી મ્હને કેટલી પીડા થાય છે, તે તું જાણતી નથી, નહિં તો આવા શબ્દો તું કદી પણ ન બોલતે. ખરૂં કહું તો, મધુરી, તનેજ પરણવાનો મ્હેં નિશ્ચય કર્યો છે, પણ તેમાં એવાં કેટલાંક વિઘ્નો આવવાનો મ્હને ભય રહે છે કે જેથી આ નિશ્ચય ત્હારા શિવાય મ્હેં હજુ કોઇને જણાવ્યો નથી. મ્હોટાભાઇ (મધુકરના પિતા) આપણા લગ્નને સહેલાઇથી સંમતિ આપે એમ મ્હને લાગતું નથી, અને તેથીજ અત્યાર સુધી હું આપણા લગ્ન સંબંધી અચાકૂ રહ્યો છું, અને હું બી. એ. મા પાસ થાઉં ત્યાં સુધી આ આપણો નિશ્ચય કોઇને ન કહેવો એ મ્હને યોગ્ય લાગે છે, ત્યાર પછી તેમને હું સમજાવીશ. અને તેમ છતાયે તે નહિ માને તો તેમની મરજી વિરૂદ્ધ મ્હારે વર્તવું પડશે. પણ હું તને પૂછું છું કે તારા પિતાને આપણા આ લગ્ન સંબંધી, અથવા મ્હારા મ્હોટાભાઇની મરજી વિરૂદ્ધ વર્તવું પડે તે સંબંધી વાંધો નથી ને?"

મધુરીનાં આંસુ તેના મ્હોં ઉપરજ ધીમે ધીમે સુકાઇ ગયાં હતાં. તેનાં નેત્રોમાં કંઇ અનેરો પ્રકાશ અને ભાવ દર્શન દેતાં હતાં, અને તેના મુખ ઉપર જે દિલગીરી અને નિરાશા છવાયાં હતાં તે હવે અદૃશ્ય થયાં હતાં. તેનું હૃદય હર્ષ, આશા અને સ્નેહના બળથી કુદકા મારતું હતું, અને તેના અંગોઅંગમા નવું ચેતન, નવી સ્ફૂર્તિ, અને નવું બળ આવ્યું હતું. સ્નેહના આવેગમા તે મધુકરપર ઢળી પડી. પ્રણય ઝરતાં નેત્રોથી અનિમિષ દૃષ્ટિએ તેના મુખ સ્હામું નિહાળ્યા કર્યું. તારામૈત્રક રચાયું, સ્નેહનો સંદેશો હૃદયે વિદ્યુત વેગે હૃદયને પાઠવ્યો, અન્યોઅન્યના હૃદયનો સંગમ થયો, આત્માએ આત્માને ઓળખ્યા અને અન્યોઅન્યમાં વિલીન થયાં.

"એ દૃષ્ટિના, અમીઝરણમા ગાન દૈવી ગવાતું,
બન્ને આત્મા, રસમય થતાં, ઐક્યનું પાન થાતું;
એ દૃષ્ટિમાં, લય થઇ, ગઇ વિશ્વની સૌ ઉપાધિ,
વેળા વ્હેતી, મનન ગતિએ, તેય ત્યાં સ્થંભી ઉભી."

કલાપી.

પરંતુ આ સ્થિતિ લાંબો વખત ટકી નહિં, કારણ કે નજદીકના ઝાડ પાછળથી એકાએક કંઇ અવાજ થયો, અને તે બાજુ દૃષ્ટિ ફેરવતા કોઇ વ્યક્તિ ત્યાંથી ઝડપથી ચાલી [illegible]ની હોય એમ મધુકરને ભાસ્યું. પોતાની આ ગુપ્ત વાત તે વ્યક્તિએ સાંભળી, એમ [illegible]ેદ થયો. તેમનાં હૃદય કંપી ઉઠ્યાં, પણ બીજીજ પળે મધુકર ત્યાંથી ઉઠ્યો, [illegible] દૃષ્ટિ ફેરવી, પણ કોઇ ત્યાં ન જણાયું. તેણે મધુરીને આશ્વાસન આપ્યું,

કંઈ પણ બ્હીવા જેવું નથી એમ કહ્યું, અને હવે ધીમેથી બોલવાની સૂચના કરી. પોતે સાવધ થઈને ચારે બાજુએ દૃષ્ટિ ફેરવનો બેઠો, અને ઉપરનો સવાલ પુનઃ પૂછીને તેનો જવાબ માંગ્યો.

મધુરીનું હૃદય ધડકી રહ્યું હતું, પણ પોતાના તન, મન અને આત્માનો રક્ષક પોતાની પાસેજ હોવાથી તેને ધીરજ આવી. તે સ્વસ્થ બની, અને શાન્તિથી જવાબ આપ્યો "મ્હારા પિતા આપણા લગ્ન માટે વાંધો લે, એ બનવું અસંભવિત છે, કારણ કે એક વખત મ્હારાં માતપિતા વચ્ચે મ્હારા લગ્ન સંબંધી થયેલી વાતચિત મ્હેં સાંભળી હતી; તે વખતે મ્હારા પિતાએ કહેલું કે મધુરીનું વલણ મધુકર તરફ જણાય છે. પ્રભુની કૃપાથી તેનું લગ્ન મધુકર સાથે થાય તો સારૂં. જો તેમ નહિં બને તો આ છોકરી દુઃખી થવાની. ત્યારથી મ્હારી માતા મ્હને તમે જ્યારે ગામમા હો ત્યારે, જમીનદારને ત્યાં જવા દેતી નહિં. તેને આમ કરવાનું કારણ હું સમજી ગઈ હતી. મને પૂર્ણ શ્રદ્ધા હતી કે તમે મ્હને ચ્હાઓ છો, અને તેથી મ્હારા શિવાય બીજા કોઈને તમે નહિં પરણો. પણ ત્યાર પછી એક એવો વિચિત્ર બનાવ મ્હારા જોવામાં આવ્યો કે મ્હારી શ્રદ્ધા ડગમગવા લાગી, મ્હને મ્હારા ભવિષ્ય સંબંધી ચિંતા થઈ, અને ત્યારથી હું તમારી પાસેથી ખુલાસો મેળવવાને અધીરી બની. મ્હને વીરમતી બ્હેનની વર્તણુકમાં ફેર પડેલો લાગ્યો. બારીકાઈથી નિરીક્ષણ કરતાં મ્હને જણાયું કે તેમના સ્નેહે દિશા બદલી અને તે તમારી પત્ની થવા ઇચ્છે છે. ત્યારથી મ્હેં તેને ત્યાં જવું લગભગ બંધ કર્યું, કારણ કે મ્હારા સ્નેહને તેથી આઘાત થયો, અને તમે કદાચ બદલાઈ જાઓ એવો મ્હને ભય લાગ્યો. મ્હારી દશા ત્રિશંકુ જેવી હતી, મ્હને કંઈ ચેન ન પડતું, અને તમારા આવવાની રાહ જોતી, હું અતિ ચિંતા અને નિરાશામય જીવન ગાળતી હતી. તમે આવ્યા કે તરતજ પ્રસંગ સાધીને મ્હેં ખુલાસો માગ્યો, અને આહા! અત્યારે મ્હારૂં હૃદયનાવ કેટલું ઉછાળા મારી રહ્યું છે? વ્હાલા મધુકર, મ્હને નવુ જીવન પ્રાપ્ત થયું હોય એમ લાગે છે."

ઉભય થોડો વખત વિચારમાં હોય તેમ બેસી રહ્યાં. મધુરીએ શાન્તિ તોડી "પણ કેટલી અજાયબી કે તમે વીરમતી બ્હેનમા થયેલો ફેરફાર હજુ સુધી જોઈ શક્યા નથી?"

મધુકરે કહ્યું, "હું પણ તેજ વિચાર કરતો હતો. મેં લોકવાયકા સાંભળી હતી, પણ તે તરફ લક્ષ ન્હોતું આપ્યુ. વીરમતી બ્હેનના મ્હારા પ્રત્યેના વર્તનમાં થયેલો ફેરફાર મ્હેં જોયો હતો, પણ આ ફેરફાર તમે કહો છો તે સ્વરૂપમાં હશે તેની મ્હને સ્વપ્ને પણ શંકા ન્હોતી. હું ધારતો હતો કે આ ફેરફાર તે હવે ઉમ્મર લાયક થયાં તેથી કુદરતી રીતે થયો હશે. અરે પ્રભુ! વીરમતી બ્હેનને વળી આ આ શું સુઝયું? જો આ હકીકત પ્હેલાથી મ્હારા જાણવામાં આવી હોત, તો તે પરિવર્તન થતું અટકાવવાને મ્હારાથી હું બનતો પ્રયત્ન કરતઃ પણ હવે તો—

"બિગરી કોન સુધારે, નાથ બિન, બિગરી કોન સુધારે?"

હજુયે પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપે, અને આ દુઃખના પંથે પળતાં તેઓ અટકે. હું તેમને મ્હારાં ધર્મભગિની માનું છુ, અને આ વિચારથી મ્હને કેટલી કંપારી આવે છે!

તેની સ્થિતિનું વર્ણન કરવું એ ઘણું મુશ્કેલ છે. તેનું માથું ચઢી આવ્યું હતું, તેથી મે ચાર લોટા ઠંડુ પાણી માથા ઉપર રેડ્યું, અને શાન્ત થવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. તેણે સ્વપ્ને કદી એમ ધાર્યું પણ નહોતું કે પોતાની સર્વ સુખસૃષ્ટિ, આશા, આનન્દ, આવી રીતે અચાનક અણધાર્યા નષ્ટ થશે, તેનું હૃદય ભાગીને ચૂરેચૂરા થઇ જતું હતુ; હવે જીવતુ તે શામાટે એમ તેને લાગતું, અને પોતાને જીવતા છતાં મૂવા જેવીજ તે હવે ધારતી. ભવિષ્યમા શુ કરવુ તેની તેને સુઝ પડતી ન્હોતી એક—પછી એક—વિચાર તેના મગજ-મા ઉભરાતા હતા, અને તેનાં દુ:ખ અને અશાન્તિમાં વધારો કરતા હતા.

" હું જ મૂર્ખા, હુંજ હતભાગિની, કે મધુકરનું હૃદય તપાસ્યા શિવાય તેને આમ ચ્હાવા લાગી તે કેવો નિર્દોષ અને ભોળો છે, તેનું દેવહૃદય હું પારખી શકી નહિ. હા, ખરે, તે મ્હને એક બ્હેન સમાન ચ્હાતો હતો, મ્હને આ વિપરિત ક્યાથી સુઝયું ? હવે મ્હારે ક્યા જઇને મરવું અને શું કરવું ? ભવિષ્ય સઘળું તિમિરમય ભાસે છે. મ્હારો એક આશાનો દીપ આમ બુઝાઇ જાય છે. તેમના સુખમાં આડે આવવુ એ શું હવે મ્હને ઉચિત છે ? તેઓ એક બાળાને ચ્હાય છે, લગ્નનું નક્કી થયેલું છે, તો હવે હુ શું કરવાની હતી ? તેઓના હૃદય અને આત્માનાં લગ્ન થઇ ગયાં છે. તેમા વિઘ્ન નાખીને શો ફાયદો થવાનો ? હા ! ત્યારે શું મ્હારા નસિબમાં હવે મૃત્યુ શિવાય બીજું પણ સુખ નથી ? પિતા માતા, જ્યારે તમે આ સાંભળશો" ત્યારે તમારી શી દશા ? તમારા આશાના કિલ્લાઓ ભાગીને છિન્ન ભિન્ન થઇ જશે, તમારા જીવનનુ સર્વ સુખ ઉડી જશે. આ બધું શાથી ? ફક્ત મ્હારી ભૂલને લીધેજ; તો તેનું પ્રાય-શ્ચિત શુ ? "

આપઘાત કરવાનો વિચાર આવ્યો, પણ તેથી શું તેના આત્માને શાન્તિ મળવાની હતી ? તેનાં માતા પિતાની શી સ્થિતિ થાય, મધુકરને કેટલી પીડા થાય, તે સર્વ તેણે વિચાર્યું, અને આ રસ્તો તેને પાપમા ખેંચી જનારો લાગ્યો. સંસાર ત્યાગ કરવાની ઇચ્છા થઇ, નિશ્ચય કર્યો, પણ પૂર્ણ વિચાર કરતાં એ રસ્તો પણ શ્રેયસ્કર ન લાગ્યો, અને તેને તજી દીધો. ત્યારે તેણે હવે કરવું શુ ? તેનો સ્નેહ, તેના વિચાર, તેના જીવનનો આદર્શ એવા ઉચ્ચ કોટિના હતાં કે સામાન્ય મનુષ્ય સમાન અન્ય કોઇ સાથે લગ્ન કરવાની તેને સ્વપ્ને પણ ઇચ્છા થાય નહિં. તે અતિ મુંઝાવા લાગી.

" અરેરે ! પ્રભુ, સ્નેહની શી આ દશા ? હું તેને કેવા શુદ્ધ અંતઃકરણથી ચ્હાતી હતી, તેનો શુ આ બદલો ? શુ ચ્હાવુ તે આમ દુ:ખ ભોગવવા માટે ? સ્નેહને પ્રભુ કહ્યો છે, તો અત્યારે હું આમ સ્નેહની વિપરિત દશા કેમ જોઉં છુ ? જો મ્હારો સ્નેહ મ્હને એમ કહેતો હોય કે મધુકર સાથે પરણવુંજ જોઇએ, તો તે સ્નેહમા શુ થોડી ઘણી પણ સ્વાર્થવૃત્તિ છે કે નહિ ? મધુકરને પરણ્યા શિવાય પણ જેવી રીતે તેને હાલમાં હું ચ્હાઉં છું, તેવી રીતે તેને ચ્હાઇ શકું નહિં ? સાંસારિક લક્ષણ દ્રષ્ટિથી જોતાં પરણવું એ જરૂરનું છે, પણ મ્હારી આ દશામા, હું તેને પરણ્યા વિના પણ ચ્હાઇ શકું તો તેમા પાપ શાનું ? હા, પ્રભુમાત્મા પ્રભુ ! હું આપના દિવ્ય પ્રકાશની અસર મ્હારા પર થતી જોઉં છું, મ્હારી દૃષ્ટિ સમીપથી વાદળાં મ્હને ન્હાસી જતાં લાગે છે, મ્હારા હૃદય

પર કંઇ અનેરો પ્રભાવ પડે છે. મ્હારે શું કરવું તે હવે મ્હને સમજાયું તેજ રસ્તો મ્હારા માટે શ્રેયસ્કર છે હું કૌમાર્યવ્રત ધારણ કરીશ,' મ્હારા હૃદય અને આત્માના નાથને હું મ્હાઉં છું તેજ પ્રમાણે મ્હાઇશ, અને અલગ રહ્યા છતાં જાણે પાસેજ રહીને હું તેના સુખ દુઃખમાં ભાગ લેઇશ, અદૃશ્ય રીતે તેને સુખી કરવાનો પ્રયત્ન કરીશ, ખાડા કષ્ટમાં પડતો બચાવીશ, અને મ્હારૂં જીવન તેની સેવામાં અર્પીશ. આ ઉપરાન્ત મ્હારે અન્ય શું જોઇએ ? "

તે હવે પૂર્ણ શાન્ત હતી, તેનો આત્મા પ્રભુપાદમાં આભારથી નમતો હતો, અને સમુદ્રપર સખત તોફાન પૂર્ણ થયા પછી જેવી શાન્તિ, ગંભીરતા, મધુરો પ્રકાશ અને નવું ચેતન પ્રસરે છે, તેવીજ સ્થિતિ હવે તેની હતી. પ્રભુની અગાધ લીલાનો કોણ પાર પામી શકે છે ! આ એક રાત્રી દરમિયાન વીરમતી કેવી છિન્ન ભિન્ન સ્થિતિમાંથી પસાર થઇ હતી, અને તેના સ્નેહ અને શાન્તે અંતે તેના ઉપર કેવો પ્રકાશ ફેલાવ્યો હતો ?

પોતાનાં કૌમાર્યવ્રતની હકીકત માતા પિતાને કેવી રીતે જણાવવી, તેમ કરવામાં પોતાનો શું આશય છે તે પૂછે તો શો જવાબ દેવો, અને તેમના નિરાશ થયેલા હૃદયનું શી રીતે સાન્ત્વન કરવું, વગેરે પ્રશ્નોનો નિર્ણય તેના ઉદાર ચિત્ત હવે કરવા માંડ્યો મધુરી અને મધુકરના લગ્ન થવામાં જો કોઇ દિશાએથી કોઇ પણ પ્રકારના વિઘ્ન આવે તો તે કેવી રીતે દૂર કરવાં એનો પણ વિચાર કરવાનું તે ચૂકી નહિ, તેમના લગ્ન વિના વિલંબે થાય એમ તે હવે ઇચ્છતી હતી બીજે દિવસે શું શું કાર્ય કરવું, કેવી રીતે કરવું, વગેરેનો 'પ્રોગ્રામ' (ક્રમ) પણ ઘડી કાઢ્યો, અને આવી રીતે આખી રાત્રી વડી પણ આંખ મીંચ્યાં સિવાય વિચાર કરવામાં ગુજારી

૫.

" Love is not love which alters when it alteration finds
Or bends with the remover to remove;
O! no, it is an ever fixed mark,
That looks on tempests and is never shaken '

—*Shakespeare*

રાત્રીના અખંડ જાગરણની અસર વીરમતીના નેત્રો ઉપર જણાતી ન્હોતી. પ્રભાતમાં ઉઠીને ન્હાયા પછી, બાગમાંના તેજ બકુલ વૃક્ષ નીચે જઇને પ્રાર્થના કરી હતી કે પ્રભુ તેનો જીંદગીનો ઉદ્દેશ પૂર્ણ કરવામાં સહાય કરે આજે તે ગંભીર, વિચારવંત, શાન્ત પણ ચપળ બની હતી તેના નેત્રો સ્નેહભીનાં હતા, અને તેમાં કંઇ અનેરો પ્રકાશ ઝળકતો હતો તેનું મુખ નિર્દોષ આનન્દ અને સ્મિતથી મલકાતું હતું,—આ સર્વે લક્ષણોનું સંમેલન એવી અસરકારક રીતે થયું હતું, કે આ અસાધારણ પરિવર્તન તેનામાં જોઇ તેના માતાપિતા આશ્ચર્ય પામતાં હતાં, અને તેનું કારણ કળી શકતા ન્હોતા

મધુકરને બોલાવવા માટે ચાકરને મોકલ્યો હતો, તે નવેક વાગે ત્યાં આવી પહોંચ્યો વીરમતીએ પોતાને આજે સ્હવારમાંજ શા માટે બોલાવ્યો હશે તેના ભિન્ન ભિન્ન સંકલ્પ

વિકલ્પ મધુકરને થતા હતા. વીરમતી તેને પોતાની ઓરડીમાં લેઇ ગઇ, અને ખુરશીપર બેસાડીને, પોતે સ્હામી બાજઠ પર બેઠી.

"કહે, ન કહે, પણ બ્હેન, મ્હને ત્હારૂં વર્તન આજ વિચિત્ર ભાસે છે. મ્હારૂં એવું શું કામ પડ્યું કે કોઇ દિવસ નહિં ને આજે સ્હવારમાંજ ચાકરને બોલાવવા મોકલ્યો."

વીરમતી શાન્ત હતી. તેણે કહ્યું, "મ્હારે તમારી પાસેથી આજે એક ખુલાસો મેળવવો છે. મધુકર, મ્હેં સાંભળ્યું છે કે તમારૂં લગ્ન મુનીમની દીકરી સાથે થવાનું છે, શું આ સત્ય છે?"

મધુકર આશ્ચર્ય પામતો બોલ્યોઃ "તમે તે ક્યાંથી જાણ્યું?—મ્હને પ્હેલાં આ હકીકત કહો, પછી હું સર્વ ખુલાસો કહીશ."

"ક્યાંથી તે વળી શું? તમારા હાવભાવ ઉપરથી; આંખે જોયું અને કાને સાંભળ્યું! ગઇ કાલે રાત્રીએજ મ્હારા બાગમાં પેલા બકુલ વૃક્ષ નીચે તમે અને મધુરી છુપાયાં હતાં!"

"અહો! ત્યારે તો તમેજ ત્યાં સંતાતાં છુપાતાં આવેલાં, અને અમારી મર્મ વાત સાંભળી ગયેલાં! અમે પ્હેલાં તો, ખરેખર, ચમક્યાં હતાં. વીરૂ બ્હેન, હું મધુરીને ચ્હાઉં છું અને તેની સાથે હું લગ્ન કરીશ. આમાં તમારી સંમતિ તો છે ને?" મધુકર પોતાના વિચાર ખુલ્લા શબ્દોમાં તેને કહી શક્યો નહિં.

"હું શા માટે તમારી લગ્નમાં વાંધો લેઉં? તમારા હૃદયને શા માટે દુભાવું? પણ મધુ, મ્હારે જણાવવું તો જોઇએ કે મ્હેં એક એવું પગલું ભર્યું છે કે જે કદાચ તમને યોગ્ય નહિં લાગે. હું તમને પ્હેલાં ભાઇ તરીકે ચ્હાતી હતી, ત્યાર પછી મ્હારા સ્નેહે દિશા બદલી હતી. તમારૂં ભોળું હૃદય આ જોઇ શકેલું નહિ. કાલ રાત્રીનો તમારો ખુલાસો સાંભળતાં મ્હારૂં દુર્ભાગ્ય મ્હને જણાયું, અને ત્યાર પછીથી વિચાર કરતાં મ્હેં અમુક પંથે જવાનો નિશ્ચય કર્યો છે."

વીરમતીએ પોતાનો વિચાર કહી સંભળાવ્યો, અને વિશેષમાં કહ્યુંઃ "મ્હારા નસિબમાં આટલું સુખ રહ્યું છે, તે પણ રાખવું કે ન રાખવું એ તમારા હાથમાં છે. મ્હેં મ્હારૂં હૃદય અને આત્મા તમને અર્પી દીધાં છે. મ્હારી પાસે હવે મ્હારૂં ફક્ત શરીર છે. મ્હારી આ ઇચ્છા પૂર્ણ કરી શકું તેને માટે તમારી સંમતિ માગું છું."

મધુકરનાં નેત્રોમાંથી આંસુ દડદડ સરતાં હતાં. વીરમતી અત્યાર સુધી સ્નેહનો ઉભરો દબાવી રહી હતી, તેની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં, પરંતુ તરતજ સાવચેત થઇ, ધીરજ ધરીને તે ઉઠી, આડું જોઇને આંસુ લુછી નાંખ્યાં, અને મધુકરને નમ્ર સ્નેહભર્યા અવાજે કહ્યું, "મધુ, આ શું? તમે તેમાં શું કરો? હું મ્હારૂં લાગ્યું ભોગવી લઇશ. મ્હારી આટલીજ વિનંતિ છે તે પૂર્ણ કરશો તો મ્હારે બસ છે, હું તમારા સુખે સુખી થઇશ, અને તમારી દૂરથી સેવા કરીને મ્હારૂં આયુષ્ય પૂર્ણ કરીશ." બોલતાં બોલતાં પાલવ વતી મધુનાં આંસુ લુછી નાંખ્યાં, પણ તે તો ખાળ્યાં ખળતા ન્હોતા. વીરમતીથી હવે ન રહેવાયું; તેનાં નેત્રોમાંથી પણ આંસુ મધુકરના પગ પાસે પડવા લાગ્યાં. મધુકર ગ્લાનવશ થયો, પોતાનાં આંસુ લુછી નાંખ્યાં, અને ગદ્‌ગદ્ કંઠે બોલ્યો, "હા, વીરૂ બ્હેન,

આ મધુ માટે તમે આટલું બધું કરશો ? હું શું કરૂં ? મ્હારા હાથમાં કંઇ ઉપાય નથી. પરંતુ તમે કહો તે કરવા હું તૈયાર છું. તમારી ઇચ્છા પ્રમાણે વર્તીશ" પુનઃ કંઠ રૂંધાઇ આવ્યો, અને તે બોલી શકયો નહિં. ત્યાંથી ઉઠીને તે ઓરડાની બ્હાર ચાલ્યો ગયો.

× × × × × ×

મધ્યાહ્ન થવા આવ્યો હતો. મધુરી તેના ન્હાના ભાઇને રમાડતી ઓશરીમા ખાટલાપર બેઠી હતી, અને રૂમાલ ગુંથતી હતી. તે દરરોજ કરતાં આજે વિશેષ પ્રફુલ્લિત હતી. એકાએક ત્યાં વીરમતીને આવતી જોઇ, તત્કાળ તે ઉભી થઇ, થોડે સ્હામે ગઇ, અને પાસે આવતાં બોલી, "અહો ! વીરમતી બ્હેન, પધારો, આજે તમારાં પગલાં અમારે ત્યાં ક્યાંથી ? "

ઉભય ખાટલા પર બેઠાં. વીરમતીએ સ્મિત કરીને કહ્યું, "મધુરા, હું તને આજે અભિનંદન આપવા આવી છું. આજે સ્હવારે મધુકર બંગલે આવ્યો હતો, તેણે મ્હને તમારા લગ્નની વાત કહી."

"બહુ ઉપકાર થયો," મધુરીએ સ્મિત કરીને કહ્યું. "એવો લુખો ઉપકાર લેવા હું અત્રે આવી નથી. સખી, તું આપણો સ્નેહ ભૂલી તો નથી ગઇને ? હું તારી પાસે એ માંગણી કરવા આવી છું કે તું મ્હને કદાપિ પણ વીસરી જતી નહિ, અને તારો સ્નેહ છે તેવો ને તેવો નિભાવજે."

"તેમાં શું કહેવાનું હતું ! લ્યો, હું તમને વચન આપું છું," એમ કહેતાં કહેતાં હસીને વચન આપ્યું. મધુરી તેને કંઇ વિશેષ પૂછવા જતી હતી, પણ એટલામાં ત્યાં તેની માતા આવી પહોચી, અને તેથી તે વાત ત્યાંથી અટકી.

"માશીમા, આજે મધુરીને મ્હારે ત્યાં નહિ મોકલો ? મ્હારે તેનું થોડું કામ છે."

"કેમ નહિ, બ્હેન, મધુરી, બ્હેનની સાથે આજે બંગલે જા, અને તે કહે તે પ્રમાણે કર."

મધુરીને આ આજ્ઞાની જરૂર ન્હોતી. ઘરમાંથી સારાં લુગડાં પ્હેરી આવીને, તેઓ બન્ને સાથે બંગલે ગયાં.

× × × × × ×

મધુરીને લેઇને વીરમતી દીવાનખાનામાં દાખલ થઇ. ત્યાં મધુકર પોતાનાં માતાપિતા સાથે બેઠો હતો અને વાતો કરતો હતો. જમીનદાર અને સુશીલાને વીરમતીના આજના વિચિત્ર વર્તનથી અજાયબી થતી હતી. મધુરીને લેઇને આ વખતે તે ત્યાં કેમ આવી હશે, તેનો ભેદ મધુકર કળી શકયો નહિં, અને મનમાં ગુંચવાવા લાગ્યો. મધુરી પણ શરમાઇ ગઇ હતી, અને તે નીચું જોઇને એક બાજુએ ઉભી રહી.

મધુરીનો જમણો હાથ મધુકરના જમણા હાથમાં મૂકીને, હસ્તમિલન કરાવતાં વીરમતી તેનાં માતાપિતાને ઉદ્દેશીને બોલી, "પ્રભુની તથા તમારી સમક્ષ યુગલનાં ગાંધર્વ વિધિથી હું લગ્ન કરૂં છું. પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય કરો, અને તેઓ અચળ સુખ ભોગવો."

વીરમતીનાં માતાપિતા તો દિગ્મૂઢજ થઇ ગયાં. તેઓને લાગ્યું કે આ છોકરીનું ચિત્ત હવે ઠેકાણે નથી. મધુકર અને મધુરી—ઉભય શરમથી નીચું જોઇ રહ્યાં હતાં.

પોતાના માતાપિતા કંઈ પ્રશ્ન પૂછે તે પહેલાં વીરમતીએ ખુલાસો કરવા માંડ્યો, "મ્હારૂં આ વર્તન તમને વિચિત્ર લાગતું હતું; પણ આ યુગલ અન્યોન્યને લાંબા સમયથી ચ્હાય છે, અને તેઓએ પરણવાનો નિશ્ચય કર્યો હતો. આ તેમનો નિશ્ચય મ્હારા જાણવામા આવતાં આજે તમારી સમક્ષ હું તે પૂર્ણ કરૂં છું."

પ્રતાપચંદરાયનું મુખ લાલચોળ થઇ ગયું હતુ. તેમનાં નેત્રો ગુસ્સાથી ફરકવા લાગ્યાં હતાં, તે જોઈ વીરમતીએ આગળ ચલાવ્યુઃ "પિતાજી, આપને મ્હારે જણાવવું જોઇએ કે, મ્હે તો અખંડ કૌમાર્યવ્રત ધારણ કર્યુ છે—હું હવે પરણવા ઇચ્છતી નથી. મ્હને એમજ થાય છે કે મ્હારા મૃત્યુ સુધી આપની પાસે રહીને આપની સેવામાંજ હું જીંદગી ગુજારૂં. માટે મ્હારા આ કાર્ય માટે આપને ગુસ્સે થવાનું કંઈ પણ કારણ નથી."

તે પોતાનાં માતાપિતાના પગમા ઢળી પડી, અને કરૂણાજનક નેત્રોથી ક્ષમા માગતી હોય તેમ તેમના સ્હામુ જોઈ રહી જમીનદાર આમાંનું કંઈ સ્હમજી શકયો ન્હોતો, તેના હૃદયની અત્યારની સ્થિતિ મધુકર સિવાય અન્ય કોઇ પૂર્ણરીતે સ્હમજી શક્યું નહિ, તેના આવા વર્તનનું મૂળ પ્રયોજન તેના સિવાય કોઈ જાણી શકયુ નહિં. મધુકરે પ્રતાપચંદરાયને કહ્યું: "હું આપને પછીથી આ બાબતનો ખુલાસો કરીશ. અત્યારે વીરમતી બ્હેન સ્વસ્થ નથી, માટે તે થોડો વખત આરામ લે તો સારૂં."

સુશીલા જે અત્યાર સુધી ગુંચવાતી બેસી રહી હતી, તેને મધુકરે કંઇ ધીમેથી કહ્યું. સુશીલા ત્યાંથી ઉઠી, અને વીરમતીને પોતાના ખંડમા લેઇ ગઇ.

× × × × ×

વીરમતીનો અખંડ કૌમાર્યવ્રત ધારણ કરવાનો ખરો ઉદ્દેશ તો તેના અને મધુકર તથા મધુરી સિવાય, અન્ય કોઇપણ માણસના જાણવામા આવ્યો નહિં. ન્હાનપણથી તેનું સમાજસેવા તરફ વલણ હતું. તેણે હવે તેને પોતાની જીંદગીનો મુખ્ય ઉદ્દેશ બનાવ્યો. પોતાના દેશની સેવા કરવામા, સ્ત્રીઓનું જીવન ઉન્નત બનાવવામા, રોગની મારવાર કરવામાં, અને સમાજને હરકોઇ રીતે ઉપયોગી થઇ પડવામાં તે અહોનિશ તન, મન, અને ધનનો ભોગ આપતી. તેનું નિર્દોષ જીવન, સાદી રહેણીકરણી, ઉચ્ચ વિચારો, અને પવિત્ર સ્નેહથી, સર્વે તેને દેવી સમાન ગણીને માન આપતા, અને તે દરેક સ્થળે આદર પામતી અને પૂજાતી. તેના હૃદયમા જે સ્નેહમૂર્તિ વિરાજી હતી, તેનુ તે અહોનિશ સ્મરણ કરતી, પરોક્ષ રીતે તેના જીવન પર અસર કરતી, શાન્ત, સંતોષી અને એકાન્ત જીવન તે ગાળતી હતી.

શુદ્ધ પવિત્ર સ્નેહની તો બલિહારી છે. કોઈ દિવ્યઅંશીજ તેને પૂર્ણપણે અનુભવી શકે છે. ઘણા તો તેના નામથી મોહ પામી, તેની છાયા જોઇ, ભ્રમણામાંજ ભટકીને સંતોષ પામે છે. સ્નેહ શું નથી કરી શકતો? હજારો મનુષ્યોએ તેના માટે સગા વ્હાલા, ધન, વૈભવ વગેરે ત્યજ્યા છે, હાથે કરીને આપત્તિ લીધી છે, સુખ અને શાન્તિ ગુમાવ્યાં છે, એટલુંજ નહિં પણ પોતાંની જીંદગીને તૃણવત્ ગણી હર્ષથી ભોગ આપ્યો છે. તેની અસીમ સત્તા પ્રભુ સમિપ લેઇ જવા પૂરતી છે. આવા સ્નેહથી વિભૂષિત આત્માઓને ધન્ય હો!

# અભયકુમારી.

( લેખક —રા. રા. જયપ્રસાદ મણિલાલ જાની—કલોલ. )

ગ્રીષ્મ ઋતુની રમણીય સંધ્યાકાળનો સમય હતો. ચીતોડના ગગનચુંબિત રાજ મહાલયોનાં શિખરો, જેનારને પ્રથમ દૃષ્ટિએજ મોહ પમાડતાં હતા. બાજુએ આવી રહેલાં મનોહર ઉપવનો અત્યંત આહ્લાદજનક લાગતાં હતા. ફુવારાઓમાંથી ઉડતા જળબિંદુએ આજુબાજુ આવી રહેલાં વૃક્ષો અને વેલીઓને નવજીવન અર્પતા હોય એમ લાગતું હતું. અર્ધ અને પૂર્ણ વિકસિત પુષ્પો ઉપવનોની શોભામા અવર્ણનીય વધારો કરતાં હતા સર્વત્ર મધુર સુવાસ પ્રસરી રહ્યો હતો. ઝાડો પરના નાના નાના વિધવિધ પ્રકારનાં ફળો પવનથી ઝોલાં ખાતા હતાં ગઢની બહારના ડુંગરી પ્રદેશ પરના લીલા ઝાડોથી આ સમયનો દેખાવ ચિત્તાકર્ષક જણાતો હતો.

આ સમયે રાજમહાલયના એક બુરજ પર એક રજપુત બાળિકા ઉભી હતી. બાલ્યાવસ્થામાંથી યૌવનાવસ્થામા તેણે હમણાંજ પ્રવેશ કર્યો હોય એમ જણાતું હતું. પવનના ઝપાટાથી તેના કેશ હવામા અવ્યવસ્થિતપણે ઉડી રહ્યા હતા. કપડાંના છેડા ઉડવાથી દૂરથી જેનારને પરી જેવો ભાસ થતો. તે સર્વાંગે સુંદર હોઇ, તેના સર્વ અવયવો ઘાટદાર હોઇ, પરિપકવપણાને પામ્યા હતા તેને જેઇ હરકોઇને મોહ ઉત્પન્ન થયા શિવાય ભાગ્યેજ રહે એવી તે રૂપસુંદરી હતી. તેનો હમેશનો હસમુખો ચ્હેરો આ વખતે કઇંક ચિંતાગ્રસ્ત જણાતો હતો. સામેના વિસ્તીર્ણ મેદાનમા તેના પિતા—ચિતોડના મહારાણા અને દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખીલજી વચ્ચે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. તે તરફ તે અનિમિષ દૃષ્ટિએ જેઇ રહી એટલામા જેડેથી એક પ્રૌઢ વયની રમણીએ હાક મારી " બેટા અભય ! "

બાળિકાએ ચમકી જેયુ તો તેની પ્રેમાળ માતા દૃષ્ટિએ પડી રાણીએ અભયકુમારીને હાંક મારી ખરી પણ તેટલામા પાસે કોલાહલ થવાથી તેનું લક્ષ તે બાજુએ ગયુ.

" માતુશ્રી " થોડીવાર રાહ જેઈ અભયકુમારીએ માતાનો હાથ પોતાના હાથમા પકડી પૂછ્યું

" કેમ બેટા ! "

" પિતાશ્રી અત્યારે કયા હશે ? "

" પેલા તંબુમા વિશ્રાંતિ લે છે. લડાઇમા હાલ બીજી ટુકડી મોખરે ગઈ છે "

" અને સરદાર ! "

" તે પણ તેમની પાસેજ છે "

" અ ..અને .."

બોલતાં બોલતાં શરમાઈ જઇ બાળિકાએ નીચુ જેયુ પુત્રીના હૃદયની વાત રાણીજીનુ સ્ત્રીહૃદય સમજી ન શકે એ અસંભવિત હતું અત્યંત વાત્સલ્યભાવથી બરડે હાથ ફેરવી તેમણે કહ્યું—" બેટા ! આ સમયે સઘળાજ વિશ્રાંતિ લે છે સરદાર વિજયકુમારો

શત્રુને બરાબર હાથ બનાવ્યાથી તેઓમા ભારે ગભરાટ થઈ રહી છે. જ ! તેઓ કેવા પાછા હઠે છે !"

અભયકુમારીના ગાલપર શરમના શેરડા પડી ગયા. તેની આ પ્રેમાળ દૃષ્ટિથી તેના તરફ જોઈ રહી હતી તેવામાં રણભૂમિમાંથી આવેલા એક સ્વારે કહ્યું:—

"સરદાર વિજયકુમારના સાહસથી દુશ્મનના દળમાં ભારે નુકશાન થયું છે, અને તેઓ સંધિ કરવાના નિશ્ચયપર આવ્યા છે સવારે સૂર્યોદય સમયે મહારાજા કિલ્લામાં પધારશે."

વાચક! ચિતોડની રાજકન્યા અભયકુમારીનો વિવાહ મહાપરાક્રમી સરદાર વિજયકુમાર સાથે કર્યો હતો, પરંતુ યુદ્ધ થવાથી લગ્ન થવામા વિલંબ પડયો હતો.

૨.

અભયકુમારીએ આખી રાત્રિ નિદ્રાદેવીનું વ્યર્થ આરાધાન કરવામાં ગુમાવી. પ્રાતઃકાળે બાગમા જઇ નાના પ્રકારના રંગ બેરંગી સુગંધી પુષ્પો ચુંટી તેણે એક વિજયમાળા તૈયાર કરી તે વિજયકુમારને અર્પવાનો નિશ્ચય કર્યો. વિજયી "વિજયકુમાર આવશે! હું વિજયમાળા તેને અર્પણ કરીશ ત્યારે તેને કેટલો આનંદ થશે" વિગેરે વિચારો તેના મગજમા પ્રાધાન્યપદે હતા. આવા આવા વિચારોથી વારંવાર તે રોમાંચ અનુભવતી હતી.

સૂર્યોદય થયો તોપણ મહારાણા કે વિજયકુમાર બન્નેમાનું કોઇ આવ્યું નહિં. પળે પળે તેની અધિરાઇ વધતી ચાલી. આખરે તેણે બુરજપર ચઢી રણભૂમિ તરફ એકી ટશે જોવા માંડયું. ગાઢ ધુમ્મસ હોવાથી તેનાથી બરાબર જોઈ શકાતું નહોતું, ચિતોડના માર્ગે એક ચકલી પણ ફરકતી જણાતી નહતી, સૂર્યનાં તેજસ્વી કીરણોના પ્રકાશથી ધુમ્મસનો નાશ થતાં તેની દૃષ્ટિએ એક ભયંકર દેખાવ નજરે પડયો. રજપુત સૈન્યમાં કાપાકાપી ચાલી રહી હતી અને તે અવ્યવસ્થિતપણે લડતું હતું. આ પ્રકાર દૃષ્ટિએ પડતાં તે બુરજપરજ મૂર્છિત થઇ પડી.

અલ્લાઉદીનને દગલબાજ ગણી રજપુતો દોષ આપે છે પણ તેઓ પોતે તેમના હદ ઉપરાતના ભોળપણ માટે ઓછા દોષાસ્પદ નથી. રણનીતિનું સૂત્ર છે કે હરકોઇ ઉપાયે દુશ્મનનો નાશ કરવો. પુરાણોમાં પણ તેનાં દૃષ્ટાંત મોજુદ છે. પ્રત્યક્ષ રામચંદ્રજીએ વાલીનો વધ કરવામાં શું તે નીતિ ગ્રહણ કરી નથી? દેવોએ રાક્ષસોનો પરાભવ હમેશાં કપટથીજ કર્યો છે. ચાણાકયે નંદવંશનું નિકંદન કેવળ કપટથીજ કાઢયું છે. અલબત વીરપુરૂષો સઘળી વખત કપટ નીતિનો ઉપયોગ કરતા નથી. પ્રબળ શત્રુને મ્હાત કરવામાં તેઓને તે નીતિ અવલંબવી ફરજ પડે છે. કદાચ કપટનીતિ ધારણ કરવા છતાં પણ ક્ષુદ્ર શત્રુને તેથી લાભ થતો નથી તોપણ તેથી એમ નથી ઠરતું કે તેણે તે નીતિ કટાકટીના પ્રસંગોએ ન ન અજમાવવી. યુદ્ધભૂમિ કંઇ નીતિનું બજાર નથી કે ત્યાં નીતિનાજ સોદા થાય! પ્રસંગોપાત સામ, દામ દંડનો ઉપયોગ કરવો પડે છે. મોગલોથી લડવાનો રજપુતોને આ પહેલો પ્રસંગ નહોતો. યવનોને વિશ્વાસ રાખવાથી અનિષ્ટ પરિણામ વારંવાર આવેલાં એમા તેમનોજ દોષ!! સૌ સૌના સામર્થ્ય પ્રમાણે યુક્તિપ્રયુક્તિઓ અજમાવે તેમાં દોષ કોને દેવો?

વિજયકુમારના યશસ્વી હલ્લાથી અલ્લાઉદ્દીનનું સૈન્ય નાશ થઈ ગયું. તેઓએ રજપૂતોને સંધિ કરવા કહેણ મોકલ્યું. ભોળા રજપુતો સંધિ થવાની વાત જાણી ગાફેલ રહ્યા. મધ્ય રાત્રિના અંધકાર અને ધુમ્મસનો લાભ લઈ અલ્લાઉદ્દીને રજપુત લશ્કરપર ઓચિંતો હુમલો લાવવા હુકમ કર્યો. રજપુત લશ્કરમાં ભારે ખુવારી થઈ. કેટલાક વીર યોદ્ધાઓએ મોગલ દળમાં હાહાકાર વર્તાવી મુક્યો પણ તેથી યુદ્ધના પરિણામપર અસર થઇ નહિ

આ સમયે વીર શિરોમણી વિજયકુમાર ક્યાં હતો અને શું કરતો હતો એ પ્રશ્ન સહજ ઉદ્‌ભવશે! રજપુત બચ્ચો શું કરે? બન્ને બાહુમાં તલવાર પકડી તે શત્રુદળમાં ઘુમી રહ્યો હતો. તેનાપર અસંખ્ય તલવારોનો મારો ચાલી રહ્યો હતો. શત્રુના ઘા ચૂકાવી અતુલ શૌર્યના પ્રભાવથી તે શત્રુ સૈન્યમાં સંહાર કર્યેજ જતો હતો આપરે નાના મોટા અનેક જખમોમાંથી અતિશય રક્તસ્ત્રાવ થવાથી તે આરક્ત થતો ગયો અને ઘોડાપરથી નીચે પટકાઈ પડયો. તેને ઘોડાપરથી નીચે પડતો જોઇ તેનો મિત્ર કેસરીસિંહ તેની વારે ધાયો, અતિશય બળથી તેણે શત્રુ સૈન્યને રોકી રાખી ઘવાએલા મિત્રને પોતાના તંબુમાં લઇ ગયો. અલ્પ સમયમાં ભયંકર જખમોની પીડાથી તે મૃત્યુ પામ્યો

મહારાણાને પણ અનેક જખમો થયા હતા જોહાર કરી ચિતોડની આબરૂ જાળવવા તેમણે કેસરીસિંહને આજ્ઞા કરી. કેશરીસિંહ નામ પ્રમાણે બહાદુર હતો પરંતુ મહારાણા અને વીર વિજયકુમારના મૃત્યુથી તે ગભરાઇ ગયો હતો. પોતે યુદ્ધભૂમિપરથી ખસી જશે તો ચિતોડની રમણીઓની કેવી દશા થશે તેનો વિચાર કરી—સ્ત્રીઓની આબરૂ જાળવવા ખાતર રણભૂમિનો ત્યાગ કરી તેણે ચિતોડ તરફ પ્રયાણ કર્યું.

૩

અભયકુમારી યથાસમયે આપોઆપ શુદ્ધિમાં આવી, રજપુત સૈન્યને અવ્યવસ્થિત પણે નાશભાગ કરતું જોઇ તેને ઘણો સંતાપ થયો કાંઇક વિચાર આવતાં એકાએક નીચે ઉતરી ઘોડારમાં જઇ એક સારા ઘોડા ઉપર ઘોડેસ્વાર થઇ ચિતોડના પહાડી માર્ગે યુદ્ધભૂમિમાં જવા તેણે પ્રયાણ કર્યું. રણભૂમિમાં આવ્યા પછી સુલતાન થોડાક અંગ રક્ષકો સાથે એક ટેકરીપર બેઠેલો તરત દૃષ્ટિએ પડયો તેણે પોતાના ઘોડાને તે તરફ દોડાવ્યો. અભયકુમારીએ પાસે આવતાંજ એક ફટકાથી ચાર રક્ષકોને ધુળ ચાટતા કર્યા, અને ઘણા ક્રોધથી સુલતાનને દ્વંદ્વયુદ્ધનું આમંત્રણ કર્યું

રજપુત રમણીઓના શૌર્યથી સુલતાન સંપૂર્ણ રીતે માહિતગાર હતો આવાક અભય કુમારીનું સાહસ અને શૌર્ય જોઇ તે વિસ્મિત થયો. હવામાં તલવાર ફેરવી સુલતાને કહ્યું—"મારે કઇ રમણી સાથે યુદ્ધ કરવાનું છે, તે તો જાણવું જોઇએ!"

"દગલબાજ! જે પરાક્રમી વીરસરે તારા સૈન્યને ધુળ ચાટતું કર્યું તેની પત્ની અને મહારાણાની કન્યા સાથે ચાલ મરવા તૈયાર થા!"

સુલતાન યુદ્ધ માટે તૈયાર થયો તે ઘા કરે તે પહેલાં અભયકુમારીએ પોતાના ઘોડાને એટલા બધા બળથી તેના પર દકાર્યો કે માત્ર ધક્કાથી તે જમીનદોસ્ત થઇ ગયો. વિજળી વેગે ઘોડા પરથી છલંગ મારી નીચે ઉતરી અભયકુમારી સુલતાનની છાતી પર ચઢી ગેરી અને તેનો વધ કરવા ખંજર કાઢયું કે સોએ વર્ષ પુરાં થઇ ગયાં! પણ તેને અભય કુમારીના ખંજરથી મૃત્યુ પામવાનું નિર્માણ થયુ નહોતું! અભયકુમારી સુલતાનને

ખંજર મારે તે પહેલાં તંબુમાંથી એક સ્ત્રી અશ્રુ સારતી દોડી આવી. તેણે પગે લાગી કહ્યું. "બેન! મારા પર દયા કર! મને ચુડી–સૌભાગ્યદાન કર."

અભયકુમારી ધર્મ સંકટમાં પડી. પ્રિય પતિ અને પિતાના મૃત્યુનો બદલો લેવાનો યોગ્ય સમય આવી પહોંચવા છતાં એક દીન અબલાના કાલાવાલાએ તેના હૃદય પર સચોટ અસર કરી. તે તેના તરફ જોતી ઉભી રહી.

"બેન! તું પણ એક સ્ત્રીજ છે! પતિવધનું દુઃખ તું જાણતી હઈશ. સ્ત્રીને સ્ત્રીના દુઃખની ખબર હોવીજ જોઇએ. મારૂં સૌભાગ્ય છીનવી ન લે" ગદ્‌ગદ્ કંઠે, સુલતાન–પત્નીએ કહ્યું.

સુલતાનની છાતી પરથી ઉઠી તિરસ્કારથી અભયકુમારીએ કહ્યું.—

"નરાધમ! ઉઠ! એકદમ અહીંથી ચાલતો થા! આ અમારૂં પવિત્ર રાજસ્થાન અમારી પવિત્ર મેવાડ ભૂમિને તારા પાપી–અપવિત્ર સંસર્ગથી દુષિત ન કર. જે નીચે આજ પર્યંત અનેકવાર રજપુતોને નુકશાન કર્યું–મારા પતિ અને પિતાનો નીચતાથી ઘાત કર્યો–તેને આ સ્ત્રીની ખાતર જતો કરૂં છુ. ભગવાન એકલિંગજી! મારો ક્રોધ શાંત કર! મારા ખંજરની ધાર બુઠી કર! જા કુત્રા! તું જે લોકોને તુચ્છ સમજે છે તેમની એક સ્ત્રીએ તને આજ જીવતદાન આપ્યું છે."

વધુ સમય ન રોકાતાં અભયકુમારી ઘોડેસ્વાર થઈ ચિતોડ તરફ ચાલી ગઇ.

ચિતોડના પ્રચંડ કિલ્લામાં એક સ્થળે ભવ્ય ચિતા ખડકી હતી. આશરે તેર હજાર રજપુત રમણીઓ અગ્નિ–પ્રવેશ કરવા તૈયાર થઇ ઉભી હતી. બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરી

૪

રહ્યા હતા અને સ્ત્રીઓ ચિતાની પૂજા કરી રહી હતી. થોડા સમયમાં મહારાણી ત્યાં આવી લાગ્યાં. અભયકુમારી ત્યાં ન હોવાથી માંહોમાંહિ ચર્ચા થવા લાગી. પ્રત્યક્ષ પુત્રિ જોહાર વખતે ન હોય તે જોઇ મહારાણીને ઘણો સંતાપ થયો. ચિતોડ રાજ્યકુળમાં આવી કુલાંગાર છોકરી શા માટે જન્મી? આ પ્રમાણે અનેક તરેહવાર શંકાઓ અભયકુમારીની ગેરહાજરી બાબત ચાલતી હતી તેવામાં દૂરથી ઘોડાની ડાબલીનો અવાજ સંભળાયો અને અલ્પ સમયમાં અભયકુમારી મહારાણી સમક્ષ ઉભી રહી.

"પુત્રિ! આટલો સમય તું ક્યાં હતી? તને મૃત્યુનો ભય શા માટે લાગે છે?"

"માજી! રજપુત રમણી મૃત્યુભયથી કદી ડરી છે? પણ....."

પણ શું?"

"હાથમાં આવેલા શીકારને–સુલતાનને તેની સ્ત્રીની વીનવણીથી મેં છોડી દીવો છે." મહારાણીની આંખો પ્રેમાશ્રુથી ભરાઈ ગઇ: "શાબાશ બેટા! રજપુતને તેજ યોગ્ય છે."

થોડી વારે જોહારની સર્વ તૈયારીઓ થઇ ગઇ–ચિતા સળગી. ક્ષણમાં અગ્નિની પ્રચંડ જવાળાઓ આકાશ સુધી પહોંચી. દુઃખનો એક ચિત્કાર પણ ન કરતાં સઘળી રજપુત રમણીઓએ ચિતામાં પ્રવેશ કર્યો.

કિલ્લાની બહારની બાજુ પુત્રિ–માતા–પત્ની અને ભગિનીઓની અગ્નિકુંડમાં આહુતિ આપી કેસરી વસ્ત્રમાં સજ્જ થઇ દુશ્મનને બેઢવા રજપુત વીરો ઉભા હતા. હા! ભગવાન! કેવો ભયંકર પ્રસંગ! *

* મરાઠી ઉપરથી જુજ ફેરફાર સાથે.

# बालचरित्र.

## ધર્મવીર હકીકતરાય.

( ઐતિહાસિક વાર્તા )

અનુવાદક:—રા. પુનમચંદ કેશવલાલ શાહ.

ક્રિકેટ ટેનીસ વગેરે અંગ્રેજી રમતોના સામાન બનાવવા માટે મશહુર થયેલા સિયાલકોટ શહેરમાં ઇ. સ. સત્તરના સૈકામાં શીખ જાતમાં લાલા બાગમલને ત્યાં એક પુત્રનો જન્મ થયો. તે સમયમાં શીખ લોકોને મુસલમાન સાથે તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું અને તેજ અરસામાં મુસલમાનો વિજયી થયા હતા અને તેમણે પંજાબ સર કરી શીખ લોકોને મુસલમાન બનાવવાનો ઉદ્યોગ ચલાવ્યો હતો.

લાલા બાગમલને બીજું કાંઈ સંતાન ન હોવાથી આ પુત્રરત્નને તેણે ઘણા લાડ લડાવી મોટું કર્યું. તેનું નામ હકીકત રાય પાડ્યું તે પહેલાં પંજાબી, સંસ્કૃત ભાષા, શીખ ભાષા, અને પછી રાજ્યકર્તાની ભાષા શીખવાની તે વખતે—હાલમાં જેમ અંગ્રેજી શીખવું પડે છે તેમ—જરૂર જણાવવાથી ફારસી શીખવા સારૂ તેને એક મૌલવી સાહેબને ત્યાં મોકલવામાં આવ્યો.

કાંતો ધર્મ યુદ્ધના ઝનુનને લીધે અગર તો શીખ જાતિની ઉન્નતિને લીધે તે વખતે શીખ લોકોમાં ધર્મ માટે ઘણીજ લાગણી હતી. તે લાગણી આ બાળકમાં પણ થઇ. અને પોતાની સુશિક્ષિત મા પાસેથી રામાયણ, મહાભારત પુરાણો વગેરેની વાતો સાંભળીને હકીકતરાયમાં પોતાના ધર્મ માટે ઘણીજ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ.

આ પ્રમાણે હકીકતરાય ૧૭ વર્ષની ઉમરનો થયો. એક દિવસે એવો પ્રસંગ આવ્યો કે જ્યારે હકીકતરાય મૌલવી સાહેબને ત્યાં ભણવા આવ્યો, ત્યારે તેઓ કંઈ કામ પ્રસંગે બહાર ગયા હતા, અને તેમની ગેરહાજરીમાં હકીકતરાયના મુસલમાન સહાધ્યાયીઓ હિંદુ લોકોના દેવ-દેવીઓને ગાળો દેઇ, તેમનો ઉપહાસ કરવા લાગ્યા તેમજ શીખપંથને, પણ ઘણાજ અપશબ્દ દેવા લાગ્યા એટલુંજ નહિ પણ હકીકતરાયને પોતાને પણ ચીડવવા લાગ્યા. પરિણામે હકીકતરાયને ઘણુંજ માઠું લાગ્યું અને તેમણે પણ હઝરત મહમ્મદ પેગમ્બર સાહેબની તથા બીજા મુસલમાન મૌલવીઓની નિંદા કરવા માંડી. આમ ચાલતું હતું એટલામાં મૌલવી સાહેબ આવ્યા એટલે મુસલમાન વિદ્યાર્થીઓએ હકીકતરાય વિરૂદ્ધ ફરિયાદ કરી.

સર્વ હકીકત સાંભળીને મૌલવી સાહેબ હકીકતરાય ઉપર ઘણાજ ગુસ્સે થયા અને તેને ધમકાવીને પુછવા લાગ્યા "કેમ રે! તેં મુહમ્મદ પેગમ્બર સાહેબની તેમજ મુસલમાની ધર્મની નિંદા કરી એ વાત ખરી છે?"

# સુન્દરી સુબોધ.

પુસ્તક ૧૪ મું. ]    જુલાઈ-ઑગષ્ટ, ૧૯૧૭.    [ અંક ૭-૮.

## અનુક્રમણિકા.



## સુન્દરી સુબોધ—માસિક વધારો.

---

# फोटो-चित्र-कला.

कोइपण सुन्दर वस्तुनुं चित्र तैयार करवुं ए उत्तम चित्रकारने सुलभ छेः तेमज कोइपण मनोहर दृश्य छबी लेवी, ए उत्तम फोटोग्राफरने कठिन नथी. परंतु ज्यारे ए बन्ने वस्तुओ साथे होय, ज्यारे कल्पना उपरथी दृश्य उत्पन्न करीने त्हेनी छबी लेवानी होय छे, त्यारे ते स्वाभाविक रीते अत्यंत मुश्केल पडे छे,' ए सुज्ञान छे. छतां आपणा स्वदेशी बन्धुओ आ कर्मक्षेत्रमां पण आगळ वधवा लाग्या छे, ए सत्यनो स्वीकार करतां बहु आनन्द थाय छे मुंबाइमां आ कलामां जाणीता फोटोग्राफरोए सारी शरूआत करी छे. पण, हवे आपणा, गूजरातमां, पण एटला ज सुन्दर फोटो-चित्रो तैयार थइ शके छे, एम आ पत्रना गत अंको जोतां, समजाया विना रहेशे नहिं. अमदावादना साहसिक, कला कुशल अने लोकप्रिय फोटोग्राफर मेसर्स परमानन्द अने जनार्दननी कंपनीना बाहोश आर्टीस्ट श्रीयुत जनार्दने लीधेला जे त्रण फोटो-चित्रो अमे प्रकट कीधा छे, ते उपरथी आ नवीन कंपनीना कामनी उतमतानी खात्री थया विना रहे तेम नथी. अमे तेओने ते माटे अभिनन्दन आपी अने त्हेमनी दरेक मार्गे अभिवृद्धि चाहीए छीए.

---

## भेटनुं पुस्तक वी. पी.

थोडा वखतमां "तरंगावली" ए नामनुं भेटनुं पुस्तक व्हेंचवामां आवशे. जेम लवाजम बाकी हशे, त्हेमने ते वी. पी. थी मोकलवामां आवशे.

व्यवस्थापक-सुन्दरी सुबोध

૨૫ સોનાના ચાંદ મળવનાર.

# શ્રી બેંગાલ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ લી.

## કલકત્તા.

ના મશહુર કારખાનામાં અપટુ-ડેટ સાધનથી બનાવેલી અકસીર

## બનાવટો.

૧. પપૈયાનો સત્વ ( Elixis papain ) કાચા પપૈયામાંથી આ દવા બનાવી છે. પાચન શક્તિ મંદ થઇ ખાધુ પચતું ન હોય તેવા દરદી માટે એ બહુજ અસરકારક છે. કી. ૪ ઔંસનો રૂ. ૧-૨-૦ વળી અજમા તથા પપૈયાના અર્કની મેળવણી કરી ટાન્ડેકો પેપેઇન નામની ઉપરના બધી જાતના રોગ ઉપર અકસીર દવા છે તેના ૫ ઔંસનો રૂ ૧-૬-૦ (આ દવા રજીસ્ટર્ડ છે.)

૨. ઉલટ કમલનો સત્વ ( Liq Ext of Abroma Angusta ) આ અમોઘ દવાના સેવનથી સ્ત્રીઓનો રક્ત સ્રાવ, અટકાવની અસહ્ય વેદના, કમર તથા પેડુનો દુખાવો, ઉબકા આવવા, અરૂચી ચકરી આવવી, ઉંઘનો નાશ, નબળાઇ વગેરે નાબુદ થાય છે કી. ૪ ઔંસના રૂ. ૧-૨-૦.

૩. ગળોનો સત્વ ( Liq Ext. of Gulanch )દરેક જાતના તાવ, લીવર તથા બરોળનો રોગ, કમળો, જલંદર, ઉધરસ વિગેરે ઉપર અકસીર છે કી ૬ ઔં. નો રૂ ૧-૨-૦.

૪. અરડુશીનો સત્વ ( Syrup of Yasaka ) કફને છુટો કરનાર, આંચકીને નરમ પાડનાર, ઉધરસ, દમ, ઝીણો તાવ માથેનો ક્ષય તથા છાતી તથા ફેફસાંના દરદો પર બહુજ વપરાય છે કી. ૪ ઔંસના રૂ. ૦-૧૨-૦.

૫. આસોપાલવનો સત્વ ( Liq Ext of Asoke.) આના સેવનથી અતિસ્રાવ, પ્રદર, શ્વેતપ્રદર, પેડુમાં દુખાવો વિગેરે સર્વ સ્ત્રી રોગને નિર્મૂળ કરી શરીરને પુષ્ટ તથા આરોગ્યવાળુ બનાવે છે સુવાવડ પછી લેવાથી સુવારોગ થવાનો સંભવ રહેતો નથી. કી ૪ ઔંસનો રૂ ૧-૨-૦.

૬. વાઇબ્રો અશોક (Vibro-Asoke ) સ્ત્રી રોગ વિનાશક દવા છે. અતિસ્રાવ, અલ્પસ્રાવ, તથા તમામ ગુપ્ત હકીકતોના દરદોમાં આરામ આપી, ગર્ભસ્થાનને મજબુત બનાવી, સંતાન પ્રાપ્તિનો રસ્તો ખુલ્લો કરે છે. કી. ૪ ઔંસના રૂ. ૧-૬-૦.

( Syrup Brahmi. ) હીસ્ટીરીયા, વાઇ, મગજના દર્દો ... પર રામબાણ ઇલાજ છે. કી. ૪ ઔંસના ...

... અમરની સ્નાયુની નબળાઇ, માનસિક ... ની નબળાઇમાં આ દવા ... પાઇન્ટની શીશીના રૂ. ...

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ આચાર્ય ગોવર્દ્ધનભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છૂટી, એ કુટુમ્બનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને. કુટુમ્બના બાળ વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે", સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધુના આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનીરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમય કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે." ]

પુ. ૧૪ મું. ] જુલાઈ, ઓગસ્ટ, ૧૯૧૭. [ અંક ૬–૭.

## જ્ઞાનસુગન્ધ

### ફુલ વીણ, સખે!

ફુલ વીણ, સખે! ફુલ વીણ, સખે!
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે!
અધુના કળી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં ખરતી દિસશે!
સુમહીજવલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભ ઘુમ્મટમાં

* * * *

કળીએ કળીએ ભ્રમરો ભમતા,
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું કુદતું,
ઉગતો રવિ જોઈ ન શું હસતું?
પછી કેમ વિલાસી રહ્યો તું, સખે?
ફુલ વીણ, સખે! ફુલ વીણ, સખે!
હજું તો ફુટતું જ પ્રભાત, સખે!

— કલાપીનો કેકારવ.

# આંખની સંભાળ.

## નિશાળે જતાં છોકરાંઓ અને વાંચનારાઓ માટે થોડાક અમૂલ્ય નિયમો.

લેખકઃ-રા. રા. બળવંતરાય નરસિંહલાલ કાનુગા.

૧. જે જગ્યાએ પુરતું અજવાળું ના હોય ત્યાં કદી વાંચવું નહીં.

૨. વાચતી વખતે ડોકું નીચું નમાવી કદી વાંચવું નહીં. બરાબર દસ્કત ના ઉકેલાય તો તમારી ચોપડી તમારી આંખો પાસે લાવો પણ ડોકું નીચું ઘાલી કદી વાંચવું યા લખવું નહીં. વાંચતી અને લખતી વખતે તમારૂં ડોકું ટટાર રાખો.

૩. ચોપડી આંખોથી આશરે ચૌદ ઈંચ દૂર રાખી વાંચવી.

૪. જ્યારે જ્યારે તમે બારી આગળ અથવા દીવાના પ્રકાશથી વાંચતા હો ત્યારે ત્યારે એવી ગોઠવણ કરો કે તે અજવાળું કાંતો માથા ઉપરથી અથવા તમારી ડાબી બાજુથી આવે. આંખો ઉપર સામો પ્રકાશ લેવાથી આંખોનું તેજ ઘટે છે.

૫. વાંચતી વખતે એકી ટશે કલાકના કલાક વાંચવું યા લખવું નહીં. થોડીવાર વાંચી આંખો ચોપડીમાંથી ખસેડી બહુ દૂર નજર નાખવી એથી આંખોને આરામ મળે છે. એક કલાક વાંચી આંખોને દશ મીનીટ આરામ આપવો.

૬. તડકો ચોપડીપર પડતો હોય ત્યારે વાંચવું નહીં.

૭. આગગાડીમાં અથવા દોડતી ગાડીએ કદી વાંચો નહીં.

૮. હીંચકાપર અથવા આરામ ખુરશીપર બેસી કદી વાંચો નહીં. ટટાર બેસી વાંચવું.

૯. તમારી આંખો સાંજ સવાર ચોખ્ખા અને થંડા પાણીથી ધોજો અને ફરવા જાવ ત્યારે લીલા ઘાસ અને દૂરનાં ઝાડો તરફ લાંબી નજર નાખજો.

૧૦. જે દીવેથી વાંચો તેનો પ્રકાશ પુરતો અને સ્થિર હોવો જોઇએ.

૧૧. સીનેમેટોગ્રાફ તમારી આંખો બગાડશે.

# अनुभविका.

## जिंदगीनी 'आप' वीती अने 'पर' वीती कथाओ.

[ આ માસિકમાં અને આ વિભાગમાં પ્રસિદ્ધ થતા માનવ જીવનના વિવિધ અનુભવો તથા પ્રસંગો કોઇ પણ અમુક વ્યક્તિને લગતા અથવા કોઇ અમુક સ્થળે બનેલા બનાવો પરથી લીધેલા હોતા નથી પરન્તુ માત્ર આવા અનુભવો સામાન્ય રીતે જોવામા આવે છે, એટલીજ કલ્પના છે.— —તંત્રી સુ સુ. ]

## એક અનુભવેલી વાત.

લેખક:—રા. રા. મણિલાલ.

એક દિવસ સાયકાળના વાળુ કર્યા પછી હું ફરતો ફરતો મ્હારા સ્નેહી મી. નરેન્દ્રનાથને ત્યા જઇ ચઢયો. તેઓ તથા તેમની સ્ત્રી વિલક્ષણાગવરી તેમની એકને એક છોકરી મંદાકિનીના વિવાહ સબંધી વાતચિત કરતાં હતાં છોકરીની ઉમ્મર મોટી થઇ છે અને ગમે તે થાય તો પણ આ વર્ષે લગ્ન કર્યા શિવાય છુટકો નથી. તેમના પિતાશ્રી ગુણવતરાયના વખતથી તેમનું ઘર ન્યાતિમાં ઉચું ગણાતું આવે છે.

ગુણવતરાય સુધરાઇ ખાતામાં એક નાના અમલદાર હતા અને તેમને તેમની ન્યાતિના પ્રમાણમાં ઘણો સારો પગાર મળતો હતો. તેમ તેઓ જાતે ઘણાજ સુજ્ઞ તથા સસાર વહિવટમા કુશળ હતા, તેમ દરેક માણસને યોગ્ય સન્માન આપતા હતા.

આજકાલના મનુષ્યોમાં જે મગરૂરી, અહંકાર, આત્મશ્લાઘા જોવામા આવે છે, તેનાથી તેઓ વિમુક્ત હતા; ન્યાતિમાં થતા અનેક પ્રકારના કલહને દાબી દેવાના તેઓ હમેશાં પ્રયત્ન કરતા અને એમની પ્રતિષ્ઠા સારી હોવાથી તે કામમા તેમને યશ પણ મળતો. આવા કારણોને લીધે ગુણવતરાય જીવતા તે વખતથીજ તેમનું કુટુબ સારૂં ગણાતું તેમને દેવલોક થયાને બેએક વર્ષ થયાં હશે. તેમની ગેરહાજરીમાં છોકરીના વિવાહનો સવાલ નરેન્દ્રનાથ અને વિલક્ષણાગવરીને ઘણો અઘરો લાગતો.

તેમની વાતોમાં તેમના ઘરને લાયક વર મળવો મુશ્કેલ છે એમ હમેશ બોલાતું. મારી સાથેની વાતમાં પણ તે દિવસે તેમણે તેમની પુત્રિની પ્રશંસા કરીને કહ્યુ: "આવી સારી છોકરીને સારે લાયક વર ન મળવાથી હમે ઘણાજ વિચારમા પડી ગયા છીએ " મને પણ તેઓએ બધા છોકરાઓ ગણી બતાવ્યા કારણ કે હું તેમની ન્યાતિના ઘણાખરા માણસને ઓળખતો હતો

નરેન્દ્રનાથનામસિ કશું ઝવેરાત હતું નહિ પણ ખાશી મ્હોટા છીએ એવો ડોળ થી, પિતાના મરણ પછી તે ગૃહસસાર ચલાવવા લાગ્યો હતો

વળી વિલક્ષણાગવરી તે ખરેખર વિલક્ષણજ હતી અને કંકાસની મૂર્તિ હતી. અમારી વાતોમા પોતાના પિયરના સગા તરફની ભલામણો લાવીને અમારા પસંદ કરેલા વરો

યોગ્ય નથી એવું કહી વાંધો પાડતી. આખરે બહુ વિચાર કરતાં નક્કી થયું કે સારા કુળના પણ હાલ ગરીબ સ્થિતિમાં આવેલા કમળાશંકર નામના છોકરાને માટે માગું કરવું. તે સ્વભાવે શાંત હતો. કૉલેજમાં અભ્યાસ કરતો હતો.

કમળાશંકરના વિવાહ માટે માગું આવ્યું જાણી તેનાં માબાપ એકદમ આશ્ચર્ય પામી ગયાં. વળી ગુણવંતરાય જેવાને ત્યાંથી માગું થયું એટલે બીજે ઘેરથી પણ બે ત્રણ માગાં આવ્યાં. ગરીબ માણસને ત્યાં આવાં વિવાહનાં માગાં આવ્યાં એટલે એમના સુખનો પાર રહ્યો નહિ. હવે કોનું માગું કબુલ રાખવું એના વિચારમાં તેઓ પડ્યાં અને આખરે વિચાર કર્યો કે ગુણવંતરાયના ઘરનું માગું કબુલ રાખવું કારણ કે કુટુંબ સારૂં ગણાય છે અને પોતે ગરીબ છે. તો આવા સારા સંબંધથી પોતાને લાભ થશે અને સંસારનું સુખ પરિપૂર્ણ રીતે ભોગવશે. તેમ સંસારમાં અભણ માણસોના સંબંધથી જે ઉપાધિઓ આવી પડે છે તેવી ઉપાધિઓ જોવાનો પ્રસંગ આ સંબંધમાં નહિ આવે.

ખોટા ડોળની મોટાઇ માની બેઠેલા કુટુંબના સંબંધથી સંસાર કેવો વિકટ નિવડશે અને ગરીબ ઘરનો સંસાર, લાડમાં ઉછરેલી છોકરી ઘરના કામકાજમાં કેળવણી મળ્યા સિવાય કેવી રીતે ચલાવી શકશે એ બાબત કાંઇ વિચાર સુઝ્યો નહિ તેમ ગુણવંતરાયના વખતમાં જે મોટાઇની છાપ પડી હતી તેનાં નામ કે નિશાની હવે નથી એ વિષે ન વિચારતાં મંદાકિનીનું માગું ઘણા હર્ષમાં કબુલ રખાયું. વિવાહ થયા બાદ લગ્નની તૈયારી થવા માંડી. લગ્ન ઘણી ધામધુમથી થયાં અને હવે એ જોડું ઘણી સારી રીતે સુખી થશે એવી આશાઓ બંધાઇ. પરંતુ મનુષ્ય વિચારે છે શું અને ઈશ્વર કરે છે શું ? તેવું આ જોડાના સંબંધમાં બન્યું.

લગ્ન થયા બાદ બે ત્રણ વર્ષ પછી મંદાકિનીને સાસરે જવાનું તેડું આવ્યું. તે વખતે તેનાં માબાપને યાદ આવ્યું કે તેમણે પોતાની છોકરીને સાસરે કેવી રીતે રહેવું તેની કેળવણી આપી નહોતી તેમ ઘરમાં ચાકર નોકર સાથે તોછડાઇથી વર્તવાની ટેવ હજુ રહી ગઇ હતી. સાસરામાં ફક્ત ગરીબ સ્વભાવની બાળવિધવા નણંદ પોતાના ભાઇને રાંધી ખવરાવતી હતી તે અને એક નાના ભાઈ સિવાય બીજું કોઇ હતું નહીં.

મોટા ઘરની છોકરી ગરીબના ઘરમાં આવવાથી બધાં જરા માનની નજરથી જોવા લાગ્યાં અને પહેલું આણું હોવાથી કાંઇ કામ ન બતાવવું તથા ઠપકો નહિ આપવો એમ કમળાશંકરે હુકમ કર્યો. જેમ જેમ કમળાશંકર તરફથી વધારે માન મળતું ગયું તેમ મંદાકિનીમાં કુટુંબનો ગર્વ અને અભિમાન વધતાં ગયાં. અને પહેલાં બે મહિનામાંજ કમળાશંકરને એક વખતે લાત ખાવાનો પ્રસંગ આવ્યો. ભાભીની વર્તણુક જોઇ દિયેર તથા નણંદ ઠંડાગાર જેવા થઇ ગયાં અને ભાઇને પણ આફરીન જેવી ચંડક થઈ અને મનમાં બળાપો થયો.

હવે આ વાત બહાર પાડવી એ પણ ઠીક નહિ કારણ લોકોમાં ખરાબ દેખાય એમ સમજી કમળાશંકરભાઇ ચુપ થયા પણ તેમ કરવાથી મંદાકિનીનું જોર વધતું ગયું, અને અનેક પ્રકારનાં દુઃખો પોતાના પતિને આપવા લાગી. બહાર જઇ પોતાના પતિની, નણંદની તથા દિયેરની ખોટી વાતો કરે અને કહે "મને મારો પતિ મારે છે. મારી સાથે

લડે છે અને ગાળો દે-છે." એવા અનેક ગપાટા બહાર પાડ્યા અને 'મારે સાસરે રહેવું નથી. મને અત્રેથી છોડાવો' એવા પત્ર એના બાપને લખવા લાગી.

આમ થવાથી બિચારા કમળાશંકરના દુઃખનો પાર રહ્યો નહિ. તે છતાં જ્ઞાતિમાં સારૂં દેખાડવા અને પોતાની સ્ત્રીને ખુશ રાખવા એને મન ગમતાં કપડાં ઘરેણાં વિગેરે કરાવતો. વળી તે કહે ત્યારે નાટક તથા સીનેમેટોગ્રાફ તથા તેને અનુકૂળ પડતી દરેક રમુજી વસ્તુ જોવાને લઇ જતો. આમ છતા એનો ખુમારો ગયો નહિ. રસોઇ કરતાં માબાપે શીખવેલી નહિ તેમ ઘર શું છે તેનું તો તેને ભાનજ મળે નહિ।

ઘરની ખટપટને લીધે કમળાશંકરે ભણવાનું છોડી દીધું અને એક વેપારીને ત્યાં નોકરી કરવા માંડી હતી. શેઠનો વિશ્વાસ મેળવવાથી બે વર્ષમાં તેની પાસે સારા પૈસા થયા હતા એટલે તેને કશી ચિંતા પૈસા તરફની હતી નહિ. ગરીબાઇમાંથી પૈસા થયા ત્યારે આ સ્ત્રી તરફની ઉપાધિમાં તેનું શરીર બળી જતું. મંદાકિનીના ત્રાસથી પોતાના નાના ભાઇ અને બાળવિધવા બ્હેનને જુદા રાખ્યા છતા એમનું સંસાર તરફનું સુખ વધવાને બદલે ઘટવા માંડયું અને તેથી આખરે કંટાળીને મંદાકિનીને પીયર જવાની રજા આપી. ત્યાં ગયા બાદ તેણે પોતાના પિતાને તથા માને બધું ખોટું ભંભેરી જમાઇ સાથે લડાઇ કરાવી. તે એટલે સુધી કે હવે એને ફરીને સાસરે આવવું પડે નહિ. નરેન્દ્રનાથ તથા તેમના સાળા ધનવંતરાય જેઓ હાલમાં સુધરાઇ ખાતામાં વડા હતા તે તથા તેમના દિકરા પ્રમાદરાય વિગેરે કહેવાતા સુધરેલા કુટુંબની મંડળી છોકરીના સંબંધી વિચાર કરવા બેઠી.

છોકરીની વાત સાચી માની તથા તેના ગુણદોષની તપાસ કર્યા શિવાય "કમળાશંકર એ ખરાબ છોકરો છે, ઉપાધિખોર છે એમ માની છોકરીને સાસરે ન મોકલવાના નિશ્ચય પર તેઓ આવ્યા. એટલામાં બિચારો કમળાશંકર તો ઓચિંતો માંદો પડયો અને તેની સારવાર કરવાને કોઇપણ માણસ મળે નહિ.

બ્હીતાં બ્હીતાં એણે એના સમગપર મંદાકિનીને મોકલવા વિજ્ઞપ્તિ કરીને ઘણીજ નમ્રતાથી પત્ર લખ્યો. પત્રનો જવાબ ન મળવાથી પોતાના એક મિત્રને તેડવા મોકલ્યો. તેનો મિત્ર તેડવા ગયો પણ આ દુનિયામાં ન પડેલાં દુઃખોમાંનું એક દુઃખ એને સહન કરવું પડ્યું. જમાઇની ખબર અંતર પૂછવાની તો દરકાર રહી પણ જતાંની વારમાં જમાઇને તથા એને સૌ ગાળો દેવા મંડ્યા. ઘરમાંથી નિકળો વિગેરે શબ્દોથી એનો આદર સત્કાર કર્યો. એ ત્યાં પહોંચ્યો તે વખત રાત્રિ હતી અને વરસાદ ઘણા જોસથી પડતો હતો. એના પહેરેલાં વસ્ત્રો વરસાદમાં ભીંજાઇ ગયાં હતાં. લાંબી મુસાફરીથી આવેલો તેથી ભૂખ પણ કકડીને લાગી હતી; આવા પ્રસંગે એને આવા સુધારાનો ડોળ કરેલા કુટુંબપર તિરસ્કાર આવ્યો અને કમળાશંકરનો આવા કુટુંબ સાથે સંબંધ થયેલો જોઇ તે મનમાં અનેક તર્કો કરવા લાગ્યો. ધીમે ધીમે વરસાદમાં એ પાછો ફર્યો; પણ એક પાડોશીને દયા આવવાથી એને તેના મકાનમાં આશ્રમ આપ્યો અને જરા ખાવાનું આપ્યું. સવાર પડતાં એ પાછો જવા નિકળ્યો ને જે બધું બન્યું હતું તે કમળાશંકરને આવીને નિવેદન કર્યું અને કહ્યું "ભાઇ, હવે એ સ્ત્રી સંબંધી આજથી સંકલ્પ મૂકો." આટલું હોવા છતાં કમળા

શંકરથી એ સ્ત્રી વિશેની ચિંતા મૂકાઇ નહિ અને જ્ઞાતિના લોકોને ખટપટમાં નાંખી ફરીને મંદાકિનીને પોતાને ઘેર એક વખત પાછી લાવ્યો.

મંદાકિનીના આવ્યા બાદ એક અઠવાડીયું ઠીક રહ્યું અને પછીથી પ્રથમ હતું તેમ થવા માંડયું. દિવસે દિવસે તે વધુ તોફાન કરવા લાગી અને ખાવાપીવાનું મૂકી દઇ આખો દિવસ સૂઇ રહે અને બિચારા કમળાશંકરને પજવવા લાગી; એ ડૉકટરને બોલાવી લાવે તેની પણ એને દરકાર નહિ અને દવા નિયમિત પ્રમાણે ન કરતાં ઉલટી શરીર વધુ બગાડવાની કોશિષ કરવા લાગી. એને આરામ મળે તેથી ઘરમાં રસોઇયો રાખ્યો—જોકે ચાકર તો મૂળથીજ હતો.

આમ ચાલે છે એવામાં ધનવંતરાય તથા પ્રમાદરાયનું ત્યાં આવવું થયું. કમળાશંકરને પોતાનો સામોસસરો તથા તેમનો છોકરો અત્રે આવેલા છે એની ખબર નહોતી. તે લોકો મળવા આવ્યા ત્યારે એ ઘેર નહોતો. મંદાકિનીએ એની ગેરહાજરીનો લાભ લઇ પોતાના મામાને તથા ભાઇને બધું ખોટું ભંભેરી અગ્નિમાં તેલ હોમ્યું. વધુમાં કહ્યું કે "હું તમને ન્હાં પાણીનું પૂછું પણ જો એ ખબર એમને પડશે તો મને મારશે ને તમે જલદીથી જતા રહો; નહિ તો શંકાનું કારણ થશે."

વાંચનાર સમજશે કે વહેલા ઉઠાડી મૂકવાનું કારણ એ હતું કે જો વધુ વખત ત્યાં એ લોકો બેસે તો આડોશી પાડોશીનું આવવું થાય અને એની બધી વાતનું પોકળ ફુટે અને ખરી બિના સામાની જાણમાં આવે. આ પ્રપંચ ધનવંતરાય અને પ્રમાદરાય સમજ્યા નહિ પણ ઉલટા નિર્દોષ જમાઇપર આંખ લાલચોળ કરી, મુછનો આંકડો મરડતાં અને અભિમાનની પાઘડીનો તોરો ઝુલાવતા, લાગ આવે તો જમાઇની વિધિ કરી નાંખવી, એવા વિચાર કરતા ત્યાંથી ચાલતા થયા.

સાંજના કમળાશંકર ઘેર આવ્યો ત્યારે સ્વાભાવિક રીતે પોતાની સ્ત્રીને પૂછ્યું "કેમ કોઇ આવ્યું હતું?" આ પૂછતાં એકદમ મંદાકિની બૂમ પાડી ઉઠીને બોલી કે "મારા મામા તથા ભાઇ આવ્યા તેથી મને મારો છો શું કામ? આડોશી પાડોશીને પૂછી જુઓ. તેઓ તો જરાપણ બેઠા નથી. મારાથી તમારે ત્યાં ન રહેવાય. હું તો ચાલી જઇશ. દોડો રે, મને મારી નાંખી" એમ બૂમ પાડી, બિચારા નિર્દોષ કમળાશંકરને પજવ્યો.

કમળાશંકર સવારનો ચાકરીએ ગયેલો એટલે ભૂખ્યો હતો. વળી વાળુ કરવા અગાઉ તો આવું બન્યું જેથી મનમાં મુંઝવાતો પોતાને અભાગી ગણતો અને સુધરેલા તથા ખોટી મોટાઇ માની બેઠેલા કુટુંબને વખોડતો, નિસાસા મુકતો શું કરવું તે વિચાર કરવા બેઠો. તે વિચારવા લાગ્યો કે: "આજે વખત ઠીક છે તેમ ધનવંતરાય તથા પ્રમાદરાય પણ અત્રે આવેલા છે. તો હું જાતે જઇ પ્રમાદરાયને બધી ખરી બિના નિવેદન કરૂં તો મારા દુઃખનો કાંઇ અંત આવે. ધનવંતરાયને કહેવું એ ઠીક નહી કારણ એ મારાથી વડિલ છે અને તેથી મર્યાદામાં રહેંચએ તો સારૂં. પ્રમાદરાયને કહેવાથી તે બધું પોતાના પિતાને કહેશે એટલે એ લોકો ઓકરીને ચોખ્ખું સમજણ આપશે ને ઠપકો દેશે. આપણો લોકો કહે છે કે સ્ત્રી જાતિ કોમળ સ્વભાવવાળી હોય છે પણ મને તો એથી ઉલટોજ અનુભવ થયો."

આમ વિચારતો એ પ્રમાદરાય તથા ધનવંતરાયના મુકામે ગયો. ધનવંતરાય બહાર ગયેલા હતા તેથી પ્રમાદરાયને મળ્યો અને બધાની કુશળતા પૂછી. વાતચિતમાં તેઓની તોછડાઇ તથા એમના પ્રત્યેનો તિરસ્કાર માલૂમ પડ્યો પણ એતો એ સહન કરવા સરજાયેલો છે એવું સમજી એણે વિનયપૂર્વક વાત કરી. વાતમાંને વાતમાં મંદાકિની વિષે જરા ટકોરો માર્યો. ટકોરો કરતાં ઘણા દિવસનું તાપથી તપી ગયેલું વાસણ ફુટી ગયું અને જેમ ધોબી મેલાં કપડાં પથ્થર પર ધોતી વખતે પછાડે છે તેમ એણે કઠોર અને અપ્રિય વચનથી તેને ધોવા માંડ્યો. કમળાશંકરે સુશીલ ને શાંત સ્વભાવથી બધા અપ્રિય વચનો સાંભળ્યા. આટલું છતાં તેને બોલવાનો વારો આવ્યો નહિ તેથી તેને લાગ્યું કે મળવા આવ્યો તે ઠીક કર્યું નહિ. છેવટે હકિકત સાંભળવા તેણે આગ્રહ કર્યો અને થોડું કહેવા માંડ્યું એટલામાં તો ઋતુની વરસાદનું શબ્દરૂપી ઝાપટું ગાજતું ને વાજતું એનાપરજ પ્રમાદરાય તરફથી તુટી પડ્યું અને કહ્યું કે " હિંદુ રિવાજ મુજબ તમો તમારી સ્ત્રીના લગ્નથી માલિક નથી. તમો કાયદા જાણતા નથી. જો વધુ પારવાર કરશો અને બોલશો તો કાયદેસર પગલાં લઇ તમને જેલયાત્રા કરાવવી પડશે."

આવો સુધરેલો કાયદો સાંભળી કમળાશંકર શાંત થયો અને કપાલપર હાથ ફેરવ્યો. તેણે કહ્યું " મારા નસીબની રેખા તુટી " એટલામાં ધનવંતરાય બહારથી આવ્યા. કમળાશંકર આસ્તેથી તેમના ઓરડામાં હિંમતભેર ગયો અને પ્રણામ કર્યા પણ ધુંધવાયલા ધનવંતરાય શું બોલે ! તેઓએ ઘણી વાતો કરી પણ ધુમાડાના ગોટા શિવાય બીજું કશું કમળાશંકરને જણાયું નહિ.

આમ વાત ચાલે છે તેવામાં એક ગૃહસ્થ ધનવંતરાયને મળવા આવ્યો. એ ગૃહસ્થ કમળાશંકરનો પણ ઓળખાણવાળો હતો અને તેની આ કર્મની કથા જાણતો હતો. આવી અમૂલ્ય તકનો લાભ લઇ વાતમાંને વાતમાં એણે કમળાશંકરની સ્થિતિનું ખરૂં ભાન ધનવંતરાય તથા પ્રમાદરાયને કરાવ્યું અને વિશેષમાં ખોટી મોટાઇના મુગટ ધારણ કરેલા કુટુંબોએ કેટલા બધા નિર્દોષ લોકોનો સંસાર બગાડ્યો છે તે વિષે વિવેચન કર્યું. આવા માણસો કાનના કાચા હોય છે અને દરેક બાબતમાં પૂર્ણ વિચાર તથા તપાસ કર્યા શિવાય તેઓ મોટા છે એવું માની બીજાઓ પ્રત્યે હલકો વિચાર દર્શાવે છે તે કેટલું બધું હાનિકારક છે તેની છાપ બરાબર બેસાડી.

આ બધું સાંભળી ધનવંતરાય તથા પ્રમાદરાયે મંદાકિનીની બાબતમાં ગુપ્ત તપાસ કરી તો માલૂમ પડ્યું કે છોકરી જાતેજ તોફાની છે અને તેનામાં કેળવણીની ખામી હોવાને લીધે પીયરના કુટુંબના ગર્વના મદમાં તેણે સાસરીયાની તરફ ખરાબ વર્તણુક ચલાવીને તેમની આબરૂને નુકશાન પહોંચાડ્યું છે.

કમળાશંકર એક સારો ને ભલો છોકરો છે, એવું એમના સુધરેલા મગજમાં આટલે લાંબે વખતે ઠસ્યું. પોતાને ગામ પાછા જતાં પહેલાં કમળાશંકરને ધનવંતરાયે બોલાવ્યો અને તેના તરફ જે અપમાન તથા તિરસ્કાર બતાવવામાં આવ્યો હતો તેને માટે માફી માગી અને કહ્યું કે " મંદાકિનીને માટે હવે ઘટતી ગોઠવણ કરીશું."

ધનવંતરાય મંદાકિનીને સાથે લઇ પોતાને ગામ ગયા અને નરેન્દ્રનાથ તથા વિલક્ષણા

ગવરીને મંદાકિનીની બાબતમાં ઠપકો આપ્યો અને ભવિષ્યમાં તેની રહેણી કરણી સુધારી આસરામાં સારી રીતે રહે તેવું શિક્ષણ આપવા સૂચવ્યું.

બીજી બાજુએ કમળાશંકરને ઘણું દુ:ખ પડવાથી તથા વિના કારણે ફજેત થવાથી હાલમાં મંદાકિનીને બોલાવવી નહી એમ નિશ્ચય કર્યો અને તે પોતાના બ્હેન તથા ભાઈની સાથે રહેવા લાગ્યો. તે પોતાના અનુભવથી જે કોઈ મળે તેને કહેતો કે "ગરીબની છોકરી લાવવામાં અને તેવાને ત્યાં આપવામાં સંસાર સુખરૂપ નિવડે છે. ખોટી મોટાઈ વાળા ભણેલા પણ રીતરિવાજમાં અજ્ઞાન અને ખરી કેળવણી નહી પામેલા તેવા કુટુંબ સાથે તેમની બહારની મોટાઈમાં ખેંચાઈ જઇ જેઓ સંબંધ બાંધે છે તેમને પાછળથી પશ્ચાતાપ કરવો પડે છે અને વખત આવે વધુમાં જેલયાત્રા કરવાની ધમકી પણ સાંભળવી પડે છે. આવા દાખલા થોડી કેળવણી લઈને સરકારી નોકરીમાં દાખલ થઈને ખુશામત કરીને આગળ ચઢેલા અમલદારોના કુટુંબમાં જોવામાં આવે છે. આવા અમલદારોની હકુમત ગામડા અને કસ્બાઓમાં અભણ ખેડુતો તથા એવા બીજા ગરીબ વર્ગના મનુષ્યપર હોવાથી તેમજ તેઓ સારી તથા ઉચ્ચ કેળવણીવાળા વર્ગના સંબંધમાં આવી શકતા ન હોવાથી, તેઓના કુટુંબમાં બેદરકારીના દાખલા બને એ સ્વાભાવિક છે. તેઓના મગજમાં અમલનું ગુમાન તથા તેઓજ બધામાં શ્રેષ્ઠ છે એવું કુદરતી ખોટુ અભિમાન હોય છે તેને લીધે કોઈ પણ અન્ય પુરૂષને સારી માફક દુ:ખ સહન કરવું પડે એમા નવાઈ નથી ........."

આશા છે કે આ અનુભવની કથા ઉપરથી જે કેટલીક બ્હેનોની કેળવણીમાં ખામી હોય તે દૂર કરવા તેમના વડિલો પ્રયત્ન કરશે.

---

## તવંગરમાંથી ગરીબ.

(એક શ્રીમતના પુત્રની આત્મકથા.)

લેખક—રા. રા. રવિશંકર જાદવજી ઉકાણી.

એક વસંત ઋતુની સાંજે હું મ્હારા બંગલામાં મ્હારી ન્હાની પણ સુંદર વાટિકામાં મ્હારી પત્ની તથા પુત્ર સહ બેઠો હતો. આ વખતનો દેખાવ ઘણોજ સુંદર તથા મનને આનંદ આપે તેવો હતો. સૂર્યનારાયણ અદૃશ્ય થવાની તૈયારીમાં હતા. બાગમાં ન્હાના ન્હાના ફુલો ખીલી નીકળ્યાં હતાં. સુગંધીદાર ફુલોની પરિમલ ચારે બાજુ મૃદુ પવનની ઝોકથી પ્રસરતી હતી. અમે બધા આ વખતે સ્વર્ગનું સુખ અનુભવતા હોઈએ તેમ લાગતું હતું. અમ્હારૂં ન્હાનું પણ સુખી કુટુંબ વાતોમાં મશગુલ હતું. મ્હારો બાળક મ્હને તથા ત્હેની માંતાને ગુલાબ વિગેરેના ફુલો તોડીને આનંદ આપતો હતો તથા બીજા તેવાં કાર્યો કરીને અમને રમુજ કરાવતો હતો, તેવામાં એક રંક જેવા દેખાતાજ દુર્બલ તથા ઓટા ઉપર કરચલી પડી ગયેલા માણસને અમે જોયો. મ્હારી પત્નીનું ધ્યાન તેના તરફ ખેંચાયું. તે દયાળુ હૃદયની હતી. ગરીબી શું છે? તે તે જાણતી હતી—ને અનુભવી હતી. આ ઉપરથી તે માણસની દશા જોઇ ત્હેનું દિલ પીગળી ગયુ. ત્હેણે ત્હેના તરફ મ્હારૂં ધ્યાન ખેંચ્યું.

અને માણસ મોકલી ત્હેને બોલાવી મંગાવવા મ્હને વિનતિ કરી. મ્હારી ના છતાં પણ ત્હેના આગ્રહ-હઠને તાબે થઇ-મ્હારે ત્હેને બોલાવવો પડ્યો. તે આવ્યો. આવી આજીજી કરી. અન્ન તથા જલ માગ્યું, રડ્યો, મ્હારી પત્નીનું હૃદય બહુ કોમળ હોવાથી ત્હેની આંખોમાં પણ ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. ત્હેણે ઉઠીને ખાવાનું આપ્યું, પાણી નોકર પાસે મંગાવી આપ્યું. તે નિરાંતે જમ્યો. ત્હેના ચહેરા ઉપરથી જણાઇ આવતું હતું કે, તે બરાબર જમ્યો છે તથા કોઇ ખાનદાન કુટુંબનો યુવક હોવો જોઇએ. છેવટે મનમાં અમોને દુવા-આશિશ આપતો ઉભો થઇ જેવો જવાની તૈયારીમાં હતો ત્યાં ત્હેની નજર મ્હારા તોફાન કરતા બટુક ઉપર પડી. તે તરત બોલી ઉઠ્યો કે "શેઠજી, આ ત્હમારા કુમળા હૃદયના બાળકને નોકરના હાથમાં ન મુકશો. ત્હેને જરાપણ લાડ લડાવશો નહિં અથવા બહુ મોઢે ચડાવી છકાવી દેશો નહિ. અને ખરાબ વાતાવરણ ત્હેના કુમળા મન ઉપર અસર કરવા ન પામે ત્હેનું ખાસ ધ્યાન રાખજો" આ શબ્દો સાંભળી મ્હને તો કાંઇ થયું નહિં પણ મ્હારી પત્નીને તે શિખામણ શા વાસ્તે કહેવી પડી તે જાણવાની ઉત્કંઠા થઈ આવી. તેથી ત્હેણે પુછ્યું "ભાઇ, ત્હમારી શિખામણ વાસ્તે ઉપકાર. પણ આપને તે કહેવાનું શું પ્રયોજન તે જણાવશો ?" જવાબ મલ્યો "જો આપને ફુરસદ હોય તો એક તવંગરના પુત્રની પાયમાલી શી રીતે થઇ તેની સાચેસાચી વાત આપને કહું." ત્હેણે નીચે મુજબ વાત કહી, જે મ્હે અહિં ત્હેનાજ શબ્દોમાં ઉતારી લીધેલી છે.

"સાહેબ, મ્હારા પિતાશ્રી તથા વડવાઓ મુખ્ય રહેવાશી ગોંડલ ગામના હતા,
"અમે જાતે વણીક કુટુંબના હતા, પણ અફસોસ. હાલ હું કઇ ન્યાતમાં છુ ત્હેનું મને
"જરા પણ જ્ઞાન-ભાન નથી. મ્હારા પિતાશ્રી નગરશેઠ હતા, તેઓ ગર્ભશ્રીમંત હતા.
"ત્હેમની પ્રતિષ્ઠા સારી હતી. મ્હારા પિતા પાસે સ્થાવર-જંગમ મિલકત થઇ આશરે
"ત્રણ લાખની પુંજી હતી. મ્હારા પિતાની પચાસ વર્ષની ઉમર થયા છતાં એક પણ
"પુત્ર કે પુત્રી નહતી તેથી દરબાર તથા ગામના આગેવાનોના અતિ આગ્રહથી તેઓ ફરીથી
"બાવનમે વર્ષે પરણ્યા."

આ સાંભળી મ્હારી પત્નીને કંપારી છુટી. તે આ યુવક પ્રત્યે બહુ બારીકીથી જોવા માંડી તથા વાતમાં રસ લેવા મંડી.

"બે વર્ષ બાદ આ કુલાંગાર દુષ્ટનો જન્મ થયો. ગામમાં સર્વે ઠેકાણે આનંદ
"આનંદ થઇ રહ્યો, સાકરો વહેંચાણી. ધર્મ, દાન ઘણાં થયાં. હું એકનો એક પુત્ર
"હોવાથી મ્હારા જન્મનીજ સાથે મ્હારી હજુરમાં-ત્હેનાતમાં ત્રણ નોકરો હાજર થયા.
"આમ થતાં મ્હારી બે વર્ષની ઉમર થઇ. સુધરેલા રિવાજ મુજબ હવે હું ફરવા જતાં
"શીખ્યો. મ્હારા વાસ્તે હજારો ચીજો ખરીદાણી. હું બાબા ગાડી-ઘોડે અથવા ગાડીમાં
"ફરવા જતાં શીખ્યો. આ બધો વખત મ્હારી સાથે ફક્ત નીચ હરામી નોકરોજ
"રહેતા હતા. સાહેબ, તેવી રીતે આપ-આપના પુત્રને તેવા માણસોના હાથમાં સોંપશો
"નહિં. આવી રીતે મ્હારા કોમળ-ખાલી મગજમાં સારા વિચારોનો સંગ્રહ થવાને બદલે
"તે ગુલામોના દુષ્ટ-ખરાબ વિચારે જગ્યા લીધી. તે વખતે મ્હારી ઉમર પાંચ વર્ષની
"હતી. હું મ્હારા પિતાને મ્હારી કાલી ઘેલી બોલીથી પ્રસન્ન કરતો. ગામના લોકો મ્હને

"રમાડવાને તેડી જતાં. હું હવે મારતાં, તથા ગાળો ભાંડતાં શીખ્યો. મ્હને આવા "ખરાબ કામમાંથી કોઈ અટકાવનાર નહોતું, પણ બધા ઉત્તેજન આપી "તોફાની" વિગેરે "શબ્દો કહી ઉત્તેજીત કરતા હતા. દહાડે દહાડે મ્હારૂં તોફાન વધતું ચાલ્યું. મ્હને કોઈ "શિખામણ દેનાર નહોતું. હવે હું મ્હારા પૂજ્ય પિતાને પણ મારતાં શીખ્યો. પણ તે "દયાળુ હૃદયના પિતાએ મ્હને કદી પણ ડરાવ્યો નથી. પણ મ્હને મ્હારા મુનીમ કેશવ-"લાલ નટવરલાલે આવી મારવાની ખરાબ ટેવથી મુક્ત કરાવ્યો." કેશવલાલનું નામ સાંભળી મ્હારી પત્ની ચોંકી, તે વધારે વિગત જાણવાને ઉત્સુક બની.

"સાહેબ, તેવા સાચા નિસ્પૃહી મુનીમોની આ હિંદના શ્રીમાનના પુત્રોને ઘણીજ "જરૂર છે. સાહેબ, તે મુનીમ જ્યાં સુધી હતો ત્યાં સુધી હું સુખી હતો. પણ પ્રભુ ત્હેમાં "રાજી નહિ હોવાથી તે દયાળુ હૃદયના મુનીમને મ્હારી સોડમાંથી ખેંચી લીધો. "તે મરણ પામ્યો.

"સાહેબ, મ્હારી સાત વર્ષની ઉંમર થતાં મ્હારા પિતાશ્રીએ ઘણીજ ધામધુમથી "મ્હને નિશાળે બેસાર્યો. પણ એક દિવસે મ્હને પાઠ ન આવડવાથી માસ્તરે મ્હને સજા કરી, "શેઠના દીકરાને સજા ? તે બનેજ કેમ ? મ્હારો પિતા ઉછળી આવ્યો—મ્હારા પિતાને "ખબર થતાં ત્હેને બહુ ઠપકો આપ્યો, તે દિવસથી માસ્તર મ્હારૂં નામ પણ લેતો "નહિં પણ અફસોસ જો મ્હારા પિતા તે વખત આડા ન આવ્યા હત અથવા મ્હને "ઠપકો દીધો હત, તો મ્હારા આ દિવસો કદીપણ આવત નહિં."

અહિં ત્હેણે એક છુટકારાનો દમ ખેંચ્યો. પાણી પી આગળ ચલાવ્યું:

"હવે હું, મ્હારા નીચ ગુલામોના કહેવાથી-શિખવવાથી ઘરમાંથી ચોરી કરતાં "શીખ્યો, અને તે પૈસા—માલ વિગેરે તે વખતના મ્હારા નિમકહલાલ-પણ નિમકહરામ "ગુલામો-વચ્ચે વહેંચી દેતો. આવી રીતે ચોરી થતી જોઇ, મ્હારા પિતાએ બિચારા "ત્રણ ચાર નિર્દોષને રજા આપી. મ્હારાજ આવા દુષ્ટ કૃત્યોથીજ તેઓ બિચારા નિરા-"ધાર થયા."

અહિં ત્હેની આંખોમાંથી આંસુ પડવા મંડયાં. મ્હારી પત્ની બરાબર ચિત્ત દઇ સાંભળતી હતી.

"મ્હારૂં હવે ભણવામાં બિલકુલ ધ્યાન નહોતું. આવું મ્હારૂં વર્તન જોઈ. મ્હારા નોકરોએ મ્હને વ્યભિચાર—કુચ્છંદને રસ્તે દોર્યો. આ અંધ તે રસ્તે ગયો. અને તેઓની "વસિ આંધળાની માફક ક્ષણિક સુખ-ઝેર પીવા-ભોગવવા-દોરાયો. હવે પૈસાની મ્હને "બહુ જરૂર પડવા મંડી. પણ તે વાસ્તે મ્હારે જરાપણ મુઝાવું પડયું નહિં. મ્હારા "દોસ્તો તે એક મારવાડી પાસેથી કઢાવતા, પણ છેવટે આ પોકળ ખુલ્લું થવાથી મ્હને "મ્હારા પિતાએ બહુ માર્યો તથા નોકરોને રજા આપી. અને દોસ્તોને લાગવગથી શિક્ષા "અપાવી. થોડા દીવસ તો ઠીક ચાલ્યું. પણ પાછો પાસ લાગવાથી હું રંગાયો. "થોડા વખતમાં મ્હારા પિતા અચાનક મૃત્યુ પામ્યા. એક કાંટો તો દૂર થયો. પણ હજી "મ્હારો મુનીમ હતો. ત્હેની બીક મ્હને બહુ લાગતી હતી. હું એક વેસ્યાના હાથમાં સપ-"ડાણો. માસિક રકમ આપવા ઉપરાંત હજારોની બક્ષીશ થતી. મ્હારા મુનીમ બહુ વૃદ્ધ

"હોવાથી તે મ્હારાપર, બરાબર દેખરેખ રાખી શકતા નહિં. મ્હને તેઓ માસિક પગાર "ઉપર એક પાઇ પણ મરખાવતા નહિં પણ આ દુર્ભાગીને ભાગ્યે તે મુનીમ એકાએક "સ્વર્ગવાસી થયા. તે વખત હું બહુ ખુશી થયો. મ્હારા દોસ્તો ફરીથી ભેગા થયા. હું "રંગાણો–લુંટાણો. વેશ્યા પાછી આવી. હું રંગમાં રંગાણો. ઘરબાર વિગેરે વેશ્યાને આપી "દીધું. મ્હારી પાસે હવે ફુટી બદામ ન રહી. દોસ્તો દોસ્તોને ઘેર ગયા, હું હવે એક "ભીખારી થયો. મ્હારી આબરૂ ગઇ, મ્હને કોઇ એટલે ઉભો રાખતું નહી પણ એક "દયાળુ હૃદયના મહાશયે મ્હને દસ રૂપિયાના પગારથી રાજકોટ મોકલ્યો.

આ વખતે મ્હારી પત્નીની આંખોમાંથી આંસુ વહેતાં હતાં.

"સાહેબ, હવે મ્હારી કર્મકથા જુજ છે. ત્યાંથી નીકળી હું કરાંચી ગયો. ત્યાં "એક દયાળુ હૃદયને ત્યાં રૂ. દશ ને ખાવાપિવાથી રહ્યો પણ મ્હારા નસિબમાં સારૂ ન "હોવાથી મ્હેં ત્હેને ત્યાં ચોરી કરી, તે શેઠે રજા આપી. હું નાટક કંપનીમાં રહ્યો. મ્હારે "શિરે ગામમાં પાટીયુ ફેરવવાનું આવ્યું. એક શ્રીમતના પુત્રને શેરીએ શેરીએ વગર પગરખે "ભટકવાનું આવ્યું. પગમાં ફરફોલા પડતા. પણ કોને કહું ? ત્યાં પણ મ્હારૂં નસિબ આડુ "ને આડું હતું. કોઇ હરામી કંપનીના દુશ્મને મ્હને ત્હેના પંજામાં ફસાવ્યો, લાંચ–રૂસવત "આપી. કંપની સળગાવી દેવા મ્હેં મ્હારે શિર લીધું. વખત સાધી મ્હેં દીવાસળી મુકી "દીધી. શકદાર તરીકે હું પકડાણો–કેસ સાબિત થયો–સાત વર્ષની સજા થઇ. જેલમાં "મ્હારી દશા બહુ ખરાબ તથા દયા ઉપજાવે તેવી હતી. અહિંના રેસિડેંટ સાહેબ જે "તે વખતે ત્યાં હતા ત્હેમને મ્હારી દયા ઉપજી–મ્હારી દેખરેખ રાખતા તથા મદિ સારે "કોઇ સારી ચીજ વાર તહેવારે આપવા વાસ્તે અમુક રકમ આપી ! સાહેબ ! હવે મ્હારી "કર્મકથા ટુંકી છે, હું જેલમાંથી પંદર દિવસ ઉપર મુક્ત થયો છું. હવે મ્હને આ "સંસાર ઉપરથી મોહ ઉતરી ગયો છે. મ્હારૂં જીવન રસહીન તથા નકામું થયું છે. મ્હને "કોઇ આશરો આપે તેમ નથી. તથા હું રહેવા પણ માંગતો નથી. સાહેબ, મ્હારી "આ કર્મકથા બરાબર ધ્યાનમાં રાખી આપના આ પુત્રને સાવચેતીથી ઉછેરશો તો "મ્હારી મહેનત સફળ થશે. હું હવે તે દયાળુ સાહેબ પાસે જઇશ. હું હવે એક ખુની, "અધમ, પાપી નીચ છું. જો આશરો આપશે તો રહીશ. નહિતર................"

'તે વધારે બોલી શક્યો નહી–રોઇ પડ્યો. મ્હારી પત્નીનું દિલ આ વાત સાંભળવાથી ઘણું દુઃખિત થયું હતું. ત્હેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં હતાં.–તે ઉઠી, મ્હને આવવાની ઇશારત કરતી ગઇ–હું ગયો–મ્હારી પત્નીએ ત્હેને ઓળખ્યો અને ત્હેને સુધારવાનું ત્હેણે માથે લીધું. વ્હાલા વાંચક ! તે બીજો કોઇ નહી. પણ મ્હારી પત્નીના બાપનો શેઠ. તેનો નિમકહલાલ મુનીમ તેજ મ્હારી સુશીલાનો પિતા. અમે બહાર આવ્યા. પણ તે પરોણો તો અદૃશ્ય થયલો માલુમ પડ્યો–મ્હેં બહુ તપાસ કરાવી પણ પત્તો જડ્યો નહિં.

પ્રિય વાંચક ! ઉપલી કર્મકથા લખવાનું, છપાવવાનું મન થતાં આજે તે ત્હારી સ્હામે છે. તેમાંથી કાંઇ યોગ્ય લાગે તો ગ્રહણ કરજે, મ્હારી સુશીલાને તો આ કર્મકથાએ બહુ ચાલાક, હોશિયાર બનાવી છે. તે બાળકો બહુ સંભાળથી ઉછેરે છે. તથા કોઇ નોકરના હાથમાં જરા પણ આપતી નથી.

---

# આપણી અબળાઓના વહેમો.

લેખક:—રા. રા. જગજીવન કાલિદાસ પાઠક.

(૧)

"શું તમે ભૂત પ્રેતની વાત નથી માનતા!"

"ના, ના."

"ત્યારે પાંચ છ મહીને કસુવાવડ કેમ થાય?"

"એ તો સ્ત્રીને ગર્ભાશયમાં રોગ થયાનું પરિણામ છે"

"એ રોગ શું પહેલાં નહોતો ને હમણાં થઇ ગયો?"

"રોગ થવાનો સમય કાંઇ નક્કી છે? પહેલાંની સ્ત્રીઓના મુકાબલામાં હમણાં સ્ત્રીઓની રહેણીમાં બહુ ફેર પડી ગયો છે. તેને લીધે હવે કસુવાવડોના દાખલા ઘણા બને છે."

"હમણાંની સ્ત્રીઓની રહેણીમાં શો ફેર પડ્યો છે? તે કહો જોઇએ."

"પહેલાની સ્ત્રીઓની માફક હમણાંની સ્ત્રીઓ શારીરિક શ્રમ કરતી નથી. વળી હમેશાં ચાહનું સેવન એ હાલની સ્ત્રીઓનો મોટો દોષ છે વળી ગર્ભવંતી સ્ત્રીએ શું શું ખાવું, ને શું શું ન ખાવું એ વિષે પણ હાલની સ્ત્રીઓ અજાણ છે."

"તમારી એવી સધરેલી વાતો ખોટી છે. તમે સુધારાવાળા તો કશાને ન માનો, હા! મારી શાંતિની વ્યાધિ તો મેં જોઇ પણ નથી જતી. ચાર દહાડામાં તો એ સુકાઇને લાકડું થઇ ગઇ છે."

"હું કહું છું તે એને પણ લાગુ પડે તેમ છે.

ઉપર પ્રમાણે વાતચિત એક મકાનના આગણામાં થતી હતી. અને પૂછનાર એક ૩૫ વર્ષની સ્ત્રી છે. ને ઉત્તર આપનાર એક ૨૨ વર્ષનો નવયુવક છે. નવયુવક બાઉદ્દીન કોલેજનો વિદ્યાર્થી છે. તેનું નામ હર્ષદરાય છે. એ પ્રશ્ન કરનારી સ્ત્રીનો જમાઇ છે. કોલેજમાં વેકેશન પડતાં તે સાસરે આવેલો છે. ને જમાઇને વીંટીને અનેક સ્ત્રીઓ અત્યારે તેની ફરતી બેઠેલી છે. ને કાંઇ કાંઇ હાસ્ય વિનોદની–મર્મગોષ્ટિની–વાતો ચાલી રહી છે. શાંતિ, એ હર્ષદની સ્ત્રીનું નામ છે ને તેનો વિવાહ ગઇ સાલજ હર્ષદરાય સાથે થયેલો છે.

(૨)

સૂર્યનારાયણ પોતાનાં લાલ રંગના કિરણો સમેત અસ્તાચલ ભણી ઉતરી પડ્યા છે. પંખીઓ પોતાને માળે આવતાં ચારે દિશાને પોતાને કિલકિલાટે ભરી દે છે. ને આભમાં સંધ્યાના રંગો ખીલવા લાગ્યા છે. એ સમયે હર્ષદરાય સ્ત્રીઓની ગોષ્ટિમાંથી મુક્ત થઇ ગામ બહાર ફરવા નીકળ્યો છે ને જમાઇના ભોજનને વાસ્તે સાસુજી રસોડામાં તજવીજ કરવા લાગ્યાં છે.

અચાનક પડખેના ઓરડામાંથી ચીસ સંભળાઇ. ત્યાં એક યુવતી ખાટલામાં પડી છે. તેના ઉદરમાં તથા મસ્તકમાં અપાર પીડા ઉપડી છે ને તે સહન થઇ ન શકવાથી તે હાયવોયની ચીસો પાડે છે.

જોત જોતામાં આડોશ પાડોશની સ્ત્રીઓથી ઓરડો ભરાવા લાગ્યો ને અનેક વદન કમળોમાંથી વિવિધ ઉપાયો ને સૂચનાઓ નીકળવા લાગ્યાં. પૂતળી ડોસી બોલી–મોટા પીરની કબરપર ચાદર ચઢાવો તો હમણાં શાંતિ થશે.

જેઠાર વહુ બોલી–મારી બહેનને આવીજ પીડા હતી પણ આ ગામની પૂરી બાવીને બોલાવી; અને સંદલનો થોડો ખુંદાવ્યો એટલે તરત રોગ મટી ગયો.

જડીબાઇ બોલી—અહાંથી બે ગાઉ નંદેશ્વર મહાદેવમા એક જાનકીદાસ મહારાજ રહે છે. તેણે આવા આવા ઘણા રોગો મટાડયા છે; એટલુંજ નહિ પણ જેને જેને છોકરૂં થવાની આશાજ નહોતી તેને ત્યાં આજે ચાર ચાર છોકરાં રમે છે.

વિલંબ કરવાનો સમય નહોતો. ઉપાયોનો ને સૂચનાઓનો અમલ થવા માંડયો. મોટી સાસુ ચાદર લઇને પીરને ઓઢાડવા ચાલી; માર્ગમા જતાં ભગલો વાળંદ મળ્યો તેને પૂરી બાવીને ત્યાં મોકલ્યો કે તેને તેડીને ઝટ ઘેર લઇ જાય. પીરપાસે જઇ વારંવાર હાથ જોડી તથા માથું નમાવી નમાવી દીનતા બતાવી અને સવા રૂપિયાની ભેટ સાથે પીર ઉપર ચાદર ઓઢાડીને પીરના મુજાવરે રોગી પાસે ધુપ કરવાનો થોડો લોબાન આપ્યો તે લઇ તે પાછી આવી ને પુત્રી પાસે ધુપ કર્યો. એટલામા તો પૂરી બાવી પણ આવી પહોંચી થોડીવાર તો તે શાંતપણે બેઠી, પણ ત્યાર પછી તેનું શરીર ને માથું હાલવા લાગ્યાં ને ધીમે ધીમે તેમા વધારો થતાં તે કુદવા ને હાઉ હાઉ કરવા લાગી. આશરે અર્ધાક કલાક લગી આ પ્રમાણે કર્યા પછી તે બોલી "તમારા ઘરમાં બ્રહ્મ રાક્ષસનો કોપ છે. એક પાનનું પીડું, બે શેર દુધ ને સવા પાચ રૂપિયા ખર્ચ કરો તો હું બ્રહ્મ રાક્ષસને કાઢી જઇશ. નહિ તો એ રોગીનો જીવ લેશે" જીવ લેવાની વાત સાભળતાં વૃદ્ધ દાદીમાનું હૈયું ભરાઈ આવ્યું. બાવીએ કહેલી સામગ્રી તથા પોતાની બચકીમાંથી સવા પાચ રૂપિયા કાઢી બાવીના હાથમાં મુકયા. બાવીએ રોગીના ખાટલા ફરતી ચાર પ્રદક્ષિણાઓ કરી રોગીને માથે ઉતારેલુ દુધ તે પોતે પી ગઇ ને ખાટલા ફરતા અડદ છાંટી લોઢાના ચાર ખીલા ઠોક્યા કે ફરી બ્રહ્મ રાક્ષસ પાછો દરદી પાસે જઈ ન શકે। એટલામાં પીડા પણ કાંઈ કમી થઇ તેથી આશ્વાસનનાં વચનો કહેતી તથા પોતાની હાજરાહજુર સંદલમાના પડઘા ગાતી ગાતી પૂરી બાવી પણ પોતાના ઘર ભણી વિદાય થઇ.

(૩)

લગભગ બે કલાક કુદરતના રમ્ય દેખાવો જોઇ હર્ષદરાય પાછો સસરાને ઘેર આવ્યો. પણ જુએ છે તો સૌ ચૂપચાપ છે. સૌના મોં પર ચિંતા દેખાય છે. હર્ષદને વિચાર થયો કે બે કલાક પહેલાં તો સૌ આનંદમાં હતા ને એટલીવારમાં આવો ફેરફાર શો ? પરંતુ કંઇ ન બોલતાં તે બેઠકના ઓરડામાં ગયો. પોતાનાં કપડાં ઉતાર્યાં ને પછી એક ખુરશી ઉપર નિશ્વાસ નાંખી બેઠો. જમાઇરાજ આવેલા જાણીને સાસુએ પોતાની નાની દીકરી મંજને કહ્યું કે એ ફરીને આવ્યા છે તે ભૂખ્યા થયા હશે; માટે તેમને પૂરી ને દૂધ આપી

આવ. આથી મંછા એક હાથમાં પૂરીની થાળી ને બીજા હાથમાં દૂધનો વાડકો લઇ પોતાના બનેવી પાસે લાવી. હર્ષદે જ્યાં હાથમાં પૂરી લઇ ભાગવા માંડી ત્યાં તો પાસેની ઓરડીમાંથી હૃદયભેદી કાળી ચીસ સંભળાણી, જે સાંભળી હર્ષદ ચકિત થઇ ગયો. વારંવાર "બાપરે માડી! મરી ગઇ" "હાય બાપલિયા! જીવ જાય છે" આવા પોતાની પત્નીના અવાજે હર્ષદનું હૃદય વલોવાવા લાગ્યું. જમવું ઝટ બંધ કરી તે બોલ્યો. "મંછા! આજે એને શું થાય છે?"

મંછા—તમે ગયા ત્યારથી તેને પેટમાં ને મસ્તકમાં પીડા ઉપડી છે.

હર્ષદ:—કાંઇ દવાની સગવડ કરી!

મંછાઃ—મારી ઘરડી મા એજ તરખડમા છે.

હર્ષદઃ—તમારી ઘરડી મા ક્યાં છે?

મંછાઃ—મારી બેનના ખાટલા પાસેજ છે.

હર્ષદઃ—તમે એમને મારી પાસે લાવી શકશો?

મંછાઃ—હા, એમાં શું? હમણાં તેડી લાવું.

એમ કહી મંછા પાસેના ઓરડામાં ગઇ ને પોતાની ઘરડાં માજીને હર્ષદરાય પાસે તેડી લાવી. તેમને જોઈ હર્ષદે અધીરાપણે પૂછ્યું. "માજી! આજે પેટમાં બહુ પીડ ઉપડી છે?"

વૃદ્ધ સાસુ:—હા. જ્યારથી તમે ફરવા ગયા ત્યારથી પીડા ઉપડી છે ને બુમો પાડે છે.

હર્ષદઃ—એનું કાંઇ કારણ માલમ પડ્યું?

વૃદ્ધસાસુ:—કારણ શું કહું? આજથી થોડા દહાડા પહેલાં મેં તેને ના પાડેલી છતાં એ પેલી ધનુડીને ત્યાં બેસવા ગએલી ને ત્યાંથી એને આ વળગાડ લાગ્યો છે.

હર્ષદઃ—ધનુડીને ત્યાંથી વળગાડ શી રીતે લાગ્યો?

વૃદ્ધસાસુઃ—અરે એ ધનુડી તો જેને ને તેને એમ વળગે એવી છે ને એ મેલી વિદ્યા જાણે છે.

હર્ષદઃ—તો કાંઇ ઉપાય કર્યો?

વૃદ્ધસાસુઃ—સૌએ જે જે ઉપાય કહ્યા તે તો કરી ચૂકી. ગોટા પીરને ચાદર ઓઢાડી આવી. પૂરીબાઇને દેખાડી ને તે પણ સવાપાંચ રૂપિયા લઇ ગઇ. હવે નંદેશ્વર મહાદેવેથી જાનકીદાસ મહારાજને તેડવાને ભગલા વાળંદના છોકરાને મોકલ્યો છે. ને તેને કહ્યું છે કે ગમે તેમ કરીને પણ એને સાથે તેડી લાવજે.

હર્ષદઃ—કોઇ ડાક્ટર કે વૈદ્યને દેખાડવાની તજવીજ કરી?

વૃદ્ધ સાસુઃ—એ અભાગીઆઓને લાવવાની વાત અમારા ઘરમાં કરશો માં. જરાક જીવવાની આશા હોય તો પણ એ તો શીશી સુંઘાડી મારીજ નાંખે. એનાં પગલાં અમારા ઘરમાં અમે કરવાનાં નથી.

વૃદ્ધ સાસુની વાત સાંભળતાં હર્ષદરાયના અંગે અંગમાં શોકનો જાણે વહ્નિ ભડકી ઉઠ્યો. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો. "અરે પ્રભુ! ભારત ભૂમિની નારીઓની

શી અજ્ઞાન દશા છે ! અરે વિધાતા ! શું ભારત—નારીઓનો અધઃપાત કરવાનુંજ તેં બીડું ઉપાડ્યું છે ? હે જગન્નિયતા ! અજ્ઞાનતાને વસવાને બીજું ક્યાંયે સ્થાનજ નથી કે બધુંજ અજ્ઞાન અમારી અબળાઓનાં હૃદય અને મગજમાંજ રહે છે ? હે દેવાધિદેવ ! આ હીનભાગી દેશની સ્ત્રીઓને સુધારવાને તમે લક્ષ્ય નહિંજ આપો ? " આવા આવા શોકભર્યા વિચારો કરતો કરતો તે ઓરડાની બહાર નીકળી ગયો ને ફળીઆમાં પડેલી એક ટોલણી ઢાળી તે પર સૂઇ ગયો.

(૪)

કૃષ્ણપક્ષની રાત્રિ હોવાથી ગગનમાં અનેક તારાઓનાં ઝુમખાં ઝગઝગી રહ્યાં છે હર્ષદ તેને નિહાળી રહ્યો છે. તેના મનમાં એવી કલ્પના થાય છે કે જાણે આ તારાઓ અમારા દેશની અબળાઓના અજ્ઞાનપર હાસ્ય કરતા હોયની ? એટલામાં ઘોડાગાડીનો ખડખડાટ તેના કાનપર આવ્યો, ને થોડીવારમાં તો ખડકીનું દ્વાર ખોલી એક ભૂતના ભાઈ જેવી શ્યામ મૂર્તિ મકાનમાં દાખલ થઇ ઉતાવળે ઉતાવળે ઘરમાં જઇ ભગવા વાલદને છોકરે જાનકીદાસ મહારાજ પધાર્યાની વધામણી દીધી જાનકીદાસનું શરીર સ્થુલ હતું ને તે એટલી સીમાએ પહોંચેલું હતું કે બીજા માણસના કે લાકડીના ટેકા વિના તો આગળ ચાલી પણ શકતું નહોતું તેમના એક હાથમાં લોઢાનો લાંબો ચીપીઓ હતો વસ્ત્રમાં કેવળ ફાટી તૂટી લંગોટીજ તેમને મન બસ હતી સાક્ષાત્ યમમૂર્તિ જેવા આ મહાત્મા 'સીતારામ સીતારામ'ના—ઉચ્ચાર કરતા ઓરડામાં દાખલ થયા વૃદ્ધ સાસુએ તેમના પધારવાથી સંતોષ જાહેર કર્યો. ને દરદીની હકીકત કહી મહારાજ પાસે દીનતા ઉચ્ચારી " કુછ ફિકર નહિ, અચ્છા હો જાયગા " એવાં વચનો બોલી મહાત્મા કાંઇક મનમાં ને મનમાં મંત્રજાપ કરવા લાગ્યા લગભગ અર્ધોક કલાક એ વિધિ ચાલ્યા પછી બાવાજીએ એક તાંગાનું માદળીઉં આપ્યું ને તે દરદીને ડાબે હાથે કાંડાપર બાંધવાની સૂચના કરી ને ત્યાર પછી પોતાના ફેરાના દશ રૂપિયા લઇ ચીપીઓ ખખડાવતા ખખડાવતા તથા " રામ રક્ષા કરેગા " એવા આશીર્વાદ આપતા તે વિદાય થયા.

આ પ્રમાણે નૂતન નૂતન ઉપચારો ચાલુ હતા, છતાં દરદીનો રોગ તનમાત્ર ઓછો થયો નહોતો, એમ દરદીના કરાંઝવાપરથી લાગતું હતું.

(૫)

ધીમે ધીમે શીતળવાયુની લહેરો વાતી હતી. તેનો સ્પર્શ થતાં હર્ષદરાયને ટોલણીપરજ જરા નિદ્રા આવી ગઇ પણ એક કલાક થયો નહિ હોય તેટલામાં તો ઓરડીમાંથી દુઃખની કરાળ ચીસ "હા માડી ! મરી ગઇ " એવા શબ્દોની આવી હર્ષદની નિદ્રા દૂર થતાં તે હાંફળો ફાંફળો ઉભો થયો હવે લાજ રાખવી એ નકામું છે, એમ નિશ્ચય થતાં તે તરત દરદીના ઓરડામાં ગયો ને ત્યાં જઇ જોયું તો રોગીની અવસ્થા અત્યન્ત શોચનીય છે. તેને પોતાનાં વસ્ત્રોનું કે શરીરનું ભાન નથી, ને તેના પગો પાસે માંસનો ઢગલો ને લોહીનું ખાબડું ભરેલું પડયું છે, મંછા ને તેની મા ડળક ડળક આંસુ પાડી રૂએ છે ને વૃદ્ધ સાસુ તો "હા બેટા ! તારા વિના હવે મને પાવલું પાણી પણ કોણ પાશે ?" એવા વિલાપો કરે છે હર્ષદરાયથી હવે સહન થઇ શક્યું નહિ એકદમ બહાર નીકળી પાડોશી

ખાવાનું કરી રાખતી તે ઘેર જઇને ખાતી; અને પોળમાં મ્હારી માશીનું ઘર હતું ત્યાં સ્હવારના પહોરમાં ગમે તે બ્હાને સટકી જતી. તે મ્હારે માટે અચ્છેર દૂધ ઉકાળી રાખતી હતી તે પીતી. મ્હારા વર પણ બિચારા કોઇ કોઇવાર ગજવા ખર્ચમાંથી કાંઇક ખાવાનું મ્હારા માટે લાવતા; આમને આમ દિવસ ચાલ્યા ગયા. અધરણીનો વખત આવ્યો અને રીતને માટે અને દેવરીતને માટે તકરારો થવા માંડી. આમાં રોજને રોજ મ્હારે મ્હેણાં સાંભળવાં પડતાં હતાં, અને રોજ હું તો ઉદાસજ રહેતી હતી. અધરણી પણ થઇ, નાતો જમી, સગાવ્હાલાં જમ્યાં, બધું થયું પણ એમાં બધામાં મ્હને તો ત્રાસજ હતો. છેલ્લે દિવસે મારૂં શરીર એકાએક બગડી આવ્યું, મ્હને એકદમ મ્હારા બાપને ત્યાં મોકલી દીધી અને તેજ રાત્રે મ્હેં એક મોયલા છોકરાને જન્મ આપ્યો. મને સખ્ત મન્દવાડ આવી ગયો અને દોઢ બે મહિને સાજી થઇ પણ નબળી તો ઘણીજ થઇ ગઇ; અને પેટનો દુ:ખાવો સખ્ત થઇ આવ્યો. સાજી થયા પછી પંદરેક દિવસે હું સાસરે ગઇ અને પાછો પહેલાંની માફકજ સંસાર ચાલવા માંડ્યો. એનું એ કામ, એવુંને એવું ખાવાનું, અને તેવાંને તેવાંજ મ્હેણાં! વધારામાં મારૂં નબળું શરીર અને પેટનો દુઃખાવો!

વળી આ વખતે એક નવું દુઃખ કર્મે આવ્યું. એ દુઃખ તો કોઇને કહેવાય તેવુંજ નહોતું. અત્યારે લખતાં પણ શરમ આવે છે; પણ હવે મ્હારે કોઇની દરકાર નથી અને તમને બધું લખવા વચન આપ્યું છે તે લખીશજ. આ દુઃખ મ્હારા પતિની કામવાસનાનું હતું. પણ એમનો શો વાંક! એમને શો ખ્યાલ! મારૂં નબળું શરીર અને પેટનો દુખાવો; પણ એમને શું! આ દુઃખ હું કોને કહું? બધું તો બાને કહીને હૈયું હલકું કરતી હતી, પણ આનું કેમ? નસીબ! પણ મ્હારા વર એકંદરે સારા. મ્હને એમની તરફનો કાંઇ ખાસ ત્રાસ નહોતો અને હવે તો વળી સાસુ નણંદ તરફના દુઃખમાં મારી દયા ખાતાં પણ શીખ્યા હતા; અને કોઇક વાર તો એમના પ્રેમને લીધે હું બધું દુઃખ ભૂલી જતી હતી.

એવામાં વળી હું ફરી બેજીવવાળી થઇ. આ વખતે તો મ્હારાં માબાપે સાથાના થઇને મને સાસરે મોકલીજ નહીં. સાસુએ બહુએ ભાંડ્યાં પણ મારી બા ડગી નહીંજ.

પણ મ્હારે ક્યાં ઝંપવાનું હતું? મને સાતમો મહિનો બેઠો અને ચાર અઠવાડીઆમાં તો બધું પુરૂ થઇ ગયું. મારૂં નસીબ ફુટ્યું અને સોળમે વર્ષે હું વિધવા થઇ. હવે તો કારમું, ન ખમાય તેવું દુઃખ આવી પડ્યું. છેલ્લા દિવસ જતા હતા તો પણ લોકરીત કરવા માટે, સાસરામાં રહેવું પડ્યું. મારા પતિને મેંજ મારી નાંખ્યા હોય તેમ બધાં મારી તરફ વર્તતાં હતાં, કુટવા ઉભી કરી. ધાણીચણા ફાકવાનું અને રોટલા ખાવાનું તો હતુંજ. મારા શરીરની આવી સ્થિતિમાં આ મને ઘણુંજ નડતું હતું. તેમાં વળી સુડીકર્મ અને નોમીયાથી તો તોબા ભગવાન! એવો વખત કોઇને ન લાવશો. કેડમાં ફાટ થાય તેનું કોઇ પૂછે નહિ. અને વળી કુટતાં આવડે નહીં એટલે ઉપરથી ગાંડ. છેવટે બારમાની સજા. બનિ ગયા પછી તો મ્હારાથી નજ રહેવાયું. શી રીતે રહેવાય! ઉમ્મર ફક્ત સોળની અને તેમાં શરીરની આવી સ્થિતિ! મેં તો એકદમ મારી બા ત્યાં કુટવા આવી હતી તેની પાસે જઇ રડી દીધું. અને કહ્યું કે મને ઘેર લઇ જા. અને બા તે બા. કોઇની દરકાર કર્યા કે પૂછ્યા વગર ગાડીમાં ઘાલીને મ્હને ઘેર લઇ ગઇ. સામરિયાને ગાળો દીધી, લોકોએ ભાંડી અને

જન્મારાના વેર થયાં. તેજ રાત્રે મને છુટાછેડા થયા ; છોકરી જન્મી પણ તેનું માથું બધું ખવાઇ ગયેલું હતું. દાક્તરે કહ્યું કે છેલ્લા થોડા દિવસ બરોબર ખોરાક ન મળ્યાને લીધે તથા અતિશય ગરમ ખોરાકને લીધે આમ થયું. ધિક્કાર હજો આ સંસારના દુષ્ટ રિવાજો ઉપર કે જેણે મ્હારી છોકરીના પ્રાણ લીધા !

મ્હારી કથા કહેવાઇ છે ન છોરી બાળવિધવાને દુનિયામાં શું સુખ હોય ? વરસેક દિવસ તો મ્હારે પિયર રહી. સાસરેથી કોઇ બોલાવતું નહિ. એકવાર ગઇ ત્યારે ખુબ ગાળો દઇ લઇને સાસુ નણંદે કાઢી મૂકી ફરીથી મ્હે જવાની હિમ્મત કરી નથી, મ્હારૂં શરીર છેક લેવાઇ ગયું અને ડાક્ટરે કહ્યું કે ક્ષય લાગુ પડયો છે. પડેસ્તો ? નાની ઉમ્મરમાં સાસરાના પ્રસરનું આખું કામ, પૂરૂં ખાવાનું નહી, મૂઢથી એકત્રો બાંધો, ઉપરાઉપરી બે સુવાવડો, અને વળી પાછું વૈધવ્યનું દુખ પછી ક્ષય થાય તેમાં નવાઈ શી ! મ્હારૂં શરીર આમ બગડયુ તેથી મ્હારાં એક માશી કાઠીયાવાડમાં હતા તે મ્હને સમજાવીને એમને સા લઇ ગયાં, મ્હારા માશીજી સારે દરજ્જે હતાં, અને સુધરેલા વિચારના હતાં. એમને પણ મ્હારા જેટલીજ છોકરી હતી, પણ હજી કુંવારીજ હતી કાઠીયાવાડની સરૂ હવાથી મ્હને આરામ થયો અમો બન્ને બ્હેન માટે માસ્તર રાખ્યા, અને ગુજરાતી, ઈંગ્રેજી તથા સંસ્કૃત નું મારૂં જ્ઞાન અમને અપાવ્યું હવે તો હું મ્હારી મેળેજ વાંચી ને જ્ઞાન સંપાદન કરૂં છું. મ્હારી બ્હેન તો પરણી ગઈ છે, સુખી છે, એનું સુખ ચિરકાળ ટકો, થોડો વખત તો દુનિયાપરથી મ્હારૂં મન ઉઠી ગયું હતું, દુનિયાને હું ધિક્કારતી હતી પણ વિદ્વાનો સાથેની વાતચિતથી, સજ્જનોની સોબતથી, અને સારા વાંચન ઉપરથી હવે એમ નિશ્ચય કર્યો છે કે જે દુખ મ્હને પડ્યું તેવુજ દુખ દેશમાં ઘણાને પડતું હશે, અને તેથી ઘણોજ અનર્થ થતો હશે આ અનર્થ દૂર કરવા હું પ્રયત્ન કરીશ બાળલગ્ન બંધ કરવા, નાની ઉમ્મરમાં સાસરાનો–સુવાવડનો ત્રાસ ન પડે તેમ કરવુ અમ ણી જેવાં કનેશમય દુષ્ટ રિવાજો –રોવા કુટવાનું, ઘાણી આટા ફાકવાનું બધુ બંધ કરવુ અને વિધવાઓને જ્ઞાન આપવુ તેમનો અવતાર એળે જવા ન દેતાં દુનિયામાં તેમને ઉપયોગી કરી સુખી બનાવવી અને ખાસ કરીને સ્ત્રી જાતનો દરજ્જો સુધારવો. આ બધાં કામ પાછળ હું મંડીશ, અથવા વનિતા વિશ્રામમા જોડાઈશ આ વિચારથી મ્હારામાં નવુ જીવન આવ્યું છે આશા છે કે તમે ભાઇઓ આ કામમાં મને મદદ કરશો."

લી૦ કમનસીબ

## પુસ્તકાલયની ઉપયોગીતા.

"લાઇબ્રેરી તે લોકસમસ્તની યુનિવર્સિટી છે લાઇબ્રેરી તે જ્ઞાનપ્રસારનું મુખ્ય અને અગત્યનું સાધન છે અને લાઇબ્રેરી તે દરેક સુધરેલા કે આગળ વધવા ઇચ્છનાર લોકને આવશ્યક સંસ્થા છે '

"આપણા મંદિરો અને દેવળો ઘણા શોભીતા બંધાયલા અને બંધાવા જોઇએ છીએ તેનું કારણ, બંધાવનારાનો દેવ તરફનો ભાવ તથા લોકોને દેવ તરફ આકર્ષવાનો ઉદ્દેશ હોય છે ; તેજ પ્રમાણે પુસ્તકાલયને પણ શ્રી સરસ્વતી માતાનું મંદિર ગણીને પૂજ્યભાવથી તેના મકાનની શોભા કરવી જોઇએ.'

( કે૦ છો૦ દેસાઈના 'પુસ્તકાલય'માંથી )

# रमणी मणिमाळा.

## *વારમુખી.

( લેખક—રા. રા. કલ્યાણજી ગોપાળજી દવે. )

ભારતવર્ષની દક્ષિણે કાવેરી નદીને તીરે શ્રીરંગપટ્ટણ નામના પ્રાચીન અને પ્રસિદ્ધ સ્થાનમાં ઘણા કાળથી શ્રીરંગનાથ એવા નામે શેષશાયી વિષ્ણુ ભગવાન બિરાજે છે. શ્રી રંગનાથના પ્રાચીન, ભવ્ય અને વિશાળ મંદિરની ચારે બાજુએ બીજા ઘણાં નાનાં નાના મંદિરો આવેલાં છે. મુખ્ય મંદિરના મ્હોટા ઘુમટપર સુવર્ણના ત્રણ કળશ શોભી રહ્યા છે. મંદિરની દીવાલોની બાંધણી અને તેમાં કરેલું સુશોભિત કોતરકામ હજુ પણ દષ્ટિગોચર થઇ, પુરાતન વખતની ઉચ્ચ કારીગિરિનું સ્મરણ કરાવે છે એવું કહેવાય છે કે શ્રીરંગનાથની સ્થાપના ત્રેતાયુગના ભક્તરાજ વિભીષણે કરી છે આપણે જે સમયની વાત કરવાના છીયે તે સમયે શ્રીરંગનાથનું માહાત્મ્ય આખા ભારતવર્ષમાં બહુ પ્રસિદ્ધ હતું અને ભાવિક લોકોના ટોળાં અને સંઘ યાત્રાએ નીકળી શ્રીરંગનાથના દર્શન કરવાને આવતાં હતા તેથી શ્રીરંગપટ્ટણ નગર જનસમૂહથી ચિકાર થઇ જતું શ્રીરંગનાથના નિત્યનૈમિત્તિક મહોત્સવો, ભિન્ન ભિન્ન આચાર્યોના શિષ્યોના સમ્મેલન અને જુદા જુદા દેશના સાધુ ભક્તોના ગમનાગમનથી તેમજ નિરંતર થતા ઘંટાધ્વનિ, સ્તુતિપાઠ, ગુણ લીલા, કીર્તનો વગેરેથી તે સ્થાન હમેશા જાગતુંજ જણાતું

શ્રીરંગપટ્ટણ શહેરના એક ભાગમાં વારમુખી નામની એક ગણિકા રહેતી હતી તેણે પોતાના અતુલનીય રૂપના અપવ્યવહારથી પાપ-વ્યવસાયમાં પડી ઘણું દ્રવ્ય મેળવ્યું હતું ધનવૃદ્ધિની સાથે મનુષ્યના મોજશોખની પણ વૃદ્ધિ થતી જાય છે. વારમુખીનું પણ તેમજ થયુ મનોહર મહેલ, સુંદર ઉદ્યાન, રમણીય સરોવર વગેરે ધનસંપત્તિથી સેવાતી વારમુખી ઇચ્છા પ્રમાણે ઇન્દ્રિયતર્પણ કરીનેજ જીવન ગાળતી હતી. કંઇપણ વિઘ્ન કે અડચણ વિના એકજ અપ્રતિહત અધોગતિએ વારમુખીનો પાપમય જીવન સ્રોત દિવસે દિવસે નીચે અને નીચે અનંત કાળસાગરમા ભળતો ચાલ્યો જતો હતો.

એક દિવસે તીર્થયાત્રાએ નીકળેલા કેટલાક સાધુઓ શ્રીરંગપટ્ટણમાં આવી વારમુખીના ઉદ્યાનમા ઉતર્યા—રસ્તે ચાલી થાકી ગયેલા સાધુઓ ત્યાંના સરોવરનું નિર્મળ શીતળ જળપાન કરી સરોવરની પાળે ઉગેલાં વૃક્ષોની ઘાડી છાયામાં આરામ લઇ મીઠી પવનની લ્હેરથી આનંદિત થઇ ભગવત્કથાની ચર્ચા કરતા બેઠા.

* રા. રા. શિવપ્રસાદ પંડિત કૃત "ભારતનાં સ્ત્રીરત્નો"માં ભગવાન્ બુદ્ધદેવના ઉપદેશથી અમ્બપાલી નામની ગણિકાનું ચરિત્ર છે તો સત્સમાગમના પ્રભાવે સત્પથે પ્રેરાયેલી બીજું ચરિત્ર આ સ્થળે આપવું અયોગ્ય ગણાશે નહિ આ વૃત્તાંત "હિન્દુ પત્રિકા" નામના બંગાળી માસિકમાંથી લીધું છે, જેમાં મૂળ લેખક તે 'ભક્તમાળ' ને આધારે લખેલું જણાવે છે

ક૦ ગો૦ દવે

ખરેખર ભક્તજનોને, પિતા, માતા, પ્રભુ, ભાઈ, બન્ધુ પતિ, જતિ વગેરે સઘળું તેઓના ઇષ્ટદેવજ છે. તેથીજ નિર્જને ભગવાનનું ભજન અને ભક્તમંડળમાં પરસ્પર એક પ્રાણ થઈ તેનીજ ગુણલીલાનું કીર્ત્તન—એ વિના ભક્તોની એક ક્ષણ પણ જતી નથી ભગવત્કથા કરતાં કરતાં ભક્તહૃદયમાં ભાવલહરી ઉઠી, સમયે સમયે તેમને પ્રકૃતિના અતીત રાજ્યમાં લઈ જાય છે. ઉપર જણાવેલું સાધુમંડળ પણ આ સ્વર્ગીય આનંદ અનુભવતું બેઠું હતું. તેમાંના કેટલાક સુમધુર સુરસંયોગથી ભક્તિ શાસ્ત્રાદિના શ્લોકોની આવૃત્તિ કરતા હતા અને ત્યારપછી તેની વ્યાખ્યા કરી શ્લોકોની અંદર રહેલા તેના ગૂઢ રહસ્યને ઉકેલતા હતા.

ઉદ્યાનથી થોડેજ દૂર વારમુખીનું વાસભવન હતું. મ્હેલની બારીએથી ઘણી ક્ષણ થયાં તે સાધુ લોકોને જોઇ રહી હતી. તેઓનો પવિત્ર સાત્વિક વેષ, પ્રશાંત મુખમંડળ, અને ભગવાન તરફ અનન્ય પ્રેમ જોઇ તેના હૃદયની સ્થિતિ આજે કંઇ જુદી થઇ. સાધુ લોકો પરસ્પર શી વાતો કરે છે તે સાંભળવાને તેણે પોતાના કાન માંડી રાખ્યા. પરંતુ દૂરત્વના વિઘ્નથી તેઓની સઘળી વાત સ્પષ્ટ રીતે સમજી શકાઇ નહિ. ત્યારે તે સાધુમૂર્ત્તિઓનું પવિત્ર સૌંદર્ય અને સાત્વિક ભાવોના માધુર્યથી મુગ્ધ થઇ સ્થિર નેત્રે તેમના દર્શન કરતીજ ઉભી રહી.

વારમુખીનું જીવન પાપથીજ ભરેલું હતું. અત્યારસુધી તેના નેત્રે યત્નવડે પાપકાર્યનેજ જોયું હતું. તેણે શ્રવણથી અસદ્કથાઓજ સાંભળી હતી. અને તેના હૃદયમાં ક્ષણિક-મધુર પાપવિચારોજ મિષ્ટ લાગ્યા હતા. પરંતુ આજે તે સઘળું ફરી ગયું. સાધુદર્શનના પ્રભાવે જાણે તેના હૃદયનું એક ચિર-રુદ્ધ દ્વાર ઉઘડી ગયું; અને કોણ જાણે ક્યાંથી પવિત્રતા ના તેજ-શીશીએ આવી, તેના પાપાંધકારને ભેદી હૃદયને આલોકિત કરી મૂક્યું.

તેના મ્હોંએથી એકાએક "હરિ! હરિ!" એમ બોલાઇ ગયું. તેની પાપ વાક્યના વિષથી ન્હાવાના અભ્યાસવાળી રસનાએ અકસ્માત્ હરિનામામૃતનો સ્વાદ ચાખ્યો. કાં તો પવિત્ર સાધુમંડળના દર્શનના પ્રભાવથીજ તે પાપિનીના હરિ વિમુખ મુખમાં હરિ નામ ફુટી નીકળ્યું અહો! ભક્તદર્શનનો કેવો અલૌકિક પ્રભાવ! વારમુખીના જીવનનો સ્રોત ફર્યો. તેને પોતાની અવસ્થાનું પૂરેપૂરૂં ભાન થયું. પોતાની એ અવસ્થા તેને સાધુઓની આનંદમય અવસ્થા પાસે બહુ તુચ્છ જણાઇ. પોતાના ભૂતકાળનાં સર્વ કાર્યો સાંભર્યો, તે કંપી ઉઠી. પોતાના પર એકે-એક તિરસ્કાર છૂટયો. તેની આંખો અશ્રુથી ભરાઈ આવી તે વિચારવા લાગી-"આ સાધુ લોકો પણ માણસ છે અને હું પણ માણસ છું. તેઓની પેઠે મારે પણ હાથ, પગ, મુખ, નાસિકા વગેરે છે છતાં પણ તેઓ અને મારા વચ્ચે બહુ પ્રભેદ છે. હું ઘોર નરકનો કીડો છું. તેઓ સ્વર્ગના પ્રફુલ્લ પારિજાત છે. દુર્લભ માનવ દેહ પામી તેને યોગ્ય ધર્મ કે સત્કર્મ કરવાની વાત તો બાજુએ રહી પણ તેનો દુરૂપયોગ કરી, ઇન્દ્રિને અધીન થઇ આ અમૂલ્ય જન્મ મેં હાથે કરી નષ્ટ કર્યો! હાય! હાય! એ ચપળ દુષ્ટ ચિત્ત મને અવળે રસ્તે ચડાવી છે. તુચ્છ વિષય લાલસા અને ભોગ તૃષ્ણાએ મારૂં આખું જીવન અગાધ પાપસાગરમાં ડૂબાડી દીધું છે કરેલાં પાપના પરિણામે રોગ, શોક, દુર્ભોગ, અશાંતિ વગેરે મળ્યા છતાં પણ મેં સુધરવાની દરકાર રાખી નહિ. અરેરે! મેં

પરમ પદાર્થની અવગણના કરી અનર્થ કરવાવાળા અર્થ માટે આ શરીર-હાટ શણગારી અન્યને ફસાવ્યા છે અને હું પોતે પણ ફસી છું. અરેરે! મેં રાક્ષસીએ સેંકડો હતભાગ્ય પુરૂષોને મારા કપટહાસ્યમાં ભૂલાવી તેઓનાં ધન, માલ અને પ્રાણને હરણ કરી તેમના પિતા, માતા, પત્ની અને પુત્રને રોવરાવ્યાં છે. તોપણ આ પાપી પ્રાણ કદી રોયો નથી. આ પાષાણ હૃદય કદી ગળ્યું નથી.' હાય! મારા જેવી બીજી કોણ નિષ્ઠુર! હું પાપણી-વિશ્વાસઘાતિની-પાષાણથી પણ વધારે કઠોર અને વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓથી પણ વધારે ભયંકર છું. અરેરે! વિષ્ટાભોજી શૂકર કરતાં પણ હું અધમ નીકળી! નરકના કીટ કરતાં પણ મારૂં જીવન હલકું-અધમ! હે ભગવાન્, મારી તે શી ગતિ થશે? અહો! વેશ્યાઓના જીવન કેવાં ઘૃણિત! કેવાં નિન્દિત! કેવાં અધમ!" બોલતાં બોલતાં વારમુખીનું મ્હોં દીન-ગરીબડું બની ગયું. તેના હૃદયમાં અનુતાપનો અગ્નિ સળગી ઉઠયો. એ અગ્નિથી ઉષ્ણ થયેલાં અશ્રુઓ વહેતાં વહેતાં તેની સર્વ મલિનતાને ધૌત કરી પૃથ્વી ભીંજવવા લાગ્યાં. આ પ્રમાણે કેટલોક સમય ગયો.

ઘણીવાર એમ રોઇ રોઇ અન્તે વારમુખી જરા શાંત થઇ. અનુતાપથી છૂટેલાં અશ્રુ પ્રવાહે તેના કેટલાક પાપમય ભાવને દૂર ધસડી જઇ હૃદય-મંદિરને પ્રક્ષાલિત અને પરિમાર્જિત કર્યું. હૃદયની મલિનતા દૂર થતાં ધીરે ધીરે પવિત્ર વિચારો એક પછી એક આવવા લાગ્યા. વારમુખી કાતરે કંઠે રોવા લાગીઃ—"હે દયામય! હે કરૂણાના સાગર! હું પાપણીને ચરણકમળનો આશ્રય આપી ઉદ્ધાર કરો. વગર જાણ્યે—વગર સમજ્યે જે મેં કર્યું છે તે માટે મને ક્ષમા આપો. પાપથી સંચિત કરેલા ધનના ઢગલાપર બેસી મેં દુઃખસમુદ્રમાં પડતું મૂક્યું છે. ભોજ્યપ્રાની મરીચિકામાં જીવનને ખોઇ બેઠી છું. તે સંધળાનું દુઃખકર પરિણામ અત્યારે મારી નજર આગળ ખડું થાય છે. આટલા દિવસ દ્રવ્યને માટે જે દેહને હું વેચતી હતી તેને પરમાર્થ માટે હું અર્પણ કરીશ. આ પાપ-લબ્ધ ધન આજ ભગવાન્-ચરણાશ્રયની આશાએ ઉડાવી દેઇશ, અને આ સાધુજનોએ જેમ સર્વસ્વનો ત્યાગ કર્યો છે તેમ હું પણ એકજ અમૂલ્ય ધનના ઉદ્દેશે સર્વસ્વનો ત્યાગ કરી સંન્યાસિની વેશ ધરીશ."

થોડીવાર પછી વારમુખી ઉઠી. તેને ત્યાં સંપત્તિ પુષ્કળ હતી. એક મ્હોટો થાળ મોહોરોથી ભરી સાધુદર્શને જઈ તેમને ભેટ મૂકવાનો તેણે નિશ્ચય કર્યો.

સુવર્ણમુદ્રાનો થાળ હાથમાં લઇ વારમુખી પોતાના મહેલમાંથી બહાર નીકળી. સાધુઓ પોતાની નજીક એક પરમ લાવણ્યવતી સ્ત્રીને આવતી જોઇ વિસ્મિત થયા. જોત જોતામાં વારમુખી તેઓની છેક નજીક આવી પહોંચી. સાધુઓની સામેજ બે હાથે થાળને જમીનપર મૂકી તેમને પ્રણામ કર્યા અને ગદ્‌ગદ કંઠે બોલી, "પ્રભુ! આ ભગવાન અર્થે વાપરો."

સાધુઓએ તેનો પરિચય માગ્યો. વારમુખી નિરૂત્તર રહી. એક વૃદ્ધ સાધુએ પૂછ્યું "માતા, તમે કોણ છો? અને તમારૂં શું નામ છે? તમે કોના ઘરનાં છો અને ક્યાં રહો છો?"

લજ્જાએ અચાનક આવી વારમુખીનું મ્હોં દાબ્યું. તેનાથી કંઇપણ બોલી શકાયું નહિ. મનની વ્યથાથી અજસ્ર જળબિન્દુ પાડતી તે ઉદાસ મુખે ત્યાંજ બેસી રહી.

સાધુએ કહ્યું: "મા, પરિચય આપતાં તમને લજ્જા થતી હોય તો અમારી પાસે તમારે એવી લજ્જા રાખવાનું કશું પ્રયોજન નથી. અને કદી ભયનું કંઈ કારણ હોય તોપણ સઘળું નિર્ભયે બોલો. જે રીતે તમારૂં મંગળ થાય એમજ અમે કરીશું. તમારી સઘળી વાત નિષ્કપટે કહો."

ત્યારે વારમુખીએ પોતાની હકીકત સાધુગણને અથથી ઇતિ સુધી કહી સંભળાવી. સાધુ લોકોને તેની બહુ દયા આવી. તેઓએ કહ્યું: "મૈયા, તમે શા માટે રડો છો અને દુઃખ પામો છો? થવાનું હતું તે થયું. તે માટે શોક કરવો વ્યર્થ છે. તમારૂં અવસ્ય મંગળ થશે. શ્રીકૃષ્ણના પાદપદ્મમાં જ્યારે નિષ્કપટે તમારૂં ચિત્ત ગયું છે ત્યારે હવે ચિન્તા કે શોકનું કશું કારણ નથી. તે દયામય છે. તે તમારા સર્વ અપરાધ ક્ષમા કરશે અમે તો સન્યાસી છીએ. ઘરબાર, સ્વજન પરિજન સર્વનો ત્યાગ કરી, કેવળ કૃષ્ણ નામ સાથે રાખી તેનીજ ભક્તિ મેળવી તેના ગુણગાન કરતા કરતા સર્વ સ્થળે ફરીએ છીએ. તમારા ધનને અમે શું કરીએ! અમારૂં કહેવું સાંભળો:—ટુંક સમયમાં તમારી મનોવાઞ્છા પૂર્ણ થશે. તમે આ દ્રવ્ય શ્રીરંગનાથના ચરણમાં મૂકી કાયમનોવાક્યે તેને શરણ જાઓ! તે કૃપાનિધાન તમારાપર કૃપા કરી તમારાં સર્વ દુઃખ દૂર કરશે.

તે સૌમ્યમૂર્તિ સાધુગણના આગળ કદી નહિ સાંભળેલા મધુર વચનોથી તેની કર્ણેન્દ્રિયને શાન્તિ થઇ. પરંતુ હૃદયનો અનુતાપ શાંત થયો નહિ તેને લાગ્યું કે હું પાપિનીની પાપ-કહાણી સાંભળીનેજ આ સાધુજનો મારૂં પાપાર્જિત ધન સ્વીકારતા નથી. તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું પરંતુ તે પોતાની સર્વ વેદના સાધુઓને નિવેદન કરી શકી નહિ. તેનું હૈયું ભરાઇ આવ્યું. સાધુઓની આજ્ઞા શિરોધાર્ય કરી રોતી રોતી અને પોતાને ધિક્કારતી વારમુખી મોહોરનું પાત્ર હાથમાં લઇ શ્રીરંગનાથના મંદિર તરફ ચાલી.

વારાંગના છતાં પણ વારમુખી સ્વભાવે સરળ હતી. તેનું હૃદય કોમળ હતું. તેમાં કુતર્ક, કર્કશતા કે સંદેહ અંધકાર કશુંએ ન હતું. તેમ વિદ્યા, બુદ્ધિ કે ચતુરતાનું અભિમાન પણ ન હતું. એક હતો માત્ર સરળ વિશ્વાસ અને બીજો અગાઢ પાપનો થર. પરંતુ એ પાપનો થર તો ક્યારનોએ અનુતાપની અશ્રુધારાથી ધોવાઇ ગયો હતો તેથી સાધુઓના અધ્યાત્મ શક્તિમય ઉપદેશ વાક્યથી તેના સરળ વિશ્વાસના દ્વાર ઉઘડી ગયાં કે તરતજ ભક્તિદેવીએ આવી તેના હૃદયનો અધિકાર લીધો. સંગ સંગે વારમુખીની દુર્ભાગ્યરજનીનું પૂર્વાકાશ પણ ચોખ્ખું થઇ ગયું.

સામેજ શ્રીરંગનાથનું મંદિર હતું. ધીરે ધીરે સંકોચે, સભયે વારમુખી ચાલવા લાગી. ચોતરફ ભયચકિત હરિણીની પેઠે તે જોતી હતી. "અરે-ઓ પાપણી! ક્યાં જાય છે તું! તને દેવદર્શનનો અધિકાર નથી" એમ જાણે કોઈ પાછળથી બોલતું હોય તેવા ભણકારા થવા લાગ્યા. થોડે છેટે શ્રીરંગદેવનો પૂજારી ઉભો હતો. પગથીઆપર ચડતાંજ વારમુખી વિચારવા લાગી. 'અહો! આજસુધીમા કેટલાંએ પુણ્યશીલ લોકોની પવિત્ર પદરજથી આ સ્થાન પવિત્ર થયું હશે. તેનાપર હું પાપિણી પગ મૂકી અપવિત્ર કરૂં છું." આ પ્રમાણે તેના સરળ હૃદયમાં થતા અનુતાપના પ્રબળ આવેગથી તેનું ધૈર્ય ક્રમે ક્રમે તૂટવા લાગ્યું. અશ્રુધારાએ તેનું વસ્ત્ર ભીંજાઇ ગયું. પરંતુ એ અશ્રુ કોઇએ જોયાં નહિ. હૃદયનો એ અનુતાપ

અને તેનો શુદ્ધ ભાવ કોઇ જાણી શક્યું નહિ. જોયું અને જાણ્યું ફક્ત તેઓજ કે જે વારમુખીના અંતરના અંતસ્થમાં રહી તેને પોતાની સમીપે આહ્વાન કરતા હતા.

થોડી ક્ષણમાં વળી કંઇક શાંત થઈ વારમુખીએ ધીરે ધીરે મંદિરની અંદર પ્રવેશ કર્યો. યથાવિહિત પ્રણામ અપૂર્વ ભક્તિથી કરતાં વારમુખીને બહુ આનંદ થયો. તેના તૃષિત નયનચકોર અનિમેષ થઈ તે ચિદાકાશ ચંદ્રના અતુલનીય રૂપસુધાનું પાન કરવામાંજ લાગી રહ્યાં. અને પોતે તે મેઘશ્યામ હૃદયના ઇશનું અંદર અને બહાર ધ્યાન કરતી કરતી તેમાંજ તન્મય થઇ ગઇ. તેણે શ્રીરંગનાથની પાસે મનની વાત-પ્રાણની પીડા એકે એક સર્વ નિવેદન કરી, મસ્તકપરના વસ્ત્રને ખૂબ નીચું ખેંચી ઘૂમટો કહાડી ખૂબ રોઇ અને તે કૃપામયની કૃપા મળવાની આશાએ શાન્ત બની.

રૂમાલથી ઢંકેલું સુવર્ણમુદ્રાનું પાત્ર તેણે મંદિરના ગર્ભદ્વારના ઉંબર પર મૂકી મનમાં ને મનમાં શ્રીરંગનાથના ચરણમાં અર્પણ કર્યું અને તેની સાથે પોતાના પ્રાણ અને મન પણ તેનેજ ચરણે ઉત્સર્ગ કર્યાં. આ પ્રમાણે ભક્ત અને ભગવાન વચ્ચે આ દાન પ્રદાનમાં કેટલોક વખત ગયો.

દેવને અર્પણ થતું ભેટનું પાત્ર જોઇ પૂજારી પાસે આવ્યો. આટલી બધી સોના મ્હોરો મૂકી દર્શન કરનાર ભક્તને જોઇ તેને આશ્ચર્ય થયું. આવી મોટી ભેટ મૂકી દર્શન કરવાની રીત કંઇ અસાધારણ લાગી. અને તેણે તેનો પરિચય પૂછ્યો. વારમુખીએ નિરૂપાયે નીચું જોઇ પ્રસારાથી પોતાનો પરિચય આપ્યો. પૂજારી પાછો હઠી મ્હોં બગાડી બોલ્યો, "વેશ્યાઓએ પાપ કરી મેળવેલું દ્રવ્ય દેવતાને ખપે નહિ." પૂજારીના મુખના આ નહિ ધારેલા વજ્ર વાક્યથી વારમુખીનું હૃદય ચીરાયું. ઇશ્વર સાથે પ્રેમ બાંધવામાં આટલું બધું દુઃખ સહન કરવું પડતું હશે તે બિચારી સરળ વારમુખી જાણતી ન હતી. પૂજારીનાં વચનોનો દલીલ સહિત ઉત્તર આપવાનું સાહસ તેનાથી થયું નહિ. તે ક્ષણેક ગને, અધોવદને મોહોરનું પાત્ર પાછું લઇ, શ્રીરંગનાથના મુખ સામુ સજળનયને એકવાર જોઇ લઇ મંદિરની બહાર નીકળી. બહાર નીકળતી વખતે કોણ જાણે શું વિચારી પૂજારીએ કહ્યું: "તું આ દ્રવ્યના અલંકારો કરાવી આપશે તો શ્રીરંગનાથ ગ્રહણ કરશે."

વારમુખી એ વારવનિતા હતી એટલે સામાજિક વિચારે તે સ્ત્રી જાતિની અંદર નિકૃષ્ટ-નિન્દિત ગણાય પરંતુ ઇશ્વર ભક્તિ સામાજિક વિચારની અપેક્ષા રાખતી નથી.

ભગવાન્! તમે આટલાં બધા કઠિન હૃદયના છો! તમારો સેવક બ્રાહ્મણ વારમુખીના હૃદયના ભાવને જાણતો નથી. તેના પાપાચરણની વાત સાંભળી પાપસંસ્પર્શના ભયથી કદાચ તેણે તેના પાપાર્જિત ધનને ભગવત્સેવા માટે સ્વીકાર્યું નહિ હોય! પરંતુ પ્રભુ! તમે તો અંતર્યામી છો! તમે તેના અંતરની વાત જાણ્યા છતાં તમારાં ચરણની અભિલાષાવાળી વારમુખીની અપેક્ષા કરી? ભક્તવત્સલ! તમને તો તમારા ભક્ત બહુ પ્રિય હોય છે. રે આ નવલક્ષ્મિનીની અકૃત્રિમ ભક્તિનો મૌનભાવે કાં અનાદર કર્યો?

પ્રભુ! તમે મંગલમય છો. તમારા ભક્તના મંગળ માટેજ તમે સઘળું કરો છો. જ્યાં ચિકિત્સક જેમ કડુ તિક્ત વગેરે ઔષધ અને અરૂચિકર પથ્ય પ્રયોગે ક્રમે ક્રમીને

સુકૃત કરે, તેમ તમે પણ ઉપેક્ષા, પરીક્ષા, નિગ્રહ, અનુગ્રહ વગેરે કડુ તિક્ત કષાય મધુર વ્યવસ્થા વડે સાધકોનું ઉત્તરોત્તર મંગળ સાધો છો. વારમુખી ખરેખર કૃષ્ણની ભક્તિની અભિલાષા વાળી હતી. કરેલાં પાપને માટે તેને પશ્ચાતાપ પણ ઓછો થયો નહોતો. પરંતુ હજુ વાર હતી. કારણકે એ પશ્ચાતાપની માત્રા હજુ એટલે સુધી પહોંચી ન હતી કે જેથી સર્વ પાપ મૂળથી બળીને ભસ્મ થઇ જાય. માટેજ તમે તેના તરફ ઉપેક્ષા બતાવી હોવી જોઇએ.

વારમુખી ઘેર પાછી આવી. જે પ્રબળ વેગથી તેનો જીવનપ્રવાહ પ્રવૃત્તિપથે-પાપ સમુદ્રમાં દોડયો હતો તે કરતા બમણા વેગથી ઇશ્વર ઇચ્છાએ હવે નિવૃત્તિ માર્ગમાં-પ્રેમ-મયના પ્રેમ સાગરમાં મળવાને દોડવા લાગ્યો. વારમુખીએ આગળનાં રંગેરાગી ખાન પાન ત્યજી દીધાં. માત્ર શરીરને ટકાવી રાખવાની ખાતરજ તે સાદો ખોરાક લેવા લાગી. અને એકાંતમાં ઘણો વખત ભગવદ્ ભજનમાં, શ્રી કૃષ્ણના સ્વરૂપના ધ્યાનમાં, અને તેની ગુણ લીલાનાં ચિન્તનમાંજ ગાળવા લાગી. તેના હૃદયમંદિરમાં એક માત્ર આરાધ્ય દેવ-શ્રી શ્યામ સુંદરના ચરણમાં સર્વસ્વનું અર્પણ કરી-તે પવિત્ર ચરણરેણુની ભિખારિણી થઇ દિવસ વ્યતીત કરવા લાગી. પરિણામ એ આવ્યું કે વારમુખીનું જીવન થોડાજ વખતમાં ભક્તિમય થઇ ગયું.

પૂજારી બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણે શ્રીરંગનાથને માટે રત્નહાર તથા નાના પ્રકારના મણિમુક્તાહાર આદિ અલંકારો તેણે તૈયાર કરાવ્યા. મન ગમતી ઉપહારસામગ્રી તૈયાર થઇ જોઇ વારમુખીને બહુ આનંદ થયો. અહો શ્રીરંગનાથના શ્રી અંગમાં એ અલંકારો કેવા સુંદર દેખાશે ! વળી તે જાતે પહેરાવી-તેમને સુંદર રીતે શણગારવામાં કેવુ સુખ મળશે એવા વિચારો તે કરવા લાગી. પરતુ બીજી ક્ષણેજ તેને પોતાના વેશ્યાવૃત્તિવાળાં ભ્રષ્ટ જીવનનું ભાન થયું અને પોતાના ચિત્તને આવી અયોગ્ય આશા બાંધવા માટે ધમકાવ્યુ.

સર્વ અલંકારો એક સુંદર પાત્રમાં સજાવી હાથે લેઇ વારમુખી શ્રીરંગનાથના મંદિર તરફ ચાલી. પૂજારી, બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણે ભેટ તૈયાર કરાવીને આવતી હતી એટલે ઉપેક્ષિત થવાની કશી શંકા હતી નહિ, એથી ઉલટું આનંદમાં જતાં, ઉતાવળે પગલે મંદિ-રમાં આવી પહોંચી, ભોંયપર એક વસ્ત્ર પાથરી તે પર અલંકારનું પાત્ર મૂકી વારમુખીએ શ્રીરંગનાથને પ્રણામ કર્યા, શ્રી રંગનાથનાં પ્રસન્ન મુખ, કમળ નયન અને અપૂર્વ સૌંદર્ય તરફ પ્રતિમાવે એક દષ્ટિએ જોઇ રહેલી વારમુખીના નયનમાંથી અશ્રુધારા પડવા લાગી. મંદિરની અંદર એક બાજુએ બેસી રહી બહુ ક્ષણ સુધી શ્રી મૂર્તિની શોભા નિરીક્ષણ કરવા લાગી. વચ્ચે વચ્ચે " હરે ! કૃષ્ણ હરે ! કૃષ્ણ " કરતી વિહ્વળ થઇ જઇ પડી જતી હતી.

આ પ્રમાણે સ્તુતિ પ્રાર્થના, આવેદન નિવેદન કર્યા પછી વારમુખી ત્વરિત પગલે પૂજારી પાસે આવી. વારમુખીનું મુખ પ્રફુલ્લ અને મલિનતારહિત હતુ છતાં પૂજારી તેને જોઇ ભડકયો અને જરા દૂર ખસ્યો. વારમુખીએ સન્મુખે આવી પ્રણામ કર્યા અને કહ્યું, " મહારાજ, તમારી આજ્ઞા પ્રમાણે શ્રી રંગનાથ માટે થોડા અલંકાર તૈયાર કરાવી લાવી છું. રાખી જવાની રજા આપો. " પૂજારી તરતજ બોલી ઉઠયો, " ના, ના, મારી ભૂલ

થઇ છે; વારમુખી ! તું તો વેશ્યા છે. તારાં દ્રવ્યથી ઠાકોરજીની સેવા થઇ શકે નહિ. તારા પાપના ધનનું પ્રાયશ્ચિત્ત શ્રી રંગનાથના અંગે જોઇતું નથી, તું તારે ઘેર પાછું લઇ જા."

પૂજારીનાં આ દારૂણ વાકય સાંભળી વારમુખી અકસ્માત્ મસ્તકે વજ્રપાત થયો હોય, એક સાથે સો સર્પોએ દંશન કર્યું હોય તે કરતાં પણ વધારે મર્માહત થઇ. તેનું પ્રફુલ્લ મુખકમળ ભયંકર વિષાદ વાયુના ઝપાટાથી છિન્નભિન્ન થઇ શોભાશૂન્ય થઇ ગયું. પૂજારીને,આજીજી કરી બોલવા-સમજાવવાની ઇચ્છા છતાં પણ, કરેલા પાપના દારૂણ પશ્ચાત્તાપે સન્મુખે આવી તેને રોકી રાખી. વારમુખી કશુંએ બોલી શકી નહિ, કેવળ વિહ્વળ ચિત્તે નીચું જોઇ બેસી રહી. નયન જળથી મંદિરના કઠિન પાષાણ ભિંજાયા; અને સન્મુખે પડેલા પવિત્ર'અલંકારનું' પાત્ર પણ તે જળથી ધોવાઇ વધારે પવિત્ર થવા લાગ્યું. અંતે અશ્રુમુખે અને ક્ષુણ્ણમને વારમુખી પાછી'ફરી, અલંકારો પણ નિરૂપાયે પાછા લાવવા પડયા.

ભગવત્પદે અર્પણ કરાતી ભેટના અસ્વીકારથી તેનું હૃદય ચીરાવા લાગ્યું, તો પણ તેણે ભગવાન તરફ રીસ કરી નહિ. તે તો પોતાની અયોગ્યતાનું જ સ્મરણ કરી પોતાને ધિક્કારવા લાગી. વારમુખી વિચારવા લાગી-"અનેક ઋષી મુનિઓ તેના ચરણ કમળની આશાએ રાત્રિદિન પરિશ્રમ કરી રહે છે છતાં તેમના ઉપર તેમની કૃપા થતી નથી તો મારા જેવી પાપિણીના પર તો એટલી જલદી થાયજ કયાંથી ! પરંતુ હું તેમના ચરણ કમળને છોડીશ નહિ. એ પતિતપાવન કૃપાસિન્ધુની કિંચિત્ કૃપા હું નહિ મેળવી શકું તો-જે વ્રતથી તે પ્રસન્ન થાય તે વ્રતથી કૃશ થઇ, આ પાપી પ્રાણનો ત્યાગ કરીશ. આ-પ્રમાણે સો જન્મે પણ એ કૃપામયની કૃપા મેળવવાને હું ભાગ્યશાળી નહિ થાઉં ?"

આ પ્રમાણે વિચાર કરતી રોતી રોતી વારમુખી ખાધા પીધા વિના પૃથ્વી'પર સુઇ રહી.

રાત્રિના બે પ્રહર વ્યતીત થયા હતા; આખું જગત્ નિદ્રાસમાધિમાં લીન હતું. ફક્ત ક્ષુધા, તૃષા અને ચિન્તાથી પીડાતી વારમુખીની આંખમાં નિદ્રા ન હતી. વિચાર પછી વિચાર કરતાં તે જાણે નિરાશાના ઉંડા કુવામાં ઉતરી પડી. વળી ઘડીકમાં આશાના ક્ષીણ સૂત્રથી ઉપર આવવા લાગી. ઘડીકમાં ધૈર્યને ખોઇ-રોઇ રોઇ-ભૂમિશય્યા તે ભિંજવતી હતી.

અચિંત્યો દ્વારપર ખડખડાટ થયો. દાસ દાસીઓ બધાં નિદ્રાવશ હતાં. વારમુખીએ પોતેજ સ્વસ્થ થઇ દ્વાર ઉઘાડયું. એ મધ્યરાત્રિએ શ્રીરંગદેવના પૂજારીને પોતાની સમક્ષ ઉભેલો જોઇ તે ચમકી-આશ્ચર્ય પામી. પૂજારી બ્રાહ્મણ તુરતજ તેના પગમાં પડી ક્ષમા યાચવા લાગ્યો; વારમુખી તરફ ભક્તિભાવ ધારણ કરી બોલ્યો· " બાઇ ! તમે પવિત્ર છો, તેમજ ખરાં ભકત છો, તમારા અલંકારોનો અનાદર કરી તમારૂં અપમાન કર્યું એ મારી ભૂલ થઈ છે. શ્રી રંગદેવની તમારા પર કૃપા થઇ છે અને આ વખતેજ મંદિરમાં આવી એ અલંકારોથી તમારા પોતાના હાથે શણગારો એવો આદેશ થયો છે. મારા અપરાધ તરફ જોશો નહિ." વારમુખીનું હૃદય હર્ષથી ઉભરાઇ ગયું. તેની આંખમાં અશ્રુ આવ્યાં, કંઠ ગદ્ગદ થયો. તેણે કહ્યું, " કંઇ નહિ તેમાં તમારો કશો દોષ નથી. મારો

પાપ કાર્યનું સ્મરણ થતાં મને હજુ પણ કમ્પારી આવે છે. એ પાપ કાર્યના ઓથથી ઢંકાઈ ગયેલી હું-તેનાપર તેમની વહેલી કૃપા થઇ છે. "

આટલું કહી હર્ષઘેલી થયેલી બારમુખી અલંકારનું પાત્ર લઇ બ્રાહ્મણની સાથે ચાલી. મંદિરમાં જઇ શ્યામસુંદરનાં દર્શન કર્યાં. એ ગંભીર રાત્રિએ-સાધારણ લોકોના અજ્ઞાત ક્ષેત્રમાં પણ ભાગ્યશાળી પુજારીની સમક્ષમાં તેણે એક એક સર્વ અલંકાર શ્રી રંગદેવને પહેરાવ્યાં. તેના આનંદની અવધિ રહી નહિ. તેની સર્વ મનકામના પૂર્ણ થઇ-તેને જાણે સ્વર્ગ મળ્યું

તે દિવસથી હમેશાં શ્રી રંગનાથના દર્શન અને તેના કીર્તનભજનમાં લીન રહી પવિત્રપણે તે પોતાનું જીવન ગાળવા-લાગી પૂર્વસંચિત વિપુલ દ્રવ્ય ભકતસેવામાં અને દીન દરિદ્રીને મદદ કરવામાં ખર્ચવા લાગી. પોતે ફક્ત સાદો ખોરાક-દેહને ટકાવી રાખવા જેટલોજ લઇ અહર્નિશ ઇશ્વર સેવામાં રહેવા લાગી.

---

# એક ગોમાંતકસ્થ વિદુષી-દોના પ્રોપેર્સિઅ.

લેખકઃ-શ્રીયુત્ ધીરજ

(૧)

ગોવા પ્રાંતમાં હિન્દુ અને ખ્રિસ્તિ એવા બે વર્ગ છે. તેમાં શિક્ષણની બાબતમાં હિન્દુસમાજ કરતાં ખ્રિસ્તિ સમાજ આજ સુધી ઘણો પાછળ હતો. પણ ગયા દશ-પંદર વર્ષમાં એ સ્થિતિ તદ્દન બદલાઇ ગઇ છે. ખ્રિસ્તિ સમાજમાં સ્ત્રી શિક્ષણનો પ્રવાહ-જોરથી આગળ વધવા લાગ્યો છે અને સામ્પ્રત સમયમાં એનું પ્રમાણ એટલું બધુ વધેલું છે કે નૉર્મલ સ્કુલમાં પુરૂષ વિદ્યાર્થીઓ કરતાં સ્ત્રી-વિદ્યાર્થીઓ વધારે આવવા લાગી છે. એ પ્રાંતમા સ્ત્રી શિક્ષણને એટલું વિલક્ષણ જોર આપવામાં જે ભગિની વિશેષ કારણીભૂત થએલી છે, તેનોજ આ લેખમા ગુજરાતને પરિચય કરાવવામા આવે છે.

આ ભગિનીનું નામ દોના પ્રોપેર્સિઅ કુરૈય પૈરૈ છે. ત્યાંના ખ્રિસ્તિ સમાજમાં ઇતર ઘણીએ સુશિક્ષિત સ્ત્રીઓ છે; પણ સ્વદેશોન્નતિના વિચાર અને તત્સબધી પ્રયત્ન કરનાર સ્ત્રીઓ બહુ વિરલ છે ! સમગ્ર ગોવા પ્રાંતમાં લોક કલ્યાણની પ્રવૃત્તિ કરનાર માત્ર આ એકજ સ્ત્રી છે એમ કહીએ તો તેમા લેશ પણ અસત્ય નથી !

દોના પ્રોપેર્સિઅનો જન્મ મડગાંવમાં તા. ૨૨ મી મે, સને ૧૮૮૧ ના રોજ થયો હતો. તેની માતાનું નામ દોના કનાઉદીન પાથેક અને પિતાનું નામ રોકિ કુરૈય આદોસ છે તેની એ પ્રાંતમાં અતિ નામાંકિત વકિલમાં ગણના થાય છે. મિ. રોકિના સઘળાં સંતાનોમાં દોના પ્રોપેર્સિઅ સૌથી મ્હોટી છે. તેનું સઘળું કુટુંબ વિદ્વાન અને બુદ્ધિમાન હોઇ મિ. રોકિએ પોતાનાં સંતાનોના નૈસર્ગિક ગુણધર્મ ઓળખીને તે પ્રમાણે તેમને કાયદા ખેતી, કળા વગેરે જુદા જુદા વિષયોનું શિક્ષણ આપેલું છે તેના એક પુત્રે હમણાં મુંબઇ યુનિવ્હર્સિટીની એમ. એ. ની પરીક્ષામાં પહેલો નમ્બર મેળવી ચેન્સલર ગોલ્ડ મેડલ મેળવેલો છે. એક પોર્તુગાલમાં બેરિસ્ટર હોઇ સરકારી નોકરીમાં જોડાએલો છે અને એક

ત્યાંજ કાયદાનો અભ્યાસ કરે છે. એ સમગ્ર કુટુંબ વિદ્યાવ્યાસંગી હોઇ, બીજાઓને આદર્શવત્ છે.

આવા વિદ્વાન્ પિતાના હાથ નીચે ઘરમાંજ રોના પ્રોપેર્સિઅને પોર્ટુગીઝ શિક્ષણ મળ્યું સારૂં વાચતાં–લખતાં આવડયા પછી તેના પિતાએ તેને શિવણકામ, ભરત ગુંથણ વગેરે શીખવવા માટે એક સ્ત્રી–શિક્ષિકા રાખી. પછી ઉમ્મરના અઢારમા વર્ષે લશ્કરી સર્જન મિ. પેરૈર નામના ગૃહસ્થ સાથે તેનું લગ્ન થયું અને એક વર્ષ પછી તેને એક કન્યા થઇ. પાંચ મહિનાની થઇ એટલામાં તો રોના પ્રોપેર્સિઅની ઉપર વૈધવ્યનું દુઃખ આવ્યું ! અત્યાર સુધીમાં તેના જીવનના સર્વ પ્રસંગો સુખમાં અને નિશ્ચિંતપણામાં ગયા હતા આ પ્રસંગને લીધે તેને જે આપત્તિ પ્રાપ્ત થઇ તે અનુકંપનીય હતી કિન્તુ તેના આયુષ્યે તેથી જુદુંજ વલણ પકડયું

સરલ વહન કરતી એકમાર્ગી નદીના પ્રવાહમાં જેમ ખડક વગેરે આડે આવતાં પ્રવાહ જુદો માર્ગ લે છે તેમ મનુષ્યના આયુષ્યનો પણ પ્રકાર છે સદરહુ ભગિનીના આયુપ્રવાહે પણ તેવુંજ વલણ પકડયું વૈધવ્ય પ્રાપ્ત થયા પછી પોતાની બે બ્હેનોની સાથે તેણે પુનઃ શિક્ષણનો આરંભ કર્યો અને થોડાજ દિવસમાં પ્રાથમિક શિક્ષણ પુરૂં કરી પરીક્ષા આપી પછી તેણે નૉર્મલ સ્કુલમાં પ્રવેશ કર્યો. આ શાળાનો શિક્ષણ ક્રમ ત્રણ વર્ષનો હોય છે ને તે પુરો થતાંજ શિક્ષકની નોકરી મળે છે આ ભગિનીએ પોતાના પિતાની ઇચ્છાથી એજ રસ્તો સ્વીકાર્યો. સને ૧૯૦૯ ની સાલમાં નૉર્મલ સ્કુલની આખરની પરીક્ષા તેણે પસાર કરી. શિક્ષણ લેતાં લેતાં તેણે સરકારની ઇચ્છાથી શાળાનાં કેટલાંક કામોમાં ભાગ લીધો હતો, આથી નૉર્મલ સ્કુલની પરીક્ષામાં પાસ થયા પછી તેજ શાળામાં શિક્ષિકાની જગ્યા ઉપર સરકારે તેની નિમણુંક કરી શનૈ શનૈ રોના પ્રોપેર્સિઅનું કર્તવ્ય ક્ષેત્ર પણ વધતું ગયું અને સરકારે પણ તેની વિદ્યા તથા શ્રમને સાર્થક કરવાની અનુકૂળતા યોજી આપી. સને ૧૯૧૨ ની સાલમાં નિમાએલા પ્રાથમિક શિક્ષણ વિષયક કમિશનમાં તેને એક મેમ્બર તરીકે નીમવામાં આવી ૧૯૧૩ ની સાલમાં નૉર્મલ સ્કુલના ડાયરેક્ટરની જગ્યાએ તેની નિમણુંક થઇ અને એક મહિના પછી પોર્ટુગીઝ ઇંડિયાના પ્રાથમિક શિક્ષણના ઇન્સ્પેક્ટરની જગ્યાએ તેની કામ ચલાઉ નિમણુંક કરવામાં આવી. છેવટની બન્ને જગ્યાઓ ઉપર યુરોપિયનોજ હોય એવો એક આગ્રહી કાયદો થતાં તેને તે જગ્યા છોડવી પડી તથાપિ તે જગ્યા ઉપર રહી તેણે કરેલાં કાર્યો માટે સરકારે તેના વખાણ કર્યાં તેમજ આવી જગ્યા એક સ્ત્રીને મળવાનું આ પહેલુંજ ઉદાહરણ હોવાથી લોક–સમાજ તરફથી પણ તેની સારી પ્રશંસા થઇ સને ૧૯૧૪ માં તેણે આરોગ્ય વિષયક કૉન્ફરન્સમાં ભાગ લીધો સને ૧૯૧૫ માં 'પ્રાંતિક પાર્લામેન્ટ'માં સરકારે તેની નિમણુંક કરી અને તેજ પ્રમાણે પ્રાથમિક શિક્ષણમાં નવીન પદ્ધતિ પ્રમાણે જે કાંઇ સુધારણા કરવા માટે એક નવું કમિશન નિમાયું હતું તેમાં રોના પ્રોપેર્સિઅને એક સભાસદ ગણવામાં આવી. આ પ્રમાણે સરકાર–દરબારમાં પોતાના વિદ્વત્તાદિ ગુણોથી માન મેળવી, દેશ–ભક્તિ, સૌજન્ય વગેરેથી લોકસમાજમાં પણ આ ભગિનીએ સારૂં માન મેળવેલું છે, પોતાની બુદ્ધિમત્તાથી તેમજ કર્તવ્યપાલનથી તેણે આટલો યશ મેળવ્યો છે તેમ છતાં તે સર્વ યશનું માન પોતાના પિતાને આપે છે.

( ૨ )

દોના પ્રોપેર્સિઅ પાશ્ચાત્ય શિક્ષણથી સુસંસ્કૃત થયેલી છે. તેના કહેવા પ્રમાણે પાશ્ચાત્ય શિક્ષણથી તેની ઉન્નતિ થઈ છે—તથાપિ તેનું સ્વાત્માભિમાન લુપ્ત થયેલું નથી. ઉલટું સ્વભૂમિ, સ્વપૂર્વજ ને સ્વભાષાના સંબંધમાં તેનો પ્રેમ અત્યુજ્જ્વલ છે. ગયા ઑક્ટોબરમાં નવીન આવામાં જે પહેલી કોંગ્રેસ ભરાઈ હતી તેમાં ' સ્ત્રી શિક્ષણ ' એ વિષય ઉપર તેણે જે ભાષણ કર્યું હતું તે એકજ પ્રમાણ ઉપર્યુક્ત વિધાનના સત્યની સાક્ષી આપે છે. હિન્દુ સ્ત્રીઓના સામાજિક દરજ્જા સંબંધી બોલતાં તે લખે છે કે:—

" હિન્દુસ્તાનમાં પૂર્વજોનો ઇતિહાસ અવલોકીએ વા વિદ્યા, શાસ્ત્ર, કળા, રાજ પ્રકરણી બાબતો ઇત્યાદિ સર્વ શ્રેષ્ટ બુદ્ધિમત્તાદર્શક વિષયોમાં સ્ત્રીઓએ પોતાની કર્તવ્ય બુદ્ધિનો પરિચય કરાવેલો છે. અને પુરૂષો સાથેની હરિફાઈમા તે કોઈ રીતે ઓછી ઉતરી નથી. ગાર્ગી, અનસુયા વગેરે પુરાણોમાંની મહા સાધ્વીઓ છોડી દઈએ તો પણ રાજ્ય-કાર્યમાં કુશળ પવિત્રચરિત્રા સતી અહલ્યાબાઈ અને મહા પરાક્રમશાલીની ઝાંસીની લક્ષ્મી બાઈ જેવાં સ્ત્રીરત્નો આધુનિક ઇતિહાસમાં ચમકી રહેલાં છે. આજ ઈંગ્લીશ હિન્દુસ્તાનમાં સ્ત્રી શિક્ષણના વિષયમાં સ્વાર્થત્યાગ પૂર્વક પ્રયત્ન કરનાર પાર્વતીબાઈ આઠવલે અને વેણુ-બાઈ નામજોશી મહારાષ્ટ્રમાં સર્વત્ર મશહુર છે. જે સ્ત્રી શિક્ષણનું બીજ મહારાષ્ટ્રમાં સુપ્ર-સિદ્ધ દેશભક્ત દાદાભાઈએ રોપ્યું, રાનડે વગેરેએ પાણી પાઈ અંકુરિત કર્યું અને પુનાના - દેશભક્ત પરોપકારી ગૃહસ્થ કર્વેએ વૃદ્ધિ પમાડયું એ વૃક્ષ અત્યારે સુન્દર બનેલું છે અને તે કલ્પતરૂનાં મિષ્ટ ફળો આજ સંપૂર્ણ મહારાષ્ટ્ર ચાખી રહ્યું છે, મહારાષ્ટ્રમાં હિન્દુલોકોએ સ્ત્રીશિક્ષણની બાબતમા જેટલી આસ્થા દાખવેલી છે, તેના શતાંશ જેટલી આસ્થા-પાશ્ચાત્ય સમાજનું સર્વતોપરી અનુકરણ કરનારા અમારા સમાજે દેખાડેલી નથી. અહીંની શિક્ષિત સ્ત્રીઓ પણ આ બાબતમાં પૂર્ણ ઉદાસિની કિંબહુના બેફિકર દેખવામાં આવે છે. એક ગામમાં કન્યાશાળા સ્થાપવાનું નક્કી કરતાં ત્યાંની સ્ત્રીઓની સહીથી તે ન સ્થાપવા માટે સરકાર પાસે અરજી ગયાનું મને સ્મરણમાં છે ! અરેરે ! આવા મૂર્ખપણાને માટે કેટલુંક કહેવું ! "

આ વિદુષી બાઇના સંબંધમાં ઘણું લખાય તેમ છે. પરંતુ તેનું ચરિત્ર હજુ પુરૂં થએલું નહિ હોવાથી આ બાબત ઉતાવળ ન કરતાં દોના પ્રોપેર્સિઅને પરમેશ્વર ભરપુર આયુષ્ય આપે અને તેની મહિચ્છા પ્રમાણે દેશોન્નતિનાં—વિશેષે કરીને સ્ત્રીઓની ઉન્નતિનાં કાર્યો તેના હાથથી પાર પડાવે એટલીજ એ જગદીશ્વર પાસે માગણી છે. ગુજરાતી બ્હેનોને આ ચરિત્રમાં ઘણું શીખવાનું છે. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સ્ત્રીઓને માટે કેટલા બધા સેવાનાં ક્ષેત્રો તઇયાર છે તે ગુજરાતની વિધવાઓ, ન્હાની બેન ગજ્જર જેવાંના ચરિત્રથી કાંઇક જાણે છે પરંતુ દોના પ્રોપેર્સિઅ જેવી પ્રયત્નશીલા સાધુચરિતા વિદુષી સ્ત્રી ગુજરાતમાં હજુ વિરલ છે. પરમાત્મા એની ભેનોભગિનીઓ ગુજરાતમાં ઉત્પન્ન કરે એવી વિશદ વાઞ્છના સાથે અહીંજ વિરમુ છુ *

---

* કેસરીક અને મરાઠી ઉપરથી.

# स्त्री साम्राज्य.

## સખીનું સાંત્વન.

(એક પત્ર)

લેખક:—"એક બ્હેન."

"મ્હારી વ્હાલસોઈ બ્હેન,

"આજે મ્હેં ત્હને અશ્રુપૂર્ણ નયને વિદાય કીધી છે તેથી મ્હારૂં અંતર બહુજ બળે છે. કથામાં ગઇ ખરી પણ વિચાર ત્હારાજ આવતા હતા. ત્યાં વિષયો ઘણા ચર્ચાયા તેમાં મુખ્ય વિષય મ્હને એટલો સાંભરે છે કે, મહારાજશ્રીએ "ચિંતા કરવાની બંધ કરો" એવી દરેકને ખાસ ભલામણ કરી.. શાસ્ત્રમાં એને તિતિક્ષા કહે છે. એનો અર્થ સહન કરવું થાય છે. સહન કરવામાં ઘણીજ ખુબી રહેલી છે. એ ખુબી એવી છે કે સાધારણ રીતે તાત્કાલિક દુઃખમાં સામાન્ય માનવીને તેનું સત્ય પ્રતીત થતું નથી પરંતુ જ્યમ જ્યમ સ્હેવાની ટેવ પડતી જાય છે, વખત જતો જાય છે, ત્યમ ત્યમ ભાન થતું જાય છે કે, કલ્પાંત કરવાથી, ચિંતા કરવાથી, વિચાર કરવાથી, ભૂતકાળ સંભારી સંભારી નજરે સમીપ ખડો ને ખડો રાખવાથી અને ભવિષ્યને માટે "મ્હારૂં શું થશે ? હું કેમ કરીશ ! કેવા માણસના સહવાસમાં મ્હારે જીવન ગાળવું પડશે ?" એ વિગેરે વિગેરે ગમગીનીના વિચારો નકામા જ છે કારણ કે આમાંના એક પણ કાર્યનું પરિણામ લાવવું એ આપણી અજ્ઞાની જીવોની શક્તિની બ્હાર છે. એ શુદ્ધ સ્વરૂપ પરબ્રહ્મની સત્તા છે. ત્યારે શા માટે ચિંતા કરવી ? દાખલા તરિકે ધારો કે મ્હને અથવા ત્હમને ભૂતકાળના વિચાર આવે કે, "અરેરે આ મ્હારૂં શું થયું ! મ્હારૂં રત્ન ક્યાં ગયું ! મ્હને અંધારામાં ભરદરિયે ક્યાં મુકી ! હવે મ્હારૂં કોણ રક્ષણ કરશે ! હવે મ્હારી શી વલે થશે ! !" હવે બોલો કે આમાં મ્હારા અથવા ત્હમારા કોઇનાએ હાથમાં છે કે ભૂતકાળ પાછો સમીપ લાવી શકીશું અથવા ભવિષ્યમાં રક્ષણ કરી શકીશું ? કે કોઇ રક્ષક મેળવી શકીશું ?—નહિજ, જ્યારે આમ છે ત્યારે શા માટે કેવળ કર્તવ્યહીન થઇ ચિંતામાંજ પડ્યાં રહેવું ? ચિંતા અને કર્તવ્યતા એ પ્રતિસ્પર્ધી છે. કર્તવ્યતા એ સાત્વિક વૃત્તિ છે. ચિંતા એ હલકી એટલે રાજસ તામસ વૃત્તિ છે. ઉપાય છે,—આ ઉપાય આપણે શાને માટે લેવાના છે તે જુઓ. એકતો બે પ્રતિસ્પર્ધી વૃત્તિઓ સમકાલીન અંતરમાં સ્ફુરે નહિ. જ્યાં સુધી હલકી વૃત્તિઓથી અંતર ભરપૂર છે ત્યાં સુધી તે બીજા વિચાર આવવા દેશે ? નહિજ આવવા દે. જ્યારે આપણું મન ઘણુંજ ક્ષુભિત થઇ ગયું હોય ત્યારે સામાન્યપણે દુનિયાદારીની વાતો અને વૈભવો ઉપર આપણને વૈરાગ થાય છે ખરો પરંતુ તે વખતે કર્તવ્ય અકર્તવ્યનું ભાન જતું રહે છે. આથી આપણી પ્રકૃતિ સારી રહેતી નથી અને તે સારી નહિ રહેવાથી તેમજ મન પણ નબળુંજ થઇ ગયેલું હોવાથી તેની અસર ચિત્ત ઉપર ઘણીજ રહે છે. આથી સત્ય કર્તવ્યનો વાસ્તવિક ઉપાય મુકી નાહક ચિંતાનો તામસ ઉપાય કર્યા કરીએ

છીએ. એક રીતે આપણે આપણી માનસિક હિંસા કરીએ છીએ અને પરિણામે બહુ અધમ રીતે શારીરિક હિંસા થાય છે. હિંસાનું શાસ્ત્રમાં મોટું પાપ ગણ્યું છે. વળી એથી આત્મ હત્યા પણ થાય છે. કારણ આત્માનું જ્ઞાન મેળવવું એ દરેકની ફરજ છે. અને ચિંતા તે જ્ઞાન મેળવવા દેતી નથી; આથી આપણે આપણો ઉદ્ધાર કરી શકતા નથી પણ નાશમાં પડ્યાં રહીએ છીએ માટેજ આ માનસિક વૃત્તિ ઘણી હલકી છે. તેને ફેરવવાને હમે ગમે તેટલાં કથાપુરાણ સાંભળશો પણ નહિ ફરે પરંતુ જે ક્ષણે હમારાથી "પીંડનું ને બ્રહ્માંડનું" ખરૂં સ્વરૂપ સહમજાશે તેજ ક્ષણે હમે તેમાંથી મુક્ત થશો. પછી કદી પણ હમને "હાય-હાય, કયા ગયું ને શું થયું ?" એમ ઝાઝા પ્રમાણમાં નહિ લાગે. ધીમે ધીમે અભ્યાસ વધારવાથી તો વળી તદન એ વૃત્તિ નાશ પામશે. આનુંજ નામ જ્ઞાનથી મોક્ષ કહ્યો છે એટલે કે જે ક્ષણે જાણ્યું તેજ ક્ષણે આપણે તે વલણમાંથી મુક્ત થઇ જઇએ છીએ. દાખલા તરિકે જુઓ—

આપણે જે દીવેલ બાળીએ છીએ તે ઓક્સીજન, હાઇડ્રોજનને કાર્બન નામના ત્રણ તત્વનું બનેલું છે. રાત્રે સુતી વખતે આપણે ભરેલું કોડીઉં બળતું મુકીને સુઇ જઇએ. સ્હવારે ઉઠીને જોઇશું તો જણાશે કે તે બળી ગયું છે. આપણે તેને બળી ગયેલું એટલે નાશ પામેલું માનીએ છીએ. પરંતુ વસ્તુતઃ તે નાશ પામ્યુ છે ? ના. કારણકે જે ત્રણ તત્વમાંથી દીવેલ એવો એક પદાર્થ બન્યો હતો તે અમુક સાહિત્યમાં ભરી તેમાં બત્તી સળગાવી એટલે તે ધીમે ધીમે આ રૂપમાંથી પલટાઇ પોતાના મૂળ સ્વરૂપ ભૂતતત્વરૂપ-બનતું ગયુ. આપણે જેને પદાર્થરૂપે દેખતા હતા તેને નાશ પામેલ માનીએ છીએ પરંતુ ખરી રીતે તેનું अस्ति એટલે હયાતિ સ્વરૂપ નાશ નથી પામ્યું. કેવળ તે પદાર્થનું "રૂપ" અને "નામ" નાશ પામ્યાં છે. તેનું રૂપાન્તર થયું છે તત્વતો રસરૂપ છે. તે કદિ નાશ પામતુ નથી. ફક્ત તેના પરિણામ ફેરફાર થયાં કરે છે. એટલે કે મહાતત્વમાંથી પદાર્થની ઉત્પત્તિ અને તેમાંજ તેનો લય થયાં કરે છે. આવુ વેદાંતીઓ અને ( જાણ્યા પ્રમાણે ) સાયન્ટીસ્ટો પણ કહે છે. આ ઉપરથી જગતમાં જેટલાં સ્થાવર જંગમ, ભૂત લૌકિક દ્રષ્ટ શ્રુત પદાર્થો છે તે તમામ રૂપાન્તર પામ્યાંજ કરે છે. આથી હ્મેને મરી ગયેલાં એટલે વસ્તુતઃ નાશ પામેલાં માની શકાશે ? નહિ. તેનાં નામ અને રૂપથી હેનું રૂપાન્તર થયુ છે.

'હવે જે તત્વો સ્વરૂપાન્તરે અમુક નામરૂપે આપણા સંબંધીઓ હતાં અને આપણે તેમને માન્યાં હતાં તે રૂપાન્તરે તત્વભૂત થયાં; એમાંથી "નામ" અને "રૂપ" રૂપી એક પદાર્થ બન્યો હતો. તે પોતાના એકાકાર રસરૂપ બની જવાથી આકાર લય પામ્યો તેની સાથે આપણી મમત્વરૂપી માન્યતા પણ લય પામી કારણ કે એકાકારમા ભિન્નત્વ ન હોવાથી-આ મ્હારૂં પ્રિયજન અને આ ત્હારૂં, એવી ભીનની દ્વિત ભાવના થવાનો સંભવ નથી છતા પણ તેજ તત્વોમાંથી બનેલાં આપણા શરીરો (શરીરત્રય) જ્યાં સુધી આ રૂપમા છે ત્યાં સુધી વૃત્તિ અને કર્મો થયાં કરશે. હવે પુરૂં નહિ જાણવાથી જે બહિર્મુખ સત્ય વલણ કર્મ અને વૃત્તિનું બંધાઇ ગયું છે તે "માન્યું" જાણીને અંતર્મુખ સત્યમાં ફેરવવું અને જે પ્રતીકમાં આપણી "પૂજ્ય-પ્રિયત્વ" બુદ્ધિ હતી તેજ રસરૂપ બન્યું અને તે એકાકાર રસરૂપમાંથી આ સર્વ તેવાંજ પ્રતીક સાધમ પડે છે તો તેજ પૂજ્ય અને પ્રિયત્વ ભાવના ( જ્યાં સુધી ભાવના છે ત્યાં સુધી ) સર્વમાં ફેલાવવી અને

અને આ સર્વમાં તેનુંજ સ્વરૂપ છે, એવી આંતરિક સમજ પૂર્વ પ્રારબ્ધ કર્મોથી ઉભો રહેલો આ દેહ જ્યાં સુધી કોડીઆમાંના દીવેલની માફક પોતાનાં કર્મ ફળ પુરાં થયે મૂળ સ્વરૂપમાં મળી જાય નહિ ત્યાં સુધી દિવસ નિર્ગમન કરવા; નાહકની ચિંતા અને ભૂત ભવિષ્ય વિચાર કરવા છોડી, વિશ્વ અને વિરાટ પ્રભુના અવયવોનો ધ્યાન-પીંડ અને બ્રહ્માંડના વાસ્તવિક સ્વરૂપનો વિચાર કરવો, જેથી શાંતિ થશે. ૐ

વખત ઘણો થઇ ગયો છે એટલે બંધ કરૂં છું શુદ્ધ જ્ઞાન-સ્વરૂપની પ્રેરણા ઉત્તરોત્તર વાણીમાં થશે અને સમય અનુકૂળ હશે તો ફરીથી કાંઇ લખીશ અત્યારે તો આરામથી સંતોષ માની શોકનિવૃત્ત થજો."

લી. ત્હમારી બ્હેન

---

# સ્ત્રીઓએ સ્વભાવ કેવો રાખવો ?

લેખક—બ્હેન સૌ. સરલા.

આ સંસારમાં સ્ત્રી પુરૂષના સુખ દુઃખનો આધાર ત્હેમના સ્વભાવ ઉપર રહેલો છે જેનો સ્વભાવ નમ્ર, ધીરજવાળો, ક્ષમાશીલ, અને સામા મનુષ્ય પ્રત્યે માયાળુ હોય છે, તે સુખી થાય છે. "ભલું કરવાથીજ ભલું થાય છે"—એ વચન સત્ય છે ખુશનુમા ચ્હેરો, હસમુખો સ્વભાવ, ધર્મ ઉપર આસ્થા એ સર્વ જીન્દગી ઉત્તમ અને સુખી કરવાના ઉપાયો છે. પોતાની જીન્દગી ઉત્તમ કે અધમ કરવી એ પોતાનાજ હાથમાં છે. ત્હેમાંથી સુખ કે દુઃખ મેળવવું એ ઘણે ભાગે આપણાજ ઉપર આધાર રાખે છે સુખી કે દુઃખી થવાની ટેવ પાડવી એ આપણી પસંદગીની વાત છે.

હસમુખો સ્વભાવ—આ સ્વભાવ ઘણો ઉત્તમ અને ઉપયોગી છે જો કે ઘણે ભાગે આ સ્વભાવ મૂળ પ્રકૃતિ ઉપર આધાર રાખે છે, પણ ત્હેને બીજી ટેવની પેઠે કેળવી
બોલી છે. હસમુખો સ્વભાવ જીન્દગીના ઉપયોગનું મ્હોટું સાધન છે હસતા મુખવાળી
લાવી શકીશું જ્યાં હોય ત્હેને ઉત્તમ સુખ છે. સ્ત્રીના હસતા મુખની, ત્હેના કામકાજની,
જ્યારે આમ છે ત્યારે શા માટે અદ્દભુત અસર આસપાસનાંને લાગ્યા વગર રહેતી નથી ઉત્તમ
અને કર્તવ્યતા એ પ્રતિસ્પર્ધી છે. કર્તવ્ય લાગેલા પતિના બળને વધારી તાજું કરે છે
રાજસ તામસ વૃત્તિ છે. ઉપાય છે,—આ ઉપાય આગ ઘણો અમૃતનો ગુણ છે આ
એકતો બે પ્રતિસ્પર્ધી વૃત્તિઓ સમકાલીન અંતરમાં સ્ફુરાયમાન આનંદી સ્વભાવજ છે.
ઓથી અંતર ભરપૂર છે ત્યાં સુધી તે બીજા વિચાર આવવા દેશે સ્ત્રીઓએ આનંદી
જ્યારે આપણું મન ઘણુંજ ક્ષુભિત થઇ ગયું હોય ત્યારે સામાન્યપણે
અને વૈભવો ઉપર આપણને વૈરાગ થાય છે ખરો પરંતુ તે વખતે મોટા ગુણ રહેલો
ભાન જતું રહે છે. આથી આપણી પ્રકૃતિ સારી રહેતી નથી અને તે સારૂ રાખીએ
તેમજ મન પણ નબળુંજ થઇ ગયેલું હોવાથી તેની અસર ચિત્ત ઉપર વિચારોને
આથી સત્ય કર્તવ્યનો વાસ્તવિક ઉપાય મુકી નાહક ચિંતાનો તામસ ઉભરો છે

ધૈર્યવૃત્તિવાળો સ્વભાવ—એ આપણા જીવન સુખનું એક મુખ્ય કારણ છે. તેની પણ ઘણીજ જરૂર છે. સીતાજી, દ્રૌપદી અને દમયંતી વિગેરે એવાં સ્વભાવવાળાં હતાં. તેમને માથે મ્હોટાં સંકટ પડયાં હતાં. તોપણ તેમણે સ્વસ્થ મનથી સઘળું સહન કર્યું હતું. ખરેખર દુઃખને વખતેજ આ ગુણોની પરીક્ષા થાય છે.

માયાળુ સ્વભાવ—એ ગુણ મનુષ્યને પોતાની તરફ ખેંચે છે. એવા સ્વભાવવાળી સ્ત્રી જ્યાં જાય ત્યાં માનભરેલો આવકાર મેળવે છે. માયાળુપણું સામા માણસમાં પણ માયાળુપણું ઉત્પન્ન કરે છે. માયાળુપણું જગતમાં એક મ્હોટી સત્તા છે. માણસો મીઠાશથી વશ થાય છે. મીઠાશભરેલાં વચનો બોલવામાં જીવને, હોઠને કે શરીરને કોઈ પણ પ્રકારનું દુખ થતું નથી, માટે સર્વ સાથે માયાળુપણાથી સાલસપણે વર્તવાનો સ્વભાવ રાખવો જોઇએ.

સાલસ સ્વભાવ—એ ગુણ પણ સ્ત્રીઓએ ધારણ કરવો જોઇએ. એ ગુણ વિના કોઇ ઘર સુખી થતું નથી. પતિ કામથી થાકેલા ઘેર આવે, ત્યારે સાલસ સ્વભાવની સ્ત્રીના ધીમા સાદનાં ખુશીભરેલાં વચનો ત્હેને કેવાં મીઠાં લાગે છે? તે ત્હેને આરામ અને સુખ આપે છે. સાલસ સ્વભાવથી આખા કુટુંબ ઉપર સારી અસર થાય છે.

સત્ય બોલવાનો સ્વભાવ—સત્ય બોલનારનો સૌ ભરૂસો કરે છે સૌ લોકો તેના પર વિશ્વાસ રાખે છે અને આ લોકમાં સુખ અને પરલોકમાં કલ્યાણ થાય છે. અસત્ય બોલવાનો સ્વભાવ દરેક વ્યક્તિને ઘણીજ હાનિ પ્હોંચાડે છે.

નમ્ર સ્વભાવ—આ ગુણથી મનુષ્યનું મન વશ થાય છે. જેમ પાણી અગ્નિના તાપને ટાઢો પાડે છે તેમ નમ્ર વચન ક્રોધને શાન્ત પાડે છે, માટે નમ્રતા રાખી સર્વ માણસો પોતાનાજ હોય એવી રીતે ત્હેમની સાથે વિવેકથી બોલવું અને વર્તવું.

ફિકર ચિન્તાવાળો સ્વભાવ—એ બહુજ હાનિકારક છે. ત્હેમાં જીવ રાખ્યાથી મનમાં મ્હોટું રૂપ પકડે છે. દુનિયામાં કંટાળીને કાયર થઇ જઇએ છિયે ત્હેનું ખરૂં કારણ માની લીધેલું દુઃખ છે. ફિકર ચિન્તાથી તન, મન, પ્રતિદિન નબળાં પડતાં જાય છે. તેથી સઘળું સુખ અને મનની શાન્તિ નાશ પામે છે. માટે આવો હાનિકારક સ્વભાવ ગ્રહણ કરવો નહિ, પણ સદા આનંદમાંજ રહેવું.

આશા રાખવી—આ સ્વભાવ પણ ઘણો ઉપયોગી છે. બધા સુખ અને બધા દિલાસામાં મુખ્ય સુખ અને છેવટનો મુખ્ય દિલાસો આશામાજ છે. આશા એ દુખી અને ગરીબનો મ્હોટો મદદગાર છે. આશાથીજ મનુષ્ય મહાન કાર્યોનો આરંભ કરે છે. માટે આશા એ ઉત્તમ ગુણ છે અને તેથી ત્હેને ગ્રહણ કરવા બનતા ઉપાયો કરવા.

# આપણી અબળાઓ.

લેખકઃ—સૌ. હીરાંબાઇ હરજીવન લીલાધર.

આપણી આર્ય અબળાઓ કેટલી દયાળુ શાન્ત તથા સહનશીલ હોય છે! સાસરાના ઘરમાં રહીને પોતાની ફરજ શું છે તે સમજીને સર્વ ઠેકાણે અનેક ભોગો આપીને તેઓ પોતાની ફરજ બજાવે છે. ગમે તેટલી અજ્ઞાન તથા અભણ અબળા હોય, કાંઇજ જાણતી ન હોય તોપણ પોતાની ફરજ તે બજાવે છે.

બાર પંદર વરસ સુધી પિયરમાં રહીને માતપિતાની આજ્ઞા પાળે છે. લગ્ન થયા પછી પણ સાસુ સસરા તથા પતિની આજ્ઞામાં રહીને ચાલે છે.

પોતાની ઇચ્છા તથા મરજી ગમે તેટલી હોય તોપણ બ્હાર ન દેખાડતાં તે સહન કરે છે. અનેક કાર્યમાં પોતાની ઇચ્છા તથા મરજી ન હોય તોપણ તે બિચારી પોતાની ઇચ્છાનો ભોગ આપીને પણ વડીલોની આજ્ઞા તથા વડીલોની ઇચ્છા તેજ પોતાની ઇચ્છા, તે પ્રમાણે વર્તન કરે છે.

આપણી આર્ય અબળાઓ પોતાની ઇચ્છાનો જેટલો ભોગ આપે છે તેટલો ભોગ પુરૂષ નહિં આપી શકે, એ નક્કી છે. પુરુષોમાં તો કોઇકજ વિરલો, સ્ત્રી તરફ પોતાની ફરજ તથા ધર્મ શું તે હજારમાં એક જવલેજ બજાવતો હશે. તે છતાં પણ પુરૂષો તો સ્ત્રીઓનેજ ફરજ તથા ધર્મ શીખવવાં જોઇએ તથા સ્ત્રીઓનેજ સ્વાર્થત્યાગ શીખવાની જરૂર છે એ વિષે ઘણાં ભાષણો તથા પુસ્તકો લખે છે અને ચોપાનીઆંમાં લખાણો ભરી કાઢે છે! પણ પુરૂષને પોતાનો ધર્મ શું તે વિષે તો કાંઇ પણ નથી કહેવાનું. જાણે પુરૂષો તો પોતાની ફરજ તથા ધર્મ સારી રીતે આ દુનિયામાં બજાવે છે ને સ્ત્રીઓ વિષે પુરૂષની ફરજ શી હોય છે તે વિષે કોઈ પણ ભાષણ સાંભળાતું નથી કે લેખ લખાતો નથી!

આપણી આમ અબળાઓ કેટલી નરમ હૃદયની હોય છે તથા પુરૂષો કેટલા કઠોર હૃદયના હોય છે, તે વિષે ત્હેમની દૃષ્ટિ ખેંચવાની જરૂર છે.

આપણી આર્ય અબળાઓ પતિને ત્યાં રહીને ગૃહણી ધર્મ સારી રીતે બજાવે છે તથા વ્યવહાર પણ સર્વ સારી રીતે ચલાવે છે. પોતાનાં તન, મન, અને ધન તથા પ્રેમ પણ પતિનેજ અર્પણ કરી દે છે. એમ બધી રીતે સંસારનો તેમજ પરલોકનો વ્યવહાર સારી રીતે નિભાવે છે ત્યારે પુરૂષ તો પોતાની સત્તા તથા હકુમત સ્ત્રી ઉપરજ ચલાવે જાય છે!

જ્યારે સ્ત્રી માંદી પડે છે ત્યારે પણ બે ચાર દિવસ વખતે દવાદારૂ કરે છે પણ જો બે ચાર મહિના સ્ત્રી ખાટલીમાં પડી તો તો ભોગ લાગ્યા! પુરૂષ તેની પછી દરકારજ કરતો નથી. તે એમજ મનમાં જાણે કે આતો રોજનોજ ખાટલો છે। એમ સમજીને બિચારી સ્ત્રીની તેનાથી સારી રીતે બરદાસ નથી થતી અને સ્ત્રી મરણ પામે છે તે વખતે પણ સ્મશાનમાં લઇ જતાં પુરૂષના મનમાં તો એવાજ ખ્યાલ તથા વિચારો આવતા હોય કે આરે બીજી કઇ કન્યા પરણશું? ને સ્મશાનમાંજ ભાઇને બીજી સ્ત્રી પરણવા વિષે વાતો થતી હોય છે। જે સ્ત્રી ગુજરી ગઇ હોય તેને તો સંભારી ને કોઇ પણ રડતું ન હોય. પણ

ઉલટું ભાઇને બીજી સ્ત્રી પરણાવવી તે વિષે તથા બાળકીના ગુણદોષ વિષે વાતો થતી હોય છે ! ને ભાઈ પણ મનમાં તો મલકાતાજ હોય કે બીજી વખત ઘોડે ચડીશું ! પણ જે સ્ત્રી ગુજરી ગઇ, તેણે પોતાના માટે કેટલો કેટલો ભોગ આપ્યો હતો તથા પોતાની કેટલા પ્રેમથી સેવા ચાકરી કીધી હતી તે પણ સર્વ કઠોર હૃદયી પુરૂષ તો વિસારી જાય છે એ કેટલા ખેદની વાત છે ? પુરૂષના મનથી સ્ત્રી તે તો જાણે કાંઇજ નહિં. બાર દિવસની અંદર તો રડવું કુટવું સર્વ ખલાસ થઇને બીજી પરણે તો જાણે એક ખાસડું ફાટયું ને બીજું લીધું તેમજ થાય છે !

પુરૂષોનાં હૃદય જેટલાં કઠોર છે, તેટલાંજ આપણી આર્ય અબળાઓના હૃદય નરમ છે પતિ ગુજરી ગયા પછી પણ તે બિચારી સર્વસ્વ ત્યાગ કરે છે, ને હવે મારૂં આ દુનિયામાં કોઇંજ રહ્યું નથી, એમ કરીને દિવસ વ્યતિત કરે છે !!

---

# આપણી સ્ત્રીઓને શેની જરૂર છે ?

લેખક:—"એક બ્હેન."

'હાલમાં આપણા દેશમાં ઉચ્ચ ગણાતી કોમોમાં આપણે જ્યાં જ્યાં નજર કરીશું ત્યાં સેંકડે પચાણું ટકા યુવાવસ્થામાં પ્રવેશ કરતી મુગ્ધાઓને કાંઇ કાંઇ રોગમાં પીડાતી દેખીશું, છતાં સખેદાશ્ચર્યની વાત તો એ છે કે જો તેઓને દવા કે પરેજીની વાત પુછવામાં આવે તો પ્રત્યુત્તર 'ન' કારમાંજ મળે, એ શું ઓછી શરમની વાત છે ! માંદાં રહી હમેશાં શરીરને સુકાયેલું રાખવું તેનું નામ પણ નાજુકાઇ અને ફેશન ..' પોતાની ડાયરીમાંથી ઉપરનો ફકરો વાંચતાં, સત્યપ્રસાદે પત્ની તરફ જોયું 'સરલાને પણ તેમાંની એક ગણવી કે નહી ?'

'ના જી, મ્હને કાંઇ ફેશન નથી ગમતી.'

'કોણ કહે છે નથી ગમતી ? સરલા, તારા જેવી કોઇને ભાગ્યેજ પસંદ હશે.'

'હમે શી ફેશન કરી ?'

'કાંઇજ નહીં. બહુજ સાદી ને ભલી સ્ત્રી ! લે જોઉં આટલી દવા પી જા તો' સત્યપ્રસાદે માંદી પત્નીને દવા આપતાં કહ્યું

'હું જાણતીજ હતી કે આપની બધી વાત લાંબી આવીને અટકશે, પણ એ દવાની પાછળ ખટાશ ખાવા ના કહેલી છે તેમ મ્હારાથી હવે બનનાર નથી'

સત્યપ્રસાદ સોમી વખત પણ આજ જવાબ સાંભળી કંટાળ્યા. તે બીજા હોલમાં ચાલ્યા ગયા. જે પોતાનો સ્વાર્થ નથી સમજી શકતી અને જેને કુદરતની સાથે વિગ્રહ કરવોજ રૂચે છે તે ભવિષ્યના આધારોને, કેળવણી શાની આપશે ? વાદળીમાં વાદળાં ઉગેરશે. ઉમાનાથની પૂજાનાં વ્રતો ધારીને ઉપવાસોજ કરશે. ઓ મ્હારા ગરીબડા દેશ ! જ્યાં સુધી તારી પુત્રીઓ તંદુરસ્તીવર્ધક નિયમોનું શિક્ષણ નહીં લે ત્યાં સુધી તામસી ગુણ વાળાજ રહેશે, અને જ્યાં સુધી એમનામાંથી તામસ જઇ સાત્વિક નહીં આવે ત્યાં સુધી ઓ મ્હારી માતા ! હું કે ત્હારાં સંતાનો સુખી થઇ શકશે નહીં—ઉન્નત થઇ શકશે નહીં.

# આપણી અબળાઓ.

લેખકઃ—સૌ. હીરાંબાઇ હરજીવન લીલાધર.

આપણી આર્ય અબળાઓ કેટલી દયાળુ શાન્ત તથા સહનશીલ હોય છે ! સાસરાના ઘરમાં રહીને પોતાની ફરજ શું છે તે સમજીને સર્વ ઠેકાણે અનેક ભોગો આપીને તેઓ પોતાની ફરજ બજાવે છે. ગમે તેટલી અજ્ઞાન તથા અભણ અબળા હોય, કદાપિ જાણતી ન હોય તોપણ પોતાની ફરજ તે બજાવે છે.

બાર પંદર વરસ સુધી પિયરમાં રહીને માતપિતાની આજ્ઞા પાળે છે. લગ્ન થયા પછી પણ માસુ સસરા તથા પતિની આજ્ઞામાં રહીને ચાલે છે.

પોતાની ઇચ્છા તથા મરજી ગમે તેટલી હોય તોપણ બ્હાર ન દેખાડતાં તે સહન કરે છે. અનેક કાર્યમાં પોતાની ઇચ્છા તથા મરજી ન હોય તોપણ તે બિચારી પોતાની ઇચ્છાનો ભોગ આપીને પણ વડીલોની આજ્ઞા તથા વડીલોની ઇચ્છા તેજ પોતાની ઇચ્છા, તે પ્રમાણે વર્તન કરે છે.

આપણી આર્ય અબળાઓ પોતાની ઇચ્છાનો જેટલો ભોગ આપે છે તેટલો ભોગ પુરૂષ નહિં આપી શકે, એ નક્કી છે. પુરૂષોમાં તો કોઇકજ વિરલો, સ્ત્રી તરફ પોતાની ફરજ તથા ધર્મ શું તે હજારમાં એક જવલ્લેજ બજાવતો હશે. તે છતાં પણ પુરૂષો તો સ્ત્રીઓનેજ ફરજ તથા ધર્મ શીખવવો જોઇએ તથા સ્ત્રીઓનેજ સ્વાર્થત્યાગ શીખવાની જરૂર છે એ વિષે ઘણાં ભાષણો તથા પુસ્તકો લખે છે અને ચોપાનીઆમાં લખાણો ભરી કાઢે છે ! પણ પુરૂષને પોતાનો ધર્મ શું તે વિષે તો કાંઇ પણ નથી કહેવાનું. જાણે પુરૂષો તો પોતાની ફરજ તથા ધર્મ સારી રીતે આ દુનિયામાં બજાવે છે ને સ્ત્રીઓ વિષે પુરૂષની ફરજ શી હોય છે તે વિષે કોઈ પણ ભાષણ સંભળાતું નથી કે લેખ લખાતો નથી !

આપણી આર્ય અબળાઓ કેટલી નરમ હૃદયની હોય છે તથા પુરૂષો કેટલા કઠોર હૃદયના હોય છે, તે વિષે ત્હેમની દૃષ્ટિ ખેંચવાની જરૂર છે.

આપણી આર્ય અબળાઓ પતિને ત્યાં રહીને ગૃહિણી ધર્મ સારી રીતે બજાવે છે તથા વ્યવહાર પણ સર્વ સારી રીતે ચલાવે છે. પોતાનાં તન, મન, અને ધન તથા પ્રેમ પણ પતિનેજ અર્પણ કરી દે છે. એમ બધી રીતે સંસારનો તેમજ પરલોકનો વ્યવહાર સારી રીતે નિભાવે છે ત્યારે પુરૂષ તો પોતાની સત્તા તથા હકુમત સ્ત્રી ઉપરજ ચલાવે જાય છે !

જ્યારે સ્ત્રી માંદી પડે છે ત્યારે પણ બે ચાર દિવસ વખતે દવાદારૂ કરે છે પણ ચાર મહિના સ્ત્રી ખાટલામાં પડી તો સો ભોગ લાગ્યા ! પુરૂષ તેની પછી દરકારજ કરતો નથી. તે એમજ મનમાં જાણે કે આતો રોજનોજ ખાટલો છે ! એમ સમજીને બિચારી સ્ત્રીની તેનાથી સારી રીતે બરદાસ નથી થતી અને સ્ત્રી મરણ પામે છે તે વખતે પણ સ્મશાનમાં લઇ જતાં પુરૂષના મનમાં તો એવાજ ખ્યાલ તથા વિચારો આવતા હોય કે હવે બીજી કઇ કન્યા પરણું ? ને સ્મશાનમાંજ ભાઇને બીજી સ્ત્રી પરણાવવા વિષે વાતો થતી હોય છે ! જે સ્ત્રી ગુજરી ગઇ હોય તેને તો સંભારી ને કોઇ પણ રડતું ન હોય. પણ

ઉમ્મર થતાં તેને કાચી કેદ મળે છે, ત્યાં એને સાધારણ ધરકામ અને પરાઈ કુથલીનું જ્ઞાન મળે છે—શિક્ષણ મળે છે. નથી સ્વચ્છતાનું શિક્ષણ અપાતું કે નથી માંદાઓની માવજતની રીત જણાવવામાં આવતી. આવા અધુરા શિક્ષણનું પરિણામ એ થાય છે કે હમે બાહ્ય ડાળદિમાકને ઉચ્ચતાનું શિરોબિન્દુ માની તેને ગ્રહણ કરીયે છીયે. અને એવી કૃત્રિમતામાં ફસાતાં અર્ધ શીખેલ અભિમન્યુની માફક અથડાઇ પડીયે છીયે, અર્થાત્ ખોટી નાજુકાઈથી રોગના ભોગ થઇ હમારે હાથે હમારૂં શિર કાળને સ્વાધીન કરીયે છીયે." સુશીલાએ કહ્યું.

સત્ય: "શું તેં કહી તેવી સ્થિતિ સ્ત્રીઓની હશે!"

"એથી પણ અધમ. ભાઇ, તમે હમારી તરફ કેટલા બેદરકાર રહો છો તેનો તમને સ્વપ્ને પણ ખ્યાલ નહીં હોય. છતાં એટલું તો યાદ રાખવા જેવુંજ છે કે "બે હાથ વિના તાળી પડશે નહીં" તમારૂં વામ અંગ જ્યાંસુધી રોગમાં સડયા કરે છે, ત્યાંસુધી તમારાથી ઉન્નતિક્રમમાં આગળ વધાવાનું નથી. તમે આગળ વધવા મ્હાતા હો તો, તમે સુખી થઇ સૃષ્ટિસુખ પૂર્ણ બનાવવા મ્હાતા હો તો પ્રથમ તમારા વામ અંગની દવા કરો. આપણી સ્ત્રીઓને "શું જોઇએ છીયે" તે તપાસો."

"તો તમેજ કહોને બ્હેન કે આપણી સ્ત્રીઓને શેની જરૂર છે?"

"આપણી સ્ત્રીઓને સાત્વિક અને સમાજને મદદ કરી શકાય તેવા–ઉપયોગી થાય તેવા જ્ઞાનની ઘણી જરૂર છે. હમે કુવામાંના મેડકની હાલત ભોગવીએ છીએ. તેમાંથી નીકળવા માટે પણ હમારે સાત્વિક અને ધર્મ બળવર્ધક જ્ઞાનની જરૂર છે. જ્યારે હમને ઉપયોગિતાપૂર્ણ શિક્ષણ આપવામાં આવશે ત્યારેજ હમે હાલના આ ન્હાના કુંડાળામાંથી બ્હાર નીકળીશું; અને આ વિશાળ જગતને બરાબર ઓળખી શકીશું; ત્યારેજ પ્રભુતાપૂર્ણ વિશ્વસ્નીય કુદરતનો ઉપયોગ કરી અને કરાવી શકાશું. હમારે મહમુદનો બાપ કોણ હતો, બુઑરો ક્યારે લઢી મર્યા, તે જાણવાની જેટલી જરૂર છે તેટલીજ–તેથી પણ વધારે વ્યાયામ અને આરોગ્યના નિયમો જાણવાની જરૂર છે. આવા પ્રકારનું શિક્ષણ મળશે ત્યારેજ હમે હમારી, તમારી અને જનસમુદાયની માનસિક અને શારીરિક તંદુરસ્તી જાળવતાં શીખીશું અને શીખવી પણ શકીશું."

વાતમાં વખત ઘણો થઇ ગયો. સાંજ પડી ગઇ. સુશીલા અને સુકુમારીના પતિઓ સત્યપ્રસાદને ફરવા જવા માટે બોલાવવા આવ્યા. તેમને બેસાડયા. સુકુમારીએ તેના ભાઇ (સુશીલાના પતિ)ને ઉપરની વાત જણાવીને સાથે સાથે પ્રતિજ્ઞા લેવા સૂચવ્યું. ત્રિપુટીએ ઘણી ખુશી સાથે પ્રતિજ્ઞા લેવા કબુલ કર્યું. "દરેક ગામોમાં કન્યાઓ સુલભતાથી ઓછા-માં ઓછા સોળ વર્ષ સુધી કેળવણીનો લાભ લઇ શકે તે પછીજ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે એવા યત્નો કરવા" વિગેરે સુહેતુપૂર્ણ પ્રતિજ્ઞાઓ લીધી. તેને તન મન અને બનતી ધનની મદદથી જનસમાજમાં ફેલાવીને દસાવવા નિયત કર્યું. પ્રતિજ્ઞાઓ લેવા ગયા પછી, દૂર રસ્તાપર કોઇના આવાનો સ્વર આવ્યો. છુટક છુટક કડીયો સંભળાવા લાગી........

સ્વદેશની ભક્તિરે જો કોઇ વિરલો જાણે;

× × × ×

વળી બીજો સ્વર આવ્યો........

(૬૦૫) વિજય ટેક કરો આજે,
મળ્યા સૌ હિંદના જાયા;
મળ્યા સઉ હિંદના જાયા,
ધરા ઝગઝાવજો કાયા...

સૌ છુટાં પડ્યાં.
[illegible]સન્ધ્યા સખિએ આકાશમાં તારલાઓ ચમકવા લાગ્યા.

સ્વપ્નમાં પૂર્વ ક્ષિતિજમાં ઉદયનાથને પોતાનાં કોમળ કીરણો પ્રસારતાં જોયા. આકાશ વાણી સંભાઈ... "દેવીઓને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાઓ."

---

# "આપણી જ્ઞાતિની સ્ત્રીઓની તન્દુરસ્તી શી રીતે સુધરી શકે?"

લેખક—સૌ. અવન્તિકા, વડોદરા.

આપણી જ્ઞાતિની બ્હેનોની તન્દુરસ્તી શી રીતે સુધરી શકે, તે વિષે લખતાં તે સાથે આપણી જ્ઞાતિની બ્હેનોની તન્દુરસ્તી બગડવાનાં કિયાં કારણો છે તે વિષયનો પણ અંદર સમાવેશ થાય તો સારૂં, એમ લાગતાં નીચે મુજબ મારા વિચારો આપ સર્વેની સમક્ષ મુકું છું.

આપણી બ્હેનોની તન્દુરસ્તી બગડવાના કારણો તેઓ પોતેજ જોએ છે તે છતાં અફસોસની વાત છે કે, તેને માટે બનતા ઉપાયો લેવાને જોઇએ તેવી કાળજી તેઓ રાખતાં નથી, અને તેમાં ખરાબી તેમની પોતાનીજ થાય છે.

બાળા જન્મથીજ હલકી અને અધમ લેખાય, તેનાં તન અને મન કેળવવા તરફ બેદરકારી રખાય છે, તો પછી તેને ઉછેરવામાં પુત્ર જેટલી કાળજી તો ક્યાંથીજ લેવાય, અને તે બાળા જ્યારે માતા થાય ત્યારે પોતાના છોકરાંને શી કેળવણી આપી શકે !

બાળાઓને ભણીને શું કરવું છે, ક્યાં કમાવા જવું છે, તે ભણીને ઉદ્ધત રૂપ જાય છે, આવા ખોટા વિચારોથી બાળાને પુરી કેળવણી આપવામાં આવતી નથી. [illegible] પણી જ્ઞાતિમાં કેળવણીની ખામી છે; અને સંપૂર્ણ કેળવાયેલી એકપણ બાળા જોવામાં [illegible] નથી. મોટી ઉમ્મરની બ્હેનોમાં પણ કેળવણીના અભાવે, ડહાપણ, વિવેક, નાજુકપણું અને ગંભીરતા, વિગેરે ગુણો, એક કેળવાયેલી સ્ત્રીના જેટલા હજી સુધી જોવામાં આવતા નથી.

[illegible] જમાનો કેળવણીનો છે અને તે પ્રમાણે આપણી ન્હાની બ્હેનો ભણવાને [illegible] છે, પરંતુ આપણી ચાલતી આવેલી રૂઢિને લઇને તેઓને ૪-૫ ચોપડી [illegible] તો [illegible]ડી લે છે અને બાળાની ૧૨ વર્ષની ઉમ્મર થતાં તે મોટી થઇ [illegible] ગણાતા થાય છે. તેથી ૭ થી ૧૨ વર્ષની ઉમ્મર સુધીમાં કાંઇક [illegible] ત્યારબાદ માતાપિતા તેનાં લગ્ન કરવાને ઇંતેજાર હોય છે, ને [illegible] પક્ષ તેના ઉપર હક ધરાવી, તેને પોતાને

આટલી વયમાંથીજ ગૃહસંસારના ચક્ર નીચે આવતાં તેઓ ઉગતાં પાંગરતાં નિર્દોષ રમતો રમતાં હોય, ત્યાંતો 'પત્ની થઇ પરે ગૃહે ગઇ' એ વાક્ય તેઓને લાગુ પડે છે; તેથી તેમની મનની કેળવણી માટેના હોંસ અને ઉત્સાહ બાજુએ રહી જાય છે, અને મનને વિકસાવવાને સમયે, પુત્રવધુ થઇ ગંભીર ફરજો બજાવવાની તેમને શિર પડતાં, ન્હાનપણુંથીજ એવાં કચડાઇ જાય છે, કે પછી, શરીરને કે મનને ખીલવવાની કે સંભાળવાની શક્તિ તેઓનામાં રહેતી નથી; તેમ તેમને તેવી તક પણ મળતી નથી; અને મળે છે તો તેનો પુરો ઉપયોગ કરવામાં આવતો નથી. ન્હાનપણુંથીજ વર, સાસુ, સસરો એવી ભાવના બાળાઓમાં થઇ જાય છે અને બાળલગ્નોને લઇને, આપણી બ્હેનો પાકી વયમાં આવ્યા પહેલાજ ગર્ભ ધારણ કરે છે, અને ૧૪-૧૫ વર્ષની ઉમ્મરે હજી તો બાળાજ કહેવાતી હોય તેટલામાં માતા થઇ, માતા તરીકેની ગંભીર ફરજો તેને શિરે આવી પડે છે।

માતાની કાચી વય અને નબળા બાંધાથી કન્યાઓ જન્મથીજ નબળી હોય છે. આવી રીતે કાચી વયમાં શરૂ થતો ગૃહસંસાર, વખતોવખત આવતી સુવાવડ અને કસુવાવડથી આપણી બ્હેનોનો બાંધો પરિપક્વ થતા પહેલાંજ નબળો પડી જાય છે. અને પરિણામે હીસ્ટીરીયા-ક્ષય-સુવારોગ-નબળાઇ વગેરે દર્દો શરીરમાં પગપેસારો કરે છે.

પિયરમાં કે શ્વસુરપક્ષમાં જ્યાં હોય ત્યાં ખોટી મર્યાદાને લઇને ઘણી બ્હેનો ગંભીર દરદો મુંગેમોઢે સહન કરે છે; પોતે સમજે નહીં અને બીજાને પુછતાં કે કહેતાં શરમ લાગે, આથી પરિણામે લાંબે વખતે વધી ગયેલા રોગો અટકાવી શકવા મુશ્કેલ થઇ પડે છે.

આગળના વખતમાં સ્ત્રીઓ થોડું ઘણું વૈદકનું જ્ઞાન ધરાવતી, અને તેને લઇને સ્ત્રીઓનાં સામાન્ય દર્દો વિશે એક બીજાને પુછી કરીને તે પ્રમાણે દવા કરતી. આથી શરીરને બહુ હાનિ પહોંચતી નહીં. હવે તેવા વૈદકના જ્ઞાનના અભાવે આપણી બ્હેનોના રોગો વધી જાય છે, ત્યાં સુધી શરમને લીધે તેઓ કહેતાં અચકાય છે.

આપણા હિન્દુ સંસારના રીત રિવાજોમાં સ્વચ્છતા, સુઘડતાના નિયમો હજુ ઘણાજ થોડા પાળવામાં આવે છે એમ તો કહેવુજ પડશે. આપણા સુવાવડના ઓરડા જુઓ. અંદર ખુલ્લી હવા કે અજવાળાનું તો નામજ નહીં! વખતે બારી કે જાળી હોય તો તેમાં કપડાંના ડુચા ભરી બંધ કરવામાં આવે છે, તેથી બિચારી સુવાવડી સ્ત્રીને અંધકારમય કારાગૃહમાં પુરવામાં આવે છે. તેને સુવા માટે પણ મેલામાં મેલાં અને જુનામાં જુનાં સંઘરી રાખેલાં લુગડાં તથા ગાદલાં આપવામાં આવે છે, પછી તે ગમે તેવાં વાપરેલાં હોય તો પણ કાંઇ વાંધો નહીં. એને વાપરનારની તન્દુરસ્તી કરતાં પણ તે લુગડાંની કીંમત વધારે કરે છે; અને તે સંભાળીને જાળવી રાખે છે. આવા જુના રિવાજથી આપણી બ્હેનોની તન્દુરસ્તી ઉપર ખરાબ અસર થાય છે, તો તરતનાં જન્મેલાં નાનાં બચ્ચાંઓ ઉપર તેની અસર થાય તેમાં કાંઇ નવાઇ નથી. આટલું બધું ઘાતકીપણું ગુજરવાથી આપણી બ્હેનો અંદર અકળાઇ જાય અને માંદગી ભોગવે એમાં કાંઇ વિશેષ નવાઇ નથી. ખુલ્લી હવાના કેવા ફાયદા છે તે હજુ આપણી બ્હેનો સમજતી નથી, અને કેટલીક સમજે છે તે વડીલ વર્ગની મર્યાદા અંગર બ્હીકને લઇને બોલી શકતી નથી, અને પોતાના વિચારો અમલમાં મુકી શકતી પણ નથી.

(ગઝલ) વિજય ડંકા કરો આજે,
મળ્યા સૌ હિંદના જાયા,
મળ્યા સઉ હિંદના જાયા,
ચરા ઝળકાવજો કાયા ..

સર્વે છુટાં પડયાં.

નિ:શબ્દ રાત્રિએ આકાશમાં તારલીઓ ચમકવા લાગ્યા.

સ્વપ્નમાં પૂર્વ ક્ષિતિજમાં ઉદયનાથને પોતાનાં કોમળ કીરણો પ્રસારતાં જોયા. આકાશ વાણી સંભાય...
"દેવીઓને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાઓ."

## "આપણી જ્ઞાતિની સ્ત્રીઓની તન્દુરસ્તી શી રીતે સુધરી શકે?"

લેખક—સૌ. અવંતિકા, વડોદરા

આપણી જ્ઞાતિની બ્હેનોની તન્દુરસ્તી શી રીતે સુધરી શકે, તે વિશે લખતાં તે સાથે આપણી જ્ઞાતિની બ્હેનોની તન્દુરસ્તી બગડવાનાં કિયાં કારણો છે તે વિષયનો પણ અંદર સમાવેશ થાય તો સારૂં, એમ લાગતાં નીચે મુજબ મારા વિચારો આપ સર્વેની સમક્ષ મુકું છું

આપણી બ્હેનોની તન્દુરસ્તી બગડવાનાં કારણો તેઓ પોતેજ જાણે છે તે છતાં અફસોસની વાત છે કે, તેને માટે બનતા ઉપાયો લેવાને જોઇએ તેવી કાળજી તેઓ રાખતાં નથી, અને તેમાં ખરાબી તેમની પોતાનીજ થાય છે.

બાળા જન્મથીજ હલકી અને અધમ લેખાય, તેનાં તન અને મન કેળવવા તરફ બેદરકારી રખાય છે, તો પછી તેને ઉછેરવામાં પુત્ર જેટલી કાળજી તો ક્યાંથીજ લેવાય, અને તે બાળા જ્યારે માતા થાય ત્યારે પોતાનાં છોકરાંને શી કેળવણી આપી શકે?

બાળાઓને ભણીને શું કરવું છે, ક્યાં કમાવા જવું છે, તે ભણીને ઉદ્ધત બની જાય છે, આવા ખોટા વિચારોથી બાળાને પુરી કેળવણી આપવામાં આવતી નથી. આપણી જ્ઞાતિમાં કેળવણીની ખામી છે, અને સંપૂર્ણ કેળવાયેલી એકપણ બાળા જોવામાં આવતી નથી. મ્હોટી ઉમ્મરની બ્હેનોમાં પણ કેળવણીના અભાવે, ડહાપણ, વિવેક, શાણપણ અને ગંભીરતા, વિગેરે ગુણો, એક કેળવાયેલી સ્ત્રીના જેટલા હજી સુધી જોવામાં આવતા નથી.

હાલનો જમાનો કેળવણીનો છે અને તે પ્રમાણે આપણી ન્હાની બ્હેનો ભણવાને ઉત્સાહી દેખાય છે, પરંતુ આપણી ચાલતી આવેલી રૂઢિને લઇને તેઓને ૪-૫ ચોપડી, ભણે ત્યાં તો શાળામાંથી ઉઠાડી લે છે અને બાળાની ૧૨ વર્ષની ઉમ્મર થતાં તે મોટી થઇ તેથી શાળામાં જવાય નહી એવી માન્યતા થાય છે. તેથી ૭ થી ૧૨ વર્ષની ઉમ્મર સુધીમાં કાંઇક કેળવણી લઇ શકે છે, પણ ત્યારબાદ માતાપિતા તેનાં લગ્ન કરવાને ઇંતેજાર હોય છે, ને બાળાનાં લગ્ન થયા પછી શ્વસુર પક્ષ તેના ઉપર હક ધરાવી, તેને પોતાને ઘેર બોલાવી લે છે.

આટલી વયમાંથીજ ગૃહસંસારના ચક્ર નીચે આવતાં તેઓ ઉગતા ખીલતાં નિર્દોષ રમતો રમતાં હોય, ત્યાંતો 'પત્ની થઇ પર ગૃહે ગઇ' એ વાક્ય તેઓને લાગુ પડે છે, તેથી તેમની મનની કેળવણી માટેના હોંશ અને ઉત્સાહ બાજુએ રહી જાય છે, અને મનને વિકસાવવાને સમયે, પુત્રવધુ થઇ ગંભીર ફરજો બજાવવાની તેમને શિર પડતા, ન્હાનપણુંથીજ એવાં કચડાઇ જાય છે, કે પછી, શરીરને કે મનને ખીલવવાની કે સંભાળવાની શક્તિ તેઓનામાં રહેતી નથી, તેમ તેમને તેવી તક પણ મળતી નથી, અને મળે છે તો તેનો પુરો ઉપયોગ કરવામાં આવતો નથી ન્હાનપણથીજ વર, સાસુ, સાસરૂં એવી ભાવના બાળાઓમાં થઇ જાય છે અને બાળવયોને લઇને, આપણી બ્હેનો પાકી વયમાં આવ્યા પહેલાંજ ગર્ભ ધારણ કરે છે, અને ૧૪–૧૫ વર્ષની ઉમ્મરે હજી તો બાળાજ કહેવાતી હોય તેટલામાં માતા થઇ, માતા તરીકેની ગંભીર ફરજો તેને શિરે આવી પડે છે!

માતાની કાચી વય અને નબળા બાંધાથી કન્યાઓ જન્મથીજ નબળી હોય છે. આવી રીતે કાચી વયમાં શરૂ થતો ગૃહસંસાર, વખતોવખત આવતી સુવાવડ અને કસુવાવડથી આપણી બ્હેનોનો બાંધો પરિપક્વ થતા પહેલાંજ નબળો પડી જાય છે અને પરિણામે હીસ્ટીરીયા–ક્ષય–સુવારોગ–નબળાઇ વગેરે દર્દો શરીરમાં પગપેસારો કરે છે.

પિયરમાં કે શ્વસુરપક્ષમાં જ્યાં હોય ત્યાં ખોટી મર્યાદાને લઇને ઘણી બ્હેનો ગંભીર દરદો મુંગેમોઢે સહન કરે છે, પોતે સમજે નહીં અને બીજાને પુછતાં કે કહેતાં શરમ લાગે, આથી પરિણામે લાંબે વખતે વધી ગયેલાં રોગો અટકાવી શકવા મુશ્કેલ થઇ પડે છે

આગળના વખતમાં સ્ત્રીઓ થોડું ઘણું વૈદકનું જ્ઞાન ધરાવતી, અને તેને લઇને સ્ત્રીઓના સામાન્ય દર્દો વિશે એક બીજાને પુછી કરીને તે પ્રમાણે દવા કરતી આથી શરીરને બહુ હાનિ પહોંચતી નહીં. હવે તેવા વૈદકના જ્ઞાનના અભાવે આપણી બ્હેનોનો રોગો વધી જાય છે, ત્યાં સુધી શરમને લીધે તેઓ કહેતા અચકાય છે.

આપણા હિન્દુ સંસારના રીત રિવાજોમાં સ્વચ્છતા, સુઘડતાના નિયમો હજુ ઘણાજ થોડા પાળવામાં આવે છે એમ તો કહેવુંજ પડશે આપણા સુવાવડના ઓરડા જુઓ. અંદર ખુલ્લી હવા કે અજવાળાનું તો નામજ નહીં! વખતે બારી કે જાળી હોય તો તેમાં કપડાના ડુચા ભરી બંધ કરવામાં આવે છે, તેથી બિચારી સુવાવડી સ્ત્રીને અંધકારમય કારાગૃહમાં પુરવામાં આવે છે. તેને સુવા માટે પણ મેલામાં મેલાં અને જુનામાં જુનાં સંધેલાં ગોદડાં તથા ગાદલાં આપવામાં આવે છે, પછી તે ગમે તેનાં વાપરેલા હોય તો પણ કાંઇ વાંધો નહીં. એને વાપરનારની તન્દુરસ્તી કરતાં પણ તે લુગડાની કીમત વધારે કરે છે; અને તે સંભાળીને જાળવી રાખે છે. આવા જુની રિવાજથી આપણી બ્હેનોની તન્દુરસ્તી ઉપર ખરાબ અસર થાય છે, તો તરતનાં જન્મેલાં નાનાં બચ્ચાંઓ ઉપર તેની અસર થાય તેમાં કાંઇ નવાઇ નથી. આટલું બધું બાળકપણું ગુજરનારી આપણી બ્હેનો અંદર અકળાઇ જાય અને માંદગી ભોગવે એમાં કાંઇ વિશેષ નવાઇ નથી. ખુલ્લી હવાનાં કેવા ફાયદા છે તે હજુ આપણી બ્હેનો સમજતી નથી, અને કેટલીક સમજે છે તે વડીલ વર્ગની મર્યાદા આગળ કોઇને લઇને બોલી શકતી નથી, અને પોતાના વિચારો અમલમાં મુકી શકતી પણ નથી.

આપણી બ્હેનો ઘણીખરી તો સુવાવડમાંજ મૃત્યુના મુખમાં સપડાઇ છે; અને બ્હેનોનાં દર્દોનું વધતું પ્રમાણ પણ સુવાવડથીજ શરૂ થાય છે.

હજી તો દવાથી ટકાવી રાખેલું શરીર કંઇક ઠીક ઠીક ચાલતું હોય, ત્યાં જોગનજોગે બીજા બાળકને સંભાળવાની ફરજ આવી પડે છે।

આવી રીતે અશક્ત થયેલી બ્હેનો માણસો દ્વારાજ બાળકોને ઉછેરે છે અને કેટલાંક દુર્ભાગી બાળકો માતાનું સ્તનપાન કરવાને પણ ભાગ્યશાળી થતાં નથી; આયા અથવા દુધ ઉપર તેમનું જીવન ટકાવવું કોઈ વખતે મુશ્કેલ થઇ પડે છે. આવી સ્થિતિ આપણી બ્હેનોની છે તો તેમાં યોગ્ય સુધારો કરવાની ઘણી જરૂર છે. અસલના વખતમા સુવાવડના ઓરડા ગમે તેવા હત અને ઉપરાઉપરી સુવાવડ કસુવાવડ આવતી તોપણ સ્ત્રીઓના મજબુત બાંધાથી, સાદા, સાત્વિક અને પૌષ્ટિક ખોરાકથી તેમના શરીર ઉપર બહુ દવા અસર કરી શક્તી નહી. બીજું આપણી જ્ઞાતિમાં સ્ત્રીડાક્ટરો તથા નર્સોનો લાભ જોઇએ તેવો લેવાતો નથી. તેમ ઉજ્જડ ગામમાં એરંડા રૂપે એક કે બેજ તેવી સ્ત્રીઓ હોય છે અને તેમનો મિજાજ આપણી બ્હેનો સહન કરી શક્તી નથી, તેમ તેમનાં લાંબાં બિલો આપણા મધ્યમ વર્ગના લોકોને આકરાં પડે છે, તેથી પૈસાદાર લોકોજ તેનો લાભ લઈ શકે છે. આથી સાધારણ રીતે તો દાયણનેજ બોલાવવામાં આવે છે, જેઓ હવે પહેલાંના જેવી હોશિયાર નહી હોવાથી ઉંટવૈદોની માફક પોતાનું ઉંટવૈદું ચલાવે જાય છે, અને તેથી.કરીને આપણી બ્હેનોનાં શરીર ખરાબ થઇ દિવસે દિવસે ક્ષીણ બનતાં જણાય છે. આ વસ્તુસ્થિતિમાં આપણી બ્હેનો નિર્માલ્ય, નિસ્તેજ, લોહી વગરની, ફિક્કાચ્હેરાવાળી, ભુખ ન લાગવાની નિરંતર ફરિયાદ કરનારી, થાય તેમાં શી નવાઇ ?

હાલમાં આપણી બ્હેનોનો ખોરાક ખારો, ખાટો, અતિ તીખો, ગરમ, પ્રકૃતિને તામસી બનાવી દે તેવો હોય છે. તેમ ખાવાપીવામાં મિતાહારી રહેવુ, પાચન થઇ શકે તેવો, ને તેટલોજ ખોરાક ખાવો વગેરેનું જોઇએ તેવું જ્ઞાન આપણી બ્હેનોમાં નથી અને તેથી તન્દુરસ્તીને ઘણું નુકશાન થાય છે. પતિ ઉદ્યોગાર્થે પરદેશ જાય ત્યારે સાથે પત્નીને જવાની ફરજ છે, અને ત્યાંતો ગૃહકાર્યમાં રસોઇ શિવાય બીજું કામ કરવામા આપણી બ્હેનો હલકાઇ સમજે છે અને બધુ કામ નોકરોદ્વારા લે છે, અને લગભગ આખો દિવસ વ્યતીત કરતાં તેમને કંટાળો આવે છે.

જમીને બેસવું સુવું ફુરસદને વખતે વાંચવું ભરવું ગુંથવું અને સાંજરે ફરવા જવુ અથવા કોઇને ત્યાં મળવા જવું એ આપણી બ્હેનનો કાર્યક્રમ હોય છે. ફરવા જવાની સગવડ તો કોઇક બ્હેનોનેજ મળે; બાકી ઘરમાં બેસી રહેવાથી શરીરમાં શિથિલતા આવે છે.

અસલના વખતમાં સ્ત્રીઓ મજબુત અને હિમ્મતવાળી હતી. તેઓ ગમે તેવાં દુઃખને વખતે પણ ધીરજ રાખી શક્તી. તેમના શરીરનો બાંધો સુશોભિત તથા ઘાટદાર હતો. ઘર કામને લીધે મળતી અંગ કસરતથી તેમનાં શરીર કસાયલાં હતાં, વળી તેઓ પ્રાતઃકાળમાં વહેલી ઉઠતી અને સૂર્યોદય થતાં પહેલાં ઘરકાર્યથી પરવારી કુટુમ્બની સંભાળમાં તત્પર રહેતી. વળી સાયંકાળ દેવદર્શન નિમિત્તે પણ બહાર જઇ ખુલ્લી હવાનો લાભ લેતી અને તેને લઇને તેઓની તન્દુરસ્તી સારી રહેતી.

હાલમાં આપણી બ્હેનોના વાંચવામાં જ્યાં ત્યાં શૃંગારી નોવેલોજ નજરે પડે છે અને તે વાચતાં બ્હેનોનાં મન તીવ્ર ચંચળ તથા ઉદ્ધત બની જાય છે અને તેઓ પોતાના ઉપર કાબુ રાખી શકતાં નથી ભરવું ગુંથવું તે તો સારૂંજ છે પણ તે સ્થિતિને અનુસરીને થાય તો સારૂં, પણ હાલમાં તો દેખાદેખીને લઈને થાય છે, અને તેથી ખર્ચ વધે છે.

કેટલીક બ્હેનો ખોટી નાજુકાઈ અને સુધારાની ઘેલછાથી તથા પરદેશમાં મળેલી સ્વતંત્રતાથી ઉદ્ધત બની જાય છે અને બિલકુલ મહેનત લેતી નથી. આપણી બ્હેનો સ્વચ્છતા તથા સુઘડતાના નિયમો જાણતીજ નથી. તેઓનાં ઘર તથા આંગણાં જોતાંજ કંટાળો ઉપજે છે, ત્યારે ત્યાં બેસવું તો શેનેજ કેમ? જે ચીજ જે જગ્યાએ જોઈએ ત્યાં નજ હોય તેથી ઘણાં ઘરમાં હમેશાં શોધખોળ થાય છે, તેમની રહેણીકરણી જુઓ, ઘરની ગોઠવણી જુઓ, કપડાં જુવો, તો એ બધું કંટાળો ઉપજાવે તેવું હોય છે

બાળકોને સ્વચ્છ રાખીને ઋતુ અનુસાર કપડાં પહેરાવવાં જોઈએ, તેને બદલે તેમના શરીર ઉપર મેલ જોવામાં આવે છે, અને તે ઘણે ભાગે વસ્ત્ર વિનાનાં ફરતાં હોય છે. પતિનાં કપડાંની પણ બેદરકારી રાખે છે, મેલાં થયાં હોય તોપણ નિયમસર ધોઈને ત્યાં કોણ આપે? આવી રીતે સ્વચ્છતાના નિયમો ન પાળવાથી આપણી બ્હેનોની અધોગતિ થએલી છે.

માતા કેળવાયેલી હોય, સ્વચ્છતાના નિયમો જાણતી હોય તોજ તેનાં બાળકો તન્દુરસ્ત અને સ્વચ્છ રહે છે, અને ઘરનાં માણસો ખાવે પીવે સુખી હોય છે.

આપણી બ્હેનોની તન્દુરસ્તી બગડવાનું કારણ એકલી સ્ત્રીઓજ નથી પણ તેમાં કેટલેક ભાગે પુરૂષ પણ જોખમદાર છે. પુરૂષો જ્યાં સુધી આહાર અને વિહારના નિયમો જાણવા છતાં તે બરાબર પાળતા નથી ત્યાંસુધી આપણી બ્હેનોની તન્દુરસ્તી સુધરી શકશે નહી.

દરેક પુરૂષે પોતાની પત્નીને "વહુને શીખામણ" "ધાત્રી શિક્ષા ભાગ ૨" વગેરે સુવાવડને યોગ્ય પુસ્તકો ઘરમાં રાખી વંચાવવાં જોઈએ, કારણ તેવાં પુસ્તકો એક સખીની ગરજ સારે છે અને તેથી તેઓ ભમે તેવા સુવાવડના કષ્ટ વખતે તેમનું મન શાન્ત રાખી બીજાને ધીરજ આપી શકે છે

છેવટે એટલુંજ કહીશ કે મોટી ઉમ્મરની બ્હેનો માટે સમાજ દ્વારા શાળા સ્થાપવી જોઈએ અને તેમાં મોટી ઉમ્મરે લગ્નો, બ્રહ્મચર્ય, સ્વચ્છતા, ખુલ્લી હવા વગેરેથી કેવા ફાયદા છે, તે વિસ્તવાર સમજાવવું જોઈએ.

બાળલગ્નો અટકાવવાં જોઈએ કે જેથી બ્હેનોને કેળવણીનો સંપૂર્ણ લાભ આપી શકાય અને તેમનાં શરીર ગૃહસ્થાશ્રમને માટે યોગ્ય થઈ શકે.

નાની બાળાઓને અંગ કસરત, મરદામ, તથા સ્વચ્છતા, સુઘડતા તથા આરોગ્યના નિયમો, ખુલ્લી હવાનો લાભ વગેરે બાબતોની, ઘરમાંની રહેણી કરણીથી યોગ્ય માહિતી આપવી જોઈએ, વળી તેમને ઈશ્વરમાં આસ્થા બેસાડી તેની પ્રાર્થના કરતાં શિખવી, ધર્મનું જ્ઞાન આપવું જોઈએ સતીઓનાં જીવનવૃત્તાંત, પુરાણોની કથાઓ, શરીરની રચના વગેરે વિષયો ઉપર સાદી ભાષામાં લખેલાં પુસ્તકો વાંચવા આપવાં જોઈએ આવી રીતે કેળવાયેલી બાળાઓ જ્યારે માતા થશે ત્યારેજ તેઓ પોતાની સંતતિને ઉત્તમ કેળવણી આપી ભવિષ્યની પ્રજાને સુધારી શકશે. અસ્તુ*

* શ્રી નડિઆદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજમાં આ નિબંધ ઇનામ માટે પસંદ કરવામાં આવ્યો હતો.

## विद्याकला.

# દરિયાનું પાણી ખારૂં કેમ છે?

લેખક:–રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ એમ. એ, બી. એસ સી.

માણેકઠારી પૂર્ણિમાની રૂપેરી રાતે અમે મુંબાઇના પાલવા બંદરે ઉપર ફરવા ગયા હતા. મ્હારી સાથે મ્હારા બે ભત્રિજા હતા. રસિકની ઉમ્મર પંદર વર્ષની હતી અને રસ્તામાં ચાલતાં ચાલતાં પણ તે તેના આનંદી, ટીખળી અને મસ્તીખોર સ્વભાવથી સર્વ કોઇનું ધ્યાન ખેંચી રહ્યો હતો. જયન્ત પાંચ વર્ષનો હોવા છતાં શાન્ત અને ઠરેલ લાગતો હતો; પણ તેને આડાતેડા સવાલ કરવાની ટેવ ઘણીજ હતી. તેના સવાલના જવાબ વિચિત્ર રીતે આપવા અને તેને ચ્હીડવવાનો પ્રયત્ન કરવો એ રસિકનું મ્હોટું કામ હતું, અને તેમાં તેને ઘણી ગમ્મત પડતી. બંદર પરથી ઘણી હોડીઓ ચંદ્રના શાન્ત પ્રકાશનો લાભ લેવા નીકળી પડી હતી. અમે પણ એક હોડીમાં બેઠા. થોડે દૂર ગયા એટલે જયન્તને તરસ લાગી અને રસિકની સાથે પાણી સંબંધી ખાનગી વાત શરૂ થઈ. મ્હારૂં ધ્યાન પાલવા બંદરના કિનારા ઉપરના તાજમહાલ હોટેલ અને તેની સાથેનાં મકાનોની હારનો ભવ્ય દેખાવ જોવામાં રોકાએલું હતું. એટલામાં "આતો ખારૂં અને કડવું છે! હક! થુ!" એવા શબ્દો થોથવાયેલા જયન્તના મોંમાંથી નીકળતા સાંભળ્યા પાછળ ફરીને જોતાં માલમ પડયું કે મસ્તીખોર રસિકે તરસ્યા જયન્તને પાણીને બ્હાને દરીઆનું પાણી ખોબો ભરીને પાઈ દીધું હતું. રસિક જોરભેર હસતો હતો; જયન્ત રોવા જેવો થઇ ગયો હતો; મ્હારી ગુસ્સાભરી નજર પડતાંજ રસિક ચેતી ગયો, જેથી જયન્તનો દોસ્ત થઇને તેને ફોસલાવવા લાગ્યો. ખીસ્સામાંથી પીપરમીંટની એક બે ગોળીઓ આપીને અને ઉપરથી એલચીના દાણા ખવડાવીને જયન્તનું મ્હોં હસતું કર્યું. હોડીની ગતિ તો આગળ ચાલુજ હતી. જયન્ત પુછવા લાગ્યો "કાકા, દરીઆનું પાણી ખારૂં કેમ હશે?"

–"તેમાં મીઠું અને બીજા ખારા ક્ષાર હોવાથી ખારૂં લાગે છે." મ્હેં જવાબ આપ્યો.

"આમાં મીઠું કોણે નાંખ્યું હશે? આપણે ચાલુંદ કરનારી હોડીમાં બેસીને ગયા હતા ત્યાં તો પાણીમાં મીઠું નહોતું ને પાણી તો સારૂં લાગતું હતું." જયન્તનો સવાલ આગળ વધ્યો.

ટીખળી રસિકે વચ્ચે ઉમેર્યું. "એ તો આજે સવારે તેં મ્હને રમવાના પત્તાં ન્હોતાં આપ્યાં તેથી મ્હેં મ્હારા હાથમાં મીઠું નાંખીને તને ખારૂં પાણી પાયું હતું. હવે જોવું હોય તો દરિયાનું પાણી ફરીથી પી જો, આટલે દૂર આવ્યા પછી પાણી ખારૂં નહીં લાગે."

જયન્ત મ્હારા સ્હામું જોઇ રહ્યો. મ્હેં હસીને પાણી પીવાની ના કહી. "દરિયાનું પાણી બધે ઠેકાણે ખારૂં હોય છે માટે તે પાણી કદી પીતું નહી. હવે થોડીવારમાં હોડી પાછી ફરશે, અને આપણે ઘેર જઇને પાણી પીશું."

"પણ કાકા, દરિયામાં મીઠું કોણે નાખ્યું હશે?" જયન્તનો સવાલ ફરીથી પૂછાયો.

"પરમેશ્વરે નાખેલું! બીજા કોણે?" રસિક પોતાની મજાક કરવાની ટેવ છોડીને જરા હાવકા મ્હોડે બોલ્યો.

"પણ પરમેશ્વરે શું કરવા નાખ્યું?" જયન્ત આટલાથી સમજે તેમ નહોતો.

આ પ્રમાણે વાદવિવાદમાં કાંઇ લાભ નહોતો તેથી મેંજ ખુલાસો કર્યો:—

"દરિયામાં મીઠું કોણે નાખ્યું તેનો જવાબ મળવો મુશ્કેલ છે. પરન્તુ દરિયાની ખારાશ કેવી રીતે આવી તે સમજવું સહેલું છે. દરિયાની અંદર પાણી આવે છે તે નદીઓમાંથી આવે છે અને ડુંગરો અને શહેરોની નજીક થઇને આવતી વખતે નદીઓમાં ખારાશનો થોડોએક ભાગ હોય છે."

"પણ નદીનું પાણી તો મીઠું અને સારું લાગે છે. તો તેમાં વળી ખારાશ ક્યાંથી આવી?" રસિક હવે આ વાતમાં રસ લઇને બોલ્યો.

"નદીનાં પાણીમાં રહેજ ખારનો ભાગ હોય છે. કોઇ વખતે એકાદ નદીનું પાણી સુકાઇ જાય છે તો ત્યાંની રેતીમાં આ ખાર ચોકખો દેખાય છે"

"હા, હા, ખરી વાત. એક વખત હું દાદાની સાથે નદીએ ન્હાવા ગયો હતો ત્યાં મને "ઉસ" વાળી રેતી દેખાતી હતી. એ ઉસ કપડાં ધોવાના કામમાં આવે છે. ખરી વાતને?" રસિકે પોતાની અક્કલ અને યાદદાસ્ત દેખાડયાં.

"હા, ઉસ ખારો પદાર્થ છે. આવા ખારા પદાર્થો નદીની સાથે દરિયામાં ભળી જાય છે. હવે દરીઆમાંનું પાણી દરરોજ સુકાતું જાય છે; સૂર્યના તાપથી પાણીની વરાળ થઇને આકાશમાં ગુમ થઇ જાય છે. પરંતુ અંદર રહેલા ખારો દરિયામાંજ રહે છે. આથી દરવર્ષે દરિયાની ખારાશ વધતી જાય છે. અત્યારે દરિયાની અંદર એટલું બધું મીઠું છે કે તેમાંથી મીઠું જુદું કાઢીએ અને પૃથ્વી ઉપરની બધી કોરી જમીન ઉપર પાથરી દઇએ તો દરેક ઠેકાણે ૪૦૦ ફીટ જેટલો ઉંચો થર થાય. એટલે કે ૭૫ માણસને એકેકની ઉપર ઉભા રાખીએ તેટલી ઉંચાઇ સુધીનો આ મીઠાનો થર આખી પૃથ્વી ઉપર પથરાય."

"પણ આટલું બધું મીઠું ભેગું થતાં કેટલાં વર્ષ લાગ્યા હશે?" રસિકે એક બીજો સવાલ પૂછ્યો.

"આ વિષે પણ ગણત્રી કરવામાં આવી છે. પૃથ્વી આજથી કરોડો વર્ષ પહેલાં ઘણીજ ગરમ હાલતમાં હતી. તે વખતે પૃથ્વી ઉપરનું પાણી વરાળના રૂપમાં હતું અને જ્યારે પૃથ્વી ધીમે ધીમે ઠંડી થઇ ત્યારે આ વરાળનું પાણી બંધ ગયું; આ પાણી પૃથ્વી ઉપરની ખાબોચીઆમાં ભરાઇને વહેતાં વહેતાં નદી, તળાવ, અને સમુદ્ર બન્યાં હશે, એમ ધારવાને આપણી પાસે સબળ કારણો છે આ પ્રમાણે જ્યારે પહેલો સમુદ્ર બનેલો તે વખતે તેમાં ખારાશનો ભાગ બીલકુલ નહીજ જેવો હતો એમ કહીએ તો ચાલે."

"રસિકને આ વાતમાં બરાબર સમજણ ન પડી. તે ઝોકાં ખાવા લાગ્યો. જયન્ત તો ક્યારનો હોડીમાં ઉંઘતો હતો. હોડી હવે પાલવા બંદરની નજીક આવી રહી હતી. ચોકી-

"એ બધું ખરૂં, પણ કાલે નિશાળમાં જઇને બધાને વાત કરૂં કે ધરતી માતા દશ કરોડ વર્ષની બુઢ્ઢી છે અને આ મસ્તીખોર દરીઓ આઠ કરોડ વર્ષથી પોતાનું તોફાન કર્યા કરે છે, તો કોઇ મ્હારી મશ્કરી તો નહીં કરેને ?"

"મશ્કરી કરે તો માસ્તરને કહેજે." મે સીધો જવાબ આપ્યો

"પણ અમારા માસ્તર તો કહે છે કે ચોપડીમાં લખેલું ન હોય તે બધું ખોટું" રસિકને નિશાળમાં પોતાની આબરૂ બહુ વ્હાલી હતી તે છતાં સમુદ્રની ઉમ્મર સબંધી આવી સરસ વાત કરવાનું માન પોતે લેવાની ઇચ્છા હતી.

"હા; પણ બધાની સાથે સમજાવીને વાત કરીશ તો બધા ત્હારૂં કહ્યું માનશે સમુદ્રમાં કેટલી ખારાશ છે અને દર વર્ષે કેટલી ખારાશ તેમાં એકઠી થાય છે તે બધું તું સમજ્યો હઇશ તો આ વાત બીજાને સમજાવતાં તને અડચણ નહીં આવે. બીજા કહે તેજ માનવું જોઇએ એમ કાંઇ નથી, પરન્તુ બીજાનું કહેલું આપણી અક્કલ અને વિચારમાં સીધું અને ખરૂં લાગે તોજ તે માનવું જોઇએ. સમજ્યા વગરનું શીખેલું તો નકામું જાય છે.'

એટલામાં અમારી હોડી પાલવાના બંદર ઉપર આવી પહોચી. અમે ઉતરીને પૈસા ચુકવીને ઘર તરફ ચાલ્યા

---

# ગર્ભવતી સ્ત્રીઓને સૂચનાઓ.

લેખકઃ—રા. રા. શંકરલાલ મૂળજીભાઇ.

ગર્ભ રહે ત્યારથી માતાએ બ્રહ્મચર્યનું સેવન કરવું. તેમ કરવાથી ગર્ભને પોષણ અધિક મળે છે, પરંતુ આ બાબત ઉપર કેટલાંક માબાપો ધ્યાન આપતાં નથી અને માત્ર વિષયેચ્છાનેજ પોષણ આપે છે. આમ કરવાથી ગર્ભને અતિશય હાનિ થાય છે. ગર્ભપાત વગેરે પણ આ ટેવને લીધે થાય છે

પોતાને બુદ્ધિમાન કહેવરાવનાર મનુષ્ય ખરેખર પશુ કરતાં પણ અજ્ઞાન છે, કેમકે પશુઓમાં પણ ગર્ભ ધારણ થયા પછી જે કાર્ય થતા નથી તે મનુષ્યો આચરે છે. આવા મનુષ્યને મનુષ્ય કહેવા કે પશુ તે સમજાતું નથી આ પ્રમાણે હોવાથી પોતાનાં બાળકને ઉત્તમ કરવા ઇચ્છા રાખનાર સ્ત્રી પુરૂષે ગર્ભ ધારણ થયાની ખબર પડે કે તુરત આ સંબંધી અલગ રહેવું જોઇએ.

સર્વ બળમાં અધ્યાત્મ બળ શ્રેષ્ટ છે તેથી ગર્ભવતી સ્ત્રીએ નિરંતર પરમાર્થ સબંધના અને આ બળ પ્રાપ્ત કરવાના વિચારો કરવા જોઇએ એવું કહેવામાં આવે છે કે ગર્ભ રહ્યા પછી માતા જે પ્રકારના વિચાર કરે છે તે પ્રકારનું બાળક થાય છે, અને તેથી ગર્ભવતી સ્ત્રીએ પોતાના બાળકને ભક્ત કરવું હોય તો ભક્તિના, શૂરવીર કરવું હોય તો શૂરતાના, ટુંકમાં જે પ્રકારનું કરવું હોય તે પ્રકારના વિચારો પ્રધાનપણે કરવા જોઇએ. આપણા વૈદકશાસ્ત્રના પુસ્તકમાં પણ લખ્યું છે કે ગર્ભિણીએ ચિંતા કરવી નહી, શોક કરવો નહિ, અને નિરંતર પ્રસન્ન રહેવું. તેનું કારણ પણ આ સ્થળે પ્રતીત થાય છે

વિચારનું બળ કેટલું બધું અદ્દભૂત છે તે ન સમજનાર મનુષ્યને આ વાત બરાબર સમજાશે નહિ, અને ખરી લાગશે નહિ પણ તે તદન સત્ય છે; અને ખરેખરી જે સત્ય વસ્તુ છે તેને પ્રમાણ આપવાની જરૂર નથી. તે પોતાની મેળેજ તેનું સત્ય દર્શાવી આપે છે.

બુદ્ધને તેના પિતા તરફથી શૂરવીર ક્ષત્રીને જે શિક્ષણ આપવું જોઇએ તે આપવામાં આવ્યું હતું. પરંતુ તેના અંતઃકરણમાં કરૂણાની છાપ સજ્જડ બેસી ગએલી હતી. આનું કારણ શોધતાં એમ જણાઇ આવ્યું કે બુદ્ધની માતા જ્યારે ગર્ભવતી હતી ત્યારે તેણે કરૂણાનાજ વિચારો કર્યા હતા. પોતાની પ્રજા શી રીતે સુખી થાય, તેનાં દુઃખ ટાળવા શું કરવું વગેરે વિચારો પણ તેના અંતઃકરણમાં ઉડયા કરતા હતા. આને લીધેજ બુદ્ધદેવ કરૂણાની મૂર્તિ તરીકે પ્રસિદ્ધ થઇ ગયા છે.

આખા યુરોપને એકી વખતે ખળભળાવી નાંખનાર મહાન્ નેપોલિયન બોનાપાર્ટ જ્યારે તેની માતાના ગર્ભમાં હતો ત્યારે તેની માતાને એક વખત પોતાના પતિ સાથે એક લડાઇમાં જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. ત્યાં તેણે પુષ્કળ શૌર્ય બતાવ્યું હતું. પરિણામે નેપોલિયનનો જન્મ થયા બાદ તે અનન્ય યોદ્ધા તરીકે પ્રસિદ્ધ થયો છે.

એક વખત યુરોપિયન સ્ત્રીને પુત્ર પ્રસવ્યો. તેના વાળ, મુખની આકૃતિ વિગેરે હબસીના જેવાં થતાં તે સ્ત્રીના પતિએ તે સંબંધમાં વિદ્વાનવિદોની સાથે મળી વિચાર કર્યો ત્યારે સૂક્ષ્મપણે અવલોકન કરતાં જણાઇ આવ્યું કે તેણે પોતાને ગર્ભ રહ્યો તે વખતમાં હબસીઓને માથે પડતા દુઃખ અને તેમની સ્થિતિ સુધારવાને માટેજ અખંડ વિચારો કર્યા હતા. વળી તેના દિવાનખાનામાં એક હબસીનું ચિત્ર હતું તે વારંવાર જોતી અને તેની તેને દયા આવતી. આ કારણથી તેનું બાળક પણ હબસીના જેવું થયું.

આપણા વૈદક ગ્રંથોમાં પણ રજસ્વલા સ્ત્રીએ નાહી ધોઇ પોતાના પતિના મુખની સામે જોવું એટલે બાળક પણ તેના જેવું થાય વગેરે બાબતો આ વાતના ટેકામાં જણાવી છે.

ગર્ભવતી સ્ત્રીએ ગર્ભ રહ્યા પછી કેવા વિચારો કરવાના છે તે આટલા વિવેચનથી સ્પષ્ટ થાય છે.

બીજી ઉપયોગી સૂચનાઓઃ

ગર્ભ રહે ત્યાર પછી શરીરમાં આળસ આવે છે અને ખાવાનું ભાવતું નથી અને સામાન્ય શબ્દોમાં 'અભાવો' પડયો એમ કહેવામાં આવે છે; આ વખતમાં સ્ત્રીઓએ ખાટા લીંબુનો ઉપયોગ કરવો જોઇએ. સવારના પહોરમાં એક કાચના ગ્લાસમાં પાણી લઇ પછી તેમાં એક આખું લીંબુ નીચોવીને પી જવું. આ પ્રમાણે કરવાથી મોંઢામાં આવતી ચીક અને ઉલટીનો નાશ થશે. ખાવાનું ભાવતું ન હોય તોપણ આ પ્રયોગને આઠ દશ દિવસ કરવાથી ભુખ લાગે છે. ગર્ભિણીએ આ સિવાય નારંગી, સંતરાં વગેરે ફળોનો ઉપયોગ પણ જેમ બને તેમ અધિક અધિક કરવો જોઇએ. જેમ ફળો ખાવામાં આવે છે તેમ ગર્ભને વધારે ફાયદો થાય છે. તીખાં તમતમાં મરી મરચાંવાળા ખોરાક ખાવાની પણ તેને ઇચ્છા થાય છે. પણ એવા ખોરાકથી પોષણને બદલે નુકશાન થાય છે. આવા ખોરાકના અતિશય સેવનથી કેટલીએક સ્ત્રીઓને ગર્ભપાત થઇ ગયાના દાખલા

બનેલા છે. માટે એવા ખોરાકથી દૂર રહેવુંજ ઉત્તમ છે. પોષણ આપનાર સાત્વિક ખોરાક તેણે ખાવો જોઇએ દુધનો પણ તેણે જેમ બને તેમ વધારે ઉપયોગ કરવો જોઇએ.

ગર્ભિણી સ્ત્રીએ એમને એમ બેસી રહેવાની જરૂર નથી તેને થોડી કસરતની જરૂર છે તેથી કસરતનું સેવન તેની પાસે કરાવવું જોઇએ, કેમકે તેનાથી શરીરમાં સુસ્તી આવતી નથી અને પ્રસવ પણ સુખપૂર્વક થાય છે.

એવું જોવામાં આવે છે કે ગામડામાં રહેનાર અથવા ગરીબ હાલતની સ્ત્રીઓને પ્રસવ થાય છે ત્યારે બહુ કષ્ટ પડતું નથી અને શહેરમાં રહેનાર પૈસાદાર સ્ત્રીઓને પ્રસવની પીડા બહુ ભોગવવી પડે છે. આ પ્રમાણે થવાનું કારણ શું હશે તે સંબંધમાં વિચાર કરતા પણ એકજ નિર્ણય થાય છે કે ગામડામાં રહેનાર અથવા ગરીબ હાલતની સ્ત્રી ઘરનું કામકાજ જાતે કરતી હોય છે અને શહેરમા રહેનાર પૈસાદાર સ્ત્રી બેસી રહે છે, તેથી આ પ્રમાણે બને છે માટે ગર્ભિણી સ્ત્રીએ શરીરને કસરત મળે તેવા કામ કરવાની અત્યંત જરૂર છે ગર્ભિણીએ અત્યંત જમવું નહિ ખોરાક પણ જેમ બને તેમ સાત્વિક લેવો. ઉજાગરા કરવા નહિ શરીરના વસ્ત્રો પણ તંગ ન પહેરતાં ઢીલાં પહેરવા હવા અને પ્રકાશવાળાં સ્થાનમા રહેવું મનની પ્રસન્નતા જાળવેલી રાખવી. શોક કરવો નહી. પ્રકૃતિને માફક આવે તેમ ઠંડા અથવા ગરમ જળથી સ્નાન કરવું. આખા શરીરને બરાબર ચોળીને નહાવું સદાચારી મનુષ્યના સંગમા રહેવું જળપાન આખા દિવસમાં પાંચથી સાત શેર સુધી કરવું અને હમેશાં ઉચ્ચ વિચારને સેવવા

સુવાવડ

નીચે લખેલા નિયમ પ્રમાણે ચાલનાર ગર્ભિણી સ્ત્રીને પ્રસવ વખતઅત્યંતવેદના થતી નથી. ગર્ભિણી સ્ત્રીએ નવમો માસ બેસે ત્યારથી ખાવાના પદાર્થોમાં ખટાશ બિલકુલ ન ખાવી આવી વખતમા ખટાસ ખાવાથી કેટલીક સ્ત્રીઓએ પોતાના જીવ પણ ખોયા છે પ્રસવનો સમય નજીક આવે અને પેટમા પીડ આવવી શરૂ થાય ત્યારે એકાદ હોશિયાર દાઇને બોલાવવી આવી સ્થિતિમાં ઘણી સ્ત્રીઓ એકઠી થઇ જાય છે અને સુવાવડીને ગભરાવે છે, માટે તેમ ન કરવા દેવાની સાવધાનતા બાઇનાં સંબંધીઓએ રાખવી અતિશય સ્ત્રીઓનાં એકઠાં થવાથી અને શોરબકોરથી સુવાવડી સ્ત્રીનું ચિત્ત ઠેકાણે રહેતું નથી માટે ત્યાં શાંતિથીજ વર્તવું

બાળકનો પ્રસવ થઇ જાય ત્યારપછી તેને બરાબર શુદ્ધ કરીને નહવરાવવું અને તેના શરીર ઉપરની ચીકાશ દૂર કરવી. પછી સુવાવડી બાઇને પણ ઓળ પડી ગયા પછી સ્નાન કરાવવું પ્રસવ થયા પછી તે સ્ત્રીને એક બે દિવસ વેદના પુષ્કળ થાય છે અને તેની પીડાથી તે પ્રસંગે તાવ આવે છે માટે કોઇ હોશિયાર વૈદ્ય ડોકટરની દવા કરવી અથવા ઉકાળો પાવો બાળકને જનમ્યા પછી ગળથુથી પાવી, અને ત્રણ દિવસ પછી સ્તનપાન કરાવવું.

સુવાવડનો ઓરડો હમેશાં સાફ રાખવો ત્યાં ધુપ વગેરે કરવો, અને હવાની અવરજવર માટે એકાદ બારી અથવા બારણું ખુલ્લું રાખવું. ઘણાં મનુષ્યો આ વખતમાં સુવાવડીને બંધ ઓરડામાં પુરી રાખે છે કે રખેને પવન લાગે ! વળી એટલુંજ નહિ પરંતુ ત્યાં ધુણી સળગાવે છે આ ટેવ અત્યંત નુકશાનકર્તા છે માટે તેનો ત્યાગ કરવાની જરૂર છે હવા એજ જીવન છે, અને તેથી થોડી ઘણી તાજી હવાનો પ્રવેશ તો એ ઓરડામા થવાજ દેવો.

# पाकशास्त्र.

લેખક:—બ્હેન શ્રી "મધુરી"

(જુલાઇ-ઓગસ્ટ ૧૯૧૬ ના અંક પૃષ્ટ ૨૪૦ થી અનુસંધાન.)

## જુદી જુદી બનાવટો.

ખીર—ખીર ચોખાની થાય, સાબુચોખાની થાય, તક્મરીયાંની થાય, બદામની થાય, દ્રાક્ષની થાય.

શીરો—બદામનો થાય, ખસખસનો થાય ઘઉંના લોટનો થાય.

દુધપાક—બટેટાનો થાય, સુરણનો થાય, સાબુચોખાનો થાય, ચોખાનો થાય પ્રથમ દુધ મુકી ખુબ ઉનું થાય એટલે તેમાં ચોખા ધોઇ સુકવીને નાંખવા અને તે ચઢી જાય એટલે પછી સાકર નાંખવી, સાબુ ચોખાનો પણું તેજ રીતે થાય છે. બટાટાનો કરવો હોય તો બટાટાને ખમણી ઘીમાં તળી અને તેને દુધમાં નાંખવા તેમાં ગુર નાંખવું. સુરણનો પણ તેજ રીતે થાય છે. બદામ પસ્તાં ચારોળી વગેરે નાંખવાં,

બાસુંદી—દુધમાં ગુર નાખી તેને ખુબ ઉનુ કરવું. પછી જાડુ થાય અને દાણો પડે એટલે ઉતારી પસ્તાં ચારોળી ઇત્યાદિ નાંખવું.

શીખંડ—દુધ સારૂ લાવી ઉનું કરી ટાઢું પડે એટલે જમાવવું. પછી દહીં થાય એટલે તેને એક લુગડામાં નાખી ઉંચી ખીલીએ ટંગાડી રાખવું. તેની નીચે એક વાસણ મુકવું પછી તેમાં પાણી નીતરી જશે. પછી એકલું દહી રહેશે. પછી એક વાસણમાં લુગડું બાંધી દહી અને ખાંડ ભેળવી છણી નાંખવું. પછી કેશર બદામ, પીસ્તાં, ઇલાઇચી, ચારોળી, જાયફળ, વગેરે નાંખવાં.

મુરબ્બા—એ ઘણી જાતના થાય છે. કેરીનો થાય, ખમણનો થાય, બીલાનો થાય, ખારેકનો થાય, અનનાસનો થાય, લીલી એલચીનો થાય, બદામનો થાય, સક્કરચંદનો થાય, આંબળાનો વગેરેનો થાય છે. આમાં ચાસણી અઢી તારની રાખવી. પછી એક દિવસ તાડી પાડી બીજે દિવસે હામમાં ભરી પાણીના નાના હામમાં મુકવું એટલે કીડીઓ ચડશે નહિ.

અથાણું—પ્રથમ મીઠું, મેથી, ધાણા, જીરૂ, શેકીને દળાવવું. પછી તેનો સંભાળ કરવો. મેથી, મીઠું મરચાં વધાયણી એ બધું એકઠું કરી પહેલાં વધાયણીને તેલમાં તળવી. તે તેલ હોય તેનું સંભાણ ને મોયણ દેવું પછી તે ભેળવી કેરીને ચારી ગોટલી કાઢીને બરણીમાં ભરવા. તેમાં તેલ બીજે દિવસે નાંખવું. આ સંભારમાં લીલાં ગુંદાં પણ ભરાય છે. જીરા કેરીમાં ધાણા જીરૂ, મીઠું, વધાયણી, મરચાં ઇત્યાદિ ભેગુ કરી તેને મોયણ દઇ રાખવું. પહેલાં કેરીમાં હળદર, મીઠું નાખીને બે દિવસ રાખવી બીજે દિવસે બહાર કાઢી પ્હોળી કરી રાખવી, પછી જે સંભાળ તૈયાર કર્યો હોય તે ભરવો તેમાં જીરૂ આવ્યું માટે જીરા કેરા કહેવાય, તેમાં ગુંદા પણ ભરાય, મેથી આવી એટલે મેથીઆ કહેવાય.

**ગોળચાં**—ગોળ નાંખવામાં આવે તે ગોળચાં મેથીઆં કહેવાય. રાઇને શીણીને તેમાં મીઠું હળદર તેમ પાણી એ બધુ નાંખી ખુબ શીણી કેરીમાં ભરવી. એ ચોળા રાઇતી કહેવાય. ગોળ નાંખીને કરે તે ગળી રાઇતી કહેવાય. કેરીને છોલી બે દિવસ મીઠું હળદર ભરી રાખી મુકવી. પછી તેમાં એક થર ગોળ અને એક થર કેરી એમ નાંખવાં. આમાં ગુંદા ગળી રાયતી અગર મોળી રાયતીમા નંખાય છે. વળી ગરમળ મેથીઆમાં અને ગળી રાયતીમાં નંખાય છે. ગુંદા અને ગરમળને કેરીવાળું ખાટું પાણી હોય તેમાં નાંખી બે દિવસ રાખી કાઢી લઇ મેથીઆમાં કે રાયતીમાં નાંખવા. વળી ભીંડા, ગુવારને પાણીમાં બે દિવસ રાખી મેથીઆમા નાંખવા. વળી લીલા મરચાંને ચીરી મીઠુ મરચું ભરી મેથીઆમાં નંખાય છે. કેરીને ખમણી તે ખમણમાં મીઠુ હળદર નાંખી બે દિવસ રાખી પછી તેને તેલ રાઇ મેથી વગેરે નાંખી છમકારી તેમાં ગોળ નાંખવો. છુંદો ખાટો પણ થાય છે અને તીખો પણ થાય છે. કેરીના ચીરીયાં કરી તેને બે દિવસ પાણીમાં રાખી પછી ગોળ કે ખાંડની ચાસણી કરી વધારીને ચાસણીમાં નાંખી દેવાં. આમાં તજ લવીંગ ઇત્યાદિ નાંખવા. બીલાંનું અથાણું પણ થાય છે. અને તે મધડા ઉપંર સારી અસર કરે છે. આદુ હળદર લીંબુનું પણ અથાણું થાય; બોરનું રાઇતુ થાય શાક થાય અને અથાણામાં પણ નંખાય. ગાજર અથાણામાં નખાય, પપૈયા અથાણામા નંખાય. કરમદાંને બે દિવસ પાણીમાં રાખી, બરણીમાં તેલ હળદર લગાવી પછી એક થર મીઠાનો અને એક થર તેલનો તેમ નાંખવા. ગુંદા અથાણામાં નંખાય, શાક થાય, આખાં થાય, રાઇવાળાં થાય અને કાચલી થાય, ગુવારની કાચલી થાય, ભીંડાની કાચલી થાય. મોરડ ખારમાં ઉત્પન્ન થાય. તેના મુઠીઆ થાય ફુલવડી થાય, શાક થાય, લોટવાળી થાય, મોરડ કારેલા થાય અને દહીં મોરડ થાય, મેથીની ભાજી લોટવાળી થાય, ફુલવડી થાય, કઢીમાં નંખાય, મુઠીઆં થાય, કઢીમાં કારેલા, ભીંડા, મેથીની ભાજી, વડી, ફુલવડી, રીંગણા સુરણ, બટાટા એ બધુ નંખાય છે.

**ચટણી**—કોથમીની થાય, ફુદીનાની થાય, કોકની થાય, તુરીયાની છોલની થાય, બટાટાની થાય, ટોપરાની થાય, તલની થાય, લસણની થાય, ડુંગળીની થાય, આંબલી ને દ્રાક્ષની પણ થાય.

ગાજરની ચીરી થાય, ગાજરનું રાયતું થાય, બોરનું શાક થાય, જામફળની ચીરી થાય, ફળાહારમાં સુરણ, બટાટા, કંદસીંગ, રાજગરો, ભીંડા, ચીભડુ, શકરીયા, પપૈયું, બદામ, સક્કરચંદ, જામફળ, સંત્રુ, કેળાં, કેરી એ બધું કામ આવે છે, હવે જો સુરણ કે કંદ સળનું હોય તો તેને છોલીને તેમાં મીઠુ નાંખી, ઘી ઝાઝુ મુકી તેમાં મુકવાં. તેની નીચે તાપ સરખો રાખવો, પહેલાં તો તેને આકરાં થવા દેવાં અને પછી તાપ ધીમો પાડવો. એટલે સીઝીને સરસ થઇ જશે. કંદ પણ તેજ રીતે થાય, બટાટાને બારીક કડકા કરી મીઠુ, મરચુ, આદુ, તેલ, મુકી તેમાં તળવા. એટલુંજ નાંખ્યું હોય તો ફળાહારમાં કામ આવે.

શીંગનો લાડુ થાય છે અને તળાય છે. શીંગને શેકી ખાંડી શેરે અચ્છેર ખાંડ લઇ તેની ચાસણી કરવી, પછી ગોળી વળતી થાય એટલે શીંગનો ભુકો નાંખી દેવો. પછી થાળીમાં ઘી ચોપડી તેમાં પાથરીને દાબી દેવો. તે શીંગનો મકરપાગ કહેવાય.

# पाकशास्त्र.

લેખકઃ—બ્હેન શ્રી "મધુરી"

( જુલાઇ—ઓગસ્ટ ૧૯૧૬ ના અંક પૃષ્ટ ૧૪૦ થી અનુસંધાન )

## જુદી જુદી બનાવટો.

ખીર—ખીર ચોખાની થાય, સાબુચોખાની થાય, તક મરીયાંની થાય, બદામની થાય, દ્રાક્ષની થાય.

શીરો—બદામનો થાય, ખસખસનો થાય ઘંઉના લોટનો થાય.

દુધપાક—બટેટાનો થાય, સુરણનો થાય, સાબુચોખાનો થાય, ચોખાનો થાય પ્રથમ દુધ મુકી ખુબ ઉનું થાય એટલે તેમાં ચોખા ધોઇ મુકવીને નાંખવા અને તે ચઢી જાય એટલે પછી સાકર નાંખવી, સાબુ ચોખાનો પણું તેજ રીતે થાય છે. બટાટાનો કરવો હોય તો બટાટાને ખમણી ઘીમાં તળી અને તેને દુધમાં નાખવા તેમાં ગુર નાંખવું. સુરણનો પણ તેજ રીતે થાય છે. બદામ પસ્તા ચારોળી વગેરે નાખવાં, '

બાસુંદી—દુધમાં ગુર નાંખી તેને ખુબ ઉનુ કરવુ. પછી જાડુ થાય અને દાણો પડે એટલે ઉતારી પરતાં ચારોળી ઇત્યાદિ નાખવું.

શીખંડ—દુધ સારૂ લાવી ઉનું કરી ટાઢું પડે એટલે જમાવવુ. પછી દહીં થાય એટલે તેને એક લુગડામાં નાંખી ઉંચી ખીલીએ ટંગાડી રાખવું. તેની નીચે એક વાસણુ મુકવુ પછી તેમાં પાણી નીતરી જશે. પછી એકલું દહી રહેશે. પછી એક વાસણમાં લુગડુ બાંધી દહી અને ખાંડ ભેળવી છણી નાંખવું. પછી કેશર બદામ, પીસ્તાં, ઇલાઈચી, ચારોળી, જાયફળ, વગેરે નાંખવાં.

મુરબ્બા—એ ઘણી જાતના થાય છે. કેરીનો થાય, ખમણનો થાય, બીલાનો થાય, ખારેકનો થાય, અનનાસનો થાય, લીલી એલચીનો થાય, બદામનો થાય, સક્કરકંદનો થાય, આંબળાનો વગેરેનો થાય છે. આમાં ચાસણી અઢી તારની રાખવી પછી એક દિવસ તાડી પાડી બીજે દિવસે ઠામમાં ભરી પાણીના નાના ઠામમાં મુકવું એટલે કીડીઓ ચડશે નહિ.

અથાણું—પ્રથમ મીઠુ, મેથી, ધાણા, જીરૂ, રાઇને દળાવવું. પછી તેનો સંભાળ કરવો. મેથી, મીઠુ મરચા વધારણી એ બધુ એકઠું કરી પહેલાં વધારણીને તેલમા તળવી. તે તેલ હોય તેનુ સભાણુ ને મોયણ દેવુ પછી તે ભેળવી કેરીને ચીરી ગોટલી કાઢીને બરણીમાં ભરવા. તેમાં તેલ બીજે દિવસે નાંખવું. આ સંભારમાં લીલા ગુંદા પણ ભરાય છે. જીરા કેરીમાં ધાણા જીરૂ, મીઠુ, વધારણી, મરચાં ઇત્યાદિ ભેગુ કરી તેને મોયણ દઇ રાખવું. પહેલાં કેરીમાં હળદર, મીઠુ નાંખીને બે દિવસ રાખવી બીજે દિવસે બહાર કાઢી પહોળી કરી રાખવી, પછી જે સંભાળ તૈયાર કર્યો હોય તે ભરવો તેમાં જીરૂ આવ્યુ માટે જીરા કેરા કહેવાય, તેમાં ગુંદા પણ ભરાય, મેથી આવી એટલે મેથીઆ કહેવાય,

# विविध विचार

## નારી જીવનનો પ્રશ્ન.

અનુવાદક—શ્રીયુત "અગડં બગડં."

શું આ સત્ય નથી અરે બ્હેનો ! યોગ્ય હૃદયમાં કરો વિચાર;
અમે રહીશું અંધકારમાં કેમ થશે ભારત–ઉદ્ધાર ? ૧

જનની કેરા ઉંચા પદને અમ વિણુ કો નવ પ્રાપ્ત કરે;
સહધર્મિણીનાં નામોથી ભારત સુન્દરી ઉજાગર રહે. ૨

કિન્તુ ક્યાં સુધી આપણુ સહુ તેનું ધ્યાન હૃદે ધરીએ,
ખરે આ જીવનના સઘળાં નીભાવતાં કર્તવ્ય અમે ૩

"કંઈ પણુ નહિ" આવા શબ્દેયે થાતું અમને દુઃખ અપાર,
અમે રહીશું અંધકારમાં કેમ થશે ભારત ઉદ્ધાર ? ૪

જો અજ્ઞાન અશિક્ષિત તો તો "બુદ્ધિહીન" મળે ઉપનામ;
જો શિક્ષિત થઇએ તોયે પણુ કહે "ચાર અક્ષરનું જ્ઞાન" ૫

ફૂટ કલહ અને વેર બાધતી હાનીયુક્ત ભર્યું અભિમાન;
દુનિયાના સદ્‌ગુણુ સહુમાં વિદિત નહિ એહનું જ્ઞાન. ૬

"નારી–જીવન એ તે જીવન !" આજ ભાવનો છે સંચાર,
અમે રહીશું અંધકારમાં કેમ થશે ભારત ઉદ્ધાર ? ૭

શિક્ષિત થવા છતાં પણુ શું અમે નહિ ધરીશું તેનું ધ્યાન !
"ગૌરવાન્વિત છે દેશ અમારો સહુનું હતું અતિ ઉંચું જ્ઞાન." ૮

થાઓ સુયોગ્ય સન્તાન અમારાં મેળવે દુનિયામાં સન્માન,
સહુ ઉચ્ચ હૃદયમાં થાઓ પ્યારા ભારતનું અભિમાન. ૯

યદિ અમે તે માટ કરીશું સાહસથી ઉદ્યોગ પ્રચાર;
અમે રહીશું અંધકારમાં કેમ થશે ભારત ઉદ્ધાર ? ૧૦

લઇને હાય ! વિદેશી શિક્ષા તે સમ સર્વે બની જાશું,—
યદિ આપણા દેશ ધર્મપર ધ્યાન નહિ કંઈ લાવીશું. ૧૧

ફેશન સર્વ શિક્ષણુનો છેડો હાય ! અમે દેખાડીશું.
ધર્મ સનાતન બાજુ મૂકી મૂરખતા બતલાવીશું. ૧૨

કોણુ લાજ રાખે ભારતની જીવિત રહે કોને આધાર ?
અમે રહીશું અંધકારમાં કેમ થશે ભારત ઉદ્ધાર ? ૧૩

બીજે સવારે તેઓ હંસ ચારવા નીકળ્યાં ને દરવાજા આગળ આવ્યાં એટલે પેલી કુંવરીએ ઘોડાને કહ્યું:—"મનહર! મનહર! તું મરી ગયો છે, તેથી મારા મનનો હર્ષ પણ મરી ગયો છે"

ઘોડાએ ફરીથી જવાબ આપ્યો. "અફસોસ! અફસોસ! જો તારી માએ જાણ્યું હોત, તો તેનું લાગણીવાળું અંતઃકરણ દુઃખી થયું હોત."

તે પછી તેઓ બીડે ગયાં ને હંસ ચારવા લાગ્યાં. કુંવરીએ ફરીથી વાળ ઓળવા માંડ્યા ને પ્રથમની માફક પવનને કહ્યું એટલે છોકરાની ટોપી ઘણી દૂર સુધી જતી રહી. તે લેવાને ગયો ને પાછો આવ્યો એટલામાં તો વાળ ઓળાઇને સાફસૂફ થયા—પછી સાંજ પડી એટલે તેઓ ઘેર ગયાં.

(૫)

આનાથી પેલો છોકરો ઘણો કંટાળી ગયો ને રાજા પાસે ગયો ને સર્વે વાતથી તેને વાકેફ કર્યો. તેણે ઘોડાને તે જે કહેતી, ને જે ઉત્તર મળતો તે કહ્યો; અને કહ્યું કે હું તો હવે તે છોકરી સાથે હંસ ચારવા જઇશ નહિ.

પછી રાજાએ કહ્યું:—"તું જા હું તપાસ કરીશ." પછી બીજે દહાડે તે જાતે ગયો ને બીડની પાછળ ઝાડીઓમાં સંતાઇ ગયો. તેને કોઈ જોઈ શક્યું નહિ પણ તે જે જે બન્યું તે સર્વ જોતો. તેણે જોયું તો કુંવરીના વાળ ઘણા સુંદર હતા. બધી વાતથી માહિત થઇ તે રાજા ઘેર ગયો ને મનમાં ઘણો આશ્ચર્ય પામ્યો. તેણે ધાર્યું કે આ કોઈ રાજકન્યા છે. પછી રાત્રે પેલી કન્યા હંસચારીને પાછી આવી એટલે રાજાએ તેને બોલાવવા સિપાઇ મોકલ્યો. તે સિપાઇ સાથે તરત ત્યાં હાજર થઇ રાજાએ પૂછ્યું "તું કોણ છે?"

કુંવરીએ જવાબ આપ્યો. "રાજા સાહેબ, તે કહેવાને હું હિંમત ધરી શકતી નથી, કારણ કે જો હું તમને તે વાત કહીશ તો મને મારી નાખવામાં આવશે."

રાજાએ કહ્યું "તું તારી વાત નિડરપણે જે બની હોય તે સઘળી મને કહે."

તેણે કહ્યું કે "રાજા સાહેબ, હું તો ખરી રાજકન્યા છું ને પેલી તો મારી દાસી છે. તે મારા ઘોડાપર બેસી, મારો પોશાક પહેરી અહિં આવી છે. તે મારો સામાન વાપરે છે ને મારા કુંવરજી સાથે બેસે છે. મને તમે કુસુમપુર પાછી મારી મા પાસે મોકલી આપો."

રાજાએ જાણ્યું કે તરતજ તે તેને વહાલથી જોતો પડ્યો. પછી રાજાએ કુંવરને બોલાવ્યો ને તેની ખરી સ્ત્રી તેને બતાવી. તે જોઇ તે ઘણો ખુશ થયો ને બન્ને વહાલથી બેટ્યાં. પછી તેઓ પોતાને ઓરડે ગયાં, ને અપૂર્વ પ્રેમનો લાભ લેવા લાગ્યાં. પછી પેલી દગાબાજ સ્ત્રીને અંધારી ઓરડીમાં જન્મકેદ કરવામાં આવી. પછીથી એક અપ્સરાએ મનહરને જીવતો કર્યો.



યુદ્ધમાં સિધાવતો હિન્દી વીર.

# સુન્દરી સુબોધ ❋ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,—તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરુષો, અને બાળકો,—સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું મુખ્ય દેશવ્રત છે

પુસ્તક ૧૪ મું.] જુલાઈ, ઑગસ્ટ: ૧૯૧૭. [ અંક ૭-૮.


## स्त्री सन्मान.

स्त्रीओ ज जगत्नी सर्व जातिओनी उन्नतिनु कारण छे, ए सत्यनो सर्व माणसो स्वीकार करे छे. महात्मा टाडनां आ वचनो मानवाने समाज तत्त्वज्ञो सदा तैयार रहे छे. जगत्नी कयी जातिए स्त्री प्रत्ये केवा प्रकारनुं आचरण कर्युं, स्त्रीनु सामर्थ्य, सन्मान, आदर, परिश्रम, अने प्रबलतानो विस्तार केटलो हतो, समाजे स्त्रीओने केटली स्वतंत्रता आपी हती ने, तेनुं शुं कर्तव्य निर्माण कर्यु हतु, ते जाणवाथी ज समाज तत्त्ववेत्ताओ अमुक जातिनी उन्नति केटली थइ हती,; तेनुं परिणाम काढी शके छे. आर्य धर्म शास्त्र हिंदु स्त्रीओने समाजमां उच्च स्थान आपे छे, ए वात सर्व लोकोने सुविदित छे अने ते विषेनी अनेक गाथाओ प्रचलित छे. हिंदुओ अतिरिक्त अन्य लोको पण आ वात जाणे छे अने तेओ तेटला माटे हिंदुओने धन्यवाद आपे छे. राजपुत समाजमां स्त्रीजातिनुं उच्च सन्मान चिरकाळथी विद्यमान छे. आर्यजाति स्त्रीओने अनादिथी लक्ष्मीस्वरूप माने छे. हिंदुओ एम माने छे के सुख अने संपत्तिनी वृद्धि मात्र स्त्रीनी पवित्रताथी ज थाय छे. ज्यां गृहिणी होय छे ते ज खरुं गृह कहेवाय छे. गृहिणी विनानुं गृह ते खरुं गृह नथी. भार्याहीन मनुष्य गृहस्थ गणातो नथी. पाराशर स्मृति आ ज प्रमाणे कहेछे "भार्याहीन मनुष्यने तो अरण्यवास करवो ज उचित छे" स्त्री विनाना मनुष्यनुं गृह अरण्य समान ज छे. संसारमां जेटलां रत्नो छे, तेमां स्त्री रत्न सर्वोत्तम छे. एक मात्र स्त्री ज संसारनी जीवन शक्ति अने बळ छे. सर्व पुराणोनो पण आ ज मत छे. हिंदु धर्मशास्त्र वाचवाथी प्राचीन ऋषि मुनिओ आर्य स्त्रीओनुं स्थान केटलुं उच्च नियुक्त करी गया छे, ते सारी पेठे विदित थाय छे. स्त्रीओ मात्र पुरुषजातिनी पशुवृत्ति तृप्त करवाने माटे ज सरजाइ नथी परंतु सुख, शांति, मंगल, पवित्रता, पुण्य, धर्म, अर्थ. काम अने मोक्षनुं कारण पण स्त्री ज छे. आर्य धर्मशास्त्रोए आ उच्च स्वरे पोकारी निवेदन कर्यु छे. जगत्नी

सर्व जातिनां धर्मशास्त्रो वांचो, परतु तमने स्त्रीओना संबंधमां आवुं उच्च विधान बीजे क्यांय दृष्टिगोचर थशे नहि. पुराण कहे छे के यदि कोइ मनुष्य साध्वी पतिव्रता स्त्रीनो परित्याग करीने संन्यासी ब्रह्मचारी वा यति थइ पारलौकिक पुण्य संचय करवानी चेष्टा करे, यदि कोइ वाणिज्य करवाने दूर देशमां चाल्या जाय, अथवा मोक्षनी प्राप्तिने अर्थे तीर्थमां निवास करे, किंवा तप करवामां मन रोके तो तेनु अभीष्ट कदिपण सिद्ध थशे नहि; ते पतित थइ जशे अने तेना यशनो लोप थशे. अनंत महिमाथी युक्त, जगदीश्वरे मूळथी ज स्त्रीओने कोमलांगी बनावी छे, तेथी आर्य शास्त्रकारो तेमनी रक्षा करवानी प्रबल शिक्षा आपी गया छे. पिता, पति अने पुत्र, ए त्रणे स्त्रीजातिना त्रण समयना, उपयुक्त रक्षक छे. धर्मनीति, समाजनीति, सभ्यता अने ईश्वरना हेतु तरफ दृष्टि करतां स्त्रीओने पुरुषोना जेवी सपूर्ण स्वतत्रता आपवी इष्ट नथी, आ वार्ता प्राचीन आर्यनी तिने सारी पेठे जाणीती होवाथी तेणे स्त्रीओने तेमनी स्वाभाविक शक्ति अनुसार ज स्वतत्रता आपी छे. संपूर्ण स्वतत्रता आपी नथी. स्त्रीओनी स्वतंत्रता पाश्चिमात्य सभ्यताने भले उपयोगी जणाती होय, परंतु आर्यधर्मना विधान, आर्यजातिना मत अने आर्यसमाजनीतिने ते सर्वथा अनुपयुक्त लागे छे, आथी तेणे पिता, पति अने पुत्रने तेनी रक्षानो भार सोंप्यो छे.

* * * * *

आपणा प्रधान शास्त्रकार महात्मा मनु कहे छे के,-"जे मनुष्य स्त्रीओना सन्माननी रक्षा करे छे, तेनी उपर देव प्रसन्न थाय छे, जे मनुष्य स्त्रीनु अपमान करे छे, तेना सर्व धर्म कर्म पुण्योनो नाश थाय छे; अने जे कुटुम्बमा स्त्रीओना सन्माननी रक्षा थती नथी, तेने स्त्री शाप देछे अने तेथी तेनो समूळ नाश थाय छे." आर्य संसारमां स्त्रीओने केवुं उत्तम सन्मान मळ्तुं हतु; तथा तेमना तरफ केवी मान्यदृष्टिथी जोवामां आवतु हतुं, ते मनु भगवानना ए वचनोथी स्पष्ट रीते विदित थाय छे. अबला उपर कोइपण प्रकारे प्रहार करवो नहि, एम महात्मा मनु कही गया छे. गमे तो स्त्रीना सहस्रावधि अपराधो थया होय तोपण तेने पुष्पनो पण प्रहार करवो नहि, एम आर्य शास्त्रो जणावे छे. स्त्रीओने प्रहार करवो कोइपण प्रकारे उचित नथी एवुं हिंदु शास्त्रमां विधान छे. अमे आ स्थळे एवो प्रश्न करीए छीए के जगत्मा एवी कयी जाति छे के जेना धर्म शास्त्रमां आवु विधान होय? पृथ्विमा एवी कइ जाति छे के जे स्त्रीओने आवुं उच्च सन्मान आपती होय?"

राजस्थाननो इतिहास; ग्रंथ पहेलो; अध्याय २२ मो.

# काव्यकुंज·

## એ. ફૂલડાં.

લેખક—શ્રીયુત સ્નેહસાગર.

ફૂલડાં એ મધુરા હા ! અમારે આંગણે ખીલ્યા,
ભર્યા વેરી મીઠું હાસ્ય, ફુલાં નાજુકડા અહા !
રમતાં ફૂલડા હસે, ઉડતા ઠમતા વળી !
રડતાં યે હમે વ્હાલા ! ઉભરાતા હાસ્યે મખે !
ઉષા શો ઉજ્જ્વળો હર્ષ, વહતો બાળમુખથી,
ઝીલતા કદિયે નાહિ, ધરાતા ભોગી ફૂલના !
ફૂલડાં અણુમૂલા એ પ્રભુનાં પ્રતિનિધિ છે,
સુંઘિયે કદિયે ના, પ્રભુ શો પ્રેમ રાખિયે !
સિંચજે માલિડા વારિ ! ચૂંટતો ફૂલડાં નહિં !
ખીલવા પૂર્ણ તું દેજે ! સુગન્ધે જગ મ્હેકશે !
પ્રભો ! તું યે અમી દૃષ્ટિ ફૂલડાં પર વેરજે,
શીતળ તું છાય નીચે, રસિકડા ઉછેરજે !

---

## ઉર વ્હેણ.

લેખક—શ્રીયુત સ્નેહસાગર

ઉર સરિતામાં કદિયે પૂર આવ્યું તો પ્રિયે !
ખાળે અરે ! કયાં ક્રૂર થઇ તું કુદરતી એ વ્હેણને ?
વહેણ વ્હેવા દે સખે ! આ ઉર યે ખાલી થતું,
ભરશે પિતા સરિતા ફરી તું વ્હાર એ ઝરણું રૂડું
ખાળતા એ ઝરણું બન્ધુ ! હૃદય તુજ અટળી જગે,
તુજ ઉરની સૌ લાગણી બેલાગણી હા ! થઇ જશે
-સિક ઉર મુજ શુષ્ક થઇ બોજા સમું તુજને થશે,
એ વ્હેણ વ્હેવાથી સખે ! તુજ ભાર કૈં ઓછો થશે.
એ વ્હેણ વ્હેવાથી સખે ! તુજ હૃદય કંઇ આનન્દશે,
કંઇ સ્વપ્ન તુજ ઉરરાજ્યમાં સુન્દેશ કેરા લાવશે
છો વિશ્વ લવતું બાળ, તું કાયર અને બીરૂ દિસે,
તુજ ઉર તો કૈં શોકસરમાં ડૂબતું હા ! -કુમ

## પ્રાણાત્મને.

લેખકઃ—શ્રીયુત્ "વિવિત્સુ"

મુજ હૃદય–પંકજ નાથ! તમ રશ્મિવડે વિકસાવજો.
ગાઢું, પ્રભો! મુજ ધ્વાન્ત સર્વ નિવારી તેજ પ્રસારજો,
થયું ખિન્ન ઉર–પંકજ પ્રખર કિરણે ત્રિતાપ–રવિ તણા,
ઉરથી હૃદયને સાહી વ્હાલા! શાન્તિદા થાઓ હવા

૨

પ્રભુ! પ્રણય–ગ્રન્થી ઉભયની દૃઢતર થયાં કરજો સદા,
તમ શુદ્ધ સ્નેહ–સરોવરે મુજ હૃદય સ્નાન કરો હવાં,
વ્હેજો વહન કૈં સ્નેહનાં, મુજ હૃદય મહીં હાવાં પ્રભો,
મુજ સ્નેહ–ભર વચનો મહીં, તમ હૃદય અવ ઠરજો પ્રભો,

૩

તમ નેત્રથી ઝરતાં પ્રણય–નિષ્પન્દ અવ પાજો મ્હને,
ઓ નાથ! તમ મુખ–કમળમા સૌન્દર્ય સમજાઓ મને,
વ્હાલા! તમારા રસિક ઉરની, કદર હું કરી કયમ શકું!
વિશાળ ઉરના ભાવને, હું ક્ષુદ્ર શું સમજી શકું?

૪

ત્હોયે પ્રભો! મુજને ત્હમારી સાથ સ્હેજ ઉડાવજો,
આ પક્ષવિહિણી બાલિકાને, પ્રબળ પાંખો આપજો;
આ આટલું પ્રાર્થન ત્હમે, નવ ચિત્તમાં શું ધારશો?
મોહન! મનોહર! કાન્ત! પ્રણયે હૃદય શું ન ભિંજાવશો?

---

## પતિવ્રતા.

લેખક—શ્રીયુત્ "મલયાનિલ."

ત્હારે સસારે મ્હારો સાળુડો સોહે,
ત્હારે સંન્યાસે દગ ગેરૂએ મોહે;
દિલડે ત્હારે, આ દિલ સાંધ્યાં, રસિકરાજ,—ત્હારે•
ત્હારે કાજે હું મ્હારા બાંધવ છાંડુ,
ત્હારે કાજે હું મ્હારી આશ પ્રજાળું;
નેને ત્હારે આ નેન જાગ્યાં, રસિકરાજ,—ત્હારે•
કંકુને કાજળ મ્હારી પાટલીઓ તું,
અમોઘ વેણી, મ્હારો ચાંદલીઓ તું;
ત્હારે પ્રાણે આ પ્રાણ ચાલ્યા, રસિકરાજ,—ત્હારે•

# ગૃહસ્થાશ્રમમાં મધુર જીવન.

લેખકઃ—શ્રીયુત્ 'નલિનીકાન્ત'

મ્હારા સુખી શયન મંદીરમાં સખા! હું,
વાંચું અને રસભરી કવિતા લખું છું;
રૂડો પ્રકાશ ગૃહ દીપક આપતો ને,
મ્હારા શ્રમિત ઉરમાં રસ પૂરતો એ.

વાંચે સમીપ કંઈ પુસ્તક પ્રાણ મ્હારી,
ને હર્ષઘેલી થઇ ગીત મધુર ગાતી;
પૂછે મને પ્રણયથી અર્ધાંગના એ,
"વ્હાલા! હવે શ્રમિત છો; આરામ લ્યોને.

"મ્હારા પ્રભૂ! પ્રિય પતિ! સૌભાગ્ય દેવ!
આરામ લ્યો પ્રિય! તમે કંઈ ચર્ણ સેવ,
અજ્ઞાન છું, અબુધ છુ, પ્રભૂ! ક્ષુદ્ર હું છુ.
દાસી રૂપે ચરણનો અધિકાર ઇચ્છુ.

સંસ્કાર ને જીવન શિક્ષણ જે લીધું છે,
સદ્જ્ઞાન કૈંક પ્રિય! આપ થકી મળ્યું છે;
દીધું મને ગૃહિણીનું પદ ઉચ્ચ વ્હાલા!
હું છું કૃતાર્થ મુજ જીવન ધન્ય વ્હાલા!"

બોલે પ્રિયા મધુર નમ્ર અનન્ય ભાવે,
આ ઉરમાં સુખ અનુપમ પૂર્ણ આપે;
આ ઉચ્ચ ભૂમિ ગૃહસ્થાશ્રમની મનાય,
છે ધન્ય! ધન્ય! ગૃહ દંપતી સર્વ કાલ.

સન્નારીને ગૃહિણીનું પદ જો અપાય,
આ વિશ્વમાંજ બસ! સ્વર્ગ તહીં મનાય;
શુભ રિદ્ધિ–સિદ્ધિ સુખ, શાન્તિ બધું મળે છે,
સૌભાગ્યને રસિક જીવન વિસ્તરે છે.

ઇચ્છુ હવે જીવન સહચરી સંગમાં હું,
"પ્રિય જન્મભૂમિ તણું સેવનવ્રત્ત ધારૂં;
આ દેહ આ જીવન એ સહુ અર્પવું છે."
અંતિમ ધર્મ ગૃહસ્થાશ્રમનોજ એ છે.

## અંધ સખાને.

લેખકઃ—શ્રીયુત્ પ્રેમાત્મા.

કૂપમાં વસતો પ્રિયે! મેડક જે—
કૂપના જલમાં જગોઘ સ્હમજે,
જલમાં ફરતાં—
તરતાં–તરતાં—
કૂપના જલની અવધિ ભરતો;
હરખાય અને મલકાય પછી—
ક્યમ સાગરને જ શકે સ્હમજી?
દિલ ભોળું હજી–કૂપ મેડક તું—
નવ જાણુ ત્હને કૂપ બ્હાર શું, શું?
કૂપ કુદ અરે!
અહીં આવ અને
જગ–સાગર આ તું નિહાળ સખે!
પ્રભુપ્રણિત હશે તુજ વેદ ભલે;
પ્રભુ વિણુ પ્રણિત હશે શું સખે?
પ્રભુ બંધનમાં ક્યમ હોય શકે?
તુજ વાત ઉટંગ ઉટંગ દીસે.
તું દિશા ય બધી—
અવળી—અવળી—
તુજ પન્થ સ્વતન્ત્ર સ્વતન્ત્ર નથી;
તુજ ધર્મ જ બન્ધનમાં ન વસે;
હૂંથી બન્ધનમાં ન જીવાય સખે!
ન સલામત પન્થમાં આલ કશી;
તુંક્ષાન વિના ક્યમ હોય નશી?
ન વિમાસ, સખે!
તું વિચાર, સખે!
ક્ષમ, સત્ય, દયા, બંધુતા મરજે;
પ્રિય! ન્હાવું અને સહવું નિશ–દિ
તુજ આશિષ છે–તુજને ઉરથી.
નવ કારણ પૂછીશ તું મુજને,
નવ કારણ પ્રેમ કદી સ્હમજે.

# कर्मक्षेत्रः चारित्र अने उद्योग.

## હિંદના સ્વ. 'દાદા'નું ટૂંક ચરિત્ર.

( મળેલું )

ગયા જુન માસની ૩૦ મી તારીખે સ્વર્ગસ્થ થયેલા આપણા દેશના આ મહર્ષિને હિંદના પ્રત્યેક ખૂણામાંના સ્ત્રી કે પુરૂષ વર્ગમાંથી કોણ નહી ઓળખતું હોય ? એટલુંજ નહી પણ તેમના અવસાનથી શોક કોને નહીં થતો હોય ? હિંદનું એકેકે એક સંતાન સ્વ. દાદાભાઈ માટે મગરૂર હતું. હિંદહિતમાં પોતાનું આખું જીવન ગાળનાર એ મહાન્ નરનું નામ લેતાં સર્વનાં અંતઃકરણ પ્રફુલ્લિત બની જતાં હતાં. એમણે જે કાંઇ કર્યું છે, તેવું અન્ય કોઇ કરી શક્યું નથી. કારણ એમને લાંબા આયુષ્યની જે ઇશ્વરી બક્ષિસ મળી હતી, તેવી આજ સુધી બીજા કોઈ દેશહિતચિન્તકને મળી નથી. સ્વ. દાદાભાઇનો દેહવિલય સૌ કોઇને એટલાજ માટે સાલે છે. તેમના મૃત્યુથી એટલાજ માટે આજ સૌ કોઇ દિલગીર છે.

### 'દાદા'ની વિદ્યાર્થી અવસ્થા.

આ દેશાભિમાની નરનો જન્મ ઇ. સ. ૧૮૨૫ ના સપ્ટેંબરની ૪ થી તારીખે મુંબાઇમાં માંડવી આગળ આવેલા એક ઘરમાં થયો હતો. તેમના પિતાશ્રી નવરોજી પાલનજી દોરડી ગરીબ સ્થિતિના પારસી ધર્મગુરૂ હતા. તેમનાં માતુશ્રી માણેકબાઇ સ્વભાવે શાન્ત પણ ચપળ હતાં. સ્વ. દાદાભાઈની ૪ વર્ષની બાળવયમાં તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ થવાથી તેઓએ પિતાના લાડ કોડનું સુખ ન્હાનપણથીજ જોયું નહતું. પરતુ તેમના કાળજીવાળાં માતુશ્રી માણેકબાઇએ તેમને ઉછેરવામાં સારી સંભાળ લીધી હતી. ગુજરાતી ભણીને તેઓ મુંબઇના એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં અંગ્રેજી ભણ્યા હતા. ન્હાનપણથીજ તેઓ બુદ્ધિચાતુર્યવાળા હતા. મીસીસ પોસ્ટન નામે એક યુરોપિયન વિદુષીએ એકવાર તેમની શાળાની પરીક્ષા લીધી ત્યારે ગણિતશાસ્ત્રના વિષયમાં પ્રસન્ન થઇ તેણે તેમને યોગ્ય ઇનામ આપ્યું હતું. તેમને કેળવણી મફત મળી હતી અને એજ કારણે તેઓ મફત કેળવણી આ દેશમાં હોવી જોઇએ એ મત ધરાવતા હતા. વિદ્યાર્થીજીવન દરમ્યાન તેઓ હમેશાં નવી નવી ચોપડીઓ વાંચતા. પણ પાઠ્ય પુસ્તકો ઉપરાંત બાહ્ય પુસ્તકો વાંચવાનો શોખ તેમને ઘણો હતો. વિદ્યાર્થીજીવન પરિપૂર્ણ થતાં અર્થાત્ બી. એ. થતાં તેઓને મુંબાઇ હાઇ કોર્ટના તે સમયના હાઇ કોર્ટના વડા જડજ સર અરસ્કિન પેરીએ પોતાને ખર્ચે બારિસ્ટરનો અભ્યાસ કરવા ઇંગ્લાંડ મોકલવાની ભલામણ કરી પણ તેમના સગાંઓએ તેમને વિલાયત જવા દીધા નહી. આથી ૧૮૪૬ માં તેઓએ શિક્ષક તરીકેનો પવિત્ર ધન્ધો સ્વીકાર્યો. ધીમે ધીમે આ ધન્ધામાં તેમણે પોતાની ફરજ બજાવ્યા પછી ૧૮૫૧ માં "રાસ્ત ગોફતાર" પત્રના અધિપતિ તરીકે નીમાયા. આ પત્રમાં તેઓ વિદ્વત્તાપૂર્ણ લેખો લખતા હતા. ૧૮૫૫ માં જુન માસની તા. ૨૬ મીએ લંડનની કામા એન્ડ કંપનીની દેશી પેઢીમાં

કામ કરવા તેઓ લંડન ગયા હતા. ત્યાં પછી વ્યાપાર તરફ તેમનું લક્ષ ગયું નહીં આથી તેમણે રાજકીયજીવન આરંભ્યું.

રાજકીય જીવન: હિંદની સેવાઓ.

એજ સાલમાં સનંદી નોકરીની નિમણુંકપદ્ધતિ બંધ થઇ અને હરિફાઈની પરીક્ષા દાખલ થઇ. તેમાં રૂસ્તમજી વાડીઆ નામે એક પારસી જેઓ બેઠા હતા તેમની ઉમ્મર ચારે વાંધો ઉઠાવતાં દાદાભાઇએ હિંદી પ્રધાનને એક પત્ર લખી, મી. વાડીઆને થતા અન્યાય તરફ તેમનું લક્ષ ખેંચ્યું અને જોન બ્રાઇટની મદદથી આ બાબતમાં તેમણે મોટી લડત ચલાવી. આ વિષયમાં તેમને ખાસ ફત્તેહ મળી નહીં પણ ભવિષ્યમાં આ પરીક્ષાને લગતા નિયમોમાં અગાઉથી ખબર આપ્યા વિના ફેરફાર થશે નહીં એમ ઠર્યું. ૧૮૫૬ મા તેઓ લંડન યુનિવર્સિટી કોલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર તરીકે નીમાણા. ૧૮૫૮ માં તેઓ લંડનથી મુંબઇ આવ્યા. ૧૮૫૯ માં તેઓ પાછા લંડન ગયા અને ત્યાં ઈંગ્લાંડના લોકો જેઓ હિંદની ઘણી બાબતોથી અજ્ઞાત રહેતા તેઓને જાગ્રત કરવાની લડત શરૂ કરી.

મી. વ્યોમેશચંદ્ર બોનરજીની મદદથી તેમણે "લંડન ઇંડીઆ સોસાઇટી" નામે મંડળ સ્થાપ્યું. આ મંડળનું નામ ફેરવીને તેમણે "ઈસ્ટ ઈંડીઅન એસોસિએશન" નામ આપ્યું. આ સંસ્થાદ્વારા હિંદી તથા વિદેશી ગૃહસ્થો અને હિંદના રિટાયર્ડ થયલા અમલદારો ભાષણો આપતા હિંદને લગતા વિષયો પર ઈંગ્લાંડનાં જાહેર પત્રોમાં લેખો લખતા અને હિંદી પ્રધાન સાથે મોટો પત્ર વહેવાર ચલાવતા. આ લડત પછી તેઓ હિંદ આવ્યા ત્યારે તેમને રૂ. ૩૦,૦૦૦ ની એક રકમની જાહેર ભેટ અપાઇ હતી. આ રકમ તેમણે સખાવતોમાં વાપરી, ઇ. સ. ૧૮૭૮ માં તેઓ પાર્લામેંટની હિંદની મહેસુલ સંબંધી તપાસ કરનારી કમિટી આગળ જુબાની આપવા વિલાયત ગયા. તે કમિટી ફેસેટ કમિટી તરીકે લેખાતી હતી. દાદાભાઇએ 'આ કમિટી સમક્ષ હિંદ ગરીબ દેશ છે અને તેમા કરનું પ્રમાણ ઘણું ભારે છે' એવી જુબાની આપી હતી. આ કમિટી આગળ જુબાની આપતાં તેમણે જે અભ્યાસ હિંદની સ્થિતિ વિષે કર્યો તેને પરિણામે ૧૮૭૩ માં તેમણે 'હિંદની ગરીબાઈ' એ નામે ચોપાનીઉં પ્રકટ કર્યું. હિંદના રાજ્ય વહિવટની પદ્ધતિથી આ ગરીબાઇ આવવાનું તેમણે ખાસ જાહેર કર્યું હતું. ૧૮૭૪ ની સાલમાં વડોદરા રાજ્યમાં મલ્હારરાવ ગાયકવાડે તેમને ૧ વર્ષ માટે પોતાના દિવાન નીમ્યા હતા. એ અમલ દરમ્યાન તેમણે મજકુર રાજ્યની વ્યવસ્થા ઘણી સારી રીતે સુધારી હતી. તેમણે વડોદરાના રેસિડેન્ટની કેટલીક પદ્ધતિઓના સંબંધમાં તે વખતના મુંબાઇના ગવર્નર લોર્ડ નોર્થબ્રુકને અરજીઓ કરતાં વડી સરકારે વડોદરાના તે વખતના રેસિડેન્ટને વડોદરા છોડી બહાર જવા ફરમાવ્યું હતું અને, તેની જગ્યાએ બીજી નિમણુંક કરી હતી. એ રાજ્યમાથી દાદાભાઇએ સ્વાર્થી દરબારીઓની ખટપટને લીધે રાજીનામું આપ્યું. હતું. ૧૮૭૫ માં મુંબાઇની મ્યુ. કોર્પોરેશનમાં, તેઓ સભાસદ તરીકે ચુંટાયા હતા. એ પછી તેઓ પુનઃ ઇંગ્લાંડ ગયા હતા. ૧૮૮૧ માં હિંદી દુકાળ કમિશનના રિપોર્ટ ઉપર ટીકારૂપ એક લાંબો લેખ તેમણે હિંદી પ્રધાનને લખી મોકલ્યો હતો. ૧૮૮૨ મા તેઓ ઈંગ્લાંડમાં સેંટ્રલ ફીન્સબરી પરગણા તરફથી લિબરલ પક્ષના

સભાસદ તરીકે પાર્લામેંટમાં ચુંટાયા હતા. ૧૮૮૭ માં હિંદમાં બીજી કૉંગ્રેસમાં તેઓ પ્રમુખ તરીકે ચુંટાયા હતા. સર વિલિયમ વેડબર્ન અને બીજાઓની મદદથી તેઓ આ અરસામા 'ઇંડિયન પાર્લામેંટરી કમિટી' સ્થાપી શક્યા હતા. આ કમિટીએ હિંદની ઘણી સેવાઓ બજાવી છે. ૧૮૯૩ માં તેઓ કૉંગ્રેસની ૯ મી બેઠકમાં લાહોરમાં પ્રમુખ તરીકે નીમાયા હતા. એ સમયે તેમનું વય ૬૮ વર્ષનું હતું. ૧૯૦૬ માં કૉંગ્રેસની કલકત્તા ખાતેની ૨૨ મી બેઠકમાં તેઓ ત્રીજીવાર પ્રમુખપદે નીમાયા હતા. આ વખતે તેમણે હિંદીઓને સ્વરાજનો મંત્ર દીધો હતો. સ્વરાજ એ હિંદીઓનો જન્મસિદ્ધ હક છે, એમ તેમણે જાહેર કર્યું હતું. આ સ્વરાજ તે બ્રિટિશ સરકારના છત્ર નીચેનુંજ સ્વરાજ. મહાન્ દાદાભાઇની આટલા સમય દરમ્યાન બીજી પણ ઘણી સેવાઓ હતી. ૧૮૯૬ માં હિંદના ખર્ચની તપાસ માટેના વેલ્બી કમિશનમાં તેઓ 'સભાસદ' તરીકે નીમાયા હતા અને ૧૮૯૭ માં પોતાની જુબાની દરમ્યાન તેમણે બહુજ વિદ્વત્તાભરેલી 'દલિલો' કરીને હિંદના રાજ્યવહિવટ માટે ઘણું ખર્ચ થાય છે એમ જાહેર કર્યું હતું. ૧૯૦૨ માં તેમણે "હિંદની ગરીબાઇ અને અંગ્રેજ પ્રજાને ન છાજતો હિંદનો રાજ્યવહિવટ" એ નામે એક મહાન ગ્રંથ બહાર પાડયો હતો. આ પુસ્તક ઘણું સુંદર છે. મહર્ષિ દાદાભાઇની આ ઉપરાંત બીજી નાની નાની ઘણી સેવાઓ છે અને એવી સેવાઓ ૧૯૦૬ માં તેઓ નિવૃત્ત થયા તે પછી પણ પોતાની વૃદ્ધ ઉમ્મરે વેસાવા ખાતે રહીને બનતી શક્તિથી ચાલુ રાખી હતી. તેઓએ ઘણાં ભાષણો દરમ્યાન હિંદના હિત માટે બહુ સારાં વચનો કહેલાં છે અને આ ટૂંક જીવનમાં તે સંબંધમા વિશેષ ન લખતાં એટલુંજ કહીશું કે હિંદની સ્થિતિ ઘણી ગરીબ છે, એવું તેમણે વારંવાર હિમ્મતથી અધિકારીઓ સમક્ષ કહ્યું હતું. એમની હિંમતને પરિણામે ઘણા સુધારા અધિકારીઓએ કર્યા હતા પણ તે હિંદીઓને જોઇતાં પ્રમાણમાં તો નહીંજ. મહર્ષિ દાદાભાઇ અધિકારીઓના ઓછા હમદર્દીથી કદિ નિરાશ થયા ન હતા અને પોતાના અવસાન પર્યન્ત પણ તેમણે નિરાશા ન દાખવતાં, હિંદીઓને નિરાશ ન થવા ખાસ ભલામણ કરી હતી.

સ્વ. 'દાદા' અને સ્ત્રી શિક્ષણ.

સ્વ. દાદાભાઇએ રાજકીય, સાંસારિક અને ધર્મને લગતી અનેક પ્રકારની સેવાઓ ઉપરાંત સ્ત્રી શિક્ષણના સંબંધમાં શું શું કર્યું હતું તે અત્રે ખાસ વર્ણવીશું. પોતાના જાહેર જીવનની શરૂઆત થતાંજ તેઓશ્રી સ્ત્રી કેળવણીના મહાન્ પક્ષકાર બન્યા હતા એમનામાં ખુબી એ હતી કે કેવળ પક્ષ કરીને શબ્દો વાપરીનેજ તેઓ જંપી બેસી રહેતા ન હતા. પરંતુ પોતાના તે વિચારોને વ્યવહારમા શી રીતે ઉતારવા તેનું અહોનિશ ચિન્તન કરતા. ઇ. સ. ૧૮૪૯ માં એટલે કે પોતાની ૨૪ વર્ષની વયે તેમના પ્રયાસથી મુંબાઇમા ફોર્ટ, ધોબી તળાવ અને બહાર કોટ ખાતે બાલિકાઓને કેળવણી આપવાની ત્રણ શાળાઓ સ્થાપવામાં આવી હતી. આ શાળાઓની સ્થાપના, એ તેમનું પોતાનું સ્ત્રી કેળવણીને લગતું પ્રથમ વ્યાવહારિક પગલું હતું. એટલુંજ નહીં પણ પશ્ચિમ હિંદમાં પણ સ્ત્રી કેળવણીનું તે પ્રથમ પગલું હતું. તેમના હસ્તથી નંખાયલાં સ્ત્રી શિક્ષણના એ બીજનાં ફળ સરસ અને મિષ્ટજ નીવડ્યાં છે. સ્વ. દાદાભાઇ પોતે તેમજ બીજા ૭ પારસી યુવકો દરરોજ સવારમાં ૭ થી ૧૦ વાગ્યા સુધી આ શાળામાં મફત શિક્ષણ આપતા હતા અને ક્રમશઃ

માં ફર્ગ્યુસન કૉલેજમાં ગણિતના શિક્ષકની જગા ખાલી પડી, અને એલફિન્સ્ટન કૉલેજમાં હું અભ્યાસ કરતો તે સમયના મ્હારા મિત્ર નામદાર પ્રો. ગોખલેએ તે જગા માટે મ્હારી ભલામણ કરી. આમ બનશે તેવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો. ત્યાં નિમણૂક થવાથી સને ૧૮૯૧ માં ૩૪ વર્ષની ઉમ્મરે હું પૂના આવ્યો. આમ હોવા છતાં પણ એક બનાવ એવો બન્યો કે તેના સિવાય કદાચ મ્હારા સ્ત્રી શિક્ષણ સંબંધના સઘળા વિચારો મ્હારી આખી જીંદગી પર્યંત ગર્ભમાંજ રહ્યા હોત તે બનાવે મ્હારા વિચારોને નિશ્ચિત સ્વરૂપ આપ્યું અને મ્હારા કાર્યની દિશામાં મ્હને દોર્યો.

આ બનાવ તે મ્હારી પ્રથમ પત્નીનું મરણ હતું; અને તે બનાવથી મ્હને એક વિકટ પ્રશ્ન ઉભો થયો. વિધવા પુનર્લગ્નનો પ્રશ્ન વીસ વર્ષ પહેલાં હાલના વખત જેટલો સહેલો ન્હોતો. મ્હારી વૃદ્ધ માતા અને મ્હારા વડીલ બન્ધુ અત્યન્ત ભોળાં હતાં, અને હમારામાં પરસ્પર અકૃત્રિમ પ્રેમ હતો. જો હું વિધવા સાથે લગ્ન કરૂં તો મ્હારાં ધાર્મિક માતુશ્રી તથા બન્ધુના હૃદયને ભારે આઘાત લાગે અને બન્ને દુખસાગરમાં ડુબ્યા જેવાં બની જાય. મ્હારા જેવો પુખ્ત ઉમ્મરનો માણસ નાની બાલિકા સાથે લગ્ન કરે તે કેવળ પશુવૃત્તિ મ્હને લાગી. હૃદયને ગભરાવી નાખે તેવો બનાવ હતો. છેવટે મ્હેં નિશ્ચય કર્યો કે માતુશ્રી તથા વડીલ બન્ધુની અનુમતિ ન મળે તો મ્હારે ફરીથી લગ્ન જ ન કરવું. આ નિશ્ચય મ્હે અત્યન્ત શાન્તવૃત્તિથી તેઓને જણાવ્યો. તેમના હૃદયને ધા લાગ્યો પણ મ્હારો સંપૂર્ણ નિશ્ચય જોઇને છેવટે જવાબ આપ્યો કે, "હમને હમારા ધાર્મિક વિચારોમાં હરકત ન થાય તેવી રીતે ત્હને ફાવે તેમ તું કર" આમ રજા મળવાથી મ્હેં પસંદગી કરીને સને ૧૮૯૩ ના માર્ચની નવમી તારીખે એક વિધવા સાથે પુનર્લગ્ન કર્યું જૂના વિચારોથી ભર પૂર પૂના શહેરમાં તે વખતે વિધવા પુનર્લગ્નમાં મુશ્કેલીઓ આવ્યા સિવાય રહે તેમ હતુંજ નહિ તોપણ સઘળું શાન્તિથી પસાર થયું.

હિન્દી સ્ત્રી સમાજની હું જે કંઇ અલ્પ સેવા કરી શકયો છું, તેનું મૂળ કારણ મ્હારા જીવનનો આ બનાવ છે. મ્હેં ભારે જવાબદારીનું એક કામ કર્યું છે. મ્હારા જીવનનો ઉપયોગ આવા વધારે જવાબદારીનાં કાર્યમાં કરવો જોઇએ, અને તેને માટે મ્હેં શરૂઆત કરી છે એમ મ્હને લાગ્યું. જે રીતે હું મ્હારૂં જીવન ગાળતો હતો, તેના કરતાં સમાજને વધારે ઉપયોગી થવાય તેવી રીતે ગાળવા નિશ્ચય કર્યો. મ્હારા કાર્યની મ્હે ન્હાના પાયાપર શરૂઆત કરી. પ્રથમ મ્હારા ભાઇની પુત્રીને મ્હારે ઘેર રાખી, અભ્યાસ કરાવવા માંડયો. ત્હેના પતિને હું પહેલાંથીજ અભ્યાસ કરાવતો હતો. વખત જતાં તે બાલિકાએ સ્ત્રીઓની ટ્રેનીંગ કૉલેજનો સઘળો અભ્યાસ પૂરો કરી ઇનામ સાથે સર્ટિફિકેટ મેળવ્યું ત્હેનો પતિ પણ મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થયો. કેળવણી ખાતા તરફથી બન્નેની નિમણૂક એકજ ગામમાં શિક્ષક તરીકે કરવામાં આવી પરંતુ ત્યાં જઇને હાજર થવા પહેલાંજ વિધવા પુનર્લગ્નના સંબંધમાં મ્હારા પ્રયત્નની પરીક્ષા કરવા માટે દુર્દૈવે તેને વિધવાવસ્થામાં મૂકી દીધી. તે પછી તેણે વરાડ પ્રાન્તમાં કેટલોક વખત શિક્ષક તરીકે કામ કર્યું અને છેવટે મ્હારી સલાહથી મ્હારા મિત્ર પ્રો. કાટે સાથે પુનર્લગ્ન કર્યું.

કોઇ પણ યોજનાને નિયમિત અને મજબુત પાયાપર મુકવા માટે ઘણા જવાબદારીવાળા માણસોની જરૂર છે, એમ સમજી મ્હેં વિધવા પુનર્લગ્ન મંડળ તૈયાર કરવા પ્રયત્ન કરવો યોગ્ય લાગ્યું. દક્ષિણી લોકોમાં વિધવા પુનર્લગ્ન માટે પ્રયત્ન કરનારી કોઇ પણ સંસ્થા તે વખતે મુબાઇ, મહારાષ્ટ્ર, વરાડ અથવા મધ્ય પ્રાન્તમાં હયાતિમાં ન્હોતી. કોઇ કોઇ હિમ્મતવાન માણસો છુટક છુટક પ્રયત્ન કરતા, પણ મજબુત મંડળ હતું નહિ, અને તેથી આવા મંડળની શરૂઆત કરવાનો પ્રયત્ન મ્હેં આદર્યો. વિધવા પુનર્લગ્નના આદ્ય પ્રવર્તક પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર અને વિષ્ણુશાસ્ત્રી પંડિતના ઘડેલા નિયમને અનુસરી સને ૧૮૫૬ ના વિધવા પુનર્લગ્નના કાયદા પ્રમાણે થયેલા પુનર્લગ્નો આ સંસ્થા માન્ય કરે એવી મ્હેં યોજના કરી. જાતિભેદનો અત્યન્ત વિકટ પ્રશ્ન બાજુએ મૂકીને ફક્ત નિર્મળ વિધવા પુનર્લગ્નના સબંધમાં પ્રયત્ન કરવો યોગ્ય ધારી, તેને અનુસરી વિધવા સાથે લગ્ન કર્યું હોય તેવા ગૃહસ્થો સાથે પત્ર વ્યવહાર મ્હેં શરૂ કર્યો. રા. બ. વામનરાવ કોલ્હટકર તે વખતે મધ્યપ્રાન્તમાં એક મ્હોટા સરકારી હોદ્દાપર હતા. ત્હેમણે જાતે વિધવા સાથે લગ્ન કર્યું હતું, અને ઉચ્ચ કોમના આબરૂદાર લોકોમાં ઘણી મુશ્કેલીઓ સામે વિધવા પુનર્લગ્ન કરવામાં પોતાના સંપૂર્ણ હૃદયથી મહેનત કરતા હતા. ત્હેમણે મ્હારા મતને અનુમોદન આપ્યું, અને તા ૩૧ ડીસેમ્બર સને ૧૮૯૩ ના રોજ વર્ધા મુકામે વિધવા પુનર્વિવાહિત, અને વિધવા પુનર્લગ્નમાં સમ્મતિ દર્શાવનારા ગૃહસ્થોની સભા ભરી, અહીઆજ અમે વિધવા પુનર્લગ્ન મંડળ સ્થાપ્યું, મંડળના નિયમો ઘડ્યા, અને મ્હને તેનો સેક્રેટરી બનાવ્યો સ્વાભાવિક રીતે જ મંડળની મુખ્ય જગા પૂના બન્યું, અને સ્થાનિક વ્યવસ્થાપક મંડળને સઘળું કાર્ય સોંપવામાં આવ્યું વ્યવસ્થાપક મંડળના પહેલા અધ્યક્ષ સ્વ. પ્રિન્સિપાલ ગો. ગ. આગરકર હતા ત્હેમના મરણ પછી ડૉ. સર રામકૃષ્ણ ભાણ્ડારકરને અધ્યક્ષપદ લેવાની વિનંતિ કરવામાં આવી, અને તે અત્યાર સુધી અધ્યક્ષ તરીકે કામ કરે છે. આ મંડળની સ્થાપના થયા પછી તુર્તજ મુમ્બઈના વિષ્ણુશાસ્ત્રી પંડિતના સ્મારક ફંડના (રૂ. ૧૦૦૦) ની રકમ મંડળને મળી આ મંડળમાં જેમણે વિધવા સાથે લગ્ન કર્યું હોય અથવા જેઓ તેમની સાથે કોઇ પણ જાતના ભેદ સિવાય જમી શકે તેમને સભાસદ બનાવવામાં આવ્યા, અને બીજા પોતાની દિલસોજી દર્શાવનારા સર્વને હિતચિંતક બનાવવામાં આવ્યા. દરેક સભાસદ અથવા હિતચિંતકે દર વર્ષે પોતાના એક દિવસની કમાણી મંડળના લવાજમ તરીકે આપવી એવો નિયમ કરવામાં આવ્યો.

આ મંડળ સ્થાપન થયા પછી તુર્તજ પુનર્વિવાહિત કુટુમ્બનાં બાળકોના શિક્ષણ માટે એક બોર્ડિંગ હાઉસની જરૂર છે, એમ લાગવાથી મ્હારાજ ઘરમાં મ્હારી અને મ્હારી પત્નીની દેખરેખ નીચે આવી બોર્ડિંગ મ્હેં ખોલી. પ્રથમ બે છોકરા અને ચાર છોકરીઓ દાખલ થયાં, જેમાંનાં ત્રણને મંડળ તરફથી ખોરાકી વિગેરેનો ખર્ચ પૂરો પાડવામાં આવતો, પરંતુ છેવટે દોઢ વર્ષના અનુભવ ઉપરથી આ સંસ્થા ચલાવવી અશક્ય લાગવાથી બંધ કરવામાં આવી. તેમ છતાં ગરીબ સ્થિતિના લાયક બાળકોને મંડળ તરફથી મદદ કરવી ચાલુ રાખી.

વિધવા પુનર્લગ્ન મંડળની લોકોમાં માહિતી આપવી, મંડળને માટે પૈસા મેળવવા,

વિધવા પુનર્લગ્નના સંબંધમાં લોકોનો મત કેવો છે તે જાણવું, 'અને તે અત્યન્ત વિકટ પ્રશ્નને માટે લોકોની સહાનુભૂતિ ઉત્પન્ન કરવી, એ કાર્યો માટે કૉલેજમાં મળતી ઉન્હાળાની લાંબી રજામાં હું ઠેક ઠેકાણે જઈને ભાષણ આપવા લાગ્યો. લોકમતને અનુસરીને મ્હેં નિયમિત કાર્ય શરૂ કર્યું. કેળવાયલા માણસોના દરેક જગાએ અભિપ્રાય લઇ તેમને નીચેના પાંચ વર્ગમા મૂક્યા. (૧) વિધવા પુનર્લગ્ન કરેલા કુટુંબની સાથે ખુલ્લી રીતે જમતા તેઓ (૨) ખુલ્લી રીતે જેઓ તેમાં પોતાની સહાનુભૂતિ દર્શાવતા તેવા, (૩) સહાનુભૂતિ હોવા છતા, ખુલ્લી રીતે જણાવવા જેટલા હિમ્મતવાન નહોતા તેવા (આવા ગૃહસ્થોના અભિપ્રાય જાહેરમાં નહિ મૂકતાં મોઘમ સંખ્યા બ્હાર પાડવામાં આવશે એમ તેમને જણાવેલું), (૪) જેઓનો અભિપ્રાય ફક્ત બાળ વિધવાના અને બાળક ન જન્મ્યું હોય તેવી વિધવાના પુનર્લગ્નની તરફેણમાં હતો તેવા અને છેલ્લે, (૫) જેઓ તદ્દન વિરૂદ્ધમા હતા તે છાપેલા નમુનાપર આ સઘળાના અભિપ્રાય લીધા. તે વખતે મ્હોટા મ્હોટા માણસો પણ હૃદયથી વિધવા પુનર્લગ્નની તરફેણમાં હોવા છતા ખુલ્લી રીતે તેમ જણાવવાની હિમ્મત ધરી શકતા નહિ, કારણ કે તે વખતનો સામાન્ય લોકમત હાલના કરતાં જૂદીજ જાતનો હતો. પુનર્વિવાહિત કુટુંબ સાથે ખુલ્લી રીતે ભોજન કરી શકે તેવા, દેશસ્થ, કોકણસ્થ અને કરાડ બ્રાહ્મણોમા કેટલા માણસો છે તે જાણવા માટે પ્રો. ભાટે, શ્રીયુત ભાજેકર અને હું એ ત્રણ જણાએ સને ૧૯૦૦ ની સાલમાં દક્ષિણનાં મ્હોટાં મ્હોટા શહેરમાં જઇ ભાષણો આપ્યાં, માર્ગ માર્ગ કેળવાયલા માણસોની મુલાકાત લઇ તેમના અભિપ્રાય લીધા. આવા સો માણસોનાં નામ મળે એટલે તે પ્રસિદ્ધ કરવાં એમ અમારો ઠરાવ હતો પણ અફસોસની વાત છે કે, આટલી મોટી ત્રણ દક્ષિણી બ્રાહ્મણોની જ્ઞાતિમાંથી સો નામ પણ મળી શક્યાં નહિ !

હિન્દુ વિધવાશ્રમનું કામ દિવસે દિવસે વધતું જતું હોવાથી વિધવા પુનર્લગ્ન મંડળ તરફ મ્હારાથી પૂરતું ધ્યાન આપી શકાયું નહિ; તોપણ મને ૧૯૦૦ ના જાન્યુઆરી પર્યંત મંડળના સેક્રેટરી તરીકે કામ કર્યું. તે પછી પ્રો. ભાટેની સેક્રેટરી તરીકે નીમણુક થઇ અને જ્યારે મ્હેં સઘળો ચાર્જ તેમને સોપ્યો તે વખતે મંડળનું ફંડ કુલ ચાર હજાર રૂપીઆ હતું. આ મંડળનું કાર્ય હજી પણ ચાલુ છે. હાલ પ્રો. સહસ્રબુધે અને શ્રીયુત રામભાઉ જોશી મંડળીના સેક્રેટરીઓ છે. છેલ્લા વીસ વર્ષમાં મંડળ તરફથી ત્રીસ વિધવાઓના પુનર્લગ્ન કરવામાં આવ્યાં છે.

વિધવા પુનર્લગ્નનો વિષય પુરો કરતા પહેલાં એક ગૃહસ્થના સંબંધે થોડું કહેવાની જરૂર છે. તે ગૃહસ્થ શ્રીયુત વામન વિશ્વનાથ જોશી છે. તેમણે વિધવા પુનર્લગ્નના કાર્યમા પોતાનાં તન, મન અને ધન અર્પણ કર્યાં છે. અને પોતે તે વિષયનો સંપૂર્ણ અભ્યાસ કરવામાં મચેલા છે. શ્રીયુત વામન જોશી રેલ્વે ઑફીસમા આઠ પગારથી કારકુન હતા, અને થોડા વખતમાં ઉંચા હોદ્દા પર જઇ શકે તેમ સંભવ હતો, પરંતુ વિધવા પુનર્લગ્ન મંડળ સ્થાપત થયાની હકીકત જાણી કે તુર્તજ નોકરીનું રાજીનામું આપ્યું અને મંડળના કાર્યમાં મ્હને મદદ કરવાને જોડાયા. વિધવા પુનર્લગ્નની વિધિ કરવાને માટે જ્યારે કોઇ જોશી મળી શકતો નહિ ત્યારે શ્રીયુત વામનરાવ પોતે સર્વ વિધિ કરતા, અને ખાસ વિધવા પુનર્લગ્નને માટે સર્વ વિધિનો અભ્યાસ કર્યો હતો. આવી ઘણી રીતે તેમણે મંડળને

ખીલવવા પ્રયત્ન કર્યો છે, અને છેવટે પોતાની રૂ. ૧૦૦૦) ની કિંમતની પોલીસી મંડળીને અર્પણ કરી છે. મંડળીના કાર્યના જેટલાજ ઉત્સાહથી શ્રીયુત વામનરાવે હિન્દુ વિધવાશ્રમને શરૂઆતમાં મદદ કરી છે.

હવે હું મ્હારા બીજા વિષય—મ્હારા વિચારો અને કાર્યનું પરિણામ—વિધવાશ્રમ ઉપર આવું છું. વિધવા પુનર્લગ્નના કાર્યને લીધે ઘણા માણસો સાથે મ્હારે પરિચય થયો અને તે જુદા જુદા મતના માણસોની સાથે વાતચિત કરવાથી મ્હને સમજાયું કે લોકો હજી આવા સુધારા માટે તૈયાર થયા નહોતા, તેથી કોઇ હિમ્મતવાન વિરલ વ્યક્તિ કામ કરવા બહાર પડે તો તેને ઘણી મુશ્કેલીઓ નડતી. પ્રથમ લગ્ન કરવા તૈયાર વિધવા અને તેને લાયક યુવક મેળવવાની ભારે અડચણ હતી. આ અડચણ નાની સુની નથી: વિશેષમાં આવા કાર્યમાં ઘણુંજ માનસિક બળની જરૂર છે; એવા બળવાળા ઘણા માણસો બહાર પડે નહિ ત્યાં સુધી સમાજ આ કાર્યનો અંગીકાર કરશે નહિ, અને કેળવણી સિવાય વિધવાઓને માનસિક બળ મળશે નહિ તેથી મ્હારી શક્તિઓનો ઉપયોગ વિધવાઓની કેળવણી પાછળ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો. વિધવાની કેળવણી તરફ લોકોનું લક્ષ ખેંચવું, અને તે કાર્યને માટે ખોલેલી સંસ્થાનો પોતાના કુટુંબની વિધવાને લાભ લેવા દેવા લોકોને સમજાવવું તે વિધવાપુનર્લગ્ન કરતાં મ્હને સ્હેલું લાગ્યું.

વિધવા શિક્ષણનું કાર્ય મ્હેં હાથમાં લીધું તે પહેલાં દોઢ વર્ષ ઉપર તે હાથમાં લેવાનો એક અનુકૂળ પ્રસંગ આવ્યો હતો. સને ૧૮૯૩ ના પાછલા ભાગમાં પંડિતા રમાબાઇના શારદાસદનથી લોકમત વિરૂદ્ધ થઇ ગયો હતો અને તેથી શારદાસદન ભયંકર સ્થિતિમાં આવી ગયું હતું જે વખતે લોકોમાં મ્હારા વિષે સારો અભિપ્રાય હતો, તે વખતે તેમાંના કોઇ કર્તવ્યનિષ્ઠ પુરૂષે પ્રયત્ન કર્યો હોત તો વિધવા શિક્ષણમાં ફતેહ મળી હોત. પણ તે વખતે હું વિધવાપુનર્લગ્નની ધુનમાં હતો અને વિધવા શિક્ષણ તરફ મ્હારૂં ધ્યાન સંપૂર્ણ નહિ હોવાથી હું અલગ રહ્યો.

આ પ્રસંગ વિતે દોઢ વર્ષ પછી મ્હારૂં ધ્યાન આ તરફ વળ્યું, અને કેવી યોજનાથી કામ શરૂ કરવું જોઇએ તે હું વિચારવા લાગ્યો. પ્રથમ વિધવાપુનર્લગ્ન મંડળીના હાથ નીચે વિધવાશ્રમ ચલાવવાનું યોગ્ય ધારી તા. ૧૨ એપ્રીલ સને ૧૮૯૫ ના દિવસે મંડળીની સભા બોલાવી તેને લગતો ઠરાવ કર્યો, અને વિધવાશ્રમને લગતું સર્વ કામ કરવાની મ્હને પરવાનગી આપવામાં આવી. આ યોજના કર્યા પછી થોડાજ વખતમાં મ્હને લાગ્યું કે વિધવા પુનર્લગ્નને માટેજ વિધવાઓ એકઠી કરવામાં આવે છે એમ લોકોની ગેરસમજ થાય અને લોકો વિધવાઓને આશ્રમમાં મૂકતા અચકાય માટે વિધવાશ્રમની સંસ્થા સ્વતંત્ર અને નિરાળી હોવી જોઇએ. આમ હોવાથી ફરીથી તા ૧૫ મી ફેબ્રુઆરી સને ૧૮૯૬ ના દિવસે મંડળીની સભા બોલાવી, અને મ્હારા કહેવાથી મંડળે આશ્રમપરથી પોતાની સઘળી સત્તા ખેંચી લીધી તથા મ્હને સ્વતંત્રતાથી તે કાર્ય કરવાની રજા આપી.

હવે મેં નિયમિત કામ શરૂ કર્યું. પૂના શહેરના કેટલાક ગૃહસ્થોની સલાહ લઇને તા. ૧૪ જુન સને ૧૮૯૬ ના રોજ મર્હુમ રાવ બહાદુર ભીડેના મકાનમાં એક સભા બોલાવી, જેમાં ફક્ત સોળ ગૃહસ્થો હાજર હતા. પરિણામે હિન્દુ વિધવાશ્રમમંડળી સ્થાપન થઈ,

સેક્રેટરીનું કામ મને સોંપ્યું અને ડૉ. સર રામકૃષ્ણ ભાણ્ડારકરને વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષ નિમવામાં આવ્યા. ત્યાર બાદ મને ૧૮૯૮ ના ઑક્ટોબર માસમાં સને ૧૮૬૦ ના ૨૧ મા ઍક્ટ પ્રમાણે સંસ્થા સરકારમાં નોંધાવી.

સામાન્ય રીતે આવા કાર્યમાં પૈસાની ઘણીજ જરૂર છે, અને તેથી આશ્રમને માટે ફંડ ભેગું કરવાની મ્હેં શરૂઆત કરી. શરૂઆતનાં થોડાં વર્ષ સુધી મ્હારી ઉન્હાળાની લાંબી રજામાં બ્હાર શહેરોમાં અને મ્હોટાં ગામોમાં ફરીને આશ્રમનો ઉદ્દેશ હું લોકોને સમજાવતો; અને બની શકે તેટલા પૈસા ફંડમાં મેળવતો. સંસ્થાના ફંડમાં સારી રકમ ભેગી થાય નહિ ત્યાંસુધી વિધવાઓને રહેવાનાં અને ભણવાનાં સ્વતંત્ર સાધનો પૂરાં પાડી શકાય તેમ નહિ હોવાથી શરૂઆતમાં જે વિધવાઓ આવી તેમને ફીમેલ ટ્રેનીંગ કૉલેજ અથવા ગર્લ્સ હાઇસ્કૂલમાં સંસ્થાના ખર્ચે રહેવાની સગવડ કરી આપી. છેવટે તા. ૧ જાન્યુઆરી સને ૧૮૯૯ ના રોજ પૂના શહેરમાં એક ઘર ભાડે રાખ્યું અને ન્હાના પાયાપર શરૂઆત કરી. આ વખતે સરકારી સંસ્થાઓમાં મંડળ તરફથી સાત આઠ વિધવાઓ રહેતી હતી, તેમને ત્યાંની ત્યાંજ રહેવા દઇને નવેસરથી જે દાખલ થવા આવે તેમને આશ્રમના મકાનમાં રાખવા માંડી. મ્હારી પત્ની તથા હું પણ તેજ મકાનમાં રહેવા લાગ્યાં. આશ્રમની શરૂઆતથીજ વિધવા પુનર્લગ્ન મંડળને આશ્રમ સાથે કાંઇ સંબંધ ન્હોતો અને વિધવા પુનર્લગ્નનો પ્રશ્ન જૂદો હતો; છતાં લોકોને અમારા કાર્યમાં શ્રદ્ધા ન્હોતી. તેઓનું માનવું એમ હતું કે આ મ્હારા સઘળા પ્રયત્નો વિધવાપુનર્લગ્નને માટેજ હતા, અને તેથી પોતાની બાળ વિધવાઓને હમારા કબજામાં મૂકતાં ઘણી આનાકાની કરતા. તે કારણથી વિધવાઓની સંખ્યા શરૂઆતમાં જોઇએ તેટલી વધી શકી નહિ. પહેલા વર્ષની આખરે ફક્ત ચાર વિધવાઓ આશ્રમમાં હતી, અને બીજે વર્ષે તે સંખ્યા સાત થઈ. પછીથી ત્રીજા, ચોથા અને પાંચમા વર્ષની આખરે સંખ્યા અનુક્રમે ૧૧, ૧૪ અને ૨૧ થઇ. સંખ્યાનો વધારો એકદમ નહિ થયો તે એક રીતે ફાયદાકારક હતું; કારણ કે તેથી કાર્યવાહકોના ધૈર્યની પરીક્ષા થઇ અને ચાલું ખર્ચ એકદમ નહિ વધવાથી પૈસાની જરૂર ધીમે ધીમે પડી.

વિધવાશ્રમના પહેલાજ વર્ષમાં એટલે સને ૧૮૯૯ માં મિસ મૅનિંગ હિન્દના પ્રવાસે આવ્યાં, અને અમારા નાના આશ્રમની મુલાકાત લઇ ઉપકાર કર્યો. તે પછી મરણ પર્યંત આશ્રમપરનો તેમનો સદ્‌ભાવ વધતો ચાલ્યો; ઇંગ્લાંડ ગયા પછી તુર્તજ તેમણે રૂ. ૩૦) આશ્રમના ફંડમાં મોકલી આપ્યા અને બીજે વર્ષથી તેમના પ્રયત્નથી લંડનની નેશનલ ઇન્ડિયન એસોસિએશન તરફથી આશ્રમની વિધવાઓને સ્કૉલરશિપ આપવા માટે રૂ. ૭૫) દરવર્ષ મોકલવામાં આવતા. પાછળથી તે રકમ વધારીને રૂ. ૧૫૦) કરી છે, જે અદ્યાપિ પર્યંત ચાલુ છે. મિસ મૅનિંગે મરણ પ્રસંગે આ સંસ્થાને બહુજ યાદ કરી, અને પોતાના વારસાના પચાસ પૌંડ (રૂ. ૭૫૦) આશ્રમને આપ્યા.

પહેલેથીજ આશ્રમ પૂના શહેરમાં નહિ રાખતાં પૂનાથી થોડે દૂર કોઇ જગાએ રાખવું એવો મ્હારી ઇચ્છા હતી, પણ તેવી અનુકૂળ જગા નહિ મળવાથી પૂનામાંજ શરૂઆત અને મૂળ વિચાર કાયમ રાખ્યો. શહેરની લાલચોથી મુક્ત રહેવા માટે આવી સ્ત્રીઓની સંસ્થા બ્હાર હોવી જોઇએ. વિશેષમાં બ્હાર ખુલ્લી હવા અને અભ્યાસની એકાન્ત-

જગાનો લાભ મળે. મ્હોટો ફાયદો એ છે, પ્લેગના સંકટમાંથી બચાવ થાય. ઈશ્વર કૃપાથી હજીસુધી આશ્રમમાં પ્લેગ બિલકુલ થયો નથી.

થોડા વખતમાં આશ્રમને માટે અનુકૂળ જગા મળી આવી. સને ૧૮૯૯ માં પૂના શહેરમાં પ્લેગ થવાથી, આશ્રમનું સઘળું મંડળ શહેરથી, થોડે દૂર સ્વ. રાવ બહાદુર ગોખલેના મકાનમાં રહેવા ગયું. રા. બ. ગોખલે આશ્રમના કાર્યમાં સારો ભાગ લેતા. તેમના મકાનની નજીકની જમીન આશ્રમને માટે અનુકૂળ જણાઈ. તપાસ કરતા માલુમ પડ્યું કે તે જમીન તેમનીજ છે, અને તેમને વિનંતિ કરતાં ખુશીથી તેમણે તે જમીન આશ્રમને બક્ષિસ આપી. વિશેષમાં તેજ મકાનમાં સ્વર્ગવાસ પામેલી તેમની પુત્રીના સ્મરણાર્થે આશ્રમમાં તેનાજ નામથી એક ઓરડી બાંધવા રૂ. ૭૫૦) આપ્યા. આવી એકાન્ત જગામાં રહેવાનું વિધવામંડળને અનુકૂળ પડશે કે કેમ તેનો નિર્ણય થયા સિવાય એકદમ કાયમનું મકાન બાંધવું અયોગ્ય લાગવાથી રા. બ. ગોખલેની દેખરેખ નીચે રૂ. ૫૦૦) ખરચી પથ્થર અને માટીથી ન્હાનું ઝુંપડું બાંધ્યું, અને સને ૧૯૦૦ ના જુન માસમાં આખું વિધવામંડળ ત્યાં રહેવા ગયું. તે પછી બે વર્ષ અમને ઘણી મુશ્કેલી નડી. શહેરથી અહીં આવવાને બળદ ગાડી ચાલે તેવો પણ રસ્તો હતો નહિ અને તેથી આશ્રમને જરૂર પડતો સઘળો સામાન મજુરોને માથે લાવવો પડતો; કરકસરથી કામ લેવાની ખાસ જરૂર હતી. પણ આ સઘળી અડચણો સહન કરવાને હું તૈયાર હતો. મ્હારી પ્હેલી પત્નીની બ્હેનને મ્હારા કાર્ય તરફ સારી ભક્તિ હોઈ, તે બહુવી ન્હોતી છતાં પણ આશ્રમની શરૂઆતથી મ્હને મનતી મદદ કરતી તે પણ મ્હારી સાથે આ સઘળું સહન કરવાને તૈયાર થઈ. વિધવાઓપર દેખરેખ રાખવી, રસોઈ અને એવા બીજાં કામમાં મદદ કરવી વિગેરે સર્વ કામ મે તેને સોપ્યું મ્હારાથી કુટુંબ સાથે ત્યાં રહી શકાય તેમ ન્હોતું, કારણ કે ત્યાં રહેવાની જગાની તંગી હતી અને મ્હારા બાળકોને નિશાળે જવાની સગવડ ન્હોતી. એક વૃદ્ધ પેનશનર માસ્તર રાખ્યો હતો, તે સવારમાં આશ્રમમાં આવતો, દિવસે વિધવાઓને શિખવી સાંજે પૂના જતો. તેમ છતાં આવી એકાન્ત જગામાં બાલિકાઓને રાત્રે એકલી રહેવા દેવી ઠીક નહિ લાગવાથી મ્હારા કૉલેજના કામથી પરવારી દરરોજ સાંજે હું આશ્રમમાં જતો, સાંજે વિધવાઓને શિખવતો. રાત્રે પણ ત્યાંજ રહેતો અને સવારમાં પૂના આવી દિવસે મ્હારા કામપર જતો. આ વખત બહુજ મુશ્કેલીનો હતો. માટીના ઝુપડાની અંદર વરસાદનું પાણી પડતું, અને આવા વખતમા પથારીને પાણીમાંથી મુક્ત રાખવા માટે હમારે સાદડીઓ ઓઢવી પડતી. મ્હારે જવાનો રસ્તો કદર કીચડથી ભરપુર થઈ જતો. પણ કાદવ હો કે ન હો, પ્રતિ દિવસ મ્હારે કામ કંટાળ્યા સિવાય હું કર્યા જતો, અને તે પ્રમાણે બે વર્ષ ચલાવ્યું. મ્હને તેમાં થાક લાગતો નહિ ઉલટો આનંદ પડતો. કોઈ વખત મ્હારા કુટુંબમાં મ્હારી પત્ની અથવા બાળકમાંથી કોઈ માંદુ પડે ત્યારે રાત્રે તેમને એકલાં રડતાં મૂકી મ્હારા દત્તક બાળક—આશ્રમની સંભાળ લેવા આવતો. આવે પ્રસંગે તેમને નિરપરાધે મ્હારી બેદરકારીને લીધે ત્રાસ પડતો જોઈ મ્હારૂં હૃદય ભરાઈ આવતું અને આંખમાં આંસુ સાથે આશ્રમ તરફ પગલાં ભરતો કારણ કે આશ્રમ મ્હારા કુટુંબ કરતા વધારે, આત્મસમાન મ્હને પ્રિય હતું. તેથી કરીને જ્યારે જ્યારે આવા દ્વિધાકર્તવ્યનો ઝગડો ઉઠતો ત્યારે આશ્રમના પક્ષનો

વિજય થતો. વિશેષમાં આશ્રમમાં કોઇ બાલિકા માંદી પડતી ત્યારે મ્હારા અંતઃકરણને અતિ લાગણી થતી, પણ તે છુપાવીને બીજી બાલિકાઓને હું હિમ્મત આપતો. તેવા આરંભના વખતમાં એકાદ આફત આશ્રમને સદાને માટે બંધ કરી દેત, પણ ઇશ્વર કૃપાથી પરિણામે સર્વ સારૂં નિવડ્યું. આવા કષ્ટના દિવસો પૂરા થયા અને તે જગાપર આશ્રમનું કાયમનું મકાન બાંધવાનું નક્કી થયું.

પ્રથમ આઠ હજાર રૂપીઆ ખર્ચીને દક્ષિણ બાજુએ મુખ્ય હોલ અને તેની પૂર્વ પશ્ચિમ બાજુએ બે બે ઓરડીઓ, એ પ્રમાણે મકાન બાંધ્યું. આ વખતે પૂનાના સેનીટરી એંજીનીઅર શ્રીયુત વિ. ત્રિ. આગાશેએ પોતાની માતુશ્રીના સ્મરણાર્થે ઓરડીઓ બાંધવા માટે આશ્રમને રૂ. ૧૬૦૦ આપ્યા. આશ્રમની બાલ્યાવસ્થામાં અત્યારે મળતી રકમો, ભારે રકમોના કરતાં પણ વધારે કીમતી થઇ પડતી. સને ૧૯૦૨ની આખરે મકાન પૂરૂં થયું અને તુરતજ હું મ્હારા કુટુંબ સાથે ત્યાં રહેવા ગયો. થોડા વખતમાં બળદગાડી જઈ શકે તેવો રસ્તો તૈયાર કરવામાં આવ્યો. મ્હારે તથા મ્હારાં બાળકોને અભ્યાસ માટે પૂનાં જવા સારૂં મ્હેં એક બળદ અને ન્હાની ગાડી રાખ્યાં. દરરોજ આઠ માઇલ પગે ચાલવાનું બંધ થયું અને તેથી મ્હને કંઇક સગવડ થઇ. દિવસનો મ્હોટો ભાગ આશ્રમમાં રહેવાથી આશ્રમના કામ તરફ વધારે ધ્યાન આપી શક્યો અને મ્હારા કુટુંબની પણ અડચણ દૂર થઇ. આશ્રમમાં રહેવાથી મ્હારી પત્ની પણ આશ્રમની ગૃહવ્યવસ્થાના કામમાં ઘણી ઉપયોગી થઇ પડી. આશ્રમનું સઘળું કાર્ય સ્ત્રીઓ ચલાવી શકે અને જરૂર પ્રમાણે મ્હારી મુલાકાતથી કામ ચાલે એવી સગવડ મળે ત્યાં સુધી આ પ્રમાણે મ્હેં ચલાવ્યું.

સને ૧૯૦૨ માં નામદાર લેડી નૉર્થકોટે આશ્રમની મુલાકાત લીધી. તે વખતે સંસ્થા બાલ્યાવસ્થામાં હતી; મુલાકાતમાં જોવા જેવી વસ્તુઓમાં, જેમાં આશ્રમની શરૂઆત કરેલી તે ન્હાનું ઘર, પૂરૂં થવાની તૈયારીમાં આવેલું નવું મકાન અને બાર ચૌદ વિદ્યાર્થિની એટલુંજ હતું. ઘોડાગાડી જઇ શકે તેવો રસ્તો ન્હોતો. પરંતુ આ સંસ્થા જોવાનો તેમણે નિશ્ચય કર્યો હતો, તેથી આશ્રમથી એક માઇલ દૂર ગાડી ઉભી રાખી પોતે ત્યાંથી આશ્રમ સુધી ચાલતાં આવ્યાં. આવા પ્રકારની સહાનુભૂતિ વિરલજ મળી શકે ! લેડી નૉર્થકોટની મુલાકાત પછી આશ્રમ લોકોમાં કંઇક પ્રખ્યાતિમાં આવવા લાગ્યું.

અક્કલકોટનાં રાણી સાહેબ, શ્રીમંત બાબા સાહેબ ઇચલકરંજીકર અને શ્રીમંત આબા સાહેબ વિશાળગઢકર, એ, ત્રણે સને ૧૯૦૩ માં તથા વડોદરાના શ્રીમંત સયાજીરાવ મહારાજ, શ્રીમંત બાબાસાહેબ મિરજકર અને સાવંતવાડીના અધિપતિ, તેમણે સને ૧૯૦૪ માં આશ્રમની મુલાકાત લીધી. આ આબરૂદાર ગૃહસ્થોની મુલાકાતથી બાલક આશ્રમના કાર્યવાહકોને અને વિદ્યાર્થિનીઓને ઘણુંજ ઉત્તેજન મળ્યું છે.

સને ૧૯૦૨ ની આખરે મ્હારી બીજી સાળી શ્રીમતી પાર્વતીબાઇ આઠવલેએ પોતાની જીંદગી આશ્રમનાં કાર્યમાં અર્પણ કરી. પાર્વતીબાઇ આઠવલેનું નામ મરાઠી ભાષા જાણનારા માણસોમાં પ્રખ્યાત છે. તેની હકીકત ઘણી મનોવેધક છે. પચીસ વર્ષની વય સુધી તેને મૂળાક્ષર પણ આવડતો ન્હોતો. મ્હારી પત્નીએ અમારાં લગ્ન પછી તુર્તજ પાર્વતીબાઇ (જે વિધવાવસ્થામાં હતી તે) ને અમારી સાથે રહેવા સમજાવ્યું. પાર્વતીબાઇને પોતાનાં

આઠ વર્ષના પુત્રનું ગુજરાન કરવાનું હોવાથી પ્રથમ ઘણી આનાકાની કરી, પણ છેવટે અમારા આગ્રહથી બન્ને અમારે ત્યાં રહેવા લાગ્યા તે દિવસથી ત્હેની કેળવણીની શરૂઆત થઇ, અને કષ્ટપૂર્વક અભ્યાસ કરી ટ્રેનીંગ કૉલેજનો અભ્યાસક્રમ ત્હેણે પૂરો કર્યો ત્હેને સરકારી સ્કૉલરશિપ મળતી અને તેથી સરકારની નોકરી કરવાને તે બંધાયલી હતી, પરંતુ હમારી માગણી ઉપર ધ્યાન આપીને કેળવણીખાતાએ તેને માટે ખાસ ઠરાવ કરી આશ્રમમાં ત્હેને કામ કરવાની પરવાનગી આપી.

પાર્વતીબાઇ કૉલેજમાં દાખલ થઇ ત્યારે શરૂઆતમાં કેમ ભણવું, કેટલું ભણવું, શું થશે, ભણીને શું કરીશ વિગેરે બાબતોનો ત્હેને ગભરાટ થયો, પણ હું ત્યાં વખતોવખત જઇ ત્હેને ઉત્તેજન આપતો. મ્હને ત્હેનામાં સારો વિશ્વાસ હતો અને મ્હારી આશાના અંકુર બરાબર તે બાઇ હતી. મ્હારી આંખો એક સરખી ત્હેના અભ્યાસ પાછળ લાગેલી હતી પાર્વતીબાઇ અહીં આવી મ્હારા કાર્યનો ભાર ક્યારે કમી કરશે ત્હેના વિચાર મ્હને ઘણા વખત આવતા. છેવટે તે સુદિન ઉગ્યો અને સરકારની અડચણ દૂર થવાથી પાર્વતીબાઇ આશ્રમનું કામ કરવા જોડાઇ કૉલેજમાં રહેતી વખતે પોતાની ઉન્હાળાની તથા પ્લેગની રજામાં આશ્રમમાં આવીને રહેતી અને મ્હારા કાર્યમાં ઘણી મદદ કરતી

પાર્વતીબાઇ આશ્રમમાં આવી કે તુર્તજ ત્હેને આશ્રમની લેડી સુપરિન્ટેન્ડેન્ટનું કામ મ્હેં સોંપ્યું પરંતુ ત્હેના કાર્યની ઇશ્વરી યોજના કંઇ નિરાળીજ હતી. લેડી સુપરિન્ટેન્ડેન્ટના કાર્ય માટે અધિક યોગ્યતાવાળી સ્ત્રીઓ મળી આવી કે તુર્તજ આશ્રમ માટે ફંડ ભેગું કરવાનું કામ ત્હેનાથી થઇ શકશે કે કેમ તેની અજમાયશ કરી જોઇ અને તેમાં ત્હેને સારો જશ મળ્યો. નાનપણથીજ પાર્વતીબાઇ ધીરજ અને હિમ્મતથી કામ કરનારી હોઇ, થોડાં અનુભવથી તેને સાર્વજનિક સભાઓમાં સારી રીતે ભાષણ કરતાં આવડ્યું. પોતાની દુઃખી વિધવા બ્હેનોને માટે તેની દીન વિનંતિથી લોકોના મનપર ઘણી અસર થઇ, અને પરિણામે સરાસરી દરવર્ષે આશ્રમને માટે તે રૂ ૩૦૦૦ મેળવી શકે છે મરાઠી ભાષા પ્રચલિત હોય તે ભાગમાં તે ફરે છે એટલુંજ નહિ પણ કાનડી મુલક, તેલંગણ, ગુજરાત અને સંયુક્ત પ્રાન્ત વિગેરે ભાગોમાં અનેક અડચણો સહન કરી ફરે છે દરેક જગાએ પ્રથમ સહાનુભૂતિ દર્શાવનાર એક બે માણસોને મળી તેમની મદદથી લોકોને ઘેર જઇ ફંડમાં મદદ કરવા તેમને વિનંતિ કરવી એ તેનો કાર્યક્રમ છે દ્રવ્યપ્રાપ્તિની બાબતમાં છેલ્લાં કેટલાંક વર્ષથી પાર્વતીબાઇ આશ્રમનો આધારસ્તંભ છે

પાર્વતીબાઇ આશ્રમમાં આવવાથી આશ્રમને ઘણી મદદ મળી, પરંતુ આશ્રમનું કામ દિવસે દિવસે વધતું જતું હોવાથી બીજા કામ કરનાર માણસોની સારી મદદ મળે નહિ ત્યાં સુધી આશ્રમ સારા પાયા પર આવી શકશે નહિ તેમ લાગવાથી ડેક્કન એજ્યુકેશનલ સોસાયટીના બંધનમાંથી મુક્ત થઇ મ્હારો બધો વખત આશ્રમ માટે કામ કરવું એમ નિશ્ચય કરી સોસાયટીના પ્રમુખ તથા લાઇફ મેમ્બરોને વાત કરી. પ્રથમ મ્હને મુક્ત કરવાની હકીકત તેઓએ નાકબુલ કરી, પરંતુ આશ્રમનું મહત્ત્વ ધ્યાનમાં લઇ મ્હને ત્રણ વર્ષની રજા આપી. તેથી સને ૧૯૦૪ ના આરંભથી આશ્રમના કાર્ય પાછળ મ્હારૂં સઘળું ધ્યાન રોકવા મેં શરૂઆત કરી આ પ્રમાણે અગીઆર મહીના ચાલ્યું. પછી આશ્રમના કામને માટે

યોગ્ય સ્ત્રીઓ મળવાથી ડે. એ. સોસાયટીનાં વીસ વર્ષ પૂરાં કર્યાં સિવાય જવું નહિ તેમ વિચાર કરી બાકીની રજા રદ કરાવી હું પુન. સોસાઇટીના કામ પર રજુ થયો.

શ્રીમતી વેણુબાઇ નામજોશી અને કાશીબાઇ દેવધર સને ૧૯૦૪ માં આશ્રમમાં જોડાયા. પ્રથમ વેણુબાઇ લાઇફ મેમ્બર થયાં. છ મહિના પછી કાશીબાઇએ પણ તેવોજ નિશ્ચય કર્યો. આ બન્નેએ પોતાનું સઘળું સામર્થ્ય આશ્રમ પાછળ વાપર્યું. આશ્રમની જે ઉન્નતિ આજે થઇ છે તે સઘળી તે બન્નેને આભારી છે. પ્રથમના કામચલાઉ ઘરમાં જે આનંદ અને ધૈર્યથી અડચણો દૂર થતી તે સર્વ કાશીબાઇની મદદથીજ. તે વર્ષમાં મેટ્રીક્યુલેશનનો અભ્યાસ પૂરો કરી, કોલેજનો અભ્યાસ શરૂ કર્યો, અને રજાના વખતમાં આશ્રમમાં આવી રહેતાં. મદ્રાસ યુનિવર્સિટીમાં તેમણે બી. એ. સુધી અભ્યાસ કર્યો અને પરીક્ષામાં એક વિષય સિવાય બધામાં સારા ગુણ મેળવ્યા. કાશીબાઇને વૈધવ્ય બાળપણથીજ પ્રાપ્ત થયું હતું, તેથી તુર્તજ તેમના વડીલોએ સમાજના રિવાજની સામે થઇ શારદા સદનમાં તેમને મુકવાનું પરાક્રમ ઉઠાવ્યું, અને હમેશ લોકોમાં થતી નિંદા સહન કરી વડીલોએ સહન કરેલી મુશ્કેલીઓનો કાશીબાઇએ સારો ઉપયોગ કર્યો. આશ્રમના કાર્યવાહક તરીકે જોડાયા પછી મદ્રાસ ઇલાકો, નિઝામનું રાજ્ય, રજપુતાના અને સંયુક્ત પ્રાન્ત વિગેરે ભાગોમાં પ્રવાસ કરી આશ્રમની લોકોને ઓળખાણ આપી અને ફંડમાં સારી રકમ ભેગી કરી આશ્રમને લાભ કર્યો. હેમના સઘળાં કામોમાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ તરીકેનું કામ આશ્રમને ઘણુંજ ઉપયોગી થયું છે. તે કામમાં હિન્દી મનુષ્યોમાં કવચિતજ માલુમ પડે તેવો સદ્ગુણ અને સ્વાર્થત્યાગ બતાવ્યાં. આવી અત્યન્ત સદ્ગુણી બાઇનો આશ્રમ સાથેનો સહવાસ ચાલુ વર્ષે બંધ થવાથી આશ્રમને ઘણી ખોટ પડી છે, કેટલાક કારણોસર હેમણે રાજીનામું આપ્યું અને વ્યવસ્થાપક મંડળે તે અત્યન્ત નાખુશીથી મંજુર કર્યું આ બનાવ ઘણો શોચનીય બન્યો છે, પરંતુ આશ્રમ છોડયા પછી તેવાજ પ્રકારનું લોકોપયોગી કાર્ય ઇન્દોર મધ્યે હેમણે હાથમાં લીધું છે; તેથી તેમના કર્તૃત્વનો સમાજને સારો લાભ મળશે.

કોઇ સુશિક્ષિત સ્ત્રી મ્હારા કાર્યમાં ઉપયોગી થઇ પડે તેમ છે એમ લાગે કે તુર્તજ તેને મેળવવા પ્રયત્ન કરવો એવો મ્હારો ક્રમ છે. સને ૧૮૯૭ માં રાષ્ટ્રીય સભાના મહોત્સવ પ્રસંગે હું ઉમરાવતી ગયો હતો. વેણુબાઇના વડીલ એન્જીનિયર હોઇ તે વખતે પેનશનર હતા, અને રાષ્ટ્રીય સભાના મંડપ તથા તે સંબંધેની સઘળી વ્યવસ્થામાં રોકાયલા હતા. ત્યાં મ્હે વેણુબાઇના સંબંધમાં તેમને વાત કરી પણ તે વખતે વિચાર કરવાની તેમને ફુરસદ નહિ હોવાથી સઘળું મુલત્વી રાખ્યું. વેણુબાઇનો અભ્યાસ થોડો હતો પરંતુ ઉપયોગી થઇ પડે તેમ છે, એવું લાગવાથી પુનઃ યોગ્ય પ્રસંગનો લાભ લઇ હેના ભાઇ સ્વ. પ્રિ. ગો. ગ. આગરકરની મદદથી પ્રથમ હેને શારદાસદનમાં મુકી. આ બાબતથી સ્વ. આગરકરને ઘણોજ લોકાપવાદ સહન કરવો પડયો હતો. તેમના સહવાસનો વેણુબાઇને ઘણોજ સારો લાભ મળ્યો; વિદ્યામાં રસ ઉત્પન્ન થયો અને પોતાની જીંદગીનો સારો ઉપયોગ કરવા તેમણે નિશ્ચય કર્યો. તેમનો અભ્યાસ મેટ્રીક્યુલેશન સુધી છે, પરંતુ સંસ્થાના કાર્યવાહક તરીકે જોઇએ તેટલું સામાન્ય જ્ઞાન તેમનામાં છે. છેલ્લા દોઢ વર્ષથી આશ્રમનો સઘળો કાર્યભાર તેમના હાથમાં છે.

સને ૧૯૦૪ ની આખરથી આશ્રમની ઉન્નતિ થવા લાગી. આશ્રમના કાર્ય અને ત્હેના ઉપયોગ તરફ લોકોનું ધ્યાન ખેંચાયું. સને ૧૯૦૩ માં ૭ હજાર રૂપીઆની રકમ ખરચીને રસોડા તથા જમવાના ઓરડા માટે મકાન વધાર્યું. સંખ્યા દિવસે દિવસે વધતી જતી હોવાથી હજી પણ મકાન વધારવા માટે આશરે વીસ હજાર રૂપીઆની જરૂર હતી. નાણાંની તંગી હોવા છતાં કાર્યની જરૂરીઆત અને સદ્હેતુપર ભરૂસો રાખી તે ખેંપમનું કાર્ય શરૂ કર્યું. તે વખતે ઉદાર મનવાળા 'રાજકોટના' ગૃહસ્થ શ્રીયુત સીતારામ નારાયણ પંડિતે ઘણી સારી મદદ કરી. આ ગૃહસ્થની ઉદારતા વિષે મ્હેં સાભળ્યું હતું ત્હેને ઉદ્દેશીને મ્હેં એક વખત સામાજીક પરિષદના પ્રસંગપર તેમની મુલાકાત લીધી. રિપોર્ટ વિગેરે તેમને આપી અનુકૂળતાએ આશ્રમ જોવાની તેમને વિનતિ કરી. તેમને આગ્રહ કરવાની જરૂર નથી એમ માનીને મ્હેં સઘળી હકીકત વિસારે મૂકી ત્યારબાદ સને ૧૯૦૩ ના દિવાળીના તહેવારોમાં એક દિવસ પોતાના સગા શ્રીયુત નારાયણ ભાસ્કર પંડિતની સાથે એકાએક આશ્રમની મુલાકાત લેવા આવ્યા રજા હોવાથી ઘણી વિદ્યાર્થિનીઓ પોતાના વતનમાં ગયેલી હતી, તેમ છતા જે થોડી હાજર હતી તેમનું કામ અને આશ્રમની વ્યવસ્થા જોઇ ઘણાજ ખુશી થયા. પોતાના વતનમાં ગયા પછી ત્રણસો રૂપીઆનો ચેક મોકલ્યો અને પત્રમાં જણાવ્યું કે "કોઇ જાતની મુશ્કેલી હોય ત્યારે મ્હને જણાવવું." પરંતુ આવી જાતની મુશ્કેલીની રાહ જોયા સિવાય દર મહીને રૂ. ૫૦) આશ્રમને મોકલવાની તેમણે શરૂઆત કરી, અને વિધવાઓની સંખ્યા વધ્યા પછી તે રકમ વધારી રૂ ૭૫) કરી. અમે સને ૧૯૦૪ માં નવીન મકાનની યોજના કરી. તે વખતે તેઓ પંચગની રહેતા હતા. મ્હેં ત્યાં જઇ ત્હેમને સઘળી હકીકત જણાવી. મ્હારા પાછા આવ્યા પછી તેમણે એક હજાર રૂપીઆનો ચેક મોકલ્યો. તેમનો આશ્રમ ઉપરનો ઉપકાર મ્હારાથી સહન નહિ થઇ શકવાથી મ્હેં ત્હેને માટે તેમનો આભાર માની કૃતજ્ઞતાપૂર્વક પત્ર લખ્યો જેના જવાબમાં તેમણે લખ્યું કે, "ત્હમે તથા આશ્રમે મ્હારા પૈસાનો સારો ઉપયોગ કરવાનો મ્હને રસ્તો બતાવ્યો; પછી મ્હારે ત્હમારો બન્નેનો આભાર માનવો જોઇએ." મકાનનું કામ શરૂ થયા પછી તેમણે દર મહીને રૂ. ૫૦૦) ૭ માસ સુધી મોકલ્યા. તેમની આવી ઉદારતાના ઉપકારથી હું ચકિત થયો, અને છેવટે મ્હારી નાણાંની અડચણ પૂરી થયે તુરતજ મ્હેં તેમને તે પ્રમાણે જણાવી દીધું. શ્રીયુત પંડિત કાળજીપૂર્વક આશ્રમની ઉન્નતિ પાછળ ધ્યાન રાખે છે, અને ઓછામાં ઓછા દર વર્ષે નિદાન પાંચસો રૂપીઆ મોકલ્યા સિવાય રહેતાજ નથી. આજ પર્યંત આશ્રમમાં તેમણે બધા મળી આશરે રૂ ૧૨૦૦૦) આપ્યા છે. પૃથ્વીપર આવા માણસો વધો અથવા પૃથ્વીપરની વિપત્તિઓ ઓછી થાઓ એમ પ્રભુ પાસે પ્રાર્થનાપૂર્વક માંગું છું.

નવું મકાન ખુલ્લું મુકવાનો સમારંભ સને ૧૯૦૫ ના સપ્ટેમ્બર મહીનામાં લોર્ડ લેમિંગ્ટનને હાથે કરવામાં આવ્યો. તેમાં શુમારે દાક્ષો ગૃહસ્થો તથા સ્ત્રીઓએ ભાગ લીધો હતો અને તે પછી આશ્રમ લોકોમાં વધારે પ્રખ્યાતિમાં આવ્યું. આથી વધારે ચિત્તાકર્ષક બનાવ સને ૧૯૦૯ માં બન્યો. તેજ સાલના સપ્ટેમ્બર માસમાં સર જ્યોર્જ કલાર્ક (હાલ લોર્ડ સિડનહેમ)ના પ્રમુખપણા નીચે એક મેળાવડો કરવામાં આવ્યો; તે વખતે આશ્રમની વિદ્યાર્થીનીઓએ બનાવેલી કલાકૌશલ્યની વસ્તુઓનું એક પ્રદર્શન

ચીજ છે, એમ સમજે છે શિક્ષણ, સુયાણી અથવા માંદાની માવજત કરવાનું કામ કરી પોતાના પગપર ઉભા રહેવાનું સામર્થ્ય ત્હેનામાં આવે તે આશ્રમની ઇચ્છા છે. સુયાણી અથવા માંદાની માવજતનું કામ શિખવા માટે સાધારણ અભ્યાસ કર્યા પછી કોઇ ઇસ્પિતાલમાં બે ત્રણ વર્ષ ગાળવા પડે છે. ગરીબ વિધવા થોડે અંશે અથવા સર્વસ્વ આશ્રમના ખર્ચે રહે છે, અને સારી સ્થિતિવાળી પોતાનું ખર્ચ આપે છે. એક વિધવા પાછળ સરાસરી દર વર્ષે સો રૂપીઆ ખર્ચ લાગે છે. આશ્રમનો આયુષ્યક્રમ ઘરના જેવોજ છે. ગૃહકાર્ય તરફ ત્હેમનું લક્ષ્ય દોરવામાં આવે છે તથા ત્હેમના નૈતિક તથા ધાર્મિક શિક્ષણની સગવડ કરવામાં આવી છે. સંસ્થાની એકંદર સ્થિતિ મધ્યમ સ્થિતિના હિન્દુ કુટુંબ જેવી છે. ધર્મ સબંધી જે આચાર સર્વને સાધારણ હોઇ અનુકૂળ પડે તેવો પાળવામાં આવે છે વિશેષમાં હિન્દુ ધર્મના ઉદાત્ત તત્વની કલ્પના ત્હેમને આપવામાં આવે છે. શાળાનો શિક્ષણક્રમ ઘણું કરીને સરકારી અભ્યાસક્રમને મળતોજ છે, પરંતુ જરૂર પ્રમાણે ફેરફાર કર્યો છે મરાઠી ચોથા ધોરણથી હિન્દી શરૂ કરવું, ડ્રોઇંગ શિખવવું, અને મરાઠી પાંચમા ધોરણ પછી સંસ્કૃતમાં પ્રવેશ કરાવવો, આવી યોજના રાખવામાં આવી છે હાલ મરાઠી સાત ધોરણ અને અંગ્રેજી પાંચ ધોરણ સુધીના અભ્યાસની સગવડ છે. આવતા નવેમ્બરમાં અંગ્રેજી છઠ્ઠા ધોરણનો વર્ગ ઉઘાડવો અને તે પછી એક મેટ્રીક્યુલેશનનો વર્ગ ઉઘાડવો એમ વ્યવસ્થાપક મંડળનો ઠરાવ છે.

હવે ડે. એ. સોસાયેટીમાં મ્હારે કામ કરવાની મુદત પૂરી થઇ છે, પરંતુ સોસાયેટીની અડચણ વખતે મ્હારે તે કામ એકદમ છોડવું ઠીક નથી, તથાપિ કોલેજનું કામ થોડું કમી કરી જે વખત મળે તેમાં આશ્રમની શાળામાં જવું એમ રાખ્યું છે. વળી વ્યવસ્થાપક મંડળે આશ્રમની શાળાનો સુપરિન્ટેન્ડેન્ટ મને જે નીમ્યો છે મહિલા વિદ્યાલયની વિદ્યાર્થિનીઓને ફી લઇને આશ્રમની શાળામાં દાખલ કરવી તેવો ઠરાવ અઢી વર્ષ માટે વ્યવસ્થાપક મંડળે મંજુર કર્યો છે વિધવાશ્રમ અને મહિલા વિદ્યાલય મળીને સ્ત્રીઓની એક સાદી હાઇસ્કૂલ આશ્રમના મકાનપર ચાલી શકે તેમ છે. આશ્રમનું સઘળું મકાન આશરે રૂ ૪૫૦૦૦)ની કિમ્મતનું છે. અને સ્થાયી તથા ચાલુ ફંડ મળી એકંદર શિલક સાઠ હજાર રૂપીઆ છે. હાલ શાળામાં ચાર સ્ત્રી અને ૭ પુરૂષ શિક્ષકો છે ત્હેમને રહેવાની સગવડ પણ ત્યાં કરવામાં આવી છે. સંખ્યા દિવસે દિવસે વધતી જતી હોવાથી શુમારે પંદર હજાર રૂપીઆ ખર્ચી નવું મકાન બાંધવાનો વિચાર ચાલે છે આશ્રમનો ચાલુ ખર્ચ છેલ્લા વર્ષ પ્રમાણે દરસાલ શુમારે તેર હજાર રૂપીઆ થાય છે, જેમાં વાર્ષિક વગણીમાંથી સાડા ત્રણ હજાર, વ્યાજનું ઉત્પન્ન બે હજાર, પૈસા ભરી રહેનાર વિધવાઓની પાસેથી ત્રણ હજાર અને આશરે ચાર હજાર રૂપીઆ પરચુરણ દાનમાંથી એ પ્રમાણે ગમે તે રીતે ખર્ચ મળી રહે છે.

આશ્રમમાં અભ્યાસ પૂરો કરી ઘણી વિધવાઓ સમાજના ઉપયોગી કામોમાં જોડાઇ છે, અને હાલ અભ્યાસ કરતી વિધવાઓમાંની ઘણી, સારો અભ્યાસ કરી થોડાં વર્ષમાં સમાજના ઉપયોગી કામને માટે તૈયાર થઇ બ્હાર પડશે. મદ્રાસ, રાજમહેન્દ્રી, મ્હૈસૂર, બેંગલોર, બ્હરાડ, મધ્ય પ્રાન્ત, મધ્ય હિન્દુસ્થાન વગેરે દૂરના ભાગોમાંથી પણ વિદ્યા-

ર્થિનીઓ આવે છે. હિન્દના બધા ભાગોના મળી આશરે એક હજાર સ્ત્રી પુરૂષ આશ્રમની મુલાકાત લેવા દર વર્ષે આવે છે. ઘણા રાજા રજવાડા, સરદાર અને વિદ્વાન પુરૂષો પહેલાથી નિશ્ચય કરી મૂકી, અનુકૂળતાએ આશ્રમની મુલાકાત લે છે. આશ્રમનો કાર્યભાર ચલાવવા માટે જીંદગીના સભાસદોમાંથી ચુંટી કહાડેલા માણસોનું વ્યવસ્થાપક મંડળ અને અંતર્વ્યવસ્થાપર દેખરેખ રાખવા માટે જીંદગીના સભાસદોમાંથી એક સ્ત્રી મંડળ રાખવામાં આવ્યાં છે. જે જગા પર પહેલાં એક ઝુંપડું નહોતું ત્યાં ત્યારે બસો માણસોની વસ્તી થઇ છે. આશ્રમની સગવડ માટે ટપાલ ખાતા તરફથી એક બ્રાન્ચ પોસ્ટ ઓફિસ ખોલવામાં આવી છે. તેના પોસ્ટ માસ્તરનું કામ આશ્રમમાંની એક બ્રાહ્મણ વિધવા કરે છે. આવો દાખલો હિન્દમાં ક્વચિતજ મળી શકે.

આશ્રમના કાર્યમાં અનેક સ્ત્રી પુરૂષોએ કિમતી મદદ આપી છે. તે સઘળાનાં નામ આપવા અશક્ય છે અને થોડાં આપવાં અયોગ્ય છે. તેમ છતાં થોડાં નામનો ઉલ્લેખ કર્યા સિવાય મ્હારાથી ચાલે તેમ નથી. ડા. સર રામકૃષ્ણ ભાણ્ડારકર આરંભથી અદ્યાપિ પર્યંત વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષ છે તથા હેમણે દ્રવ્ય અને સલાહથી આશ્રમને ઘણીજ મદદ કરી છે. સ્વ. ન્યાયમૂર્તિ રાનડે સંસ્થાની બાલ્યાવસ્થામાં ગુજરી જવાથી આશ્રમની ઉન્નતસ્થિતિ જોવા પામ્યા નથી, પણ હેમનું સંસ્થા પાછળ ઘણું લક્ષ હતું. વખતો વખત મ્હારી સાથે તેઓ સંસ્થાનો વિષય ચર્ચતા અને કંઇ સૂચના કરતા. શ્રીમતી રમાબાઇ રાનડે તથા કમિટીનું સઘળું મંડળ આ કામમાં સારી સહાય આપે છે —

હવે હું મહિલા વિદ્યાલયની બીજી સંસ્થાના સંબંધમાં થોડું જણાવીશ. વિધવાશ્રમની બાલ્યાવસ્થામાં આ સંસ્થાનું બીજ રોપાયું હતું. શરૂઆતમાં આશ્રમમાં વિદ્યાર્થિનીઓ ઘણી ઓછી આવવાથી વિધવા વિદ્યાર્થિનીની છોકરીને મફત અને હેની બ્હેનને કંઇક ઓછા ખર્ચે રાખવાની છુટ આપી. રત્નાગિરી જીલ્લાના એક ગામના સાધારણ સ્થિતિના એક ગૃહસ્થે લોકાપવાદ સામે હિમ્મત ધરી મ્હને પત્ર લખ્યો જેનો સાર નીચે પ્રમાણે છે.

"મ્હારે ચૌદ, બાર, અને દશ વર્ષની અનુક્રમે ત્રણ પુત્રીઓ છે, જેમાંની વડીલ વિધવા અને ન્હાની બે કુમારિકા છે. વિધવા પુત્રીને આશ્રમમાં મૂકવા ઇચ્છા છે, પરંતુ વિધવાને આશ્રમમાં મૂકું તો તે હકીકત જાણી ન્હાની પુત્રીઓ સાથે લગ્ન કરવા કોઇ તૈયાર થાય નહિ, માટે ત્રણેને મૂકવા નિશ્ચય કર્યો છે. મ્હારી સ્થિતિ ગરીબ હોઇ તેમના ખર્ચ માટે નહિ જેવી ન્હાની રકમ આપી શકું તેમ છું. માટે આના સંબંધમાં કેમ કરવું તે વિચાર કરી જણાવશો."

આ ગૃહસ્થના મનમાં સુધારણાની કલ્પના સ્વ. પ્રિન્સિપાલ આગરકરના આશ્રમ સંબંધેના એક લેખ ઉપરથી થઇ હતી, બાલિકાઓ કેવી છે તે પ્રત્યક્ષ જાણ્યા પછી તે ગૃહસ્થને જવાબ આપવો તેમ વિચાર કરી હું તે કુટુંબ જોવા માટે ત્યાં ગયો. સઘળી હકીકત પૂછી મ્હેં જણાવ્યું કે, કુમારિકાઓને અઢાર—વીસ વર્ષ સુધી પરણાવો નહિ તો ત્રણેને આશ્રમમાં રાખવામાં આવશે. તે મ્હારા કહેવા પ્રમાણે કરવા કબુલ થયો અને સને ૧૮૯૯ ની શરૂઆતમાં ત્રણે પુત્રીઓને આશ્રમમાં મૂકી; તે વખતથી મહિલા વિદ્યાલયનો આરંભ થયો. આ ત્રણે બ્હેનોના સદ્વર્તને લોકોમાં આશ્રમપરનો સદ્‌ભાવ વધારવામાં સારો ઉમેરો કર્યો

અને 'આશ્રમ છોડયા પછી ત્હેમનું જીવન સુખી નિવડયું છે. મ્હોટી બ્હેન ટ્રેનિંગ કૉલેજનો અભ્યાસ પૂરો કરી પૂનાના સેવાસદનમાં શિક્ષકનું કામ કરે છે. ત્હેણે શિવણ કામ, ડ્રોઈંગ, ગાયન વગેરે કળાઓનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. બીજી બ્હેનનો અભ્યાસ અંગ્રેજી છઠ્ઠા ધોરણ પર્યંત હોઇ, એકવીસ વર્ષની વયે એક ગ્રેજ્યુએટની સાથે ત્હેનું લગ્ન થયું છે. તે ગૃહસ્થ એક મ્યુનિસિપલ ઈંગ્લિશ સ્કૂલના હેડમાસ્તર છે. ન્હાની બ્હેનનો અભ્યાસ પ્રિવિઅસ પર્યંત હોઇ એકવીશ વર્ષની વયે લગ્ન મ્હારો મ્હોટો પુત્ર ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં ગણિતના અધ્યાપકનો મદદનીશ છે, ત્હેની સાથે થયું છે. હાલ મ્હારી સુનબાઇ પોતાનો ગૃહસંસાર સંભાળી ચંદારામજી હાઇસ્કૂલમાં શિક્ષિકાનું કામ કરે છે.

આરંભમાં ફક્ત વિધવા વિદ્યાર્થિનીની પુત્રી તથા બ્હેન આશ્રમમાં રાખવામાં આવતી, પરંતુ પોતાનું ખર્ચ આપીને રહેવા ઇચ્છા રાખતી કુમારિકા તથા સુવાસિનીને દાખલ કરવાની શરૂઆત કરી. કુમારી બાલિકાઓને આશ્રમમાં મૂકવાની વૃત્તિ લોકોમાં વધવાથી ઘણી બાલિકાઓ આશ્રમમાં આવવા લાગી. પરિણામે સંખ્યા વધી પડી અને આશ્રમના વ્યવસ્થાપક મંડળે ઠરાવ કર્યો કે, "એકંદર સંખ્યાના ચોથા ભાગથી વધારે આવી વિદ્યાર્થિનીઓ રાખવી નહિ-અને નવી દાખલ થનાર વિધવાને માટે જગા ન હોય તો સુવાસિનીને રજા આપી વિધવાને સગવડ કરી આપવી." આ કારણથી ઘણી સુવાસિનીને દાખલ થવા ઇચ્છા હોવા છતાં ના પાડવી પડી; તે મ્હને ઠીક લાગ્યું નહિ. વ્યવસ્થાપક મંડળને સુવાસિનીઓ માટે વધારે સગવડ કરવા વિનંતિ કરતાં ત્હેમણે જણાવ્યું "કે આશ્રમનો મુખ્ય ઉદ્દેશ વિધવાઓને માટે હોવાથી સુવાસિનીઓ માટે વધુ સગવડ થઈ શકશે નહિ." આ બનાવે મ્હને મ્હોટી ચિંતામાં નાખ્યો. સામાન્ય રીતે સ્ત્રી કેળવણી તથા બાલિકાઓના લગ્ન માટેની વયમર્યાદા વધારવાના સંબંધમાં મ્હારી મનોવૃત્તિ દિવસે દિવસે વધારે પ્રબળ બનતી હતી. છેવટે વિચાર કરી દક્ષિણી નહિ તેવા એક પૈસાદાર હિન્દુ ગૃહસ્થને બ્રહ્મચર્ય ફંડમાં મદદ કરવા વિનતિ કરી. બ્રહ્મચર્ય ફંડની યોજના નીચે પ્રમાણે છે—

"વીસ વર્ષની વય પર્યંત પોતાની બાલિકાની માગણી કરે નહિ અને શિક્ષણ માટે ત્હેને પતિસાન્નિધ્યત્યાગની, દેશસેવા નીચે મૂકે તેટી. શરીર, બાલિકાના પત્રક પાસે પ્રયુક્ત કરાવવી. મોળ સત્તર વર્ષની વય પર્યંત વ્યવસ્થાપકો ત્હેનો અભ્યાસ જોશે; જો તે સારો માલુમ પડે અને ત્હેને આગળ અભ્યાસ કરવા હોંસ હોય તો અધિક શિક્ષણ આપવું; નહિતર ત્હેને લગ્ન કરવાની પરવાનગી આપવી."

કુમારિકાઓને સારૂં શિક્ષણ આપી પ્રૌઢ વયે ત્હેમનાં લગ્ન થવાના ઉદાહરણ સમાજને આપી લગ્નની વય વધારવી એ બ્રહ્મચર્ય ફંડનો હેતુ છે. આ હેતુ તે ગૃહસ્થને પસંદ પડવાથી ત્હેમણે બ્રહ્મચર્ય ફંડને દર મહીને રૂ. ૨૫) પ્રમાણે મદદ આપવા કબુલ કરી. તે મદદ આઠ વર્ષ ચાલુ રાખી. તે પછી વધારે તંગીમાં જણાતી સંસ્થાને તે મદદ આપવી ત્હેમને યોગ્ય લાગવાથી ગયા વર્ષથી ત્હેમણે બંધ કરી છે. આ મદદથી મ્હને ઘણુંજ ધૈર્ય મળ્યું. તથાપિ આશ્રમની સંસ્થા સારા પાયાપર આવ્યા સિવાય બીજી સંસ્થાનું કામ હાથમાં લેવું સ્હેલું ન્હોતું. પણ તૈયાર થયેલા યોગ્ય ક્ષણનો લાભ ન લેવો એ ઠીક નહિ

લાગવાથી, ઘણોજ વિચાર કરી જે બનવાનું થાય તે બને પણ કાર્ય ઉપાડવાનો નિશ્ચય કરી કેવળ મ્હારી પોતાની જવાબદારીપર તા. ૪ માર્ચ સને ૧૯૦૭ ના રોજ લાકડી પૂલ પાસે ડે. એ. સોસાયેટીના જૂના પણ પ્રશસ્ત મકાનમાં ૭ વિદ્યાર્થિનીથી મહિલા-વિદ્યાલયની શરૂઆત કરી. તેજ દિવસે આ સંસ્થાના હેતુ વિગેરેના સ્પષ્ટીકરણ માટે દૈનિક જ્ઞાન પ્રકાશમાં એક લેખ પ્રસિદ્ધ કર્યો. કુમારિકા તથા સૌવાસિનીના શિક્ષણ માટે સગવડ કરી બાલિકાઓના લગ્નની વયમર્યાદા વધારવા પ્રયત્ન કરવો, તે આ વિદ્યાલયનો મુખ્ય હેતુ છે. આ સંસ્થા પણ શહેરથી દૂર કરી અસલ માતૃ સંસ્થા વિધવાશ્રમ પાસે લઇ જવાનો આરંભથીજ વિચાર છે તે પણ લેખમાં જણાવ્યું.

આ પ્રમાણે મહિલા વિદ્યાલયની શરૂઆત થઇ અને ધીમે ધીમે તે મારા પાયાપર આવવા લાગ્યું. આશ્રમ તથા વિદ્યાલય એકજ સ્વરૂપની સંસ્થા છે; તેથી તે બન્ને પાસે હોવી જોઇએ તેમ ધારી આશ્રમની પાસે અનુકૂલ જગા મેળવવાનો યત્ન શરૂ કર્યો. પૈસાની અડચણ હતી અને તે હમેશ હોય છેજ, તેથી ફક્ત તેને માટે કામ થોભાવવું જોઇએ નહિ એમ માની સને ૧૯૧૧ ના માર્ચમાં જમીન ખરીદી અને મકાનની યોજના નક્કી કરી. આ વખતે શ્રીયુત મહાદેવ કેશવ ગાડગીલ અને બાળાજી વિનાયક કોલગેકર, એ બન્ને ગૃહસ્થોની મ્હને સારી સ્હાય મળી. પહેલા ગૃહસ્થ બી. એ. હોઇ ચાળીસેક વર્ષની વયના છે. તેઓ વડોદરામાં સારા હોદ્દાપર હતા, પરંતુ પરમાર્થિક કાર્ય માટે નોકરી છોડી સહકુટુંબ અત્રે જોડાયા. ત્હેમની ન્હાની પુત્રી અત્રેજ પાંચમા ધોરણમાં અભ્યાસ કરે છે. બીજા ગૃહસ્થ મેટ્રીક્યુલેશન સુધી ગયેલા હોઇ વૃદ્ધ વયના છે. સતારા જીલ્લાના એક ગામમાં પોતાની જમીનની વ્યવસ્થા તેઓ કરતા હતા. પ્રૌઢ વયમાં સ્વપરિશ્રમથી શિક્ષણ મેળવી ન્હાનપણથી દેશોદ્ધારની ચળવળમાં જોડાયા હતા અને તે હેતુથીજ ત્હેમણે ખેતીનો ધંધો પકડયો હતો. ત્હેમની પુત્રીના શિક્ષણ માટે સગવડ કરવાના સબંધમાં મ્હારે ત્હેમની સાથે પત્રવ્યવહાર શરૂ થયો હતો. આ બન્ને ગૃહસ્થો કુટુંબ સાથે અત્રે રહે તો સસ્થાને અતિ ઉપયોગી થાય તેમ જાણી મ્હારી વિનંતિ માન્ય કરી સહકુટુંબ અત્રે રહે છે. વિદ્યાલયનું આજે જે સ્વરૂપ આવેલું દિસે છે, તે આ બન્ને ગૃહસ્થો તથા ત્હેમના કુટુંબને આભારી છે.

હમે ત્રીવર્ગે મકાનનું કામ હાથમાં લીધું. હમે સર્વ મધ્યમ સ્થિતિના માણસ હતા, તથાપિ અમારી શક્તિ પ્રમાણે વિચાર કરી, અમારા કુટુમ્બને માટે મૂકેલી પ્રત્યેકની ત્રણ ત્રણ હજાર રૂપીઆની રકમ સંસ્થાને કરજે આપી! મકાન માટે રૂ. ૨૫૦૦૦ ની જરૂર હતી. બાકીની રકમ ક્યાંથી મેળવવી તે બારે મુશ્કેલી હોવા છતાં મકાનની શરૂઆત કરી હમારી જવાબદારી ઉપર કોઇ નાખું ધીરે તો ઠીક નહિતર ડીબેંચર કહાડી રકમ ઉભી કરવી એ પ્રમાણે પ્રયત્ન કરવા માંડયો. એટલામાં હમને એક અનપેક્ષિત મદદ મળી. મહિલા વિદ્યાલયને માટે મુંબાઇના ગાંધર્વ મહા વિદ્યાલય તરફથી એક જલસો કરવામાં આવ્યો હતો. તે વખતે મ્હારા મિત્ર મી. ગાડગીલે જલસાની થોડી ટીકીટો ખરીદ કરવાની શ્રીયુત એચ. એ. વાડીઆને વિનંતિ કરી. સ્વભાવિક રીતે ત્હેમણે વિદ્યાલયનો રીપોર્ટ, મકાનનો નકશો તથા અંદાજપત્ર વિગેરે હમારી પાસેથી માગી લીધાં. શુમારે એક મહીના પછી એન. એમ. વાડીઆના ધર્મ ફંડના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો કે, " એન.

એમ. વાડીઆની માતુશ્રી બાઈ મોટલીબાઈનું નામ મકાનને અપાય, તો આ ફંડમાંથી અંદાજની રકમ એટલે પચીસ હજારનો એક તૃતીઆંશ મહિલા વિદ્યાલયને આપવાની ટ્રસ્ટીઓની ઇચ્છા છે." "वसुधैव कुटुंबकम्" આ વાક્યનો ઉચ્ચાર ઘણા માણસોએ ઘણી વખત કર્યો હશે, પણ એ તત્વ આચારમાં મૂકવાનું મહાભાગ્ય જેને પ્રાપ્ત થયું છે તેવા વિભૂતિ આ ભૂતળપર થોડા જન્મ્યા હશે. આવા વિભૂતિ પૈકીના એન. એમ. વાડીઆ એક ગૃહસ્થ છે. ત્હેમનું દર સાલ ત્રણ લાખ રૂપીઆનું ઉત્પન્ન, જાતિ, ધર્મ, સ્થળ અથવા કાળના ભેદ સિવાય ભૂતળપરની વિપત્તિ કમી કરી જ્ઞાનનો વધારો કરવા પાછળ ખર્ચવાની વ્યવસ્થા કરી છે. ઉપર પ્રમાણે પત્ર આવતાંજ હમને અતિ આનંદ થયો. આવા પ્રકારના આનંદનો પ્રસંગ જીંદગીમાં કવચિતજ આવે છે. પત્રના જવાબમાં ત્હેમના કહેવા પ્રમાણે કરવા કબુલ છીએ એમ જણાવ્યું. બાકીની રકમ શ્રીયુત ગાડગીલ તથા શ્રીયુત કોલગેકરના પ્રયત્નથી લોકો પાસેથી મળી શકી. એવામાં બાલિકાઓની સંખ્યા પચાસ થઈ. તેથી મકાન વધારી સો વિદ્યાર્થિનીઓ માટે સગવડ થાય તેટલું બાંધ્યું; પરિણામે મકાનપર રૂ.:૧૩૦૦૦ નું દેવું છે. ત્રણ ચાર વર્ષમાં સંખ્યા ઘણી વધશે અને મકાન વધારવાની જરૂર પડશે એમ માનીએ છીએ.

વિધવાશ્રમમાંથી ઘણી વિધવાઓને પોતાનું ગુજરાન જાતેજ મેળવવાનું હોવાથી ત્હેમનો અભ્યાસક્રમ સરકારી પરીક્ષાના ધોરણ પ્રમાણે ગોઠવ્યો છે, પરંતુ મહીલા વિદ્યાલયની ઘણી ખરી વિદ્યાર્થિનીઓને અભ્યાસ પૂરો કર્યા પછી ગૃહસંસારમાં જોડાવાનું હોવાથી ત્હેમના શિક્ષણની દિશા બદલી ગૃહસંસારોપયોગી વિષયો દાખલ કરવાનો વિચાર છે. મરાઠી ભાષાનું સારું જ્ઞાન, અંગ્રેજી ભાષાનું વ્યવહારિક જ્ઞાન, થોડું સંસ્કૃત, વ્યવહાર પુરતું અંકગણિત તથા જમાખર્ચની માહિતિ, ગૃહવ્યવસ્થા, શિવણકામ, આરોગ્યશાસ્ત્ર, બાલસંગોપન અને પાકશાસ્ત્રની અનુભવ માહિતી વિગેરે વિષયની સગવડ અનુકૂળતાએ કરવામાં આવશે. હાલ આશ્રમની શાળામાં મહિલા વિદ્યાલયની વિદ્યાર્થિનીઓને શિક્ષણ માટે જવાનું રાખ્યું છે, જ્યાં પરીક્ષાના ધોરણ ઉપરાંત બીજા ઐચ્છિક વિષયો રાખવામાં આવ્યા છે.

મહિલા વિદ્યાલય જેવી અનેક સંસ્થાઓની જરૂર દિવસે દિવસે વધતી જાય છે. ત્રીસ ચાળીસ વર્ષ પૂર્વે બારથી પંદર વર્ષનો છોકરો અને સાતથી દશ વર્ષની છોકરીના લગ્ન કરવામાં આવતાં હાલ છોકરાઓના લગ્નની વય લોકોએ વધારી છે, એટલે પચીસ ત્રીસ વર્ષનો પુરૂષ અને બારપંદર વર્ષની કન્યાના લગ્ન થાય છે અને તેથી એક રીતે કજોડું થાય છે. પહેલા પ્રકારના લગ્નમાં સ્ત્રીને બહુધા સત્તર વર્ષની વયે સંતતિ થતી ત્યારે બીજા પ્રકારના લગ્નમાં પુરૂષની વય પક્વ હોવાથી સ્ત્રીને ચૌદ પંદર વર્ષે સંતતિ થાય છે. આવી સમાજની સ્થિતિ અત્યંત શોચનીય છે. પુરૂષની લગ્ન વય જોઈએ તેટલી વધી છે, જ્યારે કન્યાની લગ્ન વય થોડી વધીને અટકી છે. તે મર્યાદાપર્યંત કન્યાની વય આવ્યા પછી ત્હેને અવિવાહિત રાખવાનું ધૈર્ય ઘણા થોડા માણસોમાં હોય છે. ત્હેનું પરિણામ એ આવ્યું છે કે, વરવધૂની વયમાં લગ્ન વખતે દસબાર વર્ષનું અંતર હોય તેવાં લગ્નો આપણા સમાજમાં ઘણાં થાય છે. ત્હેને માટે જો કન્યાની વય અઢાર વર્ષની હોય તો પુરૂષની વય

વધારે હોવા છતાં હરકત આવે નહિ. કન્યાની કાચી વયમાં આટલું બધું અંતર ઘણુંજ ઘાતક છે. બિચારો તરૂણ વિદ્યાર્થી કુટુંબપોષણનું સામર્થ્ય પોતાનામાં આવ્યા સિવાય-એટલે લગભગ પચીસ વર્ષની વયથી વધારે વયપર્યંત લગ્નનો વિચાર કરતો નથી. તો તેવા તરૂણો માટે અઢાર વર્ષ અથવા તેથી વધારે વયની કન્યાઓ સમાજે તૈયાર કરવી જોઇએ. અને તેઓને આવી સારી સંસ્થામાં મૂકી, શિક્ષણ આપી, પોતાના ભવિષ્યના જીવનને માટે તૈયાર કરવી જોઇએ.

હવે છેવટે મ્હારા વિચાર અને કાર્યની છેલ્લી પાયરીની હકીકત આપીશ. હિન્દના ઉદ્ધારાર્થે સ્વાર્થત્યાગથી અંતપૂર્વક કામ કરનાર સેંકડો અને હજારો સ્ત્રીપુરૂષોનો સંઘ તૈયાર થવો જોઇએ. આ સંઘને માટે સ્ત્રીઓ તૈયાર કરવાની કલ્પના મ્હારા મનમાં ઘણા વર્ષથી ઘોળાયા કરે છે. સને ૧૮૯૮ માં વિધવાશ્રમની સંસ્થા કાયદા પ્રમાણે નોંધવામાં આવી તે વખતે આશ્રમના ઉદ્દેશોમાં એક વધાર્યો; તે આ પ્રમાણે છેઃ "પરોપકારના કાર્યમાં પોતાનું આયુષ્ય અર્પણ કરવા ઇચ્છા રાખતી હિન્દુ સેવિકાઓનો સંઘ ઉત્પન્ન કરવો અને ત્હેમનું ખર્ચ પુરૂં પાડવું." પાછળથી સને ૧૯૦૨ માં આશ્રમને લગતો એક લેખ મ્હેં પ્રસિદ્ધ કર્યો, તેમાં આ હકીકત નીચે પ્રમાણે દર્શાવી છે —

"આશ્રમની વિદ્યાર્થિનીઓનો વિદ્યા સંપાદન કરાવી, નીતિથી પોતાનું ગુજરાન ચલાવતાં શીખવવું એટલેજ આશ્રમનો ઉદ્દેશ નથી પણ તે ઉપરાંત પોતાની દેશભગિનીઓને ઉપયોગી થઇ ત્હેમની ઉન્નતિ માટે સહાય કરવી તે આશ્રમનો હેતુ છે. વિશેષમાં, વિદ્યા સંપાદન કરી દ્રવ્યની અપેક્ષા નહિ કરતાં સંપાદિત વિદ્યાનો ઉપયોગ કેવળ પરોપકારાર્થે કરવા તથા આશ્રમના જેવીજ બીજી સંસ્થાઓ પોતાના સામર્થ્યપર ચલાવવાને કાર્યક્ષ સ્ત્રીઓ તૈયાર થાય તેવી આશ્રમને મ્હોટી આશા છે."

આ ઉપરથી સમજાશે કે આ વિચાર મ્હારા મનમાં હમેશ ચાલ્યા કરે છે. પૂના અથવા બીજી કોઇ જગાની આવી સાર્વજનિક સંસ્થાનો જેમ વધારે વિચાર કરવા લાગ્યો તેમ મ્હારા મનમાં કલ્પના દૃઢ થતી ગઇ કે, કોઇ પણ સંસ્થાને ઉંચી પાયરીપર લઇ જવાને માટે, જે ઉચ્ચ હેતુથી તે સંસ્થા સ્થાપવામાં આવી છે, તે હેતુ ધ્યાનમાં રાખી ઉત્સાહપૂર્વક, તે સંસ્થાનેજ પોતાના જીવનનું સાર્થક ગણી કામ કરનારા માણસોની આવશ્યકતા છે. નામદાર પ્રો. ગોખલેની "સર્વન્ટ્સ્ ઑફ ઇન્ડિયા સોસાયટી," "ડેક્કન એજ્યુકેશન સોસાયટી," "જનાના મિશન," "પંચ હૌદ મિશન" વિગેરે સંસ્થાઓ તરફ નજર કરો, તે સંસ્થાઓ હમેશાં મ્હારા મનમાં હાજર હોય છે. તે કેવી સ્થિતિમાં છે અને શાથી તેવી સ્થિતિમાં આવી છે, ત્હેનો વિચાર કરો. મ્હારી માન્યતા એવી છે કે, જે જે સંસ્થાઓ પવિત્ર દેશોદ્ધારનાં કાર્ય કરે છે તે દરેકમાં દ્રવ્યની જરૂર છે. પણ દ્રવ્યબળ કેવળ નામ રૂપ છે, ત્યારે ત્હેનું ખરૂં જીવિત-ત્હેમાં કામ કરનારા મનુષ્યો છે. દુર્દૈવે આવા મનુષ્યોની આપણી સમાજમાં મ્હોટી ખોટ છે. સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય એટલું વિશાળ છે કે, હાલની સંસ્થાઓ સો ગણી વધે તોપણ તે કાર્ય પૂરૂં કરી શકે નહિ. દ્રવ્ય સંસ્થાને અસ્તિત્વમાં લાવી શકે, પણ ત્હેને યોગ્ય પ્રકારે ચલાવવા માટે ઉચ્ચ મનોવૃત્તિવાળાં મનુષ્યોની જરૂર છે, અને તે કામ પૈસાથી થઇ શકશે નહિ.

ઉપર જણાવેલાં કારણોથી, પૈસા માટે નહિ પણ કાર્યને માટે કામ કરનારી સ્ત્રીઓનો સંઘ ઉત્પન્ન થવો જોઇએ. મનુષ્ય જાતિની સેવા પરમેશ્વરને પ્રિય છે, અને તે પરમેશ્વર પ્રાપ્તિનો, આધ્યાત્મિક સાધનાનો તથા મુક્તિનો માર્ગ છે, તે કલ્પના હજી આપણાથી દૂર હોઈ, જોઇએ તેવી આપણે સમજી શક્યા નથી. તે કલ્પના આપણા વિચારોના પ્રમુખસ્થાને હોવી જોઇએ. 'નિષ્કામ-કર્મમઠ' નો મુખ્ય હેતુ હિન્દી સ્ત્રી-સમાજની સેવા કરવી અને સ્ત્રી સમાજને ઉપયોગી થાય તેવી સંસ્થાઓ પોતાની જવાબદારીપર ચલાવવી, એ છે. મઠ શબ્દથી ગેરસમજ થવા સંભવ છે. પણ તેમાં કોઇ જાતનો ગૂઢ અર્થ સમાયલો નથી. મઠનાં સેવક સેવિકાને માટે સમાજના સર્વ વ્યવહાર ખુલ્લા છે. હેમને એકાન્તમાં બેસી ધર્મસાધના કરવાની નથી. સમાજ સેવા તે હમારો દેવ, સમાજ સેવાની ઉપયોગિતાની ખાત્રી તે હમારી શ્રદ્ધા અને હમારાથી જે પ્રયત્ન થઇ શકે તે હમારી દેવને મૂકવાની ભેટ છે. સ્વાર્થત્યાગ, સાદું જીવન વિગેરે હમારી શ્રદ્ધા અને હમારૂં ધ્યાન, હમારા દેવ તરફ લઇ જવાનો રસ્તો છે. અપયશ અને નિરાશાના પ્રસંગો વખતે મન સમતોલ રાખવાની ખાસ જરૂર છે. આ સંસ્થા કેવળ સ્ત્રીઓની હોવી આવશ્યક છે. મઠનો સર્વ ભાર પોતાના શિરપર લઇને મઠના આશ્રય નીચેની સંસ્થાઓ પોતાના બળપર ચલાવનાર સ્ત્રીઓ તૈયાર થાય તે સુદિન મ્હારી નજરે પડે તે મ્હારી મ્હોટી આશા છે. જ્યાં સુધી આવી સ્ત્રીઓ તૈયાર થાય નહિ ત્યાં સુધી પુરૂષોની મદદ લેવી અયોગ્ય ગણાશે નહિ. કોઇ કહેશે કે, મ્હેં અસાધ્ય કામ હાથમાં લીધું છે, પરંતુ "આકાશપર તાકનારનું બાણ ઝાડની ટોચ સુધી પહોંચેજ" એ અંગ્રેજી સૂત્ર ધ્યાનમાં રાખવું જોઇએ.

છેવટે સંપૂર્ણ વિચાર કરી મઠમાં સેવક સેવિકા તરીકે દાખલ થનાર સ્ત્રી-પુરૂષોની સભા તા. ૬ ડિસેમ્બર ૧૯૧૦ ના રોજ મહિલાવિદ્યાલયમાં ભરી નિયમો ઠરાવ્યા. હાલ મઠમાં બાર માણસો છે, જે પૈકી ચાર પુરૂષ અને બાકીની સ્ત્રીઓ છે. મઠની સાધારણ માહિતી મળે તે ઉદ્દેશથી મહત્વના થોડા નિયમો અત્રે આપું છું.

૧ મઠના ઉદ્દેશ નીચે પ્રમાણે છે–

(અ) સમાજ હિતને માટે સ્વાર્થ ત્યાગથી કામ કરનાર હિન્દી સેવિકાઓનો સંઘ ઉત્પન્ન કરવો.

(બ) સંસ્થાની સર્વ જવાબદારી ઉપાડી લેવાનું સામર્થ્ય સેવિકાઓમાં આવે ત્યાં સુધી પુરૂષ સેવક દાખલ કરી મઠનું કામ શરૂ કરવું; અને સેવિકાઓમાં તે સામર્થ્ય આવ્યા પછી નવા પુરૂષ સેવક દાખલ કરવા નહિ. તે વખતે જુના પુરૂષ-સેવકોને હેમની ઇચ્છાનુસાર મઠમાં કામ કરવાની અથવા મઠ છોડી જવાની પરવાનગી આપવી.

(ક) સ્ત્રીઓ માટે બોર્ડિંગશાળા તથા ઇતર શાળાઓ ચલાવવી અને સામાન્ય રીતે શિક્ષણ તથા દયા ધર્મનાં કામ કરવાં.

(ડ) ઉપરની કલમમાં જણાવેલાં કામ કરતી સંસ્થાઓને યથાશક્તિ દ્રવ્ય અને માણસો દ્વારા મદદ આપવી.

૨ મંડળના સેવક–સેવિકાઓએ નીચે જણાવેલાં વ્રતનું પાલન કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ

(અ) આજથી હું મ્હારૂં જીવન સંસ્થાના કાર્યમાં પૂર્ણપણે અર્પણ કરૂં છું

(બ) મ્હારૂં સર્વ સામર્થ્ય સંસ્થાના કાર્ય પાછળ વાપરીશ અને સંસ્થાનું કામ કરતી વખતે ખાનગી ફાયદો કરવાની ઇચ્છા રાખીશ નહિ

(ક) સંસ્થાના નિયમો પ્રમાણે જે ઠરાવવામાં આવે તેને આનાકાની સિવાય માન્ય કરીશ.

(ડ) મ્હારે માટે તથા મ્હારાપર આધાર રાખતા મનુષ્યો માટે જે વ્યવસ્થા સંસ્થા બહુમતથી કરશે તેથી હું સંતુષ્ટ રહીશ

(ઈ) મ્હારૂં ખાનગી વર્તન શુદ્ધ રાખીશ.

(ફ) મ્હારી રહેણી કરણી તથા પોશાક સાદાં રાખીશ

(ગ) બીજાઓની ધાર્મિક માન્યતાઓમાં મ્હારૂં મન ઉદાર રાખીશ અને ત્હેમની માન્યતાઓને હરકત આવે તેવું વર્તન કરીશ નહિ.

(હ) કોઇનાપર હું દ્વેષ કરીશ નહિ.

આ વ્રતોનું પાલન કરવું કઠણ છે તે હું જાણું છું, પણ ઉચ્ચ ઉદ્દેશો રાખી આપણી ખામીઓ કમી કરવાનો આ મ્હારો અલ્પ પ્રયત્ન છે. અહંકાર, પોતાના મતનું ખાલી અભિમાન, અસહિષ્ણુતા વિગેરે અનેક દુષ્ટ મનોવૃત્તિઓ સત્કાર્યમાં આડે આવે છે કાર્યકારી માણસ આવી વૃત્તિઓનો ત્યાગ કર્યા સિવાય સંસ્થામાં જોડાય તો હિન્દના લોકની થોડા વખત પહેલાં જે કુસંપી સ્થિતિ હતી તેવી આ સંસ્થાની સ્થિતિ થાય. હમારી આવી ગતિ થાય તે અસંભવનીય નથી, તેમ છતાં "प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्या" એ સૂત્ર પ્રમાણે મધ્યમ બુદ્ધિને અનુસરી આ કાર્યનો આરંભ કર્યો છે. આ નાટકનું પરિણામ શોકમય નીવડે તો તેમાં મનપૂર્વક કામ કરનારા પાત્રોને પસ્તાવો કરવાનું કારણ નથી.

મ્હારી કર્મ કહાણી પુરી થઇ છે. મ્હેરબાન અધ્યક્ષ સાહેબ, ડૉ. મેકનિકૉલ સાહેબ, અને સર્વ શ્રોતાજનોનો હું આભાર માનું છું વિધવાશ્રમ તથા મહિલા વિદ્યાલય જેવી સંસ્થાઓ દેશમાં થોડીજ છે. મંડળી કલ્પના નવા અને જૂના વિચારોનું ઐક્ય કરવાનો પ્રયત્ન છે. આ સંસ્થા હાલ ઉગતી હોઈ ત્હેનાં ફળ લોકો ચાખશે ત્યારે ત્હેની કિમ્મત થશે સઘળી સંસ્થાઓ હજી બાલ્યાવસ્થામાં છે, તેથી લોકોએ ત્હેમનું કાળજી પૂર્વક દ્રવ્ય બળથી પોષણ કરવું જોઇએ. હજી ભવિષ્યમાં મુશ્કેલીના પ્રસંગો આવશે, પરંતુ જે બીજ રોપાયું છે, તે ઉગ્યા સિવાય રહેશે નહિ. મ્હારા શરીરમાં જીવ છે ત્યાં સુધી પરમાત્મા મ્હને આ સંસ્થાઓમાં કામ કરવાની બુદ્ધિ તથા સગવડ આપો એવી મ્હારી પ્રાર્થના છે આ જન્મમાં મ્હારી કલ્પનાનું ફળ ન આવે અને જો કર્મ અને પુનર્જન્મની માન્યતા સત્ય હોય તો આજ વાસનાથી યુક્ત એવા મ્હારા આત્માને પુનઃ નવમાનવ શરીરમાં મ્હારૂં કાર્ય પૂર્ણ કરવામાં ઇશ્વર મ્હને સહાય કરે અને પછી મ્હારો આત્મા આ જડ શરીરનો ત્યાગ કરી પરમાત્મા સ્વરૂપમાં લીન થાય એજ મ્હારી છેવટની ઇચ્છા છે!!

# समाज-साहित्य-विज्ञान.

## જાપાનની સ્ત્રીઓ.

લેખકઃ—રા. રા. ડાહ્યાભાઈ હિંમતલાલ, વડોદરા.

"भार्याधीनं सुखं पुंसां भार्याधीनो धनागमः ।
भार्याधीना सुखोत्पत्तिर्भार्याधीनः सुखोदयः ॥
यत्र भार्या गृहं तत्र भार्याधीनो गृहे वसेत् ।
न गृहेण गृहस्थः स्यात् भार्यया कथ्यते गृही ॥

पराशरस्मृति ।

"પુરૂષોનુ સુખ, ધન પ્રાપ્તિ, યજ્ઞાદિક ક્રિયા અને સુખની વૃદ્ધિ એ સર્વ સ્ત્રીને આધીન છે. જ્યાં સ્ત્રી છે તેજ ઘર છે. ઘરમા પણ પુરૂષે સ્ત્રીની અપેક્ષા સાથે રહેવુ. કારણ કે પુરૂષ કાંઇ ઘર વડે ગૃહસ્થ બનતો નથી પરન્તુ સ્ત્રી વડેજ ગૃહસ્થ કહેવાય છે."

જે ભારતવર્ષની પવિત્ર ભૂમિમા સીતા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી આદિ પતિપરાયણ સ્ત્રીઓએ જન્મ લીધો હતો, જે ભારતવર્ષની વીરભૂમિમાં દેવળદેવી, કર્મદેવી, પદ્મિની, કૃષ્ણકુમારી, મહારાણી લક્ષ્મીબાઇ, દુર્ગાવતી આદિ અનેક વીરાંગનાઓ ઉત્પન્ન થઇ હતી જે ભારતવર્ષની વીર પત્નીઓ પતિને સ્વહસ્તે વીર વેષથી સજ્જિત કરી યુદ્ધક્ષેત્રમાં મોકલી આપતી, જે ભારતવર્ષની મહિલાઓ અનેક શાસ્ત્રોમાં નિપુણ હોઇ અને ગૂઢ તત્વો વિષે ચર્ચા કરી શકતી; જે ભારતવર્ષની ભાર્યાઓ માત્ર, પતિની કામ વાસના તૃપ્ત કરવાનુ સાધન ન ગણાતાં સુખ, શાંતિ, મંગળ, પવિત્રતા, પુણ્ય, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનુ કારણ ગણાતી, તેજ ભારતવર્ષની મહિલાની આગળ આજે અન્ય દેશની સ્ત્રીઓના દૃષ્ટાંત ટાંકી દેખાડી તેમનાં સદ્ગુણોનું વર્ણન કરવુ પડે તેનાં કરતાં અધિક શુ દુખદાયક કથા હોઇ શકે ?

જે દેશમાં મહાત્મા મનુના 'यत्र नार्यस्तु पूज्यते रमन्ते तत्र देवता' એ મહા વાક્યનુ પ્રત્યેક ગૃહમાં પાલન થતુ હોય, તે દેશ સુખ, વૈભવ અને કીર્તિને ઉચ્ચ શિખરે બિરાજમાન હોય એમાં શું શક છે ?

આજથી થોડા વર્ષો પૂર્વે જાપાનને કોઈ ઓળખતું પણ ન્હોતું, પરન્તુ હવે તેની એક સામર્થ્યવાન્ રાજ્ય તરિકે ગણત્રી થાય છે। રૂશિયા જેવા વિશાળ દેશની સાથે યુદ્ધ કરી તેણે પોતાની વિજયી પતાકા કીર્તિના ઉચ્ચામાં ઉચ્ચા શિખરે ચઢાવી દીધી છે. પૂર્વ દિશામાં આવેલા વિશાળ મ્હાસાગરમાંના કેટલાક દ્વીપો મળીને જાપાન કહેવાય છે જાપાન કંઈ ઘણો મ્હોટો પ્રદેશ નથી. આપણા ભારતવર્ષના દશમા ભાગ જેટલો તેનો વિસ્તાર હશે. જાપાનની આટલા અલ્પ કાળમાં ઉન્નતિ થઇ તેનું એક મુખ્ય કારણ ત્યાંની સ્ત્રીઓ પણ છે, કેમકે પુરૂષોને અધિકતર સહાયતા સ્ત્રીઓ તરફથી મળે છે. જે

પ્રમાણે જાપાને આ સંસારમાં પોતાનો વિજય ડંકો વગાડયો છે, તેજ પ્રમાણે ત્યાંની સ્ત્રીઓએ પણ પોતાની નામના કરી લીધી છે. એથી આ સ્થળે ત્યાંની સ્ત્રીઓનું થોડું વૃત્તાન્ત લખવામાં આવે છે.

જાપાનની સ્ત્રીઓ પોતાની એટલી બધી ઉન્નતિ કરી શકી તેનું મુખ્ય કારણ તેમની કેળવણી છે કેમકે ત્યાંની નિશાળોમા છોકરાઓ કરતાં છોકરીઓની અધિક સખ્યા જોવામાં આવે છે. ત્યાંની સ્ત્રીઓને બાલ્યાકાળમાંથીજ એવી યોગ્ય શિક્ષા મળે છે કે તેઓ પ્રત્યેક વાતનું તત્વ સ્હમજવા લાગ્યા છે. જેવી રીતે પુરૂષ પુરૂષને સુધારવા લાગ્યા છે, તેવીજ રીતે સ્ત્રીઓ પણ સ્ત્રીઓને સુધારવા લાગી છે. સ્વયં મહારાણી પણ સ્ત્રીઓની શિક્ષાને પૂર્ણ પ્રયત્ન અને પ્રબન્ધ કરતી હતી. જાપાની સ્ત્રીઓમા અનેક કવિ, ચિત્રકાર, અધ્યાપિકાઓ, સમ્પાદિકાઓ તથા સમાજ સુધારિકાઓ પણ હોય છે. ત્યાંની સ્ત્રીઓ પોતાને જે પુરાતન રીતરિવાજો નિરર્થક વા હાનિકારક લાગે છે તેનો તત્કાળ ત્યાગ કરી દે છે અને નવીન તથા લાભકારક રિવાજોનો સ્વીકાર કરે છે. તેથીજ તેમણે પડદાના રિવાજોનો ત્યાગ કર્યો છે હવે જાપાનમા પડદાનો રિવાજ નથી. ઉચ્ચ અને અધિકારી તથા પ્રતિષ્ઠિત કુળની સ્ત્રીઓ પોત પોતાનાં પતિઓની સાથે જાહેર સ્થાનમાં ખુલ્લા મુખે આવજાવ કરે છે, આપણા ભારતવર્ષની સ્ત્રીઓની માફક તેમને શરમ લાગતી નથી. તેમજ તેઓ યુરોપની સ્ત્રીઓની પેઠે એટલી બધી સ્વતંત્ર થઇ ગઇ નથી કે, ગમે તે પુરૂષ સાથે સ્વચ્છંદપણે ચાલી જાય. તેઓ પોતાના પતિ સિવાય અન્ય પુરૂષની સાથે કદિ પણ જતી નથી. પતિની હાજરીમાં સઘળાની સાથે મળે છે અને વાતચિત કરે છે. પતિની સાથે સભાઓમાં જાય છે, તેમજ અમેરિકા તથા અન્ય દેશના લોકો સાથે પોતાના પતિના સંગમાં રહી મળે છે.

જાપાની કન્યાઓને બાલ્યકાળમાથીજ ઉંચી કેળવણી મળે છે. તેઓને ન્હાનપણમાથીજ કઠિણ પરિશ્રમ કરવો; જરા પણ રોવા કુટવા સિવાય કષ્ટ કલેશ સહન કરવો તથા વડીલોની આજ્ઞાનું પાલન કરવું ઇત્યાદિ ઇત્યાદિ બાબતો શીખવવામા આવે છે. તેથી તેઓ મ્હોટી ઉમ્મરે પોતાને એક આદર્શ અબળા બનાવી શકે છે.

જાપાનની સ્ત્રીઓ પોતાના પૂજ્ય પુરૂષોનો આદર સત્કાર કરવો તથા તેમની આજ્ઞાનું ઉલ્લઘન ન કરવું એ પોતાનો ખાસ ધર્મ માને છે. એટલુંજ નહિ પણ એક ન્હાની બ્હેને પોતાની મ્હોટી બ્હેનને માતા સમાન ગણી તેની આજ્ઞા પ્રમાણે વર્તવુ એ પોતાનું મુખ્ય કર્તવ્ય ગણે છે.

ધનાઢય—મ્હોટા ગૃહની સ્ત્રીઓ પોતાના ઘરનું કામકાજ અત્યંત આનદપૂર્વક કરે છે અને તેમાં જરા પણ હિણપદ કિંવા કષ્ટ માનતી નથી. તેઓ પોતાની પુત્રીઓને પણ તેવુંજ શિક્ષણ આપે છે,

ત્યાંની સ્ત્રીઓ આપણા ભારતવર્ષની મ્હોટા ઘરની સ્ત્રીઓની પેઠે ઘરનું દરેક કામકાજ નોકરોના વિશ્વાસ ઉપર સોંપી દેતી નથી. જાપાનની માતાઓ પોતાની પુત્રીઓને ગૃહપ્રબંધમાં ઉપયોગી દરેક પ્રકારની કેળવણી જેવી કે,—રસોઇ બનાવવી, બજારમાંથી

વસ્તુઓ ખરીદ કરવી, હિસાબ સુકનવો, કપડાં સિવવા, કપડાં ધોવા, અતિથિ સત્કાર કરવો ઇત્યાદિ શિખવે છે. જાપાનમાં અતિથિ સત્કાર કરવાનો ભાર કન્યાઓ ઉપર જ નાખવામા આવે છે. તેઓ અતિથિનો યથાવિધિ આદર સત્કાર કરવામા પોતાની માન હાનિ સમજતી નથી કિન્તુ ગૌરવ ગણે છે, અને અતિથિનું મધણુ કામ સ્વ હસ્તેજ કરે છે—બાહ્યતી નોકરોના ભરૂસે સોંપતી નથી. જાપાનની કન્યાઓને યુરોપની સ્ત્રીઓની માફક સ્વચ્છંદી શિક્ષા મળતી નથી. તેઓ યુરોપની કુમારિકાઓ પેઠે સુંદર શણગાર સજીને યુવકોની સાથે રહા મશ્કરી કરતી નથી. તેને જાપાનની કન્યાઓ તથા માતાઓ મહા નીચ અને નિન્દનીય ગણે છે જાપાનની સ્ત્રીઓ આપણા ભારતવર્ષની સ્ત્રીઓની પેઠે પોતાને પતિની દાસી ગણે છે, તેઓ યુરોપ તથા અમેરિકાની સ્ત્રીઓ માફક પોતાને પતિની બરોબરની ગણતી નથી

જ્યારે કોઈ વખતે તેઓ પતિની સાથે બ્હાર નિકળે છે, ત્યારે દાસી પ્રમાણે અત્યંત નમ્રભાવથી તેની સાથે વાતો કરે છે. જાપાનની સ્ત્રીઓ મડમોની માફક શ્વસુરગૃહમા જવાં જ પોતાના પતિને સાસુ સસરાથી જૂદો પાડી દેતી નથી, કિન્તુ ભારત મહિલાઓની માફક પોતાના પતિના કુટુમ્બમાં અર્થાત્ સાસુ સસરા, દેરાણી જેઠાણી, નણંદ દીયર ઇત્યાદિમાં જ પોતાનું જીવન વ્યતીત કરવાનુ શ્રેષ્ઠ ગણે છે અને તેમનો આદર સત્કાર કરવો એ પોતાનુ સૌભાગ્ય માને છે ત્યાંની સ્ત્રીઓ મડમોની માફક પોતાનુ તથા પતિનું સ્વચ્છંદી જીવન સારૂં ગણતી નથી તેઓ પોતાની સાસુની આજ્ઞાને હમ્મેશા શિરોધાર્ય કરે છે

રસોઇ તૈયાર કરી ભોજન કરાવીને પોતાના પતિની સઘળી વસ્તુઓ કે જે પતિને સાથે લઇ જવાની હોય છે, તે પતિની આગળ લાવી આપે છે અને મસ્તક નમાવી પ્રણામ કરી પતિને વિદાય કરે છે, અને પછી ઘરમા આવી પોતાનુ બીજુ કામ કરે છે. સ્વામિને સ્ત્રી જ ભોજન કરાવે છે અને તેથી જમવાની વખતે તે અવશ્ય ત્યા આગળ ઉપસ્થિત રહે છે

જાપાનનાં બાળકો પોતાની માતાને ઘણુંજ માન આપે છે જ્યારે તે કઇ બ્હાર જાય છે, ત્યારે પોતાની માતાને પ્રણામ કરી તેની આજ્ઞા માગે છે અને જ્યારે કોઇ વખતે માતા બ્હારથી ઘરમા આવે છે, ત્યારે બધા છોકરા દ્વાર આગળ ઉભા રહી મસ્તક નમાવી માતાનુ સ્વાગત કરે છે. આપણા દેશમાં પણ પહેલાં એ રીત પ્રચલિત હતી કિન્તુ હાલમાં તો તેનો અંશ માત્ર અવશેષ રહેલો નથી.

જાપાનની સ્ત્રીઓ પોતાના દેશના જલ-વાયુના પ્રભાવથી જલદી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થઇ જાય છે, પરંતુ મડમોની માફક તેઓ પોતાના મુખ પરની કરચોળીઓ, શ્વેત થયેલા કેશ આદિ વૃદ્ધાવસ્થાની નીશાનીઓને કૃત્રિમ શ્રૃંગાર વડે સંતાડવા પ્રયત્ન કરતી નથી. તેથીજ તેઓ પોતાની એ અવસ્થા માટે જરા પણ પશ્ચાતાપ કરતી નથી પરંતુ તેઓ ગમ્ભીર ભાવ ધારણ કરીને તથા મડમોની પેઠે વ્યર્થ ચિન્તામાં ન રહેતાં પૂર્વ ભારત-નારીઓની માફક ગૃહપ્રબંધ તથા સંતાન શિક્ષામા અધિક નિમગ્ન થઇ જાય છે હવે પોતાને આજ પાલકથી આજ્ઞામાતાની પદવી મળી એમ માની એમા પોતે આનંદ માને.

છે. તેઓ પોતાનો એ અંતિમ સમય ઇચ્છા પ્રેમાણે દેશ, જાતિ અથવા ઇશ્વરભક્તિમાં અર્પણ કરે છે.

જેવી રીતે એક વખતે યુનાન દેશની માતાઓ પોતાનાં પુત્રોની દેશ સેવામાં, જાતિસેવામાં તથા પરોપકારના કાર્યમાં આહુતિ આપતાં જરા પણ અચકાતી નહોતી, તેવીજ રીતે આજકાલ જાપાનની સ્ત્રીઓ પણ દેશહિતાર્થે ગમે તે કઠિન કાર્ય કરવાને અગ્રેસર થાય છે. ઇતિહાસોમાં લખેલું છે કે, યુનાની માતાઓ યુદ્ધ સમય ઉપસ્થિત થતા સ્વહસ્તે ' પોતાના પુત્રોના હાથમાં ' ઢાલ ' આપી કહેતી કે " વત્સ ! કાંતો એના ગૌરવનું રક્ષણ કરજે અથવા તો એના ઉપર તારો દેહ પાડજે કિન્તુ ગુમાવીને આવતો નહિ. " શૌર્યની વાતમાં તો આપણા ભારતવર્ષની વીર રાજપુતાણીઓ કરતાં અન્ય કોઇ પણ દેશની સ્ત્રીઓ ચઢી જાય તેમ નથી. વીર રાજપુતાણીઓએ જે જે કાર્યો કર્યા છે તે સર્વ ઇતિહાસના પાનામાં સુવર્ણ અક્ષરે લખાયેલાં છે. પૂર્વે રાજપુત સ્ત્રીઓ પોતાના પુત્રને પારણામાં સુવાડવાને બદલે મોટી મોટી ઢાલોમાં શયન કરાવતી હતી અને તેમને રમવાને માટે નાની નાની તરવારો આપતી હતી તેઓ પોતાના બાળકોના કર્ણમાં એવોજ બીજ મંત્ર આપતી હતી કે " પિતાના શત્રુઓનો સંહાર કરજે. " આપણા ભાગ્ય વર્ષમાં પણ એક વખતે એવી વીર માતાઓ તથા વીર પત્નીઓ હતી કે જેઓ પોતાના પુત્રોને તથા પોતાના પતિઓને સ્વહસ્તે યુદ્ધના પોશાક પહેરાવી તેમને ઉત્તેજીત કરી યુદ્ધ ક્ષેત્રમાં મોકલતી હતી. અત્રે એવું એક ઉદાહરણ આપીશું તો અસ્થાને નહિજ ગણાય.

રાણા રાજસિંહના સરદાર ચુડાવત રૂપનગરની રાજકુંવરીનું પાદશાહના હાથમાંથી રક્ષણ કરવા સારૂ પોતાનું સૈન્ય લઇ યુદ્ધમાં જવાને તૈયાર થયા, એટલામાં તેમણે પોતાની રાણીને ઝરૂખામાં ઉભેલી જોઇ. ચુડાવત સરદારની વય કેવળ સત્તર અઢાર વર્ષની હતી અને તે થોડા વખત પરજ પરણ્યા હતા. હજી હાથેથી મીંઢળ પણ છૂટયા નહોતા. રાણીનું સુંદર મુખ નિહાળતાંજ તેમનો યુદ્ધમાં જવાનો ઉમંગ કાંઇક મંદ પડી ગયો અને તેમની મુખાકૃતિ સ્હેજ મ્લાન થઇ. તે નિસ્તેજ મુખ સહિત ઝરૂખામાં ગયા. રાણી પોતાના પ્રાણનાથનું મુખ ઉતરી ગયેલું જોઇ સમજી ગઇ. તેણે તત્કાળ તેનું કારણ પૂછયું.

ચુડાવતે ઉત્તર આપ્યો કે " હું દિલ્હીના પાદશાહની સામે યુદ્ધ કરવા જાઉં છું અને ત્યાંથી પાછા ફરવાની આશા નથી, કારણ કે અમારા કરતાં પાદશાહની સેના ઘણી મોટી છે. મરવાથી તો હું ડરતો નથી. પરંતુ મને કેવળ તમારી ચિંતા છે. તમારા લગ્ન હમણાંજ થયા છે. તમે હમતું કંઇ પણ સુખ જોયું નથી અને હું તો આજે મરવાને જાઉં છું. "

એ સાંભળી રાણી બોલી " મહારાજ ! આપ આ શું બોલો છો ? જો આપ રણક્ષેત્રમાં વિજય પ્રાપ્ત કરશો તો એથી અધિક સુખ આ સંસારમાં મને બીજું શું મળવાનું હતું ? જો કદાચિત્ આપ રણમાં ખપી જશો તો મારું કર્તવ્ય શું છે તે હું સારી પેઠે જાણું છું. રણક્ષેત્રમાં જો આપનું મૃત્યુ થશે તો આપણે અનંત કાળ પર્યંત સ્વર્ગમાં રહી દામ્પત્યસુખ ભોગવીશું. માટે હે પ્રાણનાથ ! સહર્ષ રણક્ષેત્રમાં પધારો અને કાંતો જય પ્રાપ્ત કરીને ઘેર પાછા આવો અને કાંતો વીરતાપૂર્વક યુદ્ધમાં ખપી જાઓ. આપ

યુદ્ધમાં આપના ઉત્તમ કુલનું ગૌરવ જાળવજો અને ક્ષત્રાણીનો ધર્મ શું છે તે તો મને સુજ્ઞાત છે. આપની પાછળ હું મારા ધર્મનું પાલન કરવામાં કોઇ પણ પ્રકારની ત્રુટિ વા વિલંબ કરીશ નહિ."

અનેક પ્રકારે રાણીએ ચુડાવત સુરદારને આશ્વાસન આપ્યુ તે છતાં પણ તેમને સંતોષ થયો નહિ. તેમના મનમાં આશંકા રહી કે મારી પાછળ રાણી સતી થશે કે નહિ. રાણીને બોધ આપી ચુડાવત ચાલવા લાગ્યા પરંતુ દાદર ઉતરતાં ઉતરતા પુનઃ તેને કહ્યું "હું તો જાઉં છુ, તમારો ધર્મ તમે ચૂકશો નહિ." ચોકમ. ગયા પછી યુદ્ધને માટે પુનઃ ડંકા કરી ચુડાવતે પોતાના એક સેવકને હાડીજી પાસે મોકલ્યો અને તેને કહેવરાવી મોકલ્યું "તમારો ધર્મ ચૂકશો નહિ."

હવે હાડીજીને નિશ્ચયપૂર્વક લાગ્યુ કે મારા સ્વામિનું ચિત્ત મારા પ્રત્યે લાગ્યું છે અને જ્યાં સુધી એમનું ચિત્ત મારા પ્રત્યે રહેશે ત્યા સુધી એમનાથી રણક્ષેત્રમાં કાંઇ પણ પરાક્રમ કરી શકાવાનું નથી. પછી હાડીજીએ સેવકને જણાવ્યું "ઉભા રહો. હું મારૂ શિર તમને આપુ છુ. તે તમે તમારા સ્વામિને આપજો અને કહેજો કે હાડી પ્રથમથીજ સતી થઈ છે, અને આપનાપર આ ભેટ મોકલી છે. આ ભેટ આપ આનન્દપૂર્વક રણક્ષેત્રમાં લઇ જાઓ અને વિજય પ્રાપ્ત કરી આપનો મનોરથ સફળ કરો. બીજી કોઇ પણ પ્રકારની ચિન્તા રાખશો મા." એમ કહી તેણે તરતજ ખડ્ગથી પોતાનું મસ્તક કાપી ધડથી જૂદું કર્યું. ઉક્ત સેવક હાડીજીનું મસ્તક લઇ પોતાના સ્વામિની પાસે ગયો અને તેમને મસ્તક અર્પણ કર્યું. હાડીજીનું મસ્તક જોઇ ચુડાવત પરમ પ્રસન્ન થયા. ધન્ય છે હાડી રાણીને!

જાપાનમાં દરેક સ્ત્રી વા કન્યા પોતાના દેશનુ હિત સાધવા સારૂ બનતા પ્રયાસ કરે છે. તેના કેટલાંક ઉદાહરણો નીચે આપીએ છીએ—

(૧) એક ન્હાની બાલિકા ૩૫) રૂપિયા લઇને સેનાપતિની પાસે ગઇ અને બોલી કે "આ રૂપિયા યુદ્ધમાં ખર્ચો" સેનાપતિએ પૂછ્યું "આ રૂપિયા તને કોણે આપ્યા?" બાલિકા બોલી "આપે કોણ વળી? હું પ્રથમથી જાણતી હતી કે આપણા દેશને રૂશિયાની સાથે ટુંક સમયમાં યુદ્ધ કરવાનો પ્રસંગ આવશે અને એ વખતે આપણા રાજાને ધનની આવશ્યકતા પડશે. તેથી મને મારી મા ખર્ચવાને જે પૈસા આપતી હતી તે પૈસા મેં ન વાપરતા સંગ્રહી રાખ્યા હતા અને તે તમારી પાસે લઇ આવી છુ."

(૨) એક સૈનિક યુદ્ધક્ષેત્રમાંથી એક દિવસની રજા લઇને પોતાની માતાને મળવા સારૂ આવ્યો માતાએ પુત્રને દૂરથી આવતાંજ પૂછ્યું કે યુદ્ધ સ્થળેથી શા માટે પાછો ફર્યો? સૈનિકે જણાવ્યું કે કેવળ માતાના દર્શન કરવા માટેજ આવ્યો છુ. એ સાંભળી માતાએ કાંઇક ક્રોધપૂર્વક પુત્રને સંબોધી કહ્યું "ખબરદાર! હવેથી આ પ્રમાણે કરીશ નહિ. જ્યારથી તું સૈન્યમાં જોડાયો છુ ત્યારથીજ મેં તારી સાથેનો પુત્રસંબંધ છોડી દીધો છે. તુ પણ એ પ્રમાણે મારી સાથે માતાની સબંધનો ત્યાગ કર અને આપણા રાજાનેજ તારા માતાપિતા ગણી લે—તેનીજ આજ્ઞાનું પાલન કર. દેશને માટે તારો પ્રાણ

અર્પણ કર. તું મારી તથા બ્હેનની કઈ પણ ફીકર કરતો નહિ અમે આનંદપૂર્વક રહીશુ. રાજા અમારો રક્ષક છે તેથી અમને કઈ પણ કષ્ટ પડશે નહિ. તું અત્યારેજ સમરભૂમિમા ચાલ્યો જા અને જીવન તથા પ્રાણની માયાનો ત્યાગ કરી શત્રુઓની સાથે યુદ્ધ કરી તારૂં કર્તવ્ય બજાવ અને યશલાભ પ્રાપ્ત કર.”

(૩) એક જાપાની યુવક પોતાની માતાની આજ્ઞાથી સૈન્યમાં દાખલ થવા સારૂ ગયો, પરંતુ તે વિધવા માતાનો એકનો એક જ પુત્ર હોવાથી તેને દાખલ કરવામા આવ્યો નહિ તેથી તે બિચારો શોકાતુર વદને ઘર તરફ પાછો ફર્યો. ઘેર આવી તેણે માતાને એ વાત કહી સંભળાવી. માતાએ પુત્રના માર્ગમા પોતાને અડચણકર્તા જોઇ તે રાત્રે પોતાના પેટમાં કટાર ભોંકી દઇ આત્મઘાત કર્યો એટલામાં પુત્ર ત્યાં જઈ પહોંચ્યો તેણે કટાર કહાડીને પુત્રના હાથમાં આપી અને એક પત્ર વાંચવા આપ્યો એ પત્રમા લખ્યું હતું કે ‘વત્સ! સ્વદેશના કલ્યાણાર્થે તે જે સંકલ્પ કર્યો છે તેમા હું અડચણકર્તા થવા ઇચ્છતી નથી મારા મૃત્યુ પછી તું સ્વતંત્ર થઇ જઇશ અને મારૂં પાલન કરવાનો ભાર તારા માથેથી ઉતરી જશે આ મારી કટાર લે અને તેનાથી શત્રુઓનો સંહાર કરજે હું આશીર્વાદ આપુ છુ કે ઇશ્વર તારા મનોરથ પૂર્ણ કરશે.’

(૪) જાપાનની એક સ્ત્રીએ એક રશિયન સાથે વિવાહ કર્યો અને ઉભય વચ્ચે અત્યંત પ્રેમ બંધાઇ ગયો. પરંતુ રૂશિયા અને જાપાન વચ્ચે યુદ્ધ શરૂ થતા તે રશિયનનો પ્રેમભાવ બદલાઇ ગયો. તે સ્ત્રીના અંતઃકરણમાં પણ પોતાના પ્રિય દેશને માટે લાગણી થઇ આવી. તેના જાણવામાં આવ્યું કે મારો પતિ રશિયન જાસુસ છે અને જે પેટી તે હમ્મેશા પોતાની પાસે રાખે છે તેમાં જાપાન સબંધી જાણવા જોગ કાગળપત્રો છે તથા જાપાનના દરેક સમાચાર તે રૂશિયામા મોકલાવે છે. તેથી તેણે અસંત પ્રેમ હોવા છતા પણ દેશની દાઝ હૈડે ધરીને તે રશિયન જાસુસને પકડાવી દીધો અને તે પોતાનો પતિ છે એ વાત ઉપર બિલકુલ ધ્યાન ન આપ્યું.

(૫) જાપાનમા યુદ્ધની વાતો થતી તે વખતે એક જાપાની સ્ત્રીની આગળ એક ભારતવાસીના મુખમાથી અચાનક એવું નિકળી ગયું કે જાપાનની અને ભારતની માતાઓમાં ઘણુંજ અંતર છે એ સાંભળી તે સ્ત્રીએ પૂછ્યું કે તમે એમ શા ઉપરથી કહો છો? ભારતવાસીએ ઉત્તર આપ્યો કે ‘જ્યારે હું મારા દેશમાંથી આ તરફ આવવા નિકળ્યો ત્યારે મારી નજરે એક ઘણુંજ દુઃખદાયક દેખાવ થઇ રહ્યો હતો મારી માતાનું અંતઃકરણ ભરાઇ આવ્યું હતુ, પિતાનું હૃદય ધ્રુજતુ હતુ, મારી સ્ત્રીની આંખોમાંથી ખળખળ અશ્રુપ્રવાહ નિકળતો હતો, મિત્રોના મન ઉદાસ થઇ ગયા હતાં. જાણે હું કોઇ એવા સ્થાનમાં કેમ જતો ન હોઉં કે જ્યાથી મારા પાછા ફરવાની આશાજ ન હોય ’

એ સાભળી તે સ્ત્રી થોડીવાર તો મૌન રહી પણ પછી કંઇક વિચાર કરીને બોલી ‘તમે એમ ન ધારતા કે અમારાં અંતઃકરણ વજ્ર સમાન કઠણ છે. અમે પણ તમારા ભા રતવર્ષની માતાઓ પેઠે કોમળ હૃદયની છીએ. અમારા સંતાન તથા પતિઓને માટે અ મને પણ એવીજ લાગણી થાય છે અમને પણ આત્મજનોનો વિયોગ એટલોજ દુઃખ દે છે, કિન્તુ ભેદ કેવળ એટલો છે કે દેશહિત, જાતિસન્માન અને રાજ્યસેવાની આવશ્ય-

કતા. તથા સ્વત્વ વિચારથી અમારા હૃદયમાં અજબ પ્રકારનાં સાહસ, ઉત્સાહ અને ધૈર્ય ઉત્પન્ન થાય છે, જેથી અમે અમારા આત્મજનોને અન્તર્યામે શોક કર્યા સિવાય મોકલી દઈએ છીએ. ભારતવર્ષની સ્ત્રીઓમાં પોતાના દેશહિતનો, દેશશુભચિન્તકતાનો અથવા પોતાની જાતિના સન્માનનો વિચાર નથી, તેથી તેઓ અમારા જેવું પોતાનું હૃદય બનાવી શકતી નથી."

(૬) એક જાપાની સ્ત્રી આમંત્રણ પ્રમાણે વખતસર જમવા માટે જઈ શકી નહિ, પરંતુ મોડી ગઈ. એ વખતે કોઈએ તેના મોડા આવવાનું કારણ પૂછ્યું. તેણે કહ્યું કે હું મારા ચોથા પુત્રને તેના બીજા ત્રણ ભાઈઓની પાસે યુદ્ધક્ષેત્રમાં મોકલવાને સ્ટેશન ઉપર મૂકવા ગઈ હતી, ત્યાં મને થોડો વિલમ્બ થઈ ગયો. તે માટે હું સર્વની ક્ષમા માગું છું. એ સાંભળી બીજી એક સ્ત્રી બોલી કે 'એમાં ક્ષમા માગવાની કંઈ પણ જરૂર નથી. પણ અમારે તમને ધન્યવાદ આપવો ઘટે છે કે તમે દેશના હિતને ખાતર તમારા ચાર પુત્રોને યુદ્ધમાં મોકલી આપ્યા છે!'

---

# સામાજિક સુધારો અને વ્યક્તિકર્તવ્ય.

લેખકઃ—રા. રા. અતિસુખલાલ ચુનિલાલ યાજ્ઞિક; નડીઆદ.

ઉપોદ્‌ઘાત.

મહાન્ ઇંગ્રેજ કવિ લૉર્ડ ટેનિસન કહે છે કે;—" Old order changeth yielding place to New " તેજ પ્રમાણે જગન્નિયંતા તેમજ કુદરતનો નિયમ છે કે સમય અનુસાર જન સમાજના આચાર વિચારમાં ફેર થાય છેજ. પ્રાચીન તથા અર્વાચીન ઐતિહાસિક પુસ્તકોના વાંચનથી અને આધુનિક સમયની આપણી સ્થિતિ તરફ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં એ સિદ્ધાન્ત ઘણે અંશે સત્ય છે, એમ સ્પષ્ટ થશે.

જૂના આચાર વિચાર જુદા જુદા સમયમાં જુદી જુદી પ્રજાને રૂચવા માટે જુદાં જુદાં રૂપ લે છે. એ વસ્તુ એટલી બધી સાધારણ રીતે બને છે કે તેના તરફ ખાસ લક્ષ રાખ્યા વગર તે નજરે પડતી નથી. આ ઉપરથી આપણે એમ સમજવાનું કે પ્રાચીન કાળમાં હાલના જેવા સંસાર સુધારકો હોતા એમ ન હતું. તે સમયે હાલના કરતાં પણ વધારે વિદ્વાન પંડિતો હતા, કે જેઓ જુના તથા નવા ગ્રન્થોનું બરાબર અધ્યયન કરી મનન કરતા અને તે પ્રમાણે પોતાના મત આપતા. વળી મોટી સભાઓ ભરી અને તેમાં પોતાનો મત દર્શાવી વાદવિવાદ કરતા અને એને લઈને પ્રાચીન સુધારો ઘણો ધીમો પણ દૃઢ અને મતભેદ વગરનો થતો.

આપણે અત્યારે એવી સ્થિતિમાં છીએ અને તેને લીધે આપણાજ કાળના એવા નવા પ્રશ્નોનો વિચાર કરવાનો છે કે જે પ્રશ્નો આપણા પ્રાચીન સુધારકોને સ્વપ્નામાં પણ આવ્યા નહિ હોય. તેઓ અસમંત બુદ્ધિશાલી હશે પણ સર્વે કાળને માટે લખવું એ

ત્હેમને માટે તદ્દન અશક્ય હતું. વ્યક્તિ સ્વાતંત્ર્યના વિચારો ફેલાતા જાય છે અને જૂનાં કૃત્રિમ બન્ધનો ધીમે ધીમે શિથિલ થતાં જાય છે, એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે સામાજિક સુધારાનો વિષય કેટલો બધો મહત્વનો તથા આવશ્યક છે.

**વિચાર અને આચાર—Theory & Practice.**

સામાજિક સુધારાને મનુષ્ય જીવન સાથે સહજ સંબન્ધ છે. મનુષ્ય-જીવનની દરેક બાજુ-રાષ્ટ્રીય તેમજ સામાજિક-કાંઇ પણ ફેરફાર વગર રહી રહી નથી, રહેતી નથી અને રહેશે પણ નહિ એ વાત સિદ્ધ છે.

આ વિષય અનેકવાર ચર્ચાઈ ગયો છે અને ચર્ચાય છે, અને તેને અંગે થોડો ઘણો ફેરફાર થાય છે. પણ મનુષ્ય સ્વભાવ (Human Nature) એવો છે કે દરેક જનને એકજ વિચાર અનુકૂલ થતો નથી. એ વાત ખાત્રી કરી આપે છે કે જેમ જેમ મનુષ્યો બદલાય છે, તેમ તેમ તેમના આચાર વિચારો પણ બદલાશે; અને જ્યાં સુધી મનુષ્ય-જીવનનું આ જગતમાં અસ્તિત્વ છે ત્યાં સુધી ચર્ચાઓનો અંત આવવો અશક્ય છે. પણ સમયને અનુસરી દરેક સમાજે પોતે અનુકૂલ આચાર વિચાર કરી લેવા એ જરૂરનું છે. આગ કરવા જતાં મતભેદો વચ્ચે આવે છે અને તેને કેળવવા માટે ચર્ચાઓ તથા સભાઓ જેટલી થાય તેટલી ઓછીજ છે. જે વસ્તુ વિચારમાં હશે તે વારંવાર વાદવિવાદમાં આવતાં રહેતું સત્ય સ્વરૂપ લઇ અને આચારમાં આવશેજ, માટે મહાન કવિ Milton નું સૂત્ર " To be weak is miserable doing or Suffering " ધ્યાનમાં રાખી આપણો આશય જ્યાં સુધી સિદ્ધ થાય નહિં ત્યાં સુધી ત્હેની પાછળ મંડયા રહેવું એજ ઉત્તમ છે.

વળી સામાજિક સુધારાના વિચારો પ્રાચીન કરતાં અર્વાચીન કાળમાં વધારે વિસ્તાર પામે છે અને તેના પક્ષવાદીઓ દિન પ્રતિદિન સંખ્યામાં વૃદ્ધિ પામે છે એનું મૂળ કારણ હાલની કેળવણી છે; અને તેમાં મુખ્યત્વે કરીને ઇંગ્રેજી વિદ્યાજ છે.

**૨. અર્વાચીન શિક્ષણ અને તેની અસર.**

આજ લગ કરતાં ૧૫૦ વર્ષ થયાં આપણા ઉપર ઇંગ્રેજી રાજ્યની સત્તા ચાલે છે. આ સત્તાને લઇને આપણા દેશમાં તે દેશની શિક્ષણ પદ્ધતિ, રીત રિવાજ અને આચાર વિચાર આપણી સમાજ ઉપર અસર કરે એ તદ્દન સંભવિત છે. વળી પંચાસેક વરસ થયાં આપણો એ લોકોની સાથેનો સંબંધ વધારે ગાઢ બનતો જાય છે. પણ સામાજિક સુધારાની બાબતમાં એ લોકો આપણા કરતાં એટલા બધા આગળ છે કે ત્હેમની તથા એવીજ બીજી દુનીઆની પ્રજા જોડે બરાબરી કરવાને માટે આપણે અશક્ત છીએ અને તેથી આપણે એ વિષયમાં ઘણી સતત અને સરળ પ્રગતિ કરવાની જરૂર છે.

આપણી શિક્ષણપદ્ધતિ તરફ નજર કરીશું તો જણાશે કે આપણને જે વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે તેનો મોટો ભાગ ઇંગ્રેજી લોકોએ ખીલવ્યો છે એટલે પરદેશી છે, અને તે પણ તેમનીજ ભાષામાં અપાય છે. આ વિષયોમાં ખાસ કરીને વિજ્ઞાન અને રસાયણશાસ્ત્રના સંપ્રદાયો આપણા કેટલાક જૂના સંપ્રદાયોની વિરૂદ્ધ જાય છે. જે નિયમો આપણે ધાર્મિક અને શાસ્ત્રીય માનીએ છીએ, એજ નિયમો વિજ્ઞાન અને રસાયણ

શાસ્ત્રોના પ્રયોગોથી કુદરતી બને છે. આ વસ્તુ એટલી બધી સ્પષ્ટ અને પ્રમાણવાળી છે કે હાલની પ્રજા આપણા જૂના સંપ્રદાયો ત્યજી, ઈંગ્રેજી સ્પષ્ટતર સંપ્રદાયો તરફ વળે છે.

આપણા સદ્ભાગ્યે બ્રિટીશ સત્તાને લઈને એ શિક્ષણ દ્વારા આપણે અનેક રાષ્ટ્રીય પ્રશ્નોમાં ભાગ લઈ શકીએ છીએ, એટલુંજ નહિ, પણ આપણે બીજાં રાજ્યો તથા પ્રજાઓના ઇતિહાસ જાણી એ દેશોની સામાજિક સ્થિતિ અને તેની સમયાનુસાર થયેલી પ્રગતિ જોઈ શક્યા છીએ

હિન્દુસ્થાન દેશ દુનીઆની સપાટીપર એક જૂનામાં જૂનો દેશ છે. દુનીઆની હાલની પ્રજાઓનું એ મૂળ સ્થાન છે. આ ઉપરથી જણાશે કે એ દેશના રીતરિવાજો ઇ. સ પૂર્વે ૫૦૦૦ જે વખત સુધીનો ઇતિહાસ આપણે જાણીએ છીએ તે વખતના ઘડાએલા છે. આ રિવાજો મુખ્યત્વે કરીને વૈદિક અને નૈતિક શાસ્ત્ર અનુસાર ઘડાએલા હોવાથી ઘણા અગત્યના છે અને તે આપણા પૂર્વજોની પરિસ્થિતિને એટલા બધા અનુકૂલ હતા કે તેનાં મૂળ ઘણાંજ ઉંડા નખાયાં અને તેને એકદમ કહાડી નાખવા એ સાહસ અને મૂર્ખાઈભરેલું છે

આપણી સામાજિક સ્થિતિ ઉપર કહ્યા પ્રમાણે હોવાથી, આ નવા શિક્ષણની અસર વિચિત્ર થઈ છે આપણી સમાજમાં અત્યારે બે ભાગ પડી ગયા છે. એમાંનો એક ભાગ જે નાનો છે તે તદ્દન ઈંગ્રેજી વિદ્યા ભણેલો અને તદ્દન સુધારાની રીતિએ ચાલનારો અને બીજો મોટો પક્ષ, નવા શિક્ષણથી તદ્દન અજ્ઞાન, જૂના સંપ્રદાયોને ચૂસ્ત રીતે વળગી રહેલો, અને નવા શિક્ષણથી તદ્દન વિરૂદ્ધ છે. આ બન્ને પક્ષમાંથી પ્હેલાને આપણે ઉષ્ણપક્ષ (Extremists) અને બીજાને શીત પક્ષ (Conservatives)ના નામે ઓળખીશું આ બન્ને ભાગ એક સમાજ રૂપી સાંકળના બે છેડા છે. આ છેડાઓને જોડવા માટે એક નાની માકળીનો ખપ છે. તેથીજ રીતે આ બે મતને ઐક્યમાં લાવવા માટે સમશીતોષ્ણ પક્ષની જરૂર છે. આ વચ્ચેના ભાગના માણસો આપણી સમાજમાં આગળ પડતો ભાગ ન લેતા હોવાથી તેઓ આપણને કશા ઉપયોગમાં આવતા નથી.

## સમશીતોષ્ણતા-"Conservation & Correction"

શીત પક્ષ અને ઉષ્ણ પક્ષને સાંધવાનો સવાલ હવે રહે છે જો એમ ન બને તો સમાજ પણ ન બને અને પછી સામાજિક સુધારાનો તો સવાલજ ક્યાં ? અને જો ઉષ્ણ પક્ષ એકદો આગળ જાય તો શીત પક્ષ પાછળ રહે અને તેમના મત વધારે સખત થાય.

જેમ જેમ આ ઉષ્ણ પક્ષની સંખ્યા નવા શિક્ષણના સમયાનુસાર વધતા વિસ્તારથી વૃદ્ધિ પામશે, તેમ તેમ શીત પક્ષનાં બન્ધનો શિથિલ થઈ નષ્ટ થવા સંભવ છે, અને ત્યારે હિન્દુસ્થાનમાં એક નવો યુગ ચાલશે અને ઉન્નતિની આશાઓ દઢ થશે. પણ આ સમય આવતા અનેક વર્ષો થશે અને તે વખત જોવા આજના સુધારકો જીવશે કે નહિં એ સવાલ છે. આ કારણથી તે લોકોને પોતાની મ્હેનતનો બદલો પોતે મેળવી શકે એવા સાહસિક માર્ગો લેવાની જરૂર છે. પણ આથી પરિણામ અનિષ્ટ આવે. એ લોકોએ એ યુગ પાસે લાવવાનો સારા પાયા પર પ્રયાસ કરવો જોઈએ; અને તેમ કરતાં જુના મત જોડે સંબંધ ન તોડતાં, એ મતને કેળવીને નવા મતમાં લાવવા પ્રયત્નો કરવા જોઈએ.

દરેક રાષ્ટ્રીય તેમજ સામાજિક સુધારકે મહાન અંગ્રેજી લેખક Burke'નું પ્રખ્યાત 'Conservation & Correction' સૂત્ર ધ્યાનમાં રાખવાનું છે. બીજા દેશોની હાલની સ્થિતિ જોઇ એકદમ સાહસિક પગલાં લેવાનાં નથી. એ દેશોના પ્રાચીન ઇતિહાસ ઉપરથી જણાશે કે ઇમેજે જેવી પ્રજાને પણ હાલની સ્થિતિએ આવતાં ઘણોજ વખત લાગ્યો છે. અને તેવોજ અર્થાત્ તેથી પણ વધારે વખત અન્ય પ્રજાઓએ લીધો છે. આ લાગ્યા સમયને લઇનેજ એ લોકોનો સુધારો પ્રગતિના પાયા પર છે.

આપણો હિન્દુસ્થાન દેશ–કે જે પૃથ્વીની સપાટીપર એક જૂનામાં જૂનો દેશ છે, જેમા જૂના મતભેદો હજી અસ્તિત્વમાં છે, જેમાં આ નવુ શિક્ષણ માત્ર ૧૦૦ વર્ષથીજ આવ્યું છે, અને તે પણ હજી પોતાનાં પારણામાં એક માસના બાળકની માફક ઝીણું ઝીણું રૂદન કરે છે, અને આ રૂદન હજી આ દેશના વીસમા ભાગમાં પણ પૂરૂં સંભળાતું નથી–તે દેશમાં સુધારાની વાત કરવી એ ખરેખર આપણા શીત પક્ષ પર અંધારામા અજાણતા હુમલો કર્યા જેવુ છે. આવો હુમલો હાલની સુધરેલી પ્રજામાં રાષ્ટ્રીય લડાઇમા પણ બાયલો તથા અન્યાયી ગણાય છે.

દરેક માણસને સ્વમાન તો હોયજ અને તે હોવુંજ જોઇએ, એ દરેક માણસ કબુલ કરે છે. આ માન ખોવા કરતાં જીવ આપવો એ ઘણાંને સારૂં લાગશે. એ પ્રમાણે જોતા આપણો શીત પક્ષ–જે જુના રીત રિવાજે ' દોરેલો છે, અને તદનુસાર જેની છંદગી ઘડાયેલી છે,–તે પક્ષને આપણો નવુ પક્ષ તદન નવો રસ પાવાને આવે તે તદન મૂર્ખતા ભરેલું છે. એ લોકોને ગળથુથીમાં ગળેલો પોતાનો જૂનો મત (ખોટો હોય તોયે) છોડી દેવો, એ એક તેઓની અજ્ઞાનતા પ્રસિદ્ધ કરી આપ્યા જેવું લાગે એ સત્ય વાત છે. માટે એ લોકોના ઉપર રીસ ચ્હડાવવી એ વ્યર્થ છે. જમાનો બદલાયો છે, અને બદલાતો જાય છે, તેથી નવી પ્રજા પોતાની મેળેજ પોતાના માતપિતા પાસે છૂટ લેશે અને નવા પક્ષમા આવશે.

આ સ્થિતિ આવતા પણ હજી ઘણો વિલંબ થશે અને તેને પરિણામે સુધારાની પ્રગતિ જોઇએ તેટલી સત્વર નહિ થાય, અને સુધારક પક્ષ વધારે ઉત્કંઠ બનશે. એ ઉત્કંઠતાથી છુટવાનો તો એકજ માર્ગ છે. તે એ કે દરેક માણસે અથવા તો નાના સમાજે યોગ્ય લાગે તેમ ચાલ્યા જવુ અને જે પોતાનો સમવર્ગ પાછળ રહ્યો તેની દરકાર ન કરવી અને તેમ કરતાં "સામાજિક સુધારા" માંથી "સામાજિક" શબ્દ બદલાઇ જશે અને "વ્યક્તિ સુધારો" રહેશે. આથી કરીને સમાજ શબ્દનો હેતુ સંપ (Unity) સચવાશે નહિ.

આવુ એક સાહસ કર્યા કરતાં ડાહ્યા અને વિચારશીલ માણસોએ ઉપર કહ્યા પ્રમાણે જન સમાજને સત્ય રસ્તે ચ્હડાવવાનો પ્રયાસ કરવો જોઇએ. આપણે આપણા પ્રયાસોનું ફળ પ્રાપ્ત કરી શકીએ કે નહિં એની દરકાર કર્યા વગર, આપણે ખાત્રીથી જાણી શકીએ કે આપણો પ્રયાસો સાધ્ય ફળને આપશેજ તો પછી આપણે નહિં તો આપણી ભવિષ્યની પ્રજા એ ફળ પ્રાપ્ત કરશે, એમ વિચાર કરી સંતોષ માનવો કે આપણે આપણા જીવનનું

એક મોટું સૂત્ર આચારમાં મૂકયુ છે. આપણે જે ઇષ્ટ વસ્તુ ઘણા પ્રયાસો કરી સુધારી છે તે વસ્તુ વળી બે ચાર સૈકાઓ પછી અનિષ્ટ ગણાય અને બદલાય એ સંભવિત છે, અને ચક્ર ફરતે ફરતે આપણા જૂના મતપર પાછુ આવે પણ ખરું. આ ઉપરથી કહેવાનું એટલુંજ કે સુધારા દાખલ કરતા જે ક્લેશ કંકાસોમાં આપણને ઉતરવુ પડે છે, તેવીજ સ્થિતિ આપણા પૂર્વજોએ-આપણે જેને જૂનો મત કહીએ છીએ,-તે મત દાખલ કરવામાં અનુભવેલીજ જોઇએ. એ લોકો મૂર્ખ નહોતા કારણ પ્રાચીન પુસ્તકોનાં વાચનથી જણાશે કે-એ લોકોએજ આપણા હિન્દુસ્થાન દેશ એક વખત આખી દુનીઆની બધી પ્રજાઓના દૃષ્ટિપાતને પાત્ર બનાવ્યો હતો-પણ અસ્ત અને ઉદયના ઐશ્વરી નિયમાનુસાર, આપણા દુર્ભાગ્યને લઇને, આપણે આ કઢંગી સ્થિતિને પ્રાપ્ત થયા છીએ માટે જૂના ગ્રન્થો વાંચી અને તેના મત સાથે નવા મતોની સરખામણી કર્યાથી સત્ય અને અસત્ય શું છે તેનું નિરાકરણ થશે અને આપણો નવો પથ તદ્દન નિર્વિઘ્ન થશે.

આપણા કેટલાક અનિષ્ટ રિવાજો

આપણે સામાજિક સુધારામાં એટના બધા પછાત છીએ કે તે વિષે ઘણા વિસ્તારથી ચર્ચા ક[illegible] એ આપણી સમાજ માટે તદ્દન અશકય છે. જ્યાં સુધી આપણે આપણી દરરોજની જીંદગીના પ્ર[illegible]નું નિરાકરણ કર્યું નથી, જ્યાં સુધી જ્ઞાતિઓનાં અનેક અનિષ્ટ બન્ધનો તોડી, આપણો જીવન માર્ગ આપણે સરળ બનાવ્યો નથી ત્યાં સુધી સુધરેલી પ્રજાઓના જેવા મ્હોટા સામાજિક પ્રશ્નો (મીલ મજુરોની સ્થિતિ, ફેક્ટરી કાયદાઓ વિગેરે) નો વિચાર કરવો એ પાયા વિના મકાન ચણવા બરોબર છે

આપણા રિવાજો તરફ જોતાં જણાશે કે એમાનો મોટો ભાગ શાસ્ત્રીય નહિ પણ કલ્પિત છે, અને લોકોએ સખત રીતે ઠસાવવા માટે તેમને શાસ્ત્રીય ઠરાવ્યા છે. આ કૃત્રિમ રિવાજો Hindu Law માં સમાવેશ કરી આધુનિક સુધારકોને વિઘ્નકર્તા થઇ પડયા છે આમાંના ઘણા દૂર કરવાજોગ કુધારાઓ વિષે આપણે થોડી ચર્ચા કરીએ તો અત્રે અસ્થાને નહિં ગણાય.

બાળ-લગ્ન.

આ રિવાજનો પ્રચાર આપણી સમાજોમાં એટલો બધો છે કે તેથી આપણા યુવાનો તેમજ યુવતીઓની ભવિષ્યની સ્થિતિ અનેક પ્રકારે દુઃખમય નીવડે છે. તેમની શારીરિક તેમજ માનસિક કેળવણી કોઇ દિવસ પરિપકવ થતી નથી અને તેઓ કે જેના ઉપર ત્હેમની જાતનું, ત્હેમની જ્ઞાતિનું અને ત્હેમના દેશનું ભવિષ્ય આધાર રાખે છે-તેઓ પોતાનાં નિર્દય અને મૂર્ખ માતપિતાઓને લીધે, ન્હાનપણથીજ સંસારની જંજાળમાં પડી પોતાની અમૂલ્ય જીંદગીનો નિરર્થક ખુવાર કરે છે આમાં ગુન્હેગાર માતપિતાજ છે, શાસ્ત્રનાં બ્હાના કહાડે છે, પણ શાસ્ત્રથી વિરૂદ્ધ ચાલે છે. આ સ્થિતિ ઉચ્ચ જ્ઞાતિઓમાં ક્ષીણ થતી જાય છે પણ બીજી જ્ઞાતિઓમાં કેળવણીના અભાવે એ રિવાજે ઘણુંજ ગંભીર સ્વરૂપ લીધુ છે. અને તેને જેમ બને તેમ સત્વર બંધ કરવા જેવો છે આનું બીજુ કારણ કન્યાઓ અથવા વરની, જ્ઞાતિમાં, છત કે અછતના પ્રશ્ન પર આધાર રાખે છે.

આ વિષયનું નિરાકરણ દરેક માણસના પોતાનાજ હાથમા છે. લગ્નની ઉમરની મર્યાદા, જ્ઞાતિના ધારા તરીકે રાખવી અને તે પ્રમાણે ન અનુસરનારને શિક્ષા કરવી. આ યોગ્ય રસ્તો છે.

**જ્ઞાતિ-ભોજન-Cast-dinners.**

આ પ્રશ્ન ઘણો ઝીણો અને નજીવો દેખાય છે પણ આનો ઉંડો વિચાર કર્યાથી આપણને આપણા એક મોટા નિરૂપયોગી આર્થિક વ્યયનું ભાન કરાવે છે. આ પ્રશ્નનો ખ્યાલ કેળવણી પામેલી જ્ઞાતિઓમાં ઘણા માણસોને આવ્યો છે. પણ અજ્ઞાન જ્ઞાતિઓ કે જ્યાં ખાસ કરીને આ ચાલે ઘણાંજ ઉંડા મૂળ નાખ્યા છે, અને જેઓની આર્થિક સ્થિતિ ઘણીજ નબળી છે, અને એને લીધે જેઓ પોતાના છોકરાંને શિક્ષણ આપી શકતાં નથી-તે જ્ઞાતિઓને જ્યાં સુધી આનું ભાન નથી થયુ ત્યાં સુધી આ પ્રશ્ન દૂર રાખવો જોઇએ નહિં.

લગ્ન નિમિત્તે જ્ઞાતિભોજન થાય એ તો ઠીક પણ મરણ પછી-ભલે તે યુવાનનુ હોય કે વૃદ્ધનું હોય-આ ઉત્સવ થાય એ તદન મૂર્ખતાભરેલું છે. આ ઉત્સવોની સખ્યા તેમજ ત્યાં જમવાની વાનીઓ પણ અમુકજ હોવી જોઇએ, એ જ્ઞાતિઓ તરફથી કાયદાના રૂપમાં ફરજીઆત હોય છે અને તે કાયદાનું ઉલ્લંઘન કરનાર સખત શિક્ષાને પાત્ર થાય છે.

ઉપર પ્રમાણે સ્થિતિને લીધે માતપિતાઓ બાળક જનમ્યુ કે તરત તેનાં મોટા લગ્ન ખર્ચો તેમજ પોતાના મર્ણ ખર્ચોની ચિન્તાને પ્હેલું સ્થાન આપે છે અને છોકરાંને સારી રીતે ઉછેરવાં, સારો સાત્વિક ખોરાક આપવો, તથા તેની શારીરિક તેમજ માનસિક કેળવણી વધારવી એ કાર્ય પછી કરેછે અથવા નથી કરતા. આ મૂર્ખ લોકોને આટલેથીજ પતતું હોય તો સારૂં. પણ જો પૈસા ન હોય, અને શુભ વા અશુભ પ્રસંગ આવ્યો હોય તો, મ્હોટું દેવું કરી કુટુમ્બની મિથ્યાપ્રતિષ્ઠા સાચવી પોતાની પાછળ મોટું કરજ છોકરાંની પૂઠે સારૂં મૂકતો જાય છે.

હું જ્ઞાતિભોજનની વિરૂદ્ધ નથી. પણ તે ફરજીઆત કરતા ઇચ્છાનુસાર થાય અને તે પણ, છે તેના કરતાં સંખ્યામા ઓછાં થાય તો વધારે સારૂં. તેમ છતાં જેને દાન કરવાની ઇચ્છા હોય, તે રૂપીઆ પોતાની જ્ઞાતિના ગરીબ વગેરે ગુપ્ત દાન આપી જ્ઞાતિની સામાન્ય સ્થિતિ સુધારવામાં ખર્ચે અથવા તો વિદ્યાર્થીઓને વિદ્યાર્જન કરવામાં આપે એ ઇષ્ટ છે. આ રીત જેમ જેમ ચાલુ જમાનાના ખર્ચો વધશે અને કેળવણીના પ્રચારથી દેશના મોટા ભાગની પ્રજાની કંગાલ સ્થિતિનો ખ્યાલ લોકોને આવશે તેમ તેમ અનુચિત અને અસ્થાને થતાં જ્ઞાતિભોજનો થતાં અટકશે. આને માટે દરેક વ્યક્તિએ પોતાને ઘેર પ્રસગ આવતાં બને તેટલો પ્રયાસ કરી ઉપર સૂચવેલાં પગલાં લેવાની જરૂર છે.

આના જ જેવો આપણામાં રોવા કુટવાનો ચાલ છે. પણ તે સુધારા પર ચ્હડવા માંડયો છે. અને એને અંગે પણ દરેક જણે દાખલો બેસાડી પોતાને ઘેરથીજ એ ચાલ બંધ કરવાની જરૂર છે. આ બન્ને ચાલો જરા પણ શાસ્ત્રીય નથી. તે માત્ર કૃત્રિમ છે અને એના પર ચાલુ જમાનાની ઘણી અસર થવા માંડી છે.

હવે આપણે એક મોટા વિષય ઉપર જઇએ છીએ. એના ઉપર આપણી માનસિક તેમજ સામાજિક અને રાષ્ટ્રીય ઉન્નતિનો આધાર છે.

## જ્ઞાતિબન્ધનો—*Caste-Restrictions.*

જ્ઞાતિબન્ધનો તદ્દન કાઢી નાખવા એ અશક્ય છે. આનું કારણ એજ કે આપણી હિન્દુ સમાજનું બન્ધારણ અસલની ચાર મોટી સમાજોપર રચાયેલું છે, અને જેમ જેમ એ સમાજોની જરૂરીઆતો વધી તેમ તેમ (Division of labour) ના આર્થિક સંપ્રદાય અનુસાર અનેક સમાજો ઉત્પન્ન થઇ અને એને અંગે દરેકના આહાર વ્યવહારના ફેરને લઇને દરેક સમાજે પોતપોતાના કાયદા બાંધ્યા અને તેને માટે સખત શિક્ષા ઠરાવી.

આવી અનેક જ્ઞાતિઓ અને બન્ધનો આપણી દેશોન્નતિ માટે વિઘ્નરૂપ છે, એ વાત સર્વમાન્ય છે. આ સસ્થા દરેક પુરૂષને પોતાની શક્તિ સૌથી સારી રીતે વાપરવાના માર્ગમા અન્તરાયરૂપ છે. ગમે તો રાજકીય વિષય હોય કે ઉદ્યોગનો અથવા કેળવણીનો હોય તો તેમાં જ્ઞાતિબન્ધન નડે છે. કન્યાઓની અછતને લઇને લગ્નની વખતે પૈરામણીઓ આપવી પડે છે. પરદેશગમન ઉપર અર્થ રહિત નિયન્ત્રણોને લીધે આપણી ઔદ્યોગિક પ્રગતિ કેટલી મંદ છે તે આપણે જોઇએ છીએ, અને લગ્ન તથા મર્ણ પછીના લાખો રૂપીઆના નકામા ખર્ચ પણ આને લઇનેજ થાય છે.

વળી બીજા કોઈ પ્રદેશમા, જ્યાં આપણી ન્યાતના વતની મળી શકે નહિં, ત્યાં રહેવા, તથા ખાવા પીવાની યોગ્ય સગવડો મળી શકે નહિં તેથી મુસાફરીની અનેક અગવડો આપણે વેઠીએ છીએ અને એથીજ એકજ પ્રદેશમા રહી આપણે નજીવી સ્વાર્થી બાબતોમાં અજ્ઞાનપણે તરફડીઆં માર્યા કરીએ છીએ અને પોતાનાજ દેશની પૂરી માહિતી મેળવી શકતા નથી. વળી આ બન્ધનો જુદી જુદી કોમોને સ્વતન્ત્ર સંબન્ધમાં આવવા દેતાં નથી, અને સામાજિક ઉન્નતિની પૂર્ણતામાં ખલેલ પહોંચાડે છે.

આપણા આ રિવાજોએ હાલની પ્રજાનેજ નહિં પણ આપણાં શાસ્ત્રોને પણ અન્યાય કર્યો છે એ સ્પષ્ટ છે આમ છતાં પણ આ રિવાજોએ આપણા સસારમા અનાચાર વધાર્યો છે, અને આપણા નૈતિક સંપ્રદાયોનો ગેરલાભ લઇ અનીતિનો પ્રચાર વધે છે

જે જ્ઞાતિ એક તરફથી અમુક કામ કરવાનું ના કહે છે, તે કામ છુપી રીતે થતું હોય અને જ્ઞાતિ તે જાણતી હોય તે છતાં તેને કોઇ અટકાવતું નથી. હવે જો આ કામ કર્યા પછી કોઇ માણસ ખુલ્લી રીતે કબુલ કરે તો તેને સખત શિક્ષા થાય. સખ્યાબધ ઉચ્ચ બ્રાહ્મણ કોમોના માણસો સુધાશાન્તિગૃહો (Hotels) માં ખાય છે, પણ કોઈ જ્ઞાતિ તેની દરકાર કરતી નથી આથી એ તો સ્પષ્ટ છે કે દરેક માણસે હાવે તે પ્રમાણે વર્તવુ પણ બ્હારથી જ્ઞાતિ અનુસાર ચાલે તો જ્ઞાતિબન્ધન તેને પજવશે નહિં.

આની સાથે એટલું પણ કહેવું પડે છે કે જ્ઞાતિ બધારણ આપણા પૂર્વજોએ વિચાર અને ડહાપણથી કર્યા છે. આનાથી ઉપર કહ્યા પ્રમાણે અનાચાર વધે છે તે સત્ય છે, પણ મોટો ભાગ એ બન્ધનોને લઇને અનીતિએ જતો અટકે છે તે એટલુંજ સત્ય છે આપણામાં કહેવત છે કે "આંગળી આપતાં પ્હોંચો પકડે" તદનુસાર આપણા પૂર્વજોએ

આપણને એવા બન્ધનોમાં રાખ્યા છે કે ત્હેમાં જો આપણને લગાર છૂટ મળે તો બીજી છૂટ આપણે આપણી મેળેજ લઇ લઇએ અને પરિણામે આપણા દેશનું નીતિનું અભિમાન નષ્ટ થાય. આની સાથે "અન્ન તેવો ઓડકાર", "સોબત તેવી અસર" વિગેરે કહેવતો પણ આપણા બન્ધનોને ટેકો આપે છે. એક બ્રાહ્મણ એક ઢેડ જોડે સબંધ બાંધતાં, ઢેડ બ્રાહ્મણ બને તે કરતાં, બ્રાહ્મણ ઢેડ બની જાય, એ વધારે સંભવિત છે

આવી સ્થિતિમાં આપણે છીએ એ જાણતાં છતાં આધુનિક કેટલાક સુધારકોએ જ નિબન્ધન તેમજ જ્ઞાતિ સંસ્થા તોડવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છે. આને પરિણામે એક નવીજ જ્ઞાતિ કે જેમાં દરેક વર્ણના માણસો છે તેવી વર્ણસંકર જ્ઞાતિ ઉત્પન્ન થઇ તેણે જ્ઞાતિઓમાં વૃદ્ધિ કરી છે. આ સંસ્થાને એ લોકો Aryan Brotherhood કહે છે એમાં દરેક જ્ઞાતિઓનાં માણસો હિન્દુ તેમજ મુસલમાન, પારસી, વગેરે એક ભોજનમાં સાથે ભાગ લે છે, શાકાહારી કે માંસાહારીનો ભેદ રખાતો નથી. અને જેટલા ભાગ લે છે તે દરેક પોતાની જ્ઞાતિમાંથી ન્યાત બ્હાર મૂકાય છે. ઢેડને બ્રાહ્મણ સાથે જમવાનો અમૂલ્ય લાભ મળે છે તો પણ એને પોતાની જ્ઞાતિ શિક્ષા કરે છે. એક પાસથી આ જ સુધારકો જ્ઞાતિભોજન બંધ કરવા મથે છે, અને બીજી પાસથી તેઓ દરેક વર્ષે આવા મોટા ઉત્સવ પાછળ પૈસાનો તદન ગેરઉપયોગ કરે છે, અને નવા પક્ષને વગોવી પક્ષને મજબુત બનાવે છે, અને તેથી સુધારાની પ્રગતિની આડે આવે છે. **ભોજનમાં સુધારો સમાયલો નથી.** જ્યાં સુધી હિન્દુસ્થાનનો મોટો ભાગ માંસાહારી થયો નથી (**થશે નહિં એ ખાત્રી છે**) ત્યાં સુધી આ વર્ણસંકર સંસ્થાની ઉન્નતિ થવી અશક્ય છે

ચાલુ જ [illegible] ી જરૂરીઆતોને લીધે છુપી છુટ વધારે લેવાશે અને તેથી જ્ઞાતિ બન્ધનો શિથિલ થઇ [illegible] ટે ઘણાંજ થોડાં થશે. આ બાબતમાં કેળવણીના પ્રચારની રાહ જોવી એજ ડહાપણભરેલું છે. સાહસ કરતાં પરિણામ તદન વિરૂદ્ધ આવશે અને આપણું સાધ્ય સિદ્ધ થશે નહિં.

પરદેશ ગમનઃ—Foreign-Travel.

પરદેશ ગમનનાં બન્ધનો ખાસ કરીને ગુજરાતમાં જ અને તે પણ ઉચ્ચ જ્ઞાતિઓમાં છે; અને તે જ્ઞાતિબન્ધનો ઉપર આધાર રાખે છે. અર્વાચીન કાળમાં જ્યારે મુસાફરી ઘણી સરળ અને સતત રીતે કરી શકાય છે ત્યારે જ્ઞાતિબન્ધનો આડે આવે છે, અને તેને પરિણામે અનેક તડો પડયાં છે. પોતાના ધંધામાં બને તેટલું શ્રેષ્ઠ કાર્ય કરવું એ પરદેશ ગમન શિવાય અશક્ય થઇ પડે છે. વળી સીવીલ સર્વીસ, બેરીસ્ટર, વિગેરેની પરીક્ષાઓ જે વિલાયતમાંજ લેવાય છે તેને માટે પ્રયાસ કરતાં ઘણા વિદ્વાન માણસો અટકાય છે અને પોતાનાં કુટુમ્બ તથા દેશને અનેક પ્રકારે નુકશાન કરે છે, એટલુંજ નહિ પણ પોતાના પ્રતિસ્પર્ધીઓને લાભ કરી આપે છે, અને ધન ને યશ મેળવો શકાય તે બીજાઓ મેળવે છે ન્યાયની રીતે જોતાં આવાં બન્ધનો કોઇ ઉપર મુકવાને કોઇપણ માણસને હક નથી

હાલમાં ચાલતી ભયંકર લડાઇમાં આપણા દેશમાંથી ઘણા માણસો વિવિધ ધંધા-

ઓને માટે, પોતાના દેશના તેમજ રાજ્યકર્તાઓના અભિમાનને ખાતર ભાગ લે છે. આજ ગણુઓ દેશની ખરી પ્રજા છે, કે જેઓ દેશના સુખમા તેમજ દુ ખમાં તન, મન, અને ધનથી મચી રહ્યા છે. આ લોકોને શુ ત્હેમની જ્ઞાતિઓ ન્યાત બ્હાર મુકશે ? આ પ્રશ્ન ગભીર છે આનું નિરાકરણ, વ્હેલું મોડુ સુધારકોની બાજુમાં આવશે એ નક્કિ છે

હવે આપણે સ્ત્રીઓના કેટલાક પ્રશ્નોનો ટુંકમા વિચાર કરી આ નિબધને પૂર્ણ કરીશુ સ્ત્રી અને પુરૂષ મળી અગ થાય છે. બન્નેનો સસાર એક એક વગર પૂર્ણ નથી થતો, એ દરેક શાસ્ત્ર કબુલ કરે છે, તોપણ હિદુ સમાજમા એ લોકોને પૂરો ન્યાય મળતો નથી આ વિષે મહાન ઇંગ્રેજ લેખક Ruskin નીચે પ્રમાણે લખે છે —

"We are foolish, and without excuse foolish, in speaking of the "Superiority" of one Sex to the other, as if they Could be Compared in Similar things. Each has what the other has not Each Completes the other, and is Completed by the other They are in nothing alike, and the happiness and perfection of both depends on each asking and receiving from the other what the other only can give."

સ્ત્રી કેળવણી.

આને માટે'સ્વ સાક્ષરવર્ય ગોવર્ધનરામના ભાઇના અને શ્રીબન્ધુ સમાજના નીચેના શબ્દો બસ છે,—

"સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બ પોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન, અને સુંદર થાય, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે, અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે, સાધ્વી પત્ની થઇ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન, સેવાભગિની બની દુઃખ તિમિરમા ડુબતાં બાંધુનાં આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દ મૈયાનાં સતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા ઉદય સૂર્યના તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે–એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે 'સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી ..સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

આનાથી વધારે કહેવું એ નિરર્થક છે. સ્ત્રી સ્વાતન્ત્ર્યના વિષયો ઘણા ચર્ચાય છે અને જન સમાજ એનું સત્ય સ્વરૂપ માન્ય રાખે છે દેશની ભવિષ્યની પ્રજાનું કિસ્મત આર્ય માતાઓને હાથ છે અને જ્યારે પ્રજા સદ્‌ગુણી થશે ત્યારેજ દેશોન્નતિ થશે માટે આર્ય ભગિનીઓમાં જ્ઞાનનો પ્રકાશ પાડવો એ તદન આવશ્યક છે.

ઉપસંહાર

અતમાં હું એટલુંજ કહીશ કે આપણે વિશાળ દૃષ્ટિમર્યાદા રાખવી જોઇએ અને દરેક રૂઢી માટે ત્હેની બાજની સામાજિક કીમત આંકતા શીખવુ જોઇએ અમુક સમાજની

સ્થિતિ તેના સર્વ સામાજિક રીત રિવાજોની એકન્દર અસર છે, માટે સામાજિક સુધારાના પ્રશ્નોને, ન્યાય, સમાનતા, પરસ્પરસમભાવ અને સ્વાતન્ત્ર્યના સિદ્ધાન્તો વડે તપાસવા જોઇએ.

થોડા માણસોથી ભિન્ન ભિન્ન રીતે જે બની શકતું નથી, તે સંખ્યાબંધ માણસોના સમગ્ર પ્રયત્નથી થઇ શકે છે જુસ્સો અને કાર્યશક્તિ ધરાવનાર પુરૂષોએ આ બાબતમાં અગ્ર ભાગ લેવો જોઇએ, અને તેઓએ પોતાનો નિવૃત્તિનો સમય, પોતાના જે બન્ધુઓ પોતાના જેટલીજ સુખી અવસ્થામા ન હોય, તેમનું થોડું પણ હિત સાધવા પાછળ ગાળવો જોઇએ. દરેક સામાજિક સુધારકે પોતાના દેશ ખાતર તન, મન, અને ધનનો તેમજ પોતાના માન તથા પદ્વીના ત્યાગનો જુસ્સો રાખવાની જરૂર છે. સામાજિક બાબતોમાં જે ફેરફાર કરવા જોઇએ ત્હેની રચના, કોઇપણ સત્તાનું આધળા રીતે અનુસરણ કર્યા વિના સમાજ તેમજ વ્યક્તિનું શ્રેય શેમાં છે ત્હેના બુદ્ધિપૂર્વક વિચાર ઉપર કરવી જોઇએ. સામાજિક સુધારામાં નૈતિક સંપ્રદાયોનો ખાસ કરીને સમાવેશ કરવો જોઇએ અને જ્યા સુધી કોઇ સમાજ ન્યાય અને નીતિ ઉપર રચાયેલી નથી ત્યા સુધી તે સમાજનો ઉત્કર્ષ થવાનો સંભવ નથી.

---

## દેવના દૂત.*

---

લેખક–શ્રીયુત “ ભ. ”

યુરોપમા હાલમાં જે ભયંકર વિગ્રહ ચાલી રહ્યો છે તેમા મનુષ્ય સ્વરૂપે સેવા બજાવી રહેલા દેવદૂતોની આ લેખમા કંઇક હકીકત આપવામાં આવી છે માન્ઝ આગળ જે મહાન્ યુદ્ધ થયું છે તે સર્વના જાણવામાં છે, આ યુદ્ધમાં 'મનુષ્ય સ્વરૂપમાં રહેલા તે દેવદૂતોએ અપૂર્વ સેવા ઉઠાવી છે. તેમના હાથમાં જીવન અને મૃત્યુની કુંચીઓ હતી, અને ગયે વર્ષે ફ્રાન્સમાં જેટલા મનુષ્ય માર્યા ગયા, તેમાના ઘણા ખરાને આ દેવદૂતોએ ઉગાર્યા હતા એમ આપણે નિસ્સંશય કહી શકીએ.

આ મહાન્ વાર્તાનું રહસ્ય આપણાથી બરોબર સમજી શકાય એમ નથી પણ ભવિષ્યમાં એનું રહસ્ય–એની મહત્તા સમજાશે. ધોળા ઝભ્ભામાં સજ્જ, થયેલા મનુષ્યો–દેવદૂતો વિષે આપણે ગમે તે ધારીએ પણ તેમણે મૃત્યુના પંજામાંથી ઘણાને બચાવ્યા છે, એ વાત પુરવાર કરવાને અસંખ્ય પુરૂષો હજી પણ હયાત છે.'

### અંધકારમાં પ્રકાશ.

ખુનખાર યુદ્ધની મધ્યે, ઘોર અંધકારમાં નિરાશા અને ભયની વચ્ચે એક ધીર વીર પુરૂષ નિર્ભય પણે ઉભો હતો. આ પુરૂષ મૃત્યુના રાજ્યમાં જીવનરસ રેડતો એક સાક્ષાત્ મૂર્તિમાન વિજ્ઞાન દેવજ (Science) હતો આ પુરૂષે આપણી ખુવારી અડધો અડધ

* અમૃત ઉપરથી.

ઓછી કરી હતી; અને જેટલા બ્હાદુર પુરૂષો આપણે ખોયા છે, તેટલાજ બીજા નેવે બચાવ્યા હતા.

યુરોપની આવી ભયંકર સ્થિતિ હોવા છતાં આ વિજ્ઞાનદેવની સહાયથી આ મહાન્ યુદ્ધનું ચિત્ર, આપણે પુરેપુરૂં સમજીને આશાવંત થઇ શકયા છીએ. તે વિજ્ઞાનવેત્તા રૂપી દેવદૂતે રણભૂમિ ઉપર અજબ ફેરફાર કર્યો છે. જેમ એક તરફ વિજ્ઞાને મનુષ્ય સંહારક ભયંકર શસ્ત્રો નિયોજેલાં છે તેમજ બીજી તરફ ઘણાં લાભકારી સાધનો ઉત્પન્ન કર્યાં છે. તેથીજ રણભૂમિ ઉપર યોદ્ધાઓની ભયંકર સ્થિતિનું ઘણે અંશે નિવારણ કરવાને આપણે શક્તિમાન થયા છીએ.

## મોટાં સૈન્યો ઉપર એક અદૃષ્ય અસર.

આ મહાન્ સંગ્રામને પરિણામે મનુષ્યનો આસુરી સ્વભાવ ઘણો પ્રકાશી રહ્યો છે. આપણી શારીરિક તંદુરસ્તીમાં અગાઉના ભયંકર વખત કરતાં હાલ ઘણો ફેરફાર થયેલો છે; અને આ મહાન્ રણસંગ્રામને લીધે તે ફેરફાર જાણે તદન નાબુદ થઇ ગયો હોય એમ લાગે છે, હજારો વર્ષની મહેનત ઉપર પાણી ફરી ગયું હોય તેમ જણાય છે; અને અસલનો વખત જાણે ફરીથી આવ્યો હોય એમ લાગે છે.

મોટા મોટા દેશોને કચરી નાખનારાં વિપુલ સૈન્યો એકદમ રોગના ઝપાટામાં આવી જાય છે. એવું માલુમ પડ્યું છે કે દારૂગોળાઓએ શારીરિક સંપત્તિવિનાશક જંતુઓને લાભ કર્યો છે અને તે જંતુઓ દારૂગોળા કરતાં પણ બળવન્ત થઇ પડ્યા છે. આ જંતુઓએ ઉપજાવેલો રોગ તેજ ગ્રીસની સત્તાની પડતીનું કારણ હતું. તેજ રોગને લીધે કોન્સ્ટેન્ટીનોપલને નમવું પડ્યું હતું. મોસ્કોમાંથી પાછા ફરતા વીર નેપોલીયનના શૂરવીર સૈન્યના નાશનું કારણ પણ તેજ રોગ અને ટૂંકામાં કહીએ તો આજ રોગ રણભૂમિ ઉપર યોદ્ધાઓનો કટ્ટો શત્રુ સાબીત થયો છે. આ વાતની ખાત્રીને માટે આપણે ગઇ "ક્રીમીઅન વોર" વખતની સ્થિતિ તપાસીશું તો આપણને તેનો કંઇક ખ્યાલ આવશે—

"દર્દીઓને બબ્બે હારોમાં એક બીજાની અડોઅડ સુવાડવામાં આવતા હતા, અને એક બીજાની સામે લડાઇ, ટાઢ, ભુખમરો અથવા તો મરકીના ભોગ થઇ પડેલા પુરૂષોને રાખવામાં આવતા હતા. તેમના ચ્હેરા ઉપર સખ્ત તાવની અથવા થાકની નહિ પણ મૃત્યુની નિશાની સ્પષ્ટપણે દેખાતી હતી.

"રોજ હજારો શૂરવીર સૈનિકો મૃત્યુ પામતા હતા અને જે કપડાં પહેલે દિવસે તેમને વાસ્તે કરવામાં આવતી તે બીજા સૈનિકો વાસ્તે બીજે દિવસે ઉતારવામાં આવતી હતી. દરરોજ મરણ પામતા મનુષ્યોની સંખ્યાનો છેડોજ નહોતો; કારણ કે જેટલી ઝડપથી સૈનિકો મૃત્યુના પંજામાં આવતાં તેટલી વધારે ઝડપથી તે લોકોમાં રોગ ફેલાતો હતો અને તેથી હોસ્પિટલો માંદા માણસોથી ભરચક બની ગઇ હતી."

આવી રીતે ઘણો ભય પ્રસરી રહ્યો હોવાથી મૃત્યુ પ્રમાણ દિવસે દિવસે વધી ગયું. ચાર માસનામાં લગભગ નવ હજાર માણસો નાશ પામ્યા. એકંદરે આ લડાઇમાં ૧૬ હજાર બ્રિટીશ, ૮૦ હજાર ફ્રેંચ અને ૮ લાખ રશિઅન સૈનિકો માત્ર તાવથીજ મૃત્યુવશ થયા હતા.

## વિજ્ઞાનશાસ્ત્રીઓની ગુંચવણ.

મોટા સૈન્યોની દશા હમેશા ઉપર જણાવ્યા પ્રમાણેજ થાય છે. સને ૧૮૭૦ ની સાલમાં ફ્રાન્સના રણક્ષેત્રમાં જ્યારે મરેલાશ ૧૦ જર્મનો લડાઇમાં પડયા ત્યારે ૧૫ રોગને વશ થયા સને ૧૮૭૭ ના યુદ્ધમા જ્યારે ૧૦ રૂશિયનો લડાઇમાં મરણ પામ્યા ત્યારે ૨૭ રોગને શરણે થયા ઇજીપ્તમાં ૧૦ બ્રીટીશ સિપાઈઓ જ્યારે ગ્રહણમાં પડયા ત્યારે ૪૭ રોગનો ભોગ થયા નેપોલીઅનની સામેની "વેલ્સરનની" ઝપાઝપીમા ૪૦ હજાર માણસના સૈન્યમા ચાર મહિનામાં આશરે ૨૩ હજાર માણસો મૃત્યુને વશ થયા અને તેમાંથી માત્ર ૨૦૦ સિપાહીઓજ લડાઇની કતલમાં મૂવા હતા સને ૧૮૨૮ માં રૂશિયનો ૧ લાખ માણસોના સૈન્ય સાથે તુર્કસ્તાન ઉપર ચઢી આવ્યા હતા અને જીત્યા હતા પણ તેમના સૈન્યના મોટા ભાગને રોગ લાગુ પડયો હતો અને માત્ર ૧૫ હજાર સૈનિકો પોતાને દેશ પાછા ફર્યા હતા. અમેરિકા અને સ્પેનની લડાઇમાં ૧ લાખની સખ્યામા ૨૦ હજાર માણસો ટાઇફોઇડના તાવથી પીડાયા હતા. બોઅરની લડાઇમાં (Boer war) આપણા સૈન્યમા ૬૦ હજાર ટાઇફોઇડ તાવના દર્દીઓ હતા અને તેમાંના ૮ હજાર માણસો મૃત્યુ પામ્યા હતા, અને એકંદર યુદ્ધમા લડતાં મરાયલાં દરેક સાત માણસે ૧૦ માણસો રોગથી નાશ પામ્યાનું પ્રમાણ નીકળ્યું હતું આ ઉપરથી જણાશે કે મોટા સૈન્યોના નાશનું ખરુ કારણ દારૂગોળો નહિ પણ રોગ હતું, હાલ યુરોપમા જર્મનીએ શરૂ કરેલા યુદ્ધથી વિજ્ઞાનશાસ્ત્રીઓ ગુચવણમાં પડેલા છે, તે જોઇને આપણે આશ્ચર્ય પામીશુ નહિ.

શારીરિક તદુરસ્તીનો વિચાર કરીએ તો મનુષ્યોએ પોતાનું સુધરેલુ જીવન છોડી દઇ, હાલની માફક જંગલીપણું કદિ પણ સ્વીકાર્યું નહિ હોય. ફ્રાન્સ અને બેલ્જીયમની પસંદ કરેલી ગ્રહણભૂમિ લડાઇને માટે ઘણીજ ખરાબ છે આ ભૂમિ મનુષ્યોનાં જીવનને જેટલી પોષક છે તેટલીજ સહારક છે પૃથ્વીના પડ ઉપર જંતુઓનો શુમાર નથી જમીનના ઉપરના પડને અડકીશુ તો લાખો જંતુઓ માલુમ પડશે. આવા જંતુઓની સારી અને નરસી એમ બે જાત હોય છે જે જમીન વધારે ઉંડી ખેડાયલી હોય છે તે જમીનમાં નાશકારક જંતુઓ વધારે હોય છે, અને તે મનુષ્યના શરીરમાં ઘા, ચાંદા અથવા ઉજરડાની રાહ જોયા કરે છે અને ઘા પડતાની સાથેજ શરીરમા દાખલ થઇ જાય છે અધકારનો યુગ વહી ગયા પછી યુરોપે વિશ્વની આસુરી શક્તિઓના બળથી ઉત્પન્ન થતી આવી હોડઆરી કદાપિ ભોગવી નથી આવી સ્થિતિ છતાં પણ આ વખતે વિજ્ઞાન તેની પરાકાષ્ઠા એ હતું યુરોપ ખડ રોગોના દુખમાંથી ઉગરવા માટે વિજ્ઞાનનેજ આભારી છે

## યુરોપને બચાવનારા પુરૂષો

વિજ્ઞાનશાસ્ત્રીઓ છેવટે તેમના કાર્યમાં નિષ્ફળ થયા નથી આપણા ધારવા પ્રમાણે. તેઓએ દહેતાથી યુરોપનુ રક્ષણ કર્યુ છે લડાઇથી ઉત્પન થતી દુષ્ટ અસરો ઉપર તેમણે વિજ્ઞાનના બળથી સપૂર્ણ કાબુ મેળવ્યો છે વિજ્ઞાનનો આ કઇ ઓછો વિજય ના કહેવાય વિજ્ઞાનની ખરી પ્રગતિ ધીમે ધીમે અને લાંબે વખતે થાય છે તેની જેમને ખબર છે તે લોકો વિજ્ઞાનશાસ્ત્રીઓએ થોડાજ માસમાં કરેલાં કાર્યોથી આશ્ચર્યચકિત થયા વિના રહેશે

નહિ ઘણું વર્ષોથી ઘણા ખરા મહાન્ રોગોને નાબુદ કરવાની શક્તિ આપણામા હતી, પણ માત્ર આળસને લીધે આપણે તેનો ઉપયોગ કર્યો નહિ અને પરિણામે મરણ પ્રમાણ માણ વધી ગયુ પણ લડાઇ એ એક શિક્ષક છે ધર્મ અને નીતિના પ્રવર્તકોને જે પ્રગતિ કરતાં એક જમાના જેટલો વખત લાગે છે તે લડાઇ રૂપી શિક્ષક માત્ર ટુંકા સમયમાજ શીખવી શકે છે. જેમકે લડાઈથી જુજ વખતમાજ આગગાડીનો પ્રચાર આખા દેશમા થઇ શકે છે, પીઠાં વીગેરે ખરાબ ઠેકાણું બંધ કરી શકાય છે, કોયલાની ખાણો કારખાના વગેરે એક સત્તાએ આવી શકે છે, સ્વદેશને માટે બેદરકાર અને ભટકના લોકો પણ લડાઈના વખતમા માતૃભૂમિને માટે પ્રાણ આપતાં શીખે છે. વળી સ્નેહ શાંતિના વખતમા ઈંગ્લંડના કોઇપણ ગજાથી નહિ બની શકેલું કામ લડાઇના વખતમાં કલમના એક ઝપાટાથી થઇ જાય છે અને તેજ પ્રમાણે વિજ્ઞાનની પ્રગતિ પણ રણભૂમિ ઉપર ઘણી ત્વરાથી થાય છે. આ બધી લડાઇની અલૌકિક ખુબીઓ છે. એક તરફ ખાઇઓમાના યોદ્ધાઓ જર્મન શત્રુઓને પાછા હઠાવે છે ત્યારે બીજી તરફ રસાયણશાસ્ત્રીઓ રોગરૂપી અદૃશ્ય શત્રુને પાછા હઠાવવાને પ્રયત્ન કરી રહ્યા છે

## પેસ્ટર અને લીસ્ટરની ફતેહ

ઘવાયલા માણસોને માટે એક વસ્તુ ખાસ લક્ષમાં રાખવી જોઇએ જે ઘા માર્મિકસ્થાનમા વાગ્યો હોય તોજ તે મૃત્યુનું કારણ થઇ પડે છે પણ તે સિવાય ગમે તેટલા ઘા વાગ્યા હોય તોપણ કંઇ બ્હીક જેવુ રહેતું નથી ઘાને લીધે શરીરનો અમુક ભાગ ઉઘાડો પડે છે અને હજારો જન્તુઓ તેમા પ્રવેશ કરવાને તૈયાર થઈ રહેલા હોય છે મનુષ્યોનુ જીવન ઘા નહિ પણ આ જંતુઓજ ખરાબ કરે છે દુશ્મનના ગોળાઓથી પણ વધારે શોચનીય વાત તો એ બને છે કે તેથી રોગરૂપી ભયંકર શત્રુ માટે દ્વાર ખુલ્લા થાય છે અને યમદૂતોને ઉત્તેજન મળે છે. વિજ્ઞાનની મોટામા મોટી ફતેહ એજ થઇ છે કે મૃત્યુને અમુક દરજ્જે સુધી આવતું અટકાવવાની તેનામા શક્તિ છે

જ્યા લગી દુનિયામા દુઃખ હયાત છે ત્યા લગી એક ફ્રેંચ અને એક અંગ્રેજ ગૃહસ્થ–પેસ્ટર અને લીસ્ટર—ને કદાપિ આપણે ભૂલી જઇશુ નહિ. તેમની ખાસ મુશ્કેલી તો એ હતી કે ક્લોરોફોર્મ નામની દવાની શોધને લીધે જોકે શસ્ત્ર વિદ્યા સહેલી થઇ પડેલી હોવા છતા પણ ઘાને લીધે મૃત્યુ પ્રમાણ બહુજ વધી જતું હતું. અને સરલ વાઢકાપ કર્યા પછી પણ દાક્તરોને દર્દીને માટે ઘણી બ્હીક રહેતી હતી મનુષ્યની બુદ્ધિને હંફાવનારી પણ નરી આંખે ન દેખાઇ શકે તેવી કોઈ સત્તા વાતાવરણમા રહેલી હોવી જોઇએ એમ આથી સ્પષ્ટ થતુ હતું આ વાતનું રહસ્ય પેસ્ટરે શોધી કાઢ્યુ. તેને પ્રયોગો કરતાં જણાયુ કે હવામાંના અતિ સૂક્ષ્મ જંતુઓથી ઘા પાકે છે અને લીસ્ટરને જણાયુ કે ઘા ઉપરનો સોજો પાકવાથીજ થાય છે. તેને લાગ્યુ કે આ સૂક્ષ્મ જંતુઓને ઘામાં પ્રવેશ કરતાં અટકાવીએ તો તે ભયંકર સ્વરૂપ પકડે નહિ

તેનું ધારવું સત્યજ હતુ. તે એક ઘવાયલા મનુષ્યનું નિરીક્ષણ કરતો હતો, તે વખતે તેણે અવિનાશક જન્તુઓને ઘાની અંદર દાખલ થતાં જોયા અને અટકાવવાના પ્રયત્ન કર્યો તે ઘાને તેણે "કાર્બોલિક એસિડ" નામની એક જંતુવિનાશક દવા લગાડી અને

આ દવાથી તેણે સૂક્ષ્મ જંતુઓને ભેગા થતા મારી નાંખ્યા. આ જંતુ 'વિનાશક દવાના' ફાયદાઓ આખી દુનિયામાં જાહેર કરવાનો તેણે નિશ્ચય કર્યો અને પોતાના શિષ્યોને આ દવાનો દરેક કાર્યમાં યોગ્ય રીતે ઉપયોગ કરવાની સૂચના કરી.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેની રીતમાં ફેર પડતો ગયો. પણ પરિણામ તો એકનું એકજ રહ્યું. શુદ્ધત્વના પુરાણા વિચારો મનુષ્યના ભવિષ્યના માર્ગસૂચક તેમજ રક્ષક રૂપે ફરી અસ્તિત્વમાં આવતા હોય એમ લાગ્યું 'નાહી ધોઇને સાફ થાવ અને શરીરને શુદ્ધ રાખો' એવું શુદ્ધત્વના પુરાણા વિચારોને મળતું લીસ્ટરનું મત છે. શસ્ત્ર વિદ્યામાં રખાતી ચોખ્ખાઈ પાણીથી ફક્ત હાથ વગેરે ધોઈ પ્રાપ્ત કરેલી ચોખ્ખાઇથી તદન નિરાળી છે. એક મોટો શસ્ત્રવિદ્યા જાણનાર ઉન્હા પાણીથી સાફ કરેલા હાથને ફક્ત શુદ્ધ માનતો હતો પણ અગ્નિથી વિશુદ્ધ કરેલા પોતાના હાથને શસ્ત્ર વિદ્યામાં માન્ય એવી ચોખ્ખાઇ પ્રાપ્ત કરી શકે એમ તેનું કહેવું હતું. લોર્ડ લીસ્ટર કોઇપણ અશુદ્ધ વસ્તુને, જાણે અગ્નિથી ચોકખી કરી હોય તેવી શુદ્ધ બનાવતો હતો. સને ૧૮૬૮ મા જ્યારથી પેસ્ટરે અને લીસ્ટરે શરૂ કરેલી આ પ્રથા શરૂ થઇ ત્યારથી તેણે મનુષ્યની અત્યંત સેવા બજાવી છે અને સુખમાં વધારો કર્યો છે.

## મહાન્ શોધ તરફ યુરોપની બેદરકારી.

આમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી બે વસ્તુ છે. એક બાજુએ આ શોધે આપણને વિસ્મિત કર્યાં છે ત્યારે બીજી બાજુએ આ શોધનો ઉપયોગ દુનિયાએ સારી રીતે કર્યો નથી, તે દિલગીર થવા જેવું છે. યુરોપમાં છેલ્લી લડાઇ થઇ તે વખતે લીસ્ટરની શોધ દુનિયામા બ્હાર આવી. આ શોધનો ઉપયોગ ફ્રાન્સ અથવા જર્મનીએ કર્યો નહિ પરંતુ દરેક વખતે જેમ પૂર્વના દેશો પાસેથી આપણે પાઠ શીખતા આવ્યા છીએ તેમ આ શોધની બાબતમાં પણ પૂર્વેજ પ્હેલ કરી છે. અને જાપાને આ શોધનો ઉપયોગ યુરોપને શીખવવાનું ઉપકારભરેલું કામ કર્યું છે.

## યુરોપને જાપાને શીખવેલો અદ્ભૂત પાઠ.

લૉર્ડ લીસ્ટરનું મત જો કે જાપાન યુરોપ પાસેથી શીખ્યું હતું તથાપિ 'બુદ્ધિ એજ બળ છે' એમ જાણે જાપાન મક્કમપણે માનતું હોય તેવી રીતે કાર્ય કરીને લીસ્ટરના મતરૂપી બુદ્ધિને એકાદ મહાન સૈન્યના શત્રુઓને હઠાવવાના આશ્ચર્યજનક બળનું રૂપાન્તર કરીને મતમાં સુધારા વધારાની શોધખોળ કરીને જાપાને યુરોપને અચંબામાં ગરકાવ કરી દીધું હતું. રૂસો–જાપાનિઝ લડાઇ વખતે જાપાનના સૈન્યમાં ટાઇફોઇડ, સંગ્રહણી અને ઘવાયલા પુરૂષોનાં મરણ જેટલાં ઓછા પ્રમાણમાં થતાં હતાં તેટલાં ઓછા પ્રમાણમાં અત્યાર સુધીની લડાઇઓમાં કોઇપણ સૈન્યમાં ભાગ્યેજ થયાં હશે. બેશક સૈકા અગાઉ જે જાપાનના નાવિકો અને સૈનિકો, મધ્ય યુગના બીજા સમયમાં બખ્તરાદિથી સજ્જ થઇ લડતા હતા. તેઓને આધુનિક વિજ્ઞાનના બળથી સુસજ્જ કરવામાં આવ્યા હતા. નૌકાયુદ્ધ પ્હેલાં જાપાની નાવિકને 'કારબોલિક એસિડ" વાળા પાણીના હોજમાં સ્નાન કરવાની તેમજ રસાયણિક રીતિથી શુદ્ધ કરેલાં વસ્ત્રો શરીર ઉપર પ્હેરવાની ફરજ પાડવામાં આવી હતી.

આમ કર્યા પછી જાપાનના સૈનિકો જાણે વિષથી વિમુક્ત થયલાં બખ્તરોથી સજ્જ થયેલા રણમાં ઘુસવા ગયા. રૂશિયનોએ છોડેલી ગોળીઓ જાણે લોર્ડ લીસ્ટરનાં વાઢકાપ કરવાના ચપ્પુ હોય તેવી રીતે, નુકશાન કરવાને બદલે જાપાની સૈનિકોના શરીરને કંઈ પણ ભયંકર અસર કરી શકતી નહોતી, કારણ કે રસાયણીક રીતે શુદ્ધ કરેલાં વસ્ત્રો તેમણે ધારણ કરેલાં હોવાથી તેમાં જંતુઓનો પ્રવેશ અશક્ય હતો.

એ લડાઈમાં રૂશિયાને વેરકાનો પક્ષ હતો પણ તરતમાંજ જુની જંગલી અવસ્થામાંથી જાગેલા જાપાનને વિજ્ઞાનની મદદ હતી. આવી જાતના યુદ્ધનું પરિણામ તો એકજ હોય—જાપાનનો વિજય અને રૂશિયાનો પરાજય. જે વખતે જાપાનના સૈન્યમાં માંદાઓની સંખ્યા ૫૧ ટકા જેટલી હતી તે વખતે ટાઈફોઈડ તાવથી પીડાતા માણસોની સંખ્યા ફક્ત બે ટકા જેટલીજ હતી, અને સંગ્રહણીના દર્દીઓની સંખ્યા તો બે ટકાથી પણ ઓછી હતી. ૭૫ હજાર માણસના એક જાપાની સૈન્યમાં ૭ મહિના જેટલી લાંબી મુદતમાં ફક્ત ૬૬ સૈનિકો ટાઈફોઈડ તાવથી પીડાતા હતા; જ્યારે બીજે ઠેકાણે રહેલા જાપાની સૈન્યની હોસ્પિટલમાં રહેતા ૩૫૦૦ દર્દીઓમાંથી એક મહિનામા માત્ર એકજ જણને ટાઈફોઈડ તાવ લાગુ પડયો હતો. જાપાને લેવી જોઈતી શિખામણ ઘણી સારી રીતે લીધી હતી. આ ઉપરથી સિદ્ધ થશે કે બોઅરયુદ્ધ વખતે આવા મોટા પ્રમાણમાં લીસ્ટરના મતની કાર્યશક્તિનો આવો સારો અને સચોટ ઉપયોગ કરવામાં આવ્યો નહોતો. સર ફ્રેડરીક ટ્રેવ્ઝે (Frederick Troves) આ બધી વસ્તુસ્થિતિનો જાતે અનુભવ મેળવ્યો હતો અને તે એમ કહે છે કે એક અંગ્રેજ ગૃહસ્થથી–લોર્ડ લીસ્ટરથી—રૂશિયાએ હાર ખાધી હતી!

## મ્હોટામાં મ્હોટા શત્રુ સામે સજ્જ થયેલું પ્હેલું બ્રિટીશ લશ્કર.

આ પ્રમાણે વિજ્ઞાનનો પુનરૂદ્ધાર થયો. આવી રીતે અત્યંત શ્રમથી અને શોધક બુદ્ધિથી ઈંગ્લાંડ અને ફ્રાન્સની પ્રયોગશાળામા પચાસેક વર્ષથી શોધી કઢાયલા જ્ઞાનનો એશિયામાં થતો ઉપયોગ યુરોપે અનુભવ્યો. વિજ્ઞાનની બિનકુલ કાળજી અત્યાર સુધી રાજ્ય તરફથી લેવાતી નહતી, પણ ઉપર જણાવેલા દાખલાઓથી "વિજ્ઞાન અસંખ્ય માણસોની જિંદગી બચાવે છે, એવી યુરોપનાં રાજ્યોની ખાત્રી થઈ. આ બધાનુ પરિણામ એ આવ્યું કે વર્તમાન મહા યુદ્ધમા અંગ્રેજી લશ્કર આવી રીતે પહેલીજ વખત સુસજ્જિત થઈને રણભૂમિ ઉપર ગયું. દુનિયાના ઇતિહાસમાં કોઈ વખત ન બનેલા એવા આ મોટા યુદ્ધમાં ઘાથી અને રોગથી પીડાતા દર્દીઓની સંખ્યા, સુલેહ શાંતિના વખત કરતાં પણ ઓછી માલુમ પડી છે. અત્યાર સુધીના યુદ્ધોના ઇતિહાસમાં રોગ ઉપર આવો અંકુશ આ યુદ્ધમાં પહેલીજવાર મુકાયો છે, અને તે વિજ્ઞાનનેજ આભારી છે.

બ્રિટીશ સામાન્યમાં રહેતા ઘણા થોડાજ મનુષ્યો જાણે છે કે બ્રિટીશ સૈન્યને ટાઇફોઇડ, કોલેરા અને ટીટેનસના ભયકર રોગોમાથી બચાવનાર વિજ્ઞાનજ છે. આ ત્રણ મહાન્ શત્રુ હવે સદાને માટે કબજામાં આવી ગયા છે. ટાઇફોઇડની રસી મુકવાથી સહેજ બેચેની સિવાય બીલકુલ દુઃખ પડયા વગર તે તાવ તદન નાબુદ થઇ ગયો છે, અને ટીટેનસ નામના ભયંકર રોગનું પણ હવે નામ નિશાન રહ્યું નથી. તેજ પ્રમાણે કોલેરાના જંતુઓમાંથી રસાયણિક પ્રયોગથી કોલેરાની રસી પણ તૈયાર કરવામાં આવી,

અને તેથી કોલેરા જેવા દુષ્ટ રોગથી મનુષ્યોનો સંહાર થતો મોટા પ્રમાણમાં અટકી ગયો. ખરે, આ ત્રણ શોધો અત્યંત ઉપકારક છે, અને તે એટલી તો મોટી છે કે તેનાથી તેના શોધકોનાં નામ અમર રહેશે આ બધી શોધો કાંઈ શોધને-ની પરાકાષ્ટા છે, એમ નથી, પણ બીજી બધી, મહાન શોધોના જેવી અત્યંત મહત્વની છે. રસાયણશાસ્ત્રીઓની એક મ્હોટી સંખ્યા દર અઠવાડિયે ૬૦ હજાર ટીકડીઓથી ભરેલી શીશીઓ રણભૂમિ ઉપર મોકલે છે એ ટીકડીઓને પીવાના પાણીમાં નાંખવાથી, જો પાણીમાં ઝેરી જંતુ હોય તો તે ટીકડીઓ ઓગળી જઈ "પ્રુસિક એસિડ" બ્હાર કાઢી, તે જંતુઓનો નાશ કરી, પાણીને શુદ્ધ બનાવે છે. સર આલ્મરોથ રાઈટ ( Sir Almroth Wright ) ઘાની માવજતની નવીજ રીત તરફ દુનિયાના ડાક્તરોનું ધ્યાન ખેંચ્યું છે. તે એવી દલીલ લાવે છે કે જો ઘામાં ચેપ પેઠાં પછી કુદરતને તે રૂઝાવવામા આપણે મદદ કરી શકીએ છીએ, તો શા માટે તે રોગને પેસતાંજ અટકાવી ન શકાય? શા માટે યોદ્ધાના લોહીને ઘામાંથી થતા રોગોની અસર ન થાય તેવુ કંઈક ઘા લાગતા પ્હેલાંજ ના કરી શકાય? આ કાર્યની સફલતાને માટે સર આલ્મરોથ રાઈટ મચી રહ્યો છે અને તેનાં તેવાં આશાજનક પરિણામો આવ્યા છે.

## રસીની ફતેહ.

મહાન્ કવિ શેક્સપિયરનું અમર વચન ફરીથી સત્ય નીવડ્યું. "વાજબી કજીયો જેનો, ત્રિરક્ષિત મનુષ્ય તે." અંગ્રેજ લડવૈયો કદાપિ આવી રીતે પ્હેલાં સુસજ્જિત થયો ન્હોતો! કારણ કે તેનો લડવાનો આશય ન્યાયયુક્ત હતો અને તે વિજ્ઞાનથી સુરક્ષિત હતો. પ્રખ્યાત ડાક્તર સેલીબી પણ આપણે ઉપર કહી ગયા તેજ પ્રમાણે જંતુ વિનાશ કરવાની દવાઓની શોધની પ્રગતિનો ખરેખરો હેવાલ આપે છે. પેસ્ટર અને લીસ્ટરે શું કર્યું, અને વિજ્ઞાને સૈન્યોને કેવા મહાન્ ફાયદા કર્યા છે તેનો પણ અસરકારક ઇતિહાસ તે આપે છે. ટાઇફોઇડ, ટીટેનસ વગેરે મહાન્ રોગોની રસી તેના જંતુઓમાંથી કેવી રીતે બનાવવામા આવે છે અને તેની કેવી સારી અસર સૈનિકો ઉપર થઈ અને મનુષ્યના પ્રાણ બચાવવામા રસી મુકવાનો પ્રયોગ કેટલો સફળ થયો તેનો ઉત્તમ ખ્યાલ આપણે ઉપર જણાવી ગયા તેજ પ્રમાણે ડાક્તર સેલીબી પોતાના લેખમાં આપે છે રસી મુકાવવામા ઘણા લોકો વહેમાય છે અને બીહે છે તે વ્યાજબી નથી. જે રોગની તે રસી હોય છે તે તેજ રોગના જંતુઓને રસાયણીક પ્રયોગથી મારીને પ્રવાહી રૂપમાં બનાવવામા આવે છે. તે આપણા શરીરમાં મુકવાથી આપણા લોહીને એવુ બનાવી દે છે કે રોગના જંતુઓ આપણામાં પ્રવેશ કરતાંજ નાશ પામે છે અને તેથી આપણે તેવા રોગોના ભોગ થતાં બચીએ છીએ. આ પ્રમાણે બીજા ઘણાં એવી રોગોની રસી તૈયાર કરવામાં વિજ્ઞાનશાસ્ત્રીઓ મંડ્યા રહ્યા છે અને તેમણે તેમાં ઘણે અંશે સફળતા મેળવી છે અને મેળવશે. જંતુ વિનાશક દવા તરીકે "ટીંક્ચર આયોડીનનો" પ્રયોગ ફ્રેંચ સૈન્યમા પ્હેલવ્હેલો થયો હતો અને ત્યાર પછી સિદ્ધ થઇ ચુક્યું છે કે જંતુ નાશ કરવાને માટે હવે "ટીંક્ચર આયોડીન" ઘા વગેરે ઉપર યોગ્ય રીતે વાપરવાથી અમુક વખત સુધી ડાક્તર આવી પ્હોંચે નહીં તો પણ ઘા વગેરેમાં બગાડો થતો નથી.

## "રેડક્રોસ" ની ઉપયોગિતા

લડાઇ વખતે એમ્બ્યુલન્સની ટુકડીઓ (અકસ્માત વખતે તાત્કાલિક મદદ આપનારી ટુકડીઓ) જેને "રેડક્રોસ" ના નામથી ઓળખવામાં આવે છે, તે એટલી બધી ઉપયોગી છે અને તેણે એવી મહાન સેવા બજાવી છે કે તેનું વર્ણન શબ્દોમાં થઇ શકે તેમ નથી. ઘવાયલાં સૈનિકોને રણભૂમિ ઉપરથી ભારી સુવ્યવસ્થિત અને શુધ્ધ જગ્યાએ ખસેડવામા આ સંસ્થા બહુ કામ લાગે છે. દર્દીઓને કોઇપણ જાતનો શ્રમ ન પડે તેવી રીતે ધીમેથી અને સફાઇથી રેડક્રોસના માણસો હોસ્પીતાલોમાં લઇ જાય છે. જે વખતે દાક્તરી મદદ આવતાં લાંબો સમય લાગે છે તે વખતે આ સંસ્થાના માણસો સૈનિકોના જીવ બચાવવામાં બનતી મહેનત લે છે. આ સિવાય પણ "રેડક્રોસના" ખાતાએ આધુનિક લડાઇઓમાં આગળ પડતો ભાગ લીધો છે અને અસંખ્ય મનુષ્યોને જીવિતદાન દીધાં છે.

## ભવિષ્યની દુનિયા માટે એક અગત્યની યોજના.

યુરોપ છિન્ન ભિન્ન દશામાં છે. ઘણા લાંબા કાળના પરિણામે તથા અત્યંત શ્રમનાં ફળરૂપે પ્રાદુર્ભૂત થયેલી સંસ્થાઓ છિન્ન ભિન્ન થઇ જાય છે. અને એક તરફથી રાજ્યોને લાગેલા લૂણાથી થતી તેમની અવનતિનું દૃશ્ય, અને બીજી તરફથી નષ્ટ પ્રાય થતી પ્રજાઓ અને કલંકિત થતા રાજાઓનું દૃશ્ય, એ બે, વાણી તેમજ ગણ માટે અગોચર છે. પરંતુ કરૂણા રસપૂર્ણ યુરોપનુ આ નાટક કોઇપણ રીતે નુકશાન કર્તા નથી. જુની દુનિયાનો નાશ થતો જાય છે અને તેની રાખમાંથી નવી દુનિયા ઉદ્‌ભવશે, યુરોપની સ્વતંત્ર પ્રજાની ભ્રાતૃભાવની લાગણી ફક્ત સ્વપ્નને બદલે જવલંત મૂર્તિમાં થશે. બ્રિટીશ સામ્રાજ્યનો બહોળો પ્રદેશ વધારે વિસ્તૃત થશે બ્રિટીશ સામ્રાજ્ય પ્રતિમા દૃઢ થશે અને આખી પૃથ્વીમાં સ્વાતંત્ર્ય અને શાન્તિના મહાન મધ્ય સ્તંભ રૂપે જીવતી રહેશે. આ બધી વાત ઉપરથી આપણે સાન્તવન લેવાનું છે કે આપણે ભવિષ્યની દુનિયા માટે વિજ્ઞાન રૂપી એક મજબુત પાયો નાંખ્યો છે. યુદ્ધના સમયમાં આપણે જ્યારે રોગોને દાબી શક્યા છીએ ત્યારે સુલેહ શાંતિના સમયમાં આપણે તેમને નક્કી અટકાવી શકીશુ અને ઘણે ભાગે નાબુદ કરી શકીશુ.

---

## સ્ત્રીની શક્તિ.

તું વિના જગની કૃતિ ખામી ભરી,
તું વિના નરની સ્થિતિ પંગુ સમી,
તું વિના તરણું નવ નાવ વહે,
સુપથે લઇ જાય તું સાથી કરે.

(મયહૂ.)

# वार्त्तालहरी.

## સર્જનની સુતા.

(સ્કૉટ કૃત "સર્જન્સ ડૉટર"ને સાર —હિન્દી ઉપરથી)

(લેખક:—રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા.)

મિડલમસ નગરના ડૉકટર ગ્રેથી કોણ અજાણ્યુ છે ? દૂર દૂરના રોગીઓ પણ શીતળાના રોગથી પીડાઇ તેમની પાસે આરામને માટે આવતા હતા. આજે જેવા ડાકટર સાહેબ પ્રાતઃકાળમાં ઉઠયા તેવાજ બહારથી કોઇએ તેમને બોલાવ્યા. એક ગાડી ત્યાં ઉભેલી જોવામાં આવી અને તેમાંથી એક યુવક નીચે ઉતરી આવ્યો. પોતાની સાધારણ ઓળખાણ આપી તેણે કહ્યું "મારી સ્ત્રી બહુજ થોડા વખતમાં પ્રસવ કરે એવી સ્થિતિમાં છે. અમે બહાર જઇ રહ્યા હતા ને રસ્તામાં આવી સ્થિતિ જોઇ, હું આપની પાસે આવ્યો છું. આશા છે કે આપ એવો ઉપચાર કરશો કે મારી સ્ત્રીને, વિશેષ કષ્ટ વિના પ્રસવ થાય. વળી એટલું પણ આપ ધ્યાનમાં રાખજો કે એ જેમ બને તેમ જલદી સશક્ત થઇ જાય અને અમારી મુસાફરીને માટે એ તૈયાર થઇ શકે એવી પણ મારી ઇચ્છા છે. મે સાંભળ્યુ છે કે આપ રોગીઓને આપને ઘેર પણ રાખો છો. ઠીક, એને પણ અહીંજ રાખશો જે જે નોકરોની જરૂર હોય તે તે રાખી લેશો. ખર્ચ સબંધી બીલકુલ દરકાર રાખશો નહિ. હું ચિઠ્ઠીની સાથે તે મોકલી આપીશ. હમણાં હું પાસેની હોટેલમાં ઉતરું છું. વખતો વખત મને ત્યાં સમાચાર જણાવતા રહેશો. એ સ્ત્રી પોર્ટુગિઝ ભાષા જાણે છે, પણ આપ એ નહિ જાણતા હો તો એની સાથે ફ્રેંચ ભાષામાં વાતચિત કરી શકશો. મહેરબાની કરીને દરેક વાતમાં એની મરજી સાચવશો. આપને આ સઘળી ગોઠવણ ઘણીજ જલદી કરવી પડશે માટે હાલ હું આપનો વધુ વખત રોકવા માગતો નથી. આ સો રૂપીઆ આપ હમણા ખર્ચ ખૂટણને માટે રાખો"

તે યુવકે આ સઘળી વાત એવી રીતે કરી કે ડાકટર સાહેબ 'હા' સિવાય બીજું કશું પણ કહી શક્યા નહિ. તેમણે રૂપીઆ લીધા અને પોતાના ખાસ ઓરડામાં તે સ્ત્રીને ઉતારો આપ્યો. નોકર ચાકરની ગોઠવણ પણ તરતજ કરી દેવામાં આવી. કહેવાની જરૂર નથી કે તે યુવક મહાશય રૂપીઆ આપીને તરતજ ચાલી નીકળ્યા હતા. સારો બદલો મળવાની આશામાં ડાકટર સાહેબે તે સ્ત્રીની બરદાસ લેવામાં જરા પણ કચાશ રાખી નહિ. તે સ્ત્રીએ મો ઉપર જાળી નાખી હતી. તે એક નવયૌવના અને સુંદરમાં સુંદર સ્ત્રી હતી. ડાકટર સાહેબને કશી તકલીફ આપ્યા સિવાય તેણે એક પુત્રને જન્મ આપ્યો. આથી ડાકટર સાહેબ તે યુવકને મળવા મુસાફરખાનામાં ગયા. પુત્ર પ્રસવની વાત સાંભળીને તે યુવક ઘણો પ્રસન્ન થયો. બીજેજ દિવસે એક કેથોલિક પાદરી પાસે તેને બેપ્ટિસ્મા* સરકાર કરાવ્યો. તેનું નામ મિડલમસ પાડવામાં આવ્યું હતું. ડાકટરે કહ્યું—"એક

* ખ્રિસ્તી ધર્મમાં દાખલ કરવાની ધાર્મિક ક્રિયા

અઠવાડીઆ સુધી યુવતી ક્યાંહી પણ જવાને શક્તિમાન નથી." આથી એટલો વખત અહીં નકામા બેસી રહેવા કરતાં મુદ્દત થયે પાછા આવવાનું જણાવી, યુવકે ખર્ચ કરતાં પણ વધારે રકમ ડાક્ટર સાહેબને આપી, બહાર જઈ આવવા રજા લીધી. જતી વેળા તે યુવતીને એકાંતમાં મળી ગયો. ધીમે ધીમે તેનો વાયદો પૂરો થયો પણ તે પાછો આવ્યો નહિ! તેથી યુવતીને ચિન્તા થાય, એ તો સ્વાભાવિક છે પણ ડાક્ટર અને તેની સ્ત્રી પણ આથી ડરી ગયાં. લગભગ દસમે દહાડે બે પહોર દહાડે એકાએક પોલિસના માણસોએ તેમનું મકાન ઘેરી લીધું. પોલિસના માણસો પાસે તે સ્ત્રીને પકડવાનું વારન્ટ હતું, અને સાથે તેનો પિતા પણ હાજર હતો.

ડાક્ટર સાહેબે ઘણુંએ કહ્યું કે એ સ્ત્રી હમણાં બહાર જવાને યોગ્ય નથી. પણ તેનું સાંભળે કોણ? તેનો પિતા કોપાયમાન થઈને તેને પકડીને લઈ જવાની સલાહ આપવા લાગ્યો. તે સ્ત્રીએ એ માણસને પોતાનો પિતા કબુલ કર્યો એટલે ડા. ગ્રે કરી પણ શું શકે? તેનો બાપ પેલા બાળકને લઈ જવા રાજી ન હતો. તેણે ડાક્ટરને કહ્યું કે જો આપ એ છોકરાને ઉછેરશો તો હું ખર્ચ મોકલતો રહીશ. યુવતીએ પણ ડાક્ટરને એ સંબંધી વિનંતિ કરી, ડાક્ટરને કંઈ સંતાન ન હતું તેથી તેણે તેને લેવાની વાત સ્વીકારી રાખી. જતી વખતે યુવતીના પિતાએ ડાક્ટરને કેટલાક પૈસા આપ્યા. યુવતીએ સજળ નયને પોતાની વીંટી ડાક્ટરને આપી અને કહ્યું કે "એ જ્યારે મોટો થાય ત્યારે એને આપજો." આ પ્રમાણે કહી તે લોકો ત્યાંથી વિદાય થયા અને ડાક્ટર સાહેબને બાળક ઉછેરવાની મુશ્કેલીમાં મૂકતા ગયા.

વળી મોટું દુઃખ તો એ હતું કે તે લોકોના સંબંધમાં ડાક્ટર કશી પણ વધુ ખબર જાણી શક્યા ન હતા. ડાક્ટર સાહેબે તે બાળકને સારી રીતે ઉછેર્યો. વખતોવખત તેના અજ્ઞાત માતામહ-દાદા તરફથી તેને માટે ખર્ચની રકમ પણ મળી જતી હતી. જ્યારે બાળક મિડલમસ ચાર વર્ષનો થયો ત્યારે સુભાગ્યે ડાક્ટરને ત્યાં એક છોકરી અવતરી, તેનું નામ મેની ગ્રે રાખવામાં આવ્યું. ચન્દ્રકળાની પેઠે કન્યા દિવસે દિવસે વધવા માંડી અને પોતાના માબાપને આનંદ આપવા લાગી. મિડલમસ હવે મોટો થયો હતો અને પોતાના ભવિષ્યને માટે તેણે ગમે તે એક ધંધો હસ્તગત કરી લેવો જોઈએ એમ તેને લાગ્યું. આ અવસ્થામાં તેને પોતાના માબાપ કોણ હશે, એ જાણવાની પણ ઈચ્છા થઈ, પરન્તુ તેના માતામહે એક કાગળ દ્વારા ધમકી આપી કે જો તું એ વાત જાણવા પ્રયત્ન કરશે તો ખર્ચને માટે મોકલવામાં આવતી રકમ બંધ કરવામાં આવશે. આથી આખરે નિરાશ થઈને તેણે ડાક્ટર સાહેબ પાસે વૈદકશાસ્ત્ર શીખવું શરૂ કર્યું. હાર્ટલે નામનો એક બીજો વિદ્યાર્થી પણ ડાક્ટરની પાસે ભણવા માટે ઈંગ્લાંડથી આવ્યો હતો. એ બન્નેને સારી દોસ્તી થઈ હતી. અહીં મેની ગ્રેએ પણ હવે યૌવનમાં પગલાં માંડ્યા હતાં. બન્ને યુવકો તેને ચ્હાતા હતા પણ તે કોને વધારે ચ્હાતી હતી તે હજીસુધી જાણી શકાયું નહતું. એક સ્ત્રીના બે પ્રણયી વચ્ચે લાંબો વખત મૈત્રી ન રહે તેમાં નવાઇ પામવા જેવું નથી.

ડાક્ટર ગ્રેના બન્ને શિષ્ય મિડલમસ અને હાર્ટલે તેના તરફ પ્રેમ દર્શાવવામાં સ્પર્ધા કરી રહ્યા હતા. બન્ને વિદ્વાન, સુંદર અને યુવાન હતા. હાર્ટલે ધીરજવાળો અને ગંભીર વધારે હતો, અને થોડામાં પણ વધારે સંતોષ પામનાર હતો. પરન્તુ મિડલમસ

ઘણો ચંચળ હતો, તેનું મન ઘણી ઘણી હોંસથી ભરેલું હતું. ડાક્ટર મે હાર્ટલેને ઘણું ચહાતા હતા. એટલે સુધી કે એક દિવસ તેમણે હાર્ટલેને કહ્યું કે "જો તું મારો ધંધો સંભાળી લે તો હવે ઘડપણમાં હું શાંતિપૂર્વક આરામ લઉં અને તારી ઇચ્છા હોય તો મેની મેની સાથે તારાં લગ્ન કરૂં." હાર્ટલેને તો મોં માગ્યું મળ્યું. પરન્તુ મેની પોતાને મિડલમસને સમર્પણ કરી ચુકી હતી, તેથી એ સંબંધ થઇ શક્યો નહિ અને હાર્ટલે સર્ટિફીકેટ લઇ ચાલ્યો ગયો. તેણે નવા નવા પ્રયોગદ્વારા શીતળા વગેરે ચેપી રોગોપર વિજય મેળવ્યો હતો. તેથી તેની કીર્તિ ઘણી ફેલાઈ હતી.

હિન્દુસ્તાન જતાં એક વહાણના કપ્તાનના બે છોકરાઓને સારા કરવાથી તેની ખ્યાતિમાં ઘણોજ વધારો થયો હતો. તે કપ્તાનની ભલામણ પરથી "ઇસ્ટ ઇન્ડીઆ" કંપનીએ તેને વહાણપર ડાક્ટર તરીકે નીમ્યો. આ વખતે હિન્દુસ્તાનમાં કંપનીને જગપ્રસિદ્ધ હૈદરઅલી સાથે લડાઇ ચાલી રહી હતી. તેથી લશ્કરમાં ભરતી કરવા ઘણા માણસો ત્યાં જઇ રહ્યાં હતાં. મિડલમસનો દહાડો હવે સિકંદર હતો. મેની મે સાથે તેનું લગ્ન તુરતમાંજ થનાર હતું, પણ ઇશ્વરની ઇચ્છા આગળ માણસનું ધાર્યું થતું નથી. એક દુષ્ટ મિત્રના ભમાવવાથી તેને બહુ સુવર્ણપ્રાપ્ય ભારતવર્ષમાં જવાની ધુન લાગી પરન્તુ મેનીનો પ્રેમ તેને તેમ કરતાં અટકાવતો હતો. છેવટે તે એવા નિશ્ચય પર આવ્યો કે મેની સાથે લગ્ન કરીને તેને પણ હિંદુસ્તાન લઈ જવી, પણ તેના મિત્રની સલાહ તો એવી હતી કે મેની સિવાય તુરતને તુરતજ હિન્દુસ્તાન જનાર પેલા હાર્ટલેવાળા જહાજ ઉપર સવાર થવું. માસિક ખર્ચને માટે જે રકમ એને એના માતામહ તરફથી મળતી હતી તેમાંથી તેણે ઠીક બચાવ કર્યો હતો. તે મિડલમસ પોતાની સાથે લાવ્યો હતો, અને સઘળી નોટો પોતાની ટૂંકમાં તેણે રાખી હતી. એના દુષ્ટ મિત્રના જાણવામાં જ્યારે આ વાત આવી ત્યારે તેણે આસિસ્ટંટ કપ્તાન સાથે મળીને રૂપીઆ હજમ કરવાનો મનસુબો કર્યો. કમ્પાઉન્ડરે મિડલમસને રોગી જણાવ્યો અને તેથી તેને ચેપી રોગવાળાઓના ઓરડામાં રાખવામાં આવ્યો, જેથી તેને પણ તે રોગ થાય ને તે યમશરણ થઇ જાય! પરન્તુ હાર્ટલેએ તેને ઓળખી કાઢ્યો અને મહા મહેનતે તેને બચાવ્યો એટલુંજ નહીં પણ જે દુષ્ટ લોકોએ તેના રૂપીઆ ઉડાવ્યા હતા તે પણ પાછા અપાવ્યા. આ વહાણનો કપ્તાન ખરી રીતે મિડલમસનો પિતા હતો પણ તે વાત અત્યારસુધી અજ્ઞાત હતી. વાત એમ છે કે મિડલમસના માતા પિતાનો અવિવાહિત અવસ્થાનો પ્રેમ એટલે દરજ્જે પહોંચ્યો કે મિડલમસનો જન્મ થયો! મિડલમસની માતા યાહુદી હતી, અને તેનો પિતા એક રાજ્યદ્રોહી ક્રિશ્ચિયન હતો આ કારણોથી પુત્ર થવા છતાં તેમનું લગ્ન થઇ શક્યું નહતું. લગભગ ૧૨ વરસ પછી મિડલમસના પિતાએ રાજકોપથી બચવા પોતાનું નામ બદલ્યું અને તે રીતે જાહેરમાં આવી, વહાણવટીના કામમાં કુશળતા મેળવી, સરકારનો કૃપાપાત્ર બન્યો ત્યારે તેણે આ નવા નામથીજ મિડલમસની માતા સાથે લગ્ન કર્યું, જેનાથી ૪-૫ છોકરાં થયા, જેમાંના બેને હાર્ટલેએ શીતળાના રોગથી બચાવ્યાં હતા. આ કારણોથી મિડલમસનો પિતા તેનાથી ગુપ્ત રહેતો હતો. પરન્તુ આજે મિડલમસની આવી સ્થિતિ જોઇ માતાથી રહેવાયું નહિ અને તેણે તેને જોવાની ઇચ્છા જણાવી. હજીસુધી મિડલમસને આ સમ્બન્ધની બિલકુલ ખબરજ નહતી.

તેણે પોતાના અજ્ઞાત માબાપ આગળ પોતાની દીનદશાનું એવું હૃદયદ્રાવક દશ્ય આલેખ્યું કે તેની માતા ચીસ પાડી બેભાન થઇ નીચે પડી, અને તેવીને તેવી અવસ્થામાંજ તેના પ્રાણ નીકળી ગયા! એ વખતે ક્રોધ અને શોકના આવેશમાંને આવેશમાં તેના પિતાએ પોતાનું ખરૂં ઓળખાણ આપ્યું તે મિડલમસનું મોં જોવા માગતો નહતો તેથી તેને ત્યાંથી ધક્કા મારી ખસેડવામાં આવ્યો તેનો બાપ પોતાની સ્ત્રીના મરણથી એટલો બધો દુઃખી થયો કે તેણે હિન્દુસ્તાન જવાનું માંડી વાળ્યું મિડલમસ જેમતેમ કરીને હિન્દુસ્તાન પહોચ્યો. ત્યાં કોઇ કારણથી તેને હાર્ટલે સાથે અણબનાવ થઇ ગયો. હાર્ટલેની ચિકિત્સાપદ્ધતિથી પ્રસન્ન થઇ કંપનીએ તેને જાવા તરફ મોકલ્યો. બે વરસ પછી જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેણે સાંભળ્યું કે મિડલમસ રાણી શીઆની પાસે નોકર રહ્યો છે.

૩

રાણી શીઆ, સ્વીટઝર્લાંડના એક સૈનિકની વિધવા હતી. એ સૈનિક ફ્રેંચ લોકોને ત્યાં નોકર હતો કંઇ વાંધો પડવાથી એ નોકરી છોડી બેઠો હતો. તેણે અહીં તહીંથી કેટલાક સિપાઇઓ એકઠા કર્યા અને દક્ષિણમાં કેટલાક કિલ્લા છતીને રાજ્ય કરવા લાગ્યો. છેવટે હૈદરઅલીએ તેને હરાવ્યો. તેણે તેની વિધવા સ્ત્રી શીઆ ઉપર કૃપા કરી, કેટલીક જમીનદારી સોંપી. શીઆ તેને બીજે સુબેમાન કહેતી અને ઘણું માન આપતી હતી. અંગ્રેજી રાજ્યમાં પણ તે આવ જા કરતી હતી તેનો કોઇ અટકાવ કરતું નહિ; પરન્તુ ગુપ્તચર જાણી લોકો તેનાથી સાવધ રહેતા ખરા.

હૈદર સાથે તેને અનુચિત સંબંધ હોવાની વાત પણ સાંભળવામાં આવતી હતી. મિડલમસે જ્યારે મદ્રાસ છોડયું ત્યાર પછી તેણે શીઆને ત્યાં નોકરી લીધી. કદાચ તેને શીઆ સાથે ગુપ્ત પ્રેમ પણ હોય એમ સમજાતું.

આ યોગથી મિડલમસ હૈદરના દરબારમાં ઘણું ખરૂં જતો આવતો હતો—જોકે તેણે પોતાના રાજ્યની નોકરી છોડીને કેટલાક ઘોર, રાજદ્રોહનાં કામો કીધાં હતાં. જે અંગ્રેજો હૈદર સાથેની લડાઇમાં ઘાયલ થઇને કેદ પકડાઇને આવતા, તેમની તે સારી પેઠે સેવા ચાકરી કરી, પોતાનો જાતિપ્રેમ બતાવતો હતો. તે મેની મેનું પણ ધ્યાન ધરી રહ્યો હતોજ. હવે તેણે એક બાજી ખેલવાનો મનસુબો કર્યો હૈદર સાથે કંપનીને યુદ્ધ ચાલી રહ્યું હતું. તે વખતમાં હૈદરના પુત્ર ટીપુનો વિશ્વાસ તેણે પ્રાપ્ત કર્યો. તે ચહાતો હતો કે જેવી રીતે તેણે અંગ્રેજ લોકોનો પક્ષ છોડીને આ લોકોને મદદ કરી છે તેવીજ રીતે હવે શ્રીરંગપટણ અંગ્રેજોને અપાવી, પોતાનો પહેલો ગુન્હો માફ કરાવી, ફરીથી સન્માન મેળવવું આ વાત દરેક રીતે શક્ય હતી. એ અરસામાં તેણે મેનીને પત્ર લખ્યો. તેનો પિતા હવે મરી ગયો હતો અને મિડલમસ ઉપરનો તેનો પ્રેમ જોવાને તેવોજ કાયમ હતો. મેની પણ હિન્દુસ્તાન આવી અને શીઆની સાથે રહેવા લાગી. આગળ કહેવામાં આવ્યું છે કે મિડલમસ ઉપર શીઆની પ્રીતિ હતી, પણ જ્યારે તેણે જાણ્યું કે તે મેનીને ચાહે છે ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. એનો બદલો તેણે એવો લીધો કે મેની શ્રીને ટીપુને ભેટ આપવા મિડલમસને આગ્રહ કર્યો. અહીં મિડલમસે વિચાર્યું કે "આ વખતે કામ બગાડવું

નહિ. જો હું ટીપુને મેનાની ભેટ ધરીશ તો તેનો સંદેહ પણ દૂર થઈ જશે ને ધારેલું કામ નિઃશંક પાર ઉતરશે."

મિડલમસને પૂરેપૂરી ખાતરી હતી કે ચાર પાંચ દિવસમાંજ શ્રીરંગપટ્ટણ અંગ્રેજોના કબજામાં આવશે અને તે ત્યારે મેનાની સાથે પાછો નિર્બન્ધ આનન્દ ભોગવી શકશે. તેણે અંગ્રેજો સાથે સઘળી વાતચિત કરી. તે લોકોએ ઘણી ખુશીથી તેની દરખાસ્તનો સ્વીકાર કીધો અને તેનો ગુન્હો માફ કરવાનું વચન આપ્યું. અહીં શીમાને આ વાતની કોઈ પણ રીતે ખબર પડી ગઈ, અને તેણે હૈદરને તે સંબંધે સૂચના કરી દીધી.

હવે બન્ને જણ પોતપોતાના મનસુબા બાંધવા લાગ્યા.

૪

મેની મેની જાણમાં જ્યારે ખાત્રીપૂર્વક આવ્યું કે 'હું ટીપુને ભેટ તરીકે અપાનાર છું અને તે પણ મારા પ્રેમીની સંમતિ સાથે!' ત્યારે તેના દુઃખનો પાર રહ્યો નહિ. મદ્રાસમાં હાર્ટલેને તે એક વખત મળી ચૂકી હતી, તેણે પોતાની આ દુઃખભરી કહાણી તેને લખી જણાવી.

શીમા તેને લઇને તરતજ બેંગલોર તરફ રવાના થઈ. હાર્ટલેએ મદ્રાસના રાજ્યાધિકારીઓ મારફત મેનીને છોડવવા ઘણી યુક્તિઓ કરી; પણ કંઇજ વળ્યું નહિ. આથી તે પોતે બેંગલોર જવા નીકળ્યો, કારણ કે હૈદરના ન્યાયની સર્વત્ર પ્રશંસા થતી હતી.

હાર્ટલેને આજસુધી ખબર ન હતી કે હૈદર સાથે તેને કદી પણ મુલાકાત થઇ હોય. પણ ખરી રીતે બે ત્રણ વરસ પહેલાં હૈદર સાથે તેને મેળાપ થયો હતો, અને તે મુલાકાત આ વખતે ઉપયોગી થઇ પડી. હૈદરઅલીનો એવો નિયમ હતો કે તે ફકીરનો વેશ લઈ દુશ્મનોના મુલકમાં તેમની સ્થિતિ જાણવા જતો. એવી રીતે એક વખત ફકીરના વેશમાં તે મદ્રાસ નજીકની એક મસજીદમાં ઉતર્યો હતો. પરન્તુ ત્યાં એને કેટલાક દિવસ સુધી સખત તાવ આવ્યો, તેથી તેણે મદ્રાસથી એક ડાકટરને બોલાવ્યો.

નસિબજોગે હાર્ટલેનેજ ત્યાં જવાનું થયું હતું. તેણે જલદીજ ફકીરને આરામ કરી દીધો. ફકીર વેશધારી હૈદરે તેને કંઇક બદલો આપવા માંડયો પરન્તુ હાર્ટલેએ એક સાધુ પુરૂષ પાસેથી કંઇપણ લેવાની નામરજી બતાવી. ત્યારે ફકીરે તેને એક પત્ર આપ્યો તથા એક ગુપ્ત સંકેત કહ્યો, અને કહ્યું કે આ સંકેતદ્વારા તું મને બેંગલોરમાં કશી પણ અડચણ શિવાય મળી શકશે. આ વાતને ઘણા દિવસ વીતી ગયા હતા અને હાર્ટલે તે ભૂલી પણ ગયો હતો. પરન્તુ જ્યારે આજે તે બેંગલોર જવાને તૈયાર થયો ત્યારે તે વાત એકાએક તેને યાદ આવી તેણે પેલો પત્ર પણ સાથે લીધો. તે દિવસે મદ્રાસ સરકારનો એક ગુમાસ્તો પણ બેંગલોર જતો હતો, હાર્ટલેએ તેની સોબત કરી. બેંગલોરનો રસ્તો ઘણો ભયાનક હતો; હિંસક પ્રાણીઓ અને ઘોર લુંટારાઓનો ઉપદ્રવ ભારે હતો; તોપણ પ્રભુ કૃપાથી આ લોકો સહીસલામત ત્યાં પહોંચી ગયા. હૈદર બેંગલોરમાં ન હતો, પણ પેલા ફકીરના વેશમાંજ તે પેલા ગુપ્ત સંકેતની મદદથી હાર્ટલેને મળ્યો, તેણે લાંબો વિચાર કરીને કહ્યું કે " ઠીક, હું હૈદરને એ વાત કહીશ. " હજીસુધી હાર્ટલે જાણતો ન હતો કે જગપ્રસિદ્ધ મહાન હૈદર તે આ જ ફકીર!

૫

લોકમાન્યતા પ્રમાણે હૈદરઅલીને બેંગલોરમાં આવવાને કેટલાક દિવસનો વિલમ્બ છે, પરન્તુ તેમના પુત્ર ટીપુની સવારી આજે આવી પહોંચી હતી. તેના આવવા પહેલાં બેંગલોરની નજદિકના એક બાગમાં શીબા રાણીનો પડાવ નંખાયો હતો. તેની સાથે તેનો નોકર મિડલ્મસ તથા ગરીબ બિચારી મેની પણ હતી.

અંગ્રેજો તરફથી આવેલો માણસ તથા હાર્ટલે પણ નગરમાં મોજૂદ હતા. નગરમાં નહિ હોવાને લીધે મેની મેના બચાવની જરા પણ આશા હાર્ટલેને રહી ન હતી. આથી તેના મોં પર ઉદાસી છવાઇ રહી હતી. આજે બપોરે એને મુમારે ટીપુની સવારી નીકળનાર છે. વળી તે શીબાને મળવા જનાર હતો. જે બાગમાં શીબા ઉતરી હતી ત્યાં ટીપુના સન્માન માટે ગડમથલ મચી રહી છે. નક્કી કરેલા સમયે ટીપુની સવારી મોટી મોટી ધામધુમ સાથે નીકળી અને ચારે તરફ શોરબકોર થઇ રહ્યો. વાજાના અવાજથી કાન બહેર મારી જવા લાગ્યા, ને હથીઆરોના ચમત્કારથી આંખે ઝાંખ પણ વળવા માંડી. ગરીબગુરબાંને પેટ ભરીને ખાવાનું મળ્યુ અને સઘળાઓએ ટીપુનો જયજયકાર મચાવી મુક્યો.

એક પ્રચંડ હાથી ઉપર ટીપુની સવારી મોટા દબદબા સાથે નીકળી. મુકરર વખતે તે શીબા રાણીના બાગમાં પહોંચી. એક સુંદર સામિયાના નીચે રાણીએ ટીપુનુ સ્વાગત કર્યું. ત્યાર પછી ત્યાં દરબાર ભરાઇ ગયો. અને નજરાણા ધરાવા લાગ્યા. અંતે શીબાની સિફારસથી તેના મંત્રી મિડલ્મસ ઉપર ટીપુની કૃપા ઉતરી. હુકમ મળ્યો કે મિડલ્મસ આજથી સુલતાનનો નોકર થયો, અને શ્રીરંગપટ્ટણના કિલ્લાનુ કામ તેને સોંપવામાં આવ્યું એ ઉપકારના બદલામાં શીબાએ કહ્યુ કે " મારો નોકર આપને એક સુંદરી કે જે તેણે પોતાના દેશમાંથી લાવી છે તેને નજર કરે છે. હજુર તેને મંજુર કરશે." ટીપુએ તેનો સ્વીકાર કીધો. મેની એની પાલખી ભોઇઓએ ઉપાડી અને તેને મહેલમાં લઇ ગયા. ચારે તરફ ટીપુના વખાણ સંભળાવા લાગ્યાં. તેજ વખતે એક ખુણામાંથી કોઇ એક ફકીરે પોકાર કીધો " उस सुलतान पर अल्लाहकी कोप है जो इन्साफको कलङ्कित करता है। जो अपनी इन्द्रिय लोलुपताको चरितार्थ करने के लिये लोगोंको अच्छे पदों पर विठलाता है। " સઘળાએ આશ્ચર્ય ચકિત થઇ ફકીર તરફ જોયુ. ટીપુએ હુકમ કર્યો કે એ જંગલીની ઉઘાડી પીઠપર ૧૦૦ ફટકા લગાવો. સિપાઇઓ તેને પકડવા ચાલ્યા, પણ તે પહેલાંજ તેણે પોતાની દાઢી ઉતારી નાંખી અને સઘળા હૈદરઅલીને જોઇને સ્તબ્ધ થઇ ગયા! ટીપુએ અદબથી પિતાને કુરનસ બજાવી અને સિંહાસન પરથી ઉતરી હાથ જોડી સામે ઉભો રહ્યો. હૈદરે સિંહાસન લીધું.

ટીપુના તરફ જોઇને હૈદરે કહ્યું. " એક ગોરી છોકરીને માટે રાજધાનીને ભયમાં ઉતારવામાં કયું ડહાપણ સમાયલુ છે? તે છોકરીને મારે હવાલે કર."

ટીપુએ કહ્યું " જેવી હજુરની આજ્ઞા " હૈદરે કડક થઇ હુકમ કર્યો–" આ છોકરીને આબરૂભેર હાર્ટલેને સ્વાધીન કર, અને આ મિડલ્મસને યોગ્ય આપ; કારણ કે

તારી ઇચ્છા પૂર્ણ ન થાય એમ હું ચ્હાતો નથી." થોડાજ વખતમાં મિડલમસને વસ્ત્ર પહેરાવવામાં આવ્યાં અને તે શ્રીરંગપટ્ટણનો કિલ્લેદાર નિયુક્ત થઇ ચૂક્યો એટલુ થયા પછી હૈદરઅલ્લીએ કહ્યુ: "અરે! મિડલમસ ફિરંગી, હું શીબાના તરફથી તારાં નઘળા ચરિત્રો જોઈ શક્યો છુ. ખુદાતાલાએ તને જે વચન આપ્યુ હતુ તે પૂરાઈ ચૂક્યુ છે, હવે તુ મારા હુકમનો શિકાર છે" એટલું કહીને તેણે મ્હાવતને ઇશારો કીધો. તેણે હાથીને આગળ વધાર્યો. હાથીએ મિડલમસને સૂંઢમા પકડી લીધો અને જમીનપર પટકી પગ મુકી કચડી નાખ્યો. ફિરંગીના પ્રાણ નીકળી ગયા; શીબા ચીસ પાડી ઉઠી અને ટીપુએ અદબથી કહ્યુ "શુ મારૂં વચન આ પ્રમાણે પૂરૂં કરવામાં આવ્યુ ?"

હૈદરે કહ્યું—"આ ફિરંગી વિશ્વાસઘાતી હતો એ અગ્રેજો અને મરાઠાઓને મળી ગયો હતો. શીબાએ મને એ વાત કહી હતી અને તેથીજ તેને ઘટતી સજા કરવામાં આવી છે." હૈદરે મેની ગ્રેને શીબાની મિલ્કતમાથી દશ હજાર રૂપીઆ નુકસાનીના અપાવ્યા અને તે હાર્ટલેની સાથે મદ્રાસ આવી તેના વિશ્વાસઘાતી પ્રબંધોના પણ આવા અંતથી તેને મહા દુખ લાગ્યુ ને તેની તન્દુરસ્તી બગડી. આ વખતે પણ તે પોતાના વહાલા હાર્ટલેની દરેક રીતે હોવા છતાં તેની સાથે લગ્ન કરી શકી નહિ હવે થોડા દિવસમા લગ્ન થશે એવો સભવ હતો પણ દુર્ભાગ્યે હાર્ટલે જે શીતળાના રોગનો ઉપચાર કરતો હતો તે તેને લાગુ પડયો અને તે આ લોક છોડી ગયો તેણે પોતાની સઘળી મિલકત મેની ગ્રેને લખી આપી હતી મેની ગ્રેએ તેનો સ્વીકાર કીધો અને પોતાના પ્રેમીનુ સ્મરણ કરતી જીવનભર કુંવારી રહી!

---

# વૃદ્ધના વિવાહ.

---

(હિન્દી ઉપરથી)

અનુવાદક—રા. રા. ડાહ્યાભાઈ હિંમતલાલ

(૧)

પંડિત શિવાનંદ તથા બાબુ મુરલીમનોહરની પ્રકૃતિ જુદી જુદી હોવા છતાં પણ બન્નેને ગાઢી મિત્રતા હતી. બન્ને જણ રોજ એક બીજાને મળતા અને અનેક પ્રકારના વિષયોપર કલાકોના કલાક સુધી ચર્ચા ચલાવતા. એ કઇ તેમનો એક દિવસનો નિયમ નહોતો. પરંતુ જ્યારથી પડિત શિવાનંદ જમીનદારીનું કામકાજ પોતાના જ્યેષ્ઠ પુત્ર રામાર્દનના હાથમાં સોંપી દઇને નિશ્ચિંત થઇ ગયા હતા તથા બાબુ મુરલી મનોહરે જ્યારથી નોકરીનુ રાજીનામું આપી પેન્શન લઇ લીધુ હતું, ત્યારથી બાલ્યકાળના એ બન્ને અભિન્ન મિત્રો દરરોજ મળતા હતા શિવાનંદની પાસે મોટી જાગીર હતી. પરંતુ સૌથી મોટી સંપત્તિ કે જેને લીધે અન્ય સુખ પણ મળે છે તે-સંતોષ કિંવા પરિતૃપ્તિ પણ તેમને

પ્રાપ્ત થઇ હતી. હવે તે પોતાનો સમય ઇશ્વરસ્તવનમાં વ્યતીત કરતા હતા. અનેક સાંસારિક બંધનોને તેમણે તોડી નાંખ્યાં હતાં. તેમને બે પુત્રરત્ન પ્રાપ્ત થયાં હતાં. ન્હાના પુત્રના જન્મ પછી એક વર્ષે તેમની સાધ્વી અને પતિપ્રાણા સ્ત્રી સુલોચનાનો સ્વર્ગવાસ થયો હતો. કહેવું જોઇએ કે, તે દિવસથી શિવાનંદનું શોક-સંતપ્ત મન સંસારના સર્વ કાર્યો ઉપરથી ઉઠી ગયું હતું. રામાનંદ એ વખતે નિશાળમાં ભણતો હતો. તેનો અભ્યાસ સંપૂર્ણ થવાને હજી બે ત્રણ વર્ષ બાકી હતાં. તેથી ઇચ્છા ન હોવા છતાં પણ શિવાનંદને ઘરનું કામકાજ સંભાળવું પડતું હતું. નિયત સમયે રામાનંદે એન્ટ્રન્સની પરીક્ષા પાસ કરી કૃષિ-કોલેજની સાધારણ શિક્ષા પણ પ્રાપ્ત કરી લીધી. પિતાએ તેને એટલે સુધીજ અભ્યાસ કરાવવાનું નક્કી કર્યું હતું. હવે તે તેને ધ્યાનપૂર્વક જમીનદારીનું કામ દેખાડવા લાગ્યા, મોટા આસામીઓની સાથે ઓળખાણ કરાવવા લાગ્યા તથા ૨૫ વર્ષ જેટલા લાંબા સમયમાં પ્રાપ્ત કરેલા અનુભવથી તેના તરૂણ મસ્તિષ્કને પુષ્ટ કરવા લાગ્યા. પોતાના પાડોસી જમીનદાર રામનિધાન તિવારીની કન્યા સાથે રામાનંદને વિવાહ-સૂત્રમાં બાંધી, વૃદ્ધ શિવાનંદે પુત્રના વિવાહમાંથી નિવૃત્તિ મેળવી અને જમીનદારીને લીધે કેટલીક વખતે ઉભા-થતા દંગા ફિસાદને-વેરના ઝેરી કાંટાઓને પણ પ્રેમની પ્રશાન્ત ધારથી કાપી નાખ્યા. બે વર્ષ જેટલા અલ્પ સમયમાંજ રામાનંદે કૃષિ-કાર્યમાં ઘણી ઉન્નતિ કરી. ગામમાં જ્યાં ત્યાં કુવા ખોદાવ્યા, બગિચા બનાવ્યા અને કૃષિ-કાર્યમાં અનેક વૈજ્ઞાનિક પ્રયોગોનો પ્રચાર કર્યો. સુશીલ, વિદ્વાન અને નવીન જમીનદારને પ્રાપ્ત કરી ખેડૂત લોકો પ્રસન્ન થઇ સુખ-શાન્તિનો ઉપભોગ કરવા લાગ્યા, પંડિત શિવાનંદ પણ સર્વ કામકાજનો ત્યાગ કરીને ગીતા તથા યોગવાસિષ્ઠનું સુખપૂર્વક મનન કરવા લાગ્યા. તેમનો દિવસનો ઘણો ખરો વખત ધર્મશાસ્ત્રો વાંચવામાં અથવા તો ભરેલાં ખેતરો કે બગિચામાં ફરીને વાયુસેવન કરવામાંજ વ્યતીત થતો હતો. બાલ્ય-મિત્ર બાબુ મુરલીમનોહર પણ દરરોજ તેમની સાથે ફરતા અને વાતચિત કરતા હતા.

કિન્તુ મુરલી બાબુનો સ્વભાવ શિવાનંદથી સર્વથા ભિન્ન પ્રકારનો હતો. તે ઘણા અપદાસ-પૈસાના લાલચુ હતા. તેમણે ઓવરસિયરીમાં "થોડું ઘણું" પેદા કર્યું હતું-સ્ત્રીના નામથી થોડીક જમીન પણ ખરીદી હતી. બેંકમાં પણ રૂપિયા હતા. તેમજ ત્રણ સંતાનનું સુખ પણ હતું. એક કન્યા કે જેનું લગ્ન તેમણે કરી નાંખ્યું હતું, તે અને બે પુત્ર હતા; પરંતુ તે છતાં પણ પ્રથમ સ્ત્રીના મરણ પછી પૂરા પંચ્યાશી વર્ષના અસંતવી મુરલી મનોહર બાબુએ ૧૮ વર્ષની કન્યાનું પાણિગ્રહણ કર્યું એ વખતે શિવાનંદે તેમને ઘણા સમજાવ્યા, પણ તેમનું બિલકુલ ન માનતા તેમણે એટલુંજ કહ્યું કે—"આપણું સુખ સ્ત્રી-વડેજ છે." પંડિત શિવાનંદે યોગવાસિષ્ઠમાંથી અનેક શ્લોકો સંભળાવી વૃદ્ધ મિત્રનો ભ્રમ દૂર કરવાનો ઘણો પ્રયાસ કર્યો, પરંતુ ભોગાસક્ત મુરલી બાબુને કંઇ પણ જ્ઞાન ન થયું.

વિવાહને બે વર્ષ વીત્યા પછી તેમનો મ્હોટો પુત્ર શંભુ-જેની અવસ્થા ૧૬ વર્ષની હતી અને જે હાઇસ્કુલમાં અભ્યાસ કરતો હતો-તે કાંઇક પોતાના દુષ્ટ સ્વભાવને લીધે, કાંઇક વિમાતાના અત્યાચારોને લીધે તથા સૌથી વધારે પિતાની ઉદાસીનતાને લીધે ભગ્ન હૃદય થઇને થોડાક રૂપિયા તથા ઘરેણાં લઇને મુંબઈ જતો રહ્યો. ન્હાનો પુત્ર બનારસી, જે તેના

કરતાં સુશીલ સ્વભાવનો તથા મહેનતુ હતો, તે ગમે તેમ કરીને ઘરમાં રહેતો અને નિશાળમાં ભણતો હતો. ઘરમાં અશાંતિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. બાબુજીની નવી પત્નીનું ઘરમાં માન હતું, કિન્તુ બાબુજીનો કોઇપણ ભાવ પૂછતું નહિ. થોડાજ વખતમાં માતાને આનંદ આપનારી, કિન્તુ પિતાના શોકને પ્રતિદિન વધારનારી કન્યાનો જન્મ થયો. હવે વહુ ગૌરી ઘરના કામકાજમાં બિલકુલ હાથ લગાડતી નહોતી. રસોઇને માટે બ્રાહ્મણી, સેવાને માટે દાસી, શિશુ—કન્યાને માટે છોકરી અને ઘરમાં કામકાજ માટે એક નોકરની વ્યવસ્થા થઇ. તડકો ટાઢ વેઠીને ઓવરસિયરીમાં પ્રાપ્ત કરેલી કમાઇ આ પ્રમાણે ગેરવલ્લે ખર્ચાવા લાગી. બાબુ મુરલીમનોહરથી પત્નીને કંઇ પણ કહી શકાતું નહોતું. તે જાણતા હતા કે—' ખુદ કર્દહ રા ઇલાજે નેસ્ત.'

એક દિવસ રસોઇ કરનાર બ્રાહ્મણી ન આવી. રસોઇ થઇ નહિ ગૌરીએ બજારમાંથી મિઠાઇ—પુરી મંગાવીને પેટની પૂજા કરી. બાબુજીએ વખતસર ઘેર આવતાં રસોડામાં અગિયારશ પાડેલી જોઇ. પત્નીને પૂછપરછ કરતાં પત્નીએ છણકો કરીને કારણ દર્શાવ્યું નહીં બાબુજી કંઈ કહેવા ગયા એટલામાં તો ગૌરીએ ઘાંટો તાણીને કહ્યું—" શું તમારે માટે હું રસોઇ પણ બનાવું? હું કંઇ રાંધવા માટે તમારે ત્યાં આવી નથી! મારે નાની છોકરી સાચવવાની છે. જરામાં કંઇ ઘરદી થઇ જાય તો શું કરૂં? આખી દુનિયાના લોકો વખતે જરૂર પડતા બજારમાંથી ખાવાનું લાવીને ખાય છે. જોગ તમારા પેટને કે બજારનું ખાવાનું તમને પચતું નથી! એથી તો મેં તમારે માટે વધારે ખાવાનું પણ ન મગાવ્યું. જો ખાવાની મરજી હોય તો, બજારમાંથી કંઇ મંગાવી લ્યો અને નહિં તો સાંજ સુધી ભૂખ્યા પડી રહો. બ્રાહ્મણી આવશે એટલે રાંધશે."

નવવધુના મુખમાંથી નવીન વાતો સાંભળી મુરલી બાબુના મિજાજની ડિગ્રી પણ વધી ગઇ. તેમણે પણ પત્નીની પ્રેમ—પરીક્ષા કરવા માટે કહ્યું—" દરેક બાબતમાં મારૂં અપમાન કરવામાં આવે છે, તો ધિક્કાર છે આ જીંદગીને! બસ હમણાંજ જઇને કુવો હવાડો પૂરી કરી જાઉં છું. તું પછી સુખે મજાહ ભોગવજે. દુનિયામાં સ્ત્રીઓ પતિની સેવા કંઇ થોડીજ કરે છે કે તું વળી કરવાની હતી? નીચા કુળની કન્યા સાથે વિવાહ કરીને—"

મુરલી બાબુ વાક્ય પૂરૂં કરી ન રહ્યા એટલામાં તો ભેંસાસુરના જેવો પડઘો પાડી ગૌરી તડુકી ઉઠી—" ભલે ડૂબી મરો. જ્યારથી હલકા કુળની સ્ત્રી સાથે વૃદ્ધાવસ્થામાં વિવાહ કર્યો છે, ત્યારથી તો તમારા ધોળાં પળિયામાં તમે પોતેજ ધૂળ ઘાલી છે. સ્ત્રીઓ પતિની સેવા કરે છે; પણ જે પતિ વૃદ્ધાવસ્થામાં કેવળ દાસી બનાવવાને માટેજ બિચારી બાલિકાઓને પોતાની પાપની કમાણીથી ખરીદે છે તેમના મ્હોંપર તો ખાસડાં—જોડાજ મારે છે—હવે સમજવામાં આવ્યું? તમે આટલી ઉમ્મરે લગ્ન કરી તમારા ઉંચા કુળની ખરેખરી સાબિતી દર્શાવી આપી છે—"

ઓવરસિયરનો ઓધ્ધો કંઇ જેવો તેવો ગણાતો નથી, સેંકડો મજુરો, નોકરો તથા કંટ્રા ઉપર હકુમત ચાલે છે. સેંકડો મતલબીઓ તરફથી સલામો થાય છે. હુકમી જન્ડો — વખતે ઇન્જીનયર સાહેબના બંગલાની અંદરજ સાંભળવા પડે છે, પરંતુ બીજે

બધે ઠેકાણે તો અમલદાર તરીકે માન મળે છે. તેથી ઓફિસર મુરલીબાબુ કંકાશિયણ બીની વાતો સાંભળી ઘણા દુઃખી થયા. તેમનાથી ત્યાં ઉભા ન રહેવાયું. સીધા બ્હાર નિકળી પડયા અને લુગડાં પહેરી પંડિત શિવાનંદજીને ઘેર જતા રહ્યા.

બપોરનો વખત હતો. પંડિત શિવાનંદ પલંગપર સ્હેજ આડા પડીને પુત્રના નામથી આવતું દૈનિક પત્ર વાંચતા હતા. રામાનંદનો બે વર્ષનો પુત્ર સુબોધ દાદાનું શાંતિપૂર્ણ મુખ નિહાળીને મનમાં ને મનમાં હસતો હતો એટલામા બાબુ મુરલીમનોહરનું આવાગમન થયુ. પંડિત શિવાનંદ તેમને અત્યારે અસમયે આવેલા જોઇ અત્યંત વિસ્મિત થયા. તેમણે આગ્રહ-થી પૂછ્યું-" કહો, બાબુજી કુશળ તો છો ને ?"

શિવાનંદે કહ્યું-" મહારાજ, જે ઘરમાં દુષ્ટ ભાર્યા હોય તે ઘરમાં કુશળ ક્યાંથી હોય વારૂ ?"

સુચતુર શિવાનંદ તરતજ સમજી ગયા કે બાબુજી બીની સાથે લડી-હારીને આવેલા છે. તેમણે અહિં-તહિંની વાતો કરી બાબુજીને શાંત પાડી પૂછ્યું " જો ભોજન ન કર્યું હોય તો અહિં જમી લ્યો, બધું તૈયાર છે. "

બાબુ મુરલીમનોહર શિવાનંદના બાલ્ય-મિત્ર હતા. તેમણે સર્વ વૃતાંત કહી સંભળાવ્યો અને ભોજન કરવાની ઇચ્છા જણાવી. ઉમ્મરમાં વૃદ્ધ, પણ શરીરે હૃષ્ટપુષ્ટ, શિવાનંદે પોતાના ન્હાના પુત્ર યજ્ઞદત્તને બોલાવ્યો. તે તરતજ આવી ઉપસ્થિત થયો. યજ્ઞદત્તનું તેજઃ પૂર્ણ તથા સરસ સ્વસ્થ મુખ જોઈ, મુરલીબાબુને પોતાના પુત્રોનાં નિસ્તેજ તથા મ્લાન વદનોનું સ્મરણ થઇ આવ્યું. વૃદ્ધને પોતાના પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઇ.

ભોજન કરી રહ્યા પછી મુરલીબાબુએ કહ્યુ-" પંડિતજી, તમારે ત્યાં કયે બ્રાહ્મણ રસોઈ બનાવે છે ? ભાઇ, આવી પાતળી અને સુંવાળી રોટલી તથા સ્વાદિષ્ટ દાળ તો મેં ભાગ્યેજ ખાધી છે, તમારે ત્યાંનો ભાત ઘણોજ છુટો થાય છે, અને ચોખા પણ બરાબર ચડી ગયેલા હોય છે. પણ અમારે ત્યાં તો ગમે એવા ઉંચામાંના ચોખા હોય, કિન્તુ રસોયણ ઢીલો ભાત કરે છે અને ચોખા પણ કાચા રહે છે."

પંડિતજીએ ગંભીરભાવ ધારણ કરીને કહ્યું-" બાબુજી, અમારે ત્યાં તો સુબોધની મા જ રસોઈ કરે છે. અમારે ત્યાં રસોઇ કરનાર નોકર નથી. જો ખરૂં પૂછાવો તો નોકરો સારૂં રાંધી શકતાજ નથી. એ લોકો તો જેમ તેમ કરીને વખત પૂરો કરી પોતાનો પગાર ઉભો કરે છે."

બાબુજીએ પશ્ચાત્તાપ કરતા કહ્યુ-" મિત્ર, હું તો વિવાહ કરીને ઘોર નરકમાં પડયો છું. ઘરમાં ચેન પડતું નથી તેમજ ચિન્તાઓને લીધે બ્હાર પણ કંઈ ગમતું નથી. પહેલાં ૭૦) રૂપિયા પેન્શન આવતું હતું તેમાંથી હું ૨૦) રૂપિયા બચાવતો હતો. પરંતુ હવે તો ઉલટા બેંકમાંથી બીજા રૂપિયા ઉપાડી લાવવા પડે છે. તેમ છતાં પણ કામ ચાલતું નથી. વળી જે કટુવચનો સાંભળવાં પડે છે તે તો નફામાંજ ગણો."

પંડિતજીએ હસીને કહ્યું—" મેં તો તમને પ્રથમથીજ કહ્યું હતું."

સાંજે જે વખતે બાબુ મુરલીમનોહર પંડિત શિવાનંદને ઘેરથી પાછા ફરતા હતા તે વખતે તેમના મગજમા અનેક સુવિચાર તથા કુવિચારની ગડમથલ થઇ રહી હતી. તે પોતાની પાછલી અને વર્તમાન જીંદગીપર નજર નાંખતા અને ઠોકરો ખાતા ચાલ્યા આવતા હતા. બીજી વખતના અને અસામયિક લગ્નના બંધાઇ રહેલા વિધાનલથી તે અત્યારે બળીને ભસ્મ થઇ રહ્યા હતા.

તેમણે ઘરમાં આવતાજ જોયુ કે ઘરનો નોકર બજારમાંથી ગરમાગરમ પૂરીઓ લઇને આવે છે. બાબુજીનો ક્રોધ, જે થોડો ઘણો ઓછો થઇ ગયો હતો, તે ગલેગિયા જ્વરની પેઠે પુનઃઅધિક પ્રમાણમાં પ્રગટી નિકળ્યો. ઘરમાં આવી તેમણે હૃદયમાં બળતી જ્વાળાને શાંત કરવા માટે વિલાયતી સુરાદેવીનો આશ્રય લઇ એક ગ્લાસ પીધો. પરંતુ એથી તો અંદરની જ્વાળા શાંત થવાને બદલે ઉલટી પ્રચંડ સ્વરૂપમાં પ્રગટી નિકળી. અસંયમી મુરલી મનોહરના શિથિલ સ્નાયુ ઉત્તેજીત થઇ ગયા, પણ તેથી માનસિક ઘોર સંગ્રામની કંઇ સુમિમાંસા ન થઇ.

બાબુ મુરલીમનોહર સમજતા હતા કે મારી સ્ત્રીએ ક્રોધમાં આવીને મારૂં અપમાન કર્યુ છે ખરૂં, પણ હવે તેને પોતાના કૃત્ય ઉપર અવશ્ય પશ્ચાતાપ થતો હશે. હવે તો જરૂર મારા માટે ચિન્તા કરતી હશે. તેને પોતાના અકાળ-વૈધવ્યનો ભય અવશ્ય સાલતો હશે. પરંતુ જ્યારે વૃદ્ધ બાબુજીએ ઘરમાં આવીને તેમાંનું કંઇ પણ ચિન્હ ન જોયુ ત્યારે તેમના ચિન્તાતુર મન ઉપર વજ્ર તૂટી પડયુ. તેમની વળી ગયેલી કમ્મર બે ઇંચ વધારે નીચી નમી ગઇ.

મુરલી બાબુને પોતાની પ્રથમ પત્નીનું સ્મરણ થઇ આવ્યુ તેના અનિંદ્ય સુંદર મુખનું સ્મરણ થયું. તેના પ્રેમ-પૂર્ણ વ્યવહારોનું આદર્શ ચિત્ર તેમની દૃષ્ટિ સમિપ ખડુ થયું. વૃદ્ધનું શિથિલ સ્નાયુ-મંડળ કંઇક પૂર્વ-સ્મૃતિને લીધે, કંઇક માનસિક ગડમથલને લીધે અને કંઇક અન્યતમ, રક્તસુરાના પ્રસાદને લીધે અધિક ઉત્તેજીત થઇ ગયુ. બાબુ મુરલીમનોહર અધિક ઉત્તેજનામા, નિરાશામાં, ને દિગ્ભ્રષ્ટ દશામાં પ્રથમ સ્ત્રીના પ્રેમમય વ્યવહાર અને આદર-સત્કારનું ધ્યાન ધરીને રોવા લાગ્યા. વૃદ્ધના બાષ્પ અશ્રુબિન્દુઓથી તેની દાઢી ભિંજાઇ ગઇ ! જેવી રીતે પ્રબળ ઉકળાટ પછી વર્ષાદના અનંત બિન્દુઓથી પૃથ્વી શિથિલ થઇ જાય છે તેવીજ રીતે વૃદ્ધનું હૃદય પણ રોઇ રહ્યા પછી કંઇક શાન્ત થઇ ગયુ. પ્રથમ સ્ત્રીની મધુર સ્મૃતિએ પણ તેમને થોડું ઘણું આશ્વાસન આપ્યુ. મુરલી બાબુએ પોતાના ન્હાના પુત્ર જાનકીને બોલાવ્યો. તેનો ઉતરી ગયેલો ચહેરો જોઇ વૃદ્ધને અત્યંત ખેદ થયો. તેના મ્લાન મુખમાં મુરલી બાબુએ પોતાની પૂર્વ સ્ત્રીનું સંપૂર્ણ પ્રતિબિંબ પડેલું જોયું. વૃદ્ધની દૃષ્ટિ સમિપ પત્નીની મૂર્તિ છાયા રૂપે દેખાઇ. સ્ત્રીના અધર પર હાસ્ય હતું, કિન્તુ ચક્ષુઓમા ભયંકર દિલગીરી જણાતી હતી. પોતાના પુત્રની સંભાળ લેવાને માટે તેની આંખોમાં અત્યંત માર્મિક ભાવ જણાતો હતો. ભાવ-પ્રવણ મુગ્ધી બાબુ, સ્ત્રીનો તે કાતરતાદર્શક ભાવ જોઇ અત્યંત દુઃખી થયા અને તે સાથે લજ્જીત પણ થયા. તેમણે અધિક સ્નેહપૂર્વક પુત્રની ઉદાસીનતાનું કારણ પૂછ્યુ. તેણે ઉત્તરમાં અમુક ઘરની વ્યાધિનું નામ લીધુ, અને આશ્વાસન વચનો કહી

પિતાએ કહ્યું—" હું કેવા પ્રકારે તારું ભલું કરી શકું એ તું મને જણાવ. હું તારા કહેવા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી આપીશ."

જાનકીપ્રસાદ ઘણા દિવસો પછી પિતાના સ્નેહપૂર્વક વચનો સાંભળવાથી રોઇ પડ્યો. તેણે થોડીવારે સ્વસ્થ થઇને કહ્યું—" માતાજીના મરણ પછી ઘરમાં રહેવાનું મને અસહ્ય થઇ પડ્યું છે. મને કૃપા કરીને બૅરિસ્ટર થવા માટે વિલાયત મોકલી દો. તેમા દશ હજાર રૂપિયા ખર્ચ થશે. પણ હું—તમારો પુત્ર—ઘરની જંજાળમાંથી નીકળી મનુષ્ય થઇ શકીશ. આ વર્ષે એમ. એ. ની છેલ્લી પરીક્ષા થઇ જશે."

મુરલીબાબુની પાસે પ્રાયઃ ૩૦ હજાર રૂપિયા હતા. ઘરની અવસ્થા, સ્ત્રીનો કંકાસ, પુત્રની ઉન્નતિ તથા પૂર્વ પત્નીના પવિત્ર પ્રેમનો વિચાર કરી તેમણે પુત્ર જાનકીપ્રસાદને ઈંગ્લાંડ જવાની અનુમતિ આપી દીધી.

સંસારમા કંઇ પણ કાર્ય અકારણ થતું નથી. પ્રત્યેક ઘટનામાં કંઇ પણ ગુપ્તભેદ તો રહીજ જાય છે. ઇશ્વર સિવાય એ ભેદોને કોઇ પણ જાણી શકતું નથી. મુરલી બાબુ અને તેમની સ્ત્રીના—તે દિવસના કલહનો પણ એક ગુપ્ત ભેદ હતો. એમા પણ કોઇના આરબ્ધ—અને જીવનના અનેક પરિવર્ત્તન છુપાયેલાં હતાં. યુવક જાનકીપ્રસાદ ઘરની વ્યાધિમાંથી મુક્ત થઇ ગયો. તે સ્વતંત્ર ભૂમિ ઉપર વસાયેલી લંડન મહાનગરીના અનેક દેખાવોની કલ્પના કરી મનમા ને મનમા પ્રસન્ન થવા લાગ્યો.

(૩)

જાનકીપ્રસાદને ઈંગ્લાંડ ગયાને એક વર્ષ વીતી ગયું. પિતાના નામપર કોઇ કોઇ વખતે તેના પત્રો આવતા હતા. પિતાએ તેના ખર્ચનો પ્રબંધ બૅંક ઓફ ઈંગ્લાંડ ( Bank of England) મારફતે કરી દીધો હતો. રૂપિયા માટે તેને કદિ પણ ચિન્તા કરવી પડતી નહોતી.

જાનકીના જવાથી ઘરની અશાંતિ ઓછી થવાને બદલે ઉલટી વધી ગઇ છે. બાબુજીની સ્ત્રી ગૌરીને એ વાત ઘણીજ ખરાબ લાગી. પુત્રને માટે એ પ્રમાણે રૂપિયા ખર્ચ કર્યા એ તેને અસહ્ય થઇ પડ્યું. તે નવા નવા પતીંગો મચાવે છે. બાબુજીને દરરોજ હેરાન કરવા લાગી છે. મૃત્યુના દ્વારપર ઉભેલા મુરલી બાબુ તરૂણ સ્ત્રીના દુષ્ટસ્વભાવને કોઇ પણ રીતે ઠેકાણે લાવી શક્યા નહિ. તે બિચારા સ્હેજ વાતમાં ઘડી ઘડી પત્નીના કટુવચનો સાંભળતા હતા.

એક દિવસ કંઇ નજીવી વાત ઉપરથી કલહની માત્રા અધિક વધી ગઈ. બાબુ મનોહરને ઘરમાં રહેવું અસહ્ય થઇ પડ્યું. તે મિત્ર શિવાનંદના બગિચામાં જતા રહ્યા. રાત્રિ ત્યાંજ વિતાડી. પ્રાતઃકાળમાં વહેલા ઉઠીને ઘેર આવી જોયું તો ઘરમાં કોઇ પણ ન મળે. ગૌરી, નોકર, ઘરેણા તથા કિંમતી સરસામાન એમાંનું કંઇ પણ ન મળે. ન્હાની પુત્રી ચુન્ની પણ અલોપ થઇ ગઇ હતી. બાબુજીનું વૃદ્ધ મસ્તિષ્ક ભમી ગયું. મુરલી બાબુ ક્ષણવારમાં સઘળું સ્હમજી ગયા. એક તરફ, ઘરનો કાંટો દૂર થયો હતો, કિન્તુ બીજી તરફ ઘરની ચાદર કાંઇ કરતાં પણ અધિક ખરાબ રીતે છિન્ન ભિન્ન નજરે પડતી હતી.

વૃદ્ધ બાબુએ ઘરમાં દરેક ઠેકાણે તપાસ કરી. બધો કિંમતી સામાન અલોપ થઈ ગયો હતો. વૃદ્ધના અશક્ત પગ ધ્રુજવા લાગ્યા, આંખો જ્યોતિહીન થઇ ગઈ અને હૃદયના ધબકારા બંધ થવાની તૈયારી કરવા લાગ્યા.

આઘાતનો પ્રત્યાઘાત અવશ્યમ્ભાવી છે. ઘોર નિરાશા અને આશામાં કંઇ ભેદ નથી. મોટો અવાજ પણ કાનોને બહેરા કરી નાખે છે; તેવી કોઇ સંભળાતું નથી. અધિક પ્રકાશ પણ આંખોને આંજી નાખે છે. પૂર્ણ શોકની અંદર પણ સાહસ અને સાંત્વના સંતાઇ રહેલાં હોય છે. મુરલી બાબુના મનમાં પણ સાહસનો સંચાર થયો. તેમની આંખોમાં જ્યોતિ પુનઃપ્રગટી નિકળી. તેમના પગો પણ ધ્રુજતા બંધ પડી ગયા, હવે તે સ્વસ્થ થઇ ગયા. સ્વસ્થ–ચિત્તે મુરલી બાબુએ પણ ગૃહનો ત્યાગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. મિત્ર શિવાનંદને એક પત્ર લખ્યો. તેમાં સર્વ વૃતાંત લખી જણાવ્યો. ઘરનો ત્યાગ કર્યો છે, એ પણ જણાવ્યુ. ગૃહને બંધ કર્યું. તેની કુંચી પણ પત્રની સાથે બાલ્ય–મિત્ર શિવાનંદની પાસે મોકલી દીધી.

હજી સારી પેઠે દિવસ ઊગ્યો નહોતો. અંધારામાંજ મુરલી બાબુ શહેરથી ઘણે દૂર નિકળી ગયા.

(૪)

ચાર વર્ષ વીતી ગયાં.

રામાનંદના ચારે બાગોમાં સારી ફસલ ઉતરે છે. આમ્રવૃક્ષ ઉપર સુંદર સુપક્વ આમ્ર ફળો પાકે છે. અને દૂર દૂરના દેશાવરમાં જાય છે. અંગ્રેજી અને ભારતની જુદી જુદી ભાષાઓના વર્તમાનપત્રોમાં જાહેર ખબર હોય છે, બીયાંને માટે સર્વ પ્રકારનાં અનાજ સારી પેઠે સાચવીને રાખવામાં આવે છે. વૃક્ષની કલમો કરવાના ઉદ્યોગ પણ ખિલવવામાં આવ્યા છે. રામાનંદનો નાનો ભાઇ યજ્ઞદત્ત બગિચાનું સઘળું કામ સંભાળે છે. રામાનંદે કૃષિ કાર્યમાં અનેક નવિન શોધો કરી છે. તેનો બધો વખત એમાંજ વ્યતીત થાય છે. આખા પ્રાંતમાં તેના ખેતરો અને બગિચાઓની ઘણી પ્રશંસા થાય છે, સરકાર તરફથી પણ તેને એ કાર્યમાં થોડી ઘણી સહાયતા મળી છે. કેરી, લીચુ, અને અન્ય ફળોની મોસમમાં તેને ત્યાંથી ફળો સેંકડો ટોપલીઓ કિંવા પારસલ દેશાવર જાય છે. ખેતી સિવાય કેવળ બગિચાઓમાંથી જ બન્ને ભાઇઓને સારી કમાણી થાય છે. બીજાં માણસોનું ધ્યાન પણ તેમના તરફ ખેંચાયું છે. મનુષ્યના સ્વાભાવિક ખાદ્ય ફળો પણ સદા ભરપૂર રહે છે.

પ્રેમમય વ્યવહાર અને મન ઘણા દિવસો થયા તીર્થ–યાત્રા કરવા–ગૃહ ત્યાગ કરવાને
અશ્રુબિન્દુઓથી તેની દાઢી અને યોગવાસિષ્ઠનું મનન કરતાં કરતાં હવે તેમનું તપ્ત મન
વર્ષાદનાં અનંત બિન્દુઓથી પૃથ્વી મ ઉડી ગયું હતું. હવે તેમને ઘરમાં "કમલપત્રવત્"
રોઇ રહ્યા પછી કંઇક શાન્ત થઇ ગયું, સર્વથી મજબુત અને ચિકણી મોહરૂપ દોરીને તે
ઘણું આશ્વાસન આપ્યું. મુરલી બાબુએ થી તેમણે પોતાના સપુત્ર રામાનંદની પાસે તીર્થ–
ઉતરી ગયેલો ચહેરો જોઇ વૃદ્ધને અત્યંત ...યો. પિતાની વાત સાંભળી પુત્ર પ્રસન્ન થયો.
પોતાની પૂરે પૂરી સંપૂર્ણ પ્રતિબિંબ પડેલું જોયું, ઘર તથા જમીનદારીની દેખરેખનું બહાનું
રૂપે દેખાઇ. સ્ત્રીના અધર પર હાસ્ય હતું, કિન્તુ આજ્ઞાકારી પુત્રથી અધિક બોલી શકાયું
નહી. પોતાના પુત્રની સંભાળ લેવાને માટે તેની અ ત્યાગ કરી કાશી પ્રત્યે પ્રસ્થાન કર્યું. ત્યાં
હતો. ભાર–મરણ મુરલી બાબુ, સ્ત્રીનો તે કાતરતા ધિ ઉપનિષદ્ સાંભળીને સંન્યાસ ગ્રહણ
અને તે સાથે લજ્જીત પણ થયા. તેમણે અધિક રને ...પ કાષાય વસ્ત્રોમાં પણ અધિક સરલ
કહ્યું. તેણે ઉતરયા અમુક ઘરની વ્યાધિનું નામ દૂરથી બીજા શહેરમાં ભ્રમણ કરવા લાગ્યા.

ઉત્તર-પશ્ચિમના ઘણા નગરોમાં ભ્રમણ કરી અંતે તે હષીકેશ પહોંચ્યા અને ત્યાં એકાંતમા એક ઝુંપડીમાં રહેવા લાગ્યા.

(૫)

સાયંકાળનો સમય હતો. ચારે તરફ ઉભેલા ઉંચા ઉંચા પહાડોએ અસ્ત થયા પૂર્વેજ સૂર્યને પોતાની આડમાં સંતાડી દઇ ગોધૂલિ-વેળા ઉપસ્થિત કરી દીધી હતી. ગંગાનો કલકલ નિનાદ કરતો પ્રબળ પ્રવાહ અનન્ત સાગરને ભેટવા માટે અત્યંત ત્વરાથી વહેતો ચાલ્યો જતો હતો. તટપર જ્યાં ત્યાં સાધુ બેઠા હતા.

ગંગાના એકાંત તટપર સ્વામી બ્રહ્માનંદજી શિષ્યો સહિત બિરાજમાન થયા છે. અનેક મનુષ્યો સામે બેઠા છે. શિષ્યો ઉપનિષદ્ વાંચી રહ્યા છે. ગોધુલિના ક્ષીણ પ્રકાશમા સ્વામી બ્રહ્માનંદનું શાંત મુખ અત્યંત ઉદ્ભાસિત થઇ રહ્યું હતું. તે એકદમ ભાવ-પૂર્ણ હતું. તેમનાં કષાય વસ્ત્રોની સાથે પશ્ચિમ દિશાની લાલાશ પ્રતિફલિત કરી રહી હતી ખરી, પરંતુ તેનામાં એ મનોહરતા ક્યાં-એ આકર્ષણ ક્યાં? અનેક મનુષ્યો જેઓ કેવળ સાધુ-સંગ કરવાને માટેજ એટલે સુધી આવ્યા હતા, તેઓ અનેક પ્રકારના પ્રશ્નો પુછી પોતાના સંદેહો દૂર કરતા હતા. સ્વામી બ્રહ્માનંદ સર્વની વાતોના યુક્તિપૂર્વક, પણ સંક્ષિપ્ત, ઉત્તર આપતા હતા. તેમના ઉત્તરો સાંભળી નિસ્સંદેહ સર્વના મનની સમાધાની થતી હતી; સર્વનાં હૃદય મંદિરો જાણે ઉઘડી જતા હતાં. એક માણસે નમ્રતાપૂર્વક પૂછ્યું-"સ્વામિન્, સંસારમાં સૌથી મોટું બંધન ક્યું છે?"

"વાસના. એજ બંધનમાં પડીને જીવ ભવ-સાગરમા ગોથાં ખાઇ રહ્યો છે."

"એમાથી છુટવાનો પણ કંઇ ઉપાય છે?"

"સંસારમાં સર્વ વાતોનો ઉપાય છે, સઘળા રોગોનું ઔષધ છે. જ્યા કાંટો છે ત્યાં આગળજ કાંટાની દવા પણ છે. વિચાર વડેજ બંધન છે. વિચાર વડેજ વાસના છે, વિચાર વડેજ તેનો નાશ છે. તેને માટે સદસદ્ વિવેચનની આવશ્યકતા છે-વિવેકની આવશ્યકતા છે. અસત્નો ત્યાગ અને સત્નો સ્વીકાર કરવાથી વાસના ધીરે ધીરે નાશ પામે છે. સંસારના જુઠા વિષયોમાંથી મન ઉઠીને સાચા વિષય (ઇશ્વર) માં લાગે છે. એ અવસ્થાની પરિપક્વ દશાનું નામ પૂર્ણ-જ્ઞાન વા સાક્ષાત્કાર છે. સદ્વિષયનું ચિંતન કરવાથી મનુષ્યની માનસિક વૃત્તિ શતધા સહસ્રા ન થતા એકાકાર થઇ જાય છે. પછી વાસનાની રમત સમાપ્ત થઇ જાય છે."

સાંજ પડવાથી સર્વજણ પ્રણામ કરીને ઉઠયા સ્વામીજી, તેમના બે શિષ્ય અને એક સ્ત્રી રહી ગઈ. સ્ત્રી એક તરફ સંકોચાઇને બેઠી હતી. સ્વામીજીએ હજી સુધી તેને જોઇ નહોતી. તેમણે તેને પૂછયું-"મા, તમારે શુ જોઇએ છે?"

સ્ત્રીએ રોતાં રોતાં કહ્યું-"સ્વામીજી, મારૂં મન પાપના અગ્નિથી બળીને ભસ્મ થઈ રહ્યું છે. હું દુષ્ટ છુ, હું પાપિણી છુ. આપની પાસે આવી દુખી-હૃદયી મનુષ્યોને શાંતિ મળે છે, એ સાંભળી હું પણ આવી છુ. નિસ્સંદેહ આપ પૂર્ણ મહાત્મા છો. આપની સમિપમાં બેસીને મારા મનને થોડી ઘણી શાંતિ મળી છે મહારાજ, શું મને શાંતિ નહિ મળે? શું મારા પાપનું કંઇ પ્રાયશ્ચિત્ત નથી?"

સ્ત્રી રોતી રોતા પોતાના પાપનો વૃતાંત કહેવા લાગી.

તેની કર્મકથા પાપમય હોવા છતાં પણ અત્યંત કરૂણા રસથી પૂર્ણ હતી. એમાં વિષાદ ભરેલો હતો, શોક ભરેલો હતો અને સૌથી અધિક પશ્ચાત્તાપ ભરેલો હતો. નિસ્સહાયાવસ્થામાં તેના એક માત્ર શિશુના મરણની વાત સાંભળી સ્વામીના ભાવહીન મનમાં પણ દયા ઉત્પન્ન થઈ. જે દુષ્ટ પર તેણે વિશ્વાસ કર્યો હતો તેણે તેનું સર્વસ્વ હરણ કરી લઈને ઘરબાર વિનાની ભટકતી ભિખારિણી બનાવી દીધી હતી. જોકે એ સ્વાભાવિક હતું. તો પણ ક્ષમાશીલ સ્વામીને તેને માટે દુઃખ થયું. પાપોના પરિણામ સ્વરૂપ અનેક સાંસારિક દુઃખો, કષ્ટો અને કલેશો સહન કરીને દુઃખિતીને હવે ભાન આવ્યું હતું. પશ્ચાત્તાપના અગ્નિ આગળ હવે તેને સાંસારિક દુઃખોનો અગ્નિ ઠંડો જણાવા લાગ્યો.

હજી તે સ્ત્રી પોતાની કર્મકથા સમાપ્ત કરી રહી નહોતી કે બીજી તરફ ઝાડીમાંથી અવાજ આવ્યોઃ–"સ્વામીજી, હું જ આ દુષ્ટાનો ત્યજાયેલો પતિ છું."

અવાજની સાથેજ બોલનાર પણ કાષાય વસ્ત્રોમાં બહાર નિકળી આવ્યો. સ્ત્રી સુન્ની ઉભી હતી. અનુતાપના આંસુઓની અંજલિ ભરીને વિષાદપૂર્ણવદના દુષ્ટા સ્ત્રી પોતાના પતિનાં ચરણોમાં ઢળી પડી. પાપના પ્રચંડ અગ્નિમા બળતી હોવા છતા પણ તેણે પતિના પવિત્ર પાદ–પદ્મોમાં અપૂર્વ શાંતિ મેળવી.

ગંગાનો અનંત પ્રવાહ, સુનીલ આકાશમા ચમકતાં સપ્તર્ષિ અને ચારે તરફ ઉભેલી પર્વતશ્રેણી ચુપચુપ એ દૃશ્ય નિહાળી રહી હતી. બન્નેમાંથી કોઈને પણ બોલવાનું સાહસ ન થયું. અંતે સ્વામીજીએ ગંભીર સ્વરે કહ્યું:—"તમારી સ્ત્રીને પોતાનાં કરેલાં કૃત્યોપર અત્યંત પશ્ચાત્તાપ થાય છે, તે પાપના અગ્નિમાં બળી ભસ્મ થઈ રહી છે. વળી તેના પાપકર્મમાં પ્રત્યક્ષ રૂપે તો નહિ, પણ પરોક્ષરૂપે તો તમે પણ સહાયક હતા. એથી આ પાપ–પૂર્ણ પૃથ્વીપર પોતપોતાના ખરાબ કૃત્યોપર ધ્યાન આપીને એક બીજાને ક્ષમા આપી દ્યો. સબળ મનુષ્ય જ્યારે માનસિક વેગને રોકી શકવાને અસમર્થ નિવડે છે ત્યારે પછી એક અબળા સ્ત્રી પાસેથી તો ક્યાંથીજ આશા રાખી શકાય?"

ચારે તરફ ઉભેલી પર્વત–શ્રેણી પણ સ્વામીજીની વાતનું સમર્થન પ્રતિધ્વનિના રૂપમા ફરી કહેવા લાગી નિસ્તબ્ધ પ્રકૃતિએ પણ ગંગાના કલકલ શબ્દથી એ પ્રસ્તાવને અનુમોદન આપ્યુ.

ગૈરવસ્ત્રધારી આગન્તુકે કહ્યુ–"સ્વામિન્! આપની આજ્ઞા શિરોધાર્ય છે. પરંતુ આ ઘોર કલંકને માથાપર લઈ સંસારમાં રહેવું એ શું આપ એક ગૃહસ્થને માટે ઉચિત માનો છો?"

સ્વામીજીએ કહ્યું—"તમે જાણો છો કે શહેરમાં તમારે માટે લોકો શું જાણે છે? હજી ખરી વાત પ્રસિદ્ધિમા આવી નથી લોકો કેવળ એટલુંજ જાણે છે કે તમે તમારી સ્ત્રીને સાથે લઈ તીર્થયાત્રા કરવા ગયા છો. જે દિવસ તમે ગૃહનો ત્યાગ કરી નિકળ્યા હતા તે દિવસ આખા શહેરમાં આ વાત એક માણસ સિવાય બીજું કોઈપણ જાણતું નહોતું."

સ્વામીજીની વાત સમાપ્ત થઈ ન રહી એટલામાં તો આગન્તુક તેમના ચરણોમા આળોટી પડ્યો. તેણે કહ્યું–"સ્વામિન્, આપ નિસ્સંદેહ અન્તર્યામી છો."

સ્વામીજીએ તેને હૃદય સાથે ચાંપી કહ્યુ–"અન્તર્યામી નહિ, તમારો બાલ્યસખા શિવાનંદ છું!"

# ફુલવાડી.

## ગુજરાત સંસાર સુધારા પરિષદ્.

ગોધરામાં નવેમ્બર માસની શરૂઆતમાં રાજકીય પરિષદ્ ભરાવાની છે. તે અરસામાં ત્યાં "સંસાર સુધારા પરિષદ્" પણ ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે તે પરિષદનું પ્રમુખસ્થાન સૌ. શારદા મહેતાને આપવામાં આવ્યું છે. પ્રમુખની આ પસંદગી માટે અમે એ પરિષદના કાર્યવાહકોને ધન્યવાદ આપીએ છીએ. હજીસુધી ગુજરાતમાં સંસાર સુધારાની પ્રવૃત્તિ જોઇએ તેટલી લોકપ્રિય થઈ શકતી નથી. તેનાં કારણો અવશ્ય ઘણાં છે. પરંતુ એ હીલચાલના આગેવાનો એ બાબતમાં તદન દોષ રહિત છે એમ અમે કહી શકીએ એમ નથી. સંસાર સુધારાની પ્રવૃત્તિના આગેવાનો પણ કેટલીક બાબતમાં રૂઢીના હીમાયતીઓ થઇ જાય છે; અને રાજા રામમોહનરાય અને શ્રીયુત રાનડેએ સુધારાની જે યોજના વર્ષો ઉપર જાહેર પ્રજા સમક્ષ રજુ કરી હતી તે ચાલી આવતી પ્રથામાં બિલકુલ મણ ફેરફાર કરવાનું યોગ્ય ધારતા નથી. આ જુની હીલચાલમાં હવે નવીન જોસ આવવાની જરૂર છે. એ પ્રવૃત્તિને તદન નવીન અને વ્યાવહારિક દિશામાં લઇ જવાની જરૂર છે. એને તે નવીન દિશા તરફ દોરવાને માટે સૌ. શારદા બ્હેન દરેક રીતે યોગ્ય છે. અમે આશા રાખીએ છીએ કે સૌ. શારદા બ્હેન સુધારાના જૂના ચીલામાંથી જરૂર બાજુપર ખસી જઇ સુધારાના રથને કંઇક નવીન દિશામાં મૂકશે.

## વર્તમાન ચર્ચા.

### હિંદી સ્ત્રીઓ દેશ માટે શું કરી શકે ?

દેશ સેવાના કાર્યમાં હિંદી સ્ત્રીઓ કેવો અને કેટલો હિસ્સો આપી શકે, એ વિષય પર મુંબઇમાં સેન્ડહર્સ્ટ રોડપર વનિતા વિશ્રામના હોલમાં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના આશ્રય હેઠળ મળેલી સ્ત્રીઓની સભા સમક્ષ ,જાણીતા સ્ત્રી કવિ મિસિસ સરોજીની નેડુએ એક જુસ્સાદાર ભાષણ તા. ૩૧ મી જુલાઇ એ આપ્યું હતું

સભાનું કામકાજ શરૂ થતાં લેડી ચંદાવરકરની દરખાસ્તથી સભાનું પ્રમુખસ્થાન મિસિસ જાઇજી જહાંગીર પિટિટને આપવામાં આવ્યું હતું

મિસિસ નેડુએ ઉર્દુ જબાનમાં બોલતાં જણાવ્યું કે, આજ બંગાળા સિંધ અને કાશ્મીરથી મદ્રાસ સુધી દેશમાં સર્વત્ર નવીન જુસ્સો અને જીવન વ્યાપી રહ્યું છે. દરેક લોક દેશ માટે શી સેવા બજાવી શકાય તેનો વિચાર કરે છે. આજે સાંજે એક જંગી સભા મળવાની છે. તેમાં હિંદી પુરૂષો હજારોની સંખ્યામાં મળનાર છે અને હિંદ માતાની તેઓ કેવી સેવા બજાવી શકે એ વિષયપર વિચાર કરવાના છે અને તેથી અત્યારે આપણે

હિંદી સ્ત્રીઓ દેશસેવામા કેટલો અને કેવો હિસ્સો આપી શકીએ તે આપણે જોવાનું છે. આપણા દેશમાં આગળ દ્રૌપદી, સીતા, તારા, અહલ્યાબાઈ વગેરે સ્ત્રીઓ કેવી થઈ ગઈ તેના દાખલા યાદ કરો. સાવિત્રીએ પોતાના પતિને લેવા આવેલા મોતને રોક્યું હતું. એવી બહાદૂર સ્ત્રીઓ તે વખતે આપણા દેશમાં હતી અને હજી પણ દેશમાં ચારે બાજુએ ઓઝલ અને પડદા પાછળ મરશે જેવી હિંમતવાળી સ્ત્રીઓ ઘણી પણ મળી શકે. આપણે પુરૂષોને તેમનાં કાર્યમાં મદદ આપવાની છે. આપણી મદદ વિના એક પગલું તેઓ આગળ વધી શકે તેમ નથી. આપણે આગળ વધી અરસપરસ પ્રેમભાવ જગાવી એકતા કરશું તો પુરૂષોને તેમના કાર્યમાં નવો ઉત્સાહ અને બળ મળશે. પુરૂષોને અનુભવથી ઠીક જ્ઞાન મળ્યું છે. અલગ રહેવાથી, હિંદુ–મુસ્લીમ જુદા રહેવાથી, નાત જાતો જુદી રહેવાથી દેશની કેટલી પાયમાલી થઈ છે, એ તેઓ સારી રીતે જોઈ શક્યા છે અને તેથીજ તેમના અનુભવનો લાભ લઈ આપણે એક થતાં અને ભેદભાવ કહાડી નાંખતાં શીખવું જોઈએ. સ્ત્રીઓ જ્યાં સુધી તેમના લુગડાં, ઘરેણાં, ચુલા અને રસોઈખાંજ પડી રહેશે ત્યાં સુધી દેશની ઉન્નતિ નહીં થાય. તમારી ઘર તરફની ફરજ બજાવાઈ રહે તે પછી તમારે દેશ તરફ પણ ધ્યાન દોડાવવાની જરૂર છે. સ્ત્રીઓ જો ઉમંગથી કામે લાગે તો પુરૂષો કરતાં પણ તેઓમાં વધુ બળ અને શક્તિ રહ્યાં છે. બંગાળાના ભાગલા પડયા ત્યારે ત્યાંનાં સ્ત્રી પુરૂષોએ સ્વદેશી માલ વાપરવાના સોગંદ લીધા હતા. પુરૂષો થોડા વખતમાં કંટાળી ગયા અને તેઓએ ધોતીયાં છોડી પાછાં કોટ પાટલુન પહેર્યાં, પણ સ્ત્રીઓએ હજુ સુધી એ સોગંદ પાળ્યા છે. આગળ ચાલતાં, બાળકોને ઉન્નત અને બહાદૂર બનાવવાને માતા શું કરી શકે છે એ વિષે કેટલુંક વિવેચન કરી તેમણે પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું.

---

## સ્ત્રીઓ અને દેશસેવા.

વડોદરાની શ્રી ચીમનાબાઈ સ્ત્રી સમાજ સમક્ષ રા. ચંદ્રશંકર ન. પંડયાએ "સ્ત્રીઓ અને દેશસેવા" એ વિષય વિષે ગઈ તા. ત્રીજી ઓગસ્ટ ૧૯૧૭ ને શુક્રવારે સાંજે ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં વ્યાખ્યાન આપ્યું હતું. લગભગ ૧૦૦ સ્ત્રીઓ હાજર હતી. આરંભમાં વક્તાએ જણાવ્યું કે આવા સંસ્કારી સ્ત્રી સમાજ સમક્ષ ભાષણ આપવાના પ્રસંગ માટે ખાસ કરીને ગુજરાતની મીઠી મંજરી રૂપ સૌ. શારદા બ્હેન મહેતાને તથા પોતાનાં ભાણેજ સૌ. અવંતિકા બ્હેન આચાર્યને આભારી છે. તે વિષય ઉપર બોલતાં તેમણે નિવેદન કર્યું કે "સ્ત્રીઓ અને દેશસેવા" એ વિષય પસંદ કરવામાં મુખ્ય બે કારણ મુખ્ય હતા. એક કારણ એ કે હિંદુસ્તાન દેશ એવી ગંભીર સ્થિતિમાંથી પસાર થાય છે કે જ્યારે તેનાં સંતાનોનો મુખ્ય ધર્મ જો 'દેશસેવા' નહિ લેખાય તો પછી એ દેશ અન્ય સુધરેલા દેશોની હારમાં નહિ આવી શકે અને પોતાનો ખરો પ્રભાવ દુનિયા ઉપર પાડી નહિ શકે પોતાની પંક્તિઓ ટાંકી તેમણે કહ્યું "લોકાર્પણમાં કહું છું હું લખાતું કોટી લેખમાં, અર્વાચીન યુગે ધર્મ સમાયો દેશભક્તિમાં," બીજું કારણ એ કે દેશનો સાચો અને સ્થાયી ઉદ્ધાર કદાપિ પુરૂષોથી એકલાથી થવાનોજ નથી. જ્યાં સુધી દેશનો સ્ત્રી વર્ગ સાચા હૃદયથી અને ખરી દિશામાં દેશસેવાના કાર્યમાં પુરૂષ વર્ગની સાથે ભાગ લેતો થશે નહિ, ત્યાં સુધી દેશની ખરી ઉન્નતિ અશક્ય છે.

પછી સ્ત્રીઓ માટે દેશસેવાની જરૂર જણાવી તેઓએ કહ્યું કે, મુખ્ય આધાર રૂપ જે વસ્તુ છે, તે દેશ સેવાનો જુસ્સો છે. અને દેશસેવા ક્યા રૂપમાં થાય છે અને કઇ દિશામાં થાય છે તે પ્રમાણમાં ગૌણ છે. શિવમાનસપૂજાના સ્તોત્રમાં એક પંક્તિ આવે છે કે "यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम्!" તેજ પ્રમાણે હાલની જરૂરિયાતોને લીધે હિંદમાતાના સંબંધમાં કહેવા જેવું છે કે "यद्यत्कर्म करोमि तत्तदखिलं मात स्तवाराधनम्!" હે હિંદમાતા, હું જે જે કામ કરૂં છું તે સર્વ તારા આરાધનને માટેજ છે. ભગવદ્‌ગીતામાં જે સમર્પણનો સિદ્ધાંત ઉપદેશવામાં આવ્યો છે તે સિદ્ધાંત હાલની જરૂરીઆતોમા દેશને ગણી અમલમાં મુકવા જેવો છે. આગળ વધતાં વક્તાએ જણાવ્યું કે સ્ત્રીઓ પરોક્ષ રીતે તેમજ પ્રત્યક્ષ રીતે દેશસેવા કરી શકે. શ્રીમતી એની-બિસેંટ, શ્રીમતી સરોજીની નૈડુ, ગં. સ્વ. ડૉ. જમનાબાઇ સક્કઇ, ગં. સ્વ. નાની બ્હેન ગજ્જર, ગં. સ્વ. બાઇજીઁરી બ્હેન; ગં. સ્વ. મગન બ્હેન, સૌ. શારદા બ્હેન આદિ સન્નારીઓની દેશસેવા એ પ્રત્યક્ષ દેશસેવા છે. તેવી પ્રત્યક્ષ દેશસેવા કરવાની શક્તિ સ્ત્રી વર્ગના મોટા ભાગમાં હોતી નથી. તેમ તેને તેવી તક પણ મળતી નથી તો સ્ત્રીઓનો મોટો ભાગ દેશસેવાર્થે સમર્પણના ભાવથી પ્રેરાઇ પોતાના નિત્યધર્મો ઉચી બુદ્ધિથી પ્રેરાઇ બજાવે જાય તો તે દેશ સેવાજ ગણાય. કામ એનાં એજ કરો ફેર માત્ર એટલો કે "દેહને કાજે" ને બદલે "દેશને કાજે" એ ભાર જોઇએ.

## સ્ત્રી-શિક્ષકોનો મોભો અને પગાર.

"વીમેન ગ્રેજ્યુએટસ યુનીયન" સ્ત્રી ગ્રેજ્યુએટોની મંડળીના આશ્રય હેઠળ મિસિસ ક્રેએ તા. ૪ ઓગસ્ટ ૧૯૧૭ ને દિને મુંબાઇમાં એલ્ફીનસ્ટન કોલેજમાં "સ્ત્રી શિક્ષકો-તેમનો મોભો અને પગાર" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. તે વેળા પ્રમુખસ્થાન મિસ પારખે લીધું હતું.

શરૂઆતમાં પ્રમુખે જણાવ્યું કે આજનો નિબંધ તૈયાર કરવા માટે જેમ પૈસા ખર્ચવામાં આવ્યા છે તેમ મહેનત પણ લેવી પડી છે. સંગીન તપાસ પછી પુરી પાડવામાં આવેલી વિગતો તેમાં સમાવવામા આવી છે. એ વિગતો ખાસ શિક્ષકો અને કેળવણી ખાતાંના અમલદારોએ મેળવી આપી છે અને તે આપણા ઇલાકાને લગતી છે. આ કાર્ય માત્ર એક માણસની મહેનતનું પરિણામ નહીં હોવાથી તેમાં કાંઇક વજન પ્રમાયું છે. આ નિબંધ માટે પ્રથમ મિસિસ કામાંઇક્વને વિચાર ઉપજ્યો હતો અને તેમણે એક બે પ્રસંગે સૂચના કરી કે આપણી સ્ત્રી શિક્ષાની ખરી સ્થિતિ શી છે તે મેળવવી. તેમાં પગારને લગતી ખાસ વિગત સમાવવી. આથી અમે છાપેલાં ફોર્મો શાળાઓ ઉપર વહેંચાવ્યાં અને તે મારફત જોઇતી વિગતો મેળવી. એ પ્રમાણે જે વિગતો મળી છે તે આજે તમારી સનમુખ રજુ કરવામાં આવશે. વળી એ માટે સરકારી દફતરોનો પણ આશરો લેવો પડ્યો છે. અમે પ્રથમ ધાર્યું હતું કે, આ નિબંધ ગયા જુન માસમાં મળેલી કેળવણી કોન્ફરન્સ સનમુખ રજુ કરવો કે જેથી તે પર બહોળો વિચાર ચલાવવાનું બની આવે. પણ તેમ

કરવાને બની નહી શકવાથી આજે તમારી સનમુખ પહેલીવાર તે રજુ કરવામાં આવે છે. હવે હું મિસિસ ગ્રેને પોતાનો નિબંધ વાંચવાને અરજ કરૂં છું.

**મિસિસ ગ્રેનું ભાષણ**—મિસિસ ગ્રેએ જણાવ્યું કે આ ઇલાકાની "વીમેન ગ્રેજ્યુએટસ યુનીઅને" કરેલી પરપુછના આધારે આ પત્રમાંના આંકડા રચાયા છે. ગ્રેજ્યુએટસ યુનીઅને આખા ઇલાકામાં છાપેલાં ફાર્મો બોહોળા પ્રમાણમાં વહેંચી તે મારફત દરેક સ્ત્રી શિક્ષકની જાત, તેણે લીધેલી તાલીમ, કેટલી મુદતની નોકરી, તેનો પગાર શું અને ભવિષ્યની આશા શું અને તેમના ઉપર આધાર રાખનારાઓની સંખ્યા કેટલી એવી બધી વિગતો માગી હતી. આ પરપુછ વરસના બે ઘણા ખરાબ મહીના દરમ્યાન કમનસિબે કરવી પડી હતી અને તે એપ્રિલ અને મે હતા. એ વખતેજ ઘણીખરી નિશાળો ગરમીની રજાને લીધે બંધ પડી હતી. ઘણીક સેંકડો મુખ્ય સ્ત્રી શિક્ષિકાએ માયાળુપણે જવાબ યુનીઅનને આપ્યો છે; એથી અમને લાગે છે કે જે અનુમાન ઉપર અમે આવ્યા છીયે તેના પાયા માટે પુરતો પુરાવો તે ગણાશે. મુખ્ય સ્ત્રી શિક્ષિકાએ પુરી પાડેલી વિગતોમાં સરકારી મ્યુનિસિપલ અને લોકલ બોર્ડ સ્કુલો માટેની કેળવણી ખાતાંની ડીરેકટરીઓથી સંગીન વધારો કરવામાં આવ્યો છે. કુલ્લ ૧૪૪૬ શિક્ષિકા વિષે એ વિગત મળી છે. તે શિક્ષિકા મુંબઇ, પુના, અમદાવાદ, કરાંચી, સુરત, ભરૂચ, સતારા, શાહરાનપુર, ઇગતપુરી, ખંડાલા, શોલાપુર, સકર, વાઇ, અહમદનગર, નાશક, ખાનદેશ, પશ્ચિમ ખાનદેશ, થાણા, ખેડા, પંચમહાલ, બેલગામ, ધારવાડ અને ૯ નહીં જણાવેલાં બીજાં શહેરોનાં નામો છે.

એ ૧૪૪૬ શિક્ષિકા સમજાતમાં સમાઇ જાય છે. ઇંગ્લંડમાં તેમના માત્ર બે વિભાગ પડાય-પ્રાથમિક અને માધ્યમિક. હિંદમાં પેટા વિભાગો ઘણા ગુંચવણભર્યા થઇ પડે એમ છે. આંકડાઓ ઉપરથી હું એવા અનુમાન ઉપર આવી છું કે દેશી શાળાઓની નાણાં સંબંધી સ્થિતિ સારી છે. ત્યાંથી સ્ત્રીઓને પુરૂષ શિક્ષકોના જેટલોજ પગાર મળે છે અને કેટલાક દાખલામાં તેથી વધારે સારો પગાર મળે છે. સિંધ સિવાય બીજે ક્યાયે પણ મેહોમેદન સ્ત્રી શિક્ષક જોવામાં આવતી નથી. સ્ત્રી શિક્ષકો તરીકે મોટે ભાગે એંગ્લો-ઇંડીઅન અને પારસી શિક્ષકો છે. તેઓ એમ સમજે છે કે શિક્ષણની ખાસ જરૂર છે. એમની નાણાં સંબંધી સ્થિતિ નબળી છે. તેઓને માત્ર પગાર મળે છે, પેનશન જેવું કાંઇ નથી. તેમની નોકરીની સરેરાસ મુદત ૩ા વરસની છે, જે અજબ પ્રકારે ટુંકી છે. દેશી શાળાઓ, મ્યુનિસિપલ અને લોકલ બોર્ડ હસ્તક ચાલે છે. નાનાં ગામડાંમાં તેમનો માસિક પગાર રૂ. ૯ નો છે, જે પુરૂષ શિક્ષકના પગાર કરતાં ઓછો છે. પરગામમાં ખાનગી સ્કુલ માત્ર અમદાવાદમાં જોવામાં આવે છે. ખાનગી-સ્કુલોમાં વધારે ચપળ શિક્ષિકા હોય છે અને તેમને પગાર સારો મળે છે. ખાનગી સ્કુલો મોટે ભાગે મુંબઇ અને પુનામાં છે. મિશન ખાતા તરફથી ઘણી સ્કુલો ચલાવવામાં આવે છે. સ્ત્રી શિક્ષકોની ઉમર ૨૦ થી વીશીને ૩૫ વરસની હોય છે. લોકલ બોર્ડની સ્કુલોમાં પગાર રૂ. ૧૧ નો છે. ઇંગ્લાંડમાં ગામડાંઓની સ્કુલો સ્ત્રી શિક્ષિકાના પોતાના ઉત્સાહથી ચલાવવામાં આવે છે. વળી ત્યાં વાચનને ખાતર સારા કામ માટે ખાસ ભથ્થાં આપવામાં આવે છે. ઇંગ્લાંડ કરતાં હિંદમાં સાંસારિક રિવાજ સ્ત્રી શિક્ષક માટે તદ્દન ઉલટો છે. ઇંગ્લાંડમાં ડાહપણ્ શિક્ષકને પોતાના ઘરના,

ઘણીના કે બાળકના કામકાજમાં પડવુ પડતું નથી હિંદમાં તેથી ઉલટું છે. શિક્ષણ સાથે તેમને ઘર સંસારના કામમાં પણ વળગવુ પડે છે. પરણેલાં શિક્ષકો ઝાઝાં જોવામાં આવતાં નથી. ઉલટુ શિક્ષક લગ્નની ગાંઠથી જોડાતા શાળા છોડી જાય છે. હાઈસ્કુલોમાં પણ એંગ્લો-ઈંડીયન અને પારસી શિક્ષકોજ જોવામાં આવે છે તેમા મિશનરી ખાતાંઓ સમાઈ જાય છે

મિશનરી ખાતાંના શિક્ષકો ઈંગ્લાંડથી આવે છે મુંબઈમાં તાલીમ લીધેલી સ્ત્રી-શિક્ષકને યુરોપિયન શાળામા રૂ. ૯૯ નો, જોન કોનન સ્કુલમાં રૂ ૯૪ નો અને બિનતાલીમ લીધેલી સ્ત્રી શિક્ષકને રૂ ૬૩ નો પગાર મળે છે. પારસીઓ મારફતે નિભાવાતી સ્કુલ જેવી કે એલેક્ઝાંડ્રા સ્કુલમાં કેળવાયલી શિક્ષકને રૂ. ૭૪ નો અને બિનતાલીમવાળી સ્ત્રી શિક્ષકને રૂ ૪૪ નો પગાર મળે છે ટ્રેનીંગ કોલેજ માટે ખાસ માગણી થતી રહી છે ઉપલા પગાર કાંઈ પુરતાં ગણાય નહી. વળી હાલ જિંદગી ભોગવવાના ખર્ચ વધી ગયા છે હવે વખત આવી પુગ્યો છે કે જ્યારે સારા પગાર અને પેનશન માટે જોગવાઈ કરાવવા આપણે સઘળી સ્ત્રીઓએ એકત્ર થઈ કામ લેવું. અત્રે જુદા જુદા ૭ નાઓનીસ્કુલોમા શા પગાર આપવામાં આવે છે, તેના આંકડા ટાંકી બતાવી, મિસિસ ગ્રેએ જણાવ્યુ કે સરેરાસ પગાર રૂ. ૨૫ નો આવે છે.

1 મિસ કન્ટ્રાક્ટરે જણાવ્યુ કે શિક્ષકનો ધંધો ઉત્તમ છે. કોમળ વયનાંઓને તાલીમ આપી તેમના ચારિત્ર ખીલવવાનું કામ શિક્ષકોનુ છે એ શિક્ષણ ફરજિયાત આપવુ એ એક મોટુ કામ છે તાલીમ આપવાનુ કામ કાંઈ પૈસા માટે થવુ જોઈયે નહી. એ તો જાણીતી વાત છે કે પુરૂષ કરતા સ્ત્રી શિક્ષકના કામમાં વધુ લાભ ધરાવે છે.

પ્રમુખે જણાવ્યું કે એવુ કહેવામા આવશે કે હિંદ માટે હિંદી સ્ત્રી જે કાંઈ કહે તેજ સત્તા સમાન ગણાય, કારણ તે ખાસ તેવી હવામાં ફરે છે તથા તેના આચાર વિચાર જાણે છે. મુંબઈમાં વસનારાઓને ગામડાની જીંદગીનો કાંઈ ખ્યાલ હોતો નથી. શિક્ષક વર્ગને પોતાની જિંદગીના ઉત્તમ વખત દરમ્યાન કામ કરવું પડે છે મિસિસ ગ્રેએ વાંચેલો નિબંધ મનન કરવા જોગ છે બાદ ભાષણકર્તાનો ઉપકાર માની સભા વિસર્જન થઈ હતી.

---

## "સ્ત્રીત્વ"

ગઈ તા. ૨૬ મી ઓગસ્ટ ૧૯૧૭ ને દિને અમદાવાદમા સાંજે પ્રેમાભાઈ હોલમા મીસીસ શારદા સુમંત મહેતાના પ્રમુખપણા નીચે વડોદરાના રીટાયર્ડ જજ મી અબ્બાસ એસ. તૈયબજીએ સ્ટુડન્ટ્સ બ્રધરહુડના આશ્રય નીચે "Womanhood" સ્ત્રીત્વ ઉપર નીચેની મતલબનું ભાષણ આપ્યુ હતું

ભાષણકર્તાએ પોતાના ભાષણમાં જણાવ્યુ હતુ કે આજના વિષયથી કેટલાકને નવાઈ લાગશે પણ સાધારણ સ્ત્રી કરતાં સ્ત્રીત્વ કાંઈક વધારે છે સાંસારિક ટેવો, કાંઈક જુના અને હમેશના પરિચયથી સ્ત્રીજાતિને આપણે સ્ત્રીત્વ સાથે ભેળી નાંખીએ છીએ પણ આ બે બાબતોમા તફાવત છે. સ્ત્રીત્વ શું છે ? કુદરતે આ સૃષ્ટિ બનાવતી વખતે વ્યક્તિ બનાવી

નહોતી પણ જાતિ રહિત "પ્રોટાઝોઆ" બનાવેલી જેમાં ઉત્પાદક શક્તિ હતી. ત્યાર પછી અસંખ્ય પ્રયોગોથી જાતિ ઉત્પન્ન થઈ. આ પ્રમાણે નારી જાતિ હયાતિમાં આવી પણ તેમાં માતૃત્વ નહોતું. તે પછી માતૃત્વ થયું અને કેટલાંક પ્રાણીઓ સેંકડો અને હજારો સંતતિને પેદા કરતાં પણ તેનું પોષણ કરવાની જરૂર પડતી નહીં. ધીમે ધીમે પોતાની સંતતિને રક્ષણ આપી શકાય એવો કાળ આવ્યો પણ આ રક્ષણની ગરજ લાંબો વખત પડતી નહીં. ક્રમે ક્રમે એક મનુષ્ય પેદા થયું પણ તે માસ અને હાડકાંનું હોવાથી તેનું રક્ષણ ઘણો વખત કરવું પડ્યું. પરિણામ એ આવ્યું કે બાળકનું રક્ષણ, પોષણ અને શિક્ષણ વગેરેમાં માતૃભાવ વધ્યો. ત્યાર પછીના જમાનામાં પુરૂષને ફક્ત પોતાની હયાતિ ટકાવવાની કાળજી થઈ પણ સ્ત્રીજાતિને તો બીજાની જીંદગી સાચવવાની ચિંતા નથી આ પ્રમાણે માતૃપ્રેમ ઉત્પન્ન થયો. આ પ્રેમ સઘળા પ્રેમ કરતાં વધારે પવિત્ર પ્રેમ છે. માતા તરીકે પોતાની ફરજ બજાવતાં સ્ત્રીજાતિને ધિરજ, દિલસોજી, સંભાળ, નમ્રતા, અને વધારામાં આત્મભોગ આપવાનો સદ્ગુણ પ્રાપ્ત થયો. સંસાર અને ધર્મની અહીંથી શરૂઆત થઈ.

માત્ર પોતાની હયાતિ ટકાવવાને માટે નહીં પણ બીજાની હયાતિ જાળવી રાખવા માટે પ્રેમની ઉત્પત્તિ થઈ અને માણસના કુળો ઘડનારૂં સાર્વભૌમ સત્વનું લક્ષ્યબિંદુ ઘડાયું. જે જે સદ્ગુણ સ્ત્રી આચારમાં મૂકતી તેવડે મનુષ્યત્વ ઘડાતું. તમામ દેશોનો ભૂતકાળનો ઇતિહાસ તપાસતાં ગૃહિણીનું લક્ષ્યબિંદુ ગૃહસ્થના લક્ષ્યબિંદુ કરતાં શ્રેષ્ઠ માલમ પડશે. જ્યાં સ્ત્રીઓની અધોગતિ હોય છે ત્યાં પુરૂષોની પણ હોય છે. એકની ચડતી તે બીજાની ચડતી અને એકની પડતી તે બીજાની પડતી છે. અત્યારે સ્ત્રીત્વની ઉચ્ચ ભાવના નીચી પડેલી લાગે તો જાણવું કે પુરૂષત્વની ભાવના પણ હેઠે બેઠી છે. આપણામાં કાંઇ ખામી છે, એમ ખાત્રી થાય તો તે સુધારવાથી સ્ત્રી જાતિમાં પણ સ્ત્રીત્વ આવશે.

રામાયણ અને મહાભારત પછી કેટલો બધો ફેરફાર થયો છે? અર્જુન, રામ અને લક્ષ્મણનાં ચારિત્ર્યો તપાસો. દ્રોપદી, સીતા અને રુક્મિનીનાં સતિત્વ યાદ કરો. તે જમાનામાં સ્ત્રી પુરૂષ પરસ્પરનો ઉદ્ધાર કરનારાં હતાં. અત્યારે સ્ત્રીઓને પોતાનો પતિ પસંદ કરવા દેવામાં આવતો નથી અને સ્ત્રી પુરૂષ સાથે ફરી કે ચાલી શકતાં નથી તે વખતે પતિ અને દિયરોની સાથે દ્રૌપદીની પેઠે વનવાસ સેવવાને તૈયાર થાય એવી સ્ત્રીઓની આશા રાખી શકાય? મહાભારત પછીનો જમાનો એવો આવ્યો કે સ્ત્રીને ફક્ત પ્રજા ઉત્પન્ન કરનારી દાસી જેવી ગણવામાં આવી. સ્ત્રીઓની આવી હાલત વચલા કાળના ધર્મ-ગુરૂઓએ કરી નાખી. પરિણામે સ્ત્રીત્વ અને પુરૂષત્વની અધોગતિ થઇ.

રામ વનવાસ જાય છે ત્યારે સીતાને ઘેર રહી કુટુંબની સેવા કરવા રામ આજ્ઞા કરે છે તે વખતે સીતાએ આપેલો જવાબ રામાયણમાં ઘણો હૃદયદ્રાવક વર્ણવેલો છે. ત્યાર બાદ રાણી કૌશલ્યા સીતાને પતિ સાથે જતી વખતે જે શિખામણ આપે છે તે પણ મનન કરવા જેવી છે અને સૌથી વધારે ધ્યાન ખેંચનારો બનાવ લંકામાંથી પાછાં આવતાં પોતાના શિયળની ખાત્રી અગ્નિ પ્રવેશ કરીને સીતા કરી આપે છે તે વખતનો છે.

પ્રાચીન જમાનાના શૂરવીરોમાં લક્ષ્મણની જોડી મળવી મુશ્કેલ છે. રામ સાથે વનવાસ જવાનો હઠ લઇને તે અહોરાત્ર સીતા અને રામનું રક્ષણ કરે છે અને સેવા ચાકરી કરે છે. વનવાસમાં એક પ્રસંગે લક્ષ્મણને સીતાનું રક્ષણ કરવા બેસાડીને મૃગયા કરવા માટે રામ જાય છે અને કહે છે કે સીતાને એકલી મૂકીને તું ક્યાંઇ જઇશ નહીં. બાદ થોડા વખત પછી રામની કારમી ચીસ સંભળાય છે તે વખતે તેની મદદે જવા સીતા લક્ષ્મણને આગ્રહ કરે છે ત્યારે લક્ષ્મણને ભાઇનો હુકમ બજાવતા આ પ્રસંગે સીતા તરફથી કેવાં સખ્ત મ્હેણાં સહન કરવા પડે છે તે આજના જમાનામાં કેટલાક દિયરો સહન કરી શકશે ?

ધાર્મિક અંધશ્રદ્ધા અને ધર્મગુરૂઓની સંકુચિત દષ્ટિ તથા બીજા અનેક કારણોથી સમુન્ત હિંદમાં ભંગાણ પડ્યું, પરદેશી જાતો હિંદ ઉપર ચડી આવી, આર્થિક હાલત તુટી પડી, રાજદ્વારી જીંદગી સમુળગી નાશ પામી અને લશ્કરી જુસ્સો જતો રહ્યો, મનુષ્યત્વનો ધ્વંસ થયો એટલે સ્ત્રીત્વનો ધ્વંસ થાય એમાં નવાઇ નથી

હિંદની હાલત પરાધીન થવાથી, પુરૂષોનુ પરાક્રમ નષ્ટ થવાથી, સ્ત્રીઓનુ શૌર્ય શિથિલ થવાથી, સ્ત્રીઓ ફક્ત રસોડુ સંભાળવા અને છોકરાં જણવાને સરજાયેલી છે એવી ભાવના વધવાથી સ્ત્રીના સ્ત્રીત્વ ઉપર આવરણ ચડી ગયુ અને હિંદ હરેક રીતે હિણાયુ

આખરે ૧૮૮૦ પછી જમાનો બદલાયો, પશ્ચિમનુ વાતાવરણ પૂર્વમાં આવ્યુ, આર્થિક, સાંસારિક અને રાજદ્વારી જાગૃતિ થઇ અને હવે તેથી પણ વધારે સુધારા અને ફેરફાર નજીક દેખાય છે પુરૂષોમાં મનુષ્યત્વ આવ્યુ છે અને સ્ત્રીઓમા સ્ત્રીત્વ આવવા માંડયુ છે સ્ત્રીઓ હવે પનિયારીઓ અને દાસી જેવી ગણાતી બંધ થશે

સ્ત્રીઓએ પોતાના બાળકોને શિક્ષણ આપવાની લાયકાત ધરાવવી જોઇએ ઇશ્વર, માબાપ અને દેશ પ્રત્યેની ફરજ શુ છે તે બાળકોને સમજાવવુ જોઇએ આપણી સ્ત્રીઓએ આપણુ ઘર પોતાના પ્રેમથી મધુર બનાવવુ જોઇએ અને આપણી મદદગાર થવુ જોઇએ એટલુંજ નહી પણ આપણી અભિલાષાઓ અને આશાઓ પાર પાડવામાં આપણને મદદગાર થઇ પડવુ જોઇએ.

પ્રાચીન કીર્તિ પાછી મેળવવાનાં પગથીઆ ઉપર સ્ત્રીઓ હવે ચડવા લાગી છે માટે સ્ત્રી પુરૂષના કરતાં ઉતરતી છે એ ખ્યાલ કાઢી નાખો સ્ત્રી ઉતરતી છે એમ માનવુ તે પુરૂષોનું સ્વાર્થપણું બતાવે છે. અત્યારસુધી તમે એકલા જ રહ્યા અને કોલેજોમાં ભણ્યા છો અને તમારી પુત્રીઓએ તમારા પુત્રો જેટલી કેળવણી લીધી નથી તેથી તમે ખિન્ન થાઓ છો પણ તે માટે તમારે તથા આપણે બધાએ શરમાવુ જોઇએ કે ૨૦ મી સદીમા આપણી સ્ત્રીઓની આ દશા છે.

• મારે તમને કહેવું જોઇએ કે સ્ત્રી જાતિમા સ્ત્રીત્વ એ કાંઇ અલૌકિક વસ્તુ છે રાજમા રાજત્વ છે તેમ સ્ત્રીત્વ, છે એટલુ જ નહીં પણ તે કાંઇ પવિત્ર વસ્તુ છે રાજા જેમ આપણા પૂજ્યભાવ અને આપણી જિંદગીનો હક્કદાર છે એટલો જ હક આપણી સ્ત્રીજાતિના સ્ત્રીત્વનો આપણા ઉપર છે સ્ત્રીત્વની ખાતર આપણી મા, બેન, સ્ત્રી, ધર્મની કે પરધર્મની, અરપર્શ્ય કે ગમે તે સ્ત્રીજાતિ પ્રત્યે હરેક પ્રસંગે આપણે પૂજ્યભાવ બતાવવો

જોઇએ અને વખત આવ્યે તેની ખાતર આપણી જીંદગીનો પણ ભોગ આપવો જોઇએ. કોઇ સ્ત્રી ભયમાં હોય તો તેને બચાવવા આપણે વિચાર કરવા ઉભા રહીએ તે શું આપણો પુરૂષાર્થ છે ? જો આપણામાં પુરૂષત્વનો કાંઇ પણ અંશ હશે તો આપણે એકદમ તેની મદદે જઇશું.

નહીં ઇચ્છવાજોગ સ્ત્રી વર્ગ છે તેના કરતાં નહીં ઇચ્છવા જોગ પુરૂષ વર્ગ વધારે છે એટલે તમામ સ્ત્રીઓ વિષે હું બોલતો નથી પણ જેનામા આદર્શ સ્ત્રીત્વ છે તેના વિષે હું બોલું છું, આપણે ન્યાત જાત કે સાંસારિક બાબતોને અલગ રાખીને માત્ર સ્ત્રીત્વને માન આપવાનું છે. આટલું યાદ રાખજો કે સ્ત્રી એ નારી જાતિનું મનુષ્ય પ્રાણી છે એટલું જ નહીં પણ તેનામાં પવિત્ર સ્ત્રીત્વ છે માટે આ સ્ત્રીત્વને માન આપીને તમે તેના પવિત્ર આત્માને ખીલવશો, જેથી કરીને તેઓ કુદરતે તેમને જે હેતુ માટે સરજી છે તે હેતુ પાર પાડે અને ઉછરતી પ્રજાના પુરૂષત્વનો પાયો ઉંડો અને મજબુત કરે અને તેમ થવાથી સ્ત્રીઓ પોતાની કીર્તિને જમાવશે અને તેને લીધે તમે તમારૂં પુરૂષત્વ પ્રાપ્ત કરી શકશો.

## પ્રમુખનું ભાષણ.

પ્રમુખ મીસીસ શારદા સુમંત મહેતાએ જણાવ્યું હતું કે મી. અભ્યાસ એસ. તૈયબજીએ આજે થોડા વખતમા અને ટુંકામા સ્ત્રીત્વ જેવા મહાન વિષયને બરાબર ચર્ચ્યો છે અને આપણને ઘણો લાભ કર્યો છે. કોઇ પણ દેશમાં સ્ત્રીત્વની સ્થિતિ ઉપરથી પુરૂષત્વની સ્થિતિનું ભાન થાય છે. સ્ત્રી એ ભવિષ્યની માતા અને ઘરની વ્યવસ્થા રાખનાર છે અને તેનામાં દૈવી અંશ છે માટે તેને માન આપવુ જોઇએ. સ્ત્રીની ફરજો પુરૂષ કરતાં જૂદી હોઇ તેમના મન તથા તનનું બંધારણ પણ મૃદુ ઘડાયું છે અને તેમનામાં સહનશીલતાનું પરિમાણ વધારે છે. આ ગુણનું દર્શન આપણને હાલના યુદ્ધમાં થઇ આવે છે. પોતાના પતિ અને પુત્રોને લડાઇમાં મોકલી સ્ત્રીઓએ સ્વાર્થત્યાગ દર્શાવ્યો છે એટલું જ નહીં પણ રૂશિયામા તો ઘણીક સ્ત્રીઓ રણક્ષેત્રમા લડવા ગઇ છે. આપણને આપણો ઇતિહાસ પણ તે જ શીખવે છે. આજના ભાષણકર્ત્તાએ આપેલા સાવિત્રી, સીતા અને બીજી સતિઓના દાખલા મશહુર છે અને વચલા કાળમા મીરાંબાઇ, ચાંદબીબી, રાણી ભવાની અને અહલ્યાબાઈ જેવી સ્ત્રીઓએ પણ આપણને પોતાનું સ્ત્રીત્વ બતાવી આપ્યું છે. ઇંગ્લાંડની સ્ત્રીઓએ ચુંટણીનો હક મેળવ્યો છે. ત્યાં 'ઇન્ટરનેશનલ પીસ' પ્રજાવર્ગીય સંધિ જેવા મંડળોમાં સ્ત્રીઓ સામેલ છે. પુરૂષો જીવ આપે છે અને સ્ત્રીઓ સ્વદેશાભિમાન બતાવી જુદી જુદી જાતની મદદમાં ફરતી રહી છે અને પુરૂષોની બરાબર આવવા મંથન કરે છે. હિંદમાં પણ હવે સ્ત્રીઓમા પવિત્ર ભાવના જાગૃત થતી જાય છે. આજના ભાષણકર્ત્તાનો આપણે આભાર માનીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આવા લાભ આપણને ઘણીવાર મળે.

બાદ પ્રમુખ તથા ભાષણકર્ત્તાનો આભાર માની સભા બરખાસ્ત થઇ હતી,

---

# સંત કબીર.

" સાચ બરાબર તપ નહીં, જુઠ બરાબર પાપ;
જાકે હિરદે સાચ હય, તાકે હિરદે આપ. "

મહાત્મા સંત કબીર સાહિબના સંબંધમાં સર ચાર્લ્સ જેમ્સ લાયલ નીચે પ્રમાણે લખે છે.—

" કબીરજી પંદરમી સદીના આગલા અર્ધ ભાગમાં થઈ ગયા, અને ઉત્તર હિંદુસ્તાનના વૈષ્ણવ ધર્મોદ્ધારકોમાં તે સૌથી વધારે પ્રખ્યાત છે. તેઓ ગુરુ રામાનંદના બાર શિષ્યોમાંના એક ગણાય છે. તે પોતે જયદેવ* અને નામદેવ†નાં નામ પણ પોતાના શિક્ષક તરીકે ગણાવે છે. દંતકથા એવી છે, કે કબીર કોઈ બ્રાહ્મણ વિધવાનો પુત્ર હતો. માતાએ તેને બહાર મૂકી દીધેલો. અલી અથવા નીરૂ નામના મુસલમાન વણકરને બનારસ પાસેના લહર તળાવમાં તે એક કમળ ઉપરથી મળી આવ્યો. એ વણકરની વહુનું નામ નીમા હતું. બંનેએ તેને મુસલમાન તરીકે ઉછેર્યો. કબીરજીએ પોતાની જિંદગીનો મોટો ભાગ બનારસમાં ગાળેલો જણાય છે, અને પાછળથી તેઓ મગહર ગયેલા. એ ગામ હાલના બસ્તી નામના પ્રદેશમાં આવેલું છે. ત્યાં કબીરજી ઇ. સ. ૧૪૪૯માં વિદેહ થયા કહેવાય છે. તેઓ પ્રથમ મુસલમાન અને વણકર હતા, એ બાબતમાં શંકા કરવાનું કશું કારણ જણાતું નથી. તેનું પોતાનું નામ અને તેના દીકરા કમાલનું નામ મુસલમાની છે, હિંદુ નથી. તેણે ગુરુ રામાનંદના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો, એ હકીકત તે વખતે ઉત્તર હિંદુસ્તાનમાં નવાઈની ગણાય તેવી નહોતી. આગલા શીખ ગુરુઓનો ધર્મ, કે જે મુખ્યત્વે કરીને કબીરના શિક્ષણ ઉપર સ્થપાયેલો હતો, તેમાં પણ હિંદુ ધર્મને ઇસ્લામની સાથે એક કરવાનો ઉદ્દેશ હતો; અને પદ્માવતનો કર્તા મલીક મોહમ્મદ, કે જે કબીરજીની પાછળ સો વરસે થઈ ગયો, તેના દાખલા પરથી જણાય છે, કે બંને ધર્મ વચ્ચેનો સંબંધ કોઈ વાર અતિશય નિકટ થઈ જતો. કહેવાય છે, કે કબીરજીનું મૃત્યુ થયું, ત્યારે હિંદુઓ તથા મુસલમાનો બંનેએ તે પોતાના ધર્મના હોવાનો દાવો કરેલો; અને મગહરમાં તેમના મકાનેથી યાદવસ્ત નિકળી. ત્યારે કબીરજીના પોતાના પ્રગટ થવાથી વિવાદની શાંતિ થયેલી. કબીરજીએ કહેલું, કે કફનની નીચે શું છે તે તો જુઓ! અને તરત તેઓ અદૃશ્ય થયેલા. કપડું ઉંચું કરતાં નીચે ફુલના ઢગલા સિવાય બીજું કશું નહોતું. અર્ધાં ફુલ મુસલમાનોએ લઈને દફનાવ્યાં; અને બાકીનાં અર્ધાં હિંદુઓએ લઈને બાળ્યાં.

" ભક્તિમાર્ગના સમર્થ ઉપદેશક તરીકે કબીરજીની ખ્યાતિ મોટી છે. ઉત્તર હિંદુસ્તાનમાં કબીરપંથીઓની સંખ્યા હાલ પણ દસ લાખ કરતાં વધારે છે. પંથનું મુખ્ય સ્થાનક બનારસમાં કબીર ચૌરામાં છે, અને ત્યાં તેના ગ્રંથો જાળવી રખાયા છે, જો કે મોટે ભાગે તે તેના શિષ્યોને હાથે લખાયા છે.

" તેની સાખીઓ સુમારે ૫,૦૦૦ છે, અને 'શબ્દાવલિ' કરીને એક હજાર શબ્દોનો

---

* ગીત ગોવિંદ વગેરેના કર્તા પ્રસિદ્ધ સંસ્કૃત કવિ. † નામાંકિત મરાઠી કવિ.

ગ્રંથ છે, જેમાં તેના સિદ્ધાંતોનુ વિવેચન છે. નાનકસાહીઓ અને દાદુપંથીઓ તથા શીખો પણ તેને ગુરૂ તરીકે માન આપે છે

"કબીરના અનુયાયીઓ અવિવાહિત રહેતા નથી, અને શાંત જીવન ગુજારે છે. વિત્સન તેમને બ્રિટનના કવેકરો સાથે સરખાવે છે."

કબીરજી સંબંધી આટલી થોડીજ વાતો નોંધીને હવે અમે તેના અમૂલ્ય ઉપદેશમાંથી એક નવી મણિરત્નમાલા અમારા વાચનારાઓને આપવા સારૂ પ્રવૃત્ત થઇએ છીએ —

"કબીર કુત્તા રામકા, મોતી નામ ધરાય;
ગલે બિચ દોરી પ્રેમકી, જિત ખેંચે તિત જાય."

અર્થ સ્પષ્ટ છે. નમ્ર ભક્ત હજી પોતાની નમ્રતા વધારે પ્રગટ કરે છેઃ—

"દાસ કહાવન કઠિન હય, મેં દાસનકો દાસ;
અબ તો એસા હો રહું, પાંઉ તલેકી ઘાસ!"

જગતની ક્ષણભંગુર વસ્તુઓમાં સુખ સમજનારને કબીરજી કહે છેઃ—

"જુઠે સુખકો સુખ કહે, માનત હય મત મોદ;
જગત ચબેના કાલકા, કછુ મુખમેં કછુ ગોદ."

જગત્ કાલનું ચવેણું એટલે ખોરાક છે, જેમાંનો કેટલોક મ્હોમાં ચવાતો હોય છે, અને બાકીનો ખોળામાં પડયો હોય છે.

"આયા હય સો જાયગા, રાજા રંક ફકીર:
કોઇ સિંહાસન ચઢ ચલે, કોઈ બંધ જાત જંજીર!"

કોઇ રાજ્યાદી ભોગવીને, તો કોઇ બંધીખાને રહીને, પણ સૌ જવાના છે. અને તેટલા માટે કબીરજી ચેતાવે છે —

"જાગો લોકો, મત સોવો, ન કરો નીંદસે પ્યાર:
જૈસો સપનો રૈનકો, એસો યહ સંસાર!".

પણ મરણ એટલે શું* કોણ મરે છે? કબીરજી સમજાવે છે —

"મરૂં મરૂં સબ કોઈ કહે, મેરી મરે બલાય •
મરના થા સો મર ચુકા, અબ કોન મરેહિ જાય?"

દુનિયામાં સૌ કોઇ કહે છે, કે 'હું મરૂં છુ' 'હું મરૂં છું', પણ કબીરની તો બલાએ મરતી નથી. કારણ કે જે મરવાનું હતું, તે બધુ મરી ગયું. ત્યારે બાકી શું રહ્યું, કે તે મરી જાય?

* સરખાવો —

"या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

અર્થ.—" જે સર્વ ભૂતની રાત્રિ છે, તેમા સંયમી જાગે છે, જેમા ભૂતો જાગે છે, તે જોનાર મુનિને રાત્રિ છે." શ્રીમદ્ ભગવદ્ ગીતા.

ફરી એ વિચારને વધારે સ્પષ્ટ રૂપમાં મૂકે છે:—

"મન મુવા, માયા મુઈ, સંશય મુવા શરીર;
અવિનાશી તો ના મરે, તુ ક્યું મરે કબીર !"

એથી પણ આગળ ચાલીને કબીરજી એક વધારે મહત્ત્વનું સત્ય બતાવે છે:

"જીવતસેં મરનો ભલો, જો મર જાણે કોય:
મરને પહેલે જો મરે, કુલ ઉજિયારા હોય !"

આ દોહરા ઉપરથી લડાઇમાં કામ કરનારા બ્રિટિશ અને હિંદી સિપાઈઓને પણ ઘણો ઉપદેશ મળે તેમ છે. કબીરજી મરણ પહેલાના જે મરણની વાર્તા કરે છે, તે સ્વાર્થ કામનાના અહંકારનું મરણ છે

વળી, જાણે આપણનેજ કહેતા હોય તેમ, કબીરજી કહે છે —

"અજહુ તેરા સબ મિટે, જો જગ માને હાર:
ઘરમેં ઝગડા હોત હય, સો ઘર જારહિ ડાર !"

અર્થ —"જો તું એમ સમજે, કે જગતમાં મળતી બધી ફતેહો હારજ છે, તો તારી બધી જંજાળોનો છેડો આજેજ આવી જાય. માટે આ તારા ઘટમાં જે મારામારી ચાલી રહી છે, ઇંદ્રિયોની જે ખેંચતાણ થયા કરે છે, તેને તું બાળી મૂક ! કારણ કે —

"ઘર જાલે ઘર ઊગરે, ઘર રાખે ઘર જાય:*
એક અચંબા દેખિયા, મડા કાલકો ખાય !"

આ પ્રકારની વાણીને આપણા લોકો "અવળ વાણી" ના નામથી ઓળખે છે. ઘર બાળ્યાથી ઘર ઉગરે છે, એ ખરી વાત છે, પણ જે ઘર બળે છે તે જુદું છે, અને જે ઉગરે છે તે જુદું છે. જે ઉગરે છે તે આત્માનું જીવન છે, અને જે બળે છે તે અહંકારનું. મસ્તોના જીવન માટે કબીરજી કહે છે — .

"સૂલી ઉપર ઘર કરે, બિખકા કરે અહાર,
કોપ તીનકો ક્યા કરે, આઠ પહર હુશિયાર !"

પણ આ "સૂલી ઉપર ઘર" કરવાનો ઉપદેશ આપનાર મહાત્માનું હૃદય દયારસથી ભરપૂર છે. જાણે કે હાલના વખતને માટે કહેતા હોય તેમ કબીરજી કહે છે —

"જલતી આઈ વાદલી, બરખન લાગા અંગાર;
ઊઠ કબીરા ! દૌર જા, દાઝન હય સંસાર !"

અને દાઝના સંસારીઓને તે કહે છે —

* સરખાવો —

"He that findeth his life shall lose it : and he that loseth his life for my sake, shall find it," Matthew, II 39—

અર્થ —"જે પોતાનું જીવન મેળવે છે, તે તે ખોશે, અને જે મારી ખાતર પોતાનું જીવન ખુએ છે, તે તે મેળવશે" માથી, ૧૧ ૩૯.

"સુખમેં સુમરન ના કરે, દુ:ખમેં કરે જો યાદ,
કહે કબીર તા દાસકી કૌન સુને ફરિયાદ?"

હિંદુસમાજે કબીરજીને મહાત્મા તરીકે સ્વીકારેલા છે, છતાં તેના કેટલાક ઉપદેશની અસર જોઇએ તેવી થઇ નથી. ઉદાહરણ તરીકે, તે કહે છે —

"પત્થર પૂજે હરિ મિલે, તો મેં પૂજું ગિરિનાથ:
સબસેં તો ચક્કી ભલી: પીસ પીસકે ખાય!
કુબુદ્ધિકો સૂઝે નહીં ઉઠ ઉઠ દેવલ જાય:
દિલ દેહુરાકી ખબર નહિ, પત્થરતે ક્યા પાય?"

નીચેની સાખી જરા ચકિત કરે તેવી છે —

"મકકે મદિને મેં ગયા, વહાં ભિ હરકા નામ:
મેં તુજ પૂછું હે સખિ! કિન દેખા? કિસ ઠામ?"

અર્થ:—"મક્કા મદિનામાં ગયા, તો ત્યાં પણ પ્રભુનું નામ તો છેજ, પણ મુસલમાન કોમને કબીરજી કહે છે, કે ઓ બ્હેન! હું તને એ પૂછું છું, કે મક્કા મદિનામાં પ્રભુને પોતાને કોણે અને ક્યાં જોયા?

"રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર ઓર ચોર:
ધ્રુવ પ્રલ્હાદ સબ તર ગયે, એહિ નામ કછુ ઓર!"

અને સ્મરણસિદ્ધિનો નિયમ નીચેની સુંદર ઉપમાથી સમજાવે છે —

"સુમરન સિદ્ધિ યું કરો, જ્યું ગાગર પનિહાર:
હાલે ચાલે સુરતમેં; કહે કબીર બિચાર!"

નામ સ્મરણ લોકોને બતાવવાને માટે નથી, તે પર ધ્યાન ખેંચતાં કબીરજી કહે છે—

"બાહેર ક્યા દિખલાઇએ, અંતર કહીએ રામ
નહીં આમસા ખલકસો, પડા ધનીસેં કામ."

દુનિયાની સાથે નિસ્બત નથી, પણ ધણીની સાથે કામ છે, વળી,

"માલા તો કરમે ફિરે, જીભ ફિરે મુખમાંહિ:
મનવા તો ચૌદિશ ફિરે, એસો સુમરન નાંહિ.

સુમરન સુરતિ લગાય કે, મુખસે કછુ ના બોલ:
[illegible] થકે, અંતરકે પટ ખોલ!
[illegible] ા, માંહે પરોયા સૂત:
[illegible] ે, જો ફેરનહાર કપૂત?
[illegible] ઓર સચ્ચારી ભેખ;
[illegible] બાહરકે ઘર દેખ!"

યામાં ... નથી. કારણ ... સર્વ ભૂતા ... ભૂતાનિ ...

ભૂતની શક્તિ છે, તેમાં કશો સાર નથી, એ સ્પષ્ટ કરવાને

"માલા મુજસેં લર પરી, કાહ ફિરાવે મોહે ?
જો દિલ ફેરે આપના, તો રામ મિલાવું વોહે !"

કબીરજી અંતરની વાતોનેજ મહત્ત્વ આપે છે, અને તેટલા માટે કહે છે:—

"તનકો જોગી સબ કરે, મનકો કરે ન કોય;
મનકો જોગી જો કરે, સો ગુરુ બાલક હોય."

વળી, ઢોંગિઓને પ્રહાર કરતાં કહે છે:—

"મન મેલા તન ઊજલા બગલા કપટી અંગ:
તાતે તો કૌવા ભલા, તનમન એકહિ રંગ !"

નીચેની સાખીમાં પ્રકાશની પ્રાપ્તિનો માર્ગ બતાવે છે:—

"મન રાજા મન રંક હય, મન કાયર મન શૂર;
શૂન્ય શિખર પર મન રમે, મસ્તક આવે નૂર !"*

કહેણી અને રહેણી વચ્ચેનો મોટો ભેદ કબીરજી ફરી ફરીને સ્પષ્ટ કરે છે:—

"કથની બકની છોડ દે, રહેનીસે ચિત લાય;
નિરખી નીર પિયે બિના, કબહુ પ્યાસ ન જાય.

"એક હમારી શીખ સુન, જો તું હુવા હય શેખ:
કરું કરું તુ ક્યા કહે ? ક્યા ક્યા કિયા હય દેખ !

"જૈસી કથની મેં કથી, તૈસી કથે ન કોય;
કરનીસેં સાહિબ મિલે, કથની જૂઠી હોય."

---

# શારીરિક રક્ષા અને તેના મુખ્ય નિયમો.

લેખક—શ્રીયુત્ "C. Kant."

આ દુનીઆની અંદર આરોગ્ય એ સૌથી મુખ્ય ચીજ છે. પણ ઘણીજ આશ્ચર્યની વાત છે કે બહુજ થોડા માણસો તેની કદર કરી જાણે છે.

હું એક વખત મ્હારા મિત્રને તેને ઘેર મળવા ગયો. તેની તબીઅત મને બરાબર સારી ન લાગી તેથી મેં પુછયું કે "ભાઈ મને તારી તબીઅત બરાબર ઠીક લાગતી નથી.' તેણે કહ્યું 'મિત્ર ખરી વાત છે. હમણાં સ્હેજ સ્હેજ તાવ આવી જાય છે, વળી માથું પણ દુઃખ્યા કરે છે।' મેં કહ્યું 'ત્યારે તું દવા લે છે કે નહિં ?' તેણે કહ્યું 'ના, ના, દવા તો લેતો નથી.' હું બોલ્યો 'કેમ વારુ ? દવા વિના તો તબીઅત કેમ સુધરે ?' તેણે

* સરખાવો.—
"And the earth was without form and void * * * And God said, Let there be light; and there was light." Genesis, 1, 2; 3.
અર્થ:—"અને પૃથ્વી રૂપ વગરની અને શૂન્ય હતી, * * * અને ઈશ્વરે કહ્યું કે પ્રકાશ થાઓ અને પ્રકાશ થયો." ઉત્પત્તિ, ૧ : ૨, ૩.

જવાબ વાળ્યો કે એ તો એની મેળે સુધરી જશે. એને એટલી પણ ખબર નથી કે ધન વિદ્યા, વિગેરે તો એક વખત ગયા પછી મળી શકે છે પણ આરોગ્ય એકવાર ગયા પછી પાછું મેળવવું બહુજ અશક્ય છે, જે વખતે મળે પણ નહિ બાળકની તબીયતનો મુખ્ય આધાર માતા ઉપર રહેલો છે ઘણી માતાઓ જ્યારે બાળકની તબીયત બગડે છે ત્યારે એતો એની મેળે સુધરી જશે એમ મારા મિત્રની પેઠે બોલીને હસી કાઢે છે, પણ જ્યારે બાળકની તદુરસ્તી બહુજ બગડે છે, અને તે અનેક રોગોમા ફસાઇ જાય છે ત્યારેજ માતાઓની આખ એકદમ ઉઘડી જાય છે અને પછી તેઓને પોતાની ભૂલનો પસ્તાવો થાય છે

જે મનુષ્ય આરોગ્યવાન્ છે, તે કઠિન કામ કરી શકે છે, અને આ સસારમાં આરોગ્યમય જીવન ગાળે છે દરેકે દરેક કામ તે બહુજ પ્રસન્નતાથી કરે છે વળી તેને કદી આળસ આવતું નથી. પણ જે મનુષ્ય આરોગ્યનું અમુલ્ય રત્ન ગુમાવી બેઠો છે, જે આ સસારના સુખો ભોગવી શકતો નથી તેને આ સસાર દવો ઝેર જેવો લાગે છે હમેશ ને હમેશ તેને એકાદો નવો રોગ લાગુ પડે છે તેનું મન હમેશા દુખિત રહે છે અને તેને પોતાનુ જીવન ભાર રૂપી લાગે છે આનન્દ શુ એતો તે જાણતોજ નથી, તેનું ચિત્ત હમેશાં ભ્રમણ કર્યા કરે છે, અને આ સસારથી કંટાળીને મૃત્યુની ઇચ્છા કરે છે તેનો સ્વભાવ ચીડીઓ થઇ જાય છે અને બોલવુ ચાલવુ તેને ગમતું નથી. આરોગ્ય નષ્ટ થવાથી જીવતની કેવી અવદશા થાય છે તે આવા રોગી મનુષ્યને જોવાથી અને પુછવાથી માલમ પડશે.

જીવનને વાસ્તે ભોજન અને પાણી એ બે આવશ્યક છે પણ ભોજન અને પાણી કરતા પણ વધારે ઉપયોગની ચીજ હવા છે આપણે બધા એકાદો ઉપવાસ કરી શકીએ છીએ વળી ઘણુંતો વધારે ઉપવાસ પણ કરી શકે છે પણ હવા વિના તો એક મિનિટ ભર પણ રહી શકાય તેમ નથી એક તદુરસ્ત માણસને પેટીમાં એવી રીતે પુરો કે ક્યાંયથી હવા અદર આવે જાય નહિ અદર ભોજન મુકો, પાણી મુકો, અને બીજી બધી ચીજો મુકો, અને પછી જુઓ કે તે અદર કેટલો વખત રહી શકે છે તે એકદમ વ્યાકુળ થઇ જશે અને જો થોડા સમયમાં બહાર નીકળવા ન પામે તો તે ખચીત મરી જાય અને ભોજન, પાણી વિગેર તેને બચાવવાને જરા પણ ઉપયોગી નહિ થાય. પણ ચોખ્ખી હવા બાબત કોઇ પણ પરવા રાખતું નથી મોટાં શહેરોમાં ઘણાં માણસોના ઘર નાના ખીચકામાં આવેલાં હોય છે, કે જ્યાં રોશની અને હવા પુરતાં મળી શકતાં નથી. વળી ઘરની આસપાસ કાદવ અને કીચડ રહેતો હોય છે, તેથી ઘરવાળાને અનેક રોગ થાય છે તેઓ કહે છે કે અમારા ઉપર દૈવનો પ્રબળ કોપ છે નહિતર કાઇ આમ હોય? એક માંદુ મટે એટલે બીજું પડે કોઇ દિવસ માંદગી ઘર છોડીને જાયજ નહિ, પણ મુર્ખાઓ સમજતા નથી કે કાદવ કીચડને લઇને મચ્છરો વિગેરે ઉત્પન્ન થાય છે, અને તેઓજ રોગના કારણ થઇ પડે છે વળી સ્વચ્છ હવા અને રોશની જે બહુજ જરૂરની છે તે તો તેઓને પુરતા મળતા નથી

હિંદુસ્થાનમાં ઘણે ઠેકાણે પડદામાં રહેવાનો પ્રયોજન ચાલ છે બિચારી સ્ત્રીઓને, આખો દિવસ કોટડીમા પુરાઈ રહેવું પડે છે આવી કોટડીમાં શુદ્ધ વાયુ અને સૂર્યના

પ્રભુનાં દર્શન તો ક્યાંથીજ થાય, અને દર્શન ન થાય તો પછી તબીઅત સારી કેવી રીતે રહે ? વળી જમ્યા પછી પાછું કોટડીમા પુરાઇ રહેવું એટલે અનાજનો પચાવ કેવી રીતે થઇ શકે ? આજ કારણને લઇને તેઓની શારીરિક સંપત્તિ દિનપ્રતિદિન બગડતી જાય છે અને બગડશે પણ ખરી તો પડદાના ચાલમા સુધારો થવાની ખાસ જરૂર છે

આરોગ્યને માટે સ્નાન પણ અતિ ઉપયોગી છે. સ્નાનને માટે ઠંડુ પાણી અતિ ઉત્તમ છે જે માણસો ટાઢું પાણી સહન ન કરી શકે તેઓએ કુકાળે પાણીએ નહાવુ. પણ ન્હાવું તો ખરૂંજ. સ્નાનનો ત્યાગ તો કદી કરવોજ નહિ. ન્હાવાથી શરીરનો મેલ ધોવાઇ જાય છે અને સુસ્તી ઉડી જાય છે ન્હાઇ ધોઇને હમેશાં સ્વચ્છ કપડાં પહેરવાં જોઇએ ગંદા કપડાં શરીરને નુકશાનકારક છે

કહ્યું છે કે 'આરોગ્ય વિના સુખ નથી અને વ્યાયામ વિના આરોગ્ય નથી.' પણ આપણા દેશમા વ્યાયામ ઉપર બિલકુલ ધ્યાન અપાતુ નથી. મોટા માણસોને ત્યા ચાકર નોકર હોય છે તેથી બધું ઘરકામ તેઓ કરે છે અને સ્ત્રીઓને કસરત મળતી નથી તે કારણને લઇને તેઓનાં શરીર નિર્બળ હોય છે પણ કસરત બહુજ જરૂરની છે બેડું લઇને પાણી ભરવું, ઝાડ વાળવું, દળવુ વિગેરે કસરતો સ્ત્રીઓને માટે ઠીક છે વિદ્યાર્થીઓને માટે નિશાળમા જે કસરતો કરાવાય છે તે પુરતી છે કસરતને લઇને આપણી ભૂખ ઉઘડે છે અને આપણે જે ખાઇએ છીએ તે પચી જાય છે

ભોજનમા પણ આપણે ખાસ નિયમ પાળવાની આવશ્યકતા છે. ભોજન વખતસર આપસર, અને સાદું લેવુ જોઇએ ઘણા માણસો કોઇ વખત દશ વાગે કોઇ વખત બાર વાગે, કોઇ વખત થોડું, કોઇ વખત વધારે એમ ભોજન લે છે આવી રીતિનુ ભોજન નુકસાનકારક છે રહેતાં રહેતા આપણી ભોજન પરની રૂચિ ઓછી થતી જાય છે, તેનુ કારણ ભોજનનું અનિયમિતપણુ છે.

ઘણા માણસો દિવસમાં બબ્બે ચાર ચાર વખત ચ્હાના ઉકાળા પીએ છે ચ્હા જઠરાગ્નિ મંદ કરે છે ચ્હા પીધા પછી આપણને જમવાની રૂચિ બીલકુલ થતી નથી. ચ્હામા શું એટલો બધો માલ છે કે સુધરેલા જમાનાના પુરૂષો દિવસમાં બબ્બે ચાર ચાર વખત પીને પોતાના શરીરને નુકસાન પહોચાડે છે ? બને ત્યા લગી ચ્હા પીવોજ નહિ પણ તેમ છતાં જો ન ચાલી શકે તો જમ્યા પછી પીવો. જો કે જમ્યા પછી પીવાથી પણ નુકસાન તો થાયજ છે, પણ જમ્યા પહેલાં પીવા કરતાં ઓછુ

રાત્રે ગાઢ નિદ્રા આવવી એ પણ આરોગ્યનુ ચિહ્ન છે જે માણસને રાત્રિ પુરે-પુરી ઉંઘ નથી આવતી, તે માણસની તબીઅત હમેશાં નાદુરસ્તજ હોય છે

પરમેશ્વરે દિવસ કામ કરવાને માટે અને રાત્રિ આરામને માટે બનાવી છે. કામ કર્યા બાદ રાત્રિએ આપણને ઉંઘ આવે છે એ સિદ્ધ કરી બતાવે છે કે કામ કર્યા બાદ આરામની આવશ્યકતા છે જે માણસને રાત્રે ઉંઘ નથી આવતી તેનુ આયુષ્ય ટુંકુજ માની લેવું. ઘણા વિદ્યાર્થીઓને અને માણસોને રાત્રે બાર એક વાગ્યા સુધી જાગવાની કુટેવ હોય છે પણ આ કુટેવ રાખવા યોગ્ય નથી કારણ કે તેને લઇને આપણી તંદુરસ્તી બગડે છે અંધારમાં તેમનાથી થોડુ ઉંઘાય છે, અને પુરેપુરો આરામ ન મળવાથી શરીરમા

સુસ્તી રહ્યા કરે છે; જીવ કોઇપણ કામ કરવામાં લાગતો નથી, અને રહતે રહતે તેની તબીઅત લથડી પડે છે. માટે વ્હેલું સુવું અને વ્હેલું ઉઠવું. કહ્યું છે કેઃ—

રાત્રે વ્હેલા સુઇ રહે, વ્હેલા ઉઠે વીર,
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

વળી ઘણા માણસોનો સ્વભાવ ચ્હીડીઆ હોય છે. જરાક આડું થાય કે ખાઇ ચ્હીડાય. પણ ચ્હીડાવાથી શરીરને બહુજ નુકસાન થાય છે માટે હંમેશાં પ્રસન્નતા રાખવી. કદી પણ ચ્હીડાવું નહિ.

વળી ઘણા ઉપર જ્યારે આપત્તિ આવી પડે છે ત્યારે તેઓ અતિશય મુંઝાયે છે, અને જીવ બાળ્યા કરે છે, પણ સુખ અને દુઃખ એતો કુદરતનો નિયમ છે. સુખ કાંઇ હમેશાં રહેવાનું નથી અને દુઃખ પણ હંમેશાં ટકવાનું નથી, તો પછી નકામો જીવ શા માટે બાળવો ? માટે હમેશાં આનંદ રાખવો. જે થાય તે સારા માટેજ થાય છે એમ માનવું. સુખ દુઃખ દૈવના હાથમાં છે, મનુષ્યના હાથમાં નથી.

છેવટે કહેવાની રજા લઉં છું કે જો ઉપલા નિયમોનું બરાબર રીતે સેવન થશે તો તે માણસને દાક્તરનો ખપ નહિ પડે બલકે બહુજ ઓછો પડશે, અને તેની જીંદગી આનંદમાં અને નિરોગી અવસ્થામાં વ્યતીત થશે. માટે જેઓ સુખી થવા ચાહતા હોય તેઓ જો ઉપલા નિયમોનું પાલન કરશે તો તેઓ જરૂર સુખી થશે.

# સૌન્દર્ય.

લેખકઃ—રા. રા. જયેન્દ્રભાઇ વજુભાઈ દિવેટિયા, (બી. એ. એલ એલ. બી.)

સૌન્દર્યનું લક્ષણ આપણા આત્મામાં આહ્‌લાદ ઉત્પન્ન કરવાનું છે. આખી સૃષ્ટિમાં જો આપણે જ્ઞાનચક્ષુથી જોઇશું, તો તેમાં ઠેર ઠેર સૌન્દર્યજ માલુમ પડશે. એના સિવાય કાંઇ જગો છેજ નહી. પરમાત્માનું સૃષ્ટિ બનાવવાનું કારણ એના પોતાનામાં રહેલા સૌન્દર્યને આવિષ્કૃત કરવાનું છે નવીનતા વગર એકે ચીજ માલુમ પડતી નથી. પણ એ નિહાળવાની શક્તિ થોડામાંજ હોય છે અને તેમાં ચર્મચક્ષુની નહીં પણ આ મચક્ષુની જરૂર છે. જે મહાત્માઓ છે તે સર્વે ચીજ આનંદ અને પ્રેમથી જુએ છે, ને સૌન્દર્ય નિહાળવાની, અનુભવવાની શક્તિ તેજ આત્માની પવિત્રતાની નિશાની છે.

આપણી સાધારણ માન્યતા એવી છે કે સૌન્દર્ય કોઇક કોઇક ચીજમાંજ માલુમ પડે છે પણ તે ખોટું છે. કુદરતમાં સ્થળે સ્થળે સૌન્દર્ય ને સૌન્દર્ય માલુમ પડે છે.

ગમે તેવા ખડબચડા પર્વત ઉપર દ્દષ્ટિ કરો, કોઇ નિર્મળ પાણીના ઝરા આગળ ઉભા રહો, ઝાડોની ઘટા તરફ નજર કરો, બરફના ડુંગરાઓને જુઓ, રેતીનાં હજારો ગાઉ લાંબાં મેદાનો નિહાળો, સમુદ્રનાં મોજાઓની છાળો વિષે વિચાર કરો, ઉંડાં અને લાંબાં કોતરો અને ગુફાઓ તરફ દ્દષ્ટિ કરો, ઉંચાં અને વિશાળ ઘટાવાળાં ઝાડો તથા જૂદાં જૂદાં તરેહનાં છોડ તરફ નજર કરો, રંગોના ભિન્ન ભિન્ન પ્રકાર જુઓ, સૂર્યને પ્રભાત સમયે ઉદય થતો જુઓ, મધ્યાહ્ન વખતે તાપ અને તેજ ફેલાવતો જુઓ, અને સંધ્યા સમયે

અસ્ત થતો જુઓ, ચન્દ્રની નિર્મળ રોશનીની પુરી જુઓ, તારાઓના ઝુંડનાં ઝળઝળતા તેજ સ્હામે દષ્ટિ કરો, દરેક જાતનાં ફળો અને પુષ્પોને ઝાડો ઉપરથી લચી પડતાં નિહાળો, દેશદેશની જુદી જુદી નવીનતાઓથી ઉભરાતી ભૂમિ વિષે વિચાર કરો. પૃથ્વીની ઉંડી ભેખડોમાંથી નિર્મળ અને સ્વાદીષ્ટ પાણીની છુટતી અસંખ્ય શેરોનું ધ્યાન કરો. શું આપણને આ બધી ચીજોમાં અગાધ સૌન્દર્ય, નવીનતા અને ખુબીઓ માલુમ નથી પડતાં!

આપણે હજી તો નિર્જીવ ચીજોમાં શું રહસ્ય રહેલું છે તે વિષે વિવેચન કર્યું. પણ પ્રાણીઓમાં તો વળી ઘણુંજ કુદરતી રહસ્યો ને ખુબીઓ સમાયેલી છે.

સ્ત્રીઓમાં કેવું મધુર સૌન્દર્ય રહેલું છે! પત્નીનો પતિ પ્રત્યેનો પ્રેમ કેવો અલૌકિક અને અદ્‌ભૂત છે! સાધારણ રીતે નમ્ર અને કોમળ છતાં, જ્યારે એક સ્ત્રીએ કદમાં છોકરૂં તેડેલું હોય છે, ત્યારે એનામાં કેવો જુસ્સો અને તેજ હોય છે! તે વખતે એ છોકરૂં ઝુંટાવી લેવાની કોણ હિમ્મત ધરશે!—અને એના હૃદયની અતિશય કોમળતા છતાં સહન શક્તિ કેવી અગાધ છે! નાના બાળકો વિષેનો આપણે વિચાર કરીશું તો આપણને કુદરતની ખુબીઓનું ઘણું જ્ઞાન મળશે. તેમની મધુરતા, તેમનાં વિચિત્ર ચરિત્રો, તેમનાં નિર્દોષ તોફાનો, તેમનો માતા પ્રત્યેનો મૌન પ્રેમ, તેમનું હંડુ હાસ્ય,—કેટલું બધું સૌન્દર્ય પ્રદર્શિત કરે છે! જુદા જુદા પ્રાણીઓની વિચિત્ર પ્રકૃતિઓ, ભિન્ન ભિન્ન પ્રકારનાં જનાવરો અને પક્ષીઓની ચેષ્ટાઓ અને તેમના પ્રત્યે કુદરતની સહાયતા, તે બધું કેટલું આનંદજનક અને અને નવીનતા ભરેલું છે! એટલુંજ નહીં પણ આખી સૃષ્ટિની રચનામાં પરમાત્માનો પોતાની સર્જેલી વસ્તુ પ્રતિ કેટલો પ્રેમ પ્રદર્શિત થાય છે?

આ બધો વિચાર કરતાં ત્હમને એમ નથી થતું કે સૌન્દર્ય દરેક સ્થળે મોહે છે અને એ વિષયમાં ઉંડા ઉતરતાં ત્હમ। શું અવર્ણ્ય આનંદ નથી થતો? થોડીવાર માત્ર શારીરિક પ્રવૃત્તિઓ બંધ રાખી ત્હમા। આત્મા દ્વારા મનન કરતાં અંતઃકરણમાં પ્રેમ ને આલ્હાદ નથી ઉદ્‌ભવતાં? એ સર્વ સૌન્દર્ય જોઇ શકવાની અને ત્હેમાં આનંદ લઇ શકવાની શક્તિ, આખી સૃષ્ટિમાં માત્ર મનુષ્યોનેજ પ્રાપ્ત થએલી છે, એવા જ્ઞાનથી ત્હમને ગર્વ નથી થતો? અને તે મનુષ્યોની આખી સૃષ્ટિમાં શ્રેષ્ઠ પદવી સાબીત નથી કરતી? અને એવા વિચારથી એમ નથી થતું કે સાધારણ પ્રાણીઓની પેઠે માત્ર ખાઇ, પી, હરી, ફરીને જીન્દગી ગુજારવા કરતાં સૌન્દર્યના અવલોકનથી, અનુભવથી આનંદ અને પ્રેમથી ભરેલી જીન્દગી ગાળવાની શક્તિ પણ મનુષ્યોની પાસેજ છે. અને તેમ છતાં જો આપણે માત્ર શારીરિક તૃષ્ણાઓને અનુસરતાં કર્મો કરીને જે અમૂલ્ય ચીજો મહાન પરમાત્માએ મનુષ્યને બક્ષી છે તેમની અવગણના કરીને માત્ર ઢોરની પેઠે જીંદગી ગાળી સંતોષ માનીએ, તો તે સૃષ્ટિનિયંતા પ્રત્યે મહાન પાપ અને કૃતઘ્નતા નથી?

આવી રીતે વિચાર કરતાં આપણને જરૂર માલુમ પડશે કે સૌંદર્ય સૃષ્ટિમાં હરકોઇ સ્થળે વ્યાપી રહ્યું છે પણ તે જોવું અને જાણવું એ માત્ર આપણા પોતાનાજ હાથમાં છે પણ હજી એક મોટી શંકા કદાપિ આપણને થાય અને તે એ છે કે અધમ અને દુષ્ટ પ્રાણીઓ તથા મલીન અને ખરાબ વસ્તુઓમાં પણ શું સૌન્દર્ય રહેલું છે? જંગલી ને ફાડી ખાનારાં જનાવરોમાં શું રહસ્ય છે!—મ્હોટા જ્વાળામુખી પર્વતો, ધરતીકંપો, અને

રેલોમાં શું ખુબી જોવામાં આવે છે ?–મોટા ભયંકર રાજવિગ્રહો અને અસાધ્ય અને પ્રાણઘાતક દરદોમાં શી સુંદરતા માલુમ પડે છે ? કજીઆખોર અને રીસાળવી સ્ત્રીઓમાં શું સૌન્દર્ય દેખાય છે ? જક્કી છોકરામાં કેવી ખુબી માલુમ પડે છે ?

ખરૂં, આ બધી શંકાઓ થાય અને ત્હેમાં કાંઇ નવાઇ પણ નથી પણ એ માત્ર શંકાઓજ છે.

જેમ અંધારે દીવો શોભે છે, કમળના પાંદડા ઉપર જળનું ટીપું દીપે છે, દરિદ્રતામાં પવિત્રતા અને હુશીઆરી ઝળકે છે, અંધારી રાત્રિએ તારાઓ ચમક ચમક થાય છે તેવીજ રીતે દરેક ખરાબ અને અપવિત્ર ચીજોથી સુંદર ચીજોમાં જે નવીનતા, ખુબીઓ અને સૌન્દર્ય રહેલા છે, તે આંખે ઉડીને લાગે છે એ બધી ભ્રષ્ટ અને પતિત વસ્તુઓ આપણને સૃષ્ટિનું અદ્‌ભુત રહસ્ય ખરેખર દેખાડી આપે છે એટલું પરિણામ પણ આપણને ત્હેમના અસ્તિત્વનો હેતુ સમજાવવાને પૂરતું નથી ?

---

# ગામડાંની સ્વચ્છતા.

લેખક–રા. રા. ડૉ. સુમંત. બી. મહેતા. ( એમ. બી. બી. સીએચ )
સેનિટરી કમિશનર, વડોદરા રાજ્ય.

એ તો સ્પષ્ટ છે કે ગામડાંના રહેવાશીઓ શહેરના રહીશો જેટલા ભણેલા અને હુશીઆર હોતા નથી. અને હમેશાં નિત્યનું કરવાનું કોઇપણ કામ જ્યારે તેમને સોંપવામાં આવે છે, ત્યારે તેઓ મુંઝાય છે, અને તે કામ શી રીતે બરાબર થશે ? તેના ગુંચવાડામાં પડી જાય છે. અને આ માટે તેઓને હમેશાં એક વાત સમજાવતા રહેવામાં આવે તો તે કામ સફળ થઇ શકે ખરાં.

સ્વચ્છતાની બાબતમાં પણ તેમજ છે. સ્વચ્છતાના નિયમો તેમને ભાષણ, પત્ર, પત્રિકાઓ કે મેજીકલેન્ટર્ન અગર બીજા પ્રયોગો દ્વારા સમજાવવામાં આવે છે, ત્યારે તેમનામાંથી વૃદ્ધ સ્ત્રી પુરૂષો અને બીજાઓ કહે છે કે "ઓહો ! આ બધું તો આજ જેવું ! હમે તો આ સૌ જાણ્યા વગર મોટા થયા ને આ જીવતા–જાગતા છીએ ! શું આ જાણે તેજ જીવે ને બીજાં મરી જતાં હશે ? ભણેલાને એ બધુ પાલવે ! હમારે શું ?"

આ બોલનાર અજ્ઞાન લોકોને ખબર નથી કે કોલેરા અને ન્યુમોનીઆ–તાવ, ક્ષય વિગેરેના દર્દો કે જે અસ્વચ્છતા અને તંદુરસ્તીના નિયમોની અજ્ઞાનતાથીજ થાય છે. અને ખેતીવાડીના–લણવાના–વાઢવાના–અગર એવાજ બીજા અતિ ઉદ્યોગના સમયમાં જે મંદવાડના ખાટલાઓ ખેડુતોને ઘેરે ઘેર ઢળે છે, ને તેથી ખેતીમાં હજારો રૂપિઆનાં નુકસાન થાય છે તે જો આ નિયમો બરાબર પાળી સ્વચ્છતા રાખવામાં આવે તો કેટલા બધા ફાયદા થાય ? તે માટે આ નિચે ખાસ અગત્યના–મુખ્ય મુખ્ય–સ્વચ્છતાના નિયમો આપવામાં આવ્યા છે. આ નિયમો ભણેલાઓએ અભણ લોકોને ચોરે–ચકલે કે સેર બેઠા મળી વાંચી બતાવવા, તેથી ઘણા ફાયદા થવા સંભવ છે. બીજા દેશોમાં બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો અને રોગોમાં જે ઓછું મરણ પ્રમાણ આવે છે, તે સ્વચ્છતા અને તંદુરસ્તીના

નિયમો જાણવાને પાળવાને લીધેજ આવે છે, તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવાની કોશેષ સૌએ કરવી જોઇએ.

## ગામડાંમાં સ્વચ્છતા રાખવા સંબંધી નિયમો.

૧ ગામમાંથી નકામા ઝાડ, ઝાંખરા કોહેલાં ડાળા ને પાન, કાઢી નાખીને સ્વચ્છ રાખવું તથા પડી ગએલાં ઘર અને ખાલી પડેલી જગ્યાઓમાં નકામો કચરો તથા મેલુ ન નાખતાં તે જગ્યા સ્વચ્છ રાખવી.

૨ ફાફડા થોર નિયમ પ્રમાણે કાપવા, વધી જવા દેવા નહિ.

૩ રસ્તામાં નકામાં ગંદકી કરે તેવા ઠીકરાં–ઢેખાળા–ઝાળું–ઘાસ–તથા કાગળીઆંના ડુચ્ચા ન રહેવા દેતાં–રસ્તા સાફ રાખવા.

૪ ગામના ભંગી પાસે રસ્તા ખાસ કરીને સાફ કરાવવા.

૫ દરેક માણસે નિદાન પોતાનું આંગણું–વાડા અને ઘર સાફ રાખવાં. ઘરમાં ગોદડાં તથા નકામાં મેલાં કપડાંઓના ડુચ્ચા—માખીઓ–ને જીવડાં થાય તેવી કોહેલી ખાવાની વસ્તુઓ રાખવી નહીં તથા નળ–મોરી–પાણીઆરૂં–રસોડું તથા જમવાં–સુવાની જગ્યા ખાસ સાફ રાખવા કે મચ્છર માંકડ–ચાંચડને બીજા ડાંસ વિગેરે જીવડાં થાય નહિ.

૬ કુવા–તળાવ–ખાસ કરીને દુરસ્ત અને સાફ રાખવાં. તેની પાસે ગંદકી થાય તો પીવાનું પાણી બગડી લોકોમાં વાળા થાય–ન્યુમોનીઆ તાવ તથા ઝાડનો રોગ ફાટી નીકળે છે. માટે કુવા તળાવની આજુબાજુની જગ્યાઓ પણ સાફ રાખવી.

૭ થોડા થોડા વખતને આંતરે તળાવને ખોદવું તથા નીકળેલી માટીથી ગામના ખાડા ખાબોચીઆ કે જેમાં મચ્છરો થાય છે તે પુરી સપાટ બનાવવાં તથા તળાવની તથા કોસની પાળો સમારવી.

૮ ઉકરડાની આસપાસ ગંદકી થવા દેવી નહીં.

૯ ગામની ભાગોળે ઝાડે ફરવા સારૂ સ્ત્રી તથા પુરૂષો માટે જગ્યા ખાસ મુકરર કરવી ને ગામમાં જ્યાં ત્યાં ઝાડે ફરવા બેસવું નહિ, તથા છોકરાં માટે પણ નજીકમાં જગ્યા નક્કી કરવી જોઇએ.

૧૦ ગામનાનું ટુંકું–ઓછું પડતું હોય તો સૅનિટરી કમિશનરને લખવું

૧૧ રહેવાના ઘરમાં ઢોર બાંધવા નહિ. પણ વચ્ચે ભીંત કે આંતરો કરી લઇ તેમાં ઢોર બાંધવાં કે તેથી ઘરમાં રહેનાર માણસો ઢોરની ગંદકીથી—અને મચ્છર-તથા જંતુથી હેરાન થાય નહિ,

૧૨ શાળાનું મકાન હવા અજવાળાવાળું સ્વચ્છ રાખવું તથા ન્હાના હોલમાં ઘણાં છોકરાં ભેગા બેસાડવા નહિ. તેથી છોકરાંઓ પુરતી હવા ન મળવાથી રીકાં તથા માંદા રહે છે. ને તેમની શક્તિઓ ખીલતી નથી છોકરાઓને પુરતી કસરત કરાવવી.

# प्रवास मंजरी.

## ઉજ્જનની યાત્રા.

નાગરવાડ, નડિઆદ.
તા. ૧-૫-૧૭

પ્રિય બ્હેન મંજુ,

ત્હારો પત્ર મળ્યો. કવર ઉપરના હસ્તાક્ષર તરફ દૃષ્ટિ પડતાંજ હૃદય જાણી ગયું કે આ પત્ર તેની બાળસખીનોજ છે. સ્નેહથી આતુર થયેલા હૃદયે ગૃહકાર્યમાં વિક્ષેપ પડતો હોવા છતાંએ પત્ર જલ્દી વાંચવા દબાણ કર્યું. સ્નેહી હૃદયના સ્નેહભર્યા ઉભરા ઝીલવા એ પણ જીવનનો એક લ્હાવો છે. પત્ર દ્વારા જણાવેલા કેટલાક જાહેર જીવનના, જાણવા-જોગ સમાચારથી મ્હને ઘણો રસ પડયો. મ્હારે માટે ત્હને આટલી બધી સ્નેહભરી લાગણીઓ થતી જોઇ, મ્હારા સ્નેહાર્દ્ર હૃદયમાં ઉપકારવૃત્તિ થયા વિના રહી શકતી નથી. આપણો સ્નેહ અવિચ્છિન્ન રહે એજ ઇચ્છા.

મ્હારા પૂ. મામાજીના પુત્રનું નામ પાડવાની બાધા મૂકવા અમ્હારે ઉજ્જન જવાનું હતું. તા. ૨૩-૪-૧૭ ને દિને અહિંથી સ્હવારમાં ઉપડતી ટ્રેનમાં અમ્હે બેઠાં હતાં. બપોરના બાર વાગે ગોધરા સ્ટેશન આવ્યું. ત્યાં અમ્હે ટ્રેન બદલી અને રાત્રે આઠ વાગે રતલામ સ્ટેશને આવી પ્હોંચ્યાં. બપોરનો વખત અને તાપના દિવસ હોવાથી, ટ્રેનની મુસાફરીમાં અમને કંટાળો આવ્યો હતો. રતલામમાં અમ્હારે એક રાત રહેવું પડે એમ હતું, કારણ કે ઉજ્જન જવાની ટ્રેન બીજે દિવસે સ્હવારમાં આઠ વાગે ઉપડતી હતી. અમ્હે અમ્હારા એક મિત્રને ત્યાં સ્ટેશનની નજદીકમાં ઉતર્યાં હતાં. રાત્રે તો માત્ર ચ્હા તથા લીધેલા ટીમણમાંથી નાસ્તો કરી લઇને ચલાવી લીધું. બીજે દિવસે સ્હવારમાં ચાર વાગે ઉઠીને સ્નાન કર્યા પછી અમ્હે ચ્હા તથા રસોઇની તૈયારી કરી, સાત વાગતામાં જમી કરીને પરવાર્યાં. પછી સ્ટેશને ગયાં અને સારી જગ્યા મળી જવાથી આનંદ થયો. હવે તો સ્ટેશનો બહુ છેટે છેટે હતાં તેથી એકથી બીજું સ્ટેશન આવતાં અર્ધો પોણો કલાક થઇ જતો અને કેટલાંક સ્ટેશનોએ તો ટ્રેન પણ અર્ધો કલાક નિશ્ચિંતે થોભતી. આખરે પોણા બાર વાગે ઉજ્જન આવ્યું. બપોરનો સખ્ત તાપ પડતો હતો અને ઘર ઘણું દૂર હતું તેથી નજદીકમાં આવેલી ધર્મશાળામાં અમ્હે ઉતર્યાં. સ્હવારમાં જમેલાં હોવાથી અત્યારે રસોઇની ચિંતા ન્હોતી, તેથી થોડો વખત વાતચીત કરી સર્વેએ નિદ્રાદેવીનો સત્કાર કર્યો.

સ્હાંજે ચાર વાગે અમ્હે મામાજીના એક મિત્રને ત્યાં મળવા ગયાં. સ્ટેશનની અને ધર્મશાળાની નજદીકમાંજ તેઓ રહે છે. તેમનું નામ વસંતલાલભાઇ છે અને તેઓ સુમળુ અને માયાળુ માણસ છે. તેમનાં પત્નીએ તથા તેમણે અમ્હારો બહુ સ્નેહથી સત્કાર કર્યો હતો. એકાદેક કલાક ત્યાં બેઠા પછી અમ્હે જવાની રજા લીધી. મ્હારાં પૂ. સાસુજીની આંખે કમનસિબે જોઇ શકાતું ન હોવાથી, તડકાથી તેમને બિચારાંને હેરાનગતિ પ્હોંચવાની ઘણી પણ ધાસ્તી હતી. તે જોઇ વસંતલાલભાઇએ તેમને એકલાંને રાત્રિ પડતા સુધી ત્યાંજ રહેવાનો આગ્રહ કર્યો. આથી તેમને ત્યાં મૂકી અમ્હે ગામમાં ગયાં. પ્હેલાં તો મહાસભ-

ઘરમાં દર્શન કરવા ગયા. અહિં એક ભોંયરામાં ઉતરવાનું છે. ભોંયરૂં બહુ નીચું નથી પણ ભેજને લીધે દુર્ગંધ બહુ મારે છે. મહાદેવ ઘણા મ્હોટા છે તેમને સ્નાન કરાવવામાં પૂજારીઓ રૂપાનાં કુંડી લોટા વગેરે વાપરે છે. બ્હાર આવતા અનેક પુજારીઓ દક્ષિણાની યાચના કરતા હતા. ભોંયરામાં દાખલ થવાના દ્વારની સ્હામે રામચન્દ્રજી તથા સીતાજીની મૂર્તિવાળું એક ન્હાનકડું મંદિર છે, અને અત્ર ક્ષિપ્રા નદી આવેલી છે. આ નદીના પ્રવાહ ઘણે લાંબે સુધી વહે છે. નદીનો ઘાટ પણ બહુ મ્હોટો છે અને સુન્દર રીતે બાંધેલો છે ત્યાં ઘણા બ્રાહ્મણો શ્લોકો મોટેથી બોલતે સ્નાન કરતા દૃષ્ટિગોચર થાય છે. અહિંથી બ્હાર આવતાં ન્હાના ઓંકાર આવે છે, ત્યાં દર્શન કરી અમ્હે થોડે દૂર આવેલા હરસિદ્ધિમાતાના મંદિરમાં જઈ આવ્યા પછી અમ્હે કાર્તિકી ચોક પાસે બ્હેરાઇ માતાની ગલી છે ત્યાં ગયા. ત્યાં મામાજીનું શ્વશુરગૃહ છે, અમ્હેં અહિંજ ઉતરવાના હતા તેથી અમને ત્યાંજ મૂકીને મામાજી સાસુજીને લેવાને તથા ધર્મશાળામાં મૂકાવેલો સામાન લાવવાને માટે ગયા. રાત્રિનો વખત હતો અને લગભગ નવ વાગ્યા હતા. ધર્મશાળા સરકારી હોવાથી ત્યાં બહુ જાપતો રાખે છે. "તમ્હે ક્યાંથી આવ્યા છો? આટલી રાત કેમ પડી ગઈ છે?" વગેરે કેટલાક પ્રશ્નો પહેરેગીરે મામાજીને પૂછ્યા અને જવાબ મળતા સામાન લેવા જવા દીધા. ધર્મશાળામાં એકંદરે સગવડ સારી છે મામાજી ઘેર આવ્યા ત્યારે અગીયાર વાગ્યા હતા

ક્ષિપ્રા નદી પાસેજ હોવાથી અમ્હે સ્હવારમાંજ રોજ સ્નાન કરવા ત્યાં જતા હતા. ત્યાં અમને બહુ મજા પડતી હતી નદીનો અસ્ખલિત પ્રવાહ પણ ઓર સુન્દર લાગતો હતો. નદી કિનારે કાળી માટીના થરના થર પડી રહેલા છે ત્યાંના લોકો કપડાં ધોવામાં તથા માથું ધોવામાં સાબુને બદલે આ માટીનો છૂટથી ઉપયોગ કરે છે આ માટીથી કપડાં બહુ ઉજળાં અને કુમાશવાળાં થાય છે, તથા પવન પણ જોરમાં વાતો હોવાથી સ્નાન સાથેજ ધોઇને સુકવવાનાં પણ ઠીક ફાવે છે ત્યાંના લોકો કપડાંના ગાંસડા ઘણાં ભરી માથે મૂકીને નદીએ ધોવા આવે છે

તા. ૨૮ મીએ અમ્હે રાજા ભર્તૃહરિની ગુફા જોવા ગયાં હતા. એ તો ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે કે રાજા ભર્તૃહરિ, ભોજરાજા તથા વિક્રમરાજા જેવા મહાન રાજાઓ ઉજ્જનમાંજ રાજ્ય કરતા હતા ભર્તૃહરિની ગુફા અમ્હારા મુકામથી લગભગ દોઢ માઇલ દૂર હોવાથી અમ્હે ગાડીમાં બેસીને ગયાં હતાં. ત્યાં ગાડી ચોરસ ઘાટની હોય છે, ઉપર એજ ઘાટનું ઢાંકણ હોય છે અને ચારેપાસ મોતીનાં ઘાટઘાટના તોરણો લટકાવેલાં હોય છે, તથા બેઠકની ત્રણ બાજુએ ન્હાનકડા તકતા જડેલા હોય છે રસ્તામાં બજાર આવી ગયું હતું. બજાર મ્હોટું છે ત્યાંની તથા બીજાં બધાં ઘરની બાંધણી બહુજ બેઠા ઘાટની છે, અને લીંપણ તથા પત્થરનુંજ કામ છે. ભર્તૃહરિની ગુફા ઉંડી છે નીચાણ બહુ આવે છે માટે માથું નમાવીને જવાની સંભાળ રાખવી પડે છે બે દીવા તથા કાંડીનું બાકસ સાથે રાખ્યાં હતાં. ગુફામાં ભર્તૃહરિની મૂર્તિ છે અને ત્યાં જરા ઉંચે લાકડાની પીઠ ઉપર તેમણે એક હાથ મૂકેલો હતો તેટલી જગ્યા સોનાની થઈ ગઈ છે. વળી તેમના પગ પાસે એક ન્હાનો કોઠો (હવન કરે છે તેવડો) કુંડ છે. તેમાં ધોળી માટી છે તે અત્યાર સુધી જેવીને તેવીજ અખંડ રહેલી છે આ બધું ભર્તૃહરિ ધર્મિષ્ઠ હતા તેની સાક્ષી પૂરે છે ગુફા સુધી ગાડી આવી શકતી નથી, તેથી દસેક મિનિટ સુધી અમ્હે ચાલવાની મજા ભોગવી શક્યાં.

સૂર્યાસ્તનો સમય હતો. રંગબેરંગી, સુશોભિત વાદળીઓ એક બીજા તરફ દોડાદોડી કરી રહી હતી. અને "ગયો, ગયો," એમ અમ્હે બોલતાં હતાં ત્યાં તો અમ્હારી નજરે ચૂકાવી સૂર્ય અદૃશ્ય થઇ ગયો. કોઇક વાદળા પાછળજ તે સંતાઇ ગયો. કેવું આહ્લાદજનક દૃશ્ય ! કેવી તેની મઝા ! ઉંડી મનોહર ખીણો આ સૃષ્ટિસૌન્દર્યમાં વધારો કરતી અમને ઓર આનંદ આપતી હતી ન્હાની ન્હાની છૂટી છવાઇ ટેકરીઓ ઓળંગવાની અમને ઠીક ગમ્મત પડતી હતી. પવનનું જોર હતું અને ધુળ ઘણી હતી, તેથી પગ લપસી ન જાય તેની અમ્હારે સંભાળ રાખવી પડતી. પછી પાસેજ આવેલા મહાકાળી માતામાં અમ્હે દર્શન કરવા ગયાં. માતાજી ભવ્ય સ્વરૂપે બિરાજ્યાં છે મંદિરની બ્હાર એક જાળીદાર દહેરીમાં પત્થરનો વાઘ છે, તે માતાજીની સન્મુખ રાખ્યો છે. આ જગ્યા મ્હોટી છે અને ચારે પાસ છાપરાં હોવાથી, દૂરથી આવેલા યાત્રાળુઓને બેસવાની સારી જગ્યા છે, ન્હાનકડી ધર્મશાળા તરીકેજ આ જગ્યા વપરાય છે. આટલામાં પાસે કાંઇ પાણી નથી તેથી હરકત પડે છે ત્યાંથી બહાર આવતાં એક ન્હાનું મંદિર છે, જેમાં ગણપતિજી ગજ સ્વરૂપમાં બિરાજેલા છે શો તેમનો દેખાવ ! અમને તો હસવું આવ્યા વિના રહેવું નહોતું તેમાં પણ અર્થ વગરનું "જય થલમલીઆ ગણપતિજી" એમ બોલીને બાલુભાઇએ અમને હસાવ્યાં.

અહિંથી અર્ધો માઇલ દૂર આવેલા સિદ્ધવડ તરફ અમ્હે ગયા અર્ધે ગયા ત્યાં ક્ષિપ્રા નદી આવતી હતી અને પુલ ન્હાનો હતો, તેથી ગાડીને ત્યાંજ ઉભી રાખી, અમ્હે પગવાટે ગયાં, સિદ્ધવડ ઘણો મ્હોટો વડ છે એનાં અસંખ્ય પાંદડાં લીલાંકમ જેવાં દેખાય છે, અને આશ્ચર્ય છે કે પાનખર ઋતુમાં પણ તે ખરી પડતાં નથી, અને તેથીજ તેનું નામ સિદ્ધવડ પાડવામાં આવ્યું છે આ જગ્યા પવિત્ર ગણાય છે, ઘણા લોકો તેમના સ્વર્ગસ્થ વડિલોનું અહિં શ્રાદ્ધ કરી જાય છે. અહિં પાંચેક પગથીઆં ઉતરીએ છીએ એટલે ક્ષિપ્રા નદી આવે છે. તેના ઘાટપર બેસી અમ્હે હાથપગ ધોઇ નાખ્યાં અમ્હારો થાક ઉતરી ગયો અને પાછો આનંદ પડવા લાગ્યો. અહિં અમને એમ કહેવામાં આવ્યું કે સિદ્ધવડથી થોડે દૂર એક કુંડ છે તેમાં ઘણા મ્હોટા મ્હોટા કાચબા રહે છે અને તેની મધ્યમાં દસેક હાથ લાંબી એક માછલી રહે છે. આના નાકમાં કોઇએ વાળી પહેરાવી છે. જો દસનાર પણ લોટ નાખીએ તો તે માછલી ઉપર આવે છે અમ્હે તો એ વાત સાંભળીને સંતોષ માન્યો.

તા. ૨૯ મીએ શુભ દિવસ હોવાથી, મહાકાળી માતામાં અમ્હારે ચિ. બાલુભાઇની બાધા મૂકવાનું જવાનું હતું. સ્હવારના અગીઆર વાગ્યે અમ્હે ઘેરથી માત્ર ચ્હા પીને ગયાં. માતામાં અમ્હે સારી જગ્યા જોઇને નિરાંતે બેઠાં, કારણ કે અમ્હે ગયાં ત્યારે માતાજીના નવ પાઠ કરવાના હતા તેમાંથી બે પાઠ બાકી હતા જ્યારે ત્રણ વાગ્યા ત્યારે પાઠ પૂરા થઇ ગયા અને પૂજા કરાવી, બાલુભાઇનું નામ "રમાકાન્ત" પાડ્યું આ નામ બાલુભાઇને તથા અમને ગમી ગયું હતું તેથી બધાં ખુશી થવા લાગ્યાં. પછી પાઠ કરનાર બ્રાહ્મણોને દક્ષિણા આપી, લગભગ પાંચ વાગ્યે અમ્હે મગળેશ્વર મહાદેવમાં દર્શન કરવા ગયાં અહિં પણ ક્ષિપ્રા નદી વહેતી હતી. ત્યાંથી ગોમતી કુંડ જોવા ગયાં આ કુંડમાં પાણી તો સૂકાઇ ગયું હતું તેથી ખાસ જોવા જેવું કાંઇ ન્હોતું. વળી બે ન્હાનાં મંદિરો હતાં આસપાસ

બાળ કૃષ્ણ પોતાના ગોઠીઆ સહિત, હાથમાં પુસ્તક લઇ, શિષ્યની સ્થિતિમાં ગોઠવાઇ ગયા હતા, અને બીજા ઓરડામાં તેમના શિષ્ય બિરાજેલા હતા. આ તે કેવું આશ્ચર્ય ? જુદા જુદા ઓરડામાં શિષ્ય અને શિક્ષક બેસે તોપણ શિખી શકાતું હશે એ તો મ્હેં અત્રે પ્રથમજ જોયું. અહિં પત્થરનો એક પોઠીઓ છે. તે બધા પોઠીઆની માફક બેઠેલો નહિં પણ ઉભો રહેલો છે. આ પણ અસામાન્ય દેખાવ છે. બજારમાં બીજે રસ્તે થઇને અમ્હે એક બીજા મંદિરમાં ગયા. આ મંદિરની બ્હાર પગથીઆં પાસેજ ક્ષિપ્રા નદીનો ન્હાનકડો ઘાટ છે. મંદિરમાં શેષશાયી ભગવાનની મૂર્તિ છે. શેષશાયી ભગવાન નિદ્રાદેવીની ઉપાસના કરે છે અને શ્રીલક્ષ્મીજી તેમનાં ચરણ ચાંપે છે. જગ ઉપર બ્રહ્મા બિરાજેલા છે. આ દસ્ય સુન્દર લાગે છે. હવે પાણીની બધાંને તરસ લાગી હતી, તેથી અહિં ક્ષિપ્રા નદીના પવિત્ર જળનો બધાએ રસથી ઉપયોગ કર્યો.

પછી અમ્હે સત્યનારાયણના મંદિરમાં જઇ આવ્યા. ત્યાં સત્યનારાયણ ભગવાનના જમણા હાથમાં રામચંદ્રજી છે અને ડાબા હાથમાં સીતાજી છે, તથા આસપાસ ભરત અને શત્રુઘ્ન ઉભા રહેલા છે. અહિંથી રામ મંદિર જે તદ્દન નજદીકમાંજ હતું ત્યાં ગયા. તે પછી અમ્હે જે ઘરમાં રહેતાં હતા તે ઘરની પાછળ અગ્નિહોત્ર આવેલું છે, તેનાં દર્શન કરવા ગયા. અગ્નિહોત્રના ત્રણ કુંડ છે, તેમાંથી એક કુંડમાં તો રાત્રિ દિવસ અગ્નિ પડયોજ રહે છે. પતિપત્નીની સહાયતાથીજ આવી રીતે અગ્નિહોત્ર રાખી શકાય છે. પૂર્વે મહાન ઋષિમુનિઓ આ પ્રમાણે અગ્નિહોત્ર રાખતા હતા. અગ્નિહોત્ર રાખવામાં ઘણીજ સંભાળ રાખવી પડે છે. જે ઓરડામાં આ કુંડ છે તે ઓરડામાં ભૂલેચુકે સ્નાનાદિ કૃત્યોથી પવિત્ર થયા વિના પગ મૂકી શકાય નહિં. પાંચ વાગે એટલે બન્ને જણાંએ ઉઠવુંજ જોઇએ, અને સવાર સાંજ હોમ કરવોજ જોઇએ. અહિંથી અમ્હે ઘેર પ્હોંચ્યા ત્યારે સાડા આઠનો સુમાર થયો હતો.

ઉજ્જન એ માત્ર યાત્રાનુંજ નહિં પણ ઐતિહાસિક સ્થાન છે. કવિ કાલિદાસે પ્રસિદ્ધ મેઘદૂતના સંસ્કૃત કાવ્યમાં ઉજ્જનનું બહુ સરસ વર્ણન કર્યું છે એમ મ્હને મ્હારા પિતાજી કહેતા હતા. ઉજ્જનમાં ગુંદના પાપડ, રસનાં ગુળ, મખાણા, પેંડા, મકાઇ, કાકડી, સેવૈયાં વગેરે ચીજો બહુ વપરાય છે. આ દેશ રજપૂતાના તરફ આવેલો હોવાથી, આપણી પાસે લીલોત્રી નથી. અહિંનાં હવાપાણી સારાં છે. શેર ગુજરાત તરફના શેર કરતાં બમણો છે. વસ્તી માત્ર મારવાડી લોકોની છે. આપણીપાસ ઘુમટ કાઢવાનો બહુ રિવાજ છે. ભાગ્યી ભાષામાં અમને બહુ સમજ પડતી ન્હોતી.

તા. ૩૦ મીએ અમ્હે ઉજ્જન છોડયું. આખી રાત અમ્હે ગોધરા સ્ટેશનની વેઇટિંગ રૂમમાં કાઢી હતી. આ વખતની મુસાફરી સાંજ તથા સવારની હતી, તેથી ટ્રેનની મુસાફરી આનંદ ઉપજાવનારી નીવડી. બીજે દિવસે સવારે આણંદના સ્ટેશને ટ્રેન બદલી, દસેક વાગ્યે અમ્હે નડિઆદ આવી પ્હોંચ્યા.

બ્હેન ! મ્હારા પત્રથી કંટાળો તો નહિ આવે ને ? ત્હેં મ્હારા મહાબળેશ્વરના પ્રવાસ વર્ણનના પત્રમાં રસ લીધો હતો, તેથીજ આ વખતે પણ મ્હારા એક આનંદમય પ્રવાસનું વર્ણન હું ત્હને લખી મોકલું છું. તમ્હે સર્વ કુશળ હશો. કુટુંબમાં સર્વને મ્હારા સ્નેહ સ્મરણ. પત્ર લખજે.

લિ. મદનનાં સ્નેહસ્મરણ.

---

# બાલ વિનોદ.

## બાલરમત.

લેખકઃ—બ્હેન શ્રી પ્રતિમા કૃષ્ણરાવ દ્વિવેદીઆ—( ઉમ્મર વર્ષ—૧૧. )

| | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | ર | સી | કા | શા | ર | દા | મ | તિ | મા | શા | ન | તા | સુ | લ | તા | જા | સુ | હ | જ | ગ | ન |
| | | | સી | ર | પ | ર | ત | ન | તિ | શુ | ળ | ન | ગા | રા | લ | ક્ષ | મી | સુ | શી | લા | મ | ગ | ર |
| | | | કા | પ | ણી | દા | ન | વ | મો | લ | ણ | તા | રા | ઓ | તા | ગી | ર | ક | લા | લ | ન | ર | મ |
| જ | ગ | ત | આ | ર | સી | શં | ક | ર | સુ | ર | જ | ઘો | ડા | ઓ | પો | પ | ટ | બ | દા | મ | બ | ર | ફ |
| ગ | ટ | ર | ર | સી | કા | ક | ર | મ | ર | મ | ત | ડા | મ | ર | પ | તં | ગ | દા | ઢ | મ | ર | ત | ન |
| ત | ર | ણું | સી | કા | ઓ | ર | મ | ત | જ | ત | ન | ઓ | ર | ડા | ટ | ન | ર | મ | મ | રા | ફ | ન | સ |
| ળ | ગી | સ | સા | ક | ર | સુ | શે | પ | ખુ | ર | શી | ના | રં | ગી | છો | ક | રી | પ | હ | મા | હિં | ચ | કો |
| ગી | સ | ર | ક | લ | મ | શે | ટ | લી | ર | સી | કા | રં | ગી | ત | ક | વ | ત | હ | રી | ણ | ચા | ક | ર |
| સ | ર | સ | ર | મ | ત | પ | લી | ત | સી | કા | ઓ | ગી | ત | ડાં | રી | ત | માં | મા | ણ | સ | કો | ર | ડા |

# જ્ઞાનદાયક સમશ્યાઓ.

## ( ૧ )

સંપાદક:—સૌ. ચંચળગૌરી મુકુન્દરાય હિ. રાવળ.

સવાલ—કાલ રે મ્હે કૌતક દીઠું, ભર્યા તળાવમાં તરતું દીઠું,
પાણી છે પણ પીતું નથી, ઘાસ છે પણ ચરતું નથી,
(તે) એ જનાવર મરતું નથી.

જવાબ ..હોડી.

સવાલ—હણુહણુ આવે ને હણુહણુ જાય,
એક રહે ને બીજુ મંગળ ગાય.

જવાબ ..પારણું.

સવાલ—એક જનાવર એંડ, તેની ચાય બોલે ચૈડ,
તેનો સંગો સગ્દાર, તેને માથે ગણુનો ભાર,

જવાબ...ઘાણી.

સવાલ—ભીંતમાં ભીંત, પડીનમાં પાણી,
જે મારો અર્થ ઠોકે, તેને આપુ સોનાની રાણી.

જવાબ ..નાળિએર.

સવાલ—પત્તાસા મુનિગમ, પત્તાસા પૂછ;
દોડ જાય મુનિગમ, પકડ આવે પૂછ.

જવાબ...સોય.

સવાલ—એક પ્રાણી એવું છે કે સ્હવારમાં ચાર પગે ચાલે,
બપોરે બે પગે ચાલે ને સ્હાંજે ત્રણ પગે ચાલે.

જવાબ...મનુષ્ય

---

## ( ૨ )

સંપાદક:—રા. રા. છોટુભાઈ ભીખાભાઇ, પલસાણા.

ગોકુળીએ લઇ ચાલ વ્હાલા, ગોકુળથી વંદાવન રૂડું
તે મુજને દેખાડ વ્હાલા, થેઇ થેઇ રાસ રમાડ વ્હાલા,
રાસ રમ્યા કોડ વ્હાલા, જે જે શ્રી રણછોડ વ્હાલા
શામળીઆ શ્રી ભગવાન વ્હાલા ... ..... ...ટેક

(૧) સરસ્વતિમાતે વિનવું, ગણુપત લાગુ પાય
અલબેલી અભા આશ પુરે ને ગુણુ તમારા ગાય—વ્હાલા ગો.

(૨) પાંચ વેંતની પુતળી, મુખ લોટના દંત
નારી સંગે નીત રમે, તમે ચતુર વિચારોની અંત—વ્હાલા ગો.
અર્થઃ સાબેલું.

(૩) લંક લપેટણુ, સીતાહરણુ, નહીં લંકાપતિ રાય
જીસ કારણુ કૌરવ હણ્યા, મોકલાવો મ્હારા નાથ—વ્હાલા ગો.
અર્થઃ ચીર

(૪) સોપારી જેવડું સારંગડું, તલનો ત્રીજો ભાગ
એ સારંગડે બે રતન ગળ્યાં, એક ધરતી અને બીજું આભ—વ્હાલા ગો.
અર્થઃ આંખની કીકી.

(૫) વેંત જેવડી ચરખડી, ને ઢાલ જેવડું ફુલ,
કાયાં કમળ ઉતરે, તેનું પાકે થાયે મુન—વ્હાલા ગો.
અર્થઃ કુંભારનો ચાકડો.

(૬) નગરમા નાગી ફરે, વનમા પ્હેરે ચીર
તે તમે લાવજો મ્હારા મગી નણુંદલના વીર—વ્હાલા ગો.
અર્થઃ સોપારી.

(૭) ગાય વીયાણી ઓદરે, વાછરડું વાડા માંહિ
દોનારી જુને પારણે, ને ઓરડાં વાડા માહિ.—વ્હાલા ગો.
અર્થઃ બંદૂક.

(૮) નારી ફીટી નર થયો, ઘરા પહેલો ઘાય
આઠ માસ રણુ ભોગવી, પછી નાર થઇ ઘેર જાય,—વ્હાલા ગો
અર્થઃ ગોફણુનો ગોળો.

(૯) પડી પણુ ભાંગી નહીં, કકડા થયા બે ચાર
વગર પાખે ઉડી ગઇ, તમે ચતુર કરો વિચાર,—વ્હાલા ગો.
અર્થઃ રાત.

(૧૦) નારી ને તો નર ઘણા, ગ્રઝ સાથે પ્રીત
નારી પ્હેલો નર મારે, એ તો કોના કુળની રીત,—વ્હાલા ગો.
અર્થઃ સોગઠાં બાજી

(૧૧) જળમાં પેસી ઘર કરે, ગ્રઝા જળમાં ન્હાય
મોટું લાટે મરે નહીં, તેનો ખાલી ખેંચે જીવ જાય,—વ્હાલા ગો.
અર્થઃ ડાંગર.

(૧૨) બાપે જણી બેટડી, બેટડીએ જણ્યો બાપ
ચતુર નર સમસ્યા કહો, એમાં બેટી ભલી કે બાપ ?—વ્હાલા ગો.
અર્થઃ આંબલી.

# સુન્દરી સુબોધ.

સચિત્ર માસિક પત્ર

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु.

(પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી)

હિન્દને 'સ્વરાજ્ય' આપવાની હિમાયત કરનાર
મહાન હિન્દી વઝીર

સપ્ટે-મ્બર— ઑક્ટો બર ૧૯૧૭

પુસ્તક-૧૪ અંક-૯-૧૦



ધિ રાઈટ ઓનરેબલ મિ૰ એડવિન મોન્ટેગ્યુ
( જે એ હિન્દી રાજ્ય સુધારા વિષે તપાસ તથા વિચાર કરવા
આ દેશમા પધારનાર છે )

ખાસ સંપાદક
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી
રામમોહનરાય જસવંતરાય

## પ્રો૦ જેમ્સની

# વિજળીક શકિતની ગોળીઓ.

આ ગોળીઓ શરીરમાં ઘટી ગયેલું વિજળીક તત્વ પુરતા પ્રમાણમાં ઉત્પન્ન કરી સંપુર્ણ શક્તિ ઉત્પન્ન કરે છે જ્ઞાનતંતુની નબળાઇ, અજીરણ, ખોરાક ન પચવો, હાથ પગનું દુખવું, મગજે ચકરી આવવી, યાદશક્તિ ગુમ થવી, મનની ચિંતા, ઉદાસી કોઇપણ કામ પર ચિત્ત ન લાગવું ખાના પર અરૂચિ, છાતીનો ધબકારો હરસ, દમ, આંખે અંધારાં આવવા, ચહેરાની ફીકાશ, જુવાન વિદ્યાર્થીનું અભ્યાસના બોજાને લીધે નબળું પડેલું મગજ તેમા, તેમજ વકીલ, બારીસ્ટરો અને કલાર્કો, સ્કુલ માસ્તરો, અને બીજાઓ કે જેમને રાત દીવસ મગજ કસવું પડે છે તેમને આ ગોળીઓ થોડી મુદતમા અજબ જેવા ગુણ કરે છે. તેમ જે સ્ત્રીઓને હદબાર માસીક બીમારીથી શરીર લેવાઇ જાય છે અને હીસ્ટીરીઆ, કમરનો દુખાવો, પ્રદર, ભુખ મરી જવી, વીગેરે રોગો થાય છે તે ઉપર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે.




આ દવા લેવાથી જ્ઞાનતંતુ અને બુદ્ધીમા અસાધારણ વધારો થાય છે, ગાલ લાલ થાય છે, આંખ ચળકતી અને તેજસ્વી બને છે, મન ચંચળ અને ચોખ્ખું થાય છે ભુખ સારી પેઠે લાગે છે અને પેટ સાફ આવે છે. બીજી ભળતી દવાઓ વાપરવા પહેલ, આ ગોળીઓ વાપરી જુવો

ચેતવણી:-ગોળીઓ ખરીદતી વખતે Pro James Electro Tonic Pearls પ્રો જેમ્સ ઇલેકટ્રો ટોનીક પર્લસ, (પ્રો. જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓ) બરાબર વાચીને લેવી

**કીંમત—૨૫ ગોળીની શીશીના રૂ ૧-૪-૦ તથા ૪૦ ગોળીની શીશીના રૂ. ૨**

**વી॰ પી॰ ના એકથી ત્રણ શીશીઓ સુધીના રૂ. ૦| વધુ.**

## ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની

**નાં. ૫૫. જુમા મસજીદ મુંબઇ.**

# સુન્દરી સુબોધ.

[ સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્દ્ધનભાઇના શબ્દોમા કહીએ તો "સ્ત્રીઓ પઠિત થાય રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, પોતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મુખ્ય ભાગ્યો અને કરોયોમાંથી છુટી, એ કુટુમ્બનુ ખરૂ કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને શુદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ પૂર્ણ કરે," સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાસંગિની બની દુઃખતિમિરમા ડુબતાં બાન્ધુના આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય તથા પ્રેમવત્સલ જનનિરૂપે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી ઉલ્લાસમય કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે-એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે સ્ત્રી વિના ગૃહ નથી ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી...સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે ']

પુ ૧૪ મું. ] સપ્ટેમ્બર, ઑક્ટોબર, ૧૯૧૭. [ અંક ૯-૧૦

## ઉદય ગુંજન.

### મ્હારાં દેશ બાન્ધુઓને—

### નિવેદન અને યાચના.

લેખક—રા. રા. બુલાખીદાસ હાથીભાઇ અમીન.

એકવાર યુરોપના વિજેતા ફ્રાન્સના મહાપ્રતાપી વીર નેપોલીઅન સમ્રાટે કહ્યું હતુ કે—"મને સો સુશિક્ષિતા માતાના સંતાન આપો તો હું આખી દુનિઆનો વિજય કરીશ"

બન્ધુઓ ને બ્હેનો ! સમ્રાટ્ નેપોલીઅનનું ઉપરનું વાક્ય કેટલું મહત્વપૂર્ણ અને સત્ય છે એ આ દેશના ઘણુંજ થોડાં ભાગ્યવાન સ્ત્રી પુરૂષો સમજી શકે છે જે દેશની એક સુશિક્ષિતા માતાએ ખરા સુપુત્ર રત્નને પેદા કર્યું છે, જે દેશની માતાએ એવા એક પણ સુપુત્રને પોતાના ખોળામાં ઉછેર્યો છે, અને જે દેશસેવા, ધર્માનુરાગ, પરોપકાર, સમાજહિત અને સત્યાચરણ માટે પોતાના ધનને, ઐશ્વર્યને, શરીરને અને આયુને પણ તુચ્છ સમજે છે, તેજ માતા નેપોલીઅનનું ઉપરનું વાક્ય પોતાના શીરપર પુષ્પની માફક ધારણ કરે છે અથવા એ વાક્યનું મહત્વ સમજી શકે છે, એમા સંદેહ નથી. વાસ્તવિક રીતે પર ખરી, વીરપ્રસવિની માતાઓ જે દેશમા ઉત્પન્ન થાય છે, તે દેશમા પ્રતિષ્ઠા, મર્યાદા અને કેટલા મહત્વનો ઉત્કર્ષ સુલભ થાય છે મહાબળવાન, અત્યાચારી, રાજા કંસના કારાગૃહમા દુઃખીત પ્રસવિની માતા દેવકીજીની કુખમા એક સમય આ દેશની પ્રતિષ્ઠા અને મહત્તા પ્ર

## " ईस घरको आग लगी गई घरके चिरागसे "

હા ! વિધિવિપરિત્ય ! હે વૃદ્ધ ભારત ! તારે પણ આ દુર્દૈવ વિલાસ આ અવસ્થામાં પણ દેખવો પડયો ? અરે ! હા ! હજારો વર્ષોથી આ મોટી વિષયવિસાદ વેદના સહન કરતાં કરતાં તારૂં મુખ વિવર્ણ થઇ ગયુ ! મોગલોના શાસન સમયમાં 'જજીઆ'નો કર પણ તારી ઉપર નંખાયો હશે. એ વખતથી આજ સુધી તારૂં મુખ પરિતાપથી પૂર્ણ છે, તારી કોમળ કાન્તિ હમણા શું તેથી મલીન છે ? હા ! દૈવ ! શું એ કારણથી પવિત્ર પ્રવાહ ભગવતી ભાગીરથી, શુદ્ધસલીલા શ્રીમતી સરસ્વતી, કૃષ્ણકાન્તિકલેવર કાલિન્દી (યમુના નદી) પૂર્વના વિશુદ્ધ વિસ્તારથી પ્રવાહિત થતી નથી ? શું તેમને એ કારણથી નિરસ અને શુષ્ક વન-ઉપવનમાં જવું પડે છે ?

પાઠક અને પાઠિકાઓ ! વર્તમાન કાળમાં આપણા ભારત દેશની શી દુર્દશા છે, તે આપણાથી અજાણી નથી. ને તેથી કરીને આપને વિશેષ નિવેદન કરવાની આવશ્યકતા નથી. અમારી નમ્ર પ્રાર્થના એ છે કે આપ ભારતની સામાજિક દશાનો વિચાર કરી તેના પુનરૂત્થાનને માટે પોતાના પ્રયત્નોનો પ્રકર્ષ પ્રયોગ અને ઉચિત ઉદ્યોગ કરો. ભારત દેશને ઉન્નત કરવાને માટે જે જે કરણ-ઉપકરણ સાધન-ઉપસાધન આપના જાણવામા છે તેની યુક્ત યોજનાઓ અને સમુચિત સાધનાઓ બહુજ દ્રઢ ચિત્તથી કરો. કોઇ પણ નિરૂત્સાહી અને નિરૂદ્યમી દેશની ઉન્નતિ કરી શકતો નથી. સમયોચિત 'પરમ પુરૂષાર્થની જરૂર છે. સજાગ અને સચેષ્ટ થવાની જરૂર છે. હમણાં આપણા ભારત દેશનું માન તેમજ મહત્વ જરા પણ નથી. જરા વિચાર કરો, આપણું શું હતું ને હવે શું છે ? વિદ્યા, બુદ્ધિ, બળ, વિક્રમ, ધન, ધાન્ય, આમોદ પ્રમોદ અને ઐશ્વર્ય સુખ તમારા દેશમાં હવે કયાં છે ? દરેક બાબતમાં પાછળ પડેલા અનેક દેશોએ પોતાની કેવી ઉન્નતિ કરી છે ! જાપાને પોતાના કલાકૌશલ્યથી આખા જગતમાં પોતાની પતિષ્ઠા પાડી દીધી છે. આજ સમસ્ત જગત જાપાન ઉપર મુગ્ધ છે. તમે તો ભાગ્યના હજુ કાચા છો. નસિબના ફેરમાં આપણે આપણું બધું ખોઇ દીધું છે. બન્ધુઓ ! જે કારણોથી આપણા દેશ આવી સ્થિતિએ પહોંચ્યો છે તેને તપાસી જુવો.

એક વખતે સ્વનામધન્ય સ્વર્ગવાસી ગોપાળ કૃષ્ણ ગોખલેએ પોતાના ભાષણમાં કહ્યું હતું કે " જો કોઇ પણ દેશની સામાજિક અથવા આન્તરિક દશા જોવી હોય તો મહિલા મંડળ ઉપર દ્રષ્ટિપાત કરો ! અર્થાત્ સ્ત્રી સમાજની ભલી અથવા બૂરી સ્થિતિપર દેશની પણ ભલી અથવા બૂરી સ્થિતિ અવલંબે છે. જે દેશનું મહિલા મંડળ ઉન્નતિમાં છે, તે દેશ પણ ઉન્નત છે. અને જે દેશનું મહિલા મંડળ દુઃખી અને દીન અવસ્થામાં છે, તે દેશ પણ દીન અને દુઃખી છે. આમાં કંઇ પણ સંદેહ નથી કે ભારતની સ્ત્રી જાતિપર અત્યાચારનો રિવાજ ભારતમાં ઘર કરીને રહ્યો છે. ક્ષત્રિય જાતિ-કે જે બધાની પોષક અને રક્ષક હતી તેના દ્વારાજ સ્ત્રી જાતિપર અત્યાચાર થયો., રક્ષક ભક્ષક બની જાઇ હવે તેનો નાશ કરનાર બની જાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? મહાભારતનું દેશનાશક યુદ્ધ દ્રૌપદી ઉપર અત્યાચાર કરવાને પરિણામે થયું. નરાધમ જયચંદે સ્ત્રી ઉપર અત્યાચાર કરવાને લીધે મુસલમાની સલ્તનત હિંદમાં કાયમ કરી-

પ્રસ્તુત સમયમાં નાની બાળાઓને મારવાનો રિવાજ પણ હજુ સુધી રાજપુતાનામાં છે. આથી વધારેમાં-વધારે કેવો અત્યાચાર બીજા ઉપર થઇ શકે છે ? આતો પરાકાષ્ટાનો પણ અંત છે.- ને તેને લીધે હજુ ભારત દુઃખી છે, દરિદ્ર છે, દીન છે ને રહે તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? આ કારણથી—"

સુજન વર્ગ ! ભારતની ભલાઇ બૂરાઇ અથવા ઉન્નતિ અને અવનતિનો ઉપરો સીધો ચરખો આપણા પોતાના હાથથી ઘુમી રહ્યો છે, તે જરા ઇશ્વરને માટે વિચાર સમજથી ફેરવો. યાદ રાખજો કે તમારા ફેરવવા ઉપર ભારતને સારા બનવાનો અથવા બહુ નાજુકભાગ્ય બનવાનો અથવા બગડવાનો સંભવ છે. એથી કરીને ભારત ઉપર દયા કરીને બહુ સાવધાનીથી અને યોગ્ય સમજથી તે ચરખો ફેરવજો.

દેશની વિશુદ્ધિ અથવા ભલાઇ બુરાઇનાં જુમ્મેદાર સજ્જન બંધુઓ ને બ્હેનો ! આપની સેવામાં વધુ શું લખું ? હમણાં તો આપની પાસેથી એક અંતિમ-બણી થોડી "યાચના" કરવાની રહી છે. આપ દેશના ઉપર દયા અને અનુગ્રહ કરીને હિંમતથી, મર્દાનગીથી, અને શક્તિભર પ્રયત્નથી તે યાચના પુરી કરશો. આ 'યાચના' એવી નથી કે જેવી ભગવાને વામનરૂપ ધરી બળીરાજા પાસે કરી હતી ! આ સાચી 'યાચના' છે. દેશના સુધારા માટે આ થોડી યાચના છે. આપની પાસેથી અમારે રાજપાટ નથી જોઇતું, ધન નથી જોઇતું, ઐશ્વર્ય અને સુખ પણ નથી જોઇતાં. અમે તો આપની પાસેથી સીધી, સાદી અને નક્કી "યાચના પૂર્તિ" ચાહીએ છીએ. તે આપો, પુરી કરો. યાચના—

"ધાર્મિક વીર વિદુષી સાચી માતા"

ની છે. તે પણ એટલી—વારે નહિ. એમાં આપને વધારે ચિંતા કરવી પડશે નહિ. આવડા મોટા દેશથી આ નગામાં નાની યાચના શું પુરી થઇ નહિ શકે ? એક સામાન્ય પ્રાર્થના છે. હજુ પણ આપ ઇશ્વરના અનુગ્રહથી અને તમારા અત્યન્ત ઉદ્યમ અને પુરુષાર્થથી એટલી 'પૂર્તિ' કરશો તો ભારતનું કલ્યાણ થશે; એટલુંજ નહિ પણ ડગલે ને ડગલે મોદમંગલમય વાદ્ય આપના ઘરમાં વાગશે; અને આકાશમાં દેવતાઓને પણ તે સાંભળવાં પડશે. આમોદ પ્રમોદની સમસ્ત રાશીઓ આપના ઘરમાં આવી નિવાસ કરશે. પ્રાતઃ તેમજ સાયંકાળે પૂર્વની પેઠે દેવગણો આપનાં યશોગાન ગાશે; સર્વ આપત્તિઓનું તેમ મુશ્કિલતોનું તે પછી એક પણ સ્વપ્ન આવશે નહિ. ને તે માટે—

"એક ધાર્મિક, વીર વિદુષી સાચી માતા પેદા કરો."

એથી વધારે અમારે જોઇતું નથી. *

# વાર્ત્તાલહરી.

## આકસ્મિક મિલન.

પ્રયોજક—રા. રા. હાથીભાઈ હિમ્મતલાલ રાવત.

પ્રમોદરાયે સોળ વર્ષના સુશીલ યુવક સરોજકુમારની સાથે પોતાની પુત્રી પ્રમીલાનું લગ્ન કર્યું. બન્ને પક્ષ તરફથી લગ્નના શુભ પ્રસંગે ઘણી ધામધુમ કરવામાં આવી. પરંતુ સામાન્ય લેવડદેવડ માટે ઉભય પક્ષ વચ્ચે કંઇ વાંધો પડયો તેથી સરોજકુમારનો પિતા પુત્રવધુને તેના પિયરમાંજ રહેવા દઇ પુત્રને લઇ પોતાને ગામ આવતો રહ્યો. તેના એ અઘટિત કાર્યનું તેને અલ્પ સમયમાં ફળ મળ્યું. જ્ઞાતિપંચે એકત્ર થઇ તેને ન્યાત બ્હાર મુકયો. ન્હાના ગામમાં ન્યાત બ્હાર રહેવું એટલે અનેક આપત્તિઓને માથે વહોરી લેવા જેવું છે. તેથી સરોજકુમારનો પિતા પુત્ર પરિવારને સાથે લઇ વડોદરે આવતો રહ્યો.

એ પછી ૭ વર્ષ વીતી ગયાં.

સરોજકુમારને લગ્ન દિવસનું સ્મરણ થતાં હૃદયમાં ઘણી વ્યથા થતી. અહા ! કેટલું લાવણ્યમય અપૂર્વ સૌંદર્યશાળી મુખારવિંદ હતું ! તેણે ફક્ત એકજવાર ઘુંઘટપટમાંથી તેની પ્રેમિકાનું પ્રિય મુખ નિહાળ્યું હતું. તે ઘણીવાર હૃદયમાં કાલ્પનિક પ્રતિમા ઉભી કરીને પ્રમીલાનું ચિંતવન કરતો. એ સિવાય તેનો કંઇ ઉપાય નહોતો. તેના પિતાને હવે પોતાની ભૂલ જણાઇ હતી અને તેને માટે તે પશ્ચાત્તાપ કરતો હતો. પરંતુ વહેવાઇની આગળ પોતાની ભૂલનો સ્વીકાર કરવાને તે સર્વથા નારાજ હતો. તેથી ઉભયપક્ષ તરફથી કંઇ સમાધાન થતું નહોતું. વેવાઇઓની તકરારમાં બિચારાં બે નિર્દોષ જીવો કષ્ટ પામતાં હતાં. ઉભય લગ્ન ગ્રંથિથી ગંઠાયેલાં હોવા છતાં પણ ઉપર્યુક્ત કારણને લીધે એક બીજાંથી અપરિચિત રહી વર્ષો ગયાં. બી. એ. ની પરીક્ષામાં પાસ થઇ, સરોજકુમાર પિતાની આજ્ઞાથી મુંબાઇમાં બી. એલ નો અભ્યાસ કરવાને આવ્યો. તેના અભ્યાસનો ખર્ચ પૂરો પાડી શકે એવી તેના પિતાની સ્થિતિ નહોતી, તેથી 'ટ્યુશન' રાખી પોતાનો અભ્યાસખર્ચ ચલાવવો એમ ધારીનેજ તે મુંબાઇમાં આવ્યો.

(૨)

મુંબાઇમા આવ્યા પછી 'ટ્યુશન' મેળવવા માટે તેણે ઘણો યત્ન કર્યો. થોડા દિવસ પછી માસિક ત્રીસ રૂપિયાની ગૃહશિક્ષક તરિકેની નોકરી મળી. સરોજકુમાર પોતાનો સરસામાન લઇને વાલકેશ્વર ઉપર આવેલા પોતાના નવા નિવાસસ્થાનમાં રહેવા આવ્યો. પોતાનો સરસામાન યથાસ્થાને ગોઠવી રહીને તે મેનેજર સાહેબની પાસે આવ્યો. સભ્યતા પ્રમાણે આદર સત્કાર થઇ રહ્યા પછી મેનેજર સાહેબ બોલ્યા—"શેઠ તથા શેઠાણી કંઇ કામ પ્રસંગે તેમને ગામ મનહરપુર ગયાં છે. ઘરમાં છોકરાંઓ તથા અને થોડાંક માણસો છીએ. હું તેમના ઘરનું સઘળું કામકાજ સંભાળું છું." એમ કહી તેણે એક નોકરને હાંક મારી બોલાવ્યો અને કહ્યું—"અરે રામા, આપણા ન્હાના ભાઇને અહિં લઇ આવ."

નોકર ચાલ્યો ગયો. મેનેજર સાહેબ પુનઃ બોલ્યાઃ—" માસ્તર સાહેબ, તમારે એ છોકરાને ઘણીજ કાળજીપૂર્વક શિક્ષણ આપવું પડશે. હમણાં તે ઈંગ્રેજી ત્રીજા ધોરણમાં છે."

ઘરના માલિકનો પરિચય મેળવી સરોજકુમાર ઘણા વિચારમાં પડી ગયો. જેવી રીતે મારવાડના રણમાં મુસાફરી કરતો કોઈ થાકેલો તરસ્યો મુસાફર મૃગજળ જોઈને પાણી પીવાની આશાએ ઉન્મત્તની પેઠે દોડ્યો જાય અને ત્યાં જતાં હૃદયવિદારક નિરાશા પ્રાપ્ત થતાં હતાશ થઈ જાય તેવીજ રીતે અત્યારે સરોજકુમારના હૃદયમાં આશા અને નિરાશાની ગડમથલ થવા લાગી. કામકાજમાં નિમગ્ન થયેલા મેનેજર સાહેબ તેના મુખ ઉપર થતા ફેરફાર જોઈ ન શક્યા.

મેનેજર સાહેબે કહ્યુંઃ—" આ નલિની આવ્યો. નલિની, આ હારા માસ્તર સાહેબ છે. તેમને હારા અભ્યાસના ઓરડામાં લઈ જા." સરોજકુમાર બાલકના મુખ તરફ જોઈ ચમકી ઉઠ્યો. અહા! તેનાજ જેવું મુખ છે. વિધિની વિચિત્રતાને લીધે તેને આ ઘરમાં શિક્ષકનો અભિનય ભજવવો પડશે! તેણે પોતાનો સત્ય પરિચય ન આપતાં બે ચાર આડી અવળી વાતો કરીને મેનેજર સાહેબ પાસેથી ઉઠવાની રજા લીધી. તે નલિનીકાન્તની સાથે તેના ઓરડામાં આવ્યો.

(૩)

" નલિન, હારી બ્હેનને કેમ છે?" એમ પૂછી ઉત્સુકતાથી સરોજકુમાર ઉત્તરની પ્રતીક્ષા કરવા લાગ્યો. "ઠીક છે. તેણેજ મ્હને અત્યારે તમારી પાસે ભણવા માટે મોકલ્યો." નલિકાન્તે ઉત્તર આપ્યો.

સરોજકુમારે પુનઃ પૂછ્યું.—" ડાક્તર સાહેબ શું કહી ગયા છે તેની તને ખબર છે?" "ના, પણ મ્હોટાભાઈ કહેતા હતા કે જો આજે બ્હેનને તાવ નહિ આવે તો ખાવાનું આપીશું." નલિનીકાન્તે કહ્યું.

બારણાંની બ્હાર નલિનીકાન્તનો મ્હોટો ભાઈ કૃષ્ણલાલ ચુપચુપ ઉભો રહીને સઘળું સાંભળતો હતો. તેણે ઓરડામાં પ્રવેશ કરી નલિનીકાન્તની સ્હામે આવી પૂછ્યુંઃ—"કેમ રે નલિન, શો વાર્તાલાપ ચાલે છે?"

મ્હોટાભાઈનો સ્વર સાંભળી સહજ ગભરાઈ જઈને નલિનીકાન્તે ઉત્તર આપ્યો— "માસ્તર સાહેબ બ્હેનની તબિયતના સમાચાર પૂછતા હતા, તે હું તેમને કહું છું." કૃષ્ણલાલે કહ્યું: "કેમ, હારે કંઈ ભણવાનું નથી કે? હા સમજ્યો. રોજ આ પ્રમાણે ઘરનાં માણસોની તબિયતના સમાચાર પૂછી માસ્તર તને ભણાવે છે. કેમ, ખરું કે?"

સરોજકુમાર કંઈ બોલવા જતો હતો હતો, તેને અટકાવીને કૃષ્ણલાલે તીવ્ર દૃષ્ટિથી જોતાં કહ્યું—"માસ્તર, હમે ગૃહસ્થના પુત્ર છો. તમારું જે કામ હોય તે કર્યા જાઓ. ઘરનાં માણસો કેમ છે તેની ખબર રાખવાની તમારે શી જરૂર છે? જો હવેથી ફરિ આ પ્રમાણે મ્હારા સાંભળવામાં આવશે તો તમને તરતજ રજા આપવામાં આવશે. હું તમને પ્રથમથીજ ચેતવણી આપું છું."

કૃષ્ણલાલના ગયા પછી સરોજકુમારનું મુખ કરમાઈ ગયું. તેને એવો વિષણ્ણવદને

બેસી રહેલો જોઇ નલિનીકાન્ત અપરાધીની માફક બોલ્યો—"માસ્તર સાહેબ, ત્હમે મ્હોટા ભાઇના બોલવા ઉપર કંઇ ખોટું લગાડશો નહિ. ત્હેમનો સ્વભાવજ એવો છે. તે જેની તેની સાથે વિના વાંકે લ્હડી પડે છે. બ્હેનની સાથે પણ ઘણીવાર લ્હડે છે તેથી મા તથા બાપાજી ત્હેમના ઉપર ઘણાં ગુસ્સે થાય છે. હું હમણાંજ જઇને બ્હેનને આ બધું કહી દઉં છું." સરોજકુમારનું સઘળું અભિમાન ઉતરી ગયું. તેની આંખો આંસુથી છલોછલ ભરાઇ ગઇ.

(૪)

બપોરે જમી રહ્યા પછી નલિનીકાંતને શોધતી શોધતી પ્રમીલા તેના અભ્યાસ કરવાના ઓરડામાં આવી. તેને જોઇ નલિન બોલ્યો—"આવ બ્હેન, માસ્તર સાહેબ કૉલેજમાં ગયા છે. તે ત્રણ વાગ્યા પહેલાં નહિ આવે." ખુરશી ઉપર બેસતાં પ્રમીલા બોલી—"અરે નલિન, ત્હેં મ્હને તે દિવસે કહ્યું હતું કે, મ્હોટાભાઇએ માસ્તરનું ઘણું અપમાન કર્યું હતું, તે અપમાન સહન કરીને તેઓ શા માટે અહિં રહ્યા છે? શું તેમને બીજે ઠેકાણે નોકરી મળતી નથી?"

નલિનીકાંતે ઉત્તર આપ્યો:—"બ્હેન, માસ્તર સાહેબ તો તરતજ જતા રહેતા હતા, પરંતુ મ્હેંજ તેમને આગ્રહ કરીને રોકી રાખ્યા. મ્હેં ઘણી વિનંતી કરી ત્યારેજ અહિં રહેવાને કબુલ કર્યું. એવી રીતે કોઇનું અપમાન કરવું એ શું મ્હોટાભાઇને શોભે છે, ખરૂં કે? જો માસ્તર સાહેબ ચાલ્યા જાય—" તેને બોલતો અટકાવીને વચ્ચેજ પ્રમીલાએ પૂછ્યું—"માસ્તરનું પૂરેપૂરૂં નામ શું છે વારૂ?" "રમણિકરાય પ્રાણજીવન મહેતા." નલિનીકાંતે કહ્યું.

"તેમનું ઘર ક્યાં છે તેની તને ખબર છે?" "ના, કેમ બ્હેન!" "કંઇ નહિ." એમ કહી એક દીર્ઘ નિશ્વાસ મૂકતાં ભીંત ઉપર લટકાવેલી છબી તરફ તેની નજર ગઇ. "એ કોની છબી છે?" એમ કહીને તે છબી આગળ ગઇ અને સતૃષ્ણ નયને છબીને નિહાળતાં તે બોલી—"માસ્તર સાહેબની ન્હાનપણની છબી છે, કેમ નહિ!" "હા, બ્હેન. તું કેમ પૂછે છે વારૂ?" "હું તો સહેજ પૂછું છું. તે પોતાનાં કાગળ પત્ર ક્યાં મૂકે છે, તેની તને ખબર છે!" "વારૂ, ઉભી રહે. હું જોઉં છું."

એમ કહીને નલિનીકાંતે માસ્તરની પેટી ઉઘાડી. ઘણી તપાસ કર્યા પછી તેણે એક એન્વેલપ શોધી કાઢ્યું, એટલામાં સરોજકુમારના આગમનનો આભાસ થતાં પોતે પકડાઇ જવાની બ્હીકે પ્રમીલા ત્યાંથી પલાયન થઇ ગઇ. નલિનીકાંતે પણ ઝડપથી પત્ર સંતાડી દીધો. આજેજ ખરીદેલાં 'સતીમંડળ' નામના પુસ્તકના પ્રથમ પૃષ્ઠ ઉપર સુંદર અક્ષરે 'શ્રીમતી પ્રમીલાદેવીને અર્પણ' એટલું લખી સરોજકુમારે જેવી પોતાની પેટી ઉઘાડી કે તે અવાક્ થઇ ગયો. નલિનીકાંત જાણે કાંઇ જાણતોજ ન હોય તેવી રીતે હિસાબ ગણતો હતો. સરોજકુમારે નલિનીકાંતને સંબોધી પૂછ્યું—"નલિન, તું બપોરનો અહિંજ બેઠો છે કે?" "જી હા." "ત્યારે મારી પેટીમાંની સઘળી વસ્તુઓ કોણે અવ્યવસ્થિત કરી મૂકી છે? મેં એક પત્ર મૂકેલ હતો. ઘણો અગત્યનો પત્ર છે. શોધું છું પણ જડતો નથી."

નલિનીકાંત બોલ્યો —" તમે ત્યાં મૂકો હશે ત્યાંજ હશે ! બ્હેન સિવાય બીજું કોઇ પણ અહિં આવ્યું નહોતું." એ પ્રમાણે અસત્ય કહી નલિનીકાંતે નજર ફેરવી નાખી.

સરોજકુમારે પુનઃ પૂછ્યું —" શું ત્હારી બ્હેન અહિં આવી હતી ? કૃષ્ણલાલ તો આવ્યા ન્હોતા ને ?" "ના. હું જાઉં છું. મ્હને બ્હેન બોલાવે છે. હું હમણાંજ પાછો આવું છું." " વારૂ જા."

(૫)

"માસ્તર સાહેબ, બેસો." મેનેજર સાહેબના અસ્વાભાવિક કઠસ્વરથી ચમકીને સરોજકુમાર પાસેની ખુરશી ઉપર બેઠો. મેનેજરે કહ્યું —" હું ત્હમારીજ રાહ જોતો બેઠો છુ. મ્હારે તમને કાંઇ કહેવાનું છે." સરોજકુમાર સહેજ ઉત્સુકતાથી મેનેજરના મુખ તરફ જોઇ રહ્યો.

"મ્હે ત્હમને આવા માણસ ધાર્યો નહોતા. વારૂ જે થવાનું હતું તે થઇ ગયુ. માસ્તર સાહેબ, હવે તમે બીજે ઠેકાણે નોકરી શોધી લ્યો. ત્હમને આ ઘરમાં લાંબો વખત રાખવાની મ્હારી મરજી નથી " મેનેજરે કહ્યું

સરોજકુમાર એકદમાત્ ઉત્તેજીત થઇને બોલ્યો—" કેમ મહાશય, શુ મ્હારો કઇ વાક આવ્યો છે?" "હા. જુઓ આ પુસ્તક કોનું છે ?"

એ સાભળી સરોજકુમારના મનમાંથી થોડી ઘણી આશંકા દૂર થઇ ગઈ. તેણે ધીમેથી ઉત્તર આપ્યો—" આ મારૂં પુસ્તક છે હું આજેજ વેચાતું લાવ્યો છુ. એ ત્હમારી પાસે કેવી રીતે આવ્યું ?" " મારી પાસે આવવાનું એક કારણ છે શેઠની ગેરહાજરીમાં મારે ઘરમા સર્વત્ર નજર રાખવી જોઇએ. વારૂ, શુ આ નામ ત્હમે પોતેજ લખ્યુ છે કે ?" મેનેજરે પૂછ્યું.

"જી હા." સરોજકુમારે કહ્યું—" નાદાન છોકરા, વાઘના મુખમાં હાથ ઘાલવાની ત્હેં હિમ્મત કરી છે?" "મહાશય, ત્હમે શુ કહો છો ? વિના વાંકે મ્હારૂં શા માટે અપમાન કરો છો ? જો મ્હને રાખવાની મરજી ન હોય તો કાંઇ નહિ. મ્હારૂં અપમાન કરવાનો ત્હમને કઇ પણ અધિકાર નથી !" સરોજકુમારે કહ્યુ.

"મ્હારામાં સપૂર્ણ અધિકાર છે. હું નિરર્થક વાદવિવાદ કરીને મ્હારૂં માન ગુમાવવા માગતો નથી. જુઓ, ત્હમે અત્યારેજ આ ઘરનો ત્યાગ કરીને બીજે ઠેકાણે ચાલ્યા જાઓ. હું ત્હમારો પગાર ચુકતી આપું છુ. જો કદાપિ કોઇ પૂછે તો કહેજો કે મ્હને અહિં ફાવતું નથી તેથી છોડીને ચાલ્યો જાઉં છુ.'સમજ્યા કે ?" મેનેજરે કહ્યું.

સરોજકુમાર બોલ્યો—" વારૂ મહાશય, હું હમણાંજ ચાલ્યો જાઉ છુ અહિં સ્હાને માટે રહેવાને આવ્યો નહોતો. બે દિવસ પછી હું મ્હારી ઇચ્છાથીજ ચાલ્યો જાત. પરંતુ અહિંથી જતી વખતે માથે કલક લઇને જવુ પડે છે તેથી ઘણુ દુઃખ થાય છે. સંસારમાં ઘણા અનુભવો મેળવીને સઘળી વાતમાં ત્હમે હુશિયાર થયલા છો. પણ આવી સાધારણ બાબતમાં મ્હોટી ભૂલ કરો છો ! મ્હેં નામ લખ્યું છે તે ખરી વાત. પરંતુ મ્હારે પણ ઘર અને સગાંવહાલાંઓ છે શું હું મ્હારા કોઇ સંબંધીજનને માટે પુસ્તક ખરીદી ન શકું ! આ જગતમાં શું કોઇનાં નામ એક બીજાના નામને મળતાં આવતાંજ નથી ? હું ત્હમને વધારે કાંઇ પણ કહેવા ઇચ્છતો નથી. હવે ત્હમારા ઘરમાં એક ક્ષણ પણ રહેવાની

મ્હારી ઇચ્છા નથી. જો ત્હમારે બદલે આજે કોઇ બીજા માણસે આ પ્રમાણે મ્હને અપમાનિત કર્યો હોત તો તેને યોગ્ય શિક્ષા કર્યા વિના હું રહેત નહિ." એમ કહી મેનેજર સાહેબના ઉત્તરની રાહ જોયા વિના સરોજકુમાર ચાલ્યો ગયો.

( ६ )

પત્ર વારંવાર વાચ્યો છતાં પ્રમીલાનું મન તૃપ્ત થયું નહિ. નલિનીકાંતની પાસેથી પત્ર લઇ તેણે લગભગ ચાર પાંચ વખત વાંચ્યો. સ્હાંજે દીવાની પાસે પોતાના એકાંત ઓરડામાં બેસીને તે પુનઃ પત્ર વાચવા લાગી. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું—

"પ્રિય પુત્ર,

મ્હેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું કે આ પ્રમાણે બનશે. વિવાહ વખતે સાધારણ બાબત માટે તકરાર થઇ હતી. પરંતુ જો સમજીને કામ કર્યું હોત તો વિવાદ થવા ન પામત. વેવાઇ પણ કાંઇ બોલ્યા નહિ. ત્હારા પિતા પણ તેમના માનમાં રહ્યા. ત્હારા શ્વસુર દેશમાંથી મુંબાઇમાં રહેવા ગયા છે તેની અમને ખબર નહોતી. હશે, પરમેશ્વર જે કાંઇ કરે છે, તે આપણા કલ્યાણને માટેજ કરે છે. તેનીજ કૃપાનું આ ફળ છે. તેઓ મુનહરપુરથી આવશે એટલે હું ત્હારી શ્વસુરમાતાને ત્હારો પરિચય લખી જણાવીશ અને વહુને ઘેર લાવવાનો યત્ન કરીશ. ભગવાન સૌ સારાં વાનાં કરશે ત્હારા પિતાની પણ સંપૂર્ણ સંમતિ છે. એ તો આ વાત સાંભળીને તરતજ પત્ર લખવાના હતા, પરંતુ મે ત્હેમને ના પાડી. ત્હારી બુદ્ધિ ઉપર અમને સંપૂર્ણ વિશ્વાસ છે. જો જરૂર પડે તો આ પત્ર દેખાડજે. મ્હારા ત્હને આશીર્વાદ છે. એજ."

આશીર્વાદિકા

ત્હારી માતા.

પ્રમીલા આકાશ પાતાળનો વિચાર કરતી હતી, એટલામાં નલિનીકાંતે તેના ઓરડામાં પ્રવેશ કરી કહ્યું—"બ્હેન, મ્હારા માસ્તર સાહેબ અહિંથી ચાલ્યા જાય છે! મ્હેં ત્હેમને સઘળો સરસામાન બાંધતા જોયા છે." અચાનક પ્રમીલાએ તેના તરફ જોઇને કહ્યું—"શું? તે ચાલ્યા જાય છે! ના, ત્હેમને જવા દેવામાં નહિ આવે. નલિન, જા આ કાગળ કાકાને વંચાવ. ત્હેમને કહે જે કે આ કાગળ માસ્તર સાહેબનો છે. ત્હેમની માએ ત્હેમના ઉપર લખ્યો છે."

"ત્હારો કાગળ હમણાં રહેવા દે. કદાચ તે હવે જતા પણ રહ્યા હશે. ના, હું પહેલાં જોઇ આવું. હવે મ્હને એવા માસ્તર મળશે નહિ." એમ કહીને નલિનીકાન્ત નાઠ્યો. પણ પ્રમીલાએ તેને પકડી રાખી કઠોર સ્વરે કહ્યું—"તે હવે નહિ જાય. હું ત્હેમને રોકી રાખીશ. તું આ કાગળ લઇને કાકાની પાસે જલદીથી જા."

સરોજકુમાર તૈયાર થઇને નલિનીકાંતને મળવા આવતો હતો એટલામાં સ્હામે પ્રમીલાને જોઇ તે અચકી ગયો. તેણે એકવાર પ્રમીલાના તરફ નજર કરી. પ્રમીલા તેના ચરણકમળમાં આળોટી પડીને બોલી—"હવે ત્હમે ક્યાં જશો? જો જવું હોય તો આ દાસીને પણ સાથેજ લેતા જાઓ. આ દાસીનો એવો કયો અપરાધ છે કે જેને માટે ત્યાગ કરવાને તત્પર થયા છો?" સરોજકુમાર તેને સ્નેહપૂર્વક ઉભી કરીને કંઇ કહેવા જતો હતો એટલામાં કાકાનો હાથ ઝાલીને 'બનેવી મહાશય' 'બનેવી મહાશય' કરતો કરતો નલિનીકાંત આવ્યો.

# "ગરબાવાળી."

લેખક—"સુધાકર."

( ૧ )

રસિકલાલ નડીઆદનો રહેવાસી હતો; પણ આગળ અભ્યાસ કરવા માટે અમદાવાદ આવ્યો હતો. તે અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરતો હતો. ન્હાનપણથીજ વાંચવાનો બહુ શોખ હતો. એટલે અભ્યાસનાં પુસ્તકો કરતાં અત્યારે પણ સાહિત્યનાં પુસ્તકો બહુ વાંચતો. વળી નામ પ્રમાણે ત્હેનું હૃદય પણ રસિક હતું. તેથી ત્હેની પાસે હંમેશાં આવનાર જનારને બહુ આનન્દ પડતો.

રસિકલાલને કૉલેજમાં શીરીનબાઈ નામની એક પારસી છોકરી સાથે મૈત્રિ થઇ હતી. શીરીનના બાપ અમદાવાદમાં સરકારી હોસ્પીટલમાં ડૉક્ટર હતા. પારસી સ્ત્રીઓ જે જે પ્રકારની છૂટ લે છે, તેવીજ છૂટ શીરીન પણ લેતી; આથી ત્હેને રસિકલાલને ગમે તે વખતે મળતાં, અગર સાથે હરતાં ફરતાં શરમ આવતી ન હતી. બન્ને એકજ ક્લાસમાં હતાં. એટલે કૉલેજના વખતમાં સેગાંજ રહેતાં, અને કૉલેજમાંથી છૂટયા પછી પણ સાથેજ ફરતાં. આ પ્રમાણે બે એક વર્ષ ચાલ્યું અને સ્નેહની સાંકળ મજબૂત બની. પણ એટલામાં શીરીનના બાપની મુંબાઇ બદલી થઇ એટલે બંન્નેને છૂટાં પડવાનો સમય આવ્યો.

રસિકલાલ અને શીરીનને છૂટાં પડવાનું આવવાથી એક બીજાનું મન બહુ દુભાયું. પણ ઉપાય નહતો. આખરે જવાને દિવસે શીરીન રસિકને બાગમાં મળી. ત્યાં તેઓ બહુવાર બેઠાં. પરસ્પર ભેટયાં-મળ્યાં; અને આંસુ ભરેલી આંખોએ છૂટાં પડયાં. શીરીનથી છૂટાં પડતાં શીરીન કરતાં રસિકલાલનું રસિક હૃદય બહુ દુભાયું.

શીરીનના ગયા પછી રસિકલાલને બિલકુલ ગમતું નહતું. થોડા દિવસ અભ્યાસને પણ તિલાંજલી આપી. અને આમતેમ ભટકવા લાગ્યો. આખરે પરીક્ષા નજીક આવી, એટલે ન છુટકે અભ્યાસમાં દિલ પરોવ્યું. પરીક્ષાના દિવસ આવ્યા. પરીક્ષા આપી. કૉલેજમાં રજાઓ ( વૅકેશન ) પડતાં, રસિકલાલ કૉલેજ છોડી ઘેર ગયો.

( ૨ )

રસિકલાલ ઘેર આવતાં ત્હેના વેવીશાળની વાતો ચાલવા માંડી. પણ રસિકનું હૃદય તો શીરીનને ચ્હાતું હતું. વળી કૉલેજમાં રહેવાથી સુધારાનો પવન મગજમાં ભરાયો હતો; અને હિન્દુ સ્ત્રીઓ તો સાથે ફરવા જતા પણ શરમાય. તે આપણા રસિકલાલને કેમ પાલવે?

રસિકલાલનું વેવીશાળ કરવા ત્હેનાં માતાપિતા બહુ આતુર હતાં. પણ રસિકલાલ નાજ પાડતો. આથી લાચાર થઇ બેસી રહ્યા હતાં. રસિકને ત્હેની બ્હેને તેમજ મોટાભાઈની વહુએ બહુ સમજાવ્યો. પણ તેણે કાઇનું માન્યું નહી. અને બહુ કરશો તો 'નાશી જઇશ' આવી બીક બતાવી. એટલે સૌએ પણ વાત છોડી દીધી.

રજાઓ (વેકેશન) પુરી થઇ એટલે રસિકલાલ અમદાવાદ ચાલ્યો ગયો. રસિકનું દીલ શીરીનને ચ્હાતું હતું. આખો દિવસ શીરીનજ હૃદયમાં રમ્યા કરતી હતી. દિવસ ઉપર દિવસ ચાલ્યા. પરીક્ષા આવી આ વખતે પરીક્ષામાં રસિકલાલ નાપાસ થયો; આથી ત્હેણે ઘેર જવાનું માંડી વાળ્યું. રસિકલાલના અમદાવાદમાં સગાં વ્હાલાં ઘણાં હતાં. પણ તે કોઇને ઘેર જતા ન હતો. ફક્ત પોતાના એક મિત્ર વસંતલાલને ત્યાં કોઇ કોઇ વખત જતો.

વસંતલાલની સ્ત્રી રમા બહુ ડાહી, સુશીલ અને રમુજી હતી. ત્હેના જાણવામાં હતું કે રસિકલાલ શીરીનને ચ્હાય છે. આથી તે ત્હેને બહુ ચીડવતી અને બનાવતી હતી. કોઇ કોઇ વખત લગ્નની વાત કરતી; પણ રસિકલાલ તે તરફ તિરસ્કાર બતાવતો હતો.

આ વખતે રસિકલાલ ઘેર ના ગયો. તેથી ત્હેના પિતા ત્હેની ખબર લેવા અમદાવાદ આવ્યા હતા. તેઓ એક દિવસે પોતાના નાતીલા અને રસિકના મિત્રને ત્યાં આવ્યા. વસંતલાલ ઘેરજ હતો. ત્હેને મળ્યા અને રસિકલાલને થોડી શીખામણ દેવા ભલામણ કરી. વસંતલાલની સ્ત્રી રમાએ પણ આ વાતમાં ભાગ લીધો. અને ત્હેણે તો રસિકલાલનું વેવીશાળ કરવા આગ્રહપૂર્વક જણાવ્યું.

"પણ એ ના માને તો શું કરૂં?" રમાનો આગ્રહ જોઇ રસિકના પિતા બોલ્યા, અને ઘેર બનેલી બધી હકીકત કહી.

"ભલે. જેમ કરવું હોય તેમ કરો. પણ એમને પરણાવી આપવાનું મ્હારે માથે." રમાએ રસિકને પરણાવવાનું બીડું ઝડપ્યું.

ત્યારબાદ થોડી વાતચીત કરી રસિકના પિતા ગયા અને બીજે દિવસે પોતાના એક સગાની તેમજ વસંતલાલ અને રમાની સલાહ લઇ એક સારા કુંટુંબની કન્યા સાથે રસિકલાલનું વેવીશાલ કરી દીધું; અને બીજે દિવસે નડિઆદ ચાલ્યા ગયા. તે પછી રસિકલાલે વાત જાણી વાત જાણી બહુ ગુસ્સે થયો અને નહિ પરણવાનો મનમાં ફરી નિશ્ચય કર્યો."

* * * * *

એકવીસ વર્ષની વયે રસિકલાલ બી. એ. થયો. અને સારી લાગવગને લીધે નડિયાદ પાસેના નવલપુર નામના ન્હાના શહેરમાં હાઇસ્કુલમાં માસ્તરની જગ્યા મળી.

(૩)

રસિકલાલે આવી નોકરીનો ચાર્જ સંભાળી લીધો અને ગામમાં એક ન્હાનું ઘર ભાડે રાખી રહેવા માંડ્યું. ત્હેણે હમણાં હમણાં પોતાનું જીવન બહુ સાદુ બનાવ્યું હતું. ત્હેને શીરીન વિનાની દુનીઆ નકામી લાગતી હતી. બધું અરણ્ય સમાન લાગતું. આ અરણ્યમાં ત્હેના દુઃખી હૃદયનો વિસામો ફક્ત પુસ્તકો હતાં.

સ્હવારમાં વ્હેલો ઉઠી ન્હાઇ ધોઇ રસોઇ બનાવી જમી લેતો; અને ટાઇમ હોય તો શેક્સપિયરનાં નાટકો કે શેલીનાં કાવ્યો વાંચતો અને અગીઆર વાગે સ્કુલમાં જતો.

સાંજના પાંચ વાગે આવી જમી લેતો અને પાછો પુસ્તકોનું શરણું લેતો. કે મરત કવિ બાલ, કલાપી, મણીલાલ, કે સાગરની મ્હોટે થયેલી દર્દભરી ગુજલો લલકારતો. ફક્ત ત્હેના જીવનમાં એકજ ધ્વનિ ગાજી રહ્યો હતોઃ "શીરીન!"

આ પ્રમાણે ત્હેનો કાર્યક્રમ હતો. તે શીરીનના આકર્ષક ચ્હેરા અને મધુર અવાજ ઉપર બહુ આશક હતો. બસ, ત્હેની એજ ઇચ્છા હતી કે તે શીરીનના સહવાસમાં રહી ત્હેની સાથે વાતોજ કર્યાં કરે. આપણા રસિકને મન તો શીરીન સિવાયની બધી સ્ત્રીઓ અરસિકજ હતી પણ ત્હેણે વિચાર ન કર્યો કે આ પ્રમાણે ક્યાં સુધી ચાલશે?

કૉલેજનું સ્વછંદી જીવન ઉછરતા યુવાનોને ક્યાં સુધી લઇ જાય છે તેનો આ પણ એક નમુનો હતો. ઘેર માતા પિતા પુત્ર માટે મરી પડતાં. ત્યારે આ ભાઇને તેમની પરવા પણ ન હતી. રમાએ વચન આપેલું હોવાથી ત્હેના માતપિતાને કંઇક શાન્તિ હતી. પણ નફ્ફટ શું કહેવાય!.

* * * * *

હાઇરકુલમાં "ટર્મીનલ એકઝામીનેશન-છ માસિક પરીક્ષા" પુરી થતાં રજાઓ પડી. આપણા રસિકલાલ પણ રજાઓમા ઘેર ગયા. ત્યાં થોડા દિવસ રહી મગજને આરામ આપવા—પોતાની કૉલેજની સ્ત્રીમિત્ર શીરીન સાથે ફરવા, તે ભૂમિને ભેટવા—અમદાવાદ ગયા. અમદાવાદમાં બીજે ઠેકાણે ન ઉતરતાં વસંતલાલને ત્યાંજ ઉતર્યા.

(૪)

વસંતલાલ પણ બી. એ. થઇ બે વર્ષ થયાં અત્રેની એક બેન્કમાં હેડ કલાર્કનું કામ કરતો હતો. ત્હેની પત્ની રમા ઉપર કહ્યું તેમ બહુ ડાહી અને સુશીલ હતી. વસંતલાલને તેનાથી સંતોષ હતો. બન્નેનું જીવન આનન્દમય હતું અને બન્નેના આનન્દમાં એક પુત્રીરત્ને વૃદ્ધિ કરેલું હતું.

રસિકલાલ અહીં આવ્યો ત્યારે નવરાત્રિના દિવસ ચાલતા હતા. તેથી ઠામ ઠામ રાતના ગરબા ગવાતા હતા. રસિકલાલ અને વસંતલાલ બન્ને મિત્રો રાતના જમી વાતોએ વળગ્યા. રમા પોતાની પુત્રી પુષ્પાને લઇ નીચે પોળમા સ્ત્રીઓ ગરબા ગાતી હતી ત્યાં ગઇ. દશ વાગ્યા એટલે વસંતલાલ પોતાની જગ્યાએ જઇ સૂઈ રહ્યો અને રસિકલાલ ઉંઘ નહી આવવાથી બારી આગળ જઇ બેઠો.

રસિકલાલ બેઠો બેઠો વિચાર કરતો હતો. નીચે પોળમા સ્ત્રીઓ ગરબો ગાઇ રહી હતી ગરબો બંધ રહ્યો અને થોડીવારે બીજો ગરબો ચાલ્યો·

* "આવો આવોને સખિઓ! આજ રસતાળી પાડી
કાંઇ ગજવો આપણી બ્હેન! આ ગુર્જર વાડી."

ગાનારીનો અવાજ બહુ રસિક અને મધુર હતો. શીરીનના વિચારમાં ગુંથાયેલા રસિકનું ધ્યાન આ ગરબાએ ખેંચ્યું.

"હરિણીશી ચંચળવાન, નાજુક ને નમણી,
ફુલની કળીસમ સુકુમાર, સુરતની રમણી!
છબિ છટાભરી, સૌભાગ તપે મુખ, મુગ્ધહિત,
શુભ વરોદરાની વેલ સરિખી આ ચતુરા!

* રા. ન્હાનાલાલ દ. કવિ.

" અહાહા ! ! કેવો મધુર અને રસિક અવાજ ! કેવો મઝાનો ગરબો." રસિક બબડી ઉઠયો :અને શીરીનને ભૂલી ગરબો ગાનારી ગરબાવાળીનું મ્હોં જોવા આતુર બન્યો. ઉઠયો; અને દાદર ઉતરી નીચે આવ્યો. નીચે આની ગરબો ગવાતો હતો ત્યાં થોડે દૂર ઉભો રહ્યો. ગરબો ચાલુ હતોઃ

" રૂડી ઠરેલ બુદ્ધિ વિશાળ સમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુઓ ગૃહિણી !
નિજ ઉરના વિવિધ વિલાસ રંગે રંગેલી,
મુંબઇની મોહનરૂપ સખિઓ અલબેલી !

રસિકને ગરબો સાંભળવામાં બહુ આનન્દ પડ્યો. પણ ગાનારીનું મ્હો ઘુંઘટમાં છુપાયેલું હતું. તેથી રસિક ગાનારીનું મ્હોં જોઇ શક્યો નહિ. અને ત્હેના મનમાં પ્રશ્ન ઉઠયો કેઃ " ગરબાવાળી કોણ ? "

વાચક ! કહેવાની જરૂર નથી કે ગરબાવાળી બીજી કોઇ નહી પણ જેની સાથે રસિકનું વેવીશાળ થયું હતું તેજ હતી. ત્હેની ઉમ્મર હાલ ચૌદથી પંદર વર્ષની હતી. તે ઉચ્ચ કેળવણી પામેલી હતી; અને ત્હેનું હૃદય ઉચ્ચ સંસ્કારોથી પોષાએલું હતું અત્યારે ત્હેણે અંગ ઉપર આછા વાદલી રંગનું ઝીણું ઓઢણું ઓઢયું હતું ત્હેનું ઓઢણાના ઘુંઘટમાં છુપાયેલું સુન્દર, ઉજ્વળ મુખ, આછાં રૂપેરી વાદળાથી છવાયેલા ચંદ્ર સમાન ભાસતું. ગરબો ચાલુજ હતોઃ

" આવો આવોને સહિયર ! આજ રસ ટહુકે ગુંજે,
કાંઇ ગજવો અમતે ગીત, નિજ ગુર્જરી કુંજે.
આ તમ કાજે ભરી છાબ, ગીતનાં ફુલડાંની,
લ્યો સત્કારો રસબાળ ! એટલી મ્હેમાની.

ગરબો પુરો થવાને થોડી વાર હતી. એટલામાં રમાએ રસિકને જોયો. અને તરતજ પાસે આવી બોલીઃ " રસિકભાઇ ! અહીં કેમ આવ્યા છો ? શરમ નથી આવતી અહીં આવી ઉભા રહેતાં ! "

" આ ગરબો અને ગાનારીનો અવાજ બન્ને બહુ મઝાનાં લાગ્યાં એટલે સાંભળવા આવ્યો." રસિક આવવાનું કારણ આપતાં બોલ્યો-" પણ રમા બ્હેન ! આ ગરબાવાળી કોણ છે ? "

" ત્હમે પણ ઠીક છો ! ઉપર બેસી નહોતું સંભળાતું કે નીચે આવ્યા ? " રમાએ રસિકની મશ્કરી કરતાં કહ્યું.

" ઠીક. લ્યો ઉપર જાઉં છું." એમ કહી રસિક ઉપર જતાં જતાં બોલ્યોઃ " પણ, કહોતો ખરાં કે આ ગરબાવાળી કોણ છે ? "

" જે છે, તે છે. ત્હમારે શું કામ છે ? " રમા હસતાં હસતાં બોલી.

" ના, ના, કહોતો ખરા." રસિક જાણવા આતુર બન્યો.

"જે હશે તે સમય આવ્યે જણાશે." એમ કહી રમા ચાલી ગઈ. અને "ગરબા-વાળી કોણ?" એ પ્રશ્નમાં ગુંચાતો રસિક પણ ઉપર ચાલ્યો ગયો.

ગરબો પુરો થયો બધા પોતપોતાને ઘેર ગયા રમા પણ પુષ્પાને લઇ ઉપર આવી રસિકલાલ જાગતો હતો. એટલે રમા પાછી મશ્કરી કરતાં બોલી, "કેમ રસિકભાઇ! તબિયત તો આનન્દમાં છેને?"

"રમા બ્હેન! તમને બ્હાનું મળ્યું એટલે મશ્કરી ક્યાં કરવાનાં" રસિક આ મશ્કરીથી સહેજ નારાજ થતો બોલ્યો.

"રસિકભાઈ! ખોટું ના લગાડશો. હું તો બોલવાનીજ" રસિકને ખોટું લાગતું જોઇ રમા હાસ્ય કરી બોલી.

"હા, ભાઇ હા કહો જેટલું કહેવાય તેટલું." રસિક બોલ્યો રમા સમજી ગઈ હતી કે રસિકના હૃદયમાં શીરીનને બદલે હવે ગરબાવાળીએ સ્થાન મેળવ્યું છે. એટલે બોલી "હું ગરબાવાળીનું નામ બતાવું. પણ તમે પરણશો?"

"કોની સાથે?"

"જેની સાથે વેવીશાળ થયું છે ત્હેની સાથે!" રમાએ ઠંડે પેટે જવાબ આપ્યો.

"પણ તેથી કઇ ગરબાવાળી મળવાની હતી?"

"હા. જો તમો પરણો તો મ્હારે ગરબાવાળી લાવી આપવી? કેમ? કબુલ છે. હોય તો આપો વચન." રમાએ કબુલત આપતા વચન માગ્યું. રસિકને રમા ઉપર વિશ્વાસ હતો; અને વળી ગરબાવાળી મેળવવા દિલ આતુર હતું. આથી તે વચન આપતાં બોલ્યો "હા. લ્યો વચન. પણ જો, જો! હોં રમાબ્હેન! પાછો હું છુ."

"હા, હા, જાવ લાવી આપવી." એમ કહી રમાએ વચન લઇ દીધું. એટલામાં વસંતલાલ જાગ્યો અને પુછ્યું "રમા શું છે?"

"એ તો હવે રસિકભાઇ પરણવાનો વિચાર કરે છે તેની વાત ચાલે છે."

"ઓહ્ ત્હારી! ચાલો, ઠીક થયું. પણ અત્યારેજ હા પાડવાનું મુહૂર્ત આવ્યું?" આશ્ચર્ય પામતો હર્ષથી વસંતલાલ બોલ્યો.

"એ તો ગરબાવાળીએ ભાઇને ફસાવ્યા છે!" એમ બોલતી હસતી હસતી રમા ચાલી ગઇ અને રસિકલાલ રમાની મશ્કરીથી કંટાળી સૂઇ ગયો.

બીજે દિવસે સ્હવારે બધી વાત વસંતબાએ જાણી. ત્હેને પણ હસવું આવ્યું. થોડા દિવસ રહી રસિકલાલ નડિયાદ ગયો અને વેકેશન પુરી થતાં નવલપુર રવાના થયો.

(૫)

રસિકલાલ નવલપુર આવ્યો અને ટાઇમસર બધું કામકાજ ચાલ્યું પણ આ વખતે શીરીનને બદલે ગરબાવાળીમાં દિલ પેઠું બન્યું હતું ત્હેની સ્થિતિ, એકવો પડતાં, પહેલાં કરતાં વધુ કફોડી બની.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ રસિક ગરબાવાળીને માટે બહુ આતુર બનતો ગયો. જો ગામમાં કોઇ ઠેકાણે શુભ પ્રસંગે ગરબા ગવાતા હોય તો, જાણે પોતાની ગરબાવાળી ત્યાં તો નહી હોય તેમ ધારી ત્યાં દોડી જતો. પણ તે મધુર અવાજ સાભળવાનો ન મળતા નિરાશ થઇ પાછો ફરતો.

* * * * *

અહીં વસંતલાલે રમાના કહેવાથી રસિકના પિતાને કાગળ લખ્યો અને લગ્ન નક્કી કરવા લખ્યું. રસિકને ઘેર પત્ર મળતાં આનન્દ આનન્દ થઇ રહ્યો. લગ્નનો દિવસ તરતજ નક્કી કરી દીધો અને રસિકલાલને કાગળ લખ્યો. ઘેરથી કાગળ આવ્યો તેજ દિવસે રમા તરફથી પણ રસિકલાલને કાગળ મળ્યો. ત્હેમાં રમાએ આપેલું વચન યાદ દેવડાવ્યું હતું; અને પરણવા માટે જલ્દી આવવા લખ્યું હતું.

લગ્નનો દિવસ નજીક આવ્યો એટલે રસિકલાલ ગરબાવાળી મેળવવાના લોભે નડિયાદ આવ્યો. વસંતલાલ નડિયાદનો વતની હોવાથી તે પણ રમા સહિત આવ્યો હતો. જાન નીકળી અમદાવાદ ગઈ. ત્યાં રસિકલાલ અને સરલાનું મંગળ સમયે લગ્ન થઇ ગયું. પરણી સરલા સહિત રસિકલાલ જાન સાથે નડિયાદ આવ્યો. આવેના સર્વાં વ્હલાં ધીમે ધીમે ચાલ્યાં ગયાં પણ વસંતલાલ અને રમા રહ્યાં હતાં. રસિકલાલ સરલાને પરણ્યો ખરો, પણ સરલા સાથે એક શબ્દ સરખો બોલતો ન હતો; કારણ કે ત્હેને તો ગરબાવાળી જોઇતી હતી।

( ૬ )

રજાઓ પુરી થઇ એટલે રસિકલાલ પાછો નોકરી ઉપર આવ્યો. માબાપની શરમે અને રમા મશ્કરી કરશે એ બીકે સરલાને સાથે તેડાવ્યો હતો. વસંતલાલને રજાઓના દિવસ બે ત્રણ બાકી હતા. તેથી તે પણ રમા સહિત ત્યા આવ્યો હતો.

બે દિવસ વ્યતિત થઇ ગયા. આવતી કાલે વસંતલાલ જવાનો હતો એટલે રસિકલાલની ધીરજ રહી નહી અને રમાને પુછ્યુઃ "મ્હેં મ્હારૂં વચન પાળ્યું હવે ત્મ્હે!"

"કહ્યું હતું" એતો તમને પરણાવવા હતા તેથી. એવું હસતા રમા બોલી. રસિક આ શબ્દો સાંભળી નારાજ થયો. અને કંટાળી બોલ્યોઃ "રમા બ્હેન! મ્હારા શબ્દો યાદ છે?"

"હા." રમાએ પ્રત્યુત્તર આપ્યો.

આ ઠંડા જવાબથી રસિકનું મન દુભાયું. પણ શું કરે?

રાત પડી, સ્હવાર થયું અને સાંજ પણ પડી. વસંતલાલ જવા તૈયાર થયો. અને નીચે ગાડીમાં સામાન મૂકવા ગયો. રમા, રસિકલાલ ઓરડામા બેઠા હતા ત્યાં આવી અને બોલીઃ "રસિકભાઇ! આવજો."

"ચાલો હું આવું છું." એમ કહી ઉદાસ ચ્હેરે રસિક નીચે જવા રમાની સાથે ચાલ્યો. દાદર પાસે સરલા ઉભી હતી. રમાએ ઉતરતાં સરલાને ઉદ્દેશીને કહ્યું. "ગરબાવાળી આવજો!"

આ સાંભળી રસિક ચમકી ઉઠ્યો અને "ગરબાવાળી કોણ!" એ પ્રશ્ન પાછો મનમાં ખડો થયો. રમા રસિકનો મનોભાવ સ્હમજી ગઈ અને ફરી બોલી "અલી ગરબાવાળી આવજે. બોલ તો ખરી?"

"હા, આવજો." સરલા બોલી. આ છેલ્લા શબ્દો રસિકને રસિક ને મધુર લાગ્યા પણ રમા તરતજ "રસિકભાઈ ચાલો." એમ કહેતી નીચે ઉતરવા માંડી. રસિક પણ ઉતર્યો. ઘોડાગાડીમાં બેસી બધા સ્ટેશને આવ્યા. તરતજ ગાડી આવી. વસંતલાલ અને રમા ગાડીમાં બેસી ગયા. થોડીવાર વાતચીત કરી ત્યાં સીટી વાગી અને ગાડી ઉપડી. ગાડી ઉપડતાંજ "રસિકભાઈ! આવજો." એમ કહેતી રમા બોલી "કેમ ગરબાવાળી મળીને?"

આ શબ્દો સાંભળી રસિક મનમાં બબડી ઉઠ્યો "ત્યારે શું સરલા એજ ગરબાવાળી!" તેણે ચાલવા માંડ્યું.

ઘેર આવ્યો. સરલા ઓરડામાં બેઠી "સુન્દરી સુબોધ" વાંચતી હતી. કપડાં ઉતારી રસિક ત્યાં આવ્યો અને બોલ્યો "ગરબાવાળી તુંજ કે?"

"તમે ઓળખતા નથી?" હસતી હસતી સરલા બોલી.

"હું તો ગરબાવાળીના મધુરા સ્વરને ઓળખતો હતો. ત્હને નહીં, પણ રમા ત્હેને ઓળખાવી કે આજ હમારી "ગરબાવાળી" એમ કહી આનન્દમાં રસિકે સરલાના ગાલ ઉપર ચીમટી લીધી.

"હું ત્હમારી?" સરલાની આંખો નાચી રહી હતી.

"હા, હા. તુંજ મ્હારી મ્હારી ગરબાવાળી!"

સમય જતાં શીરીનમાં આશક બનેલું દિલ શીરીનને ભુલી ગયું અને ગરબાવાળી પાછળ ઘેલું બની તે ગરબાવાળીમાં ગુલતાન થઈ રહ્યું!

આ પછી રમા જ્યારે રસિકને મળતી ત્યારે તેને ખીજવતી કેમ રસિકભાઈ, જોયું "ગરબાવાળી"નું જાદુ!

---

## જાપાની સ્ત્રીઓ અને જાપાની ઉદ્યોગ.

જાપાનમાં કારખાનામાં સ્ત્રીઓની મોટી સંખ્યા કામે લાગેલી છે એટલું કામ કરતી સ્ત્રીઓની સંખ્યા એટલી બધી મોટી છે કે, પુરૂષો કરતા પણ તે વધી જાય છે. નીચેના આંકડાઓ ઉપરથી માલુમ પડે છે કે, રંગવાના અને વણાટના કામમાં ૪,૮૧,૪૮૧ સ્ત્રીઓ કામ કરે છે ત્યારે ફક્ત ૮૧,૧૦૧ પુરૂષો કામ કરે છે. સંચાના કારખાનામાં ૪,૪૪૮ સ્ત્રીઓ અને ૬૪,૧૭૧ પુરૂષો કામ કરેછે; રસાયણ બનાવનારા કારખાનામાં ૨૯,૭૬૬ સ્ત્રીઓ ૬૩,૬૨૭ પુરૂષો કામ કરે છે, ખોરાક અને પીણાં બનાવવાના કારખાનામાં ૧૩,૯૮૪ સ્ત્રીઓ અને ૬૪,૬૩૧ પુરૂષો કામ કરે છે, બીજા પરચુરણ કારખાનામાં ૩૭,૫૨૯ સ્ત્રીઓ અને ૮૦,૪૩૨ પુરૂષો કામ કરેછે જાપાનનાં કારખાનામાં કામ કરનારી સ્ત્રીઓની સંખ્યા ૫,૬૪,૩૭૮છે ત્યારે એવા પુરૂષોની સંખ્યા ૩,૮૩,૯૫૭ છે જે દેશના ઉદ્યોગોની ખીલવણીને માટે આટલી બધી સ્ત્રીઓ મહેનત કરે તે દેશના ઉદ્યોગો ખીલી ઉઠે તેમાં નવાઈ શી?

રાધા—આખી દુનિયાને શું એકજ બાપ હશે?

લલિતા—હા, બહેન. જેમ રાજા એકજ હોય છે, તેમ પરમેશ્વર પણ એકજ હોઇ શકે. બહેન ગંગા, સંભળાવ તો પેલી કબીર સાહિબની સાખી?

ગંગા—સાંભળો, બહેનોઃ—

સર્વ ઉપર સત્ પુરુષ હય: સબકે જીવન આપ:
પ્રથમ વંદના તાહિકો: નાશ હોત સબ પાપ!"

મણિ—અરે વાહરે ગંગાબહેન, બહુ સારી સાખી આઇ! પરમેશ્વર એક પુરુષ છે, એમ આપણા વેદમાં પણ કહ્યું છે. વિચારો તો બહેન, જો પરમેશ્વર પુરુષ ન હોય, તો તે બધી વાતો જોઇ, સાંભળી, અને જાણી કેમ શકે? યાદ છે, રાધાબહેન, ગીતાંજલિમાં શું કહ્યું છે તે?

રાધા—હા, બહેન, સાંભળોઃ—

"His eyes behold, His eyelids try,
the children of men."

લલિતા—એનો અર્થ, બહેનો, એવો થાય છે, કે "પ્રભુની આંખો માણસોનાં બાળકોને દેખે છે, અને તેનાં પોપચાં તેમની પરીક્ષા કરે છે."

ગંગા—અરે જુઓ! આ આપણી બીજી બહેનો આવી પહોંચી!

ચાર કન્યાઓ—

સૌ ધામમાં, સૌ ઠામમાં, સૌ કામમાં, પ્રભુનામમાં,
વ્હાલી સખીઓ, સેવા કરજો નાતની!
પ્રભુની જે આજ્ઞા પ્રમાણે ચાલે, સાચી ગણાય તેજ સેવા:
શબ્દ ઉત્થાપે જે ન કોઇ કાલે, સાચી ગણાય તેજ સેવા:
કોલ દીધેલ જે હમેશ પાલે, સાચી ગણાય તેજ સેવા:
પ્રાણિમાત્રને જે વ્હાલથી નિહાલે, સાચી ગણાય તેજ સેવા!

નર્મદા—બહેનો, જરા સબર કરો. માસ્તર સાહેબે કહ્યું છે, કે હિંદ દેવીનો રાસ બરાબર સમજીને ગાવો જોઇએ. તો ચાલો આપણે જરા વિચાર કરીએ, અને સમજીએ. બોલ, બહેન જયા, પ્રભુ એટલે કોણ?

જયા—પ્રભુ એટલે માલેક, ધણી, સ્વામી, પરમેશ્વર.

સદ્ગુણા—બહેન, પરમેશ્વર એકલોજ આપણો માલેક અને ધણી નથી. રાજાઓ પણ આપણા ધણી છે, અને તેમના કાયદાને પણ આપણે માન આપવું જોઇએ. છતાં, પ્રભુનો કાયદો પાળનાર માણસ રાજાઓના કાયદા સહેલાઇથી પાળી શકે છે, કારણકે

એ કાયદો પૂર્ણ છે. બહેન તારા, સંભળાવ તો પેલું ગીતાંજલિમાં શું કહ્યું છે તે?

તારા—સાંભળો, બહેનોઃ—

> "The law of the Lord is perfect,
> converting the soul."

નર્મદા—એનો અર્થ, બહેનો, એવો છે, કે "પ્રભુનો કાયદો સંપૂર્ણ છે, અને તે આત્માને ફેરવી નાખે છે." પણ જયાબહેન, તું શું કહેવા સારૂ અધીરી થઇ ગઇ છે?

જયા—બહેનો, હું તો એટલું પૂછું છું, કે માત્ર પ્રભુનું નામ લેવાથી આપણાં બધાં પાપ ધોવાઇ જાય છે, એ શું ખરી વાત હશે?

મૃદુલા—ના, બહેન. નામ લેવાના ઘણા પ્રકાર છે. ઓ તારા, સંભળાવ તો પેલી કબીર સાહિબની સાખી?

તારા—સાંભળો, બહેનો.—

> "રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર ઓર ચોર:
> ધ્રુવ પ્રહ્લાદ સબ તર ગયે, એહિ નામ કછુ ઓર."

નર્મદા—શાબાશ, તારાબહેન! બહુ સારો ઉપદેશ આપ્યો.

જયા—ચારૂ, બહેનો, પતિ પણ પત્નીનો સ્વામી, ધણી, અને સ્વામી કહેવાય છે, તેનું કેમ? અને પતિ શું પ્રભુ પણ કહેવાય?

મૃદુલા—હા, બહેન. આખી આલમનો ઇશ્વર જુદો છે, એમ સમજ્યા પછી પતિને પણ આપણાથી પ્રભુ કહી શકાય; અને પત્નીએ તેની આજ્ઞા પ્રમાણે ચાલવું જ જોઇએ.

તારા—શું ત્યારે સ્ત્રીઓને કંઇ જરા પણ નહીં? શું ન્હાની ન્હાની વાતોમાં પણ પત્નીયે પતિની આજ્ઞા ઉઠાવવી જ જોઇએ, અને તેનો શબ્દ શું કોઇ દિવસ નજ ઉત્થાપવો જોઇએ?

નર્મદા—બહેનો, મને તો એમ લાગે છે, કે જે સમજુ હોય, તે કોઇ દિવસ ન્હાની વાતોમાં આજ્ઞા આપેજ નહીં, અને ઉત્થાપવો પડે એવો શબ્દ કદી બોલેજ નહીં.

જયા—અરે જુઓ, આ આપણી બીજી બહેનો પણ આવી

ચાર કન્યાઓ—

> બહેનો, વ્હાલા બંધુઓ, હેતેથી
> રહો, વહો, સહો, સંસારે:
> તો એ થતી સેવા સાચી દેવી હિંદની!

વસુ—જરા સબુર કરો, બહેનો. માસ્તર સાહેબે કહ્યું છે, કે હિંદ દેવીનો રાસ બરાબર સમજીને ગાવો જોઇએ. તો ચાલો આપણે જરા વિચાર કરીએ, અને સમજીએ. બોલ, બહેન કેસર, એટલા ગીતનો શો અર્થ થાય?

ડોલર—અર્થ એવો છે, કે ઓ બહેનો, તથા વ્હાલા ભાઇઓ, આ સંસારમાં પરસ્પર હેત રાખીને રહો, અને પરસ્પર હેત રાખીને વહનમાં વહો, અને કોઇ વાર દુઃખ આવી પડે, તો પરસ્પર હેત રાખીને સાથે સહન કરો. એ રીતે કરો, એટલે હિંદ દેવીની સાચી સેવા થશે.

ગૌરી—અરે વાહરે ડોલરબહેન! તેં તો કમાલ કરી. દેશસેવાની બહુ સારી વ્યાખ્યા આપી.

રંભા—મને તો, બહેન, એમાં કંઇ બહુ સારી વ્યાખ્યા લાગી નહીં. એકબીજા ઉપર આપણે માત્ર હેત રાખીએ, એમાં દેશસેવા શી થઇ?

વસુ—હાં નહીં, બહેન? પરસ્પર હેત રાખવાથી આપણે દેશમાં હેતનું વાતાવરણ ફેલાવી શકીએ છીએ. અને હેત તથા દયા કરવાથી પ્રભુ પણ આપણા ઉપર હેત તથા દયા કરે છે. સંભળાવ તો, બહેન ડોલર, પેલી ગીતાંજલિની પંક્તિ!

ડોલર—સાંભળો, બહેનોઃ—

> "With the merciful,
> Thou will show Thyself merciful."

ગૌરી—એટલે એમ, કે "ઓ પ્રભુ, દયાળુઓ તરફ તું દયાળુ દેખાએ."

રંભા—બહેનો, ત્યારે હેત અને પ્રેમ બંને એકજ હશે કે?

વસુ—બેશક હેત અને પ્રેમ બંને એકજ છે, અને પ્રભુતા દેશમાં તે હમેશાં ઝર્યા કરે છે. ઓ ડોલર, મનોહર મૂર્તિ, પેલી કબીર સાહિબની સાખી જરા સંભળાવીશ?

ડોલર—ખુશીથી બહેનો.—

> "હમ વાસી વહ દેશકે, જહાં બારો માસ બિલાસ:
> પ્રેમ ઝરે, બિકસે કવલ, તેજઃપુંજ પ્રકાશ"

ગૌરી—શાબાશ, ડોલર બહેન! પણ જુઓ, આ આપણી છેલ્લી રહેલી ચાર બહેનો પણ આવી પહોંચી.

ચાર કન્યાઓ—

> કલહ ચાલે છે ક્રૂર,
> મરે લાખો જ્યાં શૂર,
> વહે લોહીનાં પૂર,
> આપણાથી સુદૂર,
> આપણે તો આરામ,
> નથી રૂઠેલા રામઃ
> કેરો પ્રીતિનાં કામ,
> હિંદની પ્રજા તમામ!

ગિરજા—બહેનો, ખમ કરો, માસ્તર સાહેબે કહ્યું છે, કે હિંદ દેવીનો રાસ બરાબર સમજીને ગાવો જોઇએ. તો ચાલો આપણે જરા વિચાર કરીએ, અને સમજીએ. બોલ, બહેન મેના, એમાં શું કહ્યું?

મેના—એમાં એમ કહ્યું, કે અત્યારે દુનિયાના બીજા ઘણા ભાગમાં સખ્ત લડાઇ જામી ગઇ છે. દયા વગરની ક્રૂર કતલ ચાલે છે. લાખો લડવૈયા મરી જાય છે. લોહીની નદીઓ વહે છે. પણ આપણે ત્યાં તો આરામ છે. આપણા રામ જેવા રાજા આપણા ઉપર કંઇ રૂઠેલા નથી. તો આપણે તમામ પ્રજાએ પ્રીતિના કામ કરવા ઘટે છે.

લીલા—અરે શાબાશ, મેના બહેન! બહુ સરસ અર્થ કર્યો, પણ પ્રીતિનું એક મોટું કામ તો આપણી નજર આગળજ છે. આ મોંઘીબા દાઇરફૂલ જુઓ. તેમાં કૃપાળુ દાકોર સાહેબની આપણા ઉપરની પ્રીતિ ઝળકી રહી છે, અને સ્વર્ગવાસી, મોંઘીબા સાહેબ ઉપરની પણ.

દીવાળી—બરાબર કહ્યું, પણ મને એક શંકા થાય છે. લડવું, માણસોની હિંસા કરવી, એ પ્રીતિનું કામ ગણાય, કે નહીં?

ગિરજા—બેશક ગણાય, બહેન. દેશની રક્ષાની ખાતર લડવુ, અને વખત આવે તો મરવું, એ દેશભક્તિનું આવશ્યક કર્તવ્ય છે. અને ખરૂં પૂછાવો, તો જે સત્યની ખાતર મરવાને તૈયાર નથી, તેને જીવવાનો પણ કશોજ હક નથી. બહેન મેના, સંભળાવ તો પેલી કબીર સાહિબની સાખી?

મેના—ખુશીથી. સાંભળો, બહેનોઃ—

" સીસ ઉતારી ભૂં ધરે, ઉપર ધર દે પાયઃ
દાસ કબીરા યું કહે, એસા હો તબ આય!"

લીલા—શાબાશ. મેનાબહેન, ઘણી સરસ સાખી ગઇ.

દીવાળી—પણ બહેન, દુશ્મન જોરાવર હોય ત્યારે લડતાં બીક ન લાગે?

ગિરજા—બહાદુરને બીક ન લાગે, બહેન. અને જેને પોતાના ધણીનો અને પરલોકનો સાચો વિશ્વાસ હોય તેને તો બિલકુલ ન લાગે. હો મેનાબહેન, યાદ છે પેલું ગીતાંજલિનું વચન?

મેના—હા, બહેન. સાંભળો –

"The Lord is my light and my salvation,
whom shall I fear?"

લીલા—એટલે એમ, કે "પ્રભુ મારૂં અજવાળું અને મારૂં તારણ છેઃ મને કોની બીક લાગે?"

દીવાળી—અરે વાહરે, લીલાબહેન! સરસ વચન કહ્યું હવે, આપણે રાસ શરૂ કરીએ, તે પહેલાં એ માટે બિભાસ રાગ પસંદ કરવાનું કારણ સમજીએ બિભાસ શબ્દના અર્થથીજ સમજાય છે, તેમ એ રાગ પ્રભાતના પહોરનો છે. અત્યારે દેશના ઉદયનું પ્રભાત થવા માંડ્યું છે, તો ચાલો આપણે હિંદ દેવીનો રાસ એટલે દેશભેનાનું સ્તોત્ર ગાઈએ.

વ્હાલી સખીઓ સેવા કરજો માતની:
નિજ તાતની: જગતાતની:
વ્હાલી સખીઓ, સેવા કરજો માતની!
જે ઋણથી છે વિશ્વ વિષે-અવતાર જો,
અવતાર જો, અવતાર જો, અવતાર જો:
વ્હાલી સખીઓ, સેવા કરજો માતની!
સૌ ધામમાં, સૌ ઠામમા, સૌ કામમાં, પ્રભુનામમાં,
વ્હાલી સખીઓ, સેવા કરજો માતની!

પ્રભુની જે આજ્ઞા પ્રમાણે ચાલે, સાચી ગણાય તેજ સેવા:
શબ્દ ઉત્થાપે જે ન કોઈ કાલે, સાચી ગણાય છેજ સેવા:
કોલ દીધેલ જે હમેશ પાલે, સાચી ગણાય તેજ સેવા:
પ્રાણીમાત્રને જે વ્હાલથી નિહાલે, સાચી ગણાય તેજ સેવા!

વ્હેનો, વ્હાલા બંધુઓ, હેતેથી
રહો, વહો, સહો, સંસારે:
તો એ થતી સેવા સાચી દેવી હિંદની!

કતલ ચાલે છે ક્રૂર,
મરે લાખો જ્યાં શૂર
વહે લોહીનાં પૂર,
આપણાથી સુદૂર:
આપણે તો આરામ,
નથી કરેલા રામ,
કરો પ્રીતિનાં કામ,
હિંદની પ્રજા તમામ

# કુમારી કે ગૃહિણી ?

લેખક-શ્રીયુત "બાલકવિ"

સંધ્યાનો સમય શ્રમિત તનને શાન્તિ આપે છે. તે સાથે પુષ્પવાટિકામાંના અર્ધ ખીલેલા પુષ્પોની પરિમલ, અને ફુવારાના ધવલ તુષારો અંતઃકરણમાં આનંદની ઉર્મિઓ જાગ્રત કરે છે, એ નિઃસંદેહ છિના છે.

પ્રિય પાઠક! આવા રમણીય સ્થળે અને શાંતિપ્રદ સમયે એક વિક્ટોરીઆ ગાડી આવીને કૃષ્ણોદ્યાનના ફાટક આગળ ઉભી રહી; ગાડીમાંથી બે સુંદરીઓ નીચે ઉતરી. એક પ્રોઢા હતી ત્યારે બીજી કુમારિકા હતી. બન્નેએ એક બીજાના હાથ પકડ્યા હતા. સ્વરૂપમાં સમાન છતાં, બન્નેનાં વસ્ત્રાભૂષણ ભિન્નતા સૂચવતાં હતાં. પ્રૌઢાના મુખ-મંડલ ઉપર જ્યારે ભારત માહિલાને ઉચિત એવું ગાંભીર્ય વિલસતું હતું, ત્યારે કુમારિકા પાશ્ચાત્ય સુધારણાને માન આપતી હોય એવું દિસતું હતું.

ગાડીવાન અને ખાસદાર દરવાજાપર પાનસોપારી અને બીડીનો દેસ મારવામાં મશગુલ બન્યા. બન્ને સુંદરીઓએ કૃષ્ણોદ્યાનના પુષ્પ-ખડા તરફ ગતિ કરી.

"મંજુલા બેહેન! આ આમ શું કરો છો?" પ્રૌઢાએ એક ગુલાબનું ફુલ તોડતાં કહ્યું.

"નહિ, કંઈ નહિ!"

"ત્યારે આંખમાં પાણી કેમ આવ્યાં?"

"રમણભાનું સ્મરણ થયું તેથી."

"મંજુલાબહેન! તમે સમજુ થઈને આવી રીતે ભરતારને સંભારીને શોક કરો છો, એ કેવું કહેવાય?"

"નહિ ભાભી! હું શોક નથી કરતી. પણ ભુલાએલી વાતનું ફરી સ્મરણ થયું એટલે ન રહેવાયું. પણ બળ્યું આ! આ નેત્રો કેવાં! હૃદયમાં સમાવી રાખેલાં અવાચ્ય દુઃખને બહાર વહેવડાવવામાં સદા તૈયારજ!" કુમારિકાએ કહ્યું.

"ખરૂં, એ નેત્રો એવાંજ ચોર છે. પણ આપણે તે ચોરોને શિક્ષા આપવી જોઇએ."

"ભાભી! આ તમે શું કહો છો! કોણે કોને શિક્ષા કરવી! બધાં અવયવો આપણાં! સર્વત્ર વળી પ્રેમ વ્યાપી રહેલો છે. પછી એક પ્રેમીથી બીજા પ્રેમી પદાર્થને શી રીતે શિક્ષા કરી શકાય! માનવીનું જીવન કેટલું અલ્પ છે! મારેજ એ પ્રેમનો-પ્રીતિનો લાભ સર્વત્ર સેવો. કોઇનેયે દોષ દેવો નહિ; કેમકે બધાં આપણાંજ છે. નેત્રો આપણાં-મન આપણું વાક્શક્તિયે આપણી!"

"ખરૂં ખરૂં, મંજુલાબહેન! તમે તો હવે મોટી તત્વજ્ઞાની થવા લાગ્યાં છો! પણ ત્યારે હમણાંજ આંખમાં આંસુ કેમ આવ્યાં હતાં!" સુશીલા ભાભીએ પુછ્યું.

"હં. એ તો અમસ્તાં!"

"અમસ્તાં કેમ? એ પણ એક જાતનો માતૃપ્રેમ નહી કે?"

"હા. તે તો ખરૂંજ. માતાનો પ્રેમ સર્વથી શ્રેષ્ઠ છે."

"ખરેજ. આ જગતમાં માતાનો પ્રેમ બધામાં ઉચ્ચ છે. પણ બા, એ પ્રેમ માટે તમને કહેવું એ ખોટું. તમે સમજો તેમાં નવાઇ પણ શી? તમને તેવુંજ શિક્ષણ મળ્યું છે. તમે કૉલેજની બાળાઓ! બધા જ્ઞાનમાં સંપૂર્ણજ હોવાની. પ્રેમની બાબતમાં તો પુછવુંજ નહિ." સુશીલાએ જરા હસતાં મીઠી મશ્કરીમાં કહ્યું.

"વાહ ભાભી સાહેબ! મને શિક્ષણ મળ્યું છે અને તમને નથી મળ્યું કાં? પણ હેં ભાભી! સાચું કહેશો? તમને મારા ભાઇ હમેશાં ગીતાજી અને જ્ઞાનેશ્વરીમાના શ્લોકો સમજાવે છે; પાશ્ચાત્ય ગ્રંથકારોના ગૂઢ રહસ્યો બતાવે છે, તેમજ સ્પેન્સર, રસ્કિન જેવા મહા તત્વજ્ઞાની લેખકોની વાતો કહે છે, એવું મેં સાંભળ્યું છે તે ખરૂં?"

"હા તેથી શું? અને હું તે બહુ પ્રેમથી સાંભળું છું પણ ખરી!"

"ઠીક. ત્યારે કહો. આ જગત તમને કેવું જણાય છે?"

"મંજુલાબા! સાચું કહું?" સુશીલાએ ઉત્કંઠા વધારવા પુછ્યું.

"ખરેજ. સાવ સાચું કહો. જુઓ, હું જગતની નિશાળથી અજાણ છું. જ્ઞાનની ઉમેદવાર છું અને તમે તો જગતનો આંખો ભરીને અનુભવ મેળવ્યો છે."

"જુઓ બા! ત્યારે આ શરીરનો જીવનક્રમ આ ફળપરના ફૂલ જેવો છે. આજ તેને કળી આવી, કાલે તે ખીલવાની, પરમ દિવસે સંપૂર્ણ વિકાસ પામી સુગંધ બહેકાવશે અને ચોથે દહાડે તે સુકાઇ ખરી પડશે–એટલે મરી જવાની! તત્વજ્ઞાની લેખકોનું આ કહેવું સત્ય છે; એટલે તે સારૂ શોક કરવો પણ વ્યર્થ છે."

"એમ તો ખરૂં; હા." મંજુલાએ કહ્યું.

"માટેજ એ દ્રષ્ટિથી જોતાં માનવીએ પ્રભુ ભક્તિ, સહાચરણ, પરોપકાર એ વાતોનુંજ હમેશાં સેવન કરવું. તે મુકી દઇને મુવા આ શરીર માટે–તેના શ્રૃંગાર માટે–આખો દહાડો આટલી બધી તે શી ગડમડ મચાવી મૂકવી? સાદાઇમાંજ સાચી મઝા છે."

"ભાભી! સાદાઇમાં એટલે કેમ? તમે તો હવે દિવસે દિવસે મુમુક્ષુ બનવા લાગ્યાં તે શું?" મંજુલાએ સ્મિત કરતાં આગળ કહ્યું. "પણ બા સાચવજો હોં? નહિંતર મારા ભાઇને તુરતમાંજ સંન્યાસી બનવાનો વખત આણી આપતાં નહિ! કેમકે તે પણ પોતાને ન્હાનકડા કર્મયોગી કહેવડાવે છે!"

"મંજુલા બહેન! તમે હજી ન્હાનાં છો. પતિપ્રેમ, વિશુદ્ધ બ્રહ્મચર્ય, સંન્યાસ, ને કર્મયોગ–તેમાં તમે શું જાણો? તમને એ બાબતની ખબર નથી, ત્યાં મફત વાદવિવાદ કરવામાં અર્થ શો? તમારા સરખી કૉલેજની છોકરીઓએ હમેશાં વિચારીને વાત કરવી જોઇએ. પુસ્તકના પોપટિયા જ્ઞાનથી અનુભવની બાબતો કેમ રદ થાય?"

"ભલે ને રદ ન થાય! પણ મને એ પતિપ્રેમ નથી જોઇતો, ને એ વિશુદ્ધ પ્રેમ

પણ નથી જોઇતો? આ ભારતમાંના 'વર્ડ્સવર્થ'નો સંસારજ મને કોચે લાગે છે? "નેચરલ" (સ્વાભાવિક) એવું તો તેમાં કાંઇજ નહિ! બધી સ્ત્રીઓએ પતિ પરણી સંસારમાં પડવું એવી કાંઇ ધર્માજ્ઞા નથી. બસ, મારો વિચાર તો બ્રહ્મચારી પુરૂષોની પેઠે કુમારિકાજ રહેવાનો છે, ને સ્ત્રીશિક્ષણ માટે હું આ દેહ અર્પણ કરવાની. શું લગ્ન કરવાથીજ કાંઇ મોક્ષ મળવાનો હતો?"

"મંજુલા બહેન! આવું અબદ્ધ તે આપણાથી બોલાય? આપણે સ્ત્રીઓને પતિ એજ દૈવત. ત્યારે એ તો જોઇએજને? તેજ આપણી શોભા. નહિ તો કાંઈ નહિ. તેના વિનાની તો અને ફજેત થવાનીજ. ચંદ્ર વિના રાત્રિ કેમ શોભે? કીકી વિનાની આંખ શા કામની? આપણા સમાજમાં જેમણે લગ્ન કર્યાં નથી, તેમણે વળી એવો કયો ભારે પુરુષાર્થ કર્યો છે?"

"ભાભી સાહેબ! શું પતિ એ દેવ? પ્રભુ? ત્યારે શું તમે મારા ભાઇને દેવ માનો છો?"

"હા. ખચ્ચિત તે મારા દેવજ છે પ્રાણના પ્રાણેશ્વર છે. મારા નેહભર્યા નાથ છે." સુશીલાએ સગર્વ કહ્યું.

"છટ્ છટ્ નૉન્સેન્સ" આ તમારૂં કહેવું મને જરાપણ પસંદ નથી. અમારી કૉલેજની સઘળી વિદ્યાર્થિનીઓ તેમજ કહે છે. ઘણીઓએ તો કુમારિકા રહેવાનો નિશ્ચય કર્યો છે. ત્યારે શું તે બધી મૂર્ખ છે? આટલું ઉચ્ચ શિક્ષણ જેમના મગજમાં ભર્યું છે તે નું બધી પેસી છે? ને ભાભી સાહેબ! તમે તુળસીને ક્યારે પાણી રેડનારાં, મારા ભાઇને જમવા બેસાડી તેમના પગ ધોએલું ગંદુ પાણી (Dirty water) પવિત્ર તીર્થનું પાણી માની લેનારા તે શાણી?"

"તમારી સહિયરો ભેગી નહિં હોય, તોપણ તે ડાહી તો નથીજ, એ ચોક્કસ. તેમનું એકલિયું શિક્ષણ—વટલાયલું! જે સ્ત્રીઓને પતિને પ્રભુ કહેવામા શરમ આવે તે સ્ત્રીઓજ શાની? એ તો નાયિકાઓજ! પતિના ચરણનું તીર્થ, એ ગંદુ પાણી! એજ પાશ્ચાત્ય પ્રેમની સમીક્ષા પૂરે છે! ખરૂં છે. જેમને પતિ એટલે સાંજે સાથે ફરવા આવનારો મિત્ર એવી માન્યતા હોય છે, જેઓને મન આવી કઢંગી સ્થિતિ સુધી જ્યા વાત પહોચી, ત્યાં પતિનું ચરણજળ એ "ડર્ટી વૉટર" બને, તેમાં શી નવાઈ! મંજુલાબહેન! સાંભળો જે શિક્ષણથી સારૂં શું અને નઠારૂં શું એ સમજાતું નથી, તે બિલકુલ શિક્ષણજ નહિ! સ્ત્રીઓને સ્ત્રીઓનુંજ શિક્ષણ જોઇએ. તેમને પુરુષોને આપવામાં આવતા શિક્ષણની જરૂર નથી, એવું તમારા ભાઇ હમેશાં કહ્યા કરે છે તે તદ્દન ખરૂં. આ તમારો વિચાર પૈસબિક કેળવણીને આભારી છે. મંજુલા બહેન! તમને આપણી ખરી સામાજિક રીતિની ઉચ્ચતાની વાસ્તવ કિંમત નથી—તેનો ખ્યાલ પણ નથી"

"ઠીક. કદાચ તેમ હશે. તો જગત્ સાથે અમારે કરવું છે પણ શું?"

"વાહ રે બા સાહેબ! તમારા આ શબ્દોથી મને હસવું આવે છે. માછલી કહે મારે પાણી સાથે કરવું છે શું? એવુંજ તમારૂં આ બોલવું છે. જગતમાં રહેનારા સઘળાં સ્ત્રી

પુરુષોને જગત્ સાથે કર્તવ્ય હોયજ છે. એક બીજાએ એક બીજાને સહાય આપવા માટેજ પ્રભુએ આપણને જન્મ આપ્યો છે. સર્વત્ર પ્રેમ રાખવો એમ તો તમેજ કહેતાં હતા ને? શું સાંભરે છે?"

"હાં. ભાભી! પરોપકારી થવા સારૂજ પ્રભુને ત્યાંથી માણસ માત્રને જન્મ આપવામાં આવ્યો છે, એમ હું હજુ પણ કહું છું."

"ત્યારે એક સ્ત્રીએ પરમેશ્વરની ઇચ્છાનુરૂપ થવા માટે, આપણા અંતર્ગત સ્વાર્થ માટે ધાર્મિક રીતિથી આપણને અનુકૂલ એવી પુરુષ વ્યક્તિની અભિલાષા કરવી, એ શું યોગ્ય નથી?

"ભાભી! આ તમે બોલો છો શું?"

"બીજુ શું? તમારા સદ્‌ગુણોને, તમારા શિક્ષણને, સૌંદર્યને હવે પાવન કરો; એટલે પુરુષોને યોગ્ય એવા શિક્ષણથી ઉન્મત થએલું તમારૂં મગજ ઠેકાણે આવે."

"શાનાથી?" મંજુલાએ વિરક્તિથી કહ્યું

"તમને અનુકૂલ એવો પતિ વરવાથી."

"ભાભીશ્રી! સ્ત્રીઓએ સર્વદા પુરુષોનું દાસ્યત્વ કરવું એ શું સુશિક્ષિત સ્ત્રી વર્ગને લજ્જાસ્પદ નથી? પુરુષોએ સ્વતંત્ર રીતે ડૉક્ટર, માસ્તર, બેરિસ્ટર બનવું, ત્યારે સ્ત્રીઓએ કેમ ન બનવું? પુરુષોથી સ્ત્રીઓ શું કમી છે?"

"તેમનામાં કાંઇ કમી નથી. બધુંયે છે. પરંતુ તેઓ પુરુષ નથી એટલુંજ તેમનામાં કમી છે"

"માટેજ પુરુષોએ તેમના નાજુકપણાનાં કામોમાં ઉમેરો કરીને તેમને સ્ત્રી ઉપયોગી કાર્યો કરવા દેવાં એટલે તેમની ગુલામગિરીમાંથી મુક્તિ થશે!"

"ઓહો! બા સાહેબ! ઘણુંજ મધુર બોલ્યાં" સુશીલાએ હસીને કહ્યું–"શું પતિની સેવા એ ગુલામગિરી? એવું તમારી કૉલેજના કયા પુસ્તકમાં છે? કુમારિકા, લગ્ન થવા સાથેજ પતિની પત્નીગૃહની માલિક બને છે એની શું તમને ખબર નથી?"

"ના, ના, કહો તો ખરી"

"કહીશ. કોઇ દહાડો કહીશ. એ રહ્યું પણ મંજુલા બહેન! મને કહો જોઉં કે સીતા મોટાં કે રામ? કૃષ્ણ મોટા કે રાધાજી?"

"વાહ ભાભી સાહેબ! તમારો પ્રશ્ન તો બહુ મોટો તેમાં શું? રામ અને કૃષ્ણજ મોટા!"

"રામ કૃષ્ણ એ જો મોટા હત તો જગતે તેમની સ્ત્રીઓના નામનો ઉચ્ચાર કરતાં પહેલા તેમનોજ કરવો જોઇતો હતો, પણ તેમ નથી. આ ઘેલી દુનિયા તો સીતારામ–રાધેકૃષ્ણ એમ કહીને 'તમે જે સ્ત્રીઓને ગુલામ માનો છો' તેમનેજ ધણીપણાનું માન આપે છે!"

"હા ભાભી! એ તો ખરૂં. ત્યારે એમાં કાંઇ પણ રહસ્ય હોવું જોઇએ ખરૂં!"

"મંજુલા બહેન! હજુ પુરો વિચાર કરો. અંતરના ઉંડાણમાં ઉતરો એટલે એ રહસ્ય બરાબર સમજાશે. એકલી સ્ત્રી કે એકલા પુરુષની જગતમાં કોઇ કાળે મહત્તા નથી બન્નેની જોડીને, દાંપત્યને મહત્ત્વ છે એકલા પુરુષને કે એકલી ગોરાણીને નોતરવા કરતાં

સ્ત્રી પુરુષ બન્નેને-દંપતીને નોતરવામાં વિશેષ પુન્ય છે એમ શાસ્ત્રો કહે છે તેનો મથિતાર્થ શું? પુરુષના સહવાસે સ્ત્રીને અને સ્ત્રીની સંમતિથી પુરુષને કેટલું મહત્વ મળે છે એનો હવે તમેજ વિચાર કરો."

દીર્ઘ નિશ્વાસ મૂકતાં મંજુલાએ કહ્યું-" ભાભી! તમે કહો છો તે ખરૂં જણાય છે. પણ ત્યારે આજન્મ પ્રભુભક્તિ કરવાથી ચિરકાળ સુખ મળશે કે?"

"હા. જરૂર મળશે. પણ તે એકાંગી-એકલિયું થશે પ્રકૃતિ અને પુરુષ એ તો જોડાંએજ. એ પ્રકૃતિ ભૂષણ છે. અખંડ સૌભાગ્ય છે. એ પરમેશ્વરની આજ્ઞાનું મંગળ સૂત્ર છે."

"ભાભીશ્રી! ત્યારે આવતા માસમા મારી બી એ ની પરીક્ષા થયા પછી મારે શું કરવું? પૂનાની બધી સહિયરો તો મને અવિવાહિત રહેવાનું કહે છે."

"એ બધી ગાંડી ઘેલી-ઉછાછળી અક્કલની છે.-તમે ચોક્કસ લગ્ન કરજો. દેસાઇના ચંદ્રકાંત એમ. એ. થએલા છે. તમે જોયા જાણ્યા છે ને?'

મંજુલાએ મૃદુ સ્મિતથીજ તેનો ઉત્તર વાળ્યો.

"કેમ બોલતા નથી? છેને તે પસંદ? તમારા ભાઈએ પણ એક વખત પુછવા કહ્યું હતું કહો તો વાત ચલાવું."

"લગ્ન કરવાનો મારો બિલકુલ વિચાર ન હતો. પણ આ તમારા ધાર્મિક સરલ ખુલાસાથી મારૂં મન ફર્યું છે" શરમાતાં મંજુલાએ કહ્યું-" પણ આ કાર્યક્રમ સ્વીકારવાથી શું થશે?"

"ખરા સ્ત્રી શિક્ષણનો જયજયકાર ગવાશે. સુશિક્ષિત સ્ત્રીઓ ઉત્તમ, ગૃહણીઓ, પતિવ્રતાઓ અને શ્રેષ્ઠ પંક્તિની માતા થવાને પાત્ર છે એમ જગત્ કહેશે. સુશિક્ષિતા સ્ત્રી ઉભયકુલનો કેવી રીતે ઉદ્ધાર કરે છે! એ જુના મતાભિમાનીઓને પ્રત્યક્ષ થશે, અને સ્ત્રી શિક્ષણ વિરૂદ્ધનો તેમનો બડબડાટ બંધ પડશે."

"કેમ હવે પુરૂં થયુ તમારૂં એ લાંબુ વર્ણન? તો કહો હવે આગળ મારે શું કરવું?"

"જુઓ, એક સદ્ગુણી પતિનો પાણિ ગ્રહણ કરવો. તેને પ્રભુ સમાન-એક સ્નેહી માફક નહિ હોં!-માનવા. તેની સાથે સન્માનથી, આનંદથી, પ્રેમથી રહેવું. ઈશ્વર ભક્તિ કરવી અને ઉત્તમ રીતિથી ગૃહસંસાર ચલાવવો. બાળબચ્ચાંને સુશિક્ષિત બનાવવાં એ કુલિન સ્ત્રીઓનાં કર્તવ્યો છે. અમર થવું, એનો અર્થ શરીર કાયમ રાખવું એવો નથી, પણ નામને અમરત્વ આપવું એજ છે.

આટલા વિવેચનથી મંજુલાનો દુરાગ્રહ દૂર થયો. સુશીલાનાં સરલ વાક્યોની તેના મનપર ઉંડી અસર થઇ. હવે તદ્દન અંધારૂં થયું હતું. સામેથી ગાડીવાળાએ આવી કહ્યું—"બા સાહેબ! ચાલો અંધારૂં થયું."

"ના, ભાઇ, અંધારૂં મટીને મારા શંકિત હૃદયમાં જ્ઞાન-ચંદ્રોદય થયો. એ પ્રતાપ આ સુશિલા ભાભીના છે. ચાલો" મંજુલાએ કહ્યું.

બન્ને સુંદરીઓ ગાડીમા આવી બેઠી. અશ્વવેગથી ગાડી ચાલતાં અદૃશ્ય થઈ.

[ નામનગર ]

# દેહનું વેચાણ.

લેખક—રા. રા. ટોકરશી પૂંજાભાઇ છેડા.

પુનાના એપોલો થિએટરમાં "પર્પલ માસ્ક" નામનું ચિત્રપટ જોઇ બાહર નીકળતી વખતે આસરે પચીસ વર્ષની ઉમરની, સહેજ ભપકાદાર પોષાકવાળી એક વેશ્યા થિએટરમાં પ્રવેશ કરતી દેખાઇ. મ્હારી સાથે મ્હારા બે નાનપણના સ્નેહીઓ હતા. તેઓએ તે બાઇ તરફ વિચિત્ર દૃષ્ટિથી જોઇ હાસ્ય કર્યું તેઓની આ રીત મ્હને ગમી નહી. મ્હે તેઓને કહ્યું "તેને હસી કાઢવામાં શો અર્થ છે? સમાજવ્યવસ્થાના ખડતલ સ્વરૂપને લીધે તે જેના પેટે જન્મી તેનોજ ધંધો ચલાવતી હશે." મ્હારા આ કહેવા તરફ સંપૂર્ણ દુર્લક્ષ્ય કરી તે બેઉએ તે સ્ત્રીની નિંદા કરી—આખી વેશ્યા જાતિપર ટીકા કરી ખરી રીતે જોતાં ભણેલાગણેલા જુવાનીઆઓએ, વેશ્યાવૃત્તિ સ્વીકારી ઉદરનિર્વાહ કરનારી સ્ત્રીઓ તરફ આટલી તુચ્છ નજરથી ન જોતાં, તેઓના આ મહાન પ્રશ્નનો લક્ષ્યપૂર્વક વિચાર કરવો ઘટે છે. કોઇપણ સ્ત્રીને દેહનો વિક્રય કરી પેટ ભરવું, એમાં અત્યંત નીચપણું ભાસતું હશે, એ નિઃસંશય છે. પોતાના મનના દુઃખો મનમાંજ દાબી, આવું કુદરત વિરૂદ્ધનું નીચ કામ એવી સ્ત્રીઓ શું હોંશથી કરતી હશે! આ દારુણ યાતના આપનારી ગુલામગિરી તેઓને શું પસંદ પડતી હશે? મનને મારી નાખનારી, શરીરને બાળી નાખનારી, એવી જન્મકેદમાં તેઓને શું સુખ ભાસતું હશે? આ સર્વ પ્રશ્નના જવાબ કરેકને 'ના' માં આપવા પડશે. એવી સ્ત્રીઓને આ દેહનો વિક્રય પસંદ નથી પણ તે કર્યા સિવાય તેઓનો છુટકો નથી. સમાજે તે વર્ગને એટલા હલકા દરજ્જાનો ઠરાવેલો છે કે, તેઓનો ઉદ્ધાર કરવો, આ નર્કમાંથી તેઓની મુક્તિ કરવી, એ અશક્ય થઇ પડયું છે.

પરિસ્થિતિના પ્રવાહમાં સપડાઇ એકાદ સ્ત્રીને એકાદ વખત વેશ્યાવૃત્તિનો આશ્રય સેવો પડયો કે, આ જન્મ તેને તેજ ભયાનક અપ્રતિષ્ઠામાં ગુમાવવો પડે છે, એટલુંજ નહીં પણ તે સ્ત્રીના ઉદરમાંથી પેદા થએલાં સંતાનોને પણ તેજ ધંધો આગળ ચલાવવો પડે છે. આ તરફ સમાજે તથા લોકનાયક આગેવાન વર્ગે લક્ષ્ય આપી, આ સ્ત્રી વર્ગને આ ગુલામગિરીમાંથી મુક્ત કરવો જોઇએ. વેશ્યાવૃત્તિ અગર દેહનો વિક્રય, એ રોગનો પ્રચાર આપણા દેશ પ્રમાણે પાશ્ચાત્ય દેશોમાં પણ છે. પણ તે બાબતમાં ત્યાંના લોકોમાં જાગૃતિ થઇને "White Slave Traffic"ની વિરૂદ્ધ જોરથી હિલચાલ શરૂ થઇ છે ઉંચી કેળવણી પામેલાં કેટલાંક સ્ત્રી પુરૂષોએ ગલીએ ગલીએ ફરીને આ ધંધામાં પડેલી અભાગી સ્ત્રીઓની કરૂણાજનક સ્થિતિ જાણી લીધી છે. સ્ત્રીઓની અનીતિના માર્ગ તરફ પ્રવૃત્તિ કેમ થાય છે, તેઓની નિર્બળતાનો લાભ લઇ પુરૂષવર્ગ તેઓને પાપરૂપી કાદવમાં કેવી રીતે નાખે છે—વગેરે બાબતોની તે દુઃખમાં ગર્ક થએલી અનેક સ્ત્રીઓની જબાનીઓ પ્રસિદ્ધ કરી, તેઓના સંબંધમાં વિલાયતના લોકોની લાગણી ઉશ્કેરી મૂકેલી છે: "Why girls go Wrong" "The White Slave Market" "In the grip of evil" "Downward Paths" આવી અંગમાં રોમાંચ ઉભી કરનારી

ચોપડીઓ છાપી, તેઓએ "સત્ય" જગત્ સામે રજૂ કર્યું છે પણ અમારા કમનસિબે હિંદુસ્તાનના લોકોનું લક્ષ જોઇએ તેટલું આ તરફ ગએલું નથી. સ્ત્રી વર્ગનો કેટલો મોટો ભાગ કેવળ નિરૂપાયથી આ ધંધામાં પડી ખરા સુખને ખોઇ બેઠો છે!

કેટલીક સ્ત્રીઓને આ ધંધો કેમ સ્વીકારવો પડે છે? "સોશિયલ સર્વિસ લીગ" ના હમણાંજ પ્રગટ થએલા ત્રિમાસિકના અંકમાં મેં. મી આંટિઆએ એ વિષય ઉપર લેખ લખેલો છે. Downward Paths એ પુસ્તક વાંચવાથી તેઓના મનમાં એ જાગૃતિ થઇ અને વિલાયતનાં સ્ત્રી પુરૂષોની માફક હિંદુસ્તાનમાંનાં સ્ત્રી પુરૂષોએ વેસ્યાઓનાં વસનિસ્થાનમાંથી ફરવું અને ઉપદેશ કરી તેઓને આ ધંધામાંથી પરાવૃત્ત કરવી; અગર જે સ્ત્રીઓ ફસાઇને તે ધંધામાં પડી હોય, તેઓની મુક્તિ કરી, તેઓને ઉદર નિર્વાહનો પ્રમાણિક માર્ગ બતાવવો, એવું મેં. મી. આંટીઆનું કહેવું છે. સ્ત્રીઓને આ મુડી વગરનો વેપાર કેવળ દારિદ્રને લીધે કરવો પડે છે, એટલે પ્રામાણિકતાથી પેટ ભરવાનો એક પણ માર્ગ તેઓને સાધ્ય ન હોવાથી તેઓ આ ધંધો સ્વીકારે છે. કેટલીક વખત હિન્દુસ્તાનમાંનાં માબાપો, પોતાના પેટ માટે પાંચ પચીસ રૂપીઆ લઇ, આવાં દેહ વિક્રયનાં કારખાના ચલાવનારાઓને પોતાની નાની ઉમરની બાળાઓ વેચે છે! વેસ્યાવૃત્તિનો ફરજિયાત સ્વીકાર કરનાર, દારિદ્ર એ મહત્વનું કારણ છે; તેના શિવાય બીજાં પણ ઘણાં કારણો છે. બીજાઓથી ઉપાડી જવામલી, પતિથી ત્યજાયલી, ખરાબ સોબતવાળી, દુઃખદ લગ્નવાળી સ્ત્રીઓ આ ધંધો આદરે છે. તેમજ બાળલગ્ન, વૃદ્ધવિવાહ, મદ્યપાન, બેકારી અને મનની દુર્બલતા વગેરે કારણોથી પણ સ્ત્રીઓનો પગ એક વખત આડો પડે છે અને તે સુધારવાનો એક પણ માર્ગ ન હોવાથી એકસરખો અધઃપાત થતો જાય છે. હિન્દુસ્તાનમાંના વિધવાવર્ગ સબંધે અમાનુષ નિષ્ઠુરતા, એ ઉપર જણાવેલા નૈતિક હ્રાસને પોષક થઇ પડે છે. એકંદરે કહેવાનું કે કેવળ પોતાની ઇચ્છાથી આવો ગહીય ધંધો સ્વીકારેલી સ્ત્રીઓનું પ્રમાણ સેંકડે દશનું પણ હોતું નથી, જબરદસ્તીથી એમાં પડેલી સ્ત્રીઓનું પ્રમાણ સેંકડે નેવું કરતાં વધારે હોય છે. આવી સ્ત્રીઓની બાલ્યાવસ્થા, એવાજ કારખાનાંમાં ગએલી હોવાથી તેઓને દુનીઆમાં બીજો કોઇ સારો ધંધો છે, એ વાતની પણ ખબર હોતી નથી. દેહવિક્રયનાં કારખાનાંમાંની સ્ત્રીઓને પોતાના માલેકની તુબડી ભરાય તે માટે જે અસહ્ય વેદનાઓ સોસવી પડે છે, તેના વર્ણનો સાંભળી કાઇનું પણ હૃદય ફાટી જશે. એવા ભવ ચક્રમાં સપડાએલી કેટલીક છોકરીઓની જબાની ગયા થોડાક મહિનામાં મુંબઇ હાઇકોર્ટે આમળ લેવાઇ છે.

પોલિસના સિપાઇ પાસે ફરિયાદ થયા વિના તેનાથી આ બાબતમાં હાથ ઘાલી શકાતો નથી અને આ કેદખાનાંમાં સપડાએલી સ્ત્રીઓ નિરક્ષર હોવાથી તેઓથી પોતાના દુઃખ યોગ્ય ઠેકાણે પહોંચાડાતા નથી! એવા પ્રસંગે સમાજનાં જુવાનીઆઓનું કર્તવ્ય છે કે તેઓએ આ સ્ત્રીઓની મુક્તિના કામને પવિત્રમાં પવિત્ર ધર્મ સમજવો જોઇએ.

પ્રથમ તેઓએ પતિતોદ્ધાર ગૃહ નામનું ગૃહ સ્થાપી, ત્યાં મુક્ત કરેલી સ્ત્રીઓ માટે રહેવાની તજવીજ કરવી જોઇએ. આ સંસ્થાને નામરૂપ અનેક સ્ત્રીઓનાં દુઃખ દૂર

થાય તે માટે કંઇ ભેગું કરવું જોઇએ. વેશ્યાઓ તરફ આપણે જે તિરસ્કારથી જોઇએ છીએ તેમ જોવું નહીં જોઇએ. તેઓ પ્રત્યે દયાદૃષ્ટિની ઘણી જરૂર છે. તેઓ જન્મથીજ કુમાર્ગગામી નથી હોતી એ ધ્યાનમાં રાખી, તેઓ પ્રત્યે દયા રાખતાં શીખવું જોઇએ. સન્માર્ગગામી આયુષ્યક્રમ ચલાવવાનો લાભ તેઓ ખોઇ બેઠેલી હોવાથી, તેઓને આમ આયુષ્યક્રમ વીતાવવો પડે છે, એ ભૂલવું જોઇએ નહીં. ઢોરોને આપણે રસ્તાઓ ઉપર ફેંકી દીધેલી પત્રાવળીનાં પાનાં ઉપરથી એંઠું ખાતાં દેખીએ છીએ: પણ તેઓને સારી ખાવા લાયક ચીજોનો તિરસ્કાર હોય, એંઠુંજ સારૂં લાગે છે, એમ કહેવું કદિ કોઇને ખરૂં લાગશે કે ! તેજ સ્થિતિ વેશ્યાઓની છે. પાતિવ્રત્યપૂર્ણ આયુષ્ય ક્રમ તેઓને પસંદ નથી એમ નથી; પણ તેવો સારો આયુષ્યક્રમ મેળવવા માટે તેઓ સંપૂર્ણપણે નિરાશ થએલી હોવાથી તેઓને આ ગલીચ જીવનક્રમ વેઠી, ગમે તે રીતે પણ પોતાનું આયુષ્ય પુરૂં કરવાનું હોય છે. તેઓને જો કોઇ સન્માર્ગદર્શક મળશે તો ખાત્રીથી તેઓ આ ધંધો મુકશે. ચિત્રો દોરવાનું કામ, સ્ત્રી વર્ગનાં પોલકાં, ચોળીઓ વગેરે શીવવાનું કામ, ક્રીક ભરવી, ભરત ભરવું એવા અનેક સારાં સારાં કાર્યો તેઓના હાથે વ્યવસ્થિત રીતે કરાવી, તેઓનો ઉદરનિર્વાહ પ્રામાણિક રીતે ચલાવવાની તજવીજ કરી શકાશે. ઉપર જણાવેલી સંસ્થા અસ્તિત્વમાં લાવવી અને આણ્યા પછી તેને સારી રીતે નિભાવવી એ કાર્યો અશક્ય છે, એમ માનવાનું કાંઇ કારણ નથી. હિન્દુસ્તાનમા કોઇ પણ કાર્ય નવેસરથી શરૂ થયું કે તે સંબંધે પોકારો તો થાય છેજ; પછી તે કામ સ્વ. આગરકરે કાઢેલી સુધારક સંસ્થા હો અગર પ્રો. કર્વેએ સ્થાપેલી "વોમેન્સ યુનિવર્સિટી" હો. બીજાનાં ઘરનાં છોકરાં સંભાળવા, અગરે રસોઇ કરવી એવી અતોનત સ્થિતિમાંથી વિધવા વર્ગની મુક્તિ થાય, એ માટે પ્રો. કર્વેએ અનાથ બાલિકાશ્રમ કાઢવાનો વિચાર કર્યો ત્યારે અને પ્રત્યક્ષ કામની શરૂઆત કરી ત્યારે, લોકોએ તેમની સામે કેવો વિરોધ દર્શાવ્યો, તેમનાં પરોપકારી કાર્ય માટે કેટલી બધી અનાસ્થા દેખાડી, એ સર્વવિદિત વાત છે વિધવા માટે વિદ્યાદાનનો દરવાજો ખોલવાના નિર્મળ અને મતભેદ વગરનાં કાર્ય માટે જો એટલો બધો ખળભળાટ થાય છે, તો "વેશ્યાઓ"ને સુમાર્ગ દેખાડનારી સંસ્થા કોઇ સ્થાપન કરશે ત્યારે કેટલો બધો ખળભળાટ થશે, એ ન કલ્પી શકાય એવી બિના નથી. એકાદ કુત્સિત વાણીવાળો સાધારણ મનુષ્ય, વેશ્યાને ઘેર રહી, સાધુપણાનો ઢોંગ કરતો તો તો લોકો મુખેથી તેનાં તથા તે વેશ્યાનાં ગીત ગાશે; પણ 'વેશ્યાઓને સુધારવાનો પ્રશ્ન નિકળ્યો કે થઇ કુતર્કની શરૂઆત ! પણ એમ જો થયું તોપણ બ્હીવાનું કારણ નથી. વિલાયતમાં "નેશનલ વિજીલન્સ એસોસિએશન" નામની સંસ્થા આવાજ ઉદ્દેશથી સ્થપાયલી છે અને ત્હેનું કામ પણ અત્યારે ઘણું સમાધાનીથી ચાલે છે હિન્દુસ્તાનમાના વિદ્વાન કાર્યવાહકોએ, વિશેષત: સમાજસેવા સંઘમા જેઓ શામેલ થયા છે તેઓએ આવી પવિત્ર સંસ્થા કાઢી, ફરજિયાત નાઇલાજે સ્વીકારવી પડેલી વેશ્યાવૃત્તિ "Forced Prostitution" નામશેષ કરવા કામે લાગવું જોઇએ.*

---

*મરાઠી માસિક "ઉદ્યાન"ના સપ્ટેંબર ૧૯૧૭ના અંકમાં પ્રસિદ્ધ થએલા એક લેખનું ભાષાંતર.

# विद्याकला वैदक.

## પ્લેગના ઉપાય.

લેખક—શા. રા. કૃષ્ણરામ ભવાનીશંકર વૈદ્ય

ભારતવાસી બ્હેનો અને બંધુઓ! આજકાલ ઘણાં સ્થળે પ્લેગ ચાલતો સંભળાય છે. આવા દુર્ઘટ વખતમા મનુષ્યની અને દ્રવ્યની પાયમાલી ઘણી થાય છે. મન ચિંતાતુર રહે છે. તો મ્હારી માન્યતા પ્રમાણે અને અનુભવમાં સારા નીવડેલા ઉપાય ગરીબ ગરબાની થઈ શકે તેવા જનસેવામા રજુ કરૂં છું. આ ઉપાય મોરબીવાળા મહારાજ હરિદર્શનાનંદજીએ બતાવેલો ઘણોજ ફળપ્રદ નીવડ્યો છે.

ઉપાય. ૧—મરકી અટકાવવા અને થયા પછી આરામ કરવાને નીચેની દવા ઉત્તમ છે.

| | | | |
|---|---|---|---|
| (૧) લીમડાની અંતરછાલ | ૪ ભાર | (૭) લીંબડાના કમળીયા | ૪ ભાર |
| (૨) નાગકેસર | ૪ ભાર | (૮) ધોળાં તીખા | ૪ ભાર |
| (૩) લીંબડાની ગળો | ૪ ભાર | (૯) કડવી શીસોડી | ૮ ભાર |
| (૪) આંબા હળદર | ૪ ભાર | (૧૦) કડવી નૈ | ૪ ભાર |
| (૫) ઝીપટાના મૂળ | ૪ ભાર | (૧૧) ખેરસાર | ૪ ભાર |
| (૬) બોરડીના મૂળ | ૪ ભાર | (૧૨) ગણ્ડ | ૪ ભાર |

એ બધા વસાણાને દશ શેર પાણીમા ઉકાળી એક શેર પાણી રહે ત્યારે ઉતારી, ગાળી લઈ સીસે ભરી તેમાંથી એક ભાર સાંજસવાર બે રૂપીઆભાર તાજા ઘીમાં મેળવી પીવાથી રોગીને આરામ થાય છે અને રોગ વિના તેનું સેવન કરવાથી મરકીના ભુગના-થી બચી શકાય છે.

ઉપાય ૨—ઝરતા લીંબડાનો રસ રૂપીઆ બે ભાર ત્રણ વખત પીવાથી દરદીને સારો ફાયદો થાય છે. ઉપરનો ઉપાય ન બની શકે તો આ ઉપાય કરવો. મરકીના વખતમા સાજાએ પીવાથી પણ લાભ છે.

### ગાંઠ બેસાડવાનો અગર ફોડવાનો ઉપાય.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આકડાનું દૂધ | ૧ શેર | બાજરીનો લોટ | ૫ ભાર | લીંડી પીપર | ૨ ભાર |
| પીળીઓ રેચ | ૨ ભાર | માણસના હાડકાં | ૫ ભાર | ખાખરાના મૂળ | ૫ ભાર |
| બેરી ગુગળ | ૪ ભાર | મણસીલ | ૫ ભાર | સિંદુર | ૫ ભાર |

કુલ નવ વાના વાટીને ચોપડવાથી આરામ થાય છે ગાંઠ ફોડવા વિચાર હોય તો પાદમરૂ મીઠું ૫ ભાર, સાજીખાર ૫ ભાર, અને ટંકણખાર ૫ ભાર ઉપલી દવામાં મેળવી શેક કરવાથી ફુટે છે.

(૩) "કાઠિયાવાડ ટાઇમ્સ" તા. ૫-૪-૦૫ બુધવારના અંકમાં ડૉક્ટર હંટર જણાવે છે કે મરકી સામેના ઉપાયમાં—લીમડાના પાંદડા દરરોજ ઘરના દરેક ખડકામાં બારી બારણાં બંધ કરી બાળી તેનો ધુમાડો ફેલાવવો. લીંબડાના બિયાનું તેલ મરકીના જંતુને મારી નાંખવાનો ગુણ ધરાવે છે.

( શ્રી સ્વામીના ગ્રંથ )

# पाकशास्त्र.

## બિસ્કીટો બનાવવાની રીત.

લેખક—બ્હેન કમ્બુ બ્હેન.

**માખણમાં બિસ્કીટ બનાવવાની રીત:**—પોણો શેર મેદો અને ૦ા શેર રવો લેવો. તેને પોણો શેર માખણમા સારો પીસુવો અને બે કલાક રહેવા દેવો. પછી એમાં દોઢ પાશેર ઝીણી ખાંડ અને ૦ા તોલો ઇલાયચી ૦ા રૂપીયાભાર સોડા નાખી ખુબ પીસુવું. પછી ઉંચા કાંઠાની થાળીમાં ઘી ચોપડીને હથેલી જેવડાંજ ગોળ ગુલ્લા કરીને છેટે છેટે મુકવા. ચોખડા કરવાં હોય તો થાળીમાં સરખું પાથરીને તવેથા વડે આંકા કરવા. એના ઉપર બદામના કડકા ચારોળી વગેરે પાથરવુ હોય તો પાથરવું; નહી તો ચાલશે. પછી સઘડીમાં દેવતા ખુબ ધીકાવવો, એ દેવતા એક સપાટ તવા ઉપર ભરવો અને સગડીમા ઉની રાખ અને સેજ દેવતા રાખવો અને સગડી ઉપર થાળી સીજવા મુકવી. થાળી ઉપર તવો દેવતા ભરેલો ઢાંકવો. સગડીમાં બહુ દેવતા હશે તો તુર્તજ બળી જશે. થોડી થોડી વારે એને જોતા રહેવું અને બદામી રંગ થાય એટલે ઉતારી લેવી અને પાંચ મીનીટ ઠરવા દઇ પછી ઉખાડી લેવા. બિસ્કીટનાં બીબાં હોય તો બીબામાં દબાવીને કરવાથી એનો ઘાટ સારો થાય છે. આ બિસ્કીટ ઘણાજ પોચાં થાય છે.

**ઘીમાં બિસ્કીટ બનાવવાની રીત:**—પોણો શેર મેદો અને પાશેર રવો લેવો. તેને અચ્છેર ઘીમાં પીસુવો. પીસુતી વખતે નવટાંક દુધ લઇને પીસુવું. પછી એક રાત એને રહેવા દેવુ. બીજે દીવસે એમાં દોઢ પાશેર ઝીણી ખાંડ ૦ા તોલો ઇલાયચી ૦ાા રૂપીયાભાર સોડા નાખી નવટાંક દુધ લઇને ખુબ પીસુવું. પછી ઉપર લખ્યું છે તે પ્રમાણે એને ગોળ હથેલી જેવડા કરીને સઘડી ઉપર સીજવા મુકવા.

(પેટલાદ.)

## વિવિધ વાનીઓ.

લેખક—બ્હેન "મધુરી."

(ગતાંક પૃષ્ઠ ૨૨૫ થી અનુસંધાન.)

શાકના વાચ—ચાલને બાફી છમકારી અને રાઇ પીસીને એકમેક કરવા.

ઢોકળાં—જારના ઢોકળા તે પહેલાં લખ્યા પ્રમાણે થાય. પણ ફેર એટલો કે તેમાં ચોખા રતું અને ભાભા જાર વધુ નાખવી.

ફુદીનો હલવો—ફુદીને ખમણી બારી તેમાં માવો અને ગુર ભેળવવુ. તેમાં એલચી પસ્તા વગેરે નાખવાં.

**જારની ખીચડી**—જારને ખાંડીને પછી સાફ કરવી. પછી અધરણ મુકી ઓરી દેવી. તેમાં મગની, ચણાની ઇત્યાદિ દાળો નાંખવી. જારને દળાવી ખીરૂ કરી તેના પાપડ પણ કરી શકાય છે.

ઘઉંનું થુલું—ઘઉંને ભરડાવી અધરણ મુકી ઓરવા તેમાં ઘી ગુર ઉપર મુજબ નાખવાં.

ઘઉંની ખારી અને ગળી ખીચડી—ઘઉંને ખાંડી તેને અધરણમાં ઓરવા. તેમાં મગની દાળ ને મશાલો વિગેરે નાંખવો. આને ખારી ખીચડી કહેવાય; અને ગોળ નાખીએ તો ગળી ખીચડી કહેવાય.

કાકરીઉં—જારની ધાણી ફોડાવી, ઘઉંને શેકી તેને ઘી ગોળની પાઇ કરી તેમા તેને નાખીને ઠારી દેવું. આને કાકરીયુ કહે છે.

બાજરીયું—ઘઉંના પોંખને ખાંડી ઘીમા શેકી તેમાં ગુર મેળવીને ઠારવું. આને બાજરીયુ કહે છે.

**તલનો લાડુ અને સાંકળી**—તલને શેકી ઘી ગોળની પાઇ કરી તેમાં તેને નાખી અને વાળે તે લાડુ કહેવાય અને ઠારવામા આવે તેને સાંકળી કહેવાય છે.

દુધપાકમાં એક મણ દુધે સવાશેર ચોખા અને સાતશેર ખાંડ નાખવામા આવે છે.

ખાંડ ફેરીનું શાક પણ ઘઉંના લોટનું થાય. ઘઉંનો લોટ બાંધી તેને ગુણીવામાં છણી ને ચાસણીમાં નાખવો. તેને ઘઉનું ખાંડ ફેરીનું શાક કહેવાય.

મોહનથારમા—આવો નખાય છે. નાનખટાઇ ચોખાના અને ચણાના લોટની પણ થાય છે.

અડદ પાક—અડદની દાળ દળાવી તે લોટ ઘીમાં શેકવો પછી તેમાં સુંઠ તથા બીજા ઓસડીયાં તથા ટોપરૂં તળીને નાખવાં. બદામ, પસ્તાં, ચારોળી તથા ગુર લોટ શેક્યા પછી ઠારી દેવો. આને અડદનો પાક કહેવાય.

બદામ પાક—બદામને ખાંડીને ઘીમાં તળવી. પછી માવો ઘીમાં શેકવો. તેમાં પણ ઓસડીયાં તથા બીજો સુકો મેવો નાંખવો. પછી ગુર મેળવી ઠારવો.

ઘેબર—એક શેર સોજીએ પાંચ ભાર મોયણને ઉના પાણીમાં ઘી નાખી બાંધવી. પછી તેને ગરખી કરવી. પછી ઘેવરીયાંમાં ઘી પુરી ખુબ ઉનું કરવું પછી કળશામાં ભરી તેમાં ઉંચેથી ધાર કરવી પછી ઝારીથી ઉથલાવવાં અને અઢી ધણી ખાંડની ચાસણી કરી તેને પાવી.

ખાજાં—એક શેર સોજીએ પાશેર મોયણ લઇ રોટલીની કણક જેવી કણક બાંધવી. પછી કથરોટના તળીયા ઉપર દાબવી. એક શેર સોજીમાં દોઢ પાસેર ચોખાનો લોટ લઇ થીજેલા ઘીમાં ફીણવો. પછી પેલા મેદા ઉપર તેને પાથરી દેવો. પછી ગોવડી ગડી વાળી લુઓ લઇ તેને પુરી જેવો હાથે કરીને પગતો કરવો. પછી તળવાં ને તેની ઉપર ચાસણી રેડવી.

સુતરફેણી—એક શેર મેદો તેને પાશેર ઘીને ઉના પાણીમા નાંખી મોયણ દેવું પછી કણક બાંધી ઝીણી અગરબત્તીના જેવી વણીને પાટલા ઉપર ઠારો કરવી. પછી તેની ઉપર ચોખાનો લોટ થીજેના ઘીમા ફીણવો અને તેની ઉપર પાથરી દેવો અને ટીપણું વાળી તેને લાંબી કરો પછી કનિષ્ઠકા આંગળી ઉપર ત્રણ આંટા ચડાવવા અને તેને તળી કાઢીને ઠરે એટલે ચાસણી રેડી દેવી.

# ગૂંથણકળા.

## એક સુંદર લેસનો નમુનો.

**Shell lace.**

લેખક—મીસીસ હસુમતિ માણેકલાલ દેસાઇ.

૧૫ સાંકળી ગુથો.

હાર-૧—૩ સાંકળી છોડી દઇને ૮ પાસા, ૭ સાંકળી, ૧ પાસો ૫ સાંકળી ફેરવો.

હાર-૨—૨ સાંકળી છોડી દઇને ૪ પાસા, (પાસા પર) ૪ સાંકળી, ૧ પાસો, ૩ સાંકળી પર ૬ સાંકળી ફેરવો.

હાર-૩—૩ પાસા (૪ સાંકળી પર) ૪ સાંકળી, ૨ પાસા (૫ સાંકળી આગળ) ૨ સાંકળી, ૧ પાસો (છેલ્લી સાંકળી પર) ૫ સાંકળી ફેરવો

હાર-૪—૨ પાસા (પાસા પર) ૨ પાસા (સાંકળી પર) ૪ સાંકળી, ૧૮ પાસા. (૬ સાંકળીના કાણામાં) ૩ સાંકળી છેલ્લી લાઇન સાથે જોડી દો ને બેવડ, ૪ સાંકળી, ૧ એકવડો ટાંકો, છેલ્લા પાસા પર ૪ સાંકળી, ૧ એકવડો ટાંકો, એમ બધા મળીને ૪ વખત ૧૮ પાસા પર કરો. ૪ બેવડ ૩ સાંકળી ૮ પાસા, ૨ સાંકળી, ૧ પાસો, ૫ સાંકળી ફેરવો.

અને ફરી બીજી હારથી શરૂ કરો.

---

## કરોળીઆની ઝુલ ગુંથવાની રીત.

(લેખક—સૌ. જયવન્ત.)

પ્રથમ જેટલી લાંબી ઝુલ ગુંથવી હોય તેટલી સાંકળી કરવી.

પહેલી હાર—એક થાંભલી, (દાણો) એક સાંકળી, એક થાંભલી એક સાંકળી એ પ્રમાણે છેડા સુધી ગુથી જવુ.

બીજી હાર—ચાર સાંકળી કરી પાસેની એક થાંભલી મુકી બીજી થાંભલીમાં નાખી આંટી વગરનો દાણો ગુંથવો. એટલે એક કાંગરા જેવો આકાર પડશે. એવા એવા ચાર કાંગરા લીધા પછી ત્રણ સાંકળી કરીને પાસેની થાંભલી એક આંટી વાળો દાણો (થાંભલી) ગુથવો. એ રીતે ગુથી જવુ.

ત્રીજી હાર—ચાર ચાર સાંકળીના ત્રણ કાંગરા પાડવા, પછી ત્રણ આંટી વિનાના દાણા લેવા એ પ્રમાણે ગુંથી જવુ.

ચોથી હાર—બે કાંગરા, પાંચ આંટી વગરના દાણા, બે કાંગરા. એ રીતે ગુથી ચોથી હાર પૂરી કરો.

પાંચમી હાર—ત્રણ કાંગરા ચાર વિના આંટીના દાણા, ત્રણ કાંગરા ચાર વિના આંટીના દાણા એ રીતે

છઠ્ઠી હાર—ચાર કાંગરા ત્રણ વિના આંટીના દાણા.

સાતમી હાર—પાંચ કાંગરા બે દાણા આંટી વગરના.

આઠમી હાર—૭ કાંગરાને એક દાણો આંટી વાળો (થાંભલી.)

નવમી હાર—ત્રણ ત્રણ સાંકળીના કાંગરા હારના છેડા સુધી ગુંથી જવા એટલે ઝુલ પુરી થશે.

# रमणी मणिमाला.

## સ્ત્રીકવિ જયંતીદેવી.

લેખક—રા. રા. અંબેલાલ સવરામભાઈ દેસાઇ.

'પ્રાચીન સમયથી આપણો ભારતવર્ષ શારદાદેવીનું લીલા નિકેતન છે. દેશાંતરના અભાવથી આપણા ઉપર લક્ષ્મીદેવીની અવકૃપા હશે, તો પણ શારદા દેવીની વીણાના રવોથી આપણો ભારત આનંદમય હતો, હાલ છે, અને હજી ભવિષ્યમાં થશે એમાં તો લેશ પણ સંશય નથીજ. આપણો ભારત, વ્યાસ વાલ્મિકીનું સાધન સ્થળ અને ગૌતમ, કણાદ, કપિલ, જૈમિની, પતંજલી ઇત્યાદિનું વિશ્રામક્ષેત્ર છે આપણીજ ભૂમિ શ્રેષ્ઠ છે ભારતમાં કાલિદાસ અને ભવભૂતિ ઉત્પન્ન થયા છે માઘ, ભારવી, શ્રીહર્ષ ઇત્યાદિ કવિવર્યોએ પોતાના કીર્તિ સ્થંભ સ્થાપિત કરેલા છે. આ જ ભરતભૂમિમાં શંકરાચાર્ય પણ ભારતવર્ષના ગૌરવરૂપેજ થઇ ગયા છે મૂર્ત પ્રેમચિત્ર ચૈતન્ય મહારાજ એમનો પણ જન્મ અત્રેજ થયેલો છે. ભક્ત કવિ જયદેવ તો સર્વના પ્રિયપાત્રજ છે પ્રાકૃતિક નયનાભિરામ સૌન્દર્ય સાથે મનુષ્યને અપ્રતિમ પ્રતિભાનું મિશ્રણ આ જ ઠેકાણે નીરખવાનું મળે છે અર્થાત્ હિન્દુસ્થાનમાં હવાપાણીની નૈસર્ગિક શક્તિ અપૂર્વ અને વિસ્મયકારક નથી એવું કોણ કહેશે ?'

ભારતવર્ષમાં જે અંતઃપુરચારિણી વનિતાઓ વિદ્યાવૈભવથી પ્રાતઃસ્મરણીય થઇ છે, અપ્રચલિત દેવવાણીમાં જેમણે મધુર પદો રચેલાં છે, અને રસિક લોકોને ચકિત કરી નાંખ્યા છે તેઓ પૈકી આજ એક બંગ સ્ત્રી કવિનું સંક્ષિપ્ત ચરિત્ર વાચક સન્મુખ સાદર કરવાનો મારો મનોભાવ છે એ ઘણાં વર્ષોની વાત નથી. સદરહુ ચરિત્ર નાયિકાનો ગોળમા સૈકામાં જન્મ થયો છે.

ફરીદપુર જીલ્લાના ધાનુકા ગામમાં રહેનારા કૃષ્ણાત્રેય ગોત્રોત્પન્ન પંડિતશ્રેષ્ઠ જગદાનન્દની પુત્રી તે આ ચરિત્રનાયિકા જયન્તીદેવી છે. બાલ્યાવસ્થામાંથીજ તેનું શિક્ષણ તરફ પુષ્કળ લક્ષ હતું, પિતા કને આવનારા વિદ્યાર્થીઓ ધ્યાનપૂર્વક પાઠ કરતા હોય ત્યારે બાલિકા જયંતી પોતાની સરખી રમત મૂકી દઇ તે ઠેકાણે જઈ બેસતી અને વિદ્યાર્થીઓ જે પાઠ ભણતા તે પાઠ તે અર્ધસ્પષ્ટ સ્વરમાં ભણવાનો પ્રયત્ન કરતી એ પ્રમાણે તે પાંચ છ વર્ષની થઇ ન થઇ એટલામાં તો તે વ્યાકરણ અને અમરકોષના શબ્દો ધીરે ધીરે બોલવા લાગી પિતાએ પોતાની પુત્રીની વિદ્યા ગ્રહણ કરવાની એવી નૈસર્ગિક શક્તિ જોઈ પોતે તેને પદ્ધતિસર શિક્ષણ આપવાની શરૂઆત કરી. મૂર્તિમંત પ્રતિમા જયન્તીદેવી થોડા વખતમાં ઘણી જાતની વિદ્યાઓમાં પારંગત થઇ.

વિદ્યાનુરાગિણી જયંતીદેવીને એટલી વિદ્યાથી સમાધાન થયું નહીં તે પિતા કને ઘણું ચમત્કારક ન્યાયશાસ્ત્ર શીખવા લાગી અને થોડા વર્ષમાં તે તેનું રહસ્ય સમજવા લાગી. અર્થાત્ તત્સંબંધે તે વધુ અનુરક્ત થઇ. હાલમાં જે ન્યાયશાસ્ત્રને વૃથા કુતર્કોથી ભરેલું અને નિરસ ગણી છોડી દેવામાં આવ્યુ છે, તેજ ન્યાયશાસ્ત્ર એક સ્ત્રીએ સુપ્રોદ્ભૂત કર્યું. આ ઉપરથી વાચકને કદાચિત આશ્ચર્ય લાગશે પણ તેમ નથી. ખરેખર એક સમય એવો હતો કે, તે વખતે સમસ્ત ભારતવર્ષને આ શાસ્ત્રની મધુરતા અજબ તરેહની લાગતી

હતી. પણ તેજ ન્યાયશાસ્ત્ર વિદ્યાર્થીઓને આજ નિરસ લાગવા માંડયું છે, એ પણ એક કાળનું મહાત્મ્ય, બીજું શું ? !

હરી યોગ્ય ઉમ્મરે જયન્તીના વિવાહ થયા.-વિદ્વાન બ્રાહ્મણની વિશ્રામભૂમિ કોટાલીપાડા ત્યાં શૌનકગોત્રી કૃષ્ણનાથ એણે તેનું પાણિ ગ્રહણ કર્યું હતું જયંતી અગાધારણ વિદ્યાસમ્પન્ન હતી પણ કૃષ્ણવર્ણી હોવાથી યૌવનના આરંભમાં તે કેટલાક દિવસો સુધી પતિપ્રેમથી વંચિત રહી હતી. વિવાહ પછી પતિગૃહ એકત્ર રહેવાનો તેને યોગ આવ્યો નહોતો ! તારણ્યનો આરંભકાલ તેને પોતાના પિયરમાંજ કાઢવો પડયો. તે સ્ત્રીકવિ હતી તે છતાં કૃષ્ણવર્ણી હતી! પ્રાચીન સ્ત્રી કવિ વિજ્જકા પણ કૃષ્ણાંગી હતી પણ તે કહે છે કેઃ—

नीलोत्पलदलश्यामां विज्जकां मामजानता ।
वृथैव दण्डिना प्रोक्तं सर्वं शुक्ला सरस्वती ॥

અસ્તુ. જયંતી આ વખતે પિતા કને અપ્રચલિત ન્યાયશાસ્ત્રનું અધ્યયન કરી તેમાં પારંગત થઈ. પણ પતિ વિરહથી તેના હૃદયને વેદના થવા લાગી. જયન્તીએ એક દિવસ આ દુરાવસ્થા વ્યંજક એવો એક અનુષ્ટુપ્ શ્લોક લખ્યોઃ—

" जितधूमसमूहाय जितव्यजनवायवे ।
मशकाय मया कायः सायमारभ्य दीयते ॥"

તાત્પર્ય કેઃ—"આપના વિરહથી મને ક્ષુધા નડામી લાગે છે." જયંતીએ ઉપરનો શ્લોક ઘણા પરિશ્રમે પોતાના પતિને પહોચતો કર્યો, અને યોગ્ય વેળાએ પોતે રચેલા શ્લોકો, અને સુન્દર સુન્દર કવિતાઓ તેના તરફ મોકલી. તે સઘળી કવિતા વાંચી, કૃષ્ણનાથ પત્નીની અલૌકિક કવિત્વશક્તિ બદલ અને અસામાન્ય પતિભક્તિ બદલ આશ્ચર્ય ચકિત થયો, અને પત્નીનો તિરસ્કાર કરવાનું છોડી દઈ, તેનાં હૃદયે અનુરાગપૂર્ણ અમૃતધારા છોડવાની શરૂઆત કરી. ગુણ આગળ સ્વરૂપનો સમ્પૂર્ણ પરાજય થયો. તેણે પત્નીને આદરપૂર્વક પણ સંકોચપણે લખ્યું કેઃ—

" अविज्ञातुर्नाम त्वदतुलगुणग्राममनघं
वधूरत्न ज्यायानभवदपराधस्त्वयि मम ।
इदानीं नैव स्यान्नु किमनुतापार्तहृदयः
क्षमार्हस्ते भद्रे प्रकृतिकठिनो मादृशजनः ॥"

ભાવાર્થઃ—"પ્રિયે, તું રમણીરત્ન છે, હું તારા અતુલનીય ગુણને જાણી ન શક્યો તેથી તારો ભયંકર અપરાધી થયોછું. પણ આજ હું પશ્ચાતાપથી બળુંછું. તો ભદ્રે, તું આ કઠોર અંતઃકરણના મનુષ્યને ક્ષમા નહીં કરશે ?"

આજદિન સુધી પ્રતિપ્રેમનો અનુભવ બિચારી જયંતીને લેશ પણ નહોતો. તેથી ઉપર પ્રમાણેનો આવેલો હૃદયનાથનો પ્રેમભર્યો પત્ર તેને ઘણોજ આનન્દદાયક લાગ્યો. કલ્પનાથી . વધેલો પ્રેમ જોઇ તે આનંદની ભરતીમાં તેના પૂર્વના સઘળા અપરાધ ભૂલી ગઇ, અને તેનું હૃદય અવર્ણનીય આનંદથી ભરાઇ ગયું.

તેને લાગ્યું કે હમણાંજ જઇને મારા પ્રાણપતિના ચર્ણમાં પડું, પણ રમણીજન્ય સુલભ અભિમાને તેને પાછી ખેંચી અને પ્રત્યુત્તર માટે તેણે એક પ્રશ્નમય શ્લોક લખી મોકલ્યો.

"पुन्नाग चम्पक लवंग सरोज मल्लिमाकन्दयूथिरसिकस्य मधुव्रतस्य ।
यत्कुन्दहन्दकुटजेष्वपि पक्षपातः सद्वंशजस्य महतोहि महत्वमेतत् ॥"

ભાવાર્થ—"હે ભ્રમર! નાગકેશર, ચંપક, લવંગ, પદ્મ, આકંદ, યૂથિકા વગેરે ભિન્ન ભિન્ન પ્રકારના સુવાસિક અને સુન્દર પુષ્પોના મધુપાનમાં ગરકાવ થઈ જાય છે; છતાં આ સામાન્ય કુન્દ અને કુત્રાના ફુલોનો આદરનો આદર કરે છે તેથી તારૂં મોટપ-પણું-ઉદારપણું કેટલું વખાણું!"

પંડિત કૃષ્ણનાથે આનો ઉત્તર લખ્યો કે—

यामनी विरहद् न मानसस्त्यक्र कुट्नामालित भारिभूरुहः ।
बिन्दु बिन्दु मकरन्दलोलुपः पद्मिनीं मधुपएव याचते ॥"

ભાવાર્થ:—"સઘળી રાત્રિ કમલિનીના વિરહ દુઃખથી વ્યાકુળ હૃદય થયેલો ભ્રમર પ્રાતઃકાળે બીજાં કોઈપણ કુસુમતરૂથી આસક્ત ન થતાં બિન્દુ બિન્દુ મકરન્દ પાનની આશાએ પદ્મિનીના સહવાસનીજ આશા રાખે છે"

ત્યારબાદ કૃષ્ણનાથે જયંતીને પોતાને ગૃહે બોલાવી. કૃષ્ણનાથ દર્શનશાસ્ત્રનો અસાધારણ પંડિત હતો. તેને આવી વિદુષી પત્ની પ્રાપ્ત થતાજ તે તેના સહવાસમાં આનંદ કરવા લાગ્યો. તે મગજી શક્યો કે હું અકિંચન રૂપ લાલસહીન બહુમૂલ્ય હીરાની માળા દેખી રહેતો હતો

મહાપંડિત કૃષ્ણનાથ એણે 'આનંદ લતિમ' નામનો ચંપૂ અને 'દેવી શતક' નામનો સ્તોત્ર વગેરે રચેલાં છે. એવું કહેવાય છે કે બન્ને ગ્રથમાં ઘણો ખરો ભાગ તેની પત્ની જયંતીદેવીએ રચેલો છે. અને પંડિત જનોએ પણ તે કબુલ કર્યું છે.

એક પ્રસિદ્ધ વાત છે કે, એક દિવસ સન્ધ્યા સમયે કૃષ્ણનાથ કવિતા લખવા બેઠો હતો; લખતાં લખતાં ભાન ન રહેવાથી રાત્રિ સમાપ્ત થઈ ગઈ અને પ્રભાત થયું તોપણ તેની લેખિની અટકી નહીં તે જોઇ જયંતીદેવીએ કહ્યું "ખાવા પીવાનું છોડી એટલું બધું શું લખવાનું ચાલ્યું છે?"

કૃષ્ણનાથે કહ્યું "આજ નાયિકાનું વર્ણન ઘણું ખરૂં સમાપ્ત થયું." ત્યારે જયંતીએ હસીને કહ્યું "એક સ્ત્રીના સૌન્દર્યનું વર્ણન કરવાને આટલો બધો સમય લાગ્યો? આ જુઓ હું એક શ્લોકમાં નાયિકાના દેહનું વર્ણન કેવું કરૂં છું તે!" એવું કહી તેણે નીચે પ્રમાણે શ્લોક કહ્યો—

"आहिरयं कलधौत गिरिभ्रमात् स्तनमगात् किल नाभि हृदोत्थितः ।
इति निवेदयितुं नयनेहि यत श्रवण सीमनि किं समुपस्थिते ॥

ભાવાર્થ:—(તે રમણીના) ગંભીર નાભિ સરોવરમાંથી નિબિડરોમ-શ્રેણીરૂપ ભુજંગ બહાર પડી સ્વર્ણ પર્વતના ભ્રમથી સ્તન યુગલને આશ્રયે ગયેલા છે, અને એ વાત કહેવાને શું ઉભય નેત્રો કાન પર્યંત આવ્યાં?"

આ વખતે તેના પતિને કેવું સારૂં લાગ્યું હશે? આધુનિક કવિવર્યો મુગ્ધ થાય છે અને આધુનિક સંસ્કૃત પંડિતો પણ આ શ્લોકને માટે ઘણી પ્રસંશા કરે છે.

(પ્રાણસંધાન—અલથાણા સુરત)

# आनंदाश्रम.

## હીરાની મુદ્રિકા.

લેખક:—મી. હર્મીદશા દિવાન.

મુંબાઈમાં એક મુસલમાન ઝવેરીની દુકાનપર એક હિંદુ રમણી આવી; અને કંઈક સામાન ખરીદવા લાગી. થોડાજ સમયમાં તે એકાએક ગભરાઈ કરૂણ સ્વરથી કહેવા લાગી, "અરેરે! હાય! મારી પાચસો રૂપિયાની વીંટી ક્યાં પડી ગઈ?! હાય! હું શું કરૂં! વીંટી મળશે તો ઠીક છે, નહિ તો મારા સ્વામી મારી કેવી દુર્દશા કરશે!"

વીંટીનો શોધ કર્યો પરંતુ તે મળી નહિ. ત્યારે તે રમણીએ અતિ કરૂણોત્પાદક સ્વરથી દુકાનદારને કહ્યું: "જો આપને તે મુદ્રિકા મળી જાય તો કૃપા કરીને મારી પાસે મોકલી આપશો. મારૂં શિરનામું "ગોરગામ, વિઠ્ઠલદાસ નરોત્તમદાસનો બંગલો" છે. તે ઉપકાર હું કદી ભૂલીશ નહિ. હું તે પરિશ્રમ અને ઉપકારના બદલામાં આપને દશ રૂપિયા આપીશ. આપ એટલી કૃપા અવશ્ય કરશો." દુકાનદારે તેમ કરવા કબુલ કર્યું.

સ્ત્રીના જવા પછી દુકાનદાર મનમાં વિચારવા લાગ્યો: "અહા! બિચારી કેટલી ભોળી સ્ત્રી છે? વીંટી ખોવાઈ ગઈ તેના ગભરાટમાં તે માલ પણ ખરીદવાનો ભુલી ગઈ."

રમણીના જવાના અર્ધો કલાક બાદ એક નવયુવક ત્યાં આવ્યો. અને જ્યારે કંઈ સામગ્રી ખરીદી બાંધવા લાગ્યો ત્યારે નીચે હાથ લઈ જઈ પગ નીચેથી એક ચમકદાર હીરાની વીંટી લીધી. આ કૃત્ય જોઈને દુકાનદાર બોલી ઉઠ્યો: "એ તેં શું લીધુ?"

યુવક: (ગુસ્સે થઈને) તું પૂછનાર કોણ!"

દુકાનદાર—"અરે ભાઈ? આટલી ગરબડ કેમ કરે છે? આપણે સંપીને કામ કરવું જોઈએ. તે રત્ન-જડિત વીંટી એક હિંદુ રમણીની છે. તે મારે તેની પાસે મોકલવી પડશે. તેથી મને આપી દે. આ પરિશ્રમના બદલામાં હું તને દશ રૂપીઆ આપુ છું. રસ્તે ચાલતાં સંજોગે મળી જાય તો તેમાં તને શી હાનિ છે."

યુવક—"આ વીંટીને આપ હજમ કરી, મને ફક્ત આટલા રૂપિયામાંજ સમજાવો છો?"

દુકાનદાર—"ભાઈ! દશ બીજા લે, હું તકરાર કરવા ઈચ્છતો નથી."

યુવક કુલ વીશ રૂપિયા ખીસામાં મુકીને ચાલતો થયો. બીજે દિવસે તે વીંટી તપાસતાં જણાયું કે વીંટી કેવલ નકલી છે!

નિદાન સો રૂપિયા તો મળશેજ, આ લોભથી ઝવેરી ગાડીમાં બેસીને અતિ વેગથી ગોરગામ ગયા અને વિઠ્ઠલદાસના બંગલે પહોંચ્યા. શોધ કરવા પર જાણવામાં આવ્યું કે તે યુવક અને રમણી વાસ્તવમાં તો બીજા કોઈ નહિ પરંતુ સોનેરી ટોળીનાં માણસો હતા!

ઝવેરીપણું કરતાં કરતાં ખાં સાહેબના વાળ સફેદ થઈ ગયા હતા. તે દ્રવ્યોપાર્જન કરવામાં પ્રવીણ હતા. પણ આજ એકાએક વીશ રૂપિયા ગુમાવવાથી ખાં સાહેબને અત્યંત દિલગીરી થઈ અને લેટરબોક્સના જેવું મ્હોં પોલું રાખી, બે કલાક સુધી દુકાનપર ઉભા રહ્યા. કોઈ હોશીઆર ચિત્રકારે તેમનો ફોટો લીધો હોત તો જોવા લાયક વાત.

# સુન્દરી સુબોધ ∴ માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,–આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું પરમહિત છે,–તથા આપણાં બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે આથી–પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,–સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય થાય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સન્તાનોનું ખરૂં દેશહિત છે

પુસ્તક ૧૪ મું ] સપ્ટેંબર, ઓક્ટોબર. ૧૯૧૭. [ અંક ૯–૧૦.

## काव्यकुंजः

### एक याचना.

लेखक—श्रीयुत् " मलयानील. "

लईश नहिं म्हारी आंखडीने हरि !
लईश नहिं म्हारा कर्णने प्यारा !
छीनवीश ना म्हारी काव्यनी वाणी,
तुं साचवजे मुज प्रियने दयाळा !
आंखडीने गण्यां फुलडां रसिलां,
ने श्रोत्रे चया मोरना टहुकारा,
दिलडे गाइ सूर भार उतार्यो,
प्राण प्रियाए जीवन पलटाव्यां.
लईश नहिं म्हारां फुलडां रसिलां,
शमावीश नहिं मोरना टहुकारा;
छीनवीश ना वधी कुदरत म्हारी,
ने साचवजे प्रिय जीवन. प्यारा !

## ગ્રામ્ય–ગુણિયલ.

લેખક: શ્રીયુત્ હીરાલાલ.

ઉભી ઉષાને આંગણે કદિ અર્ઘ અંજલિ અર્પતી,
કદી બાલ સવિતા દેવને સ્મિત મંત્રથી સત્કારતી,
શી સ્નાનભીની અલક લટથી વારિબિન્દુ વેરતી,
ગૃહવાટિકાથી દેવચર્ણો કાજ કુસુમો ચુંટતી ?

× × × × × ×

શો શ્વેતરંગી સાળુડો તનુ કાંતિમાં શોભા ભરે ?
ઉરની વિશુદ્ધિ વિમલ મુખડે આછિ આછિ શી સ્ફુરે !
ને દેવ કેરાં સ્મિતચાં ઓજસ્ વદનપર નીતરે,
દેશોન્નતિના રમ્ય કૈં ઉર્જ્વલ મનોરથ ઉર ધરે.

× × × × × ×

નથી અંગમાં આભૂષણો વિધવિધ મોહકતાભર્યાં,
બાલા સમા નિર્દોષ ભાવો નયન પંકજમાં ઠર્યાં,
શું આર્યની ગૃહભાગ્ના રમણી સ્વરૂપે અવતરી ?
ના, લલિત મોહકતાભરી એ ગ્રામ્ય ગુણિયલ સુંદરી.

---

## પ્રેમ–ગીત.

લેખક: શ્રીયુત્ "કુસુમાકર."

પ્રાત કાલે સમિર મધુરો શીતળો મંદ વાય,
ન્હાનાં પંખી વિવિધ તરૂપરે મીઠડાં ગીત ગાય,
આકાશે આ રમણીય ઉષા ખીલતી ને હસંતી,
આત્મા ડોલે અનુભવી સખિ ! ઓર આનંદ ઉઠી.
એવે કાળે નિરખુ સર હું ગંભીરૂ આંહી, ભૂરૂં,
ઉંડા તત્ત્વો કંઇ સમજતું, એકલું શાન્ત સુતું,
કુળાં પંખો નિજ રમણનાં રમ્ય રશ્મિ ઝીલંતા,
નાચે કુદે કંઇ અવનવો છલક આનંદ લેતાં.
જાગી દાવાં પ્રણય–સ્વપનામાં દીઠી કુંજ કુમારી,
મીઠી મીઠી કંઇ લહરીઓ લાવતી ગુલ ખુમારી,
પેલું ન્હાનું રસિક ફુલડું જે પ્રિયા કાં લેટ્યું,
છાનું મ્હારી પ્રિયતમ તને એમ હું કાંઇ ભેટું.

---

## દર્દ.

લેખક શ્રીયુત્ 'પ્રેમાત્મા'

દર્દ વધે અધિકાધિક છાનાં
નયનનાં આંસુ શું હોવાનાં?
દેખાયે ના જોઇ કો શકવાનાં—
રૂધિર વહે લ્હાયે
અરેરે!
રક્ત વહે લ્હાયે.

હૃદય બિચારૂં દર્દ સહે છે.
શોણિત ઝરણાં નયને વહે છે
પામર લોકો જોઇ રહે છે,
ખડખડ હાસ્ય કરી.
અરેરે!
ખડખડ હાસ્ય કરી

---

## વિરહ.

લેખક રા. રા. હીરાલાલ હ. શીશવાવાળા.

(અજાની ચીજ)

સ્નેહીઓ સ્નેહીને કાજે,
પ્રેમાશ્રુઓ ઝરતાં સાથે,
અંતર છાનાં દુઃખે વિયોગે,
ઝુરતાં ને રડતાં!

મળવા બહુ આશાઓ રાખે,
ધીરજ ધરતાં કાયર થાએ,
સ્હેતાં સ્હેતાં પ્રાણુ જ કાઢે,
એમ વિયોગે ઝૂરે!

અંતર એજ ખાલી થાએ,
કરવાનું નહિ તેને જગાએ,
તરફડીઆં મારે સ્નેહી કાજે,
એમ 'સ્હાતાં ને સ્હેતાં'!

---

# કૃષ્ણનું પ્રણયસંબોધન.

લેખક—શ્રીયુત્ "નલિનીકાન્ત."

( ભજન )

સુણી લો ગોપીઓ ! પ્રેમે, હમારી બંસરીનો નાદ,
હૃદય ખુલ્લાં કરી સુણો, મધુરો બંસરીનો નાદ.
તમારા શુદ્ધ પ્રેમે હું, જગતનું ભાન ભૂલ્યો છું,
નિરંતર ગોપીઓનો સાથ, નયનથી એજ નિરખું છું.
સખિરી ભોળી બાળાઓ ! નથી દિનરાત કૈં જોતી,
હમારા પ્રેમના ચાહે, જગત્ વ્યવહાર પણ ખોતી,
પિતા માતા બધુ છોડી, પતિનો પ્રેમ તરછોડી,
મધુરો નાદ સુણતાં, મૂકી ઘરબાર અહિં દોડી
સુકોમલ બાળકો ત્યાગી, ભરેલી નીંદથી જાગી.
રસીલો સૂર સુણતાં, પ્રણયઘેલી બની ભાગી.
પીવાડું પ્રેમ પ્યાલાઓ, અભય હો ! ગોપ બાલાઓ !
હૃદય આ પ્રેમથી જોગે, સુખી હો ! રમ્ય લલનાઓ !
બતાવ્યો વિશ્વને આજે, ખરો અદ્વૈતનો રાહ;
લખાયાં પ્રેમ ગીતાનાં, બધાં એ ભાષ્યનો સાર.

—◆—

# અમીની ધાર.

લેખક ર. રા. દામોદર રાઘવજી દોશી.

સીંચ અમીની ધાર

સ્નેહથી સીંચ અમીની ધાર ...( ધ્રુવ )

હાસ્ય ઉજ્જવલ પ્રિયમુખનું ફરી ફરી નહિ મળનાર,
મદુ વચન મુખથી ઉચ્ચરતાં ફરીથી નહિં સુણનાર—સ્નેહ „
ચતુર ચકોરી ચંદ્રથી વિખ્ખે ચન્દ્રની હૃદયાધાર,
રજની વિક્ષિપ્ત થઇ ચંદ્રથી કોકિલ સ્વર સુખકર—સ્નેહ „
મન્દ પવનની મન્દ લહરી ઝરમર મેઘની ધાર,
બોધે તાન્ત મર્મ મળીને કર્યો ચંદ્ર સત્કાર —સ્નેહ „
ચંદ્ર ચકોરીને સત્કારી કહે તું મમ જીવિત સાર,
તું થકી જીવન ઉજ્જવલ મ્હારૂં મુગ્ધે મમ પ્રિય પ્રાણ !
સ્નેહથી સીંચ અમીની ધાર.

# વ્હાલી પુત્રીને નિવાપાંજલિઃ

લેખકઃ શ્રીયુત "પ્રભુયી."

( લાવણ્યમયી )

અમ જ્યોત જીવનની પ્રેમ, લાવણ્યવતી પુત્રી !
અમ ધીર આશ્વાસન હરિ ૐમ્ મય ધરતી !
તુજ કોમળ મોહભર પ્રતાપ સૂક્ષ્મ આકર્ષે,
આ જીવન ધ્યેય તુજ કથવા ચિત્ત લુભાવે !
જે પુનિત પાવન ચિત્ત અંશ પ્રભુમય તું,
તે અમ આંગણું વ્હાલ ચિન્ત્ય અંશ બન્યું શું
દિલસુધી આત્મની ! કથા નિયમભર વાંચુ
તુજ દિનચર્યાના અમોલ, ભાવ ઉકેલું
જે હતું તુજ તે પુનઃ પડ્યું તુજ પાસે
એ જ્ઞાનઅમી સંદિર મસ્ત ઉછાળે
ગર્ભથી ગર્ભશ્રીમંત ઉચ્ચના પોષું;
ગીતાગાન અહર્નિશ થતું ચિત્ત નિત્ય મોદું
તે સુણી સુણી સર્વાંગ તેજમય ભાથી
તુજ નેત્ર પ્રભાભર ઉડી ઝલક ચળકતાં;
આશીષો લઇ દઇ ઉડી અનંત અનંતે
કૈવલ્ય રૂપ તું થઇ અમર વિશ્વેશે
તુજ જીવન એજ ટૂંકું અહીં મૃત્યુલોક
બસ ગીતા એજ તુજ વ્યથા મીઠી દિલ દાખે

---

# સ્તવન.

લેખકઃ શ્રીયુત "કાસાર."

પ્રભુ ! મ્હારી વ્હાર કરજે, ઓ મોરારી રે—
હૈયે હામ છે એકજ ....ત્હારી. પ્રભુ !
નહિ આશ જગત્ જીતવાની રે,
નાખું આશ પાંખો ખીલવાની રે. પ્રભુ !
પડું ખાડામાં ઝાલો બાપા રે,
મ્હારા હૈડાંને ધો ઉધાપા રે. પ્રભુ !
પૂર્ણ શ્રદ્ધામાં ત્હારું શરણુ રે,
ત્હારા શરણમાં આવું હું મરણુ રે. પ્રભુ !

---

# वार्ता लहरी.

## શાન્તિ.

લેખકઃ રા. રા. લક્ષ્મીપ્રસાદ હિંમતરામ હાથી.

મને પૈસા સંબંધી કાંઇપણ અભાવ ન હતો પરંતુ બુદ્ધિના દોષથી સર્વસ્વ ગુમાવ્યું. માલ-મિલકત સઘળું ગયું અને હવે મારી પાસે કાંઇ નથી.

અહીં રહેવાથી હવે શો લાભ? માત્ર દુઃખ શિવાય કંઇ નહીં. એક વખત મધ્યરાત્રિએ બહાર નીકળ્યો. વિચાર કર્યો કે બધું ફરી જોઉં કે ક્યાંય શાન્તિ મળે છે કે નહીં?

ઘણાં દેશ દેશાવરો ફર્યો પરંતુ શાન્તિ ક્યાંથી? જેના સંગાથથી જીવનપાત કરૂં છું તે ક્યાં?

તે વખતે શિયાળો હતો. બરફ પડતો હતો; અને પવન પણ જોરથી વાતો હતો. પાંદડાં વિનાનાં ઝાડનાં ઠુઠાં થરથર કંપતાં હતાં.

વરસાદ પણ ધીમે ધીમે પડતો હતો અને મને પણ સખ્ત ઠંડી લાગતી હતી.

આવાં નિર્જન સ્થાનમાં ઘણું રખડ્યો. ત્યારબાદ પરમેશ્વરની કૃપાથી થોડે દૂર એક દીવો દેખાયો. તે જોઇને તે તરફ હું આગળ વધ્યો.

ત્યાં પહોંચતાં જણાયું કે તે એક મોટું મકાન હતું અને દ્વાર પાસે એક નાનો છોકરો રમતો હતો. મેં કહ્યું, "ભાઇ, આજ હું અહીંઆં રહેવા ઇચ્છું છું!"

બાળક વિસ્મિત થઇ મારા તરફ જોયું. તેના ચહેરા ઉપર ભયની નિશાનીઓ જણાતી હતી. તેણે કહ્યું—"હું તો કાંઇ ન સમજું; પરંતુ આ પાસેના ઓરડામાં મારા મોટાભાઇ ભણે છે, તેમને પૂછો."

હું તે ઓરડામાં ગયો! ટેબલ ઉપર એક દીવો બળતો હતો અને એક યુવક વાંચનમાં મશગુલ હતો.

"મહાશય"

યુવકે મારા સામું જોયું.

"જો કૃપા કરીને મને આજે અત્રે"—

"તે વાત મહેરબાની કરીને મારા પિતાને જઇને કહો. તેઓ ઉપર બેઠા છે."

હું ઉપર ગયો! ત્યાં એક વૃદ્ધ હાથમાં હુકો લઇને બેઠા હતા.

મને જોઈ તેઓ બોલ્યા "શું જોઇએ"?

"આજ રાત્રે હું"—

"આ પાસેના ઘરમાં મારા પિતાશ્રી બેઠા છે, તેમને જઇને કહો અને તેઓજ આ ઘરના કર્તાહર્તા છે"

ઘરમાં જઈને જોયુ તો એક ખાટલા ઉપર એક વૃદ્ધ પુરૂષ સુતા હતા. તેમનો શ્વાસ ચાલતો હતો કે મૃત્યુ પામ્યા હતા તેની પણ અટકળ કરી શકાય નહી એટલું બધુ તેમનું શરીર વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઇ ગયું હતું.

" મહાશય "

પ્રત્યુજ ઝીણા સ્વરથી ઉત્તર મળ્યોઃ " કોણ છે ? "

" હું આજ અત્રે "—

" એ વાત મને શા માટે પૂછો છો ? પાસેના ઘરમા આ મકાનના માલેક છે, તેમને જઇને કહો. "

પાસેના ઓરડામા ગયો. લોઢાની આંકડીઓવાળા એક હીંચકા ઉપર એક વૃદ્ધ સુતા હતા તેમનો ચહેરો ઘણોજ બીહામણો હતો અને શરીર ઘણુંજ જીર્ણ થઇ ગયું હતું અને મને બીક લાગતી હતી કે કદાચ એમને હાથ અડવાથી એમનાં હાડકાં ખખડી જશે.

મેં પૂછયુંઃ " મુરબ્બી આજ મને "—

તે વૃધ્ધે મહા મહેનતે એક આંગળી ઉંચી કરી. પાસેનાં બારણાં તરફ નિશાન કર્યું.

મારાં મનમાં વિચાર થયો કે પાસેનાં ઘરમાં હજી પણ કોઇ વૃદ્ધ માણસ પાસે જવુ પડશે.

પરન્તુ કોણ વૃદ્ધ ? ક્યા વૃદ્ધ ? તે ઘરમા એક કાળા રંગના મૃગચર્મ ઉપર એક અતિ સ્વરૂપવતી સુન્દરી બેઠી હતી. તેણે કાળું વસ્ત્ર પહેર્યું હતું તેનાથી તેનું રૂપ ઘણુંજ ખીલતું હતું. તેને શું કહેવું તે કાંઇ સુઝતું ન હતું. જે મુખમાંથી અત્યાર સુધી શબ્દો નીકળ્યા કરતા હતા તે અત્યારે નિસ્વર બની ગયું. ઘણીવાર સુધી દિગ્મૂઢ બનીને ઉભો પરંતુ શું બોલવું તે કાંઇ ન સૂઝયું. ને આ પ્રમાણે ઉભેલો જોઇ તેણે પૂછયું.

" તને શું જોઇએ ! "

અહા ! કેવો મધુર સ્વર ? સ્વર્ગની વીણાનો સ્વર પણ આવો નહી હોય. જીવ શાન્ત થયો ઘણા વખતની મનોકામના આજે સફળ થઇ.

શું બીક લાગે છે ? તને શું જોઇયે છીએ ? બોલ, હુંજ સઘળું આપીશ. મારૂં નામ " મૃત્યુ. "

" શું માગું ? " મનમાં લાખો વાસના ઉત્પન્ન થઇ, પણ છેવટ વિચાર કર્યો કે જે સંપતિ આપે તેનેજ માગી લઉ તો પછી મને બીજું શું જોઇએ ? સાહસ કરી બોલ્યો

" હું તને પોતાને જ માગું છું. "

" ઠીક લે મને જ "

યુવતી ઉઠીને મારી પાસે આવી. તેના શીતળ ઓષ્ટ મારાં કપાળને અડકયા ! અહા શી શાન્તિ ! કેવી શાન્તિ !

( કલકત્તા )

# સુધારકની નિરાશા.

લેખક-રા. રા. પુનમચંદ કેશવલાલ શાહ બી. એ.

( સુધારક મનમાં વિચાર કરે છે )

"હે પરમાત્મા ! હવે શું કરવું ? આ લોકોને કેવી રીતે સન્માર્ગે ચઢાવું ? ઘણું જુના વખતથી ચાલતા આવેલા રિવાજોએ એમને એવી રીતે ઘેરી લીધા છે કે નવા સંસ્કાર સબંધી તેમની આગળ વાત પણ ન થાય ? મારે આ શહેરમાં આવ્યાને ઘણાજ દિવસ થઈ ગયા તો પણ મારી વાત તરફ કોઈ સાંભળતું નથી ! જો વેપાર વગેરે માટે હું આવ્યો હોત તો મને ઘણોજ જય મળત ! પરંતુ ઉપદેશકનું કામ ઘણુંજ કઠણ છે. કોઇ ફળ મળવું અસંભવિત લાગે છે. જ્ઞાતિભાઈઓને ઘેરે ઘેર ફર્યો પણ કોઇ સાંભળતું નથી. સર્વે એકેઅવાજે કહે છે કે જ્યાં સુધી ચોધરી સાહેબ મદદ નહિ કરે, ત્યાં સુધી કંઇ થઇ શકશે નહિ. ઠીક ત્યારે એક વખત હું ચોધરી સાહેબને ત્યા જઇ માથું ફોડી, આવું ! જોઉ તો ખરો શું કહે છે ?

x x x x x

( વૃદ્ધ ચોધરી સાહેબ બેઠા છે; પાસે સુખલાલ મુનીમ પણ બેઠા છે. વાતચિત ચાલે છે)

**ચોધરી**—"કેમ મુનીમજી ! હાલ ગરીબદાસ શું કરે છે !"

**મુનીમ**—"તે બિચારો બધા જગતમાં મારો મારો ફરે છે. તેની કોઇ પણ ખબર અંતર પુછતું નથી, અને વળી "દાઝ્યા પર ડામ" જેવું તો એ થયું છે કે તેનાં સર્વ સંબંધીઓ પણ એમ કહે છે કે જ્યાં સુધી ગામનું પંચ તેનો નિકાલ નહિ કરે ત્યાં સુધી તેનું કંઇ પણ વળી શકશે નહિ "

**ચોધરી**—"બહુ સારૂ, એમજ થવું જોઇએ. હવે આમાં ગામવાળાનો શો મત છે તે તમે જાણતા તો હશો."

**મુનીમ**—"કોઇ કોઈ તો એમ કહે છે કે એમાં એનો જરા પણ અપરાધ નથી, કારણ કે જ્યારે એની ગાડી તળે કુતરો દબાઇ ગયો ત્યારે તે ગાડીમાં બેઠો નહોતો. ગાડીવાન એકલો હતો. ત્યારે ગરીબદાસના શો વાંક ? આમ છતાં, બધા ગામવાળા આપનાજ ચેલા છે. સર્વ આપના અભિપ્રાયપર અવલંબે છે. આપ જેમ કહેશો તેમ તેઓ કરશે."

**ચોધરી**—"ઠીક થયું. એનામાં અભિમાન બહુ હતું. અમારી નિંદા કરવાનું તો તેણે બીડુંજ ઝડપ્યું હતું હવે ઠીક લાગમાં આવ્યો છે તેને શું એમ ખબર નહોતી કે ચોધરીજી સાથે બગાડ કરવામાં મારી ઘણી ખરાબ દશા થશે !"

**મુનીમ**—"એ તો ખરૂં પણ બીજા લોકો આપના આ કામની બહુ નિન્દા કરે છે અને કહે છે કે કોઇ પણ માણસની જોરે અજાણતાં થવાથી તે નિરપરાધી પુરૂષને જ્ઞાતિબહાર કરવો, એ મોટો અન્યાય તેમજ ભયંકર પાપ છે."

ચોધરી—"એવા લોકો ભલે બક્યા કરે ? જો એમનાં બકબકાટપર ધ્યાન આપીએ તો આપણું કામ કેમ ચાલે ?"

( લબોદર ગોર આવે છે. તેને ચોધરી તથા મુનીમ પગે લાગે છે )

ચોધરી—"કેમ ગોર મહારાજ, ઘણે દિવસે દેખાયા ? ખુશી તો ખરા ?"

ગોર—"હા, આપનુંજ કામ પાર પાડવા સારૂ ભટકી ભટકીને મારા પગ થાકી ગયા છે અને લુગડાંના ચીંદરડાં થઈ ગયાં છે."

ચોધરી—"કાંઇ ફીકર નહિ. કપડાં નવાં શીવડાવી આપીશું પણ કામ સફળ થયું કે નહિ તે તો કહો ?"

ગોર—"લમ્બોદર ગોરને કામ પાર પાડતાં શી વાર લાગે છે ? કન્યાના બાપના કાનમાં એવી તો ફુંક મારી કે તે તો મ્હાવરોજ બની ગયો"

ચોધરી—( ખુશ થતાં થતાં ) "વાહ વાહ ! શું કહેવું ? એમાં તે કંઇ બાકી હશે ? ( મુછોપર હાથ ફેરવતા ) વાહરે વાહ ! ગોર મહારાજ આપને –

ગોર—( વચમાંજ ) "પણ પાછળથી જરા ગરબડ થઇ ગઇ. કન્યાની માએ એનો વિવાહ રૂપપુરામાં કોઇ ૩૫ વર્ષના પુરૂષ સાથે રૂ. ૮૦૦) લેઇ પાકો કરી દીધો હતો"

ચોધરી—( ગભરાઇને ) "હાય ! હાય ! તો હવે તેની સાથે પરણવાની શી આશા ?"

ગોર—' પણ લગ્ન થઈ શક્યું નહિ. વચમાંજ—અકસ્માત થયો અને એ લુચ્ચા લોકોને ત્યાંથી પણ ચોરી થઈ ગઇ ! શેરને માથે સવાશેર મળ્યો."

ચોધરી—કેવી ચોરી થઇ તે ચોકખું કહો.

ગોર—"જેની સાથે વિવાહ થયો હતો તે પુરૂષ છાંનોમાનો ગામમાં આવ્યો અને એક કાછિયણ તે પાંચ દસ રૂપિયા આપવાના કરી તેની પાસે તે કન્યાને પોતાને ઉતારે બોલાવરાવી પછી તેણે તેને સમજાવીને કહ્યું કે તને ખબર હશે કે તારા બાબાએ તેને મારે ત્યાં રૂ. ૮૦૦ થી વેચી છે. હાલ મારી પાસે ફક્ત રૂ ૧૦૦૦ ) ની મુડી છે. એ ૧૦૦૦) ની મુડીમાંથી રૂ. ૮૦૦) તારાં માબાપને આપ્યા પછી રૂ. ૨૦૦ રહેશે. એ તો લગ્નપ્રસંગમાં ખર્ચાઇ જશે એટલે હું કાલોકમ થઇ જઇશ ત્યારે તને હું ઘેર લઇ જઇશ ત્યારે ત્યાં માટીનાં વાસણ સિવાય કંઇ નહિ હોય. ત્યાં તારે દળણાં દળીને પુરૂં કરવું પડશે ! તો એથી વધારે સારૂં એ છે કે ચાલ છાનીમાની મારી સાથે. આપણે નાસી જઇએ. પછી તને કોઇ પુછે તો બધી સાચેસાચી હકીકત કહી દેજે અને કહે જે કે હું મારી સાથે ખુશીથી આવી છે".

ચોધરી—"પછી કન્યાએ શો જવાબ દીધો ?"

ગોર—" પહેલાં તો તેણે આનાકાની કરી; પણ પછી તેને બરાબર સમજાવ્યું, એટલે તેણે તે પુરૂષનું કહેલું માન્યું અને તેજ રાત્રે પોતાનાં માબાપની બધી આશાઓમાં ધૂળ મેળવી ગોતે ન્હાસી ગઇ."

ચોધરી—" પછી શું થયું ?"

ગોર—"તેમની તપાસ કરવા સારૂ પોલીસને ખબર કરી. તેમણે વારંટ કાઢયું પરંતુ કન્યાએ ખરૂં કહી દીધું એટલે પોલીસ શું કરે ? પરિણામ ઉલટું આવ્યું. કન્યાનાં માબાપ મહા મહેનતે કન્યા વેચવાના તહોમતમાંથી બચી શકયાં, અને છોકરી પોતાનેજ હાથે ખોઇ"

મુનીમ—"બહુ જ સારૂં થયું ! એવા લોકોને તે શિક્ષા જ થવી જોઇએ કે જેથી કન્યા વિક્રયનો દુષ્ટ રિવાજ નાબુદ થાય."

ચોધરી—(ગુસ્સે થઇને) "ચુપ રહો પછી આપણા જેવા લોકોનું કામ શી રીતે થશે ? ઠીક, ગોર મહારાજ, હવે તમારો વિચાર શો છે !"

ગોર—"ગભરાશો નહિ ! મેં સાંભળ્યું છે કે એ કન્યા અમુક ઠેકાણે છે ! પરંતુ એનો બાપ કહે છે કે મારે દોઢ બે હજાર રૂપીઆનું દેવું છે, માટે એટલા રૂપિઆ તેને આપીશું એટલે તે રાજી થશે"

ચોધરી—"એની ફીકર ના કરશો. એ દેવું હું વાળી આપીશ. હવે આપ જલદી જઇને જે થાય તે કરો."

ગોર—"બહુ સારૂં ! પણ મારૂં ઘર કેવી રીતે ચાલે ? હું ઘણા મહિનાથી આપના કામમાં જ રોકાયો છુ, પરંતુ હજુ પાઈ પણ મળી નથી ! હવે મહિના બે મહિનામાં કંઇ કમાઇ લઉં અને પછી જરૂર જઇશ"

ચોધરી—"એની તમે ફીકર કરશો નહિ. ઘર ખર્ચને માટે લ્યો આ સો રૂપિયા ! પરંતુ જલદીથી "બેડો પાર" પાડો તો ઘણું સારૂં !"

ગોર—(રૂપિયા લેઇને ખુશીથી) "હવે કાર્ય સફળ થયું જ સમજો ! ઠીક ત્યારે, હું જઉં છુ."

ચોધરી—"હા, જલ્દી જાઓ ! પાયે લાગું મહારાજ."

ગોર—"સુખી રહો." (જાય છે)

(સુધારક પ્રવેશ કરે છે.)

સુધારક—"જય ગોપાળ, ચોધરી સાહેબ !"

ચોધરી—"જય ગોપાળ ! આવો, બેસો. કહો કયાં આવવું થયું ?"

સુધારક—"આપની જ પાસે આવ્યો છું મારે આપને કંઇ વિનંતિ કરવી છે, હરકત ન હોય તો કહું."

ચોધરી—"હા. આ વખતે વેપારની મોસમ ચાલે છે માટે વાત કરવાની જરાપણ ફુરસદ નથી; પરંતુ આપની વાત સાંભળવા હરકત નથી, પણ ટુંકામાં પતવજો."

સુધારક—"આપને રહેજ માલુમ હશે કે હુ જ્ઞાતિની સભા તરફથી ઉપદેશ કરવા સારૂ,

મુનીમ—"એ તો ખરૂં પણ બીજા લોક આપ

કહે છે કે કોઇ પણ માણસની જોરૂ અને વા માંડયા છે ! આપે આપના હાથે જ જાતિબહાર કરવો, એ મોટો અન્યાય છે એમ કહો તો આપનો એ બંધનમાંથી

સુધારક—"સાંભળો સાહેબ, એ આપણા જાતિ ભાઈઓને ભારે નિદ્રામાંથી જગાડવા એ કઈ બધન કહેવાય કે ?"

ચોધરી—"આપ જાતિને જગાડવા માટે ફરો છો તો શું જાતિ ઉંઘે છે ?"

સુધારક—"એમ નહિ તો શું તે જાગે છે ?"

ચોધરી—"અરે વાહ! હું પણ જાતિમનો એક છું અને હું જાગતો જ આપની સામે બેઠો છું; એવી જ રીતે બધા બેઠા છે હા, અલબત, જાતિભાઈઓ રાત્રે જરૂર ઉંઘી જાય છે"

સુધારક—"વાહ ચોધરી સાહેબ! બરાબર જાગો છો! પણ હું આવા જાગવાને જાગવાનું નથી કહેતો. મારા કહેવાનો ભાવાર્થ એ છે કે જાતિ સંબંધી જે ઉંચો ભાવ છે, તે જાતિ ભાઈઓમાંથી જતો રહ્યો છે, અને અવિદ્યારૂપી રાતના અંધારામાં જાતિ ભાઈઓ ભમે છે. તો જ્ઞાનરૂપી દીવાનો પ્રકાશ કરી સર્વને સન્માર્ગે બતાવવો તેને હું જાગવાનું કહું છું."

ચોધરી—"હવે તમારૂં એ ડહાપણ રહેવા દો. આવી વાતો કરવામાં શો સાર છે! મારે આવી નકામી વાતો સાંભળવી નથી. આપ આપના આવવાનું ખરૂં કારણ કહો."

સુધારક—"ઠીક, આપ એને નકામી વાત સમજો. પણ હું મારી ફરજને શી રીતે ભુલી જાઉં? આપ માનો કે ન માનો પણ હું ભાર મૂકીને કહું છું કે આપને આ વાત કોઈ વખત પણ માનવી પડશે."

ચોધરી—"પાછી એની એ વાત! ઠીક ત્યારે હું જાઉં છું. આપ આપની ઘંટી ચલાવ્યા કરો"

સુધારક—"ચોધરી સાહેબ, નારાજ ના થશો? મારૂં કહેવું તો સાંભળો. અહીં આવવાનું કારણ એ છે કે જાતિની સભા ભરવા સારૂ તથા જાતિમાંના અનાથ છોકરાને ભણાવવા સારૂ વ્યવસ્થા કરવી જોઈએ. સર્વ લોકો આપના તરફ આંગળી કરે છે. તો આ પુણ્યનાં કામોમાં કંઈ મદદ કરો તો સારૂં"

ચોધરી—"કઈ સભા! અને કઈ વાત! શું કઈ નવી સભા ઉઘડી છે? આપણે અહીં તો જ્યારે જાન વિદાય થાય છે ત્યારે સભા ભરાય છે.* એને સહાય કરવા સારૂં આવડું મોટું ભાષણ શા માટે? પહેલેથી ચોખ્ખું કેમ ન કહ્યું?"

સુધારક—"નહીં સાહેબ! એ વેશ્યાઓના નાચની સભા આપને માટેજ મુબારક રહો. હું તો એ સભા તરફથી આવ્યો છું કે જેનું કામ આખી જાતિને સન્માર્ગે ચલાવવાનું તથા જાતિનાં અનાથ છોકરાંનું ભલું કરવાનું છે."

ચોધરી—"ઓહ્ જોયું! આજ કાલનાં છોકરાં તો મનમાં આવે તે કરે છે। ઠીક, તેમાં સભાની શી જરૂર હતી? નકામા અહીં તહીં ભટકી પૈસા ખરાબ કરવા અને પોતાનો એકડો ખરો કરવો, એ સિવાય સભાઓમાં થાય છે જ શું?"

સુધારક—"ના, એમ નથી, સભાનો વાર્ષિક રીપોર્ટ વાંચવાથી તેમાં થતા કામકાજની સંપૂર્ણ માહિતી મળી શકે તેમ છે."

નોટ—હિંદી લોકોમાં જાન વિદાય થવાની હોય ત્યારે જાનને પખવાડા બધા માણસો એકઠા થાય છે, અને ત્યાં નાચ થાય છે

ચોધરી—"ઠીક, સભાએ કામ કર્યું હશે, પણ મને તે સભાની જરાપણ દરકાર નથી. અહીં તો બાપદાદાઓએ જે નક્કી કર્યું છે તે પ્રમાણેજ સર્વે લોક ચાલે છે હવે જ્યારે સભાનો ઉદ્દેશ પણ અહીના લોકોથી સમજાતો નથી ત્યારે એનો સહાય કેવી રીતે થઇ શકે ?

સુધારક—"ઠીક. આપ તેને કંઇ મદદ આપી શકશો કે નહિં ?"

ચોધરી—"ના ભાઇ, હમણાં તો એક ફુટી બદામની પણ ગુંજાશ નથી. હમણાં વેપારમાં ભારે ખોટ ગઇ છે."

સુધારક—"બસ. ચોધરી મહારાજ ધન્ય છે ! આપની ઉદારતાનાં વખાણ શેષનાગ પણ કરી શકે તેમ નથી ! મે આપની કીર્તિ પહેલેથીજ સાંભળી હતી, અને આપ બરાબર જ તેવા નીકળ્યા ! પરમેશ્વર આપનું ભલુ કરે ! ઠીક, હું રજા લેઉં છુ આપ કંઇ મદદ ના કરશો પણ મારા જયગોપાળ તો સ્વીકારશો ! ( સામા હાથે જયગોપાળ કરી જાય છે )

---

# લગ્નનો અદ્વૈત પ્રેમ.

લેખક—રા. રા દેશાઇ મોતિલાલ મથુરભાઇ.

રાગ ધોળ.

સુરજ આજ ઉગ્યો મોતીયાની ટુંકે રે
મંગળ દિન લગ્નનો આવ્યો ટુંકે— સુરજ. ૧
આંગણીયામાં કેળના સ્થંભ રોપાવો રે
મણીમય મંડપ નવલો રચાવો — સુરજ ૨
મીઠાં મઘમઘતા ફુલડાં વેરાવો રે,
અક્ષત રંગી કુમકુમના પથરાવો.— સુરજ. ૩
સાથીઆ ગુલાલના ચિતરાવો રે,
અબીલના મંડળ માંહી પુરાવો — સુરજ. ૪
ચાંદની ચંદરવા ઝગ ઝગતા રે,
લટકાવો કેવડીઆ મઘમઘતા.— સુરજ. ૫
વૈદિક વેદી અનુપમ બનાવો રે;
બ્રહ્માવિદ બ્રાહ્મણને બોલાવો.— સુરજ ૬
સપ્તપદી સુરવધને ત્યાં વદાવો રે,
પ્રતિજ્ઞા, અગ્નિ સાનિધ્ય કરાવો.— સુરજ ૭
અલૌકિક લગ્નની ગાંઠ બંધાવો રે;
અલૌકિક પ્રેમના પન્થે ચડાવો.— સુરજ ૮
અક્ષય પ્રેમ વરવધુનો વધાવો રે.
દ્વૈતમાં અદ્વૈત પ્રેમ સધાવો.— સુરજ ૯

અમદાવાદ

# फूलवाडी.

## વિલાયતનાં રોજીંદાં વર્તમાનપત્રો.

લેખક—એક "ખરડાઘાકર."

વિલાયતમાં વર્તમાનપત્ર કાઢવું, એટલે તે લાભદાયી થશે કે નહીં એનો પ્રથમ વિચાર કરવો પડે છે. એ પ્રશ્નની વ્યાપારી દૃષ્ટિથી તપાસણી કરવામાં આવે છે અને જો તેમાં ફાયદો થશે એવું ચાલકોને જણાય છે તોજ તેઓ એમાં હાથ નાખે છે, વર્તમાનપત્ર કાઢવું, એ ત્યાં એક ઘણોજ ફાયદાકારક વેપાર થઈ પડેલો છે અને ઘણા લોકો એમાં શ્રીમંત થએલા છે.

એ વેપાર પોંછ્યા ત્યાં શરૂઆતમાં પૈસો પણ ઘણો ખર્ચ કરવો પડે છે. રોજીંદા છાપાનો અંક કાઢવા માટે દરરોજ ૧૦૦૦) પૌંડથી વધારે ખર્ચ આવે છે. ઓછામાં ઓછા ૧,૦૦,૦૦૦ પૌંડથી તે ૨,૫૦,૦૦૦ પૌંડ સુધી ખર્ચ કરવા તૈયાર થયા વગર ત્યાં રોજીંદુ પત્ર ચાલશે એવી આશા જ રાખવી નહીં. બંધ થએલાં 'ટ્રીબ્યુન' છાપાના માલેકે તેમાં ૨,૦૦,૦૦૦ પૌંડ મૂકી રાકી હતી. પ્રસિદ્ધ 'ડેલી મેલ'ના ચાલકોએ તો એ રોજીંદા છાપા માટે એથી પણ વધારે મૂકી રાખી છે.

પત્ર કાઢવું એવું નક્કી થયું કે, વિલાયતમાં દરેક શહેરમાં અને પરદેશમાં સારાં સારા ઠેકાણાંઓએ ભરૂંસેદાર બાતમીદારો મેળવવા તજવીજ કરવી પડે છે. તે સાથેજ રોઇટર અગર સેંટ્રલ ન્યુઝ એજન્સી જેઓ ખબરો પુરી પાડનારી મંડળીઓ છે, તેઓ સાથે ખબરો પુરી પાડવા માટે કરાર કરવા પડે છે. કેટલાક માલેકો તો આપણને બીજા છાપાંઓથી અગાઉ ખબર મળવી જોઇએ તેથી વિલાયતમાં પોતાની ખાનગીના તારો નાખે છે. ન્યુફૌંડલેંડ અને સ્કૅંડીનેવીઆ દેશોમાં એકરોનાં એકરો જંગલો કાગળની સામગ્રી માટે ખરીદ કરવાં પડે છે. પત્રના લેખકવર્ગ માટે તથા ઑફિસ ચલાવવા માટે વાકેફગાર માણસો શોધી કાઢવા પડે છે. છેવટમાં પત્રના આકાર, ધોરણ, ટાઇપ, વગેરે કિંયા રાખવા, એ નક્કી કરવામાં આવે છે.

એટલી વ્યવસ્થા થઇ કે તાલીમ શરૂ થાય છે. રીપોર્ટર્સ, ખાસ ખબરપત્રીઓ, રોઇટર એજન્સી તરફથી બાતમીઓ એક સરખી આખો દિવસ આવવી શરૂ થાય છે. મદદનિશ અધિપતિ કઇ બાતમીને કેટલું વજન આપવું, કઇ નિરૂપયોગી છે, એની તપાસ કરી મોકલનાર તરફ તે તપાસેલી યોગ્ય બાતમી મોકલી આપે છે. છાપું દરરોજ સંચા ઉપર આવી છપાઇને તૈયાર થાય છે, છતાં કોઇ પણ અંક પ્રસિદ્ધ થયો એટલે બધું કામ પુરૂં થયું ગણાતું નથી. માલેકો દરરોજ અંક કાળજીથી તપાસી જુએ છે અને તેમાં ક્યાં ક્યાં ભુલો થાય છે, ક્યાં ફેરબદલ કરવું જોઇએ, વાંચકવર્ગને પત્રના ક્યા ભાગો આકર્ષક થશે, ક્યાં કઇ બાબત નિરૂપયોગી લાગશે, એની ઑફિસમાં ઉહાપોહ કરવામાં આવે છે. એવી

રીતે દરરોજ નમૂનાના ખાનગી અંક કાઢી, કેટલાક મહિના તેનું કામ બરોબર ચાલ્યા બાદ હવે કયા ભુલ જોવામાં નથી આવતી, ઑફિસમાંના માણસો, લેખકવર્ગ સર્વે પોતપોતાનાં કામો બરાબર કરે છે કે નહીં, એકંદરે સર્વ રીતે કામકાજ બરોબર ચાલે છે અને ગાડું સારી રીતે ચાલે છે એવું દેખાઈ આવ્યા પછી જ અંક પ્રસિદ્ધ કરવાની શરૂવાત કરવામાં આવે છે. પહેલો કલ્પેલો અંક અને પહેલો પ્રસિદ્ધ થએલો અંક એમાં કેટલો બધો તફાવત હોય છે, તે એ વખતે ખાસ તપાસવામાં આવે છે.

પ્રસિદ્ધ 'ડેલી મેલ' પત્ર એવીજ રીતે સ્થાપન થયું હતું. એ પત્રના આરંભમાં મૂડી ૩,૦૦,૦૦૦ પૌંડ હતી. એના ઉત્પાદક ઑલ્ફ્રેડ હાર્મસ્વર્થ, જે પાછળથી લૉર્ડ નાર્થક્લિફ થયા, તેઓ ઇ. ૧૮૯૪ માં તેઓના મગજમાં એક નમૂનેદાર પત્ર થોડા વખતમાં વાંચી શકાય એવી મહત્વની બાતમીઓથી ભરપૂર, જેઓને વધારે ફુરસદ નથી મળતી એવા કામવાળા અને વેપારી લોકો માટે કાઢવું એવી કલ્પના સ્ફુરી હતી. ત્યારબાદ તેઓએ વાકેફગાર લેખકવર્ગની મેળવણી કરી, ન્યૂયાર્ક અને પારિસ શહેરોમાં ઑફિસો ખોલી, અને ઠેકાણે ઠેકાણે ખાસ બાતમીદાર નીમ્યા. ૧૮૮૫ માં ડેલી મેલ માટે પહેલવહેલી સ્વતંત્ર ઇમારત બાંધવામાં આવી.

'ડેલી મેલ'નો પહેલો અંક તા. ૪ થી મે ૧૮૯૬ ના દિવસે પ્રસિદ્ધ થયો તો પણ ૧૫ મી ફેબ્રુઆરીથી ચાલક તેના નમૂનાનો અંક દરરોજ નિયમિત રીતે કાઢતા હતા. એવી રીતે ખર્ચ કેટલો થયો હશે તેનો વાંચકોએ સહજ વિચાર કરી શકશે. બાતમીદારો દરરોજ પોતપોતાનાં કામ કરતા હતા. પણ જાણે કે પત્ર દરરોજ પ્રસિદ્ધજ થાય છે, એવી રીતે સર્વેને કામ કરવું પડતું હતું અને તે હિસાબે માલેકોને ખર્ચ પણ કરવો પડતો. 'ડેલી મેલ'નો પહેલો અંક વેચાણ થયા અગાઉનો ખર્ચ ૪૦,૦૦૦ પૌંડ થયો. ચાલકોનો અંદાજ દરરોજ ૫૦,૦૦૦ નકલો ખપશે, એવો હતો અને તે હિસાબે તેઓએ યંત્ર સામગ્રીની વ્યવસ્થા કરી હતી. પણ પહેલાજ અંકની એકદમ ૩,૯૭,૧૨૫ નકલો વેચાઇ ગઇ। પહેલા મહિનામાં સરાસરી ૧,૭૧,૧૨૧ નકલો દરરોજ ખપતી હતી. એટલા મોટા વેચાણને પહોંચી વળવા માટે માલેકોને બીજા એક પત્રવાળા પાસેથી તથા બે મોટાં છાપખાનાંવાળાઓ પાસેથી યંત્રો ભાડે લેવાં પડયાં. ઑગસ્ટ માસની આખરે પત્રની ૨,૨૨,૪૦૫ નકલો વેચાવા લાગી અને પ્રસિદ્ધ થયાના દિવસથી બે વર્ષ પછી ૩,૦૦,૦૦૦ ઉપર નકલો ખપવા લાગી. સન ૧૮૯૯ માં 'ડેલી મેલ'ની ૮,૦૦,૦૦૦ નકલો ખપતી હતી અને જુન ૧૯૦૩ માં ૮,૭૨,૦૦૦ નકલો વેચાતી. એટલી બધી નકલો ખપવાનાં મુખ્ય કારણો, ઢબ અને વ્યવસ્થા, તેમજ કામ આરોપવાની વિલક્ષણ પદ્ધતિ, સારો લેખક વર્ગ, પોતાના વાંચકોને તાજી બાતમી લાવી આપવાની સફાઈ, અને તે કામો પાછળ ખર્ચ તથા તકલીફ ઉઠાવવાની આતુરતા, એ હતાં. છેલ્લી બોઅર લડાઇ વખતે "ડેલી મેલ" પત્રમાં બધાં પત્રોથી વધારે અને ભરપૂર લડાઇની ખબરો મેળવવા માટે ચાલકોએ ડબ્લ્યુ. ડબ્લ્યુ સ્ટિવન્સનામક પ્રસિદ્ધ બાતમીદારને મોકલ્યો હતો. અને દક્ષિણ આફ્રિકામાં પોતાના પત્ર માટે ખાસ ખબરો મેળવવા માણસો રાખ્યા હતા. એથી લડાઇની નાની મોટી સઘળી ખબરો વાંચકોને "ડેલી મેલ" માં પ્રથમ મળતી તેજ વખતે 'ડેલી મેલ' લંડનથી

દૂરનાં પ્રાંતોમાં બીજા પત્રો કરતાં પ્રથમ મળે એટલા માટે લંડનથી માન્ચેસ્ટર સુધી દરરોજ એક "સ્પેશીઅલ–ખાસ આગગાડી" દર અઠવાડીએ બસો પૌંડથી વધારે ખર્ચીને દોડાવવામાં આવતી બોઅર લડાઇ વખતે "ડેલી મેલ" ની દરરોજની દશ લાખથી વધારે નકલો ખપતી. જે દિવસે મેફકિંગનો ઘેરો ઉઠયો એવી ખબર પ્રસિદ્ધ થઇ, તે દિવસે તો ૧૩,૦૦,૦૦૦ નકલો વેચાઇ હતી! તેમજ વિકટોરીઆ રાણી પરલોકવાસી થયાં, તેની ખબર જે દિવસે બહાર પડી તે દિવસે તો ૧૪,૮૪૦૦૦ નકલોનું વેચાણ થયું હતું!

એટલા સારા મોટા પ્રમાણ ઉપર જોકે વેચાણ હોય છે, છતાં 'ડેલી મેલ'ના ચાલકોને, આંખમાં તેલ નાખી, નકલોનું વેચાણ ઓછું ન થવા દેવા માટે ખબરદારી રાખવી પડે છે. એક દિવસે જો ઓછી નકલો વેચાઇ, તો તાબડતોબ તે સબંધી બારિક તપાસ કરી, તેનાં કારણો શોધી કાઢવામાં આવે છે. વિલાયતનાં એકાદ ખાસ પરગણામાંજ જો પત્રનો પ્રસાર ઓછો થવા લાગ્યો તો ત્યાં ખાસ માણસો મોકલી વધારે નકલોનું વેચાણ થવા માટે ખટપટ કરવી પડે છે. સંપાદકોને વાંચકોનાં મન હમેશાં ખુશ રાખી, તેઓનાં મન પોતાનુંજ પત્ર ખરીદ કરવા માટે કેવી રીતે વધુ ને વધુ ખેંચી શકાશે એનું રાત દિવસ ચિન્તન કરવું પડે છે. વાંચકોની મનવૃત્તિ કયાં રહે છે, કયા લેખો તેઓને ચિત્ત વેધક લાગે છે, કઇ ખબરો ફક્ત આપણુંજ પત્રમાં તેઓને વાંચવા મળશે, એ સંબધી તેઓને હમેશ ફીકર કરવી પડે છે. વિલાયતમાં એ સબંધમાં હરિફાઇ ઘણી હોવાથી એકાદ વર્તમાનપત્ર વાંચકોનાં મનમાંથી જો ઉતર્યું, તો તે બેસી ગયુંજ સમજવું! એક વખત જો નકલો ઓછી વેચાવા લાગી તો જાહેરાતવાળા પોતાની જાહેરાતો કાઢી લે છે; અને જાહેરાત ઉપર તો પેદાશનો મુખ્ય આધાર હોય છે. કોઇ પણ છાપાવાળાને અમુક નફો થાય છે તેનો ક્યાસ પત્રની નકલોનાં વેચાણ ઉપર ન રહેતાં જાહેરાતો ઉપરથી કઢાય છે અને તેથીજ ચાલકોને પત્ર એટલા સોંઘા ભાવે વેચવું પરવડે છે. "ડેલી મેલ" ની માત્ર જાહેરાતની પેદાશ વર્ષના આસરે ૫,૦૦,૦૦૦ પૌંડ છે. લોકોને પત્ર જોતાં રૂચ્યું તો જાહેરાતવાળા પોતાની જાહેરાતો તે પત્રમાં ન મોકલતાં બીજી તરફ મોકલવા લાગે છે અને પછી પત્ર દરરોજ છાપવાનું અસાધારણ ખરચ અને પેદાશ, એમનો મેળ ન મળવાથી ચાલકોને તે બંધ કરવું પડે છે. પરલોકવાસી મી. સ્ટેડે કાઢેલાં "ડેલી પેપર" અને "મેજોરિટી," એ પત્રો ઉપલાં કારણથીજ જલદી બંધ પડયાં હતાં.

વિલાયતમાં હાલમાં સવારમાં પ્રસિદ્ધ થનારા બધાં રોજીંદા વર્તમાનપત્રોમાં "ડેલી-મેલ" ની સૌથી વધારે નકલો ખપે છે, અને જનસમાજમાં તેનુંજ વજન વધારે છે. "મોર્નિંગ પોસ્ટ" "ટાઇમ્સ" વગેરે પત્રો સુશિક્ષિત અને રાજકીય વિષયમાં રસ લેનાર લોકોમાં વધારે ખપે છે. દરેક વર્તમાનપત્ર કોઇક પણ વિશિષ્ટ વર્ગના વાંચકો ઉપર પોતાની છાપ બેસાડે છે અને તે વર્ગમાંજ પોતાનું વજન રાખવા જીવતોડ મહેનત કરે છે. "ફાયનીસ રેકૉર્ડ ઍન્ડ સેંટ જેમ્સ ગૅઝેટ" માં શેર બજાર વિષે અને વ્યાપારી બાતમીઓ તેમજ ઘોડદોડની શરતો વિષે ઘણી બાતમીઓ હમેશ ભરોસાદાર તેમજ ભુલ વિનાની આવતી હોવાથી તે વેપારી વર્ગમાં તેમજ શરતોમાં જનારા લોકોમાં વિશેષ પસંદગી પામ્યું છે. તેમજ "વેસ્ટ મિન્સ્ટર ગૅઝેટ" માં સાહિત્ય વિષયક, ગંભીર અને કાળજીથી લખાયેલા લેખો વધારે આવતા હોવાથી, જેઓની પ્રવૃત્તિ ઉચ્ચ દરજ્જાના લેખો

વાંચવા તરફ હોય છે, તેવાજ લોકોને તે સારૂં લાગે છે. તેજ મુજબ "સ્ટૅંડર્ડ" ડેલી ટેલીગ્રાફ "ડેલી એક્સપ્રેસ" "ડેલી ક્રોનીકલ" "ડેલી ન્યુઝ ઍન્ડ લીડર" વગેરે પત્રોનો વાચક વર્ગ વિશિષ્ટ છે.

વાંચકો જે વિષે અધીરા થયા હશે તે વિષે પોતાના વાંચકોને સવિસ્તર ઉહાપોહ-વાળા અને જવાબદાર માણસોએ લખેલા લેખો હમેશાં મળે, એ વિષે વિલાયતનાં વર્ત-માનપત્રોના ચાલકો હમેશ ખબરદારી રાખે છે. રાજ્યના કોઇપણ ભાગમાં સાર્વજનિક પ્રશ્ન ઉભો થયો હોય તો તે સંબંધમાં નાની મોટી બાતમી મેળવી વાંચકોને તે અર્પણ કરવા માટે અધિકારયુક્ત લેખકોને પત્રના ખર્ચે ત્યાં મોકલી તેઓના હાથે પોતાના પત્રોમાં સાચે સાચી હકીકત પ્રસિદ્ધ કરાવે છે. આપણા તરફ જે વખતે અસ્વસ્થતા પ્રસરી, તે વખતે તે માટે જવાબદાર લેખ લખવા માટે "લંડન ટાઇમ્સે" સર વ્હૅલેંટાઇન શિરોલને ૧૯૦૭ માં હિંદુસ્તાનમાં મોકલ્યો હતો અને તે સંબંધી (Indian Unrest) એ મથાળા નીચે તે પત્રમાં તે ગૃહસ્થની લેખમાળા પ્રસિદ્ધ થતી હતી તે લેખમાળા પુસ્તકરૂપે પ્રસિદ્ધ છેજ. અને તેનું મરાઠીમાં કોલ્હાપુરનાં રા. બ. ડોંગરેએ ભાષાંતર કરેલું છે. (એજ લેખમાળામાં પોતાની વિરૂદ્ધમાં કરેલા કેટલાક વિધાનો બાબતમાં રા. રા. બળવ-તરાવ ટિળકે વિલાયતમાં સર શિરોલ સામે ફરિયાદ માંડેલી છે) તેનીજ રીતે વખતે "ડેલી ક્રોનીકલ" નાં તંત્રીએ મિ. રામસે મૅકડોનલ્ડ હિંદુસ્તાનમાં આવવા નીકળેલા તે વખતે તેમની સાથે ઠરાવ કરી તેઓને હાથે હિંદુસ્તાનની પરિસ્થિતિની બાબતમાં લેખમાળા પ્રસિદ્ધ કરી હતી. તે પણ લેખમાળા "The Awakening of India" હિંદુસ્તાનની જાગ્રતિ એ પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ છે. "મૅંચેસ્ટર ગાર્ડિઅને" પણ ઑક્ટોબર ૧૯૦૭ માં પોતાના ખાસ ખબર પત્રી નામે એચ. ડબલ્યુ. નેવીનસનને મોકલ્યો હતો તેનાં તે વખતના લખેલા લેખો સંકીર્ણ રૂપે "The New Spirit in India હિંદમાં નવો જુસ્સો" એ મથાળા નીચે પ્રસિદ્ધ થએલા છે. સાંપ્રત સમયના મહા યુદ્ધમાં પણ ઘણા વર્તમાન પત્રકારોએ પોતાના ખાસ બાતમીદાર મોકલેલા છે, જેઓમાં સી. એચ. પેરી અને ફિલિપ ગિબ્સ એ બે ઘણા સુપ્રસિદ્ધ છે. તેઓનાં હાલમાં વખતો વખત યુદ્ધ વિષયક પ્રસિદ્ધ થતાં વર્ણનો વાંચકોએ અવશ્ય વાંચવા જોગ હોય છે.

કોઇપણ ખબર જો સાર્વજનિક મહત્વની હોય, તો તે ગમે તેમ મેળવવા વિલાય-તનાં વર્તમાનપત્રકારોના ખબરપત્રીઓ તનતોડ મહેનત કરે છે. કેટલીક મહત્વની ખબરો વર્તમાનપત્રોને ન પહોંચે તો તે માટે ઘણો કડક બંદોબસ્ત કરવામાં આવે છે; છતાં કેટ-લીક ખબરો આ બાતમીદારોની કુશળતાથી ફુટે છે. સ્વર્ગસ્થ મી. ક્લૅડસ્ટને જે વખતે ઇંગ્લેંડના મુખ્ય પ્રધાનની જગાનું રાજીનામું આપ્યું તે વખતે તે બાતમી ગુપ્ત રાખવામાં આવી હતી તો પણ "પૉલમૉલ ગૅઝેટ" તે ફોડી નાંખી હતી. જે વખતે એ બાતમી પ્રસિદ્ધ થઇ, તે વખતે તે નિરાધાર છે, એવી બૂમ ચારે દિશામાં ઉઠાવવામાં આવી પરંતુ આખરે તે ખરી પડી એ સર્વવિદિત છે. એ બાતમી મેળવવા માટે "પોલમોલ ગેઝેટ" ને ૫૦૦) પૌંડ ખર્ચ કરવું પડ્યું હતું.

"ડેલીમેલ" પત્રના એડગર વૉલેસ નામના ખબરપત્રીએ ઘણી ચાલાકીથી એવીજ એક બાતમી પુરી પાડી હતી. બોઅર લડાઇની આખરે જે વખતે સુલેહની સરતો ચાલતી

હતી અને સુલેહ ક્યારે થાય છે, તે જાણવા માટે અંગ્રેજ લોકો ઘણા અધીરા થયા હતા. એ સુલેહની વાતચિત એલાનેમર્ગથી કેટલેક દૂર આવેલા એક ઠેકાણે ચાલતી હતી અને તે ઘણી ગુપ્ત રાખવામાં આવતી હતી. કોઈપણ ખબરપત્રીને ત્યાં જવાની મનાઈ હતી અને સેન્સૉરે કોઈપણ સંદેશો બાહરગામ ન જાય તે માટે ઘણો સખત બંદોબસ્ત રાખ્યો હતો. વૉલેસે પોતાના પત્રના સંપાદક સાથે સાંકેતિક ભાષા નક્કી કરી આ સાંકેતિક શબ્દો વ્યાપારી ભાષામાં જોડયા અને સાંકેતિક તારો પત્રના સરનામા ઉપર ન મોકલતા બીજે ઠેકાણે મોકલવાનું ઠરાવ્યું. તે સંકેત નીચે મુજબ હતો —

"રેડ ખાણના હજાર શેર્સ આપણા માટે વેચાતા લીધા છે' એવો તાર મળે કે સંપાદકે સુલેહ થઈ એમ સમજવું અને "રેડ ખાણના હજાર શેર્સ વેચી નાખ્યા" એવો તાર આવે ત્યારે સુલેહ નથી થઈ, એમ સમજવું. એ મુજબ સેન્સૉર ના જાણે તેમ બાતમી લઈ જવાની વૉલેસે વ્યવસ્થા કરી. એટલી બધી વ્યવસ્થા થઈ તો પણ બાતમી કેવી રીતે મેળવવી એના માટે તો પ્રશ્ન રહીજ. કર્મ ધર્મ સંયોગે વૉલેસે ત્યાંના બહારના પહેરેગીર સાથે સંધાન જોડયું. પહેરેગીર અંદરની વાતચીત પૂર્ણ રીતે જાણતો હતો એટલે તેણે વૉલેસને મદદ કરવું શક્ય હતું. એ બન્ને વચ્ચે એવી રીતે કરાર થયો હતો કે, જો સુલેહ નક્કી થઈ, એમાં જરા પણ સંશય ન હોય તો પહેરેગીરે સફેદ રૂમાલ દેખાડવો, જો સુલેહ મુલતવી રહી હોય તો લીલો રૂમાલ દેખાડવો અને જો સુલેહ થવાના ચિહ્નો ન જણાય તો લાલ રૂમાલ દેખાડવો. જ્યાં આ સુલેહની વાતચીત થતી હતી ત્યાંથી રેલ્વે લાઈન પાસે હતી. તેથી દરરોજ નિયમિત રીતે આગગાડીમાં વૉલેસ ત્યાં જતો અને પહેરેગીર તરફ જોતો બેસતો. એક દિવસે પહેરેગીર પોતાનું મોઢું સફેદ રૂમાલથી સાફ કરે છે એવું વૉલેસે આગગાડીમાંથી જોયું તે સાથે તાબડતોબ "રેડ ખાણના હજાર શેર્સ વેચાતા લીધા" એવો તાર તેણે કર્યો અને 'ડેલીમેલ'માં સુલેહ થઈ, એ ખબર બીજા પત્રો કરતાં બે દિવસ અગાઉ પ્રસિદ્ધ કરવામાં આવી. એવીજ રીતના બીજા ઘણા દાખલાઓ આપી શકાશે.

માજીન મહાયુદ્ધમાં પણ વર્તમાનપત્રકારોએ ઘણી મહત્વની કામગિરી બજાવી છે. લડાઈની શરૂઆતમાં ઇંગ્લેંડમાનું મંત્રિમંડળ લડાઈ માટે જોરથી પ્રયત્ન કરતું નથી, માટે ખાસ લડાઈ માટે એક જૂદું મંત્રિમંડળ નીમવું, એવી ચૂપ "ડેલી મેલ" જેવા આંદોલન પત્રે જ કરીને લોકમત પ્રક્ષુબ્ધ કર્યો હતો અને મી લૉઈડ જ્યોર્જને તે પત્રે આગળ આણ્યા હતા. ઇંગ્રેજ સૈન્યમાં દારૂગોળાની ઘણી ખોટી છે અને તે માટે લડાઈખાતાની ઑફિસે જબરી વ્યવસ્થા કરવી જોઈએ, એમ પણ વર્તમાનપત્રકારોએ જ બહાર પાડયું હતું અને તે માટે "મિનિસ્ટર ઑફ મ્યુનિશન્સ"નો હોદ્દો પાર્લમેન્ટને જુદો નીમવો પડયો હતો. "લંડન ટાઇમ્સ" ઉપર તો યુદ્ધક્ષેત્ર ઉપરના મેજર રીચર્ડસનનો પત્ર પ્રસિદ્ધ કરવા માટે તા. ૩૧ મે ૧૯૧૫ ના રોજે સમન્સ બજાવવામાં આવ્યો હતો પણ તે પાછળથી લૉર્ડ નૉર્થક્લીફની બાહોશીથી જ રદ કરવામાં આવ્યો હતો.

આપણા હિંદુસ્તાનનાં વર્તમાનપત્રકારોના ચાલકોમાં વાચકોને જોઈતી જાતની માહિતી આપવા સંબંધે આસ્થા ક્યારે પેદા થશે? વાંચકોને અમુક બાબતોની ખબરો મળે એવી

ઇચ્છા હોય છે અને તે મુજબ પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે, એ ઘણા વર્તમાન પત્રના ચાલકો જાણતા નથી. હિંદુસ્તાનનાં પત્રોમાં ઠેકઠેકાણે બનતા બનાવોની હકીકત ભેગી કરવાના સબંધમાં ઘણી અનાસ્થા દેખાઇ આવે છે. હિંદુસ્તાનમાંની ખબરો ભેગી કરી, વર્તમાનપત્રને પુરી પાડનારી સસ્થા Associated Press એ એક યુરોપિયન ગૃહસ્થે સ્થાપી છે અને તેના પ્રયત્નથી આપણને આપણા દેશની ખબરો મળે છે. આગળ એક બંગાળી ગૃહસ્થે એવી સસ્થા સ્થાપી હતી પણ તેને દેશી પત્રોએ યોગ્ય મદદ આપી નહતી એ કેટલી ખેદની વાત! અંતમાં આપણા દેશના પત્રોમાં ડીગ્નાડ જેવા સાહસિક માલિકો અને અધિપતિઓ તથ રિપોર્ટરો પેદા થાઓ, એજ ઇચ્છા!



## પત્નીનો એક આદર્શ.

યુવક પોતાની પત્ની તરીકે જે સ્ત્રીને પસંદ કરે તે 'સ્નેહાળ' અને સુશીલ હોવી જોઇએ. સ્નેહાળ એટલે નહીં કે તે તમારી સાથે આખો દિવસ સ્નેહના નખરા કર્યા કરે! એકલા મધુર શબ્દો અને આકર્ષક વર્તનથી પણ તે 'સ્નેહાળ' છે, એમ કહી શકાય નહિ. આજ્ઞાંકિતપણું, પ્રમાણિકપણું અને સરળતા તથા પતિ સંતાન, કુટુંબીજન અને કોઇપણ અજાણ્યા મનુષ્ય જેની સાથે તે સંસર્ગમાં આવે તેમને (નીતિની દૃષ્ટિએ) પ્રસન્ન કરવાની ઇચ્છા — આ સર્વ તેનો સ્નેહાળ અને સુશીલ સ્વભાવ સૂચવે છે. તે ઉપરાંત, ફક્ત પોતાનાજ સુખ અને એશ–આરામને જીંદગીનું મુખ્ય લક્ષ્યબિંદુ બનાવનાર પણ તે ના હોવી જોઇએ. આત્મત્યાગ અને સ્વાર્થ ત્યાગ સાથ તે મહાનાર હોવી જોઇએ. તે પવિત્ર અને સદ્ગુણી જોઇએ. યથાર્થજ કહેવાયું છે કે "હૃદય અને આત્માની પવિત્રતા મનુષ્યને ઉન્નત બનાવે છે." સ્ત્રીને માટે આ ઉમદા ગુણ કેટલો જરૂરનો અને ઉપયોગી છે? તે ખચીત તેને કીર્તિવંત બનાવે છે. તે સુવરૂપી સંજીવની અને ચતુરાઇથી વસ્ત્રો પહેરનારી ના હોય તો તેથી શું? પાવડર અને પોમેડ અને સુગંધીથી તે પોતાની જાતને ખોટા સ્વરૂપમાં મૂકીને અન્યને ઠગતી ના હોય તો તેથી પણ શું? તે ભલે બહારથી સાદી હોય પણ તેના હૃદયવૈભવથી તે જાહેર હોવી જોઇએ.

યુવકનું સુખ અને કલ્યાણ, તેના ગૃહની શાન્તિ અને આનંદ તેનાં સંતાનનું નૈતિક અને માનસિક શિક્ષણ, આર્થિક દૃષ્ટિથી તેના ખરચની વ્યવસ્થા, તેના ગૃહની અને તેમાં રહેતાં માણસોની પવિત્રતા નિયમિતતા અને સુઘડતા વગેરેમાં ખરૂં કહીએ તો પરિણિત જીંદગીને લગતી કોઈ પણ બાબતમાં, ફતેહ અથવા નિષ્ફળતા પત્ની ઉપર આધાર રાખે છે.

દરેક સુવ્યવસ્થિત ગૃહમાં સ્વચ્છતા, પુષ્કળ હવા, સુઘડતા અને શાન્તિની ઘણી આવશ્યકતા છે. મેલાં બારી–બારણાં, ગંધાતી હવા, ગંદું આંગણું, મસ્તીખોર છોકરાં, અને બકબકાટ કરતા નોકરો આ સર્વ દુનિયાના કોઈ પણ અતિ સુશોભિત ગૃહના સુખનો નાશ કરવાને પૂરતાં છે.

પત્નીએ પોતાની જીભપર કાબુ રાખવાનું પણ શીખવું જોઇએ. પોતાના પતિના સ્વભાવનું પૂર્ણ અવલોકન કરીને 'ક્યારે બોલવું' અને "શું બોલવું", એ યથાસ્થિત તેણે જાણવું જોઇએ અને સૌથી વધારે જરૂરનું તો એ છે કે 'ક્યારે ના બોલવું' એનું જ્ઞાન મેળવવું જોઇએ, કારણ કે કુટુંબની શાન્તિ ઘણે અંશે આ જાતની હોંશિયારી પર આધાર રાખે છે.

પતિ અને પત્નીએ યાદ રાખવું જોઇએ કે સાંસારિક સુખને માટે તેઓએ સાથે સાથે કામ કરવાનું છે. કોઈ પણ કાર્યમાં, મહેનતમાં, ખરચ કરવામાં, બચાવવામાં, વ્યવસ્થામાં, અને ગૃહને લગતી કોઇ પણ સ્થી સંતાન એવી બાબતમાં, હાથમાં હાથ મેળવીને, સાંસારિક સુખ પ્રાપ્ત કરવા માટે, તેઓએ જીવનમાં સાથે વહન કરવાનું છે.

(ઉમેદ ઉપાધ્યાય)

# प्रवास मंजरी.

## શ્રીનાથદ્વારાની યાત્રા.

લેખક રા. રા. પુનમચંદ કે શાહ; (બી. એ.)

આ વર્ષે શ્રાવણ મહિનામાં શ્રીકૃષ્ણ પરમાત્માની પરમ કૃપાથી હમને સુપ્રસિદ્ધ મેવાડ રાજ્યમાં આવેલા શ્રીનાથદ્વારા નામના પવિત્ર ધામોની યાત્રાએ જવાનો લાભ મળ્યો હતો. જન્માષ્ટમીના પ્રસંગે નિશાળમાં રજા હતી અને તે ઉપરાંત ૧૦ દિવસની વધુ રજા માગી મંજુરી મારે દરબાર તરફથી મંજુર થઈ હતી એટલે તે ધામમાં ૨૦ દિવસ સુધી મુકામ રાખવાની પણ હમને સારી સગવડ મળી હતી.

**૧ ઉપોદ્ઘાત.**

આ પ્રમાણે તા. ૨૮ મી જુલાઈ ૧૯૧૭ ને રોજ હમે દેવાસથી નીકળ્યા. 'દેવાસ" શહેર ઇન્દોરની પૂર્વે તથા ઉજ્જનની દક્ષિણે લગભગ સરખે અંતરે (૨૭ માઈલ) આવેલું છે, એટલે સાંથી ઇન્દોર તથા ઉજ્જન જવાની એક સરખી સગવડ છે, પરંતુ નાથદ્વારા જવા માટે આગગાડીની સગવડ ઇન્દોરથી વધારે સારી હોવાથી હમે ઇન્દોર જ જવાનું નક્કી કર્યું. હવે, દેવાસથી ઇન્દોર જવા સારૂ ગ્વાલિયર રાજ્યની મોટરની સારી સગવડ છે. તે દેવાસથી બપોરના ૧૧-૧૫ વાગે નીકળી ઇન્દોર ૨-૩૦ વાગે પહોંચે છે. રતલામ જવાની ગાડી ઇન્દોર ૩॥ વાગે આવતી હોવાથી મોટરમાં જવાની પુરેપુરી સગવડ હતી પરંતુ સાથેનો સામાનનો ભાર વધારે હોવાથી હમે સર્વ એક વડોદરા ફેશનના સ્વતંત્ર ટાંગામાં ૧૧ વાગે નીકળી ધીમે ધીમે રેલગાડીના વખતસર ઇન્દોર આવી પહોંચ્યા.

**૨ દેવાસથી ઇન્દોર.**

ઇન્દોર સ્ટેશન રજપુતાના-માળવા લાઇન પર આવેલું છે. ત્યાંથી નાથદ્વારા જવા સારૂ અજમેર તરફ જતી ગાડી ઠેઠ ચિત્તોડગઢ સુધી બદલવી પડતી નથી. હમે ટીકીટ લેવા ગયા ત્યારે હમને વધારાનો દર આપવાનો પહેલોજ પ્રસંગ આવ્યો. યૂરોપખંડમાં ચાલતી ભયંકર લડાઇની અસર સાધારણ તીર્થયાત્રાપર થવા લાગી તે નવાઈ જેવું માલુમ પડયું. રતલામ આગળ દેશથી આવનારા સગાંવહાલાંનો મળવાના હતાં એટલે રતલામ સુધીનીજ ટીકીટ લીધી, અને તેમાં દર ટીકીટે બારમો ત્રણ આનાનો વધારો આપવો પડયો. આ રીતે ટીકીટનો દર લગભગ સવાયો થયો હશે એમ જણાયું. ગાડીમાં સાધારણ રીતે ભીડ વધી હતી પરંતુ હમે તો સગવડથી બેઠા હતા. ફતેહાબાદ સ્ટેશન આગળથી ઉજ્જેન જવાની બીજી ગાડી મળતી હોવાથી હમારી ગાડીમાં ભીડ ઓછી થઇ અને પરિણામે હમને વધારે સગવડ મળી. વરસાદ આ વર્ષે ઘણોજ વધારે પડયો હતો એટલે સર્વત્ર લીલોતરી દેખાતી હતી તેમજ નદીનાળાં પણ ભરપૂર હતાં. ટાંગાના "ઠચુક ઠચુક" કરતા ધમકારા પછી ગાદીમાં રેલગાડીમાં બેઠા અને પછી સંધ્યામળનો સમય થયો તથા ભીડ ઓછી થઇ રસ્તામાં ચારે બાજુએ રમણીય લીલોતરી નજરે પડી એટલે ફતેહાબાદથી રતલામ સુધીમાં

**૩. ઇન્દોરથી રતલામ**

તો હમને અપૂર્વ આનંદ મળ્યો. આ નૈસર્ગિક આનંદમાં રતલામ આગળ સ્નેહીઓના આગમને ઘણોજ ઉમેરો કર્યો.

**૪ રતલામથી ચિતોડગઢ.**

અત્રે ગાડી બદલવાની નહોતી, પરંતુ રતલામ મોટું જંકશન એટલે મુંબાઈ-વડોદરા તરફથી તેમજ મથુરા-કોટા-નાગદા તરફથી એ પ્રમાણે બન્ને દિશાઓ તરફથી મોટી લાઇનની આવતી ગાડીની વાટ જોઈ તેમાંના અજમેર તરફના ઉતારુઓ લેવા સારૂ હમારી ગાડી લગભગ બે કલાક રતલામ ઉભી રહી. હમારે રતલામથી ટીકીટ લેવાની હતી એટલે થોડો ઘણો વખત તેમાં ગયો. ટીકીટ માસ્તર સાહેબ બરાબર વખતેજ કચેરી પર આવી પહોંચ્યા એટલે હમને ટીકીટ ઑફીસ પાસે બરાબર એક કલાક તપશ્ચર્યા કરવાની જરૂર પડી. વળી હમારા ડબ્બામાં કેદીઓ આવવાથી તેમને માટે જગા ખાલી કરવી પડી એટલે હમે સર્વ એન્જીન પાસે એકત્ર બેઠા. ડબા બદલવામાં મજુરી ઘણીજ આપવી પડી તે કહેવાની અત્રે જરૂર નથી. કારણકે રતલામ જંકશન આણંદ જંકશનનું બેહું છે, એટલે રેલવે ગાઇડમાં જોઈ એમ સ્પષ્ટ લખેલું છે કે પ્લૅટફૉર્મ પરથી બહાર લેઈ જવા સારૂ સાધારણ દાગીના દીઠ બે પૈસા આપવા તોપણ અત્રે તો મ્હોં માગી મજુરીજ આપવી પડે છે. વળી ટીકીટ માસ્તર સાહેબની સ્વારી બરાબર વખતસર આવી પહોંચવાથી ટીકીટ મળતાં મુશ્કેલી નડી. ખરૂં જોતા હમને ટીકીટ મળતજ નહીં અને આખી રાત રતલામ પડી રહેવું પડત, પરંતુ હમે જે મજુરને "મહો માગ્યા' પૈસા આપ્યા હતા, તેની હમારા ઉપર કૃપા થઈ એટલે ત્યાં આગળ ઉભેલા સિપાઇને બે આના ઇનામ આપતાં હમને ટીકીટ મળી. અત્રે પણ નવેલા દરનો અનુભવ થયો. ગાડી રતલામથી આગળ ચાલી. રાત્રિને લીધે સૃષ્ટિ નિરીક્ષણનો લાભ મળ્યો નહિ. પરંતુ સ્વજાતીય સંબંધીના સંમેલનને લીધે ઘણો ખરો વખત આનંદી વાર્તાલાપમાં ગયો. એકજ ખાનામાં હમે દશેક જણ બેઠાં હતાં. એટલે ઉંઘવાની સવડ નહોતીજ છતાં ગમે તેમ કરી વારાફરતી ઉંઘ કાઢી. બેઠકની નીચે એક જણને, તેની વચ્ચેના ભાગમાં બીજાને અને ઉપર એક એક બબ્બેને એ પ્રમાણે ઉંઘવાની સવડ મળી. બે ચાર જણને પહેરો ભરવો પડતોજ હતો, એ કહેવાની જરૂર નથી. રાત્રિ હોવાને લીધે કોઈપણ સ્ટેશનપર ઉતારૂ વધારે હતાજ નહિ, તેમપિ હમે તો એન્જીનની ઠેઠ પાસે બેઠા હતા એટલે ત્યાં સુધી આવવાની કોઈ તસ્દી લે નહિ એ નિર્વિવાદ હતું.

આ પ્રમાણે હમે બ્હાણું વાગે ચિતોડગઢ આવ્યા. ત્યાં આગળ ગાડી બદલવાની હતી.

**૫. ચિતોડગઢથી માવલી.**

ત્યાંથી નીકળતી મેવાડ રાજ્યની દેખરેખ નીચે કામ કરતી ઉદેપુર-ચિતોડગઢ રેલવેમાં બેસી 'માવલી' સ્ટેશન સુધી જવાનું હતું. અજમેર જવાની ગાડી ઉપરથી ઉતરી હમારે બીજી ગાડીમાં બેસવા સારૂ વડોદરા સ્ટેશનની પેઠે દાદરો ચઢી ઉતરવાનો હતો. અહીંઆં પણ મજુર લોકોનો ત્રાસ હતો. ખાસ જોવાનું એ હતું કે—બી. બી. એન્ડ સી. આઈ. રેલવે પર સાધારણ દાગીના દીઠ બે પૈસાની મજુરીનો ધારો છે. પરંતુ ચિતોડગઢ, ઉદેપુર-ચિતોડગઢનું પ્રથમ સ્ટેશન હોવાથી ત્યાં મજુરે હમને તે રેલ્વેનો ધારો બતાવ્યો અને કહ્યું કે 'દીઠ એક આનો પડશે. હમારા સાથી એક મુંબાઇવાસીને આ ભય જેવું જણાયું ને "રૂપ" જેવા માંગતાં મજુરે સ્ટેશનપરથી તે રેલવેના અધિકારીની સહીનો છપેલો

નિયમ બતાવ્યો. પરંતુ મુંબાઇવાસીના રોફને લીધે હમારે ચોકામાં પત્યું. બીજી નવાઇ જેવી વાત એ હતી કે જોકે ઉદેપુર જવાની ગાડી અર્ધા કલાક પછીજ નીકળવાની હતી તેમજ પ્લૅટફૉર્મની તે બાજુપર બીજી ગાડી તે સમય દરમ્યાન આવવાની નહોતી તોપણ સિપાઇ મહારાજે સર્વે ઉતારૂને દરવાજા બહાર કાઢી મૂક્યા એટલુંજ નહિ પરંતુ પાંચ મિનિટ પછી તેમાંથી "ભાગ્યશાળી" થોડાને ધીમે ધીમે અંદર લેવા માંડયા. હમારે તો મુંબાઇવાસીની કૃપાથી દરવાજા બહાર જવું પડયું નહિ. આવોજ પ્રસંગ એક વખત હમને વડોદરા સ્ટેશન પર આવ્યો હતો. પરંતુ હકીકત સમજાવવાથી હમને પ્લૅટફૉર્મની અંદર બેસવા દેવામાં આવ્યા હતા. પછી અજમેરથી ગાડી આવી; તેમાંના ઉતારૂઓ લેઇ હમારી ગાડી ઉપડી. તેની ગતિ ઉપરથી હમને ડભોઇની ગાડી યાદ આવી. ચાર પાંચ સ્ટેશન ગયા પછી માવલી સ્ટેશન આવ્યું, ત્યાં હમે ઉતરી પડયા.

૬. માવલીથી નાથદ્વારા.

અહીંથી નાથદ્વારા ૧૭ માઇલ છે. બે માઇલ સુધી કાચો રસ્તો છે અને પછી પાકી સડક છે. વચ્ચે એક ગામ છે. ત્યાંના લોકો ગાડીઓ લાવે છે તેમાં બેસીને જવાનું હોય છે. હમારા સાથી ભાગ્યવાન્ મુંબાઇવાસીએ ઘોડાગાડી પસંદ કરી, અને હમારાથી ઘોડાગાડીમાં જવાનું ના પરવડવાથી હમે તે સાથીની રજા લીધી. અહીં નવાં કપડાં વગેરે ઉપર લાગ્ છે તે માટે દરેક ઉતારૂને પોતાનાં પોટલાં, ટ્રંક, પેટી વગેરે ઉઘાડીને બતાવવું પડે છે. આ રીતે ઉદેપુરના મહારાણાને બાગેજ ભારે ઉપજ થતી હશે, પરંતુ યાત્રાળુઓને તો ઘણોજ ત્રાસ વેઠવો પડે છે. ભાવિક વૈષ્ણવોએ આ બાબત મહારાણા સાહેબને વિનંતી કરી અને ઘણી સહીઓવાળી અરજીઓ પણ મોકલી છે, પરંતુ તેમનું કાંઇ પરિણામ આવ્યું નથી. અત્રે જણાવવું જોઇએ કે નાથદ્વારા સંસ્થાન પર મહારાણા સાહેબે ઘણી કૃપા દર્શાવી છે, અને તેમાંથી નજરાણું ન લેતાં પોતે યથાશક્તિ ધર્માદા કરે છે તેમજ દવાખાનું વગેરે સંસ્થાઓ રાજ્યના ખર્ચે રાખ્યા છે. હમે એક બળદ ગાડી પસંદ કરી ભાડું નક્કી કર્યું અને બે આના ગાડી વેરો પણ આપ્યો. બળદ ઘણા સારા હતા એટલે હમે ઝપાટાબંધ ચાલ્યા, પરંતુ ગામ આવ્યું એટલે ગાડીવાળાએ તેમને ઘેર મોકલી, બીજા બે બળદ જોડયા. તે એવા તો સ્થૂળ હતા કે ઘણાજ ધીમેથી ચાલતા. પરન્તુ ગાડીવાળા પર "સોદાભંગ" (breach of contract)ની ફરિયાદ કરવા હમારી પાસે સાધન નહોતું એટલે લાચારીથી સહન કરવું પડયું. સાતમા માઇલ આગળ એક વાવ આવી. ત્યાં હમે પ્રાતર્વિધિ (દંતધાવન, શૌચ, સ્નાન વગેરે) કરી આગળ ચાલ્યા, રસ્તો ઘણો સખત હતો અને ચારે બાજુએ ડુંગરા હતા એટલે કુદરત ભયંકર લાગતી હતી. તેમ વળી હમારી ગાડીની ગતિ ઘણીજ ધીમી, તેમજ તાપનો વખત એટલે હમને ઘણોજ ત્રાસ પડયો અને એવી રીતે સંધ્યાસમયે હમે નાથદ્વારા પહોંચ્યા.

૭. નાથદ્વારામાં વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરો.

નાથદ્વારામાં પહોંચ્યા પછી મુકામની સગવડ કરવાની હતી. હમારા દેશના યાત્રાળુઓ ઘણું કરીને શ્રીમદ્દ્વારકાધીશના મંદિરની ઓરડીઓમાં ઉતરતા હતા એટલે હમે પણ એક ઓરડી ખાલી કરાવી તેમાં રહ્યા. શ્રી નાથદ્વારાની ગાદીના ટીકાયત ગોસ્વામી શ્રીગોવર્ધનલાલજી મહારાજ કાંકરોલીવાળા મહારાજ, બાળકૃષ્ણજીના પુત્ર લીધા

ઓછેવો થઇ જાય-એવું આપણે કહેવા માગતા નથી; તેમ થવું મુશ્કેલ છે. પરંતુ હાલથી જો જોશભેર ચર્ચા નહીં ચલાવીશું તો ૨૫–૫૦ વરસ સુધી એજ મુદ્દા આગળ ધરવામાં આવશે. મ્યુનિસિપાલિટિઓએ, લોકલ બોર્ડોએ, અને પ્રોવિન્શ્યલ અને ઇમ્પિરિયલ લેજિસ્લેટિવ કાઉન્સિલોએ કેળવણીનો વધારો કરવામાં પુષ્કળ પૈસા સરકાર પાસેથી અપાવવા પોતાની પવિત્ર ફરજ સમજવી જોઇએ.

પ્રજાનો અવાજ સરકાર ધીમે ધીમે વધારે સાંભળતી જાય છે અને પ્રજા તરફના પ્રતિનિધિઓનું પણ તરત દરેક સંસ્થામાં અગ્ર થતું જાય છે અને વધારે અગ્ર થવા સંભવ છે. માટે દેશના અગ્રેસરોએ સર્વે ચર્ચામાં કેળવણીનો વિષય આગળ પાડવો અને તેમાં સરકારનો તેમજ પ્રજાનો વધતામાં વધતો ફાળો આપવા–અપાવવા પોતાની ફરજ સમજવી. પહેલી પરિષદના સુકાનીઓએ અને પ્રમુખે પોતાના ભાષણોમાં આંકડાઓ તથા મુદ્દાઓ ઘણી બાહોશીથી બતાવ્યા છે માટે તે આંકડા અને તે વિચારો ફરીને આ સ્થળે મારા ભાષણમાં રજુ કરી, તમારો વખત લેવા માગતો નથી.

આપણા સારા નસીબે મુંબાઇની પ્રોવિન્શ્યલ લેજિસ્લેટિવ કાઉન્સિલે આખા હિંદુસ્તાનને એક ઉત્તમ પાઠ શીખવ્યો છે; અને તેનું માન આપણા બધુ ઓનરેબલ મિ. પટેલને ઘટે છે; અને પોતાનું બિલ પસાર કરાવવામાં જે શ્રમ અને બાહોશી તેમણે વાપર્યાં છે તેને માટે તેમને ધન્યવાદ આપવાની આપણી ફરજ છે. નામદાર સરકારે પણ તે બિલની અગત્ય સ્વીકારી તેને ટેકો આપ્યો છે માટે સરકારનો પણ આભાર માનવો જોઇએ. એ બિલ આપણી કેળવણીને આગળ વધારવાનું પહેલું પગથીયું છે. હવે મ્યુનિસિપાલિટિઓ અને લોકલ બોર્ડો કેવી રીતે તેનો લાભ લે છે તે આપણે તપાસવા આતુર થઇશું. આ શહેરની મ્યુનિસિપાલિટિએ પોતાના શહેરની મ્યુનિસિપલ નિશાળોની કેળવણી મફત કરવાનો પહેલો ઠરાવ કીધો છે એ સંતોષની વાત છે અને તેનું પગલું વખાણને પાત્ર છે. આશા છે કે બીજી મ્યુનિસિપાલિટિઓ પણ પોતાની સ્થિતિ તપાસી કેળવણી આગળ વધે તેમ કરશે.

ગૃહસ્થો, આપણે બધો આધાર સરકાર પર રાખી શકીએ નહી. સરકારને જાગ્રત કરવાનું કામ પ્રજાના અગ્રેસરો કર્યા જશે અને એ સવાલ હંમેશાં ગરમાગરમ સરકાર હજુર આગળને આગળ રાખશે, અને જેટલો વધુ ફાળો કેળવણી વધારવામાં જોઇશે, તેટલો માગશે. પણ સરકારથી બધું બની શકે નહી માટે શું આપણે બીજી રીતે બાકીના પૈસા ઉભા નહીં કરી શકીએ? સરકાર નાણાં ફાજલ પાડે ત્યાં સુધી શું આપણે બેસી રહેવું? આપણો દેશ ગરીબ છે. તેની સરાસરી આવક માત્ર ત્રીસ રૂપરડી છે એટલે નિર્ધનતામાં આપણો નંબર પહેલો છે. પણ તે છતાં આપણી પ્રજામાં ઘણા સદ્ગુણો અસલના મુનિઓ, ઋષિઓના પુણ્યથી આપણા ધર્મના બોધથી અને પરમેશ્વરની કૃપાથી આવેલા છે. આપણું આત્મિક બળ બીજા દેશો કરતાં વધારે મજબુત છે. આપણો દેશ કરકસરીઓ છે. માટે જે આસ્થાથી આપણે હિંદીઓ કરોડો રૂપીઆ ધર્માદામાં ખરચીએ છીએ, મંદિરો, તીર્થો, મસજીદો, અને આતશબહેરામો બંધાવી લાખો રૂપીઆ કાઢી આપીએ છીએ, બ્રાહ્મણો, સાધુ સંન્યાસીઓ, મોબેદો, દસ્તુરોને તથા મુલ્લાં ફકીરોને જમાડી અનદાન વસ્ત્રદાન કરીએ

છીએ, એ સર્વે તેના પ્રમાણમાં ઠીક છે. પણ તે આત્મિક બળ ખીલવીને જે સર્વમાં ઉત્તમદાન-વિદ્યાદાન તે આપણે કરતા નથી. માટે આગેવાન ગૃહસ્થો તેમજ સર્વે સન્નારીઓ, તમારા ખરા પરસેવાનો પૈસો થોડે યા ઘણે દરજ્જે વિદ્યાદાનમાં વાપરવા જરૂર છે. કોઇ ન્યાતના વરાઓ, લગ્નના ખર્ચો ઓછા કરીને દારૂનિષેધક મંડળીઓ સ્થાપીને જે કરોડો પૈસા પાણીમાં ચાલ્યા જાય છે તે જો વિદ્યાનો પ્રસાર કરવામાં વાપરીએ તો હિંદ દેશ કેટલો બધો આબાદ થાય ? મારી પોતાની પારસી કોમ કેળવાયલી ગણાવાનો દાવો કરે છે, પરંતુ અદ્યાપિ સુધી જે કેટલાક ખોટા રિવાજો જડ ઘાલી બેઠા છે અને જે મહેકમારો ( ઓચ્છવની ન્યાતો ) પાછળ આ ન્હાની કોમમાં લાખો રૂપીઆનાં ફંડો પડેલાં છે તેનો ઉપયોગ કેળવણીમાં કરતા નથી. કરે તો કોમની આર્થિક ને નૈતિક સ્થિતિમાં કેવો સુધારો વધારો થાય ? ભરૂચ શહેરના પારસીઓની ૨૨૦૦ માણસની ટુંક વસતિમાં એવા ફંડોનો ભંડોળ રૂપીઆ સવાથી દોઢ લાખનો છે કેળવણી મોંઘી થતી જાય છે. ખર્ચ વધે છે છતા આ ફંડો એવાં બીનજરૂરી કામમા વાપરવામાં કોમને તેમજ દેશને ગેરલાભ છે એજ ટીકા હિંદુ ભાઇઓ તથા મુસલમાન બીરાદરોને પણ લાગુ પડે છે. તે પૈસા ધીરે ધીરે કરકસર કરીને જરૂર કેળવણીમા વપરાવા જોઇએ અને તે ઉપરાત આખા દેશમાં National Educational Fund "રાષ્ટ્રીય કેળવણી ફંડ" સ્થાપવું જોઇએ. તેમાં ગરીબ માણસ પણ પોતાનો ફાળો એક પૈસાનો પણ આપે તે પણ સ્વીકારી એ ફંડ ગન્જાવર સંગીન કરવુ જોઇએ અને તે ફંડ પ્રાથમિક કેળવણી વધારવાના કામમાંજ વાપરવું જોઇએ હાલમાં હિંદુસ્તાનની વસતિનો ૧૦ ટકા જેટલો ભાગ ભણેલો છે તેના ખરચ માટે આપણને વળખાં મારવા પડે છે તો આપણે તમામ આખા દેશને કેળવવામાં અને તેની સાથે સાથે માધ્યમિક કેળવણી, ઉંચી કેળવણી, હુનર ઉદ્યોગની શાળાઓ, વૈદ્યકની પાઠશાળાઓ વગેરેમા આપણને દર વર્ષે કરોડો રૂપીઆ જોઇશે તે ગંજાવર બોજો ઉપાડવામાં હિમતથી કામ લેવાની જરૂર છે

## મ્યુનિસિપાલિટિઓ અને ડિસ્ટ્રિક્ટ બોર્ડોએ નાણાં કર નાંખી ઉભાં કરવાં જોઇએ.

મ્યુનિસિપાલિટિઓએ કેળવણીનો કર પોતાની હદમા નાંખીને તે કરમાંથી નિશાળો વધારીને મફત કેળવણી આપવી. ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડોની હાલત વધારે કઢંગી છે, કારણ કે ઉપજ નક્કી થઇ ચૂકી છે. તેમા વધારો થઇ શકતો નથી અને તેના હિસ્સા પ્રમાણે ખર્ચ ક્યા અને કેટલા પ્રમાણમા કરવો તે વિષે આપણે હમણાથી બંધાઇ ગયા છીએ તે કાયદો સુધરે નહીં અને આપણે વધુ કર કેળવણીનો ખર્ચ ઉપાડવા નાખીએ નહીં, અગર સરકાર ઉદાર હાથે આપે નહી, ત્યાસુધી લોકલબોર્ડોની સંપૂર્ણ દિલસોજી છતાં ગામડાઓમાં શાળાઓ વધારવા એ મોટું કાર્યું કરી શકશે નહી. પહેલો પાયો ગામે ગામ અગર બે ત્રણ ગામ વચ્ચે એક નિશાળ સ્થાપવાની છે. માટે એનો ખર્ચ ઉપાડવા આપણા અગ્રેસરોએ હિંમતથી તૈયાર થવું જોઇએ. સરકારની ફરજ પ્રાથમિક કેળવણીનો ખર્ચ ઉપાડવાની પહેલી છે તે સરકારથી ના પાડી શકાય નહી. પણ હાલના સંજોગોમાં સરકાર એકદમ મોટી ગ્રાન્ટ આપી શકે નહી તથાપિ સરકાર અને પ્રજા ધીરે ધીરે બને સાથે મળીને એ બોજો ઉપાડે તો

કેળવણીનું કામ ઝડપથી આગળ વધે. બીજી અડચણ જે સરકાર અને કેટલાક કેળવણીના અનુભવીઓ બતાવે છે તે એ છે કે ટ્રેઇન્ડ ( Trained ) થયેલા શિક્ષકો મળતા નથી નિશાળોમાં સારા મકાનો બાંધવાનો ખર્ચ ઉપાડી શકાતો નથી મારા અધીન મત પ્રમાણે આ તકરાર પૂરતી વજનદાર નથી. ટ્રેઇન્ડ શિક્ષકોની અછત છે, તે વાત ખરી છે ટ્રેઇન્ડ શિક્ષક મળે ત્યાં સુધી "અનટ્રેઇન્ડ" શિક્ષક ન રાખવા એ સારી વાત છે પણ તેવા ન મળે ત્યાં સુધી શું બેસી રહેવું ? ભયંકર દરદ હોય તો મ્હોટી પદવીનો વિલાયતનો પાસ થએલો ડૉક્ટર આવે ત્યાં સુધી આપણી દેશી દવાઓના દેશી ઉપાયો ન કરવા ? આસપના વખતમાં ગુરૂકુળોમાં તથા મહોલ્લાઓની નિશાળોમાં ( Street open air Schools ) ક્યા ટ્રેઇન્ડ મહેતાજીઓ હતા ? તે વખતના આપણા પૂર્વજો શું ભણતા નહોતા ? ટ્રેઇન્ડ શિક્ષકો પેદા કરો. ટ્રેઇનીંગ કાલેજો ( Training Colleges ) જેને જરૂર સ્થાપો, પણ તેમની સંખ્યા નહીં મળે તો જે ઉમેદવારો હાલ આપણી પાસે હાજર હોય તેનો ખરો અને રૂડો ઉપયોગ કરો નિશાળોના મકાનો પણ સારા શોભીતાં, હવા ઉજાસવાળા, સારાં "ફરનિચર" સાથનાં હોય તોજ નિશાળો સ્થપાય એવી એવી બાબતો આનવાથી પ્રાથમિક કેળવણીનો રસ્તો ગભરો માલુમ પડે છે જેટલા પૈસાની સગવડ હોય તે પ્રમાણમાં દેશકાળની સ્થિતિ તપાસી આપણે કામ લેવું જોઇએ ગામડાઓના ચોરામાં અગર ઘર અને ચોરા ન હોય તો તે મળતાં સુધી બેસી રહેવા કરતાં ૨૦–૨૫ છોકરાંને ઓટલા ઉપર અગર ઝાડોના શીતલ છાયડા તળે બેસા કરીને એક મહેતાજીથી નિશાળ શરૂ કરો, અને ધારે ધીરે જેમ પૈસાની સગવડ થાય તેમ કામ આગળ વધારો. હાથ જોડીને બેસી રહેવું અને સરકાર અગર બીજા પુરૂષો કહે કે હજુ વખત આવ્યો નથી તો ડાકુ ઘુણાવી જેમ ચાલે છે તેમ ચાલવા દેવું એમાં કંઇ આપણો ઉદ્ધાર થવાનો નથી આપણા ગુજરાતના માજી લોકપ્રિય કમિશનર મર ફ્રેડરિક લેલિ ખુલ્લી રીતે કહે છે કે નિશાળોના મકાનો પાછળ પૈસા બરબાદ કરવા કરતા તે પૈસાથી ખુલ્લા સૂર્યમાં, પવનમાં અને ઝાડની ઘટામાં નિશાળના વર્ગો ઉઘાડી ગરીબોને ભણાવો ગામડાના છોકરાંમાંથી થોડાક ભણેલા થઇ તેજ સાચા શિક્ષકો તરીકે કામ લાગશે તેમને ઓછા પગારે ગ્રામ પંચાયતો, રાખીને પોતાના પાકમાંથી થોડો ભાગ આપીને તેનું પોષણ થાય તેટલો દાણો, અનાજ કપાસ વગેરે ખુશીથી આપશે. અને સરકાર તરફથી તેનો પગાર ટુંકો હોય તો જેમ કુંભારો, સુથારો, અને લુહારોને પસાયતાની જમીનો અપાય છે તેમ નિશાળના શિક્ષકોને પણ સરકારે આપવી જોઇએ. એટલે ખર્ચમાં ઉગારો થાય અને ભણેલાઓ ખેતી કરે તેથી ખેતીમાં પણ સુધારો થાય ગામડાઓમાં સાદી ટુંકા ખર્ચની નિશાળો કાઢવી જોઇએ અને સારી મ્હોટી શાળાઓ, તેના ભપકાદાર મકાનો, સારા રાચરચીલાંઓ એવી ખર્ચાળ મોંઘી યોજનાઓ મુલતવી રાખવી જોઇએ. મ્હોટા વસ્તીવાળા તાલુકા ને કસબાઓમાં સારી નિશાળો અને સારા શિક્ષકો રાખવા વાસ્તવિક છે. લોકલબોર્ડોએ નિશાળો ચલાવવામાં મારા અધીન મત પ્રમાણે, સ્વતંત્ર રીતે કેળવણી ખાતાની મદદ વગર કે તેના મદદ નિરંકુશ નહીં એનો કારભાર કેળવણી ખાતાને, ૧૦–૧૫ વરસ ચલાવવા દેવો અને તેમાં જેટલી મદદ થઇ શકે તેટલી કરવી એટલો, અને ગામડાના લોકોને ફાયદો કરે અને કામ આવે એવી સાદી કેળવણીનો ક્રમ ગોઠવવો આંક દેશી હિસાબ, વાચન, કાગળ પત્ર લખવાની રેતી ખેતીના પાઠો, શરીર અને ગામડાઓનું આરોગ્ય જાળવવાનું થોડુંક શિક્ષણ એવો

ઉપયોગી ક્રમ ગોઠવવો ખેતીના વખતે છોકરાઓને ખેતરમાં જરૂર પડે તો થોડીકવાર જવા દેવા અને નિશાળનો વખત તે પ્રમાણે ગોઠવવો જોઇએ જેમ નિશાળોમાં છોકરાઓ આકર્ષાય અને શિક્ષક કાનુનો ગામના લોકને અને તેમના વિચારને રૂચે એવા રાખવા અને તેમ થવાથી કહેવાતા અભણ પણ દુનિયાદારીમાં પાકા ગામડાના લોકો પોતાનો ફાયદો સમજી બાળકોને રાજીખુશીથી નિશાળોમાં મોકલશે.

## ભીલ-તળાવીઆઓની જુદી શાળાઓ

ભીલો, તળાવીઆ એવા નીચા ગરીબ વર્ગને લાયકની જુદી શાળાઓ સ્થાપવી જોઇએ, ને તેમને ચોપડીઓ-સ્લેટો તદ્દન મફત પૂરી પાડવી જોઇએ તે નિશાળો ખુદ્દી હવામાં ઝાડો નીચે તુરત શરૂ કરવી અને ભીલોની રહેણી-રીતિને માફક આવે તેવી છુટ તેમને આપવી જોઇએ આ કેળવણી વગરનો વર્ગ અપરાધ કરવામાં અને દારૂમાં પૈસા બગાડવામાં પહેલે નંબરે છે. એ વર્ગ કેળવાશે તો ગુનાહ ઓછા થશે અને એ ચપળ બુદ્ધિના ભીલો ઉદ્યોગમાં, ચાકરીમાં ઘણા ઉપયોગી થઇ પડશે

## કન્યાશાળાઓ.

છોકરીઓની નિશાળો જુદી કરવી નહીં ત્રીજા ચોથા ધોરણ સુધી ૧૦ વરસની નાની બાળાઓ ૧૦-૧૧ વરસના છોકરાઓ સાથે ભણે તેમાં કોઇ રીતનો વાંધો આવશે નહીં શહેર કરતાં ગામડામાં છોકરા છોકરીઓ સાથે રમે છે, ફરે છે, તો પછી નિશાળોમાં સાથે ભણતાં શો વાંધો આવવાનો છે? સર્વે કામ સાદુ, ટુંકા ખર્ચથી ચલાવવુ જોઇએ આપણે પાકે પાયે ઉભા થયાથી અને યોજનાઓના આધાર ખાત્રીથી તો આપણું ક્રમ ઝડપથી આવશે નહીં ધીરે ધીરે બાળાઓની સંગવડ થતાં છઠ્ઠા ધોરણો ગુજરાતી શાળાઓમાં દાખલ થઇ શકશે અને શહેરો તથા તાલુકાઓની મોટી છોકરાઓની નિશાળોમાં બીજા ત્રીજા અને છઠ્ઠા ધોરણ સુધી શીખી શકાશે દરેક તાલુકાના મુખ્ય કસ્બામાં એક ખેતીવાડીના અખતરાઓ બતાવવાનું ખેતર જોડવુ જોઇએ અને દરેક જિલ્લાના મુખ્ય શહેરમાં ખેતીવાડીની એક નિશાળ સ્થાપવી જોઇએ

## માધ્યમિક કેળવણી.

કેળવણીનો મૂળ પાયો પ્રાથમિક કેળવણીનો વધારો કરી તેને સંગીન કરવાનો છે તેનુ બીજુ પગથીઉં માધ્યમિક કેળવણી છે તેની માગણી વધતી જાય છે, માગણીના પ્રમાણમાં હાઇસ્કૂલો પૂરી પાડી શકાતી નથી. સરકાર તે કામ ઉપાડે તે પહેલાં દરેક શહેરમાં એક એક કેળવણી મંડળ ઉભુ કરી તે મંડળના કાર્યવાહકોએ કામ ઉપાડવુ જોઇએ પૂના અને મહારાષ્ટ્રનો દાખલો આપણા ગુજરાતે લેવાનો છે, દક્ષિણ કરતાં આપણી ગરવી ગુજરાતની આર્થિક સ્થિતિ ઘણી સારી છે. મ્યુનિસિપાલિટીઓ પણ ધીરે ધીરે એક એક હાઇસ્કૂલ ઉઘાડવી જોઇએ એવી રીતે બે ત્રણ દિશાએથી પ્રયાસ થાય તો માધ્યમિક કેળવણીને પણ વધારો મળતો જાય. માધ્યમિક કેળવણી બેભાગું હાલહવાલ સ્થિતિમાં કદી પણ આપવી નહીં. તેમ થવાથી પૈસા બરબાદ જાય છે, માટે ખાનગી સાહસથી સ્થપાયલા ખાતાંવાળાઓએ પોતાના લાભ ઉપરાંત જાહેર પ્રજાનો લાભ અને હિત ધ્યાને ધરવાં જોઇએ.

હાઇસ્કૂલનો વિદ્યાર્થી કાચે પાયે શીખે તો તેનો વખત અને પૈસા બરબાદ જાય છે, માટે તેનો કિંમતીમાં કિંમતી વખત બચે અને તે સારો શહેરી બને તે માટે નિશાળોના સુત્રધારીઓ અને સ્થાપકોએ બહુજ કાળજીપૂર્વક કામ કરવાનું છે. જર્મનિમાં વિદ્યા અને કેળવણીનો સવાલ અભ્યાસ કરવા લાયક છે. ખરચમાં પણ તે દેશ કરકસરથી ઉત્તમ કામ બજાવે છે. ત્યાંના અધ્યાપકોને પગાર થોડા મળે છે પણ તેમનો મોભો રાજ્યમાં તેમજ લોકોમાં માનભરેલો ગણાય છે. માન અને ચાંદો તેમને હિસ્સે વધારે જાય છે. તેમને બીજા શહેરીઓ કરતાં કેટલાક વિશેષ હક્ક આપેલા છે, કેટલાક કરોમાંથી તેમને મુક્ત કરેલા છે. માટે સારા શિક્ષકો પેદા કરવામાં પ્રજા અને સરકાર જો વધારે સારા મુસારો ન આપી શકે તો તેમના માન અને દરજ્જામાં બેશક વધારો કરી આપવો જોઇએ. કૈસરની દરબારમાં એક અધ્યાપકને એક 'કાઉન્ટ' જેટલું માન મળે છે. જર્મનિ આપણો દુશ્મન છે. પણ તેની કેટલીક સંસ્થાઓ રાજ્ય પ્રકરણ, કેળવણી, વેપારની કળા અને કરો નાંખવાની રૂઢિઓ વગેરે હિંદને ગ્રહણ કરવા લાયક છે. તેના લોભને, તેના દયાહીન અસત્ય લશ્કરી જોરને આપણે ધિક્કારીએ છીએ. પણ તેનો અથાગ ઉદ્યોગ, પાકટ બુદ્ધિબળ અને હુન્નરકળાની શ્રેષ્ઠતા માટે તેનો દાવો આપણાથી ન કબુલ થઇ શકે નહીં.

## નિશાળોમાં કેળવણી કઇ ભાષામાં આપવી ?

આ સવાલ હાલ ખૂબ જોરથી ચર્ચાય છે અને આ પરિષદ પણ પોતાની બેઠકોમાં એ સબંધી ચર્ચા-વાદવિવાદ અપક્ષપાતપણે કરે તો ઘણો ફાયદો થાય. મારો નમ્ર મત એવો છે કે જે ભાષા આપણે આપણા ઘરમા બોલીએ છીએ, વાપરીએ છીએ, જેમાં સ્વપ્નાં જોઇએ અને જે ભાષાના પહેલા અક્ષરો 'મા' 'બા' સ્પષ્ટપણાથી ઉચરીએ છીએ તેજ ભાષામા શિક્ષણ આપવામાં ફાયદો છે. અંગ્રેજી નિશાળોમાં ચોથા પાંચમા ધોરણ સુધી માતૃભાષામા શિક્ષણ આપવાથી છોકરાઓની સમજશક્તિ વધે છે. વિષયોના ભાવાર્થ પોતાની ભાષામાં તે બરાબર સમજે છે. અને આપણો મૂળ હેતુ એવો છે કે કોઇપણ વિષય, પછી ઇતિહાસ, વિજ્ઞાન કે હરકોઇ બાબત તેના મગજમાં બરાબર ઉતરે અને તેથી તેનું મગજ કસાય તેવી રીતે તેને શીખવવું. તેની પોતાની ભાષામાં શીખવતાં તે સ્પષ્ટ સમજી શકે છે અને ત્યાર પછી તે અંગ્રેજીમા વાંચતાં તેને સહેલું થઇ પડે છે. એવીજ રીતે ભાષા ખરી રીતે શીખાય છે. કદાચ તે પટ પટ અંગ્રેજી એકદમ બોલતો નથી કે જે તેણે ગોખી ભરડીને તૈયાર કીધું હોય છે, પણ તેની વિચારશક્તિ વધારે ખીલે છે, અને ધીરે ધીરે ખીલવાથી તે અંગ્રેજી ભાષા સારી સમજે પડે તેવી પોતાની ભાષા તરીકે તે લખતાં બોલતાં શીખે છે. અંગ્રેજી ભાષાદ્વારા કેળવણી આપતાં તે ફક્ત પાઠ્ય પુસ્તકને વળગીને તેના રહસ્યમાં ઉતરતો નથી. તેની વિચાર કરવાની શક્તિનો ઉપયોગ જોઇએ તેવો કરી શકતો નથી. ખરી વાત છે કે આપણી પાસે હજુ આપણી ભાષાઓમાં જોઇએ તેવાં પુસ્તકો તૈયાર નથી. અને હિંદમાં કંઇ બે-ચાર-પાંચ માતૃભાષાઓ નથી. પરંતુ જે મુખ્ય ભાષા હોય તેમાં પાંચ ૭ ધોરણ સુધી તો શિક્ષણ માતૃભાષામાં આપવું જોઇએ. જેમ તે આગળ વે તેમ જે ભાષા તે શીખનારનો હોય તે ભાષાદ્વારા તેને ધીરે ધીરે શિક્ષણ આપવું. મૂળ મુદ્દો એ છે કે અમે તે ભાષાદ્વારા તેને શિક્ષણ આપો, પણ જે ભાષામાં તે વિચાર

કરે છે તેમાં તેને પહેલે પગથીએથી જ્ઞાન આપતાં તેને વધારે લાભ થવાનો સંભવ છે. સ્મરણશક્તિ ખીલવવા કરતાં વિચારશક્તિ-તર્કશક્તિ ખીલવવાની વધારે જરૂર છે.

### આર્થિક, નૈતિક, શારીરિક અને આત્મિક કેળવણી.

આપણે યાદ રાખવું જોઇએ કે આપણી કેળવણીનો મૂળ હેતુ આપણા દેશની આર્થિક, નૈતિક, શારીરિક અને આત્મિક શક્તિઓ વધારવાનો અને ખીલવવાનો છે. એકના ભોગે બીજાઓને પુષ્ટિ આપવાથી સંગીન કેળવણી મળતી નથી. ચારે દિશાએ સરખા પ્રમાણમાં તેનું બળ વધે એ રીતે કેળવણીના ક્રમ ગોઠવવાની જરૂર છે, માટે આપણે મૂળ હેતુ ચારે પાસા સમતોલ રાખીને આપણાં બચ્ચાંને કેળવવાનાં છે. અત્યાર સુધી આપણે ધર્મની આસ્થા અને આત્મિક બળ ઉપર વધારે આધાર બાંધતા કંઇક વ્યાપારિક, ઔદ્યોગિક અને શારીરિક કેળવણીમાં પાછળ પડેલા માલમ પડીશું. માટે જેમાં ખામી હોય અને જે શાખા અપૂર્ણ હોય તેને પૂર્ણ કરી ખોટ પૂરી પાડવી જોઇએ. ચાર પ્રકારની કેળવણીની શાખાઓ ઘણી અગત્ય ધરાવે છે.

હુન્નરકળા, ઉદ્યોગ, ખેતીવાડી અને વેપારી કેળવણીની ખીલવણી વગર દેશની દોલતમાં વધારો થતો નથી-દેશની આબાદી થતી નથી. તે શાખાઓમાં આપણે પશ્ચિમના દેશો કરતાં અને જાપાન કરતાં ઘણા પાછળ છીએ. એ દિશાએ આપણું ધ્યાન લગાડવું જોઇએ. દરેક જિલ્લામાં એક હુન્નર અને ઔદ્યોગિકશાળાની જરૂર છે. હિંદની ધરતી પોતાના પેટમાં અખૂટ ખજાનાનો ભંડાર છે. પણ કળાભરતો અને ઔદ્યોગિક શાળાઓ વગર આપણે તે દ્રવ્ય પ્રાપ્ત કરી શકતા નથી. અને તેજ કારણથી કરોડો રૂપીઆ પરદેશમાં ઘસડાઇ જાય છે. તે ખાસ ધ્યાન આપવા જેવું છે

### ખેતીવાડીની નિશાળો.

ખેતીવાડીની નિશાળોની તેટલીજ અગત્ય છે. આપણા દેશનો મૂળ આધાર અને દોલત ખેતીના ધંધામાં સમાય છે. જે કરોડો એકર જમીનનો પાક આપણે ઉગાડી શકીએ છીએ તે ખેતીવાડીની નિશાળો-કોલેજો-અને પ્રયોગશાળાઓ કાઢવાથી આપણી પેદાયશ બેવડી કરતાં વધારે થઇ શકશે.

### અંગ્રેજી પાંચમા છઠ્ઠા ધોરણ પછી ઉદ્યોગ હુન્નરની કેળવણી જુદી પાડવી.

આપણો હેતુ એવો રાખવો કે પાંચમા છઠ્ઠા ધોરણ સુધી છોકરાઓ હાઇસ્કૂલોમાં ભણાવવા. પણ શિક્ષક અને માબાપે છોકરાની મગજશક્તિ અને વલણ ધ્યાનમાં લઇને તેને ઉદ્યોગશાળામાં યા વેપારીશાળામાં મૂકવો અને જો તેની બુદ્ધિ ઉંચી માલમ પડે તોજ તેનો અભ્યાસ આગળ વધારીને તેને ઉંચી કેળવણી માટે, જેવી કે કાયદા-વૈદુ અને સાહિત્યના અભ્યાસ માટે જવા દેવો. પણ તેમ થવા સારૂ જિલ્લે જિલ્લે હુન્નર, ઉદ્યોગ, ખેતીવાડી અને વ્યાપારી શાળાઓ સ્થપાવી જોઇએ. તેમ થાય તોજ દેશની ઉન્નતિ થાય જે હુન્નર ઉદ્યોગને તે લાયક હોય તે હુન્નર શીખવામાં તેને સજ્જ નાખવો જોઇએ, અને જેટલી જરૂર વૈદાની તથા ઇજનેરી તથા કાયદાની પાઠશાળાઓની છે તે કરતાં હુન્નર-ઉદ્યોગ, વેપાર અને ખેતીવાડીની નિશાળોની ઘણીજ વધારે જરૂર છે. તે વિષે કેળવણીમાં હિત ધરાવનારાઓએ અને દેશના હિતચિંતકોએ ચર્ચા અને ચળવળ કરવાની જરૂર છે.

### નૈતિક કેળવણી.

નીતિના પાઠમાં અને વિચારમાં આપણો દેશ બીજા દેશ કરતાં ઉતરતો નથી. પણ જે ગર્વ આપણા દેશને માટે, આપણા પોતાને માટે આપણે રાખવો જોઇએ તેટલો રાખતા નથી. એ બોધ આપણા બાળકોને આપવાની જરૂર છે.

### દેશ તે ધર્મ.

દેશસેવા અને જનસેવા જે પ્રમાણમાં પશ્ચિમના લોકો સમજે છે, જે દેશભક્તિના ગુણો જાપાનના લોકોમાં છે અને જેના બળથી તેઓ આજે દુનિયામાં શ્રેષ્ઠ પદવી ભોગવે છે. તેના ગુણો આપણા દેશમાં ખીલવવાની જરૂર છે. સ્વાર્થ તજીને દેશને સેવા અર્પણ કરવામાં દેવળ અને મંદિરો બાંધવા કરતાં વધારે પુણ્ય છે. એ પાઠ બચ્ચાંને નાનપણથી આપવાનો છે. તે સિવાય દેશસેવકો બનવાના નથી. ગોખલે સોસાયટિના ધોરણપર દેશસેવકોની સોસાયટિ આપણા ગુજરાતમાં શહેરે શહેરમાં સ્થપાવી જોઇએ. પણ એવા ઉપદેશક થઇ આપણે ખરો ધર્મ શામાં છે અને આપણે દુનિયામાં કેમ આગળ વધીએ એનો પાઠ શીખવાનો છે. આપણું ઉંચું ચારિત્ર બંધાયા વગર ફક્ત વિદ્યા, હુન્નર, દોલત અને વ્યાપારથી આપણે બીજી મ્હોટી પ્રજાઓની બરોબરીમાં આવવાના નથી. માટે એકત્ર હિન્દ ઉપરાંત આપણું ચારિત્ર બંધાય એવા શિક્ષણની ઓછી અગત્ય નથી. તેના દાખલા આપણી નજર સમક્ષ છે. આજની પરિષદની ફતેહ તેના કુશળ કાર્યવાહકોને પ્રતાપે છે. અને તે, કરતાં જે પ્રમુખ આ પરિષદના તમે મુકરર કરવાના છો તે મહાપુરૂષના જીવના જાગતા દાખલાથી મારા વિચારને ટેકો મળે છે.

### શારીરિક કેળવણી.

શારીરિક કેળવણીના ફાયદા તમને દર્શાવવાની કંઇ જરૂર નથી. મનદુરસ્તી સાથે તનદુરસ્તીનો આધાર રહેલો છે. તેને માટે કસરતશાળાઓ અને અખાડાઓની દરેક નિશાળ સાથે ખાસ અગત્ય છે. ખુલ્લા ચોકમાં આપણી દેશી કસરતો, મગદળ, દંડ પીલવા, દોડવું, ગીલ્લીદંડા, પટા ખેલવા, ઝાડપર ચઢવું, તરતાં શીખવું વગેરે વગેરે કરવાં જોઇએ. આથી સ્નાયુ અને શરીર પુષ્ટ અને કઠણ બનશે. કદાચ મન ખીલેલું હોય, ચારિત્ર્ય પણ સારું હોય, નીતિમાન્ પણ હોય, પણ દુર્બલ—માંદુ—શરીર દુનિયાને શો લાભ કરી શકે ! તે દુનિયાને માથે પડે. શારીરિક કેળવણી હું ઓછી કિંમતની ગણતો નથી. છોકરા છોકરીઓ બેઉને એ કસરત કરાવવાની છે. છોકરીઓથી બીજી કસરત ન થાય તો પાણી ખેંચવું, તાલ સાથે ગરબા ગાવા, દળવું, એવી એવી કસરત તેમને ઘણી કામની છે. આપણે ગ્રીસ અને રોમના ઇતિહાસમાં વાંચીએ છીએ તે ગ્રીક પ્રજાની પ્રચંડ બળનો મુખ્ય આધાર તેના શરીરની કેળવણી ઉપર રખાતો હતો. જે પહેલી પંક્તિએ આવે તેને દેશનું અનુપમ માન મળતું હતું. આખા યુનાની પ્રજાનો બાંધો, તેની ખૂબસુરતી, તેની કાવ્યશક્તિ, તેના હુનરઉદ્યોગો, કારીગરી, શિલ્પકળા વગેરેનો આધાર, તે પ્રજાની શારીરિક ઉત્તમ કસરતો પર હતો. એ વિષય જેટલો આપણા દેશબંધુઓમાં ચર્ચાવો જોઇએ તેટલો ચર્ચાયો નથી, તે ઉપર હું આપણા ગુજરાતી અને પારસી બંધુઓનું ધ્યાન ખેંચું છું. પૂર્વના રહીશો સામાન્ય રીતે હિંદુસ્તાનના બીજા ભાગો કરતાં વધારે ખૂબસુરત અને ચંચળ છે. પણ

શારીરિક શક્તિ દક્ષિણ અને ઉત્તર કરતાં ઘણી ઓછી છે. નિશાળો સાથે ખુલ્લા ચોકોમાં રમતગમતના સાધનો અને શરીર ખીલવવાનાં સાધનો વસાવીને નિશાળોની અગત્યમાં વધારો કરી આપવાની જરૂર છે. આધ્યાત્મિક કેળવણીની ખોટ આપણને નથી, પણ બીજી શાખાઓમાં ધ્યાન આપવા જતાં તેનો પ્રવાહ ઓછો થવો ન જોઇએ. જે પ્રજા રોશન, વ્યાપાર, કળાકૌશલ્ય, વિદ્યાહુન્નર અને સાહિત્ય ઇત્યાદિમાંજ પ્રવીણ થઇ લીન થઇ જાય છે તે પ્રજા, પોતાનું આધ્યાત્મિક બળ ખોઇ બેસે છે. તેને જમે ઉધાર હિસાબ પાછળ આપવો પડે છે; અને તેનું બળ અને, પ્રવાહ કમી ન થાય માટે તે કેળવણી ઘરમાં અને શાળાઓમાં આપવાની જરૂર છે. જર્મનિનો દાવનો, ફ્રાન્સનો પહેલાંનો રેવોલ્યુશન તથા ઇરાની સાસાનીઅન પ્રજા, ગ્રીક અને રોમની પ્રજાઓની તવારીખ, આ દાખલા પૂરા પાડે છે. હિંદુસ્તાન આધ્યાત્મિક બળથી ટકી રહ્યું છે અને ટકી રહેશે

## ઉંચી કેળવણી.

જેમ જેમ પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો પ્રચાર વધે તેમ તેમ તે સાથે ઉંચી કેળવણીનો પણ ઘણો અગત્યનો સંઘ અને ત્રીજો મજલો રચવામાં આપણે પાછળ પડવું નહીં જોઇએ. હાલમાંજ કોલેજોની અછત માલમ પડે છે. અને ગુજરાતના વિદ્યાર્થીઓ માટે બીજી ઘણી કોલેજોની જરૂર છે. સુરતમાં એક કોલેજની ખરી અગત્ય છે અને બીજી વિશેષ એક કોલેજ અમદાવાદમાં પણ આપણા પોતાના બળથી કાઢવી જોઇએ. પુનાના દક્ષિણીઓએ આપણને ઘણાંક વરસથી દેખાડી આપ્યું છે કે દેશની સેવા કરવાવાળા કેટલું કરી શકે છે. અમદાવાદ અને સુરત એક એક સંપૂર્ણ આર્ટસ કોલેજ (Arts College) કાઢી શકે, એટલું દૈવત તે બન્ને શહેરોમાં છે. પૈસા છે, હોશીયારી છે, બુદ્ધિબળ છે પણ ખામી સ્વયંસેવકોની છે. ટુંકા પગારે ભણેલા—પાસ થયેલા—વિદ્વાન યુવકોએ એ કામ ઉપાડવું જોઇએ અને જે કીર્તિ પૂનાએ મેળવી છે અને જેની ગેરહાજરીમાં આપણે પાછળ છીએ તે કલંક એમના પ્રયાસથી દૂર થવું જોઇએ. શ્રીમંત મહારાજાશ્રી ગાયકવાડ સરકાર કેળવણીના મુરબ્બી છે. તેમની ઉદારતાથી તેમના પાયતખ્ત શહેરમાં એક મેડીકલ કોલેજ સ્થપાય તો ગુજરાતને લાભ મળે. અમદાવાદમાં પણ હોસ્પિટલો છે અને ત્યાં પણ એક વૈદ્યની કોલેજ સ્થાપી શકાય, વૈદ્યના અભ્યાસ માટે મુંબાઇમાં ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં જગ્યા નથી, પણ જે મરહુમ શ્રીમંત શ્રીસયાજીરાવ મહારાજના વડોદરા શહેરમાં છે તેવી ગુજરાતના કોઇ શહેરમાં નથી, અને હાલમાં સરકાર નાણાંની સગવડની ગેરહાજરીમાં બીજી વૈદ્યની કોલેજ નિભાવે તેવો સંભવ નથી માટે આપણા ગુજરાતની નજર હાલતો વડોદરા તરફ દોડે છે. આખા ઇલાકામાં ઇજનેરી કેળવણી માટે એકજ પાઠશાળા પૂનામાં છે અને જેમ હુન્નરઉદ્યોગ, બાંધકામ રેલ્વે વધે છે તેમ તેમાં તેને માટે કારીગરો અને ઇજનેરો તૈયાર કરવા જોઇએ. તે માટે એવી નવી સંસ્થાઓ એક કરતાં અનેક સ્થાપવી જોઇએ. તેનું સ્થાન ગુજરાતના પાટનગર અમદાવાદમાં થાય તે જોવા અને તે ચળવળ કરવા આપણે બનતું કરીશું.

## સ્ત્રીકેળવણી.

સ્ત્રીકેળવણીની અગત્ય આપણે હવે ખરી રીતે સમજવા લાગ્યા છીએ અને જ્યાંસુધી

આપણી હિંદની ભવિષ્યની માતાઓ પૂરી રીતે કેળવાશે નહી ત્યાંસુધી આપણો દેશ ઉંચી પંક્તિએ પહોંચશે નહીં. પૂર્વ કાળમાં સ્ત્રીઓ ભણેલી હતી પણ રાજ્યના ફેરફારમાં જ્યાં મરદની કેળવણીની ખામી પડી, નિર્ધનતા આવી, ત્યાંપછી સ્ત્રીઓને શી રીતે કેળવાય ? તમને આંકડા તપાસવા હું વિનંતિ કરીશ. આપણા દેશમા સરેરાસ ૪૫ થી ૫૦ ગામડે ફક્ત એક કન્યાશાળા છે. ઇલાકામાં હજાર સ્ત્રીઓમા ફક્ત ૨.૧ લખી વાંચી જાણે છે. પણ તે સંખ્યા ગુજરાતમાં ૦ ૯ છે. ઉપલા આંકડા સર્વને સ્પષ્ટ રીતે જણાવશે કે આપણે આપણી આ હાલત તુરત સુધારવી જોઇએ. આપણને આપણા વહેમો અને રીવાજો આડે આવે છે તે કુનેહ અને ખંત રાખીને આપણે દૂર કરવા જોઇએ. સ્ત્રીકેળવણીનો મ્હોટો આધાર આપણા પોતાના ઉપરજ છે. સરકાર ઉપર આધાર રાખવાથી આપણો દહાડો વળવાનો નથી. દરેક શહેરમાં ગુજરાતી નિશાળો ઉપરાંત એક છોકરીઓની અંગ્રેજી નિશાળ પણ જોઇએ હમારી પોતાની કોમના દાખલા ઉપરથી માલમ પડશે કે સરકાર ઉપર આધાર બાંધી પારસીઓ પોતાની સ્ત્રીકેળવણીનો ફડચો પોતે ન કરત તો તેની હાલત બીજા હિંદુ–મુસલમાન જેવીજ રહેત. મુસલમાન તથા હિંદુ બંધુઓએ એ ખોટ પૂરી પાડવા યત્ન કરવો જોઇએ ગામડાની નિશાળોમા ૮ થી ૧૦ વરસની ઉમ્મરની છોડીઓને છોકરાઓની નિશાળમા ભણવા માટે મે પ્રથમ વિચારો દર્શાવ્યા છે. શહેરમાં ગુજરાતી મોટી કન્યાશાળાઓમાં અંગ્રેજી વર્ગ ઉઘડાવવા કોશિશ કરવી જોઇએ અને શહેરના નામાંકિત ગૃહસ્થોએ એક અંગ્રેજી શાળા પોતે ઉઘાડીને ચલાવવી જોઇએ. આ શહેરમાં છોકરીઓની એક અંગ્રેજી હાઇસ્કૂલ છે. તે ભરૂચ પારસી પંચાયત ચલાવે છે. તેમાં આશરે ૧૭૫ છોકરીઓ ભણે છે. તેમાં હિંદુ–મુસલમાન છોકરીઓ માટે પૂરતી જગ્યા છે એટલુંજ નહીં પણ તેમને આકર્ષવા સ્કોલરશિપો–ઇનામો–મુસલમાન તથા હિંદુબાળાઓ માટે ખાસ રાખવામાં આવ્યાં છે, પણ દિલગીરીની વાત છે કે તેનો લાભ તેઓ લેતી નથી રૂ ૧૦ દસ હજારના ખર્ચે તે નિશાળ ચાલે છે અને મેટ્રિક સુધીના તેમાં વર્ગો છે. પ્રથમ એનો ખર્ચ રૂા. ૩૦૦ બાર મહીને થયો હતો. સરકારની મદદ વગર ધીરે ધીરે તે નિશાળ વધતી ગઇ. તેનું પોતાનું રૂા. ૨૨૦૦૦ નું મકાન પણ તે બસ નહીં પડવાથી બીજા બે ભાડાનાં મકાનો રાખવા પડે છે. પારસીઓની વસ્તી આ જીલ્લામા ૨૫૦૦ થી ૩૦૦૦ માણસની છે.–તે રૂા. ૧૦,૦૦૦ દસ હજાર ખર્ચીને એક નિશાળ ચલાવે છે. તો હિંદુ–મુસલમાન બંધુઓમાં ઘણા દ્રવ્યવાળા આગેવાન અને દેશાભિમાની પુરૂષો છે અને તેઓ પોતાના નગરમાં એવી એક નિશાળ પોતાના બળ ઉપર ઉભા રહીને નહીં કાઢી શકે ! સરકાર ગ્રાંટ આપે છે.

### સ્ત્રીકેળવણીનો ક્રમ.

સિયાણી છોકરીઓને આપવા માટે ક્રમ એવો ગોઠવવો જોઇએ કે ૧૫ થી ૧૬ વર્ષ સુધીમાં તેમને સાધારણ જ્ઞાન મળી શકે. ઘરસંસાર અને દુનિયાના કારભારમા જે જ્ઞાનનું તેમને કામ ન પડે તે વિષયોમા તેમનો વખત ગાળવો જરૂરી નથી આપણા દેશના રિવાજ મુજબ ૧૫–૧૬ વર્ષની મોટી ઉમરની છોકરીઓ મોટે ભાગે પરણેલી હોય છે અને તેઓ વધારે વખત નિશાળમા રહી શકતી નથી સાધારણ આંક, લેખાં, હિસાબ, ગાયન, શીવણ ગુંથણ, સારી ભાષામાં લખી વાંચી શકે તેટલું જ્ઞાન અને ઘરસંસારમાં ઉપયોગી થઇ પડે

એટલા માટે આરોગ્યવિદ્યાનાં મૂળતત્વો, માંદાની માવજત, બાળઉછેર, ઘર, રસોડું અને મહોલ્લા સાફસૂફ રાખવાના ફાયદા, થોડુંક વ્યાજ, નૃત્ય અને સંગીત એવા વિષયો શીખવવા જોઈએ. પાકશાસ્ત્ર અને ધોવાનો હુન્નર આપણી છોડીઓને નિશાળમાં શીખવવા હાલમાં ઘણી જરૂર નથી, કારણ કે મ્હોટા અથવા નાના સર્વે ઘરોમાં તે જ્ઞાન પોતાના ઘરોમાં તેમને મળે છે. રોજના ખર્ચનો હિસાબ ઉધાર પાસે શી રીતે રાખવો, પોતાના ધણી અગર માબાપ જે પૈસા આપે તે જમે શી રીતે કરવા, એવું વહેવારૂ હિસાબી જ્ઞાન આપવું જોઈએ. જે સ્ત્રીઓ વધારે અભ્યાસ કરવા આતુર હોય તેમને સ્કોલરશિપો આપી ભણાવવી જોઈએ. કારણ કે દરેક તાલુકામાં અંગ્રેજી સ્કૂલો કાઢવાનું હાલ તરત બને નહીં, પણ હવે વખત આવી લાગ્યો છે કે દરેક ઈલાકા માટે એક કોલેજ ફક્ત સ્ત્રીઓ માટે કાઢવી જોઈએ અને તેમ થવાથી સ્ત્રીકેળવણીના ઉંચા તબક્કાને ઘણું ઉત્તેજન મળશે. માધ્યમિક કેળવણીમાં બીજી ભાષા તરીકે ફ્રેંચને બદલે હિંદી તે સંસ્કૃત અને પારસી-મુસલમાનોને ફારસી અથવા ઉર્દૂ શીખવા ઉત્તેજન આપવું કે જેમ થવાથી સર્વેના ધર્મના સાહિત્યો તરફ તેમનું લક્ષ ચોંટે. ધીસીઆરીબોર કેળવણીને ટેકો મળવાથી સંગીન લાભ થતો નથી. નિશાળમાં ધર્મના પાઠો, કુરાન અને અવસ્તાના બોધો માસ્તરો આપે તો અઠવાડીઆમાં ૨-૩ વાર તે ક્રમમાં ગોઠવવા વાજબી છે. આપણે, આજની દેખાદેખીની બહારના ભપકાની કેળવણી સ્ત્રીઓને આપતાં અટકવું જોઈએ. ૧૦૦ માંથી ૯૦ ટકા મધ્યમ તથા ગરીબ વર્ગમાં હોય છે તે પોતાનો સંસાર કસરથી સુખમાં ચલાવે અને તેના આચાર, વિચાર, નીતિ, રહેણી કરણી સારી થાય એવી કેળવણીની જરૂર છે. અંગ્રેજી ન ભણે તો ફીકર નહીં પણ ગુજરાતી જ્ઞાન તેને ધણીઆણી અને માતા તરીકે મદદ કરે તેવું મળવું જોઈએ.

હાલમાં દરેક નિશાળમાં અકસ્માત્ વખતે તાત્કાલિક મદદના પાઠો અપાય છે, અને દરેક મ્યુનિસિપાલિટિની તથા તાલુકાની સ્કૂલોમાં તેના વર્ગો ઉઘડાવીને તે છોકરા છોકરીઓને તેનું જ્ઞાન આપવું જોઈએ અને તેમાં ફતેહમંદ થયા પછી અને સર્ટિફિકેટો મળ્યા બાદ દરદીની સારવાર અને માવજત અને ઘરની સુઘડાઈ એ બાબત ઉપર ભાષણો અપાવી તેમાં પણ સર્ટિફિકેટો અપાવવાં જોઈએ. એ વર્ગો ફરજિયાત રાખવા. એનું જ્ઞાન બીજા કોઈપણ જ્ઞાન કરતાં સ્ત્રીઓને ઓછું ઉપયોગી નથી. પોતાની પરણેલી જીંદગીમાં તેને જે ફરજ માતા તરીકે બજાવવાની છે અને પોતાનાં બચ્ચાંને ઉછેરવાનાં છે તેનું જ્ઞાન બીલકુલ હાલમાં અપાતું નથી તે છૂટથી અપાય તો જે ભયંકર મૃત્યુ નાનાં બચ્ચાંનું કસુવાવડના રોગોથી થાય છે તેમાં ઘટાડો થાય. જો કે આ વિષય આરોગ્યવિદ્યાને લગતો છે તો પણ કેળવણીના પ્રકરણમાં તેનો સમાસ થાય છે, માટે તે કેળવણીના ક્રમમાં આપવો જોઈએ. શહેરોમાં સેનિટરિ એસો- સીએશનો સારા પાયા ઉપર સ્થાપવી જોઈએ. તેની શાખાઓ તાલુકામાં કાઢીને ભાષણો અને પ્રયોગોથી એ બાબતમાં જ્ઞાન મળવું જોઈએ. લોકલ બોર્ડો, સરકાર, મ્યુનિસિપાલિટિઓ, એ સર્વે સંસ્થાઓએ એવી એસોસીએશનોને ઉદાર રીતે મદદો આપવી જોઈએ. એના બે ફાયદા છે. ખરી કેળવણી મુળ છે, મૃત્યુ, દુઃખ, દરદો ઓછાં થાય છે અને જીંદગીની સરાસરી ઉમર વધવાથી આપણી આર્થિક સ્થિતિમાં પણ સુધારો વધારો થાય છે. સ્ત્રીકેળવણી વગર મરદની ગમે એવી ઉંચી કેળવણી અધુરી છે. દેશની ૧૫ કરોડ કોમળ સ્ત્રીઓને અજ્ઞાનતામાં રાખીને દેશની ઉન્નતિ કરવી અશક્ય છે. દેશની આબાદી મરદ તેમજ સ્ત્રીના બન્નેના ગુણો

આપણી હિંદની ભવિષ્યની માતાઓ પૂરી રીતે કેળવાશે નહી ત્યાંસુધી આપણો દેશ ઉંચી પંક્તિએ પહોંચશે નહીં. પૂર્વ કાળમા સ્ત્રીઓ ભણેલી હતી પણ રાજ્યના ફેરફારમાં જ્યાં મરદની કેળવણીની ખામી પડી, નિર્ધનતા આવી, ત્યાં પછી સ્ત્રીઓને શી રીતે કેળવાય ? તમને આંકડા તપાસવા હું વિનંતિ કરીશ. આપણા દેશમાં સરેરાસ ૪૫ થી ૫૦ ગામડે ફક્ત એક કન્યાશાળા છે. પ્રલાકામાં હજાર સ્ત્રીઓમાં ફક્ત ૨.૧ લખી વાંચી જાણે છે. પણ તે સંખ્યા ગુજરાતમાં ૦ ૯ છે. ઉપલા આંકડા સર્વને સ્પષ્ટ રીતે જણાવશે કે આપણે આપણી આ હાલત તુરત સુધારવી જોઇએ. આપણને આપણા વહેમો અને રીવાજો આડે આવે છે તે કુનેહ અને ખંત રાખીને આપણે દૂર કરવા જોઇએ સ્ત્રીકેળવણીનો મ્હોટો આધાર આપણા પોતાના ઉપરજ છે. સરકાર ઉપર આધાર રાખવાથી આપણો દહાડો વળવાનો નથી. દરેક શહેરમાં ગુજરાતી નિશાળો ઉપરાંત એક છોકરીઓની અંગ્રેજી નિશાળ પણ જોઇએ હમારી પોતાની કોમના દાખલા ઉપરથી માલમ પડશે કે સરકાર ઉપર આધાર બાંધી પારસીઓ પોતાની સ્ત્રીકેળવણીનો ફડચો પોતે ન કરત તો તેની હાલત બીજા હિંદુ-મુસલમાન જેવીજ રહેત, મુસલમાન તથા હિંદુ બંધુઓએ એ ખોટ પૂરી પાડવા યત્ન કરવો જોઇએ. ગામડાની નિશાળોમાં ૮ થી ૧૦ વરસની ઉમ્મરની છોડીઓને છોકરાઓની નિશાળમા ભણવા માટે મે પ્રથમ વિચારો દર્શાવ્યા છે. [illegible] ગુજરાતી મોટી કન્યાશાળાઓમાં અંગ્રેજી વર્ગ ઉઘડાવવા કોશિશ કરવી જોઇએ. [illegible] ંકિત ગૃહસ્થોએ એક અંગ્રેજી શાળા પોતે ઉઘાડીને ચલાવવી જોઇએ. અ[illegible] એક અંગ્રેજી હાઇસ્કૂલ છે. તે ભરૂચ પારસી પંચાયત ચલાવે છે. [illegible] છોકરીઓ ભણે છે. તેમાં હિંદુ-મુસલમાન છોકરીઓ માટે પૂરતી જગ્યા [illegible] પણ તેમને આકર્ષવા સ્કોલરશિપો-ઇનામો-મુસલમાન તથા હિંદુબાળાઓ [illegible] ખવામા આવ્યાં છે, પણ દિલગીરીની વાત છે કે તેનો લાભ તેઓ લેતી નથી. રૂ. ૧૦ દસ હજારના ખર્ચે તે નિશાળ ચાલે છે અને મેટ્રિક સુધીના તેમાં વર્ગો છે. પ્રથમ એનો ખર્ચ રૂ. ૩૦૦ બાર મહીને થતો હતો. સરકારની મદદ વગર ધીરે ધીરે તે નિશાળ વધતી ગઇ. તેનું પોતાનું રૂ. ૨૨૦૦૦ નું મકાન થયું તે બસ નહી પડવાથી બીજા બે ભાડાનાં મકાનો રાખવાં પડે છે. પારસીઓની વસ્તી આ જીલ્લામાં ૨૫૦૦ થી ૩૦૦૦ માણસની છે. તે રૂ. ૧૦,૦૦૦ દસ હજાર ખર્ચીને એક નિશાળ ચલાવે છે. તો હિંદુ-મુસલમાન બંધુઓમા ઘણા દ્રવ્યવાળા આગેવાન અને દેશાભિમાની પુરૂષો છે અને તેઓ પોતાના વર્ગમાં એવી એક નિશાળ પોતાના બળ ઉપર ઉભા રહીને નહીં કાઢી શકે ? સરકાર ગ્રાંટ આપે છે.

## સ્ત્રીકેળવણીનો ક્રમ.

શિક્ષણ છોકરીઓને આપવા માટે ક્રમ એવો ગોઠવવો જોઇએ કે ૧૫ થી ૧૬ વર્ષ સુધીમાં તેમને સાધારણ જ્ઞાન મળી શકે ઘરસંસાર અને દુનિયાના કારભારમાં જે જ્ઞાનનું તેમને કામ ન પડે તે વિષયોમા તેમનો વખત ગાળવો વાજબી નથી આપણા દેશના રિવાજ મુજબ ૧૫-૧૬ વર્ષની મોટી ઉમરની છોકરીઓ મોટે ભાગે પરણેલી હોય છે અને તેઓ વધારે વખત નિશાળમાં રહી શકતી નથી. સાધારણ આંક, લેખાં, હિસાબ, ગાયન, શીવણ ગુંથણ, સારી ભાષામા લખી વાંચી શકે તેટલું જ્ઞાન અને ઘરસંસારમાં ઉપયોગી થઇ પડે

૧૧ ખેલાકાના શહેરમાં સ્ત્રીઓ સારૂ એક ઇવાયદી કોલેજ સ્થાપવી.
૧૨ એક સુરતમાં અને અમદાવાદમા એક બીજી આર્ટસ કોલેજ જેમ બને તેમ જલ્દી સ્થાપવી.
૧૩ વડોદરા અથવા અમદાવાદમાં એક વૈદાની કોલેજ સ્થાપવા પ્રયાસ કરવો.
૧૪ દરેક શહેરમાં સેનિટરિ એસોસીએશનો સ્થાપવી અને તેને સારી મદદ આપી, તેની પાસે ભાષણો અપાવવાં.
૧૫ એક બીજી એન્જીનિયરીંગ કોલેજ અમદાવાદમા ઉઘાવવા પ્રયાસ કરવો
૧૬ શહેર સુધરાઇના આરોગ્યખાતાએ છોકરા છોકરી નિશાળમાં દાખલ થાય તે પહેલાં તેના શરીરની તપાસ કરવી. આંખ, દાંત, છાતી વગેર તપાસવા અને તેની તપાસ વર્ષમાં એકવાર કરવા ફરજ પાડવી.
૧૭ માતૃભાષામાં કેળવણી જેમ બને તેમ આપવી. વિશેષ કરીને અંગ્રેજી પાચમા-છઠ્ઠા ધોરણ સુધી અંગ્રેજી ભાષાદ્વારા આપવું. તે માટે તેવા પુસ્તકો ધીરે ધીરે તૈયાર કરાવવાં.
૧૮ શહેરમા અને ગામડાંમા પુસ્તકાલયો સ્થાપવાં અને તે સંસ્થાઓને સરકાર તથા સ્થાનિક સ્વરાજ્ય મંડળોએ નાણાંની મદદ આપવી ને ફરતાં પુસ્તકાલયો સ્થાપવાં.
૧૯ શરીર ખીલે તેવી કસરતશાળા-અખાડા-સ્થાપવા અને શરીરની કેળવણીને આગળ પડતું સ્થાન આપવું.
૨૦ બીજી રીતે જેમ આપણા દેશનો મ્હોટો ભાગ કેળવાયલો થાય એવો દરેક ઉપાય યોજવો અને તેને અમલમાં મુકવો.

સગૃહસ્થો, મારી અલ્પબુદ્ધિપ્રમાણેના વિચારો મારી માતૃભાષા "પારસી ગુજરાતી" માં તમોએ ધીરજથી સાંભળ્યા માટે હું તમારો ઉપકાર માનું છું અને મારૂં ભાષણ સમાપ્ત કરતાં આજની પરિષદના પ્રમુખ સાહેબને નીમવા આ પરિષદને અરજ કરૂં છુ આવો અંજાવર મેળાવડો મારૂં ભાષણ સાંભળવા માટે ભેગો થયો નથી, પણ આજના નિમાવાના જગતપ્રસિદ્ધ માનવંતા કર્મવીર મહાવીર મહાપુરૂષ પ્રમુખ સાહેબનાં દર્શન કરવા, તેમના ઉમદા ઉદ્‌ગારો સાંભળવા, ગ્રહણ કરવા અને તેમની ઉત્તમ જનસેવા માટે તેમને માન આપવાની આ તક મળી છે.

---

## પરિષદ્‌ના પ્રમુખ મહાત્મા ગાંધીજીનું ભાષણ.

આ પરિષદનું પ્રમુખપદ આપી મને આપ સૌએ આભારી કર્યો છે, એ પદ શોભાવવા મારૂં જોઇતી વિદ્વતા મારામાં નથી એ હું જાણું છુ.

આ પરિષદ્ એક વરસનું બાળક છે. પુત્રના પગ પારણામાં વરતાય છે તેમ આ બાળકનું જોવામાં આવે છે.

રા૦ રા૦ રણછોડલાલ વીરાભાઇનું યમરાજાએ ગત વરસમાં બળીદાન લીધુ છે તેથી આપણને મોટી ખોટ આવી છે.

જે મંડળે આ પરિષદ્ બોલાવી છે તેણે ત્રણ ઉદ્દેશ રાખ્યા છેઃ—

(૧) કેળવણીના પ્રશ્નો વિષે પ્રજામત કેળવવો ને દર્શાવવો.
(૨) ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની સતત ચળવળ કરવી.
(૩) ગુજરાતમાં કેળવણીના વ્યવહારિક કાર્યો કરવાં.

ત્રણે ઉદ્દેશો વિષે મેં યથામતિ જે વિચાર કર્યો છે ને મત બાંધ્યા છે તે અહીં રજુ કરવા પ્રયત્ન કરીશ.

## કેળવણીનું વાહન.

કેળવણીના વાહનનો વિચાર કરી નિશ્ચય કરવો એ આપણું આ દિશામા પહેલું કાર્ય છે, એતો મઉને સ્પષ્ટ લાગવું જોઇએ. તે વિના બીજા બધા પ્રયાસો લગભગ નકામા જેવા થઇ જવાનો સંભવ છે. કેળવણીના વાહનનો નિશ્ચય કર્યા વિના કેળવણી અપાયે જાય તે વગર પાયે ચણતર કરવાના પ્રયત્ન જેવું પરિણામી થાય.

આમાં બે મત જોવામાં આવે છે. એક પક્ષ કહે છે કે કેળવણી માતભાષા (ગુજરાતી) દ્વારા અપાવી જોઇએ. બીજો પક્ષ કહે છે કે અંગ્રેજી દ્વારા અપાવી જોઇએ.

આ પ્રશ્ન આખા ભારત વરસનો છે, પણ દરેક ઇલાકો કે પ્રાંત પોતાને સારૂ નિશ્ચય કરી શકે છે છતાં બીજા પ્રાંતોમાં શી ચળવળ થઇ છે એ તપાસવાથી આપણે કાંઇક ગુંચવણો ઉકલી શકીએ છીએ. બંગાલમાં ભાગલાને સમયે જ્યારે સ્વદેશી જુસ્સો ઉછળી રહ્યો હતો ત્યારે બંગાલી મારફત શિક્ષણ આપવાનો પ્રયત્ન થયો. રાષ્ટ્રીય શાળા પણ સ્થપાઇ. રૂપિઆનો વરસાદ વરસ્યો. પણ એ અખતરો નિષ્ફળ ગયો છે. મારી નમ્ર માન્યતા છે કે વ્યવસ્થાપકોને પોતાના અખતરા વિષે શ્રદ્ધા ન હતી. તેનીજ દયામણી દશા શિક્ષકોની હતી. બંગાળમાં શિક્ષિત વર્ગને અંગ્રેજી ઉપર ભારે મોહ છે. બંગાળી સાહિત્ય વધુ છે. તેના કારણમાં બંગાળી લોકોનો અંગ્રેજી ભાષાપરનો ઋણ છે એમ સૂચવવામાં આવ્યું છે. હકીકત આ દલીલને તોડે છે. સર રવીન્દ્રનાથ ટાગોરનું ચમત્કારી બંગાળી તેમના અંગ્રેજીને આભારી નથી. તેમની ચમત્કૃતિ તેમના સ્વભાષાભિમાનમાં છે. ગીતાંજલી પ્રથમ બંગભાષામાં લખાઇ. આ મહાકવિ બંગાળમાં બંગાળી ભાષાનોજ ઉપયોગ કરે છે. તેમણે થોડા દિવસ પહેલાં હિંદની આધુનિક સ્થિતિ પર કલકત્તામાં ભાષણ આપ્યુ તે બંગભાષામાં આપ્યું હતું તે સાંભળવા બંગાળના અગ્રગણ્ય પુરૂષો અને સ્ત્રીઓ ગયાં હતાં. સાંભળનારાઓએ મને કહ્યું કે દોઢ કલાક સુધી લાવણ્યની ધારાથી તેમણે શ્રોતા વર્ગને રસ બોળ કરી મુક્યો હતો. તેમણે પોતાના વિચારો અંગ્રેજી સાહિત્યમાંથી નથી લીધા. તેઓ કહે છે કે મેં વિચારો આ દેશના વાતાવરણમાંથી લીધો છે. ઉપનિષદોમાંથી દોહી કહાડયા છે; હિંદુસ્તાનના આકાશમાંથી તેમની ઉપર વૃષ્ટિ થઇ છે. એજ સ્થિતિ બીજા બંગાળી લેખકોની હું સમજ્યો છું.

હિમાલય જેવા પ્રૌઢ લાગતા મહાત્મા મુનશીરામજી જ્યારે હિંદીમાં પોતાનાં વ્યાખ્યાન આપે છે ત્યારે બાળક, બઇરાં ને મોટાં સૌ તેમનું રસિક ભાષણ સાંભળે છે ને સમજે છે. તેમનું અંગ્રેજી તેઓ કેવળ અંગ્રેજી મિત્રોને માટે સાચવી રાખે છે. અંગ્રેજી શબ્દોનો તરજુમો કરી પોતાનું ભાષણ કરતા નથી.

ગૃહસ્થાશ્રમી છતાં જેણે દેશને સ્વાર્પણ કર્યું છે એવા માનનીય મદનમોહન માલવીઆજીનું અંગ્રેજી ચાંદી જેવું ઝળકી ઉઠે છે એમ કહેવાય છે; તે બોલે છે તે વાઇસરોયને વિચારવું પડે છે. જો તેમના અંગ્રેજીનો ઝગઝાટ ચાંદી સમો છે તો તેમનો હિંદી ઘોષ તો ગંગાના પ્રવાહ જેવો છે ને માનસરોવરમાંથી ઉતરતી ગંગા જેમ સૂર્યનાં કીરણોથી સુવર્ણ સરખી ઝગમગી રહે છે તેમ તેમનાં હિંદી વ્યાખ્યાનનો પ્રવાહ શુદ્ધ કાંચન સમો ઝળકે છે.

આ ત્રણ વક્તાઓની શક્તિ એમના અંગ્રેજી જ્ઞાનમાંથી નથી આવી, પણ એમના સ્વભાષા પ્રતિના પ્રેમને લઇને રહી છે. સ્વામીશ્રી દયાનંદે જે હિંદી ભાષાની સેવા કરી છે તે કાંઇ અંગ્રેજી જ્ઞાનને લીધે ન હતી. તુકારામ અને રામદાસે મરાઠી ભાષાને દીપાવી છે, તેમાં અંગ્રેજી ભાષાનો કશો હિસ્સો નથી. પ્રેમાનંદે અને શામળ ભટે તથા છેક આધુનિક કાળમાં દલપતરામે ગુજરાતી સાહિત્ય વધાર્યું તેનો જશ અંગ્રેજી ભાષા લઇ શકે તેમ નથી.

ઉપરના દાખલાઓપરથી એમ સિદ્ધ થતું જણાય છે કે માતૃભાષાના વિકાસને સારૂં અંગ્રેજી ભાષાના જ્ઞાન કરતાં માતૃભાષા ઉપરના પ્રેમની–તેની ઉપર શ્રદ્ધાની જરૂર છે.

અંગ્રેજીમાંથી ભાષાંતર કરનારમાંના કોઇ એવું ધારતા દેખાય છે કે અમે તો માના દૂધની સાથે ગુજરાતી ભાષાનું જ્ઞાન ધાવ્યા અને અંગ્રેજી શીખ્યા છીએ, માટે સાક્ષાત્ દ્વિભાષી બની ગયા. ગુજરાતનો અભ્યાસ શા વાસ્તે કરવો ? પણ પરભાષાના સંપાદનના શ્રમ કરતાં સ્વભાષામાં પ્રવીણતા મેળવવાનો અભ્યાસ અધિક છે. શામળાદિક ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુઓ. ઠુંકે ઠુંકે અભ્યાસનાં પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી કાચી દેખાય, પણ પછી ખરી પામી જણાશે. યત્ન કરો અધુરો તો તેની ભાષા પણ અધુરી, પણ જો વાપરનારનો યત્ન સંપૂર્ણ તો ગુજરાતી ભાષા પણ સંપૂર્ણ હા. શણગારેલી દેખાય ગુજરાતી આર્યકુળની સંસ્કૃતની પુત્રી ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી ! તેને કોણ કદી અધમ કહે !

ઉત્તરમાં જો કે હિંદી ભાષા ખીલી રહી છે, છતાં હિંદી ભાષાને દેશવંશીનું વાહન કરવાનો સતત પ્રયત્ન માત્ર આર્ય સમાજીઓએજ કરેલો જોવામાં આવે છે. ગુરૂ કુળોમાં તે પ્રયાસ ચાલુ છે.

મદ્રાસમાં દેશી ભાષા મારફતે શિક્ષણ દેવાની હીલચાલ થોડાંજ વરસ થયાં શરૂ થઇ છે. તામીલ કરતાં તેલુગુ ભાષામાં વિશેષ જાગ્રતિ છે. તામીલ શિક્ષિત વર્ગની ઉપર અંગ્રેજીની એટલી બધી અસર થઇ છે કે તેઓ તામીલ મારફતે પોતાનું કાર્ય સાધવા જેટલો ઉત્સાહ નથી ધરાવતા. તેલુગુ ભાગમાં અંગ્રેજી શિક્ષણે એટલો પ્રવેશ નથી કર્યો તેથી લોકો માતૃભાષાનો વિશેષ ઉપયોગ કરી રહ્યા છે. તેલુગુ વિભાગમાં કેવળ તેલુગુ મારફતે શિક્ષણ આપવાનો પ્રયોગ ચાલે છે એટલુંજ નહીં પણ તેલુગુ ભાઇઓએ હિંદુસ્તાનની ભાષા દીઠ વિભાગ કરવાની હીલચાલ શરૂ કરી છે. આ વિચારનો પ્રચાર થોડાંજ સમયમાં શરૂ થયો છે છતાં તેઓનો પ્રયત્ન એવો શૌર્યભર્યો છે કે ટુંક મુદતમાં આપણે તેનો અમલ થયો જોવા પામશું. તેમના કાર્યપ્રવાહમાં ખડકો ઘણા છે પણ તેને તોડવાની શક્તિ તેઓ ધરાવે છે એવી મારી ઉપર તેઓના નેતાઓએ છાપ પાડી છે.

મારા પત્રમાં તે પ્રયાસ ચાલુ છે. સાધુચરિત્ર અધ્યાપક કરવે એ પ્રયાસનો હું હીમાયતી છું. ભાઈ નાયકનું તેજ દૃષ્ટિબિંદુ છે. ખાનગી શાળાઓ એ કાર્યમાં રોકાઈ છે. અધ્યાપક વીજાપુરકરે મહાકષ્ટો સહન કરીને પોતાના સાહસનો જીર્ણોદ્ધાર કર્યો છે ને થોડા સમયમાં આપણે તેમની શાળા સ્થપાએલી જોઈશું. પાઠ્ય પુસ્તકો લખવાની યોજના રચી હતી કેટલાક પુસ્તકો છપાયાં છે ને કેટલાક લખેલા તૈયાર છે. તે શાળાના શિક્ષકોએ કદી અશ્રદ્ધા બતાવી નથી. જો તેમની શાળા કમનસીબે બંધ ન થઈ હત તો અત્યારે મરાઠી મારફતે ઉંચામાં ઉંચું શિક્ષણ આપી શકાય કે નહી એવો પ્રશ્ન રહેતજ નહી.

ગુજરાતમાં માતૃભાષા મારફતે કેળવણી દેવાની હીલચાલ થઈ ચુકી છે એ વિષે આપણે રા० બા० હરગોવિંદદાસ કાંટાવાળાના લેખમાંથી જાણી શકીએ છીએ. મરહુમ દીવાન બહાદુર મણીભાઈ જશભાઈ તે વિચારના નેતા ગણી શકાય, એમણે રોપેલ બીજને પોષવું કે નહીં એ વિચાર આપણે કરવાનો રહ્યો છે. મને તો લાગે છે કે તેમાં જેટલી ઢીલ થાય છે તેટલું આપણને નુકશાન જ છે.

અંગ્રેજી ભાષા મારફતે કેળવણી લેવામાં ઓછામાં ઓછાં સોળ વરસ લાગે છે. તેજ વિષયો માતૃભાષાદ્વારા શીખવવામાં આવે તો વધારેમાં વધારે દશ વરસ લાગે એવો અભિપ્રાય ઘણા પ્રૌઢ શિક્ષકોએ આપ્યો છે. હજારો વિદ્યાર્થીઓના ૭ વરસ બચે એટલે તેટલાં હજાર વરસો, પ્રજાને મળ્યા જેવું થાય.

પરભાષા મારફતે શિક્ષણ લેવામાં જે બોજો મગજ ઉપર પડે છે તે અસહ્ય છે. એ બોજો આપણાંજ બાળકો ઉંચકી શકે પણ તેનો બદલો તો તેઓને વેઠેજ છુટકો. તેઓ બીજો બોજો ઉપાડવાને અસમર્થ થાય છે. આથી આપણા ગ્રેડયુએટ ઘણે ભાગે નિસત્વ, નબળા, નિરૂત્સાહી, રોગી ને કેવળ નકલી બને છે. શોધક શકિત, વિચારશક્તિ, સાહસ, ધૈર્ય, વીરતા, નિર્ભયતા વગેરે ગુણો ક્ષીણ થઈ જાય છે, તેથી આપણે નવી યોજનાઓ રચી શકતા નથી, રચીએ છીએ તો પાર ઉતારી શકતા નથી કેટલાક જેઓ ઉપરના ગુણો બતાવી શકે છે તેઓ અકાળ મૃત્યુનો ભોગ થઈ પડે છે. એક અંગ્રેજે લખ્યું છે કે શાહીચુસ કાગળ જેમ અસલ લેખને વિષે છે તેમ યુરોપ બહારની પ્રજાને વિષે છે. આ વિચારમાં જેટલું સત્ય હશે તે કંઈ એશિયાની સ્વાભાવિક અયોગ્યતાને લીધે નથી. આ પરિણામનું કારણ કેળવણીના વાહનની અયોગ્યતાજ છે. આપણે ડૉ. બોઝ ને ડૉ. રોયની ઉપર મોહાંધ થઈ પડીએ છીએ. મારી ખાત્રી છે કે જો આપણે માતૃભાષા મારફતે ૫० વરસ સુધી કેળવણી લીધી હોત તો આપણામાં એટલા બોઝ ને રોય [illegible] અસ્તિત્વ આપણને આશ્ચર્ય ન પમાડત.

કહે છે કે મે વિચારો [illegible] યોગ્ય છે કે નહીં એ વિચાર એક છે, હિંદુસ્તાનના આકાશમાંથી તેમની ઉપર વૃષ્ટિ થઈ છે. [illegible]વું જાણશો. તેઓએ પ્રજા લેખકોની હું સમજ્યો છું. [illegible]માં નવીનતા જોવામાં.

હિમાલય જેવા પ્રૌઢ લાગતા મહાત્મા મુનશીરામજી જ્યારે કાયમ કાગળની ઉપમા ધ્યાન આપે છે ત્યારે બાળક, બધરાં ને મોટાં સૌ તેમનું રહિ. ને જગત વિસ્મયપૂર્વક સમજે છે. તેમનું અંગ્રેજી તેઓ કેવળ અંગ્રેજી મિત્રોને માટે લેવાની પદ્ધતિથી પારાવાર શબ્દોનો તાલુમો કરી પોતાનું ભાષણ કરતા નથી.

માતાના ધાવણની સાથે જે સંસ્કાર મળે છે ને જે મધુર શબ્દો મળે છે તેની અને શાળાની વચ્ચે જે અનુસંધાન હોવું જોઈએ તે પરભાષા મારફતે કેળવણી લેવામાં તૂટે છે. તે તોડનારનો હેતુ પવિત્ર હો છતાં તે પ્રજાના દુશ્મન છે. આપણે તેવા શિક્ષણના ભોગ થવામાં માતૃદ્રોહ કરીએ છીએ. પરભાષાદ્વારા મળતા શિક્ષણમાં નુકશાન એટલેથીજ નથી અટક્યું. શિક્ષિતવર્ગ અને પ્રજા વર્ગ વચ્ચે અંતર પડી ગયું છે. પ્રજાવર્ગને આપણે નથી ઓળખતા. પ્રજા આપણને નથી ઓળખતી. આપણને તો તે સાહેબ લોક તરીકે ગણી કહાડે છે, આપણાથી ડરે છે, આપણો અવિશ્વાસ કરે છે. જો સ્થિતિ લાંબો સમય ચાલે તો શિક્ષિતવર્ગ પ્રજાવર્ગના પ્રતિનિધિ નથી એવો લોર્ડ કર્ઝનનો આરોપ ખરો પડતાં વખત આવે.

અંગ્રેજી પરત્વે આપણી પરિસ્થિતિ ઉપર, જોઈએ તે કરતાં વધારે વજન આપણે દઈએ છીએ. આ વિષય આ પરિષદમાં પુરી છુટથીજ ચર્ચાય એ મારા ખ્યાલ બહાર નથી. જેઓ રાજપ્રકરણી વિષયોમાં હાથ નથી ઘાલી શકતા, તેઓને પણ આટલું વિચારવું કે કહેવું અયોગ્ય નથી. તે એ કે અંગ્રેજી સંબંધ કેવળ હિંદના હિતાર્થે છે, રાજ્યકર્તા તેમજ પ્રજા બંનેને જો એવું સાબિત થાય કે અંગ્રેજીદ્વારા શિક્ષણ આપતાં પ્રજાનું માનસિક બળ હણાય છે તો એક ક્ષણવાર પણ થોભ્યા વિના શિક્ષણનું વાહન ફેરવવું જોઈએ. આમ થવામાં જે જે વિઘ્નો હોય તે દૂર કરવામાં આપણો પુરૂષાર્થ રહેલો છે. જો આ વિચાર સ્વીકારવામાં આવે તો અધ્યાપક ધ્રુવની જેમ માનસિક બળની હાની કબુલ કરનારાઓને બીજી દલીલ આપવાપણું નથી રહેતું.

માતૃભાષાદ્વારા કેળવણી આપતાં અંગ્રેજી ભાષાના જ્ઞાનને ધક્કો પહોંચશે કે નહિ એ વિચાર કરવાની આવશ્યકતા હું સ્વીકારતો નથી; એ ભાષાની ઉપર બધા કેળવાયલા હિંદીને પ્રભુતા મેળવવા ઉપર રૂચિ ઉત્પન્ન કરવાની પણ જરૂર નથી, એવી મારી નમ્ર માન્યતા છે.

જ્યારે માતૃભાષા મારફતે આપણે કેળવણી લેતા થઈશું ત્યારે આપણા ઘરમાં આપણે જુદોજ સંબંધ રાખીશું. અત્યારે સ્ત્રીઓને આપણી ખરી ભાગીયણ નથી કરી શકતા. તેઓને આપણી પ્રવૃત્તિનું ઓછું ભાન હોય છે અને આપણા માબાપને આપણા ભણતરની કંઈ ખબર નથી હોતી. આપણા ધોબી, હજામ, આપણા ભંગી, આ બધાને, આપણે જો આપણી ભાષા મારફતે ઉંચું જ્ઞાન લેતા હોઈએ તો સહેજે કેળવણી આપીએ. વિલાયતમાં હજામત કરાવતાં હજામની સાથે આપણે રાજ્યતંત્રની વાત કરીએ છીએ. અહીં એવું આપણા કુટુંબમાં નથી કરી શકતા. તેનું કારણ આપણા કુટુંબીઓ કે હજામો અજ્ઞાન છે એ નથી. પેલા અંગ્રેજી હજામના જેટલા જ્ઞાની તો તેઓ છેજ. તેઓની સાથે આપણે મહાભારત, રામાયણ, તીર્થક્ષેત્ર વગેરેની વાતો કરીએ છીએ, કેમ કે પ્રજા કેળવણી એ દિશામાં વહે છે, પણ નિશાળોમાં લીધેલું ઘેર નથી લઈ જઈ શકાતું કેમકે આપણે અંગ્રેજી મારફતે શીખેલું આપણા કુટુંબીઓને કહી શકતા નથી.

અત્યારે આપણી ધારાસભામાં બધો કારભાર અંગ્રેજીમાં ચાલે છે. ઘણાં મંડળોમાં એજ દશા વર્તે છે તેથી કંજુસની માફક વિદ્યાધન દાટી મુકવા જેવું થઈ રહ્યું છે.

અદાલતોમાં પણ એજ દશા છે. ન્યાયાધીશો હમેશાં શિક્ષાવચન કહી સંભળાવે છે અદાલતમાં મોટો વર્ગ તે સાંભળવા તત્પર હોય છે. પણ તેઓને ન્યાયાધીશોના છેવટના શુષ્ક હુકમ સિવાયનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. પોતાના વકીલોનાં ભાષણ પણ તેઓ નથી સમજી શકતા. અંગ્રેજી શાળામાંથી નીકળેલા તબીબોની પણ એજ હાલત છે તેઓ દરદીને જોઈતું જ્ઞાન દઈ શકતા નથી. તેઓને શરીરના અવયવોનાં ગુજરાતી નામ તો આવડે નહીં, એટલે ઘણે ભાગે તેમને જ્ઞાન દેવા ચીઠી લખવા ઉપરાન્ત દરદી સાથે લેવા દેવા હોતી નથી. એમ કહેવાય છે કે હિંદુસ્તાનમાં શીખરો ઉપરથી ચોમાસામાં પાણીના ધોધ પડે છે, તે આપણે અવિચારને લીધે નકામા જવા દઈએ છીએ.' સુવર્ણમય ખાતર આપણે લાખો રૂપીયાનું હમેશાં પેદા કરીએ છીએ ને પરિણામે રોગો વહોરી લઈએ છીએ. તેમજ અંગ્રેજી ભાષા ભણવાના બોજાથી કચરાઈ ગએલા આપણે દીર્ઘદૃષ્ટિને અભાવે ઉપર પ્રમાણે પ્રજાને જે મળવું જોઈએ તે દઈ શકતા નથી આ વાક્યમાં અતિશયોક્તિ નથી પણ તે મારી તીવ્ર લાગણી દર્શાવનારૂં છે. માતૃભાષાનો જે અનાદર આપણે કરી રહ્યા છીએ, તેનું ભારે પ્રાયશ્ચિત આપણે કરવું પડશે તેથી પ્રજાએ ઘણું સહ્યું છે તેમાંથી પ્રજાને હવે છોડવવી એ શિક્ષિતવર્ગની પહેલી ફરજ સમજુ છું

માતૃભાષાને કેળવણીનું વાહન કરવુ એ ઇષ્ટ હોય તો તેનો અમલ થવા સારૂ આપણે શા પગલાં ભરવાં જોઈએ એ વિચારવું જોઈએ દલીલો આપ્યા વગર એ પગલાં મને જેવાં સુઝે છે તેવા લખી નાખું છું

(૧) અંગ્રેજી જાણનાર ગુજરાતીએ જાણે અજાણે પણ પરસ્પર વ્યવહારમાં અંગ્રેજીનો પ્રયોગ ન કરવો.

(૨) જેને અંગ્રેજી અને ગુજરાતી બન્નેનું સારૂં જ્ઞાન છે તેણે અંગ્રેજીમાં જે સારાં ઉપયોગી પુસ્તકો કે વિચારો હોય તે પ્રજા આગળ ગુજરાતીમાં મુકવા

(૩) કેળવણી મંડળોએ પાઠય પુસ્તકો તૈયાર કરાવવા

(૪) ધનાઢય પુરૂષોએ ગુજરાતી મારફત કેળવણી આપવાની શાળાઓ જગાએ જગાએ સ્થાપવી

(૫) ઉપલી પ્રવૃત્તિની સાથેજ સરકારને પરિષદોએ અને કેળવણી મંડળોએ અરજી કરવી કે બધી કેળવણી માતૃભાષા મારફતેજ અપાવી જોઈએ અદાલતોમાં ને ધારાસભામાં વહેવાર ગુજરાતી મારફત થવો જોઈએ ને પ્રજાનું બધું કાર્ય તેજ ભાષામાં થવું જોઈએ. અંગ્રેજી જાણનારને સારી નોકરી મળી શકે છે તે પ્રથા બદલી નોકરોને લાયકાત પ્રમાણે ભાષાભેદ રાખ્યા વિના પસંદ કરવાં જોઈએ ગુજરાતી ભાષામાં તેઓને જોઈતુ જ્ઞાન મળે એવી શાળાઓ સ્થાપવી જોઈએ, એવી અરજી પણ સરકારને જવી જોઈએ

## રાષ્ટ્રીય ભાષા.

જેમ કેળવણીના વાહનનો વિચાર કરવો પડયો તેમજ આપણે રાષ્ટ્રીય ભાષાનો વિચાર કરવો યોગ્ય છે. અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવાની હોય તો અંગ્રેજીને જરૂરીઆત સ્થાન મળવુ જોઈએ,

અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઈ શકે? કેટલાક વિદ્વાન સ્વદેશાભિમાની કહે છે કે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થવી જોઇએ, એવો પ્રશ્ન અજ્ઞાનદશાસૂચક છે, અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા થઇ ચુકી છે આપણા નામદાર વાઇસરોય સાહેબે ભાષણ કર્યું છે, તેમાં તેમણે માત્ર તેવી આશા બતાવી છે. તેમનો ઉત્સાહ તેમને ઉપર્યુક્ત શ્રેણીએ નથી લઈ જતો. ના. વાઇસરોય સાહેબ માને છે કે અંગ્રેજી ભાષા દહાડે દહાડે આ દેશમાં વિસ્તાર પામશે, આપણાં કુટુંબોમાં તે પ્રવેશ કરશે અને છેવટે રાષ્ટ્રીય ભાષાની ઉચ્ચ પદવી ભોગવશે અત્યારે ઉપર ટપકે વિચારતા આ ખ્યાલને ટેકો મળે છે આપણા શિક્ષિત વર્ગની દશા જોતાં અંગ્રેજી વિના આપણો કારભાર અટકી પડે એવો આભાસ આવે છે, એમ છતાં જરા ઉંડા ઉતરીશું તો માલુમ પડશે કે અંગ્રેજી રાષ્ટ્રીય ભાષા ન થઈ શકે—ન થવી જોઇએ.

## રાષ્ટ્રીય ભાષાનાં શાં લક્ષણો હોવાં જોઇએ ?

૧ તે ભાષા અમલદાર વર્ગને સારૂ સહેલી હોવી જોઇએ

૨. તે ભાષાની મારફત ભારતવર્ષનો પરસ્પર ધાર્મિક, આર્થિક અને રાજ્ય પ્રકરણી વ્યવહાર શક્ય હોવો જોઇએ.

૩. તે ભાષા ભારતવર્ષના ઘણા લોકો બોલતા હોવા જોઇએ.

૪. તે ભાષા રાષ્ટ્રને સારૂ સહેલી હોવી જોઇએ

૫ તે ભાષાનો ખ્યાલ કરતા ક્ષણિક અલ્પસ્થાયી સ્થિતિ ઉપર વજન મુકવું ન જોઇએ અંગ્રેજી ભાષામાં આમાંનું એક પણ લક્ષણ નથી હિંદીમાં બધાં છે

હિંદી ભાષા હું એને કહું છું કે જે ઉતરમાં હિંદુ તથા મુસલમાન બોલે છે ને દેવનાગરી અથવા ઉર્દુ લિપિમાં લખે છે.

આમ હિંદી ભાષા રાષ્ટ્રીય ભાષા તરીકે નિર્માણ થઇ ચુકી છે. તેને આપણે ઘણાં વર્ષો પૂર્વે રાષ્ટ્રીય ભાષા તરીકે વાપરી છે ઉર્દુની ઉત્પત્તિ પણ હિંદીની એ શક્તિમાં રહેલી છે

## કેળવણીના વિષયોનો વિચાર.

કેળવણીના વાહનનો, રાષ્ટ્રીય ભાષાનો અને તેમાં અંગ્રેજીના સ્થાનનો વિચાર આપણે કર્યો. આપણી શાળાઓમાં અપાતી કેળવણીમાં ન્યૂનતા છે કે નહીં એ વિચારવાનું રહ્યું.

આ વિષયમાં મતભેદ નથી. સરકાર, પ્રજામત બધા ચાલુ બંધારણને વખોડે છે. શું ત્યાજ્ય છે ને શું ગ્રાહ્ય છે એ વિષે સારી પેઠે મતભેદ છે. એ મતભેદોમાં ઉતરવા જેટલું મારૂ જ્ઞાન નથી. મેં જે વિચારો કર્યા છે તે આ પરિષદની સમક્ષ મુકવાની ધૃષ્ટતા કરૂં છું.

આધુનિક શિક્ષણમાં આપણી કૌટુંબિક વ્યવસ્થા ઉપર ધ્યાન દેવામાં આવ્યું નથી એમ મને હંમેશાં લાગ્યા કર્યું છે. તેની રચના કરવામાં આપણી હાજતોનો વિચાર કરવામાં નથી આવ્યો એ સ્વાભાવિક હતું.

યોજકોએ આપણા સાહિત્યને તિરસ્કાર્યું, આપણને વહેમી ગણ્યા. યોજકોમાંના ઘણા ખરાને આપણા ધર્મ વિશે ગાઢ અજ્ઞાન હતું. આપણી સભ્યતા ખામીવાળી લાગી. આપણે પડત પડેલી પ્રજા તેથી આપણા બંધારણમાં ખામી ખુબ હોવી જોઇએ એમ મનાયું.

તેથી શુદ્ધભાવે ભુવનભરેલું બંધારણ રચાયું નવી રચના કરવાની હતી ત્યાં યોજકોને તો નજીકનીજ સ્થિતિ હાથ લાગી. રાજકર્તાને મદદ કરનારા વકીલો, તબીબો, મહેતાઓ જોઈશે, આપણને બધાને નવું જ્ઞાન જોઈશે આ વિચારથી બધી રચના થઈ એટલે આપણા સંસારનો વિચાર કર્યા વિનાનાં પુસ્તકો રચાયાં અને અંગ્રેજી કહેવતનો તરજુમો કરીએ તો ઘોડા આગળ ગાડી મુકાઈ. મનમાગી કહી ગયા છે કે જો ઇતિહાસ ભુગોળ શીખવવા હોય, તો પ્રથમ છોકરાંનાં ઘરના ઇતિહાસ ભુગોળ શીખવવા જોઈએ. ઇતિહાસમાં મને ઉત્સાહ આવે એવું કંઈ મે જોયું નહતું ઇતિહાસ સ્વદેશાભિમાન શીખવવાનું સાધન હોય છે, આપણી શાળાની ઇતિહાસ શીખવવાની પદ્ધતિમાંથી મને આ દેશના વિષે અભિમાનનું કારણ નથી મળ્યું, તે શીખવા માટે બીજાજ પુસ્તકો વાંચવા પડ્યાં છે અંકગણિત આદિ વિષયોમાં પણ દેશી રૂઢિને સ્થાન થોડુંજ આપવામાં આવ્યું છે જુની પદ્ધતિનો લગભગ ત્યાગ થયો છે આંક શીખવવાની દેશી પદ્ધતિ જતાં આપણા વડવાઓમાં દાખલા ગણવાની જે ઝડપ હતી તે આપણામાં નથી રહી વિજ્ઞાન શુન્ય છે. તેના જ્ઞાનનો ઉપયોગ બાળકો કરી શકે એવું હોતુંજ નથી. ખગોળ જેવાં શાસ્ત્રો બાળકોને આકાશ બતાવી શીખવી શકાય તેને બદલે પુસ્તકોમાંથી શીખવવામાં આવે છે કોઈ પણ નિશાળીઆને નિશાળ છોડ્યા પછી પાણીના ટીપાનું પૃથક્કરણ કરતાં આવડતું હોય એવું હું જાણતો નથી.

આરોગ્યનું શિક્ષણ કંઈજ નથી એમ કહેવામાં અતિશયોક્તિ નથી આઠ વર્ષની કેળવણીને અંતે આપણને મરકી વગેરે રોગોમાંથી બચતા આવડ્યું નથી, આપણા ડૉક્ટરો તે રોગોને દૂર નથી કરી શક્યા એ આપણી કેળવણી ઉપર હું મોટામાં મોટો આક્ષેપ સમજું છું આપણા ઘરોની અંદર આરોગ્યના નિયમોએ પ્રવેશ કર્યો હોય એવો અનુભવ મે સેકડો ઘરો જોયા છતાં મેળવ્યો નથી. સર્પદંશ કરડે તો શું કરવું તે આપણા બાળકો કહી શકે એ વિષે મને પુરતી શંકા છે. જો આપણા ડાક્ટરોને નાની ઉમરથી ડાક્ટરી શીખવવાનો પ્રસંગ મળી શક્યો હોત તો અત્યારે જે દીન સ્થિતિ તેઓની વર્તે છે, તે નજ હોત. આ આપણી કેળવણીનું ભયકર પરિણામ છે.

હવે જે વિષયોની કેળવણી મુદ્દલ નથી અપાતી તે વિચારીએ. કેળવણીનો મુખ્ય હેતુ ચારિત્ર્ય હોવો જોઈએ. ધર્મ વિના ચારિત્ર કેમ બંધાય એ મને સુઝી શકતું નથી આપણે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થતા જઈએ છીએ, તેનું ભાન હજુ હવે થશે.

આ દેશમાં ૮૮ થી ૯૦ ટકા સ્ત્રીપુરૂષ ખેતીના ધંધામાં રોકાયલા છે. તે ધંધાનું જ્ઞાન જેટલું હોય તેટલું ઓછું ગણાવું જોઈએ; છતાં તેને આપણી હાઈસ્કુલ સુધીના ક્રમમાં સ્થાનજ નથી. આવી કફોડી સ્થિતિ અહીંજ નભી શકે

વણાટનો ધંધો નષ્ટ થતો જાય છે. ખેડુતોને સારૂ અવકાશના સમયનો તે ધંધો હતો તે ધંધાને આપણા ક્રમમાં સ્થાન નથી. આપણી કેળવણી કેવળ મુત્સદ્દી વર્ગ પેદા કરે છે ને તેનું વલણ એવું છે કે સોની, લુહાર, કે મોચી પણ જો શાળામાં સપડાયો તો તે પણ મુત્સદ્દી બની જાય છે. સારી કેળવણી તો મદદ લે એમ આપણે ઇચ્છવું જોઈએ આપણી કેળવણીને અંતે બધા મુત્સદ્દી થાય તો ?

આપણી કેળવણીમાં ક્ષત્રિય કળાને સ્થાન નથી, મને પોતાને તે દુઃખની વાત નથી, એ તો અનાયાસે પ્રાપ્ત થએલું સુખ માની લીધું છે પણ પ્રજાને હથિયાર વાપરતા શીખવું

છે, જેને શીખવું હોય તેને તે પ્રસંગ મળવો જોઇએ. પણ તે તો કેળવણીક્રમમાં વિસરાઈ ગયેલુંજ જણાયું છે.

સંગીતને ક્યાંએ સ્થાન નથી જોતો. સંગીતની અસર આપણી ઉપર બહુ થાય છે. એનો આપણને આજેકુમ ખ્યાલ નથી ગયો નહીં તો સંગીત આપણાં બાળકોને ગમે તેમ કરીને આપણે આપ્યું હત.

## વ્યાયામ.

આ શબ્દમાં રમતો ઇત્યાદિનો સમાવેશ કર્યો છે. તેનો પણ ભાવ પુછાયો નથી દેશી પદ્ધતિનો ત્યાગ થયો છે અને ટેનીસ, ક્રીકેટ અને ફુટબોલનું સામ્રાજ્ય સ્થપાયું છે. આ ત્રણે રમતોમાં રસ છે એમ કબુલ કરવામાં બાધ નથી. પણ જો આપણે પ્રાચીન વસ્તુઓથી મોહાઈ ગયા ન હોત તો આપણે એટલીજ રસિક, ખર્ચ વિનાની આપણી રમતો, જેવી કે ગેડી દડો, મોઇ દાંડીઓ, ખોખો, મગ માટલી, હુતુતુ, ખારા પાટા, નવ નાગેલીઓ, માત તાલી વગેરેનો ત્યાગ ન કરત. કસરત જેમાં આઠે અંગને પુરતી તાલીમ મળે છે અને જેમાં ઘણું મહત્ત્વ છુપું છે તેનો અને કુસ્તીના અખાડાનો લગભગ લોપ થઇ ગયો છે. જો કોઇ પણ પાશ્ચાત્ય વસ્તુની નકલ કરવી યોગ્ય હોય તો 'ડ્રીલ'ની નકલ કરવા જેવું છે એમ મને લાગે છે.

## સ્ત્રી શિક્ષણ.

જેમ પુરુષ શિક્ષણને સારું ચાલતી રચના ખામીઓ ભરેલી છે તેમજ સ્ત્રીશિક્ષણનું છે ભારતવર્ષમાં સ્ત્રીપુરુષોનો શો સંબંધ છે, સ્ત્રી જન-મંડળમાં શું સ્થાન ભોગવે છે, તેનો વિચારજ કરવામાં આવ્યો નથી.

પ્રાથમિક કેળવણીનો ઘણોભાગ બન્ને વર્ગ માટે સામાન્ય હોઇ શકે, તે ઉપરાંત બધે બહુ અસમાનતા છે સંસારમાં બન્ને પુરુષ સ્ત્રી વચ્ચે જેમ કુદરતે ભેદ રાખ્યો છે તેમજ, કેળવણીમાં ભેદની આવશ્યકતા છે. સંસારમાં બન્ને સરખાં છે. પણ તેમના કાર્યમાં વિભાગ જોવામાં આવે છે. ગૃહમાં રાજ્ય ભોગવવાનો અધિકાર સ્ત્રીનો છે. બહારની વ્યવસ્થાનો અધિષ્ઠાતા પુરુષ છે. પુરુષ આજીવિકા લાવનાર છે, સ્ત્રી સંગ્રહ કરનાર અને વ્યય કરનાર છે. સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાતા એ, તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે, તે બાળશિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે. પુરુષ પ્રજાનો પિતા નથી. અમુક મુદત પછી પિતાની અસર પુત્ર ઉપર થોડી રહે છે. માતા પોતાનો દરજ્જો કદી છોડતીજ નથી. બાળક પુરુષ અવસ્થાએ પહોંચ્યા પછી પણ માતાની પાસે ખુશીથી ગેલ કરી શકે છે પિતાની સાથે એવો સંબંધ નથી રાખી શકતો.

એટલે એક તરફથી આપણે સ્ત્રીને અંધકારમાં ને અધમ દશામાં રાખીએ તે ખોટું છે, તેમજ બીજી તરફથી સ્ત્રીને પુરુષનું કામ સોંપવું તે નિર્બળતાની નિશાની છે ને તે સ્ત્રીની ઉપર જુલમ કર્યા જેવું છે. એટલે સ્ત્રીઓને સારુ અમુક વરસ પછી નોખી ઘટનાની જરૂર છે. તેમને ગૃહવ્યવસ્થાનું, ગર્ભકાળની માવજતનું, બાળકને ઉછેરવા વગેરેનું જ્ઞાન આપવાની જરૂર છે. આ યોજના રચવી એ બહુ મુશ્કેલીનું કાર્ય છે. શિક્ષણના ક્રમમાં આ નવો વિષય છે. તેમાં શોધખોળનો નિર્ણય કરવા સારુ ચારિત્ર્યવાન, જ્ઞાનવાન,

સ્ત્રીઓ અને અનુભવ પામેલા પુરૂષોની મંડળી નીમી તેમની પાસેથી કંઈક યોજના ઘડવાની જરૂર છે.

## શિક્ષકો.

જ્યાં જ્યાં નજર કરીએ છીએ, ત્યાં ત્યાં કાચા પાયા ઉપર ભારે ચણતર કરેલું જોવામાં આવે છે. પ્રાથમિક કેળવણીને સારૂ પસંદ કરેલા શિક્ષકો વિનયની ખાતર ભલે શિક્ષક કહેવાય પણ હકીકતમાં તેઓને એવી ઉપમા આપી શિક્ષક શબ્દનો દુરૂપયોગ કરીએ છીએ વિદ્યાર્થીનો બાલ્યકાળ સર્વથી અગત્યનો છે એ સમયે મળેલું જ્ઞાન કદી ભુલાતું નથી એજ સમયે તેને ઓછામાં ઓછી મુદત મળે અને ગમે તેવી કામચલાઉ નિશાળમાં તેને ગોંધવામાં આવે છે મારી માન્યતા છે કે કોલેજ, હાઈ સ્કુલ વગેરેના શણગારોમાં આ ગરીબ દેશથી ન સહન થઈ શકે એવું ખરચ કરવામાં આવે છે, તેને બદલે જો પ્રાથમિક કેળવણી, સૃષ્ટિ સૌન્દર્યનો કાંઈ પણ ખ્યાલ રહે અને આરોગ્યની સંભાળ રહેતી હોય એવી જગ્યાએ સુશિક્ષિત, પ્રૌઢ અને નીતિમાન શિક્ષકો મારફત આપવામાં આવે તો થોડી મુદતે આપણે ઘણાં મહત્વનાં પરિણામો જોઈ શકીએ આવો ફેરફાર કરવા સારૂ ચાલુ શિક્ષકોનો પગાર દર માસે બેવડાવ્યો હોય તોપણ હેતુ પાર પડવાનો નથી મોટાં પરિણામો એવા જુજ ફેરફારથી ન આવી શકે પ્રાથમિક કેળવણીનું સ્વરૂપ બદલાવુંજ જોઈએ. હું જાણું છું કે આ વિષય ઘણો કઠીણ છે તેમાં વિઘ્નો ઘણાં છે. એમ છતાં ગુજરાત કેળવણી મંડળની શક્તિ બહાર એને ફડચો હોવો ન જોઈએ.

પ્રાથમિક શાળાના શિક્ષકોનો દોષ કઢાવવાનો મારો હેતુ નથી એ કહેવાનું કથન જરૂરનું છે તેઓ પોતાની શક્તિ ઉપરાંત પરિણામ બતાવી શકે છે, એ આપણી ભવ્ય સભ્યતાનું ફળ છે એમ હું માનું છું. જો તે શિક્ષકોને પુરી લાયકાત અથવા પુરૂં ઉત્તેજન મળે તો જે પરિણામ આવે તેનું માપ કાઢી શકાય તેમ નથી

## ફરજીઆત વિ૦ મરજીઆત.

કેળવણી મફત અને ફરજીઆત હોવી જોઈએ કે કેમ તે વિષે હું કાંઈપણ કહેવું અનુચિત ગણું છું મારો અનુભવ થોડો છે વળી કોઈ પણ પ્રકારની ફરજ પ્રજાની ઉપર નાખવી એ મને વસમું લાગે છે ત્યાં આવી ફરજ ક્યાં નાખવી એ વિચાર ખટક્યા કરે છે હાલ આપણે કેળવણી મફત અને ફરજીઆત રાખી તેના અખતરા કરીએ એ સમયને વધારે રૂચિકર જણાય છે મારી તપાસનું પરિણામ ફરજીઆત કેળવણીની યોગ્યતા વિરૂદ્ધ આવ્યું, પણ તે તપાસ નહી જેવી હોવાથી તેમની ઉપર વજન નથી દઈ શકાતું આ વિષય ઉપર પરિષદમાં આવેલા સભ્યો આપણને વજનદાર માહિતી આપશે એમ ધારી લઉં છું

## ઉપાયો.

આ બધી ખામીઓ દૂર કરવાનો ધોરી રસ્તો અરજી નથી, એમ મારી ખાત્રી છે. નાના ફેરફાર રાજ્યકર્તાઓથી એકાએક થઈ શકતા નથી એ સાહસ પ્રજાના આગેવાનો કરવા જોઈએ. અંગ્રેજી બંધારણમાં પ્રજાના સ્વયં સાહસને ખાસ સ્થાન છે સરકાર આપે તોજ થાય એમ વિચારીશું તો આપણને આપણું ધાર્યું કરતાં યુગો વીતવાનો સંભવ

છે જેમ ઇંગ્લાંડમાં તેમજ અહીં સરકારની પાસે અખ્તરા કરાવતા પહેલા આપણે કરી બતાવવા જોઇએ. જેને જે દિશામાં ન્યૂનતા જણાય ત્યાં ન્યૂનતા દૂર કરી પોતે શુભ પરિણામ લાવી સરકાર પાસે ફેરફાર કરાવી શકે છે. આવા કામને સારૂ દેશમાં કેળવણીની અનેક ખાસ સંસ્થાઓની સ્થાપના કરવી ઘટે છે.

તેમાં એક મહા વિઘ્ન છે. આપણને ડીગ્રીનો ભારે મોહ છે. ઉત્તીર્ણ થવા ઉપર આપણા જીવનનો આધાર રાખીએ છીએ. આથી પ્રજાને ભારે નુકશાન થય છે. 'ડીગ્રી' એ સરકારી નોકરીઆત વર્ગનેજ કામની છે તે આપણે ભુલી જઇએ છીએ. પણ પ્રજાની ઉન્નતિ કંઇ નોકરીઆત વર્ગ ઉપર ચણવાની નથી. તેમ સઘને નોકરી વિના ધણીજ સારી ધન પ્રાપ્તિ થઇ શકે છે, એમ આપણે ચોમેર જોઇ શકીએ છીએ. અભણ જેમ પોતાની હોંશીઆરીથી કરોડાધિપતિ થઇ શકે છે, તેમ ભણેલ વર્ગ કેમ ન થઇ શકે? જો ભણેલ વર્ગ ભીતિ છોડે તો તેઓમાં અભણ જેટલું સામર્થ્ય તો જરૂર આવી શકે.

જો 'ડીગ્રી'નો મોહ છુટે તો દેશમાં ખાનગી શાળાઓ ઘણી આવી શકે છે. કોઇ રાજ્યકર્તા પ્રજાની બધી કેળવણી સાચવી શકતા નથી. અમેરિકામાં તો મુખ્યત્વે ખાનગી સાહસજ છે. ઇંગ્લાંડમાં અનેક સંસ્થાઓ ખાનગી સાહસથીજ ચાલે છે. તેઓ પોતાનાજ પ્રમાણપત્રો આપે છે.

આ કેળવણીને સારા પાયા ઉપર મુકવાને માટે ભગીરથ પ્રયત્નની જરૂર પડશે. તેમાં ધનનું, મનનું, તનનું અને આત્માનું અર્પણ થવું જોઇશે.

અમેરિકામાંથી આપણે થોડુંજ શીખી શકીએ એવું મને ભાસ્યું છે, પણ એક વસ્તુ તો આપણે અનુકરણ કરવા જેવી છે. ત્યાંની કેળવણીની મહાન સંસ્થાઓ એક મોટા ટ્રસ્ટની દ્વારા ચાલે છે. તેમાં કરોડો રૂપીઆની થાપણ ધનાઢ્ય લોકોએ આપી છે. તે ટ્રસ્ટની મારફતે અનેક ખાનગી શાળાઓ નભે છે. તેમાં જેમ ધન એકઠું થયું છે તેમ શરીર સંપત્તિવાળા, સ્વદેશાભિમાની વિદ્વાન ગૃહસ્થો એકઠા થયા છે. તેઓ નવી સંસ્થાઓ તપાસે છે અને તેઓનું રક્ષણ કરે છે. તેઓ યોગ્ય લાગે ત્યાં ને તેટલી મદદ આપે છે. એ મદદ અમુક બધારણ કબુલ કરે એવી સંસ્થાઓ સહેજે મેળવી શકે છે. આ ટ્રસ્ટવડે ઉત્સાહી હીલચાલથી અમેરિકાના ગરીબ ખેડુતોને ખેતીની નવીન શોધિત નું જ્ઞાન મળી શક્યું છે. આવી કંઇક યોજના ગુજરાતમાં થઇ શકે તેમ છે. ધન છે, વિદ્વત્તા છે. ધર્મવૃત્તિનો હજુ લોપ નથી થયો. બાળકો તો વિદ્યાની વાટ જોઇ રહ્યાં છે. આ સાહસ થાય તો થોડા સમયમાં આપણે સરકારને બતાવી શકીશું કે આપણો પ્રયાસ ખરો છે. પછી સરકાર તેનો અમલ કરવામાં નહીં ચુકે. હજાર અરજીઓ કરતાં આપણે કરી બતાવેલું કાર્ય વધારે દીપશે.

ઉપરની સૂચનામાં 'ગુજરાત કેળવણી મંડળ'ના બીજા બે ઉદ્દેશોનું અવલોકન આવી જાય છે. આવા ટ્રસ્ટની સ્થાપના તે કેળવણીના પ્રચારની સતત ચળવળ છે અને તે કેળવણીનું વ્યાવહારિક કાર્ય છે.

પણ એ કાર્ય થાય તો બધું થયા જેવું છે. એટલે એ સહેલું ન હોય. જેમ સરકાર તેમજ ધનીકજનોને નો મનાવીએ ત્યારે તે ગાર્ઇન થાય છે. તે પ્રસ્તાવવાનું એકજ સાધન

છે. તે તપશ્ચર્યા છે. તપશ્ચર્યા એ ધર્મનું પહેલું અને છેલ્લું પગથું છે. એ તપશ્ચર્યાની પ્રતિમા 'ગુજરાત કેળવણી મંડળ' છે, એમ હું માની લઉં છું. તેના મંત્રીઓ અને સભાસદોમાં જ્યારે પરોપકાર વૃત્તિજ વાસ કરશે ને વિદ્વતા પણ તેવીજ હશે ત્યારે લક્ષ્મી પોતાની મેળે ત્યાં આવી વાસ કરશે. ધનાઢ્ય માણસો હમેશાં શંકાયુક્ત રહે છે. શંકાના કારણો હોય છે. એટલે આપણે એ લક્ષ્મીને આરાધવા માગતા હોઇશું તો પાત્રતા સિદ્ધ કરવી પડશે.

પણ ધનની જરૂર છે છતાં તેની ઉપર ભાર દેવાની જરૂર નથી. જેને રાષ્ટ્રીય કેળવણી દેવી છે તે શીખ્યો નહી હોય તો મજુરી કરતાં શીખશે. શીખીને એ વૃક્ષની નીચે જેને વિદ્યાદાન જોઇતું હશે તેને આપશે. આ બ્રાહ્મણ ધર્મ છે. જેને આચરવો હોય તે આચરી શકે છે. એવા બ્રાહ્મણો ઉત્પન્ન થશે તેને લક્ષ્મી અને સત્તા બંને નમશે.

આવી અચળ શ્રદ્ધા ગુજરાત કેળવણી મંડળને હોય એવું ઇચ્છું છું. એવું વિશ્વકર્તા પાસે માગું છું.

કેળવણીમાં સ્વરાજ્યની ચાવી છે. રાજ્ય પ્રકરણી આગેવાનો ભલે મોન્ટેગ્યુ સાહેબની પાસે જાય. તે તંત્ર આ પરિષદને ભલે ઉપાડવું ન હો, પણ શુદ્ધ કેળવણી વિના સર્વ પ્રયાસ મિથ્યા છે. કેળવણી એ આ પરિષદનું ખાસ ક્ષેત્ર છે. તેમાં જો આપણે વિજય પામશું તો સર્વત્ર વિજયજ છે.

---

## પરિષદ્માં પસાર થયેલા ઠરાવો.

પરિષદમાં તા. ૨૦-૧૦-૧૭ ને દિને નીચેના ઠરાવો થયા હતાઃ-

### પ્રાથમિક કેળવણીના ખરડાને ટેકો.

પોતાની હદમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવાની સત્તા મ્યુનિસિપાલિટીઓને આપવાનો ઉદ્દેશ ઓન૦ મી૦ પટેલે ધારાસભામાં દાખલ કરેલા ખરડામાં સમાયલો છે, તેને આ સભા સ્વીકારી માનતી છે, પરંતુ પ્રાથમિક કેળવણીના વિસ્તાર માટે સરકારની જવાબદારીના સિદ્ધાંત વિરુદ્ધ આ ખરડાની ૧૮ કલમ હોવાથી તેને રદ કરવા અને કેળવણીના વધારાના ખર્ચનો ઓછામાં ઓછો ૨/૩ હિસ્સો સરકારે આપવો જોઇએ, એવી કલમ ખરડામાં દાખલ કરવાની સૂચના આ પરિષદ આગ્રહપૂર્વક કરે છે.

### પ્રાથમિક શાળાનાં શિક્ષક-શિક્ષિકાઓની સ્થિતિ.

પ્રાથમિક શાળાઓમાં નોકરી કરનારાઓનો પગાર, કેળવણી અને તેમની સામાન્ય સ્થિતિ બહુ અસંતોષકારક છે, માટે તેના નીચેના સુધારાની આ પરિષદ ભલામણ કરે છે. (૧) ટ્રેનીંગ કોલેજનો અભ્યાસ નહિ કરનારા શિક્ષકોનો માસિક પગાર રૂ. ૧૫ તથા એક વર્ષ તેમાં અભ્યાસ કરેલાઓનો રૂ. ૨૦ રાખવો. (૨) ટ્રેઇનીંગ કોલેજમાંથી પસાર થયેલા શિક્ષકોની વધુ પ્રમાણમાં સંખ્યા રાખવા માટે અને ક્રમશઃ અશિક્ષિત માસ્તરોનું પ્રમાણ ઘટાડવા માટે પુરુષો તથા સ્ત્રીઓ માટે બીજી એક કોલેજ સ્થાપવી. (૩) શિક્ષકોની બદલી તેમજ પગારમાં વૃદ્ધિ કરવા માટે કેળવણી ખાતાના ઇન્સપેક્ટરોએ જીલ્લા લોકલ બોર્ડની સ્કુલ કમિટી નીમવી અને તેના રિપોર્ટ ઉપર ઘટતું લક્ષ્ય આપવું.

## પ્રાથમિક કેળવણીના ક્રમમાં સુધારો.

મો. માણેકચંદ જેઠાલાલ શાહે એવો ઠરાવ મૂકયો હતો કે પ્રાથમિક કેળવણીની આખી ભૂમિકા સુધારવા માટે મોટા શહેરોમા અભ્યાસક્રમ આપણા દેશની સભ્યતાને અને આપણી જરૂરીઓ ધ્યાનમાં લઈને અનુકૂળ હોય તેવો ગોઠવી પસાર થયેલા શિક્ષકો તેમજ ઉત્સાહ ધરાવતા કેળવણીપ્રિય યુવાનોને રાખી આદર્શરૂપ શાળાઓ સ્થાપવાની અને ગામડાંઓમા પણ ગામડી શાળાઓ સ્થાપવાની લોકોમા જાગૃતિ કરવાની આ પરિષદ્ ગુજરાતના નેતાઓને ભલામણ કરે છે

ઠરાવ રજુ કરતા મે. શાહે જણાવ્યુ હતુ કે લોકોએ પ્રાથમિક કેળવણીનુ કાર્ય કર્યું નથી, પરંતુ તે સબંધી પૂરો વિચાર કર્યો છે હુ કહીશ કે વિષય નો ઘણો સવો ભાગ છે શિક્ષકો એવા હોવા જોઈએ કે જે બાળકોને કેળવવામા રસ લે, અને બાળકે તેમના સહવાસમા આવવામાં મઝા માને ફ્રેન્ચ લેખક મો. ગીઝોએ જણાવ્યુ છે કે શિક્ષણનો પાયો શિક્ષક ઉપર છે પહેલા ગુરૂઓ દાન દક્ષિણા લેતા નહોતા ખારે તેવુ પડે છે, એ હું મારૂ દુર્ભાગ્ય સમજુ છુ શિક્ષકોએ મપ્રેમ બાળકો સાથે ભળી જવાનુ છે મી ચંદુલાલ મહેશ્વરનાથ પંડ્યે આ ઠરાવને અનુમોદન આપ્યુ હતું

## ગામડાંની શાળાઓનુ' શિક્ષણ.

મી० કલ્યાણજી વિઠ્ઠલભાઈએ નીચેનો ઠરાવ મૂકયો હતો (૧) ગામડાંનિશાળીઆઓને અપાતું જ્ઞાન ખેડુતોને પૂરતુ નહિ હોવાથી તેના અભ્યાસક્રમમાં ગ્રામ્ય જીવનને યોગ્ય કેળવણી દાખલ કરવા આ સભા સૂચવે છે શિક્ષકો તૈયાર કરવા માટે હાલના કેટલાક શિક્ષકોને લોનીના તથા અન્ય પ્રાંતોમાં મોકલી તૈયાર કરવા અને તે દરમિયાન ટ્રેનીંગ કોલેજોમા ખેતીના વિષયને લગતુ સંગીન શિક્ષણ આપવુ. મી० હરિલાલ ઠાકોરલાલ અમીને આ ઠરાવને ટેકો આપ્યો હતો.

## હાઈસ્કૂલો અને કોલેજોમાં સ્વભાષા.

મી० ચંદ્રશંકર નર્મદાશંકર પંડયાએ નીચેનો ઠરાવ મૂકયો હતો ગુજરાતી ભાષાના શિક્ષણને ઉત્તેજન આપવાના હેતુથી બીજી ભાષા તરીકે માધ્યમિક શાળામા તથા મેટ્રિકની પરીક્ષામા તેને સ્થાન આપવા તથા કોલેજના અભ્યાસક્રમમાં પણ તે સિદ્ધાન્ત સ્વીકારવા આ પરિષદ્ સરકારને તથા યુનિવર્સિટીને ભલામણ કરે છે

આ ઠરાવ મૂકતા મી० પંડ્યાએ બહુ રસપૂર્ણ શબ્દોમા જણાવ્યુ હતું કે કેટલાક એવો આરોપ મૂકે છે કે ગુજરાતી સાહિત્યમા યોગ્ય પુસ્તકો નથી રા. [illegible] આનંદશંકર ભાઈ કહે છે કે બધું વાંચના આપણને જે આનંદ મળે છે, તેવો આનંદ ગુજરાતી ભાષામા છે? હું કહીશ કે નથી પરંતુ એવા પુસ્તકો એમ ને એમ નથી લખાતાં. તેને માટે પ્રયત્નની જરૂર છે માધ્યમિક કેળવણીને પહોંચી વળવા જેટલાં તો પુસ્તકો આપણી પાસે છે, નહિ હોય તો કરીશું આપણી મા કાણી હોય, તેથી કંઈ ગોરી મડમ આપણી મા થઈ શકે? (હસાહસ અને તાળીઓ) અમારે માતૃભાષાનું શિક્ષણ લેવાનો હક જોઈએ છીએ બીજું આપણે સમજી નથી.

બીજા દિવસે, તા૦ ૨૧-૧૦-૧૭ તે દિને મળેલી પરિષદની બેઠકમાં સ્ત્રી પુરૂષોની સંખ્યા વધુ પ્રમાણમાં હતી. "માતૃભૂમિ" તેથા "ગુણવંતી ગુજરાત" વગેરે સ્વભૂમિના કીર્તનો, સ્ત્રીઓના મધુર કંઠથી ગવાયા બાદ નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતાઃ—

## માતૃભાષા દ્વારા કેળવણી.

મી૦ નૃસિંહદાસ વિભાકરે નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ—આ પરિષદ્ માને છે કે કેળવણી માતૃભાષા દ્વારાજ આપવી જોઇએ. આજ સુધીની પદ્ધતિથી પ્રજાને પુષ્કળ હાનિ થઇ છે અને હવે વધુ ન થાય, તે માટે સાક્ષર વર્ગને, ધનાઢ્ય વર્ગને અને સમસ્ત પ્રજાને, આપણી ગુજરાતી ભાષા કેળવણીનું વાહન બને, તે માટે મહાપ્રયત્નો આદરવા સલાહ આપે છે અને સરકારને વિનંતિ કરે છે કે તેણે એ મુશ્કેલીઓને વટાવીને પણ સત્વર માતૃભાષાને પોતાનું સ્થાન મળે, તે માટે ભિન્ન ભિન્ન સરકારી ખાતાંઓમાં માતૃભાષાઓનો ઉપયોગ સંપૂર્ણ રીતે કરવો. સરકારી નોકરીના ઉમેદવારોને અંગ્રેજી ભાષાનું અજ્ઞાન તેમની ઉન્નતિને હાનિકર્તા ન થવું જોઇએ. આ પરિષદ આ કાર્યનો બહોળો ફેલાવો કરવા માટે એક કમિટી સ્થાપી, અરજીઓ, ભાષણો વગેરે કરવાની સર્વ સત્તા તેને સોંપે છે. આ પરિષદ એમ પણ માને છે કે નવા ફેરફારમાં અંગ્રેજી શિક્ષણથી જે લાભ પ્રજાને હાલ મળે છે, તે જરા પણ ઓછો ન થવો જોઇએ. કમિટીના સભાસદોઃ—શ્રીયુત ગાંધી, રા. સાકળચંદ જેઠાલાલ શાહ, રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા, રા. જીવણલાલ વ્રજરાય દેસાઈ, રા. હરિલાલ માધવજી ભટ્ટ, રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, રા. જમનાદાસ માધવજી મહેતા, રા. છોટાલાલ બાળકૃષ્ણ પુરાણી, રા. ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. (મંત્રી).

મી૦ વિભાકરે આ ઠરાવ મુકતા લાંબા વિવેચન પૂર્વક જણાવ્યું હતું કે માતૃભાષા દ્વારા કેળવણી આપવાના પ્રયત્નો આપણે ઘણા વખતથી કરી રહ્યા હતા, પરંતુ તેમાં જોઇએ તેવો જીવ હતો નહિ. શ્રીયુત્ ગાંધીએ એ હિલચાલને જીવંત બનાવી છે. અન્ય ભાષાઓ જેવું સ્થાન ગુજરાતી ભાષા નહિ પામે ત્યા સુધી કોઇ ગુજરાતી બચ્ચો સંતોષ પામશે નહિ. ભાષા હૃદયનો રણકાર છે. જીવનમાં જો વીરતા અને રસિકતા હશે, તો તે ભાષા દ્વારા વહેવાનાંજ. બંગાળી ભાષાની ઉન્નતિનું કારણ કવિ ટાગોર તથા બંકીમ ચન્દ્રનો અશ્રમિત પ્રયાસ છે.

પછી પ્રો. હરિલાલ માધવજી ભટ્ટે આ પ્રશ્નનું સમર્થન કરી તેને ટેકો આપ્યો હતો. પછી મી૦ ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે આ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે 'સ્વભાષા સંબંધી આપણામાં હવે જાગૃતિ આવી છે અને પુનામાં આને લગતી હિલચાલ કેટલાક વખતથી ચાલી રહી છે. અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી મળ્યાથી આપણને અને આપણી ભાષાને મોટી હાનિ થાય છે. જ્યારે આપણે સ્વદેશી અને સ્વરાજ્યની વાતો કરીએ છીએ, ત્યારે પરદેશી ભાષામાં કેળવણી આપવાની આપણે વાતો કરીએ તો આપણા જેવા શાયલા કોઇ નથી.

આ ઠરાવની વિરૂદ્ધ મી૦ મનસુખલાલે મત આપ્યાથી માત્ર એકજ વિરૂદ્ધ મતે ઠરાવ પસાર થયો હતો.

## હિંદી અને ઉર્દુ રાષ્ટ્રીય ભાષા.

મી. ચન્દ્રશંકર પંડ્યાએ નીચેનો ઠરાવ મૂક્યો હતોઃ—હિન્દી અને ઉર્દુ રાષ્ટ્રીય ભાષા થઇ શકે કે નહીં અને જો થાય તો તેની કાર્યસિદ્ધિ સારૂ શા ઇલાજો લેવા જોઇએ તેનો વિચાર કરવા અને આગામી પરિષદ્‌ને તે સંબંધી રીપોર્ટ રજુ કરવા માટે આ પરિષદ્ નીચેના ગૃહસ્થોની એક કમીટી નીમે છે:—પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, રા. કલ્યાણરાય નથ્થુભાઇ જોષી, રા. નૃસિંહદાસ વિભાકર, રા. અમૃતલાલ ઠક્કર, ખા. બ. આદરજી મંચેરજી દલાલ, રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, પ્રો. મી. ભાઉ સાહેબ કેરવાડાના ઠાકોર વગેરે.

પંડિત સુખદત્તજીએ ઠરાવને અનુમોદન આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયો હતો.

## અંત્યજ વર્ગની કેળવણી.

રા. અમૃતલાલ સુંદરજી પઢીઆરે નીચેનો ઠરાવ મૂક્યો હતોઃ—આ પરિષદ્ માને છે કે અંત્યજ કહેવાતી અને પછાત ગણાતી કોમોને કેળવણીના સંબંધમાં યોગ્ય ન્યાય મળ્યો નથી અને તેમની તરફ હોવી જોઇએ, તેવી ભાવના નહિ હોવાથી તેમને તથા સમસ્ત પ્રજાને હાનિ થઇ છે. સંપૂર્ણ ભેદભાવ નષ્ટ થાય નહિ ત્યાં સુધી (૧) જીલ્લાનાં મુખ્ય શહેરોમાં હલકી વર્ણના વિદ્યાર્થીઓ માટે અલગ રહેવાની સગવડ કરવી. (૨) દરેક મ્યુનિસિપાલિટીએ બીજી શાળાઓની માફક તેમની શાળાઓમાં પણ સગવડ રાખવી. (૩) ગામડાંમાં પણ લોકલ બોર્ડ બીજી પેટા–કલમની શરત પૂરી પાડે એવી શાળા પૂરી પાડવી.

મી. પઢીઆરે આ ઠરાવ મૂકતાં જણાવ્યું હતું કે જો આવો ઠરાવ અગાઉ કોઇ બ્રાહ્મણ રજુ કરે તો તેના ઉપર પથ્થર ફેંકાય, પરંતુ હાલમાં શ્રીયુત ગાંધીએ પોતાની સાથે અંત્યજને રાખી એ ભેદભાવ કેટલેક અંશે ઘટાડ્યો છે. અંત્યજો દેશના પગ છે. તેમની ઉન્નતિ સિવાય હિન્દની ઉન્નતિ થશે નહિ. આપણે અત્યંત મલીન પદાર્થો ભક્ષણ કરનાર કુતરાને અડકીએ છીએ અને તેમને અડકવામાં પાપ સમજીએ છીએ. આપણી ભૂલ કાઢી નાંખવી જોઇએ.

મી. અમૃતલાલ ઠક્કરે ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે આપણે અંત્યજોને ધંધો કરવા દેતા નથી અને તેમની સાથે ભળતા નથી, તેથી ઘણા અનર્થ થાય છે. મુંબઇમાં કેળવાયલો એક અંત્યજ સ્વજ્ઞાતિ છુપાવીને ઉચ્ચ જ્ઞાતિમાં ભળ્યો હતો. આ લોકોની ઉત્પત્તિ રજપુતોમાંથી થઇ છે. આ ૭ કરોડને આપણે નકામા ગણીએ છીએ, તેથી હાનિ આપણનેજ છે. આપણે લીધે સરકારને પણ તેનાથી શરમ આવવાથી તેમની વસ્તીને લગતા આંકડા પણ સરકારે આપ્યા નથી. કપાળમાંથી જો આપણે કાળા ટીલી કાઢવી હોય, તો અંત્યજોની સ્થિતિ સુધારવી જોઇએ. તેમના છોકરાઓ પણ કેવા સારા બની શકે છે, તે મુંબાઇમાં પરેલ ખાતેનું અંત્યજોનું વસતિગૃહ તપાસવાથી માલુમ પડશે.

પછી ઠરાવ પસાર થયો હતો.

## સ્ત્રી કેળવણીની સંસ્થાઓનો તપાસ.

સ્ત્રી કેળવણીના વિસ્તારાર્થે ખાનગી સંસ્થાઓ જે પ્રયત્નો આદરી રહી છે, તેને

આ પરિષદ ધન્યવાદ આપે છે અને સદરહુ સંસ્થાઓ વધુ અસરકારક રીતે કાર્ય કરે, તે માટે તેમનાં ક્રમમાં એકતા ઉદ્ભવે, તે માટે તે સર્વ સંસ્થાઓની તપાસ થાય, અને તેમને સૂચનાઓ કરવામાં આવે, તે ઇષ્ટ છે, એમ માની તે કાર્ય માટે આ પરિષદ નીચેના સદસ્યોની એક કમિટી નિમે છે, અને પ્રત્યેક સંસ્થાઓ તપાસ કરી તેનો રીપોર્ટ આગામી પરિષદ પહેલાં કરવા સૂચવે છેઃ-પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ, રા. અમૃતલાલ ઠક્કર, રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, રા. મનસુખલાલ આત્મારામ માસ્તર, સૌ. શારદા મ્હેતા, પ્રો. સુમંત બટુકરામ મહેતા, રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, રા. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર, વગેરે.

મી. મનસુખલાલે આ ઠરાવ રજુ કરતાં કહ્યું હતું કે સ્ત્રી કેળવણી સામે હવે વિરુદ્ધતા રહી નથી. તે સબંધી ઇલાકાના પ્રયત્નોની તપાસનો વખત આવ્યો છે. તે પછી મી. કેશવપ્રસાદ છોટાલાલે પણ ટેકો આપ્યો હતો.

## સ્ત્રી કેળવણી કેવી રીતે આપવી જોઇએ?

એ મુદ્દા વિષે ગં. ગંગાબહેને ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે સ્ત્રી કેળવણી વધુ પ્રમાણમાં હોવી જોઇએ. ઉપરાંત આ કેળવણી પાશ્ચાત્ય નહિ, પરંતુ સ્ત્રીને એક યોગ્ય ગૃહિણી બનાવે તેવી હોવી જોઇએ. સ્ત્રી કેળવણી એવી હોવી જોઇએ કે જેથી સ્ત્રીઓ ગૃહસ્થાશ્રમ ચલાવવાને યોગ્ય નીવડે. સ્ત્રીઓ ભણેલી હશે તો તેઓ અભણ પતિને નહી પરણે, અને પોતાના પુત્રોને અભણ રાખશે પણ નહીં. જ્યાં સુધી સ્ત્રીઓ માટે પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી ફરજિયાત થશે નહિ ત્યાં સુધી દેશનો અભ્યુદય નહિ થાય. ભલે પુરૂષો સુધારાના બણગા ફુંકે, ભલે મોટા મોટા ધારાઓ યોજે, પણ એ બધું તે સિવાય વૃથા જવાનું. પુરુષો તો આજીવિકા ચલાવવા પણ ભણે; પરંતુ સ્ત્રીઓને તેવું કોઇ કારણ નહિ હોવાથી, તેમનામાં અજ્ઞાનતા કાયમ રહેવાની; માટે તેમને શિક્ષણ લેવાની ફરજ પાડવી જોઇએ. કેળવાયલી સ્ત્રી પોતાનાં બાળકોને વિદ્યાવિહીન નહિ રહેવા દે અને તેથી કેળવણીનું કાર્ય ઉત્તમોત્તમ વધતું જશે. સ્ત્રી કેળવણી માત્ર ગૃહસંસાર નિભાવવામાં સમાતી નથી. દમયન્તી અને મદાલસા જેવી પતિ પરાયણા સ્ત્રીઓની જરૂર છે, તેમજ ગાર્ગી જેવી વિદુષી સ્ત્રીઓની અને અહલ્યાબાઇ (હોલકર) તથા લક્ષ્મીબાઇ ( ઝાંસીની રાણી ) જેવી વિદુષી અને રાજ્યનીતિમાં પ્રવીણ સ્ત્રીઓની પણ આવશ્યકતા છે. માધ્યમિક કેળવણી માતૃભાષા દ્વારાજ હોવી જોઇએ અને તેમાં આપણા દેશની રજપૂત વીરાંગનાઓ અને શૌર્યવતી કુમારિકાઓના તથા દેશસેવિકાઓનાં જીવનચરિત્રો અભ્યાસક્રમમાં હોવાં જોઇએ. ઉપરાંત વિધવાઓ માટે તથા અન્ય સ્ત્રીઓ માટે એવી સંસ્થા થવી જોઇએ કે જેથી સર્વ સ્ત્રીઓ સ્વ ઉપાર્જિત દ્રવ્ય-થીજ પોતાનું પોષણ કરી શકે. હું મારા બહેનના બન્ધુઓને પ્રાર્થના કરૂં છું કે આવી એક સંસ્થાની અનુકૂળતા અત્રે અવશ્ય થવી જોઇએ. મારા વિચારો કદાચ બી. એ. થયેલા ભાઇઓને પસંદ નહિ પડે. મુંબઇમાં સ્ત્રી કેળવણીના પવનની લહેરો એવી તો વાવા માંડી છે કે સ્ત્રીઓ અમે તેની સાથે " શેકહેન્ડ " કરવામાં અચકાતી નથી. ( હસાહસ ) અમારે તાર કે ટપાલની નોકરી જોઇતી નથી, પણ સુન્દર ઉદ્યોગ જોઇએ છીએ. વડા પ્રધાનને તમાચો મારે એવી કેળવાયલી સ્ત્રીઓ નથી જોઇતી. અમારે તો ગાર્ગી અને

મૈત્રી જોઇએ છીએ. અમારે જવું છે પૂર્વમાં, જ્યારે આજની કેળવણી ઘસડે છે પશ્ચિમમાં. ભાઇઓ ! તમે તારેલા માગો છો, પણ લઇ જવામાં આવે છે તદ્દન અવળે રસ્તે.

તે પછી કેટલાક પરચુરણ ઠરાવો થયા હતા.

## આવતી પરિષદ નડિયાદમાં.

તે પછી રા. રા. ચંદ્રશંકર પંડ્યાએ જણાવ્યું હતું આવતે વર્ષે સાહિત્ય પરિષદ પણ નડીયાદ ભરાશે, અને આ પરિષદને પણ નડિયાદના સદ્ગૃહસ્થો તરફથી હું તેડુ નિમંત્રુ છું.

---

# હિંદુ કાયદામાં સ્ત્રીઓનો દરજ્જો.*

લગ્નનો હક્ક.

આપણા ગુજરાતમાં જો એકવાર લગ્ન થયું હોય તો પછી લગ્નની ગાંઠ જુદી થઇ શકતી નથી. માત્ર સ્ત્રી પુરૂષને બને નહી, તો સ્ત્રી જુદી રહી શકે છે. સ્ત્રીની તરફ ઘાતકી રીતે વર્તવામાં આવે, તો સ્ત્રી કોર્ટમાં ગયા વગર જુદી રહી શકે છે, અને તેને કોર્ટ ખોરાકી અપાવી શકે છે. પૂર્વે ધણીની મિલકતના ભાગમાંથી સ્ત્રીને શાસ્ત્રકારો ભરણપોષણ અપાવી શકતા તેમ કોર્ટો પણ અપાવી શકે છે. સ્ત્રીના શરીરને ધણી તરફથી કંઇ નુકશાન કરવામાં આવતું ના હોય, તો સ્ત્રીઓએ પુરૂષોથી અલગ થવું જોઇએ નહી. હિંદુઓમાં એક વખત લગ્ન થયું હોય તેજ લગ્ન થએલું ગણાય છે, પણ રાજા પણ સમયને અનુકૂળ તેમાં ફેરફાર કરી શકે. એથીજ સરકારે ૧૮૫૬ ના વરસમાં વિધવા સ્ત્રીઓ પુનર્લગ્ન કરે, અને તેઓને પહેલા પતિનો વારસો મળે, એવો કાયદો કર્યો છે છોકરીનો તો વિવાહ કરવાનો હક્ક બાપનો હોવો જોઇએ અને તે પછી માનો હક રહે છે. કેટલીક વાર ફક્ત છોકરીના પૈસા ખાવાની મતલબથી ગમે ત્યાં તેનો વિવાહ કરી દે છે, અને તેવા કેટલાક કેસો કોર્ટમાં આવે છે, અને તે માટે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની કમિટી અરજી કરશે તો ઘટતું થશે. એક છોકરીનો હક્ક લગ્ન નહી થયા હોય ત્યાંસુધી બાપના ઘરમાં રહેવાનો છે. મહાત્મા મનુએ તે પ્રમાણે લખેલું છે. બાપ પોતાના છોકરાને વાલીપણાનો હક આપે છે, તેવો એક સ્ત્રીને નથી. એક સ્ત્રીને તેવો હક આપવાનો અધિકાર કાં ન મળે ? વિધવા ઉપર હક સાસરિયાનો નથી અને તેવા કેસ ઘણા કોર્ટે નથી આવતા—જો કે કલકત્તામાં એક કેસ તેવો બન્યો હતો.

દત્તક ક્યારે લઇ શકાય

શાસ્ત્રમાં પુત્ર ન હોય તો નર્કે જવાય એમ લખેલું છે. એથી પુત્ર ન હોય તો દત્તક લેવો જોઇએ. તેથીજ પીતરાઇ કે બીજા નજીકના સગામાંથી દત્તક લેવામાં આવે છે દત્તક લેવાનો હક માત્ર ધણીનો છે. સ્ત્રીનો નથી. ગુજરાતમાં અને મુંબાઇ ઇલાકામાં એટલી

* ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી મી. ગોકળદાસ આર. દેસાઇ, બી. એ. એલએલ. બી. એ આપેલું ભાષણ

છુટ છે કે એક વિધવા ગમે ત્યારે પોતાના ધણીના કે બાપના કુટુંબમાંથી દત્તક લઇ શકે છે પણ પુત્ર હોય નહી તોજ દત્તક લઈ શકાય છે. મદ્રાસમાં પણ ગુજરાતમાં એટલી છુટ મુકાઇ છે કે એક પુરૂષ ફરમાવી શકે છે કે મારા પછી મારી સ્ત્રીએ દત્તક લેવો. આ હક ગુજરાત અને મુંબાઇ ઇલાકા માટે છે. બીજા મુલકમા નથી. વળી જેને દત્તક લેવામાં આવે, તે તેના બાપ તરફથી અપાવો જોઇએ. શાસ્ત્રકારે દત્તક આપવાનો હક એકલાં મા અને બાપનેજ આપે છે. દત્તક બનતા સુધી કુંવારો અને નાની ઉમરનો હોવો જોઇએ. દત્તક લેનાર અને આપનાર વચ્ચે લગ્નનો સંબંધ હોવો જોઇએ નહી. બ્હેનના છોકરાને દત્તક લેવા માટે શાસ્ત્રકારોએ રિવાજથી છુટ રાખેલી છે. દત્તક લેવા અથવા આપવા માટે વિધિ થવો જોઇએ અને સગાં સ્નેહીમાં જાહેર થવું જોઇએ છે. દત્તક લેનાર અને આપનાર વચ્ચે સામસામો દસ્તાવેજ થવો જોઇએ. દત્તકનો વિધિ થવાથી બીજો કાંઇ વાધો રહેતો નથી.

જન્મ થાય ત્યારથી એક છોકરીનો કુટુંબમાં શો હક રહે છે તે જોવુ જોઇએ. આખું કુટુંબ અને મરદ વર્ગ, એવા બે હક પાડેલા છે. સ્ત્રી એટલે કે છોકરીના બાપમાં નાનપણથી કેળવણી અને લગ્નનો હક રાખેલો છે. એક છોકરીનું લગ્ન થયા પછી માબાપના કુટુંબમાં તેનો હક રહેતો નથી. લગ્ન થતા પહેલાં ભાઇઓ છુટા પડે તો પણ છોકરીનો ખર્ચ જુદો કહાડવો જોઇએ. એક માને માટે છોકરાઓ જુદા પડે તે અગાઉ જુદી રકમ કહાડવી જોઇએ. શાસ્ત્રકારોએ એ પ્રમાણે એક ભાગ માનો જુદો કહાડેલો છે. સુરત જીલ્લામાં પણ ત્રણ ઓરમાન માના ત્રણ જુદા ભાગ અને ચાર છોકરાઓના ચાર એમ સાત ભાગ એક દાખલામાં કરવા પડયા હતા. એ પ્રમાણે સ્ત્રીઓના હકના સબંધમાં શાસ્ત્રકારોએ છુટ આપેલી છે. મા છોકરાઓથી જુદી રહી શકે નહી, પણ છોકરાઓ માથી જુદા પડી શકે. પારસી અને બીજી કોમમાં છુટા થવાના હક આપેલા છે, તેવા આપણા ગુજરાતના સબંધમાં નથી.

**મિલકત ઉપરનો હક.**

હવે કુટુંબની મિલકતના સંબંધમાં તકરાર વધારે હોવાથી તે વિશે હું બોલીશ. અમુક માણસનું મરણ થતાં પહેલો છોકરાનો, ને પછી બૈરીનો, પછી છોકરીનો, પછી માબાપનો, પછી ભાઇનો અને પછી બહેનનો હક રહે છે. સ્ત્રીઓના સંબંધમાં છોકરા પછી માનો હક રહે છે. એક સ્ત્રી પોતાને મળેલી મિલકત ખર્ચી શકે પણ તેને મિલકત કોઇને આપી જવાનો હક નથી. આપણા શાસ્ત્રાનુસાર મરનારની વિધવા હોય ત્યાંસુધી બીજા કોઇનો હક નથી. છતાં આપણામાં પિત્રાઈ તરફથી ગરબડ કરવામાં આવે છે, પણ ખરી રીતે સ્ત્રીઓનો આ હક રાખેલો છે. છોકરી કરતાં પણ સ્ત્રીનો હક શાસ્ત્રકારોએ વધારે રાખેલો છે. પારસી અને મુસલમાનોમાં સ્ત્રીની સાથે બીજાના ભાગ પડે છે. પણ હિંદુઓમાં સ્ત્રીની મિલકતમાં કોઇના ભાગ પડતા નથી. છોકરીનો હક તે પછી છે અને તે પછી છોકરીનો છોકરો અને તે પછી મા અને બાપનો હક રહે છે. બેહેન તો તે પછી આવે છે. કાકીને ભત્રીજાની મિલકત મળી શકે છે. ગુજરાત શિવાય બીજે કોઇ ઠેકાણે તેવો હક આપેલો નથી. શાસ્ત્રકારો સ્ત્રીને કોઇ કોઇ ઠેકાણે મદદ કરવા માટેજ તેને મિલકત આપતા જણાયાં છે. જો સ્ત્રીને પોતાના ધણીના કુટુંબમાંથી મિલકત મળેલી

હોય, તો તે પોતાના પછી બીજાને મિલકત આપી શકે નહી કે વીલ કરી શકે નહી. બીજા કોઇ તરફથી જે મિલકત આવેલી હોય તે છુટથી બીજાને આપી શકે છે. આપણામાં એક ગોત્રમાં પિત્રાઇ કોઇ નહી હોય, તો પછી મોસાળ કે બીજા સગાનો હક રહે છે.

**સ્ત્રીધન કોને કહેવું?**

આ માટે ગુજરાતમાં ઘણી છુટ છે. સ્ત્રીધનના ગુજરાતમાં બે ભાગ પડેલા છે. સ્ત્રીને ધણી તરફથી જે મિલકત મળી હોય તે છોકરીને પહેલી જાય. બીજા તરફથી મળેલી મિલકત સગાંઓને જાય. અમુક સ્ત્રીધન લગ્ન પહેલાં, લગ્ન વખત માબાપ કે સગાંઓએ આપેલું હોય તે ધન છોકરીને પહેલાં જાય. છોકરી ન હોય તો છોકરીની છોકરી અને તે પછી છોકરો અને તે પછી ધણીનો હક રહે છે. સ્ત્રીની મિલકતમાં ધણીનો હક છેલ્લો રહે છે. પહેલી છોકરી અને છોકરી નહી હોય તો છોકરો અને તે પછી ધણીનો હક રાખેલો છે.

**વિધવાઓનો હક કેટલો?**

એક સ્ત્રી વિધવા થઇ હોય, તેને જીવના સુધી આખી મિલકત ભોગવવાનો હક હોય છે એટલે ધણીની રહેણી અનુસાર ધાર્મિક કામોમાં અથવા બીજાં કામોમાં આપી શકે છે. તે મિલકત ઉડાવી દઇ શકે નહી પણ જરૂરી કામોમાં તે પોતાની મિલકત આપી શકે. સંસારિક, ધાર્મિક અને વહેવારિક કામોમાં તે પોતાની મિલકત આપી શકે છે. સંસારિક એટલે છોકરા છોકરીના લગ્ન કરી શકે, વહેવારિક એટલે કોઇ નરકામ, બાધકામ, રીપેર કામના ખરચમાં આપી શકે અને ધાર્મિક એટલે પોતાના ધણીના આત્માની શાન્તિને માટે ખરચી શકે પણ એક સ્ત્રી ગમે તેમ અને ગમે તે મિલકત ધર્માદા આપી શકે નહી. અહેની હાઇકોર્ટમાં એક સંન્યાસીને મિલકત આપી દેવાનો કેસ આવ્યો હતો, અને કોર્ટે તેને મિલકત આપવા દીધી હતી નહી. જાત્રાએ જવા માટે એક વિધવા સ્ત્રીને સગવડ આપેલી છે. તેના આત્માની શાંતિને માટે ગયાજી કે બીજાં પવિત્ર સ્થળોની જાત્રાએ જવાને અમુક રકમ તેને કહાડી આપેલી છે. વિધવાના હકના સંબંધમાં એટલી છુટ છે. આ છુટ ધણીની મિલકત મળેલી હોય તેના સંબંધમાં છે, પણ બીજા કોઇ તરફથી મળેલી હોય તો ગમે તે રીતે તે વાપરી શકે છે. સ્થાવર મિલકત એક સ્ત્રી પાસે હોય તો તેણે પોતાના ધણીની રજા વગર આપી દેવી નહી. ધણીની મુસીબત વખતે મદદ તરીકે જંગમ મિલકત તે આપી શકે, પણ તે હક સ્થાવર મિલકત માટે નથી. શાસ્ત્રકારોએ આ છુટ આપેલી છે. છતાં ધણીને પણ મિલકત જે લીધી હોય તે પોતાની સ્થિતિ સુધરતાં પાછી આપી દેવા ફરમાવેલું છે. એક સ્ત્રીને મિલકતનો અમુક ભાગ ધર્માદામાં આપવા ફરમાવેલું છે.

**વીલથી અપાતી મિલકત.**

વીલના સંબંધમાં ઘણીવાર વાધાના કેસો આવે છે. અસલ વીલ કોઇ સમજતું નહોતું. એ પશ્ચિમનો સુધારો છે અને એ દાખલ કરવા માટે અમુકને મિલકત આપવા માટે હક ભોગવવાનો છે. ધણીના વારસ તરીકે સ્ત્રીએ ધન લીધું હોય તો તે વીલ કરી

શકે નહી, પણ ધણીએ વીલથી આપેલું હોય તે ધનનું એક સ્ત્રી વીલ કરી શકે છે. છેલ્લા દશ વર્ષમાં સ્ત્રીના હક સંબંધમાં ઘણો ફેરફાર થયો છે. ઘણાઓ સ્ત્રીને વીલમાં પહેલું આપવા ફરમાવી જાય છે અને પછીથી બીજાઓને હક આપેલો હોય છે, તો એને પાછું વીલ કરવાનો હક રહેતો નથી. વીલના સંબંધી વિધિ એટલીજ છે કે મુંબઈની અંદર વાલ્સા સુધીમાં કરવું હોય તો તે લિખિત થવું જોઇયે. બાહેર ગામમાં મહોડેથી પણ વીલ કરી શકાય છે. વીલની અંદર લખવામા આવે છે કે મારી પાછળ મારા એક્ઝીક્યુટરોએ અમુક રકમ ધર્માદામાં આપવી. હવે એ એક્ઝીક્યુટરો ધર્માદામાં આપે નહી, તો કોર્ટ તેને ફરજ પાડી શકે નહી પણ અમુક ધર્માદા ખાતાં માટે લખેલુ હોય તો તે ખાતાના સેક્રેટરી તરફથી કોર્ટે ચઢીને તે મિલકત લઇ શકાય છે. વીલમાં સ્થાવર મિલકત હોય તો રજીસ્ટર જોઇયે. જંગમ મિલકત રજીસ્ટર વગર ચાલી શકે છે. સ્થાવર મિલકત જુદી પણ ગણી શકાય અને મકાન કરતાં મિલકત જુદી હોય, તો સ્ત્રી પોતાને ગમે તેને આપી દેવાનો હક ધરાવે છે. આજથી દશ વરસ ઉપર સ્ત્રીનો દરજ્જો નીચો ગણાતો. તેમાં હવે સુધારો થયો છે.

સ્ત્રી મંડળનું કામ.

સ્ત્રીના હકના સંબંધમાં સ્ત્રી મંડળો અથવા બીજાઓએ આવા નિબંધો છપાવી પુસ્તિકા વહેંચી બતાવવું જોઇયે કે કાયદાથીજ નહીં, પણ સંસાર, કાયદો અને રાષ્ટ્ર કામોમાં સ્ત્રીનો દરજ્જો અગાઉ કેવો હતો અને હાલ કેવો થવો જોઇયે. વળી એ સાથે પારસી, મુસલમાન, યાહુદી વગેરે કરતાં હિંદુઓના કેટલાક હક્કો જુદા છે. પુરુષો ઉપરનો બોજો આથી ઓછો થશે. એ બોજો સ્ત્રીઓએ ઉપાડી લેવો જોઇયે છે. આપણી ગુજરાતની સ્ત્રીઓ પોતાનો દરજ્જો સમજવાને લાયક નહી થાય ત્યાં સુધી સ્ત્રીઓનો સાંસારિક દરજ્જો સુધરી શકશે નહી. મુંબઈની સ્ત્રીઓજ નહી પણ આખા ગુજરાતની સ્ત્રીઓએ પોતાનો દરજ્જો કેમ સુધરે તે માટે સારા લેખો લખીને તે છપાવીને પ્રગટ કરાવવા. એ રીતે તમારા ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે તેની પહેલ કરવી જોઇએ.

---

# સ્ત્રી શિક્ષણની વૃદ્ધિ અને સુધારણા.

લેખકઃ રા. બ. હરગોવિન્દદાસ દ્વારિકાંદાસ કાંટાવાળા.

**પશ્ચાદવલોકન.** સરકારી કન્યાશાળાઓની સ્થાપના કરતી વખતે લોકોનો મોટો ભાગ સ્ત્રી કેળવણીની વિરૂદ્ધ હતો. શાસ્ત્રી, પુરાણીઓ લોકોને સમજાવતા કે સ્ત્રીઓને જ્ઞાન આપવું એ શાસ્ત્ર વિરૂદ્ધ છે. ભણવાથી છોકરીઓને વૈધવ્ય પ્રાપ્ત થાય છે કે તેમને આડે માર્ગે જવાનું સાધન મળે છે. છોકરીઓને ભણીને ક્યાં નોકરી કરવા જવું છે? એવો સાધારણ લોકો પ્રશ્ન કરતા. જેવું જ્ઞાન છોકરીઓને અપાતું તેવું જ્ઞાન કન્યાશાળાઓમાં અપાતું. તે વખતે ધોરણો મુકરર થયાં નહોતાં, અને ક્રમવાર કે જોઇએ તેવાં પાઠ્ય પુસ્તકો પણ નહોતાં. સ્ત્રી શિક્ષકોને અભાવે બનતા સુધી વૃદ્ધ પુરૂષોને શિક્ષક

નીમવામાં આવતા, તેથી છોકરીઓ શાળાઓમાં મોટી ઉમર થતા સુધી રહી શકતી નહોતી. અમદાવાદમાં પ્રથમ બે કન્યાશાળાઓ સ્થપાઇ હતી તેમા રાયપુરવાળીમા ઘણી છોકરીઓ આવતી. મીઠાઇ, ચાલા, કપડા વગેરે આપીને બાળાઓને લલચાવવામાં આવતી.

"મીસ મેરી કાર્પેન્ટર હિંદની અબળાઓને સુધારવાના શુભ હેતુથી આ દેશમા આવ્યા, ત્યારે તેમને સ્ત્રી શિક્ષકોની મોટામા મોટી ખામી જણાઈ, તથા કન્યાઓને ઉંચી જાતનુ જ્ઞાન આપવા તજવીજ કરવી જોઇએ, એવો તેમનો ઉપદેશ થતાં, હું અને માન મિત્રોને પ્રોત્સાહન મળ્યુ. અમે જાતે કન્યાશાળાઓમાં થોડો થોડો વખત સહજ જ્ઞાન આપવાનું આરંભ્યું, અને બીજી સ્ત્રીઓ ભણવાને લલચાય, એટલા માટે અમારી પત્નીઓને નિશાળે મોકલવા માંડી. પરિણામે એ થયુ કે બીજી ગરીબ સ્ત્રીઓ શિષ્યવૃત્તિની લાલચે દાખલ થઈ, અને તેથી પ્રથમ નોર્મલ સ્કૂલ અને પછી ટ્રેનિંગ કોલેજની અમદાવાદમાં સ્થાપના થઈ

**પાશ્ચાત્ય પદ્ધતિ.** પશ્ચિમ તરફના વિદ્વાનોનુ એવુ મત હતું કે કેળવણી આપવાનો હેતુ મનુષ્યની બુદ્ધિની શક્તિઓ ખીલવવાનો છે, વહેવારું જ્ઞાન તે પાછળથી મેળવી શકે, અને છોકરા છોકરીઓને સમાન જ્ઞાન આપવુ જોઇએ. આ પદ્ધતિનું આપણા દેશ માટે અનુકરણ થયું પૂર્વ પશ્ચિમના દેશોની સ્થિતિનો વિચાર થયો નહીં આ પ્રમાણે સુમારે ઘણાં વર્ષ સુધી ચાલ્યુ, છતા સરકારને કે લોકોને વસ્તુસ્થિતિ બદલવાનો વિચાર ન થયો. લોકોમા સ્ત્રી કેળવણી વિષે બડબડાટ ચાલ્યો, અને કેટલાક વિદ્વાનોને સમજાયુ સમજાયું જણાયુ કે જે શિક્ષણ અપાય છે તે સ્ત્રીઓને માટે અયોગ્ય છે.

જર્મની અને કેટલાક યુરોપના બીજા દેશોને ચાલુ પદ્ધતિ ખામીભરેલી જણાઇ, તેથી તેમણે વિજ્ઞાન અને વહેવાર બાબતો અભ્યાસક્રમમા ઉમેરી. ઇંગ્લાંડના લોકોની તેથી ધીમે ધીમે આંખો ઉઘડવા લાગી, અને તેમણે પણ બીજા દેશોના શિક્ષણની તપાસ કર્યા પછી પોતાની પદ્ધતિમાં કેટલોક ફેરફાર કર્યો, તે છતાં પણ આપણું ગાડુ તો એકજ ચીલે ચાલવા માંડ્યું

**સાંપ્રત સ્થિતિ.** વડોદરામા સ્ત્રી શિક્ષણની પદ્ધતિ ફેરવવા માટે સન ૧૮૮૦ પછી કેટલાક યત્ન કરવામા આવ્યા કન્યાશાળાઓના ધોરણોમા યોગ્ય તે વધારો કરી તેમા વહેવારૂ તથા સ્ત્રીઓને ખાસ ઉપયોગી થાય એવા વિષયો દાખલ કરવામા આવ્યા. પાકશાસ્ત્રના શાસ્ત્રીય જ્ઞાન સાથે મુખ્ય મુખ્ય નિશાળોમાં રાંધવાનું શરૂ કર્યું, ત્યારે ઉંચી કેળવણી પામેલા ગૃહસ્થો પણ મને હસવા લાગ્યા. એક વિદ્વાને કહ્યુ કે રાંધવાનું તો છોકરીઓ પોતાની માતાના રસોડામાં સારી રીતે શીખી શકે, અને તે કેળવણીનો વિષય પણ નથી એ વખતે ઇંગ્લાંડ જેવા ધનાઢ્ય દેશમા આઠસે ઉપરાંત કન્યાશાળાઓમાં રસોઇ, વાસણ માંજવા, એઠવાડ અબોટ કાઢવા વગેરેનું કામ બાળાઓ કરતી હતી, તે જણાવ્યા છતા પણ અમારા વિદ્વાનો પોતાના મનને વળગી રહ્યા. એજ રીતે જ્યારે ગાયન શીખવવાનું શરૂ કર્યું, ત્યારે પણ લોકો મારી નિંદા કરવા લાગ્યા હવે શાળાઓમાં નાચતાં શીખવશે એટલે સ્ત્રી કેળવણી ઉત્તમ પ્રકારની થઇ જશે, એમ કેટલાક કહેવા લાગ્યા, પરંતુ તેને લોકપ્રિય કરવા માટે એવા ઇલાજ લેવાયા કે તે વિષય ઉપર ધીરે ધીરે માબાપોનો ભાવ પેદા થયો. શીવણ, ભરતની બાબતમા વિલાયતી કરતાં દેશી રીતિને વધારે પસંદ કરવામા

આવી. કસબ રેશમના ઉંચી જાતના ભરતનો અનુભવ મેળવવા માટે એક સ્ત્રી અને એક દરજીને કરાંચી, દિલ્હિ અને પંજાબ મોકલવામાં આવ્યાં, અને અમદાવાદી તથા સુરતી પદ્ધતિ દાખલ કરી. ફિમેલ ટ્રેનિંગનું બીજ રોપવા માટે એક નાર્મલ ક્લાસ ઉઘાડી તેમાં હું જાતે શીખવવા જતો. બહારથી ટ્રેઇન્ડ મિસેસો લાવવા માંડી, અને ફિમેલ ટ્રેનિંગ કાલેજ સ્થપાયા પછી સ્ત્રી શિક્ષકો વધારે મળવા લાગી, અને તેથી મોટી ઉમરની છોકરીઓ શાળાઓમાં રહેવા માંડી. અંગ્રેજી રાજ્યની કન્યાશાળાનાં ધોરણોમાં પણ કેટલોક ફેરફાર થયો, કન્યાશાળાઓમાં વધારો થયો, સ્ત્રી શિક્ષણ તરફ લોકોની રુચિ વધવા માંડી. અંગ્રેજી કેળવણી આપવા માટે ફિમેલ ટ્રેનિંગ કાલેજોને અંગે હાઇસ્કૂલો સ્થપાઈ. કાલેજોમાં કેટલીક બાળાઓ દાખલ થઇ અને કોઇ કોઇએ પદવીઓ પણ પ્રાપ્ત કરી. હમણાં હમણાં વળી અમદાવાદ, સુરત, પુના વગેરે સ્થળોએ સ્ત્રીઓને ખાસ ઉપયોગી થાય એવું શિક્ષણ આપવાની ઉપ્રવણી થઇ છે, અને પ્રો. કર્વેના ભગીરથ પ્રયત્ન વડે પુનામાં આખા હિંદને માટે વિશ્વ વિદ્યાલયની યોજના થઇ ચૂકી છે. વળી કેળવણી પરિષદો ભરાય છે ને તેમાં સ્ત્રી કેળવણી ને બીજા ઉપયોગી વિષયો ચર્ચવામાં આવે છે. આ સર્વ સ્ત્રી કેળવણીના સુધારા વધારાનાં શુભ ચિહ્નો છે, તથાપિ આપણે હજી એ બાબતમાં ઘણુ કરવાનું છે.

## સ્ત્રી કેળવણીની વૃદ્ધિ.

પ્રાથમિક કેળવણી—પ્રથમ આપણે હાલની સ્થિતિ કેવી છે તેનો વિચાર કરીશું. મુમ્બાઈ ઇલાકાના કેળવણી ખાતાના છેલ્લા રિપોર્ટ ઉપરથી જણાય છે કે જ્યારે છોકરાની શાળાઓ ૧૨,૨૫૮ હતી, ત્યારે કન્યાશાળાઓ માત્ર ૧૨૩૬ હતી, એટલે બનેની સંખ્યામા દશગણો તફાવત રહે છે, અર્થાત્ પુરૂષ કરતાં સ્ત્રી કેળવણી દશગણી કમી હોય તો તેમાં નવાઇ સરખું નથી. થોડાંક વર્ષ ઉપર હિંદી સરકારે પ્રાથમિક શાળાઓ ઘણી ઉઘાડવા માટે મોટી રકમ મુંપરત કરી, ત્યારે પણ ખાતાનું લક્ષ છોકરાઓની શાળાઓ સ્થાપવા તરફ ઘણું વધારે હતું. જેમ શાળાઓ વધારે સ્થપાય તેમ તેનો લાભ કન્યાઓ વધારે લે, એ તો સ્પષ્ટ જ છે.

હિંદના વજીરને ત્યાં મિસિસ ફ્રોસેટની આગેવાની નીચે ગએલા ડેપ્યુટેશને જે અરજી કરી હતી તેમાં જાહેર કર્યું હતું, કે અંગ્રેજી હિંદમાં ભણતી છોકરીઓ અને છોકરાઓની સંખ્યામાં પાંચગણો તફાવત રહે છે. દશ લાખની વસ્તીમાં નિશાળે જતી કન્યાઓ માત્ર ૩૯૧૦ એટલે સેંકડે .૪ છે, ત્યારે મહિસુરમાં ૫૬૦૦ (.૫), ત્રાવણકોરમાં ૧૮૬૩૭ (૧,૮), કોચીનમાં ૨૦૦૦૦ (૨) અને વડોદરામાં ૩૫૫૦૦ (૩-૫) છે વડોદરામાં એક વર્ષની અંદર એ સંખ્યા વધીને ૪૧૧૮૯ (૪ ટકા) જેટલી થઇ છે. મુંબાઇ ઇલાકામાં છોકરાઓની નિશાળમાં ભણતી છોકરીઓ જ્યારે ૩૪૭૯૧ છે, ત્યારે વડોદરામાં તેવી છોકરીઓની સંખ્યા ૪૫૨૭૯ છે. વડોદરાનું રાજ્ય મુંબાઇ ઇલાકાનો માત્ર દશમો ભાગ છે. એ હિસાબે એવી કન્યાઓની સંખ્યા સાડા ચાર લાખ જેટલી હોઇ શકે.

વડોદરામાં નિશાળે જતી કન્યાઓની સંખ્યા ઘણી વધારે છે, તેનું મુખ્ય કારણ ફરજીયાત કેળવણી દાખલ કરવામાં આવેલી તે છે. એ રાજ્યમાં ફરજીઆત વયની કન્યાઓ ૧૨૫૦૦૦ હોઇ શકે, તેમાંથી હાલ ૮૨૩૭૮ વિદ્યાનો લાભ લે છે. જે જે દેશોમાં કેળ-

ળવણી ફરજીઆત છે, તે તે દેશોમાં લગભગ છોકરા જેટલી છોકરીઓ નિશાળોમાં ભણતી હોય છે. આપણા દેશમાં કેળવણી ફરજીઆત કરવાની જરૂર છે એવો ઘણાનો મત થયો છે. તેમ કરવામાં નાણાની અડચણ બતાવવામાં આવે છે. હાલમાં જે ભયંકર યુદ્ધ ચાલે છે, તે બંધ પડતા સુધી સરકાર ઘણાં નાણાં ખરચી ન શકે એ ખરું છે. જેમ પંજાબની સરકારે અખતરો અજમાવવાનું યોજ્યું છે, અને ઑનરેબલ મી પટેલના નિબંધનો ખરડો મુંબાઈની ધારાસભામાં મંજુર થયે તે આ ઇલાકામાં પણ અજમાવી શકાશે; એટલે લોકલ બોર્ડ, સુધરાઈઓ અને સરકાર પોતે ફરજીઆત કેળવણીની શરૂઆત કરે, અને તે ધીમે ધીમે વધારે તો ઘણું સારૂં. વડોદરાનો દાખલો કોલ્હાપુર, મહિસુર વગેરેએ લીધો છે. તેનું અનુકરણ બીજાં દેશી રાજ્યોએ કરવું જોઇએ.

સરકારે આજ સુધી કેળવણી પાછળ જે જે કર્યું છે તેને માટે આપણે તેનો ઉપકાર માનવાનો છે, પરંતુ બીજા દેશો સાથે સરખામણી કરતાં આપણે અહીં કેળવણી પાછળ સરકાર કેટલો થોડો ખરચ કરે છે તે નીચેના આંકડાથી જણાઇ આવશે.

પ્રાથમિક કેળવણી ખાતે ઑનરેબલ મિ. શંકરન નૈરે વડી ધારાસભાને જે આંકડા સન ૧૯૧૧ ના પૂરા પાડ્યા છે તે વસ્તીના માથા દીઠ આ પ્રમાણે—

| | |
|---|---|
| ઈંગ્લાંડ અને વેલ્સ | રૂ. ૧૦ |
| ફ્રાન્સ | ૩·૩૬૪ |
| જર્મન શહેનશાહત | ૭·૮૧૦ |
| જાપાન | ૧·૬૬૮ |
| યુનાઇટેડ સ્ટેટ્સ (સન ૧૯૧૨) | ૧·૬૫૭ |
| હિંદુસ્તાન | ·૦૭૯ |

આ ઉપરથી જણાશે કે હિંદુસ્તાનનો માથા દીઠ ખરચ માત્ર સવા આનો આવે છે! આ આંકડામાં લોકલફંડ, સુધરાઈ ફંડ, ફી, ઉઘરાણું અને લોકોની બક્ષિસનું વ્યાજ એ સર્વેમાંથી મળતાં નાણાંનો સમાવેશ થાય છે, એટલે કેવળ સરકારી તીજોરીમાંથી એના ચોથા ભાગથી પણ કમી મળે છે. છોકરાઓ પાછળ કુલ ખરચ જ્યારે એક કરોડ બોંતેર લાખ રૂપિયા થાય છે, ત્યારે કન્યાઓ પાછળ માત્ર છત્રીશ લાખ તેતાળીશ હજાર થાય છે *

વળી એક બીજા પત્રે આપેલા આંકડા ઉપરથી જણાય છે કે દશ વર્ષ ઉપર જાપાન કેળવણી પાછળ ૭ા કરોડ રૂપીઆ ખરચતું, ત્યારે પાંચ વર્ષ ઉપર હિંદમાં ૪ા કરોડ ખરચાતા હતા, (જાપાનથી હિંદ છગણું છે તે છતાં) માથાદીઠ ખરચ —

| | | |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૪·૪૫ | ડૉલર એટલે આશરે રૂ ૧૪-૧૫ |
| યુરોપ | ૧·૨૩૫ | ૫-૦-૦ |
| ફિલિપાઇન | ૦·૪૭૫ | ૧-૮-૦ |
| જાપાન | ૦·૨૭૫ | ૦-૧૪-૦ |
| હિંદુસ્તાન | ૦·૦૨ | ૦-૧-૦ |

* ગુજરાતી પત્ર ૧૬-૪-૧૭

ફિલિપાઇન જેવા પછાત સંસ્થાન કરતાં આપણું ખરચ ચોવીશગણું ઓછું છે!

વડોદરાની ફરજીઆત કેળવણીને લીધે માથા દીઠ લગભગ પંદર આના ( તેમાં ફરજીઆત સિવાયની પાઠશાળાઓ, મહા પાઠશાળાઓ વગેરેના ખરચનો સમાવેશ થાય છે) અથવા સ્થૂલ ઉત્પન્નનો લગભગ ૧/૨૮ ખરચ થાય છે. એ હિસાબે અંગ્રેજી રાજ્યમાં કેળવણી કેટલા નાણાંનો હક ધરાવી શકે તે સહેજ ખ્યાલમાં આવી શકશે. દરેક રીતે કન્યાશાળાઓ જેમ વધારે સ્થપાય તેમ સરકાર તરફથી પેરવી થવી જોઇએ.

૯૭ લોકો તરફથી સ્ત્રી કેળવણી પાછળ વધારે ધ્યાન અપાવું જોઇએ. ઘણી માતાઓ પોતાની પુત્રીઓને ભણાવવાની ફરજ ને અગત્ય સમજતી નથી. છોકરાના ભણતર તરફ, જેટલું લક્ષ અપાય છે, તેટલું છોકરીઓ પાછળ અપાતું નથી. તેમને દરેક બહાને ગેરહાજર રાખે છે, મોડી વહેલી મોકલે છે, ભણવાનાં જોઇતાં સાધન પૂરાં પડાતાં નથી, ઘેર પાઠ કરવાની તક અપાતી નથી, નિશાળેથી તેમને વહેલી ઉઠાડી લેવામાં આવે છે, અને પછીથી તેમને અભ્યાસ વધારવાની જોગવાઇ અપાતી નથી. શિક્ષિત લોકો ધારે તો શાળાઓનાં સામાન્ય કામકાજ ઉપર દેખરેખ રાખી તેમાં સુધારા વધારા કરવાનો ઉપાય લઇ શકે, અને લોકોને પોતાની બાળાઓ નિશાળે મોકલવાનો બોધ આપી શકે. કન્યાશાળા ઉપર દેખરેખ રાખનારી મંડળી ( કમિટી ) જો ભણેલી સ્ત્રીઓની હોય, તો તે વધારે ઉપયોગી થઇ પડે.

જ્યાં કન્યાશાળાઓ ઉઘડી ન શકે, ત્યાં લોકોએ બાળકીઓને છોકરાની નિશાળે મોકલવી જોઇએ. દશ વર્ષ સુધી બાળાઓ છોકરા ભેગી ભણે તેમાં કોઇ હરકત લેવું નથી, એવું અનુભવથી મને માલુમ પડ્યું છે. કેળવણી ખાતાના નિયમ પ્રમાણે જ્યાં પંદર છોકરા થાય ત્યાં નિશાળ ઉઘાડવાનું ઠરેલું છે. તે પ્રમાણે જ્યાં પંદર છોકરીઓ થાય ત્યાં કન્યાશાળા ખસૂસ ઉઘાડવી જોઇએ.

શ્રીમંત લોકોએ ખાનગી કન્યાશાળાઓ ઉઘાડવી જોઇએ, અથવા શિષ્યવૃત્તિઓ આપવાની ગોઠવણ કરવી જોઇએ. મદદ લેનારી શાળાઓ સ્થાપવા માટે પણ યત્ન થઇ શકે એમ છે. નોકરીથી નિવૃત્ત થયેલી મહેતીઓ ને મહેતાજીઓ આવું કામ કરી શકે. ગ્રામ પંચાયતો, મહાલ પંચાયતો, અને શહેર સુધરાઇઓ સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવામાં મદદ કરી શકે. જે ધાર્મિક સંસ્થાઓમાં પૈસાની સગવડ હોય તે પોતપોતાના ધર્મને લગતા જ્ઞાન આપવાના ઉદ્દેશથી કન્યાશાળાઓ સ્થાપે, તો એક પંથ ઓર દો કાજ થઇ શકે એમ છે. હાલ જે ધાર્મિક કેળવણીને અભાવે છોકરાં નાસ્તિક, સંશયી, ધર્મવિહિન, કે અપલક્ષણાં રહે છે, તેનો તેટલા પૂરતો અટકાવ થાય. મુસલમાન ભાઇઓની મસીદોમાં ચાલતી મકતબોમાં કુરાને શરીફ શીખવવામાં આવે છે, તેમાં કેળવણીનાં ધોરણ દાખલ કરવા સારૂ ખાતા તરફથી મદદ આપવામાં આવે તો તેથી લાભ થાય,

વડોદરામાં જનાના શાળાઓ સ્થાપવાની જે ગોઠવણ થઇ હતી, તે શહેરોમાં તો કસ્બાઓમાં ચાલુ થવી જોઇએ. મોટી ઉંમરના બૈરાંને પાછલા પહોરે બે ત્રણ કલાકનો અવકાશ મળે છે. તેઓ એવી શાળાઓમાં દાખલ થઇ શકે, એટલુંજ નહિ પણ નિશાળેથી ઉઠી ગએલી છોકરીઓને વધારે અભ્યાસ કરવાની સગવડ મળે. મહોલ્લે મહોલ્લે અથવા અમુક વસ્તીવાળા લત્તામાં એવી શાળાઓ કે વર્ગો રૂડી રીતે ચાલી શકે.

જેમ સ્ત્રી શિક્ષકોની જરૂર છે તેમ ઉપર કહ્યા પ્રમાણે દેખરેખ રાખનાર સ્ત્રી મંડળી તથા સ્ત્રી પરીક્ષકોની આવશ્યકતા છે. મારા જાણવા પ્રમાણે આખા ઇલાકા માટે એકજ ઇન્સ્પેક્ટ્રેસ છે, અને તે પણ યુરોપિયન છે. દરેક જીલ્લા માટે એક ડેપ્યુટી ઇન્સ્પેક્ટ્રેસ નીમી શકાય. હવે દેશી સ્ત્રી ગ્રેજ્યુએટો વધવા માંડી છે. તેઓને આ કામ માટે નીમવામાં આવે, તો તે સ્ત્રી શિક્ષણની વૃદ્ધિ માટે ઘણું કરી શકે.

ખાતાના અધિકારીઓ લોકો સાથે જો વધારે હળતા મળતા રહે, તો તેઓ સ્ત્રી કેળવણીનો ફેલાવો વધારે કરી શકે. ઇનામ સમારંભ વખતે ગામની સ્ત્રીઓને નોતરવામાં આવે, શાળાઓ શી રીતે ચાલે છે તે સમજાવવામાં આવે, અને સ્ત્રી શિક્ષણના ફાયદા બતાવનારાં ભાષણ કરવામાં આવે, તો તેની અસર સારી થયા વિના રહે નહિ. વડોદરા રાજ્યના એક કસ્બામાં આવો મેળાવડો થયો તેમાં ૫૦૦ ઉપરાંત સ્ત્રીઓએ ભાગ લીધેલો જોઈ મને આનંદ થયો હતો. એજ કસ્બામાં વહોરા લોકોની ઝાઝી વસ્તી છતાં પડદાની હરકતને લીધે તેમને માટે કન્યાશાળા ઉઘાડી શકતી ન હોતી. સાચા મમતા વડે અને સમજુતીથી ત્યાં કન્યાશાળા ઉઘાડવાને હું શક્તિવાન થયો (મારા જાણવા પ્રમાણે તે ગુજરાતમાં મુસલમાનો માટે પહેલીજ શાળા હતી). એજ રીતે અમરેલી જેવા પ્રદેશમાં કાઠીઓ, મકરાણીઓ વગેરે તોફાની, ઝનુની અને અજ્ઞાન લોકોની વસ્તી છતાં અને મોટા મોટા અધિકારીઓએ મને જીવનું જોખમ થવાની ધાસ્તી આપ્યા છતાં હું ફરજીઆત કેળવણી દાખલ કરી શક્યો હતો. સાચા મમતા, દિલસોજી, લોકોમાં હળવું મળવું, તેમની ઇચ્છાઓ, જરૂરીઆતો ને હરકતો જાણવી, એ શિક્ષકોથી માંડીને ખાતાના અધિકારીઓને પોતાના કાર્યમાં ફતેહમંદ થવા માટે જરૂરની બાબતો છે.

અંત્યજ, કાળીપરજ, કોળી, ભીલ વગેરે પછાત પડેલી જાતોની છોકરીઓને ભણાવવા માટે વડોદરાની માફક ઇલાજ લેવાની જરૂર છે.

સ્ત્રી શિક્ષણની વૃદ્ધિ માટે સૌથી અગત્યની બાબત સામાન્ય શિક્ષણની સુધારણા છે. જો કેળવણી લોકપ્રિય થાય અને લોકોને તે ખરેખરી ઉપયોગી જણાય, તો તેઓ પોતાની કન્યાઓને તેનો લાભ આપ્યા વગર રહેજ નહિ. પણ આ બાબત આગળ વિસ્તારથી કહેવામાં આવશે.

## માધ્યમિક અને ચઢતી કેળવણી.

ખાતાના છેલ્લા રિપોર્ટના વધારા પત્રક નં. ૩ ઉપરથી જણાય છે કે મુંબઈ ઇલાકામાં ૫૦ શાળાઓમાં ૩૬૪૧ કન્યાઓ શીખતી હતી, જ્યારે છોકરાઓ માટે તેની ૨૫૮ શાળાઓમાં ૨૦૭૩૧ છોકરા અભ્યાસ કરતા હતા. અહીં પણ છોકરા છોકરીઓ વચ્ચે પાંચગણો તફાવત જણાય છે. જો આપણે એકલી પાઠશાળાઓ* લઈએ તો આ તફાવત સોળ ગણો થઈ જાય.

બ્રિટિશ ગુજરાતમાં સ્ત્રીઓની સંખ્યા આશરે તેર લાખ જેટલી છે, તેમને માટે માત્ર એક પાઠશાળા અને ચાર ઉતરતી અંગ્રેજી શાળાઓ છે, અને તેમાં ભણનારી

* આ નિબંધમાં હાઈસ્કુલને અર્થે પાઠશાળા અને કોલેજ અર્થે મહાપાઠશાળા શબ્દો યોજેલા છે.

છોકરીઓની સંખ્યા ૫૧૬ છે. ઇલાક્ષ માંહેલી ૫૦ સંસ્થાઓમાં સરકારથી ચાલતી માત્ર એજ છે. એમાનો મોટો ભાગ પાદરીઓ અને યૂરોપી લોકો માટે છે.

ઉપલા આંકડાથી જણાશે કે માધ્યમિક અને ચઢતા શિક્ષણ માટે સંસ્થાઓ વધારવાની ભારે જરૂર છે. મારા મત પ્રમાણે દરેક જીલ્લા ખાતે એક પાઠશાળા ને તાલુકાવાર ઉતરતી અંગ્રેજી શાળાઓ ( Anglo Vernacular ) હોવી જોઇએ. અંગ્રેજી અભ્યાસ કરવા માટે ઉમરે પહોંચેલી બાળાઓને ઘેરથી દૂરને સ્થળે મોકલી શકાય નહીં, એટલા માટે ચઢતી જાતનું જ્ઞાન મેળવવા ઇચ્છનાર મોટી વયની છોકરીઓ સારૂ વસતિગૃહો ( Hostels ) અંગ્રેજી શાળાઓને અંગે જરૂર સ્થપાવાં જોઇએ. તે વગર માબાપો તેમને રહેવાની બીજી ગોઠવણ ભાગ્યેજ કરી શકે.

વસતિગૃહનું ને ભણવાનું ખરચ આપી શકે એવી સ્થિતિ જેમની ન હોય તેઓ માટે સરકારે, જાહેર સંસ્થાઓએ, ને ઉદાર ગૃહસ્થોએ શિષ્યવૃત્તિઓ સ્થાપવી જોઇએ. ઉત્તર પ્રાંતમાં શિષ્યવૃત્તિઓ માટે રૂ. ૧૨૦૦ ) કાઢવામાં આવેલા છે તે બસ નથી.

અમદાવાદ અને પુનાની મહા પાઠશાળાઓ ત્યાંની શિક્ષણ પદ્ધતિ પાઠશાળાઓને જોડેલી છે, તેથી તેનો જોઇએ તેવો લાભ લેવાનો નથી, માટે તેમને જૂદી પાડી સ્વતંત્ર કરવી જોઇએ. મે ડિરેક્ટર સાહેબ પોતાના રિપોર્ટમાં વાજબી રીતે પુનાની બેવડી મત્તા ( dual control ) સામે ફરિયાદ કરે છે, ને કહે છે કે " પાઠશાળાને ટ્રેનિંગ કોલેજ જૂદી પાડવાની ભારે જરૂર છે, કેમકે એક ભાગના લાભની ખાતર બીજા ભાગને ભોસવું પડે છે." આ વાત અમદાવાદને સરખી રીતે લાગુ પડે છે. અમદાવાદ શિવાય દરેક જીલ્લા ખાતે એક કે વધારે પાઠશાળાઓની જરૂર છે.

તજવીજ કરતાં જણાય છે કે છોકરાઓને માટે જે એંગ્લો વર્નાક્યુલર ધોરણો છે, તેજ કન્યાશાળાઓ માટે છે, કન્યાઓને માટે ખાસ ધોરણોની જરૂર હજી સુધી ધારવામાં આવી નથી. આને માટે મિસ કોર્ફીએ જે અભ્યાસક્રમ યોજ્યો હતો, તેનું શું થયું તે જાણવામાં નથી.

સ્ત્રીઓને ચઢતી જાતનું જ્ઞાન કેવું આપવું તે વિષે મતભેદ છે. મારો નમ્ર અભિપ્રાય એવો છે કે તે બે રીતે આપવામાં લાભ છે. જે વિદ્યાર્થિનીઓ કોલેજનો અભ્યાસ કરી પદવીઓ મેળવવા ઇચ્છતી હોય, તેમને માટે ચાલુ પદ્ધતિ અનુકૂળ થશે પરંતુ એ પદ્ધતિથી ભણનારને માથે બોજો અતિશય પડે છે. તે ઘણી ખરચાળ હોવાથી તેનો લાભ બહુ થોડાં લઇ શકે એમ છે. છોકરીઓને કોલેજમાં અપાય એવા બારીક અંગ્રેજી જ્ઞાનની જરૂર નથી; તેમને માતૃભાષામાં જ્ઞાન આપવું જોઇએ, અને તે સાથે સંસ્કૃત અને અંગ્રેજી દ્વિતીય ભાષા તરીકે શીખવવી જોઇએ, અને તેમાં સ્ત્રીઓને ખાસ ઉપયોગી એવા વિષય દાખલ થવા જોઇએ, સબબ ખાસ અભ્યાસક્રમ મુકરર કરી દેશી પાઠશાળાઓ અને મહાપાઠશાળાઓ સ્થપાવી જોઇએ. અમદાવાદ ને સુરતમાં આને લગતી હીલચાલ ખાનગી રીતે થયેલી છે, તથાપિ દરેક તાલુકામાં એક પાઠશાળા અને દરેક જીલ્લામાં એક મહાપાઠશાળા વસતિગૃહ ( વીશી-hostel ) સાથે ઉઘડવી જોઇએ.

આ વર્ષે ૭૮ બાળાઓએ મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી છે, તેથી સ્ત્રીઓને માટે એક વીશી સાથેની જુદી કૉલેજની જરૂરીઆત સાબીત થાય છે. મોટી વયની છોકરીઓને જુવાન છોકરાઓ સાથે ભણવાનું અનુકૂળ સામાન્ય રીતે થતું નથી, તેમ ઘરબાર છોડીને કોઇને કૉલેજમાં ભણવા સારૂ પરગામ જઇ રહેવાની સોઇ કરવામાં પણ મુશ્કેલી નડે છે વળી યુરોપ અમેરિકાની પેઠે સ્ત્રીઓને અગત્યના એવા ખાસ વિષયો તેના અભ્યાસક્રમમાં દાખલ થવા જોઇએ *

પહેલી રીતની એટલે અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી લેવાની હાલ જરૂર એટલા માટે છે કે આપણને પદવી પામેલી સ્ત્રી ડાક્તરો, નર્સો, લેડી સુપરિન્ટેન્ડેન્ટો, પ્રોફેસરો, પ્રિન્સિપાલો, ઇન્સ્પેક્ટરો જોઇએ છીએ, તથા શિક્ષણશાસ્ત્ર, કિન્ડરગાર્ટન, સ્લોઇડ પદ્ધતિ, ઘરકામનું રસાયન આદિ વિષયોનું ખાસ જ્ઞાન મેળવેલી સ્ત્રીઓની અગત્ય છે જે બાઇઓ યુરોપ અમેરિકા જઇ ઉંચી જાતનું ખાસ જ્ઞાન મેળવવા ઇચ્છતી હોય, તેમને સ્કોલરશિપ મળી શકે એવી ગોઠવણ પણ થવી જોઇએ

## સ્ત્રી શિક્ષણની સુધારણા.

પ્રાથમિક શિક્ષણ—બ્રિટિશ ગુજરાતની પ્રાથમિક શાળાઓમાં ભણનારી ૨૨૬૦૭ કન્યાઓ પૈકી ૧૯૩૪૯ નીચલાં ધોરણોમાં ભણે છે, અને માત્ર ૧/૭ ભાગ ઉપલા ધોરણોમાં છે. આખો મુંબાઇ ઇલાકો લઇએ તો નિશાળે ભણનારી ૧,૧૧,૮૮૯ બાળાઓ પૈકી ૮૫૩૧ એટલે ૧/૧૩ ભાગ માત્ર ઉપલા વર્ગોમાં ભણે છે. નીચલા ક્રમના બે ભાગ છે પહેલા ભાગમાં ત્રીજી ચોપડીઓ વાંચી શકે એવી ૫૦૩૫, અને બીજા ભાગમાં ત્રીજી ચોપડીઓ ન વાંચી શકે એવી ૬૧,૧૦૩ કન્યાઓ છે એટલે અર્ધ કરતા પણ વધારે કન્યાઓ ત્રીજી ચોપડી વાંચી શકતી નથી. આ પરિણામ ઘણું અસંતોષકારક કહેવાય એમાં માબાપોની પણ કસુર છે તે હું કબુલ કરૂં છું, તથાપિ ખાતાએ વસ્તુસ્થિતિ સુધારવા વિશેષ યત્ન કરવો જોઇએ

અનટ્રેઇન્ડ શિક્ષિકા સારી રીતે શીખવી ન શકે ટ્રેઇન્ડ શિક્ષિકા પણ શિક્ષણ શાસ્ત્રના તત્વો, શીખવતી વખતે બાજુએ મૂકે છે, તેનું એક કારણ તેમની બેદરકારી, અને બીજું કારણ પરીક્ષાની ઢંગી પદ્ધતિ છે પરીક્ષક ચોપડી હાથમાં રાખીને ઉત્તેજન મળે એવા પ્રશ્નો પૂછીને ચાલ્યા જાય, તેથી શિક્ષિકા ને બાળકો માત્ર ગોખણ શક્તિ ઉપરજ ધ્યાન આપે એ સ્પષ્ટ છે, અને તેથી જે જાતનું શિક્ષણ મળે તે અસંતોષકારકજ હોય

મને સમજ પડતી નથી કે છોકરાઓને જે સાતમા ધોરણનો લાભ મળે છે તેથી કન્યાઓને બેનશીબ કેમ રાખવામાં આવી છે? છોકરા કરતા છોકરીઓના ધોરણ હલકા રાખવામાં આવ્યાં છે, તે કન્યાઓની અનિયમિત હાજરી વગેરેને કારણે હશે.

* અભ્યાસક્રમમાં સ્ત્રી ઉપયોગી વિષયો ખામી ભરેલા લાગે છે ઇંગ્લાંડમા હીરા હેલા ને ઓટવાનું કામ જ્યારે ત્રીજી વર્ગથી શરૂ થાય છે, ત્યારે આપણે અહીં તે બીજા ધોરણથી શરૂ થાય છે ભરત ગુંથ છેક પાંચમા ધોરણ સુધી મુલતવી રહે છે, એટલે તે અગાઉ ઉઠી જનારી છોકરીઓને તેનો લાભ મળતો નથી વળી પાંચમા છઠ્ઠા ધોર

ળુમાં જે સાધનો હોય તો ભરત કામ ચલાવવાનુ રાખ્યું છે, પરંતુ સાધનો દરેક રીતે મેળવવાં જોઇએ. કરી જાતનું ભરત કામ શીખવવુ તે દર્શાવવું જોઇએ. પાશ્ચાત્ય ભરત કામ ઉપર વધારે લક્ષ અપાય છે તે બરાબર નથી પ્રથમ રેશમ કસબનું દેશી ભરત જેવુ કે અમદાવાદી, સુરતી, સિંધી, દિલ્હિશાહી, અને પંજાબી શીખવવાની વ્યવસ્થા થવી જોઇએ, અને તે માટે ટ્રેનિંગ કોલેજો ખાતે તે કામના ઉસ્તાદો (experts) રોકી સ્ત્રી શિક્ષકોને તેવું કામ સારી રીતે શીખવવુ જોઇએ. આરોગ્યના મૂળતત્વો ચોથા પાચમાં ધોરણોમા આવે છે, પણ મૂળતત્વો ઉપરાંત તેનુ વિશેષ જ્ઞાન આપવાની યોજના થવી ઘટે છે ગૃહવિદ્યા છેલ્લા ધોરણમાં રાખી છે, પણ તેનો લાભ થોડીજ છોકરીઓ લઈ શકે પાકશાસ્ત્ર તો દાખલજ નથી ગૃહવિદ્યાના બીજા અગત્યના ને ભારે વિષયોની તો વાતજ શી કરવી ?

પાકશાસ્ત્ર સબંધે મે શરૂઆતમા ઇસારો કર્યો છે જેઓ કહે છે કે માતાના ખોળામા કન્યાઓ રસોઇનું કામ શીખી લેશે, તેઓએ એ વિષયના શાસ્ત્ર અને કળા વિષે થોડોજ વિચાર કરેલો હોવો જોઇએ. સામાન્ય રીતે માતાઓ કેટલુ જ્ઞાન અને અનુભવ ધરાવે છે તે આપણે જાણીએ છીએ ઇંગ્લાંડમા એ શીખવવાની શરૂઆત ૧૮૮૫-૮૬ મા થઈ, અને એક દશકની અંદર પાકશાસ્ત્ર શીખવનારી શાળાઓની સંખ્યા ૨૭૨૯ ની અને તેમા ભણનારની ૧૩૪૮૩૦ ની થઇ હતી. શિક્ષકો તૈયાર કરવા માટે પાકશાસ્ત્રની ટ્રેનિંગ સ્કુલો ૭૭ હતી અને તેવી સ્કુલોની દેખરેખ માટે તથા ભણનારની લાયકી નકી કરવા માટે પાકશાસ્ત્રની ઇન્સ્પેક્ટ્રેસ નીમવામા આવી હતી યુનાઇટેડ સ્ટેટ્સના અભ્યાસક્રમમાં પાંચ બાબતો સમાવી છે. તેમા પાકશાસ્ત્ર સબંધે લખ્યુ છે, કે ખોરાકનું જ્ઞાન, જણસોનાં કેમણાં, પસદગી, રસાયણિક બધારણ, પૌષ્ટિક તરીકે તેની કીંમત, રૂપ, બનાવટ ને રીઝવવુ એ બાબતો શીખવવી ઉંચી જાતના જમણની વાનીઓ, નવી બનાવટો, માંદાના ખોરાક, અથાણાં, મુરબ્બા, પાક વિગેરે આપણી સ્ત્રીઓ કેટલું થોડુ જાણે છે ? ઘણા માણસ જમનાર હોય તો કઈ વાની કેટલી જોઇએ, એ વિષેની માહિતી બહુ થોડી સ્ત્રીઓ ધરાવે છે.

પાકશાસ્ત્ર એ ગૃહવિદ્યાનો એક ભાગ માત્ર છે ગૃહવિદ્યા કન્યાઓને શીખવવાની ઘણી અગત્ય છે પાકશાસ્ત્ર ઉપરાંત તેમાં (૧) ઘરનું જ્ઞાન-તેની તંદુરસ્તી ભરેલી એવી સ્થિતિ ને સભાળ, (૨) કપડાં ને તે બનાવવાની ચીજોનું જ્ઞાન બનાવવાની રીતિ ને સ્થાનકો તેના ઉદ્યોગની સ્થિતિ પસંદગી, કીમત, સભાળ ને મરામત (૩) કુટુંબનું જ્ઞાન તેના માણસોની શારીરિક, આર્થિક, માનસિક ને નૈતિક અભિવૃદ્ધિ. (૪) સમાજ, પ્રાંતિક અને રાષ્ટ્રીય સરકાર સાથે ઘરના સબંધનું જ્ઞાન, એ વિષયો આવે છે આ શિવાય ઘર ચલાવનારમાં બાગ બગીચાનું, દોહવા વલોવવાનું, કુકડાં વિગેરે ઉછેરવાનું, ડબ્બા (Tins) ભરવાનું, ચીજોને જાળવી રાખવાનું અને એવીજ લગતું જ્ઞાન પણ હોવું જોઇએ શિક્ષકોની ગૃહશાસ્ત્ર શીખવવાની પાઠશાળામાં નીચેના વિષયો શીખવાય છે

૧ ગૃહ રસાયન (Chemistry)

૨ ઘર-ખટલાનું જંતુ જ્ઞાન ( Bactoreology )
૩ પાક શાસ્ત્રનાં તત્વો ( Principles )
૪ ગૃહઆરોગ્ય જાળવવાનું શાસ્ત્ર ( Hygiene )
૫ ખોરાક અને તેના ઉપાયના નિયમો ( Dietetics )
૬ જાતીય આરોગ્ય જાળવવાનું શાસ્ત્ર.
૭ ગૃહવ્યવસ્થા
૮ માંદાની સંભાળ.

ઉપરની બાબતો એક પત્રિકા ( Bulletin ) માં આપના ભાર મૂકીને જણાવ્યું છે કે 'આરોગ્યના કાયદાનું જ્ઞાન, ઘરના આરોગ્ય માટે જે જે જોઇએ તેની સમજ, ઘરમા વપરાતી જૂદી જૂદી વસ્તુઓ ( ખોરાક સાથે ) ની કીંમત, પૈસો, વખત અને શક્તિનો ડહાપણપૂર્વક વ્યય, ખોરાકની પસંદગી ને બનાવટના શાસ્ત્રીય ધોરણો છોકરાંના મનની ને તનની ખરી સંભાળ, બીજાઓ પાસેથી યોગ્ય નોકરી લેવાની આવડત અને ઘર ખટલાની જૂદી જૂદી કળાનો અનુભવ, એ સર્વે ગુણો ઘર ધણીઆણીને લાયક થવાને જરૂરના છે. ઘર એ જગતનું મધ્યબિંદુ છે, અને ઘરધણીઆણી એ ઘરનું મધ્યબિંદુ છે."

સૌથી વધારે કીમતી કયું જ્ઞાન એ વિષે હરબર્ટ સ્પેન્સર જણાવે છે, કે આધા ભવિષ્યના કોઇ શોધકને આપણી શાળોપયોગી પુસ્તકો અને મહાપાઠશાળાની પરીક્ષા જોઇ એમજ લાગશે કે આપણો અભ્યાસક્રમ કુંવારા માટે ને મઠના સાધુઓ માટે યોજાયો છે! આગળ જતાં તે કહે છે, કે પોતાના પ્રથમના બાળકના મરણથી માતા શોકમાં પડી હોય,... ...ત્યારે તે દુ:ખ અને ગમગીનીના ઘાથી રીબાતી હોય, ત્યારે તે ડેન્ટીનું મૂળ પુસ્તક વાંચી શકે છે, એ વિચારથી તેના મનનું થોડુંજ સમાધાન થશે! હજુ આપણે વધારેમાં કહી શકીએ, કે હાઇસ્કૂલમાં શીખેલી બીજ ગણિત, લાટિન, જર્મન અને પ્રાચીન ઇતિહાસ, તથા બી એ ની પદ્દી મેળવવા માટે વિજ્ઞાન, માનસિક શાસ્ત્ર ગણિતની વિશેષ વિદ્યા, પરદેશી ભાષા, નીતિ શાસ્ત્ર, અને ન્યાય શાસ્ત્ર પણ તેના મનનું જ થોડું સમાધાન કરશે!! બાળકોનાં નાનપણમાં મરણ થયાં થાય છે. ઘણેકી પણ અજ્ઞાન નરણ માતાઓને તેથી ભારે દુ:ખ થાય છે, તે અટકાવવા માટે માતાપણાના કર્તવ્ય વહેવારૂ રીતે તેમને શીખવવાં જોઇએ ખરી ગૃહવિદ્યા તેમને પોતાના લગ્નમાં મદદગાર થઇ પડે છે. લગ્ન કરનાર સ્ત્રી પુરૂષનું જોડું તંદુરસ્ત હોવું જોઇએ, ઓધાન રહે ત્યારે કેવી સંભાળ રાખવી, પ્રસૂતિ વખતે શા ઇલાજ લેવા, છોકરાને કેમ સંભાળવા ને ઉછેરવા, તેમને કેટલો ખોરાક આપવો, કેવાં કપડાં પહેરાવવા, કેવી રમતો રમાડવી વગેરેથી દરેક માતાએ વાકેફગાર થવું જોઇએ.

વિસ્તાર ભયે આં અગત્યની બાબતો ટુંકાવવી પડે છે. વિશેષમાં એટલુંજ કહીશ, કે પાશ્ચાત્ય દેશોમા છોકરીઓ શિક્ષિકા સાથે બજારમાં ચીજો ખરીદવા જાય છે, હાટ ઘર તેમને સોંપીને તે શણગારવાનું કહેવામાં આવે છે, અમુક રકમ આપીને તેમની પાસે ગ્રહેમાનોને માટે અમુક વાનીઓનું જમણ કરાવવામા તથા તે સફાઇથી પીરસાવવામાં

આવે છે, કિફાયતે ઘર કેમ નિભાવવું, અને ખરચનો અગાઉથી અંદાજ કરવાનું તેમને બતાવવામા આવે છે. જો યુરોપ અમેરિકા જેવા ધનવાન દેશમા સ્ત્રીઓને ઉત્તમ ગૃહિણી બનાવવાની જરૂર સ્વીકારાઇ છે, તો આપણા જેવો ગરીબ દેશ, જેમાં ઔરતોને મોટે ભાગે ઘરકામ હાથે કરવું પડે છે, તેમા તેની વિશેષ જરૂર છે, છતાં આપણે અદ્યાપિ સુધી તે ઉપર કંઇજ લક્ષ આપ્યું નથી, એ શોચનીય છે

બાળઅભ્યાસમા તનની કેળવણી માટે કવાયત, કસરતો, ને રમતો રાખી છે, પણ તે પછીના ધોરણોમા કંઇ રાખેલું જણાતું નથી નાજુક છોકરાઓ ઉપર મગજનો બોજો પડે, અને કસરત ન હોય તો તેમના શરીર ઉપર માઠી અસર થાય છોકરા છોકરીઓને માટે દેશી રમતો ઘણી છે તેમનો બહોળો ઉપયોગ થાય, તો વગર ખરચે તંદુરસ્તી જળવાય એમ છે.

ધોરણોમા વાચનમાળા માંહેલી કવિતા તથા ગરબાવળીમાંની ગરબીઓ ગાવાનું રાખ્યું છે, તે ઉપરાંત ગાયન ( સંગીત ) દાખલ થવું જોઇએ, એ આનંદદાયક અને ઉપયોગી વિષયની જરૂરીઆત હવે સ્વીકારાઇ છે, તેથી હાર્મોનિયમ કે સરસ્વતી વીણા સાથે ગાયન શીખવવું જોઇએ.

ઇતિહાસ ચોથા ધોરણથી શરૂ થઇ ગુજરાત અને હિંદુસ્તાનનો ઇતિહાસ શીખવવાનું રાખ્યું છે. જે પુસ્તકો શાળાઓમાં ચાલે છે, તેમા હિંદુ સમયના પ્રાચીન ઇતિહાસની હકીકત નહી સરખી આપેલી છે રામાયણ, મહાભારત અને તેમાં વર્ણવેલા મહાન પુરૂષો ને સ્ત્રીઓ વિષેનું જ્ઞાન વધારે ઉપયોગી અને લોકપ્રિય થઇ પડશે મુસલમાની અને અંગ્રેજી સમયનો ઇતિહાસ સાતમા ધોરણમાં કે માધ્યમિક શાળાના અભ્યાસ ક્રમમા રાખવો.

હું ભૂલતો ન હોઉં તો કન્યાઓને ઉપલા ધોરણમાં ચઢાવવાનું વાર્ષિક પરીક્ષા પછી થાય છે. નીચલાં ધોરણો બહુ કરીને છ માસમા કે તે અગાઉ બુદ્ધિમાન બાળાઓ પૂરાં કરી શકે, તેમને છ માસ વધારે એકજ વર્ગમા પડયા રહેવું પડે તે ઠીક નથી. છોકરીઓ લાંબી મુદત નિશાળે રહેતી નથી, એ વાત લક્ષમા રાખતાં તેઓ નીચલાં ધોરણ જેમ જલદી પસાર કરે તેમ સારૂં

આપણી હાલની કેળવણી ધર્મવિહીન છે ધર્મના કામમાં ન પડવાની જે રાજનીતિ અંગ્રેજ સરકારે પકડી છે તે ડહાપણ ભરી છે. તેમ આપણા દેશમાં અનેક ધર્મ અને પંથ હોવાથી ધર્મની કેળવણી સરકારી શાળાઓમા આપી શકાય એમ પણ નથી પણ તેનું પરિણામ એ આવ્યું છે, કે વિદ્યાર્થીઓ ધર્મથી અજ્ઞાન, નાસ્તિક, સ્વછંદી કે ઉદ્ધત નિવડે છે, અને આજ્ઞા પાળવાની કે વફાદારીની છાપ તેમના મગજ પર પડતી નથી જે કામ સરકારથી ન થઇ શકે તે લોકોએ ઉપાડી લેવું જોઇએ, જૂદા જૂદા ધર્મ ને પંથ વાળા પોતાને માટે ખાસ શાળાઓ સ્થાપે, કિંવા પોતાના પંથના બાળકોને ધર્મનું જ્ઞાન આપવા માટે ઉપદેશકો નિશાળોમા મોકલે. ધર્મના જે તત્વો સર્વ ધર્મને સામાન્ય છે, તે તો સરકારથી પણ શાળાઓમાં દાખલ કરી શકાય. સારા કે નરસા પણ પોતાના

ધર્મને વળગી રહેનાર સ્ત્રીઓ છે ધર્મ પ્રત્યે તેમની શ્રદ્ધા અને માયા અલૌકિક છે, પરંતુ ધર્મનું રહસ્ય જાણવાના સંજોગો ન મળવાથી તેઓ કેવળ આચાર ને અંધશ્રદ્ધાથી વળગી રહે છે, તે ચલાવા લાયક નથી.

કેટલાક એવો વિચાર રાખે છે, કે શિક્ષકનું અનુકરણ કરવાથી ને વાચન માળાના આપેલા પાઠોથી નીતિ શીખી શકાય, તેને માટે કંઇ ખાસ પુસ્તકની જરૂર નથી હાલના શિક્ષકોની નીતિ રીતિ મોટે ભાગે અનુકરણીય છે કે કેમ તે આપણે જાણીએ છીએ વાંચન માળાના થોડા પાઠ નીતિના શિક્ષણ માટે બસ નથી. જ્યાં સુધી નીતિ એ ધર્મ છે, અને તે આચરવી એ પાપ છે, એવા વિચારની ઉંડી છાપ બાળકના અંત:કરણ પર ન પડે, ત્યાં સુધી છોકરાં નીતિમાન કે સુલક્ષણાં થવાં વિષમ છે, અને એટલા માટે નીતિનાં સત્યો દષ્ટાંત સાથે બતાવે એવું સરળ પુસ્તક શીખવવાની અને અભ્યાસક્રમમાં નીતિને યોગ્ય સ્થાન આપવાની જરૂર છે.

આપણા ગૃહઉદ્યોગ નષ્ટ થયા છે પહેલાં સ્ત્રીઓ કંઇ ને કંઇ ઉદ્યોગ કરીને પુરુષોને મદદ કરી શકતી જે ધંધા નાશ પામ્યા છે, તે જાગ્રત કરવા અથવા નવા ઘર ગથ્થુ ધંધા ઉત્પન્ન કરવા માટે સ્ત્રીઓને તેવું જ્ઞાન આપવું જોઇએ. મોજાં ગુંથવાનું, દળીઓ કરવાનું, બોરીઆં બનાવવાનું, સચા વડે શીવવાનું, સંચા વડે સીવવાનું, પરબીડાં બનાવવાનું, ઉંચી જાતના ભરતનું, વેચી શકાય એવી વાનીઓ બનાવવાનું વગેરે ઘણુ તેમને શીખી શકાય.

સ્ત્રી શિક્ષણની સૌથી સારી સુધારણા પૂર્ણ કળા પ્રમાણે દેશી ભાષા દ્વારા તેમને ઉંચી કેળવણી આપવાથી થશે. પુરૂષો કરતાં સ્ત્રીઓને દેશી ભાષા મારફત શીખવવું વધારે ફળદાયક નિવડશે.

સ્ત્રીઓને વાંચવા લાયક ખાસ પુસ્તકો આપણી ભાષામાં બહુ થોડાં છે, માટે તે વધારવાથી સ્ત્રીઓને વિશેષ જ્ઞાન મેળવવાનું સાધન મળશે.

તેમને માટે ખાસ પુસ્તકાલયો ને ફરતી પુસ્તક શાળાઓ સ્થપાવી જોઇએ, કે જેથી નિશાળ છોડ્યા પછી તેમને જ્ઞાન વધારવાનું ને નવરાશનો સદુપયોગ કરવાનું બની શકે.

ઘરના કામકાજને મદદગાર થઇ પડે એટલા માટે ઘર વાપરના, ગ્મોઇના, ભરત શીવણના, ઘર ઉદ્યોગના ને બીજા ઉપયોગી પદાર્થોનું પ્રદર્શન દરેક મોટે સ્થળે ગયપાવું જોઇએ.

છેવટ કહેવાનું, કે સ્ત્રીઓ ઉત્તમ ગૃહિણી, ઉત્તમ પત્ની, ઉત્તમ માતા, અને ઉત્તમ નાગરિક થાય, એ તેમના શિક્ષણનો હેતુ ધ્યાનમાં રાખી, તેમના અભ્યાસની સર્વ યોજનાઓ થવી જોઇએ.

---

# बालोद्यान.

## ભાવ તેવા ભગવાન.

લેખક: શ્રીયુત્ ધીરજ.

'અરેરે! કામ કરીને થાકી ગઈ. મહેનત કરી કરીને હાડકાં દુઃખી ગયાં; છતાં આજ એક પાઈ પણ મળી નહિ! શેઠે કહ્યું કે છુટા પૈસા નથી, સવારે તારી મજુરીના દામ લઈ જજે. પણ શેઠને શું કહેવું? હે પ્રભો! હે સર્વેશ્વર પરમાત્મા! મારી તરફ જુઓ. મારી દીન પ્રાર્થના સાંભળો. હું વૈભવની ઇચ્છા કરતી નથી. રહેવા માટે હવેલી માગતી નથી. શરીર પહેરવા રેશમના કે મખમલનાં લુગડાં ઇચ્છતી નથી. માત્ર સાદાં લુગડાં અને શરીરના પોષણ સારૂ જાડું-પાતળું અન્ન; એટલાનીજ મને જરૂર છે. રહેવા માટે મહેલ વિના ચાલશે; પૃથ્વી ઉપર સુઈ રહીશ. આકાશ મારૂં છત્ર થશે. સૂર્ય અને ચંદ્ર મને અજવાળું આપશે. ફાટેલી ગોદડી મશરૂની ગાદી કરતા વધારે આનંદ આપશે. પવનનેજ હું પંખો માની લઈશ. ઉનાળામાં ગામની બહાર ઝાડોની ઠંડી છાયામાં સુઈશ. શિયાળામાં મારા બાળુને સોડમાં લઈ તેની હુંફથી મારી ટાઢ ઉડાડીશ. મારાં સારાં ભોજનની મને મુદ્દલ જરૂર નથી. દિવસમા એક વખત પેટપુરતું સાદું અન્ન જોઈએને? તે તો મળી રહેશે. " ~ મારા આશા તંતુને મારા એકના એક બાળકને હું ભૂખ્યો જોઈ શકીશ નહિ. બાળુ મહાન પુરૂષા' 'ગામમાંથી આવીને મારી પાસે કાંઈ ખાવાનું માગે છે, ત્યારે મારા હૃદયમાં ચાની અને આંસેક સમન અરેરે! આજ ઘરમાં, અન્નનો એક્ય દાણોય નથી. મજુરી પણ ક્રમમાં ગખવો. ૫/ ખાવા માટે હઠ કરશે ત્યારે હું

હું ભૂલતો ન હોઉ તો કન્યાઓને ઉપલા ધોરણમાં ચડાવેવાણુ આ બિચારૂં બાળક થાય છે. નીચલા ધોરણો મઢુ કરીને ૭ માસમા કે તે અમાઉ ક્ષુદ્રા! મારી તરફ મીઠી કરી શકે, તેમને ૭ ગારા વધારે એકજ વર્ગમાં પડવા રહેવું પડે તે રીઓ લાંબી મુદત નિશાળે રહેતી નથી, એ વાત લક્ષમાં રાખતા તેઓ ~ તેની આંખો જેમ જલદી પસાર કરે તેમ સારૂ. . વારવાર

આપણી હાલની કેળવણી ધર્મવિહીન છે. ધર્મના કામમા ન પડવાની જે નિસાસા અંગ્રેજ સરકારે પકડી છે તે ડહાપણ ભરી છે. તેમ આપણા દેશમાં અનેક ધર્મ પંથ હોવાથી ધર્મની કેળવણી સરકારી શાળાઓમા આપી શકાય એમ પણ નથી;, તેને તેનું પરિણામ એ આવ્યું છે, કે વિદ્યાર્થીઓ ધર્મથી અજ્ઞાન, નાસ્તિક, સશંકી કે ઉદ્ધ નિવડે છે, અને આજ્ઞા પાળવાની કે વફાદારીની છાપ તેમના મગજ પર પડતી નથી. જે કામ સરકારથી ન થઈ શકે તે લોકોએ ઉપાડી લેવું જોઈએ. જૂદા જૂદા ધર્મ ને પંથના વાળા પોતાને માટે ખાસ શાળાઓ સ્થાપે, કિંવા પોતાના પંથના બાળકોને ધર્મનું જ્ઞાન આપવા માટે ઉપદેશકો નિશાળોમાં મોકલે. ધર્મનાં જે તત્વો સર્વ ધર્મને સામાન્ય છે, તે તો સરકારથી પણ શાળાઓમાં દાખલ કરી શકાય. સારા કે નરસા પણ પોતાના

'માતા! આજ હું જમવાનો નથી.' બારણામાં પગ મૂકતાંજ બાબુ આનંદથી બોલ્યો. 'આજ મને ખાવા માટે એક નવી વસ્તુ મળી છે. મા! તે બહુ સારી લાગે છે. હવે હું હંમેશાં તેજ વસ્તુ ખાઈશ! કેમ મા, તું મને રોજ તે આપીશને?'

'ભાઈ! તેં આજ એવું તે શું ખાધું છે?' માતાએ પૂછ્યું.

'આજ તો મેં પેંડા ખાધા છે, મા! મને તે બહુ સારા લાગ્યા. શું તેનો સ્વાદ! મને એ બહુ ભાવે છે. કમળાકર કહેતો હતો કે તે બહુ સસ્તા મળે છે; માટે હવેથી તો હું રોજ પેંડા ખાઈનેજ રહીશ.'

બાબુના આ વચન સાંભળતાં માતાનું હૈયું ભરાઈ આવ્યું. તે ભિખારીને રોટી ભાખરી મેળવવાની જ્યાં ચિંતા છે, ત્યાં આ છોકરો પેંડા ખાવા માગે છે! તેની આંખમાં આંસુ આવ્યાં અને દુઃખનો વેગ વધી પડતાં તેને વધારે રડવું આવી ગયું. પછી તે બાબુને હૃદય સાથે ચાંપી આંખો લ્હોતી લ્હોતી બોલી-'બાબુ! ક્યારેક તો મારો દિવસ આવશેજ. તે દીનદયાળ પ્રભુ જરૂર આપણી તરફ જોશે.'

માતાના રડવાનું કારણ તે બાળક સમજી શક્યો નહિ; છતાં તેના હૃદય ઉપર તેનું થોડુંક તો પરિણામ થયુંજ. તે દીન મોઢું કરી માતા શાન્ત થયા પછી તેની સામે બેસીને બોલ્યો. 'માતા! મારા બાપા ક્યાં છે? તે ક્યારે આવશે તે મને કહે?'

ભિખારી શું જવાબ આપે? તે કાંઈ જ બોલી નહિ. બાબુએ વારંવાર પ્રશ્નો પૂછીને પોતાનું બોલવું ચાલુ રાખ્યું 'મા! કમળાકરને તેના બાપાએ પેંડા આણી આપ્યા તેમ મારા બાપા મને શું પેંડા નહિ લાવી આપે? બોલ. બોલ. તેઓ ક્યાં છે? તે મને કેમ પેંડા લાવી આપતા નથી?'

સરલ હૃદયના બાળમુખમાંથી નીકળેલા નિર્દોષ પ્રશ્નોનું વૃદ્ધબાલાના મન ઉપર કાંઈક જુદુંજ પરિણામ આવ્યું. તેને પોતાના પૂર્વ જીવનનું સ્મરણ થયું. પતિ જીવતો હતો તે વખતના સુખી સમયનું ચિત્ર તેની સામે ખડું થયું. પ્રિય પતિની રમ્ય મૂર્તિ તેને નજર સામે જણાવા લાગી. પોતે એક બંગલામાં રહેતી હતી. ક્યાંઇ જવું હોય તો ગાડી સિવાય એક પગ પણ બહાર મૂકતી નહોતી. નોકર-ચાકર, દાસ-દાસીઓ તેનો પડતો બોલ ઝીલી લેવા તત્પર થતા. ઉત્તમોત્તમ અલંકારોનો અને મૂલ્યવાન્ વસ્ત્રોનો તે પોતાની મરજી પ્રમાણે ઉપભોગ કરતી હતી. વૈભવમાં કોઈપણ પ્રકારની ઊણપ નહોતી. પરન્તુ પતિના મૃત્યુ પછી કપટી સગાંઓએ હળવે હળવે તેનું સર્વ દ્રવ્ય હરી લઇ તેને આવી દશામાં આણી મૂકી હતી. આ બધા વિચારો તેની આગળ એક પછી એક આવવા લાગ્યા. બાબુ તે વખતે નાનો હતો. જે બાબુનું અતિશય લાડકોડમાં લાલનપાલન થતું હતું તે બાબુની આજ આ કેવી વિચિત્ર દશા!

તે ચિત્ર અદૃશ્ય થયું. તરતજ તે વૃદ્ધ સ્ત્રીનું ભાન જતું રહેતાં તે મોટે સાદે રડવા લાગી.

'મા, મા, તું રડે છે શા માટે? મને કહે તો ખરી કે તને શું થયું છે?' રડવા જેવો અવાજ કરી બાબુ પૂછવા લાગ્યો. વૃદ્ધ માતાને પોતાની સાથે પોતાના પુત્રને રડ-

હવે. ઠીક નહિ લાગવાથી તે પોતાનાં આંસુ લુગડાના છેડાથી લોહી નાંખી, બાબુની પીઠ ઉપર હાથ ફેરવતી બોલી 'હું હવે નહિ રડું, બાપ!'

'ત્યારે મારા બાપા ક્યાં છે, તે મને દેખાડ?' બાબુએ પૂછયું.

વૃદ્ધ માતાએ આકાશ તરફ આંગળી કરી.

'શું આકાશમાં છે?'

'સ્વર્ગપુરીમા છે.'

'તેમનું નામ શું?'

'શું કહું તેમનું નામ!'

'જે હોય તે કહે.'

માતા વિચારમાં પડી; પરંતુ પુત્રે ફરીને તેનો તેજ પ્રશ્ન પૂછવાથી તે બોલી 'તેમનુ નામ પરમાત્મા.'

'શું પરમાત્મા?'

'હા.' 'ત્યારે નિશાળના પત્રકમાં દિનકર વિષ્ણુ એમ કેમ લખેલું છે?' માતાએ કહ્યું 'વિષ્ણુ એટલે પરમાત્મા.'

'તે મારૂં કહેવું સાંભળશે?'

'જરૂર.'

'એમ છે; તો મને ખાત્રીપૂર્વક પેંડા મળશે.' બાબુ ઉભો થઇ આનંદથી નાચવા લાગ્યો.

આજ બાબુએ માતાની પાસે ખાવા માગ્યું નહિ. બહારના ઓટલા ઉપર બેસી તેણે વિચાર કર્યો. માતાએ તેને એક બે વાર હાંક મારી, પરંતુ તેણે જવાબ પણ આપ્યો નહિ. બાબુ જમવા માગશે ત્યારે શું આપીશ; એવો વિચાર કરી તે આડોશી પાડોશી પાસેથી કાંઇ માગી લાવવા માટે ઘર બહાર ગઇ.

થોડીવારે બાબુ પણ ઉઠયો અને ઘર બહાર ગયો. તેના માસ્તર તેની પાડોશમાંજ રહેતા હતા. બાબુ ક્યારેક ક્યારેક પોતાના શિક્ષકને ઘેર જતો હતો. તે ઘણો ચાલાક અને હોંશિયાર છોકરો હોવાથી માસ્તરનો તેના ઉપર પ્રેમ હતો. બાબુ પોતાના માસ્તર પાસે ગયો, તે વખતે તે પુસ્તક વાંચતા બેઠ હતા. તેમણે બાબુને જોતાંજ પૂછયું 'કેમ દિનકર! રમવા નથી ગયો?'

'ના સાહેબ. મારે આપને કાંઇક પૂછવું છે.'

'કાગળ કેમ લખાય તે મને કહો?'

'શા માટે! તારે કોને કાગળ લખવો છે?'

'મારા બાપાને.'

'શું તારે બાપ છે? હું જાણું છું કે—' એટલું બોલી માસ્તર ચુપ રહ્યા. પછી તેમણે પોતાની પેટીમાંથી એક પાકીટ અને કાગળ કાઢી પત્ર, શિરનામું, ઠેકાણું વગેરે ક્યા કેવી રીતે લખાય તે તેને સમજાવ્યું. આટલી માહિતી મળતાંજ બાબુ દોડતો દોડતો પુનઃ ઘેર આવ્યો. તે વખતે તેની માતા પાછી આવી હતી. તેની પાસે જઈને તેણે પૂછ્યું 'મા બાપા ઉપર છે એટલે ક્યાં છે?'

'ઉપર એટલે સ્વર્ગપુરીમાં!' માતાએ સાદો જવાબ આપ્યો અને તે પાડોશમાંથી મળેલા ચોખા સાફ કરવા ઘરમાં ગઈ. આ તરફ બાબુએ બહાર આવી માસ્તરના કહ્યા પ્રમાણે પત્ર ઉપર ઉપમા લખી પોતાને જણાવવાના વિચારો વિગતવાર શુદ્ધ રીતે લખવાની શરૂઆત કરી—

'પરમ પૂજ્ય પિતાશ્રી પરમાત્માની પવિત્ર સેવામાં, અજ્ઞાન બાળક બાબુના સાષ્ટાંગ નમસ્કાર. વિશેષ વિનંતિ કે—કમળાકરના પિતા હમેશ તેને કાંઈક ખાવાનું લાવી આપે છે. પહેરવા માટે સારાં સારાં લુગડાં આપે છે. તમે મને કેમ લાવી આપતા નથી? માતા રોજ કહે છે કે જે બાળક દુર્ગુણી હોય છે, તેની ઉપર તેના માબાપ પ્રેમ કરતાં નથી. તો શું હું દુર્ગુણી છોકરો છું? મે એવો કયો અપરાધ કર્યો છે કે તમે મારી ઉપર પ્રેમ કરતા નથી? મારા હાથથી જે કાંઈ અપરાધ થયો હોય તે જો મને જણાવવામાં આવે તો હું પુનઃ તેવો અપરાધ કરું નહિ. જેમ મા કહે છે તેમજ હું કરું છું તો પછી તમે મારા ઉપર કેમ આટલો ક્રોધ કરો છો? કમળાકરનો બાપ તેના ઉપર હમેશ પ્રીતિ કરે છે અને તમે મારી ઉપર મુદ્દલ પ્રેમ કરતા નથી.

આજ મને કમળાકરને ઘેર પેંડા ખાવા મળ્યા તે મને બહુ સારા લાગ્યા. રોજ પેંડા ખાઈને રહું એમજ મને થાય છે. માતા પાસે પૈસા નથી તેથી તે ક્યાંથી લાવી આપે? માટે તમને મારી એટલી વિનતિ છે કે તમે મારા માટે રોજ પેંડા મોકલતા રહેજો. પેંડા મને બહુ ભાવે છે અને તે ખાવાથી મને બહુ આનંદ થાય છે.

આપનો નમ્ર બાળક

બાબુ'

બાબુએ આ પ્રમાણે પત્ર લખી તે પાકીટમાં—કવરમાં નાખ્યો અને ઉપર શિરનામું લખી તે ટપાલમાં નાખવા માટે ચાલ્યો. ચારે તરફ જોતો જોતો તે પોતાના વિચારોમાં ગુલતાન બન્યો હતો. આજ તેના પગ જોરથી ઉપડતા હતા; કારણ કે આ પત્ર વાંચીને પોતાનો પિતા પોતાને હમેશ પેંડા મોકલશે એમ તેની ધારણા હતી.

સાયંકાળે રાવસાહેબ વિનાયકરાવ જે. પી. પોતાની બે ઘોડાની ગાડીમાં બેસી ફરવા નીકળ્યા હતા. તેમની દૃષ્ટિ ઓચિંતી સડક ઉપરની પોસ્ટ બૉક્સ તરફ ગઈ. એક નાનો છોકરો પેટીમાં પોતાનો કાગળ નાખવાનો પ્રયત્ન કરતો હતો, પરંતુ પેટી ઉંચી હોવાથી ત્યાં તેનો હાથ પહોંચાતો નહોતો. છોકરો કુદકા મારીને પ્રયત્ન કરે પણ તેના સર્વ યત્ન ફોગટ જાય. રાવસાહેબે એ જોઈ ગાડી ઉભી રખાવી અને નોકરને આજ્ઞા કરી "જા, તે છોકરો પોસ્ટ બૉક્સમાં પત્ર નાખવા માટે પ્રયત્ન કરે છે, તેનો કાગળ બૉક્સમાં નાખી આવ. બિચારો વિનાકારણ દુખી થાય છે.'

નોકર નીચે ઉતરી તે છોકરા પાસે ગયો અને તેણે પેટીમા નાખવાનો કાગળ પોતાના હાથમાં લીધો; પરન્તુ શિરનામા ઉપર તેની દષ્ટિ પડતાંજ તે કાગળ પેટીમાં ન નાખતાં રાવસાહેબ પાસે લઇ આવ્યો. તે કવર ઉપર લખેલું શિરનામું નીચે લખ્યા પ્રમાણે હતું.

'આ પત્ર પરમપૂજ્ય પિતાશ્રી પરમાત્માની સેવામાં પહોંચે.

મુઃ સ્વર્ગપુરી'

શિરનામુ વાંચતાંજ રાવસાહેબે છોકરાને પોતાની પાસે બોલાવી પૂછ્યું 'ભાઇ! તારૂં નામ શું ?'

'બાબુ.'

'તારા બાપનું નામ શું ?'

'પરમાત્મા. હું પરમાત્માનો છોકરો છુ.'

એ સાંભળી રાવસાહેબ થોડીવાર સ્તબ્ધ રહ્યા. તેમણે એક લાંબો નિશ્વાસ મુકી આકાશ તરફ દષ્ટિ કરી. આ વખતે તેમને એક વિચાર સુઝ્યો. તેમણે તે શિરનામું છેકી નાખી તે ઉપર પોતાનું શિરનામું લખી કાગળ ટપાલમાં નાખ્યો. બાબુએ પોતાનો કાગળ પેટીમાં પડતો જોઇ સંતોષથી ઘરનો રસ્તો લીધો. રાવસાહેબે ધીમેથી એક નોકરને સમજાવી તે છોકરાની પાછળ પાછળ મોકલ્યો અને તેનું ઘર ક્યાં છે તેની તપાસ કરવાનું તેને સુચવ્યુ.

બીજે દિવસ સવારના પહોરમાં રાવસાહેબ વિનાયકરાવ પોતાના સુન્દર દિવાનખાનામાં એક ટેબલ આગળ બેઠા હતા. તેમના હાથમા એક કાગળ હતો. કાગળ વાંચતાં વાંચતાં તેમનું હ્રદય ભરાઇ આવ્યું, કંઠ રૂંધાઇ ગયો, અને આંખમાં અશ્રુ આવ્યાં. કાગળ એકવાર વાંચ્યો, બે વાર વાંચ્યો, ત્રણવાર વાંચ્યો ! આ પ્રમાણે આશરે બે કલાકમાં રાવસાહેબે તે કાગળ વીશ–પચ્ચીશ વખત વાંચ્યો; તોપણ તેમને તૃપ્તિ થઇ નહિ. તે પત્રમાંની હકીકતનો જેમ જેમ તેઓ વિચાર કરતા લાગ્યા તેમ તેમ તેમનું હ્રદય વિદીર્ણ થવા લાગ્યુ છેવટે રૂમાલથી આંખો સાફ કરી, મોઢું સ્વચ્છ કરી તેમણે નોકરને બોલાવ્યો અને ધીમેથી તેના કાનમાં કાંઇક કહ્યું, પછી તે પલંગપર જઇ સુતા. તે આખો દિવસ તેમણે ઉદાસીનતામા અને વિચારમાં ગાળ્યો.

દિવસો પછી દિવસો અને મહિનાઓ પાછળ મહિનાઓ જવા લાગ્યા. સુમારે એક વર્ષ થઇ ગયું. હવે બાબુ પ્રથમ હતો તેવો દેખાતો નહોતો. તેની વૃદ્ધ માતા પણ પ્રથમ પ્રમાણે નિર્ધન અને અનાથ જણાતી નહોતી. બાબુ હવે બજારમા જતો તો લોકો તેને બાબુરાવ કહીને બોલાવતા હતા. તે શરીરે ગોરો અને દેખાવડો હતો. તેમાં લુગડાંનો ઠાઠ તેને વધારે શોભાવતો હતો. તેના નામ ઉપર પોસ્ટમાં દર મહિને સો રૂપિયાની નોટ આવતી હતી. આથી તે મા–દીકરાનું ગુજરાન બહુ આનંદપૂર્વક ચાલતું હતું. હવે તે વૃદ્ધ બાઇને પોતાના પેટ માટે મહેનત મજુરી કરવી પડતી નહોતી. આશ્ચર્ય તો એ હતું કે દરેક મહીને આ પ્રમાણે નોટ મોકલનાર કિંયા કોણ છે ને ક્યાં રહે છે તે તેઓ હજુ સુધી જાણતાં નહોતા. બાબુ તો એમજ સમજતો હતો કે પોતાનો કાગળ પહોંચવાથી પિતા–પરમાત્મા મારા માટે કપડાં લેવા અને રોજ પેંડા ખાવા માટે સ્વર્ગપુરીમાંથી નોટ મોકલે છે.

ક્યા પરોપકારી સજ્જન ગૃહસ્થ તરફથી આ ઉદાર આશ્રય મળે છે, તે જાણવાની ઉત્કટ ઇચ્છા તે વૃદ્ધ સ્ત્રીના મનમાં દિવસે દિવસે વધતી ગઇ. એક દિવસ ચાર પૈડાની એક અપશકુન ગાડી તે વૃદ્ધ સ્ત્રીના બારણા સામે આવીને ઉભી રહી. ગાડીમાથી ઉતરીને એક જણે બાબુને બોલાવી તેના હાથમાં એક કાગળ આપ્યો. બાબુ બુદ્ધિમાન હતો તોપણ તેમ પત્ર વાંચીને થોડા વિચાર કરી તે ગાડીમા બેઠો અને ગાડી ચાલતી થઇ. એક કલાક પછી ફરીને બાબુ તેજ ગાડીમાં પાછો આવ્યો. આ વખતે તેની ચર્યા ફરી ગઇ હતી. આંખોમાં અશ્રુબિંદુઓ હજુ વહેતા હતા. હાથ પગ શક્તિહીન થઇ ગયા હતા. ચાલતા ચાલતાં શરીરનો તોલ સંભાળી શકતો નહોતો. તેની આવી સ્થિતિ જોઇને આતુરતાથી વાટ જોઇ રહેલી તેની માતા ગભરાઇ ને પૂછવા લાગી 'ભાઇ ! ક્યા ગયો હતો ? તારૂં મોઢું કેમ ઉદાસ છે ?'

બાબુનું રડવુ બંધ થયુ નહી. તેણે રડતા રડતા જવાબ આપ્યો. 'માતા ' જેની પાસેથી આપણને આજ એક વરસ થયાં દર મહીને સો રૂપીયાની નોટ મળતી હતી, તે પરોપકારી સજ્જન ગૃહસ્થનું આજ મને દર્શન થયુ... ......'

'તે ક્યાં રહે છે ? કોણ છે ? ચાલ, ચાલ, મને તે દેખાડ' બાબુને બોલતો અટકાવી તે વૃદ્ધ સ્ત્રીએ પ્રશ્ન કર્યો.

'માતા ! તું સઘળું સાંભળ તો ખરી ! મને આ જવાથી જેટલો આનંદ થયો તેટલુ દુખ પણ થયું. આપણને આશ્રય દેનાર તે સજ્જનને જોઇને આનંદ થયો, પરન્તુ તેના અંતકાળ વખતે મેળાપ થયો તેથી દુખ થયું.'

એ સાંભળી તે વૃદ્ધ સ્ત્રીની આંખમાથી પણ આંસુઓ વહેવા લાગ્યા. બાબુ તેને હિમત આપતો કહેવા લાગ્યો ' માતા, તું રડીશ નહિ. આ પત્ર જો. તે ગૃહસ્થે તેની સર્વ સંપત્તિ મારા નામ ઉપર કરેલી છે તે બહુ શ્રીમન્ત છે મોટાં મોટાં કારખાનાઓ તેની માલીકીના હોઇ, પુષ્કળ નોકર ચાકર પણ છે. તેને કોઇ સંતાન નથી. મેં પરમાત્માને બાપ સમજી લખેલો કાગળ તેના હાથમા ગયો હતો. તેથી ઉદાર બુદ્ધિથી તેણે પોતાની મિલકત મને બક્ષિસ આપી અરે ! એ મહા પુરૂષનો મને થોડો પણ સહવાસ મળ્યો નહિ ! તેણે મરતી વખતે મને કહ્યું કે ' તેં જે કાગળ પરમાત્માના નામથી લખ્યો હતો તે મે લીધો હતો.'

વાંચક ! આનું નામજ બાપ તેવા ભગવાન.

---

## વાદળીઓની રંગભૂમિ.[1]

(એક ક્ષ્ય દૃશ્ય)

લેખક—રા. રા. હિમ્મતસિંહજી બી. સીસોદિયા.

(સૂર્યાસ્ત સમયે સાંજની વાદળીઓ ભિન્ન ભિન્ન આકાર અને રંગ ધારણ કરતી દેખાય છે. આ આમ તેમ ફરતી અને બદલાઇ જતી પ્રતિમાઓ—સ્વરૂપો નાટ્યભૂમિ ઉપર રમતી મનુષ્ય વ્યક્તિઓ જેવી ઘણીવાર દેખાય છે.)

---

૧ મૉડર્ન રિવ્યુના ફેબ્રુઆરી ૧૯૧૭ ના અંકમાંના મિસ નિવૃત્ત શાંતિનિકેતન નિવાસીના The Dean of the Clouds નામના લેખનો અનુવાદ.

પશ્ચિમના અખિલ આકાશ ભાગમાં પથરાઇ જતો સુવર્ણ રંગનો પ્રવાહ દષ્ટિગોચર થાય છે. આ ભાગના મધ્યમાં સુંદર સ્ત્રીઓની આકૃતિઓ જેવી દેખાતી બે એકલીજ વાદળીઓ પોતાની સાડીઓમાં હમેશ રમેલાં પોતાનાં મસ્તકો સહિત આમતેમ ઢળતી હોય એમ નજરે પડે છે

પહેલી વાદળી ચારે બાજુ જોતી ફરતી ફરતી એકાએક આશ્ચર્યપૂર્વક બોલી ઉઠી— "આપણે બેજ એકલાં પડી ગયાં છીએ ને શું ! બીજીઓ ક્યાં ગઇ ?"

બીજી જવાબ દેતી બોલી—" તું સ્વપ્નમાં હોય તેમ જણાય છે કેટલીક સખીઓ આપણી પાસે થઇને જતાં તેમને તેડી ગઇ પણ જો ! " તે પાછી ફરતી સુવર્ણનો વિશાળ સમુદ્ર ચીંધી બતાવવા લાગી

પહેલી—"આ તો આપણો સુવર્ણ પ્રદેશ છે અહીં કોણ એક કાળો ડાઘ પણ પાડી શકે તેમ છે ? ત્યાં અંધારાનું તો બીલકુલ નામ નહિં "

બીજી—" આ વાતને આટલી બધી નક્કી કરી વાળ મા ! હું તારા કરતાં જરા ઉંચે છું અને વધારે આઘે જોઇ શકું છું મને તો એમ જણાય છે કે આપણા સુવર્ણ પ્રદેશમાં દૂર કંઇક તોફાનની નિશાનીઓ કસારતીએ થઇ રહી છે "

પહેલી—" તોફાન ? શું કહે છે ! "

બીજી નજર લગાવી જતી બોલી—' ઠીક, તોફાન નહિં પણ કંઇક ધમાધમ-અંધાધુંધી જેવું હશે, અથવા તો તે રાત્રિનો અંધકાર હોય જો ! જો ! ઉત્તર દિશામાં પૂર્વમાં ! રૂપેરી કીનારીવાળા મોટા કાળા ઢગલાઓ તું જુએ છે ? આ પ્રદેશ એક વખત સંપૂર્ણ સુખનું રાજ્યસ્થાન હતું, પણ ત્યાં તો લડાઇ-રમખાણ-તોફાનોલાણ થયું છે અને હવે પેલા કાળા ઢગલાઓ આવે ના જો ! તને જરા પેલી રૂપેરી કોર દેખાય છે ત્યાં તો હું તે કોરની પૂર્વસ્થિતિ શું હતી અને હવે પછી કોઈ દિવસ તેની કેવી સ્થિતિ થશે તેનો વિચાર કરવા એકદમ મંડી પડું છું ! "

પહેલી—" છતાં, પણ તે આશા સુખી જણાય છે, ખરૂંને ?

બીજી—" કહેવાય છે કે 'ફેરફાર એ તો કુદરતનો કાયદો છે ' તે કાયદો આપણને પણ લાગુ છે, દરેક વસ્તુને ભરતી અને ઓટ હોય છે—ઉન્નતિ અને અવનતિ ઉત્કર્ષ પછી અપકર્ષ આવેજ છે આમ હમેશાં થયા કરે છે "

બેમાંની એક બીજીનું માથું ઉઘાડું દેખે છે તેથી નવાઇ પામી કહે છે—" તું જાણે છે કે તારા માથા ઉપર સાડી નથી ? "

બીજી શરમાઇ જઇ બોલે છે—" હા, ખસી ગઇ છે એ તો પવનનાં કામ તે આખો દિવસ આપણી સાથે "મતાકુકડો ' રમે છે અને પજવ્યા કરે છે બીજી વાદળી ચાલવા લાગી અને આવું બોલવું શરૂ કર્યું—" અરે ! તું ક્યાં જાય છે ? થોડીવાર આપણે સાથે રહીએ એવી કૃપા કર ! " પણ બીજી કંઇ બોલ્યા ચાલ્યા સિવાય પોતાની સખીને છોડીને એકદમ ચાલી જાય છે આ ત્યજાએલી એકલી વાદળીને અચાનક પાછળથી કોઇએ તેની સાડીનો છેડો ખેંચ્યો હોય એમ લાગે છે, તેથી એકદમ પાછી ફરે છે અને જાંબુડા રંગી વેશવાળી એક કન્યકાને પોતા તરફ આવવાની તેને નિશાની કરતી અત્યંત વિસ્મય પામે છે તેવી આગળ ચાલે છે બન્ને સામસામાં આવે છે.

વાદળી—" તમારે શું જોઇએ છીએ ! મેં તમને કદી જોયાં નથી, મને ખોટી ફગો માં. "

કન્યકા—" તમે આમ મુઝાઓ છે શાથી ? તમારૂં કહેવું એમ છે કે તમે મને ઓળખતાં નથી. ઠીક, ઓળખાણ એટલે શુ ? આપણા દેશમા કંઇ આપણે રીતસર ઓળખાણ કરવાની હોય નહિં, આપણે મળ્યાં કે આપણે મિત્રો. પાંચ ક્ષણથી વધારે આપણે મિત્ર સાથે ભાગ્યેજ રહીએ છીએ. આપણું જીવન હમેશાં બદલાતુંજ રહે છે. આપણી દોસ્તી-મૈત્રિ પણ બદલાતી રહે છે. તે સીમા વગરની છે. આપણી મિત્રાચારીના અગાધ દરિયામા હજારો જણ રોજ આવ્યા કરે છે. "

વાદળી—" સાચું, પણ જ્યારે નવા મિત્રો આવે છે ત્યારે જુના ચાલ્યા જાય છે. ખરૂ કે નહિં ? "

કન્યકા—" હા, એમ છે. પણ તેથી શુ ? આપણી આકૃતિઓ હંમેશા બદલાઇ જાય છે. તેની શી ચિંતા ? આપણે આ ભૂમિકાથી સામેની ઉપર જઇયે છીએ ત્યારેજ આપણે કોઇને પણ ના પાડયા સિવાય હજારો સાથે દોસ્તી કરીએ છીએ. (આત્માનતની) મમતોલતા આ શાશ્વત્ વિશ્વમાં રહી શકે પણ આત્મિક રાજ્યમા કંઇ છેજ નહિ. અહીં ગણતરીઓ અને ખ્યાલો અટકી પડે છે. આપણે તો વિકાસ-વૃદ્ધિ પામતાં જઇએ છીએ."

વાદળી—" શું આ વાત વિજ્ઞાનથી સિદ્ધ છે ?"

કન્યકા—" વિજ્ઞાનની આપણે શી પરવા ? વિજ્ઞાન એ કંઇ આપણો ધંધો નથી. આપણે તો માત્ર અનુભવનારાં છીએ અને અનુભવદ્વારા સિદ્ધાંતો અને નિર્ણયો ઉપર આવીએ છીએ. આપણે ઉંડાં ચિંતન કરવા બેસતા નથી આપણને તેમ કરવાને સમય પણ નથી. " આટલું કહીને કન્યકા ત્વરાથી પસાર થઇ જાય છે.

વાદળી ભય પામી હોય તેમ બુમ મારી ઉઠે છે—" શા માટે આમ ઉતાવળ કરો છો ? તમે અહીંઆં તમારાં કંકણ અને કાનની વાળીઓ ભૂલી ગયાં. ઓ, એક ક્ષણ ઉભા રહો. "

કન્યકા—" તમને નથી લાગતું કે મોડુ થયુ છે ? આપણો સુવર્ણ સમુદ્ર બદલાઇ જઇ હમણાં એક નદીરૂપ થઇ ગયો છે. ત્યા કંઠે ખારવો, મુસાફરો-યાત્રાળુઓને બુમ મારી બોલાવે છે ! "

વાદળી—" તમે કયા દેશમાં જશો એ તમે જાણો છો ! ત્યા તમારે મિત્રો છે ? શુ કંઇ ખાસ કામ છે કે આટલી ઉતાવળ કરો છો ? તે દેશના માર્ગો તમારા જાણવામાં છે ? ત્યાંની નદીઓ ત્યાંના લોકો અને ત્યાંની ભાષા તમે જાણો છો ? તે સહુ તો તમારથી અજાણ્યાં હશે ? "

કન્યકા—" ના, બીલકુલ નહિં. આપણા શબ્દકોષમા " અજાણ્યા " જેવો એક શબ્દ નથી. હું તે દેશમાં કદી ગઇ નથી. મારે ત્યાં કોઇ સંબંધી નથી. હું ત્યાંની ભાષા અને લોકોને જાણતી નથી. પણ તેથી શુ ? વાદળાઓની ભાષા સર્વત્ર એકજ હોય છે. વાદળાઓનું દરેક ઠેકાણે ગવાતું સંગિતગાન એકજ મધુરગીત છે. પ્રકારવૈરૂપ્યમાંજ ભિન્નતા છે. પણ આપણે તો આત્મતત્વ જોવાની બુદ્ધિ રાખી છે. આત્મતત્વમાં ભેદ હોય નહિં, આપણે બધાં એકજ છીએ. આકાશના મહાન્ ઘુમ્મટના વિભાગો છીએ. આપણો ધર્મ

આ વખત હવે સંતોષ-શાંતિનો છે એટલે વૈરાગ્યનો છે. આપણે પહેલાં આપણો આદર્શ સિદ્ધ કરીએ છીએ અને પછી તે સિદ્ધિને આપણે આપણો આદર્શ બનાવીએ છીએ, અને આ આપણા પ્રેમની સંપૂર્ણતા."

બાળા—"અરે પણ હું તમને દેખતી નથી. હવે અંધારૂં થાય છે. પેલા ડોલાયમાન દમણાઓ તદ્દન નિરાકાર થઇ ગયા છે અને એક ઘટ્ટ થતા જાય છે. તે એકત્ર થતું અંધારૂં મારી નજરને હરાવે છે."

વાદળું—"ફિકર નહિં. જોવું-દેખવું તે તો પ્રાથમિક પગથિયું છે. શું તને મારી અહીંની સ્થિતિનો નિકટ સંબંધ અનુભવમાં નથી આવતો? આ તો હવે અનુભવવાનો, આદર્શો કલ્પવાનો, સાથે રમવાનો અને સ્વપ્નોમાં મગ્ન થવાનો વખત છે. જ્યાં માં, કંપ માં. આપણે નિરાકાર-નિર્ગરૂપ થઇ જઇશું, ત્યાં સુધી હું તને પકડી રાખીશ-તારી સાથે રહીશ."

બાળા—"હું શા માટે ધ્રુજુંછું તેની મને ખબર પડતી નથી. મને પુરી તૃપ્તિ થઇ નથી. મારે કાંઇ આશ્લેષ કરવા આધાર જોઇએ છીએ. મને તમે તમારી નજીક-તમારી પાસે-તમારી છાયામાં લ્યો. તમારૂં આ સ્થુલ આચ્છાદાન કાઢી નાખો, અને તમે મને હજુ નજીક લ્યો. મને તમે તમારા ગોળ-ચારે બાજુએ પથરાતા અંધકારમાં ગુંદળુ કરો-સમેટો. આ અંધકાર મને પ્રકાશમય ઉજ્જવલ દિવસ જેવો લાગશે મને તમારી સાથેજ સર્વથા સંપૂર્ણ રીતે વીંટાળી લ્યો. આપણી ખરી પૂજા તો આપણે આપણાં 'શરીર-જાતનો ત્યાગ કરવો, તે છે. સર્વવ્યાપક પ્રેમની વેદી ઉપર આપણા હલકા સ્વરૂપોનો આત્મભોગ આપવો, તેજ ખરી પૂજા છે."

વાદળું—"આવ, આવ; પ્રવેશ કર ત્યારે મારા આત્મ મંદિરમાં. પેલાં શ્યામ વાદળાઓ હવે આવી પહોંચ્યા છે; અને હમણાં રાત્રિ પણ પડી જશે. દેવમંદિરોમાં સાયંકાલની પૂજા આરતિની ઘંટડીઓ-ઝાલરો વાગે છે. આ સમય પૂજાનો છે-સંયોગ-ઐક્ય કરવાનો છે. કુદરત મનુષ્ય રૂપ થાય છે. મનુષ્ય કુદરતરૂપ થાય છે. ઇશ્વર મનુષ્યરૂપ છે, તેમજ કુદરત પણ છે. આમ થયું કે પૂજાની પૂર્ણાહુતિ-સમાપ્તિ. આ એકતા-અદ્વૈતનો વખત છે. સર્વવ્યાપક પ્રેમના આત્મ-તત્વમાં આપણી જાતને ખોળી દેવાનો આ વખત છે."

"અંધકાર-ઘોર અંધકાર આપણને ઘેરી વળે છે. આપણું અને તેનું ઐક્ય થાય છે આ ગાઢ અંધકારમાં અખંડ શાંતિપ્રવાહ વહ્યા કરે છે. આ ગહન-અતર્ક્ય અંધકારમાં ગંભીર પવિત્ર સુન્દરતા રહેલી છે. જીવનમાં અંધકારનો હિસ્સો ન હોય તો પૂર્ણત્વ પમાય નહિં"

"અંધકાર આત્મ તત્વને ઉન્નત-ભવ્ય-સુન્દર બનાવે છે."

"અંધકારનો સમય મનુષ્ય જીવનને ઉત્કૃષ્ટ બનાવે છે."

"ત્યારે ચાલો, આપણે રાત્રિના-અંધકારના-સર્વવ્યાપક ઉદરમાં આપણી જાતને, અને આપણા ત્રિવિધ તાપોને ગુપ્ત કરીએ."

अस्तु!

---

# સુન્દરી સુબોધ.

સચિત્ર માસિક પત્ર

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता । मनु

(પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુન્દરી)

આ પત્રની આદ્ય સંપાદક શ્રી બન્ધુસમાજના સ્વર્ગસ્થ સભાસદ

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૧૭

પુસ્તક- ૧૪ અંક- ૧૧-૧૨



શ્રીયુત્ ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા (બી એ)
સ્ત્રીઓ તથા બાળકોના હિતાર્થે વિવિધ લેખ લખનાર
વિદ્વાન અને સુપ્રસિદ્ધ નવલકથાકાર.

The Block by Courtesy of Sam Icha.

આદ્ય સંપાદક
શ્રી બન્ધુ સમાજ.

પ્રકાશક અને તંત્રી
રામમોહનરાય જસવંતરાય.

જ્ઞાનનો પુનર્જન્મ થયો. તેમના પૂર્વ સંસ્કાર ફરી જાગ્રત થયા; ને પોતે આદરેલા-કાર્યક્ષેત્રથી કેટલા દૂર-પાછા હઠી ગયા છે, તેની સ્મૃતિ થતાંની સાથે, તેઓ તે બાહ્ય ઉપાધિનો ત્યાગ કરી, આત્મા-પરમાત્મામય થવા, "सर्वं खल्विदं ब्रह्म" રૂપ થવા, હૃદય પ્રભુપ્રેમથી ભરવા, નિસ્વાર્થ કામ, નિર્મોહિતતાથી ભરવા, તથા 'आत्मवत् सर्व भूतेषु' ગણવા તપ આદર્યું.

ભાઇ, મ્હને તો આવો અર્થ સમજાયો. જો તે ખોટો હોય તો ત્હમારી આ ન્હાની બ્હેનને યથાર્થ સમજાવવા આપના અમૂલ્ય વખતનો થોડો ભોગ આપશો."

લી૦ ત્હમારી ન્હાની બ્હેન.

---

## સ્ત્રીઓનો સત્કાર.

લેખક—મીસીસ મહંત અમરેલીકર.

૧. જે કુળમા સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવે છે, તે કુળ ઉપર દેવતાઓ પ્રસન્ન થાય છે અને જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર કરવામા આવતો નથી તે કુળની યજ્ઞયાગ વગેરે સર્વ ધર્મ ક્રિયા નિષ્ફળ થાય છે.

૨. જે કુળમા બ્હેન, દીકરી, દેરાણી, જેઠાણી તથા સાસુ નણંદ વગેરે સંબંધી સ્ત્રીઓ શોક કર્યા કરે છે, તે કુળનો સત્વર નાશ થાય છે અને જે કુળમાં ઉપર કહેલી સંબંધી સ્ત્રીઓ શોક કરતી નથી, તે કુળ સર્વદા વૃદ્ધિ પામે છે.

૩ બ્હેન વગેરે કુટુંબની સ્ત્રીઓ, પોતાનો સત્કાર ન થવાથી જે ઘરોને શાપ આપે છે. અર્થાત્ એમનું ભૂંડું થાવ એમ ઇચ્છે છે તે ઘર વૈભવ સાથે નાશ પામે છે

૪. સંપત્તિની કામનાવાળાઓ પુરુષોએ સત્કાર કરતી વેળાએ તથા ઉપનયન, વિવાહ આદિ ઉત્સવોમાં નિત્ય ઘરેણાં અને વસ્ત્રો આપીને તથા ભોજનો કરાવીને કુટુમ્બની સ્ત્રીઓનો સત્કાર કરવો.

૫. જે કુળમાં ભર્તા ભાર્યાથી અને ભાર્યા ભર્તાથી સંતુષ્ટ રહે છે, તે કુળનું ખરેખર કલ્યાણ થાય છે.

૬. જ્યારે ભરથાર અને ભાર્યા પરસ્પર પ્રીતિવાળાં રહે છે, ત્યારે ધર્મ, અર્થ અને કામ, એ ત્રણેય પદાર્થોનો તેમને લાભ થાય છે.

૭. સ્ત્રીઓ જો આભૂષણ વગેરેથી ઝગઝગાટ રહે છે, તો તેનું આખું કુળ દીપી નીકળે છે. પરંતુ સ્ત્રી જો આભૂષણ વગેરેથી ઝગઝગાટ રહેતી નથી તો તેનું આખું કુળ પણ શોભતું નથી.

૮. જે ઘરમાં સ્ત્રીઓનું સન્માન કરવામાં આવતું નથી, તે ઘર જલ્દી હલકા રૂપમા આવે છે.

૯. જે ઘરમા સ્ત્રીઓને આનંદપૂર્વક રાજી રાખવામાં આવે છે, તે ઘર અતિ ઉમંગ રાજી રહે છે.

૧૦. શાસ્ત્રોમાં નીન્દેલા વિવાહો કરવાથી પોતપોતાના વર્ણાશ્રમથી ભ્રષ્ટ થવાથી તેમજ દેવ ગુરૂનું અપમાન કરવાથી સારાં કુળો પણ અધમ થાય છે.

# વાર્તા લહરી.

## સદ્‌ગુણી સ્ત્રીનો પતિ.

લેખક—સૌ. સરલા.

સમય પ્રભાતનો હતો. નાટકમાં કાળો પડદો ઉપડે ને પાછળની લીલા દૃશ્ય થાય તેમ અંધકાર ધીમે ધીમે અદૃશ્ય થતા સૃષ્ટિનું અલૌકિક સૌંદર્ય દૃશ્ય થતું હતું પવન નરમ નરમ વાતો, જાણે ગાયન કરતો હોય એવો આભાસ થતો હતો.

એક બાજુ બરફ જેવા સફેદ નિર્મળ જળથી શોભતી નદિ મંદમંદ પણ નેત્ર-પ્રિય ગતિથી ચાલી જતી હતી. પેલે કાંઠે ભેખડો, જંગલી વૃક્ષો અને તેથી દૂર ટેકરીઓની હારો હતી. આ કાંઠે પ્રકૃતિદેવીએ જાણે પોતાના વિહાર અર્થેજ લીલા સુકોમળ ઘાસની જાજમ પાથરી દીધી ન હોય, વિધવિધ પ્રકારના પક્ષીઓના વિવિધ શબ્દ, પવન લહરીથી થતો વૃક્ષ-પલ્લવોનો શબ્દ, અને સરિતાનો શાન્ત શબ્દ, આ વખતે કુદરતને જાણે એક કરી દેતાં ન હોય, એવો ભાસ થતો હતો!

એક મનુષ્યને જે વસ્તુ સર્વદા સુખદાતા થાય છે તેજ વસ્તુ અન્યને દુઃખકર થઇ પડે છે. આ વખતે એક પ્રવાસી નિઃશ્વાસ નાખતો સૃષ્ટિ-લીલા તરફ દૃષ્ટિ કરતો આ સ્થળેથી પસાર થતો હતો. પ્રવાસીના મુખ ઉપર ઉદાસીનતાની છાયા જણાતી હતી. હાથ, પગ, મુખ રેતીથી છવાઇ ગયાં હતાં. જીજ્ઞાસા, ભય, અને શોકયુક્ત મુખે, તે ચારે બાજુ જોવા લાગ્યો. દૃષ્ટિ જરા થડકી, આંખ જીજ્ઞાસાથી જોવા લાગી. દૂર એક મઢુલી જેવું જણાતું હતું શાન્તિની ઇચ્છા રાખનાર પથિક ઉત્સાહથી તે તરફ ચાલ્યો. જેમ બને તેમ ઝડપથી ચાલતો મઢુલી પાસે આવી પહોંચ્યો.

મઢુલી અને આસપાસના વૃક્ષ, જલાશય આદિ સમૃદ્ધિ જોઇ ને શાન્ત થઇ ગયો. જીજ્ઞાસારસ હેના અંતરમાં અણુઅણુ દ્રવવા લાગ્યો. મઢીમાં એક વૃદ્ધ પણ પ્રતાપી શરીરવાળા યોગી શાન્ત સમાધિમાં બેઠા હતા.

પથિક પ્રીતિપૂર્વક પ્રણામ કરી, હાથ જોડી સામે બેઠો.

થોડીવારે યોગીરાજ સમાધિમુક્ત થયા અને પથિક તરફ પોતાની શાન્ત નિર્મળ દૃષ્ટિથી જોઇ રહ્યા.

પથિક ભાવથી મહાત્માને પગે પડયો.

“ કલ્યાણ થાઓ ” બન્ને હાથે આશિષ દેતા મહાત્મા બોલ્યા.

“ વનની રેતીમાં ચાલવાથી ત્હારૂં મુખ આ રેતી વિભૂતિથીજ જાણે આચ્છાદિત થયું હોય! પણ એમાંએ સુંદર કાન્તિ ઝળકી રહી છે. દુઃખ અને થાકથી ઘણોજ શોષાયેલો જણાય છે. તથાપિ વૈરાગ્યનું શાન્ત ગૌરવી તેજ પણ પ્રાયેજ જોઉં છું ત્હારૂં નિર્મળ મુખ જોઇ અતિ પ્રસન્ન થાઉં છું. ”

આ ભાવભર્યાં વચનો સાંભળી કયું હૃદય આનંદ પ્રફુલ્લિત નહિં થાય ! પથિકનાં નેત્રો આનંદ-અશ્રુથી ભરાઇ ગયાં. આ દુઃખ રૂપી રાત્રિમાં પણ તે સુખચન્દ્રનો, શાન્ત પ્રકાશ જોઇ રહ્યો.

" ચાલવાથી-થાકથી, ક્ષુધા-તૃષા લાગી હશે." યોગી બોલ્યા.

" તે આપનાં દર્શનરૂપી પ્રસાદિથી અદર્શ્ય થઇ છે. હે પ્રભુ, મ્હને શાન્તિનો માર્ગ બતાવો. ભ્રમણાથી ભૂલી ભમનાર પ્રવાસીને માર્ગ બતાવો."

" અસત્ય સ્વાર્થી જગતના સ્વાર્થનું પૂર્ણ નિરીક્ષણ કરી, ત્યાગવા યોગ્ય સંસારનો મ્હેં ત્યાગ કર્યો છે. પણ એ દુઃખમાં રીબાતા મનુષ્યોને સુખ માર્ગ બતાવવા, આ હૃદય સ્વાધીન નથી. હે ભાઇ ! આ મઢુલી અને વનમાં જે કાંઇ છે તેનો સુખે ઉપભોગ કર. હરિ ઇચ્છાએ ત્હને ઇચ્છિત શાન્તિ મળશે. સ્નાનાદિ નિત્યકર્મ કરી તું ભોજન કરી લે. પછી મ્હને ત્હારૂં વૃત્તાંત કહેજે."

૨

આ પથિકનું નામ જયન્ત હતું. સુખની આશાએ અંગ્રેજી અભ્યાસ કર્યો હતો; પણ દુઃખીને સુખ ક્યાંથી ?

બાળલગ્નને પ્રતાપે ઉમ્મર તો હજી પુરાં વીસનીયે ન હતી, વિદ્યાભ્યાસ પણ અપૂર્ણ હતો, ત્યાં બે કન્યાઓનો બાપ થયો. માતપિતા કરજ મૂકી સ્વર્ગવાસી થયાં. દરેક તરફથી દુઃખવૃષ્ટિ થવા લાગી. બુદ્ધિ મુંઝાઇ ગઇ.

આખો દિવસ કામ કરનાર મનુષ્યને શાન્તિની આવશ્યકતા હોય, એ સ્વાભાવિક છે. તથાપિ એવું કોઇકજ ગૃહ હશે કે જ્યાં થાકેલાને વિશ્રાન્તિ મળે, બાકી તો તેના થાક અને ચિન્તામાં વૃદ્ધિ કરનારાં અનેક કારણો સંગ્રહીજ મુકયાં હોય !

જયન્તને ગમે તેવું દુઃખ હતું પણ ગૃહમાં શાન્તિ મળતી. ત્હેની પત્ની યશોદા સ્વભાવે સુશીલ, પતિવ્રતા, પતિના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માનનારી હતી. પતિના મનોભાવ પારખવામાં ચતુર હતી. તેમજ એ મનોભાવોને યોગ્ય માર્ગ બતાવવામાં પણ કુશળ હતી.

પોતાનું પહલું વેચી, ધન પતિ પાસે મુકયું. આવી સુશીલ રંક ભાર્યાના પહલાનું દાન લેવા દિલગીર હોવા છતાં કરજદારોના મ્હેણાના દુઃખે તે દાન લીધું. પણ પૂરૂં તો ન થયું.

અંતે આફ્રિકા જેવા દૂર દેશની નોકરી શોધી. કરજદારોના દુઃખમાંથી બચવા અને ધનપ્રાપ્તિ અર્થે તે સ્વીકારી. પત્નીએ આનંદથી સંમતિ આપી. પત્ની અને કન્યાના અસહ્ય વિયોગ સમયે જયન્તનાં નેત્રો સજળ થઇ ગયાં. પણ બીજો માર્ગ ન હતો. આફ્રિકામાં ગયો પણ " ભાગ્યહીન જો ખેતી કરે, તો બળદ મરે કાં હળ ખૂવે " એ કહેવત પ્રમાણે થયું. ગયો અને હવા માફક ન આવવાથી માંદો પડયો.

બિમારીના સમાચાર સાંભળી યશોદા મોળી. સ્ત્રીની મહદયતાએ તેને ઘણી ચિંતાતુર કરી. કુટુંબ વ્યવસ્થા કરવાની પણ જરૂર હતી. ઘરમાં વાપરવા એક પાઇ પણ ન હતી, કે, જેનું અન્ન ખરીદ કંઇ વેચવા જેવું હતું તે વેચ્યું, પણ આમ કેટલા દિવસ ચાલે ?

સુખના શોધનારને તે કોઇપણ સ્થાનેથી મળે છે. યશોદા સારી રીતે ભરતકામ જાણતી હતી. પરોપકારી પાડોશીએ તેને કેટલાક ભરતના નમુના મુંબઈના પ્રદર્શનમાં મોકલવાની સલાહ આપી. રાત દિવસ મહેનત કરી નમુના મોકલ્યા. ઇશ્વરે મહેનતનો બદલો આપ્યો. કોઇ ઉદાર પુરુષ તરફથી પચાસ રૂપિઆનું ઇનામ મળ્યુ, અને તેજ દિવસે તેના સુખનો સૂર્ય ઉગ્યો.

ચતુર સ્ત્રીએ આ દાનનો બીજોજ ઉપયોગ કર્યો. પ્રદર્શનમાં દીઠેલા, મોજાં ગુંથવાના બે યંત્રો ખરીદ્યાં. પોતાનું ઝુંપડી જેવું ઘર છોડી એક સારૂં મકાન ભાડે લીધું.

યશોદાએ એક ગૃહ-મંડળી સ્થાપી. ગૃહકામથી પરવારી અનેક સ્ત્રીઓ આ મંડળમાં આવતી. નિંદા કરવાનો વખત આનંદમાં જતો; અનેક ભિન્ન વિચારવાળી સ્ત્રીઓ ભેગી થઇ, અનેક પ્રકારના નવા જુના ગૃહ-ઉદ્યોગ કરી શકતી. કોઇ ભરતકામ, કોઇ ગુંથણકામ, કોઇ વણાટકામમા પ્રવૃત્ત થતી. દેશમા સ્વદેશી વસ્તુની પ્રીતિને લીધે ઉપાડ પણ ઠીક થતો.

આફ્રિકામાં જયન્તનું આરોગ્ય પણ સુધરવા લાગ્યુ. આવક વૃદ્ધિ પામી. પત્નીના આ સ્તુત્ય કાર્યની વાત સાંભળી તેનું મન કેવુ હર્ષ-પ્રફુલ્લિત થયું હશે? તે તરતજ સ્વદેશમાં પાછો આવ્યો.

કરજ ગયુ, દુઃખ ગયું. પતિ પત્ની અને પુત્રીઓ આનંદથી રહેવા લાગ્યાં. પણ અરે જગત્! તારામા સુખ છેજ ક્યાં? યશોદાને પ્લેગ થયો. અનેક ઉપચારો કર્યા છતા ક્રુર દૈવે આખરે તેને લઇ લીધી.

સંસારનો સ્વાર્થ અને નિસારતા જોઇ જયન્ત ઉદાસ થયો. દાનની વ્યવસ્થા કરી નાખી, પુત્રીઓને માટે પુરતાં સાધનો રાખી ચાલ્યો ગયો.

યશોદાએ સ્થાપેલું કાર્યસ્થાન હજી ચાલે છે.

નારી! નારી! અબળા યશોદા પણ પોતાની સ્થિતિ સુધારવામાં, પતિને દરેક પ્રકારે મદદ કરવામાં, કેટલું કેટલું કરી શકી! ભારતવર્ષમાં આજે એવી સન્નારીઓની આવશ્યકતા છે, જેઓ પોતાની સાથે પોતાની બ્હેનોની ઉન્નતિ પણ સાધી શકે. અસ્તુ!

(નડીઆદ.)

---

# પુત્રવત્સલ માતા.

લેખક—બ્હેન શ્રી સુમન.

ઉન્હાળાની સખ્ત ગરમીથી કંટાળી એક યુવક નદિ કિનારે ફરતો હતો. ફરતે ફરતે ઘણે દૂર નીકળી ગયો. એટલામાં ત્હેણે એક મ્હોટી શિલા ઉપર કોઇ તરૂણીને બેઠેલી જોઇ. ત્હેના હાથમાં ખીલતા ગુલાબ જેવું એક ન્હાનું બાળક હતું. આવી સુન્દર સ્ત્રી કોણ હશે અને આવા અરણ્યમા ન્હાના બાળકને લઇને કેમ બેઠી હશે છે તે જાણવાની ત્હેને સ્વાભાવિક રીતે ઇચ્છા થઇ. તેથી તે ત્વરિત પગે ત્યાં ગયો પણ પેલી સ્ત્રી એટલા ઉંડા વિચારમા ગરકાવ થઇ હતી કે ત્હેની સમક્ષ કોણ છે, તેનું ત્હેને ભાન થયુ નહિ

થોડીવારમાં કાન્તે પૂછ્યું. "બાઇ, તમ્હેં કોણ છો અને દુઃખદ સ્થિતિમાં કેમ જણાઓ છો ?"

આ શબ્દો સાંભળી યુવતી ચમકી અને ગભરાયેલે સ્હેરે બોલી–"અરે ! મ્હારી કથની શું કહું ? તમ્હારા જેવા અજાણ્યા માણસને મ્હારા દુઃખની વાત કહી, નાહક દુઃખી કરવાની મ્હારી હિમ્મત ચાલતી નથી."

"બાઇ, હું અજાણ્યો માણસ, એ વાત ખરી પણ તમને હરકત ન હોય તો મ્હારા ઉપર વિશ્વાસ રાખી, મ્હને તમ્હારી બધી વાતથી વાકેફગાર કરો મ્હારાથી બનતા પ્રયત્ને હું તમ્હારૂં દુઃખ દૂર કરીશ.

એક નવીન વ્યક્તિના આટલા લાગણીભર્યા શબ્દો સાંભળતા ત્હેના હૃદયમાં ઉપકાર વૃત્તિ થઇ. તે નમ્રતાથી બોલી–"જો તમ્હારી એક ઇચ્છા હોય તો તમને મ્હારી બધી વાત કહેવામાં મ્હને કાંઇ જ હરકત નથી. હું આ પાસેના શહેરની રહેવાસી છું. જ્યાં સુધી મ્હારા ઉપર દુઃખરૂપી વાદળું આવ્યું નહોતું, ત્યાં સુધી તો હું બહુ સુખી હતી. મ્હારા પતિ બહુ સારા હતા એટલે અમ્હેં સુખસંપથી રહેતાં હતાં. મ્હારા લગ્ન પછી થોડા વર્ષમાં મ્હને આ પુત્રરત્ન પ્રાપ્ત થયું પણ તેજ અરસામાં મ્હારા પતિ સ્વર્ગવાસી થયા અને જોત જોતામાં મ્હારૂં નષ્ટ થયું.

"અમ્હારા લોકમા પુનર્લગ્નનો રિવાજ છે, તેથી મ્હેં ઇચ્છયુ હોત તો હું નિરાંતે લગ્ન કરી શકી હોત પણ મ્હારા પુત્રને ઉણી આંચ આવવાની બ્હીકે મ્હેં લગ્ન ન કરવાનો નિશ્ચય કર્યો. છતાં મ્હારા કાકાજી કે જેમના ઉપર મ્હારા ગુજરાનનો આધાર હતો તેઓ મ્હારી સાથે નિર્દયતાથી વર્તવા લાગ્યા. તેઓ પૈસાના બહુ લોભી હતા તેથી એક દારૂડીઆ અને જુગારી માણસ સાથે ગમે તે રીતે મ્હારાં લગ્ન કરી નાખવાની ત્હેમની ઇચ્છા થઇ. મ્હને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે મ્હારા ભવિષ્યના દુઃખદાયક વિચારોની કલ્પના થતાં હું ત્રાસી ગઇ અને બીજો કાંઇ રસ્તો ન સુઝવાથી મ્હારા આ કુમળા બાળકને લઇ રાતો રાત હું અહિં આવી પહોંચી. આજે બે દિવસ થયાં હું ભુખી તરસી અહિં બેસી રહી છું અને શું કરવું ત્હેના વિચારમા ગરકાવ થઇ ગઇ હતી, તેવામાં આપ અહિં આવી પહોંચ્યા."

"પણ તમને જો કોઇ સારો વર મળે તો ફરીથી લગ્ન કરવામાં તમને કાંઇ વાંધો છે ?"

"અરે ! હવે તે એવું કોણ દયાળુ હોય કે આવી ભિખારી અવસ્થામા આવેલી સ્ત્રી સાથે લગ્ન કરવા કબુલ થાય ! વળી એવું જો કોઇ હોય તોપણ મ્હારા આ બાળકને તે સુખી જ કરે એની શી ખાત્રી ?"

"બાઇ, મ્હારે હજી લગ્ન કરવાનાં બાકી છે. કોઇ સારી સ્ત્રી મળે તોજ લગ્ન કરવું એવી મ્હારી ઇચ્છા હતી. તમને વાંધો ન હોય તો તમ્હેં મ્હારી સાથે લગ્ન કરો. હું ઇશ્વરના સોગન ખાઇને કહું છુ કે તમને તેમજ તમ્હારા બાળકને હું મ્હારાં પોતાના જ જાણીશ અને તમને બન્નેને સુખી કરવામાં કાંઇ ઉણપ રાખીશ નહિં."

પેલી બાઇ આ શબ્દો સાંભળતાં આનંદિત બની ગઇ. ઇશ્વરે ત્હેની દયા આણી હોય એમ ત્હેને લાગવા માડ્યું. તરત જ ત્હેની ઇચ્છા પણ આ નવીન વ્યક્તિ સાથે લગ્ન ગ્રંથિથી જોડાઇ જવાની થઇ પરન્તુ તે એટલી બધી શરમાળ હતી કે મોઢેથી હાય પણ ઉત્તર આપી શકી નહિ.

કાન્ત બધું કળી ગયો. ત્હેણે કહ્યું "તમ્હે મ્હારી સાથે ચાલો"

× × ×

કાન્ત આ યુવતીને મધુરી કહી બોલાવતો હતો અને ત્હેને સુખી કરવા માટે યત્ન કરતો. પણ તે પોતે સુખી થઇ શકતો નહોતો. કારણ કે લગ્ન થયે બે ત્રણ વર્ષ થવા આવ્યા હતા છતાં મધુરી ત્હેના સ્વર્ગવાસી પતિને ભૂલી શકતી નહોતી, તેથી હમેશાં ઉદાસ રહેતી અને ત્હેની છબીરૂપી ત્હેના પુત્રને રાત્રિ દિવસ જોઇ રહેતી. કાન્તને માટે ત્હેના હૃદયમાં હજી પણ ઉપકારવૃત્તિ હતી પરન્તુ પોતાના પુત્ર મધુકરને માટે જ ત્હેનો બધો પ્રેમ રોકાઇ જતો અને તેથી કાન્તને તે પ્રેમ આપી શકતી નહિ.

કાન્તને એમ થયું કે–"જ્યાં સુધી મધુકર અહિં હશે, ત્યાં સુધી મધુરી મ્હને કદી ચ્હાઇ શકવાની નથી માટે તે ઓળખતી ન હોય એવા એક વિશ્વાસુ નોકરને સોંપી મધુકરને ગુપ્ત રીતે દૂર દેશાવર મોકલી દઉં અને મધુરીને સમજાવીને મ્હારી કરી લઉં" તરત ત્હેણે પોતાનો અમલ કર્યો અને મધુકરને મોકલાવી દીધો, પણ આનું પરિણામ તો વિપરીત આવ્યું. એક પુત્રને માટે જે માતા કુટુમ્બ-સ્નેહ વેઠી રાતોરાત નાશી આવી હતી તેજ વ્હાલો પુત્ર અચાનક ગુમ થઇ ગયેલો જાણે ત્યારે પુત્રવત્સલ માતાને શું દુઃખ ન થાય ? મધુરી હમેશાં ચિંતાતુર દેખાતી. તાવ અને ઉધરસ થવાથી ત્હેને ક્ષય રોગ લાગુ પડ્યો અને મ્હોં ઉપરની લાલાશ ઉડી જવા લાગી આમને આમ છ સાત વર્ષો વીતી ગયા અને મધુરીનું શરીર વધારેને વધારે ક્ષીણ થતું ગયું

કાન્ત મધુરીની તન મનથી ચાકરી કરતો હતો. ડૉક્ટરોની સલાહ એવી મળી કે ત્હેને બનની ત્વરાએ હેવાફેર માટે લઇ જવી. આથી મધુરીને તથા એક કામ કરનારી બાઇને લઇને ત્યાં ગયો અને એક સારો કમ્પાઉન્ડવાળો બંગલો ભાડે રાખ્યો

× × ×

એક વખત સ્હાંજે મધુરી બાગમાં ફરતી હતી. એટલામાં ત્હેણે પાસેના બાંક ઉપર એક વૃદ્ધ પુરુષને તથા એક છોકરાને બેઠેલા જોયા. પેલો છોકરો બહુ સુન્દર અને હૃષ્ટ પુષ્ટ હતો. મધુરી તે છોકરા તરફ એકીટશે જોઇ રહી. ત્હેને જોવામાં ત્હેને ખુબ આનંદ પડતો હોય એવું ત્હેના દેખાવ ઉપરથી લાગતું હતું. તે તરત બાંક પાસે ગઇ અને નજર છોકરા તરફ જ રાખી, ત્હેણે પેલા વૃદ્ધ પુરુષને પૂછ્યું–"ભાઇ ! આ છોકરો કોનો છે ?"

"બ્હેન ! મ્હારા એક શેઠ છે, તેમનો આ એકનો એક પુત્ર છે. મ્હારાં શેઠાણીને તો મ્હેં જોયાં પણ નથી પણ મ્હારા શેઠે કહ્યું કે–તેઓ બહુ જ સુન્દર અને વ્હાલસોયાં છે. પણ જ્યાં સુધી આ છોકરો તેમની પાસે રહેશે ત્યાં સુધી તેઓ તેમને મનાભર ચાહી શકશે નહિ, એમ મ્હારા શેઠને લાગ્યું તેથી તરત જ તેમણે આ છોકરો મ્હને સોંપી દીધો અને ત્હેને ઉછેરવા માટે ખાનગી રીતે પૈસા આપ્યા. કુદરતી રીતે મ્હને આ છોકરો

બહુ વ્હાલો લાગે છે તેથી એને ભણાવવા ગણાવવા માટે હું એને રોજ નિશાળે લઇ જાઉં છુ અને સ્હાંજે ફરવા લઇ જાઉં છુ. આમ આઠ વર્ષથી એ છોકરો મ્હારી પાસે રહે છે."

મધુરીની હવે ખાત્રી થઇ કે આ સુન્દર છોકરો તે પોતાનો ગૂમ થઇ ગયેલો મધુકર જ છે, એટલે માંદી હોવા છતાં વીજળીની ઝડપે તે ઘરમાં જઇ, કાન્તને બોલાવી લાવી અને મધુકરને છાતી સરસો દાબી નાખતાં, અશ્રુભીની આંખે બોલી "વ્હાલા કાન્ત! તમ્હારી ક્રૂરતાની હદ થઇ! પ્રેમની લાલચમાં તમ્હે મ્હારૂં ખૂન કરવા તૈયાર થયા હતા, પણ પ્રભુ કાંઇ તેમાં રાજી નહોતો. મ્હારા મધુકરને આવી રીતે દૂર કરી, અમ્હને દુખી કરતાં તમને ઇશ્વરની બ્હીક પણ ના લાગી? નિર્જન વનમાં આપેલું વચન તમ્હે આવી રીતે પાળવાના હતા કે? હવે તો મ્હારા મધુકરને મ્હારી પાસેથી જેરાયે અળગો નહિ કરવા દઉં."

"મધુરી! ક્ષમા કર. ત્હારો અને ઇશ્વરનો હું એકવાર અપરાધી બન્યો છું પણ હવે ફરીથી નહિ બનું તેની ખાત્રી રાખજે." બધાં બંગલામાં ગયાં અને સુખચેનમાં રહેવા લાગ્યાં.

---

## રક્ષાબંધન*

અનુવાદક—બ્હેન કમુ બ્હેન.

(૧)

"મા! હું પણ રક્ષા બાંધીશ."

શ્રાવણી પૂર્ણિમાની ધામધુમ છે. નગરવાસી સ્ત્રી પુરુષ ઘણા આનન્દ તથા ઉત્સાહથી બળેવનો ઉત્સવ ઉજવી રહ્યા છે. બહેનો પોતાના ભાઇને ઘણાજ હર્ષથી રક્ષા બાંધે છે અને ભાઇની પાસેથી હઠ કરીને રૂપીઆ માગે છે. બ્રાહ્મણો પણ પોતાના યજમાનને રક્ષા બાંધી આશીર્વચન કહે છે અને યજમાન જે કાંઇ આપે છે, તે સંતોષથી લઇ ચાલ્યા જાય છે એ સમયે એક એવી બાંસરીના નાના ઘરમાં એક દસ વર્ષની બાલિકા પોતાની માતાને કહી રહી છે કે—"મા! હું પણ રક્ષા બાંધીશ"

ઉત્તરમાં માતાએ એક ઉંડો નિશ્વાસ મૂકી કહ્યું—"કોને બાંધીશ, બ્હેન? આજ તારો ભાઇ હોત તો...?" માતા વધુ આગળ કંઇ બોલી શકી નહીં એનું ગળુ રૂંધાઇ ગયું અને તેના નયન અશ્રુપૂર્ણ થઇ ગયાં.

અજ્ઞાન બાલિકાએ કહ્યું "શું ભાઇનેજ રક્ષા બંધાય! બીજા કોઇને ના બંધાય! ભાઇ નથી, તો મા, હું તનેજ રક્ષા બાંધીશ."

દુઃખના સમયમાં પણ પુત્રીની આ નિર્દોષ વિચારો ભરેલી વાણી સાંભળી, કિંચિત હસિત મુદ્રાથી માતા બોલી "કઇ માને તે રક્ષા બંધાતી હશે?"

---

* હિંદી ઉપરથી અનુવાદ

બાલિકાએ કહ્યું—"વાહ, જે પૈસો આપે તેને રક્ષા બંધાય."

માતા—"ગાંડી, પૈસા આપે તેને નહીં, પણ રક્ષા તો બાંધનેજ બંધાય!"

બાલિકા ફરીથી ઉદાસ થઇ ગઇ.

માતા ઘરનું કામકાજ કરવા લાગી. ઘરનું થોડું કામ કરીને તેણે પુત્રીને કહ્યું કે: બ્હેન, આવ, તને હું ન્હવરાવું."

બાલિકા મ્હો ગંભીર કરીને બોલી: "મ્હારે નથી ન્હાવું".

માતા—"કેમ નથી ન્હાવું!"

બાલિકા—"મ્હારે ક્યાં કોઇને રક્ષા બાંધવી છે!"

માતા—"શું રક્ષા ન બાંધવી માટે ન્હાવું પણ નહીં! આજ તહેવારનો દિવસ છે, માટે ચાલ, નાહી લે."

બાલિકા—"રક્ષા નથી બાંધવાની ત્યાં તહેવાર કેવો!"

માતા—(જરા ગુસ્સે થઇને)—'કેમ કંઇ બહુ હઠ કરે છે અને કહ્યું માનતી નથી!

"રક્ષા–રક્ષા શું કરી રહી છે! મોટી રક્ષા બાંધવાવાળી થઇ છે તે? એવી ભાગ્યવાન હોત તો આજ આવો દિવસ દેખવો ન પડત! જન્મતાંજ બાપને ખોઇ બેઠી; અને અઢી વરસની પન્હામાં તો ભાઇને ઘર છોડાવ્યું, તારા ભાગ્યથીજ સર્વનાશ થઇ ગયું."

બાલિકા બિચારી માતાના આવા તિરસ્કારથી ઘણી દુઃખી થઇ, અને અશ્રુપૂર્ણ નેત્રે સ્નાન કરવાને ઉઠી.

થોડીવાર પછી બાલિકા ઘરના બારણામાં ઉભી હતી. હજી પણ એના નિર્દોષ સુન્દર મુખ ઉપર ઉદાસીનતા પ્રસરી રહી હતી. હજી પણ એનાં નેત્રોમાંથી મોટાં મોટાં અશ્રુ ટપકતાં હતાં. પણ બાલિકા આ સમયે દ્વારમાં કેમ ઉભી છે? કંઇ કારણસર ઉભી હોય એમ લાગે છે; કેમકે બારણા પાસેથી જે પુરુષ જાય છે, તેને તે મોટી ઉત્સુકતાથી જોઇ રહી છે. માતાને કહ્યા વિના કેવળ પોતાની ઇચ્છાથી એ પુરુષોને પોતાના તરફ આકર્ષવાની એ ચેષ્ટા કરી રહી હતી; પણ એમાં તેને જેમ જેમ નિષ્ફળતા મળતી ગઇ, તેમ તેમ એ વધારે ઉદાસ થતી ગઇ.

એ પ્રકારે એક, બે, ત્રણ એમ કેટલાક પુરુષો એની પાસેથી ચાલ્યા ગયા. છેવટે બાલિકા નિરાશ થઇ, ઘરમાં જઇ સુવાનો વિચાર કરતી હતી, તેવામાં એક સુન્દર યુવક કંઇ વિચાર કરતો ધીરે ધીરે ચાલ્યો જતો હતો તેની દૃષ્ટિ તે બાલિકા ઉપર પડી, બાલિકાની અને યુવકની દૃષ્ટિ એક થઇ. બાલિકાનાં ઉદાસ, તથા કરુણતાપૂર્ણ નેત્રોમાં એવો જાદુભર્યો નેહ હતો કે તેના પ્રભાવથી યુવક ઘડીભર સ્થંભી ગયો અને બાલિકાને અનિમિષ નેત્રોથી નિહાળી રહ્યો. બાલિકાનાં નેત્રોમાં અશ્રુ દેખીને તે અધીરો થઇ ગયો, તે એની પાસે ગયો. તેણે પુછ્યું–"બ્હેન, કેમ રડે છે?" બાલિકા એનો ઉત્તર દઇ શકી નહીં, પણ એણે પોતાનો એક હાથ યુવકના ભણી ઉંચો કર્યો. યુવકે જોયું કે બાલિકાના હાથમાં એક લાલ દોરો છે. તેણે પુછ્યું–"એ શું છે?" બાલિકાએ નીચી દૃષ્ટિએ કહ્યું–"એ રાખડી છે." યુવક સમજી ગયો. એણે હસીને પોતાનો હાથ ધર્યો.

બહુ બાલિકાનું મુખ કમળ પેરે ખીલી ઉઠયું. બહુ ઉત્સાહ અને પ્રસન્નતાથી યુવકના જમણે હાથે તેણે રક્ષા બાંધી. રક્ષા બંધાવીને યુવક, ખિસ્સામાંથી પાંચ રૂપીઆ કહાડીને બાલિકાને આપવા લાગ્યો, પરંતુ બાલિકા રૂપીઆ નહીં લેતાં બોલી–"નહીં, રૂપીઆ નહીં, મને તો પૈસો આપો."

યુવક—"પણ પૈસાથી એ વધારે છે."

બાલિકા—"નહીં, હું પૈસોજ લઇશ. એ નહીં લઉં."

યુવક—"લઇ લે, બ્હેન, એના પૈસા મંગાવી લેજે. એના પૈસા બહુ આવશે."

બાલિકા—"નહીં, પૈસો આપો" યુવક તેની સરલતા અને નિર્દોષતાથી અત્યંત પ્રસન્ન થયો. તેણે ચાર આનાના પૈસા કહાડી કહ્યું–"લે પૈસા લે અને આ પણ લે."

બાલિકા—"નહીં, એકલા પૈસાજ લઇશ."

"ત્યારે બધું લેવુંજ પડશે" એમ કહી, યુવકે આગ્રહ કરી, પૈસા તથા રૂપીઆ બાલિકાના હાથમાં મૂકી દીધા.

એટલામાં ઘરમાંથી માતાએ બુમ પાડી–"સરસ્વતી, ક્યાં ગઇ?"

બાલિકા—"આવી, બા!" યુવક તરફ એક કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિ ફેંકી તે માંહ ચાલી ગઇ.

લખનૌમાં એક મોટા તથા સુન્દર બંગલામાં એક યુવક વિચારસાગરમાં નિમગ્ન થઇ બેઠો છે. એના સુન્દર પ્રભાવશાળી મુખ ઉપર શોકની છાયા પ્રદર્શિત થાય છે. એના હૃદયમાં કાંઇક અનિવાર્ય દુઃખ થતું હોય, એમ એ થોડી થોડીવારે ઉંડા નિઃશ્વાસ મૂકે છે, અને એનાં મોટાં નેત્રોમાંથી અશ્રુ વહે છે. થોડીવારે અશ્રુ રૂમાલ વડે લોહીને પોતાના મનમાં તે બોલ્યોઃ "હા! પરિશ્રમ વ્યર્થ ગયો! મ્હારી સર્વ મહેનત નિષ્ફળ ગઇ. શું કરૂં ક્યાં જાઉં? તેઓને ક્યાં ક્યાં શોધું? બધું ઉન્નાવ શોધ્યું પરંતુ કંઇ પત્તો નજ લાગ્યો" યુવક આગળ બોલવા જતો હતો, પણ ધીરેથી બારણું ઉઘાડી, એક નોકર અંદર દાખલ થયો.

યુવકે વિરક્તભાવે પુછ્યું—"કેમ શું છે?"

નોકર—"અમરનાથ બાબુ આવ્યા છે."

યુવક—"ઠીક, આવવા દે."

નોકરના ગયા પછી યુવકે રૂમાલવડે નેત્ર લોહી નાખ્યા અને તે મુખ ઉપર ગંભીરતા લાવવાની કોશિષ કરવા લાગ્યો.

બારણું ઉઘાડી એક યુવક અંદર દાખલ થયો.

યુવક—"આવો, ભાઇ અમરનાથ"

અમરનાથ—"કહો ઘનશ્યામ, આજ એકલા કેમ બેઠા છો? ઉન્નાવપુરથી ક્યારે આવ્યા?"

ઘનશ્યામ—"ભાઇ, હાલે જ આવ્યો."

અમરનાથ—"ઉન્નાવ પણ અવશ્ય ઉતર્યા હશો."

ઘનશ્યામે એક ઉંડો નિઃશ્વાસ મૂકી કહ્યું—"હા, ઉતર્યો તો હતો, પરંતુ વ્યર્થ. ત્યાં મ્હારૂં કોઇ નહોતું."

અમરનાથ—"વાત પણ એવીજ છે કે હું પણ તમારી જગાએ હોત તો એવુંજ કરત."

ઘનશ્યામ—"શું કહું મિત્ર, હું ત્રાસી ગયો. તમે જાણોછો કે મ્હારે લખનૌ આવ્યે, એક વર્ષ તો થઇ ગયું, અને હું અહીંયા આવ્યો છું, ત્યારથી મેં એમનો પત્તો લગાડવાને બહુ મહેનત કરી છે, પરંતુ સર્વ વ્યર્થ."

અમરનાથ—"એમણે ઉન્નાવ ક્યારે અને કેમ છોડયું, તેનો કાંઇ પત્તો નથી લાગતો?"

ઘનશ્યામ—"એટલો તો પત્તો લાગ્યો કે એ લોક મારા ચાલ્યા ગયા પછી, એક વર્ષ પછી ઉન્નાવથી ચાલ્યાં ગયાં, પણ ક્યાં ગયાં તેનો પત્તો નથી."

અમરનાથ—"એ કોના કહેવાથી માલુમ પડયું?"

ઘનશ્યામ—"જેના મકાનમાં તેઓ રહેતાં હતાં, તેના કહેવાથી"

અમરનાથ—"અરે રે! પ્રભુ! પ્રભુ!!"

ઘનશ્યામ—"કાંઈ નહીં! એ સર્વ મ્હારાં કર્મનાંજ ફળ છે, હું એમને છોડીને ગયો ન હોત તો અમર ગયો હોત પણ એમની કાંઇ પણ ખબર અંતર રાખી હોત તો ઠીક થાત પણ હું તો દક્ષિણ જઇને પૈસો કમાવવામાં એટલો બધો મસ્ત રહ્યો કે ઘર કદી યાદ પણ ન કર્યું કોઇ વખત યાદ આવતું તો ક્ષણ માત્રજ કોઇ પોતાના ઘરને અને આપ્તીજનને તે ભૂલી જતું હશે! પણ હું કેટલો અધમ?!"

અમરનાથ—"એ સમયનીજ બલિહારી છે, ભાઇ!"

ઘનશ્યામ—"હું દક્ષિણમાં ન ગયો હોત તો સારૂં થાત"

અમરનાથ—"તમારૂં દક્ષિણમાં જવાનું તો વ્યર્થ નથી થયું કદાપિ ન ગયા હોત તો આટલો પૈસો ન મળત"

ઘનશ્યામ—"બળ્યો એ પૈસો, એવા પૈસા શા કામના? મ્હારા હૃદયમાં સુખ શાન્તિ નથી તો પછી પૈસા તે શું કરવાના?"

અમરનાથ—"હે! આ હાથમાં લાલ દોરો શેનો બાંધ્યો છે?"

ઘનશ્યામ—"એ તો રક્ષા છે, એની તો વાત કહેવીજ ભુલી ગયો."

અમરનાથ—"વાહ ભાઇ, લાલ દોરાની રક્ષા તો સારી છે? એ કોણે બાંધી? કોઇ દક્ષિણના લાલચુ બ્રાહ્મણે બાંધી હશે. એક પૈસો ખર્ચવામાં પાપ સમજતો હશે, તે બાપ ગાંઠથીજ કામ કહાડી લીધું લાગે છે."

ઘનશ્યામ—"દુનિયામાં વધારેમાં વધારે મૂલ્યવાન રક્ષા બનતી હશે પણ મ્હને તો એનાથી પણ અધિક પ્યારો આ લાલ દોરો છે" એમ કહીને ઘનશ્યામે રક્ષા છોડી ને સાવધાનીપૂર્વક પોતાની પેટીમાં મૂકી.

અમરનાથ—"ભાઇ, તમે પણ વિચિત્ર માણસ તો ખરાજ એ દોરો બાંધ્યો છે કોણે, એ તો કહો?

ઘનશ્યામ—"એક બાલિકાએ."

અમરનાથ—"બાલિકાએ? કોની બાલિકાએ? ક્યાં બાંધ્યો?"

ઘનસ્યામ—"કહાનપુરમાં" ઘનસ્યામે સર્વ વાત કહી.

અમરનાથ—"એવી વાત છે, તો સત્ય છે કે આ દોરો અમૂલ્ય છે"

ઘનસ્યામ—"કોણ જાણે કેમ મ્હારાથી એ બાલિકાનું સુન્દર નિર્દોષ મુખ ભુલી શકતું નથી."

અમરનાથ—"ભાઈ, બાળકો તો દેવ સમાન છે. બાળકો ઉપર કોઇ અન્ય હૃદયોને જ પ્રેમ ના ઉપજે. એ બાલિકાની સરલતા, ઉત્સુકતા અને નિર્દોષતાએ તમારા દિલ ઉપર અજબ અસર કરી લાગે છે. ભાઇ, તમે તેનું નામ પૂછેલું?"

ઘનસ્યામ—"નામ તો મ્હને ખબર નથી. તેના ઘરમાંથી કોઇએ એનું નામ દઈને બૂમ પાડી હતી પણ મ્હને તેની સ્મૃતિ નથી."

અમરનાથ—"ખેર, પણ હવે તમે શું કરવા ધાર્યું છે?"

ઘનસ્યામ—"હવે તો ધીરજ ધરી, પ્રભુ ઉપર ભરૂંસો રાખી બેસવાનું છે. બીજું હું શું કરી શકું એમ છું? મ્હારાથી બન્યુ એટલું હું કરી ચુક્યો."

અમરનાથ—"ધીરજ ધારો, ભાઇ, ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. તેના ઉપર ભરૂંસો રાખો."

× × × ×

પૂર્વોક્ત ઘટના બની ગયે પાંચ વર્ષ વ્યતીત થઇ ગયાં. ઘનસ્યામલાલ પાછલી વાત ભૂલી ગયા છે, પરંતુ એ બાલિકાનું સ્મરણ કોઇ કોઈ વખત થતું હતું. એને જોવાને એક વખત તેઓ કાનપુર પણ જઇ આવ્યા હતા. પરંતુ એનો પત્તો લાગ્યો નહોતો. એમના ઘરમાં પૂછવાથી ખબર પડી હતી કે ત્યાંથી પોતાની માતા સહિત ત્રણ દિવસ થયાં તે ક્યાંક ચાલી ગઇ હતી. એ પછી જેમ જેમ દિવસ વીતતા ગયા તેમ તેમ એનું સ્મરણ ઓછું થતું ગયું. હજી પણ જ્યારે પેટી ઉઘાડતા ત્યારે કોઇ વસ્તુ માંહ્ય દેખીને ચોંકતા હતા. અને તેની સાથે કોઇ પુરાણું દૃશ્ય દૃષ્ટિ સમિપ ખડું થતું હતું

ઘનસ્યામ હજી સુધી અવિવાહિત છે. પહેલા તો એણે નિશ્ચય કર્યો હતો કે પરણવુંજ નથી, પણ મિત્રોના ઘણાજ આગ્રહથી અને પોતાના અનુભવથી એણે એ વિચાર બદલ્યો હતો. હવે લગ્ન કરવાની તેની ઇચ્છા છે પણ એને પસંદ પડે એવી કન્યા મળી નથી.

જેઠ મહીનો બેસી ચૂક્યો હતો. આખા દિવસના સખ્ત તાપ પછી સૂર્યાસ્તનો સમય અત્યન્ત સુખદ લાગે છે એ સમયે ઘનસ્યામ પોતાના બાગમાં મિત્રો સહિત મંદમંદ શીતળ પવનનો આસ્વાદ લઇ રહ્યા છે; અને હાસ્યરસપૂર્ણ વાતો ચાલી રહી છે વાતો કરતે કરતે એક મિત્રે કહ્યું—"હજી અમરનાથ કેમ ન આવ્યા?"

શ્યામનાથ—"એ તો મનમોજી માણસ છે કંઇ મોજ કરવા નીકળી પડ્યા હશે."

બીજો—"નહીં, એમ નહીં, એ આજકાલ તમારે સારૂં કોઇ સુન્દર કન્યાની શોધમાં છે."

ઘનસ્યામ—"મશ્કરી કરવામાં તો બહુ હોશિયાર છો, હો!"

બીજો—"નહીં મશ્કરીની વાત નથી".

ત્રીજો—"ખરૂં છે. પરમ દિવસે એ મ્હને પણ કહેતા હતા કે ઘનસ્યામનો વિવાહ થઇ જાય તો મ્હને ચેન પડે" આ વાત ચાલતી હતી એટલામાં અમરનાથ આવી પહોંચ્યા.

ઘનસ્યામ—"આવો, આવો, અમરનાથ, આવરદા તો બહુ છે, હોં! હમણાંજ અમે તમને સંભારતા હતા."

અમરનાથ—"આ વખતે પ્રાય બોલશો નહી? બોલશો તો હું પડી પડીશ."

બીજો—"કોઇની જોડે વઢીને આવ્યા છો કે શું?"

અમરનાથ—"તું ફરીથી બોલ્યો, કેમ?"

બીજો—"કેમ, બોલવાનો તમે જ ઇજારો રાખ્યો છે કે શું?"

અમરનાથ—"સારૂં સારૂં, મશ્કરી મૂકી દો. એક સાંભળવા જેવી વાત લાવ્યો છું" સર્વ સાંભળવાને ઉત્સુક થઇ રહ્યા અને બોલ્યા—"કહો, કહો, શી વાત છે?"

અમરનાથ—"ઘનસ્યામ, તમારે સારૂ એક સુન્દર કન્યા શોધી કહાડી છે"

સર્વ સાથે બોલી ઉઠ્યા "બીજું શું? તમારે મહેનતના બદલામાં કાંઇ જોઇએ છીએ?"

અમરનાથ—"ફરી પાછી મશ્કરી! તમે લોક તે કેવા છો!"

બીજો—"સારૂ સારૂ. આગળ બોલો, કન્યા કયાંથી શોધી કહાડી છે?"

અમરનાથ—"અહીંયાંથી જ. તે લખનૌમાં છે"

બીજો—"કન્યાનો પિતા શું કરે છે?"

અમરનાથ—"સ્વર્ગમાં આનંદ કરે છે અને તેનો ભાઇ કંઇક જતો રહ્યો છે, તેનો પત્તો નથી"

બીજો—"એ તો ઠીક નહીં."

અમરનાથ—"કુટુંબમાં માત્ર કન્યા અને તેની માતા છે, બસ બીજું કોઇ નહી. વિવાહમાં કશું માગશે પણ નહીં. કન્યાની માતા ઘણી ગરીબ છે."

ત્રીજો—"એ પણ સારી વાત નહીં."

બીજો—"પતિ ગુજરી ગયો છે, પુત્ર જતો રહ્યો છે અને કુટુંબ જોયું તે પણ ગરીબ! હમારો ઘનસ્યામ આટલો ધનાઢ્ય ને ક્યાં એનું સાસરૂં આટલું દરિદ્રિ! લોક શું કહેશે?"

અમરનાથ—"અરે ભાઇ, કહેનારાઓએ આપણું અને ન કહેનારાઓએ આપણે. નહીઆ એનું કોણ છે?" ઘનસ્યામે એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો

ત્રીજો—"તમે શું સારૂ જોઇને આ સંબંધ કરવાનો ધાર્યો?"

અમરનાથ—"કન્યાનું ડહાપણ અને કન્યા લક્ષ્મી રૂપ છે એજ કારણો સંબંધ માટે મને લલચાવે છે. જેવી તે સુન્દર છે એવી તે સરલ છે. એવી કન્યા દીવો લઇને શોધવા જશો તો યે મળવી મુશ્કેલ છે'

બીજો—'કન્યા જો એવી સુન્દર હોય તો તો વાત વિચાર કરવા જેવી ખરી"

અમરનાથ—' કન્યાની માતા વગર જોયા પણીજ વિવાહ કરવાની હા કહે છે."

ત્રીજો—"એ તો વડેવાગની વાત છે."

ઘનસ્યામ—"હુ પણ કન્યા જોઇને વિવાહ કરીશ."
બીજો—"એ પણ ઠીક છે."
અમરનાથ—"તો પછી એનો શો વિચાર કર્યો!"
ત્રીજો—"એનો શો વિચાર કરવાનો હતો! કન્યા જોવા જવુજ"
અમરનાથ—"તો ક્યારે?"
ઘનસ્યામ—"કાલે."

× × × ×

બીજે દિવસે સાંજે ઘનસ્યામ તથા અમરનાથ ગાડીમા બેસીને કન્યા જોવા ગયા. ગાડી કન્યાના ઘરની ગલી સામે આવી ઉભી રહી ગાડીમાંથી ઉતરી બન્ને મિત્ર ગલીમા ગયા. લગભગ સો પગલાં ચાલી અમરનાથ એક નાના મકાન આગળ ઉભા રહ્યા, અને મકાનની સાંકળ ખખડાવી

ઘનસ્યામ બોલ્યા—"મકાનના દેખાવ ઉપરથી તો એમ લાગે છે કે, તેઓ બહુજ ગરીબ હશે."

અમરનાથ—"હા, વાત તો એવીજ છે પરતુ કન્યા તમને પસદ પડી જાય તો એ સર્વ સહન કરી લેવાશે."

એવામાં મકાનનાં બારણાં ઉઘડયા અને બન્નેજણ અદર ગયા.

સધ્યાકાળ થઇ ગઇ હતી તે મકાનમાં અધારૂં થયુ હતુ જેથી દ્વાર ખોલનાનુ મુખ કોઇ જોઇ શક્યા નહી.

એક ખડમાં બે જણાને એક ખાટલામાં બેસાડવામાં આવ્યા બેસાડનાર સ્ત્રીએ કહ્યું કે—"જરા બેસજો હો? હુ દીવો સળગાવીને આવુ છુ"

અમરનાથ—"હા, સળગાવી આવો."

સ્ત્રી બીજા ખડમાંથી દીવો સળગાવી આવી અને પાસેની એક દીવી ઉપર મૂક્યો પછી એમના સામે ભોંય ઉપર તે એક સાદડી ઉપર બેઠી, પરતુ જ્યાં એણે ઘનસ્યામ સામુ જોયું કે એક હ્રદયભેદક નિશ્વાસ મુકી, બેભાન થઇ, ઢળી પડી.

તે સ્ત્રીના મોઢા ઉપર જરા અંધારૂં પડતું હતું. તેથી એનું મુખ બરાબર દેખાતું નહોતું.

ઘનસ્યામ એને ઉઠાવવાને એની પાસે ગયો, પરંતુ એણે એ સ્ત્રીનુ માથુ ઉચુ કર્યું અને એ સ્ત્રીના મુખ ઉપર દીવાનો પ્રકાશ પડ્યો ત્યાં તો ઘનસ્યામના મુખમાંથી શબ્દ નિકળ્યા—"મ્હારી માતા!"

અમરનાથ વિસ્મિત થઇ ગયો. એક ક્ષણ પછી બોલ્યો—"અહા, ઇશ્વરની કૃતિ વિચિત્ર છે, એનો મહિમા અગાધ છે જેને લીધે તમે આટલા બધા દુ:ખી થતા હતા અને જેને ક્યાં ક્યાં શોધ્યાં હતાં તે સ્હેજમાં મળી આવ્યા!

ઘનસ્યામ સાવધ થઇને બોલ્યા તમે થોડુ પાણી મગાવો.

અમરનાથ—"કોની પાસે મગાવું! અહીંઆં તો કોઇ દેખાતું નથી, પરતુ હા, એ તમારી કન્યા છે, એમ કહી અમરનાથે ફરી બૂમ પાડી, "બ્હેન, થોડુ પાણી લાવો." પરન્તુ કોઇએ ઉત્તર આપ્યો નહી.

અમરતાયે ફરી બુમ પાડી—"બ્હેન, તમારી માતા અચેતન થયાં છે, માટે થોડું પાણી આપી જાઓ."

અચેત શબ્દ સાંભળી તત્ક્ષણ એક પૂર્ણવયસ્ક કન્યા, લોટો ભરીને પાણી લઇ આવી. કન્યાનું મુખ ઢાંક્યું હતું અમરતાયે પાણી લઇને ઘનસ્યામની માતાના મુખ ઉપર છાંટ્યું. થોડી વાર પછી હોંશિયારી આવી. તેણે આંખો ઉઘાડી. ફરી એણે ઘનસ્યામને દીઠા અને તરત જ બેઠી થઇને બોલી—"શું હું આ સ્વપ્નું જોઉં છું? ઘનસ્યામ, મારો ખોવાયલો ઘનસ્યામ છે કે કોઇ બીજો?" ઘનસ્યામની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યા; તે માતાના ચરણોમા નમી પડ્યો, અને બોલ્યો "હા! મા, હું તેજ તમારો કપુત ઘનસ્યામ છું કે જે તમને છોડીને ન્હાશી ગયો હતો! મા, હું તમારો મોટો અપરાધી છુ. હું ઘણો પસ્તાઉં છું."

માતાએ પુત્રને ઉપાડીને હૃદય સરસો દાબ્યો, અને તેનાં આંસુ લોહી નાંખ્યાં, એ અશ્રુ સુખનાં હતાં કે દુઃખનાં એ કોણ કહે?

સરસ્વતીએ આ સર્વ દેખી–સાંભળીને પોતાનું મુખ ખુલ્લું કરી નાંખ્યું. તેણે "ભાઇ, ભાઇ" કહેતાં ઘનસ્યામને ખભે માથું નાખી દીધું.

ઘનસ્યામે જોયું કે એ કોઇ નહી પણ પાંચ વર્ષ પૂર્વે જે બાળિકાએ રક્ષા બાંધી હતી અને જેનું એને સ્મરણ થયા કરતું હતુ તેજ એ બાળિકા હતી—તેજ તેની ભગિની હતી!

× × × ×

આજ એજ શ્રાવણી પૂનમનો બળેવનો દિવસ છે કે જે દિવસે પાંચ વર્ષ પૂર્વે, સરસ્વતી રક્ષા બાંધવાની હઠ લઇ બેઠી હતી અને પુત્રના જતા રહેવાથી માતાએ તેને અભાગિની કહી, તેનો તિરસ્કાર કર્યો હતો.

પાંચ વર્ષ પૂર્વે માતા તથા પુત્રી બળેવને દિવસે શોકસાગરમા ડૂબી ગયા હતા; પણ આજે તો ઘનસ્યામલાલના પુન મેળાપથી સર્વના હૃદયમાં શોકને બદલે હર્ષ પ્રસરી રહ્યો છે.

આજ તેમનો બંગલો સારી રીતે શણગારવામા આવ્યો છે.

ઘનસ્યામ એક ખંડમાં પુસ્તક વાંચી રહ્યા હતા, એટલામાં એક દાસીએ આવીને કહ્યું—"બાબુજી, તમને માતાજી બોલાવે છે!"

ઘનસ્યામ તુરતજ માતા પાસે ગયો—માતાએ તેને એક આસન ઉપર બેસાડ્યો અને ભગિની સરસ્વતીએ તિલક કરી રક્ષા બાંધી. ઘનસ્યામે બે ગીની કહાડી એના હાથમાં મુકી મંદહાસ્ય કરતાં તેણે કહ્યું:—"કેમ! પૈસા પણ આપવા પડશે કે?"

સરસ્વતીએ સ્મિત કરી કહ્યું—"નહી, ભાઇ, આ ગીની પૈસા કરતાં વધારે છે. એના પૈસા બહુ આવશે." આજ સરસ્વતીના હૃદયમાં ઘણો આનંદ હતો—આજ સરસ્વતી, પાંચ વર્ષ પૂર્વની અભાગિની સરસ્વતી નહતી. તે પોતાનાં અહોભાગ્ય માનતી હતી કે એક ખરો બંધુ—પોતાનો એક ખરો સહોદર—તેની રક્ષા કરવા તેનો શિરછત્ર બન્યો છે!

# ખરો પ્રેમ !

લેખક—બ્હેન "ક્ષ."

સવિતાનારાયણ પશ્ચિમ દિશા તરફ જવા લાગ્યા છે. પક્ષીઓ શાન્તિથી પોતાના માળા તરફ પ્રયાણ કરે છે. નિશાદેવી પોતાનું સામ્રાજ્ય સ્થાપવાની તૈયારી કરે છે. ઘુવડ, શિયાળ, સાપ, વગેરે પ્રાણીઓ પોતાના આહાર માટે તૈયાર થએલાં જણાય છે આ સમયે એક પર્ણકુટીમાંના એક સંન્યાસી તરફ આપણું ધ્યાન જાય છે. શું તે સંન્યાસી છે! ના, ના, તે કદાચ સંન્યાસી હોય પણ નહિ તેની મુખમુદ્રા જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે તે કોઇ રાજવંશી છે. તેનું તેજસ્વી લલાટ જોઇ, કોઇપણ માણસને તેના તરફ સદ્‌ભાવ થયા વિના રહે નહિ ચાલો, આવો તેની પર્ણકુટીનું અવલોકન કરીએ. આ શું? આતો કોઇ રાજવંશીજ છે, નહી કોઈ રાજવંશી છે; કેમકે, તેની પર્ણકુટીમાં ઢાલ, તરવાર, તમંચો, ધનુષ, વગેરે લડાયક સામાન છે, બીજી બાજુ કેટલાંક પુસ્તકો પડેલાં છે, તેની પાસે એક ઝોળી છે. તેમાં એક સુંદર છબી છે ને રાજવંશી વારવાર તેના તરફ જોયા કરે છે. આપણે તેને રાજવંશીના નામથી સંબોધીશું. છબીને હૃદય સાથે ચાંપીને તે અત્યારે વિચાર કરે છે—"ઓ જીવનહાર વ્હાલી, તું ક્યાં સંતાઇ ગઇ છો? મારો કંઇ ગુન્હો થયો છે? હા! તારા સંયોગનું સુખ આ દુષ્ટના લલાટમાં લખાએલું નહિ હોય"

તે રાજવંશી કોણ છે અને તેની પ્રિયા કોણ છે? કનકપુર કરીને એક ગામ હતું, ત્યાંના રાજાનું નામ કનકસિંહ હતું, તેના નામ પ્રમાણેજ તે સિંહ જેવો શૂરવીર હતો. તે ન્યાય કરવામાં પણ એક્કો હતો, તેને એક પુત્ર હતો, તેનું નામ રાજવંશી હતું, તે પણ તેના જેવો શૂરવીર ને એકવચની હતો

તે રાજાનો એક શત્રુ હતો, જેને ઘેર એક રૂપસુંદરી નામે કન્યા હતી, તેના નામ પ્રમાણે તેનામાં ગુણ હતા. એક સમયે આ કુંવરી રાનનો નાયક શિકારે ગયો હતો ત્યારે તેણે એક વાઘ જોયો. તે વાઘને અને રાજવંશીને લડાઇ થઇ. રાજવંશીએ બહુ પ્રયત્ન કર્યા પણ વાઘ મર્યો નહિ, તે વખતે રાજવંશી એકલો હતો તેથી કોઇની મદદ મળી નહિ પણ જ્યારે તેને. જીવ જવાની અણી ઉપર આવ્યો, ત્યારે ઝાડીમાંથી એક તીર સણસણાટ કરતું વાઘના લલાટમાં પેસી ગયું ને વાઘ મરી ગયો રાજવંશી તે વખત બેશુદ્ધ અવસ્થામાં પડ્યો હતો; તે રાજવંશીના ઉદ્ધારનાર બીજુ કોઇ નહિ પણ તેના બાપના દુશ્મનની છોકરી હતી તેની જ્યારે મૂર્છા ઉતરી, ત્યારે પેલી, કુમારીને જોઇ તે બોલ્યો—"હે! દેવી! તમે કોણ છો અને અહિંયા શા માટે આવ્યાં છો?" કન્યાએ કહ્યું "હે રાજકુમાર! હું દેવી નથી. તમે કનકપુરના રાજકુમાર છો એ હું જાણું છું. તમારા પિતાના શત્રુગણની હું રાજકન્યા છું" પેલા કુમારે કહ્યું—"તમેજ રૂપસુંદરી?" તે કુંવરીએ હકારમાં જવાબ આપ્યો. રૂપસુંદરીએ કહ્યું "હવે જેનો મેં હાથ ગ્રહણ કર્યો, તેનેજ પરણવાની છું માટે આપ મારી વિનંતી માન્ય કરશો. અને આપણે શત્રુ રાજાઓનાં સંતાન છીએ પણ આપણે એકમેકને પરણીશું.' રાજવંશીએ પણ તે વિનંતી માન્ય કરી બાદ રાજકુમારે તેની છબી માગી, ત્યારે કન્યાએ છબી આપી અને રાજકુમારે તેને પોતાની વિંટી આપી.

× × × × ×

રાજકુમારીથી વિખુટા પડ્યા પછી રાજવંશી ગામમાં ગયો, તે હમેશાં ચિંતામગ્ન રહેવા લાગ્યો, તે ઉપરથી તેના બાપે એક દિવસે તેને પુછ્યું-"બેટા, તને શું જોઇએ છીએ ? તું ઉદાસ કેમ રહે છે?" રાજવંશીએ જવાબ આપ્યો-"પિતાજી, તમે મને જોઇતી ચીજ નહિ આપી શકો." આખરે કનકસિંહે બહુ આગ્રહ કર્યાથી રાજવંશીએ બધી હકીકત કહી. તે સાંભળી તેના બાપનો ચહેરો લાલચોળ થઇ ગયો. તે બોલ્યો-"તે દુશ્મને ઘેર મારો છોકરો આપું ! તે કદિ નહિ બને." બાપે કહ્યું-"હું તને એ કન્યાના કરતાં બીજી વધુ રૂપાળી કન્યા સાથે પરણાવીશ." પણ કુમાર એકનો બે થયો નહિ. કુમારે જ્યારે જોયું કે પિતા હવે માનશેજ નહિં ત્યારે તે એક રાતે છાનોમાનો નગરમાંથી નાસી ગયો, આ પછી આપણે અગાઉ વર્ણવેલી પર્ણકુટીમાં તે રહેતો હતો.

જે રાજકુમારી રાજવંશી ઉપર મોહિત થઇ હતી, તેનો પિતા કોણ હતો તે આપણે તપાસીએ.

કનકપુરની દક્ષિણે રૂપનગર કરીને એક ગામ હતું, ત્યાંના રાજાનું નામ રૂપસિંહ હતું. તેને અને કનકપુરના રાજાને વેર હતું, તેની કન્યાનું નામ રૂપસુંદરી હતું. તે બહુજ રૂપાળી કન્યા હતી. જેવી રીતે રાજવંશીએ પોતાના પિતાને કહ્યું હતું તેવીજ રીતે એ કુંવરીએ તેના પિતાને જ્યારે પોતાને લગતી બધી હકીકત કહી ત્યારે તેના પિતાએ પણ કહ્યું કે-"એ આપણો દુશ્મન છે, માટે તું કહે તો કોઇ બીજા રાજકુમાર સાથે પરણાવી દઉં, પણ તેની સાથે તો નહીંજ." ત્યાર પછી રૂપસુંદરી હંમેશાં ચિંતામગ્ન રહેવા લાગી. એક દિવસ રૂપસુંદરી શહેરમાં ફરવા નીકળી ત્યારે એક સ્વરૂપવાન સાધુને તેણે જોયો. તે સાધુને તેણે પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું-"હે દેવતા, મારા નસિબમાં સુખ લખ્યું છે કે દુઃખ?"

અમરનાથ સાધુએ કહ્યું-"જો મારા કહેવા પ્રમાણે તું વર્તીશ તો સુખી થઈશ નહીંતર દુઃખી થઈશ."

રૂપસુંદરીએ કહ્યું-"તમે જેમ કહેશો તેમ વર્તીશ."

સાધુ-"તારૂં મન જેના ઉપર છે તેને જો તારે પરણવું હોય તો તારાં માબાપના કહેવા પ્રમાણે ન વર્તીશ. માબાપના કહેવા પ્રમાણે વર્તવું હોય તો જેના ઉપર તારૂં મન છે, તે તને નહીં મળે. તું એ બાબતમાં જે ઠરાવ ઉપર આવીશ તે ઉપર તારા નસિબના સુખ દુઃખનો આધાર છે."

રૂપસુંદરી-"મારૂં મન જેને ચાહે છે, તેનેજ મારે પરણવું છે. પણ તેને શી રીતે પરણી શકાય, એનો મને ઉપાય ન જડવાથી હું બહુ મુંઝાઉં છું."

સાધુ-"ઠીક, તારે ઉપાય જાણવો છે!"

રૂપસુન્દરી-"હા"

સાધુ-"તારા પિતા ન જાણે તેવી રીતે આવતી [illegible] ૧૨ વાગે તૈયાર થઇ રહેજે. જેને તું ચાહે છે, તેજ તારો ચાહનાર તે વખતે [illegible] મહેલની બારી નીચે ઉભો હશે, તેની સાથે તું આ શહેરમાંથી નાસી જજે."

રૂપસુન્દરીએ તેમ કરવા હા કહી. પછી સાધુએ હસતે મ્હોંએ કહ્યું "તું મને ઓળખે છે ?"

રૂપસુન્દરી—"ના"

સાધુએ સાધુવેશ કાઢી નાખ્યો. બન્નેએ એક બીજાને ઓળખ્યાં. તે સાધુ રાજવંશી હતો !

ગોઠવણ પ્રમાણે બીજી રાત્રે રાજકન્યા તેની સાથે નાસી ગઇ. રાજકુમાર દૂર દેશમાં તેને લઇ ગયો. એક મોટા રાજ્યમાં તેના સારા નસીબે તેને સૈન્યમાં ઘણી સારી પાયરી એ નોકરી મળી. એ પછી તેણે પોતાના પિતાને અને કુંવરીએ પોતાના પિતાને પત્રો લખીને પોતે લગ્નની ગાંઠથી જોડાઇ ગયાં છે, એમ જાહેર કર્યું.

બન્નેની વય મોટી હતી અને બન્ને પોતપોતાની રાજી ખુશીથી પરણ્યાં હતાં, એવું હોવાથી તેમનાં માબાપનું કશું ચાલ્યું નહીં. આખરે એ બન્ને કુટુંબો વચ્ચે સંપ થયો અને રાજવંશી અને રાજકુમારી પાછાં આવી સુખી થયાં.

---

# સતી સુવ્રતા.

## લેખક—બ્હેનશ્રી સવિતા છોટાલાલ ઓઝા.

સતી સુવ્રતા મથુરામાં રહેનાર હેમચંદ્ર નામે એક વાણીઆની સ્ત્રી હતી. તેની માતાનું નામ મમતાદેવી ને પિતાનું નામ ચંદ્રરાય હતું. તેઓ ઘણાં સુશિલ ને ધાર્મિક હતાં. તેમણે પોતાની પુત્રીને કેળવણી સારી આપી હતી. સુવ્રતા નિરંતર પ્રસન્ન મુખે રહેતી હતી. સાસુ સસરા વગેરેની સેવા કરતી અને તેને અને તેના પતિની વચ્ચે ઘણોજ ગાઢ પ્રેમ હતો. એક દિવસ હેમચંદ્રને અગત્યના કામ માટે વિદેશ જવાની જરૂર પડી, તેથી તે તૈયારી કરવા લાગ્યો. સુવ્રતાને સઘ વાત કહી સંભળાવી, રજા માગતાં સતીએ કહ્યું કે—"શું મને અહીં એકલી મૂકીને તમે જશો ?" હું તમારા વિના શી રીતેં જીવી શકીશ ! માટે મને સાથે તેડી જાઓ. હું પરદેશમાં તમોને ઘણી ઉપયોગી થઇ પડીશ." આ સાંભળી હેમચન્દ્રે ઘણો વિચાર કર્યો, પોતાની સ્ત્રીને સાથે લઇ જવી કે નહિ તે નક્કી કરી શક્યો નહિ. પછી પોતે જવાને દિવસે પરદેશ વિદાય થયો. તૈયાર થયેલી સતી સુવ્રતાને ન તેડી ગયો તેથી તે નિરાશ થઇ. તે ઉભી રહી. જે તરફ એનો પતિ ગયો તે તરફ ટગર ટગર જોતી, રોતી રોતી કમાડનો ખૂણો ઝાલીને ઉભી રહી. જ્યારે હેમચંદ્ર દેખાતો બંધ થયો ત્યારે તેના મનને ચેન પડ્યું નહીં. તે બહુ અકળાઇ ગઇ. થોડાકજ વખતમાં તેનો પ્રાણ નીકળી ગયો ! આ વાતની હેમચંદ્રને ખબર પડતાં તે પાછો ઘેર આવ્યો. આવીને જુએ છે, તો પોતાની સ્ત્રીને જીવ વિનાની દીઠી, તેને ખોળામાં લઇ તે વિલાપ કરવા લાગ્યો. વિલાપ કરતાં તેના પણ પ્રાણ નીકળી ગયા. તેવી રીતે પ્રેમી જોડું વિરહના દુઃખથી પરલોકમાં ગયાના ખબર આખા શહેરમાં ફેલાતાં, સૌ તેના પ્રેમના ઘણાં વખાણ કરવા લાગ્યા. જે ઘરમાં આવાં સ્ત્રી પુરૂષો રહેતાં હશે તે ઘર નહિ પણ સ્વર્ગજ સમજવું ને, તેવા સુખને પણ દેવો ચાહે છે. ધન્ય છે ! આવી સતીને અને ધન્ય છે તેનાં માબાપને !

---

# રામનો રાજ્યભિષેક અને વનવાસ.

લેખક—સૌ. હીરાલક્ષ્મી.

( ગીરધારીરે વાત કહું તે વિચારો—એ રાગ )

રાજા દશરથરે કરે મન વિચાર, થયો વૃદ્ધ હવે હું સાર.
સોંપુ રામનેરે રાજ્ય તણો અધિકાર, અભિષેક કરૂં તત્કાળ,
સાખી— તેડયા વશિષ્ઠ મુનિ તે વારે રે, પુછ્યુ શિષ નમાવી ત્યારે રે,
દશરથ— " કરૂં રામને યુવરાજ ક્યારે રે?
શુભ મુહુર્ત આપોની સ્વામી સારૂં; તમ વચન સત્ય થનારૂં, "
જોઈ મુહુર્ત રે આપ્યુ મુનિએ નિર્ધાર થવા રામને રાજ્યાધિકાર,
પુરમાહિ રે પ્રસરી સઘળે વાત, જાણી સર્વ થયા રળિયાત,
જાણ્યુ અન્તઃપુરમાં જ્યારે રે કહે મથરાં કૈકેયી ને ત્યારે રે,
" રામ રાજ્ય તે શાનુ પામે રે?
માગ લેજોરે જે છે તુજ વરદાન—જ્યારે આવે અહીં રાજાન
બેસ આઘી રે મનમા રોષને ધારી—કહે જે જોઇએ મુજ પ્રિત તમારી"
કૈકેયી—" વ્હાલ હોયરે રાજ તમારૂં જો સાચુ—આપો વરદાન હુ જે માગુ "
દશરથ— જોઇ નારી મન દુખાયુ રે—બોલ્યા વરદાન માગે તે આપુ રે,
તુને દુભે તેનું શિષ કાપુ રે.
નવ કદીયેરે અસત્ય વેણુ ઉચ્ચારૂં—નથી તુજસમ પ્રિય કોઈ મ્હારૂં,
બોલ મુજથીરે કેમ થઇ તું ઉદાસ—તુજ મનમા શી છે આશ?"
સુણ્યાં વચનો રે રાયનાં એવાં જ્યારે—માગ્યું કૈકેયીએ પછી ત્યારે
કૈકેયી— "આપો ભરતને રાજ્યાસનરે ચૌદ વર્ષ સેવે રામ વનરે
માગુ માગુ એજ વરદાન રે"
સુણી વચનરે દશરથ ભૂપર ઢળીઓ—નેત્રથી નીર પડીયાં
"નિચ બુદ્ધિરે નારિ એ શુ માગ્યુ? શુ રામે ત્હારૂં બગાડયુ?
બીજુ કાંઇરે જે જોઇયે તે માગ, સહુ રામનો હું નવ ત્યાગ
રામ જતા પ્રાણ મુજ જાશેરે। તેથી શુ ખુશી તું થાશેરે!
ધિક ધિક સઘળે તું કહેવાશે રે
કર મનમા રે કાંઇક તો વિચાર—હઠ તજી દે તું હો। નાર।"
કૈકેયી— "સત્ય વચનો રે જો તમે ઉચ્ચારો તો લો પ્રતિજ્ઞા આ પાળો
નવ ફરે રે હું જે બોલી છુ વાત" કહાવ્યું રામને તેડું છે તાત
આવ્યા રામ ઉભા જોડી હાથરે—" કરો આજ્ઞા હાજર છુ નાથરે
કેમ શોકે ભર્યા મુજ તાતરે?
નવ કાંઇરે હું થી સમજી શકાતું શો થયો અપરાધ મુજ તાતુ?"

કૈકેયી— "હતા લેવા રે તુજ તાત પાસે જે વરદાન, આજ માગીયાં મ્હેં ધરિ હામ
એક વરથી રે જવુ ત્હમારે વન, આપી ભરતને રાજ્યાસન
તુજ મને થયા છે ઉલાસ રે, બંધાયા વચને મુજ પાસ રે
ધરી હિમ્મત કરો વનવાસરે.
કરો તાતનુંરે વચન સત્ય પ્રમાણ, થાશે કીર્તિ સઘળે તુજ જાણ

રામ— "સત્ય ભરતનેરે આપો ખુશી છુ હું મન" કહી વળીયા માત ભુવન
કહી માતને રે સઘળી હકીકત જ્યારે, થયાં મૂર્છિત માતા ત્યારે

કૌશલ્યા—"શુ બુદ્ધિ મહારાજની ભમરે? કાઢયો પુત્ર મોહ વશ થઇરે?
મુજ રંકને સુખ છાજ્યું નહીં રે!
કોમળ બાળક રે વન દુઃખ કયમ રહેવાશે? ચૌદ વર્ષ તે કેમ રહેવાશે?
નવ જાશો રે પુત્ર વ્હાલા વન, એટલું માનો મુજ વચન
તેઓ સાથે રે હું આવુ છુ વન," અતિ શોકથી કરે રૂદન
સમજાવી કર્યાં માતા શાન્તરે, અન્તપુરમાં કરે કલ્પાત રે
થયા લક્ષ્મણ અતિ ક્રોધાન્ત રે
બંધુ સાથે રે આવ્યા નિજ મંદિર, કહી વાત સીતાને ધરિ ધીર
શોક વ્યાપ્યો રે સીતાજીને મન, બોલ્યા રામજી શાન્ત વચન
"ચૌદ વર્ષ રે વનમાં જાવુ મ્હારે, રહો અહી કે પિયર ત્હમારે?"

સીતાજી—"સ્વામી એવો વચન શુ આવુરે? મ્હને તમ લાગે વન જેવું રે
તમ વિયોગે સુખ તે કેવુ રે?
ફળ ફુલ તો રે મ્હારે મન પકવાન, મઢુલી તે મ્હેલ સમાન
ભૂમિ શય્યારે લાગે પશમ જેવી, તમ સમિપે બીક તે કેવી?
તમ સેવા રે વિવિધ સુખ એમ જાણું, તમ વિણુ સર્વ કષ્ટ માનુ
જાશો મૂકી જો મ્હને વન રે, પ્રાણ તજીશ હું તત્ક્ષણ રે
જળ વિણુ શું જીવે મીન રે?
તમ વિના રે જીવિન નવ શકું ધારી, રાખો સાથે મુજને ત્હમારી"
રામે સાથે રે કર્યો લેવા વિચાર, થયા લક્ષ્મણ પણ તૈયાર
ધર્યા વલ્કલરે વસ્ત્ર જશે જ્યારે, હાહાકાર થયો બધે ત્યારે
લેવા આજ્ઞા આવ્યા પિતા પાસ રે, "શ્રી વશ થઇ ખોયો સર્વ નાશ રે
કેમ રહેશો તે વનના વાસ રે"
કહી એવું રે રાજા તે પરશો ઢળીયા, કૌશલ્યા મૂર્છિત થઇ પડીયાં
દીધી ધિરજરે માત પિતાનિ જાણ, કર્યુ વન પ્રતિ પ્રયાણ
વન ફરતા રે આવ્યા પંચવટી તીર, સુંદર સરિતા ગોદાવરી નિર
હણ્યા અનેક રાક્ષસો ત્યાંય રે, આવી સુપર્ણખા પણ જ્યાંય રે
માગ્યુ લગ્ન કરો ત્હમે રાય રે
અતિ રીતે રે છેદ્યાં તેનાં નાક કર્ણ, ગઇ ગઇ રાવણને શરણ

દુઃખ પોતાનું રે બંધુને કરિયું જાણ, કહ્યું "સીતા છે રૂપ ગુણ ખાણ
છે અનેક રે સ્ત્રીયો ત્હારે મ્હોલે, પણ નહિ ! કોઇ સીતાની તોલે"
મોહ લાગ્યો રે ખયો બુદ્ધિનો નાશ, ગયો મામા મરિચી પાસ
ધરાવ્યું સુવર્ણ મૃગ રૂપ રે કરી કાન્તિ માગવી અનૂપ રે
ચાલ્યો પાછળ રાવણ ભૂપ રે
આવ્યા જ્યાં છે રે સીતા ને રામ રાજન, ફરે ચરે લઇને તૃણ
જોઇ મૃગને રે સીતાજી બોલ્યા વાણી, "હણી મૃગ આપો ચર્મ આણી
એની કંચુકી રે પ્હેરવાનું ઘણું મન, લાવો નહિ તો છાંડું જીવન"

રામ— "નથી સાંભળ્યા સુવર્ણ મૃગ રે, સતી તજેની ખોટી હઠ રે
થાશે વિપરિત કહું છુ સત રે
સોંપી બંધુને રે "જોજે સીતા નાર, હણી મૃગને આવું તત્કાળ"
મરતાં મરિચિયે રે પાડી મોટી ચીસ, "ધાઓ, ધાઓ, લક્ષ્મણ વીર"

સીતાજી—"તમ બંધુર બોલાવે છે મદદ" કહે લક્ષ્મણ ન હુંથી મનાય
"મુજ બંધુ માગે ન કદી સહાય રે, મૂકી તમને હુંથી ન જવાય રે"
કહ્યાં કઠોર વેણ સીતાયે રે
ચાલ્યા લક્ષ્મણ રે લઇને પ્રભુની આણ, "પેસે મઢુલીમાં તો જાજો પ્રાણ"
આવ્યો રાવણ રે રૂપ જતિનું ધારી, બોલાવ્યાં જનક કુમારી
દીધી ભીક્ષારે પગ પાવડીપર દઇને, ચાલ્યો રાક્ષસ સીતા લઇને
મારી મૃગ પ્રભુ પાછા વળિયા રે, સામા લક્ષ્મણ બંધુ મળિયા રે
સુની મઢુલી જોઇ બન્ને છળિયારે
"કો દુષ્ટ રે હાય ! કરિ ગયો કામ,' શોકે મૂર્છિત થઈ ગયા રામ
ઉઠાડ્યા રે લક્ષ્મણે દઇ પ્રતિબોધ, ચ઼ાલ કરિયે સીતાજીની શોધ
જોતાં જોતાંરે આવ્યા તે પર્વતપાસ કીધો વાનર વાલિનો નાશ
કરતા કરતાં સીતાજીની શોધ રે, આવ્યા લંકા હનુમંત જોધરે
દીઠું વાડીમાં વૃક્ષ અશોક રે
રામ વિયોગે રે ઝુરે છે સીતા ત્યાંય, આવ્યો રાવણ રાક્ષસ રાય

રાવણ— "માન કહ્યું રે રૂપી થાય શું કાજ ? ભોગવ વૈભવ સુખ વિલાસ
રામ આવ્યાની રે છોડી દે તું આશ, નવ આવી શકે કો મુજ પાસ"

સીતાજી—"જા તું દઈશ નહિ તો શ્રાપ રે, ત્હારૂં ભરાયું છે પાપ રે
રામ કરશે નિશ્ચે ત્હારો નાશ રે
મૂક ગર્વ રે નહિ થાઉં ત્હારે શર્ણ, ભલે આવે મ્હારૂં મર્ણ
નવ છોડીશ રે નહી મૂકું હું પત," વળ્યો પાછો ત્યાંથી નરપત
અતિ શોકે રે નયણે વહે છે નિર, આવી ઉભા હનુમંત વીર

હનુમાન—"મ્હને મોકલ્યો શોધવા ભાળ રે, રાવણ હણી લેશે સંભાળ રે
ધરો ધીર નથી હવે વાર રે

જાઇ કહેજો રે સઘળી વિતક હમારી, મ્હને આપો નિશાની સારી"
આપી મુદ્રિકારે કાઢીને તત્કાળ, જવા થયા હનુમંત તૈયાર
કરિ કુતૂહળ રે રાવણને કરિયું જાણ, લંકા લગાડી કંઢયો બાણ
આવી ઉભા જ્યાં છે રામ રે, ચાલો કાઢીયે રાવણનો ઘાણરે
નહી તો તજશે સીતાજી પ્રાણ રે
લઇ સૈન્યા રે વાનરની નીકળિયા, આવી સમુદ્ર કાંઠે પડીયા
બાંધી પાજ રે ગયા તે લંકા પાસે, માંડયુ જુદ્ધ તે રાવણ સાથે
કુટુંબ સાથે રે હણીયો તે રાવણરાય, ગળ્યો ગર્વ પડયે રણમાંય
થયો લંકાનો વિભીષણરાય રે, લાવ્યા સીતાને રામ છે જ્યાંયરે
પડયાં સીતા પ્રભુને પાય રે
અગ્નિકુંડ માંહે સીતાજીયે દેહ નાખી, શુદ્ધ સતીત્વની સાક્ષી આપી
વનવાસની રે પુરી થઇ છે અવધ, સર્વ સાથે અયોધ્યા આવ્યા સદ્
ચૌદ વર્ષે રે નગ્ર જોવાને સાર, થયા આતુર સર્વ તૈયાર
કહાવ્યુ ભરતને "રામ આવ્યા રે, મારી રાવણને સીતા લાવ્યા રે"
દૂત સાથે સમાચાર કહાવ્યા રે
અતિ હર્ષે રે ભરત તો મળવા જાય, કૌસલ્યાને હરખ ન માય
પુર લોક રે હરખે સર્વ કુટુંબી, માતા આશિષ દે "થાજો સુખી."

(જયસર.)

---

## શૂરા વાંસે શોક શોભે ?

[illegible] એ ઉત્પન્ન થાય છે કે શૂરા વાંસે શોક કરવો લાજીમ છે કે તેના મૃત્યુને સ્વર્ગને અર્પણ કરેલા ન દરખાતું વાસ્તવિક છે ? અશ્રુપાતથી અપાયનુ અભિવન્દન યશસ્વી શૂરાને શોભતું [illegible] નાસીપાસ કરે છે. લડવા જવાને વિદાય થતા યુવાન સિપાઇના મનને, નિરાધાર શોકસૂચક શ્યામ ચિન્હો ઉત્તેજીત કરવાને બદલે દબાવે છે શોક કરવાનો [illegible] છે, અને ઘણી વખત તો મોગના સગા સગાવા ખાતરજ તે પ્રદર્શિત [illegible]આઓ પણ મૃત પુરૂષને માટે ઉંડો શોક જાહેર કરવામાં હરીફાઇ કરતા [illegible] ન્યુમા અને માંદગીથી અથવા અકસ્માતથી ગુજરી જતા સામાન્ય [illegible] વળી ફરજના સંતોષની અસર અને દેશ હિતાર્થે તે સ્વદેશ વાસ [illegible] કુટુંબીઓ અને સગાવહાલા ઉપર શોકને બદલે દેખાવી તે પરણે [illegible] આફતની જાહેર ખબર છે. તેથી ઉચ્ચ આશય માટે [illegible]

"મસ્ત."

# रमणी मणिमाला.

## સતી સુકન્યા.

લેખક—બ્હેન વિજયા.

( અમે અનાણીઆ તમે ભણીઆ રે—એ રાગ. )

પૂર્વે શર્યાતિ રાયની કુંવરી રે,
માતપિતા સાથે વનમાં સંચરી રે;
મંત્રિ મહારથી સેવક સાથ રે,
સુકન્યા પ્રભુને ભજે છે પ્રીતથી રે.

વૃક્ષ ઘટામાં સખી સાથ મ્હાલતાં રે,
ઋષિ ચ્યવનનો આશ્રમ નિહાળતાં રે;
ઋષિ માયા છોડી તપ સાધે રે: સુકન્યા પ્રભુને૦

ઋષિનાં અંગ છે વેલે ઢંકાયલાં રે,
નેત્ર તેજ બે પતંગ જણાયલાં રે.
કુંવરીએ કૌતક કીધું શળ ઘાલી રે: સુકન્યા પ્રભુને૦

નેત્ર ઇજાથી મુનિવર કોપ્યા રે,
આશ્રમ રાજાનો અચાનક દુભાયા રે,
રાજા નમવા ઋષિને જાય રે સુકન્યા પ્રભુને૦

ઋષિએ ક્ષમા કીધી સર્વને રે
પણ ઇચ્છા વરવાની કુંવરીને રે;
કેમ અંધને કુંવરી દેવાશે રે ? સુકન્યા પ્રભુને૦

સુકન્યા—માતપિતા ! શિદ શોક કરવો રે ?
ઋષિવર મારે નિશ્ચય પરણો રે,
નેત્ર હર્યાં તેની થાઉં અખંડ દાસી રે:" સુકન્યા પ્રભુને૦

રાયે ધન સંપત્તિ ઘણું આપ્યાં રે,
સઘળાં સતીને નવ ભાવિયાં રે;
પવિત્ર પતિ સેવાથી કલ્યાણ થાય રે સુકન્યા પ્રભુને૦

વૈભવે વૃત્તિઓ વિષયમાં જાય છે રે,
બ્રહ્મજ્ઞાન બ્રહ્મચર્ય ન પળાય છે રે;
અલ્પ જીવન હું સફળ કરૂં રે: સુકન્યા પ્રભુને૦

શીખ દઇ રાયરાણી પુર પરવર્યાં રે,

પુત્રી વિયોગથી સૌને અશ્રૂ ખર્યાં રે;
રહ્યાં દંપતી એકલાં વન રેઃ સુકન્યા પ્રભુને૦

એકવાર ઋષિ અખંડ ધ્યાનમાં રે,
ભગવતિ ફુલ ફળ વીણે રાનમાં રે;
શ્રેષ્ઠ પતિવ્રતે દેવો ખુશી થાય રેઃ સુકન્યા પ્રભુને૦

દેવે કસોટી કરવાને ગોઠવિયા રે,
વૈદ અશ્વનિકુમાર ત્યાં આવિયા રે;
પણ શિયળ સાચવ્યું નારીએ રેઃ સુકન્યાને૦

## સંવાદઃ

અશ્વનિકુમાર—"તું તો શર્યાતિ રાજાની કુવરી રે,
આવા અંધ તપસ્વિને શું વરી રે ?;
યૌવન તારૂં વૃથા ગુમાવે રે.", સુકન્યા પ્રભુને૦

સુકન્યા—"મારા સ્વામીના અવગુણ ગાય છે રે,
બાળી ભસ્મ કરૂં એમ થાય છે રે;
તોયે ધરૂં દયા દિલ માંહિ રેઃ
ધુતારા વ્હેલા થાઓ વેગળા રે"

અશ્વનિ૦—"સુખ સ્વર્ગ તેં તો જોયાં નથી રે,
તને વ્હાલો લાગે કેમ આ પતિ રે !
ચાલ સ્વર્ગે વસી સુખ પામે રેઃ" સુકન્યા પ્રભુને૦

સુકન્યા—"તમે જ્ઞાનમાં ઇંદ્ર નથી અપારે,
તુચ્છ વિષયના સુખમાં રમી રહ્યા રે;
એનો અંતે છે વિનાશ રેઃ" ધુતારા વ્હેલા૦

અશ્વનિ૦—નમ્યાં સતીને પૂર્ણ પ્રેમે ભરી રે,
"તારી દ્રઢતા દિસે અદ્ભૂત ખરી રે;
દેવિ ! ધન્ય છે તુંને વર માગ રે" સુકન્યા પ્રભુને૦

સુકન્યા—"દેવ ! માગું તો વર માગું એટલો રે,
મારા સ્વામીનાં નેત્ર નવાં કરો રે;
આપો વળતી, જે યોગ્ય જણાય રેઃ
કુમારો ! રાનમાં ભલે આવિયારે."

"અસ્તુ !" કહીને કુમારો પંથે વળ્યા રે.
સતી સાથે જઇ ઋષિને મળ્યા રે;
નેત્ર નવાં કર્યાં ઉપચારે રેઃ
સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે !

પછી કાયા સુધારી ક્રમે કરી રે,
હતું વૃદ્ધપણું તે ગયું ટળી રે.
આશીષ દઈને કુમારો જાય રે: સુકન્યા ધન્ય છે૦
પછી રાય શર્યાતિ આવિયા રે,
દેખી દંપતી વિસ્મય પામિયા રે:
આવીને દેવો પૂરે સાખ રે સુકન્યા ધન્ય છે૦
માતાપિતા કહે કુળ અજવાળિયાંરે,
પતિવ્રત પાળો અજીત અવનિમાં રે;
સંસાર સ્વર્ગ કરી સુખી થાઓ રે:
પૂર્વે માતાઓ સત્ય ભણાવતાં રે,
બાળકો સત્ય નીતિ સૌ ધરતાં રે,
ધન વૈભવને ગણતાં તુચ્છ રે;
સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે!

---

## સ્ત્રીની તેના પતિ પાસે એક માગણી:

પ્રિય હેનરી, જ્યારે હું તરૂણી હતી ત્યારે, તમારા ભાવિ જીવનમાં સ્નેહથી અને પ્રમાણિકપણે ભાગ લેવાને માટે, તમારા ગૃહમાં અને હૃદયમાં મ્હને સ્થાપી અને હવે મ્હને કહો કે એ ફરજ તજી દેવાનો મ્હેં કદિયે પ્રયત્ન કર્યો છે? અથવા જ્યારે તમે દુઃખમાં નરકાવ હો ત્યારે મ્હેં એવો કદિયે ચોરી કર્યો છે કે મ્હને જરાય આનન્દ નથી? ના, બીજા લોકના આનન્દ કરતાં તો તમારા દુઃખમાં ભાગ લેવાનું મ્હને વધુ પસંદ છે, કારણ કે (જો કે) દુનિયાને હિસાબે તમે કંઈ ગણત્રીમાં નહિ હો, પણ મ્હારા હિસાબે તો તમે મ્હારી સર્વસ્વ દુનિયા છો. હું તમારી પાસે ફક્ત એકજ વસ્તુ માટે આગ્રહપૂર્વક યાચના કરું છું. હું તમારા માયાળુ શબ્દો માગતી નથી, કારણ કે તમે હંમેશ મ્હારા પ્રત્યે માયાળુજ રહ્યા છો, હું ઉત્તમ ઘરેણાંની માગણી કરતી નથી, કારણ કે તે બાબતમાં મ્હારૂં દુર્લક્ષ છે, હું મ્હારા માટે સુંદર વસ્ત્રો માગતી નથી, કારણ કે જે વસ્ત્રો મ્હારી પાસે છે તેનાથી તમારી દૃષ્ટિમાં જો હું સુંદર દેખાઉં, તો તેથી વધારેની મ્હારે કંઇ પણ જરૂર નથી, પણ જે જ્ઞાનને તમે આટલું બધું કીંમતી ગણો છો તે જ્ઞાનનો થોડોક ભાગ શું હું ન મેળવી શકું? દરેક સ્હાંજે તમારા મિત્રો અથવા અન્ય પુરૂષોની સોબતમાંથી મ્હારા માટે એક કલાક બચાવો, મ્હને ખાત્રી છે કે હું તમારા આત્માની સાથી બની શકું, તો મ્હને તેવી બનાવો. જ્યારે તમે વાંચશો ત્યારે હું ત્યાં બેસીશ અને મ્હારૂં કામ કરીશ, જ્યારે તમે બહાર જશો ત્યારે હું તે ઉપર વિચાર કરીશ અને આવી રીતે, તમારી ગેરહાજરીમાં મ્હને સમય વિતાવવાનું બહુ મુશ્કેલ નહિ પડે. તમારા અભ્યાસના કલાકોમાં પણ હું તમારી નજદીકથી સાથી બની જઈશ, અને આ ન્હાનાં બાળકો જેને તમે તમારા રૂપાળાં ફુલ ગણો છો, તેમની હું શિક્ષિકા બનીશ. અને જો આપણે પૈસાદાર અને મહાન ના નીવડીએ, તોપણ આપણે ડાહ્યાં અને માયાળુ તો બની શકીએ; અને જેવી રીતે મ્હારૂં હૃદય તમારા હૃદયને હુંફ આપે છે, તેવીજ રીતે મ્હારૂં મન પણ તમારા મનને હુંફ અને ઉત્તેજન આપે.

—એક ઇંગ્લીશ કાવ્ય ઉપરથી તરજુમો.

# विद्याकला.

भरत गूंथण.

## ત્રિકોણાકાર વાટવો.

લેખક—એક બ્હેન.

ગુંથવામાં જોઇતો સામાન: રેશમી દરો અને ગુંથવાની અંકોડી.

ગમે તે જાતના દોરાથી આ વાટવો ગુંથાય છે. રૂપેરી તથા સોનેરી કસબથી પણ ગુંથાય છે

પહેલી હાર—જેટલો ઉભો કરવો હોય તેટલી સાંકળીયો કરવી.

બીજી હાર—એક સાંકળી લઇ નીચેની હારની એક સાંકળી મૂકી બીજી સાંકળીમાં થાંભલી લેવી. એવી રીતે એક સાંકળી એક થાંભલી લઇ બીજી હાર પૂરી કરવી. બીજી હાર પૂરી કરતાં છેવટ ચાર સાથે થાંભલીયો લેવી.

ત્રીજી હાર—ત્રણ સાંકળીયો લઈ ફેરવી નાખી નીચેની ચાર થાંભલીયો ઉપર ચાર થાંભલીયો લેઇ અંકોડી દોરામાથી કહાડી લેવી, અને પ્હેલી થાંભલીની ઉપલી સાંકળીમાં અંકોડી નાખી ભરતે જે દોરો રહેતો હોય તે દોરો પહેલી સાંકળીમાથી કહાડી લેવો. આને બોર દાણો કહે છે. ઉપરની રીત ખાસ ધ્યાનમા રાખવી કારણ આ વાટવાની અંદર આવા દાણા ઘણા કરવાના આવે છે. ઉપર પ્રમાણે દાણો પાડી પછી જે જાળી હોય તેમાં એક સાંકળી અને એક થાંભલી એ પ્રમાણે લઇ જઇ ત્રીજો પૂરો કરવો.

ચોથી હાર—એક સાંકળી લઈ ઉપર પ્રમાણે એક થાંભલી અને એક સાંકળી સીધા ભર્યાં જવું અને બોર દાણા આગળની એક જાળીમા ચાર થાંભલીયો કરવી. એક સાંકળી કરી બોર દાણા ઉપરની સાંકળીમાં, એક થાંભલી દો॰ કરવી. એક સાંકળી લઇ બોર દાણાની જોડેની ત્રણ સાંકળીયો જે હોય

સુકન્યા—" દેર [ાં ચાર થાંભલીઓ કરવા. "

મારા સ્વામીનાં નેત્ર ... ચાર થાંભલીયો ઉપર ફેરવીને ચાર થાંભલી કરવી. આપો વળતી, જે યોગ્ય જણ્યા-માણે બોર દાણો પાડવો. એક સાંકળી લઇ કુમારો ! રાનમાં ભલે આવિયારે.વી એક કરવી. એક સાંકળી ચાર થાંભલી "અસ્તુ !" કહીને કુમારો પંચે વ જાળીનો એક થાંભલી અને એક સાંકળી મતી સાથે જઇ ઋષિને મળ્યા રે; નેત્ર નવાં કર્યાં ઉપચારે રે: કરતાં બોર દાણાની આગલી જાળી સુધી સુકન્યા ધન્ય છે તુજ ધર્મને રે. ...ર થાંભલીયો કરવી. એક સાંકળી લઇ બોર

દાણા ઉપર એક થાંભલી એક સાંકળી જોડેની જાળીમાં ચાર થાંભલીયો એ પ્રમાણે છેવટ સુધી આવી, છેવટની ત્રણ સાંકળીયોમાં ચાર થાંભલીયો કરવી.

**સાતમી હાર**—ત્રણ સાંકળીયો લઇ ચાર થાંભલીયો કરવી અને બોર દાણો પાડી એક સાંકળી કરી જોડેની થાંભલી ઉપર એ પ્રમાણે જ્યાં સુધી ચાર થાંભલાયો હોય ત્યાં સુધી એક બોર દાણો અને બે જાળી એમ પડે જશે. પછી જાળીયો લઇ લેવી. એ પ્રમાણે સાતમો ફેર પૂરો થશે.

**આઠમો હાર**—એક સાંકળી લઇ જાળીયો બોર દાણાની આગળ જાળી સુધી કરે જવી. પછી ઉપર પ્રમાણે ચાર થાંભલીયો જાળીમાં લેવી અને બોર દાણા ઉપર એક સાંકળી લઇ થાંભલી લેવી અને એક સાંકળી લઇ ઉપર પ્રમાણે ફેર પૂરો કરવો. બોર દાણા એવી રીતે આવે કે એક ઉપર બે, બે ઉપર ત્રણ એ પ્રમાણે આઠ બોર દાણા આવે, ત્યાં સુધી આ રીત પ્રમાણે ગુંથવું. એક દાણો આગલી તરફ વધશે અને એક પાછળની તરફ વધશે. ગુંથનારને બરોબર સમજણ પડે માટે આઠ હારો સુધી રીત બતાવી છે. આઠ દાણા થઇ રહ્યા પછી પાછો એક દાણો ઉતરવાની રીત નીચે પ્રમાણે જણાવી છે.—

આઠ દાણા પૂરા થઇ રહ્યા પછી જાળીનો ફેર ઉપર પ્રમાણે લેવો અને બોર દાણા સુધી જાળીયો કરે જવી. એક જાળી દાણા ઉપર કરવી એક સાંકળી લઇ દાણાની પાછળ જે બે જાળીયો પડી હોય, તેમાં ચાર થાંભલીયો લઇ આગળ પ્રમાણે ગુંથ્યા જવું અને છેક પાછળના દાણા ઉપર જાળી નહીં પાડતા એક દાણો રહેવા દઇ, એક સાંકળી કરી બોર દાણો પાડવો. આ રીતે લેતાં આઠ ઉપર સાત દાણા આવશે એમ અનુક્રમે એકેક દાણો ઉતરતાં જવું, જેથી છેક છેવટે એક દાણા સુધી આવ્યા એટલે વાટવાનું એક પડ પૂરૂં થશે; અને શકરપારાની ભાત પડશે.

**વાટવાનું બીજું પડ**—વાટવાનું બીજું પડ ઉપરના પડ પ્રમાણે અને એવડુંજ કરવું. બે પડ પૂરાં ગુંથી રહ્યા પછી ગુંથણનો ઉપસેલો ભાગ ઉપર રાખી તે બન્ને પડને ભેગા રાખી જોડવાની શરૂઆત નીચે પ્રમાણે કરવી. બે પડ ભેગાં કરી, ત્રિકોણાકાર નીચે રાખી, કાથળીની ડાબી બાજુ એક સાંકળી લઇ, જે બે પડની જાળીયો ભેગી કરી હોય તેમાં આંટા વગરની થાંભલી લેવી. એ પ્રમાણે એક સાંકળી એક આંટા વગરની થાંભલીથી પડ સાંધી લેવાં. કોથળીનું મ્હોં ઉઘાડું રહે તેમ ઉપરનો ભાગ ખુલ્લો રાખવો. તૈયાર બનેલા વાટવાને તેજ રંગના દોરા આમળા પાડી વણવા અને આસપાસ બે ગુચ્છા કાપીને ટાંકવાં અને વણેલા દોરાથી વાટવો બાંધી લેવો.

# पाकशास्त्र.

## વિવિધ વાનીઓ.

લેખક—એક બ્હેન

### ખારી જલેબી.

મહું, ચણાની દાળ, મગની દાળ, ને ચોખા એ ચારે વાના સરખા લેવા ને ત્હેને ઝીણું દળાવવા. પછી ત્હેની અંદર મશાલો નાંખવો, હળદર, મીઠું, મરચું, ધાણા જીરૂં, હીંગ વિગેરે મશાલો નાખવો. જો દુધની કરવી હોય તો દુધ ઉનું કરી ત્હેને રાખવું ને જો પાણીની કરવી હોય તો પાણી ઉનું કરી બાંધવું અંદર તલ ને કોથમીર, આમળા પડતાં નાંખવાં. તે પછી ત્હેને સંચાવતી પાડવી જો સંચો ન હોય તો ત્હેના ભજીઆં પણ સુભય છે ને તે સારાં થાય છે. અંદર મરચું વધારે હોય તો સારૂં લાગે છે ને પછી ત્હે ને તેલમાં તળવી. શેવો પાડવાના મચામા આવી જલેબી પાડવાની જાળી આવે છે.

### ધાણી પીઠનો રોટલો.

મહું, ચણાની દાળ, ચોખા ને બાજરી એ સરખાં લેવાં ને ત્હેને શેકવાં. શેકી ત્હેને કરકરૂં દળાવવું, પછી ત્હેની અંદર ઉપર લખ્યો તે પ્રમાણે બધો મશાલો નાંખવો. કાન કોથમીર નાંખવી નહીં પછી ત્હેની કણક બાંધવી ને તવા ઉપર તેલ મૂકી, હાથ વતી રોટલો થાપવો. ધીમે તાપે ત્હેને ચુલા ઉપર અગર શીગડી ઉપર મુકવો. અને ઉપર બરાબર ઢંકાય એવી તાસક ઢાકવી. થોડીવાર પછી સાધારણ થાય એટલે ત્હેને ઉથલાવવું. પછી ઉપર તેલ રેડવું. એક વખત ઉઘાડયા પછી ત્હેને ઢાંકવું નહીં ને ત્હેને ખખણો થવા દેવો આની અંદર પણ મરચું વધારે હોય તો તે સારો લાગે છે.

### બટાટાની કચોરી.

બટાટાને બાફવા સારી પેઠે બફાઇ જાય એટલે ત્હેને છોલી નાંખવા પછી ચોકખા પત્થર ઉપર લસોટી નાંખવા ત્હેની અંદર મીઠું નાંખવું. તુવરના લીલવા હોય ત્હેને તેલ માં બફાવવાને મૂકવા. શાક મૂકીએ છીએ તેવી રીતે મૂકવા. ત્હેનો લોચો થવા દેવો નહિં તેમ કાચાં પણ રહેવા ન જોઇએ પછી બટાટાને લસોટયા હોય ત્હેને ચોખાના લોટનું અટામણ લઇ હાથવતી ત્હેને પુરી જેવડું કરવું પછી તુવરના લીલાવને અંદર મુકી વેડમી કરીએ છીએ તેવી રીતે વાળવું ને પછી ત્હેને મોટી હાથવતી કરવી ને એને ઘીમાં તળવી. જો વદ માણસથી લીલવા ચાવી શકાય નહિં તો ત્હેને બહુજ બફાવવા દેવાને લોચો કરવા પછી ત્હેને બટાટાની પૂરી કરી મૂકવી. આના કરતાં આખા લીલવા હોય છે તે વધારે સારા લાગે છે.

### સાખર વરણાં.

ધાણા, જીરૂં, લવીંગ, તજ, એલચી, શાહજીરૂં, એને તેલમાં તળવાં. તળી ત્હેને ખાં- ડી પથરા ઉપર લસોટવાં લસોટતી વખતે અંદર ધાણાજીરૂં અને મરચું, પછી

ચણાના લોટને અંદર મીઠું, મરચું, હળદર નાખી બાંધવો. પછી ત્હેને સ્હેજ જાડું વણવું. વણીને એના ઉપર જે મસાલો લસોટેલો હોય તે ચોપડવો. ઉપર તલ, ટોપરૂં ને કોથમીર નાખવી. પછી ફાટી જાય નહિ એમ વાળવો. વળેલા વાટાના પાણીથી કકડા કરવા. પછી ત્હેને તેલમાં તળી નાખવા.

### ખારો ખાટો કંસાર.

જેટલો કંસાર કરવો હોય તેટલા ઘઉંને ભરડાવવા (આપણે જેવો ગોળનો કંસાર કરીએ છીએ તેવા ભરડાવવા) પછી ત્હેને ખાટું દહીં હોય તે અંદર નાખવું. અંદર હળદર, મીઠું, મરચુ, વિગેરે મસાલો નાખવો. પછી તપેલીમાં ઘી મુકવું ને અંદર હીંગ, રાઇનો વધાર કરવો. વધાર થઇ જાય એટલે અંદર દહીં નાંખીને તૈયાર કર્યું હોય તે નાખવું. પછી અંદર ખદ્બદાય એટલું પાણી નાખવુ. સ્હેજ પાણી રહે એટલે એને ઉપર નીચે દેવતા મૂકી શીજવા મૂકવું. શીજાઇ રહે એટલે ઉતારી નાખવું.

### મશાલાનો ભાત

ધાણા, જીરૂં, લવીંગ, તજ, એલચી એને શેકવા પછી એને ઝીણું ખાડવા. પછી જેટલો ભાત કરવો હોય તેટલા ચોખા ધોવા. ઘીની અંદર રાઇ હીંગનો વધાર મૂકવો. વધાર થઇ જાય એટલે અંદર ચોખા નાંખી દેવા. પછી ઉપર, મશાલો તૈયાર કર્યો હોય તે નાખી દેવો ને મીઠું જોઇએ તેટલું નાખવું.

પછી અંદર જોઇએ તેટલું પાણી નાખવુ. ત્હેને ધીમી તાપે હલાવવું. ચોખા તળે ચોંટે નહિં ત્હેની કાળજી રાખવી. થઇ જવા આવે એટલે ત્હેને ઉપર નીચે દેવતા મૂકી શીજવા મૂકવા. શીજાઇ રહે એટલે એને ઉતારી નાખવા.

---

## "જૂદો છે."

(ગઝલ)

પ્રભુજી જો જૂદા તો તો, બધો સંસાર જૂદો છે;
પ્રભુજી આવતાં પાસે, જીવનનો સાર જૂદો છે.
હૃદય-સારંગી એની એ, પ્રભુ વિણ બેસૂરી બોલે,
અડે જો અંગુલી તેની, રમે તો તાર જૂદો છે.
જીગર-ગુલશન દીસે છે આ મને માલિક વિના ખાલી,
પ્રભુ-માલિક વસે જો ત્યાં તો ખુશ્બો-બહાર જૂદો છે.
નયન આંસુ વહાવે ત્યાં ઉંડા ઉભરા ગળી ઝરના;
બૂઝે આગ, પ્રભુ તો તો હૃદય-આભાર જૂદો છે.
જીવન-સાગર મહીં વ્હેતાં મુંઝવતા ઘોર મોજાંમાં,
અરે! મુજ હાથ ધરનારો એ તારણહાર જૂદો છે.

—અંધેરી વિઠ્ઠલદાસ ઉદેશી

# बालमित्र.

बाल प्रयास.

## લોટેશ્વરની યાત્રા.

લેખકઃ સૌ બહેન મણીગૌરી ગણપતરામ ભટ્ટ.

અમદાવાદથી ચાર. એમ રેલવેમાં બેસી મહેસાણા જંકશન થઈ, રણુંજ-ચાનસ્મા દરોડ સ્ટેશને ગાડી બદલી હારીજ સ્ટેશને ઉતરી. લોટેશ્વર મહાદેવ જવાય છે. હારીજ સ્ટેશનથી લગભગ ૧૨ મૈલપર આ સ્થળ છે અને સ્ટેશનથી જવાને માટે વાહન મળે છે. આ મહાદેવને વિષે એવી દંતકથા છે કે જે વખતે પાંડવો છુપાવેશમા રહેવા તે વખતે દ્રૌપદીને દરરોજના નિયમ પ્રમાણે શિવજીના દર્શન કરી ભોજન કરવાનું હતું આ સ્થળે ફક્ત જંગલ હોવાથી મહાદેવનુ સ્થળ નહોતું, અને નિયમનો ભંગ થાય તો દ્રૌપદીને ઉપવાસ કરવો પડે, માટે ભીમે એક કેરડાના ઝાડ-ઠોડમા લોટી ધાલી અને કહ્યું કે-આ શિવજી છે તેનાં દર્શન કરો; આથી મનમાં આધીન રાખી, શિવજીની યથાવિધિ પૂજા કરી અને પછી જમ્યાં જમ્યા પછી ભીમે કહ્યું કે-તમારા નિયમનો ભંગ થયો કારણકે એ તો લોટી હતી પછી તેની ખાતરી કરવા જતાં લોટીને બદલે શિવજી થઈ ગયા હતા. વળી બીજી દંતકથા છે કે ગયાસુર ને લોટેશ્વર એ બે દૈત્ય હતા. તેમાંનો એક ગયામાં મરાયો ને બીજો આ સ્થળે મરાયો હતો, એમ કહેવાય છે. આ સ્થળે એક મોટું તળાવ છે ને પાંચ કુંડ છે એ કુંડ પાંડવોના વખતમાં બંધાયા હતા, એમ કહેવાય છે. અહીંઆ મહાદેવનુ મોટુ ધામ છે. ત્યાં વરખડીઓ તથા બીજાં કેટલાંક નાનાં ઝાડ હોવાથી જનારાઓને સાધારણ રીતે ઠીક પડે છે. આ સ્થળે ફાગણ વદ ૧૧ થી ફાગણ વદ ૦)) સુધીમાં તથા ભાદરવા વદ ૦)) એમ વર્ષમાં બે વખત મેળો ભરાય છે. ફાગણ માસના મેળામા બૈરાંના વહેમ કઢાય છે. ભૂત, પ્રેત, શિકોતરૂ, ઝાંપડો, ચૂડેલ વગેરે જે લોકોની માન્યતા અથવા વહેમ છે, તે આ સ્થળે કઢાય છે. લોકો અગીઆરસના દિવસથી આવે છે, ને આખી રાત સુધી જાગરીઆના રાગડા કરી આખી પછાડી ધૂણાવે છે. આ સ્થળે ત્રણ વરસ આવે તો એ વહેમ ટળી જાય છે. પ્રથમ વર્ષે કાચો વહેમ ધાલ્યો, અગર કયુ નડતર છે તે ધૂણીને કહી આપે છે. બીજે વર્ષે ઉતાર માગે છે, તે લઈ ત્રીજે વર્ષે જવુ પડે છે. ત્રીજે વર્ષે ધૂણાવી ઉતાર મંગાવે છે; ને ઉતાર ધરાવી સંતોષ કરે છે. પછી કયા વેષે આ નડતર જાય છે તે પૂછાવી બે મનુષ્યો લઈ જઈ કુંડમાં નવરાવે છે, પછી બીનો પતિ તેની લટ કાપી લઈ, કુંડમાં નાખી દે છે એટલે નડતરનો નિકાલ થાય છે. મારી દૃષ્ટિએ જોતાં મહાદેવનું સત ઘણું છે. પાંચે દિવસ દરરોજ ૨૦૦૦ માણસો આવે છે ને નડતર કાઢી તરતજ વિદાય થાય છે. સારા વર્ષે તળાવમાં પુષ્કળ પાણી હોય છે પણ આ દુષ્કાળનું વર્ષ હોવાથી તળાવમાં સરકાર તરફથી પુષ્કળ વીરડા ખોદાવ્યા હતા. આ મેળામાં ઘણાં મનુષ્યો ભેગાં થાય છે. જે ચીજ જોઈએ તે મેળામાં મળે છે. આસપાસના ગામના લોક દુકાનો લઈ આવે છે. આ સ્થળમાં બીજાં તીર્થસ્થળ જેવું કપટ નથી [તેમ

એની દૃષ્ટિ નથી. ફાગણ વદ ૦)) સાંજના ચાર વાગે મહાદેવજીનો વરઘોડો નીકળે છે પછી માણસો વેરાવા માંડે છે.

આ મહાદેવનું પૂજન, સરકાર તરફથી વર્ષાસન મળે છે, તેમાંથી મુજપુરના શુકલ તરફથી એક સાધુ આવે છે તે કરે છે.

સ્ત્રીઓમાં ઘણો ભાગ અજ્ઞાન હોવાથી ઘણા વહેમ પેસી જાય છે. તે વહેમ ન ટળે ત્યાં સુધી દુખી થાય છે. આ સ્થળે ત્રીજા વર્ષે વહેમ ટળી જાય છે.

કેટલાક માણસોમાં પુષ્કળ વહેમ હોય છે તેવા માણસો કમોઇ સ્ટેશનથી ૧૦ મૈલ દૂર એક બાંધેલ તળાવ છે, ત્યાં સ્નાન કરી, પછી ગોટેશ્વર મહાદેવ જાય છે એટલે તેઓ પુષ્કળ વહેમમાંથી મુક્ત થાય છે.

---

# અમદાવાદનો ફેન્સી ફેર.

લેખક:—સૌ. બ્હેન સુમન હર્ષદરાય મહેતા.

અમદાવાદમાં ફેન્સીફેર ૧૯૧૬ માં તા. ૨૦ મીથી તા. ૨૭મી ડીસેમ્બર સુધી રહ્યો નામે કપડવંજથી ખાસ તે માટે અમદાવાદ ગયાં હતાં ફેન્સી ફેર શેઠ મનસુખભાઇ ભગુભાઇના વંડામાં ભરાયો હતો તે ચાર વાગે ખુલ્લો મૂકાયો હતો મહિં દાખલ થવાની ટીકીટના આઠ આના હતા જેને વેચવા બેસવાનું હતું, તેઓ વહેલા જતા. હમારે માત્ર જોવા જવાનું હતું, તેથી હમે ચાર વાગતે ગયા ફેન્સીફેર ભરાયો ત્યાંથી થોડે આઘે બગીચાના ત્રણ દરવાજા કર્યાં હતા, અને અંદર ધજાઓ બાંધી હતી. ફેન્સી ફેરનો દરવાજો ઘણો જ સુંદર શણગારેલો હતો. દરવાજાની અંદર પેસતાંજ સુંદર "ફ્લાવર ગર્લ્સ—ફુલ વેચનારી છોકરીઓ" ફુલો લઇને સામી આવતી, અને એટલો તો આગ્રહ કરતી, કોઇથી ના કહેવાની નહિ. દરેક ફુલની કીંમત બબ્બે આના હતી ત્યાં કોઇ કોઇ છોકરા પાન વેચવા આવતા અને એક આનાના અને એક પૈસાના એવા બે જાતનાં પાન વેચતા વરખવાળું એક આને અને સાદું એક પૈસે વેચતા ફેન્સી ફેરમા વેચવા સારૂ ઘણા મોટા શ્રીમંતોની તથા અમલદારોની સ્ત્રીઓએ તથા પુત્રીઓએ ભાગ લીધો હતો. તેમા અમદાવાદના કલેક્ટર સાહેબનાં પત્ની મીસીસ પેઇન્ટર પણ હતા તથા જુદી જુદી જાતની હિંદુ, પારસી, તથા યૂરોપિયન સ્ત્રીઓ પણ દેખાતી હતી. કોઇ સ્ત્રી જુદી જુદી જાતનાં લુગડાં વેચતી, તો કોઇ સ્ત્રી જુદી જુદી જાતનાં રમકડાં વેચતી. કોઇ સ્ત્રી મીઠાઇ વેચતી, તો કોઇ સ્ત્રી જુદી જુદી જાતની છબીઓ પણ વેચતી ત્યાં ઘડીઆળીની, ઝવેરીની, તથા બીજી ઘણી દુકાનો હતી. ચાની દુકાનમા ચા, કોફી, બીસ્કીટ, પાણી, સોડાવોટર વગેરે જે જોઇએ તે મળતું. ત્યાં જાદુના ખેલો થતા, તેમાં એકથી તે આઠ આના સુધીની ટીકીટ હતી. તે જોવાં હમે ગયાં હતાં. તેમાં એક માણસ સારંગી લઇને ગાય છે. એ માણસ ગાઇ રહ્યા પછી, બીજો માણસ આવે છે અને ઘણા જાદુના ખેલો કરે છે તે

જાદુના ખેલો કરી રહે છે એટલે બીજો માણસ આવે છે, અને જે જોવા આવેલા માણસો હોય, તેની પાસે પોતાનું શરીર તપાસાવે છે, તે શરીર તપાસાવી રહ્યા પછી પડદો પડે છે, અને એક પુતળી આવે છે તે મડદુજ આથી જાય છે, એટલે એક બીજી પુતળી આવે છે તે બે પુતળીઓની લડાઈ થાય છે, અને બીજી પુતળી પહેલી પુતળીને મારી નાખે છે. એવી રીતે બે વાર થાય છે અને છેલ્લીવારે એક પુતળી આવીને મરી ગયેલી પુતળીઓને લઈ જાય છે ત્યાંથી ફરીને હમે જ્યાં હાથનું વજન થતું ત્યાં ગયા. ત્યાં એક સોલ્જરનો "સોલ્જર—અંગ્રેજ લશ્કરી" હતો અને તેની જોડે એક ઘડીઆળ જેવું હતું. તેમાં આંકડા માંડેલા હતા. "સોલ્જર" ના ખભા પાસે એક કાણું હોય છે, તેમા આપણે એક આનો નાખીએ અને "સોલ્જર" ની ટચલી આંગળી જે ગંધાઓસ જાંબી આણી હોય છે, તે આગળી ખમેચવાને આપણે જેટલું જોર હોય તે અજમાવવાનું એટલે આપણામાં જેટલું જોર હોય તેટલા આંકડા ફરે. ત્યાંથી હમે શરીરનું જોર અજમાવવા ગયાં ત્યાં પણ ઘડીઆળ જેવું હતું. તેમાં એક આનો નાખ્યો અને ઉંચું કરવા માંડ્યુ. તે કોઈથી ઉંચું કરાયુ નહિ પણ એની પાસે ઉભા રહેનાર માણસે એક આનો નાખ્યો, અને ઉંચું કર્યું.

ત્યાંથી હમે "ફીશ પોન્ડ—માછલીઓવાળુ તળાવ" જોવા ગયાં. તેમાં ચાર આને નાની ટીકીટ હતી. તેમાં એક કુંડ હતો; અને તેના પાણીમા પતરાની નાની નાની માછલીઓ હતી. એક લાકડી હતી, તે લાકડીને એક દોરડીએ બાંધી હતી, અને તેને લોહચુંબક બાંધ્યું હતું. તે લોહચુંબક વડે જે પાણીમાંથી પહેલી ત્રણ માછલી કાઢે તેને ઇનામ મળવાનું હતું. તે જોઈ હમે બીજા કમ્પાઉંડમાં ગયાં. ત્યાં તીજોરીની દુકાન હતી, મેવાની દુકાન પણ હતી તેમાં સંતરા, નારંગી, દાડેમ તથા મીઠા લીંબુ, જમરૂખ વગેરે જે જોઈએ તે મળતું. ત્યાંથી હમે ઉપર નીચે ફરે છે, તે ચકડોળમા બેઠાં. તેની ટીકીટ પણ બે આનાની હતી. તેમાં હમને બહુ મઝા પડી. તેમાંથી ઉતરી સામે ભુલભુલામણી જોવા ગયા. તેની ટીકીટના ચાર આના હતા. તેમાં એક ઓરડો હતો, તેમાં એક ભુત હું, અને તે ઓરડાની આસપાસ પડદા એવી રીતે બાંધ્યા હતા, કે રસ્તા ભૂલી જવાતા. ન જોઈને હમે 'બોલના દેવી જોવા ગયાં. તેની ટીકીટના પણ ચાર આના હતા. તેમાં ટેબલપર એક સાંકડા મોનું વાસણ હતુ. તેમાં પહેલો પડદો ઉઘાડે છે, તે વખતે કંઈ હોતુ નથી. પછી પડદો બંધ કરે છે અને કહે છે, "ચાલી આવ." પછી પાછો પડદો ઉઘાડે છે, ત્યારે એક બૈરીનું ડોકું આવે છે. તે જોઈ, 'હમે માણસાઈ કરોળીયો જોવા ગયાં. તેની ટીકીટના બે આના હતા. તેમા એક છોકરાનું ડોકું હતું, અને તેના ઉપર માણસનો કરોળીયો હતો. ફેન્સી ફેરમા આ શિવાય બીજું ઘણું સારૂં સારૂં જોવાનું હતું. તેથી બધાને ફરી ફરીને જોવાનું મન થતું. ફેન્સી ફેર ભરાયાથી લોકોને બેવડો ફાયદો થયો. એક તો આવુ સારૂં જોવાનુ મળ્યુ ને બીજું લડાઈના ફંડમાં પૈસા ભરાયા. હમે જોવા ગયાં તે ત્યાં બે દિવસ રહ્યાં. તા ૨૪ મીએ નામદાર ગવર્નર સાહેબ જોવા આવવાના હતાં, અને તે દિવસે ઘણો ભપકો થવાનો હતો. તે જોવા હમે રહ્યાં નહિ, અને કપડવંજ પાછા આવ્યાં.

---

# ડભોઈની અસલી જાહોજલાલી.

લેખક—અ. સૌ. બહેન ઉર્વશીગવરી હરિસુખરામ શુકલ.

કવિ દયારામની જન્મ ભૂમિ

ગુજરાતના રંગીલા કવિ સાક્ષર શ્રી દયારામ કવિથી પ્રખ્યાત થએલું ડભોઇ શહેર એક વખત અમે જોવા ગયાં હતા. આ શહેર સંબંધી અનેક બાબતો જાણવા જેવી હોવાથી મારી બહેનો સમક્ષ રજુ કરું છું.

ડભોઈ શહેરનો દેખાવ.

ડભોઇ શહેરની આસપાસ ચારે તરફ મોટો મજબુત કોટ બાંધવામાં આવેલો છે. તે કોટમાં ચાર તરફ મોટા દરવાજા મૂકવામાં આવેલા છે. (તેમનાં નામ) મોડીભાગોળ, હિરાભાગોળ, ચાંદોદીભાગોળ, તથા વડોદરી ભાગોળ છે. તેઓ ઘણા સુંદર, મજબુત અને જોવાલાયક છે તથા તેની આસપાસ ઉંડી ખાઇ છે. ડભોઇ શહેરમાં પહેલા આશરે ૪૦ હજાર માણસની વસ્તી હતી અને તેટલાંજ વાંદરાઓની વસ્તી હતી, એમ કહેવાય છે. હાલમાં ડભોઇ શહેરમાં ૧૫ હજાર માણસની વસ્તી છે

ડભોઈ શહેરના નામ બાબત દંતકથાઓ.

ડભોઇ વડોદરેથી સત્તર માઇલ દૂર છે અને એનાથી ૭ માઇલ દૂર હિંદુઓનું મુખ્ય જાત્રાનું ઠેકાણું ચાંદોદ છે, ત્યાં આગળ વિશળદેવ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેમની માતાનું જ્યારે સીમંત આવ્યું, ત્યારે તેમની બીજી રાણીઓ શોકયોએ અદેખાઇને લીધે એક પ્રપંચ રચવાનો વિચાર કીધો અને મેલી વિદ્યાથી તેને છોકરું ન આવે તેવું કર્યું. રાણીને વીશ મહિના થઇ ગયા. રાણી મરવા જેવી થઇ ગઇ, પણ રાણીને પ્રસવ થયો નહિ. આખરે રાણીએ વિચાર કીધો કે હું કોઇ જંગલમાં નર્મદા તીરે જઇશ ને ઇશ્વરની પ્રાર્થના કરીશ, તો મને પ્રસવ થશે, આથી તે કેટલાક માણસ, દાસદાસીઓને લઇને જતી હતી, ત્યાં રસ્તામાં તેને કોઈ સાધુ મળ્યો, તેને સઘળી હકીકત સંભળાવી. ત્યારે તે કંઇ મંત્ર ભણ્યો તેથી તે રાણીને પ્રસવ થયો. રાજ કુંવર વીસ મહીને આવવાથી તેનું નામ વિશળદેવ પાડયું અને તે જગ્યાએ મોટું શહેર વસાવી, તેનું નામ દર્ભાવતી પાડયું. પછી ડભોજ નામનો મોટો વિદ્વાન માણસ હતો, તેણે ડભોઇનો કોટ, કાળિકાનું મંદિર વિગેરે ઉત્તમ નકશીદાર કામો કર્યાં હતાં. ત્યારે રાજા તેના ઉપર પ્રસન્ન થયા ને કહ્યું કે "તારે જે કંઇ કીમતી વસ્તુ જોઇએ તે માગ," ત્યારે તેણે કહ્યું કે—"મારું નામ અમર રહે તેવું કંઇ આપો." રાજાએ કહ્યું કે—"એવું તે તમારે શું જોઇએ છે ?" તેણે કહ્યું કે "આ શહેરનું નામ દર્ભાવતિ છે, તે બદલી મારે નામ ડભોજ છે, ને ઉપરથી આ શહેરનું નામ ડભોઇ પાડો એટલી મારી વિનંતી છે." એ દિવસથી આ શહેરનું નામ ડભોઇ પાડવામાં આવ્યું છે.

ભીમનાથ એક મહંતની જગો હોવાથી ત્યાં ગામ વસેલું છે. પણ સીધુંસામાન ધંધુકેથી લઇ જવાં પડે છે. ત્યાં બિલકુલ સારા મળતાં નથી. અહીં નિલકંઠ નામે નદી છેક પાસે છે, પણ ઉનાળો હોવાથી ત્યાં પાણી બિલકુલ હોતું નથી. તેથી મંદિર પાછળ એક કુવો છે ત્યાંથી પાણી મંગાવવું પડે છે. ત્યાંના મુખ્ય બાવાને મહંત કહે છે. તેનાથી ગૃહસ્થાશ્રમી થવાતું નથી. શિવરાત્રીને દિવસે તથા શ્રાવણ મહિનામાં પણ અહીં મોટો ઓચ્છવ થાય છે તથા મેળો ભરાય છે અને ઘણા લોકો એકઠા થાય છે. હાલના મહંત વૃદ્ધ છે; અને તે સંસારી છે. પ્રથમના મહંતો પરણેલા ન હતા પણ હાલના મહંત પરણેલા છે, તેમને એક પુત્ર અને પુત્રી છે. મહાદેવની પૂજા વગેરે આ મહંત તરફથી થાય છે. હમે પ્રથમ તે મહંતનો બનાવેલો મહેલ જોયો. એ મહેલ એવડો તો મોટો છે કે તે જોઇ આપણને આનંદ થયા વગર રહે નહિ. એ મહંતને બેસવા ઉઠવાની મેડી છેક ઉપર છે. તેમાં તેમણે જુના જમાનાની ઘણી છબીઓ લટકાવેલી છે. તે મહેલનો ઘણો ખરો ભાગ જીર્ણ થઇ પડી ગયો છે. તે દુરસ્ત કરાવે તો ખરેખર તે સ્વર્ગ જેવો થઇ રહે. પરંતુ ગમે તે કારણસર તેમ થતું નથી.

શનીવારે બપોરે ત્રણ વાગે ભીમનાથમાંથી ગાડાં મંગાવી અમે સારંગપુરના હનુમાન જોવા ગયાં. સારંગપુર ગામ ભીમનાથથી આશરે બાર ગાઉ દૂર છે. તેની દિવાની ફોજદારી ધંધુકા તાબે છે. અને રેવન્યુ લીમડી દરબાર લે છે. તે હનુમાનની પુજા શ્રી સ્વામી નારાયણના સંપ્રદાયવાળાઓ તરફથી થાય છે. ત્યાં ઘણા લોકો ભૂત પ્રેત વગેરે કઢાવવાની ઇચ્છાથી આવે છે. સારંગપુર જતાં રસ્તામાં એક નદી આવે છે. તે નદીમાં થઇ જતાં જેને ભૂત કઢાવવું હોય તેના શરીરમાં એ નદીમાંથી ભૂતનો પ્રવેશ થાય છે; અને તે ધુણવા માંડે છે, એમ વ્હેમ છે. હમે હનુમાનજીનાં દર્શન કરવા ગયાં ત્યારે શ્રી હનુમાનજીને સાળ આવી હતી તેથી હમારે જરા બેસવું પડયું. ત્યાં વડોદરેથી એક બાઇ ભૂત કઢાવવા સારૂ આવી હતી, તેણે હમારી જોડે થોડી વાત કરી. પછી હમે અંદર ગયાં. ત્યાં એક પૂજારી પાસે બેઠા હતા. પછી હમે પણ ત્યાં બેઠાં. પછી પેલાં બાઇને હનુમાનજી સામાં બેસાડયાં. પૂજારી હનુમાન સ્તોત્ર બોલ્યા, તે વખતે પેલાં બાઇએ બે ત્રણ ચીસો પાડી. તે વખતે હમારા સ્ત્રી વર્ગમાં ભય ઉત્પન્ન થયો. ખરેખર, તે વખતે જે કઠણ કાળજાનાં હોય તેજ ત્યાં બેસી બનાવ નજરે જોઇ શકે. પછી તે બાઇ કશું પણ બોલી નહિ. એટલે પૂજારીએ કહ્યું કે—"એને સવારે નારણ સરોવરમાં નવડાવીને લાવજો." (નારણ સરોવર ત્યાંથી થોડાજ માઇલ દૂર છે.) સારંગપુરમાં સીધું સામાન ગોદડાં બધું મંદિરના વહિવટદારો તરફથી મળે છે. સિવાય ત્યાં દુકાન નથી. ત્યાં ધર્મશાળાઓ તથા ઉતારૂઓને માટે ઉતારાની ઘણીજ સારી જગા છે. અહીં, ભૂત કઢાડવાના દિવસો શની, રવિ, મંગળ, અને ગુરૂવાર છે. પછી હમે ઘેર ગયાં, અને સ્વામી નારાયણના મંદિરમાંથી સીધું મંગાવ્યું; અને દુધ પુરીને શાક તૈયાર કર્યાં. પછી હમે સર્વેએ વાળું કર્યું અને વાળુ કર્યા પછી ઘણાજ આનંદની સાથે હમે નિદ્રાદેવીને વશ થઇ ગયાં; પ્રાતઃકાળમાં ઉઠી, દાતણ પાણી કરી, હમે નારણ સરોવરમાં નાહવા કરવા ગયાં. હમે નાહી આવીને મંદિરમાં દર્શણ કરવા ગયાં. ત્યાં સાત આઠ માણસ ભૂત કઢાવવા બેઠાં હતાં. એ

ભૂત કઢાવવા આવે છે, તેની પાસેથી પૂજારી ૧૧ રૂ. લે છે. હમને તો નજરે જોઇને એમ લાગ્યું કે—આ બધા ઢોંગ કરે છે, કારણ કે પૂજારી એવી પ્રતિજ્ઞા નથી આપતા કે, ફરી તે પ્રવેશ કરી શકે નહિ. એક સ્ત્રી છેક દક્ષિણ તરફથી વખતો વખત ભૂત કઢાવવા આવે છે. પણ ભૂત નીકળતું નથી. તે સારંગપુર આવે કે—ભૂત દૂર થાય. અને પોતાને દેશ જાય કે—પાછું શરીરમા પ્રવેશ કરે અને કહે કે મને સારંગપુર લઇ જાન.

આવો બનાવ બને એટલે આપણને એમજ થાય કે, આ બનાવ બનવા જેવો નથી.

મને ત્યાં એક તાજુબીની વાત એવી લાગી કે—સવા રૂ. ભારથી તે સવામણ સુધી, જો તેલ શ્રી હનુમાનજીને ચઢાવવું હોય, તોપણ તે હનુમાનજીને ન ચઢાવતાં ત્યાં રાખેલા પવાલામાં ગરણી મુકી, તેમાં એક પળી રેડે ને પૈસા પુરા લઇ લે. તેમજ ભૂત નીકળે કે ના નીકળે પણ સેનકના ૭ પૈસા આપીએ, ત્યારેજ તે ભૂત કઢાવવા હા કહે આ રીતે તેઓ ઠીક પૈસા પેદા કરે છે. ભૂત નીકળ્યા પછી અથવા તે દરમિયાન જે ભેટ વગેરેના પૈસા મુકે, તે બધા મંદિરના ખર્ચમાં જાય છે. મંદિર ઘણું સારૂં અને મૂર્તિ ભવ્ય તથા મોટી છે. અમે તેજ રાત્રે નિકળીને સવારે ધંધુકે પાછા આવ્યાં.

---

## પ્રમદાને પુછી પાણી પીનાર પતિ—

અમેરિકાના કરોડાધિપતિ મિ. રોકફેલરના મરનાર પત્ની સને ૧૮૬૪ મા મિ. રોકફેલર સાથે લગ્નની ગાંઠથી જોડાયા પછી, સંપૂર્ણ ઐક્ય સિવાય એકે દિવસ પસાર કર્યો હોય એમ જાણવામાં આવ્યું નથી. લોકો એ જોડાને તેમની સાથેના લામના વળગનાઓના, પડતીના વખતમા તિરસ્કાર અને ચડતી જોઇ, પેટ કુટતાના શબ્દોના પ્રહાર વગે પસાર થઇ, આગાથી ભરેલા અને સ્નેહથી ઉભરાતા શબ્દોને પહોંચવું પડ્યું હતું

મિ રોકફેલર કહે છે કે મારી સ્ત્રીમાં જો વ્યાપારિક બુદ્ધિચાતુર્ય અને દરેક ચીજનું શોધવું, ઉંડું અવલોકન કરવાની શક્તિ ન હોત તો જે ગરીબીમાં મે જીંદગી શરૂ કરી હતી તેજ ગરીબીમા હું અત્યારે આથડાતો હત મિસિસ રોકફેલરમા પોતાના પતિની વ્યાપારને લગતી ચાલને સમજવાની, અને તે ઉપર ટીકા કરવાની શક્તિ હતી. અને મિ. રોકફેલર કોઇ પણ મોટું સાહસ પ્રથમ તેની સલાહ લીધા સિવાય માથે લેતો નહોતો

મિ રોકફેલરનો પ્યાર, કાંઇ એકલો, પોતાની સ્ત્રીની કાર્યકુશળતાને અંગેજ બંધાયો હતો એમ કાંઇ નથી કારણ કે શાળામાંથીજ તેઓ એક બીજાને ચાહતા શીખ્યાં હતા. આ ઉપરથી જણાયે કે આર્થિક સહચારીપણામા, કુદરતી વહાલના રંગનું, લઇ ઉંડે તેવું, મિશ્રણ રચ્યું હતુ તેઓ બન્ને બાલ્યાવસ્થામાં એકજ નિશાળના વિદ્યાર્થી હતા મિ રોકફેલર એકવીસ વર્ષની ઉમરે પરણ્યા અને આ ભવિષ્યના કરોડાધિપતિએ જ્યારે પ્રથમ પોતાનું આશાસહિત વહાણ સંસાર સાગરમા હંકાર્યું ત્યારે તેના સુજ્ઞાની મિસિસ રોકફેલર પતિના હિસાબના ચોપડા પોતાના હાથમા રાખી તેના વ્યાપારનો હિસાબ કિતાબ પોતાને હાથે લખતાં હતાં. મતલબ કે શેઠ મિ રોકફેલર હતો અને મિસિસ રોકફેલર તેના વાણોતરનું કામ કરતાં હતા. આટલુંજ નહીં પણ તે પોતાના પતિની સાથે, તેના વ્યાપારમા પોતાના પૈસાનો હિસ્સો આપી, બાગમા પડ્યા હતા વાણોતર અને ભાગીયાની સ્થિતિમા ગોઠવાયા પછી મિસિસ રોકફેલરને પોતાના સ્વામીના ધંધાને વિસ્તારમાં મૂકવાની જોઇએ તેવી તક મળી હતી જ્યારે પરમેશ્વરે ચડતી કરી, એક નહીં પણ અનેક વાણોતરો મેળવી આપ્યા, ત્યારે મિસિસ રોકફેલરે પોતાના ધણીના અમૂલ્ય સલાહકારનું સ્થાન લીધું આવાં આવાં કારણોને લઇ મિ. રોકફેલરે પોતાની પત્નીનું નામ "સંપત્ત શિલ્પ" પાડ્યું હતું મહર્ષિ ભર્તૃહરિ ખરૂં કહે છે કે—"यद्गमतुरेन हितमिच्छति सत्फलम्।"

"મસ્ત"

કહ્યું કે "હું કાંઈ જાણતો નથી, મ્હારા કુટુમ્બીને પૂછો" આ ઉપરથી મ્હારા ચાકરે કહ્યું: "અરે સાહેબ, અમ્હેં રડવા ત્હેનું કારણ એજ કે અમ્હેં તમને ઢંગધડા વિના રીત-ભાતથી ઘર તરફ દોડી આવતા જોયા." આથી મ્હેં જ્યારે મ્હારો સત્ય ઇતિહાસ કહ્યો ત્યારે બધા બોલી ઉઠ્યા કે—"તમે, જીવતા જાગતા મ્હોટા મૂર્ખ છો!"

તે પછી બીજા મિત્રે પોતાની કથા નીચે પ્રમાણે કહેવા માંડી—

"મ્હારા લગ્ન પછી થોડા દિવસને અન્તરે મ્હારા સસરાએ મ્હને એક મીજબાની આપવા માટે બોલાવ્યો. મ્હારા મિત્રો બધા એકઠા થઇને મ્હને શિખામણ આપવા લાગ્યા કે "ત્યાં તું બહુ સંભાળીને વર્તજે. ખાવા પીવામા તું ભુખ્યો છે, એમ બતાવવું, એ જમાઇ તરીકે સારૂં નથી, માટે ત્હારા ખોરાક સંબંધી તું બરાબર વર્તજે." તેઓના કહેવા પ્રમાણે વર્તવા મ્હેં વચન આપ્યુ. જ્યારે હું મ્હારે સાસરે પહોંચ્યો ત્યારે મ્હે જોયું કે મ્હારે માટે સરસ સરસ વાનીઓ બનાવવામાં આવી હતી. સુન્દર રકાબીઓ મ્હારી પાસે ગોઠવાઇ ગઇ હતી અને તે સ્વાદિષ્ટ જાતજાતની વાનીઓ ખાધા પછી મ્હો ધોવાને પાણી મૂકી રાખ્યુ હતું, પણ મ્હારૂં વચન પાળવા ખાતર મ્હારાં સાસુનો અત્યાગ્રહ હોવા છતાં મ્હેં એકે કોળીઓ ખાધો નહિ, અને મ્હારા પેટમાં દુઃખે છે અને વળી અપચો થયો છે, તેથી હું દિલગીર છું, એવુ મ્હાનું કાઢ્યુ. આવી રીતે મ્હેં આખો દિવસ ઉપવાસ કર્યો પણ મધ્ય રાત્રિ પડતાંજ મ્હને એવી કકડીને ભૂખ લાગી કે ત્હેને સંતોષવાની ખાતર મ્હેં મ્હારા પોતાનાજ હાડકા કરડી ખાધા હોત! પછી હું રસોડામાં-કંઇક ખાવાનું મેળવવાની આશામા જરા ભટક્યો. જ્યા સુધી એક ખૂણામા મ્હેં ઈંડા પડેલાં જોયા નહિ ત્યાં સુધી હું નિરાશ થતો આમ તેમ શોધ કર્યાજ કરતો હતો. મ્હારા હાથમાં માઇ શક્યાં તેટલા ઈંડાં મ્હેં લીધા અને મ્હારી સુવાની ઓરડી તરફ દોડી ગયો, પણ કમનસિબે ઉતાવળમા મ્હારી સુવાની ઓરડીનાં બારણા આગળજ હું મ્હોટા અવાજ સાથે પડી ગયો, આ અવાજથી ઘરનાં દરેક માણસો જાગી ઉઠ્યાં અને શું બન્યું તે જોવા માટે તેઓ દોડી આવ્યાં હું એકદમ મ્હારી ઓરડીમા જતો રહ્યો અને મ્હારી પથારીમાં સુઇ ગયો પણ ઈંડાં સંતાડવાને કાંઇ વખત રહ્યો નહિ, આથી આ શોધમાંથી બચી જવા માટે મ્હેં બધા ઇંડા મ્હારા મ્હોમાં ખોસી દીધા પણ એટલું સત્ય માનજો કે તેથી મ્હો સુજી ગયું અને ગળું તો મ્હોટા તડબુચ જેવડું થઈ ગયુ, અને હું એટલો બધો ગુંગળાઇ ગયો કે જાણે મરીજ જઇશ. જ્યારે તેઓ મ્હારી ઓરડીમાં આવ્યાં ત્યારે તેઓએ મ્હારૂં મ્હો ભયંકર રીતે સુજી ગયેલું જોયું. તેમ થવાનું શું કારણ હતું, તે વિષે તેઓએ મ્હને પૂછ્યું—મ્હેં જવાબ ન આપતાં મ્હારૂં મ્હોં વધારે જોરથી બંધ કરી રાખ્યું કે—રખેને બોલવા જતાં તેમાંનાં ઈંડાં તેઓ જોઇ જાય! હું બીજી કોઇ રીતે પણ તેઓના પ્રશ્નનો જવાબ આપતો નથી તે જોતાં મ્હારાં સાસુ અને બીજાં બધાં રોવા લાગ્યાં અને બોલ્યાં—"ગરિબ બિચારો, માત્ર ભુખમરાથી મરી જાય છે. જુઓ, ત્હેનું મ્હો કંઇ અને ભુખથી કેટલું બધું સુજી ગયુ છે? હકીમને ઝટ બોલાવો." એકદમ હકીમને ત્યાં બોલાવ્યો અને તે પણ મ્હને જોઇને તથા મ્હારી આસપાસ આંખો તરફ જોઇને ગુંગળાઇ જતા અવાજે બોલ્યો કે—હું ભયભરી રીતે માલ

સુજી જવાના રોગથી પીડાઉ છું, અને મ્હને તે દુઃખમાંથી મુક્ત કરવાને એકદમ વ્હાડકાપની જરૂર છે, તેથી તરત એક સરસ અણીદાર છરી લઇને મ્હારા જમણા ગાલમાં ત્હેણે તે ખોશી દીધી, જેથી તેમાંનું એક ઇંડુ કપાઇ ગયું અને તે બાકામાંથી પીળો અને સફેદ પ્રવાહી બ્હાર આવવા લાગ્યો. હકીમે અત્યન્ત શાન્તિથી કહ્યું કે–"જુઓ, એમાં કેવો બગાડ હતો?" તે પછી ત્હેણે બીજા ગાલમાં પણ તેજ પ્રમાણે કર્યું અને આ વખતે તો છરીએ બે ઇંડા કાપ્યા એટલે હકીમ બોલી ઉઠ્યો–"પરૂ જુઓ" હવે હું દુઃખ અને ગુસ્સાને લીધે ઠેકાણે આવ્યો અને ઇંડાને બ્હાર થુંકી નાખતાં ખૂબ તપી જઇ બોલ્યો કે–"મૂર્ખ ડૉક્ટર, ત્હેં કહ્યું તે પ્રમાણે તે પરૂ અગર બગડી ગયેલો પદાર્થ નથી પણ માત્ર ઇંડાનું સફેદ અને પીળુ પાણીજ છે." "એની સરખામણી કરતાં શું તુંજ વધારે મૂર્ખ નથી?" એમ ત્હેણે મ્હને સામું પૂછ્યું. આ પ્રશ્નથી મ્હેં ડૉક્ટરને હમેશને માટે છુટો નાખવાનું યોગ્ય ધાર્યું; કેમકે તે ડુક્કરના માથાવાળો પોતાનાજ અભિપ્રાયને વળગી રહેનારો મહા તુચ્ચો હતો અને ત્હેના દર્દીઓને તે એવી તો કડવી ગોળીઓ આપતો કે જેથી બચનાર કરતાં મરનારનીજ સંખ્યા વધી જતી પણ જ્યારે મ્હેં એકાએક મ્હારી વાત મ્હારા વિરૂદ્ધજ જતી જોઇ ત્યારે મ્હારી શરમ વધી ગઇ. છતાં બીજા હસતે હસતે કહેવા લાગ્યા કે–"એનાથી વધારે મૂર્ખ તો તુંજ છે!"

જ્યારે વૃદ્ધ બાઇએ બન્ને વાર્તાઓ સાંભળી, ત્યારે એ પણ તેજ અભિપ્રાય આપવા લાગી કે–"ત્હારો મિત્ર સાવ મૂર્ખ છે, છતાં તું ત્હેનાથી પણ વધારે મૂર્ખ હોવાને લીધે હું ત્હને અભિનંદન આપું છું. મ્હેં ત્હનેજ સલામ કરી હતી."*

---

## કુમારી કન્યા.

### (ઘનાક્ષરી છંદ)

ઠમક ઠમક તાકતી પલકમાંય,
લટક સલૂણી લટકા થકી ચિતારી ચાવ
ચટક ચંદની ચાચકતી કાન્તિ ઉપર,
મોહક ઝલક વળી શક તે પ્રસારી લાલ
ઝમક ઝમક ઝપકા થકી ઝટકતી હું,
છલક છલક છલકાતી અવિકારી બાળ!
કપાળે ચલકતુ તિલક ને કનક કાંતી,
કમળ થકી કોમળ હું કન્યા કુમારી હાલ
સફલ શિરલ કલ્પનાના કલ્પાવેશ મને
દીપક બે બળે ચકમક ચળગારી લાગ
હલક મધુર રસાવમક ઝુલાવી હિય
ગરનકે કસ્તુરી કેશ ઓડે છે અમૂલ થાગ;
કમોદ કણુશકળી વ્યાપક મુખડાં માંય
નાજુક વિવેક ટેકે ચમકે ગુલાબી ગાલ
સમક કવિની કન્યા સમક કરી કહે
બ્હેરામ! આ બાળ અબળાની બલિહારી વાળ.

—(મલબારીનાં કાવ્યરત્નો. પૃષ્ઠ ૨૧)

---

* 'હિન્દુસ્તાનની હોડકથા' એ નામના અંગ્રેજી પુસ્તકમાંની એક વાર્તાનો અનુવાદ

# સુન્દરી સુબોધ ** માસિક વધારો.

આપણાં બાળકો ઉપર દેશનું ભવિષ્ય આધાર રાખે છે,—આપણી બ્હેનોના હાથમાં બાળકોનું અને આપણું ધર્મહિત છે, તથા આપણા બન્ધુઓની સહાય વિના પ્રગતિ થવી કઠિન છે: આથી-પોતાનામાં તેમજ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો,-સર્વમાં સદાચાર અને સુવિચાર, તથા ઉદ્યોગ, સત્ય, પ્રેમ અને ત્યાગનું પ્રાકટ્ય, એમ નિરન્તર પ્રયત્ન કર્યા કરવો, એજ ભારત સંતાનોનું ખરૂં દૈવત છે.

પુસ્તક ૧૪ મું.] નવેમ્બર-ડીસેમ્બર. [અંક ૧૧-૧૨ ૧૯૧૭.

## सरस्वती.

### बन्धुओने बे बोल.

—:o:—

लेखक—ब्हेन मुक्तागौरी मंगळजी.

बन्धुओ ! शुं तमे आगळ वधवा चाहो छो ? त्हमारी चडतीनी अभिलाषा राखो छो ? शुं हिन्दनुं गत गौरव पाछुं हिन्दमां वसाववा उत्कंठित छो ?—पण त्हमारा हृदयमां कोतरी राखजो के ज्यां सुधी आर्य महिलाओ ने सुयोग्य केळवणी रुप अलंकारोथी अलंकृत करवामां आवी नथी, त्यां सुधी हिन्दनी उन्नतिनी आशा राखवी, ए व्यर्थ छे. त्हमारी उन्नति माटे तमे फांफां बहु मारो छो: पण प्राधान्यपदे विराजती चीज जे "स्त्री केळवणी" त्हेने विसरी जावछो. बोलो, त्यारे चडती क्यांथी थाय ? जे देशनी उन्नति थयेली छे, ते देश तरफ नजर करशो तो त्हमने त्यांनी प्रमदाओ सद्गुण अने केळवणीरुपी वस्त्रालंकारोथी विभूषित थयेली मालम पडशे. स्त्रीओनी उन्नति सिवाय देशनी उन्नतिनी आशाओ राखवी, ए हवामां किल्ला बांधवा समान छे. म्हारुं एवुं कहेवुं नथी के सघळी स्त्रीओने बी. ए एम. ए. बनाववी; पण पोतानो गृहसंसार शांतिथी अने मगळतार्थी चलावी शके अने पोतानां बाळको—देशना भविष्यना उद्धारको—के जेमना

उपर देशनुं भाविष्य घणे अंशे अवलंबी रहेलुं छे, तेओनां कुमळां हृदयमां सद्गुणनो पायो नाखी शके, तेओने नीतिने पंथे प्रेरी शके, तेओने स्वदेश प्रेमी अने धर्मचुस्त बनावी शके, तेटली केळवणी तो आर्य-महिलाओने अवश्य मळवी जोइए. जे जे महा पुरुषो थइ गया छे, तेमांथी घणाओनी चडतीनुं कारणभूत तेओनी माताओ हती. शिवाजी महाराजनो दाखलो लइए. तेओने न्हानपणथी ज तेओनां पूज्य मातुश्री जीजीबाइए स्वदेशप्रेमी अने धर्मचुस्त बनवानुं शीखव्युं हतुं. मातानी शीखने अक्षरशः अवलंबीने, तेओए केवां महान् कृत्यो करेलां छे, ए सहु कोइने विदित छे. एक गृहमां जो स्त्री अभण होय अने पति केळवणी पामेलो होय तो तेओनां बाळको सुधरशे के नहि ए वात शंकास्पद छे. पण जो स्त्री विद्यादेवीनी उपासक होय अने पति विनकेळवायलो होय तो बाळको अवश्य सुधरशे, ए निर्विवाद छे. बन्धुओ स्त्रीओने अभण राखी त्हमारा गृहने स्वर्ग समान बनाववाने बदले शा माटे कळह-मंदिर बनावो छो ? त्हमारा बाळकोनुं हित शा माटे होमो छो ? देशना महान् दुश्मनो शा माटे बनो छो ? बन्धुओ ! "समज्या त्यांथी सवार" उठो, जागृत थाओ ! पवित्र प्रतिज्ञाथी बंधाव के "अमे स्त्रीओने योग्य केळवणी आपवामां पाछी पानी नहि करीए" अने अल्प समयमां तमे हिन्दनी स्थिति तदन नवीन ज जोशो. अस्तु.



# काव्यकुंज.

## શીયળવ્રત.

લેખક—બ્હેન સુમનગૌરી ચીમનલાલ મહેતા

શિખરિણી

વદુ વ્હાલી બ્હેનો ! સુખદ શીખ મ્હારી ઉર ધરો !
સજી નીતિ શસ્ત્રો, શિયળ સુખપથે પરવરો,
સ્ત્રીને આ સંસારે, શિયળ સમ સાચું સુખ નથી,
સ્ત્રીને આ સંસારે, શિયળ સમ સાચું વ્રત નથી.

ભલે હોયે રંભા સમ સ્વરૂપ શ્યામા જગતમાં,
ભલે હોયે જ્ઞાને અતિશય કળા કાવ્યકૃતિમાં
ઉંચા કુળે જન્મી ઉચ્ચ કુળ વિશે હોય પરણી,
મીઠી વાણી વદતી નિપૂણ બની વિદ્યામહિં ઘણી.

હશે રમતી રામા વિભવ સુરના * સદનમાં,
સજી સોળે શોળે સુભગ બની ન્હાલે મગનમાં,
ભલે સર્વે હોએ તદપિ શીલ સ્ત્રી જો નવ ધરે,
અભાગી નારી એ જનમી જગમાં ફોગટ ફરે.

અરે ! જન્મી જગમાં શિયળવ્રત જેણે નવ ધર્યું
અરે ! બ્હેનો તેનું જીવિત એળે સહુ ગયું
નહિ દિસે સારૂં સુરભિહીન જો પુષ્પ સજની,
નહિ શોભે શ્યામા શિયળ વીણ જો ચંદ્ર રજની

લજાવી માતાની કુખ જ કુળ અંગાર થઇને,
બની ભ્રષ્ટા ભામા અધમ અતિ દિલમાંહિ બનીને
અરે ! એ સ્ત્રીઓને ઉભય જગમાં ના સુખ મળે,
અરે, પાપી નારી નરકમહિં મો નિશ્ચય પળે.

સહ્યાં કોટિ કષ્ટો તદપિ ધીર હારી નહિજ એ,
જુઓ ગુજાર્યો શો ! ગજબ દ્રૌપદી શીર ક્રીચકે
સતિ પાંચાળીને અસહ્ય દુખડાં શિર પડીઆં,
તથાપિ સાચ્ચું ના શીયળ—નીતિ શસ્ત્રોથી લડીઆં

કદી કષ્ટો આવે શિયળ ત્યજતાં ના ડરી જઇ
ભલે જાવું મર્નમાં તરૂ ફટણુંની છાંય ધરવી;
સુખો દુઃખો સાથી ઘડીક મહિં આવે ઘડી જતાં,
સદા ફરતી છાયા સમજી સજી લે શાન્તિ ઉરમાં.

## વિરહ—સંભારણું.*

લેખક—સ્વ. સૌ. બ્હેન ઉમંગ.

(તોટક.)

સખી, શા શણગાર હવે સજવા ! પ્રિય પ્રાણપતિ પરદેશ ગયા;
નહિ પોઢું પલંગ પધારી ભલી, સુખવાસ ન આગળ મૂક, અલિ !
પરભાત થતાં નિત સ્નાન કરી, મમ મુખ જુવે અતિ હેત ધરી;
કરી લાડ મને લઇ પાસ અલિ ! કરતા પ્રભુની દૃઢ ભક્તિ ખરી.
'કર શિઘ્ર રસોઇ' કહિ હસતા, સખી ! સાદ કરૂં જમવા વળતા;
પછી વસ્ત્ર અનુપમ અંગ ધરી, ઝટ ઑફિસ જાય સુહાસ્ય કરી.
તહિંથી વળતે સમી સાંજ થયે, કરી વાળુ સહે નિજ મિત્ર રમે
કરી રમ્ય વિનોદથી રાજી મને, પછી પોઢી જતાં સુખશાતન્ગને;
સખ તે ન દેખી શકે મીઠડું, દુ:ખવાક્ય પછી કયમ ઉચરવું !

## ભગિની સ્નેહ

લેખક—બ્હેન ત્રિવેણી પટેલ.

( ગઝલ )

પ્રશ્ન:—
તમે જો ભાઇ ભાઇ કહો, પછી સંકોચ શાને ત્યો !
હદે સંકોચ આવે જો, અમોને એ મનાવે તો;
ભગિની ભાવ તો જાણે, નહીં તે તો કદી આણે,
નહીં જુદાઇ રાખે તે, વળી સંકોચ લાવે એ,
તમે સંકોચ જો લાવો, પછી શું માનવા દેશો !
તમો, નહીં ભાત માનો છો, વૃથા તમ બોલ જાણો, તો !

* સ્વ બહેનની નોંધપોથીમાંથી

પ્રત્યુત્તરઃ—

અરેરે ! ભાઇ શું એવું, સ્ફુર્યું તે કાવ્ય કાં થેયું !
હૃદયમાં ઓછું કાં આવ્યું ! વચન મમ સત્ય નહીં જાણ્યું,
નથી સંકોચ રાખ્યો મ્હેં, નહીં રાખે ભગિની તે
નહીં જુદાઇ રાખે જો, તમો કાં ઓછું લાવો તો !
મળી હું આખીમાખી જો, વધુ શું ભાઈ જોયે તો !
ન ખોટું દિલમાં લઇએ, જગતનો ન્યાય કંઈ જોઇએ.
છતાં મમ દોષ લાગે તો, ક્ષમી જાવું ઘટે છે જ,
સજો શાન્તિ, વદે મ્હેની, વિશેષે બોલવાથી શું !

---

# ત્યજાયલું હૃદય.

લેખક—સૌ. મૂળગૌરી ચીમનરાય.

( ગઝલ )

સુવાવું કોઇને ના હું, સુવાવો કોઇ ના મુને !
મ્હને એકાન્ત છે વ્હાલું, બળું છું હું જળું છું હું !
તમે જે આશથી ઘેર્યાં, નથી તે માહરા માટે !
ઘટે ના જીવવું ત્હોયે, અરે જીવાય છે શાને !!

ગમી છે દીલમાં હરદમ, મળે ના શાન્તિનું નામે
સ્થિતિ આ માહરા માટે, અરેરે શું લખાઇ છે !

તમે વાંચો, તમે રાચો, ખુશી આનંદમાં નાચો
મહારા માટે તો રોવું, લલાટે આ લખાયું છે !

મળ્યાં સ્નેહિ તમે ભેળાં, ઉઘાડો અંતરો ભોળાં
સુણી, બોલી, દુઃખો, હૈયાં, તમે ખાલી કરો વ્હાલાં

ખુશી થાઓ ભલે વ્હાલાં, રમો એ રંગમાં ઝાઝાં
મહારે માટ તો હાવાં, નિગાહો નિરમાઇ છે

કહું મ્હારે કરી કેવું, કહું આ દિલમાંહિનું
રડીને બોલવાનું કે "નથી હદ ! આદિ કો ત્હારૂં",

રડીને છાની માની હું, કરૂં ખાલી હદે મ્હારૂં
લઇ હૈયે દબાવે તેવું કોઇયે નથી મ્હારૂં

હૃદયમાં પ્રેમ જ્યાં વ્હે છે, નયનથી આંસુડાં વ્હે તે
લૂ છે આંસુય હૈવું કો, નથી મુજ માટ કો અહીંયાં

રડીશું વા, મરીશું વા, બળીશું વા, જળીશું વા
તથાપિ કોઇને મ્હારી, અરે, જગમાં નથી પરવા
તનુવેલી તણે જોબને, હજુ દિન ખૂબ ના વીત્યા
સુકાઇ જાય છે વેલી, અરે હિજરાય છે વેલી
સુકાઈ જાય ત્હોયે શું, લુંટાઈ જાય ત્હોયે શું ? ॥
લલાટે જે લખ્યું હેતુ, પછી કરવું કહોની શું ?
ત્હમે સંયોગમાં રે'જો, મહારી વાત ના કે'જો
અમારૂં તો હૃદય ખારૂં થઈ ચૂકયું થઇ ચૂકયું !
પ્રભુ વિના બધું મ્હારૂં જીવન આ સર્વ સૂકું છે
હૃદય થયું શુષ્ક હાવાં તો, રૂદન અબ માત્ર સૂઝયું છે
ગુણોની શ્રેણીઓ મ્હારી, મધુરી દેહ આ મ્હારી
પ્રભુને જો ન ભાવી તો, ટકે છે હાય તે શાને ?
થયું છે દિલ આ દગ્ધ, પતિના માટ જો મુગ્ધ
નથી કંઇ સ્વાદ એ માંહી, નથી મહીં સ્નેહયે કાંઇ !
ત્હમારાં આંસુએ હાવાં, કરો ના લુછશો મ્હારાં
મ્હને અડશો ન કો હાવાં, મ્હને બસ મોત છે પ્યારૂં
અમે એકાન્તમાં રેશું, ઓરતાં ઝુરીને મરશું
વખત આવે કંઇ રડશું, હૃદે ખાલી કંઇ કરશું
ત્યજીને એ ગયા ત્હોયે, ન ભૂલે આ હૃદય મ્હારૂં
મનોહર મૂર્ત વ્હાલાની, હૃદે કોરી રહી મ્હારૂં
હૃદય કોરી રહી મ્હારૂં, હૃદય ચોરી રહી મ્હારૂં
પરંતુ રૂપ મુગ્ધ એ, ન કે'તું કાંય ૯ સારૂં.



## હિન્દી બ્હેનોને વિનંતિ.

લેખક બ્હેન સૌ. કનુબ્હેન છગનરામ મેહેતા.

——o——

ભગિની ઓ હિન્દની મારી, થવું જાગ્રત સન્નારી !
ભણી નીતિ વિનય ધારો, ઉંચા સદ્‌ગુણ શણગારો.
ઉદય રવિ હિન્દનો થાશે, ભગો સહુ રાત્રિના જાશે
ગૃહો સ્વર્ગીયતા સ્હાશે, ગીતો માંગલિક સહુ ગાશે.
ગૃહિણીનું શુદ્ધ જીવન થાશે, સુભ્રાતભાવ રેલાશે
પૃથ્વીપર દેવ અવતરશે, અને દુઃખ હિન્દનાં હરશે

સ્વદેશજ હિન્દ તું મારો, વખત શો આવિયો તારો ?
દશા એ જોઈને તારી, હૃદય આ કાંપતુ ભારી
બિચારી ભારતિ બાળા, સહે શિર દુ:ખની જ્વાળા,
હૃદયમાં છાનું બહુ રોતી, કરેથી આંસુડાં લ્હોતી.
મને હૈયે ઘણું લાગે, દુ:ખે દુ:ખી દિલડુ દાઝે,
દુ:ખીનાં દુ:ખને હરવા, સ્વદેશી કીર્તિ ઉદ્ધરવા.
અરે ઓ હિંદની બ્હેનો ! વખતને માન તો આપો
કઢંગી રૂઢીને ત્યાગો, ભગિની મુજ દેશની જાગો.
ભરત આ ભૂમિ દીપાવો, જીવનનો લ્હાવ લ્યો લ્હાવો
પ્રભુને પાય હુ લાગુ, સ્વદેશી ઉન્નતિ માગુ

——×——

## હાલરડું.

લેખક—બ્હેનશ્રી પદ્માવતી

ખમ્મા બ્હેનાં ! મ્હારી લાડલી રે લોલ
પારણે ઝુલાવતી માત ગાતી વ્હાલશું રે લો ! ખમ્મા બ્હેનાં !

ધન્ય આ દિન રળીઆમણો રે લોલ ધન્ય સુરજ પ્રકાશ
(જ્યાં) લક્ષ્મી વાસ છે રે લો ! ખમ્મા બ્હેનાં !

રજની અરે જગત ઘેરતું રે લોલ (મ્હારી) ઉમાની અરે "જગતત્ર'
આજી ખેલતું રે લો ! ખમ્મા બ્હેના !

ધરા દીપે છે મનુ રત્નથીરે લોલ, રત્નો દીપે છે ગુણીમાત
જન્મ આપની રે લો ! ખમ્મા બ્હેનાં !

આશા અનેકનું આ ફુલડું રે લોલ ભાવિ પ્રજાતણું ક્ષેત્ર
પોઢયુ પારણે રે લો ! ખમ્મા બ્હેનાં !

પ્રેમી પોષક માળી આપજોરે લોલ ! વરસે રસીલો પ્રભુ ! મેઘ'
ફળ આ, રોપશે રે લો ! ખમ્મા બ્હેનાં !

સરિતા સમાં હો બ્હેની ! નિર્મળીરે લોલ, ધોજો ! અનેકોનાં પાપ
"પતિત પાવની" રે લો ! ખમ્મા બ્હેનાં !

આશા અનેરી મ્હારે આટલી રે લોલ-"થાજો ! ગુણીલા નિષ્પાપ"
"કુળ ઉદ્ધારણી"રે લો ! ખમ્મા બ્હેનાં !



## ભાઈ, ચેત જરી!

લેખક—બ્હેન સૌ. ચન્દ્રકાન્તા ત્રિકમલાલ વકીલ.

મનની મનમાંહિ રહે, હરી કરે સો હોય
પાલક પળમાંહિ રૂઠે સગું નહિ ત્યાં કોઇ રે...ભાઇ, ચેત જરી.

મિથ્યા જગમાં ફાંફાં મારે, સાચ જુઠ નવ જુએ,
પડતાં તુજપર કાળે ઝપાટો, આખ્યો દાબી રૂવે રે...ભાઇ, ચેત જરી.

દયા ધર્મનો પાકો પાયો, વળી ધૈર્ય હિંમતથી છાયો.
તે કરતાં જે કર્મ કઠિણુ તો દોષ નથી તારો રે...ભાઈ ચેત જરી.

માયા માંહિ અંધ બનીને અભિમાને ના મરડા તું.
એ વિષનું જે ઝેર હળહળ તુંજ અબે ખરડાતું રે...ભાઇ ચેત જરી.

સ્વર્ગ નથી ભાઇ મળવું રહેલું તે માટે કાંઈ કરવું પ્હેલું
સાચ તણા સંગી બની રહેવું એજ પગથિયું પ્હેલુંરે...ભાઈ ચેત જરી.

દૂર કરી દિલથી માયાને પકડીશ ના કદી એ પાયાને
સંસારે જો તરવા માગો મસ્ત બનો હરિ ગુણમાંરે...ભાઇ ચેત જરી.

## પ્રેમ હિન્ડોલ.

લેખક—એક બ્હેન.

આવોને રસીલા પોઢો હીંડોળો ઝુલાવું,
હીંડોળો ઝુલાવું સ્નેહે ગીતલડાં ગાવું          આવો.

સોના રૂપાનો મારો હીંડોળો બનાવું,
ચંપા મોગરાથી મારો હીંડોળો બ્હેકાવું.          આવો.

ઉછળતા હૃદયે હું તો પ્યારાને હીંચોળું,
હીંડોળામાં ફરતા ફરતા મોરલા મુકાવું          આવો.

હીરની ભરેલી દોરી હીંડોળે બંધાવું,
ઉછળતા પ્રેમે ભરી હીંડોળો વધાવું          આવો.

## સુકાનીને અભ્યર્થના.

—(૦)—

લેખક—સૌ. મીઠી બ્હેન.

[ ઉભી ઉભી જોઉં વ્હાલાં તમારી વાટડી—એ રાહ ]

મીઠી મીઠી સ્ફુરન્તી આશા મુજ નાવની (૨)
ધીરી ધીરી લ્હેરે સંસાર-સર-સ્રાવની, મીઠી મીઠી—

નિધિ તીર મધ્યે ન ડગતા સુકાની ! (૨)
સાચી અનુકંપા હૃદય આ સુકાની (૨)
વેલી સ્નેહ-વારિથી સીંચો મમ ભાવની,. મીઠી મીઠી—

---

## "કદર નહી જયાં"—

લેખક: એક "બ્હેન"

કદર નહીં ત્યાં કામ તજી દઇ રોકટનું કહો કરવું શું ?
મરતાં તક પણ મર્મ ન જાણે મૂરખ થઈ ત્યાં મળવું શું ?
દયા નહી જેના દિલમાં તે ભક્ત પંથમાં ભળવું શું ?
નાગા બાવા વસે ગામ જે રહી રજકને ગણવું શું ?
સરખા સમજે ગોળ ખોળ ત્યાં હેત ધરીને હળવું શું ?
અમૃતનું ભોજન કરી અળગું વિષ ખાવાને ધાવું શું ?
જેનું મન જૂઠામાં જડિયું તેની સાથે જાવું શું ?
મળ્યો જન્મ માનવનો તો પછી મૂઢપણે મરવું શું ?
સદ્ગુરૂ વચનામૃત-રસ છોડી ખાળ વિષે ખરડવું શું ?
સાર નહીં લવલેશ જહીં ત્યાં ભ્રમિત થઈ ભરમાવું શું ?
પાઠ ભણવા ઠાઠ થકી તો શાખા પછે શરમાવું શું ?
શીતળ તજી તરૂવરની છાયા તડકા માંહિ તપાવું શું ?
દયા ધર્મને તજી ખાડામાં ખોટા દામ કમાવું શું ?
પ્રબળ બની પરતંત્ર પ્રાણીના પાપવિષે પડવું શું ?
જે નગરીમાં ન્યાય મળે નહી તે નગરીમાં રહેવું શું ?
કહેલ કથનો કાન ધરે નહીં તેના આગળ કહેવું શું ?
અંત શિષ્ય કહે સાર વગરના સોદામાં સપડાવું શું ?

## હૃદયોદ્‌ગાર.

લેખક—એક બ્હેન.

( ગઝલ. )

અહા ! એ સ્નેહની મીઠી, હતી દૃષ્ટિ વડે સુખી,
નથી એ સ્નેહની દૃષ્ટિ, હૃદયની શાન્તિ ગઈ ઉડી !
અરે, એ દિવ્ય સ્નેહે હું, રહેતી સુખમાં મશગુલ,
ગયાં એ સ્નેહને એ સુખ, રહ્યું રે એકલું તો દુઃખ !
અનેરા સ્નેહ નિર્ઝરિયે, નહાતી પ્રેમ આનન્દે,
ઉડી રે ક્યાં ગયું મ્હારૂં, અખુટ એ પ્રીતિનું ઝરણું !
જડે નહિં—શોધતાં થાકું, જગતમાં ક્યાં હશે નાખ્યું !
શીતળ જે સ્નેહની છબિ, પડ્યો આનન્દ ઉરમાંહે,
મીઠી શાન્તિ હતી હૃદયે, સુખદ એ સ્નેહની છબિ,
ગયો આનન્દ મુઝાઇ, હૃદયમાં જ્વાલ ઠેલી, રહી !
અમોલી આત્મની જ્યોતિ, ગઈ ચાલી, રહી રોતી;
વહી ગઇ સર્વ મુજ આશા, રૂઝાયે ના હૃદયના ઘા.
જીગરની વેદના ઉંડી, ભૂલાયે ક્યેમ રે હું થી !
મળ્યું સહુ જીંદગીનું નૂર, પ્રભુ ચરણેજ છે આ ઉર

—૦—

## જીવનનું સાફલ્ય.

—૦—

લેખક: બ્હેને શ્રી મણિબ્હેન.

( મળ્યું ઓપે આરાસુરી આધરિ અંબિકા રે—રાગ )

આ જીવન ગયું બધું વ્યર્થરે, મળી! કાંઇ કરીએરે:
કેવળ દુઃખમય આ સંસાર, તે સુખમય કરીએરે.
પ્રથમ જોવું વિચારી બ્હેનેરે, સત્ય સુખ શેમાં છે ?
વિધવિધ વિલાસના ભોગ રે એતો મિથ્યા વામા જે.

અવકાશે વાચી સદગ્રંથરે સાર ગ્રહી લેવોરે
આ મોંઘો મનુષ્ય દેહ એવો નાહી પાવોરે
જુઓ સતી સ્ત્રીઓના દ્રષ્ટાન્તરે ઘણાં કષ્ટ વેઠયાં રે
છતાં ચૂક્યાં નહિ ધર્મલેશ અને પરમ ધામે બેઠારે
આવે આધિઉપાધિ અનેકરે ધીર ધરી રહીયેરે
જગકર્તાના એ છે ખેલ માની સર્વ સહીએરે
કામ ક્રોધ લોભ મોહ ને મદ રે અનેરા સતાવેરે
ભૂલવણીમાં ભરમાવી બ્હેન માયામાં નચાવેરે
રીપુઓના કરવા સંહારરે જ્ઞાન બહુ ધરવુંરે
આગ્રહથી કરવો નાશ મૂળ પદે રહેવુંરે
કરવાં છતાં બધો વ્યવહારરે અંતરથી લિપ્ત રહેવુંરે
ચિત્ત ચોટાડયું પ્રભુ માંહિ સદા સન્માર્ગે રહેવુંરે
આવું આવું વિચારી સખી નિત્યરે સફળ જન્મ કરીએરે
સદબુદ્ધિ આપો નાથ યાચું પદે નમીનેરે

## હિન્દ-પરિસ્થિતિ

—(०)—

લેખક સૌ. બાળાગૌરી પરીખ

પૂર્વે વસતી હું જગ્નવિશે,
હતી અગ્રશિરોમણી સૌ ઉપરે,
રમતી હું દેશ પ્રદેશ વિશે,
સૌ દેશ મહી, હું શ્રેષ્ઠ હતી

છે ભવ્ય હિમાચળ વેણી રહી,
સરિતા ગંગા મુજ શ્રેણી મહી
તનુજા યમુના મુજ ચર્ણ કને,
રહી છે સિંધુ મુજ સ્હોડ પરે

મુજ દેશતણાં સૌ વસ્ત્ર જતાં,
પરદેશ મહી વિખ્યાત થઈ,
ગમ ઉચ્ચ સ્થિતિ નિરખી સૌ જ્યાં,
મુજ અર્થ પરે લલચાઈ જતાં,

# પતિનો વિયોગ.

લેખક—બહેનશ્રી પ્રેમકુંવર જેઠાભાઇ.

પતિનો વિયોગ પ્રભુ મન અભરાવે રે,
મન ગભરાવે સુખે નિદ્રા નહી આવે રે—પતિ૦

ખાવું પીવું ખતિ હવે મુજને ન ભાવે રે,
અરેરે ! પ્રભુજી મારૂં મનડું અકળાવે રે—પતિ૦

પ્હેરૂં આભૂષણ સાગ દિલડું દુઃખાયે રે !
દિલડું દુઃખાયે મારૂં, મનડું મુંઝાયે રે—પતિ૦

બંગલા ને વાડી ગાડી લાગે છે અકારાં રે,
લાગે છે અકારાં પ્રભુ સાગર સમ છે ખારાં રે—પતિ૦

કુટુંબ વિયોગી હું તો દુઃખિયારી દારા રે,
દુઃખિયારી દારા પ્રભુ ગયાં સુખ મારાં રે—પતિ૦

દયા ન કંઇ આવી પ્રભુ હર્યા પતિ મારા રે,
બની હું લાચાર પ્રભુ કરી નિરાધારા રે—પતિ૦

શાંતિ આપો શાંતિનાથ અંતર્યામી મારા રે,
છોડી ગયા સ્વામી મારા પ્રભુજી, ઓ ! મારા રે—પતિ

સંકટ શેં વેઠું પ્રભુ મહા દુઃખકારી રે !
મહા દુઃખિયારી પ્રભુ સૌને હું અકારી રે—પતિ૦

ગયા છોડી માત તાત પુત્રી વળી પ્યારી રે,
પુત્રીના વિયોગે દુનિયા લાગે છે અકારી રે—પતિ૦

કષ્ટ મારાં કાપો પ્રભુ દાસી હું તમારી રે,
દાસી હું તમારી પ્રભુ સુણો વિનંતિ આ મારી રે—પતિ

શરણે તમારે આવી વ્હાલા લ્યો ઉગારી રે,
વ્હાલા લ્યો ઉગારી પ્રભુ વહારે આવો મારી રે—પતિ૦

શરણમાં રાખો પ્રભુ સંકટથી નિવારી રે,
દાસી પ્રેમકુંવરની લેજો અરજ સ્વીકારી રે;
અરજ સ્વીકારી પ્રભુ લેશો ઉગારી રે—પતિ૦

## ઉઠો બ્હેની ! વ્હેલાં.



લેખક બ્હેન સૌ. ગુલાબ.

ઉઠો બ્હેની વ્હેલા, અને કામ કરો સહુ પ્હેલાં
મારી બ્હેનો શોભા વધારો કુળની ટેક
દાતણ પાણી આપો, પતિ પ્રિય નહી સંતાપો, મારી બ્હેનો.
સ્નાન કરીને પ્રીતે, વસ્ત્ર ધારો શુભ રીતે મારી બ્હેનો
સંધ્યાવંદનાદિક કર્મો, જે ઉચ્ચ વર્ણના ધર્મો, મારી બ્હેનો.
તે વખતે સંગે રહીયે, પતિ જે માગે તે દઇએ, મારી બ્હેનો.
રસોઇ કરી રૂડી રીતે, નિજ પ્રભુ જમાડો પ્રીતે મારી બ્હેનો.
નિજ પ્રિયની આજ્ઞા લઇને ઘર ધંધે વળગો જઇને, મારી બ્હેનો.
બ્હેનો પતિ આજ્ઞામાં રહેશો, તો સ્વર્ગતણું સુખ લેશો, મારી બ્હેનો.



## વિધવા બ્હેનોને.



લેખક—ગ સ્વ. સુન્દર બ્હેન ધનજી.

મારી પરતંત્ર વિધવા બ્હેન, સુણો એક વાતલડી,
બ્હેનો દેખી તમારાં દુખ, બળે મુજ છાતલડી
હવે રાખી હૃદયથી ટેક, સુધારજો કર્મને,
નિત્ય પરતજો વિધવા નાર, અનુસરી ધર્મને.
દુખ આવી પડયું જે શીર, રહેવું તે અંગથી
હવે દીન થયો અવતાર સૌભાગ્યના સંગથી
નિત્ય ધર્મ તણો સુબોધ, હૃદયમાં રાખજો;
કરી અંતર ચિત્ત નિરોધ, સદા મન વાળજો.
ભગવંત ભજનમાં ભાવ, ધરી સંત વાગશો,
પરલોકમાં વિધવા ધર્મ તણાં ફળ ચાખશો



## વંઝા-વિલાપ.

લેખક:—બ્હેન શાન્તિ.

ખોટ પડી શું તુજ દ્વાર, માનું ને હું કે તું દીનદયાળ!
આપ્યું નહિ પ્રભુજી એક બાળ, ઉપકાર કર્યો તેં કયો કીરતાર!
પેટ ભરી પુરી ખાવા ન જાર, દેખું તેને ઘેર બચ્ચાં દશબાર;
આપ્યું નહિ પ્રભુજી એક બાળ, ઉપકાર કર્યો તેં કયો કીરતાર!
ભલેને દોલત દીધી અપાર, રહેવા માટ મ્હોટાં ઘરબાર;
પણ પ્રભુજી નહિ આપ્યું બાળ, ઉપકાર કર્યો તેં કયો કીરતાર!
સદન સદા લાગે સુનકાર, ધિક્ક આવ્યો વંઝા અવતાર;
મ્હારો એનો એ ઉચ્ચાર, ઉપકાર કર્યો તેં કયો કીરતાર!
શુકન મ્હારનો સ્વીકાર, કોઈ કરે નહિ નર કે નાર;
એ જે છે દુઃખ અપરંપાર, ઉપકાર કર્યો તેં કયો કીરતાર!
પાપ કર્યાં શાં મેં પાલન હાર, કર્યો મુજ ઝેર જેવો સંસાર!
મ્હારી તો તે છે તકરાર, ઉપકાર કર્યો તેં કયો કીરતાર!
માગું નહિ કાંઈ હું લાખ હજાર, માગ્યું તેનો તેં કર્યો શો વિચાર!
આટલી દિલ દયા જો ન ધાર, ઉપકાર કર્યો તેં કયો કીરતાર!

---

## વર્ષા.

લેખક: બ્હેન "સૌ. સંસ્કૃતિ."

ગર્જે મેઘ રહ્યો શું આ ગગનમાં, ચમકી રહી વીજળી!
વર્ષે છે વરસાદ મન્દગતિએ, અંધાર વ્યાપ્યો વળી;
લીલી સાડી સજી અતિ રૂપ [illegible] સ્વોઢર્ષ રૂપે ધરા,
પક્ષિઓ [illegible] આલાપ કરતાં, [illegible] રે—પતિપ્રા.
[illegible] બહુ [illegible]

# વાર્તાલહરી.

---

## સૌખ્યનિધિ.

લેખક—બ્હેન સૌ. રમણીકગૌરી મ્હેતા

( ૧ )

સાંજના પાંચ વાગ્યાનો વખત થયો છે. આ વખતે એક બાલિકા ઘરમાંથી રસ્તા ઉપર ને રસ્તામાંથી ઘરમાં આગમન કરે છે. ઘડીમાં ઘડીઆળ સામું જોય છે, તો ઘડીમાં બારીએથી રસ્તા ઉપર નજર નાખે છે કોઈની વાટ જોતી હોય એમ એના મુખ ઉપરથી દ્રષ્ટિગોચર થાય છે દરરોજ આ વખતે એના મોટા ભાઈ ઑફિસમાંથી ઘેર આવે છે કોઈક જ વખત તેને પાંચ વાગ્યા કરતાં મોડું થાય છે આથી તે બાલિકા પોતાના ભાઈના આવવાની રાહ જોતી હતી દરરોજ જ્યારે તેના મોટા ભાઈ આવે ત્યારે તેને એકદમ વળગીને પોતાના આખા દિવસનો રિપોર્ટ રજુ કરતી હતી ને કહેતી કે—"મેં આજે પાઠ કર્યો છે ભાભીને મેં બિલકુલ હેરાન કર્યાં નથી."

પરંતુ આજે પાંચ ક્યારના વાગી ગયા છે ને હજુ આપણી સુંદરના મોટાભાઈનો કંઈ પત્તો નથી એનું શું કારણ? સુંદરને તો હવે બિલકુલ ધીરજ રહી નહિ. તે પોતાની ભાભીની ઓરડીમાં જઈને, કરુણાજનક મુદ્રા કરીને તેની પાસે આરામ ખુરશી ઉપર બેઠી.

એની ભાભી લક્ષ્મીએ જોયું તો સુંદરની આંખમાં ગંગા યમુનાનો પ્રવાહ એકદમ ચાલુ થયેલો છે તેણે તેને પ્રેમથી પાસે બેસાડી. તથા મોંઢા ઉપર હાથ ફેરવતાં કહ્યું કે "કેમ બ્હેન સુંદર, આજે એમને આવતા મોડું થયું તેમાં તું આમ કરે છે? હોય, કોઈ દિવસ કામ હોય ને આવતાં વાર પણ લાગે."

"હા, હજુ મોટા ભાઈ આવ્યા કેમ નહિ, ભાભી? પરમ દિવસે પણ એમ જ મોડું થયેલું ને છેક સાત વાગે આવ્યા હતા ને આવ્યા પછી કહે કે હું તો સભામાં ગયો હતો સભા કંઈ ઘેર આવવાની તેમ જ નાસ્તો કરવાની ના કહે છે કે શું! આજે જન જોની, હું તેમની સાથે બોલવાની જ નથી! આજે મારે એક ગમત બતાવવાની હતી, ત્યારે આજે જ તેમને મોડું થયું! હવે આવવા તો દો. તેમને હું બોલાવવાની નથી. તેમ જ ગીત પણ ગાવાની નથી."

"એમાં તમે ખીજવાઓ છો શું કામ? બ્હેન! તો તો ખરેખર ગાંડા—"

"સારું હું ગાંડી છું તો ભાભી! જાઓ, હું તમારી સાથે પણ બોલવાની નથી."

અહીંઆં એક વાત અવશ્ય કહેવી જોઈએ કે આપણી બાલિકા સુંદરને કોઈ તમે તો કહે તે બિલકુલ પસંદ હતું નહિ.

"ખરેખર, સાસુજી મને ઘણી વખત કહેતાં કે આટલી નાની છોકરીને તું તમે શું કરવા કહે છે?" એમ એની ભાભીએ જરા મોટેથી પણ પોતાને જ કહ્યું

લક્ષ્મીએ જોકે પોતાને જ કહ્યું. પણ તેને લીધે પહેલાંથી જ રડવા જેવી થયેલી

સુંદરે માતાનું સ્મરણ થવાથી મોટેથી રડવા માડ્યું. લક્ષ્મીએ તેને છાતી સરસી ચાંપીને તેને આશ્વાસન આપવાનો પ્રયત્ન કરવા લાગી. પણ સાસુના સ્મરણનું દુઃખ અતિવધિ થવાને લીધે તેની આંખમાં પણ અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો.

આ ચિત્ર આમ જ રહેવા દઇને, તેઓના પૂર્વવૃત્તાંત તરફ નજર નાંખીએ

( ૨ )

આત્મારામના બાપ રાજારામ, એ અમદાવાદના પ્રખ્યાત વૈદ હતા ગરિબ માણસો તરફ તેઓનો અતિશય ભક્તિભાવ તેમ જ દયાળુ વૃત્તિ હોવાથી તેમણે લૌકિક કીર્તિ સારી સંપાદન કરી હતી. તેઓનું ફક્ત પૈસા કમાવાં તરફ લક્ષ હતું નહિ. આને લીધે આશરે પાંચ વર્ષ ઉપર રાજારામે દેહ છોડયો, ત્યારે આત્મારામ વિદ્યાર્થિ અવસ્થામાં તદ્દન નિરાશ્રય થયો ને તેને માથે સંસારશકટ ચલાવવાનો બોજો આવી પડયો. પરંતુ ઇશ્વર કૃપાથી તેને સ્કોલરશિપવૃત્તિ સારી મળવાથી એના ગાડાને કંઇ પણ નુકશાન આવ્યું નહિ. તેણે થોડા વખત ઉપર જ બી. એ ની પરીક્ષા પસાર કરી છે. ને જે સંસ્થાએ એને દ્રવ્યની સહાય કરી છે. તે જ સંસ્થામાં એણે જીંદગીપર્યંત કામ કરવાનું સ્વીકાર્યું છે. તેને બીજે ઠેકાણે આના કરતાં સારો પગાર મળે એમ હતું. પણ પોતાની મદદ કરતી સંસ્થા તરફ તેને પ્રેમ તેમ જ માન હતાં. આને લીધે તેણે તેજ કોલેજમાં જીંદગીપર્યંત થોડા પગાર ઉપર સંતુષ્ટ રહીને સેવા કરવાનું સ્વીકાર્યું. તેને પરોપકાર, સેવા તેમ જ દયાળુ સ્વભાવનો વારસો એના પિતાજી તરફથી મળ્યો હતો ને તેણે તેનો યોગ્ય ઉપયોગ પણ કર્યો.

આત્મારામનું લગ્ન થયાને માત્ર ત્રણ વર્ષ થયાં છે. સુંદરની ભાભી લક્ષ્મીબાઇ સાધારણ ગરીબ સ્થિતિમાં હતી. પરંતુ તેના પિતા સુશિક્ષિત હતા. છોકરીને નિશાળમાં દાખલ કરીને ફક્ત તેના કપડાં અગર જોઇતી ચીજો આપીને પોતાનું પિતા તરીકેનું કર્તવ્ય પૂર્ણ થયું, એમ માનનારાં એઓ નહિ હતાં, તેમણે ન્હાનપણથી જ લક્ષ્મીના શિક્ષણ તરફ યોગ્ય કાળજી રાખી હતી. દુર્દૈવથી તે માતૃસુખથી વંચિત થયેલી હોવાથી તેનો સર્વ બોજો તેના પિતાને શિરે આવી પડ્યો હતો. તે જવાબદારી તેમણે ઘણી જ સારી રીતે પાર પાડી હતી. લક્ષ્મીને થોડું ઇંગ્રેજી તથા ગુજરાતી વિગેરે-શિક્ષણ સાધારણ મળ્યું હતું. તો પણ ઉત્તમ ગૃહિણી તથા ઉત્તમ માતાને યોગ્ય એવા ગુણોના તેમા દૃષ્ટિગોચર થતા હતા. તેનામાં નમ્રતા, સાત્વિકતા, પ્રેમાળતા, ક્ષમા, દયા, આદિ ગુણો વિશેષ હતા. ને તેનો અનુભવ આત્મારામને થવા માંડ્યો હતો; કારણ સંપત્તિ વિગેરે સાધનોની બરોબર અનુકુળતા હતી નહિ, તોપણ શહેરનાં સઘળાં માણસોનો પ્રેમ સંપાદન કરીને પોતાના નાના સંસારને તેણે અત્યંત આનંદમય કરી દીધો હતો.

પણ આ આનંદમય સુખાનુભવ આત્મારામ તેમ જ લક્ષ્મીને ઘણો વખત ટક્યો નહિ. આત્મારામનાં માતુશ્રીનું થોડા વખત ઉપર મરણ થવાથી તેના પ્રસુતિ સમયે કોઇ પણ પુખ્ત વયનું માણસ ઘરમાં નહિ હોવાથી, તેને અત્યંત કષ્ટ વેઠવું પડ્યું. આ પ્રસંગે બિચારા આત્મારામને એમ લાગ્યું કે પોતાના જન્મતાં બાળકના મરણની સાથે પોતાની પ્રેમાળ પત્ની પણ કદાચ છોડી જશે કે શું ? પરંતુ ઇશ્વર કૃપાથી તે એ અપંકર રોગમાંથી મુક્ત થઇ, આને લીધે લક્ષ્મીની પ્રકૃતિ ઘણી જ ક્ષીણ થઇ હતી. "આજ ભાભીને મેં બિલકુલ ત્રાસ દીધો નથી." એમ સુંદરને કહેવાનું કારણ ફક્ત લક્ષ્મીની નાજુક તબિયત, એ જ મુખ્ય હતું, એમ વાચકોએ ધાર્યું હશે જ.

(૩)

જુઓ, આત્મારામ સ્મિત વદનથી ઘરમાં પ્રવેશ કરે છે નિયમ પ્રમાણે હસતી હસતી આવીને સ્વાગત કરનારી સુંદર આજે તેને ત્યાં દેખાતી નથી, તેથી તેણે "સુંદર એ સુંદર" એમ કહીને હાક મારવા માંડી.

આત્મારામનો અવાજ સાંભળતા વારને બાલિકા સુંદર હરણની પેઠે દોડતી ગઈ. ને તરત પાછી ફરીને "ભાભી,- એ ભાભી, મોટાભાઇ આવ્યા." એવી વર્દી પહોંચાડીને, પાછી તેનાં મોટાભાઇને બાઝી પડી

આત્મારામે તરત તેને ઉચકી લીધી. ને કહ્યું કે–"સુંદર મારે આજે મોડું થયું તેથી તું ખીજવાય છે કે શું? પણ જો આજે હું તારે માટે એક નવી ચીજ લાવ્યો છું." એમ કહીને પોતાની પાસેનો સુંદર ફુલનો હાર તેના ગળામાં ઘાલ્યો

સુંદરને આ બક્ષીસ જોઇને અતિશય આનંદ થયો ને તરત જ પોતાની ભાભીને બતાવવા ત્યાંથી દોડી ગઇ. દોડતા જરા અગુઠામાં ઠેસ પણ વાગી પણ આનંદના ઉભરામાં તેની કંઇ પણ પરવા રાખ્યા વગર દોડતી દોડતી ભાભીની પાસે જઇને ઉભી ને જાણે પોતે દિગ્વિજય કર્યો હોય, તેવી મુદ્રાથી બોલી "ભાભી, જુઓ તો ખરાં?"

લક્ષ્મીને આ રમણીય દેખાવથી હસવું આવ્યું તે બોલી "નહિ સુંદર, આ તો બહુ સરસ દેખાય છે!"

આત્મારામ હવે પોતાનાં કપડાં કાઢીને તથા હાથ પગ ધોઇને લક્ષ્મીની પથારી આગળ આવી પહોંચ્યો તેણે કહ્યું –"કેમ સુંદર, આજે તારી ભાભીની તબિયત કેમ છે?"

પોતાના પ્રાણનાથને જોતાં જ લક્ષ્મી ઉઠીને ઉભી થવા લાગી પણ આત્મારામે તેનો હાથ પકડીને નીચે, બેસાડી ને પોતે તેની પાસે બેસીને બોલ્યો–"કેમ, આજે કંઇ સારૂં લાગે છે કે? બપોરે ઉંઘ આવી હતી?"

"હા, આજ ઘણું જ સારૂં લાગે છે," એમ કહીને લક્ષ્મી ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી

આત્મારામે તેનો હાથ જોરથી પકડીને નીચે બેસાડી. તે પણ વિશેષ આનાકાની નહિ કરતાં, પોતાના પ્રેમાળ પતિ તરફ પ્રેમથી અવલોકન કરીને બરોબર બેસીને બોલી–"આજે હારતુરા ક્યાંથી લાવ્યા? કોઇ ઠેકાણે સભા હતી કે શું!"

"હા, આજે વર્ગ બદલાયો, તેથી અમારા વર્ગના વિદ્યાર્થીઓએ અમને બધાને મિજબાની આપી હતી અમારા પ્રિન્સીપાલ પણ આવ્યા હતા"

"ત્યારે કંઇ ભાષણ પણ થયાં હશે?" લક્ષ્મીએ પુછ્યું.

"હા, મે વિદ્યાર્થીઓને બે શબ્દ ઉપદેશના કહ્યા પ્રિન્સિપાલ સાહેબ તો ફક્ત મારી સ્તુતિ કરીને બોલ્યા કે–'ઉચ્ચ વિદ્વતા ને ઉચ્ચ સદ્‌ગુણોનો રમણીય સંયોગ જો કોઈ પણ ઠેકાણે થયો હોય તો તે આત્મારામ રાજારામમાં જ થયો છે–આ વખતે મને જરા શરમ લાગી હતી."

"તમણે એ યોગ્ય જ કહ્યું છે," લક્ષ્મીએ પતિના મુખ તરફ દૃષ્ટિ કરીને કહ્યું

આત્મારામે તરત જ એ વિષય બદલવાને ખાતર સુંદરને પાસે બેસાડીને કહ્યું–

"સુંદર, અમે આજે કેવી ગમ્મત કરી તેની કંઈ તને ખબર છે? લીંબુ, નારંગી, સંત્રાં, કેળાં, બરફી, પેંડા, ચેવડો વગેરે ખુબ ખાધા. ને જો, તારા મોંઢામાં પાણી તો આવતાં નથી કેની?"

"અમારા મોંઢામાં કંઈ પાણી આવ્યાં નથી. અમે પણ આજે ભાખરીની સાથે મુરબ્બો લીધો હતો" સુંદરે ઓખારીને કહ્યું.

"એમ કે? વાહ! ત્યારે તો ઘણી જ મઝા પડી હશે! સુંદર, બાગમાં ફરવા આવવું છે કે?"

"હા, હા, મોટાભાઈ, ખરેખર ચાલો, આપણે બાગમાં ફરવા જઈએ, હરરોજ તમે તો તમારી ક્લબમાં રમવા જાઓ છો ને અમારે તો છોકરાંઓની સાથે જ ફરવું પડે છે. આજે તો ચાલો, તમે અમારી સાથે જ ફરવા."

સંધ્યાકાળે ઘેર આવ્યા પછી નાસ્તો કરીને, નિશાળના છોકરાઓની સાથે રમીને પછી ક્લબમાં ટેનિસ રમવું, ને દેવ દર્શન કરીને ઘેર આવવું, એવો આત્મારામનો નિત્યક્રમ હતો, લક્ષ્મીની તબિયત સારી હતી ત્યારે તે પણ પોતાની સખીઓની સાથે વનિતા વિશ્રામમાં જતી હતી; પણ હાલમાં એની પ્રકૃતિ સારી નહિ હોવાથી કોઈક વખત રજાને દિવસે તેઓ ત્રણે જણ સાથે જ ફરવા જતાં હતાં.

આજનો પ્રસંગ પણ તેમાંનો જ એક હતો. લક્ષ્મી તેમજ સુંદર સાથે હોવાથી પણ દૂર જઈ શકાય એમ નહોતું. રસ્તામાં સુંદર "સૂર્ય રાતના ક્યાં સૂએ છે! તેને આટલો બધો વહેલો કોણ ઉઠાડતું હશે!" એવા એવા પ્રશ્નો પૂછ્યા કરતી હતી.

"સુંદર, તું તો હવે ઘણી જ ડાહી થઈ છે હો? ઘણાં સરસ પ્રશ્નો પૂછે છે." આત્મારામે કહ્યું.

"હવે હું ડાહી થવાની જ છું" સુંદરે સ્મિત વદનથી કહ્યું.

"કોઈ વખત જરા માંદપણનું જૂન શરીરમાં આવે છે." લક્ષ્મીએ હસતાં હસતાં કહ્યું.

"કેમ આજે કંઈ થયું હતું કે શું?" આત્મારામે પ્રશ્ન કર્યો.

"હા, આજે આંખમાં ગંગા યમુનાનો પ્રવાહ વહેવા માંડ્યો હતો."

"અરે, સુંદર, તું આજે રડી હતી? ગાંડી રે ગાંડી!" આત્મારામે સુંદરનો હાથ પકડેલો તે છોડતાં કહ્યું.

"તમને આજે આટલું બધું મોડું કેમ થયું? મારે એક ગમ્મત કરવાની હતી."

"કેવી ગમ્મત! આત્મારામે પૂછ્યું.

સુંદરે પોતાનું નાનું ખીસ્સું તપાસ્યું. પણ જે વસ્તુને શોધતી હતી તે ઘેર જ રહી હશે, એમ લાગ્યું. તેથી તેણે હવે ઘેર જવાની ઉતાવળ કરવા માંડી.

(૪)

તરત જ તેઓ ઘેર જઈ પહોંચ્યાં. સુંદર જઈને તરત જ પોતાના ખિસ્સામાંથી ગમ્મતની વસ્તુ લઈ આવી. તે બીજું કંઈ નહિ પણ કાગળની એક ચિઠ્ઠી હતી—તેના ઉપર આ, ઉ, એ, અ, કા, ઇ, ણી, કા, ઇ, આ, ઈ, ઇ, એવા અમે તેમ લખેલા એક નાના

છોકરાએ લખ્યું હોય, તેવી રીતે અક્ષરો લખેલા હતા.

સુંદરે તે કાગળ આત્મારામને બતાવ્યો. આત્મારામે જોઈને કહ્યું કે-"આવું ગાંડા જેવું કોણે લખ્યું છે? કંઈ બરાબર લીટીમાં પણ લખ્યું નથી. કેવી રીતે લખવું તેની પણ લખનારને ખબર ન હોય, એમ લાગે છે."

"આત્મારામે કાગળ જોયો ને કહ્યું કે-"તારા જેવી નાદાન છોકરીનું આ લખેલું હશે. સુંદર, હવે ચાલ રસોઈ કરવા માંડીએ."

એમ કહીને આત્મારામે કુકર નીચે ઉતાર્યો. તરેહવાર હાસ્યવિનોદની વાત કરતાં સૌએ ભોજન કર્યું. ભોજન પછી સુંદરને એક વાત કહેવાનો નિત્યનો કાર્યક્રમ હતો. તે પ્રમાણે આત્મારામ ટુવાલે હાથ લુછતા હતા, એટલે જ સુંદરે કહ્યું કે-" મોટાભાઇ, વાત કહોની?"

"સુંદર, રોજને રોજ તને ક્યાંથી નવી નવી વાત કહેવી! હવે તું જ બરાબર વાંચતાં શીખ એટલે તારે માટે એક સારી ચોપડી લઇ આવીશ. પછીને બેસીને વાંચ્યા જ કરજે." આત્મારામે કહ્યું.

"હા, હું વાંચતાં શીખવાની! હું કંઇ પેલીના જેવું આ, ઇ, એ, અ, એવું લખવાની નથી. ચોખ્ખું અ, આ, ઇ, ઇ, એમ બરાબર લખીશ. મોટાભાઇ, આપણે ત્યાં કબાટ છે તેમાંથી બાપુજીની એક ચિત્રપોથીમાંથી તે ચિટ્ઠી મને મળી."

"હેં? ઠીક ત્યારે, સુંદર, તને તે બાપુજીની જ વાત કહું. મને પણ તે બાપાજીએ કહી હતી. તેર વર્ષ પહેલાંની એ વાત છે. એક દિવસ સાંજે આપણા બાપાજી પેલી ટેકરી છે ત્યાં ફરવા ગયા હતા, રાત્રિનો વખત થવા માંડ્યો હતો. તે વખતે રસ્તાની બાજુએ કોઇ કણસતું હોય એવો અવાજ આવ્યો. જોયું તો એક વૃદ્ધ માણસ ચાલવાના પરિશ્રમથી ઘણો જ થાકી ગયો હોય એમ લાગ્યું. આપણા મુરબ્બીએ તેની પાસે જઇને નાડી શ્વાસ વગેરે તપાસ્યાં અને એક ગાડી કરીને તે વૃદ્ધને તેની ગાંસડી સાથે આપણે ઘેર આણ્યો."

"એમ કે? વાત તો ઘણી સારી છે!" સુંદરે પ્રસન્ન મુખથી કહ્યું.

"પછી તેમને યોગ્ય ઔષધોપચારથી તથા તેમની ખાવા પીવાની બરાબર તજવીજ થવાથી તેઓ જલદી સારા થવા લાગ્યા. એક દિવસે તેમણે કૃતજ્ઞતાપૂર્વક કહ્યું કે— રાજારામ ભાઇ, તમે તો મને જીવતદાન દીધું. હું હવે તમારો જ છું. મને પોતાને કંઇ છોકરાં છૈયાં નથી. કાશીયાત્રા પણ કરી છું કેઇ તીર્થક્ષેત્રમાં રહેવાના હેતુથી જતો હતો. ત્યાં રસ્તામાં જ માંદો પડ્યો. તે વખતે આપે કૃપાવંત થઇને મને પુનર્જન્મ આપ્યો તમારી સંમતિ હશે તો હું અહીંઆ જ સોનાબાપુને સંધ્યા વગેરે શીખવી, પરમેશ્વરનું ભજન કરી દિવસો ગુજારીશ. પણ આપને કંઇ ત્રાસ"—

"નહિ, નહિ, મને તે વળી ત્રાસ જેવું કેવું!" વચમાં જ બાપાજી બોલી ઉઠ્યા. "તમારા જેવા વૃદ્ધ માણસના સહવાસથી મને ઘણો જ આનંદ થયો છે તમારે બિલકુલ સંકોચ રાખવો નહિ! થયું, તે પછી વૃદ્ધ ગૃહસ્થ આપણે ઘેર જ રહ્યા."

"ખરેખર! પણ મોટાભાઈ' તે સોનાબાપુ કોણ?" સુંદરે પૂછ્યું.

"એ તો મારું જ નામ, બાપુજી મને તેજ નામ દઇને બોલાવતા હતા, બાપુજી

ઘણા ધર્મિષ્ટ હતા. સવારે સ્નાન સંધ્યા તેમજ ગીતા વગેરે વાચતા. તેઓ કોઇ પણ દિવસ બહાર જતા નહિ. 'હું પૂજ્ય ર્યો. હવે મને ઘરમાં બેસવાનું જ ગમે છે, એમ ઘણું પર કહેતા અને આપણો તુળસીનો ક્યારો છે, ત્યાં જઇને રોજ બેસતા. હું તેમને ઘણો જ વહાલો હતો. ફક્ત તેઓ ઘણા જ બ્હીકણ હતા. એક દિવસ એવી ગમ્મત થઇ કે આપણા પેલા શંકરલાલ પોલિસ ઇન્સપેક્ટર છે કે ની ? તે આપણા બાપાજીના ખાસ મિત્ર. તેઓ એક દિવસ પોતાનો સરકારી પોશાક પહેરીને આવ્યા. ત્યાં બાપુજી બાપાજીની પાસે જ બેઠા હતા. તેઓ તરત જ ગભરાઇને મારા ઓરડામાં નાસી આવ્યા. મેં બાપુજીને પૂછ્યું:-" તમે આમ ગભરાઓ છો કેમ ? પણ તેમણે જવાબ નહિ દેતાં એક ચીસ પાડી

"બ્હીકણ બિલાડી જેવાજ હતા કે શું ?" સુંદરે કહ્યું.

"અરે સુંદર, એવું બોલીએ નહિ. તેઓ આપણા દાદા જેવા હતા. તેમનું મરણ ઘણીજ ખરાબ રીતે થયું. તેઓ એક દિવસ દાદર ઉપરથી ઉતરતા હતા; ત્યારે પગથીઆં ઉપરથી પગ લપસ્યોને પડી ગયા. તે બેભાન થયા, ત્યાર પછી તેઓ કંઇ પણ બોલ્યા નથી તેમજ ઉઠયા પણ નથી. પૂરા છ મહીના સુધાં આપણે ઘેર રહેવા પામ્યા. નીચે બાપાજી કહેતા હતા કે તે વખતે હું ખૂબ રડયો હતો. તે કમાડ તે વારનું બંધ છે. તે હજુ સુધી કોઇએ ઉઘાડયું નથી.

આત્મારામની તે સાધારણ વાત પણ ઘણુજ હાવભાવથી કહેવાયાથી સુંદરને ઘણીજ ગમી. વાત પુરી થયા પછી તે એક બે મીનીટમાં જ નિદ્રાવશ થઇ ગઇ. લક્ષ્મીને આજે જરાક વધુ ફરવા ને લીધે ઘણો જ થાક લાગ્યો હતો, તેથી તે પણ વહેલી ઉંઘી ગઇ.

આત્મારામ એકલા જ પોતાના નિત્ય નિયમ પ્રમાણે પુસ્તક લઇને વાંચવા બેઠો પણ આજે જ વર્ગ બદલાયલો હોવાથી પાસ થયેલાઓને લીધે આનંદ, તેમજ "સર, મને આવડે છે. પેલું નથી આવડતું," વગેરે પોતાના પ્રિય શિષ્યોના નિરાધી વિકારથી રંગ દષ્ટિગોચર મુખમુદ્રા, પોતાનું ભાષણ, પ્રિન્સિપાલે કરેલી પ્રશંસા, ઘણે દિવસે થયેલી બાઇજીની સ્મૃતિ વગેરે અનેક વિચારો તેની દષ્ટિ સમીપ વરવરના લાગ્યા ને તેથી તેનું ચિત્ત ચોપડીમાં ચોંટયુ નહિ. તેમ તેને ઉંઘ પણ આવી નહિ. પોતાની પ્રિય બ્હેનને નિદ્રાવશ સ્થિતિમાં તેના સ્મિત વદન તરફ જોતાં, તેણે તેની તરફ બારીકાઇથી જોયું અને ગર્વભેર મોટેથી તે પોતાના મન સાથે જ બોલ્યો-" છોકરી ઘણી હોંશીઆર છે. હવે જરા મોટી થશે એટલે ગુરૂવર્ય શ્રી સત્યાનંદ સ્વામિને સ્વાધીન કરી, તેના 'મહિલા વિદ્યાલય' માં દાખલ કરાવીશ ને પછી કહીશ કે શીખ તારાથી શીખાય તેટલું."

તે વખતે તેણે અમથી જ તે કોરગળની ચિઠ્ઠી લીધી. ને તે નાનાં છોકરાંના વાંકાચુંકા અક્ષર જોવા લાગ્યો. કેટલોક વખત તો તે ચલ્ય દષ્ટિથી જ તેની તરફ જોતો હતો. પણ થોડીવારે તે ચમક્યો હોય તેમ કરીને બોલ્યો: " અરે આ શું ! આમાં ખરેખર કંઇ ભેદ ભરમ છે. એ અક્ષર કોઇએ જાણી જોઇને કાઢયા જ છે." તે ચિઠ્ઠીમાં જોકે ન્હાના છોકરાના જેવા અક્ષરો હતા, પણ ઉપરની માત્રાઓ ઘણી સરખી હતી. નાનાં છોકરાં આવી સરળ માત્રાઓ કાઢે એ અશક્ય હતું. આત્મારામને આવી નવાઇની વાતનું નિરાકરણ કરવાનું સાહસ ધર્યું હતું તેથી તેણે એ ઉત્સુકતાથી બરોબર તપાસીને તે અક્ષરો બારિકાઇથી જોવા લાગ્યો. આ, ઉ, એ, અ, ક, ઇ, ઊ, ક, ધ, આ, ધ, ઈ, ખરેખર

કંઇ નાના છોકરાના અક્ષર નથી. ૧-૨-૩ જોકે વાંકા હતા તોપણ મરોડદાર હતા. ઘણીજ વાર અક્ષરો આમથી તેમ તેમ જ તેમથી આમ કરીને ગોઠવ્યા. પણ કંઈ જ અર્થની સમજ પડી નહિ. પહેલો અક્ષર આ તેમ જ બીજો છેવટનો અક્ષર પણ આ તેવું જ પહેલાની ઇ તેવી જ ત્રીજી પણ ઈ આ ઉપરથી તેને કંઇ પણ વાક્ય રચના કરવાનું ફાવ્યું નહિ. તેથી તે છેવટે અકળાયો.

આત્મારામને ઘણો જ વિચાર કર્યા પછી કંઇ યાદ આવ્યું ને તેથી તરત જ ઉઠયો ને કબાટ ઉઘાડીને તેમાં ચિત્રની ચોપડી શોધવા માંડી ઉતાવળમાં તેમ જ ગભરાટમાં તેને એકદમ તે ચોપડી નજરે પડી નહિ તેને એમ થયું કે સુંદરને જ ઉઠાડું પણ એટલામાં એક ચિત્રની ચોપડી તેની નજરે પડી. તેમાં તેણે અ એટલે પહેલું, આ એટલે બીજુ એમ ગણીને પાનાં ઉથલાવવા માંડ્યા. પણ તેમાં પણ કંઇ સમજ પડી નહિ.

હવે આત્મારામ તદ્દન નિરાશ થઇ ગયો. એ અક્ષર કોઇ મશ્કરાના જ હોવા જોઇએ એમ એને ફરીથી લાગ્યું. તેથી કંટાળીને પેલી ચિત્રની ચોપડી પાછી કબાટમાં મૂકવા માંડી. પણ એને યાદ આવ્યુ કે ચિત્રની એક બીજી ચોપડી કબાટમાં છે. તેથી તેને પાછી આશા ઉત્પન્ન થઇ. તેણે બીજી ચોપડી લીધી ને જોવા માંડી. જોતાં જોતાં જ તેના મુખ ઉપર આનંદની છાયા છવાવા લાગી, ને તેને બરોબર અક્ષર ગોઠવીને જોતાં માલુમ પડ્યુ કે 'તુલસીના ક્યારામાં દ્રવ્યનિધિ' એવું વાક્ય તૈયાર થયુ.

રાત્રિનો એક વાગી ગયો હતો. બહાર અંધારૂં હતું. તોપણ આત્મારામ એક ફાનસ લઇને બાગમાના તુળસીના ક્યારા આગળ આવી પહોંચ્યો. તુળસીના છોડવાઓ તેણે મુખ હાથે ઉખાડી નાંખ્યા. પછી ખૂબ ખોદીને તેમાથી કેટલીક માટી કાઢી પરંતુ પત્થર તેમ જ માટી સિવાય કંઇ નીકળ્યું નહિ આથી તેણે ધાર્યું કે તુળસીનો ક્યારો આપણા જ ઘરનો ક્યાંથી હોવો જોઇએ! પણ પાછું થોડુંએક વધુ ખોદતાં એક કકડાએ બાંધેલી વસ્તુ તેની નજરે પડી. તેણે તે તરત જ બહાર કાઢી એટલે એને માલમ પડ્યું કે તે કકડાએ બાંધેલો એક દાબડો હતો.

કકડો છોડીને આત્મારામે દાબડો ઉઘાડયો. તો તેને સોનું તેમ જ હીરા મોતીથી ઝળકતાં ઘરેણાં દૃષ્ટિએ પડ્યાં. ઓછામાં ઓછા ૨૦,૦૦૦ રૂપીઆના તે ઘરેણા હોવાં જોઇએ એવો આત્મારામે તર્ક કર્યો,

તે દાબડો તરત જ બંધ કરીને આત્મારામ પાછો દીવાનખાનામાં આવ્યો. પોતાની પેટીમા બરોબર ગોઠવીને પેટીને તાળું દઈ દીધુ. તાળું બરોબર દીધુ છે કે નહિ તે ફરીથી બરાબર તપાસી જોયું. પછી પોતાની પથારીમાં ઓઢવાનું ઓઢીને સુઈ ગયો.

પણ ઓઢવાનું ઓઢીને સુવાથી કંઇ વિચાર બંધ થાય છે? આત્મારામના મગજમાં વિચાર આવવા લાગ્યા એક રાત્રિની અંદર આ કેવડો મોટો ફરક! મધ્યમ સ્થિતિના એક ગૃહસ્થને એકદમ અકસ્માત, અકલ્પિત અને જીંદગી પર્યંત પોતાનો સંસાર નિશ્ચિન્તપણે ચલાવાય એવો દ્રવ્યનિધિ પોતાની મેળે ઘેર ચાલીને આવે, એ ઈશ્વરી બક્ષીસ નહિ તો શું? સ્વાર્થત્યાગ કરીને અહીંઆ રહ્યો; તે પરમેશ્વરને ગમવાથી, તેણે મારી ઉપર આટલી બધી કૃપા કરી છે ગરીબ વિદ્યાર્થી ફંડને, મહિલા વિદ્યાલયને, અનાથ વિદ્યાર્થીગૃહને તેમ જ વિદ્યાસદન વગેરેને આટલા દિવસ દ્રવ્યનો અભાવ હોવાથી હું એકલો તન મનથી

મદદ કરતો હતો, પણ હવે આ દ્રવ્યનિધિ મળ્યાથી મારાથી દ્રવ્યની મદદ પણ થઇ શકશે મારી સુંદરને પણ બને તેટલું ઉચ્ચ શિક્ષણ હું આપી શકીશ. પરમેશ્વર ખરેખર ઘણો જ દયાળુ છે મારા પરમ પૂજ્ય પિતાજીના પરોપકારનો કેવો સરસ બદલો આજે મને મળ્યો ! બાબુજી કોણ હતા તે તો કોણ જાણે ? મને તેમનું નામ ઠામ કંઈ ખબર નથી. બાપાજીએ જ તેમને જીવનદાન દીધું તેમજ છેવટ લગી તેની યોગ્ય બરદાસ્ત લીધી. તેમનું અકસ્માત મરણ થયું એ ઘણું જ ખરાબ થયું. તે બિચારા દાદર ઉપરથી પડ્યા ને એકદમ બેશુદ્ધ ! એઓ જો શુદ્ધિમાં આવ્યા હતે તો બાપાજી કહેને કે ખા જાનામ, હું હવે જાઉં છું ને તમારા ઉપકારના થોડા બદલા તરીકે મારી મેળવેલી પુંજી તમને સ્વાધીન કરૂં છું. તે તુંગમીના ક્યારામાં છે તેનો તમે સ્વીકાર કરો ના કહેશો નહિ હવે હું તો ચાલ્યો ”

આત્મારામનો સ્વભાવ અત્યંત નિસ્પૃહી તેમ જ અલ્પસંતોષી હતો. અત્યંત અલ્પ આવક ઉપર તેણે સંતુષ્ટ રહીને પોતાની જીંદગી પોતાને વિદ્યાદાન કરનારી સંસ્થાને અર્પણ કરી હતી પણ આ કલ્પનાતીત પરિસ્થિતિમાં તેને આ દ્રવ્યનીધિ મળવાથી આત્મારામ મનુષ્ય પ્રાણી હોવાથી મોહ ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે

“ પિતાજી આજે હોતે તો તેઓને કેટલો આનંદ થતે ! ” આત્મારામની વિચારમાળા પાછી શરૂ થઇ ! “ લક્ષ્મીને પોતાનું નવીન ભાગ્ય ફરવાથી કેટલો આનંદ થશે ! તે ચીઠ્ઠીનો આપણે કેવી સિફતથી ઉપયોગ કર્યો ! બીજા કોઇને તે કાગળ જડ્યો હતો તે આમ કરતે કે ” !

( ૫ )

મળસ્કે આત્મારામને જરા ઉંઘ આવી તેમાં તેને ભયપ્રદ સ્વપ્નું આવ્યું. જાણે પોતાના હાથમાં તે દાબડો લઇને પોતે ભયથી નાસતો જતો હતો એટલામાં બાબુજી રો ષાયમાન થઇને હાથમાં સોટી લઇને દોડતા આવ્યા ને કહ્યું કે ‘ દાબડો ફેંકી દે, દાબડો ફેંકી દે ’ નહિતર તને આ સોટીથી મારીશ આ શબ્દોથી તે પોતાને ધમકાવવા લાગ્યા ક્ષણમાં પોતાને નીચે પાડી નાખ્યો ને દાબડો લઇને એક ભયંકર હાસ્ય કરીને, તાકી ચાલ્યા ગયા

your scanty purse too well, but it is worth that. (તમારી સાંપત્તિક સ્થિતિની મને બરોબર ખબર છે પણ ભાઈ, હું તમને તમારા સારાને માટે જ કહું છું." આત્મારામે ફક્ત હા જ કહી. ડૉક્ટર "Good-day" (નમસ્કાર) કરીને ચાલ્યા ગયા.

ડૉક્ટરના ગયા પછી લક્ષ્મીએ કહ્યું કે—"રોગને ખાલી મોટું રૂપ આપે છે! મને તો કંઈ દુઃખાવો પણ થતો નથી."

"તેનું કહેવું ખોટું નહિ હોય. તમારાથી કામકાજ પણ થતું નથી." આત્મારામે ચિંતાતુર ચહેરે કહ્યું.

(૬)

પરંતુ તે પતિ પત્નીનો સંવાદ ઘણો વખત ચાલવા પામ્યો નહિ. કારણકે એટલામાં આત્મારામની સંસ્થાના પ્રિન્સિપાલ સાહેબ ત્યાં આવી પહોંચ્યા. આત્મારામની કર્તૃત્વશક્તિને માટે તેને ઘણું માન હતું. તેથી તેઓ પોતે જાતે કોઈ કોઈ વખત સંસ્થાના હિત સંબંધી વિચાર કરવા આવતા હતા. પ્રિન્સિપાલ સાહેબના મુખ ઉપર ઉત્સાહ મૂર્તિમંત થતો હતો; કોઈ પણ વિઘ્નને ગણકારે એવા તેઓ નહોતા. આજે એમના મનમાં કંઈ એવો જ ઉમદા વિચાર આવવાથી તરત જ આત્મારામની સંમતિ લેવાને ખાતર તેઓ અહીંઆ આવ્યા હતા.

તેઓએ આવીને ખુરશી ઉપર બેસતાં જ બોલવાનો આરંભ કર્યો—"કેમ આત્મારામ આપની સંસ્થાને એક ટેક્નીકલ સ્કુલની જરૂર છે, એમ તમને પણ લાગે છે કે નહીં? આપણા ગરીબ વિદ્યાર્થીઓને બિચારાઓને શું મળે છે? આપણો ત્રિકમલાલ જોશી થયો. ગંગાદાસ બિચારો કારકુની કરે છે. કેટલા હોંશીઆર ને સાલસ છોકરાઓ! પણ તેઓને ફક્ત બાર રૂપીઆ જ પગાર મળે છે! તેઓથી ગરીબાઈને લીધે કૉલેજમાં પણ જઈ શકાયું નહિ; ને બીજા કંઈ ઉદ્યોગોના શિક્ષણની સ્કુલ નહિ. એટલે એઓના આયુષ્યનું તો સત્યાનાશ જ થાય છે! બાર વર્ષ અભ્યાસ કરીને આખરે બાર રૂપીઆની નોકરી લેવી? મારો વિચાર એવો છે કે પૈસો ઓછો હશે તો ચાલશે પણ સમાજમાં કંઈ પણ દરજ્જો હોવો જોઈએ. તેવું જ્ઞાન આપણે ક્યાં આપી શકીએ છીએ? काव्यरसेन तृप्यते पिपासा એ જ ખરું છે. ફક્ત સારા સારા વિચાર તેઓના હૃદયમાં ઉત્પન્ન કર્યાથી કંઈ વળે નહિ. કંઈ પણ કર્તૃત્વશક્તિ તેઓનામાં નિર્માણ કરવી જોઈએ. બરસ ૨૦,૦૦૦ રૂપીઆ એકઠા થયા છે. એટલે એવી નમુનેદાર સંસ્થા કહાડીશું."

"શું કહો છો, નાના સાહેબ, ફક્ત વીશજ હજાર રૂપીઆ?" આટલો વખત સઘળું શાંત ચિત્તથી સાંભળનાર આત્મારામે કહ્યું.

"કેમ, તમને આ રકમ શું વધારે લાગે છે? અરે, એક છ મહિનાની અંદર આપણે એટલી રકમ ભેગી કરીશું. પંદરસેં રૂપીઆ તો આ ઘડીએ તૈયાર છે!"

"એમ, આટલીવારમાં કોણ સંપડ્યું?"

"તે એક ગુપ્ત વાત છે." નાનાસાહેબે હસીને કહ્યું. "બાકી તને કહેવાની કંઈ હરકત નથી પરંતુ એ બક્ષીસ કરનારે પોતાનું નામ તદ્દન ગુપ્ત રાખવાનું કહ્યું છે. તારી કાકીએ (નાનાસાહેબનાં પત્નીએ) પોતાનાં ઘરેણાં વેચીને આ રકમ આપી છે."

નાનાસાહેબનો આ શબ્દ સાંભળીને આત્મારામ દિગ્મૂઢ બની ગયો! એક વખત

સ્વાર્થત્યાગ મીઠો લાગ્યો, એટલે કેવો ઉત્તરોત્તર વધવા માંડે છે, એનું મૂર્તિમંત ઉદાહરણ નાનાસાહેબ જ હતા!

પછી શ્રીયુત્ ગાંધીએ શોધી કાઢેલી સેકેલા ધઉંની મસાલેદાર રૂચિકર કાંજીનું પાન કરીને નાનાસાહેબ આ નવીન ફંડ ઉઘરાવવાનો ઉદ્યોગ કરવાને ત્યાંથી ચાલ્યા ગયા.

(૭)

આત્મારામ હવે એકલા જ હતા. કાલે રાતના જે દ્રવ્યનિધિને માટે અડધી સ્વાર્થની તેમ જ અડધી પરમાર્થની એવી મિશ્ર ભાવના કરી હતી, તેમાંથી હવે પરમાર્થ વૃત્તિનો પૂર્ણ જય થઇને ને સઘળી રકમ નામ પ્રસિદ્ધ નહિ કરતાં નાનાસાહેબને સ્વાધીન કરવી, એવો નિશ્ચય તેણે કર્યો. થોડીવાર ઉપર નાનાસાહેબની સાથે વાત કરતો હતો, ત્યારે તે નિધિ નાનાસાહેબની પાસે લાવીને મૂકવો એમ એની પ્રબળ ઇચ્છા થઈ હતી. પણ પોતે પોતાની પત્નીને હજુ સુધી તે બાબતને માટે કંઈ પણ કહ્યું નથી, તે વાત યાદ આવી, આથી તેણે તે વખતે આત્મસંયમ કર્યો. આત્મારામે તરત જ તે સઘળી હકીકત લક્ષ્મીને પાસે બોલાવીને જણાવી.

આત્મારામને સ્વાભાવિક એવી આશા હતી કે પોતાનું અકલ્પિત ભાગ્ય ઉઘડેલું જોઇને, લક્ષ્મીને અત્યંત આનંદ થશે. ને તરત જ પોતાના અનુકરણીય સ્વાર્થત્યાગના નિશ્ચયને માટે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપશે. પણ જુએ છે તો :લક્ષ્મીના મુખ ઉપર ઉદ્વિગ્નતાનું સંપૂર્ણ સામ્રાજ્ય! આત્મારામને હવે પૂર્ણ નિરાશા થઈ "ગમે તેટલું સુસંસ્કૃત મન હોય, પણ આખરે સ્ત્રી તે સ્ત્રી! સ્વાર્થત્યાગની બાબતમાં સ્ત્રીઓ પુરૂષોની બરોબરી કરે એ અશક્ય જ છે! પૂર્વ સંસ્કાર સદંતર નષ્ટ થવા કઠણ છે. પણ લક્ષ્મી જેવીએ સ્વાર્થના મોહમાં ફસાઇ પડવું, એ નવાઇ જેવું છે! આજ લગણ જેટલો પરિશ્રમ કર્યો તે બધો વ્યર્થ ગયો છે! મહાબળેશ્વર, સુંદરનું શિક્ષણ, લગ્ન, વગેરે બાબતોમાં દ્રવ્ય વાપરવું એમ તે જરૂર કહેશે" એમ આત્મારામને લાગ્યું. આવા તરેહવાર વિચારો આત્મારામના મગજમાં તરવા લાગ્યા. એટલામાં લક્ષ્મી ચિંતાતુર અવાજથી બોલી—"આ તમારો વિચાર—તદ્દન દૃઢ થયો છે કે?" નાનાસાહેબને કંઇ વચન બચન તો આપ્યું નથી કેની? મને તો આ વાત તદ્દન પસંદ પડતી નથી. હું કહું છું તે જો તમે..." આ સાંભળ્યું એટલે આત્મારામને પુરી ખાત્રી થઈ કે આ મારા વિચારને સંમત નથી, પણ આત્મારામને લાગ્યું કે—મને પણ સ્વાર્થના વિચારથી પહેલાં કેવો મોહ ઉત્પન્ન થયો હતો તેથી સત્યનો વિજય કરવાને ખાતર એને થોડો વખત આપવો જોઇએ "ઠીક એ બાબતનો આપણે સાંજે બરોબર વિચાર કરીશું. મને હમણાં જરા જરૂરનું કામ છે તેથી [redacted]ર જાઉં છું, તું તે દરમ્યાન બરોબર વિચાર કરી જોજે" એમ કહી તે બહાર ગયો.

(૮)

તે દિવસે રોજની પેઠે આત્મારામે સુંદરની સાથે હાસ્યવિનોદ બિલકુલ કર્યો નહિ. ને જરૂર વગર કોઈની સાથે કંઇ પણ બોલ્યો નહિ. આવો પ્રસંગ ક્વચિત જ બનતો. જમ્યા પછી પણ આત્મારામ વિચારમગ્ન હોવાથી સુંદરની પાસેનું સોપારી પણ લીધું નહિ. ત્યારે સુંદર રડવા જેવી થઇ ગઈ. ડુસકાં ખાતાં ખાતાં, આત્મારામને વળગીને ગદ્ગદ્ કંઠે બોલી "મોટાભાઇ, તમારાથી ઘણીવાર અળગમ્ય હું ઉદીશ, તોપણ તમને

કહેવાની નથી કે 'ફજેતી થઇ, ફજેતી થઇ,' કોઈ પણ દિવસ કશું કહેવાની નથી. હવે મારી સાથે બોલશો કે ની ?"

આત્મારામને આ દેખાવ જોઇને હસવું આવ્યું. તેણે સુંદરને પાસે બેસાડીને કહ્યું "સુંદર, તારા ઉપર હું ખીજવાયો એમ તને કેમ લાગ્યું ? જા, જા, તું તો ખરેખર ગાંડી છે !"

"હા એ ખરૂં, ભૂલ થઈ ખરી, લાવ, અહીંઆ તાર સોપારી એટલે હમણાં જ ખાઈ જાઉં." આત્મારામે હસતાં હસતાં કહ્યું.

( ૯ )

સાંજે આત્મારામ પાછો આવ્યો તે વખતે પણ લક્ષ્મીની ઉદ્વિગ્નતામાં ફેર પડયો નહોતો. થોડીવાર ઉપર તેને જે થોડી આશા હતી, તે હવે તદ્દન નષ્ટ થઇ, આત્મારામને લક્ષ્મીની સંમતિ વિરૂદ્ધ આ બાબતમાં પોતાના ધાર્યા પ્રમાણે કરવાનો વિચાર નહિ હતો એમ નહિ, પણ આવો બનાવ તે પ્રેમાળ દંપતી વચ્ચે પહેલો જ હતો.

કેટલીકવાર વિચાર કર્યા પછી આત્મારામે પોતાના મનમાંજ એક નિશ્ચય કહ્યો. તે એવો હતો કે તે દ્રવ્યનિધિમાંથી થોડો એક ભાગ પોતાની પત્નીના કહેવા પ્રમાણે ઉપયોગમાં લેવો ને બાકીનો સઘળો પોતાના સંકલ્પ પ્રમાણે પોતાની સંસ્થાને અર્પણ કરવો. આ વિચાર નક્કી થવા પછી તેનું ઉદ્વિગ્ન થયેલું ચિત્ત શાંત થયું તેથી તેણે જમતી વખતે રોજની પેઠે હાસ્યવિનોદ કર્યું.

જમી રહ્યા પછી લક્ષ્મીએ વાતની શરૂઆત કરી—"તમને તમારી પ્રિય સંસ્થા માટે કેટલો પ્રેમ છે તે મને બરોબર ખબર છે. નાનાસાહેબને પણ એટલી રકમની જરૂર છે, તેથી તેઓ તે દ્રવ્યનિધિનો એકદમ સ્વીકાર કરશે એમાં કંઈજ શંકા નથી. હું જાણું છું કે તમારા પહેલાંના કરેલા સ્વાર્થત્યાગને આ બરોબર બદલો આવશે તો પણ એક વખત બરોબર વિચાર કરીને જુઓ. ખરૂં પુછો તો આ નિધિ ઉપર તમારો પોતાનો જરા પણ હક નથી, તમે જાતે નહિ લેશો ને ધર્માદા કરશો, તોપણ તે દાનનું શ્રેય તમને કંઈ પણ લાગવાનું નથી. તમે નાનાસાહેબને નામઠામ નહિ કહેતાં ગુપ્તદાન કરશો, તોપણ જે નિધિ આપણો બિલકુલ નથી તેનો આપણે આપણી મરજી મુજબ ઉપયોગ કરવો, એ મને ઠીક લાગતુ નથી. મને તો એમ લાગે છે કે બાબુજી કોણ હતા, ને તેમનું કુટુંબ ક્યાં છે, તેની તપાસ કરી ને આ સર્વ નિધિ તેને હવાલે કરવો. પછી તેને આ સઘળો નિધિ અગર અંદરનો થોડોએક ભાગ સંસ્થાને અર્પણ કરવાને વિનંતી કરવી. આવા અકલ્પિત રીતે મળેલા દ્રવ્યનિધિમાંથી થોડો એક ભાગ, તે દ્રવ્યનિધિ આપનાર આપણી વિનંતી ઉપરથી આપણી સંસ્થાને નહિ આપશે, એમ માનવું અસંભવિત છે. બાબુજીએ કેટલું કષ્ટ વેઠીને આટલો બધો પૈસો ભેગો કર્યો હશે ! પોતાનાં છોકરાંઓ બરોબર સુખમાં રહે, એટલા ખાતર જ એમણે આટલું કષ્ટ વેઠયું હશે, કેની ? આપણાં છોકરાંઓ આટલા મોટા દ્રવ્યનિધિમાંથી એક પાઈ પણ પામે નહિ એમ જોઇને તેમના આત્માને શું સારૂં લાગશે ! ખરેખર, આ સંસ્થાનો વિચાર હાલમાં બાજુએ મૂકો."

લક્ષ્મી આ બધું અંતઃકરણપૂર્વક બોલતી હતી. તે બોલતી હતી ત્યારે તેના મુખ ઉપર જાતજાતના વિકારોનું મિશ્ર પ્રતિબિંબ પૂર્ણ રીતે દૃષ્ટિગોચર થતું હતું.

આ સઘળું ભાષણ સાંભળીને આત્મારામને તેના સુવિચાર તેમજ દરેક શબ્દમાં

દેખાતી મનોવેધકતા જોઈને, "આ મારી પત્ની જ બોલે છે કે કોઈ બીજું ?" એવી જરાક શંકા આવી તેના મગજમાં વિચારો આવવા લાગ્યા—'મે આ જ સાધ્વીને નીચ, સ્વાર્થ તરફ જોનારી નબળા મનની વગેરે વિશેષણો લગાડયા હતાં એ ખરાબર નહી ?" છેવટે ગભરાઈને આત્મારામ બોલ્યો—" આજે મને તારી ખરી યોગ્યતા જણાઇ। સ્ત્રીઓને સાત્વિકતાની તેમજ ઉદારતાની માતા કેમ કહી છે, તેનો મને ખરેખરો અનુભવ થયો, બસ તારા ઉપદેશ પ્રમાણે અથેતિ ચાલીશ.

" એ શું ? તમને ઉપદેશ આપવાની કંઇ મારી યોગ્યતા છે કે ? હશે પણ બાણુજીના કુટુંબની તપાસ કરવા પ્રયાસ કરશો કે ની ?"

"હા, હા, તારા હુકમ પ્રમાણે જરૂર" એમ હસતાં હસતાં બોલીને આત્મારામે તરત જ બાણુજીનું કબાટ ઉઘાડયુ ને તેમાંના સઘળા ચોપડાં બરોબર તપાસ્યાં. પણ તેમાં બાણુજીનું નામ સુદ્ધાં જડયુ નહિ એક ચોપડીનાં જુનાં પુઠાં ઉપર 'પ્રાણલાલ' એટલા જ અક્ષરો હતા. પણ તે ઉપરથી કંઇ બરોબર સમજણ પડે એમ નહિ હતું પ્રાણલાલ નામ કદાચ ચોપડીની શરૂઆતમાં જ લખ્યુ હોવુ જોઇએ. એમ આત્મારામે તર્ક કર્યો.

છેવટે કંટાળીને આત્મારામે તે કબાટ જોરથી બંધ કર્યું ને બોલ્યો—" પરમેશ્વરની ઇચ્છા જ જણાય છે કે આ ધન આપણી સસ્થાને જ મળવુ જોઇએ "

લક્ષ્મીએ આ તેના ઉદ્ગાર સાંભળ્યા તેને લાગ્યુ કે મારા કહ્યા પ્રમાણે કરવાનો નિશ્ચય ડગમગવા લાગ્યો છે જ્યાથી તેણે વિનતી કરી—" પાછા તમે એના મોહમાં કેમ સપડાઓ છો ? તમારી સસ્થાનું કાર્ય પારકાના દ્રવ્યનિધિ શિવાય શું અટકી પડે છે ? પરમેશ્વરના મનમાં એ સત્કાર્ય પાર પાડવાનું હશે, તો કોઇને પણ ખાસ પ્રેરણા કરશે. પરમ દિવસે તમે જ પેલી બ્રિફટર હ્યુગોની વાત કહી હતી કે ની ? બિચારાનો ્જીવ ૮ જોખમમાં હતો, તોપણ તેણે મનનુ મોટપણુ કેટલુ બતાવ્યું ? ચાલો, એ કબાટ ફરીથી બરોબર તપાસીએ સુંદર અમારી મદદમાં આવજે બ્હેન !"

" હવે એણે બારીકાઇથી શોધ કરવા માંડી ચોપડીઓનાં પાનેપાનાં બરોબર ચોકસાઇથી તપાસ્યાં તોપણ 'પ્રાણલાલ' નામ સિવાય બીજુ કંઈ પણ દેખાયુ નહિ. સુંદરે હવે ચોપડા જોવાનુ છોડીને કપડાની પોટલી હતી તે છોડી તેમાંથી એક કોટના ખિસ્સામાંથી સરનામાવાળુ પાકીટ જડયુ. તેના ઉપર સ્પષ્ટ 'પ્રાણલાલ ગંગાદાસ દેસાઈ' એમ લખ્યું હતું. માત્ર પાકીટ ફાટેલું હોવાથી તેમ જ સ્પષ્ટ સ્ટામ્પ ઘણોજ ઝીણો પડવાથી ગામનું નામ દેખાયું નહિ.

બીજે દિવસે સવારે આત્મારામે બે મુખ્ય વર્તમાનપત્રમાં જાહેર ખબર મોકલી .તે જાહેર ખબર નીચે પ્રમાણે બહાર પડી.

## પ્રાણલાલ ગંગાદાસ દેસાઈ.

એમનું કોઇ સગુ-વહાલુ હોય તેમણે નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો. તેમના ફાયદાની કંઇ મહત્વની બાબતનો ખુલાસો કરવાનો છે

ઠે. C/o. આ પત્ર

(૧૦)

અઠવાડીઉં વીત્યું. પખવાડીઉં પણ વીત્યું. મહીનો પૂરો થયો. તો પણ વર્તમાનપત્રમાં જાહેર ખબર પ્રકાશતી હતી. છતાં પણ તે બાબતમાં કોઇપણ ઠેકાણેથી પત્ર આવ્યો નહિ. દૂર દેશોનાં વર્તમાનપત્રોમાં પણ જાહેર ખબર મોકલી. પણ બાળુજીના કુટુંબનો કંઇ પણ પત્તો લાગ્યો નહિ.

ઘણે દિવસે અમદાવાદના એક ગૃહસ્થનો પત્ર લઇને એક બાર વર્ષનો છોકરો આત્મારામની પાસે આવ્યો. પત્ર નીચે પ્રમાણે હતો:

"શ્રી. રા. આત્મારામ,

"વિ. વિ. તમારી જાહેર ખબર હું ઘણુંજ દિવસ થયાં કેટલાંક વર્તમાનપત્રોમાં વાંચું છું. તે સંબંધમાં નીચેની બાતમીનો કંઇ ઉપયોગ થાય તો કરશો. અહીંઆં મારા વર્ગમાં એક 'દીનકર કેશવલાલ દેસાઇ' નામનો ગરીબ વિદ્યાર્થિ છે. તેના બાપનું નામ 'કેશવલાલ બાળુલાલ દેસાઇ' છે. એના બાપની તરફની વધારે હકીકતની મને ખબર નથી. તો પણ કદાચ તમને ઉપયોગી થાય, એમ લાગ્યાથી તે છોકરાને જ તમારે ત્યાં મોકલ્યો છે.

તમારો

શિવલાલ ઉમિયાશંકર."

આ છોકરો ઘણો જ હોશિઆર દેખાતો હતો. આત્મારામે તેને ઘણા પ્રશ્નો પૂછયા. 'હું પહેલેથી અમદાવાદમાં જ ભણું છું. તથા મારી વિધવા માતુશ્રીની સાથે રહું છું.' એ ખબર સિવાય બીજી કંઇ પણ ખબર એની પાસેથી મળી નહિ.

જો કંઇ પત્તો મળવાનો હશે તો દીનકરની મા પાસેથી મળશે, એમ વિચાર કરીને આત્મારામ તરત જ કપડાં પહેરી, દીનકરની સાથે જ બહાર જવા નીકળ્યો.

(૧૧)

દીનકરનું ઘર પાસે જ હતું. એક ગંદી ગલીમાં ભેંયતળીએ નાની બે ઓરડીમાં દીનકરની મા પ્રેમથી ધીમેથી ગીત ગાતી ઘંટીએ દળતી હતી. દળાએલો લોટ તેની આગળ પડયો હતો. હજુ અંધારૂં બરોબર નહિ થવાથી દીવો સળગાવ્યો નહોતો. દળવામાં ચિત્ત હોવાથી દીનકરની સાથે આવેલા આત્મારામને તેણે જોયા નહિ.

દીનકરને આવેલો જોતાં જ તેની માએ ઉત્કંઠાથી પ્રશ્ન કર્યો—"દીનકર, ભાઇ આજે તારે માટે એક નવીન ચીજ લાવી છું. તે શું હશે? તેની તને ખબર છે કે? તારી ચોપીની રીકર જો. નવું પુઠું ચઢાવશે એટલે તે તદ્દન નવાં જેવી થશે."

દીનકરે તેની પાસે જઇને ધીમેથી કહ્યું—"બા, આ ગૃહસ્થ આવ્યા છે. તેમને તારી સાથે કંઇ કામ છે."

મંગળા તરત ઉઠીને ઉભી થઇ, ને કામળો પાથર્યો તથા દીવો સળગાવ્યો. આત્મારામે મંગળા તરફ જોયું તો તેને લાગ્યું કે તેની ઉંમર ત્રીસેક વર્ષની હશે. તેના ફીક્કા મોંઢાના ચહેરા ઉપરથી તેના માનસિક દુઃખનું જોર ઘણુંજ છે; એમ સ્પષ્ટ દેખાતું હતું, તોપણ તેની આંખમાં એક પ્રકારનું તેજ ચમકતું હતું. મુખ ઉપર એક પ્રકારની સાત્વિક ગંભીરતા હતી.

"મારૂં કામ એટલું જ છે કે તમને પ્રાણલાલ ગંગાદાસ દેસાઇની કંઇ ખબર હોય તો તે જણાવશો !" આત્મારામે પ્રશ્ન કર્યો.

"હા, હું તેમની અભાગી પુત્રવધુ છું, પણ મને તેમના દાગીનાના દાબડાની બાબતની કંઇ જ ખબર નથી."

આ શબ્દો બોલતાં મંગળા એકદમ ચમકી ઉઠી. તેનું શરીર ધ્રુજવા લાગ્યું, ને પહેલાંના ફિક્કા ચહેરામાં પણ અધિક વધારો થયો. તે કરૂણ સ્વરથી બોલી· "હે ભગવાન! તારે મને હજુ કેટલી દુઃખી કરવી છે ? આટલે દિવસે અહીંઆં પણ મારો દુર્દૈવ પાછો આવીને ઉભો કે શું !"

પોતાની પાસે કોઇ પારકું માણસ છે, એ બાબતનું ભાન મંગળાને રહ્યું નહિ. તેણે દીનકરને છાતી સાથે ચાંપ્યો ને મોંઢા ઉપર હાથ ફેરવતાં કરૂણસ્વરે કહ્યું-"દીનકર, બાપ હવે તારૂં શું થશે ?" એમ કહીને આંખમાંના અશ્રુ લુછ્યાં.

આત્મારામના મનની સ્થિતિ આ વખતે ઘણી જ ચમત્કારિક થઇ. મંગળાના મોંઢામાંથી અકસ્માત્ નીકળેલા ઉદ્ગારથી બાબુજીની આજ પુત્રવધુ હશે, એમ એને ખાત્રી થઈ. પ્રથમ જ્યારે તેણે અહીંઆં મૂર્ત્તિમંત દારિદ્રય નિહાળ્યું, ત્યારે તો આજ માણસો બાબુજીનાં ખરેખરાં વારસ હોય તો સઘળો દ્રવ્યનિધિ એઓને સ્વાધીન કરી, તેઓને સુખી કરવાં એવું તેણે નક્કી કર્યું. તે વિચારોમાં લીન થયો હતો પણ પાછળથી જુએ છે તો જુદો જ પ્રકાર!

આત્મારામે ધીમે ધીમે મંગળાને સઘળી હકીકત કહી. આ હકીકત આત્મારામ તથા તેની પત્ની શિવાય કોઇને ખબર નથી, એમ જાણતાં જ મંગળાના જીવને કંઇક નિરાંત થઈ હોય એમ દેખાયું.

"ત્યારે પછી તમે તે દ્રવ્યનિધિ તમારા કબજામાં લેશો કે નહી!" આત્મારામે આતુરતાથી પ્રશ્ન કર્યો.

"નહિ, નહિ, મારી આગળ એનું નામ સુદ્ધાં દેશો નહિ. હું તેનું દર્શન પણ કરવાની નથી." મંગળાએ નિશ્ચયાત્મક સ્વરે કહ્યું.

તેના મોંઢાના આવા શબ્દો સાંભળીને આત્મારામ ઘણો જ વિસ્મિત થયો પોતાની એક આવીને ઘેર આવેલી લક્ષ્મીને લાત મારી એમ કહે કે—"હું તેની તરફ બિલકુલ જોવાની પણ નથી." આમ કહેવાનો એનો અર્થ શો હશે !

"જુઓ બ્હેન, આ નિધિ સઘળો તમારો જ છે. તમારા સસરાએ કેટલો પરિશ્રમ વેઠીને આ દ્રવ્ય મેળવ્યું હશે, એનો વિચાર કરો તે શોધીને કઢાડવાનો તેમજ તમારા હાથમાં આપવાનો હું તો નિમિત્ત માત્ર છું. બીજુ કંઇ નહિ, પણ તમારા સસરાના પરિશ્રમ તેમજ સદ્હેતુ તરફ તો જોશો કે ની ?"

"કેવો પરિશ્રમ ને કેવો સદ્હેતુ ?" મંગળાએ ઉદ્વેગથી કહ્યું.

"તમે જો મારૂં પૂર્વવૃતાંત થોડું એક જાણશો તો મારા દુઃખનું ખરૂં કારણ સમજશો. મારૂં લગ્ન થયાને આશરે વીશેક વર્ષ થયાં હશે અને મારા પિયરમાં કોઇ તનતું હતું નહિ. એક આધેના મામાએ મને કન્યાદાન દીધું હતું. પરંતુ મારા પતિ ઘણાજ સારા

માણસ હતા." આટલા શબ્દ બોલ્યા પછી મંગળાની આંખમાં અશ્રુ આવ્યાં. હૈયું ભરાયું. આત્મારામને તેનું સમાધાન કરવું અશક્ય હોવાથી તે મુંગો બેસી રહ્યો.

કેટલીક વારે મંગળાએ ફરીથી બોલવા માંડયું—"સૂર્યપુરના જાગીરદાર માણેકલાલની પેઢી ઉપર એમને એક સારી નોકરી હતી. અને સસરાજી તેમને ઘેર ગોરપદું કરતા હતા. મને સાસુજી નહિ હતાં. દીનુ પણ મને ઘણેજ વર્ષે આવ્યો. અમારો સંસાર ઘણોજ સારી રીતે ચાલતો હતો. એમનો મારા ઉપર અતિશય પ્રેમ હતો. તેમના સહવાસથી હું લખતાં વાંચતાં શીખી હતી. એકંદરે મને મારા જેવું સુખી કોઇજ દેખાતું નહિ. આજે બાર વર્ષ થયાં મારો દીનકર બાળક હતો, તે વખતે જાગીરદારના ઘરમાં ચોરી થઇ. ને એક મોટો ઘરેણાનો દાબડો ચોરાયો. એમના ઉપર જાગીરદારનો ત્યાં લગણ ઘણોજ વિશ્વાસ હતો. તીજોરીની ચાવી પણ એઓની પાસેજ રહેતી. આ દાબડો તીજોરીમાંથી જ ગયો, એટલે સ્વાભાવિક રીતે એમના ઉપર વહેમ આવ્યો. પરંતુ એવું નીચ કૃત્ય એઓના હાથે થવું તદ્દન અસંભવિત હતું. મને પાકી ખાત્રી હતી કે કોઈ દુષ્ટે તેઓના ખિસ્સામાંથી તીજોરીની કુંચી લઇને દાબડો કાઢીને પાછી ખિસ્સામાં મુકી હોવી જોઇએ. જાગીરદારની પાસે એઓએ સોગંદ ખાઇને કહ્યું કે—"મારી પાસે તીજોરીની ચાવી હતી ને હજુ પણ છે, પણ તે દાબડો તીજોરીમાંથી કેમ ગેબ થયો, એનું કારણ હજુ મને સમજાતું નથી. હું તદ્દન નિરપરાધી છું." પરંતુ તેઓના આ કહેવાનો કંઈ પણ ઉપયોગ થયો નહિ. તે ચોરી થઇ, તેને આગલે દિવસે મને અભાગણીને કોણ જાણે ક્યાંથી બુદ્ધિ સુઝી! મેં તેઓની આગળ ઘરેણાંની જીદ કરી હતી. આ વાતની કોઇને ખબર નહિ હતી. તોપણ કોણ જાણે ક્યાંથી જાગીરદારને કાને આ વાત ગઇ. આ એક તેને મોટો પુરાવો હાથ લાગ્યો. અમારાં બધાંના મોઢાં ઉતરી ગયાં. તમને શું કહું! પણ એવી ચિંતામાં એક ભયંકર બનાવ બન્યો—"

મંગળાનું શરીર આ વખતે એકદમ ધ્રુજ્યું. ક્ષણ એક તે સ્તબ્ધ રહી, પછી બોલી "સવારે રોજ સ્નાન કરીને એક ઓરડીની અંદર બેસીને પૂજા કરવાનો એમનો નિત્યક્રમ હતો. બીજે દિવસે રોજની પેઠ ઉકાળેલું દુધ પીવાને માટે તેઓ બેઠ ગયા. થોડીવાર રહીને જોયું તો બારણું અંદરથી બંધ! વખતે પૂજા હજુ થઇ રહી નહિ હશે એમ જાણી હું પાછી ફરી. ફરીથી થોડીવાર રહીને ગઇ તો પણ અંદરથી સાંકળ જ વાસેલી હતી! હવે હું જરા ચમકી કારણ કે રોજનો પૂજાનો વખત તો કેટલાયે વીતી ગયો હતો. બારણું પણ અંદરથી બંધ! આથી બારણાની ફાટમાંથી મેં જોયું તો—"

મંગળાનું હૈયું ફરીથી ભરાયું. કેટલીક વારે ડુસકાં ખાતાં ખાતાં તેણે કહ્યું—"મારા દીનકરના પોડીઆની ઝોળી છોડીને તેના દાંડાને તે જ દોરીથી એમણે ગળે ફાંસો લગાડયો હતો, અને મારો આ દીનકર પાસે જમીન ઉપર ઉંઘતો હતો. મને તો ત્યાંને ત્યાં જ અંધારા આવ્યાં ને હું પડી. ગામના લોકોને હવે વધારે વહેમ આવ્યો. અમારા ઘરની જપ્તી લીધી. પણ કંઈ જડયું નહિ. તે ગામમાં રહેવું અમને વધારે નાસદાયક લાગ્યું. લોકોનાં મહેણાં, જાગીરદારની ગાળ, અને આ ભયંકર દુઃખ રોજ યાદ આવવાથી સૂર્યપુરથી અમે કંટાળી ગયાં, અને બીજે ઠેકાણે જવું એવો વિચાર કર્યો. 'હું અમદાવાદમાં ઘર નક્કી કરીને પાછો આવું છું,' એમ કહીને સસરાજી એક દિવસ ગયા તે ગયા જ!

તેમનો પત્તો જ નહિ. ત્યારપછી મેં ત્યાં ઘણા જ દુઃખમાં દિવસ કાઢ્યા હું એકલી મારો દીનકર પણ તદન નાનો ! તેથી હમને ઘણો જ ત્રાસ લાગ્યો. છેવટે મેં પણ કંટાળીને સઘળી, ચીજ ભેગી કરી અને હું અહીંઆ અમદાવાદમાં આવીને રહી. હું અનાથ વિધવા ! મારો દીનકર પણ નાનો ! અમને કોઇનો આશ્રય નહિ ! આને લીધે અહીંઆ પણ પાડોશીઓ, નહિ ધરે તેવાં આળ મારા ઉપર મૂકે છે, મશ્કરી કરે છે, પણ મારા આ પુત્ર તરફ જોઇને હું ધીરજથી દિવસ ગુજારૂં છું. અહીંઆની છોકરીઓની નિશાળમાં મને એક નાની નોકરી છે. થોડી આવકમાં પણ સમાધાનીથી અમે અમારૂં નિભાવીએ છીએ. ઇશ્વરકૃપાથી મારો દીનકર ઘણો જ સાલસ છોકરો નીવડ્યો છે. વર્ગમાં તે હમેશાં પહેલો નબર રાખે છે!"

"ત્યારે પછી" આત્મારામે અટકીને કહ્યું-"દીનકરના દાદાજી એજ તેના ખિસ્સામાંથી કુંચી લઇને દાબડો ચોર્યો હશે? તેનો અકસ્માત અંત આવવાથી તે દ્રવ્યનિધિ એમને એમ રહ્યો !"

મંગળાએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. કંઇ જ બોલી નહિ.

આત્મારામે કહ્યું કે-"મને લાગે છે કે બનનાર વાત બની ગઇ. આજે તેને બાર વર્ષ થયાં. તે દ્રવ્યનિધિને ખાતર તમારા સદ્‌ગુણી પતિની આહૂતિ અપાઇ પણ હવે તમને કશું દુઃખ નહી પડે, હવે તે તમારી પાસે જ રાખો—"

"નહિ, નહિ, મંગળાએ આવેશથી વચમાં કહ્યું-'ગરીબ તેમ,જ અનાથ થઇ, તેથી શું હું નીચ થાઉં? જીવ જાય તો પણ એ દ્રવ્યનિધિને હું સ્પર્શ સુદ્ધાં કરવાની નથી તે તેમને તેમ સૂર્યપરના જાગીદારને સ્વાધીન કરો, એમ મારી વિનંતી છે. મારે માટે ટલી તસ્દી આપ લેશો? તમારી કૃપાથી મારા કુળને લાગેલો કલંક પીતાશે."

આત્મારામે એકવાર તે નાની ઓરડી તેમ જ જુનો દીવો તથા ફાટલી તુટલી પથારી તરફ નજર કરી આની નિર્ધનાવસ્થાની સ્થિતિમાં પણ,મંગળાની આટલી નિસ્પૃહતા ને પ્રામાણિકતા જોઇને તેને ઘણી જ નવાઇ લાગી. મંગળાના મોંઢા ઉપરના તે વખતના સદ્‌ગુણોનું તેજ જોઇને આત્મારામને તેના તરફ ઘણો જ આદરભાવ ઉત્પન્ન થયો. આવા ઉદાર વિચારની પ્રામાણિક સ્ત્રીનો સહવાસ આપણા કુટુંબને મળે તો કેવું સારૂં ! હું દીનકરને ખુબ ભણાવીશ." વગેરે વિચાર તેના મગજમાં ઘોળાવા લાગ્યા. કેટલીકવારે વિનંતીસૂચક સ્વરે તેણે કહ્યું-"બ્હેન, તે વાત પાછી થશે. મારી તમને એક વિનતી છે. મારો ને તમારો મેળાપ અકસ્માત રીતે થયો છે મારે એક નાની બ્હેન તથા પત્ની સિવાય બીજું કોઇ નથી. તમારા જેવાં પુખ્ત માણસનો લાભ અમને મળે તો કેટલો આનંદ થાય? તમે અને દીનકર મારે ઘેર આવીને રહેશો કે? હું ખરૂં કહું છું બ્હેન, તમે આવશો તો અમને બધાને ઘણો જ આનંદ થશે."

મંગળા નીચું જોઇને ક્ષણએક સ્તબ્ધ રહી

"અહીંઆની તમારી સ્વતંત્રતા જશે એ ખરૂં છે, પણ—" "નહિ નહિ તે વિચાર મારા મગજને અડક્યો પણ નથી તમારા જેવા ઉદાર ગૃહસ્થના કુટુંબમાં આનંદથી કરતાં અહીંઆ ચિંતામાં, હાયહવાલીમાં એકલાં રહેવું, એ મને ક્યાંથી ગમે? તમે તો અમારૂં કલ્યાણ કરવાના હેતુથી આટલી સદ્‌બુદ્ધિથી અમારી શોધ કરતા હતા. આ

તમારો મોટો અનુગ્રહ થયો હોય, એમ સમજુ છુ. હું તમને ના કેમ કહી શકુ ! પરંતુ મને વિચાર કરવાની એક બે દિવસની સવડ—'

મારી પત્નીનો સ્વભાવ જોયા પહેલા મંગળા મારી વિનતીનો એકદમ સ્વીકાર કરશે નહિ એમ ધારીને આત્મારામે વિષય બદલ્યો ને દીનકર તરફ જોઇને બોલ્યો–"ભાઈ તમારે ખાવાનુ મે નકામુ મોડુ કર્યું માફ કરજો હો કે !" એમ કહીને તે બારણાની બહાર નીકળી ગયો

(૧૨)

આત્મારામે આ સઘળા હકીકત લક્ષ્મીને કહી તે સાંભળીને મંગળાને મળવાની લક્ષ્મીને ઘણી જ ઉત્કંઠા થઇ મંગળાને ઘેર લાવવાની સૂચના તેને ઘણી જ પસંદ પડી

"જુઓ, સ્ત્રીઓના વિચાર કેટલા સાત્વિક હોય છે !" લક્ષ્મીએ હસતાં હસતાં કહ્યું

"હા, પણ તમને સારા પુરૂષોનો લાભ મળ્યો છે, તેમાં કે નહિ ! મંગળા પોતાના પતિનાં કેટલાં વખાણ કરતી હતી !" આત્મારામે હસીને કહ્યું

"તેમ પણ ખરૂં પણ કોઈ કોઇ વખત તમારા કરતાં અમે ચઢી પણ જઇએ છીએ કે નહિ !"

"કબુલ, કબુલ ! બાકી તમારી હોંશીઆરીની પરીક્ષા આવતી કાલે થવાની છે તમારા સ્વભાવ જો મંગળાને સારો લાગશે તો તે આપણે ઘેર રહેવા આવશે !"

બીજે દિવસે સવારમાં જ જમવાનુ આમંત્રણ કરવા લક્ષ્મી મંગળાને ઘેર ગઇ. મંગળા દીનકરને તેડીને જમવા આવી ને લક્ષ્મીએ સાંજ સુધી જવા દીધી નહિ.

સાંજે ઘેર આવતા જ આત્મારામે પહેલો પ્રશ્ન કર્યો–"કેમ બ્હેન ! તમે શુ નિશ્ચય કર્યો ! તમારી કસોટીમાંથી આ પસાર થઇ કે !"

"એટલે !" મંગળાએ કહ્યું "હું કંઇ એમની પરીક્ષા લેવા આવી નહોતી !"

"ત્યારે અહીંઆ તમારો સામાન લાવુ કે ! જુઓ બ્હેન, હવે મનમા કંઇ પણ સંકોચ રાખતાં નહિ. અમે તમારા છોકરા છીએ '

લક્ષ્મીએ ટેકો આપ્યો.

(૧૩)

બીજે દિવસ મંગળાનો સામાન લાવવાની ગડબડમાં પસાર થયો પણ પછી તરત જ લક્ષ્મીએ આત્મારામને સૂચવ્યુ કે–"હવે પહેલાં સૂર્યપરમાં જગીવનદાસને ત્યાં એક વખત જઇને આનો નિકાલ કરી નાખો ! આત્મારામ તરત જ નાનાસાહેબની પાસે રજા લેવા ગયો પણ કામનો ઘણો જ બોજો હોવાથી તેને તે દિવસે રજા મળી નહિ."

ચોથે દિવસે રજા મળી. આત્મારામે સઘળાની રજા લીધી. પરંતુ કર્મ ધર્મ સંયોગે ગાડી ચૂકયો ! ફરીથી રજા મેળવવામાં સાત આઠ દિવસ નીકળી ગયા તે દિવસે આત્મારામને ગાડી હાથ લાગી, પરંતુ ગાડી એક બે સ્ટેશને ગઈ નહિ એટલામા માલગાડીની સાથે અથડાવાથી રસ્તો ચોવીસ કલાક બંધ થયાની બાતમી આવવાથી, ગાડી ફરીથી પાછી સ્ટેશન ઉપર આવી આ વખતે આગગાડીમાં સૂર્યપુરના એક ગૃહસ્થનો મેળાપ

થયો. તેણે જાગીરદારની બાબતમાં જે હકીકત કહી તે અતિશય અસમાધાનકારક હતી. જાગીરદાર માણેકલાલ કે જેને ઘેર મંગળાના પતિ નોકરી ઉપર હતા, તેમનું મર્ણ થવાથી, તેમ જ તેમને કંઇ પણ સંતતિ નહિ હોવાથી, ગોવિંદરાય નામના એક દૂરના પિતરાઇ ભાઇએ હઝાર ખટપટ કરીને જાગીરદારની સઘળી મિલ્કત પચાવી પાડી છે. તેની એકંદર વર્તણુંક ઘણી જ તિરસ્કાર પાત્ર છે.

આ સર્વ ખાતમી મંગળાને કહ્યા પછી આત્મારામે કહ્યું કે-"બ્હેન, પરમેશ્વરની જ એવી ધારણા છે કે આ દ્રવ્યનિધિ અહીંઆથી જવો જોઇએ નહિ. ત્રણ વખત કંઇ કંઇ અકલ્પિત વિઘ્નો આવવાથી મારાથી જવાયું નહિ બીજું જો જાગીરદાર માણેકલાલ જાતે જીવતા હતે તો તો વાત જુદી હતી પણ આ ગોવિંદરાય કોણ-ક્યાંનો- અને તેના ઘરમાં આટલી બધી લક્ષ્મી ભરીને તેના દુષ્ટ કર્મોને આપણે મદદ કરવી, એ મને તો કંઇ ઠીક લાગતું નથી. મને તો ફરીથી આ સર્વ દ્રવ્યનિધિ નાનાસાહેબને તમારા નામે ટેકનીકલ સ્કુલ કાઢવા આપવો, એમ લાગે છે બોલો બ્હેન, તમારો શો વિચાર છે?"

"આત્મારામ, તમારો સંસ્થા ઉપરનો પ્રેમ અવર્ણનીય છે! પરમેશ્વર કરે ને એને કોઇ પણ દાતાર મળે. પણ આ દ્રવ્યનિધિ આપવાનો આપણને ક્યાં હક છે! ગોવિંદરાય સારો હોય કે નઠારો હોય, આ દ્રવ્યનિધિ આપવાથી શું પરિણામ આવે છે, તેની તરફ જોવાનું આપણું કામ નથી. તો સર્વના ન્યાયાધીશ સર્વ સાક્ષી પરમેશ્વરની સત્તાનો અનાદર કરવાનો આપણે શું અધિકાર છે?"

"હા. મને પણ એમજ લાગે છે. ફરીથી એક વખત રજા લેવી જોઇએ." લક્ષ્મીએ ટેકો આપ્યો

( ૧૪ )

આ વખતે આત્મારામને સૂર્યપુરમાં જાગીરદારને ઘેર જતાં કંઇ પણ વિઘ્ન નડ્યું નહિ. ગોવિંદરાયને અમદાવાદથી એક ગૃહસ્થ આવ્યો છે, એમ વર્ધી પહોંચી. ગોવિંદરાય જરા ફાવરો બાવરો થયો. અમદાવાદમાંથી તેણે ઘણાજ પૈસા લીધા હતા તેથી તેને માથે ઘણુંજ કરજ હતું. ત્યાંનો એકાદ શાહુકાર તો નહિ હોય? કંઇ નોટીસ લઇને તો આવ્યો નહિ હોય એવી તેને બીક લાગી. તેણે ધીમે રહીને બારણાની ફાટમાંથી જોયું તો શાહુકાર અગર કોઇ ઓળખીતામાંનો નથી એમ લાગ્યું.

તરત જ આત્મારામને અંદર આવવાની પરવાનગી મળી. આત્મારામના નમસ્કારનો સ્વીકાર જરાક ગેરમાંજ ઊંચું ધુણાવીને ગોવિંદરાયે કર્યો ને બોલ્યો—"કેમ ભાઈ, કંઈ પત્ર નહિ, કંઇ કહેવડાવેલું નહિ, કંઇ ઓળખાણ નહિ ને કંઇ દીઠેલા પણ નહિ, અને તમે સહેલાઇથી મારા ઘરમાં એક જમાઇની પેઠે આવીને ઉતરો છો એનું શું કારણ? આ ગોવિંદરાય જાગીરદારનું ઘર તમને એકાદ ધર્મશાળા લાગી કે શું?"

આત્મારામને તેનું ઉદ્ધત વર્તન જોઇને ઘણોજ સંતાપ થયો. તેને તરત જ પાછા જવું, એમ એક વખત લાગ્યું; પણ તેનું તેણે મુશ્કેલીથી આત્મસંયમ કર્યું ને બોલ્યો. "મારે આપની સાથે કંઇ પૈસા સંબંધી કામ છે."

'પૈસા સબંધી' એ આત્મારામનો શબ્દ સાંભળતાં જ ગોવિંદરાયનો મિજાજ ગયો. તે એકદમ ઉઠીને બોલ્યો–"તમને નિઃશંકપણે શેઠે મોકલ્યા હોય એમ લાગે છે, જાઓ, જાઓ, ચાલતા થાઓ અને તેને કહેજો કે હું કંઈપણ જાણતો નથી! હિંમત હોય તો માંડો ફરિયાદ! અરે, ગણપત, આને ધક્કા મારીને બહાર કાઢી મૂક તો–"

આત્મારામે પોતાનું મન ઘણુંજ કષ્ટથી વશ કર્યું ને બોલ્યો–"તમે બિલકુલ ગભરાશો નહિ. હું તમને મારી મેળે પૈસા આપવા આવ્યો છું. હું તમારી પાસે એક પ-ઈની પણ અપેક્ષા રાખતો નથી. જાગીરદાર માણેકલાલને ત્યાંથી બાર વર્ષ ઉપર એક ઘરેણાંનો દાબડો ખોવાયો હતો તે હાલમાં મારા કબજામાં છે, પણ તે હું એક સરતે તમારે સ્વાધીન કરીશ. તે એ કે મારી પાસે તે ક્યાંથી આવ્યો, કેમ આવ્યો, વગેરે બાબતની બિલકુલ તપાસ તમારે કરવી નહિ. આ સરત કબુલ છે?"

ગોવિંદરાયની આંખમાં આનંદ છવાયો. પણ બહારથી ગંભીરતાનો ડોળ કરીને તે બોલ્યો–"જુઓ ભાઈ, એમાં ખરા ખોટાનો નિકાલ થવો જોઈએ! ચોરી થઈ છે, ત્યારે ચોરને પકડવોજ જોઈએ! એકલો પૈસો મળ્યો તેથી શું થયું? તે તો આવે પણ ખરો ને જાય પણ ખરો!"

"ત્યારે શું તમને મારી સરત કબુલ નથી? નહિ હોય તો હું આ ચાલ્યો મારે બીજું કંઈ પણ કામ નથી." એમ કહીને આત્મારામે ઉઠવા માંડયું.

તરત જ ગોવિંદરાયે જરા નરમ થઈને કહ્યું–"ચાલો, તમારી સરત મને કબુલ છે. હું એ બાબતમાં એક શબ્દ સુદ્ધાં બહાર કાઢવાનો નથી. એ તો મને જરા ખરા ખોટાની ચીડ હોવાથી મારાથી બોલી જવાયું. ચાલો, તે દાબડો મારે સ્વાધીન કરો."

આત્મારામે તે દાબડો પોતાની બેગમાંથી કાઢીને ગોવિંદરાયના હાથમાં મૂક્યો. તે ઉઘાડતાં જ તેમાંના સોનાના તેમજ હીરા મોતીના ઘરેણાં જોઈને ગોવિંદરાયને ખુબ આનંદ થયો ને બોલ્યો–"બહોત અચ્છા, બહોત અચ્છા, ભાઈ તમે ઘણુંજ હોશીઆર માણસ દેખાઓ છો, તમારો આભાર હું કયા શબ્દોથી માનું? તમને આમાંથી એકાદ ઘરેણું બક્ષીસ આપું કે? અથવા તમે પહેલાંથી જ એક બે જણસ ઉપાડી છે કે!"

આત્મારામ ગોવિંદરાય તરફ બારિક નજરથી જોઈને બોલ્યો–"તમારા જેવાજ બધા હશે, એમ સમજશો નહિ. ઠીક, મારૂં કામ ખતમ થયું હવે હું જાઉં છું."

"અરે ભાઈ, તમારા ખાવાપીવાનું કંઈ–" એમ બોલતો ગોવિંદરાય બહાર આવીને જુએ છે તો, આત્મારામ ઘણોજ દૂર નીકળી ગયો હતો ગોવિંદરાયને પણ હવે તેનું કામ નહિ હતું. તેણે ફરીથી તે સઘળાં ઘરેણાં જોયાં. ને બરોબર ગોઠવીને તીજોરીમાં મૂકી દીધાં

( ૧૫ )

આત્મારામ ખિન્ન ચિત્તે ઘેર આવ્યો. પોતાના અપૂર્વ સ્વાગતની તથા પોતાના અપમાન વગેરેની સંપૂર્ણ હકીકત વિસ્તાર તેણે પોતાના ઘરનાંને કહી.

આત્મારામને ઘેર આવતા જ આનંદ તેમજ સુખ દેખાયું. જે ઘરમાં સઘળાંના મન

નિર્મળ હોય તે એકત્ર કુટુંબનો આનંદ કેમ વર્ણવાય ? મંગળાની પ્રેમાળ માવજતથી લક્ષ્મીની તબિયત ઘણીજ સારી થઇ હતી અને જ્યુ હવે સેવા સદન, મહિલાશ્રમ, વગેરે સંસ્થાની તન મનથી સેવા કરતાં હતાં દીનકર ઘણોજ બુદ્ધિમાન હોવાથી, તથા આત્મારામ જેવાના શીખવવાથી, તેનો અભ્યાસ ઘણો જ ઉતાવળે ચાલવા માંડ્યો. સુંદરની સાથે તેને એટની માયા થઈ હતી કે તે વર્ણવી શકાય જ નહિ.

એક દિવસે નાનાસાહેબે આત્મારામને નવું વખત રજા લેવાનું કારણ પૂછ્યું. તેથી આત્મારામને તે સર્વ ઇતિહાસ કહેવો પડ્યો. નાનાસાહેબ તે વખતે કંઇ બોલ્યા નહિ. પણ આપણી સંસ્થાને ચિરાયુ કરનાર તેમજ તેની કીર્તિ વધારનાર આનો સાત્વિક સહકારી પોતાને મળ્યો તેથી પોતે ખુશીમાં છે, એવો ભાવ તેમના ચહેરા ઉપરથી સ્પષ્ટ દેખાતો હતો.

એક દિવસ ફરીથી સહેજજ દાગીનાના દાબડા વિષેની વાત નીકળી. "જુઓ, તમે દ્રવ્યનિધિને માટે આટલો સ્વાર્થત્યાગ કર્યો, આટલું કષ્ટ વેઠ્યું, પણ તેનું ફળ તમને કંઇ પણ મળ્યું નહિ." એમ મંગળાએ કહ્યું.

"વાહ, બ્હેન, એવું કેમ બોલો છો ?" આત્મારામ તથા લક્ષ્મી એકદમ બોલી ઉઠ્યાં—"તમે અમને આટલા સૌખ્યનિધિ પ્રાપ્ત થયાં છો, તે એનેજ પ્રતાપે કે ની !"

"અને ભાભી, આ મ્હારો દીનકર આપણને મળ્યો છે તે ?" એમ કહી સુંદરે પોતાની પાણીદાર આંખે ચોગરદમ જોયું.

"હા, ખરેખર" લક્ષ્મી તેમજ આત્મારામે અર્થપૂર્ણ દૃષ્ટિથી એકમેક તરફ જોતાં હસીને કહ્યું.

સુંદરે સહેજજ દીનકરને 'મ્હારો દીનકર' એમ કહ્યું પણ છેવટ સુધી તે તેનોજ રહેવાનો એમ શું લક્ષ્મીનો ભાવ નહિ હોય ? હરીજ. *



## મૂર્તિમંત 'શૈવી શક્તિ.'

લેખક—સ્વ. બ્હેનશ્રી મધુબહેન.

નિર્મળ સરિતા સાબરમતિના તટ ઉપર રામપુર નામે એક ગામ છે. તેમાં જગતના પોષણ સારૂ અતિ શ્રમ વહન કરનાર અજ્ઞાન શુદ્રવર્ગ વસે છે. દરેક કુટુંબ ખેતીવાડીથીજ પોતાનું પોષણ કરે છે. એમા પહેલાં હજારેક ઘરની વસ્તી હતી; પણ ઉપરાઉપરી દુષ્કાળના ભયંકર દુઃખોથી અને બિલકુલ નિકાસ નહિ છતાં તલાટીઓની હદ ઉપરાંત લાંચના ત્રાસથી ઘણી જ જુજ હિમ્મતે ઘરબ્હાર અને સીમો વેચી, કેટલાંક કુટુંબો પાયમાલ થયાં અને કેટલાંક જાનમાલના રક્ષણ સારૂ ત્યાંથી નીકળી, મોટા નગરોમાં જઇ બીજે ધંધો કરવા લાગ્યાં. જેથી હવે ત્યાં ભાગ્યે બસે એક ઘર રહ્યાં હશે, આમ છતાં પણ બાપના કુવામાં બુડી મરવાની અખંડ શ્રદ્ધાવાળાં, શ્રદ્ધાના નાવથી પ્રાણપ્રસાદિ પામી કેટલાંક વર્ષ

* 'મનોરંજન', ઉપરથી કેટલાક સુધારો કરીને અનુવાદ

તર્યો હતાં તેમાનું એક કુટુંબ મુખ્ય હતું અને તે 'પટેલ' કહેવાતું હતું. બીજી જ્ઞાતિઓમાં શેઠ, પટેલની કેટલી સત્તા હોય છે તે અનુભવીઓને ખબર હશે. તે પ્રમાણે આ પટેલની પણ ન્યાત ઉપર સારી સત્તા હતી. જ્ઞાતિવર્ગ એમને સારૂં માન આપતો હતો. દરરોજ સાંજના ચાર વાગે ગામના વૃદ્ધ પાટીદારો ચોરે બેઠા થતા. ત્યાં વલ્લભ પટેલની બેઠક મુખ્ય રાખવામાં આવતી હતી. બધા ભેગા થઈ ચલમો ફુંકતા, ભાંગ ઘુંટતા અને જ્ઞાતિ સંબંધી અનેક તરેહના ગપ્પાં મારતા, વચમાં વચમાં નિકાસની વાતો ને ઇશ્વર સંબંધી રહેજ અધ-શ્રદ્ધાના ગપ્પાં પણ મરાતાં. દરેક વાતનો નિર્ણય વલ્લભ પટેલના છેલ્લા વચનોથીજ થતો. વલ્લભ પટેલનું કુટુંબ બેચાર પેઢીથી જ પટેલાઇમાં આગળ વધ્યું હતું. દુકાળમાં જ્યારે ઘેર પાયમાલ થવા લાગ્યા ત્યારે વલ્લભ પટેલે પોતાની ભરી રાખેલી જુની ફસલોમાંથી કેટલાંકનું રક્ષણ કર્યું હતું, કેટલાંકને અભયવચન આપ્યું હતું અને તેમ છતાં પણ નાસી છુટેલાં કેટલાંકને અનાથાશ્રમ અને સદાવ્રતોમાં ભલામણ કરી, કોઇ નવા ઉદ્યોગોમાં જોડી દેવા, શહેરોમાં, શેઠશાહુકારો અને ઓફિસરોને ત્યાં ફરી ગોઠવણ કરી હતી અને પાદરી-ઓનાં કપટયુક્ત દાનની અવગણના કરાવી હતી. ત્યારથી પટેલ મોટી ધર્મવીર કહેવાતા હતા. નાનકડા નિષ્કામ કર્મથી મળેલા, આ "ધર્મવીર" ના ઇલ્કાબથી તેમની પ્રખ્યાતિ અને ખુશાલી ઘણી વધી ગઈ હતી. "સી, આઇ, ઈ." "સર" "બેરોનેટ" ઇત્યાદિના ઇલ્કાબ મેળવનારેને લોકૈષ્ણાને માટે જેટલો પૈસો ખુવાર કરવો પડે છે તેમાનું કાંઇ તેમને કરવું પડયું નહતું: તેમ છતાં પણ તેમનાં સપ્રેમ તન, મનને ધનના નિષ્કામ કર્મનો, આત્મ સમર્પણનો રામપુરના ભોળા અને ભાવિક લોકો ઘણો ગુણ માની રહ્યા હતા. વલ્લભ ધર્મ વીરને જેટલા આપણે સુખી ગણીએ, તેટલા તે સુખી નહોતા. તેમની સાંસારિક સ્થિતિ કેવળ દુઃખમયી હતી.

તેમની ન્યાતમાં કન્યાવિક્રયનો રિવાજ પ્રબળ હતો, છતાં વલ્લભ ધર્મવીરનું લગ્ન ઉપરા ઉપરી ચાર વાર થયું હતું; કારણ તેમનું કુળ ઉંચું હતું. તે પહેલીવાર પરણ્યા ત્યારે ફક્ત ચાર માસના હતા. બળીઆથી તે કન્યા મરી ગઇ. ત્યારપછી બીજીવારની કન્યા પણ મરી ગઇ. પછી ત્રીજીવારનું લગ્ન ચાર પાંચ વર્ષ વાટ જોયા પછી થયું. એ કન્યા એક દિવસ એની માની સાથે માટી ખોદવા ગઇ હતી. ત્યાં ચગદાઇને મરી ગઇ. આ કન્યા પડોશની જ હતી અને દરરોજ તે બે જણ સાથે રમતાં જમતાં તેથી પટેલને તેના મરણ વખતે એક મિત્રના મરણ જેટલી લાગણી થઇ. ત્યાર પછી ચોથી વારનું લગ્ન છેક વીસ વર્ષની ઉમ્મરે થયું. કન્યા છેક પાંચ વર્ષની હતી. મોટી ઉમ્મરની થતાં તે ઘેર રહેવા લાગી અને કેટલેક વર્ષે તેણે એક પુત્રરત્નને જન્મ આપ્યો. પોતાની મોટી ઉમ્મરે થએલા આ બાળક પુત્રના જન્મથી વલ્લભદાસના હર્ષનો પાર રહ્યો નહિ. તેણે ફરતા ચારે ગામના બ્રાહ્મણોની ચોરાશી જમાડી, ન્યાત અને લ્હાણું કરી અતિહર્ષ પ્રદર્શિત કર્યો. બાળક પુત્ર-માં પિતાના ગુણ કર્મનો જથ્થો કુદરત એકત્ર કરે છે. પિતા વૈ પુત્રનામાસીત્ એ શ્રુતિ વચન છે. તે પ્રમાણે વલ્લભદાસના પુત્રની બાળક્રિડાથી શેરીના તમામ માણસો કહેતાં કે "આ અમારા ગામનો થાંભલો થશે અને સવાઇ ધર્મવીર બાપુ થશે" પરંતુ માણસ ધારે છે કાંઇ અને ઇશ્વર કરે છે કાંઇ. ગરીબડા રામપુરના નસિબમાં નહોતું કે વંશપરંપરાના ધર્મ વીર તે ઉત્પન્ન કરી શકે કે પોષીને ઉછેરી શકે.

આ બાળક પુત્રને ફરજિયાત વર્નાક્યુલર સ્કુલમાં શિક્ષણ આપી, તેનું લગ્ન કરવામાં આવ્યું હતું. કન્યા નિરક્ષર પણ સુલક્ષણોપેત હતી.

દુર્ભાગ્યના દુષ્ટ પંજામાંથી રામપુરની ગરીબ પ્રજા હજી પરવારી નથી તે પહેલાં તો કૉલેરાનો ભયંકર વ્યાધિ તેનો વિકરાળ પંજો પ્રસારવા લાગ્યો અને તેના તીક્ષ્ણ નખ તે પહેલ વહેલા દયાળુ અને પરોપકારી ધર્મવીરના એકના એક યુવાન પુત્રમાં ભોંકાયાં હા પ્રભુ ! હા કેવળ અનિવાર્ય છે કાળ ! હે ત્હારા કરાળ પંજામાં ભલભલા રાજા મહારાજાઓને, ઇસુ, અકબર, રામ કૃષ્ણાદિક અવતારોને અને બીજા અનેક ઋષિ મહર્ષિઓને, જડ ચેતન પદાર્થોને અને દૂકામાં કહેતાં આખી દુનિઆને પ્રલય રૂપ કરી દીધાં છે. ઉત્પત્તિ, સ્થિતિ ને લય–એ જગતનો અનાદિ નિયમ છે, છતાં પણ વખત વિનાનું આગમન અને ઉપયોગી આત્માઓનું આપવર્ણ–એ સમ રીઓને કેવી સ્થિતિમાં લાવી મૂકે છે !

રામપુરના ભવિષ્યની જે સઘળી આશા આ બાળક પુત્ર ઉપર હતી તે સર્વ ફોક થઇ ધર્મવીર વલ્લભદાસની ભવિષ્યની આશાનો ચંદ્ર અસ્ત થયો. બાળક પત્નીનું કર્મ ફુટી ગયું. રામપુર અને ફરતાં કેટલાક ગામોમાં ત્રાસ ત્રાસ વર્તી રહ્યો. દરેક જણ વલ્લભદાસના નિર્વંશની ચિંતા કરતા હતા પણ થોડા જ વખતમાં બ્હાર પડ્યું કે માનબાઇની સોળ વર્ષની વિધવાને ત્રણ માસનું આધાન છે. આથી નિરાશાના અંધકારમાં કાંઇક આશાનાં કિરણોનો પ્રકાશ પડ્યો ને તેના આભાસથી હાલની ગમગીન સ્થિતિની સાથે મગાન્હાનાં અને થોડા કો આશામાને આશામાં દિવસો ગાળવા માંડ્યા.

૭ માસ વ્યતીત થયા બાદ તેણે એક સુકુમાર પુત્રીને જન્મ આપ્યો. આથી જે માણસોએ દીકરાની આશા રાખી હતી, તે કાંઇક નિરાશ થયાં છતાં કહેતા કે–"હશે ભા દિકરી તો દિકરી તે પણ ક્યાં હતી ? પ્રભુ આ પગુને જીવતું રાખે તો વલ્લભ પગથાવત નામ રહેશે ને એમની એકકીર્દ થશે" બધાને મન ગમે તેમ હોય પણ વલ્લભદાસને મન તે દીકરી દીકરારૂપ જ લાગતી વૃદ્ધાવસ્થામાં આવી પડેલા અથાગ દુઃખમાં આ બાળકીએ પ્રભુની બક્ષીસ જેવી જ લાગતી. ઘણાં માણસો છોકરા માટે વલ્લભદાસજીને પાયશીગાર નગન કરવાનું કહેતા અને ઘણાએ બાળક વહુને ફરી લગ્ન બેસવાનું કહેતા પણ એમથી એકેકી વૃત્તિ એવા વિચારને પોતાની નહિ. આપણે આગળ કહ્યું તેમ, માનબાઇની વહુ નિરક્ષર પણ સુલક્ષણ હતી, સારઆદી હતી, કંઇક સંસ્કારી બાળા હતી. નાના માનબાઇના મરણને લીધે જ્યારે અતીશ રોકકળ અને કુંભ મ્હોકાણ શરૂ થઇ ત્યારે બાળક વહુના અને જોયેલા પ્રમાણે ત્રણ માસના આધાનના રક્ષણ સારૂ તેમ જ મરનારની સદ્ગત્યર્થે વલ્લભ પોતે ગરૂડપુરાણ બેસાડ્યું હતું. પુરાણીએ બાળક વહુની શ્રાણવૃત્તિ અને માનબાઇની માતાની ધણીજ શોકાતુર સ્થિતિ જોઇ થોડાક શ્લોકનો અર્થ સ્પષ્ટ કર્યો.

मृतं शरीरमुत्सृज्य, काष्ठलोष्ठसमंक्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥

तस्माद्धर्मंसहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेणहि सहायेन तमस्तरति दुस्तरम् ॥

पूर्वेवयसि तत्कुर्याद्येनवृद्धःसुखं वसेत् ॥
यावज्जिवेनतत्कुर्याद्येनामुत्रसुखंवसेत् ॥

अकार्यमद्यकुर्वीत पूर्वाह्णेचापराह्णिकम् ।
नहि प्रतीक्षते मृत्यु कृतमस्यनवाकृतम् ॥

પુરાણીએ પોતાના વિવરણ સાથે એ શ્લોકોનો અર્થ કરી બતાવ્યો કે—" મિથ્યા શોક કરવાથી કાંઈ ફળ નિપજવાનું નથી કોઈની પણ પાછળ જઇ શકાતું નથી. સ્ત્રીઓ પોળ સુધી અને પુરૂષો સ્મશાન સુધી વળાવીને પાછાં આવે છે. કોણ કોનું છે? ધર્મકર્મ વિનો વાસ્તવિક કોઇ સાથે જતું આવતુ નથી, તેથી હવે તો ત્હમારે ધર્મવીર બાપુજી સાથે રહી, ધર્મનાં જ કામો કરવાં જેથી હવે ત્હમે આ દુઃખમય સંસારને તરી શકશો. મા ! આઇને વર્ષ થશે ને કરીશ અને શોક ઓછો થશે ને કરીશ એવો વિચાર કરશો, વાટ જોશો; પણ કાળ વાટ નહિ જુએ, જેથી મા ! ત્હમે પરલોકમાં સુખી થાઓ. ત્હમે યથાશક્તિ એવાં ધર્મ કરો અને આ વહુ પાસે કરાવો કે, એ વૃદ્ધાવસ્થામાં અને ત્હમે પરલોકમાં સુખી થાઓ. ત્હમે સ્હમજુ છો, એટલે મ્હારે વધારે કહેવાની જરૂર નથી. હોય, સુખ દુઃખ આવ્યાં કરે છે. શું કરીએ ? છે કાંઈ હવે ત્હેનો ઉપાય ? ?" આવા વ્યવહાર શબ્દોથી અને દિલાસાનાં પ્રામાણિક વચનોથી સાસુ વહુનાં મન ઉપર સારી અસર થતી; અને તન મન ને ધનનો યથાર્થ ઉપયોગ કરવા તત્પર રહેતાં. પ્રભુ ભજનો ગાઇ, સાંભળી, દુઃખના દિવસોમાં કાંઇ શાંતિ, દિલાસો મેળવતા હતા. વલ્લવ પટેલ પણ પોતાના પ્રિય પુત્રના વિયોગ કષ્ટથી ત્હેના મરણથી ખિન્નાન્તઃકરણ થઈ ગયા હતા. કાંઇ પણ કામની હોંશ થતી નહિ છતા પણ સ્હમજુ હોવાથી પત્ની અને પુત્રવધુને દિલાસો આપ્યા કરતા. પુત્રના મૃત્યુથી કેવળ નિરાશ થઈ જવાથી પોતાનો તમામ પૈસો ગામના ગુપ્તમરાથી અને કોલેરાના તાજા ભયંકર વ્યાધિથી પીડાતી પ્રજાના ઉપયોગમાં આપી દીધો હતો. આમાં ત્હેમની પુત્રવધુ સાનુમત હતી. ફક્ત ત્હેમનાં પત્ની સ્હેજ વિરૂદ્ધ હતા કારણ કે " વહુ ને આશા છે" એમ બધાને જીવિતદાન દેતી આશાથી ઘણી પેઢીનો અને પૂર્ણ પરસેવો ઉતારી ભેગો કરેલો પૈસો ખરચાઈ જવાથી, તેમનો જીવ કપાઈ જતો હતો; છતાં પણ જ્યારે જ્યારે તેઓ સ્હેજ આડા આવતાં ત્યારે ત્યારે પુરાણીનો બોધ ને તેથી થયેલો સ્મશાનવૈરાગ્ય યાદ આવવાથી શાંત થઇ જતાં. વળી કહેતાં કે—" સાંભળ ! હું તમામ પૈસો ખરચી નાખીશ તેથી આવનાર બાળક કાંઈ ભૂખ્યું નહિ મરે અને તેમ છતાં પણ કદાચ મરે તો કેમ કરવું ? આપણા એકના બાળકના કરતા હજારો બાળક અને સ્ત્રી પુરૂષોના જીવન શા માટે નષ્ટ થવા દેવાં ? ગાંડી ! દાન કરે પ્રભુ એને આપી રહેશે. હું, હું ને આ બાળક વહુ એની ચિંતા ને પોષણ કરી શકવાનાં નથી પણ ત્રિલોકીનો નાથ અને જીવિતદાન પામેલી એવી પ્રજાના આશિર્વાદ તો પોષશે અને છે જ."

× × × × ×

માનબાઇને મૃત્યુ પામ્યે દશ વર્ષ થઇ ગયાં છે. બાળક પુત્રી શિવગંગા પણ એટલા વર્ષની થઇ છે છતાં પણ હજી તેને પરણાવી નથી. તેથી ઘરનો ઓરમાં ચિન્તામગ્ન રહે

છે. જેમ બને તેમની દીકરીને ત્યાં લગ્ન કરી દેવા ડોસાને આજીજી કરવામાં આવે છે, છતાં પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રીને ગમે ત્યાં હોમી દેવાને ડોસાનું મન માનતું નહિ. નીચા કુળમાં દેવાય નહિ ને ઉંચા કુળમાં વર નહિ, તેથી તે દસ વર્ષની થવા પામી; આખી ગામ આખું ખળભળી ઉઠયું-"છોડીને તે આવડી બધી મોટી કેરાતી હશે? આ બાપુની તે ગત જાઈ કે આમ!" વિગેરે વારંવારની, વિવિધ વાગ્બાણોથી ડોસા બિચારા-નવા અને જુના વિચારોમાં હિંચકા ખાતા. આખરે ડોસાએ પાસેના ગામના એક ત્રીસેક વર્ષના કુળવાન તલાટી સાથે બે શોકયોપર શિવગંગાને ત્રીજી તરીકે પરણાવી દીધી. આમાં ડોસાનું મન માનતું નહોતું પણ શું કરે! ઉંચાકુળમાં મોટી ઉમ્મરનો વર ફકત આજ હતો. કુળની અને વરવિક્રયની મોકાણને લીધે-"ભલ ભલા કુંવારા અને બોજાને બે બાયડીઓ-એક અજીર્ણે મરે ને એક ભૂખે મરે" આવી સ્થિતિ હતી. આ દુષ્ટ રિવાજથી, કન્યા ન મળવાથી કેટલાંએ કુટુંબો પાયમાલ થયાં છે. કેટલાંએ ભ્રષ્ટ થયાં છે. કેટલાએ ઝનાનો ભર્યો છે ને કેટલાએ લીલામ કર્યું છે. ધિક્ છે, આ અને આવી જાતના હાનિકારક રિવાજોની તરફેણ કરનારાઓને!!!

\+ + + + +

વીરપુર એ રામપુર કરતાં મોટું છે આજે ગામમાં અસાધારણ ધામધુમ ચાલી રહી છે. ચૈત્ર સુદનવમીનો દિવસ છે, એટલે રામચંદ્રજીની જયંતી નિમિત્ત ઉત્સવમાં બધાં જ્યાં ત્યાં ફરતાંફરતાં જણાય છે. કેટલાક રામજી મંદિર તરફ અને કેટલાંક ઘર તરફ વળતાં જણાય છે, માંહોમાંહે કાંઇ વાતો કરતા હોય એમ લાગે છે.

ગંગા—"બેન, તલાટીના-આ વહુ તો હાશ દેખાયસે. જાણે ત્યાં જવાનું મન થાય એવું સે!"

રામી—"હંઅ, ને વળી એક કયમ બોલે સે! ડાહ્યા વિના આવાં મેળેજનું પુતળું-મોટા તેરમારખા જેવા ધણીને પાંણી પાંણી કરી નાખ્યો છે! આપણાથી થાય!"

પશી—"આ જોને, આપણી વાત કહે છે. એમની જ બે બાયડીઓ રેવલી અને અ-મથી ગઇ તે ખાહડે મારીઓ?? પૂછે છે કાંઇ ભાવ!"

ડાહી—"શું કરે બચારીઓ? રોજ માર ખાઇ ખાઇને કુચો નેકળી જતો હતો, વીં માર ને વગર વેંકે માર, એ તે બણું આમ ખમાય?"

રામી—"ત્યારે આનાથી આમ ખમાતું હશે!"

ગંગા—"ના. આને તો કોઇ દહાડો મારતો હાંભળ્યો નથી"

રામી વિગેરેએ કહ્યું કે-કાલે આપણે એમને પૂછી જોઇશું.

ગંગા—"ના પુરીએ તો એ ઘરની વાત કદી કહે એવાં નથી. હું પાડોશમાં રહું છું તે દરરોજ પૂસવા જાઉ છું. પણ કહેતાંજ નથીને!"

રામી—"ત્યારે હાલે એનો વાંક આવે એવું તું કાંઇ કર, ને અમે બધીઓ તારે ત્યાં જોવા આવીશું." એટલું કહી બધી છુટી પડીઓ. ગંગાએ જઈ પટલાણીની કચેરી ભરવા અને પટેલને ચઢાવવા ચોરે વાત છંછેડવા પોતાના ધણીને કહ્યું: નવરાં બાયડીઓ

શું કરે ? ઠીક, આ એક કામ હાથમાં આવ્યું રાત્રે પાંચ દસ પણ ભરાયા તે વખતે ગંગાના વરે વાત ઉપાડી-" ઓહો ને ! પટેલ, તમે તો આ પટલાણીને છેક જ વશ થઇ ગયા લાગો છો ? લોકો ત્હમારી વાતો કરે છે કે તાલેવાનની દિકરી આણી, તેથી અંજાઇ ગયા છો કે શું" પેલી બિચારીઓને તો દરરોજ વરસાદ પાણી આપતા હતા; અને આને તો કંઇ નહી ?" આ વાતને બધા નવરાઓએ વધાવી લીધી આખરે પટેલને પુષ્કળ પાણી ચઢાવ્યું મૂળ તો મીઆં ગાંડા હતા જ ને તેમાં વળી ભાંગ પીધી !"

ગરીબ-ગાય બિચારી શિવગંગા-પિયરમાં મહા મોંઘી ને મહા લાડવાઇ શિવગંગા-સાસરામાં બહુ ત્રાસમાં રહેતી. સાસુ નણંદ કોઇ નહોતું પણ ધણી જ અર્ધચક્ર જેવો-બધાની ગરજ સારનાર હતો જુનીઓને ઘણો જ મારતો, ત્રાસ દેતો, ગાળો દેતો, ડામ દેતો અને છેવટે ખોટાં તહોમતો મૂકીને કાઢી મૂકેલી હતીઓ ! બોમ લાગ્યા હતા ડોસાના બિચારાના કે તેણે આ કુળવાન લાયક 'મુસ્તીઓ' શોધી કાઢયો હતો. તે આને પણ દરરોજ સતાવતો. બે વર્ષમાં તેણે જ તેને "ત્રાહ ત્રાહ" પોકરાવી હતી પોતાના ઉંચા કુળનું અભિમાન ધરાવતો, રાતા ડોળા ઘુરકાવતો, પાતળી સોટી ચમકાવતો, આ મોહન પટેલ, શિવગંગાને પણ કહેતો કે—"સાલી જોઇ લેજે, ત્હારી પણ વ્હલે. જો જરા પણ વાંકી ચાલી ને તો આ સોટી જોઇ છે ? ને બીજી લાવતા વાર નહિ લાગે. ઉપરાઉપરી એકવીસ બોયડીઓ કરૂં એટલી મ્હારી શક્તિ છે." વગેરે બકવાદ કરી, મુછો ઉપર હાથ ફેરવતો ને કદિ કદિ બાંહો ઉંચી કરતો, કદિ કદિ મોટા બખાળા પાડતો એટલા સુધી જતો કે લોકો જાણે કે—આ નવી સુંદરીથી મોહી નથી પડયા !

નિર્મળ મનની માના ઉંચા સંસ્કાર પામેલી, ધર્મની અને ધર્મવીરની છાયામાં ઉછરેલી; કેળવાયલી, શિવગંગાના સદ્‌ગુણુ જે તેને શરૂઆતમાં મોહની ને પછી સરસ પ્રીતિની સાંકળમાં બાંધનાર છે. ગમે તેટલું કષ્ટ હોવા છતાં પણ મા, દાદા, વગેરે જાણે તો તેમને દુઃખ થાય અને પોતાનું ઉઘાડું પડે—આવા હેતુથી તે એક અક્ષર પણ કોઇને મોઢે કહેતી નહિ. બધું જ મુગે મોઢે સહન કરતી અને સુધારવા ઉપાય કરતી.

આગલી રાતના ચોરેથી મિજાજ ખોઇને, આવેલા મોહન પટેલ, આખી રાત શિવગંગા સાથે બોલ્યા નહોતા શિવગંગાને તેમને બોલાવવાનું મન થતું પણ કદાચ ગુસ્સે થઇ જાય તો ? એ વિચારથી તે ત્રાસતી બોલાવવાનો વિચાર માંડી વાળતી-એમ છતાં પણ આખી રાત પંખો નાંખવાનું તેણે ચાલુ રાખ્યુ હતું. આથી પટેલ કદાચ "કેમ બોલી નહિ ?" કહી સ્હામો વાંક કાઢત-પણ આ ઉત્તમ પ્રકારની સેવા જોઇ શાંત ઉંઘમાં ઘેરાયા હતા. સ્હવારમાં વાંક શોધવાનો પ્રયત્ન કર્યો. દશેરાની એક મોટી ટેટી લઇ આવ્યા ને લાવીને શિવગંગાના સામુ-કાંઇ પણ વ્યવસ્થાનું સૂચન કર્યા વિના—નાંખીને ચાલવા માંડયું. શિવગંગા બિચારી ઘડીવાર વિમાસણમાં પડી. તેણે ટેટીની ઘણી વસ્તુઓ બનાવી જેવી કે પૂરણ, શાક, રાયતું વગેરે અને એની સાથે જમવાને પણ પુરી, રોટલી, કઢી, દાળ વિગેરે બનાવ્યાં. સર્વ વાનીઓ તેણે એવી સુઘડતાથી અને ચતુરતાથી કરી કે પટેલ વાંક કાઢી શકે નહીં.

# समाज-साहित्य-विज्ञान.

## આપણું કર્ત્તવ્ય.

લેખકઃ—સૌ. બ્હેન અવન્તિકા.

બ્હેનો, એતો ચોક્કસ છે કે જો આપણે આપણી પોતાની, આપણી ભવિષ્યની પ્રજાની, તેમજ આપણા દેશની સ્થિતિ સુધારવી હોય તો આપણે અંતઃકરણની ખરી લાગણીથી, અને હિંમત તથા દૃઢતાથી બની શકતા પ્રમાણમાં પરોપકારનાં કામો કરવાં જોઇએ, કારણ હવે જમાનો બદલાયો છે આપણા આચાર વિચાર અને રીત રિવાજોમાં ઘણો ફેરફાર થતો જાય છે. કેળવણીની બાબતમાં જાગૃતિ આવતી જાય છે. ખોરાકમાં પણ ઘણી જાતના ફેરફાર થયા છે, તેવી જ રીતે આપણા પહેરવેશમાં પણ આગળના કરતાં ઘણો જ ફેર પડી ગયો છે કારણ તમારે કબુલ કરવું પડશે કે બ્હેનો, તમે જેવાં સાડી પોલીકાનાં ઘરેણાં વગેરે હાલમાં પહેરો છો, તેવાં આગળના વખતમાં હતાં નહિ. ટૂંકામાં એટલું જ કહેવાનું કે જ્યારે જમાનો બદલાય છે ત્યારે કાંઈ એક જ ચીજ બદલાતી નથી પણ બધી ચીજોમાં ફેરફાર થતો જાય છે એટલે હવે આપણે અસલની જૂની સ્થિતિમાં રહી શકીયે તેમ નથી. માટે આપણે સમયને અનુસરી વર્તવું પડે, એમાં નવાઇ નથી.

બ્હેનો, હવે આપણને નવી જાતનું વાંચવાનું મળે છે, જુદાંજુદાં વાતોનાં પુસ્તકો, વર્તમાનપત્રો, વગેરે વાંચવાથી આપણને ઘણા નવા વિચાર મળી શકે છે, જે લાભ અસલના વખતમાં આપણી બ્હેનોને મળી શકતો નહી. તે હવે મળી શકે છે વખતે કોઇક બ્હેનો સાધારણ ભણી હોય તો તે ભાગવત રામાયણ વિગેરે પુસ્તકો વાંચી બેસી રહેતી કારણ તેને બીજું વાંચવાનું મળતું નહી પણ બ્હેનો, એ સ્થિતિ હવે બદલાઈ ગઇ છે. આપણને સગવડ છે, સાધન છે, અનુકૂળતા છે, તો હવે આપણા માટે ઉંઘમાંથી જાગવાનો અને આપણી ફરજ સમજી કામ કરવાનો વખત આવી પહોંચ્યો છે

ઘણી બ્હેનો અભ્યાસના ફાયદા સમજે છે અને તેથી પોતાની પુત્રીઓને ભણાવે છે પણ જ્યા તે ૧૨–૧૩ વર્ષની થાય છે. ત્યાં તેમને નિશાળેથી ઉઠાડી લે છે—તે એમ કરીને કે આવડી મોટી છોકરી નિશાળે જાય તે ઠીક ન કહેવાય. લોકો નકામી વાતો કરશે, આવા ભયને લઇને તેઓ પોતાની પુત્રીને નકામી રખડવા દે છે આવે વખતે બ્હેનો સમજે છે કે પુત્રીને હજી વધારે ભણાવવાની જરૂર છે, તે ભણી શકે તેમ છે. ને વધારે ભણવાથી ઘણા ફાયદા છે, પણ લોકોની ટીકાથી ડરી જઇ, પોતાના મનની નિર્બળતાને લીધે તેને શાળામાંથી ઉઠાડી લે છે અને હાથે કરીને પુત્રીની જિંદગી ખરાબ કરે છે પરિણામમાં કેટલીક પુત્રીઓ અધુરી કેળવણીથી છકી જાય છે, અને તેમનામાં ડહાપણ, નમ્રતા વગેરે સદ્દગુણો આવતા નથી પૂર્ણરીતે કેળવાયેલી બ્હેનોના પ્રત્યક્ષ દાખલા આપણે જોઇએ છીએ. તેમનામાં, નમ્રતા, વિવેક, સહુસાથે હળીમળીને કામ કરવાનો ગુણ વિગેરે સદ્દગુણોને લીધે આપણા મનમાં તેમને માટે ખરેખર માનની લાગણી ઉત્પન્ન થાય છે

ઘણી બ્હેનોમાં લેખ લખવાની શક્તિ હોય છે, ઘણી બ્હેનોમાં ભાષણ કરવા શક્તિ

હોય છે, અને ઘણી બ્હેનો કવિતા પણ બનાવી શકે તેમ હોય છે, પણ તેમનામાં બહાર પડવાની હિંમ્મત જોઇએ તેવી નહીં હોવાથી તેઓ છતી શક્તિએ અંધારામાં રહી જાય છે.

કેટલીક બ્હેનોને વાંચવાનો શોખ હોય છે, અને ઘરમાંજ વાંચવા લાયક પુસ્તકો પડયાં હોય તેમ છતાં તેમનાથી વાંચી સકાતાં નથી, કારણ, ઘરમાં સાસુ નણંદ વિગેરેને ગમે નહીં. તેઓ એમ કહે કે આ તો ભણીને મોટી પંડિતા થઇ ગઇ, સુધરી ગઇ, આતો ચોપડીઓ જ વાંચ્યા કરે છે. આવી આવી ટીકાથી ડરી જઈને આપણી બહેનો વાંચતી જ નથી—પછી ભલે પુસ્તકો કબાટમાં પડયાં પડયાં ઉધઇને ખવાઇ જાય!

બ્હેનો, આગળના વખતમાં કોઇ બ્હેન કાંઈ જાહેર કામ કરવા ઇચ્છા રાખતી તો તેમને મદદ કરનાર કોઇ નહોતું તેથી ઉલ્ટુ તેની ઇચ્છાને તોડી પાડનાર ઘણાં હતાં પણ હવે તો એવો વખત આવ્યો છે કે તમોને બતાવનારા ઘણા બંધુઓ અને બ્હેનો તૈયાર છે. તમારૂં કામ ઉપાડી લેનાર તેમ તેમને આગળ વધવાને ઉત્સાહી કરનાર અનેક દેશબંધુઓ ઉતેજાર છે, તમે કાંઇ નાનું કામ કરશો તેને તેઓ મોટા રૂપમાં બતાવશે તે એમ માનીને કે તમને ઉત્સાહી કરવામાં આવે તો તમે ધીમે ધીમે આગળ વધો અને દેશની ઉન્નતિ કરવામાં મદદ રૂપ થાઓ.

આમ છતાં અફસોસની વાત એ છે કે આપણી બ્હેનો જાહેર સંસ્થાઓમાં કામ કરવા માટે અચકાય છે, તો પછી આગળ વધવાનું તો શું જ કહેવું? તમે ક્લબમાં જાઓ, જાહેર મેળાવડામાં જાઓ; કાંઇક નવું શીખો—જાણો—અનુભવો તો સારૂં એવા વિચારો તમારા પતિના હોય, પિતાના હોય, બંધુઓના હોય, તોપણ ફક્ત પાડોશીની કે જ્ઞાતિના માણસોની ટીકાથી ડરીને તમે તેમાં ભાગ ન લઇ શકો, તે કેટલું શોકકારક છે!

બ્હેનો, તમે સતીમંડળ તો વાંચ્યું જ હશે અને તેમાં ઘણી સતીઓનાં અદ્ભુત પરાક્રમો વાચ્યા હશે. સતી થઇ આગમાં બળી મરવું, અખંડ પતિવ્રત પાળવું અને પોતાના પતિના શત્રુનું વેર લેવા માટે હાથમાં ખુલ્લી તરવાર લઇ લડવૈયા સામે લડવું, એ કાંઇ હિમ્મત વિના બનતુ હશે? એ કાંઈ ઘરમાં બેસી રહેવાથી બન્યું હશે? કદિ નહીં. પણ આજના વખતમાં આપણે શું જોઇએ છીએ? જો ઘરમાં કાંઇ ખડખડાટ થાય કે ચોર આવ્યો હોય તો આપણી બ્હેનો માથે મ્હોંયે ઓઢીને સુઇ જાય છે અને બીકને લીધે કાંઇ બોલી શકતી નથી. તેવે વખતે ઉઠીને કાઇ પણ તપાસ કરીએ નહી અથવા હિમ્મતથી પુરૂષ વર્ગને ચેતાવીએ નહીં, એ આપણી કેટલી બધી નિર્બળતા છે અને તેને લઇને જ આપણે દુઃખ ભોગવીએ છીએ; એમાં નવાઇ નથી.

બ્હેનો, આપણામાં એક જાતનું બીકણપણું છે, જેને લઇને આપણે આગળ વધી શક્તાં નથી. આપણામાં ટીકા સહન કરવાની શક્તિ નથી. આપણી વાતો થાય કે ફલાણી બ્હેન તો ક્લબમાં જાય છે, સમાજમાં જાય છે, માટે તેની સાથે આપણે બહુ વહેવાર રાખવો નહીં. તો તેથી આપણે જરી જઇએ છીએ; "અરે, તે મારી સાથે બોલતી નથી. મારી ટીકા કરે છે, હશે, ત્યારે આવતા રવિવારથી હું ક્લબમાં નહી જઉં." બસ થઇ રહ્યું. આપણા મનની કેટલી બધી નિર્બળતા! બ્હેનો, ત્યારે આપણે કાંઇ પણ જાહેર કામ કરીએ, ત્યારે તેની પાછળ ટીકા તો થવાની જ. તેને સહન કરવાની શક્તિ આપણે

રાખવી જોઇએ એ ધ્યાનમાં રાખવું કે કોઇપણ ખરાબ કામ કરતાં હોઇએ તોજ આપણે બ્હીવાનું છે જ્યાં સ્ત્રીઓના જ મેળાવડા થતા હોય, ત્યાં કેળવાયેલી બ્હેનો આપણને સુધારવાને પ્રયત્ન કરતી હોય, જ્યાં આપણને ગમ્મત સાથે જ્ઞાન મળતું હોય, નિર્દોષતાથી અને સભ્યથી બ્હેનો એકત્ર થતી હોય, ત્યાં જવામાં શું નુકસાન છે? આપણા જ સ્વાર્થને માટે આપણે જવાનું છે. બ્હેનો, વિચારો કે આપણે આ જગતમાં શા માટે જન્મ્યા છીએ? માત્ર ખાવું પીવું, લુગડાં ઘરેણાં પહેરવાં અને ઘરમાં ગોંધાઇ રહેવું-એટલા માટે જ પ્રભુએ આપણને જીંદગી આપી નથી. અઠવાડીઆમાં ફક્ત ૨-૩ કલાક સ્ત્રીઓના મેળાવડાઓમાં જવાથી પણ આપણને કેટલો બધો આનંદ મળે છે?

કેટલીક બ્હેનો સાસુ નણંદ અને કેટલીક વખતે પતિના ત્રાસથી તેવી રીતે બહાર જઇ શકતી નથી અને ઘરમાં જ રહે છે આથી તેમને નવીન જાણવાનું મળતું નથી હું ને મારૂં ઘર-એ પ્રમાણે એકના એક જ ક્રમથી તેમને કંટાળો આવે છે અને તેમનાં તન અને મન નબળાં પડી જાય છે તેમ છતાં તેવી બ્હેનો જાહેર સંસ્થાનો લાભ લેતી નથી મેળાવડાઓથી બીજી બધી બ્હેનો સાથે ઓળખાણ થાય, બહાર ફરવાથી મન પ્રફુલ્લિત રહે, અને તન્દુરસ્તી પણ સારી થાય છે, બ્હેનો, આપણે સગાં સબંધીને મળવા જઇએ, દેવ દર્શને જઇએ, કે કોઇ મરી ગયું હોય ત્યાં બેસવા જઇએ, તેવે વખતે ત્યાં ચાર પાંચ સ્ત્રીઓ એકઠી થાય કે પારકાની નિંદા કુથલી સિવાય બીજી વાતો થતી જ નથી બ્હેનો, તેમ નહીં કરતાં તમે સ્ત્રી સમાજોમાં જાઓ તો તમને પોતાને તેમ જ તમારાં બાળકોને જરૂર ઘણોજ લાભ થશે.

આપણી ઘણી બ્હેનો લાજના રિવાજને લીધે તેમ પડદાને લીધે ઘરની બહાર નીકળી શકતી નથી. તેથી તેમનું મન નબળું પડી જાય છે અને તેમનાં ડહાપણ કટાઇ જાય છે. લાજ કાઢવાથીજ મર્યાદા જળવાય છે, એ માનવું ભૂલભરેલું છે જો કે મર્યાદા રાખવી, એ સ્ત્રીઓનો મોટામાં મોટો ગુણ છે અને તે સર્વ બ્હેનોમાં-પછી તે લાજ કાઢતી હોય કે ન કાઢતી હોય તોપણ ઓછા વધતા પ્રમાણમાં હોય છે જ

બ્હેનો, આપણે ધારીએ તો ઘણું કરી શકીએ તેમ છે અને તેને માટે મનની દૃઢતાની જરૂર છે. આપણે જો આપણો સ્વાર્થ સમજતા હોઇએ અને કોઇપણ રીતે જનસમાજને ઉપયોગી થવા ઇચ્છતાં હોઇએ તો આપણી શક્તિ અનુસાર કોઇ પણ તેવી જાહેર સંસ્થાઓ દ્વારા બીજાને ઉપયોગી થઇ પરોપકારના કામો કરવાં જોઇએ. બ્હેનો, પરોપકાર સમાન બીજું પુન્ય નથી આપણે કેળવાઇશું તો બીજાને કેળવી શકીશું, માટે હવે તો આપણામાં બળ વધારી, કલેશકંકાસ છોડી દઇ, મારૂં તારૂં મૂકી દઇ, જેમ બને તેમ લોકોપયોગી અને દેશસેવાના કામો કરવા જોઇએ

---

## કેળવણીનો ચર્ચાતો પ્રશ્ન.

લેખક—બ્હેન વસુમતિ ધીમતરામ પંડિત

આજકાલ કેળવણી કેમ આપવી, તે સંબંધી ભાષણો તથા લખાણો પુષ્કળ થઇ રહ્યાં છે પરંતુ તે કેળવણી કેવા પ્રકારની આપવી તેનું ધોરણ હજુ નક્કી થયું નથી. જ્યાંસુધી

ભાષણો અને લખાણોમાં જ કલ્પના રમ્યા કરશે અને કર્તવ્યપરાયણતા પ્રાપ્ત થશે નહીં ત્યાં સુધી દેશોન્નતિ પણ 'આકાશ કુસુમવત્' રહેશે. માત્ર કલ્પના કરવાથી જ કંઇ કાર્ય થઇ શકવાનાં નથી, પણ કાર્યનો આરંભ કરવાથી જ કાર્યો ઉદ્ભવશે. ઇગ્લાંડના ઇતિહાસના વાચકને ખબર હશે જ કે તે દેશ પ્હેલાં કેવી સ્થિતિમાં હતો અને આજે તેનું સામ્રાજ્ય કેટલું બળવંત અને ઉજ્વળ છે! આઠ દશ કરોડની વસ્તીવાળું જર્મની પણ આજે ત્રણ ત્રણ વર્ષથી કેવું મહાભારત યુદ્ધ આદરી બેઠું છે અને કેટલું પગભર થયલું છે તે સર્વને વિદિત છે આગળ ઉપર તેજ જર્મની કેવી અવ્યવસ્થિત હાલતમાં હતું, તે ઇતિહાસ વાંચનારને કંઈ અજ્ઞાત નથી. આજે પ્રાપ્ત થયલો આ સમય પણ આપણને કર્તવ્ય કરવાનો છે—નહીં કે બોલીને જ માત્ર બેસી રહેવાનો. જે સમય જાય છે તે પુનઃ પ્રાપ્ત થતો નથી માટે તે સમય વ્યર્થ વાર્તાલાપમાં વ્યતીત કરવો વ્યાજબી નથી. જ્યારે સુરતમાં આર્યસમાજનું નવું બંધાયલું મકાન ખુલ્લું મુકાયું ત્યારે આપણા દેશના મહાન્ સત્યાગ્રહી મહાત્મા ગાંધીજી ત્યાં પધાર્યા હતા અને તેમણે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. તે દિવસનો સાત કલાકનો કાર્યક્રમ જોઇને પોતે બોલ્યા હતા કે—"આ પ્રમાણે આટલા બધા કલાક બકબકાટો કરવામાં કાઢવાને બદલે જો આપણે ખરેખરૂં કંઇ કાર્ય કરીએ તો કેટલો ફાયદો થાય? દૃષ્ટાંત તરીકે જો આ મંડપની ભૂમિ આપણે બધા ભેગા મળી સાત કલાક સુધી ખોદીએ અને પછી તેમાં વાવેતર કરીએ તો આવતે વર્ષે આપણે તેમાંથી પાક ઉતારી શકીએ અને ત્યારેજ આપણે ગુમાવેલો આટલો વખત સાર્થક થયેલો ગણાય. તેથી ભાઇઓ, હવે જીભડીનો પટપટારો મૂકી. કર્તવ્યપ્રદેશ તરફ વળો." આ જ ઉપદેશમાં એ મહાત્માના આખા જીવનનો સાર આવી જાય છે, તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. પોતે ચંપારણ્યના ખેડુતોની તપાસમાં કેવા કર્તવ્યનિષ્ઠ થયા હતા તે ન્યુસપેપર વાચનાર વર્ગથી અજાણ્યું નથી, વળી આપણા દેશના અમૂલ્ય હીરા સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલે પણ કેવા કર્તવ્ય પરાયણ રહેતા હતા તે આપણે ક્યાં નથી જાણતા! સરવંટ ઑફ ઇન્ડીઆ સોસાઇટી સ્થાપી પોતે આખું જીવન તેમાં સમર્પણ કરી રહ્યા હતા એમના અકાળ મર્ણથી હતભાગી હિંદને દુઃસહ આઘાત થયો છે પરંતુ હવે ગત ન શોચવ્યમ્નુ સૂત્ર ધ્યાનમાં રાખીને આપણે એમના દૃષ્ટાંતનું અનુકરણ કરવું, એજ આપણું કર્તવ્ય છે. આજ કાલ આપણા દેશમાં નરરત્નો ઘણા ઉત્પન્ન થયા છે અને થશે, પણ દેશસેવા માટે પોતાનું જીવન સહર્ષથી સમર્પણ કરનાર થોડા જ નિકળે છે. જ્યાં સુધી દરેક વ્યક્તિમાં પોતાનો દેશનું અભિમાન જાગ્રત થશે નહી ત્યાં સુધી આપણા ભરતખંડનું ભાવિ ઉજ્વલ થવામાં વિલંબ લાગશે, એ ચોક્કસ સમજવું. બે ત્રણ વર્ષમા આપણે કેટલા નરરત્નો ગુમાવ્યાં છે, તે વિચારતાં હૃદયને ઘણો આઘાત થાય છે. પૂજ્ય મહાત્મા ગોખલે, લોકનાયકના ખરેખરા અને તાજ વગરના રાજા તુલ્ય—સ્વ. ફીરોજશાહ મેહેતા, અને મહાન્ મહર્ષિ તથા દાદાનું ઉપનામ ધારણ કરનાર સ્વ દાદાભાઇ. નવરોજજી આ નશ્વર જગતનો ત્યાગ કરી સમાધિસ્થ થઇ ગયા છે. હમણાં જે રાજકીય ચળવળ થઈ રહી છે, તેમાં એમની સલાહ અતિ ઉપયોગી થઇ પડત. નવા નરરત્નો મેળવવાને બદલે આમ એક પછી એક દેશના અમુલ્ય હીરા ખરતા જાય છે, એ કંઈ ઓછી ખેદકારક વાત નથી, કેટલા વખતથી હિંદ જે અંધારારૂપ અજ્ઞાનતામાં પડી રહ્યું હતું તેની ક્ષિતિજમાં હવે સૂર્યદેવના આછાં આછાં કિરણોનો ઉદય થતો દેખાવા લાગ્યો છે.

એ. જોઇને જ આત્મચિન્તન કરનારને કંઇક આશ્વાસન મળે છે. જ્યારે આપણા મહાન સામ્રાટ પંચમ જયોર્જ રાજા દિલ્હીમાં દરબાર ભરવા સને ૧૯૧૨ માં અત્રે પધાર્યા હતા ત્યારે તેમણે પણ આપણા દેશને આશ્વાસન રૂપે બંગભંગ રદ કરી આશા, આસ્થા અને જ્ઞાનનાં ત્રણે સતતું અવલંબન કરવા સૂચવ્યું હતું અને દર વર્ષે કેળવણી પાછળ વિશેષ ખર્ચ કરવાનું શ્રીમુખે કહ્યું હતું. હવે કેળવણી કેમ આપવી, કેવા પ્રકારે આપવી, વગેરે વ્યવસ્થા આપણેજ કરવાની છે. કહેવત છે કે મેઘ સમાન જલ નહી અને આપ સમાન બલ નહી. ઇસપનીતિમાં પણ એક વાત છે કે—"હરક્યુલિસ નામનો એક માણસ પોતાનું ગાડું લઇને જતો હતો. તેવામાં તેનું ગાડું કાદવમાં પડ્યું અને તેના પૈડાં કાદવમાં ચોટી ગયા; આ પ્રમાણે પોતે અધવચ જંગલમાં ફસાઈ ગયો તેથી તે ખુબ રડવા લાગ્યો અને નિરાશામાં આક્રંદ કરતો હતો; એટલામાં એક વૃદ્ધ મનુષ્ય તે રસ્તે આવતો દેખાયો. તે વૃદ્ધ પાસે આવી તેને રડવાનું કારણ પૂછવા લાગ્યો, ત્યારે હરક્યુલિસે કાદવમાં ચોંટી ગયલાં પૈડાં તરફ આંગળી કરી, પોતાની મુશ્કેલીનો ખ્યાલ આપ્યો. આવું દ્રશ્ય જોઇને તે વૃદ્ધ મનુષ્યે કહ્યું કે "ભાઇ આ પ્રમાણે આક્રંદ કરવાથી કંઇ તારૂં ગાડું એની મેળે કાદવમાંથી નિકળનાર નથી પરંતુ તું જાતે મ્હેનત કર અને તારી સઘળી શક્તિનો ઉપયોગ કરી—બળ અજમાવ એટલે જરૂર પરમેશ્વર તારા કાર્યમાં ફતેહ અપાવશે. નિરાશ થઈ રડયા કરનારને પ્રભુ સહાય કરતો નથી; પણ જે પુરુષ સતત ઉદ્યોગ કરે છે તેને જ ઇશ્વર સહાય કરે છે, એ વાત તું કેમ ભૂલી જાય છે? હું તો અતિ વૃદ્ધ થઇ ગયો છું એટલે મારી મદદ તને કેટલી કામ લાગશે? તેટલા માટે તારા બાહુ બળ પર વિશ્વાસ રાખી મ્હેનત કર એટલે તારૂં ગાડું જરૂર કાદવમાંથી બ્હાર નિકળી શકશે." તે વૃદ્ધની શિખામણ પ્રમાણે કરવાથી આખરે હરક્યુલિસનું ગાડું કાદવમાંથી બ્હાર નિકળી શક્યું. તે પ્રમાણે આપણે પણ આપણું કેળવણીનું ગાડું પ્રયત્નથી બ્હાર કાઢવાનું છે. ધીમે ધીમે કેળવણી હવે વધતી જાય છે પરંતુ સ્ત્રીકેળવણીનો હજુ જોઇએ તેવો વિકાસ થયો નથી. સુશિક્ષિત બ્હેનો આ વિષયપર ચર્ચા કરે છે પણ તેનું પુરેપુરૂં ફળ હજુ સુધી પ્રાપ્ત થયું નથી. મોટી વયની સ્ત્રીઓ કેળવણી લઇ શકે એવી સંસ્થાઓ ગામે ગામ થવાની જરૂર છે અને કેળવણી પામેલા પુરુષો તથા સ્ત્રીઓએ અગાડી પડીને કામ કરવાની ખાસ આવશ્યકતા છે. આવું થશે ત્યારે જ મોટી વયની સ્ત્રીઓ આપણે ઇચ્છીએ છીએ, તેવી કેળવણી લઇ શકશે. આવી સંસ્થાઓ કાઢવાને માટે નાણાંની તો ખાસ જરૂર પડે એ દેખીતું છે; તેથી આપણા શ્રીમંત વર્ગે આવા પરોપકારી કાર્યમાં મદદ કરવી ઘટે છે. વનિતા વિશ્રામ જેવી સંસ્થાઓ દેશમાં નિકળી છે. પણ માત્ર બે ત્રણ સ્થળે જ તેની શાખાઓ છે. અમદાવાદમાં થોડા વખતથી સૌ. શારદા સુમંત મ્હેતાએ જે સંસ્થા ઉઘાડી છે, તેનું કામ ઘણું સારૂં ચાલે છે અને તેવી સંસ્થાઓ આપણા ગુજરાતમાં વધારે ને વધારે નિકળે, એવી મારી પ્રભુ પ્રતિ પ્રાર્થના છે. જ્યાં સુધી આપણા દેશમાં સ્ત્રીઓ સંપૂર્ણ કેળવાશે નહી ત્યાં સુધી દેશની ઉન્નતિ થવામાં વિલંબ લાગશે, એ દેખીતી વાત છે. હવે આજ કાલ દેશમાં નવિન પ્રકારનો જુસ્સો ઉદ્ભવ્યો છે, તો તે સમયનો લાભ લેવો જોઇએ. સ્વદેશાભિમાન, દેશોન્નતિ, સ્વરાજ વિગેરે ઉચ્ચ અભિલાષાઓનો ઉદ્ભવ થયો છે તો તેવા સમયમાં સર્વ ક્ષેત્રમાં જાગૃતિ આણી, આપણું ઇષ્ટ શ્રેય સત્વર સાધી એજ મારી હૃદયોર્મિ છે.

---

# આધુનિક સમયનો સ્ત્રી ધર્મ.

લેખક—એક બહેન.

આધુનિક સમયનો સ્ત્રી ધર્મ એટલે હાલના વખતમાં સ્ત્રીઓ શું કરવું છે એનું માર્ગ દર્શન છે. સ્ત્રીનુ કર્તવ્ય દરેક સમયે સરખું હોય છે.

સ્ત્રી ધર્મ—સ્ત્રીઓને ત્રણ અવસ્થા પ્રાપ્ત થાય છે. તે દરેક અવસ્થાનાં કામે જુદાં જુદાં હોય છે. પહેલી અવસ્થામાં એટલે છોકરી, સમજણી થાય ત્યાં ત્હેના ધર્મ ત્હેનાં માબાપને શીખવવા પડે છે. ઘણે ભાગે આ ફરજ માને શિર આવી પડે છે. તે ઉમ્મરમાં ત્હેને દરેક હુન્નર શીખવાનો વખત મળે છે તેમજ ઘર સંબંધી દરેક બાબતમાં લક્ષ રાખવું પડે છે, તથા માબાપ અને પોતાના ભાઈ બ્હેન તરફની જે ફરજ હોય તે બજાવવી પડે છે. હિંદુ ધર્મ શાસ્ત્રના રિવાજ પ્રમાણે બાળાઓનાં લગ્ન દસબાર વર્ષની ઉમ્મરે થાય છે. અને તેને લીધે બાળાઓ જોઈતી કેળવણી લઈ શકતી નથી અને ત્હેમની તંદુરસ્તીને પણ ઘણું નુકશાન પહોંચે છે.

બીજી અવસ્થા—લગ્ન થયા પછી ત્હેને પોતાના સાસરાનો ભાર માથે આવી પડે છે. હિંદુ સંસારમાં વહુને માન ઓછું હોય છે પરંતુ એટલું યાદ રાખવું કે—એક પુરૂષ અને એક સ્ત્રી મળીને દંપતી થાય છે—એકલા પુરુષ અથવા એકલી સ્ત્રીથી સંસાર ચાલી શકતો નથી—અરસપરસની મદદ જોઈએ. સ્ત્રીના કર્તવ્ય જુદાં હોય છે. સાસરામાં ત્હેણે પોતાનાં સાસુ તથા સસરાને માબાપ ગણી, ત્હેમની સેવા ચાકરી બરોબર કરવી. પોતાના પતિની મરજી વિરૂદ્ધ કાંઈ પણ કરવું નહિં. પતિને સુખ થાય એવા પ્રયત્નો આદરવા, પતિ એજ પરમેશ્વર છે એમ જાણી પોતાના હૃદયમાં તેને જ સ્થાન આપવું.

સારી સ્ત્રી પોતાના પતિ ઉપર પ્રેમ રાજ્ય કરે છે. ખરાબ સ્ત્રી પોતાના પતિ ઉપર કકળાટથી રાજ્ય કરે છે, એટલે સ્ત્રી બને રીતે રાજ્ય કરે છે. જેમ આપણાં મ્હોંમાં દાંત અને જીભ છે અને તે બને સાથે મળીને કામ કરે છે એટલે કે જીભ સાચવીને કામ કરે છે કે દાંતની આડે આવવું નહિં પણ ખોરાક ચાવવામાં મદદ કરવી, તેમ સ્ત્રીનો ધર્મ છે કે પુરૂષને મદદ કરવી, અને તેના કામમાં આડે આવવું નહી. આ પ્રમાણે સ્ત્રી પુરૂષનાં કર્તવ્ય છે. જો કોઈ પણ પોતાની ફરજથી ચૂકે છે, તો તેનું પરિણામ વિપરીત જ આવે છે. તે સ્ત્રી અને પુરૂષના સમાન હક્ક ગણી, તકરાર ઉપર આવવું નહિ કારણ સ્ત્રી અને પુરૂષને એકજ ગણીએ તો આ વાત ઉડી જાય છે ફક્ત અરસપરસની મદદ જોઈએ. એક બીજા ઉપર પ્રેમનો એક બીજા ઉપર સહાનુભૂતિનો એટલે લાગણીનો સ્વભાવ ઉભો થાય છે.

ઘણાં દાખલાઓમાં સમાનતાનો નિર્ણય બહારના કોઈ માણસોના જાણ્યા વિના ઘરમાં જ આવી જાય છે. સાસરે આવ્યા પછી સ્ત્રીને સહનશીલતાનો ગુણ ધરવો પડે છે. તેનામાં એ ગુણ હશે તો તે પોતાનું ઘર સંગીરીને ચલાવી શકશે. પતિને જ્યારે કંઈ મુશ્કેલી આવી પડે ત્યારે તે બરાબર શાન્ત કરી શકશે. દૈવયોગે સામાના ઘરના માણસનો સ્વભાવ ખરાબ હોય તો તે મુંગે મ્હોએ સહન કરી, ઈશ્વર ઇચ્છાને આધિન થવો. કેટલીક સ્ત્રીઓ સાસરામાં કંકાસ કરાવે છે, પણ તેવું ન કરવું. બધા સાથે હળી

ણીને ચાલવુ જોઇએ આપણે જાણીએ છીએ કે "જ્યાં સપ ત્યાં જંપ" ઘણી સ્ત્રીઓ લુગડાં ઘરેણાં સારૂ પોતાના પતિને આખો દિવસ સતાવ્યા કરે છે, પણ તેમ ન કરવું જોઇએ આ બાબતમાં એ વિચારવાનુ છે કે-સ્ત્રી પતિનાં પ્રેમના ચાહતા રાખે છે કે લુગડાં ઘરેણાંની? પતિના પ્રેમ આગળ આખી દુનીઆનું સુખ તુચ્છ છે. જે સ્ત્રીને એ પ્રેમ મળ્યો હોય, હેને ધન્યવાન માનવી. સ્ત્રીએ પોતાનુ શીયળ જીવ જાય પણ ખોવુ નહિ. શીયળ તે સદગુણી સ્ત્રીનું ખરૂ આભૂષણ છે લુગડાં ઘરેણા પહેર્યા કરતાં જો આપણે શીયળ સાચવીશુ, તો તે વધારે દીપી ઉઠશે

ફુરસદના વખતમા સ્ત્રી ઉપયોગી સારાં પુસ્તકો વાંચવા કોઇની ખોટી નિંદા કરવી નહિ અને ઘર ચોકખાઇથી રાખવુ. એ ગુણો આપણે ખાસ ગ્રહણ કરવાના છે

છોકરાંની ગૃહકેળવણી:

છોકરી પોતે બીજી અવસ્થામાં માતા થાય ત્યારે તેણે પોતાના છોકરાંને કેળવી તે અને ધર્મ એટલે ફરજો શીખવવી પડે છે જો માતા કેળવાએલી હશે તો તે પોતાના છોકરાંને સારી રીતે કેળવી શકશે. ન્હાના છોકરા જેવુ દેખે તેવુ કરે માટે હેમનાં મગજમા સારા વિચાર ઉત્પન્ન થાય, તેવા પ્રયાસ કરવા નીચ છોકરાની સોબતમા મોકલવાં નહિ.

છોકરાંને સાચુ બોલવાની ટેવપાડવી સ્વચ્છતા રાખતા, નિયમ પ્રમાણે કામ કરતા, ને દેશ તરફ પ્રેમ રાખતાં શીખવવુ બહુ ખોટાં લાડ કરવા નહિ, બહુ લાડ લડાવ્યાથી છોકરાં મ્હોંએ ચડી જાય છે છોકરાંને જો પહેલેથી ધાકમાં રાખવામાં આવે છે, તો તે આગળ જતાં સારાં નીકળે છે. ઇશ્વર તરફ તેમની ભાવના થાય માટે તેમને આગળના વખતની બનેલી વાતો, આનંદ પડે એવી રીતે કહેવી છોકરાંને બહુ મારવાં નહિ. બહુ મારવાથી છોકરાં નઠોર થઇ જાય છે બાળાઓને મ્હોટી ઉંમરે પરણાવવી કારણ કે ન્હાની ઉંમરમાં છોકરાં થઇ પોતે શરીર બગાડે છે અને છોકરાં સાચવી શકતી નથી તેમ તેમના શરીરના બાંધા મજબુત થતા નથી.

કસરત કરવાની જરૂર:

બેડમિંટન, દળવુ, પાણી ભરવુ, એ કસરતો સારી છે. ઘરમાં કામ કરવુ. તેથી શરમાવુ નહિ.

મરણ પાછળ રોવા કુટવાની રીત તથા છોકરાં ઉપર કકળાટ કરવાની ટેવ સારી નથી ક્ષમા રાખવી ને પરોપકારી થવા પ્રયત્ન કરવો કોઇની ખોટી કુથલી કરવી નહિં પરંતુ બીજાનુ ભલુ ચ્હાઇને આપણને આવડે તે શીખવી ઉપકાર કરવો.

ઘર કરકસરથી ચલાવવું અને કમાણી કરતાં વધારે ખર્ચ કરવો નહિ. બીજાને વાદે ચાલવુ નહિ પણ આપણે આપણા ઉપર આધાર રાખી ચાલવુ બીજાના ગુણ આપણે શીખવા.

• પાડ પાડોશી સાથે સંપથી રહેવુ, કારણ કે જેટલાં સગાવહાલાં કામમાં નથી આવતાં તેટલાં પાડોશી કામમાં આવે છે. આપણો જે ધર્મ હોય તે સારી રીતે પાળવો. "જ્યાં ધર્મ છે ત્યાં જ લક્ષ્મી છે" તે બરાબર ધ્યાનમાં રાખવુ અને દરેક માણસ ઉપર દયા રાખવી

મહાત્મા તુલસીદાસે કહ્યું છે કે —

"દયા ધર્મ કા મૂલ હૈ, પાપમૂલ અભિમાન,
તુલસી દયા ન છાડીએ, જબ લગ ઘટમે પ્રાન"

આગળની સ્ત્રીઓને દેવમંદિર વિગેરે સ્થળે હરવા ફરવાનો શોખ ઘણો હતો. હાલની સામાજિક સ્થિતિ સુધરતાં તે બધુ નષ્ટ પામી ખોટું યુરોપીય અનુકરણ કરવાની ટેવ ઘણી સ્ત્રીઓને પડી છે. ફેશનેબલ ઢબથી કપડાં પહેરવાં, ફેશનેબલ ઢબથી વાળ હોળવા, ફેશનેબલ ઢબથી ચાલવું, એવું ખોટું યૂરોપીય અનુકરણ જ્યારે હાલની ઉછરતી વયની બાળાઓમા જવામાં આવે છે, ત્યારે ઘણો ખેદ થાય છે

સારાં સારાં પુસ્તકો વાંચી, ભણેલી તરીકે ગણાતી, બાળાઓના ઘરની અંદરની એવી ઉડાઉ સ્થિતિ જોઇ, ઘણીવાર અત્યંત ખેદ થાય છે. જ્યારે કેળવાએલી સ્ત્રીઓ આ પ્રમાણે વર્તશે ત્યારે એ બ્હેનો ઉત્તમ સાદાઇ અને નમ્રતાવાળી સુશીલ ગૃહિણીઓ ક્યારે બનશે !

બ્હેનો, જ્યારે આપણામા પારકાનું ખોટુ અનુકરણ કરવાની ટેવ જશે, અને સાદાઇ, "સ્હાવુ અને રહેવું" એ સૂત્ર હમેશા ધ્યાનમાં રહેશે, ત્યારે જ આપણે ઉત્તમ ગૃહિણી બનીશું

ત્રીજી અવસ્થા:

વૃદ્ધાવસ્થામાં પ્રભુનું સ્મરણ કરી, દરેકને સમાન દ્રષ્ટિથી જોવાં ને ધર્મ સંબંધી પુસ્તકો વાંચી પ્રભુની ભક્તિ કરવી. આવા ધર્મ જો આપણી સર્વ બ્હેનો સારી રીતે પાળશે, તો અવસ્ય પ્રભુમય બનશે એ મ્હારી ખરા અંતકરણની અભિલાષા છે કે સર્વ બ્હેનો તેવી બનો. પરમ કૃપાળુ પરમેશ્વર તે પાર પાડે એવી હું પ્રાર્થના કરું છુ

—ooo—

## ગૃહકાર્યની વ્યવસ્થા.

લેખક—અ. સૌ. બહેન ઝવેરી, આર એમ વ્હોરા

સ્ત્રીને ઘરવ્યવસ્થાની કેળવણી આપીને લાયક બનાવવી તે તેના માતાપિતાની ફરજ છે. એ યોગ્ય થયે ગૃહિણી સુખી થઈ લાયક બની, વખાણને પામેથી તેનાં માતાપિતાની શોભાને વધારે છે. સ્ત્રી માત્રને ધ્યાનમાં રાખવાનું એ છે કે વિવાહ પછી ગૃહિણી થયા બાદ, ઘર સંબંધી કાર્ય કરવામાં, રસોઇ તૈયાર કરવામાં તથા ઘરમાંથી વાસણ વગેરે વસ્તુ સોંભળવામા અને મુખ્યત્વે સૌથી પહેલું પતિનું કાર્ય પ્રસન્ન ચિત્તે કરવામાં તેનું હિત છે.

ઘરના સઘળા સર સામાનને સાફસુફ અને સુશોભિત રાખવા તથા જળ અને વસ્ત્રથી સર્વ પ્રકારે ઘર હમેશ શુદ્ધ કરીને ચતુરાઇથી જ્યાં જેમ ઘટે ને વળી સચવાય ને, સોભા દેખાય તથા ખરાબ ન દેખાય ત્યાં તે ગોઠવી દેવાં તથા ખરાબ ન થઈ જાય તેની સંપૂર્ણ કાળજી રાખવી

ઘરખર્ચ કરવામાં ઉદારતા અને કૃપણતા બન્ને ન રાખતાં મધ્યમપણે વર્તવુ. આખા મકાનને પ્રર્ત પ્રકારે લીપીગુંપી સાફસુફ કરી ઉજ્જ્વળ સ્વચ્છ અને દેદીપ્યમાન રાખવું

જ્યારે જ્યારે ફુરસદ મળે, ત્યારે ત્યારે ઘરની સફાઇ અને સર્વપદાર્થોની સંભાળ અને ગોઠવણમાં પ્રયત્ન રાખવો. ભોજનનો ભક્ષ્ય પદાર્થો પોતાના હાથથી જ અથવાતો પોતાની રૂબરૂ બરાબર સ્વચ્છ શુદ્ધ કરાવીને સ્વામી તથા પ્રજાની રૂચિ અનુસાર ભોજન બનાવવું. તેની સાથે ભોજન વૈદ્યકના નિયમ વિરૂદ્ધ અને રોગોત્પાદક ન હોવું જોઇએ.

ઘરસંબંધી નિત્ય જે ખર્ચ થાય તે બરાબર લખી કે યાદ કરી રાખવો અને સંધ્યાએ પોતાના સ્વામીને કહી સંભળાવવો. ક્યારે પણ નવરાં બેસવું નહી. પણ કાંઇને કાંઇ કામ કાઢીને કરવું તથા ક્યારે પણ ફુવડ રહેવું નહિ.

ઘરમાં જે વસ્તુની ખામી હોય અથવા જે વસ્તુ પૂરી ગઇ હોય તે પતિને કહીને મંગાવી લેવી. ઘરમાં કદાચ કોઇ વસ્તુ ના હોય તોપણ બીજાની માગી લાવવાનો સ્વભાવ ન જ રાખતાં જેટલું હોય તેટલે થી જ ચલાવી સંતોષપૂર્વક નિર્વાહ કરવો. આવક કરતાં ખર્ચ વધારે ન થઈ જાય એવો પ્રબંધ રાખવો, નોકર ચાકરસાથે દ્વેષ કે વધારે પ્રીતિ ન કરવાં, પણ તેનું મન સાચવી હોશીઆરીથી, ફુલાવી ફુલાવીને કામ લેવું.

ઘરનું કોઇપણ કાર્ય બગડવા દેવુ નહી. પતિને ઘર અથવા સંતાન તરફની કોઇ પ્રકારની ચિન્તા ન કરવી પડે, તેવી રીતે ઘરનો કારભાર સંભાળપૂર્વક કુશળતાથી ચલાવવો. બે કલાક રાત રહે ત્યારે પતિના ઉઠવાની પહેલા ઉઠવું. પતિના મુખનું દર્શન કરી લેવુ. દાતણ શૌચની હાજત હોય તો કરી આવવાં. તમામ મકાનમા વાસીદું વાળી, જળ છાંટવું. જો ગરીબ સ્થિતિ હોય તો પ્રથમ ઘંટીમાં લોટ દળવો. આ કામ સૂર્ય ઉગ્યા પહેલાં કરવું જોઇએ. રસોડું સાફ કરીને છાણ પાણી છાંટીને શુદ્ધ રીતે તૈયાર રાખવું. પ્રથમ પોતે સ્નાન કરીને પછી પોતાના [સંન્તાનને સ્નાન કરાવવું અને પછી જળ ભરાવવું; અથવા તો ભરવું.

પતિને માટે દાતણ અને ગરમ પાણી ઈત્યાદિ જે તેનો નિયમ હોય તે અનુસાર તૈયાર રાખવાં. એવી જ રીતે સાસુ સસરા વગેરે માટે પણ સમજવું; પછી ઇશ્વરનું ધ્યાન કરીને પતિના આરોગ્ય અને શુભ કર્મમાં પ્રવૃત્ત રહેવાની પ્રાર્થના કરવી, તે પછી ભોજનની સામગ્રી સ્વચ્છ અને સાફ કર્યા પછી રસોઇ કરવી, અથવા રસોઇયો હોયતો તેની દેખરેખ રાખવી, અને જ્યારે પતિનો જમવાનો સમય હોય ત્યારે ગરમ ગરમ રસોઈ પીરસવી. સંતાન અને સાસુ સસરા તથા પોતાનાં જે વડીલ હોય તેને પ્રેમ અને આનંદપૂર્વક જમાડયા; પછી સર્વ જણ જમી રહે ત્યારે છેવટ પતિનાં વાસણમાં પોતે જમવું. એ પછી સર્વ જગોને સ્વચ્છ અને સાફ કરી, ત્યાંથી વસ્તુઓ સમી મૂકવી, ત્યારબાદ કંઈ શીવવા, ભરવા, સાંધવા વગેરેનું કામ કરવુ, અથવા કોઈ હુન્નર સત્કર્મ ધર્મની વાતોની ચોપડી વાંચવી અથવા તો વંચાવવી. ત્યાર બાદ ઘરનાં તમામ વાસણકુસણ રાચરચીલાં વગેરે પદાર્થો ઉપર દૃષ્ટિ નાખીને એક વખત હમેશાં સભાળવાં. વસ્ત્ર અલંકાર પૈસા પેટી કબાટ વિગેરે સર્વ પદાર્થો ઉપર ધ્યાન દઇને તેને યોગ્ય રક્ષણમાં મૂકવાં તેમ ખરાબ ન થઇ જાય તેવે સ્થળે રાખવાં અને નોકરના કામની પણ ખબર લીધા કરવી.

ઘરમાં જે જણસ ધાન્ય વગેરે હોય તે બગડી કે સડી ન જાય તેની કાળજી રાખવી

અને વખતસર તડકે નાંખવા. કઇ કઇ વસ્તુ ઘરમાં નથી, અને કઈ ચીજો મંગાવવી છે, ઇત્યાદિની સંભાળ રાખ્યે જવું અને જમા ખર્ચ જે થાય તે લખવુ અને યાદ રાખવુ કે પાછળનો એક કલાક દિવસ રહે ત્યારે સર્વે કામ પરવારી લેવા પછી ઈશ્વરનું ધ્યાન ધરીને, પતિની આરોગ્ય પાછળની પ્રવૃતિમાં રહેવું.

રાતના રસોઇનો સામાન દુરસ્ત કરીને રસોઇનો આરંભ કરવો, અને સૌને જમાડવાં. જે ભોજનમાં પતિની રૂચિ હોય, તે સ્વાદિષ્ટ ભોજન નિત્ય બનાવવાં. જ્યારે સૌ જમી ઉઠે ત્યારે પોતે ભોજન કરવુ. પછી તે જગ્યા સાફ કરીને કુટુંબના સર્વને માટે સુવાની સામગ્રી તૈયારી કરવી. તેઓ સર્વ સુઈ રહે ત્યારે પોતાના પતિની સેવા માટે જવું. પણ એટલી વાત ધ્યાનમાં લેવાની છે કે, ત્યાં પતિના નિયમાનુસાર સર્વ ગોઠવણ રાખવી.

બ્હેનો, આપણા ધર્મ નીચે મુજબ છે.—

૧ દીકરીએ માબાપની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઈએ.

૨ માબાપના ઉપકાર આપણા ઉપર એટલા બધા છે કે તેનો બદલો વાળી શકાતોજ નથી

૩ નાનાં કે મોટાં ભાઇ બ્હેનો હોય તેમની સાથે હેતથી વર્તવુ.

૪ ભાઈ બ્હેનોએ પરસ્પર એક બીજાને મીઠાં વચનોથી બોલાવવાં.

૫ રોયા પીટયા, રાંડ વિગેરે અણુઘટતા શબ્દો બોલવાથી શોભા ઘટે છે, મૂર્ખ કહેવાઈએ અને પાપ લાગે છે.

૬ છોકરીઓએ છોકરાઓ સંગે રમવુ નહિ.

૭ શરીર તથા વસ્ત્રો સ્વચ્છ રાખવાં.

૮ દરરોજ દેવદર્શને જવુ.

૯ નાનાં ભાઇ બ્હેનોને સાથે લઇને મંદિરે જવાની ટેવ રાખવી.

૧૦ પરણ્યા પછી પતિની આજ્ઞાને અનુસરીને રહેવું.

૧૧ અહંકાર, કામ, ક્રોધ તથા ઇર્ષ્યા આવા દુર્ગુણોનો ત્યાગ કરવો

૧૨ મનને ધીરજવાળું રાખી, સ્વામીસેવામાં તત્પર રહેવું.

૧૩ અયોગ્ય રીતે જોવું, બેસવું, ઉઠવું કે ચાલવું નહિ, તેમજ ક્યારે પણ દુષ્ટ સંભાષણ કરવું નહિ.

૧૪ પતિને જમાડીને જમવું, ને પતિના સુતા પહેલાં કદી પણ સુવું નહિ.

૧૫ પરપુરૂષને ભાઇ બાપ સમાન ગણવા.

૧૬ સ્વામી બ્હારથી ઘેર આવે ત્યારે હસતે મુખે મધુરાં વચનથી તેમનો સત્કાર કરવો.

૧૭ ઘરની વસ્તુઓ સ્વચ્છ રાખવી.

૧૮ રસોઇ સુંદર બનાવી વખતસર ભોજન કરાવવું.

૧૯ સ્વામીનું કદિ પણ અપમાન કરવું નહિ.

૨૦ નીચ સ્ત્રીઓની સંગત રાખવી નહિ તેમજ તેમની સાથે ભાષણ પણ કરવું નહિ.
૨૧ ગૃહકાર્યમાં ઉદ્યોગી રહેવું
૨૨ ઘરેણાં કપડાં વિગેરે સાચવીને રાખવાં.
૨૩ કોઇની હાંસી મશ્કરી કરવી નહિ
૨૪ ઝાઝું હસવું નહિ, બારણામાં, ગલીઓમાં કે એકાંતમાં ઉભાં રહેવું નહિ
૨૫ પરપુરૂષ સાથે પોતાના ઘરમાં કે બ્હાર પણ એકાંત વાતચીત કરવી નહિ
૨૬ ક્રોધ ઉત્પન્ન થાય તેવાં કાર્ય કરવા નહિ.
૨૭ સર્વદા સત્ય બોલવું, જુઠું બોલવું નહિ
૨૮ સ્વામી વિદેશમાં હોય ત્યારે વિશેષ કરીને શરીરની શોભા નહિ કરતાં, યોગ્ય સાદા નિયમોનું પાલન કરવું
૨૯ જે વસ્તુનો સ્વામી ત્યાગ કરે તે વસ્તુનો સ્ત્રીએ પણ ત્યાગ કરવો જોઇએ.
૩૦ પતિને જે વાત અપ્રિય હોય તેથી અળગાંજ રહેવું.
૩૧ સાસુ સસરાને માબાપ તુલ્ય ગણવાં
૩૨ સાસુની આજ્ઞા પાળવામાં તત્પર રહેવું.
૩૩ સાસુ સસરાની નિત્ય સેવા કરવી.
૩૪ સાસુની સાથે કદિપણ વાદવિવાદ કરવો નહિ.
૩૫ કુટુંબ વર્ગમાં સંપીને રહેવું.
૩૬ ઘરના સેવકવર્ગની સારી સંભાળ રાખી, તેમને સંતોષી રાખવા
૩૭ સેવકવર્ગના કામ ઉપર લક્ષ રાખવું
૩૮ ઘરના ઉપજ ખર્ચનો હિસાબ રાખવો
૩૯ પતિની આવક ઉપર ધ્યાન રાખી તેની શક્તિને અનુસરીને યોગ્ય ખર્ચ કરવું, ઉડાઉ પણું જરાકે રાખવું નહિ.
૪૦ ઘર સંસાર કરકસરથી ચલાવવો કારણ કે ત્રેવડ એ ત્રીજો ભાઈ છે
૪૧ પતિનું મંગળ થવું હોય તો ભૂખ તરસ ને નિદ્રાનો ત્યાગ કરવો
૪૨ પતિના જાગ્રત થતા પહેલાં જાગવું અને ઘરનાં કામકાજ સંભાળી લેવાં
૪૩ સ્વામીની કહેલી વાત પેટમાં રાખવી કોઇને મોંએ ભૂતમાં પણ કહી દેવી નહિ
૪૪ દાસ દાસીઓ હોય છતાં સ્વામીનું કામ જાતે જ ઉઠીને કરવું.
૪૫ પતિવ્રતાઓનો સમાગમ રાખવો, અને સતી સ્ત્રીઓનાંજ આખ્યાનો વાંચવાં.
૪૬ અભિમાન રાખવું નહિ
૪૭ ઉપકારી નીતિ તથા ધર્મનાં પુસ્તકો વાંચવાની ટેવ રાખવી.

૪૮ બની શકે તો દરરોજ દેવપૂજા તો કરવીજ.

૪૯ દિલ સાફ રાખવું; કપટી થવું નહિ.

૫૦ જેમને ઉંચ્ચારણ હોય તેમણે તેનું વાંકુ ન બોલવું અને તેની સાથે દ્વેષ પણ રાખવો નહિ.

૫૧ બ્હાર જવું હોય તો પતિની અને સાસુ સસરાની આજ્ઞા માગીને જવું. સાસુ સ્વર્ગને પામેલાં હોય ને પતિ ઘેર ન હોય.તો પાડોશમાં જે હોય તેને ખબર આપીને જવું, પણ તેમાંએ કોઇને વહેમ આવે તેવાં સ્થળોએ જવું નહી.

૫૨ જે સ્થળે ગયાં હોઇએ ત્યાંથી સીધાં ઘેર આવવું

૫૩ પોતાના પિયરની વાત થતી હોય, તો તે વાત ન સંભળાય તેવા કામમાં પ્રવૃત્તિ કરવી

૫૪ સર્વ ઉપર પ્રેમ અગાઢ રાખવો, એજ આપણો ધર્મ છે

૫૫ માંબાપના વંશના, માતાના વંશના, અને પતિના વંશના ત્રણ ત્રણ પુરૂષો પતિવ્રતાના પુણ્યને લીધે સ્વર્ગનાં સુખો ભોગવે છે, એ હમેશાં ધ્યાન રાખવું

૫૬ પુણ્યવાન્ સ્ત્રી પોતાનાં પતિનાં અને પિયરનાં કુટુંબની તારણહાર છે, માટે પુણ્યશીલ થવા અને સદ્ગુણી થવા પોતાનાથી બનતા પ્રયત્નો કરવા.

બ્હેનો, પતિવ્રત પાળવા વિષે નીચેનો ગરબો ખાસ ધ્યાનમાં રાખવા જેવો છે —

## ગરબો.

( આવોને નંદલાલ રમવા આવોને રે—એ રાગ. )

સમજીને સાન સગુણી પતિવ્રત પાળોને રે.
ભાવે પતિને રે ભાળો પતિવ્રત પાળોને રે
ઉભય કુળનો ઉદ્ધાર તો કરશો, પ્રાણપતિ પ્રભુ સમ હૃદયે ધરશો,
સત્ય શીયળ અનુસરશો, પતિવ્રત પાળોને રે.
પહેલાં પતિથી પ્રભાતે રે જાગો, દેહ તણાં મળ સઘળા રે ત્યાગો
ઘરને સુધારવા લાગો, પતિવ્રત પાળોને રે,
પૂજન વસ્તુ સજારીને રાખો, "સ્વામી સ્વામી" નિજ મુખથી રે ભાખો
સ્વર્ગ તણાં સુખ ચાખો, પતિવ્રત પાળોને રે,
સ્વામીને જાગતાં જાણીને વંદો, આજ્ઞા સ્વીકારી તજો સહુ ફંદો,
ઘરનાં સુકાર્ય આનંદો, પતિવ્રત પાળોને રે.
સામગ્રી ઘરની સત્તા સમ સજશો, પતિના અજીઠાં કવલ મુખે ભજશો,
પતિને જ પૂજ્ય સમજશો, પતિવ્રત પાળોને રે.
ભરવું ને શીવવું સઘળું રે જાણો, આવક જાવક મનમાં રે આણો,
સતીઓની વાતો વખાણો, પતિવ્રત પાળોને રે.
સાયંકાળે પણ એમ વિચારો, દેવપૂજા પતિપૂજા સ્વીકારો,
ભોજન સરસ સુધારો, પતિવ્રત પાળોને રે.
શયન મંદિરમાં સ્વામીને સેવો, મસારી સુખડાનો લ્હાવો રે લેવો,

અન્ય આચાર ન સેવો, પતિવ્રત પાળોને રે
તીર્થ ન બીજું સતી કદી જાણે, પતિ ચરણોદક પાન પ્રકારે.
એમ શ્રી શિક્ષક વખાણે, પતિવ્રત પાળોને રે

બ્હેનો, છેવટે હું એટલું જ કહીશ કે ધર્મ પર શ્રદ્ધા પરિપૂર્ણ રાખવી, કારણ કે એક રીતે પ્યાર ફોકટ છે, સંસાર દગાબાજ છે, અને માયા પણ એવી છે આ કાયા પણ કારમી છે અને તે પણ એક ભાડારૂપી હોડી જેવો છે આ જગત્ ક્ષણભંગુર છે, અને તે એક પાણીનો પરપોટો છે તે એક બાજીગરની રમત છે જગત્માં સઘળી વસ્તુ નાશવંત છે, જેનું નામ તેનો નાશ તો છેજ અજરામરનોજ સાચો એક પ્રેમ છે બીજું સઘળું જુઠું છે દુનીયા કાંઇ આપણી નથી, તેમજ કોઈ દહાડો પણ થવાની નથી એક નાવમાં બેસીને જનારા મુસાફરોની વચ્ચે જેટલો સંબંધ છે તેટલોજ આ જગત્માં વસનારાઓ વચ્ચે છે થોડી મુદત સુધી એકઠા રહે છે પછી સૌ પોતપોતાના રસ્તે જાગે છે. માટે દુનીઆની મોહજાળમાં કદિ ફસાવું નહી એથી માણસોની ખરાબી થાય છે એથી આપણાથી પરમેશ્વરને ભજાતો નથી અને એથી આપણે લાખ ચોર્યાશીમાં ફેરામાં ફર્યાં કરીએ છીએ, વળી કોઈ બાબતનું સંસારમાં સુખ તો મળી શકતુંજ નથી, જે-મળે છે તે તે ક્ષણભંગુર છે અને એથી ઉલટું દુખ થાય છે ઋણાનુબંધથી આપણે સઘળાં એકઠાં મળીએ છીએ અને જ્યારે ઋણાનુબંધ પુરો થાય છે ત્યારે સૌ જુદા પડીએ છીએ માટે સર્વ બાબતમાં તથા નિયમોમાં પરિપૂર્ણ કાળજી રાખવી, એજ મારી વિનતિ છે સૌ બ્હેનોનું શુભ થાઓ એજ પરમાત્મા પાસે હું માગું છું

---

# જીવનને ઉપયોગી ચાર ભાવનાઓ.

લેખક—રા. બ્હેન શ્રી મધુબ્હેન

આહાર, વિહાર, ભય તથા નિદ્રા વિગેરે બાબતોમાં તો પશુઓ અને મનુષ્યો સમાન છે પરન્તુ પરમકૃપાળુ પરમાત્માએ કૃપા કરીને મનુષ્યોને વિચારશક્તિ-જ્ઞાનશક્તિ સમજશક્તિ વિશેષ આપેલી છે, અને તેની સાથે તેમની ઉપર એક ફરજ મુકેલી છે તે એ કે, દરેક મનુષ્યે તે મહાન્ પ્રભુના આ વિશ્વરૂપ ગૃહમાં એક બીજાને પરસ્પર મદદ કરી પોતાનું તથા અન્યનું જીવન વિકાસક્રમમાં આગળ વધે તેવું વર્તન રાખવું આવું વર્તન રાખવાને-ઉન્નતિક્રમમાં આગળ વધવાને તથા પોતાને શિરે રહેલી ફરજ અદા કરવાને દરેક મનુષ્યે પ્રથમ પોતાનું ચારિત્ર ઉત્તમ બનાવી ત્હેને ઉપયોગી ભાવનાઓ ખીલવવાની જરૂર છે, ભાવનાનો અર્થ "હમેશાં મનમાં અમુક પ્રકારનો ભાવ લાવ્યા કરવો, એવો થાય છે"

આ ઉપરથી કોઇને પ્રશ્ન થશે કે જીવનના વિકાસક્રમને ઉપયોગી તે ભાવનાઓ હોય કે કર્તવ્યો? આપણે મ્હોટી મ્હોટી ભાવનાઓ રાખી વિચાર કર્યાં કરીએ તેમાં શું વળે? કહી બતાવવું-[illegible] કર્યાં કરવા ત્હેના કરતાં તો કરી બતાવવું, કર્તવ્યો કરવાં, એ વધારે સારૂં છે [illegible] પ્રત્યેક અંશે વાસ્તવિક લાગે છે ખરી. તોપણ લગીર દીર્ઘ દ્રષ્ટિ-

થી વિચાર કરતાં, વિવેક દૃષ્ટિથી જોતાં, આપણને જણાયા વિના રહેશે નહિ કે જડ ચેતન્ય સર્વમાં ભાવનાઓ સૂક્ષ્મરૂપે રહેલી છે. કર્તવ્યો તો માત્ર એ ભાવનાઓનાં સ્થૂળ સ્વરૂપો જ છે અને આ જગત્ ભાવનાઓથી જ ટકી રહ્યું છે.

આપણે સામાન્ય જણાતા એક વૃક્ષનું જ દૃષ્ટાંત લઇએ તે કેવું લીલું, તાજું તથા સુંદર દેખાય છે? ફળફુલો તથા છાયાદ્વારા કેવું સર્વની સેવા બજાવે છે? તે શેને લીધે આપણને સર્વને સુવિદિત જ છે કે ત્હેમાં રહેલા રસને લીધે જેમ વૃક્ષની ફળફુલરૂપી પ્રગતિ ત્હેમાં રહેલા રસને લીધે થાય છે તેમ મનુષ્ય માત્રની પ્રગતિ ત્હેના અંતરમાં રહેલી ભાવનાઓને લઇને જ થાય છે. આટલા સારૂં જ આપણા શાસ્ત્રકારોએ કર્તવ્યોનો મૂળ આધાર તથા બંધમોક્ષનું ખરૂં કારણ મન કહેલું છે સારી ભાવનાઓ રાખનાર મનુષ્યો જ સારાં સારાં કર્તવ્યો કરી શકે છે અને સારાં કર્તવ્યો કરનાર જ આ લોક તથા પરલોક સુધારી શકે છે.

હાલમાં આપણી ઉત્તમ ભાવનાઓ નાશ પામી છે, લગભગ નહી જેવી જ રહી છે. અને તેથી જ અધોગતિ થઇ છે, સંસાર વ્યવહાર અસ્તવ્યસ્ત બન્યો છે, આપણી ખરી ધાર્મિક ભાવનાઓ ક્લિષ્ટ થઇ ગઇ છે અને સર્વત્ર દિલગીરી ઉત્પન્ન કરે તેવો દેખાવ દૃષ્ટિએ પડે છે બાન્ધુ બાન્ધુઓમાંથી નિર્મળ સ્નેહ નાશ પામ્યો છે વડિલો પ્રત્યેની પૂજ્ય ભાવનાઓ જતી રહી છે, બાળકો પ્રત્યેની યોગ્ય ફરજો બજાવવી, છોડી દીધી છે અને દંપતીમાં શુદ્ધ સાત્વિક પ્રેમને બદલે ક્ષણિક મોહ આવી ગયો છે. તેમ જ શિષ્યો ગુરૂ તરફ, વિદ્યાર્થીઓ શિક્ષક તરફ તથા ગુરૂ તેમજ શિક્ષકો, વિદ્યાર્થીઓ અને શિષ્યો તરફ એવાં જ વર્તન રાખતા માલુમ પડે છે.

આ સર્વનું કારણ શું? શિક્ષણના આટલા બહોળા પ્રચાર છતાં તેની જોઇએ તેવી અસર શા માટે નથી થતી? બીજી પ્રજાઓના કરતાં આપણે કેમ પછાત રહ્યા છીએ તથા એક વખતે ઉન્નતિના શિખરે પહોંચેલો આ દેશ શાને લીધે દીન, ગરિબ અને નિર્માલ્ય થઇ ગયો છે? આ સર્વના કારણ આપણે વિચારવા જેવા છે.

મ્હને તો આ સર્વનું ખરૂં કારણ વ્યક્તિગત દોષ લાગે છે, તે દૂર કરવાનો એક ઉપાય છે અને તે એ કે દરેક મનુષ્યે-પછી તે બાળક હો, યુવાન હો કે વૃદ્ધ હો, ગુરૂ હો કે શિષ્ય હો ગમે તે હો પણ તેમણે ઉચ્ચ ભાવનાઓ રાખી, ઉચ્ચ આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખી, કર્તવ્યો બજાવવાની જરૂર છે જો આ પ્રમાણે બને તો આપણો આ સમષ્ટિનો સડો સહજસાજ દૂર થઇ જાય. દરેક મનુષ્યનું ચારિત્ર ઉત્તમ બને, તો પુનઃ આપણો દેશ જાહોજલાલી મેળવે. જો આપણે આ સર્વ બાબતો સિદ્ધ કરવી હોય, જીવનને ઉન્નત માર્ગે દોરવું હોય તથા જગતને ઉપયોગી થવું હોય તો પ્રથમ આપણે આપણી ભાવનાઓ ઉત્તમ બનાવવાની જરૂર છે.

મનનો ધર્મ છે કે વિવિધ ભાવ ઉત્પન્ન થાય જ. વિચારો આવે જ. પરન્તુ તે બધા જ વિચારો કાંઇ જીવનને ઉપયોગી હોતા નથી માટે નકામા વિચારો-ભાવો તજી દઇ, જીવનને જે અતિ ઉપયોગી થઇ પડે તે ભાવનાઓ ખીલવવી. એમાંની મુખ્ય ચાર ભાવનાઓ નીચે પ્રમાણે છે. (૧) મૈત્રિ, (૨) પ્રમોદ, (૩) કારૂણ્ય, (૪) માધ્યસ્થ અને આ જ ભા-

વનાઓને પણખરા ધર્મોમા પ્રાધાન્ય આપેલુ છે તેમાથી પ્રથમ આપણે મૈત્રિ લઈશું, કારણ તેનાથી જ આ જગતનો સર્વ વ્યવહાર ચાલે છે, એમ કહીશુ તો ખોટું નથી.

"મૈત્રિ" એનો અર્થ બંધુત્વ-સહચર્યભાવ એવો થાય છે અને આ ભાવને વિકસાવવાને સારૂ જો આપણે દરેક જણ એમ સમજીએ કે આ સસાર રૂપી યાત્રામા નીકળનાર સર્વ યાત્રાળુઓ છીએ-એકજ સઘના મનુષ્યો છીએ અને એ યાત્રાને ધામે પહોચવાને માટે સાથે રહીને જ પરસ્પર મદદ કરીને જ આગળ વધવાનુ છે તો આપણા દરેક કષ્ટનુ સ્હેજમાં નિરાકરણ થઇ જાય આપણામાથી ક્રોધ, ઇર્ષા, વૈર વિગેરે દુર્ગુણો દૂર થઈ મિત્રભાવ જાગ્રત થાય, ભાઈ ભાઈઓમાં પ્રેમ વધે અને દંપતીનો સબંધ સુધરે-આટલુ થયા પછી આપણે આડોશી પાડોશીઓ ઉપર, કુટુબીઓ ઉપર તથા પ્રાણી માત્ર ઉપર એક સરખો નિઃસ્વાર્થ સ્નેહ વધે, એવા પ્રયત્નો કરવા જોઇએ. વળી આપણે જાણવુ અને સમજવુ જોઈએ કે આ જગતમાં શ્રીમાન્ કે ગરીબ, વિદ્વાન્ કે મૂર્ખ-એ સર્વ એક જ મહાન્ પિતાના-વિશ્વકર્તાનાં બાળકો છે અને તેમની ઉપર સમાન સ્નેહ રાખવો, એ આપણો ધર્મ છે જ્યારે આ પ્રમાણે સમજાય ત્યારેજ એ ભાવનાનુ સાફલ્ય થયુ, એમ કહી શકાય.

બીજી ભાવના પ્રમોદ છે એનો અર્થ આપણા કરતાં શ્રેષ્ઠ હોય તેમને માન આપવુ, વિનીત ભાવ ધારણ કરવો એ છે

આપણે ઉપર કહ્યું તેમ સર્વ ઉપર સમાનભાવ-સહચર્યભાવ રાખવો, એ વાત સત્ય છે ખરી તથાપિ જેઓ આપણા કરતાં વયમાં, બુદ્ધિમાં, જ્ઞાનમાં તથા પદ્વિમાં શ્રેષ્ઠ છે, તેમની ઉપર તો એ ભાવના સાથેજ પૂજ્ય ભાવના ઉત્પન્ન થવાની વધારે જરૂર છે. માતાપિતા, સાસુસસરા, ગુરૂ આચાર્યો તથા સમાજના નેતાઓ આપણા કરતાં જુદી જુદી બાબતોમાં શ્રેષ્ઠ છે અને તેથીજ આપણા શાસ્ત્રો આપણને માતૃ દેવો ભવ, પિતૃ દેવો ભવ, ગુરૂ દેવો ભવ વિગેરે સૂત્રોથી બોધ કરે છે આપણને સર્વ ઉપર ભક્તિભાવ રાખવાનું સૂચવે છે. પરતુ અફસોસ છે કે આપણે સારૂંજ રચાએલાં સૂત્રોનુ આપણે પરિપાલન કરતાં નથી વિવિધ પ્રકારનુ શિક્ષણ લેવા છતા આપણામા ખરી નમ્રતા આવતી નથી જો કે આપણે વ્યવહારને ખાતર-શિષ્ટાચારને ખાતર આપણાથી શ્રેષ્ઠ જનને મસ્તક નમાવીએ છીએ, પણ એ મસ્તક નમવાની સાથેજ આપણું હૃદય ન નમે, વિનીત ન બને, તેમના પ્રભાવશાળી જીવનની છાપ આપણા હૃદયપટ પર ન પડે તો તે મસ્તક નમાવ્યું અને ન નમાવ્યુ, એ બન્ને સમાન છે જ્યારે આપણે નમ્ર બનીએ છીએ ત્યારે આપણામાં એક પ્રકારનો શુદ્ધ સાત્વિક અને નિર્મળ ભાવ ઉત્પન્ન થાય છે અહમમત્વનો, માનાપમાન બુદ્ધિનો લય થાય છે અને જ્યારે આ પ્રમાણે બને છે ત્યારે, આપણે સમાજને ઉપયોગી કાર્યો કરવાને શક્તિમાન્ બનીએ છીએ.

ત્રીજી ભાવના કારૂણ્ય છે એનો અર્થ કરૂણા-દયા થાય છે જેમ આપણને સમાન તરફ બંધુભાવની અને શ્રેષ્ઠ તરફ પૂજ્યભાવની જરૂર છે, તેમ કનિષ્ટ તરફ દયાની, કરૂણાની જરૂર છે

આપણી આજુબાજુ એક એવો મ્હોટો વર્ગ પડેલો છે કે જેમની દયાની ભાવના

આપણે વિચારવાનીજ જોઈએ ઘણાએ રોગી અપંગો અને અનાથો બિચારા એક મુઠ્ઠીભર અન્નને માટે, ટુકડા વસ્ત્રને માટે ટળવળે છે શું આપણે આ સર્વ તરફ દયા દર્શાવવાની જરૂર નથી ? એક તરફ આપણે જ્યારે વિવિધ પ્રકારનાં મિષ્ટાન્નો જમીએ છીએ, અપટુડેટ ફેશનમાં ફરવાને સારૂ હજારો રૂપિઆ ખર્ચીએ છીએ ત્યારે બીજી તરફ અનેક આત્માઓને એક ટંક અન્નના પણ સાંસા પડે છે ભર શિયાળામાં એક ખાદીની બંડી પણ મળતી નથી વળી જ્યારે આપણે રંગરાગમાં ગુલતાન થઈ, અનેક પ્રકારની મોજમજા ઉડાવીએ છીએ ત્યારે આપણી ઘણીએ વિધવા બ્હેનો પેટ ભરવાના સાધન વિના ભૂખે મરતી અશ્રુ વર્ષાવી રહી છે આ સર્વ શું આપણને શરમાવનારૂં–આપણા મનુષ્યત્વને લાંછન લગાડનારૂં નથી ? કોઈ કદાચ કહેશે કે છે પણ તેમાં આપણે શું કરી શકીએ એમ છીએ ! મને લાગે છે કે આપણે ધારીએ તો ઘણું કરી શકીએ જો આપણે શ્રીમંત હોઈએ તો ધનથી નહી તો તન કે મનથી અનાથાશ્રમો, ઇસ્પિતાલો, વનિતા વિશ્રામો તથા બીજા ઘણાં સાધનો દ્વારા તેમને મદદ કરી શકીએ સશક્ત ગરીબોને ધંધે વળગાડી શકીએ ગરીબ વિધવા બ્હેનોને બીજી ત્રીજી વાતોથી ભમાવવા કરતા તેમને ધર્મનીતિનું શિક્ષણ આપી, તેમના હૃદયમા સમાજસેવાના બીજ રોપી શકીએ, તેઓ પોતાનું ગુજરાન સ્વતંત્રપણે ચલાવે એવા હુન્નર ઉદ્યોગો શીખવી શકીએ અને જો આ પ્રમાણે બને તો જેઓ હાલમાં દેશને એક બોજારૂપ છે તે તેના એક અંગ રૂપ બને, પણ આ સર્વ ક્યારે બને કે જ્યારે આપણામાં દયાની ભાવના સંપૂર્ણ વિકસે ત્યારે જ અને તેટલા માટે જ મહાત્મા તુલસીદાસ કહે છે કે—

"દયા ધર્મકા મૂલ હે પાપ મૂલ અભિમાન,
તુલસી દયા નવ છાંડીએ, જબ લગી ઘટમે પ્રાણ "

ચોથી ભાવના તે માધ્યસ્થ એટલે જેઓ જ્ઞાનમાં આપણા કરતાં ઉતરતાં હોય તેમનો તિરસ્કાર ન કરતાં તેમને સુધારવાનો પ્રયત્ન કરવો, એ છે એ અજ્ઞાની છે, તેથી તેઓ તિરસ્કારને પાત્ર નથી પણ દયાને પાત્ર છે દરેક જ્ઞાની વ્યક્તિની ફરજ છે કે તેમણે પોતાનાથી નિકૃષ્ટને પોતાનામાં હોય તેટલા જ્ઞાનનો બોધ આપવો તેમનાથી અભડાઈ જતાં હોઈએ, એમ એ લોકથી દૂર ન નાસતાં તેમની વચમાં રહીને જ તેમને સુધારવાને સેવાભગિની નિવેદિતાની માફક પ્રયત્ન કરવો. જો કે એ બાઈ એક વિદેશી વિદુષી હતાં તોપણ તેમણે આપણી સ્થિતિથી દુ:ખી થઈ ભારત વર્ષની કેવી સેવા બજાવી છે, તે દરેક સુશિક્ષિત બ્હેનને સારી રીતે જ્ઞાત છે આપણા દેશમાં ઘણીએ કેળવાએલી બ્હેનો છે તેઓ પણ જો સિસ્ટર નિવેદિતાનું દ્રષ્ટાન્ત લઈ આપણા દેશની બ્હેનોની સેવાના માર્ગ પ્રદર્શ કરે તો આજ હાલ વધી ગએલાં અજ્ઞાનીઓની સંખ્યા ઘટે અને કેળવણીના બ્હોળા પ્રચારથી દેશની આબાદી પણ વધે.

આ સર્વ ઉપરથી આપણને સહજ સમજાય છે કે આ આચાર ઉત્તમ ભાવનાઓ ખીલવવાની આપણે કેટલી જરૂર છે પ્રાણીમાત્ર તરફ મિત્રભાવના રાખવાથી હૃદય દુ:ખ ક્લેશથી મુક્ત થાય છે જગતમાં કોઈ શત્રુ રહેતું નથી મોટાં તરફ પૂજ્ય ભાવથી હૃદય નમ્ર બને છે તેમા ભક્તિભાવ વિનીતતા ઉત્પન્ન થાય છે અને એવું હૃદય વ્યવહાર

રમાં ઘણું ઉપયોગી થઈ પડે છે. નમ્ર હૃદયથી પ્રભુ પણ પ્રસન્ન થાય છે. ભક્તને આધિન ભગવાન્ છે. કહેવતમાં પણ કહ્યું છે કે 'જે નમે તે સહુને ગમે.' દીન દુઃખી ઉપર દયા કરવાથી દેશની એક મોટી સેવા થવાની સાથે આપણા હૃદયમાં દયાનો ગુણ ખીલી નીકળે છે. વળી અજ્ઞાનીઓને સારે રસ્તે ચઢાવવા, તે પણ એક પ્રકારે જગત્‌ની સેવા જ છે અને જગત્‌ની સેવા તે સર્વ વ્યાપક પ્રભુનીજ સેવા છે, અને આપણે આશા રાખીએ કે દરેક સુજ્ઞ બ્હેન સંસારના વિકટ માર્ગે પ્રયાણ કરતાં પહેલા આ ભાવનાઓનો અંગીકાર કરશે તો તે અયોગ્ય નહીંજ ગણાય.

# ભણેલી ભગિનીઓને ભલી ભલામણ.

લેખક—બહેનશ્રી "રાજબાળા"

'હાલના જમાનામાં ભણેલી ભગિનીઓ ઘણી હોય છે, પણ ભણતર શું છે? અને ભણીને શું કરવું જોઇએ તે ન જાણવાથી ઘણી ખરી એમ કહે છે કે છોકરીઓને ભણાવવી નહિ–કન્યાઓને–દીકરીઓને ભણાવવી નહિ. કન્યાઓ ભણીને મુરબ્બીઓનું અપમાન કરે છે, અને અછકલાપણું બતાવે છે. છોકરીઓની વાત ભણ્યા પછી બગડી જાય છે; અને તેઓ ભણીને વંઠી જાય છે–છકી જાય છે. આવા અનેક શબ્દો વડીલોના મુખમાંથી સાંભળવામાં આવે છે અને તેઓને બોલવા પણ પડે છે; આથી મને અતિશય દિલગીરી ઉપજે છે કે આપણે ભણીને પવિત્ર બનવું જોઇએ, અને જનસમાજ આપણને પવિત્ર કહે એવાં કાર્ય આપણે કરવાં જોઇએ. આપણા ઉપર સહુ પવિત્ર નજરથી જુએ એવી છાપ આપણે પવિત્ર થઇને સહુના હૃદયપર પાડવી જોઇએ.

જુના વિચારોવાળા વડીલો કહે છે કે ભણેલીઓ વંઠી જાય છે, અને એવું આપણને કહેવામાં આવે છે, તો તે આપણા માથે એક જાતનું કલંક બેઠું કહેવાય. કલંકની ના કહેવાય તો નહિજ, કેમકે આપણે ઘણાં ફેશનમાં–વિલાસમાં આપણો ધર્મ નકીને ચાલ્યાં જઇએ છીએ, અને સાદી–સોંઘી–મજબુત વસ્તુઓ પસંદ ન આવતાં પરદેશી હલકી, માલ વિનાની વસ્તુ વાપરીએ છીએ અને દેશી–સાદી વસ્તુઓ હંમેશાં નાપસંદ કરીએ છીએ તેથી આ કલંક બેઠું છે એમ કહી શકાય, કેમકે આપણે હાલના જમાનામાં દેશમાં વણેલી સાડી ઓઢી હોય તો હાલ બ્હેનોના મુખમાંથી એવા શબ્દો બહાર પડે છે કે "આવી દેશી સાડી કોણ પહેરે? આ તો કોઈ ગરીબ સ્ત્રી પહેરે. મજાની ફેશનેબલ મંગાવો તે બહુ સરસ આવે છે." પરંતુ એમ વિચાર કરતાં નથી કે તે સાડી કેટલી હાનિકારક છે અને આપણને વંઠેલ કહેવરાવે છે? શું આપણે ભણેલીઓ થઈને આવું કહેવરાવવું? શું આપણા ભણતરનું આવું પરિણામ? ના, ના. ભણતર એજ ભૂષણ છે. ભણતર એજ ડહાપણ છે. ભણતર એજ સુખ આપનાર છે. ભણતર એજ સ્વર્ગે લઈ જનાર છે. ભણતર એજ લાયકાત મેળવવાની કળા છે. ભણતર એજ ઉંચી સ્થિતિ–ઉન્નતિએ પહોંચાડનાર છે. હું તો એમ માનું છું કે જે સ્ત્રી ભણેલી છે તે જીવન સારી રીતે ગાળી શકે છે. તેને દુનિઆનું ભાન હોઇ શકે છે. ભણતર એક જીવનની કુંચી છે. જેમ તાળું તેની

ખરી કુંચી વિના ઉઘડતું નથી તેમ જીવન તેની ખરી કુંચી-ભણતર-શિક્ષણ વિના ઉઘડતું નથી. માટે સર્વ બ્હેનોએ ભણવું જોઇએ. મારા વિચારે તો કન્યાઓને ભણાવવી જોઈએ. પરિણામે ભણ્યા પછી સાદાઇથી-વિનયથી અને સરલતાથી વર્તવું જોઇએ. ટોળ અને અછકલાપણું બિલકુલ કરવું જ નહિ. તદ્દન સાદું જીવન ગાળે તેજ ભણેલી કહેવાય છે. માટે જેમ બને તેમ મર્યાદાપૂર્વક-સાદાઇથી-સુશીલતાથી વર્તવું જોઇએ. પરંતુ છુટ ઘરમાં રાખતા હોઇએ અને અભણને કહીએ કે તું આમ કરીશ નહિ તો તે કદી માને નહિ; અને આપણને પણ કહે કે તું ભણેલી થઇને કેમ અછકલાપણું બતાવે છે ! અને મને કહેવા માગે છે ! માટે ભણેલી ભગિનીઓએ આ વાત ધ્યાનમાં રાખીને વિલાયતી મટી જઇને દેશી બનવા પ્રયત્ન કરવો જોઇએ. બીજું નુકશાન એ થાય છે કે અભણ સ્ત્રીઓ આપણને-ભણેલીઓને જોઇને તેવી બનતાં શીખે છે; પરંતુ આપણે જો સારાં બનીને સારાં કાર્યો કરીએ; તો તે જોઇને અભણ પણ આપણા દેશને જે કાટ ચઢી ગયો છે તે કાટ ઉખાડવા વારંવાર પ્રયત્ન કરતાં શિખે. જ્યારે આપણે સ્ત્રીઓ સારી-કુલીન થઇશું, વિચારો કરી, સારા અંદોલનો ફેંકીશું અને નીતિશીલવાળી બનીશું ત્યારે પુરૂષોના કાંઇ પણ ખરાબ વિચારો હશે તે સફળ થશે જ. જો આપણે તેવાં નહિ બનીએ તો પુરૂષના ઉમદા વિચારો ઉપર પાણી ફરશે જ; માટે આપણે ભણતર લઈ આપણી બ્હેનોને શિક્ષણ આપવું જોઇએ. સ્ત્રી સુધારા વિના દેશની, ઉન્નતિ અશક્ય છે, તે બરાબર લક્ષમાં રાખી પુરૂષ કરતાં અમારા વિચારમાં તથા ધર્મમાં વધી જવું જોઇએ, તૈયાર થવું જોઇએ. સ્ત્રીઓએ પતિભક્તિ સાચી છે, તેમ માનવું જોઇએ, આપણાથી પતિની ભક્તિ થઇ હોય અને પ્રભુની ભક્તિ ન થઈ હોય તો પ્રભુ આપણને દંડતો નથી; કારણ કે પતિ એજ પરમેશ્વર છે. પતિસેવા કરવી અને પતિના પવિત્ર વિચારોમાં દોરાવું; પતિ અનાડી હોય તો તેને સારા રસ્તે લઇ જવા પ્રયત્ન કરવો, તે આપણી ફરજ છે. ઘણી ભગિનીઓ પતિ વશ કરવા "માન્યતાઓ" માને છે. અને દોરા-ધાગા કરાવે છે ને પૈસા નકામા ફેંકી દે છે. પરંતુ જો પતિને વશ રાખવો હોય તો તેની ઉત્તમ આજ્ઞામાં રહેવું એજ ઉપાય છે. અને ઉપર બતાવેલા ઉપાય એજ પતિ વશ કરવાનો દોરો છે અને આ સિવાય બીજા બધા ધતિંગ છે. આના માટે લીલાવતીનો દાખલો યોગ્ય છે. આવી રીતે પતિને સમજ સંભાળને બદલે તેની સાથે આડાઇથી વર્તવાથી પતિ કબજામાં ન રહે તો કોનો વાંક? પતિ વશ કરવા માટે જે દોરા-ધાગા કરવા પડે છે તેમાં ઘણા પાપકર્મો કરવાં પડે છે. અને આપણને ફાયદાને બદલે ઉલટું નુકશાન થાય છે. એવા દાખલા પણ બનેલા છે કે કોઈ સ્ત્રીઓ પતિ વશ કરવા જતાં પતિ ગુમાવે છે. આવું-કરવુંએ નીચતા-મૂર્ખતા બતાવે છે. સદ્‌ગુણ, સ્નેહ અને ધર્મ, એ ત્રણ વસ્તુઓ સહુ કરતાં મોટી અને બળવાન છે; અને આપણે તેનો સંગ્રહ કરીએ તો આપણે આપણું સાર્થક કરી શકીએ. દોરા-ધાગા કરાવવાની વૃત્તિ અભણ સ્ત્રીઓમાં વિશેષ હોય છે, પરંતુ ભણેલીઓમાં નથી હોતી તે સારૂં છે. અભણ બિચારીઓ અજ્ઞાન અને વહેમમાં સપડાય છે, અને તેમને તેમાંથી બચાવવા માટે જ્ઞાનની જરૂર છે. કારણકે જ્યાં સુધી જ્ઞાન નથી ત્યાં સુધી ધર્મ શું છે તેની ખબર પડતી નથી. હાલ જે ભણતર ભણે છે તે ખામીવાળું છે કારણકે તે ધર્મ નીતિનું હોતું નથી, અને પરિણામે કેટલીક બ્હેનો ધર્મ નીતિથી દૂર રહી, ભણતરનું નામ બગડે છે. પણ આવું થવું

જોઇએ નહિ આપણા ભણતરની ખામીઓ દૂર થવી જોઇએ, અને ખરૂ ભણતર દાખલ થવુ જોઇએ આવુ થાય ત્યારે પણ જે બ્હેનો ભણેલી છે, તેઓએ તો ખાસ ધ્યાનમાં રાખવુ કે આપણને ઇશ્વરે અહી દેશની ઉન્નતિ કરવા માટે મોકલેલી છે તો આપણે આપણા ખરા ધર્મો પાળી, આપણા ભણતરને દીપાવવુ જોઇએ, એવી મારી સર્વ બ્હેનોને નમ્ર અને ભલી ભલામણ છે.

(પૂર્ણ)

---

# આદર્શ ગૃહિણી.

લેખક—બ્હેન સૌ. લક્ષ્મી.

ગૃહિણી શબ્દ બોલવો સહેલો છે, પણ તે શબ્દને ધારણ કરી દીપાવવો, મુશ્કેલ છે. "સપ્તપદી" ના શબ્દો કેવા સારા-શિખામણવાળા છે! છતાં તેનો અર્થ સમજે કોણ અને તે પ્રમાણે વર્તે પણ કોણ?—એ તો માત્ર ગોરનુ ભણેલું અગડ બગડ!

હમણા હમણાં સ્ત્રી કેળવણી વિષે બહુજ લખાણો લખવામા આવે છે સૌ કોઇ સ્ત્રીઓને કેળવવા મથે છે અને સ્ત્રીઓ પણ પોતે સઘળું જાણે છે, તેમ કહે છે, પણ તે પ્રમાણે અમલમા મૂકી શકતા નથી. તેનું શુ કારણ હશે?

જે કોઇ અભણ હોય, અજ્ઞાન હોય, જેનામાં સારાસારનો વિચાર કરવાની શક્તિ ન હોય, તે આડે રસ્તે જાય તો તેની જુદી વાત છે, પણ પોતાનો ધર્મ સમજતાં શીખ્યા છતા તે પ્રમાણે ન વર્તાય તો તેમા ઇશ્વરના ઘરનો અપરાધ છે, એ કેમ ભૂલી જવાય છે? પ્રભુએ પહેલેથી જ નિયમ બાંધી રાખ્યા છે, તેનાથી આડે રસ્તે જઇએ, તો કાંટા વાગે, ઠોકર વાગે અને પડીયે ત્યારે જ સમજીએ, એ શુ? જ્યાં જોઇયે ત્યાં "સ્ત્રીઓને સુધારો, સુધારો" એમ લખાઇ રહ્યું છે, ચર્ચાઇ રહ્યુ છે તે શુ ઓછી શરમની વાત છે? આપણી મેળે જ શુદ્ધ અને સદ્ગુણી થઈ સદ્વર્તનથી વર્તિયે તો શુ તે ન બને તેવું છે?

પતિભક્તિ મૂકી ઇશ્વર ભક્તિ કરવાનુ પણ કેટલાકને ઠીક લાગ્યુ હોય છે, પણ કયા શાસ્ત્રમાં, એવુ લખેલુ છે? ઇશ્વરે પોતાના કયા જન્મમાં પતિ ભક્તિ મૂકી મ્હારી (પ્રભુ) ભક્તિ કરો એમ કહ્યુ છે? દરેક શાસ્ત્રો કહે છે કે સહુકોઇએ પોતાના પતિની અંતઃકરણથી સેવા કરવી—ભક્તિ કરવી, અને પતિને પ્રભુ સમાન ગણવો જન્માન્ત સુધી તેની સાથે રહી સુખ ભોગવી, પ્રભુના પરમ ધામને પામવું આપણને સ્ત્રીઓને તો પ્રભુએ બહુ જ સારો અને સહેલો માર્ગ બતાવ્યો છે. તેમાં નથી આપણે દેહનું દમન કરવું નથી કાંઇ મહાન્ તપ આરંભવુ માત્ર મનોવૃત્તિ શુદ્ધ કાબુમા રાખી, સત્ય નીતિ પથે ચાલી પોતાના પતિની તથા તેના કુટુંબની તનમનથી સેવા કરી એના જ સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ માની સંતોષથી રહી સર્વને સંતોષ આપી, પ્રભુના પરમ ધામને પામવાનું છે એ પદને મહા મુનિયો તપસ્વીઓ તો ઘણા પ્રયાસે પામે છે. કેટલીક સ્ત્રીઓ પોતાના પતિની કાંઇ અપૂર્ણતા હોય તેથી સ્વેચ્છાયે વર્તે છે પણ તેમ કરવુ, એ તેમનો ધર્મ નથી. આ સંબંધમાં તેને સુકન્યાનો એકજ દાખલો બસ થશે પોતાનો પતિ અંધ

છતાં તેના તરફ સ્નેહ દૃષ્ટિથી તે જોતી અને પોતાના સત્ય નીતિ માર્ગે ચાલી અંતઃકરણ પૂર્વક એની જ ભક્તિ કરતાં અંધને પણ આંખ આવી હતી! જુવો

"પતિ ક્રોધી અન્ધો કદિ રહે જરા જીર્ણ તનમાં
ભજે તો તેને જે પરમ શીવ માની જનમમાં
સદા સેવી સ્વામી ઉભયકુળને ઉજવલ કરે
સુકન્યા એવી આ અવનિતળમાં દુર્લભ ખરે!"

—સાવિત્રી

બ્હેનો, દુર્લભ સુકન્યા સુલભ કરવી, તે આપણું કર્તવ્ય છે આપણે પણ તેનાજ જેવી સ્ત્રીઓ છીએ. જેમ ધારીયે તેમ કરવાની આપણામાં શક્તિ છે જેટલો પ્રયત્ન કરીશું તેટલાં ઉંચે ચડશું. જ્યાં સત્ય પ્રેમ છે, ત્યાં પ્રભુ છે જ્યાં સત્ય પ્રેમ છે, ત્યાં પ્રભુ છે. જ્યાં પ્રભુ છે, ત્યા સ્વર્ગનાં રાજ્યો નિશ્ચય છે આજ જન્મમાં સર્વ છે તેમ કહીયે તોપણ ખોટું નથી

બ્હેનો, આપણે ખરી ગૃહિણી થવાની જરૂર છે એ શબ્દને દીપાવવાનો છે, અને તેને જ માટે આપણે પ્રયાસ કરવાનો છે આપણો ખરા ધર્મ શું છે? આપણું શું કર્તવ્ય છે? જનસમાજ પ્રત્યેની આપણી શી ફરજ છે, તે શીખવું અને બરાબર અમલમાં મૂકવું, એ જ આપણું કર્તવ્ય અને એ જ "ગૃહિણી" શબ્દ દીપાવવાનું પહેલું સાધન છે. અસ્તુ પરમેશ્વર સર્વને તેમ કરવા સદ્બુદ્ધિ આપો.



# હિંદુસંસારમાં કન્યાઓની હાલત.

લેખક—બ્હેનશ્રી મિસિસ એલ

આપણા હિંદુસંસારમાં છોકરીઓની જાત નીચી ગણવામાં આવે છે, બિચારી નિર્દોષ બાલિકા જ્યારથી આ દુનિઆમાં જન્મે છે, ત્યારથી જ હડ હડ થાય છે કોઇને ત્યાં પુત્રી પ્રસવ થયાના ખબર મળતાં જ બધી સ્ત્રી, પુત્રી પ્રજાને હલકી ગણી, પુત્રી જન્મ થનારને ત્યાં જઈ, જેમ કોઇ મૃત્યુ પામ્યુ હોય તેમ, ખરખરો કરે છે વળી સ્વાર્થી લોક પુત્ર પ્રજા મોંઘી ગણી તેને પુરા પ્રેમથી અને સંભાળથી ઉછેરે છે પણ બુદ્ધિશાળી અને સદ્ગુણી પુરૂષો આ બન્ને પ્રજાને સમભાવથી રાખે છે

જેમ પુત્રનો જન્મ થયા પછી તેને ઘણા વ્હાલથી, ઘણા પ્યારથી ઉછેરી, મોટા કરી, વિદ્યાકળામાં સદ્ગુણી બનાવવા માટે ઘણી જ ખન્ત અને ખરી મહેનતથી માતાપિતા લક્ષ આપે છે, તેમ પુત્રી પ્રત્યે પણ આપવું જોઇએ થોડા સમયથી દેશના દુર્ભાગ્યને લીધે અને બિચારી પુત્રી જાતના કમભાગ્યે જ અમારા ભરતખંડના લોકોમાં અને ઘણે ભાગે સ્ત્રીઓની અણસમજને લીધે ઘણા કુટુંબોમાં, પુત્રી પ્રજાને ઘણી હલકી, તુચ્છ અને માબાપને દુઃખદાયક છે, એવો જે દૃઢ નિશ્ચય બંધાઇ ગયો છે તે દૂર થવાની ઘણી જ

જરૂર છે. આ સંબંધી વિચાર કરીશું તો પુત્રી પ્રજાનો નહી. પણ તેમનાં માતપિતા અને આસપાસના સંબંધીઓનો દોષ જણાશે

કાઈ સ્રીના દુર્ભાગ્યે જો પુત્રીપ્રસવ થાય તો તેમનું" બધું સુખ, આનંદ, હર્ષ લુંટાઈ ગયો જે હોય તેમ એક ઉપર એક અનેક સ્રીઓ નિસાસા નાખે છે, એનું કારણ શું હશે ? વૃદ્ધ ડોસીઓ તો જાણે પોતાનું જ્ઞાન, ગુણ, ચતુરાઈ, મોટાઈ અને માન લુટાઇ જતાં હોય, એમ પ્રસુતાના પતિપર અને તેના સર્વ કુટુંબ ઉપર તિરસ્કાર પાડે છે અને પોતાની સત્તા બેસાડવા સારૂ અનેક અમંગળ વચનો કહી, પ્રસુતાને અને તેના પતિને કહે કે-" ફલાણા ભાઇ અને ફલાણીબાઇ અદ્ધરને અદ્ધર રહેતાં હતાં. સારૂં થયું કે પેટ દીકરી પથરો પડયો પુત્ર અને પુત્રી જન્મમાં આટલો બધો ભેદ રાખવાનું શું કારણ ? કોમળ કુસુમ જેવી બાળિકા તે પથરા રૂપ ? જે નાની બાળિકા આગળ જતાં કુળને દેશોદ્ધારક કે પરમભક્ત મહાન્ પુરુષને ઉત્પન્ન કરનારી નીવડે, એ સંભવિત હોવા છતાં, લોકો એ જાણતાં હોવા છતાં, તે બાલિકાના જન્મ સમયે રોકકળાણ કરી નિસાસા કેમ મુકે છે?

પુત્રીપ્રસવથી આસપાસનાંઓ કેવું ધાધળ મચાવે છે તેનો એક દાખલો મારા જાણવામાં છે-એક ગામમાં એક સ્રીને નવ પુત્રી થઇ, પણ તે બિચારીને એકે પુત્ર નહોતો. જ્યારે નવમી પુત્રી પ્રસવ થયાના ખબર પ્રસુતાની નણંદને પડી, ત્યારે તે કોધ મરી ગયું હોય તેમ મ્હોં વાળવા બેઠી. આસપાસના લોક ભેગા થઇ પૂછવા લાગ્યા કે " શું છે ?" ત્યારે તે બાઇએ રોતે રોતે જવાબ આપ્યો કે "મારા ભાઇને નવમી પુત્રી આવી !" બધા આશ્વાસન આપી પોતાને રસ્તે પડયાં પણ ખરૂં જોતાં તેને નવ છોકરીઓ જીવતી નહોતી જીવતી તો માત્ર બેજ હતી અને ત્રીજી આવી ત્યારે ફોઇબાએ મોઢાણું કરી. ત્યાર પછી બે મહીને તે બાળકી આ ક્ષણભંગુર દુનિઆને છોડી અખિલ વિશ્વના મહાન ન્યાયાધીશના તખ્ત આગળ ખડી થઇ. હાલ તે બાઇને એક ત્રણ વરસનો પુત્ર છે.

જ્યારે પુત્રપ્રસવ થાય છે ત્યારે જેવું રક્ષણ થાય છે તેવું પુત્રી વખતે નથી થતું વારંવાર પુત્રનાં માતપિતાને પુત્ર આવેથી " ખમાં ખમાં " થાય છે. પુત્રની માંદગીમાં સાવધાનીથી દવા અપાય છે અને સારી માવજત થાય છે તેમ પુત્રીની માંદગીમાં જેમ તેનું મૃત્યુ થાય, તેવી માવજત થાય છે. રજપૂતો પહેલા પુત્રીને દુધ પાતી કરી મારી નાંખતા, પણ હાલતો શ્રી પરમકૃપાળુ બ્રિટિશ રાજ્યના પ્રતાપે અને કેળવણીના પ્રચારથી સર્વ સ્થળે મનુષ્યનાં મનપર અજવાળું પડયું છે અને પુત્રીઓના પ્રાણ જતાં અટક્યા છે !

આ વિશ્વમાં સર્વ જીવો-સૌ કોઈ શ્રી વિશ્વપિતાની ઇચ્છાથી પોતાનાં કર્મોનાં ફળો ભોગવી પાછા ફરવાનાં છે. તેમાં જે કોઈ કુટુંબમાં પુત્ર કે પુત્રી રૂપે પ્રગટ થાય તેને અભ્યાગતરૂપે આવેલાં ગણીને તે જીવ પ્રત્યે પ્રત્યેકજ વાત્સલ્યભાવ રાખી, સમભાવે તેનું પાલણ પોષણ કરવું. એ આપણી ફરજ છે, જે પોતાને ત્યાં આવેલા પુત્ર કે પુત્રીને શ્રી પરમેશ્વરે જ મોકલેલાં પરોણારૂપ સમજે છે અને હૃદયમાં જરા પણ અપ્રીતિ, અણગમો, ઉદાસીનતા અને તિરસ્કારદૃષ્ટિ રાખતા નથી. તેમનું સદા સારૂં થાય છે. સુજ્ઞ પુરુષોએ કદાપિ પણ પુત્રી પ્રત્યે ન્યુનભાવ રાખવો નહીં. જેમ પુત્ર જન્મે છે તે પોતાનું આત્મ

આ નાની બાળાને અનેક ક્રમો બતાવવામાં આવે છે. નિશાળે જતી રમતી બાળા સાસરામાં વહુ થઇ બેસે છે, એટલે તેનાથી નહીં બોલાય કે નહીં રમાય. હજી બિચારી પુરૂં કામ પણ ન શીખી હોય, ન પુરી તદુરસ્ત પણું હોય અને કામ કરતા થાકી જાય અને આરામ વિશ્રામ લેવા જાય, ત્યાં તેને ફજેત કરવામાં આવે છે આ બધું છોકરીઓ પ્રત્યેની બેદરકારીના પરિણામ રૂપ જ છે હે પ્રભુ! આવાં દુખમાંથી છોકરીઓને બચાવો ઘણી જગ્યાએ કજોડાં હોય છે અને કજોડાંથી છોકરીઓની માઠી દશા થાય છે. કુળવાન વર જોવાની લાહેમાં કજોડાનો પણ વિચાર કર્યો વિના છોકરીઓ દેવાય છે. 'આથી છોકરીની જીંદગી બગડે છે

વળી પૈસાને લોભે છોકરીને વૃદ્ધ ડોસા સાથે પરણાવી દે છે અને પરણે બે ત્રણ વર્ષ ન થયાં હોય ત્યાં છોકરી વિધવા થાય છે માબાપ વિધવા છોકરીને ઘરમાં રાખશે પણ પોતાની બુધ નહી સુધારે. વિધવાને બુરી સ્થિતિમાં રહેવું પડે છે તે જરા શરીરે પુષ્ટ થાય તો ખરાબ થઇ, વધી ગઇ, એવા શબ્દો કહી તેને બાળે છે અને તેમાં ઘણી બાળાઓ પોતાના આત્માનો ભોગ આપે છે આ ઉપરથી શું એમ કહી શકાય નહીં કે આ બાળિકાઓના જીવ લેનાર અને જન્મ આપનાર એકલાં માબાપ જ છે! હિંદુસંસારના માબાપો! તમે તમારાં તનુજને હાથે કરી કાં દુખી કરો છો? તેમનું અનન સુખ એક સાથે કાં લઇ લ્યોછો? ઇશ્વર તેથીજ તમને સહાય નથી કરતો જો તમે તમારાં તનુજને સુખી કરશો તો ઇશ્વર તમને પણ સુખી કરશે ભારતદેવી! તું કેમ ગંભીર થઇ બેઠી છે? તારાં વહાલાં બાળકોને કેમ દુખી થવા દે છે? હે દેવી! અમે તારે શરણે છીએ. તુંજ, અમને બચાવ અને સહાય કર ને પ્રભુને મારી એટલીજ પ્રાર્થના છે કે ભારતવર્ષના, હિંદુ સંસારમાં જન્મેલી અમારી બ્હેનો દુઃખી ન થાય તેમ કરવા તેનાં માબાપોને સન્મતિ દે અંતમાં માબાપની પુત્રી પ્રત્યે શી ફરજ હોય છે, તે જણાવીને આ લેખ હું સમાપ્ત કરીશ.

પુત્રીને ભારે વસ્ત્રાલંકારો પહેરાવી શણગારી રાખવાના કામમાં તમારી શક્તિ ઉપર વિચાર કરો, પણ તે જીવ તમારે ત્યાં આવી જરાપણ દુઃખ ન પામે, એ ખાસ ધ્યાનમાં રાખો. યથાશક્તિ તેનું અન્નવસ્ત્રથી પોષણ કરી તેને ઉપયોગ પુરતી વિદ્યાકળાનું જ્ઞાન આપી, તેને યોગ્ય વયે ઉદ્યોગી વિદ્વાન નિરોગી ધનિક અને યોગ્ય વયના વરને કન્યાદાન આપો પુત્રીના લગ્ન પ્રસંગે માતપિતાએ અમુક દ્રવ્ય આપવું. વસ્ત્રાલંકારો આપવાં અને તે પિતાની શક્તિ ઉપરાંત આપવાં નહી અમુક પ્રકારનું જ્ઞાતિભોજન આપવું એ કંઇ શાસ્ત્રની આજ્ઞા નથી પણ યથાશક્તિ જે કંઇ થઇ શકે તે કરવું આવાં શુભ કર્મોથી માબાપની જેવી આબરૂ વધે છે તેવી બીજા કર્મોમાં વધતી નથી. એટલું જણાવી અંતમાં સૌનું શુભ ઇચ્છી હું આ લેખ પૂરો કરૂં છું. અસ્તુ!

——ooo——

આપણા દેશમાં આવાં જોડાં ઘણા થોડા પ્રમાણમાં હશે ! ક્યાંથી હોય ! મારા બન્ધુઓ, પોતાનાં પાંચ પાંચ ૭ ૭ વર્ષના નાજુક બાળકને કે જેને દુનિયાનો વા પણ ન વાયો હોય તેવાં બાળકને તમે ગૃહસ્થાશ્રમ રૂપી મહાન રથમાં એકદમ જોડી દ્યો છો ત્યાં આવાં જોડાં શી રીતે હોઈ શકે ? તમારાં હૃદય કેમ દુષ્ટ બની જાય છે ? તમારી દયા દેવી ક્યાં પલાયન કરી જાય છે ! દયાસાગર પ્રભુ ! હિન્દના માબાપો પોતાનાં વહાલાં કુમળાં બાળ કોપર દયા આણી, તેમને નાનપણમાં પરણાવે નહિ અને વરકન્યાના ગુણોની કસોટી થયા પછી જ તેઓનાં લગ્ન કરે એવી સદ્બુદ્ધિ તેમને આપજો, એવી પ્રાર્થના છે.

---

# ફૂલવાડી.

## સો સોનેરી સૂત્રો.

લેખક—સૌ સરલા.

૧ જે જે કેળવણીથી મન માગતાં શીખાય તેજ કેળવણી.

૨ માતા તથા પિતાને સાક્ષાત્ દેવતા માનીને સદા સર્વ પ્રકારના પ્રયત્નોથી તેમની સેવા કરવી.

૩ જ્યાં પ્યાર છે ત્યાંજ નિમકહલાલી છે.

૪ તું ઈશ્વર પર ભરોસો રાખ, કર્તવ્યને માર્ગે ચાલી જા, ત્હારી નિશ્ચલ દૃષ્ટિ એના આદેશ પર રાખ, એથી ત્હારૂં કાર્ય સફળ થશે.

૫ અસંતોષ એજ દુનિયામાં મ્હોટા દુઃખનું કારણ છે.

૬ દેવતાઇ પવિત્રતાથી બીજે દરજ્જે સ્વચ્છતા છે.

૭ લાંબી જીન્દગી ગુજારવાનો એક ઉત્તમ નિયમ એ છે કે જમવાની વખતે મન ફીકર રહિત અને આનંદી રાખવું.

૮ વિના કારણે વગર બોલાવે ક્યાંએ આગળ વચ્ચે ન પડવું.

૯ બુદ્ધિમાનનો સંગ કરો, સદ્ગુણી સાથે સ્નેહ કરો.

૧૦ જેઓના મનમાં હમેશાં ઉમદા વિચારો રમી રહયા છે, તેઓ કદી એકલા નથી.

૧૧ ગૃહને ગૃહ નથી કહેતા પણ સ્રીજ ગૃહ કહેવાય છે, કેમકે સ્રી વિનાનું ગૃહ અરણ્ય સમાન લાગે છે.

૧૨ સદ્ગુણી સ્રી પોતાના પતિનું તાજ રૂપી ઘરેણું છે.

૩૯ વખત કુદરતનો ખરો ખજાનો છે, ઘડી અને કલાકો તીજોરીઓ છે, પળો ને ક્ષણો તેના કિમતીમાં કિમતી હીરા છે.

૪૦ જે માણસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહિ, તે જીવનની મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહિ.

૪૧ દીર્ઘદ્રષ્ટિથી કરેલાં કાર્યથીજ મનને સંતોષ થાય છે.

૪૨ સમાજસેવા ઉત્તમ છે, પણ આત્મસેવા એ સર્વોત્તમ છે, કેમકે જગતમાં સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પત્થર સમાન ગણે, અને પરસ્ત્રી માતા તુલ્ય માને તેનાથી આત્મસેવા થઇ શકે છે.

૪૩ પ્રશંસાની ઇચ્છા રાખો નહિ, પણ પ્રશંસા થાય તેવાં કાર્ય કરો; કીર્તિ સત્કાર્યની સાથેજ રહે છે.

૪૪ પ્રમાણિકપણાથી અને સત્યનિષ્ઠાથી કરેલાં કાર્યો આપણાં સુખની કાન્તિમાં અજબ જેવો વધારો કરે છે.

૪૫ સત્કાર્યોથી બનાવેલી સુવર્ણ સોનાની સીડી આત્માને આ દુનિયામાં તથા સ્વર્ગમાં ઉચ્ચ બનાવવાને પુરતી છે.

૪૬ સદ્‌ગુણને સંભાળી રાખવો તેજ સદ્‌ગુણ નથી, પણ દુર્ગુણના પ્રવેશને સંભાળી અટકાવવો,

૪૭ તકદીરની વાળેલી ગાંઠ તદબીરથી છુટતી નથી.

૪૮ માણસ જાતને જીવન પ્રેરનાર શક્તિ આશાજ છે. ખરેખર આશા એ આત્માનું જીવન રક્ત સુગંધી મશાલો છે.

૪૯ દરેક ઇચ્છાની સાથેજ ફળસિદ્ધિ રહેલી છે માત્ર તીવ્ર ઇચ્છા અને શુદ્ધ સંકલ્પના બળની જરૂર છે

૫૦ વચનમાં અને કર્મમાં ડહાપણથી વર્તવું એવો દૃઢ નિશ્ચય કરજો. અને તે પ્રમાણે વર્તવાથી બીજા માણસો પેઠે તમારે કંટાળો ખાવો નહિ પડે. કોઇની સાથે વઢવું નહિં પડે. ખટાઇ ચાખવી નહિ પડે.

૫૧ શક્તિ પ્રમાણે આપેલુ દાન શક્તિ પ્રમાણે દર્શાવેલી દયા, શક્તિ પ્રમાણે સાહાય્ય અને શક્તિ પ્રમાણે કરેલાં આવાં જ નાનાં કામો ચારિત્રને અત્યંત ઉજ્વલ બનાવે છે.

૫૨ જે અંતઃકરણમાં ઇશ્વર પ્રતિ સાચો પ્રેમ વર્તે છે તેજ અંતઃકરણ અતિ ઉદાર તથા દયાળુ હોઇ શકે છે.

૫૩ આ લોકમાં દમ્પતી સારાં કર્મથીજ સંસારના સારરૂપ બાળકને પ્રાપ્ત કરી શકે છે.

૫૪ જેવા બાળકની ઇચ્છા હોય, તેવા રૂપ તથા ચારિત્રવાળા બાળકનું માત પિતાએ ચિન્તવન કરવુ.

૫૫ વિષયનો અતિયોગ, એ પરણેલાં સ્ત્રી પુરૂષો વચ્ચેનું પ્રેમ બંધન ઢીલું પાડવાનું મ્હોટુ કારણ છે.

૫૬ કોઇપણ સારૂં કૃત્ય અફળ જતું નથી; તેમજ કોઇ ખોટું કૃત્ય થાય છે. તેની પ્રમાણ અસર થયા વિના રહેતી નથી.

૫૭ જો કોઇને શાન્તિ જોઇતી હોય તો એણે કામવૃત્તિમાંથી બ્હાર આવવું જોઇએ.

૫૮ બીજાઓને દૂષિત ઠરાવવાથી નહિ, પણ આપણી જાતને પવિત્ર કરવાથીજ આપણે આપણી સ્વાર્થવૃત્તિથી મુક્ત થઇ શકીએ.

૫૯ જો દુનિયાને સુધારવાને કોઇ આતુર હોય તો એણે પોતાની જાતનેજ સુધારવાનો આરંભ કરવો જોઇએ.

૬૦ ઉચ્ચ અને દૈવી દિશાઓ પ્રતિવાનને વાળવું એ એકજ કાર્ય કરવાનું છે અને તે સર્વોપરિ અગત્યનું છે.

૬૧ ધાર્મિકપણા માટે ખરી તરસ; પવિત્ર જીવન માટે ખરી ભુખ; ઉચ્ચાભિલાષ એજ જ્ઞાનનો સત્ય માર્ગ; શાન્તિનો સાચો પ્રયત્ન ને દિવ્ય પંથનો ખરેખરો પ્રારંભ છે.

૬૨ દયા એ દાન નથી, દયા એ પરોપકાર નથી, દયા એ કીર્તિ મેળવવાનું સાધન નથી, પણ દયા એ પ્રેમ છે.

૬૩ જે હાથ પારણું હીંચોળે છે તેજ હાથમાં જગત્ ઉપર સામ્રાજ્ય ભોગવવાની સત્તા છે.

૬૪ જ્યારે તમે કોઇ ઘોર નિદ્રામાં ડુબી ગયા હો; ત્યારે પરમાત્માનું સ્મરણ કરો.

૬૫ જ્યાં સુધી હૃદય ઉન્નત થયું નથી ત્યાં સુધી સઘળું શિક્ષણ અપૂર્ણ છે.

૬૬ આપણી પોતાની મહત્તા છે જ નહિં એમ માનવું અને બીજાઓને વિષે સર્વદા સારો તથા ઉચ્ચ અભિપ્રાય ધરાવવો એજ મ્હોટું ડહાપણ છે.

૬૭ જે જે કંઇ કાને પડે તે સર્વ સાચું જ એમ માનવું નહિ અને જે કંઇ સાંભળવામાં આવે અથવા આપણા માન્યામાં આવે તે બીજાને પાછું ઝટ લઇને કહી દેવું નહિં.

૬૮ ડહાપણનો ડોળ કદી પણ કરવો નહિં;

૬૯ માણસ માત્રને માથે હંમેશાં વિપત્તિ આવ્યા કરે છે, તેનાથી ન ગભરાતાં તેને ઇશ્વરના ઘરની કસોટી રૂપ માની વિપત્તિને સહન કરવા ધૈર્યથી તૈયાર રહેવું, વિપત્તિ સદાયે રહેતી નથી, જેમ રાત્રિ અને દિવસ બદલાયા કરે છે, તેમ મનુષ્યને માથે ચડતી પડતી સદા આવ્યા જ કરે છે.

૭૦ શુદ્ધ પ્રેમના પ્રતાપ આગળ મહાન વિકટ કાર્યો પણ તુચ્છ છે;

૭૧ દૈવને દોષ ન દેતાં ઇશ્વર જે કરે છે તે સારાને અર્થે જ એ મહામંત્રને યાદ કરી દુઃખમાં ધીરજ રાખનાર માણસ આખરે સુખની પરિસીમાએ પ્હોંચે છે.

૭૨ લોભ સમાન વ્યાધિ નથી, મોહ સમાન શત્રુ નથી, ક્રોધ સમાન અગ્નિ નથી અને જ્ઞાન સમાન બીજું સુખ નથી.

૭૩ જેઓ ધર્મ નીતિથી ચાલી આત્મશ્રદ્ધા રાખી, ઇન્દ્રિયોને જીતી સંતોષથી રહે છે, તેઓ સર્વદા સુખી થાય છે.

૭૪ જો તમે ધન ગુમાવ્યું હોય તો એમ સમજજો કે કંઇ પણ ગુમાવ્યું નથી. તન્દુરસ્તી ગુમાવી હોય તો એમ જ સમજો કે કંઇક ગુમાવ્યુ છે, પણ જો તમે તમારૂં ચારિત્ર્ય (સદાચાર) ગુમાવ્યું તેમ જ એમ જ સમજો કે તમે તમારૂ સર્વસ્વ ખોયું છે.

૭૫ જીવનને કડવું બનાવનાર દિલગીરીનો ત્યાગ કરી આનંદિત બનો. જે જે ઉમદા પાઠો આપણને શીખવાને મળે છે તે સંપત્તિના વખતમાં નથી મળતા પરંતુ વિપત્તિના વખતમાં મળી આવે છે,

૭૬ આપણે જો આપણાં કર્તવ્યને વળગી રહીશું તો આપણા હક અને અધિકાર એની મેળે આપણી પાસે આવશે.

૭૭ ઇશ્વરની કૃપા કષ્ટ નિવારણાર્થે મેળવવા હમેશ પ્રયત્ન કરવો.

૭૮ ઐશ્વર્યપ્રાપ્તિ માટે પવિત્રતા રાખવી જોઇએ.

૭૯ કુટુમ્બ સુખની પરિસીમા ? ક અવસ્થામાં જ ભોગવાય છે.

૮૦ જગતમાં જન્મી મોજ માણવી એ જીવનનો હેતુ નથી.

૮૧ ગરીબાઇ સદગુણ વિકાસની સ્થિતિ છે.

૮૨ પ્રભુની ઇચ્છાને આધીન થવું, એ મ્હોટું ડહાપણ છે.

૮૩ શરીરની શોભા સુવર્ણ નથી પણ સદગુણ છે

૮૪ સ્વસહાય-જાત મેહનત ફતેહની કુચી છે.

૮૫ તમારી મોજમજા ખરી હોવી જોઇએ અને કલ્પિત ન હોવી જાઇએ. તેને માટે તમારે સંભાળ રાખવી

૮૬ ખુશી કરવાની તક કોઇ દિવસ જવા દો નહિં,

૮૭ સઘળા તરફ નમ્ર રહો.

૮૮ ગમે તેમ હોય તોપણ ગુસ્સે થવું નહિ.

૮૯ ગુસ્સે થાવ તો હરકોઇ રીતે મુંગા રહો. તે બતાવવાને પ્રયત્ન કરો નહિં

૯૦ પૈસા કરતાં પ્યાર વધારે કિંમતી છે.

૯૧ પ્યારના એક બોધની અસર જડ ચીજની બક્ષીસ કરતાં વધારે છે.

૯૨ જીન્દગી એ ફરજ છે.

૯૩ સેવાથી સ્વર્ગનો પંથ પ્રાપ્ત કરો.

૯૪ તમે ભણતી વખતે એમ ધ્યાનમા રાખજો કે ટૂંકી જીન્દગાનીમાં જેટલું સાધશો તેટલું તમારૂં છે

૯૫ હાલેજ આપણે મરી જઇશુ એવી રીતે રહો.

૯૬ જ્યારે તમે પરોપકાર કરો છો ત્યારે જ તમે ઉત્તમ કાર્ય કરો છો.

૯૭ વિદ્યા ધર્મથી શોભે છે.

૯૮ ધનિક પોતાના દેશમાં માન પામે છે જ્યારે વિદ્વાન સર્વત્ર પૂજ્ય છે.

૯૯ ધનની સાથે વિદ્યા એટલે સોનામાં સુગંધ.

૧૦૦ યુવાવસ્થા, એ જીન્દગીનો અમૂલ્ય ભાગ છે.

અસ્તુ

# બાલોદ્યાન.

બાળવાર્તા.

## શ્રીકૃષ્ણની એક સાક્ષી.

લેખક—એક બ્હેન.

એક વખત હનુમાન્ અને અર્જુન બન્ને માર્ગમાં એકઠા મળ્યા. બન્ને વચ્ચે આડી અવળી કેટલીક વાતો થયા પછી, પ્રસંગ આવતાં હનુમાને શ્રી રામચંદ્રજીના વખતમાં સમુદ્ર ઉપર બાંધેલા સેતુબંધનું વર્ણન કર્યું એટલે અર્જુને હાસ્યાસ્પદ રીતે કહ્યું "એ ઉપરથી મને એમ નથી લાગતું કે રામ કોઇ વખાણવાલાયક યોદ્ધો હોય તેણે એમાં કાંઇ મોટું સાહસ કર્યું નથી તેના કરતાં બાણનો સેતુ બાંધ્યો હોત, તો તેની વધારે પ્રશંસા થાત." હનુમાન્ રામના ભક્ત હતા. તેમનાથી રામની નિંદા સહન થઇ શકી નહીં તેથી તે બોલ્યા—"હે અર્જુન, તું હજી કાચો છે જે પરાક્રમ પહેલાંના વાંદરાઓનાં શરીરોમાં હતું તેની તને ખબર નથી હમણાંના માણસોના કરતાં તે વખતનો એક એક વાંદરો પાંચ પાંચ દશ દશ મોટા મોટા પથ્થરાઓ ઉપાડી જતો હતો. એવા બળવાન્ વાનરોની સેના જે સેતુ ઉપરથી જાય, તે બાણનો સેતુ તે વળી તેમનો ભાર ઝીલે ખરો?" અર્જુન બોલ્યો—"શું કામ મોટાઇ કરે છે? મેં એના કરતાં ચાર ગણા વાંદરાઓને આવવા જવા જેવો સહજ સેતુ બાંધ્યો હોત" હનુમાન્ બોલ્યા—"હવે મારી તો વૃદ્ધાવસ્થા થઇ તોપણ તારો બાંધેલો સેતુ હું એકલો એક કુદકામાં સહજ ભાંગી નાખીશ" એમ સંવાદ થતાં થતાં બન્ને જણા હઠ ઉપર ચઢયા અર્જુન બોલ્યો—"હું હમણાંજ આ સેતુ પર્ણચાડે સેતુ બાંધું છું તે જો તું ભાંગીશ તો હું અગ્નિમાં પ્રવેશીને મારા પ્રાણ તજી દેવા તૈયાર છું!" હનુમાન્ બોલ્યા—"મને મૃત્યુ નથી, પણ તું સેતુ બાંધે તે જો મારાથી એક કુદકામાં ન ભાગે તો હું યુદ્ધના વખતમાં તારા રથ ઉપર ધજા લઇને બેશીશ" એ પછી અર્જુને એ સેતુ પછવાડે બીજો બાણનો સેતુ બાંધ્યો. અર્જુને પોતાના બળથી આ કામ કીધું પણ હનુમાને એક કુદકામાં સેતુ ભાંગી નાખ્યો. તે જોઇને અર્જુન ચિતા સળગાવી બળી મરવા તૈયાર થયા. પ્રાણ ત્યાગ વેળા ત્યારે તેમણે છેલ્લું શ્રી કૃષ્ણસ્મરણ કર્યું એટલે એક વૃદ્ધ બ્રાહ્મણનો વેશ લઇને શ્રી કૃષ્ણ આવ્યા. તેમણે સહજ પ્રશ્ન કર્યો કે—"ભાઇ, આ શી પ્રકાર ચાલી રહ્યો છે?" અર્જુને હનુમાન્ અને પોતાની વચ્ચે ચાલેલા સંવાદની વાત કરી, ત્યારે બ્રાહ્મણે પ્રશ્ન કર્યો કે—'તમે સેતુ બાંધ્યો અને આ વાનરરાજે ભાંગી નાંખ્યો એનો સાક્ષી કોણ?" બન્ને ચકિત થયા અને હનુમાને કહ્યું—"તો ફરીથી સેતુ બાંધો અને હું ફરીથી ભાંગી નાખીશ. સાક્ષી તમે" અર્જુને ફરીથી બાણોનો સેતુ બાંધ્યો અને હનુમાને પોતાના સર્વ બળ સમેત કુદકો માર્યો પણ એમ બન્યું કે—દડો રમતી વખતે જેમ દડો એક જગ્યાએ નાખ્યા પછી પાછો ઉછળીને બીજે ઠેકાણે પડે છે તેમ હનુમાન્ તેના ઉપરથી ઉછળીને દૂર જઇ પડયા હનુમાનથી આ વખતે એ સેતુ ન ભંગાયો તેનું કારણ એ હતું કે—તે વખતે શ્રી કૃષ્ણે સેતુ નીચે પોતાનું ચક્ર મૂક્યું હતું. હનુમાન સેતુ ઉપરથી

ઉછળીને બીજી જગ્યાએ પડયાથી તે બન્ને જણા હસવા લાગ્યા તેઓ હસ્યા એટલે હનુમાન્ લજાયો અને શ્રી કૃષ્ણ પરમાત્માએ તેને પોતાનાં ભગવાન સ્વરૂપે દર્શન આપી કહ્યું કે-અર્જુનનો બાણાવલિ તરીકેનો મહિમા આ જગત્માંમાથી કદિ ઘટી શકે તેમ નથી તમે તમારા સમયમાં યોદ્ધા હતા તેઓ તેમના સમયના છે હનુમાન હસીને બોલ્યા—"ભગવાન્ જેના પક્ષમા તમે-તેની સામે થનારનુ શુ ગજું !"

---

## શારદા.

—ooo—

લેખક—બ્હેનશ્રી "બાળા"

મુંબઈ શહેરની અંદર એક સદ્‌ગૃહસ્થ પોતાના કુટુમ્બસહિત રહેતો હતો તે જે મકાનમા રહેતો હતો, તે મકાનના ઉપલા માળમા રાતના બાર વાગ્યે લાહ્ય થઇ

આ વખતે ઉપના માળમાં તે સદ્‌ગૃહસ્થની બે દિકરીઓ અને એક દિકરો સુતાં હતાં આગ લાગેલી હોવાથી, તે માળા નીચે ઘણાં માણસો એકઠા થઇ ગયાં શોરબકોર ઘણો થવા લાગ્યો અને તેથી તે સદ્‌ગૃહસ્થની છોકરી શારદા, જે બાર વર્ષની હતી તે જાગી ઉઠી. ઘોંઘાટ શા માટે થાય છે, તે તે સમજી શકી નહિ તેણે બારી ઉઘાડી અને નીચે જોયુ તો ઘણાં જ માણસોને બુમો પાડતાં જોયા 'અરે બ્હેન, તું એકદમ કુદકો માર. અમે તને ઝીલી લઇશુ ઉપલા માળને આગ લાગી છે જો તું કુદકો નહિ મારે તો એક મીનીટની અંદર બધો માળો બળી જશે અને તું તેમાં સપડાઇ જઇશ તાકીદ કર, તાકીદ કર " પહેલાં તો શારદા બિચારી ગભરાઇ ગઇ, પણ ફરીથી હિંમતવાન થઇને તે અંદર ગઇ પોતાના નાના ભાઇને તેડી લીધો અને જેમ બને તેમ જલ્દી બારી પાસે આવી તેણે નીચે રહેલા માણસોને કહ્યુ કે-' ભાઇઓ, હું આ મારા ભાઇને નીચે નાખુ છું તમે તેને જાળવીને ઝીલી લેજો. હવે હું મારી બ્હેનને લેવા જાઉ છુ " એમ કહીને તેણે પોતાના ભાઇને નીચે નાંખ્યો તેને માણસોએ સાચવીને ઝીલી લીધો

પછી તે અંદર ગઇ અને પોતાની બ્હેનને લઇ આવી તેને પણ પહેલાની પેઠે નીચે નાંખી

પણ અરેરે ! જેવી તે બિચારી પોતે પડવાની તૈયારી કરે છે, તેવામા આખો માળો સળગી ઉઠયો અને નીચે તુટી પડ્યો. તે બાળા તેમાં સપડાઇ ગઇ, અને બચબરેલી રીતે સળગી ગઇ

માણસોએ તેને આગમાંથી કાઢી અને એકદમ દાક્તરને બોલાવવા માણસ મોકલ્યુ દાક્તર આવ્યા. તેને તપાસી અને પછી કહ્યું કે—"બ્હેન, હુ તને બચાવી શકુ તેમ નથી કારણ કે તું બહુજ દાઝી ગયેલી છે "

શારદા બોલી—" દાક્તર સાહેબ, કાંઈ ફીકર ન કરશો મે મારો પોતાનો જીવ ખોઇને મારી બ્હેનનો તથા મારા ભાઇનો—એમ બે જીવ બચાવ્યા છે, અને તેથી મને ઘણો જ હર્ષ થાય છે હું મારી જીંદગીને મારી બ્હેન અને ભાઇની જીંદગી પાસે તુચ્છ ગણું

છુ. મે તેઓને વારવે માર્ગે જીવ આપ્યો છે. તે તમે જાણો છો અને મને આશા છે કે પરમ કૃપાળુ પ્રભુ મને સ્વર્ગ આપશે."

તેની પાસે ઉભેલાં સૌ તે વખતે એકે અવાજે બોલી ઉઠયાઃ "ધન્ય છે, શારદા, તને ધન્ય છે!"

# ગુણિયલ સરલા.

લેખક—મીં. સવિતાગૌરી દેસાઇ.

સંધ્યાંત સમયે ભરતપુર રાજ્યના વિશાળ બગીચામાં અપૂર્વ શોભા થઇ રહી છે. બગીચાના મધ્ય ભાગમા સુદર મહેલમાં રાજાની પુત્રી સરલાસુંદરી પોતાની સાહેલીઓ સાથે આનંદ કરી રહી છે. અત્યારે તે બગીચા બહાર થોડેક દૂર આવી રહેલી એક ઝાડી તરફ એકી ટશે જોઇ રહી છે સૂર્યના મનોહર રંગનાં કિરણો સરલાસુંદરીના મ્હો ઉપર ચળકાટ પાડી રહ્યાં છે

થોડીક જ વારમા એક યુવક તે તરફથી આવતો જણાયો. આ યુવક ભરતપુર રાજ્યમા એક સરદાર હતો, અને રાજકુમારી સાથે તેને નાનપણથી પ્રીતિ થઈ હતી. તેણે આવીને કહ્યું કે—"સરલા, હું તારા પિતાને હવે સમજાવુ તો ઠીક. માનસિંહ, આવતી કાલે અહીં આવનાર છે માટે તારે હવે અમારી બાબતમાં એક દૃઢ નિર્ણય ઉપર આવી જવુ જોઇએ"

સરલા—"રમણ, ગમે તેમ થશે પરંતુ મારા નિર્ણયમાં હું ફરક પડવા દેનાર નથી, એ નક્કી માનજો."

રમણસિંહ—"પણ તારા પિતા ક્યાં માને તેમ છે? તારા પિતા મારા વિરૂદ્ધમાં છે અને તેથી જ હું આજે તને અહી કહેવા આવ્યો છુ કે-તારે મારી આશા તજી દેવી."

સરલા—"મને પિતાજીની દરકાર નથી. મે સંપૂર્ણ વિચાર પછી જ મારૂ મન તમને અર્પણ કરી દીધેલું છે. મારો લેવદેવો. બોલ.૮૯ છે

રમણસિંહ—"ઠીક, ત્યારે તો આપણે બન્નેને નાસી ગયા વિના છુટકો નથી. આ પણ પ્રેમની ખબર તારા પિતાને પડતાં તારા ઉપર ક્રોધનો વરસાદ વરસ્યા વિના રહેશે નહિ"

સરલા—"તમે જેમ કહેશો તેમ કરવા હુ તૈયાર છુ. જો તમે આજે ચાલવા કહો તો આજે અને અત્યારે કહો તો અત્યારે તમારી સાથે આવવા હુ રાજી છુ—"

પણ આ વાત ચાલતી હતી, એટલામાં, આ શુ ! પાછળથી રાજાના અનુચરોએ આવીને રમણસિંહને એકાએક કેદ કરી લીધો, અને સરલાસુંદરીને તેનાથી વિખૂટી પાડીને તેઓ તેને મહેલમાં અને રમણને રાજા પાસે લઇ ગયા !

× × × × ×

"સરલા" રાણીએ કહ્યું—"હું જાણું છે કે તુ મને બહુ જ વહાલી છો! તું શા માટે મારૂં કહ્યું માનતી નથી? માનસિંહને પરણવાથી તું સુખી થશે. રમણનો વિચાર તારે

સરલા—"વ્હાલાં માતાજી, રજપૂત કુલમાં મન વિરૂદ્ધ લગ્ન ક્યારે થયલાં સાંભળ્યાં છે? તમારૂં કહેવું મારાથી માની શકાય તેમ નથી!' મને નાહક શા માટે સંતાપો છો?"

રાણીએ જ્યારે છોકરીની હઠ જોઇ ત્યારે કહ્યું કે—"સાંભળ, તારા પિતાએ એવો ઠરાવ કર્યો છે કે—જો તું મારૂં કહેવુ નહીં માને તો થોડીવાર પછી તેમના તરફથી તને ઝેર કરવામાં આવશે. આપણા કુળના હિતને ખાતર અને આપણી આબરૂને ખાતર તારે માનસિંહનેજ પરણવું જોઇએ"

સરલાએ પોતાનો દૃઢ નિશ્ચય એમ છતાં પણ ન ફેરવ્યાથી લાચારીથી તેની માએ તેના પિતાને એ ખબર કહ્યા. એ ઉપરથી રાજાએ પોતાની કુંવરીને નજરકેદ કરી.

\+ + + + +

"સરદાર સમરસિંહ,

"આ પત્ર લાવનાર યુવક રમણુસિંહને તમારી સરહદ ઉપરના ભીલોને વેચાતો આપી દેજો. મૂર્ખને કહેજો કે એક માલિકની પુત્રી જોડે પ્રેમ કરવામાં તેણે મોટું બેવકૂફીભરેલું કામ કર્યું છે. આ પત્ર તેને વાંચવો હોય તો વાંચવા દેજો.

લી॰ મહારાજા અજીતસિંહની વતી તેમની પુત્રી
સરલા"

આવો એક પત્ર અજીતસિંહે સરલા પાસે બળાત્કારે લખાવ્યો અને તેને ફરજ પાડી કે—રમણુસિંહને આ પત્ર તારે હાથોહાથ આપવો અને તે ફત્તેહપુરના સરદાર સમરસિંહને આપી આવે એમ કહેવું અજીતસિંહ પાસેના એક ખડમાં સંતાઇ રહ્યા અને સરલા પાસે એ પત્ર તેણે રમણુસિંહને અપાવ્યો ત્યારેજ તે જંપ્યો આમ કરવામા તેની મતલબ એ હતી કે—તે પત્રની વિગત જ્યારે રમણુસિંહના જાણવામાં આવે ત્યારે તે સરલાને ધિક્કારે અને તેની સાથે પરણવાનો વિચારજ બંધ રાખે કે જેથી અજીતસિંહથી સરલાને માનસિંહ સાથે પરણાવી દેવાનું બની શકે

\+ + + + +

ભરતપુરના કિલ્લાની બહાર પાસેનો એક રાજા નામે ધીરસિંહ છાવણી નાંખીને પડ્યો હતો. ભરતપુરના કિલ્લામાંથી બહાર આવનારાઓની તે ખૂબ તપાસ લેતો સાંજને ટેકે જ્યારે રમણુસિંહ સરલાની ઉપર જણાવેલી ચીઠ્ઠી લઇને દરવાજાની બહાર નીકળતો હતો ત્યારે તેના ઘોડાને થોડેક દૂર જવા દીધા પછી ધીરસિંહના માણસોએ તેને પકડ્યો તેની ઝડતી લેતાં સરલાવાળી ચીઠ્ઠી તેની પાસેથી મળી આવી. તેને ધીરસિંહ પાસે લઇ જવામાં આવ્યો. ધીરસિંહે સરલાવાળી ચીઠ્ઠી ઉઘાડીને વાંચી. એ પછી રમણુસિંહને પૂછ્યું "શું તમેજ રમણુસિંહ છો?" "હાજી"

"શું તમે અજીતસિંહની પુત્રી સરલાસુન્દરીને ચાહો છો?"

"હાજી"

"તમને તે કુમારીનો પ્રેમ કેવો લાગે છે?"

"શુદ્ધ સ્ફટિક મણિ જેવો"

"વારૂ. લ્યો આ ચીઠ્ઠી, વાંચો અને જાણો કે જેને તમે સ્ફટિક મણિ કહો છો તે કેટલું બધું મેલથી ભરપૂર છે!"

રમણુસિંહ ચીઠ્ઠી વાંચી રહ્યો.

ધીરસિંહ—"કેમ, શો વિચાર કર્યો ?"

રમણુસિંહ—"આપનું કહેવું યથાર્થ છે"

ધીરસિંહ—"તમે હવે શું કરવા માગો છો ?

રમણુસિંહ—"અત્યારે તો આપનો કેદી છું"

ધીરસિંહ—"હું તમને છોડી મૂકું છું પણ તે પછી શું કરશો ?"

રમણુસિંહ—'ચીઠ્ઠી આપવા જવા મારો વિચાર નથી"

ધીરસિંહ—"ત્યારે તમારે શું કરવું તે હું જ બતાવું તમને મારા સૈન્યમા એક સરદાર તરીકે નીમુ છુ ને તમે મને સંતોષ આપશો તો મારા જમણા હાથ તરીકે હું તમને સ્થાપન કરીશ. તમે જય મેળવી એજ કન્યાને પશ્ચાતાપ કરવો પડે એમ કરો"

રમણુસિંહે આ પદવી સ્વીકારી

\+ + + + +

એ પછી ધીરસિંહે અજીતસિંહને કહેવરાવ્યું કે-"લડવા તૈયાર થઇ જાઓ " બન્ને પક્ષ વચ્ચે લડાઈ શરૂ થઇ અજીતસિંહ જાતે લડાઇમાં ઉતર્યો અને પોતાના લશ્કરને તે જાતે જ શરાતન આપવા લાગ્યો ધીરસિંહે એક દિન રમણુસિંહને કહ્યું કે-"જો સરદાર, તમે અજીતસિંહને આજ ઘાયલ કરશો, તો તમને મારા સેનાધિપતિની પદવી આપવી જો તેને મારશો તો મારા રાજ્યનાં ૧૦ ગામ આપીશ અને જીવતો કેદ પકડશો તો ૨૦ ગામ બક્ષિસ આપીશ.'

રમણુસિંહ શૂરવીર હતો. તેને અજીતસિંહનો મદ ઉતારવાની ઇચ્છા હતી, આથી ખાસ તેણે પોતાના લક્ષ તરીકે અજીતસિંહને જ ધારી રાખ્યો અને તેની જે જે હીલચાલ થતી તે તરફ બારિક ધ્યાન આપતો આખરે એક પળ એનું ધારેલું પરિણામ બર આણે એવી આવી તેણે તેને મારી નાંખવા જેટલી ક્રૂરતા વાપરી નહીં તેણે અપૂર્વ કુશળતાથી અજીતસિંહને ઘાયલ કર્યો ધીરસિંહે તેને સાબાશી આપી

\+ + + + +

એ રાત્રે જ્યારે સૈન્યે લડાઇ બંધ પાડી અને સૌ કોઈ સરદારો પોતપોતાના તંબુમાં નિદ્રાવશ હતા ત્યારે રમણુસિંહના તંબુમા એક સુકુમાર છોકરો સંતાતો છુપાતો જઇ પહોંચ્યો અજીતસિંહ તે વખત અર્ધ નિદ્રામા હતો છોકરાએ કહ્યું ' વ્હાલા !"

રમણુસિંહ—"કોણુ દુર્ગા સરતા ?"

"આપની ભૂલ છે કાગળનો ખુલાસો હું પછીથી કરીશ પણ અત્યારે કૃપા કરીને મારા પિતાજી પાસે ચાલો તેઓ મરણુપથારી ઉપર છે અને તમને મારી સાથે પરણા વવા માગે છે "

"પણ હું અહીં છુ, તે તેઓએ શી રીતે જાણ્યુ ?'

"તેમના ગુપ્ત જાસુસે તેમને એ ખબર આપી છે તમે તેમને ઘાયલ કર્યા, એ પણ તેઓ જાણે છે એમણે કાગળ મારી પાસેથી બળાત્કારે લખાવ્યો હતો. વ્હાલા, હું તમારી જ છુ તમે ગુસ્સામાં આવી જઈ, નાહક મારા બાપુને માર્યા છે પણ હરકત નહીં હવે ચાલો, તેઓ આપણા પ્રેમમાં ખુશી છે"

"એની ખાત્રી શી ?'

સરલાએ એક પત્ર કાઢ્યો, જેમાં અજીતસિંહે પોતાના સ્વઅક્ષરે લખ્યું હતું કે-

"સરલાં સાથે રમણસિંહનું લગ્ન થાય તેમાં હું ખુશી છું. સરત એ કે—સરલાનું રાજ્ય રમણસિંહે બચાવવું; અને ધીરસિંહના પ્રાણ લેવા."

રમણસિંહને હવે ખાત્રી થઇ. તે છાનોમાનો સરલા સાથે અજીતસિંહ પાસે ગયો. અજીતસિંહે તેની માફી માગી, અંતે સ્વર્ગમાં સીધાવ્યો.

એ પછી રમણસિંહ ઘણીજ હોંશિયારીથી ધીરસિંહના સૈન્યને હરાવ્યું એટલું જ નહીં પણ ધીરસિંહને તેણે પોતાના બાહુબળથી ઠાર કર્યો.

છેવટે સરલા અને રમણસિંહનાં લગ્ન થયાં અને અજીતસિંહને સરલા શિવાય બીજું કોઈ સંતાન ન હોવાથી રમણસિંહ ભરતપુરનો રાજા થયો!



<u>બાલવિનોદ.</u>

## બાળાઓનું ગીત.

લેખક:—બ્હેનશ્રી સુરજ બ્રિજલાલ શાહ.

બધી બાળાઓ—આવો આવો આપણ રમીએ,
રમતાં પહેલાં સૌને નમીએ;
નમતાં નમતાં વાતો કરીએ,
વાતો કરતાં પણ કંઇ ભણીએ.
એક બાળા—જે ન ભણે તે કેવી કેવી!
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી. ૧
બીજી બાળા—આડી અવળી રસ્તે દોડે,
વખતે શિર પોતાનું ફોડે;
ચાલે જેમ ચઢીને ઘોડે,
બીજીને જઇ થપ્પડ ચોડે.
બોલો બેનો તે છે કેવી!
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી. ૨
ત્રીજી બાળા—નિત્ય નિશાળે મોડી આવે,
ગજવામાં ખાવાનું લાવે;
સૌની વચ્ચે બેસી ખાવે,
વાતો કરીને શોર મચાવે,
બોલો બેનો તે છે કેવી?
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી. ૩
ચોથી બાળા—પાટી ફોડે, ચોપડી ફાડે,
મારા મારી કરીને ત્રાડે,
આગથી અમથી ચીસો પાડે,
વાછરડાની પેઠ બરાડે,
બોલો બેનો તે છે કેવી!

બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી ૪
પાંચમી બાળા—લખતાં લખતાં વાર લગાડે,
સ્લેટ, ચોપડી, હાથ બગાડે,
વાંકી ચુકી લીટી કહાડે,
લક્ષ ન દે શિક્ષક દેખાડે.
બોલો બેનો તે છે કેવી!
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી. ૫
છઠ્ઠી બાળા—લખવા માટે પેન જડે નહિ,
વાંચે શું ચોપડી મળે નહિ,
પૂછે તો ઉત્તર આપે નહિ,
છેલ્લેથી ઉપર આવે નહિ.
બોલો બેનો તે છે કેવી?
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવા, ૬
સાતમી બાળા—મોડી ઉઠે નિત્ય સવારે,
દાતણ પાણી નહિ સંભારે,
નહાવું ધોવું ગમે ન ક્યારે,
ખાવા માગે જ્યારે ત્યારે,
બોલો બેનો તે છે કેવી?
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી ૭
પહેલી બાળા—એવી બેનને શું કરીએ?
બધી બાળાઓ—સોબત તેની સૌ પરહરીએ
બીજી બાળા—શું એવીની સાથે ફરીએ?
બધી બાળાઓ—ના,ના, એનાથી તો ડરીએ
એક બાળા—બોલો બેનો તે છે કેવી!
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી. ૮

## ગોર્યોનું ગીત.

( નીચેનું ગીત બાળાઓ ગોર્યોના તહેવારમાં ગાય છે )

મગ મગ જેવડો મોગરોરે,
ડેલા જેવડું ફૂલરે, મોરી બાઇ,
તે ફૂલ લઇને રમવારે ગયાં' તા,
રમતાં રમતાં રાત પડી ગઈ,
ભાઇની પિછોડીએ ભાત પડી ગઈ.

ભાયલી (વડોદરા)

# બાળકોના ઉખાણાં.

લેખક: સૌ. બહેન હરકોર

૧ કોણે હીમાળા સેવીઆ, કોણે સેવી આગ,
કોણે કરવત મુકાવીઆ, કઇ રાણીને કાજ?
જવાબ—કાથે હીમાળા સેવીઆ, ચુને સેવી આગ,
સોપારીએ કરવત મુકાવીઆ, રાણી નાગરવેલને કાજ.

૨ ચોખંડી નગરી, ચાર દરવાજા,
સોળ રાજાને સાત સિપાઇ, તેનો જવાબ તમે કહો મહારાજ!
જવાબ—સોગટાંબાજી.

૩ પત્થર મટી થઈ પ્રેમદા, ભોજન કરતાં ગામ,
અડધું અંગ ફરે ફુદડી, ચાલે ઘમર ચાલ?
જવાબ—ઘંટી.

૪ બારસે ઉધા બારસે ચત્તા, બારસે બાવનવિર,
મારું વરત વરતે તેને, આપુ સોનાનાં ચીર!
જવાબ—નળીઆં.

૫ રણવગડામાં, લોઢીની પથારી?
જવાબ—લાસચુંદડી.

૬ ગામ બધું જતુ રહ્યું, ને બાબોજી રહી ગયા?
જવાબ—ચુલો.

૭ એક ભાઇ ચઢે, ને એક ભાઈ ઉતરે!
જવાબ—રોટલો.

૮ ઉંચે બારણે બેસીએ છીએ, લાંબી લેખણે લખીએ છીએ,
મળવું હોય તો આવજો?
જવાબ—ઘાંચીની ઘાણી.

૯ અંગકાળું, દાંત ઉજળો, ચાલે ઘમર ચાલ,
સાસુ, વહુ, ને દીકરી, એ ત્રણેનો એક ભરથાર?
જવાબ—દાંતનો ચુડો.

૧૦ હાથીને પગે કુંડા લાવી આપો?
જવાબ—હાથી રમઝમ ચાલે, પતાળ પાણી કાઢે
પતાળ પાણી ઉંડા, હાથીને પગે કુંડા.

# બાળકોના ઉખાણાં.

લેખક: સૌ. રૂક્ષ્મણી છગનલાલ મહેતા.

| | સવાલ | જવાબ |
|---|---|---|
| ૧ | એક કોઠારમાં બત્રીસ બાવા તે શુ ? | દાંત. |
| ૨ | જરાક અમથી ગારથી આખું ઘર લીપાય તે શુ ? | દીવો. |
| ૩ | એક જનાવર એવુ તે પૂછડે પાણી પીવુ. | દીવો. |
| ૪ | ધોળી કુંડમાં ધગડી નાચે, | રવઇ |
| ૫ | ભર્યા તળાવમા પાંચશેરી તરે | માખણનો લોચો. |
| ૬ | છાપરે છાપરે પીઠડી પથરાય. | તડકો. |
| ૭ | છાપરે છાપરે મગ વેરાય | વરસાદ. |
| ૮ | બધા ગામમાં બે બાવળીઆ | ચાંદો ને સુરજ, |
| ૯ | બારણે બારણે ચોરનાં માથાં | ટોડલા. |
| ૧૦ | થાળી ભરી રાઇ કોઇથી નહી ગણાય. | તારા. |
| ૧૧ | બારસે ઉંધાં ને બારસે ચત્તાં | નળીઆં. |
| ૧૨ | ઉચે માળે ધણનો વાસ, | નળીઆં. |
| ૧૩ | વન વગડામાં લોહીનાં ટીપાં. | ચણોઠી. |
| ૧૪ | વન વગડામાં ભેસના પોદળા, | સુરણ. |
| ૧૫ | વન વગડામાં કાળી ચોટી, | મોગરી. |
| ૧૬ | સોનેરી દાબડીને બત્રીસ ઢાંકણાં. | કેરી |
| ૧૭ | રાજાની રાણી બારીએ બેઠી જોવા આવે | જાળું. |
| ૧૮ | વન વગડામાં હોલા હીચે. | કેરી |
| ૧૯ | નાની શી દડી, સોને મઢી, જઇ રાજાને ખોળે પડી. | નારંગી, |
| ૨૦ | નાની શી દડી, મોતીએ મઢી, જઈ રાજાને ખોળે પડી | દાડમ. |
| ૨૧ | ભીંતમાં ભીત પડીતમાં પાણી, તે પીએ રાજાની રાણી | નાળીએર. |
| ૨૨ | એક દર, બીજું દર, ત્રીજા દરમાં દામોદર. | નાળીએર. |
| ૨૩ | અસરની કોથળીમાં હાથ હાથનાં બી, | મરચું. |
| ૨૪ | કાળી કુતરી લસપસ અને ત્રણ માથાને દસપગ, | કોશ. |
| ૨૫ | નાની શી ઓરડી, માથે ટોપલી ને પેટમાં ઓરડી. | ખારેક, |
| ૨૬ | દેશ ગયો, પરદેશ ગયો, પાણી દેખીને ટપ મરી ગયો, | કાગળ. |

(પાલનપુર)

# !!! અનાથોનો પોકાર !!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

" પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરીને દીન જાણી,
દયાનાં કામ કરો સહુએ પરથી, એવી સેવાની એંધાણી. "

ગરીબોથી ગુર્જરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે. તમારાજ ઉપર આધાર રાખી રહેલાં અનાથ બાળકો, કુલીન સદાચરણી વિધવાઓ અને ગદ્દદ સાદે પોકાર કરતાં વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દૃષ્ટિ કરો. તેમનાં દુઃખ ફેડી, સંસ્કાર, વિદ્યા, હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો. સુપાત્રે દાન એજ શ્રીમંતાઈની સાર્થકતા છે. આ આશ્રમમાં અન્ન ધાન્યથી વિમુખ, ભૂખે મરતાં, અને ટળવળતાં અનાથ બાળકો નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે. વ્યવસ્થા સંપૂર્ણ-સહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારનાં નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાવાય છે. રૂપીયા એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે. હાથ કંકણથી નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે. કરકમળ લંબાવો અને દયા લાવો. આ આશ્રમમાં કેટલાક સમયથી બ્રહ્મચર્ય આશ્રમ ખોલવામાં આવ્યો છે અને તેમાં જનોઇ લીધેલા દ્વિજ બટુકોને ગેરંટીથી દાખલ કરી પોતાના નિત્યકર્મો સાથે સાયનપ્રાતઃ હોમ કરાવી દંડ ધારણ આદિ ઋષિ વેશમાં સંસ્કૃત, વૈદિક, ગુજરાતી અને ઇંગ્રેજી વિદ્યા શીખવવામાં આવે છે.

મંત્રીઃ શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ,
સિદ્ધપુર.

---

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવંતરાય માટે શા. સોમાલાલ મંગળદાસે અમદાવાદમાં પાંચકુવા ચાર રસ્તે આવેલા પોતાના ધી 'ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં' છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ, રાયપુર, 'સુન્દરી સુબોધ' ઓફિસમાંથી પ્રકટ કર્યું.

REGISTERED No. B 436.



